શ્રીમદ્‌ભાગવત

# પ્રથમ સ્કન્ધ-સુબોધિનીજી

[ ગુજરાતી અનુવાદ ]



ગો. વા. જયકૃષ્ણદાસ ક. ટ્રસ્ટ ફંડ : ભરૂચ

अखिलभूमण्डलाचार्य श्री १०८ मद्वल्लभाचार्याः ।



પ્રાકટ્ય : ૧૫૨૯ / ૧૫૩૫ ચૈત્ર કૃષ્ણ ૧૧

લીલાપ્રવેશ : ૧૫૮૭ આષાઢ શુક્લ ૨

મ. ગ. શાસ્ત્રી સ્મારકમાલા, ગ્રન્થાંક ૪

જગદ્‌ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજીવિરચિત

# શ્રીમદ્‌ભાગવત

# પ્રથમ સ્કન્ધ સુબોધિનીજીનો

## ગુજરાતી અનુવાદ

અનુવાદકર્તા

વે. શા. સં. જટાશંકર કાનજી શાસ્ત્રી, રાજકોટ

દ્રવ્યની સહાય કરનાર

ભરૂચના: ગો. વા. શેઠ જયકૃષ્ણદાસ કસનદાસ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ

પ્રો. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ. એ.

શેઠ જસવંતલાલ નરોત્તમદાસ

શેઠ મણિલાલ નરોત્તમદાસ

પ્રકાશક

વાડીલાલ નગીનદાસ શાહ,

બી. એ. એલએલ. બી., એડવોકેટ.

ભૂલેશ્વર, મુંબઈ ૨

પ્રત ૧૧૦૦ | મૂલ્ય : પાકું પૂઠું ૩—૦—૦ / કાચું પૂઠું ૨–૧૨–૦ | સંવત ૧૯૯૬

[ સર્વ હક્ક પ્રકાશકે સ્વાધીન રાખ્યા છે. ]

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૨૩૯૩

પુસ્તક મળવાનું ઠેકાણું

૧. પણ્ડિત ગટ્ટૂલાલાજીનું મંદિર, કેથિડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર, મુંબઇ ૨
૨. રા. રા. ગિરિધરલાલ જગજીવનદાસ શાહ, બુકસેલર, મોટા મંદિર, ભૂલેશ્વર, મુંબઈ ૨
૩. શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા, મોટા મંદિર, સુરત
૪. પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, નડિયાદ
૫. રા. રા. લલ્લુભાઈ છગનલાલ દેસાઈ, બુકસેલર, ટેમલાપોળ, કાલુપુર, અમદાવાદ
૬. વૈશ્વાનર બુક એજન્સી, મીઠાખળી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય · રાયખડ રોડ · અમદાવાદ
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મીસ્ત્રી, બી. એ.



भगवच्छास्त्रनिष्णात मगनलाल गणपतराम शास्त्री, एम. ए.

આવિર્ભાવ: ૧૯૩૦ માર્ગશીર્ષ કૃષ્ણ ૪ તિરોભાવ: ૧૯૯૧ આષાઢ કૃષ્ણ ૨

# પ્રસ્તાવના

ઘણાં વર્ષો પહેલાં સંપ્રદાયના સુપ્રસિદ્ધ પંડિત છગનલાલ શાસ્ત્રીએ પ્રથમ સ્કન્ધનાં શ્રીસુબોધિનીજીનું મુદ્રણ કરી તેનું ભાષાન્તર કર્યું હતું અને તે પ્રસિદ્ધ પણ કર્યું હતું. કેટલાંય વર્ષોથી તે ભાષાંતર વૈષ્ણવોને મળતું ન હતું, એટલે ફરીથી ભાષાંતર છપાવવાનું કામ હાથ ઉપર લેવામાં આવ્યું. આ ભાષાંતર રાજકોટના શાસ્ત્રી જટાશંકર કાનજીભાઈ પાસે કરાવ્યું છે. તેમણે છગનલાલ શાસ્ત્રીના ભાષાન્તરની ઘણી મદદ લીધી છે, એમ આ ભાષાન્તર ઉપરથી સ્પષ્ટ સમજાય છે. વૈષ્ણવોને પ્રથમ સ્કન્ધ સુબોધિનીજીનું અધ્યયન કરવાનું ઘણું સરળ થઇ પડશે. બીજી આનંદની વાત એ છે કે દ્વિતીય સ્કન્ધ સુબોધિનીજીનું ભાષાન્તર સંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન શાસ્ત્રી કલ્યાણજીભાઇએ કર્યું છે અને તે વડોદરાના ભગવદ્ધર્મ-પરાયણ શેઠ ટોડરમલભાઈ સામળ બેચર તરફથી હાલમાં છપાય છે. દિવાળી સુધીમાં તે છપાઈ જશે. આ અમૂલ્ય ગ્રન્થનું ભાષાન્તર કરાવવાનો ખર્ચ તથા તેનું મુદ્રણ કરવાનો સઘળો ખર્ચ ભરૂચના ગોલોકવાસી વૈષ્ણવ જેકીસનદાસ કસનદાસ શેઠના ટ્રસ્ટીઓ પ્રોફેસર ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, શેઠ જસવંતલાલ નરોત્તમદાસ તથા શેઠ મણિલાલ નરોત્તમદાસે ટ્રસ્ટ ફંડમાથી ઘણી ઉદારતાથી આપ્યો છે, તે બદલ અમે તેમનો જાહેરમાં અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આ બે ત્રણ વર્ષથી તો શેઠ જેકીસનદાસના ટ્રસ્ટ ફંડની મદદથી સાંપ્રદાયિક સાહિત્યનો ઉદ્ધાર થયા કરે છે. મગ્નલાલ શાસ્ત્રીજી સ્મારકાંક, વિવરણત્રય અને બુભુત્સુબોધિકા જેવા મહત્ત્વના ગ્રન્થો આ ટ્રસ્ટ ફંડના સાહાય્યથી જ પ્રકટ થયા છે એ વાત વૈષ્ણવ સંપ્રદાયમાં હવે તો સુવિદિત જ છે. આવાં સત્કાર્યો માટે ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓને ધન્યવાદ આપવો ઘટે છે, અને અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં પણ આજ પ્રમાણે આ ટ્રસ્ટીઓ સાંપ્રદાયિક સાહિત્યની સેવા કરશે.

આ પુસ્તકમાં ગો. વા. શેઠ જયકૃષ્ણદાસના પહેલાંના ટ્રસ્ટીઓ—ગો. વા. શાસ્ત્રીજી મગ્નલાલ ગણપતિરામ તથા ગો. વા. શેઠ નરોત્તમદાસ કરસનદાસ—ના ફોટાઓ મૂકવામાં આવેલા છે.

આ ગ્રન્થનાં પ્રૂફ શોધવાનું કામ સંપ્રદાયના ઉત્સાહી યુવાન કાર્યકર્તા શાસ્ત્રી કેશવરામ કાશીરામે ઘણા આનંદથી કર્યું છે, તે બદલ અમે તેમનો આભાર માનીએ છીએ. તે જ પ્રમાણે આદિત્ય મુદ્રણાલયના માલિક રા. રા. મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ. એ પણ આ કાર્યમાં ઘણી સરળતા કરી આપી છે અને બીજી ઉપાધિઓ હોવા છતાં પણ આ ગ્રન્થનું મુદ્રણકાર્ય વિના વિલંબે કરી આપ્યું છે, તેને માટે તેમનો આભાર માનવો ઘટે છે.


૬૮–૭૧, ત્રીજો ભોઇવાડો,
ભૂલેશ્વર, મુંબઈ, ૨
તા. ૧૦–૬–૪૦

વાડીલાલ નગીનદાસ શાહ

# આમુખ

**શુદ્ધાદ્વૈત** વેદાન્તમાં ચાર પ્રસ્થાનનો સ્વીકાર કરવામાં આવેલો છેઃ વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્‌ભાગવત. તેમાં પહેલા પ્રસ્થાનમાં જે સંદેહ ઉત્પન્ન થાય તેનો નિરાસ બીજા પ્રસ્થાન વડે કરવાનો છે. આ પ્રમાણે શ્રીમદ્‌ભાગવત ત્રણ પ્રસ્થાનોના સંદેહનું નિરાકરણ કરે છે અને તેથી તેનું ગૌરવ વધે છે એ વાત સ્પષ્ટ છે. ગાયત્રી વેદમાતા છે અને ત્રણેય વેદના અર્થનું પ્રતિપાદન કરે છે. શ્રીમદ્‌ભાગવત પણ વેદતુલ્ય જ છે તે દર્શાવવાને માટે પહેલા શ્લોકમાં જ વેદમાતા ગાયત્રીનો અર્થ બીજરૂપે આપવામાં આવેલો છે. એટલું જ નહિ પણ વસ્તુતઃ ગાયત્રી બીજ છે, વેદ વૃક્ષ છે અને શ્રીમદ્‌ભાગવત ફલ છે, અને આ ફલનું વર્ણન આરમ્ભના ત્રીજા શ્લોકમાં જ કરવામાં આવેલું છે. આ પ્રકારે ભગવાન્ વેદવ્યાસની સમાધિ-ભાષા–શ્રીમદ્‌ભાગવત–દર્શનસાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

શ્રીમદ્‌ભાગવતના બાર સ્કન્ધો છે અને ત્રણ પ્રક્ષિપ્ત અધ્યાયો બાદ કરીએ તો એકંદરે ત્રણસો બત્રીસ અધ્યાયો છે. આ બાર સ્કન્ધોમાં ભગવાનનાં–શ્રીનાથજીનાં–બાર શ્રીઅંગોનું નિરૂપણ કરવામાં આવેલું છે, અને તેથી શ્રીમદ્‌ભાગવત સાક્ષાત્ ભગવાનનું જ સ્વરૂપ છે એમ સ્પષ્ટ જણાય છે. આ કારણથી જ શ્રીમહાપ્રભુજી ભાગવતાર્થ પ્રકરણમાં આજ્ઞા કરે છે કે इतीदं द्वादशस्कन्धं पुराणं हरिरेव सः ॥ આનંદરૂપ ભગવાનની આનંદરૂપ લીલા દશ પ્રકારની છે અને તેનું વર્ણન શ્રીમદ્‌ભાગવતના ત્રીજા સ્કન્ધથી બારમા સ્કન્ધ સુધીમાં કરવામાં આવેલું છે. પ્રથમ સ્કન્ધમાં અધિકારવર્ણન છે અને દ્વિતીય સ્કન્ધમાં સાધનવર્ણન છે. આ રીતે શ્રીમદ્‌ભાગવતનો અર્થ ભગવાન્ છે. આ જ કારણથી શ્રીમહાપ્રભુજી ભાગવતાર્થ પ્રકરણમાં આજ્ઞા કરે છે કે शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे । एकार्थं सप्तधा जानन्नविरोधेन मुच्यते ॥ શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ અને અક્ષર એ સાત અર્થોને જાણીને જે સમન્વય કરે તે સંસારમાંથી મુક્ત થાય છે. આ સાત અર્થમાંના પહેલા ચાર અર્થ ભાગવતાર્થ પ્રકરણમાં આપવામાં આવેલા છે, અને બાકીના ત્રણ શ્રીસુબોધિનીજીમાં આપેલા છે. આ પ્રકારે શ્રીમદ્‌ભાગવતનો અર્થ સમજવા માટે શ્રીમહાપ્રભુજીએ રચેલા બે ગ્રન્થો–ભાગવતાર્થપ્રકરણ અને શ્રીસુબોધિનીજી–ઘણા ઉપયોગી છે અને તેથી જેટલા પ્રમાણમાં આ બે ગ્રન્થોનું અધ્યયન કરવામાં આવશે તેટલા પ્રમાણમાં શ્રીમદ્‌ભાગવતનો અર્થ સમજાશે.

પ્રથમ સ્કન્ધ એ ભગવાનનું દક્ષિણ ચરણારવિન્દ છે અને તેમાં અધિકારનું વર્ણન છે. દ્વિતીય સ્કન્ધ એ ભગવાનનું વામ ચરણારવિન્દ છે અને તેમાં જ્ઞાનનું–સાધનનું–વર્ણન છે. તૃતીય સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ બાહુ છે અને તેમાં સર્ગલીલાનું વર્ણન છે. ચતુર્થ સ્કન્ધ એ ભગવાનનો વામબાહુ છે અને તેમાં વિસર્ગલીલાનું વર્ણન છે. પંચમ સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ સાથળ છે અને તેમાં સ્થાનલીલાનું વર્ણન છે. છઠ્ઠો સ્કન્ધ એ ભગવાનનો વામ સાથળ છે અને તેમાં પોષણ-લીલાનું વર્ણન છે. સપ્તમ સ્કન્ધ ભગવાનનો દક્ષિણ હસ્ત છે અને તેમાં ઊતિલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. અષ્ટમ સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ સ્તન છે અને તેમાં મન્વન્તર લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. નવમો સ્કન્ધ ભગવાનનો વામ સ્તન છે અને તેમાં ઈશાનુકથા લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. દશમ સ્કન્ધ ભગવાનનું હૃદય છે અને તેમાં નિરોધલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. અગિયારમો સ્કન્ધ એ ભગવાનનું શ્રીમસ્તક છે અને તેમાં મુક્તિલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. બારમો સ્કન્ધ એ ભગવાનનો વામ હસ્તક છે અને તેમાં આશ્રયલીલાનું વર્ણન કરવામાં આવેલું છે.



શેઠ નરોત્તમદાસ કરસનદાસ

જન્મ : ૧૯૨૯ કાર્તિક શુક્લ ૨ અવસાન : ૧૯૯૨ આષઢ શુક્લ ૧૩

શ્રીમદ્ભાગવતમાં અનેકવાર કહેવામાં આવેલું છે કે શ્રોતવ્યઃ કીર્તિતવ્યશ્ચ ઇત્યાદિ; અર્થાત્ ભગવાનનું શ્રવણ કરવું, કીર્તન કરવું વગેરે. શબ્દાત્મક અને ભગવદ્રૂપ ભગવલ્લીલાનું શ્રવણ, કીર્તન કરવું એમ સિદ્ધ થાય છે. ભગવાનની સર્ગ વગેરે દશ લીલાઓ છે. આ દશ લીલાઓના શ્રવણ, કીર્તન ઇત્યાદિ માટે અધિકાર અને સાધનની જરૂર હોય છે. આ જ કારણથી પ્રથમ સ્કન્ધમાં અધિકારનું અને દ્વિતીય સ્કન્ધમાં સાધનનું વર્ણન કરવામાં આવ્યું છે; અને ત્યાર પછી જ સર્ગ વગેરે લીલાઓનું વર્ણન કરવામાં આવ્યું છે.

પ્રથમ સ્કન્ધમાં શ્રોતા અને વક્તાના અધિકારની ચર્ચા છે. અધિકાર ન હોય તો સ્વરૂપ, અર્થજ્ઞાન અને અભિપ્રાયજ્ઞાન સંભવે નહિ, તેથી અધિકારના વર્ણનની ખાસ આવશ્યકતા છે. આ અધિકાર સ્થૂલ રીતે વિચાર કરતાં ત્રણ પ્રકારનો છે; સૂક્ષ્મ રીતે વિચાર કરતાં ઓગણીસ પ્રકારનો છે: સાધારણ, અસાધારણ અને ગુણાતીતઃ સાધારણ નવ પ્રકારનો છે, અસાધારણ પણ નવ પ્રકારનો છે, અને નિર્ગુણ એક પ્રકારનો છે. આ રીતે આ સ્કન્ધમાં ઓગણીસ અધ્યાય છે. સ્થૂલ દૃષ્ટિએ વિચાર કરીએ તો પ્રકરણનો અર્થ ધ્યાનમાં લેતાં પ્રથમ સ્કન્ધમાં ત્રણ પ્રકરણો જોવામાં આવે છે: (૧) હીનાધિકાર પ્રકરણ, (૨) મધ્યમાધિકાર પ્રકરણ અને (૩) ઉત્તમાધિકાર પ્રકરણ. પહેલા પ્રકરણમાં ત્રણ અધ્યાય છે, બીજા પ્રકરણમાં પણ ત્રણ અધ્યાય છે અને ત્રીજા પ્રકરણમાં તેર અધ્યાય છે. આમ એકંદરે ઓગણીસ અધ્યાય થાય છે.

આ ઓગણીસ અધ્યાયોનો સાર નીચે પ્રમાણે છે:—

## હીનાધિકાર પ્રકરણ

**અધ્યાય ૧** શ્રોતા જિજ્ઞાસુ છે અને વક્તાએ શ્રીમદ્ભાગવતનું અધ્યયન કરેલું છે.
**અધ્યાય ૨** શ્રોતામાં માત્સર્યનો અભાવ છે અને વક્તા ચતુર છે.
**અધ્યાય ૩** શ્રોતા શ્રવણમાં આદરવાળો છે અને વક્તાને ગુણજ્ઞાન છે.

## મધ્યમાધિકાર પ્રકરણ

**અધ્યાય ૪** શ્રોતા અને વક્તા ઉપર ભગવત્કૃપા છે.
**અધ્યાય ૫** શ્રોતા અને વક્તામાં ભગવદીયત્વ છે.
**અધ્યાય ૬** શ્રોતા અને વક્તામાં ભગવદેકત્વ છે.

## ઉત્તમાધિકાર પ્રકરણ

**અધ્યાય ૭–૧૯** ઉત્તમાધિકારીને દૃઢ વૈરાગ્યની અપેક્ષા રહે છે. ભગવાનમાં એકતાનતા થાય ત્યારે જ દૃઢ વૈરાગ્ય સિદ્ધ થાય છે. ભગવાન્ પુરુષોત્તમરૂપ છે, તેથી ભગવાનમાં એકતાનતા દર્શાવવાને માટે બાર અંગવાળા પુરુષનું આધિક્ય દર્શાવવાને માટે તેર અધ્યાય વડે ઉત્તમાધિકારીનું નિરૂપણ કરવામાં આવેલું છે. પુરુષનાં બાર અંગો છે: શીર્ષ, બે બાહુ, બે હાથ, બે સ્તન, હૃદય, બે સાથળ અને બે ચરણ. આ બાર અંગોવાળા પુરુષોત્તમ અંગી છે. બાર અંગો અને અંગી મળીને તેરની સંખ્યા થાય છે. તેથી બાર અંગોવાળા પુરુષોત્તમરૂપ ભગવાનમાં એકતાનતા રાખનારા ઉત્તમ અધિકારીનું નિરૂપણ તેર અધ્યાયોમાં કરવામાં આવેલું છે.

આ વિષયમાં જિજ્ઞાસુએ શ્રીગોકુલરાયકૃત અધ્યાયાર્થ જોવો.

'શાકુન્તલ'
ખારીવાવ રોડ, વડોદરા
તા. ૮–૬–૪૦

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

# અનુક્રમણિકા

# पाठशुद्धिपत्रम्

## प्रथमस्कन्ध-सुबोधिनी-पाठान्तराणि ।

| पत्र | पंक्ति | श्लोक | पंडितबलभद्रमुद्रिते | अन्यादर्शे |
|---|---|---|---|---|
| | | | **प्रथमाध्यायः** | |
| ४ | ९ | १ | साङ्ख्या योगिनश्च । न वैदिकाः | साङ्ख्ययोगिनश्च न वैदिकाः, |
| ७ | ६ | ३ | अन्ये भगवद्रूपा अवतारा अधिकारिणो वा । | अन्ये भगवद्रूपा अवतारा अधिकारणो वा । |
| ८ | १७ | ४ | स च सुखविशेषशरीरः । देवविशेषो लोकरूपः । | स च सुखविशेषशरीरदेवविशेषो लोकरूपः । |
| ८ | १८ | ४ | सत्रे सर्वत्र आसतिरेव | सत्रे सर्वत्र आसक्तिरेव |
| १० | १९ | १० | सभां (!) वा न प्रवेष्टव्य (?)मिति | सभां न प्रवेष्टव्यमिति |
| १४ | ५ | १८ | कर्मश्रवणेन यत्फलं तद्भगवता देयं | कर्मश्रवणेन सत्फलं भगवता देयम् |
| १५ | ७ | १९ | किन्तु मूर्तत्वादुदरपूरणेन निवृत्तिस्तथा श्रवणेऽपि । विशेषोऽप्युक्तः । | किम्पुनर्मूर्तत्वादुदरपूरणेन निवृत्तिः । तथा श्रवणेऽपि विशेषोऽप्युक्तः । |
| | | | **द्वितीयाध्यायः** | |
| २१ | २२ | ९-१० | गते चाऽर्थे रूपादिप्राप्तिरिति | गते वार्थे रूपादिप्राप्तिरिति |
| २१ | २३ | ९-१० | अर्थेनाऽर्थ इव न कामः । | अर्थेन च न कामः । |
| २५ | १० | १७ | पापसामानाधिकरण्ये | पापसमानाधिकरण्ये |
| २७ | ३ | २१ | ईश्वरत्वेन निवर्तन्ते । | ईश्वरत्वे न निवर्तन्ते । |
| २७ | ३ | २१ | अन्यस्येश्वरत्वे ज्ञातेऽपि न ह्यन्यस्येश्वरत्वाज्ञानं | अन्यस्येश्वरत्वे ज्ञातेऽपि । नह्यन्यस्येश्वरत्वाज्ञानं |
| ३२ | ९ | ३३ | नितरां विष्टः अनभ्यासेन | नितरां विष्ट अभ्यासेन |
| | | | **तृतीयाध्यायः** | |
| ४० | १६ | १९ | इह पर (?) आत्मनः | इह परत्र आत्मनः |
| ४१ | १३ | २३ | जन्मद्वयम् । तदुक्तम्– | जन्मद्वयं तदुक्तम् |

| पत्र | पंक्ति | श्लोक | पंडितबलभद्रमुद्रिते | अन्यादर्शे |
|---|---|---|---|---|
| ४७ | ५-६ | ३९ | एतद्देहावसानपर्यन्तं यथा भवतु तथेति पुनः (?) शब्दार्थः । | एतद्देहावसानपर्यन्तं यथा भवतु । तथेति पुनः शब्दार्थः । |
| ४७ | ६ | ३९ | अनादराभावाय—उग्र इति | अनादराभावायोग्रमिति |
| | | | **चतुर्थाध्यायः** | |
| ४८ | १८ | १ | द्वितीये तु | द्वितीये नु |
| ५१ | १६ | १९ | भौतिकदैविकात्मीयदोष-त्रयाभाव | भौतिकदैविकः आत्मीय-दोषत्रयाभाव |
| ५१ | ४ | २५ | भट्टेष्विव | भट्टेष्वपि |
| ५८ | १५ | ३३ | "स्व इत्यत्र व्यासकार्य्यसाधक इति वा" (अयं विशेषः) | (अत्र नास्ति) |
| | | | **पञ्चमाध्यायः** | |
| ५९ | ९ | १ | हेतुत्वादुत्तरस्य हि | हेतुत्वाद् दुस्तरस्य हि |
| ६० | १-२ | ३ | इति (?) ते महदद्भुत- | इति ते महदद्भुतम् |
| ६२ | ३ | १० | ननु प्रतिपादकानां (?) | ननु प्रतिपादितानां |
| ७२ | २९ | २९ | तान (?) नुवदति | तान्यनुवदति |
| | | | **षष्ठाध्यायः** | |
| ८१ | ४ | १९ | वीक्ष्य(?)माणोऽपि | वीक्षमाणोऽपि |
| ८३ | २८ | २६ | भद्राणि मनोहरादीनि (?) | भद्राणि मनोहराणि |
| ८४ | २९ | २८ | पञ्चभूतानि (?) क्रमेण | पञ्चभूतातिक्रमेण |
| ८६ | २८ | ३४ | निवृत्तित्वात् (?) | निवृत्तत्वात् |
| | | | **सप्तमाध्यायः** | |
| ९५ | ५-६ | २० | ब्रह्मास्त्रं द्विविधं मतम् | ब्रह्मास्त्रं द्विविधं स्मृतं । |
| ९६ | २६ | २९ | यथा भवान् | यथा भगवान् |
| ९९ | २२ | ३७ | प्राणाप्राणैः (?) जीवनं | प्राणाप्राप्तौ जीवनं |
| १०३ | २२ | ५२ | परस्परकार्यजननाय | परस्परकार्याजननाय |
| | | | **अष्टमाध्यायः** | |
| २०५ | ३ | १ | सर्वहेतुकथा यैव | सर्वहेतुकथायै च |

| पत्र | पंक्ति | श्लोक | पंडितवल्लभप्रमुद्रिते | अस्मादर्शे |
|---|---|---|---|---|
| १०७ | ११ | ७ | महाक्रोध | महान् क्रोध |
| ११२ | २० | १९ | न तु सेवकं मन्यते | न तु केवलं मन्यते |

नवमाध्यायः

| पत्र | पंक्ति | श्लोक | पंडितवल्लभप्रमुद्रिते | अस्मादर्शे |
|---|---|---|---|---|
| १२९ | १२ | ११ | भ्रातृ(?)पुत्रत्वेन | भ्रातृपुत्रपुत्रत्वेन |
| १३१ | २ | १५ | तथाहि । पाण्डुना | नहि पाण्डुना |
| १४२ | १८ | ४५ | दिवि देवप्रचोदिताः | देवमानववादिताः |

दशमाध्यायः

| पत्र | पंक्ति | श्लोक | पंडितवल्लभप्रमुद्रिते | अस्मादर्शे |
|---|---|---|---|---|
| १४५ | २८ | ४ | क्षेत्रविशेषं | क्षेत्रविशेषे |
| १५२ | २१ | २१ | भिन्नेन तेन व्यामोहितेषु | भिन्ने तेन तेन व्यामोहितेषु |
| १५८ | २४ | ३३ | अम्बिकावरादिः | अम्बिकावनादिः |

एकादशाध्यायः

| पत्र | पंक्ति | श्लोक | पंडितवल्लभप्रमुद्रिते | अस्मादर्शे |
|---|---|---|---|---|
| १५९ | १९ | १ | प्रथमं प्रवेशे मङ्गलमाह । | प्रथमं मङ्गलमाह । |
| १६१ | १० | ६ | प्रभवेत्परप्रभुः । | प्रभवेत्परः प्रभुः । |
| १६५ | १६ | ११ | योगितनुं यथा | योगिरक्षितनुं यथा |
| १६९ | १० | २५ | अतो विषयाज्ज्ञानं | अतोऽपि विषयाज्ज्ञानं |

द्वादशाध्यायः

| पत्र | पंक्ति | श्लोक | पंडितवल्लभप्रमुद्रिते | अस्मादर्शे |
|---|---|---|---|---|
| १७१ | २३ | १ | एवमैकाग्र्यसिद्ध्यर्थं | एवमेकाग्रसिद्ध्यर्थं |
| १७५ | २५ | १ | यथा वेदान्तविज्ञाने | यदा वेदान्तविज्ञाने |
| १७७ | १८ | ८–९ | अपीच्यवद्दर्शनं | अपीच्यं दर्शनं |
| १८१ | ७ | १७ | अदृष्टे कालादीना- | अदृष्टकालादीना- |

त्रयोदशाध्यायः

| पत्र | पंक्ति | श्लोक | पंडितवल्लभप्रमुद्रिते | अस्मादर्शे |
|---|---|---|---|---|
| १८६ | १२ | १ | द्वये वक्ष्यति | द्वयेन वक्ष्यते |
| १८७ | १८ | ५ | प्रेमैव आनन्दरूपं भवति | प्रेमेव आनन्दरूपं न भवति |
| १९१ | ११ | १८ | ये पूर्वं भक्ष्यत्वेन | ये पूर्वं भक्षत्वेन |

चतुर्दशाध्यायः

| पत्र | पंक्ति | श्लोक | पंडितवल्लभप्रमुद्रिते | अस्मादर्शे |
|---|---|---|---|---|
| २०५ | १९ | १ | सन्दर्शः प्रश्नश्च विनिरूप्यते | सन्दर्शप्रश्नश्च विनिरूप्यते |
| २०८ | १३ | १४ | कपोतोऽयमित्यन्तं भिन्नं वाक्यम् | कपोतोऽयमित्यपरं भिन्नं वाक्यं |

| पत्र | पंक्ति | श्लोक | पंडितबलभद्रमुद्रिते | अन्यादर्शे |
|---|---|---|---|---|
| | | | **पञ्चदशाध्यायः** | |
| २१५ | २ | १ | कृष्णभक्त्येति रूप्यते | कृष्णभक्तो निरूप्यते । |
| २१७ | १६ | ७ | तेनोऽन्यस्य च संक्षयः | तेनाऽन्यस्य च संग्रहः |
| २२५ | १० | २१ | इङ्गालत्वं (?) सम्पद्यते | इङ्गालत्वं सम्पाद्यते |
| २२५ | १० | २१ | तदा रूपं देवत्वं | तथा रूपत्वं देवत्वं |
| २२९ | २१ | ३६ | दारौ (?) तु न तथा तेन | हरौ तु न तथा तेन |
| | | | **षोडशाध्यायः** | |
| २३७ | ११ | २ | लौकिकबलशौर्य्याद्यपेक्षायां | लौकिकबलसौन्दर्याद्यपेक्षायां |
| २४९ | १० | ३२ | वा मन्यमानाः (?) चेत् | वा मन्यमानश्चेत् |
| | | | **सप्तदशाध्यायः** | |
| २४९ | ७ | ३ | कृशां द्रव्याभावात् । यत्र यज्ञ-स्तत्र न यज्ञियानि द्रव्याणि | कृशां द्रव्याभावात् । अनेन कर्माभावः । यत्र यज्ञस्तत्र न यज्ञियानि द्रव्याणि |
| २५४ | ३० | १९ | व्यवस्थात्वा(?)त्तवापि | व्यवस्थात्वात । तवापि |
| | | | **अष्टादशाध्यायः** | |
| २६६ | ९ | ६ | तावन्तं कालमनुभवेत् | तावन्तं कं कालमनुभवेत् |
| २६६ | २७ | ७ | कृते तात्क्षणिकः (?) पापः (?) | कृते तात्क्षणिकं पापं |
| २६७ | २६ | १० | सद्भावे भवति | सद्भावेन भवति |
| २७१ | १९ | १८ | सत्फलं भवति | सफलं भवति |
| | | | **एकोनविंशाध्यायः** | |
| २८४ | २५ | १ | तदङ्गेन नैरपेक्ष्येण | तदङ्गेन नैरपेक्षेण |
| २८७ | १८ | ६ | क्रियमाणायां प्रक्षालनं जात- | क्रियमाणायां तस्यां प्रक्षालनं जात- |

૨૨૩૮૩

श्रीमद्‌भागवत

# પ્રથમ સ્કન્ધ સુબોધિનીજી

ગુજરાતી અનુવાદ

श्रीकृष्णाय नमः ॥
श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

જગદ્‌ગુરુ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી-વિરચિત

# શ્રીમદ્‌ભાગવત-સુબોધિનીજી

ગુજરાતી અનુવાદ

———o———

## પ્રથમ સ્કન્ધ : અધિકારલીલા

[ ૧. હીનાધિકાર : અધ્યાય ૧ થી ૩ ]

### અધ્યાય ૧ લો

[ શ્રીસુબોધિની-મંગલાચરણ ]

**वन्दे श्रीकृष्णदेवं मुरनरकभिदं वेदवेदान्तवेद्यं**
**लोके भक्तिप्रसिद्ध्यै यदुकुलजलधौ प्रादुरासीदपारः ।**
**यस्यासीद्रूपमेव त्रिभुवनतरणे भक्तिवच्च स्वतन्त्रं**
**शास्त्रं रूपं च लोके प्रकटयति मुदा यः स नो भूतिहेतुः ॥१॥**

**કારિકાર્થ**:-શ્રીભાગવતની વ્યાખ્યા કરવાની ઇચ્છાવાળા શ્રીમદ્‌વલ્લભાચાર્યજી શ્રીમદ્‌ભાગવતમાં વર્ણવેલા શ્રીકૃષ્ણપ્રભુને ઇષ્ટની સિદ્ધિને માટે નમન કરે છેઃ-'પ્રતિબંધકરૂપે રહેલા મુર અને નરકાસુરનો નાશ કરનાર, તેમ જ વેદ અને ઉપનિષદ્‌ વગેરેથી જાણી શકાય, તેવા શ્રીકૃષ્ણપ્રભુને હું નમસ્કાર કરું છું. જેનો પાર ન પામી શકાય, તેવા શ્રીહરિભગવાન્ લોકમાં ભક્તિને પ્રસિદ્ધ કરવા માટે યદુકુલરૂપી સમુદ્રમાં પ્રકટ થયા છે, તેમ જ જેનું આનંદમય સ્વરૂપ જ ત્રણ લોકને તારવાના નિમિત્ત માટે પ્રકટ થયું છે અને જે પ્રભુ ભક્તિની માફક સ્વતંત્રપણે શાસ્ત્રાત્મક સ્વરૂપને પણ લોકમાં આનંદથી પ્રકટ કરે છે, તે શ્રીકૃષ્ણપ્રભુ અમને શ્રીભાગવતના વ્યાખ્યાનરૂપ સંપત્તિના કારણરૂપે થાઓ. અર્થાત્ ભાગવતનો યથાર્થ અભિપ્રાય પ્રકટ કરવામાં શ્રીકૃષ્ણપ્રભુ જ પ્રેરક થાઓ.' (૧)

[ **ભાવાર્થ**:—આરંભમાં શ્રીકૃષ્ણદેવ પ્રભુનું વંદન કરેલું હોવાથી સમગ્ર-સમા અને આનંદના નિધિરૂપ શ્રીકૃષ્ણ, શ્રુતિઓમાં પ્રતિપાદન કરાયેલા છે, અને તે જ શ્રીકૃષ્ણ પરાત્પર વસ્તુ છે.

શ્રીશબ્દનો પ્રયોગ કર્યો છે, તેનાથી બ્રહ્માનંદરૂપ ચેતન્યશક્તિ અથવા તો દેવીરૂપ માયાનો પણ સંગ્રહ કરેલો છે. **कृष्ण** શબ્દથી અવતારસ્વરૂપનો

પણ સમાવેશ થાય છે. આગળ **દેવ**પદ આપવામાં આવ્યું છે; તેથી પ્રભુની અનેક નિત્યલીલાઓનો પણ સમાવેશ થાય છે. તે ઉપરથી જે પરપુરુષ છે તે બે પ્રકારની લક્ષ્મી, ચાર પ્રકારના વ્યૂહો અને વિવિધ પ્રકારના અવતારોથી ક્રીડા કરે છે. તેવા પ્રભુ જ ભજન કરવા યોગ્ય છે. આવી રીતે સમગ્ર શ્રીભાગવતનો અર્થ પ્રાપ્ત થાય છે.

શ્રીમન્નારાયણે કહેલા પાંચરાત્રાદિક ગ્રંથોમાં બતાવેલી રીત અનુસાર શ્રીમદ્ભાગવતમાં ચાર વ્યૂહોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે ચાર વ્યૂહોનો નિર્દેશ કરતા શ્રીમદાચાર્યચરણ, પહેલાં અનિષ્ટની નિવૃત્તિની માટે અને ઇષ્ટની પ્રાપ્તિને માટે સંકર્ષણ અને વાસુદેવ વ્યૂહનો **મુરનરકભિદં** અને **વેદવેદાન્તવેદ્યં** એ બે વિશેષણોથી બોધ કરાવે છે.

સંકર્ષણ પ્રભુ દૈત્યોનો સંહાર કરનારા છે. તેથી **મુરનરકભિદં** એ વિશેષણથી સંકર્ષણ વ્યૂહનો નિર્દેશ કરેલો છે. પ્રભુની પ્રાપ્તિમાં મુર અને નરકાસુર નામના બે દૈત્યો ભક્તોને પ્રતિબંધ કરનારા હતા. તેનો નાશ કરવાથી સોળ હજાર રાજકન્યાઓને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થઈ. માટે ભક્તોના પ્રતિબંધની નિવૃત્તિ પણ પ્રભુ પોતે જ કરે છે. બીજા **વેદવેદાન્તવેદ્યં** એ વિશેષણથી વાસુદેવવ્યૂહનો નિર્દેશ કરેલો છે; કારણકે વેદ અને ઉપનિષદ્ વગેરે શાસ્ત્રોથી જે જાણી શકાય તે પ્રભુ જ મોક્ષ આપે છે.

વંશવૃદ્ધિ કરનાર પ્રદ્યુમ્ન વ્યૂહનો નિર્દેશ **લોકે ભક્તિપ્રસિદ્ધ્યૈ** એ બીજા પદમાં કરેલો છે. અર્થાત્ પાર વગરના પ્રભુ પણ ભક્તિને પ્રસિદ્ધ કરવા માટે પ્રકટ્યા.

**યસ્યાસીદ્રૂપમ્** એ પદથી ધર્મરક્ષારૂપ અનિરુદ્ધ વ્યૂહનો નિર્દેશ કરેલો છે; કારણ કે પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ એમ બે પ્રકારનો ધર્મ છે. તેમાં પ્રવૃત્તિરૂપ ધર્મનું ફળ ત્રિલોકી છે અને નિવૃત્તિરૂપ ધર્મનું ફળ મોક્ષ છે. તે બન્ને ફળમાં નિમિત્તભૂત તો પ્રભુનું રૂપ જ છે; જ્યારે ત્રિલોકી અને મોક્ષ વગેરે અટકી પડે છે; અર્થાત્ ધર્મની ગ્લાનિ અને અધર્મની ઉન્નતિ થાય છે, ત્યારે તેની રક્ષા માટે અનિરુદ્ધ વ્યૂહ પ્રકટ થાય છે.

આવી રીતે પોતાના રૂપાવતારનું પ્રયોજન, વ્યૂહદ્વારા કરીને હવે નામાવતારનું પ્રયોજન **ભક્તિવશ્ય સ્વતન્ત્રં** એ પદથી જણાવે છે. જેમ પોતાના માટે પ્રભુએ આનંદથી સ્વતંત્ર ભક્તિને પ્રકટ કરી છે, તેમ શાસ્ત્રાત્મક રૂપને પણ આનંદ વડે જ પ્રકટ કર્યું છે. આ ઉપરથી શ્રીમદ્ભાગવતને પ્રકટ કરવામાં ભગવદાનંદ જ મુખ્ય છે. (૧) ]

**कर्ता यः सकलस्य यो निगमभूः सर्वस्वरूपोऽपि स-**
**न्सर्वस्यापि विधारणो विजयते निर्दोषसर्वेष्टदः ।**

**यो लीलाभिरनेकधा वितनुते रूपं निजं केवलः**
**सोऽयं वाचि ममास्तु पूर्णगुणभूः कृष्णावतारः पतिः ॥२॥**

**કારિકાર્થ:—જે પ્રભુ વિશ્વમાત્રના કર્તા અને જાણનાર છે, તેમ જ વેદાદિ-શાસ્ત્રમાં દરેકના કારણરૂપ છે, અને દોષ વગરના ભક્તોને દરેક અભીષ્ટ વસ્તુ આપનારા છે, જે સર્વ રૂપે વિરાજેલા છે, તો પણ સર્વને ધારણ કરતા થઇને વિજય પામે છે, અને જે પ્રભુ વિશુદ્ધ લીલાઓથી અનેક પ્રકારે પોતાના સ્વરૂપને વિસ્તારે છે, તે આ પૂર્ણગુણો સહિત પ્રકટ થયેલા, શ્રીકૃષ્ણપ્રભુ મારી વાણીમાં સ્વામી તરીકે થાઓ. (૨)**

[**ભાવાર્થ**:—ગયા શ્લોકમાં ભાગવતની વ્યાખ્યા કરવામાં પ્રભુ પ્રેરક બનો તેવી રીતે અભ્યર્થના કરી હતી. પરંતુ પ્રભુ તો કેવળ અનુકૂળ થઇ જાય તો પણ વ્યાખ્યાન કરવાની સંપત્તિ મળી શકે છે. અને તેવી સંપત્તિમાં પ્રભુનું અધિષ્ઠાન ન હોવાથી, વાણી લૌકિકવાણીના જેવી થઈ જાય. તેથી તેવી લૌકિકવાણીનું નિવારણ કરવા માટે, વાણીના સ્વામી તરીકે–પતિ તરીકે પ્રભુની સ્થિતિ થાઓ, તેવી પ્રાર્થના કરતા આચાર્યશ્રી શ્રુતિ અને સૂત્રાદિકમાં પ્રતિપાદન કરવા યોગ્ય શ્રીહરિના સ્વરૂપનું વર્ણન કરે છે.

જે આવા પ્રભુ વિજયને પામે છે અને આવી રીતે વિસ્તાર કરે છે; તે પ્રભુ મારી વાણીમાં **પતિસ્વરૂપે** વિરાજો, આવો સંબંધ છે. "જેનાથી આ બધાં ભૂત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે" વગેરે અને "જે પરબ્રહ્મથી આ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને નાશ થાય છે" વગેરે શ્રુતિ અને વ્યાસસૂત્રમાં બતાવેલું સ્વરૂપ અહીં **कर्ता सः** એ પદમાં વર્ણવવામાં આવ્યું છે.

**सर्वस्यापि विधारणः** એ પદમાં પ્રભુનું ઉપાદાન કારણપણું અને ધારણાત્મક સેતુપણું કહેવાયેલું છે. તેથી વાણીમાં પણ પ્રભુની સ્થિતિ થાઓ, તે સિદ્ધ કર્યું છે.

**અંતર્યામી બ્રાહ્મણમાં यो वाचि तिष्ठन्** વગેરેથી આવા પ્રકારનું જ સાંભળવામાં આવે છે.

પ્રભુ તો પ્રાર્થના કરાયેલી વસ્તુને પૂરનારા જ છે. તે બતાવવા સારુ **निर्दोषसर्वेष्टदः** એ પદ આપ્યું છે. અર્થાત્ નિર્દોષ ભક્તોને તો સર્વ ઇષ્ટ વસ્તુ આપનારા પ્રભુ જ છે. તેથી કદાચ પ્રાર્થના કરાયેલી વસ્તુની પ્રાપ્તિ ન પણ થાય તો તેમાં જીવધર્મ કારણભૂત છે, ભગવદ્ધર્મ કારણભૂત નથી. આ વસ્તુ પણ તે પદમાં સમજાવવામાં આવી છે.

નિર્દોષ ભક્તોને ઇષ્ટ વસ્તુના દાનનો પ્રકાર બતાવે છેઃ – પ્રભુ અનેક વિશુદ્ધ લીલાઓથી પોતાના સ્વરૂપનો વિસ્તાર કરે છે.

**તાપનીય** શ્રુતિમાં જે મૂલ સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે તેના

જેવું જ અત્રે **पूर्णगुणभूः** એ પદથી કહેવામાં આવ્યું છે. આવી રીતે શ્રીમદ્‌ભાગવતમાં મૂલરૂપ અને અવતારરૂપ બન્ને પ્રતિપાદન કરવા યોગ્ય છે. (૨)]

**श्रीमद्वल्लभविट्ठलदीशविलसद्वंशाब्धिपूर्णेन्दवे**
**श्रीगोपीपतिवन्दिने सुमनसि ब्रह्मामृतस्यन्दिने ।**
**श्रीमल्लक्ष्मणभट्टसूरिरिति यन्नामाखिलाभीष्टदं**
**तस्मै तातमहाशयाय हरये कुर्मो नमः सिद्धये ॥३॥**

**કારિકાર્થ**:—શ્રીવલ્લભ વિઠ્ઠલેશ્વરના સુંદર વંશરૂપી સમુદ્રને સમૃદ્ધ કરવામાં પૂર્ણચન્દ્રમારૂપ, શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણને વંદન કરનારા, સુંદર મનરૂપી પુષ્પમાં બ્રહ્માનંદરૂપી મકરંદ (પરાગ)ને રેલાવનારા, અને જેનું શ્રીલક્ષ્મણભટ્ટસૂરિ એવું પવિત્ર નામ સમગ્ર ઇચ્છિત વસ્તુને આપનારૂં છે, તેવા હરિસ્વરૂપ પિતૃચરણ શ્રીતાતજીને, સિદ્ધિ થવા માટે અમો નમન કરીએ છીએ. (૩)

[**ભાવાર્થ**:—હવે ત્રીજા શ્લોકમાં શિષ્ટાચારની પરંપરા પ્રમાણે આચાર્યશ્રી પોતાના પિતૃચરણને નમસ્કાર કરે છે.

અહીં **श्रीगोपीपतिवन्दिने** એ પદથી શ્રીલક્ષ્મણભટ્ટજી વિષ્ણુસ્વામિમતમાં પ્રસિદ્ધ ગોપાલોપાસનાના ઉપાસક હશે એમ દેખાય છે. પિતાજીને **हरये** એવું વિશેષણ આપવાથી જેમ શ્રીહરિ પૂર્ણ છે તેમ શ્રીલક્ષ્મણભટ્ટજી પણ પૂર્ણ ઉપાસક હતા, તેવું સૂચન કરેલું છે. (૩)]

**श्रीमद्भागवतागमः सुरतरुर्लोके फलत्वं गतो**
**भाषाभेदविभेदतस्त्रयमपि स्यान्नो विरुद्धं महत् ।**
**भक्त्यंशे फलता प्रमाणसुबले वेदत्वमर्थे पुनः**
**स्कन्धैर्द्वादशभिर्युतः सुरतरुः शाखाद्विवह्निद्वयम् ॥४॥**

**કારિકાર્થ**:—વેદસ્વરૂપ શ્રીમદ્‌ભાગવત કલ્પવૃક્ષ છે અને તે લોકમાં ઉદ્ધાર કરવા માટે ફલપણાને પ્રાપ્ત થયેલ છે. તેમાં તે મહાપુરાણ હોવાથી લૌકિકીભાષા, પરમતભાષા અને સમાધિભાષા એમ ભાષાભેદનું તારતમ્ય છે, અને તેથી ભાગવતમાં ફલપણું, વેદપણું અને કલ્પવૃક્ષપણું વિરુદ્ધ નથી; કેમકે ભક્તિના અંશમાં ફલપણું છે, પ્રમાણના વિશેષબલમાં વેદપણું છે, અને અર્થમાં બાર મોટી શાખાઓની સહિત કલ્પવૃક્ષપણું છે. નાની નાની ૩૩૨ શાખાઓ તે કલ્પવૃક્ષરૂપ ભાગવતમાં છે (એટલે ૩૩૨ અધ્યાયો છે.) (૪)

[**ભાવાર્થ**:—હવે આ પ્રમાણે આચાર્યશ્રી શિષ્યની શિક્ષા માટે મંગળાચરણ કરીને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા અધિકારીઓને યથાયોગ્ય ફળ દેવા માટે આરંભમાં કાંઇપણ સ્પષ્ટ ન કહેવાથી દરેકની શ્રીભાગવતના શ્રવણમાં પ્રવૃત્તિ અટકી જાય, તેના નિવારણને માટે દરેક અધિકારીને તે તે ફળને અનુકૂળ એવા ભાગવતના સ્વરૂપનું નિરૂપણ કરે છે.

એક જ શ્રીભાગવત આગમરૂપે, કલ્પવૃક્ષરૂપે અને ફલરૂપે શી રીતે હોઇ શકે, એવી શંકા કરીને સમાધાન કરે છે કે લૌકિકીભાષા, મતાંતરભાષા અને સમાધિભાષા એમ ત્રણ પ્રકારની ભાષાઓમાં પરસ્પર ભેદ રહેલો છે અને તે ભેદથી તારતમ્ય પણ છે. તે કારણથી ઉપર જણાવેલાં આગમત્વાદિ ત્રણે વિરુદ્ધ થતાં નથી; કારણકે આ મહાપુરાણ છે.

એમ હોવાથી એક અંશમાં ત્રિરૂપતા હોય, પરંતુ સમગ્ર ભાગવતમાં તેમ ન હોઈ શકે. અને તેથી ત્રિરૂપતા (આગમરૂપ કલ્પવૃક્ષરૂપ, અને ફલરૂપ)નો ભંગ થાય છે.

જેમ ગૌરપુરુષના નખ કેશ અને નેત્રમાં શ્યામત્વ રક્તત્વ વગેરે બીજાં રૂપરંગો વિદ્યમાન હોવા છતાં પણ તે પુરુષ ગૌર તરીકે જ ઓળખાય છે, પણ નાના રૂપવાળો છે એમ કહેવાતો નથી; તે પ્રમાણે અહીં પણ સમજવાનું છે; એમ શંકા કરીને સમાધાન કરે છે કે પ્રતિયોગીના ભેદ વડે અર્થાત્ અભાવના ભિન્ન ભિન્ન પ્રકારથી એક પુરુષ પોતાના પિતાનો પુત્ર હોય છે, અને પોતાના પુત્રનો પિતા હોય છે. પુત્રત્વ અને પિતૃત્વ એ તો પ્રતિયોગીના ભેદથી પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે અહીં શ્રીભાગવતમાં પણ તેને અધિકારીના ભેદથી ફલપ્રાપ્તિમાં ભેદ દેખાય છે; જેમ કે "**यस्यां वै श्रूयमाणायां**" એ વાક્યમાં ભાગવતને ભક્તિના ઉત્પાદક તરીકે કહેલું છે. અને તે પ્રમાણે ભક્તિ ઉત્પન્ન થવાથી સ્વતંત્ર પુરુષાર્થપણે શ્રવણ, કીર્તન વગેરેથી ભક્તિના અંશનું આસ્વાદન થાય છે, ત્યારે તે અંશમાં સંપૂર્ણ ફલરૂપ થાય છે.

**इदं भगवता पूर्वं** એ વાક્યમાં ભાગવતને શ્રીભગવાને પ્રકાશિત કર્યું છે. તેમ જ "**सर्ववेदेतिहासानाम्**" એ વાક્યમાં સર્વ વેદના સાર રૂપ પણ કહેલું હોવાથી પ્રમાણબળના જ અંશમાં સમગ્ર ભાગવતનું વેદપણું સિદ્ધ થાય છે.

**विप्रोऽधीत्याप्नुयात्प्रज्ञां** (બ્રાહ્મણ શ્રીભાગવતના અધ્યયનથી સુંદર બુદ્ધિને પ્રાપ્ત કરે છે વગેરે) ઇત્યાદિક વાક્યોથી અર્થમાં ૩૩૨ શાખા પ્રશાખાઓથી યુક્ત શ્રીભાગવત કલ્પવૃક્ષ હોઇને તે તે કામનાઓને પૂરણ કરે છે. આવી રીતે સમગ્ર ભાગવતનું ત્રિરૂપપણું (ત્રણ રૂપો) સિદ્ધ થાય છે. (૪)]

**अर्थं तस्य विवेचितुं न हि विभुर्वैश्वानराद्वाक्पते-**
**रन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।**
**दृष्ट्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा**
**गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥५॥**

કારિકાર્થઃ—જ્યાં સમગ્ર જગત અલૌકિક સુખ વગરનું છે, ત્યાં શ્રીભાગવતનો યથાર્થ અર્થ પ્રગટ કરવાને માટે વાણીના પતિ વૈશ્વાનર (શ્રીમદ્-

**ચાર્યચરણ ) સિવાય અન્ય કોઈ સમર્થ નથી, તેથી લક્ષ્મીયુક્ત ભગવાન પોતાના અંશરૂપને, વ્યાસજીની માફક મનુષ્યશરીરયુક્ત બનાવીને, તેમ જ ઉત્તમ અર્થ કરવાની આજ્ઞા આપીને, જે કારણથી કૃપાદષ્ટિ કરવામાં ચતુર થયા, તે જ કારણથી વ્યાસજી અને વિષ્ણુ ભગવાનને પ્રિય લાગે તેવો. ભાગવતનો ગૂઢ અર્થ હું આનંદથી ઘણા પ્રકારે પ્રગટ કરું છું. ( ૫ )**

[ **ભાવાર્થ**:—ઉપરના શ્લોકમાં તે તે ફળને અનુકૂળ ભાગવતના સ્વરૂપનું નિરૂપણ કરીને પૂર્વેના અનેક પંડિતોએ ભાગવતની વ્યાખ્યા કરેલી છે તો પણ પોતાની વ્યાખ્યા કરવામાં જે પ્રવૃત્તિ થઈ છે, તેમાં સંગિતને જણાવતા આચાર્યશ્રી વ્યાખ્યાનની પ્રતિજ્ઞા કરે છે. સમગ્ર લોકમાં જ્યારે અલૌકિક સુખ નષ્ટ થયું, ત્યારથી ભાગવતનો અર્થ પ્રકટ કરવામાં વૈશ્વાનર વાક્પતિ સિવાય અન્યમાં સામર્થ્ય રહ્યું નથી. અગ્નિ તો વાણીના પતિ હોવાથી તેમનું સામર્થ્ય અબાધિત રહી શકે. જેમ સ્ત્રી પોતાના પતિના સમક્ષ સ્વરૂપને પ્રકટ કરે છે, તેમ વાણી પણ કોઈકને જ પોતાનો અર્થ પ્રકટ કરે છે, આવી રીતે શ્રુતિમાં સંભળાય છે. વાણીના પતિ તો અગ્નિ જ છે. **तस्याग्निरास्यं** એ વાકયમાં વાણીને અગ્નિના મુખ તરીકે વર્ણવી છે. તેથી ભાગવતના સાત અર્થ પ્રકટ કરવાનું સામર્થ્ય શ્રીઅગ્નિસ્વરૂપ વાક્પતિ (શ્રીવલ્લભાચાર્યજી)માં જ છે.

તેમ હોવાથી લક્ષ્મીપતિ ભગવાને જેમ વ્યાસજીને ભાગવત પ્રકટ કરવા પ્રકટાવ્યા, તેમ પોતાના અંશરૂપ મને (આચાર્યશ્રીને) મનુષ્યતનુ (મનુષ્યના જેવું જેનું શરીર છે તેવો ) પ્રકટાવીને કૃપાદષ્ટિથી ભાગવતનો અર્થ પ્રકટ કરવાની આજ્ઞા આપી.

તે કારણથી વેદવ્યાસજી અને ભગવાનને પ્રિય લાગે તેવો ભાગવતનો ગૂઢ અર્થ હું આનંદથી ઘણા પ્રકારે પ્રગટ કરું છું. અહીં ગૂઢાર્થને પ્રકટ કરવામાં પ્રભુની આજ્ઞાથી ઉત્પન્ન થતો આનંદ જ કારણભૂત છે. ( ૫ ) ]

**लक्षणां नैव वक्ष्यामि न न्यूनादन्यपूरणम् ।**
**आर्थिकं तु प्रवक्ष्यामि परोक्षकथनादृते ॥६॥**

**કારિકાર્થ**:—**હું લક્ષણાને કહીશ નહિ. તેમ ન્યૂનપદથી બીજા પદનું અનુસંધાન કરીશ નહિ. કેવળ પરોક્ષ કથન પ્રસંગને છોડીને, જેવો યથાર્થ આશય પ્રકટ થાય છે, તેટલો જ અર્થ હું બતાવીશ. ( ૬ )**

[ **ભાવાર્થ**:—શબ્દનો અર્થ લક્ષણાથી પણ થાય છે. **गङ्गायां घोषः** એ વાકયનો યથાર્થ શબ્દાર્થ તો " ગંગામાં નાનું ગામડું " છે, પરંતુ ત્યાં **गङ्गायां** નો અર્થ 'ગંગાના કાંઠા ઉપર' કરવામાં આવ્યો છે. તેને લક્ષણા કહેવાય. તેવો લક્ષણાર્થ હું નહિ કરું. પદ ઓછું મૂકીને બીજા પદથી તેની પૂરવણી પણ નહિ કરું. **परोक्षकथन** જેવાં કે પુરંજનાખ્યાન વગેરેને છોડીને શબ્દનો યથાર્થ અભિપ્રાય જ પ્રકટ કરીશ, તેવી પ્રતિજ્ઞા કરે છે. ( ૬ ) ]

अविरोधेन सप्तानामर्थानामिह संगतिः ।
उत्तरोत्तरदौर्बल्यं वाच्यं संकोचतः परम् ॥७॥

**કારિકાર્થ**:—સાત પ્રકારના અર્થોનો વિરોધ ન આવે તેવી રીતે અહીં અર્થની સંગતિ પણ મળતી આવશે. તેમાં વ્યવહારના કારણરૂપ શક્તિસંકોચને લીધે પૂર્વપૂર્વના અર્થના કરતાં પછી પછીના અર્થનું દુર્બલપણું કહેવાશે. ( ૭ )

[ **ભાવાર્થ**:—શાસ્ત્રાર્થ, સ્કંધાર્થ અને પ્રકરણાર્થ, અધ્યાયાર્થ, વાકયાર્થ, પદાર્થ અને અક્ષરાર્થ એમ સાત પ્રકારના અર્થો બતાવ્યા છે.

તે સાત અર્થનો વિરોધ ન આવે તેવી રીતે અહીં અર્થ મળતો આવશે. કેટલાક વ્યવહારને લઈને શબ્દોનો શક્તિસંકોચ કરવો પડે છે. ત્યારે ઉપર જણાવેલા સાત પ્રકારના અર્થોમાં પછીપછીના અર્થનું દૂબળાપણું રહેશે; જેમકે સમગ્ર શ્રીભાગવતનો અર્થ આનંદઘન શ્રીહરિની લીલાઓનું પ્રતિપાદન કરવું એ જ છે, તોપણ તેમાં રાજાઓ વગેરેની કથા તો આવે છે. તે પણ પ્રભુની લીલા છે એવું તે સ્થળે બતાવવામાં આવશે. તો પણ તે તે કથાઓનો પ્રત્યક્ષ અભિપ્રાય તો રાજાઓની કથારૂપ જ જણાય છે. તે કારણથી રાજકથાનો અર્થ દુર્લભ છે. ( ૭ ) ]

भाषात्रयविरोधश्च कल्पभेदात्समाहितः ।
भाषात्रयविभेदश्च लक्षणैर्ज्ञाप्यते पुनः ॥८॥

**કારિકાર્થ**:—ત્રણે ભાષાના વિરોધનો પરિહાર કલ્પભેદથી સમજવાનો છે. અને તે ત્રણ ભાષાનો ભેદ પણ તેવા સ્વરૂપથી તે તે સ્થળે બતાવવામાં આવશે. ( ૮ )

[ **ભાવાર્થ**:—શ્રીભાગવતમાં લૌકિકભાષા, પરમતભાષા અને સમાધિભાષા એમ ત્રણે ભાષાઓમાં જયારે પરસ્પર વિરોધ આવે ત્યારે તેનું નિરાકરણ કલ્પના ભેદથી કરવાનું છે; એટલે જુદા જુદા કલ્પોમાં કથાનકો પરિવર્તિત થાય છે. અને તે ભાષાત્રયનો ભેદ પણ દરેક લક્ષણોદ્વારા વારંવાર કહેવામાં આવશે. ( ૮ ) ]

अर्थत्रयं तु वक्ष्यामि निबन्धेऽस्ति चतुष्टयम् ।
अत्र सन्तः स्वसंतोषैराज्ञां यच्छन्तु सिद्धये ॥९॥

**કારિકાર્થ**:—સાત અર્થોમાંના પહેલા ચાર અર્થો તો તત્ત્વાર્થદીપનિબંધમાં કહ્યા છે. અને બાકીના ત્રણ અર્થો અહીં બતાવીશ. તેમાં સત્પુરુષો પોતાના સંતોષ વડે અર્થની સિદ્ધિ માટે આજ્ઞા આપો. ( ૯ )

[ **ભાવાર્થ**:—તત્ત્વાર્થદીપનિબંધમાં આચાર્યશ્રીએ શાસ્ત્ર,સ્કંધ, પ્રકરણ અને અધ્યાયના અર્થો ઉપપત્તિપૂર્વક આપેલા છે. અને અહીં ભાગવતની વ્યાખ્યામાં વાકય, પદ અને અક્ષરનો અર્થ ઉપપત્તિપૂર્વક કહેવાશે. ( ૯ ) ]

ભગવાનની આજ્ઞા વડે ભક્તિને ઉત્પન્ન કરનારી શ્રીભાગવતસંહિતાનો આરંભ કરતાં વ્યાસજી શિષ્યોને શિક્ષણ આપવા માટે મંગલાચરણ કરે છે અને બીજભાવથી આરંભમાં ગાયત્રીના અર્થનું નિરૂપણ પ્રથમ શ્લોકથી કરે છે:

**जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्**
**तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ।**
**तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा**
**धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ १ ॥**

**શબ્દાર્થ**:—સમવાયી કારણરૂપ અને નિમિત્ત કારણરૂપ જે બ્રહ્મથી આ જગતનાં જન્માદિ થાય છે, જે સમગ્ર જ્ઞાનવાળા છે, પોતાના આનંદમાં જ રમણ કરનાર છે, જેણે આદિકવિ બ્રહ્માજીને માટે હૃદયથી પુરાણ સહિત વેદનો વિસ્તાર કર્યો કે જે વેદમાં મોટા વિદ્વાનો પણ મૂંઝાય છે; તેજ, જલ, અને મૃત્તિકા એ ત્રણેનો એક બીજામાં અધ્યાસ જેમ જોનારના દૃષ્ટિદોષથી કલ્પેલો હોઈને મિથ્યા છે, તેવી રીતે જે પ્રભુના અવતારાદિકમાં ત્રણ ગુણોના કર્મરૂપ ધર્મો જીવોને દેખવામાં આવે છે તે મિથ્યા છે, તે બ્રહ્મ પોતાના અસાધારણ તેજ વડે હમેશાં કપટ દૂર કરનાર છે; તે સત્ય અને સર્વશ્રેષ્ઠનું અમે ધ્યાન કરીએ છીએ.

**વિવેચન**:—અહીં પ્રથમના ત્રણ શ્લોકનો સંબંધ મળતો નથી; કારણ કે કથારૂપ શ્રીભાગવતનો આરંભ તો "**नैमिषेऽनिमिषक्षेत्रे**" એ ૪થા શ્લોકથી થાય છે. આવી શંકાનું સમાધાન કરવા માટે ભાગવતનું સ્વરૂપ નિરૂપણ કરે છે: "કે જેમાં ગાયત્રીનો પ્રારંભ કરીને ધર્મના વિસ્તારનું વર્ણન કરાય, અને વૃત્રાસુરના વધની કથા હોય તે શ્રીભાગવત કહેવાય છે." જેમ યજ્ઞરૂપ વૃત્રાસુરના વધ વડે પ્રવૃત્ત થયેલા દરેક યજ્ઞનું નિરૂપણ વેદમાં છે તેમ અહીં ભાગવતમાં પણ ભક્તિરૂપ વૃત્રાસુરના વધના નિરૂપણથી અહીં ભક્તિની પ્રવૃત્તિ થશે. ગાયત્રી વેદમાતા છે અને ત્રણે વેદના અર્થનું પ્રતિપાદન કરનારી છે.

તેનો અર્થ પ્રથમ ભાગવતમાં બીજ માટે નિરૂપણ કરાયેલો છે. જેવી રીતે વેદનું બીજ ગાયત્રી છે, તેમ શ્રીભાગવતનું બીજ પણ ગાયત્રી છે. આ કારણથી ભાગવતમાં ગાયત્રીના અર્થનું નિરૂપણ કરવા વડે વેદનો કોઈ પણ પ્રકારનો વિરોધ આવતો હશે, અથવા વેદથી દુબળાપણું (વેદ પ્રબલ છે અને ભાગવત દુર્બલ છે) હશે, એવા પ્રકારની શંકાના સમાધાન માટે પ્રથમ શ્લોકમાં ગાયત્રીનો અર્થ બતાવ્યો છે: જે બીજરૂપ છે. હવે અહીંથી બીજા શ્લોકની સંગતિનું નિરૂપણ થાય છે કે જેમ વેદમાં યજ્ઞસંબંધી પદાર્થો ફલ સહિત અને સાધન સહિત, યોગસિદ્ધિથી અનુભવવામાં આવે છે, તેવી રીતે શ્રીભાગવતમાં પણ વ્યાસજીએ "**अपश्यत्पुरुषं पूर्णम्**" (૧-૭)

પુરુષ, માયા વડે બંધન, અને ભક્તિથી બંધનમુક્ત થવું, એ ત્રણેનો અનુભવ સમાધિદ્વારા કર્યો; તેથી આ "સમાધિભાષા" કહેવાય છે. ત્યાં પુરુષનો પ્રયત્ન ભક્તિ માટે છે. અને તે ભક્તિનું સ્વરૂપ નારદપંચરાત્રમાં કહેલું છે: "પ્રભુનું માહાત્મ્ય જાણીને સારી રીતે દૃઢ અને સર્વથી અધિક જે સ્નેહ થાય છે, તેને ભક્તિ કહેવાય છે. અને તેવી ભક્તિથી જ મુક્તિ થાય છે; બીજી કોઈ પણ રીતે નહિ." તેથી અત્યંત દૃઢ અને સર્વથી અધિક સ્નેહ તો દરેકને પોતાના આત્મામાં હોય છે, તેવો અન્ય સ્થળે હોઈ શકે જ નહિ; માટે જીવ જ્યારે પ્રભુને પોતાના આત્મરૂપ જાણે છે ત્યારે સર્વેથી અધિક સ્નેહ પ્રભુમાં થાય છે. અને જ્યારે આ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય ભગવાનને અધીન છે, એમ જીવ સમજે છે ત્યારે તેને પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન થાય છે. તે બન્ને સિદ્ધ કરવા માટે આ શ્રીભાગવત સંહિતા છે. તેથી ભક્તિ સિદ્ધ બને છે, એવો અભિપ્રાય દ્વિતીય શ્લોકમાં બતાવેલો છે.

હવે અહીં ત્રીજા શ્લોકની સંગતિનું નિરૂપણ કરે છે:

જેમ વેદના પૂર્વકાંડમાં યજ્ઞો અને ઉત્તરકાંડમાં બ્રહ્માત્મક જ્ઞાન, આમ બન્ને કાંડોનો અર્થ પરસ્પર કારણભૂત છે, તેમ અહીં શ્રીભાગવતમાં પ્રભુનું માહાત્મ્ય સમજવું અને તેમાં સર્વથી અધિક સુદૃઢ સ્નેહ થવો તે બન્ને પણ ભક્તિના કારણરૂપ છે. તેનું નિરૂપણ કરવા માટે ગાયત્રી બીજ છે, વેદ વૃક્ષ છે અને શ્રીભાગવત ફળ છે, એમ તૃતીય શ્લોકથી નિરૂપણ કરાય છે. તેથી વેદના બન્ને કાંડમાં પ્રવીણ હોય તો પણ ફળ વગરનું વૃક્ષ જેમ નિરર્થક છે, તેમ શ્રીભાગવત વિનાનું બન્ને કાંડનું જ્ઞાન પણ નિરર્થક છે; માટે ભાગવતનો આરંભ છે, એમ પ્રથમના ત્રણ શ્લોકથી નિરૂપણ કરવામાં આવ્યું.

જો કે પ્રણવ અને વ્યાહૃતિઓ પણ વેદના બીજરૂપ જ ગણાય છે, તોપણ તેઓનો અર્થ સ્પષ્ટ ન હોવાથી, અહીં ગાયત્રીના અર્થનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં અક્ષરશઃ ગાયત્રીનો નિવેશ નહિ કરતાં તેના અર્થનો નિવેશ કર્યો છે; તેનું કારણ એ છે કે અગ્નિના ઉપસ્થાનમાં ગાયત્રીની યોજના છે અને તે **सवितुः** વગેરેથી બ્રાહ્મણભાગમાં તેનું નિરૂપણ કરેલું છે. તેમ જ મંદેહ વગેરે દૈત્યોનું નિવારણ કરવા માટે ગાયત્રીથી અભિમંત્રિત કરેલું જળ અર્ધ્યદ્વારા ફેંકાય છે, તેથી એક અગ્નિના ઉપસ્થાન માટે અને બીજો મંદેહાદિક દૈત્યોની નિવૃત્તિ માટે ગાયત્રીનો ઉપયોગ થાય છે. એવા ગાયત્રીના દરેક ઉપયોગને સૂચવવા માટે અહીં ગાયત્રીના અર્થથી પ્રારંભ કર્યો છે. ત્યાં ગાયત્રીના મંત્રમાં પ્રથમ સર્વ જગત્‌ને ઉત્પન્ન કરવાવાળા અને સર્વને જાણવાવાળા પ્રભુનું ધ્યાન છે, તેનું **सवितुः** અને **देवस्य** એ બે ષષ્ઠી વિભક્તિના શબ્દો વડે નિરૂપણ કર્યું છે. અને **वरेण्यं** એ શબ્દથી ભક્તિનું બીજ બતાવેલું છે.

તથા भर्गः એ શબ્દથી સંસારથી નિવૃત્તિ કરનારનું ધ્યાન બતાવેલું છે; કારણકે પ્રભુ તો દરેકની ઇન્દ્રિયો, મન, અને બુદ્ધિને પ્રેરણા આપે છે. તેવા પ્રભુનું ધ્યાન દરેકને હિતકારી છે; માટે અહીં પણ धीमहिથી ધ્યાન બતાવેલું છે.

અહીંથી ભાગવતના પ્રથમ શ્લોકનું વ્યાખ્યાન શરૂ થાય છેઃ જે પરમાત્માથી આ જગતનું જન્માદિક થાય છે, અથવા જેનાથી આકાશનો જન્મ થાય છે; કારણકે વેદમાં આત્મરૂપ પ્રભુથી આકાશની ઉત્પત્તિ લખી છે. જન્મ સ્થિતિ અને પ્રલય એમ ત્રણનો નિર્દેશ ન કરતાં કેવળ જન્મનો જ શા માટે અહીં કરેલો છે, એવી શંકાનું સમાધાન કરે છે કે ગાયત્રીના અર્થમાં તો જગતની ઉત્પત્તિ માત્ર જ લખેલી છે, સ્થિતિ અને પ્રલય લખેલાં નથી. ભક્તિના બીજરૂપ वरेण्य અને સંસારની નિવૃત્તિરૂપ भर्ग શબ્દથી, સ્થિતિ-પ્રલયની સૂચના પાછળ કરી છે, તેમ અહીં પણ શ્લોકના ઉત્તરાર્ધમાં સૂચવશે. અથવા ગાયત્રીમાં સૂચવેલા અર્થને પણ લઈને ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયનું નિરૂપણ जन्मादि પદ વડે થઈ શકે છે. વેદમાં પણ "જેથી આ સર્વ ભૂત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને જેમાં લય પામે છે" વગેરે લખ્યું છે.

जन्मादि શબ્દોનો બે પ્રકારે અર્થ થાય છે. તેમાં એક અર્થ એવો થાય છે કે "જન્મ છે આદિ જેને, એવો સ્થિતિયુક્ત પ્રલય, આ બ્રહ્માંડનો જેનાથી થાય છે."

અને બીજો અર્થ 'જન્મ'શબ્દને ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય એ સમુદાયનું વિશેષણ કરીને થાય છે; તેથી વેદાર્થનું પ્રતિપાદન કરનાર છે એમ સિદ્ધ થાય છે. તેમાં અધિક અર્થ કે પુનરુક્તિ દોષ આવતો નથી. મનથી પણ જાણી ન શકાય તેવાં કરોડો બ્રહ્માંડરૂપ આ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય થાય છે; તેવું નિરૂપણ કરવાથી પ્રભુનું માહાત્મ્ય બતાવેલું છે. यतः એ અવ્યયનો નિર્દેશ કરેલો છે, તે બ્રહ્મનું અવિકારિપણું બતાવે છેઃ સમગ્ર જગતના બીજરૂપે બ્રહ્મ રહેલું છે, છતાં વિકારવાળું નથી. જેવી રીતે કામધેનુ-કલ્પવૃક્ષ-ચિંતામણિ અને મંત્રાદિકથી ઉત્પન્ન થયેલા પદાર્થો દેખાય છે, તેથી કામધેનુ વગેરે વિકારી થતાં નથી, તેવી રીતે બ્રહ્મનું અવિકારિપણું બતાવવાથી, વ્યાસસૂત્રના ૨-૧-૨૬મા સૂત્રમાં પૂર્વપક્ષ કરેલો છે કે "જો એક જ બ્રહ્મ પોતાના આત્માને જગદ્રૂપે કરે તો સમગ્ર બ્રહ્મ એક જ કાર્યરૂપ થાય અને અંશોદ્વારા વ્યવસ્થા કરે તો "નિરવયવ બ્રહ્મને અંશ શી રીતે હોઈ શકે, તેવો વિરોધ આવે;" આવી રીતના પૂર્વપક્ષનો અહીં પરિહાર કર્યો છે.

यद् અને तद् શબ્દો હમેશાં સાથે આવે છે. તેથી અહીં પૂર્વાર્ધમાં यद् શબ્દનો પ્રયોગ કરેલો છે. માટે तद् શબ્દનો ઉપરથી અધ્યાહાર કરવો જોઇએ. તોપણ ગાયત્રીમાં तद् શબ્દ છે. અને ગાયત્રીના વ્યાખ્યાનરૂપ આ શ્લોકમાં

सत्य અને पर એવા બે શબ્દો છે, તેથી અધ્યાહાર કર્યો નથી. એવી રીતે બ્રહ્મ જગતનું કારણ છે તેવું પ્રતિપાદન કર્યું.

હવે આ સ્થળે કેટલાક બ્રહ્મને સમવાયિકારણ અને માયાને નિમિત્ત-કારણ માને છે. તેમાંયે બીજા વળી તેથી ઊલટું જ માને છે; અને કેટલાક તો બ્રહ્મનું માત્ર કર્તાપણું જ માને છે. તે દરેક પક્ષના નિરાકરણ માટે મૂલ શ્લોકમાં अन्वयात् અને इतरतः એવાં પદ મૂકવામાં આવ્યાં છે. તેથી સમવાયિ-કારણ અને નિમિત્તકારણ (મૃત્તિકામાંથી ઘડો-કૂંડા વગેરે આકારો થાય છે તે દરેક કાર્યરૂપ આકારોનું સમવાયિકારણ મૃત્તિકા કહેવાય છે, અને કુંભાર ચાકડો દંડ વગેરે નિમિત્તકારણ કહેવાય છે,) બ્રહ્મ જ છે અને શ્લોકમાં चकार છે, તેથી દશમસ્કંધ-ઉત્તરાર્ધમાં વસુદેવજીએ સ્તુતિ કરી છે, તેમાં દરેક વિભક્તનો અર્થ ભગવાન્ જ છે તેમ જણાવ્યું છે; તેનો પણ અહીં સમાવેશ થઈ જાય છે. તેથી જેમ ઘટાદિ કાર્યમાં સમવાયિકારણ મૃત્તિકા અને નિમિત્ત-કારણ કુંભાર ચક્રાદિ વગેરે જુદાં જુદાં છે, તેમ જગદ્રૂપકાર્યમાં બન્ને કારણો જુદાં નથી; અર્થાત્ અભિન્નનિમિત્તોપાદાન બ્રહ્મ જગતનું કારણ છે, એમ સિદ્ધ કર્યું છે. જગતની સ્થિતિ અને પ્રલય વગેરેમાં પણ અનુકૂળ અપેક્ષા પ્રમાણે બ્રહ્મ રહેલું છે; તેથી વ્યાસસૂત્રના દ્વિતીયાધ્યાયના દ્વિતીય-પાદમાં સમવાય સંબંધનો જે નિષેધ કર્યો છે, તે કણાદમુનિના ન્યાયશાસ્ત્રમાં પ્રચલિત સમવાય સંબન્ધનો નિષેધ કર્યો છે; પરંતુ તાદાત્મ્યરૂપ સંબન્ધનો નિષેધ નથી. અથવા વૈનાશિક પ્રક્રિયા (બધું નાશ થઈ જાય છે તેમ માનવું)-નો સ્વીકાર ન કરવાથી નાશદશામાં પણ જગતની સ્થિતિ અક્ષર બ્રહ્મમાં રહેલી હોય છે; એટલે સમવાય સંબન્ધની તો અપેક્ષા રહેવાની જ. કેટલાએક પ્રત્યક્ષ મનાતા અન્વય (અગ્નિ હોય ત્યાં ધુમાડો હોય છે) અને વ્યતિરેક (જ્યાં અગ્નિ ન હોય ત્યાં ધુમાડો પણ ન હોય) ને માને છે, તે અહીં ઘટી શકતા નથી, કારણકે જગતનું કારણ બ્રહ્મ છે. તેનો અનુભવ કોઇને પ્રત્યક્ષ થતો નથી, પણ તે તો કેવળ વેદથી સમજી શકાય છે. તેમ બ્રહ્મ સિવાયનું કોઈ સ્થળ નથી કે જેથી વ્યતિરેક સંભવે. આકાશપુષ્પ વગેરે જે કહેવાય છે, તે પણ બ્રહ્મની સત્તાથી જ કહી શકાય છે; નહિ તો તેવા અસંભવવાળું નામ જ શી રીતે હોઈ શકે ? કારણકે "જે કાંઇ છે અને જે કાંઇ નથી" એ બધું બ્રહ્મનું રૂપ જ છે, આવી રીતે ભાગવતમાં જ આગળ કહેવામાં આવ્યું છે. તેથી સર્વ પ્રકારે બ્રહ્મ જ જગતનું કારણ છે એમ કહેવાયું છે.

ત્યારે ત્યાં જગત્ના કારણપણાથી તેને ઉપયોગી સર્વજ્ઞપણું જો કે સિદ્ધ જ છે તથાપિ લોકની માફક ફળના જ્ઞાનનો સંભવ તો નહિ જ રહે; તેવી શંકાનું સમાધાન કરે છે કે સમગ્ર અર્થોમાં જે ચતુર છે. બ્રહ્મને પૂર્ણ

વૈરાગ્ય છે; તેથી કર્મમાં ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ નહિ કરતાં સાતમી વિભક્તિનો પ્રયોગ કર્યો છે. એક પ્રયોજનમાં અનેક પ્રયોજનો છે, તે દર્શાવવા સારુ અર્થેષુ એમ બહુવચનનો નિર્દેશ કર્યો છે. જ્ઞાનશક્તિ અને પ્રયોજનનો સમાસ થતો નથી; તેથી હર્ષ અને વિષાદને સર્વથા અવકાશ નથી. અને બન્ને પદો જુદાં જુદાં પણ આપેલાં છે.

અર્થ શબ્દનો અર્થ પ્રયોજન થાય છે. અથવા પ્રયોજનોને નિમિત્તરૂપ માનીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, આ ચાર પ્રકારના પુરુષાર્થની સિદ્ધિ થવા માટે જગત્ ઉત્પન્ન કરેલું છે; અર્થાત્ દરેક જીવને દરેક પુરુષાર્થની સિદ્ધિ થવા માટે આ જગત્ છે. એક પ્રયોજનમાં પણ અનેક બીજાં પ્રયોજનો જુદાં જુદાં કારણરૂપ છે, તે બતાવવા માટે અભિજ્ઞઃ પદમાં 'અભિ'નો પ્રયોગ કરવામાં આવ્યો છે.

જ્ઞાનમાર્ગમાં કેટલાક માને છે કે "આ સમગ્ર જગત્ સ્વાર્થ માટે જ કરાયેલું છે." તેના સમાધાન માટે કહે છે કે પ્રભુ પોતે 'સ્વરાટ્' છે અથવા પોતે પોતાથી જ પ્રકાશમાન છે. જો કે જીવો પણ પોતાનું જ રૂપ છે, તોપણ પોતે ઈશ્વર છે અને આ જીવો છે, આવો પ્રકારભેદ હોવાથી પોતાના સ્વરાટ્પણામાં દોષ આવતો નથી. પ્રભુ પોતાના સ્વરૂપથી જ સ્વયં પ્રકાશે છે; વિષયોમાં કયારે પણ રમણ કરતા જ નથી. અથવા વિરાટ્ની અંદર રહેલા સ્વરાટ્ છે. અને તેને લીધે પહેલાં જણાવેલી સર્વજ્ઞતાનું સમર્થન થઈ જાય છે. અથવા કલેશ ન થાય તે માટે પોતાના આનંદમાં જ તે પ્રભુ રમણ કરે છે. આમ શ્લોકના એક પદથી રૂપાત્મક જગત્માં બ્રહ્મનું કારણપણું સિદ્ધ કર્યું.

હવે નામાત્મક જગતનું કારણપણું કહે છેઃ જો કે અસાધારણપણે કોઇ પણ જાતનો વિશેષ રાખ્યા સિવાય, રૂપ અને નામનું કારણપણું કહી શકાય, તોપણ રૂપપ્રપંચમાં આસક્ત થયેલા જીવોને તેમાંથી નિવૃત્ત કરવા માટે ભેદથી બતાવેલું છે. બંધ અને મોક્ષનું જુદી જુદી રીતે નિરૂપણ કરવા સારુ ભેદ અને જગતનું નિરૂપણ જુદી જુદી રીતે કર્યું છે. જો કે આ ત્રણ પ્રકારની ઉત્પત્તિ વેદમાં નથી, પરંતુ પ્રલય સમયે સૂક્ષ્મપણાથી રહી શકે છે. જેમ અક્ષરોનો અનેક ભાષાઓથી વિસ્તાર થાય છે, તેમ શ્રુતિઓનો પણ વેદશાખાઓથી વિસ્તાર થાય છે; તે બતાવવા સારુ લખ્યું છે કે 'જેણે અંતઃકરણથી બ્રહ્માજીને વિસ્તારપૂર્વક વેદ સમજાવ્યા છે.' તે સ્થળમાં પણ વેદ શબ્દનો પ્રયોગ નહિ કરતાં તેને બ્રહ્મ આવો પ્રયોગ કરેલો હોવાથી જેમ બ્રહ્મ નિર્વિકારિ છે, તેમ વેદ પણ વિકાર વગરનો છે; તેમ જ 'હૃદયપૂર્વક' કહેવાથી તેમાં અંતઃકરણપૂર્વક સ્વાર્થ પણ રહેલો છે, એમ બતાવ્યું છે. અથવા પુરાણનું નામ હૃદય પણ હોવાથી પુરાણની સાથે વેદ ભણાવ્યો છે.

વેદમાં કહ્યું છે કે "જે ભગવાન્ પ્રથમ તો બ્રહ્માજીને ઉત્પન્ન કરે છે અને પછી બ્રહ્માજી માટે વેદોની પ્રેરણા કરે છે." તેથી વેદનો વિસ્તાર બ્રહ્માજી માટે છે, અથવા તો ભગવાનનું તાત્પર્ય વેદમાં જ છે, લોકમાં નથી, એ બતાવવા સારુ **हृदा** એ પદ મૂકેલું છે. તેમાં ગાયત્રીના ત્રીજા પાદમાં બતાવ્યા પ્રમાણે બ્રહ્મનું સર્વને પ્રેરકપણું સિદ્ધ થાય છે; નહિ તો તેમ કહેવાની કાંઈ જરૂર ન હતી; કારણકે **यतः** એ અવ્યયથી જ દરેક વાકયમાં જુદી જુદી વિભક્તિઓનો અર્થ થઈ શકે તેમ છે.

વેદમાર્ગ વડે બ્રહ્મા 'આદિ કવિ' કહેવાય છે. વેદોના અર્થોમાં નિષ્ઠાવાળા બીજાઓને પણ બ્રહ્મરૂપથી મોક્ષ મળે છે, આવો ભાવ છે.

બ્રહ્માજી શબ્દરસને સારી રીતે સમજવાને અને તે પ્રમાણે અર્થ કરવામાં અતિનિપુણ છે; તે બતાવવા માટે તેને **आदिकवि** તરીકે વર્ણવ્યા છે.

અથવા આ વસ્તુ દુર્લભ હોવાથી તેની રક્ષા કરવા માટે ચતુરાઈની જરૂર રહે છે; તેથી 'કવિ' કહ્યા છે. બ્રહ્મા જેવો બીજો કોઇ નથી.

અથવા તેમાં કવિનો કોઇ પણ જાતનો દોષ નથી. તે માટે બ્રહ્માજીને 'આદિ કવિ' એવું વિશેષણ આપવામાં આવ્યું છે.

અથવા બ્રહ્માજીએ નાના પ્રકારનાં સ્તોત્રોથી ભગવાનને સંતુષ્ટ કર્યા, અને તેથી પ્રસન્ન થયેલા ભગવાને તેને વેદજ્ઞાનનો પ્રકાશ કર્યો; તે માટે પણ **आदिकवि** તરીકે ઓળખાવે છે.

વેદના અર્થમાં મોટામોટા પંડિતો પણ મૂંઝાય છે; તેથી બીજાઓને તો બ્રહ્માજીની માફક વેદ ઉપયોગના નથી જ. તેનાં કારણો બતાવે છેઃ

યજ્ઞ લૌકિક છે, પરંતુ ફળનો સંબંધ થાય ત્યારે ફક્ત અંશમાં જ યજ્ઞો વૈદિક છે; એમ માનનારા મીમાંસકો મોહ પામે છે.

બ્રહ્મ જીવોનો કેવળ આત્મા જ છે, આવી રીતે માનનારા કોઇ એક વેદાંતીઓ પણ મોહ પામે છે.

સાંખ્ય અને યોગદર્શનના અનુયાયીઓ વૈદિક નથી, પરંતુ પુરાણની રીતિમાં પ્રવૃત્ત થાય છે; જો કે તે સત્કાર્યવાદી છે, અર્થાત્ કાર્યને સત્ માનનારા છે; પરંતુ તેનું જ્ઞાન પુરુષપર્યંત જઈ શકે છે; પુરુષોત્તમના સ્વરૂપને તેઓ ઓળખતા નથી. તેઓ મોહ પામે છે અને તેની પાછળ વર્તનારા બીજાઓ પણ મોહ પામે છે. આ દરેકને મોહ થવાનું કારણ એ જ છે કે તેઓ પ્રભુને શરણે ગયા નથી. તેથી સમગ્ર વેદના અર્થને જાણનાર તો સાક્ષાત્ પ્રભુ અથવા તેને શરણે ગયેલો ભક્ત જ છે.

વેદ, ભગવાનનું સ્વરૂપ હોવાથી, સર્વ કરવાને સમર્થ છે. તેથી અનેક પ્રકારની કામનાઓથી ક્લેશ પામતા પ્રાણીઓની સર્વ કામનાની સિદ્ધિ માટે

વેદનો પ્રચાર થયેલો છે. અને તેવી રીતે અનેક શાખાઓનો વિભાગ કરેલો છે. તેમ જ કયારેક તો હૃદયમાં [1]"પુરૂષરૂપે જ વેદ હતા" અને "આગળ પ્રણુવ માત્ર જ વેદ હતો" એવું શાસ્ત્રીય વાકય મળે છે; તેથી દરેક પ્રકારે વેદનો ઉપયોગ તો બ્રહ્માજીને જ થયો છે, અન્યને નહિ. તે માટે વેદના તાત્પર્યને ન સમજવાથી જેઓ વેદનો અર્થ જુદા પ્રકારથી કરનારા છે, તેના ઉપર ધ્યાન આપવું નહિ.

જીવોને પ્રપંચથી બંધન અને વેદથી મોક્ષ થાય છે, અને પ્રભુ તે બન્નેથી ક્રીડા કરે છે; એમ પ્રભુનું માહાત્મ્ય બતાવેલું છે.

આવી રીતે પ્રભુનું સ્વરૂપ સંપૂર્ણ ગુણુયુક્ત છે, તેમ કહીને હવે નિર્દોષપણું કહેતાં **ભર્ગ** શબ્દનો અર્થ કરે છે કે **ભર્ગ**શબ્દ ગાયત્રીમાં સંસારની નિવૃત્તિ કરનાર તરીકે વર્ણવ્યો છે, અથવા **ભર્ગ** શબ્દ ભકિતનું બીજ બતાવે છે, માયા અને તેના કાર્યનો સંબંધ લેશ માત્ર પણુ બ્રહ્મમાં નથી તેમ સૂચવે છે. તેમાં પણુ દોષના અભાવના પક્ષમાં પોતાથી જ દુષ્ટતાનું સંપાદન થાય, અથવા સેવકોનો ઉદ્ધાર ન કરે; એવા બે પ્રકારના દોષો હોય છે. ત્યાં પોતાથી જ દુષ્ટતા સંપાદન કરવાનો દોષ નથી, તેમ દૃષ્ટાંતદ્વારા સિદ્ધ કરે છે. દેહ ઇંદ્રિયો અને અંતઃકરણુના ધર્મનો સંબંધ એ દોષ કહેવાય છે. તે પ્રત્યેકમાં થાય છે, તેથી દૃષ્ટાંતો વધારે છે. અથવા તો સાત્વિક રાજસ અને તામસના ભેદથી જુદાં જુદાં દૃષ્ટાંતો આપ્યાં છે. જેવી રીતે પૃથ્વી જળ અને તેજની એકબીજામાં એકબીજાની પ્રતીતિ થાય છે તે મિથ્યા છે, જોનારની જ તેવા પ્રકારની બુદ્ધિ થાય છે, પરંતુ તેવો પદાર્થ નથી, તેવી રીતે ભગવાનના અવતારાદિકમાં દેહ ઇન્દ્રિય અને અંતઃકરણુના ધર્મનો સંબંધ મિથ્યા છે; એટલે તેજમાં જલની બુદ્ધિ જેમ ઝાંઝવાનાં જળમાં થાય છે, જળમાં પૃથ્વીની બુદ્ધિ જેમ અંધારી રાત્રિએ જળાશયમાં થાય છે, પૃથ્વીમાં તેજની બુદ્ધિ જેમ મણુકા વગેરેમાં થાય છે, પૃથ્વીમાં જળની બુદ્ધિ જેમ કાચ વગેરેમાં થાય છે, જળમાં ચંદ્રરૂપી તેજની બુદ્ધિ જેમ વાદળામાં થાય છે અને તેજમાં વસ્ત્રરૂપ પૃથ્વીની બુદ્ધિ જેમ રાત્રિએ દ્વારમાં આવેલાં ચંદ્રકિરણોમાં થાય છે, તેવી રીતે સ્વસમાન પદાર્થમાં અર્થાત્ શુક્તિ (છીપ)માં રૂપાંનો ભ્રમ થાય છે. આ દરેક ભ્રમ જીવોની બુદ્ધિથી કલ્પેલા છે, ખરી રીતે તે પદાર્થો તેવા નથી. તેવી રીતે ભગવાનના અવતારાદિકમાં દેહ ઈંદ્રિય અને અંતઃકરણુના ધર્મનો સંબંધ પણુ જીવોની બુદ્ધિથી કલ્પેલો છે; માટે મિથ્યા છે.

---

૧ पुरूरवसो हृदि એવો પાઠ પણ છે. ત્યાં એવો અર્થ કરવાનો છે કે પુરૂરવા રાજાના હૃદયમાં વેદત્રયી ઉત્પન્ન થઈ હતી. આ કથા નવમસ્કંધમાં છે.

તેથી એમ સિદ્ધ થાય છે કે ઉપરનાં દૃષ્ટાંતોમાં તે દરેક પદાર્થ તો સત્ય છે, પરંતુ તેમાં બીજા પદાર્થની જે બુદ્ધિ થાય છે, તે જોનારના દૃષ્ટિદોષને લીધે જ થાય છે.

તેથી ત્રણ ગુણનાં કાર્ય, દેહ, ઇંદ્રિય, મન, અને તેના ધર્મો, તેનું કારણ અથવા તેનાં અધિકરણો, અથવા તે દરેકનાં પ્રયોજનો મિથ્યાજ્ઞાન નથી, કારણકે કેવળ મિથ્યાર્થનું પ્રતિપાદન કરવામાં તો નિરર્થક થઈ જવાનો દોષ આવે છે. તેમ સર્વના આધારરૂપ બ્રહ્મ, સત્યસ્વરૂપ હોવાથી તેમાં દેહેંદ્રિયાદિક અને તેના ધર્મો જીવોને પોતાના અજ્ઞાનાદિક દોષને લીધે જ થાય છે; અર્થાત્ અધ્યાસથી જ જણાય છે. તે સિદ્ધ કરવા માટે જ દૃષ્ટાંતોને કહે છે કે બ્રહ્મમાં દેહેન્દ્રિયાદિક ધર્મોની પ્રતીતિ મિથ્યા છે, તોપણ કેવળ લોકદૃષ્ટિથી ત્રણે ગુણોનાં કાર્યો દેખાય છે. તેમાં પ્રભુના અવતારાદિકમાં દેહ ઇંદ્રિય વગેરેની પ્રવૃત્તિ અને તમસ્‌નો પ્રકાશ છે, પરંતુ જીવોને ઇંદ્રિયાદિકની તેવી પ્રવૃત્તિ અને પ્રકાશ નથી, એમ જુદાઈ સ્પષ્ટ છે, તોપણ ઉપર જણાવેલાં દૃષ્ટાંતો પ્રમાણે સત્પદાર્થનો બીજામાં બીજો અધ્યાસ થાય છે; તેથી જુદે જુદે સ્થળે સત્યસંસર્ગીઓનો બ્રહ્મમાં સંસર્ગ જ મિથ્યા છે, એમ સિદ્ધ કરીને તેવા સંસર્ગનો બોધ કરનારા છ મતોનો ઉપન્યાસ કરે છેઃ

(૧) કેટલાક તો ભગવાનમાં દેહેન્દ્રિયાદિકની કલ્પના કરીને તે કલ્પેલા દેહાદિકનું ચિદાનંદપણું કલ્પે છે.
(૨) કોઇ ચિદાનંદમાં જ દેહ ઇન્દ્રિય વગેરેને માને છે.
(૩) કોઈ આવેશાત્મક શ્રીકૃષ્ણમાં જડ અને જીવના સંબંધની કલ્પના કરે છે.
(૪) કોઈ જડ અને જીવવિશેષમાં પણ સામર્થ્ય માને છે.
(૫) કોઈ શરીરમાં માયા અને માયાયુક્ત પ્રભુનો અધ્યાસ માને છે.
(૬) કેટલાક માયાવિશિષ્ટ પદાર્થમાં પોતાની ઇચ્છા વડે જ શરીરનો સંબંધ માને છે.

આ દરેકની બુદ્ધિનો ભ્રમ છે. બ્રહ્મમાં શરીર અને ઇંદ્રિયનો સંબંધ નથી. અને જેવી રીતે બ્રહ્મમાં શરીર અને ઇંદ્રિયનો વ્યવહાર છે તે આગળ કહેવાશે. આમ ભગવાનમાં જડ અને જીવના ધર્મો મિથ્યા છે, તે કહેવાયું.

બ્રહ્મમાં માયા કે તેના કાર્યનો સંબંધ લેશમાત્ર પણ નથી. તેથી ગાયત્રીમાં જ વરણ કરવા યોગ્ય સુંદર તેજ બતાવ્યું છે; તેવા અભિપ્રાયથી અહીં પૂર્વમાં જણાવેલો, દુષ્ટતાસંપાદન કરનારો દોષ નથી, એમ નિરૂપણ કર્યું છે.

હવે ભજન કરવા યોગ્ય ગુણોને બતાવતાં સેવકોના ઉદ્ધાર કરવા યોગ્ય ગુણોને બતાવે છે કે પોતાના તેજથી જ દેહેન્દ્રિયાદિકમાં રહેલા આત્મભાવરૂપી કપટને નિવૃત્ત કરે છે; અર્થાત્ પોતાના રૂપની સ્ફૂર્તિથી જ સમગ્ર વિશ્વની સંપૂર્ણ

અવિદ્યાને દૂર કરે છે. તેમાં કલિકાલ વગેરે પણ પ્રતિબંધ કરી શકતા નથી; કારણકે સ્વરૂપ જ અવિદ્યાને દૂર કરનારું છે. આને પ્રમેયબલ કહેવાય છે.

દેહેન્દ્રિયાદિકમાંથી આત્મભાવ નિવૃત્ત થાય ત્યારે જેવો જેનો અધિકાર હોય, તે પ્રમાણે પોતાની મેળે જ અભય સિદ્ધ થશે; એમ નિરૂપણ કરવાથી સર્વ અવિદ્યાનો નાશ કરનારા, ગાયત્રીમાં કહેલા भर्ग શબ્દની વ્યાખ્યા કરે છે કે ભૂત ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણે કાળમાં જેનો બાધ નથી અને જે સર્વ લોકમાં તથા વેદમાં પ્રસિદ્ધ છે, તેવા પરમ શ્રેષ્ઠ શ્રીપૂર્ણ પુરુષોત્તમ પ્રભુનું અમે ધ્યાન કરીએ છીએ.

**धीमहि** પદ ગાયત્રીમાં છે તેમ જ અહીં પણ છે, તે ભાગવતનું વૈદિકત્વ સમજાવવા માટે છે; તેથી આ શ્રીભાગવત પુરાણ વેદની માફક છે, આમ સિદ્ધ થાય છે.

એવી રીતે પ્રથમ શ્લોકમાં બીજભાવનું નિરૂપણ કરવામાં આવ્યું છે. (૧)

હવે મધ્યભાવનું ( વૃક્ષભાવનું ) નિરૂપણ કરવા માટે 'ભાગવત કલ્પવૃક્ષ છે' એમ બતાવે છેઃ

**धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सतां**
**वेद्यं वास्तवमत्र वस्तु शिवदं तापत्रयोन्मूलनम् ।**
**श्रीमद्भागवते महामुनिकृते किं वा परैरीश्वरः**
**सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥२॥**

**શબ્દાર્થઃ**—અહીં શ્રીભાગવતમાં કપટ વગરનો ધર્મ કહેલો છે. મહામુનિ શ્રી-વ્યાસજીએ કરેલા શ્રીમદ્ભાગવતમાં ત્રણ પ્રકારના તાપને ઉખેડનાર, કલ્યાણને આપનાર, અને ઈર્ષ્યા વગરના સત્પુરુષોને જાણવા યોગ્ય સત્ય વસ્તુનું નિરૂપણ કર્યું છે; તેથી બીજાં શાસ્ત્રો વડે શું ? અને અહીં તો સાંભળવાની ઈચ્છા રાખનાર ચતુર પુરુષો તે જ ક્ષણમાં તરત જ હૃદયમાં ભગવાનને રોકી રાખે છે. અથવા ભાગવતના માહાત્મ્યનાં બીજાં કારણો તો ઘણાં છે, પરંતુ અહીં તો સાંભળનારા ભાગ્યવાન્ પુરુષો, તેજ ક્ષણમાં ઈશ્વરને હૃદયમાં રોકી રાખે છે; એટલું ફળ બતાવવાથી જ પૂર્ણ છે.

**ભાવાર્થઃ**—ધર્મ અને જ્ઞાન સાધનરૂપ છે અને પ્રભુનું પ્રાકટ્ય થવું તે સાધ્ય છે અને તે પછી તેમાં પ્રવેશ થાય તે ફળ કહે છે. આ બધું શ્રીભાગવતથી જ થાય છે; માટે ભાગવત વિશિષ્ટ કલ્પદ્રુમ છે; અર્થાત્ ઇચ્છિતથી પણ વધારે આપે છે. જે કાંઈ કરવાની આજ્ઞા વેદમાં હોય તેને ધર્મ કહેવાય છે. અને તે વેદ પ્રમાણરૂપ છે. અને તે વેદ યજ્ઞાત્મક ધર્મ છે. આચાર પણ પુરાણમાં પ્રતિપાદિત કરેલો ધર્મ છે. સત્ય, તપ, અને શ્રવણ વગેરે પણ ધર્મ છે.

હવે ત્યાં યજ્ઞાદિક ધર્મમાં પ્રથમ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે મોટા વિદ્વાનોને પણ વેદમાં મોહ થાય છે. જો કે શ્રીકૃષ્ણ પ્રભુના આનંદની સિદ્ધિ માટે યજ્ઞાદિકોનું વિધાન છે, પણ સ્વર્ગાદિ લોકના ફળ માટે યજ્ઞ કરવાનું કહ્યું નથી; તેમ છતાં વેદાજ્ઞારૂપ ધર્મ વડે સ્વર્ગાદિકના પદની પ્રાપ્તિ થવાનો ભ્રમ ઉત્પન્ન થવાથી તેમાં કપટપણું સંભવે છે.

આચારાત્મક ધર્મમાં [1]સમાન વસ્તુમાં પણ શુદ્ધિ અને અશુદ્ધિનું વિધાન એક જ પદાર્થમાં માનેલું છે. તે કેવળ કાર્યમાં પ્રવૃત્તિ કરવાની યુક્તિ માટે જ ગુણ અને દોષ બતાવેલ છે. તે કપટપણું રહેલું છે.

સત્યાદિ ધર્મમાં પણ અભિમાનયુક્ત વ્યવહાર કહેલો છે. અર્થાત્ ક્યારેક અસત્ય બોલવું નિંદ્ય ગણાય નહિ, તેવો પણ સમય આવે છે. એ કપટપણું રહેલું છે. તેમ જ તપ વગેરે ધર્મમાં પણ કપટપણું રહેલું છે. ભાગવતના ષષ્ઠ સ્કંધમાં ચિત્રકેતુ રાજાની સ્તુતિમાં કહ્યું છે કે "શરીરનો ક્લેશ સહન કરીને કોઇનું બૂરું કરવા માટે તપ કરે તેવા દ્રોહાત્મક ધર્મ વડે પોતાનું કે અન્યનું કલ્યાણ અથવા અર્થ શી રીતે સિદ્ધ થઇ શકે?"

તેમ જ ભગવદ્‌ગીતામાં આજ્ઞા કરી છે કે "તપ વગેરેથી પોતાના શરીરમાં રહેલાં પંચમહાભૂતો દુઃખ આપે છે; તેનું ચિત્ત પણ કલ્યાણ કરવામાં સમર્થ નથી;" એમ નિંદા લખી છે. આવી રીતે દરેક સ્થળે વિહિત ધર્મનો નિષેધ કરેલો હોવાથી ત્યાં પણ કપટપણાની પ્રતીતિ થાય છે.

તે પ્રમાણે શ્રવણાદિક ભગવદ્‌ધર્મમાં કોઈપણ પ્રકારનું કાપટ્ય નથી. શ્રવણાદિ કરનારા ભક્તોમાં પણ કાપટ્ય નથી. એ બતાવવા उज्झित શબ્દની આગળ प्र ઉપસર્ગ મૂકવામાં આવ્યો છે; એટલે કપટ વગરનો શ્રવણાદિક ધર્મ. શ્રીભાગવતથી જ સિદ્ધ થાય છે કે આ ભાગવત ધર્મ સર્વશ્રેષ્ઠ છે; અથવા પર શ્રીકૃષ્ણપ્રભુ આ ધર્મ વડે જાણી શકાય છે. માટે જ પ્રભુનો સાક્ષાત્કાર કરવામાં આ ધર્મ કારણભૂત છે.

હવે ધર્માચરણ કરનારાઓની મહત્તાથી પણ ધર્મની ઉત્તમત્તા બતાવવા માટે કહે છે કે "ઈર્ષ્યા વગરના સત્પુરુષોને જાણવાની ખરી વસ્તુ આ શ્રીભાગવતમાં છે."

કોઇની ઉન્નતિ સહન ન થાય તેને મત્સર કહે છે. એકાદશ સ્કંધમાં જણાવ્યા પ્રમાણે દરેકના ઉપર દયા રાખવી, દ્રોહ ન કરવો, વગેરે ધર્મનો સંબંધ હોય તેને ગુણ કહેવાય છે.

---

[1] ભાગવતના એકાદશ સ્કંધમાં કહેલું છે કે શક્તિ અને અશક્તિ, સમૃદ્ધિ અને અસમૃદ્ધિ વગેરે ભેદથી પદાર્થ શુદ્ધ અશુદ્ધ થાય છે.

તેથી આ ભાગવત ધર્મના જે સંબંધીઓ છે, તે પહેલાં કહેલા દોષોથી રહિત છે, અને કૃપાદિ ગુણોથી યુક્ત છે એમ બતાવ્યું છે.

તેથી ભાગવત ધર્મની મોટાઈ સિદ્ધ થાય છે. બીજા ધર્મોમાં તો ઈર્ષ્યા વગેરે દોષો સ્પષ્ટ જ છે. જ્ઞાન પણ આ શ્રીભાગવતમાં જ કહેલું છે, તેથી ખરી રીતે જાણવા યોગ્ય વસ્તુ આમાં છે એમ કહ્યું છે. યજ્ઞ, બ્રહ્મ, કાલ અને પુરુષ, આ ચાર જ દરેક સ્થળે જાણવા યોગ્ય છે. તે તમામના પણ વસ્તુસ્વરૂપ ભગવાન્ જ અહીં જાણી શકાય છે. તે જ સર્વનું વાસ્તવિક રૂપ છે. તેમ પોતાથી જ પ્રકાશિત થનારા પ્રભુ અહીં ભાગવતમાં જ જાણી શકાય છે, બીજે સ્થળે નહિ. અન્ય ગ્રંથોમાં જે જાણી શકાય છે તે ખરી વસ્તુ નથી. અને જે વસ્તુ છે તે જાણી શકાય તેમ નથી. આમ સ્થિતિ હોવાથી અન્ય શાસ્ત્રોમાં અવિદ્યાવાળાઓનો અધિકાર છે અને ભાગવતમાં તો મુક્ત થયેલાઓનો અધિકાર છે; કારણ કે દરેકથી જાણી ન શકાય તેવા ભગવાન પણ ભાગવત ધર્મમાં પોતાની ઇચ્છાથી પ્રકટ થાય છે, અને તેથી તે પ્રભુ સમજી શકાય છે. બીજાં શાસ્ત્રમાં જેની બુદ્ધિ લાગી ગયેલી હોય તેને જ આવા ભાગવત ધર્મમાં ખરી વસ્તુ નથી, તેવી પ્રતીતિ થાય છે; બાકી દરેકને વાસ્તવિક સ્વરૂપ જાણવાનું અહીં જ છે.

વળી યજ્ઞાદિક કરવામાં આવે અથવા જાણવામાં આવે, તેથી શાંતપણું અને [1]પરમાનંદની પ્રાપ્તિ થતી નથી; કેમકે તેનું ફળ પરલોકના સુખ માટે છે; અને તત્કાળ તો યજ્ઞાદિક કરવામાં પણ દુઃખનો અનુભવ થાય છે; તેમ આત્મજ્ઞાનમાં પણ શાંતપણું છે, પરંતુ પરમાનંદ નથી; કારણકે આત્મજ્ઞાનીને પરમાનંદ માટે શાસ્ત્રોએ જ ના કહી છે. અને પ્રભુના સાક્ષાત્કારમાં અથવા તેની સાથે સાયુજ્ય થવામાં તો પરમાનંદની જ પ્રાપ્તિ થાય છે, તેથી તરત જ પરમાનંદની જેને પ્રાપ્તિ થઈ છે, તેના ત્રણ પ્રકારના તાપ ઊખડી જાય છે. તેથી અહીં સાધન અને ફળ બન્ને ભાગવતમાં જ છે.

તેથી જ્ઞાન કરતાં પણ ઉત્તમપણું બતાવ્યું છે. તેમ શબ્દના રસિક પુરુષોને પણ આ જ ઉત્તમ છે, તે બતાવવા માટે શ્રી (લક્ષ્મીજી) યુક્ત ભાગવત છે એમ કહ્યું છે. એટલે ભક્તિની સાથે દશ રસવાળું ભાગવત છે. કાવ્યોમાં જોકે આની છાયા જરૂર છે, તો પણ કાવ્યકર્તાઓએ અતિશય અલંકાર વગેરેનો પ્રવેશ કરાવેલો હોવાથી તેવાં કાવ્યો નિંદિત છે, તેવી શંકા અહીં ભાગવતમાં નથી, તે બતાવવા માટે કહે છે કે "મહામુનિ શ્રી વેદવ્યાસજીએ આ ભાગવત

१ વેદમાં આનંદ મીમાંસા કરી છે, ત્યાં મનુષ્યોથી આરંભીને બ્રહ્માના આનંદ સુધીની ગણના કરેલી છે. પ્રજાપતિના સો આનંદ થાય તે અક્ષર બ્રહ્મનો એક આનંદ થાય છે, તેથી તે પૂર્ણાનંદ નથી. (જુઓ તૈત્તિરીય–આનંદવલ્લી.)

કરેલું છે.” એ કે ભાગવત વ્યાસકૃત હોવાથી તેમ જ આ શ્લોક પણ તેમનો કહેલો હોવાથી “મેં બનાવ્યું છે” એમ વ્યાસજીએ લખવું જોઇએ, તેને બદલે મહામુનિનું કરેલું છે એમ જે કહ્યું છે તેનો ખુલાસો કરે છે કે “સમાધિમાં અનુભવ કરીને વ્યાસજીએ કહેલું છે, તે ભગવાનની પ્રેરણાથી કરેલું છે.” પોતાની કાંઈ સ્વતંત્ર કૃતિ નથી.,

હવે ઉપાસના કાંડથી પણ અસાધારણ મોટાઈ બતાવે છે કે મંત્રશાસ્ત્ર અને પંચરાત્ર તે ઉપાસના કાંડ કહેવાય છે. ત્યાં મંત્રશાસ્ત્રમાં દેવતા સ્વાધીન થાય છે, પણ તે ઈશ્વરરૂપ નથી. પંચરાત્રમાં પણ મંત્રમાં અધિષ્ઠાન રૂપ વડે જ દેવતા સ્વાધીન થાય છે. તેવી રીતે મથુરા વગેરે સ્થાનોમાં પણ દેવતા સ્થાનસ્વરૂપથી સ્વાધીન થાય છે. તેમાં પુરુષોત્તમપણું નથી. સાક્ષાત્ પુરુષોત્તમ પ્રભુ તો અત્ર ભાગવતમાં જ હૃદયમાં પધારે છે, તેથી જ ભગવાન સિવાય બીજાનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો વડે અથવા ભેદથી પ્રતિપાદન કરનારાં બીજાઓથી પણ શું ફળ સિદ્ધ થઇ શકે તેમ છે? કાંઈજ નહીં.

ત્યાં વા શબ્દ મૂકેલો છે, તેથી બીજાઓનો અનાદર બતાવે છે. અહીં તો પ્રભુ કરવાને, ન કરવાને, અને બીજી રીતે કરવાને, સમર્થ છે, એટલે અદૃષ્ટ અને કાલાદિકને બાધ કરનારા છે. તેને દૂર કરીને જે કરવું હોય તે કરી શકે છે, અને ભ્રાંત થઇ ગયેલા ભક્તોના પણ ભ્રમ દૂર કરીને સન્માર્ગે ચઢાવે છે. તેવા ઈશ્વર શ્રીભાગવતના કેવળ સાંભળવાથી જ હૃદયમાં બિરાજે છે; તેમાં વિચાર કે ચિંતન કરવાની પણ જરૂર નથી. આ શ્રીભાગવતનું પ્રતિપાદન કરનારા બ્રહ્માજી નારદજી વગેરે મહાપુરુષો છે; તેથી તેનાં વાક્યો બરાબર સમજી શકાય નહિ. તે સારુ જાણવાનો પ્રકાર બતાવે છે કે સાંભળનાર પુરુષ કુશળ બુદ્ધિવાળો તથા શ્રવણની ઉત્કટ ઇચ્છાવાળો હોવો જોઇએ; કારણકે કુશળ બુદ્ધિ હોય તો જ તેને સંભળાવી શકાય. આ બન્ને હોવાથી તરત જ પ્રભુ હૃદયમાં પધારે છે.

અથવા ભાગવતની મોટાઈ બતાવવા માટે બીજો પણ અર્થ કહે છે કે ભાગવતની મહત્તા બતાવનારાં બીજાં ઘણાં યે કારણો છે; એટલે અર્થથી અને શબ્દથી મોટાઈના અનેક પ્રકારો છે, તે તમામ કહેવાથી શું ફળ છે? પરંતુ આ જ સહુથી વધારે મહત્તા છે કે શ્રવણની ઇચ્છાવાળા અને મહા-ભાગ્યવાન્ ભક્તો જલદીથી પ્રભુને હૃદયમાં પધરાવે છે. અને ત્રણે ય ભાષાનો વિરોધ ન આવે તેવી રીતે સમગ્ર પદ અને સમગ્ર વાક્ય ભગવાનનું પ્રતિપાદન કરે છે, તેમ સમજવું; નહિતર સાંભળેલું પણ ન સાંભળ્યા જેવું જ થાય છે. તેથી તે પ્રમાણે સાંભળે તો જ તે ક્ષણમાં જ ભગવાન્ માટે પ્રયત્ન થઇ જાય છે; તેથી ભગવાન્ હૃદયમાં પધારે છે. આ ઉપરથી સર્વોત્કૃષ્ટ શ્રીભાગવત છે એમ સિદ્ધ કર્યું. (૨)

પ્રથમ શ્લોકમાં બીજપણું અને દ્વિતીય શ્લોકમાં વૃક્ષપણાનું નિરૂપણ કરીને હવે તૃતીય શ્લોકમાં ફળપણું બતાવે છેઃ

**निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम्।**
**पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥३॥**

**શબ્દાર્થઃ**—હે રસિક પુરુષો, પૃથ્વીને વિષે ભાવવાળાઓ, વેદરૂપ કલ્પ-વૃક્ષમાંથી પાકીને પોતાની મેળે ગળી ગયેલું, શુકદેવજીના મુખને પ્રાપ્ત થઈને મોક્ષને શિથિલ કરવાવાળા ભક્તિરસથી યુક્ત, કેવળ રસરૂપ, સર્વના આધારભૂત, અથવા પ્રપંચનો લય કરનાર, એવા શ્રીભાગવતરૂપ ફળનું તમે હમેશાં પાન કરો.

**ભાવાર્થઃ**—જો કે કાવ્યની માફક રૂપકાલંકારનું નિરૂપણ કરવાથી અર્થ સ્પષ્ટ થાય છે, તો પણ ભાગવત સર્વ વેદોના સારોદ્ધારરૂપ છે અને રૂપકાલં-કાર વગેરે તો બુદ્ધિથી કલ્પી શકાય તેમ છે, તેથી રૂપકનું કથન તો સર્વથા અનુચિત છે. તે માટે તેમાં ખરો કહેવા યોગ્ય જે અર્થ છે, તે જ અહીં કહેવાનો છે. તેમાં પ્રમેય પદાર્થ પ્રસિદ્ધ નથી, તો પણ જો પ્રમેય પદાર્થ જ ન હોય તો આવું વાકય જ ઘટે નહિ; તેથી તેવું પ્રમેય છે જ એમ સમજવાનું છે. હવે ત્યાં અક્ષરાત્મક વ્યાપિવૈકુંઠ લોકમાં પ્રણવબીજવાળું એક વેદ વૃક્ષ છે. ત્યાર પછી વ્યાસ ભગવાનના અવતારમાં અથવા આદિ નારાયણ ભગ-વાનના અવતારમાં સમગ્ર મનુષ્યોને આનંદનું દાન કરવા માટે સાક્ષાત્ મૂર્તિ-મત્ આધિદૈવિક ફળ અહીં લાવવામાં આવ્યું છે. તેનું નિરૂપણ અત્રે થાય છે. વેદમાં મધુવિદ્યાની અંદર આદિત્યનું મૂર્તિરૂપપણું અને રસાત્મકપણું સિદ્ધ કરેલું છે. જેમ દરેક પુષ્પના પરાગથી એકઠું થયેલું મધ છે તેમ સ્વર્ગમાં કલ્પવૃક્ષની માફક કેવળ વેદથી જ સમજી શકાય તેવા વૈકુંઠમાં પણ શબ્દ રસાત્મક કલ્પવૃક્ષ છે. તેથી અહીં કોઇ લક્ષણા કરવાની જરૂર રહેતી નથી. અર્થાત્ વેદની મહત્તા તો સિદ્ધ જ છે; તેથી વેદનું "નિગમ" એવું નામ છે.

હમેશાં બોધ આપે તે "નિગમ" કહેવાય છે. તેથી પરમ ઉપનિષદ્રૂપ નિગમ સર્વફળ દેવાને સમર્થ વૃક્ષ છે. અને તેથી જ તે "કલ્પતરુ" કહેવાય છે. તેમાંથી આ શ્રીભાગવતરૂપ ફળ ગળીને પોતાની મેળે જ પરેલું છે. આવતી વખતે પડેલું ફળ શકુન રૂપ ગણાય છે; તે પ્રમાણે આ ફળ આણેલું છે. વ્યાસજીના પુત્ર શ્રીશુકદેવજી મુક્ત છે, તેથી તે જ અહીં ભાગવતના અધિકારી છે. પિતા હોય તે પોતાના પુત્રના મુખમાં ઉત્તમ પદાર્થ આપે છે; તેમાં પણ સારું ફળ હોય તો તે આપવાને વધારે ઇચ્છા કરે છે. તેવી રીતે અહીં વ્યાસજીએ શુકદેવજીને ભાગવતરૂપ ફળ આપ્યું છે. ભાગવત ફળ રસરૂપ છે. જેમ ઝરણાંઓથી જળ પ્રાપ્ત થાય છે તેમ સર્વ ઇંદ્રિયો, સાથે સંબંધ રાખીને પ્રેમરસને ઉત્પન્ન કરે છે. તે એકઠો થયેલો પ્રેમરસ હૃદયમાં આવે ત્યારે

ધરાની માફક (નદીના નીચાણવાળા પ્રદેશમાં મોટો ખાડો બની જાય તેને હ્રદ અથવા ધરો કહે છે) પૂર્ણ થઈ જાય છે. તે પ્રેમરસમાં સારી રીતે મળેલું શ્રીમદ્‌ભાગવત ભક્તિરસથી મથન થઇને મુખમાંથી નીકળે છે. તેથી ભક્તિરસ શ્રીશુકદેવજીના મુખને પ્રાપ્ત થઇને અમૃત (મોક્ષ)ને પણ શિથિલ (ઠંડો) કરે છે. તેવા ભક્તિરસથી યુક્ત આ શ્રીભાગવત છે. તેથી બીજા રસથી અહીં અધિક રસ રહેલો છે, એમ કહ્યું છે.

જો કે આવું ઉત્તમ વૃક્ષ ઉત્પન્ન કરે છે, તેમ બતાવવાથી વૃક્ષની મહત્તા આવી જાય છે, તોપણ સારું ફળ ઉત્પન્ન થાય ત્યારે વૃક્ષની મોટાઇ ગણાય છે; તેથી વેદરૂપ વૃક્ષની મહત્તા ભાગવત જેવા ફળથી જ ગણાઈ છે.

અથવા શબ્દાત્મક વૃક્ષમાં શબ્દાત્મક ફળ હોઈ શકે. તેથી પ્રભુના હ્રદયમાં સર્વ વેદોના અર્થનો વિચાર થતાં ફળરૂપ અને નિશ્ચય કરેલા અર્થને પ્રતિપાદન કરનારા શબ્દોનો સમૂહ છે, તે જ આ શ્રીભાગવત છે.

એટલે શુદ્ધ, સુખી, અને બ્રહ્મવિદ્યામાં કુશળ હોય તેવા જ પુરુષો પ્રભુની સેવા કરવામાં યોગ્ય છે, બીજાઓ નહિ જ; એમ ફળ સિદ્ધ થાય છે.

આ અર્થ ગુપ્ત રાખવા જેવો છે, તો પણ ભક્તની ચિંતાથી પરવશ થયેલા પ્રભુના હ્રદયમાંથી આવેલો છે; તેથી ફળ ગળી ગયેલ છે તેમ કહ્યું.

બીજા ભગવદ્‌રૂપ અવતારો કે અધિકારીઓ યોગ્ય નથી, તેથી અત્યંત વૈરાગ્યવાળા શુકદેવજીમાં ગ્રંથનો અર્થ ફળરૂપ થયો છે. માટે તેના હ્રદયમાં ભક્તિરસ અને શ્રીમદ્‌ભાગવત બન્ને રહેલાં છે. જ્યારે શુકદેવજીના મુખમાંથી ભાગવત નીકળે છે, ત્યારે ભક્તિરસને સાથે લઇને નીકળે છે–અર્થાત્ ભગવાન્ અને ભક્તિરસ એ બન્નેનો સારામાં સારો યોગ છે. તેનો એવો અભિપ્રાય છે કે શ્રીભાગવતનું ગમે તેવી રીતે શ્રવણ કરવાથી પણ અધિકારી ભક્તના હ્રદયમાં ભક્તિનો આવેશ થઇ જાય છે.

વેદમાં "સ્વાધ્યાયનું અધ્યયન કરવું" તેવો ઉપદેશ છે. તેમ ભાગવતનું પાન કરો, એમ અમે ઉપદેશ આપેલો છે. બહાર રહેલા પદાર્થને ઈંદ્રિયોદ્વારા અંતઃપ્રવેશ કરાવવો તેને 'પાન' કહેવાય છે. તેવું પાન પ્રવાહી દ્રવ્યનું હોઈ શકે છે; માટે અહીં ભાગવતને રસરૂપ કહેલું છે.

ભાગવત એ ગ્રંથનું નામ છે, અથવા ભગવાનની સાથે જોડાયેલું હોવાથી "ભાગવત" કહેવાય છે. જેમ દૂધ વગેરે પદાર્થ સીસકારાથી પીતાં જુદા રસનો અનુભવ થાય છે, તેમ શબ્દોના શ્રવણમાત્રથી અર્થનું જ્ઞાન થતાં જુદા પ્રકારના રસનો અનુભવ થાય છે; માટે અર્થનો બોધ થઈ શકે તે પ્રમાણે ભાગવતરૂપ રસનું પાન કરવું જોઇએ, કેવળ શ્રવણમાત્ર જ કરવાનું નથી. આ ફળમાં છાલ કે ગોઠલો તો નથી જ. દાડમના દાણાની પેઠે કેટલાંક રસાત્મક ફળો

પણુ હોય છે. જેમ પૃથ્વી વગેરે રસરૂપ છે, તેમ રસાત્મક ભગવાનનો રસ આ શ્રીભાગવત છે. તે કેવળ સ્પર્શ કરવા યોગ્ય નથી, પણ પાન કરવા યોગ્ય છે. આ રસ સર્વના આધારભૂત છે. અથવા ચોતરફથી સર્વ પ્રપંચના લયના કારણરૂપ આ રસ છે. અથવા ભાગવત રસની પાસે મોક્ષ સુખ પણ તુચ્છ છે. તેથી મોક્ષની ઈચ્છાનો ત્યાગ કરીને પણ તેનું પાન કરવું.

વારંવાર પાન કરવાનું કહેવાથી વ્યાસજીનું પરાધીનપણું સિદ્ધ થાય છે, નહિ તો રસિક પુરુષો પોતાની મેળે જ ભાગવતનું પાન કરશે; માટે વારંવાર પાન કરવા વિષેનું વચન વ્યર્થ થઈ જાય. અથવા રસનું જ્ઞાન થવા માટે વારંવાર પાન કરવાનું કહેલું છે; કારણકે લૌકિક કર્ણ વડે તો ઉપર ઉપરથી સંભળાય, તેથી તેના રસનો સ્વાદ બરાબર ન થાય; તેથી વારંવાર પાન કરવાનું કહ્યું છે કે જેથી કાનનું લૌકિકપણું દૂર થાય. અને વિશેષ સ્વાદનો અનુભવ પણ થાય.

આગળ તૃતીય સ્કંધમાં કહેવાશે કે "આપના ભક્તો પરસ્પર આપના ગુણગાનરૂપી અમૃતથી જ દેહાદિકના ધર્મોને નિવૃત્ત કરે છે."

શ્લોકમાં **अहो रसिकाः** એમ આશ્ચર્ય સાથે સંબોધન કરવાનો આશય એવો છે કે તમારે માટે જ આ રસ લાવવામાં આવ્યો છે; કારણકે પૃથ્વીમાં પોતાનો જન્મ સફળ કરનારા તમે જ છો, અથવા ભાવના કરવામાં પણ ચતુર છો. કદાચ રસનું વિસ્મરણ થઇ જાય તો પણ તમે તો ભાવનાથી રસમાં અભિનિવેશ (ચોતરફથી પ્રવેશ કરવો) કરી શકો છો; એટલે વારંવાર પાન સંભવે છે.

તેમ પૃથ્વીમાં જે ભાગ્યવાન્ હોય તેમણે પણ વારંવાર પાન કરવું ઘટે છે. બહુવચનના પ્રયોગથી પાન કરનારા ઘણા બતાવ્યા છે; એકને રસનો અનુભવ કાંઈ થતો નથી, એમ સૂચવ્યું છે. (૩)

આવી રીતે બીજ, વૃક્ષ અને ફળપણું કહીને સર્વે શ્રોતાઓને સાવધાન કરીને હવે ભાગવતશાસ્ત્રનો આરંભ કરે છેઃ

**नैमिशेऽनिमिषक्षेत्रे ऋषयः शौनकादयः ।**
**सत्रं स्वर्गाय लोकाय सहस्रसममासत ॥४॥**

**શબ્દાર્થ**:—નૈમિશ નામના વિષ્ણુક્ષેત્રમાં શૌનકાદિક ઋષિઓ ભગવાનના આનંદના અંશરૂપ લોકાત્મક સ્વર્ગ માટે હજાર વર્ષથી સિદ્ધ થઈ શકે તેવો યજ્ઞ કરતા હતા.

**ભાવાર્થ**:—આ ભાગવતના પરંપરાથી ચાલતા આવેલા સાત અર્થો છે અને તે કથાના અર્થથી જુદા થાય છે, તેથી બીજી ટીકાઓમાં તેનું નિરૂપણ નથી; પણ તત્ત્વાર્થદીપનિબંધમાં તે અર્થો બતાવ્યા છેઃ જેમકે ભાગવતનો "શાસ્ત્રમાં, સ્કંધમાં, પ્રકરણમાં, અધ્યાયમાં, વાકયમાં, પદમાં, અને અક્ષરમાં, એમ સાત

પ્રકારે વિરોધ ન આવે તેવો અર્થ જે જાણે છે તે સંસારથી મુક્ત થઇ જાય છે,” એમ નિરૂપણ કર્યું છે. ત્યાં આનંદરૂપ શ્રીહરિની લીલા એ સમગ્ર ભાગવતનો અર્થ છે. આ ભાગવત સંહિતા ભક્તિને ઉત્પન્ન કરનારી છે. સૃષ્ટિ વગેરે ભગવાનની લીલા છે, તેનું જ્ઞાન થવાથી ભક્તિ ઉત્પન્ન થાય છે. પણ સૃષ્ટિ એ ભગવાનનું કાર્ય છે તે જાણવાથી ભક્તિ થાય નહિ; કારણકે રમણના નિયમ પ્રમાણે વગર મહેનતે જે કાર્ય થાય તેને લીલા કહેવાય છે. તેવી લીલાનું જ્ઞાન થાય ત્યારે પ્રભુની મોટાઇ અને નિર્દોષપણું સમજાય છે. તે લીલા મુખ્ય દશ પ્રકારની છે. અને **अत्र सर्गो विसर्गश्च** (ભા. ૨-૧૦-૧) એ શ્લોકમાં બતાવેલી છે. તે લીલાઓ તૃતીય સ્કંધથી લઇને દ્વાદશસ્કંધ સુધી દશસ્કંધોવડે નિરૂપણ કરાયેલી છે.

શ્રોતા અને વક્તાના લક્ષણનું નિરૂપણ પ્રથમ સ્કંધમાં છે અને અંગનું નિરૂપણ દ્વિતીય સ્કંધમાં છે. એમ બે ગૌણલીલા છે. કુલ મળીને બાર લીલા છે. તેમાં પ્રથમ સ્કંધમાં ભાગવતનો અર્થ સમજવામાં જુદા જુદા પ્રકાર છે, તેમ બતાવવા માટે **હીન, મધ્યમ** અને **ઉત્તમપણાથી અધિકાર-લીલાનું** નિરૂપણ કરેલું છે; કારણકે દરેક મનુષ્ય એક પ્રકારથી જ ભાગવતને જાણી શકતો નથી. સૂત અને શૌનકે એક પ્રકારે ભાગવતને જાણ્યું. તેમ વ્યાસ અને નારદજીએ જુદી રીતે જાણ્યું. તેમ જ શુકદેવજી અને પરીક્ષિતે ઉત્તમ રીતે જાણ્યું છે. એમ ત્રણ પ્રકારનું નિરૂપણ કરવાથી જેવો જેનો અધિકાર તે પ્રમાણે તેને તેવા અર્થનું જ્ઞાન થશે, એમ સિદ્ધ જ છે.

તેમાં પ્રથમ ત્રણ અધ્યાય વડે પ્રશ્ન અને ઉત્તર કરીને **હીન અધિકારનું** નિરૂપણ છે. તેમ પ્રશ્ન શ્રીકૃષ્ણ ભગવાન સંબંધી જ હોવાથી તેનો એક અધ્યાય છે. અને વેદના પૂર્વકાંડમાં અને ઉત્તરકાંડમાં નિરૂપણ કરેલા યજ્ઞસ્વરૂપે અને જ્ઞાનસ્વરૂપે શ્રીકૃષ્ણપ્રભુ હોવાથી ઉત્તરરૂપે બે અધ્યાયો છે. આમ ત્રણ અધ્યાયનું **હીન પ્રકરણ** છે. તેમાં પણ પ્રથમ બે શ્લોકથી સ્વરૂપ અને સંગતિના ભેદથી પ્રશ્નની સંગતિ કહે છે. ત્યાં પ્રશ્નનું સ્વરૂપ કહે છે કે પવિત્ર તીર્થ અને પવિત્ર ક્ષેત્રમાં યજ્ઞયાગાદિકથી શુદ્ધ થયેલાઓ જ યજ્ઞરૂપ ભગવાનના આવેશવાળા છે, અને ભગવાનના પ્રશ્નમાં પહેલા અધિકારી તેઓ જ સ્વરૂપથી અધિકારી છે.

ઋષિઓને તપનું સ્થાન બતાવવા માટે પ્રજાપતિએ સર્જેલા મનોમય ધર્મચક્રની ધરી જે સ્થળે શિથિલ થઈ ગઇ છે તેને “નિમિશારણ્ય” કહે છે અને ત્યાં અધિકપુણ્ય પણ કહેલું છે. કોઇ ગ્રંથમાં **નૈમિષે** એવો પાઠ છે ત્યાં નિમિષ માત્રથી જ દાનવોની સેનાનો સંહાર કર્યો, તેથી તે “નૈમિષારણ્ય” કહેવાયું છે. અને તેથી જ તે સર્વ દોષોને નિવારણ કરનારું છે. તેમના દેવતા વિષ્ણુ ભગવાન છે, તે બતાવવા માટે તેને **અનિમિષક્ષેત્ર** પણ કહેલું છે. અર્થાત્ અનિમિષ એ વિષ્ણુનું નામ છે. તેના ક્ષેત્રમાં દોષોનો અભાવ છે અને

ગુણોનો ભાવ છે એમ બતાવ્યું છે. ત્યાં ઋષિઓની પરંપરામાં પ્રસિદ્ધ શૌનકાદિ ઋષિઓ મંત્રોને જોનારા હતા, અને તેઓ **સહસ્રસમ** નામનો યજ્ઞ કરતા હતા. તે યજ્ઞ હજાર વર્ષથી સાધ્ય થાય છે; તેથી તેમનું નામ "સહસ્રસમ" છે. જેમાં સર્વ યજમાનો જ ઋત્વિજોનું કાર્ય કરે તે "સત્ર" કહેવાય છે. ત્યાં પહેલાં હજાર સંવત્સરથી સાધ્ય વિશ્વસૃજ વસુદેવોના સત્રમાં અલૌકિક ભગવાનનો આવિર્ભાવ સર્વે જોયેલો છે. વેદમાં પણ કહ્યું છે કે "પ્રથમ વિશ્વસૃજો સત્ર કરતા હતા." તેવી રીતે અહીં પણ "સહસ્ર સંવત્સર" નામનો સત્ર કરવાથી ભાગવતરૂપ શ્રીભગવાનનો આવિર્ભાવ થશે, એમ જાણીને ઋષિઓએ સત્રનો આરંભ કરેલો છે. ભગવદાનંદના અંશભૂત સ્વર્ગ છે, અને લોકાત્મક તો મોટો અંશ છે; તે અહીં શૌનકાદિક ઋષિઓને ફળરૂપ છે. અહીં સ્વર્ગમાં ગવાતા વિષ્ણુ, તેના લોકરૂપી ફળ છે, એ અર્થ સંભવતો નથી; કારણકે "સ્વર્ગલોક માટે આ દ્રવ્યો હોમાય છે" એ શ્રુતિનો વિરોધ આવે છે. તે સુખવિશેષ શરીરવાળો દેવવિશેષ લોકરૂપ છે; તેથી ગૃહવિમાન્ વગેરે વિદ્યમાન હોય તો પણ અભાવ થતાં ત્યાં જરા પણ સુખ થતું નથી; કારણ કે "દેવો માટે સ્વર્ગલોક તિરોહિત થયો," એમ વેદમાં તે પ્રમાણે નિર્ણય થયો છે. વેદમાં જયાં જયાં યજ્ઞ કરવો, એમ કહેવામાં આવે છે ત્યાં **कृ**=કરવું એને બદલે **आस्** ધાતુનો પ્રયોગ થાય છે; એટલે **आस्** ધાતુનો અર્થ અહીં "કરવું" સમજવો. આમ શ્રોતા શૌનકાદિના સ્વરૂપની મહત્તા કરેલી છે. (૪)

**त एकदा तु मुनयः प्रातर्हुतहुताग्नयः ।**
**सत्कृतं सूतमासीनं पप्रच्छुरिदमादरात् ॥ ५ ॥**

**શબ્દાર્થ**:—એક દિવસે પ્રાતઃકાળે હોમ કરેલા યજ્ઞમાં બીજી વખત હોમ કરીને તે મુનિઓ, સત્કાર પામીને બેઠેલા સૂત પૌરાણિકને આદરપૂર્વક આ રીતે પૂછવા લાગ્યા.

**ભાવાર્થ**:—હવે કથાની સંગતિ કહે છે કે ઉત્સર્ગનો અથવા દીક્ષાનો સમય છે, એટલે નિત્ય નૈમિત્તિક સર્વ હોમ કરીને ભગવાનની કથાના શ્રવણ માટે અવકાશવાળા થયા છે. **एकदा** એ અવ્યયથી હરિકથાગાનનો સમય બતાવ્યો છે, તે વખતે સૂતજી વગેરે આવેલા છે. શૌનકાદિ મુનિઓ છે, એટલે તેનું અલૌકિક જ્ઞાન કહ્યું છે, જે જ્ઞાનથી સૂતનું પણ જ્ઞાન થાય છે. તે પ્રસંગે કોઈ બીજાઓએ પ્રશ્ન કર્યો નથી, તે બતાવવા માટે તે "મુનિઓએ પ્રશ્ન કર્યો" એમ કહ્યું છે. એક વખત પ્રાતઃકાળમાં તો હોમ કરેલો છે, તે પાછો બીજી વાર હોમ કરીને મુનિઓ સાવકાશ થયા છે. બીજી વખત હોમ કરવાનો વેદમાં નિષેધ છે તેથી વેદનો વિરોધ થશે, એવી શંકા કરવાની નથી, કારણ કે તુ અવ્યયથી વૈષ્ણવ પક્ષનો સ્વીકાર કરેલો છે. અને તેમ કરવામાં મનન

થઇ શકે તે કારણ છે. હોમ કરવાની વ્યગ્રતા હોઈ શકે નહિ. તેમ જ શૌનકાદિમાં કાળના ગુણનું વિશેષ જ્ઞાન પણ છે અને તેથી "આ વિશ્વાસ વગરનું કર્મ છે" એમ આગળ કહેશે.

એમ સારી રીતે સંભાષણ કરીને અથવા બ્રહ્માસન આપીને સૂત પૌરાણિકનો સત્કાર કર્યો છે. સૂતજી પૌરાણિક છે. ઉગ્રશ્રવા તેનું નામ છે. બ્રાહ્મણોની સભામાં બીજાઓથી બેસાય નહિ, અને ઊભા રહે તો વ્યગ્રતા થવાથી હરિકથામાં ન્યૂનતા થાય; તેથી તેમ ન થવા માટે સૂત બેઠેલા છે. ભગવાનની કથાના રસનો અભિનિવેશ હોવાથી "હું પ્રથમ પૂછું તે ઠીક નહિ" એમ એક બીજાની સ્પર્ધાથી દરેક ઋષિએ પ્રશ્ન કરેલ છે. તે બતાવવા માટે બહુ-વચનનો પ્રયોગ કરેલો છે. આગળ જે કહે છે કે પ્રશ્ન છેઃ સૂતપૌરાણિકનો ભગવાનમાં આદર જોઇને અથવા પોતાને ભગવાનનું સ્વરૂપ જાણવામાં આદર છે; તે માટે ઋષિઓએ પ્રશ્ન કર્યો. સર્વ સ્થળે ભગવાનની કથામાં અંદરનો ભાવ જ મુખ્ય છે, કેવળ વાણીથી કાંઈ ફળ નથી, તે બતાવવા આદરથી પૂછ્યું છે. (૫)

ભાગવતના છ ગુણ હોવાથી અહીં ભગવદ્વિષયક છ પ્રશ્નો કરવાનો અભિપ્રાય છે તે માટે પ્રથમ વક્તાની પ્રશંસા ત્રણ શ્લોકથી કરે છેઃ

**ऋषय ऊचुः ।**

**त्वया खलु पुराणानि सेतिहासानि चानघ ।**
**आख्यातान्यप्यधीतानि धर्मशास्त्राणि यान्युत ॥६॥**

**શબ્દાર્થ**:—હે નિષ્પાપ સૂત, તમે નિશ્ચયપૂર્વક, ઇતિહાસ સહિત પુરાણો અને ધર્મશાસ્ત્ર વગેરે ભણ્યા છો. અને તે ભણીને ફરી તેનું વ્યાખ્યાન કરેલું છે.

**ભાવાર્થ**:—અહીં કેવળ સ્તુતિ માત્ર નથી એમ બતાવવા સારુ નિશ્ચયાત્મક **खलु** અવ્યયનો પ્રયોગ કર્યો છે. તમે શતકોટિ વિસ્તારમાં રહેલાં સમગ્ર પુરાણોને ભણેલા છો અથવા સાંખ્ય, યોગ, પાશુપત, અને વૈષ્ણવ રૂપ મૂળ ચાર સંહિતા પણ ભણેલા છો, ઇતિહાસરૂપ ભારત પણ તમે ભણેલા છો, અને **च**કારથી બીજી કથાઓ અને ગાથાઓ વગેરે પણ જાણો છો. હાલમાં વિદ્યાથી આજીવિકા નથી, એમ બતાવવા **अनघ**–નિષ્પાપ એવું સંબોધન આપ્યું છે. પુરાણા-દિકનું તમે વ્યાખ્યાન કરેલું છે અને ભણ્યા પણ છો, એટલે પ્રથમ અધ્યયન કર્યું, પછી વ્યાખ્યાન કરીને દઢ કરેલું છે. તેમ કરવામાં આવે ત્યારે જ સંદેહની નિવૃત્તિ થાય છે. તમે ધર્મશાસ્ત્રોનું પણ અધ્યયન કરેલું છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર બુદ્ધિમાન્ પુરુષોના પુરુષાર્થો છે. તે જીવ અને ઇશ્વરના વિચાર વડે બે પ્રકારે નિરૂપણ કરેલા છે. તેમાં ઇશ્વરે વિચારેલા ચાર પુરુષાર્થો વેદમાં જ છે. અને જીવે વિચારેલા પુરુષાર્થોમાંથી સ્મૃતિમાં ધર્મનું નિરૂપણ કરેલું છે, નીતિશાસ્ત્રમાં અર્થનું નિરૂપણ છે, વાત્સ્યાયનાદિકમાં

કામ અને સાંખ્યયનાદિકમાં મોક્ષનું નિરૂપણ છે. તેમાં જ્યાંસુધી સર્વજ્ઞપણું ન થાય ત્યાંસુધી ભગવાનના શાસ્ત્રનું જ્ઞાન થતું નથી, તે માટે ધર્મશાસ્ત્રો કહેલાં છે અને બીજાં પણ જે પ્રસિદ્ધ અર્થ શાસ્ત્રાદિક છે, તથા લૌકિક કથાનકો છે, તે તમો સારી રીતે જાણો છો. (૬)

હવે સૂતની પરંપરાથી જે જાણેલાં છે તે જ જાણેલાં છે, પણ બ્રાહ્મણોએ જે જાણેલાં છે તે જાણેલાં નહિ હોય, એવી શંકાનું સમાધાન કરે છે:

**यानि वेदविदां श्रेष्ठो भगवान्बादरायणः ।**
**अन्ये च मुनयः सूत परावरविदो विदुः ॥७॥**

**શબ્દાર્થ**:—હે સૂત, જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ ભગવાન્ બાદરાયણ વ્યાસજી જે જાણે છે, અને થઇ ગયેલા તેમ જ થવાના અર્થોને જાણનારા મુનિઓ જે જાણે છે, તે તમે પણ જાણો છો.

**ભાવાર્થ**:—ધર્મ, અર્થ અને કામ એ તો સૂત પૌરણિકની પરંપરાથી પણ જાણી શકાય છે, મોક્ષશાસ્ત્રો તો બ્રાહ્મણો વડે જ જાણી શકાય, તો ત્યાં સૂત પૌરાણિકનું અજ્ઞાન હોય, તેની નિવૃત્તિ માટે કહે છે કે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ ભગવાન્ વ્યાસજી જે જાણે છે અને થઇ ગયેલા તથા થનારા મુનિઓ જે જાણે છે તે તમે જાણો છો. વ્યાસજી જાણે છે તેમાં દરેક મોક્ષશાસ્ત્ર આવી ગયાં છે. વ્યાસજી તે શાસ્ત્રો સૂતને શા માટે કહે, તે શંકાનું સમાધાન કરે છે કે વ્યાસજીને 'ભગવાન્' એવું વિશેષણ છે; તેથી ભગવાન્‌ને એ બધું સંભવે છે. તો પણ અધિકારી સૂતને વ્યાસ ભગવાન્ શા માટે તે કહે, તેવી શંકાનું સમાધાન કરે છે કે **बादरायणः** વ્યાસજી બાદરાયણ છે, એટલે અતિ તપ કરીને તેવો અધિકાર મેળવવાની તેમની શક્તિ છે.

એકાદશ સ્કંધમાં કહ્યું છે કે "એક ગુરુ પાસેથી શીખેલું જ્ઞાન સર્વત્ર પ્રવેશ કરનારું નથી" તેથી સૂતમાં સર્વજ્ઞપણું તો હશે જ નહિ, તેવી શંકાનું સમાધાન કરે છે: જેમ બીજા મુનિઓ મનન કરવાથી જાણે છે, તેમ તમે જાણો છો. અજ્ઞાનથી ઉપદેશ થયો છે એમ ન માનવું; કારણ કે સૂત પૌરાણિક તો પ્રસિદ્ધ છે; તે માટે ફરીવાર **सूत** એવું સંબોધન કરેલું છે. ત્યારે તે પ્રસિદ્ધ છે તો તેને ઉપદેશ શા માટે, એવી શંકાનું સમાધાન કરે છે કે પર બ્રહ્માદિક અને અવર આપણે સહુ, તેને જાણનાર જે જાણી શકે છે અથવા થઇ ગયેલા અને થવાના અર્થને તેમ જ કાળને જાણનારા જ્ઞાનીઓ જે જાણે છે, તે બધું તમો જાણો છો. એટલે ઈશ્વરેચ્છા તેમ જ છે અને કાળ પણ તેમ જ છે; તેનો બોધ કરવા માટે ઉપરનું વચન કહેલું છે. (૭)

હવે આગળના શ્લોકમાં જે શાસ્ત્રો વેદવ્યાસજી જાણે છે અને ભૂત

ભવિષ્ય અને વર્તમાનને જાણનારા બીજા મુનિઓ જાણે છે એમ કહ્યું છે, તેમાંથી જે સિદ્ધ થયું છે, તે જણાવે છે:

**वेत्थ त्वं सौम्य तत्सर्वं तत्त्वतस्तदनुग्रहात् ।**
**ब्रूयुः स्निग्धस्य शिष्यस्य गुरवो गुह्यमप्युत ॥८॥**

**શબ્દાર્થ:—હે શાંત સૂતજી, તેઓના અનુગ્રહથી તે તમે ખરી રીતે જાણો છો; કારણ કે પ્રિય શિષ્ય હોય તેને ગુરુઓ ગૂઢ અભિપ્રાય પણ કહે છે.**

**ભાવાર્થ:**—શિષ્યના ગુણ બતાવવા માટે "હે સૌમ્ય" એવું શાંત સંબોધન કરેલું છે. સેવા કરવી વગેરે સાધારણ ગુણો હોય તો પણ શૂદ્રજાતિનું અસુરપણું હોવાથી ક્રૂરતા, નિર્દયતા વગેરેનો સંભવ થાય. તે જો ન હોય તો બીજા સદ્ગુણો સિદ્ધ થઈ ગયા છે, એમ બતાવવા માટે "સૂત" એવું સંબોધન કરેલું છે. અને સૂતજાતિને વેદ ભણવાનો અધિકાર ન હોવાથી 'વેદ સિવાયનું તમે બધું જાણો છો,' એમ સૂચવ્યું છે. ઉપર ઉપરથી જાણતા હશો, તેવા સંદેહની નિવૃત્તિ માટે કહે છે કે તમે તત્ત્વથી અર્થાત્ ખરી રીતે જાણો છો. ઉપદેશ કરવામાં આવે તો પણ અધિકારીને જ્ઞાન શી રીતે હોઈ શકે, તેવી શંકાનું નિવારણ કરે છે કે તે જ્ઞાનીઓના અનુગ્રહથી તમે જાણો છો, એમ કહ્યું છે; એટલે ગુરુઓના અનુગ્રહથી સર્વ સિદ્ધ થઈ શકે છે એમ બતાવ્યું છે. (૮)

આમ સર્વજ્ઞપણું કહીને પહેલેથી ફળને પૂછે છે:

**तत्र तत्राञ्जसायुष्मन् भवता यद्विनिश्चितम् ।**
**पुंसामेकान्ततः श्रेयस्तन्नः शंसितुमर्हसि ॥९॥**

**શબ્દાર્થ:—હે આયુષ્મન્, જે શાસ્ત્રો તમે જાણો છો, તેમાં તેમાંથી સરલપણે દરેક પુરુષને ખરું કલ્યાણરૂપ તમે જે નિશ્ચય કરેલું, હોય તે અમને કહેવાને યોગ્ય છો.**

**ભાવાર્થ:**—ફળ માટે સાધનની શોધ થાય છે, તેથી શું ફળ છે અને શું અફળ છે, તેવો વિચાર થાય છે. ચોતરફથી ઉદય થાય અથવા કલ્યાણ થાય, તેને ફળ કહેવું કે બીજું કાંઈ ફળ હોઈ શકે? જો કે દરેક સ્થળે દૂષણ તો આવે છે તે આગળ કહેવાશે, તેથી સંદેહને લીધે પ્રશ્ન થાય છે. તો પણ શાસ્ત્રોના પ્રમાણનું બળ વિચારીને નિર્ણય કરવો જોઇએ. તે માટે ગ્રંથની સરલતાથી નિશ્ચય કર્યો હોય એમ કહે છે. તમે આયુષવાળા છો, એમ આશીર્વાદ આપ્યો છે, અથવા નિર્ભયપણું બતાવ્યું છે. ગુરુઓમાં પરસ્પર એક બીજાના અભિપ્રાયમાં મતભેદ થતો હોય તો પણ ઘણા ગુરુઓ કરવાથી બુદ્ધિ વિશદ થાય છે, એટલે પોતાથી નિશ્ચય થઈ શકે છે; તે માટે તમે નિશ્ચય કરેલો હોય તે કહો, એમ કહ્યું છે. સ્વતંત્ર પુરુષોને જે કલ્યાણ હોય તે કહો; એટલે

દરેકને સરખી રીતે કલ્યાણ થઇ શકતું હોય તે કહો; કારણ કે સ્વર્ગમાં રહેનારાઓને પુત્રાદિકમાં, ચુક્ત પુરુષોને સ્વર્ગમાં, અને ભક્તોને મુક્તિમાં કલ્યાણ હોતું નથી. તેથી જે ખરેખરું કલ્યાણરૂપ હોય તે અમને કહો. (૯)

આ પ્રથમ પ્રશ્ન કરીને હવે સાધનવિષય બીજો પ્રશ્ન અઢી શ્લોકથી કરે છેઃ

**प्रायेणाल्पायुषः सभ्य कलावस्मिन्युगे जनाः ।**

**मन्दाः सुमन्दमतयो मन्दभाग्या ह्युपद्रुताः ॥१०॥**

**શબ્દાર્થ**:—હે સભ્ય, ઘણું કરીને આ કલિયુગમાં મનુષ્યો અલ્પ આયુષવાળાં, આળસુ, ઘણી જ મંદબુદ્ધિવાળાં, મંદભાગ્યવાળાં અને રોગાદિકથી પીડાયેલાં છે.

**ભાવાર્થ**:—પોતે ઋષિઓ હોવાથી ઘણા લાંબા વખત સુધી જીવવાવાળા છે; તે સારુ તે સિવાયનાને તે કહેવા માટે **प्रायेण** પદ મૂકયું છે, એટલે ઋષિ સિવાયના બીજાઓને સારુ આ ઉપાય છે, એમ સમજાય છે. તેમ જ હજાર સંવત્સરથી સાધ્ય યજ્ઞ અલ્પજીવી પુરુષો માટે યોગ્ય પણ નથી, અને તેઓ અલ્પાયુષી હોવાથી **સહસ્રસમાદિક** યજ્ઞો, તેઓને ઉપયોગી પણ નથી, એમ કહ્યું છે; ત્યારે ચાલતા પ્રસંગમાં તેનો ઉપયોગ ન હોવાથી તેનો ઉપાય નહિ કહેવાય? તેવી શંકાના સમાધાન માટે **सभ्य** એવું સંબોધન આપ્યું છે.

સભામાં પ્રવેશ કરનારને સભ્યનો ધર્મ જાણવો જ જોઇએ. ભાગવત અને મનુસ્મૃતિમાં કહેલું છે કે બુદ્ધિમાન પુરુષ સભ્યના દોષોને યાદ કરીને સભામાં પ્રવેશ જ ન કરે; કારણ કે જે કહેવા યોગ્ય હોય તે કહી ન શકે. અને તેથી ઊલટું વિપરીત કહે તો તેને પાપ લાગે છે; માટે યોગ્ય સભ્ય હોય તેણે સત્ય હકીકત કહેવી જોઇએ; તે બતાવવા માટે **सभ्य** એવું સંબોધન કર્યું છે.

ત્યારે બહુ જરૂરનું હોય, પરંતુ તે ઘણા લાંબા સમયથી સાધ્ય થઈ શકે તેવું હોય તો તે સાધન કહેવાશે નહિ, તેવી શંકાનું નિવારણ કરે છે કે કલિયુગના દોષને લીધે જ મનુષ્યો અલ્પાયુષવાળાં થયાં છે, કાંઈ સ્વભાવથી થયાં નથી, તેમ જ કલિયુગના દોષને દૂર કરનારાં તેવાં સાધનથી અલ્પઆયુષવાળો પણ ચિરંજીવી થઈ જશે, તેવા અભિપ્રાયથી કહે છે કે આ કલિયુગમાં તેવાં માણસો છે. કેવળ કલિયુગમાં તેવાં માણસો છે એમ કહેવાથી તો તે બીજા સમયની હકીકત માનીને હમણાં તેના ઉપાય કહેવાની જરૂર નથી, એવી શંકાનું નિવારણ કરે છે કે આ કલિયુગમાં તેવાં માણસો છે. બીજા યુગમાં થયેલાં માણસોમાં તે દોષ નહિ હોવાથી તેઓનું પૂજ્યપણું બતાવેલું છે. જીવોમાં સ્વાભાવિક સંસારિપણું નથી, તે **जन** પદથી બતાવ્યું છે. એટલે અગ્નિમાંથી જેમ તણખો નીકળે છે તેમ બ્રહ્મમાંથી અંશરૂપ જીવનો પ્રાદુર્ભાવ થાય છે. તેથી તેની ઉત્તમત્તા છે. એમ સહજ દોષ કહીને હવે બીજા આવેલા દોષ ચાર વિશેષણોથી બતાવે છે કે જીવો ચિત્તની જડતાને લીધે આળસુ

બની ગયા છે અને ઘણી જ મંદબુદ્ધિવાળા થયા છે તે જ્ઞાનેન્દ્રિયોનો ઘણો દોષ છે. મંદભાગ્યવાળા થયા છે એમ કહ્યું છે તે અદૃષ્ટ (ભાગ્ય) કર્મેન્દ્રિયથી સિદ્ધ થયેલું હોવાથી તે કર્મેન્દ્રિયનો દોષ છે, અને રોગાદિકથી પીડાયેલા છે, તે શરીરનો દોષ બતાવ્યો છે. આમ ચાર આગંતુક દોષો કહ્યા છે. (૧૦)

હવે તે જીવો બીજા કાર્યમાં જોડાયા છે તે બહારનો દોષ છે; કારણકે "ક્ષણ માત્ર પણ કોઈ કર્મ કર્યા વગરનું રહી શકતું નથી," એમ ભગવદ્ગીતાના વાકયથી તેઓ લૌકિક કર્મમાં આસક્ત થયા છે અને તેથી શાસ્ત્રમાં કહેલાં કર્મોમાં પણ આસક્ત થયા છે. જ્યારે પ્રમાણનો વિચાર થાય ત્યારે પ્રકરણસર ધર્માદિ શાસ્ત્રો જાણવાં જોઈએ. તેમ વિચાર કરવાથી તેમાં અનેક કરવાનાં કર્મો આવે છે. કેવળ તે કર્મોના સાંભળવાથી જ કૃતાર્થપણું થતું નથી; પણ તેમાં કહેલાં કર્મો કરવાં પણ જોઈએ. તેથી બહારનો દોષ મોટો છે. માટે આમ ત્રણ પ્રકારના દોષથી ગ્રસ્ત થયેલા માણસો માટે ઉપાય સમજાવવો એમ કહે છે:

**भूरीणि भूरिकर्माणि श्रोतव्यानि विभागशः ।**
**अतः साधोऽत्र यत्सारं समुद्धृत्य मनीषया ।**
**ब्रूहि भद्रं हि भूतानां येनाऽऽत्मा सुप्रसीदति ॥११॥**

**શબ્દાર્થ**:—જીવોને વિભાગ પુરઃસર સાંભળવા લાયક શાસ્ત્રો ઘણાં છે કે જેમાં અનેક પ્રકારનાં કર્મ કરવાનાં વિધાન છે. માટે તે તે શાસ્ત્રોમાં જે સારરૂપ હોય, તે તમારી બુદ્ધિથી જુદું તારવીને હે સત્પુરુષ, અમને કહો કે જેથી સર્વાત્મા ભગવાન સારી રીતે પ્રસન્ન થાય, અને જેનાથી દરેક ભૂતપ્રાણીનું કલ્યાણ પણ હોઈ શકે.

**ભાવાર્થ**:—અમે તમને આનો કોઈ પણ પ્રકારનો બદલો આપીએ તેવી ઈચ્છા તમને નથી, તે માટે **साधो** એવું સંબોધન કરેલું છે. તેમાં પારકાનાં દુઃખને દૂર કરવું એ તો સાધુ પુરુષનું જરૂરીનું કાર્ય છે, આવો ભાવ છે.

બીજાને માટે કહેલા અથવા અન્ય પ્રસંગે કહેલા સાધનની જરૂર નથી, તે બતાવવા કહે છે કે એવા દોષમાં અહીં પણ ઘણાં સાધનો હોય તો તેમાંથી જે સારરૂપ હોય તે સારી રીતે ગ્રહણ કરીને કહેવું. જ્યાં **यद्** શબ્દ આવે છે ત્યાં 'તે તે' શબ્દ આવે જ છે. આમ 'તે'નો નિત્ય સંબંધ હોવાથી મૂળમાં **तद्** શબ્દ મૂકેલ છે. તેથી **यद्** શબ્દનો અર્થ જે ઉપરથી મૂકયો છે, તેમાં દોષ નથી. માટે જે પ્રસિદ્ધ અને સારરૂપ હોય તે કહો કે જેમાં પરંપરાથી પ્રાપ્ત થતા ફળમાં ઊણપ ન આવે. 'સારરૂપ કહો' તેમાં એકવચનનો પ્રયોગ કરવાથી તેના જેવું બીજું કોઈ ન હોઈ શકે તેવું, અને સરલતાથી સમજી શકાય તેવું કહો, તેમ કહ્યું છે.

શાસ્ત્રોમાં જે કરવાનું હોય છે, તેનાં જુદાં જુદાં પ્રકરણો બાંધેલાં હોય

છે; તેથી જો કે બધી હકીકત પ્રકરણોમાં સારી રીતે લખેલી છે તો પણ તે તે સ્થળેથી જુદી કરીને કહો. તે બતાવવા સારુ **समुद्धृत्य**નો પ્રયોગ કર્યો છે. તેથી પ્રકરણોમાં તે તે ધર્મો રહેલા છે તે સિદ્ધ થાય છે.

બુદ્ધિથી જુદું કરીને કહેવાનો આશય એવો છે કે તે બુદ્ધિથી જ જુદું થઇ શકે તેમ છે, બીજી કોઈ કૃતિથી નહિ. તેમાં પણ **मनीषा** શબ્દ કહ્યો છે. મનની ચંચલતાને દૂર કરનારી બુદ્ધિને "મનીષા" કહેવાય છે. તેથી સ્થિર ચિત્તથી કહો, એવો અભિપ્રાય છે. **ब्रूहि** એ આજ્ઞાર્થનું રૂપ હોવાથી પ્રાર્થના કરે છે, અથવા તે કહેવાનો સમય પ્રાપ્ત થયો છે, એમ સૂચવે છે. કલ્યાણરૂપ કહો, એટલે ત્રણ પ્રકારનાં દુઃખને દૂર કરીને મહાસુખની પ્રાપ્તિ થાય તેવું કહો, એવો આશય છે.

તેવું મહાસુખ તો પ્રભુની કૃપાથી પ્રાપ્ત થઈ શકે; તો જેનાથી પ્રભુ પ્રસન્ન થાય તે જ કહો. **भूतानाम्** એ પદથી ભૂતપ્રેત પિશાચની માફક જીવો ભટકે છે. તેઓના ઉદ્ધાર માટે દયા બતાવી છે. (૧૧)

એવી રીતે ફળ અને સાધનના બે પ્રશ્નોનું નિરૂપણ કર્યું. ત્યાં ભૂતલ ઉપર પ્રકટ થયેલા ભગવાન જ ફળ અને સાધન છે, એવી શંકા કરીને ભગવાનનો અવતાર લોકોના માટે છે કે પોતાને માટે છે, એવો સંદેહ થતાં અવતારનું પ્રયોજન પૂછે છેઃ

**सूत जानासि भद्रं ते भगवान्सात्वतांपतिः ।**
**देवक्यां वसुदेवस्य जातो यस्य चिकीर्षया ॥१२॥**

**શબ્દાર્થઃ—હે સૂત, દેવતા અને મુક્ત પુરુષોના પતિ ભગવાન્, વસુદેવજીનાં સ્રી દેવકીજીમાં જે કાર્ય કરવા સારુ પ્રકટ થયા છે તે તમે જાણો છો? (હા.) તમારું કલ્યાણ થાઓ.**

**ભાવાર્થઃ**—આ વાત તો ઘણી જ ગૂઢ છે તેથી કોણ જાણે ન જાણતા હોય, તેવા સંદેહથી સૂત પૌરાણિકને પૂછે છે કે તમે જાણો છો? ત્યારે સૂતજીનું પ્રસન્ન મુખકમળ જોઇને તે જાણે છે, એમ નિર્ધાર કરીને હર્ષથી આશીર્વાદ આપ્યો કે તમારું કલ્યાણ થાઓ. મોટો જ્ઞાનનો ઉપદેશ આપે ત્યારે તેને દક્ષિણા આપવી જોઇએ; તેથી અહીં આશીર્વાદરૂપ દક્ષિણા છે.

અમે સાંભળ્યું છે કે શ્રીદેવકીજીના ઉદરમાં શ્રીકૃષ્ણભગવાન પ્રકટ થયા છે. ત્યાં શંકા થાય છે કે છ ઐશ્વર્યથી યુક્ત ભગવાનને કેવળ બ્રહ્માજીનું કાર્ય જ સિદ્ધ કરવા માટે દેહના સંબંધની જરૂર નથી; તેમ જીવના ધર્મો (દેહસંબંધાદિ) તો ભગવાનમાં છે જ નહિ; તેમ પ્રભુના પ્રાદુર્ભાવનો પ્રકાર તો જીવોની માફક છે; એટલે સંદેહ થાય છે. પ્રભુ સાત્વતના પતિ છે. તેઓને છોડી સંસારી મનુષ્યોને ત્યાં પ્રભુ શી રીતે પ્રકટ થયા? તેમ તે દેવતા અને મુક્તા-

ત્માના પતિ હોવાથી તેનો પરિત્યાગ કરવો અયોગ્ય છે. વળી દેવતા અને સનકાદિ મુક્ત પુરુષો પણ બ્રહ્માજીના દેહથી અથવા મનથી ઉત્પન્ન થાય છે, સ્ત્રીમાં ઉત્પન્ન થતા નથી. તેમાં પણ કોઈકની કન્યામાં ઉત્પન્ન થાય નહિ. શ્રીકૃષ્ણ તો દેવકની કન્યા દેવકીમાં ઉત્પન્ન થયા છે; એટલે જળમાં નારાયણ ભગવાનની માફક પ્રકટ થયા નથી. તેમાં પણ વિશેષ એ છે કે વસુદેવજીની સ્ત્રી દેવકી તો પરાધીન છે. ભગવાનના અવતારમાં સ્ત્રી વગેરેનો વિશેષ સંબંધ નથી, પણ કેવળ સંબંધ માત્ર છે, તે બતાવવા સારુ **वसुदेवस्य** એમ સંબંધના અર્થમાં છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ કર્યો છે. તેથી ઐશ્વર્યસંપન્ન ભગવાનને પરાધીન થયેલાં દેવકીજીને ત્યાં અવતાર લેવામાં શું પ્રયોજન છે?

ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે ભગવાન્ પ્રકટ થયા હશે નહિ? તેમ થયા પણ નથી; કારણકે પ્રકટ થયા છે એમ સહુ કોઇ જાણે છે. ત્યારે કંસાદિકના વધ કરવા માટે પ્રકટ થયા છે એમ પણ ન કહેવાય; કેમકે તે તો બીજા કોઇથી પણ થઈ શકે તેમ હતું; માટે જે કાર્ય કરવાની ઈચ્છાથી ભગવાન્ પ્રકટ થયા છે, તે અમને કહો. આ પ્રમાણે સંબંધ છે. આવી રીતે સાધારણ પ્રયોજન અને કાળાદિકથી ભગવાને શું અવતાર લીધો હશે, વગેરેનું નિરાકરણ કરેલું છે. (૧૨)

**तन्नः शुश्रूषमाणानामर्हस्यङ्गानुवर्णितुम् ।**
**यस्यावतारो भूतानां क्षेमाय च भवाय च ॥१३॥**

**શબ્દાર્થ**:—હે અંગ, અમે બધા સાંભળવાની ઇચ્છાવાળા છીએ. તેઓને તમે તે હકીકતનું વર્ણન કરવાને યોગ્ય છો; જે ભગવાનનો અવતાર પ્રાણીઓનાં ઐહિક સર્વ સુખ માટે અને મોક્ષ માટે છે.

**ભાવાર્થ**:—કેટલાક કારણથી પ્રભુના અવતારમાં પ્રયોજન છે જ; પરંતુ તે પ્રયોજન યોગબલથી જાણી શકાય, તેવી શંકાનું નિરાકરણ કરે છે કે અમો ઘણા છીએ. તેઓની સાંભળવાની ઈચ્છા પૂર્ણ કરવા માટે તમારે કહેવું જોઇએ. સાંભળવાની ઇચ્છા યોગ વડે નિવૃત્ત થઈ શકતી નથી. તેમ જ દરેકથી યોગ થઇ શકે પણ નહિ. અથવા સાક્ષાત્ શ્રીભગવાનના વાકય સિવાય ભગવદીય પદાર્થ સમજી શકાય નહિ. તેથી સાક્ષાત્ અથવા પરંપરાથી ભગવાનના શ્રીમુખથી કહેલું હોય અથવા ગુરુના મુખથી સાંભળેલું હોય, તે હવે પછીથી કહેવાને તમે યોગ્ય છો. જે કાંઈ ભણેલું હોય તે કોઇને પણ અવશ્ય કહેવું જોઇએ. એમ મંત્રાદિકમાં પણ વ્યવહાર છે; તોપણ અધિકારી હોય તેને કહેવું. તેથી સાંભળવાની પૂર્ણ ઈચ્છાવાળા હોય તે જ અધિકારી હોવાથી અવશ્ય કહેવું જોઇએ. તમે અમારું અંગ છો. અંગ સ્વાધીન હોય છે, તે બતાવવા સારુ કોમળ "અંગ" એવું સંબોધન કર્યું છે. ભગવાનના પ્રકટ થવામાં

જે અસાધારણ પ્રયોજન હોય, તે અમે પૂછીએ છીએ. અસાધારણ પ્રયોજન તો સમજી શકાય છે, તે બતાવવા માટે પ્રથમ અવતારદ્વારા રૂપનું પ્રયોજન કહે છે કે જે ભગવાનનો સામાન્યપણે થયેલો અવતાર પણ દેવતા, પશુઓ અને મનુષ્યાદિકમાં અલૌકિક તેજ લાવવા માટે છે, અને ઉત્પન્ન થયેલાં સ્થાવરજંગમ પ્રાણીઓના આ લોક સંબંધી દરેક સુખ માટે છે. અને મૂળમાં च્કાર અવ્યય હોવાથી દરેક દુઃખની નિવૃત્તિ અને મોક્ષ પણ ભગવાનના અવતારથી થાય છે. બીજા चકારથી અવિદ્યાની નિવૃત્તિ બતાવી છે.

**भवाय** શબ્દમાં **भू** ધાતુ સત્તાવાચક હોવાથી સત્તામાત્રપણું સિદ્ધ કર્યું છે અથવા વ્યાસસૂત્રમાં કહ્યું છે કે "વેદમાં સૈંધવના દૃષ્ટાંતથી આત્માને જ્ઞાનઘન કહ્યો છે; માટે ચિદ્રૂપ બ્રહ્મમાં જીવ પણ ચિદ્રૂપ થઇને દરેક ભોગવે છે. તેથી ચૈતન્યમાં જીવનો અનુપ્રવેશ થાય છે એમ પણ चકારનો અર્થ થાય છે. (૧૩)

આવી રીતે દરેકના ઉદયરૂપ કલ્યાણ માટે ભગવાનનો અવતાર છે, એમ કહ્યું. હવે ઉત્પન્ન થનારા જીવોને તો પ્રભુના નામ વડે જ સિદ્ધિ થાય છે, તેથી પ્રભુના નામનું માહાત્મ્ય કહે છે:

**आपन्नः संसृतिं घोरां यन्नाम विवशो गृणन्।**
**ततः सद्यो विमुच्येत यद् बिभेति स्वयं भयम् ॥१४॥**

**શબ્દાર્થ**:—ભયંકર યોનિને પ્રાપ્ત થયેલો, અથવા પરાધીન બનેલો જીવ પ્રભુના નામનું ઉચ્ચારણ કરે છે તો તેથી જલદી મુક્ત થઇ જાય છે; કેમકે પ્રભુના નામથી ખુદ ભય પણ ભય પામે છે.

**ભાવાર્થ**:—સર્પ વ્યાઘ્ર વગેરે યોનિમાં જન્મ લઇને અથવા મહારોગથી ગ્રસ્ત થયેલો જીવ પરવશ થઇને, તથા કાલને વશ થઇને જે પ્રભુના નામના ઉચ્ચાર થવાની સાથે જ તે યોનિથી જલદી મુક્ત થઇ જાય છે; ત્યાં અંતકાલ વખતે–કાલનો અધિકારી કોઈ એક ભય નામનો આવીને મૃત્યુના પાશથી દરેકને પકડી લે છે, જે પ્રસંગ ચતુર્થ સ્કંધમાં પુરંજનના આખ્યાનમાં આવશે, તેવા તે કાલના પાશથી, નામ લેનાર જીવ મુક્ત થાય છે. ભગવન્નામના કેવળ ઉચ્ચાર વડે જ પાશથી શી રીતે મુક્ત થવાય, તેવી શંકાનું સમાધાન કરે છે: ભય પોતે જ ભગવાનના નામથી ડરે છે, અર્થાત્ પોતાના સ્વરૂપનો નાશ થઈ જશે, તેવા ભયથી ડરે છે; કાંઈ બહારના પદાર્થનો નાશ થઈ જશે, તેથી ભય બીતો નથી.

આવી રીતે ભગવાનના નામનું માહાત્મ્ય જે સાંભળનારા છે તેને મુક્ત કરે છે. તેથી ભય પણ મુક્ત થઈ જાય છે, અથવા સ્વરૂપાત્મક ભય પણ મુક્ત થઇ જાય છે; એટલે દ્વૈતદૃષ્ટિ જતી રહે છે; કારણકે વેદમાં કહ્યું છે કે

"દ્વૈતભાવથી ભ્રમ થાય છે" માટે આગળ ઉત્પન્ન થનારા જીવોની ભગવાનના નામથી મુક્તિ થાય છે. (૧૪)

હવે નામોચ્ચાર કરવામાં અસમર્થ એવાં વૃક્ષ–પક્ષી–પશુ વગેરેની શી ગતિ થશે? એવી શંકાનું નિવારણ કરે છે:

**यत्पादसंश्रयाः सूत ऋषयः प्रशमायनाः ।**

**सद्यः पुनन्त्युपस्पृष्टाः स्वर्धुन्यापोऽनुसेवया ॥१५॥**

**શબ્દાર્થ**:—હે સૂત, જે પ્રભુના ચરણનો આશ્રય કરનારા શાંતિવાળા **ઋષિઓ સમીપમાં સ્પર્શ કરવાથી જલદી પવિત્ર કરે છે, જેમ ગંગાજીનું જળ સેવા કરનારાઓને પવિત્ર કરે છે.**

**ભાવાર્થ**:—નામોચ્ચારણ કરવામાં જેનું સામર્થ્ય નથી, તેવાં પશુપક્ષ્યાદિક પણ ભક્તના સ્પર્શથી મુક્ત થઈ જાય છે; કારણકે ભક્તોને તો પ્રભુના ચરણકમળનો સારી રીતે આશ્રય હોય છે. ભગવાનનો આશ્રય જ્ઞાનમાર્ગમાં પણ થાય છે, તો પણ જ્ઞાનીઓને દેહાધ્યાસ ન હોવાથી, તેનો સ્પર્શ કરવાથી મુક્તિ થતી નથી, તેના તો ઉપદેશથી મુક્તિ થાય છે. તે માટે ભગવાનના ચરણનો આશ્રય કહેલો છે. ચરણનો આશ્રય ભક્તિમાર્ગમાં જ છે. પોતાની મોટાઈ છોડીને દૈન્યભાવથી આશ્રય કરવો તે બતાવવા માટે **संश्रय** પદનો પ્રયોગ કર્યો છે. **सूत** એવું સંબોધન પવિત્રતાનો અનુભવ કરવા માટે છે. એથી "સૂત" હોવા છતાં પણ મહાપુરુષોની કૃપાથી બ્રાહ્મણોની સાથે યજ્ઞયાગાદિકમાં પણ સારી રીતે વ્યવહાર કરે છે. મંત્રને જોનારા ઋષિઓ અને ઉત્તમ શાંતિનો આશ્રય કરનારા જ્ઞાનીઓ પણ ભગવાનના ચરણારવિંદમાં એક આશ્રયવાળા થઈને પવિત્ર કરે છે. અથવા ભગવાનના ચરણનો જ આશ્રય કરનારા ઋષિઓ જ્ઞાનયુક્ત થઈને તેમ જ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિને પ્રાપ્ત કરીને, દરેકને પવિત્ર કરવાના કારણરૂપ થાય છે; અર્થાત્ પોતે શુદ્ધ થઈને બીજાઓને પવિત્ર કરે છે. એટલા માટે પોતાની શુદ્ધિ સારુ જ્ઞાન અને કર્મ કહ્યાં છે, પણ બીજાને પવિત્ર કરવામાં જ્ઞાન અને કર્મનો સંબંધ નથી.

સમીપમાં દેહનો કેવળ સંબંધ થવાથી જ પવિત્ર કરે છે, આવો અભિપ્રાય છે. સમયના વ્યવધાનથી દરેક સ્થળે પવિત્રતા દેખાય છે. કહ્યું છે કે "ત્રણ વખત વેદનું અધ્યયન કરે અથવા ત્રણ વખત ગાયત્રીનું અધ્યયન કરે તો એક જ વર્ષમાં પોતાના આત્માને પવિત્ર બનાવે છે." તેમ કરતાં સમય લાગે છે. અને ભક્તો તો તરત તૂર્ત પવિત્ર કરે છે.

**मुनयः** એવા પાઠમાં મનન કરનારા અથવા કર્મયોગ કરનારા, એવો અર્થ થાય છે. ક્રૂરતા વગેરેથી સ્પર્શ ન કરવો જોઈએ તે માટે **उप** (સમીપમાં) ઉપસર્ગ મૂકયો છે, અથવા આગળ ઉપર સંબંધ થાય છે તેમ તે બતાવે છે. તેવા **ભક્તોની દૃષ્ટિથી** પવિત્રતા થાય છે. એટલે ભગવાનના આશ્રિતો તરત જ પવિત્ર

કરે છે. પણ સ્પર્શ કરાયેલ ગંગાજળ તો ભગવત્સેવા કરનાર સેવકને જ પવિત્ર કરે છે. અષ્ટમસ્કંધના પ્રથમાધ્યાયમાં કહ્યું છે કે "ગંગાદિક તીર્થો જેમ મદિરાના ઘડાને પવિત્ર કરી શકતાં નથી, તેમ પ્રભુથી વિમુખ થયેલાને અનેક પ્રાયશ્ચિત્તો મુક્ત કરી શકતાં નથી." જો કે ગંગાજીનું જળ શીઘ્ર પવિત્ર કરે છે; તે પણ પ્રભુને સન્મુખ કરીને પવિત્ર કરે છે. અથવા પ્રભુના સન્નિધાનમાં સ્પર્શ કરાયેલ ગંગાજી જલદી પવિત્ર કરે છે એમ દૃષ્ટાંત છે. તેમ તેનો અર્થ વિતર્ક કરવાનો થાય છે, એટલે ભગવાનના ભક્તો અને ગંગાજી પવિત્ર કરે છે. તે પ્રભુની સેવાથી પવિત્ર કરી શકે છે, બીજા કોઇપણ પ્રકારથી નહિ. ઉપર ઉપરથી પવિત્ર કરવાનો અભિપ્રાય અહીં નથી, પણ ખરેખરી પવિત્રતા તો માયાનો સ્પર્શ છૂટી જાય ત્યારે છે. તે ભગવત્સેવાથી જ થઈ શકે છે. (૧૫)

આવી રીતે અઢી શ્લોકથી ભગવાનના રૂપ અને નામના સંબંધનું માહાત્મ્ય કહેવાયું. ત્યાં શંકા થાય છે કે ભગવાનનું શાસ્ત્ર જાણ્યા વગર આ કેવી રીતે થયું? અને જાણતા હોય તો પછી પ્રશ્ન ન થઈ શકે? તેનું નિરાકરણ કરતાં કહે છેઃ

**को वा भगवतस्तस्य पुण्यश्लोकेड्यकर्मणः ।**
**शुद्धिकामो न शृणुयाद् यशः कलिमलापहम् ॥१६॥**

**શબ્દાર્થ**:—પુણ્ય યશસ્વી પુરુષો વડે સ્તુતિ કરવા યોગ્ય જેનાં કર્મ છે, તે ભગવાનનો યશ કલિયુગના પાપને નાશ કરનારો છે. તેવા યશને શુદ્ધિની ઈચ્છાવાળો કયો પુરુષ ન સાંભળે?

**ભાવાર્થ**:—ભગવાનના યશનું શ્રવણ કરવાથી નામરૂપનું માહાત્મ્ય અમારા હૃદયમાં પોતાની મેળે જ સ્ફુર્યું છે. એથી સામાન્યપણે તો તે જાણીએ છીએ, પણ વિશેષ જાણવા માટે આ પ્રશ્ન છે. જો કે ભક્તિ ન હોય તો કેવળ પોતાના પુરુષાર્થ વડે પ્રભુના યશનું શ્રવણ થતું નથી, તોપણ સન્માર્ગમાં રહેનારાઓને શુદ્ધિની જરૂર છે. તે માટે શ્રવણ કરવું જોઇએ. તેમાં યે કલિયુગ તો દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ એ છએને અશુદ્ધ કરનાર હોવાથી શ્રવણ કરવું જ જોઇએ. પરાધીન હોય તેનાથી શ્રવણ ન થઈ શકે. માટે પરતંત્રપણું દૂર કરવા કોણ ન સાંભળે? અર્થાત્ દરેક સાંભળે. **वा** અવ્યય અનાદર બતાવનાર છે. એટલે દૈત્યોના અંશો પ્રભુને સાંભળનાર નથી જ; તેથી તેની ગણના કરવાની નથી. પોતાની મેળે જ સર્વોત્તમ પ્રકારથી જ જીવોની શુદ્ધિ છે. તેથી ભગવાનનો યશ કહેલો છે. પ્રકટ થયેલાઓનો યશ સુલભ હોઇ શકે છે, તે માટે મૂળમાં **तस्य**નો પ્રયોગ કર્યો છે.

લૌકિક સ્વામીની સ્તુતિની માફક-અર્થાત્ જે જેનું અન્ન ખાતો હોય તે તેની સ્તુતિ કરે, તે પ્રમાણે અહીં નથી; કારણકે પુણ્ય કીર્તિવાળા ભક્તો જ

પ્રભુની સ્તુતિ કરે છે. અર્થાત્ કીર્તન કરનારાઓની કીર્તિ પણ જ્યાં આત્માને પવિત્ર કરે છે, તો પછી ત્યાં કીર્તન દરેકને પવિત્ર કરે તેમાં શું કહેવું જોઈએ ?

અથવા સ્તુતિરૂપ કર્મ કરનારાઓને પવિત્ર કરે છે. અથવા તેઓને પછી પવિત્રપણાની જરૂર પણ રહેતી નથી. આમ કહેવાથી કીર્તિ કેવળ પવિત્ર પુરુષોમાં જ સ્થિર થઈને રહેલી છે, એમ સમજાવ્યું છે. સામાન્ય કર્મો લઘુમાં છે; તેથી તેની મહત્તા બતાવનાર કર્મ ન હોય, અને કેવળ સાધારણ કર્મ હોય તો તે પણ કરે છે.

**पुण्यश्लोक** શબ્દના પ્રયોગથી એમ સમજાય છે કે કીર્તિવાળાઓની સાથે સંબંધ ઘણે ભાગે દરેકને હોય છે. અને તેવા કીર્તિવાળા મહાનુભાવો ભગવાનનું જ કીર્તન કરે છે. આ જ કારણથી ભગવાનની કીર્તિનું શ્રવણ સુલભ થઈ શકે છે. જ્યાં પ્રભુના યશનું શ્રવણ કરવાથી ઉપર ઉપરથી શુદ્ધિ થાય છે તો પછી ખાસ શુદ્ધિની ઇચ્છાવાળો પુરુષ શા માટે શ્રવણ ન કરે ?

જેનું વર્ણન થાય તેની મોટાઇને બતાવનાર, અને સર્વ લોકોને આનંદ આપનાર, એવા જગતમાં ફેલાયેલા ગુણને કીર્તિ કહેવાય છે. અને તેનું નામ જ યશ છે. કલિયુગમાં સર્વે મનુષ્યો પાપરહિત નથી, માટે તેનાથી કલિયુગના દોષની નિવૃત્તિ થતી નથી. અને ભગવાન તો કાળથી પણ પર છે, તેમ તેમની કીર્તિ પણ તેવી છે. તેથી કલિયુગના દોષને નિવૃત્ત કરે છે. (૧૬)

આમ ભગવાન્ શા માટે પ્રકટ થયા, તેનું પ્રયોજન કહીને હવે તેમના કર્મનો પ્રશ્ન કરે છેઃ

**तस्य कर्माण्युदाराणि परिगीतानि सूरिभिः ।**
**ब्रूहि नः श्रद्दधानानां लीलया दधतः कलाः ॥१७॥**

**શબ્દાર્થઃ**—કવિઓએ ચોતરફ ગાયેલાં એવાં ભગવાનનાં ઉદાર કાર્યો, સાંભળવા માટે શ્રદ્ધાવાળા એવા અમોને કહો; કારણકે તે પ્રભુ લીલા વડે જુદી જુદી કલાઓને ધારણ કરનારા છે.

**ભાવાર્થઃ**—પ્રભુને પ્રકટ થવાનું પ્રયોજન સાંભળેલું છે. તેને હૃદયમાં લાવવા માટે ચરિત્રોને જ પૂછે છે. ચરિત્ર સાંભળવાથી જે ફળ થાય, તે ભગવાને દેવું જોઈએ, એમ પણ નથી. અને બીજાં ફળો કર્મ છે. તે પાત્ર અપાત્રનો વિવેક કર્યા વગર જ અલ્પને પણ ઘણું આપે છે; તે બતાવવા માટે કર્મને ઉદાર કર્યાં છે. અને 'ઉદાર' વગેરે 'કર્મ'નાં વિશેષણો છે, તે કર્મનું સ્વરૂપ બતાવનારાં નથી, કર્મના ઉદ્દેશથી જ ઉદારતા વગેરે રહેલાં છે, તેનું વિધાન કરે છે; કારણકે **कर्माणि** એ વિશેષ્યપદ પ્રથમથી જ મૂક્યું છે. બીજાં અવાંતર ફલની પ્રાપ્તિ માટે કર્મનું ઉદારપણું બતાવ્યું છે. બાકી મુખ્ય ફળ તો ભગવાનથી જ મળી શકે છે. તે પ્રભુનાં ચરિત્ર અજાણ્યાં નથી. તે માટે "કવિઓએ ચોતરફથી

ગાયેલાં છે" એમ કહ્યું છે. તેથી દૂરથી પણ શ્રવણ થઈ શકે છે; કારણ કે મોટા પુરુષો કવિઓ બીજી રીતે કહે જ નહિ ! ત્યારે શૌનકાદિક ઋષિઓને પણ ભગવાનનાં ચરિત્રો સુલભપણે સંભળાય છે; તેથી સૂતને કહેવાની જરૂર નથી; એવી શંકાનું નિરાકરણ કરે છે કે અમે તો શ્રદ્ધાવાળા છીએ. શ્રદ્ધા વડે વારંવાર શ્રવણ કરવાની ઇચ્છા બતાવી છે. કયારે પણ પ્રભુચરિત્ર સાંભળતાં અરુચિ થશે નહિ, તેવા અભિપ્રાયથી કહે છેઃ "લીલા વડે જુદી જુદી કલાને ધારણ કરનાર પ્રભુનાં ચરિત્રો કહો." એટલે વગર મહેનતે આનંદથી જે ચેષ્ટા કરાય તેને લીલા કહે છે. તે લીલા વડે ભગવાન્ ક્ષણક્ષણમાં નવી નવી કલાને ધારણ કરે છે. તેમ ચંદ્રની માફક ભગવાનનાં ચરિત્રોને પણ નવી નવી કલા કરવાનો સંબંધ હોય છે; તેથી કયારે પણ અરુચિ થતી નથી. આ વિશેષણ પૂર્વમાં કહેલા ચરિત્રકથનને સિદ્ધ કરનારું છે. (૧૭)

આવી રીતે એક પ્રારંભથી ભગવાનને પ્રકટ થવાનું પ્રયોજન અને ચરિત્ર પૂછયું છે; હવે જુદા ક્રમથી અવતારની કથા પૂછે છેઃ

**अथाऽऽख्याहि हरेर्धीमन्नवतारकथाः शुभाः ।**
**लीला विदधतः स्वैरमीश्वरस्याऽऽत्ममायया ॥१८॥**

**શબ્દાર્થઃ**—હે બુદ્ધિમાન સૂત, પોતાની માયા વડે લીલાઓને ધારણ કરનાર અને ભક્તોનાં દુઃખોને દૂર કરનારા ઇશ્વરની મંગળકારી અવતારકથાઓ હવે પછી કહો.

**ભાવાર્થઃ**—જો કે પ્રભુના કેટલાક અવતારો તે તે આખ્યાનોમાં સાંભળેલા છે, તો પણ એક ક્રમથી દરેક અવતારો વિશેષે કરીને જાણવા જોઇએ; માટે ઉત્સાહથી જુદો પ્રશ્ન કર્યો છે. **अथ** અવ્યયથી જુદો ઉપક્રમ બતાવ્યો છે. ભગવાનના અવતારમાં સાધારણ રીતે પારકાના દુઃખને દૂર કરવાનું નિમિત્ત ખાસ કરીને હોય છે; તે બતાવા માટે **हरि** પદ મૂકેલું છે. અવતારનું સ્વરૂપ સમજી શકાય તેવું ન હોવાથી તેનું જ્ઞાન દરેકને હોતું નથી; તે સારુ વિશેષ સંબોધન આપ્યું છે કે 'તમે બુદ્ધિવાળા છો'.

અવતારોની કથા એટલે કેવી રીતે અવતાર ? કોનો અવતાર ? કયે સ્થળે અવતાર ? અને શા માટે અવતાર ? એવી રીતે ચાર પ્રકારની કથા, વક્તા, શ્રોતા, અને પ્રવૃત્તિ કરાવનારને શુભ ફળ આપનાર છે. લોકમાં પણ પુત્રજન્મ થયાની વાત જેમ શુભ છે, તેમ કથા પણ ખરેખર શુભ છે. તેમાં પણ અવતારોમાં જે પોતાની ઇચ્છાથી વિહાર કરેલા હોય, તે અવતારો કહેવા જોઇએ, અને જે અવતારોમાં મર્યાદાને છોડીને પણ લીલા કરેલી હોય, તે અવતારો કહેવાના છે. તેમ કરવામાં પોતાનું સર્વ સામર્થ્ય બતાવવા માટે 'ઇશ્વર' છે એમ બતાવ્યું છે.

સર્વ થઇ શકાય તેવા સામર્થ્યને માયા કહે છે. તે બીજી રીતે કરવામાં, અને દોષ ન થવામાં, કારણપણે બતાવેલી છે. પોતાની માયા હોવાથી, બીજાઓ તેને જાણી શકે નહિ અને તેનું ઉલ્લંઘન પણ કરી શકે નહિ. (૧૮)

આવી રીતે વિશેષે કરીને સર્વ અર્થ જાણનારાઓને ચરિત્રનું શ્રવણ કરવાથી શું થાય, એવી શંકાનું સમાધાન કરે છે:

**वयं तु न वितृप्याम उत्तमश्लोकविक्रमे ।**
**यच्छृण्वतां रसज्ञानां स्वादु स्वादु पदे पदे ॥१९॥**

**શબ્દાર્થ**:—**અમે તો ઉત્તમ પુરુષોએ જેનાં ગુણગાન કરેલાં છે, તેવા પ્રભુના પરાક્રમમાં તૃપ્ત થતા નથી; કેમકે જેનું શ્રવણ કરનારા તેનો રસ જાણતા હોય તો તેને પદ પદમાં અધિક રસાસ્વાદ મળે છે.**

**ભાવાર્થ**:—જે ભગવાનની કથાના સ્વરૂપને ન જાણતા હોય તે થોડો સમય સાંભળીને પાછા ફરે છે; પરંતુ અહીં તો કથારસને જાણનાર કયારે પણ પાછો ફરતો નથી. માટે તૃપ્ત થઇને પાછા ફરતા હોય તે સુખેથી પાછા ફરો; પરંતુ અમો તો પ્રભુની કથામાંથી નિવૃત્ત થવાના નથી જ.

અમો શા માટે નિવૃત્ત થઇએ ? કારણકે આનાથી બીજો કોઇ ઉત્તમ રસ હોય અથવા આ રસ ન મળે, અથવા આ રસનું જ્ઞાન ન હોય એમ ત્રણ પ્રકારે નિવૃત્તિ થઈ શકે છે. તેમાં પહેલા બે પ્રકારનું નિરાકરણ કરે છે:

ઉત્તમશ્લોક પ્રભુના પરાક્રમમાં અમે નિવૃત્ત થતા નથી; કારણકે બ્રહ્માનંદના અનુભવવાળા, ઉત્તમ મુક્તપુરુષો પણ પ્રભુનું ગાન કરે છે. તે વૃત્તાંત પ્રથમસ્કંધના સપ્તમાધ્યાયમાં **इत्थंभूतगुणो हरिः** તે સ્થળે વિસ્તારથી કહેવાશે કે મુનિઓ આત્મારામ છે. તેને ગ્રંથ ભણવાની પણ જરૂર નથી; તો પણ તેઓ પ્રભુની નિષ્કામભક્તિ કરે છે. એવા પ્રભુના જ ગુણો છે. તેથી ભગવાનના કથારસથી બીજો કોઈ અધિક રસ નથી જ. બ્રહ્માનંદનો રસ પણ ન્યૂન છે. આથી દુર્લભપણું પણ નિવૃત્ત કરેલું છે. તે તો **विक्रम** એટલે વિશેષથી ચરણને પધરાવવાં, તે જ્યાં હોય તેને પરાક્રમ કહેવાય. તે પરાક્રમમાં ક્રિયાશક્તિનો વિશેષ આવિર્ભાવ છે. તે દરેક સ્થળે પૂર્ણ છે. તેથી તે દુર્લભ નથી; એટલે પ્રભુચરિત્રથી નિવૃત્ત થવામાં જે પ્રથમ બે કારણ બતાવ્યાં હતાં, તેમાંનું એક પણ અહીં નથી. હવે ત્રીજા કારણનું નિરાકરણ કરે છે કે "સાંભળનાર રસજ્ઞને પ્રત્યેક પદમાં અધિક આનંદ ઉપજે છે;" એટલે રસનું જ્ઞાન શ્રવણથીજ થાય છે. જેમ લોકમાં ક્ષુદ્ર વિદ્યાઓમાં ઇચ્છાની નિવૃત્તિ થતી નથી પણ તે અલ્પ હોવાથી ઉદરપૂરણ વડે નિવૃત્તિ થાય છે, તેમ શ્રવણમાં વિશેષપણું બતાવ્યું છે; કારણ કે શ્રવણ વડે ગ્રહણ કરાયેલા રસનું માપ થઈ શકતું નથી. તેથી રસના જાણકારો દરેક રીતે રસથી નિવૃત્ત થતા નથી; કારણ કે આ રસ ઉત્તમોત્તમ હોવાથી પોતે જ રસજ્ઞોને નિવૃત્ત થવા દેતો નથી. વળી

જેવો જેનો અધિકાર તે પ્રમાણે અહીં રસનો આવિર્ભાવ થાય છે. જેમ જેમ અજ્ઞાન નિવૃત્ત થાય છે, તેમ તેમ ભગવદ્રસનો સ્વાદ આવતો જાય છે; જેમ તાવવાળા પુરુષને તાવ ઊતર્યા પછી ધીરે ધીરે અન્નનો સ્વાદ આવે છે. જ્યારે ભગવાનની કથાનો રસ પ્રથમ પ્રાપ્ત થાય છે, ત્યારે તો શ્રોતામાં પૂર્ણ અવિદ્યા હોવાથી થોડો રસાસ્વાદ થાય છે. પછી પ્રથમ શ્રવણ કરવામાં કેટલીક અવિદ્યા નિવૃત્ત થઈ જાય તો બીજી વખતે અધિક રસ થાય છે. આમ ઉત્તરોત્તર વિશેષ રસ પ્રાપ્ત થાય છે. અને જે દરેક રીતે મુક્ત હોય છે, તેને સર્વોત્તમ રસ પ્રાપ્ત થાય છે. તેમ જ પહેલાં પૂર્ણ વાક્યમાં ભગવાનની પ્રતીતિ થાય છે. પછી પ્રત્યેક વાકયમાં અને પ્રત્યેક પદમાં પણ પ્રતીતિ થાય છે. એટલે પ્રકૃતિ અને પ્રત્યય સહિત દરેક શબ્દ ભગવાનનું જ વર્ણન કરે છે. તેથી અક્ષરના અર્થપણા વડે ભગવાનનું જ્ઞાન થાય ત્યારે અધિક રસ મળે છે. (૧૯)

હવે વિશેષપણાથી શ્રીકૃષ્ણાવતારની કથા સાંભળવી છે, એવા અભિપ્રાયથી કહે છેઃ

**कृतवान्किल वीर्याणि सह रामेण केशवः ।**
**अतिमर्त्यानि भगवान् गूढः कपटमानुषः ॥२०॥**

**શબ્દાર્થ**:—ગૂઢ કપટથી મનુષ્યાવતારને ધારણ કરનાર, એવા કેશવભગવાને, બલદેવજીની સાથે નિશ્ચયપણે પરાક્રમો કર્યાં છે, જે સાંભળવાથી ફરીને મનુષ્ય-દેહનો સંબંધ રહેતો નથી.

**ભાવાર્થ**:—ભગવાનનાં પરાક્રમો પ્રસિદ્ધ છે, માટે **किल** અવ્યય આપેલ છે. અવસ્થા અને સાધનાદિક નહિ હોવા છતાં પણ પૂતનામારણાદિ પરાક્રમો કર્યાં છે. તેથી આશ્ચર્યની સાથે પ્રસિદ્ધિ કહેલી છે. માટે શ્રીકૃષ્ણાવતારનાં પરાક્રમો ખરે અલૌકિક છે. વળી એક જ સ્થળે એક જ વખતે આવેશ અને અવતાર બન્ને સાથે મળીને પરાક્રમો કરાયાં નથી. અહીં તો બલદેવજીની સાથે હોવાથી, બન્ને સ્વરૂપોથી પરાક્રમો કર્યાં છે.

વળી દરેક અવતારમાં બ્રહ્મા અને મહાદેવજી બન્ને દેવોને સુખ અપાયું નથી. તે બન્ને ગુણના અધિષ્ઠાતા દેવ હોવાથી તેઓને સ્પર્ધા (બરોબરી) વગેરે થવાનો સંભવ રહે છે. તેમ તેના માટે બીજા અવતારોમાં હિત કર્યું નથી. બાકી તેઓના ભક્તોનો વધ કર્યો છે, તેમાંનું અત્રે કાંઇપણ નથી, એ બતાવવા સારુ **केशव**પદનો પ્રયોગ કર્યો છે, એટલે બ્રહ્મા અને મહાદેવજી બન્નેને જેનાથી નિત્યસુખ થાય છે, અર્થાત્ તે બન્નેને પણ આનંદ આપનારા શ્રીકૃષ્ણ જ છે. પરાક્રમોની ઉત્તમતા કહે છે કે ભગવાનનાં પરાક્રમો સાંભળવાથી પાછો મનુષ્યના શરીરનો સંબંધ રહેતો નથી. અથવા મનુષ્યપણાને ઉલ્લંઘન

કરાવનારાં પરાક્રમો છે; કારણકે શ્રીકૃષ્ણ અવતાર નથી, તે તો સાક્ષાત્ ભગવાન્ હોવાથી કર ચરણ ઉદર વગેરે આનંદમય છે.

ત્યારે ભગવાનને શરીરનો સંબંધ શી રીતે હોઈ શકે ? તેનું નિરાકરણ કરે છે કે આ ભગવાન્ લોકમાં ગુપ્ત છે. પોતાના સચ્ચિદાનંદપણાનો પ્રકાશ કરતા નથી; કારણકે લોકોની બુદ્ધિમાં જેવી રીતે મોહ થાય, તેવા પ્રકારવાળા કપટથી મનુષ્યપણાને ગ્રહણ કર્યું છે. અને તેજ સ્વરૂપ મનુષ્યરૂપની માફક ભાસ કરાવે છે. માટે તમારે તે પ્રભુનાં ચરિત્રો કહેવાનાં છે; એમ સિદ્ધ કર્યું. (૨૦)

કથાશ્રવણ કરવામાં બે શ્લોક વડે પોતાના અધિકારનું નિરૂપણ કરે છેઃ

**कलिमागतमाज्ञाय क्षेत्रेऽस्मिन् वैष्णवे वयम् ।**
**आसीना दीर्घसत्रेण कथायां सक्षणा हरेः ॥२१॥**

**શબ્દાર્થ**:—કલિયુગ આવેલો જાણીને આ વૈષ્ણવ ક્ષેત્રમાં હરિભગવાનની કથા સાંભળવામાં સાવકાશ થયેલા અમો. ઘણા લાંબા સમયના યજ્ઞવડે બેઠેલા છીએ.

**ભાવાર્થ**:—કલિયુગમાં તો દરેક ધર્મની નિવૃત્તિ થયેલી હોવાથી જેમ સૂતકમાં મનુષ્યને અવકાશ છે, તેમ કલિયુગમાં અન્યધર્મનો અભાવ હોવાથી હમેશાં અવકાશ જ રહે છે. એટલે જયાંસુધી ધર્મ કરવાનો અધિકાર હોય છે, ત્યાંસુધી **ધર્મત્યાગ** થઈ જવાનો ભય હોવાથી, તે કર્મ કરવા માટે વ્યગ્રતા રહે છે. અથવા કર્મ કરવાં પડે છે. અને પોતાના અધિકારની મર્યાદાને ઉલ્લંઘન કરે તો ફરી ઘણુંયે પાપ લાગવાથી ભગવાનની કથામાં રુચિ નિવૃત્ત થઇ જાય છે અને કથા ન જ સંભળાય. માટે તે દરેક દોષને દૂર કરનારો કલિયુગ છે. તે કલિયુગ આવતાં અમો પ્રભુની કથામાં સાવકાશ થયા છીએ. બીજા કોઈ સ્થળમાં કથા શ્રવણ કરવામાં તો દૈત્યોદ્વારા બુદ્ધિના નાશનો સંભવ રહે છે. અને તેમ બુદ્ધિનો નાશ થવાથી સાંભળેલું દરેક નષ્ટ થઈ જાય. તેમ ન થાય તે સારુ "આ વૈષ્ણવ ક્ષેત્રમાં આવ્યા છીએ," એમ કહ્યું છે. વળી અહીં યજ્ઞની વેદી હોવાથી પણ દૈત્યનો સંબંધ થઇ શકે તેમ નથી. તેથી પવિત્ર દેશનો નિર્દેશ કર્યો છે. ત્યારે કલિકાલાદિકનું સ્માર્તપણું હોવાથી તેનો વૈદિક વિચારથી શા માટે અધિકાર નથી ? તેવી શંકાનું સમાધાન કરે છે કે "અમો દીર્ઘ સત્રથી બેઠેલા છીએ." તેમ જ જેની યજ્ઞમાં દીક્ષા થઇ હોય છે, તેને બીજાં કર્મો કરવાની નિવૃત્તિ વેદસિદ્ધ જ છે. અને તે દીક્ષા લીધેલા કર્મની સમાપ્તિ થાય ત્યારે પાછો તેને કર્મનો સંબંધ થાય છે. તે કારણ કે અમોએ દીર્ઘ (લાંબા) સત્રનો આરંભ કર્યો છે; માટે બીજા કર્મનો સંબંધ ન હોવાથી અમો દરેક રીતે અવકાશવાળા છીએ. જો કથાનો આરંભ થાય તો હજાર વર્ષનો સમય પણ ક્ષણની બરાબર થઇ જાય. તે બતાવવા માટે **ક્ષણ** પદનો પ્રયોગ કર્યો છે. એટલે દરેક સ્થળે સાવકાશ નથી, પરંતુ ભગવાનની કથા સાંભળવામાં જ સાવકાશ છીએ. (૨૧)

અહીં એક સામગ્રી ન્યૂન હતી તે પ્રભુએ મેળવી આપી છે. તે કહે છેઃ

**त्वं नः संदर्शितो धात्रा दुस्तरं निस्तितीर्षताम् ।**
**कलिं सत्त्वहरं पुंसां कर्णधार इवाऽर्णवम् ॥२२॥**

**શબ્દાર્થઃ**—દુઃખથી ન તરી શકાય એવા, અને મનુષ્યના ધૈર્યને હરણ કરનારા એવા કલિયુગને તરવાની ઇચ્છાવાળા અમોને, જેમ સમુદ્ર તરનારને કોઈ વહાણ ચલાવનાર નાવિક મેળવી આપે તેમ બ્રહ્માજીએ તમને મેળવી આપ્યા છે.

**ભાવાર્થઃ**—સર્વને સર્જનાર ભગવાન્ અથવા કથારસને જાણનારા બ્રહ્માજીએ તમારો સમાગમ કરાવ્યો છે. તમે તો અમારા છો અને સ્વાધીન છો. કથા સિવાય કલિયુગ તરી શકાય તેવો નથી; દુઃખથી તરી શકાય તેવો છે. કથા વગરના પણ ઋષિઓ તો કલિયુગને તરી જશે, તેથી તમારામાં શો વિશેષ છે? ત્યાં ખુલાસો કરે છે કે કલિયુગ વિવેક, ધૈર્ય અને જ્ઞાનને હરનારો છે, એટલે સત્ત્વગુણ નિવૃત્ત થતાં, રજોગુણ અને તમોગુણથી લય અને વિક્ષેપ જ થાય. તેથી તેનું સર્વસ્વ નષ્ટ થઇ જતાં કળિયુગનું તરવું થશે નહિ, એવો અભિપ્રાય છે. ઇચ્છિત સમયમાં ઇચ્છિત દેશનો સંબંધ થતો નથી, જેમકે સમુદ્ર પાર કરવામાં નાવિક (પાર કરાવનાર) ન મળે, તેમ કલિયુગમાં ભગવાનની કથા કહેનાર ન હોય ત્યારે કલિયુગ તરી શકાય નહિ. (૨૨)

પહેલાં અમે ધર્મની સાથે રહેતા હતા. તે તો અમે અહીં આવ્યા અને કથામાં જોડાયા. હવે અહીં ધર્મની હકીકત કેવી છે, તે સમજાવો; એમ છઠ્ઠો પ્રશ્ન પૂછે છેઃ

**ब्रूहि योगेश्वरे कृष्णे ब्रह्मण्ये धर्मवर्माणि ।**
**स्वां काष्ठामधुनोपेते धर्मः कं शरणं गतः ॥२३॥**

**શબ્દાર્થઃ**—યોગેશ્વર, બ્રાહ્મણોની રક્ષા કરનાર, અને ધર્મના કવચરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ વૈકુંઠમાં પધાર્યા, ત્યારે હાલમાં ધર્મ કોને શરણે ગયો છે?

**ભાવાર્થઃ**—જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ધર્મની રક્ષા કરવા માટે તે ભગવાન અવતાર લે છે. ભગવદ્ગીતામાં પણ "**यदा यदा हि धर्मस्य**" એમ કહ્યું છે. તેમ જ "યોગવડે આત્માનું દર્શન કરવું. આ ઉત્તમોત્તમ લાભ છે," એ વાક્યથી યોગ પણ ધર્મનો રક્ષક છે. તે યોગના ઈશ્વર પણ કૃષ્ણપ્રભુ છે. બ્રાહ્મણો પણ ધર્મનું પાલન કરે છે. એટલે તે યોગાવતાર અને બ્રાહ્મણરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ વૈકુંઠમાં પધાર્યા પછી ધર્મનું કોઇ સંભવિત સ્થાન રહ્યું નથી. તેમ જ ધર્મના કાર્યરૂપ ભગવાનના વિષયવાળી બુદ્ધિ વિદ્યમાન હોવાથી ધર્મ છે, એવી પ્રતીતિ જરૂર થાય છે. માટે ધર્મ કોને શરણે ગયો? એવો પ્રશ્ન થાય છે.૨૩

**ઇતિ શ્રીભાગવત સુબોધિની–ભાવાર્થમાં પ્રથમ–સ્કંધમાં હીનાધિકારપ્રકરણાંતર્ગત પ્રથમ અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૨ જો

દ્વિતીયાધ્યાયના પ્રારંભમાં બે કારિકા વડે સંગતિ અને અધ્યાયનો અભિપ્રાય દર્શાવે છેઃ

**कथाश्रवणभावेन मनोरथमहार्णवे ।**
**निमग्नान् सूतदानेन समुज्जहार ऋषीन्हरिः ॥ १ ॥**
**फलसाधनरूपाणां निर्णयः कर्मणामपि ।**
**त्रयाणां वक्ष्यतेऽध्याये द्वितीयेऽन्यत्र शेषिणाम् ॥ २ ॥**

ભગવત્કથા સાંભળવાના ભાવ વડે, મનોરથરૂપ મોટા સમુદ્રમાં મગ્ન થયેલા શૌનકાદિક ઋષિઓને ભગવાને સૂત પૌરાણિકનું દાન કરીને સમુદ્રમાંથી બહાર કાઢેલા છે. (૧) આ અધ્યાયમાં ફળ અને સાધનોના પ્રકારોનો તેમ જ કર્મનો પણ, આમ ત્રણેયનો નિર્ણય કરવામાં આવશે. બાકીના પ્રશ્નોનો નિર્ણય આ પછીના અધ્યાયમાં થશે. (૨)

હવે સૂત પૌરાણિક ઉત્તર આપવા માટે પ્રથમ દેવતા અને ગુરુનું નમસ્કારાત્મક મંગલાચરણ, તથા શૌનકે કરેલા પ્રશ્નોનું નિરાકરણ કરે છે—એમ વ્યાસજીએ કહ્યું.

**व्यास उवाच ।**

**इति सम्प्रश्नसम्पृष्टः स विप्रै रौमहर्षणिः ।**
**प्रतिपूज्य वचस्तेषां प्रवक्तुमुपचक्रमे ॥१॥**

**શબ્દાર્થઃ**—આવી રીતે બ્રાહ્મણોએ પુરુષાર્થ બાબતના પ્રશ્નો વડે પૂછાયેલા, રોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવાએ તેઓનાં વચનની પ્રશંસા કરીને શ્રીભાગવતને કહેવા માટે ઉપક્રમ કર્યો.

**ભાવાર્થઃ**—આવી રીતે પુરુષાર્થ બાબતના બ્રહ્મવિષયક પ્રશ્નો વડે, ઘણા જ આદરથી સૂત પૌરાણિકને પૂછવામાં આવ્યું છે. પૂછનારા વિપ્રો છે. **विप्र** શબ્દનો અર્થ એવો થાય છે કે **प्रा** ધાતુ પૂરણ કરવાના અર્થમાં છે, તેને **वि** ઉપસર્ગ લગાડીને **विप्र** શબ્દ બનેલો છે. એટલે વિશેષ કરીને વક્તાને અથવા પોતાને ભક્તિ વડે પૂર્ણ કરનારા શૌનકાદિક છે. તેથી તેના વચનનો અવશ્ય ઉત્તર દેવો જ જોઇએ. સૂત પૌરાણિક રોમહર્ષણના પુત્ર છે. રોમહર્ષણના રુવાડામાં જ હંમેશાં હર્ષ રહ્યા કરે છે. અને તેને હંમેશાં ભક્તિનો વધારો પણ છે. તેના પુત્ર ઉગ્રશ્રવા પણ તેવા જ છે,એમ બતાવવા માટે રોમહર્ષણના પુત્ર કહ્યા છે. તેઓના વચનનું અભિનંદન કર્યું; એટલે સામાન્યપણે તેઓના વચનની પ્રશંસા કરી. તે ગ્રંથની બહાર જ કરેલ છે; કારણ કે ચાલુ ક્રમને

અનુરોધ થાય. અને આગળ જે અભિનંદન કરે તે સામાન્ય રીતે ઉત્તર આપીને કરશે એમ સમજવાનું છે. પોતાની બુદ્ધિ વડે જ નિર્ધારિત કરેલો **અર્થ** અને ભાગવત કહેવા માટે **प्रवक्तुम्** ( આનંદથી કહેવાને )નો પ્રયોગ કર્યો છે. (૧)

હવે શ્રીભાગવત કહેવા માટે દેવતા અને ગુરુને નમસ્કાર કર્યા છે. તેમાં વૈરાગ્ય અને જ્ઞાન વડે બે શ્લોકથી ગુરુને નમસ્કાર કરે છે. ત્યાં પણ પ્રથમ વૈરાગ્ય કહે છેઃ

**यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं द्वैपायनो**
**विरहकातर आजुहाव ।**
**पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु-**
**स्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥२॥**

**શબ્દાર્થ:**—જેને જનોઈ આપેલું નથી તો પણ કર્મ માત્ર નિવૃત્ત થઇ ગયેલાં છે, અને તેથી જ ચાલી નીકળેલા શુકદેવજીને વિરહથી દીન થયેલા દ્વૈપાયન વ્યાસજીએ, હે પુત્ર, હે પુત્ર, એવી રીતે બોલાવ્યા. ત્યારે શુકદેવજી તો બ્રહ્મરૂપ છે, તેથી તેની તન્મયતાને લીધે વૃક્ષોએ વ્યાસજીને જવાબ આપ્યો, તે સર્વભૂત પ્રાણીઓના હૃદયરૂપ શ્રીશુકદેવજીને હું ચોતરફથી નમસ્કાર કરું છું.

**ભાવાર્થ:**—આ શ્રીભાગવતમાં જેમ જેમ વૈરાગ્યવાળો થાય તેમતેમ અધિકારી થાય છે. તેમાં શુકદેવજી તો પૂર્વ જન્મમાં જ જ્ઞાનસહિત હતા. અને તેથી યોગ્ય દેહ માટે વિષ્ણુરૂપ વ્યાસજીથી દેહને પ્રાપ્ત કરીને બન્ને પ્રકારની સંપત્તિ સિદ્ધ થતાં, હમણાં જનોઈ વગરના જ ચાલી નીકળ્યા છે; કારણ કે સંગથી જ્ઞાનનો નાશ થઈ જાય છે, તેવો ભય હતો; તેમ તેમને પૂર્વજન્મના સંસ્કાર પણ સુદૃઢ હતા. વ્યાસજી વેદનો વિસ્તાર કરી પુરાણ રચવાના અધિકારી હોવાથી દેહાદિક ધર્મો તેઓમાં રહ્યા છે. અને આ શુકદેવજીનું ચાલ્યા જવું તે કોઇ આશ્રમ નથી, પરંતુ સંગના ભયથી ગમન માત્ર છે. તે અયોગ્ય છે, એમ માનીને તેને પાછા વાળવા માટે વ્યાસજીનું તેની પાછળ જવું થાય છે. ભગવાનના ધર્મો જ્યારે હૃદયમાં પ્રવેશ કરે છે ત્યારે ખરેખર ભય પાછો ફરે છે; કારણ કે બળવાનને ભય હોતો નથી. તે બળ પણ ભગવાનનું જ હોય છે. તેથી શુકદેવજીના હૃદયમાં ભગવદ્ધર્મનો પ્રવેશ થવાથી લેશ માત્ર પણ ભય નથી. કાંઈ ક્રોધાદિકથી ચાલ્યા જતા નથી, તે માટે **प्र** ઉપસર્ગ મૂકેલો છે. ત્યારે તેને પાછા વાળવાનું કારણ કહે છે કે શુકદેવજીને જનોઇ આપ્યું નહતું, માટે વ્યાસજી પાછળ ગયા હતા, અને યજ્ઞોપવીત થયા સિવાય શુકદેવજીને જવાનું કારણ એટલું જ કે તેને કાંઈ કર્તવ્ય રહ્યું જ નથી. જો કાર્ય હોય તો જ ઉપનયન સંસ્કાર હોઇ શકે. તેમ વિષ્ણુરૂપી વ્યાસજીથી

ઉત્પન્ન થયેલા દેહને સંસ્કારની જરૂર હોતી નથી, વ્યાસજી મોહનું કારણ કહે છે કે બે તરફ જળનો પ્રવાહ છે, તેવા દ્વીપમાં તેનું જન્મસ્થાન છે. શ્રી યમુનાજીના જલમાં તેવી રીતે જ વ્યાસજીનું પ્રાકટ્ય થયું છે, તેમ જ પિતા પરાશરે ધ્યાન કરેલા ભગવાનના અવતારરૂપ હોવાથી બધું ઘટે છે. નારદજીના ઉપદેશ પહેલાં વ્યાસજી પોતાનું સ્વરૂપ ભૂલી ગયા હતા, તેથી પુત્રના વિરહથી દીન થઈને 'હે પુત્ર,' આ પ્રમાણે બોલાવવા લાગ્યા. વ્યાસજીનો કંઠ પ્રેમથી રૂંધાઈ ગયેલો હોવાથી બોલાવવામાં 'હે પુત્ર' એ સંબોધનને છેડે પ્લુત ઉચ્ચાર થતો નથી. જો પ્લુતનો ઉચ્ચાર થયો હોય તો **पुत्र** અને **इति** એ સ્થળે વ્યાકરણના નિયમથી સંધિ ન થાય; પરંતુ અહીં પ્લુત ન હોવાથી **पुत्रेति** એવો સંધિ થયો છે. "તે બ્રહ્મસ્વરૂપ થયેલ છે" એ વાક્યથી બ્રહ્મજ્ઞાનમાં ફળ કહેલું છે; તેથી શુકદેવજીને સર્વભાવ સ્ફુર્યો છે. તેમ જ યોગથી પણ પ્રવેશ તો થઈ શકે છે. તેમ કર્તાનો પ્રધાનતામાં **यद्** શબ્દથી કર્મનો સંબન્ધ હોવાથી **तद्** શબ્દ વડે કર્મ જ કહેવાય છે. તેમ "વનસ્પતિ વૈષ્ણવ છે" એ શ્રુતિથી જેમ વિષ્ણુથી વૃક્ષો ઉત્પન્ન થયાં છે, તેમ શુકદેવજી પણ ઉત્પન્ન થાય છે; એટલે શુકદેવજી અને વૃક્ષોનું ઉપાદાન કારણ એ વિષ્ણુ જ હોવાથી વૃક્ષોએ શુકદેવજીની તન્મયતાને લીધે ઉત્તર આપ્યો. જેમ પડછંદો બોલે તેમ વૃક્ષોએ જવાબ આપ્યો. અથવા વેદમાં કહ્યું છે કે "યજ્ઞ માટે રહેલી વાણી દેવતાઓ સારુ પ્રકટ થઈ અને તેણે વનસ્પતિમાં પ્રવેશ કર્યો. તો આ વાણી વનસ્પતિમાં બોલે છે." આમ વૃક્ષોથી શબ્દોની ઉત્પત્તિ કહી છે. તેવાં વૃક્ષોને કહેવાતા કારણરૂપ બતાવવાથી શુકદેવજીનો બ્રહ્મભાવ કહે છે કે શુકદેવજી દરેકના હૃદયને પ્રેરણા કરવા માટે સર્વના હૃદયમાં જાય છે, પ્રેરણા કરે છે. અથવા તેમ જ સર્વભૂત પ્રાણીઓમાં પ્રેરણા કરવાના સામર્થ્યવાળા શ્રીકૃષ્ણ છે. શુકદેવજી બ્રહ્માત્મભાવનો વિચાર કરતા પધાર્યા છે; તેથી વ્યાસજીને ઉત્તર આપ્યો નથી. તેવા શુકદેવજી સર્વત્ર વિરાજમાન હોવાથી ચોતરફ નમન કર્યું છે. (૨)

આમ પ્રથમ જ્ઞાન અને વૈરાગ્ય કહ્યાં છે. પછી ભક્તિ વડે ભગવદ્જ્ઞાન થતાં વિશેષ બતાવે છે:

**यः स्वानुभावमखिलश्रुतिसारमेक-**
**मध्यात्मदीपमतितितीर्षतान्तमोऽन्धम् ।**
**संसारिणां करुणयाऽऽह पुराणगुह्यं**
**तं व्याससूनुमुपयामि गुरुं मुनीनाम् ॥३॥**

**શબ્દાર્થ**:—પોતાના ચિંતન કરનારને પોતાનો પ્રભાવ બતાવનાર સમગ્ર શ્રુતિઓના સારરૂપ, ઘોર અંધકારને તરવાની ઈચ્છા રાખનારાઓના અંતરાત્મામાં એક દીવારૂપ અને પુરાણોમાં ગુપ્તરૂપે રહેલા શ્રી ભાગવતને સંસારી જીવો ઉપર

દયા કરીને જેણે કહ્યું છે, તે વ્યાસજીના પુત્ર અને મુનિઓના ગુરુ શ્રીશુકદેવજીને હું શરણે જાઉં છું.

**ભાવાર્થ**:—શુકદેવજીને સંગનો ભય તો નિવૃત્ત થયો છે. ઘણો સમય મનન કરવા વડે ભગવાનનો આવેશ થવાથી તે વ્યાસજીની સમીપ આવ્યા છે અને ભાગવતનું અધ્યયન પણ તે જ સમયે થયું છે એમ સમજાય છે. ત્યારપછી ભાગવત રસમાં શુકદેવજી દરેક સ્થળે મુનિઓને ઉપદેશ કરે છે, તે માટે મુનિઓના ગુરુ કહેલા છે. ભાગવતના સ્વરૂપનો ઉત્કર્ષ બતાવવા માટે ચાર વિશેષણો દ્વારા પ્રમેયરૂપતા, પ્રમાણરૂપતા, અસાધારણપણું અને સાધનોની ઉત્તમરૂપતાનું ક્રમશઃ પ્રતિપાદન કરે છે. ત્યાં પ્રથમ પ્રમેયરૂપપણું બતાવે છે કે ભાગવત ભગવાનનું રૂપ હોવાથી જેમ સર્વ ભક્તોમાં ભગવાનનો અસાધારણ પ્રભાવ છે તેમ ભાગવતનો પણ અસાધારણ પ્રભાવ તેના ચિંતન કરનારાઓમાં છે. વળી સર્વશ્રુતિના સારરૂપ છે; કારણ કે કર્મકાંડ અને જ્ઞાનકાંડાદિકમાં પણ જે પ્રતિપાદન કરેલ છે તે ભક્તિ થવા માટે છે, અને શ્રુતિઓના તાત્પર્યરૂપ ભગવાનનું પ્રતિપાદન આ ભાગવતમાં છે, તેથી સર્વ શ્રુતિના સારરૂપ કહ્યું છે. તે પ્રમાણરૂપતા કહેલી છે. સમગ્રશ્રુતિઓના સારરૂપ કહેવાથી દેવ અને દૈત્ય વગેરેમાં પ્રવૃત્ત થયેલી શ્રુતિ તે તે અભિપ્રાયથી અર્થ કહે છે; તેથી તેમાં સમગ્રપણું રહેતું નથી. તેનું નિવારણ કરે છે કે ભાષ્યાદિકમાં રહેલા સર્વ વેદાર્થના રસરૂપ આ ભાગવત છે. અને તે એક છે, એટલે અસાધારણ છે. જો આમ ન હોય તો એક એવા ભાગવતની બીજા રસ તરીકેની સંભાવના થાય; કારણકે તેવા અનેકનો નિર્દ્ધાર થાય છે. વળી ભાગવત આધ્યાત્મદીપ છે; એટલે બહારના પદાર્થનો બોધ કરાવનારા દીવાઓ અને પુરુષો હોય છે; પરંતુ આત્મામાં બતાવનાર થોડાક જ હોય છે. અને તે વાણી વડે જ બોધ કરનારા છે. માટે તેવો ઉપાય શ્રીભાગવતથી બીજો નથી કે જેથી ગુરુના કેવલ ઉપદેશમાં તપ વગેરે સાધન સિવાય દરેકને આત્મરૂપ પ્રભુનો સાક્ષાત્કાર થાય. જેમ ઘરમાં દીવો રાખવાથી ઘરની અંદર રહેલા ઘટપટાદિનો બોધ થાય છે, ત્યાં ગુરુ વગેરેની જરૂર રહેતી નથી, તેમ શ્રીભાગવત પ્રાપ્ત થયા પછી બીજા કોઇની જરૂર રહેતી નથી. માટે ઘોર અંધકારને તરવાની ઇચ્છા કરતા મનુષ્યોનો તો આ અંદરનો દીવો છે, એમ ઉત્તમસાધન બતાવ્યું છે; એટલે આત્માસંબન્ધી દરેક પદાર્થોનો બોધ કરવા માટે દીવારૂપ છે. આ કેવળ મુનિઓને જ કહેલ છે તેમ નથી, પરંતુ સંસારીઓને પણ કૃપા કરીને પરીક્ષિતની સભા વગેરેમાં કહેલ છે. જેમ મેલને દૂર કરવાથી વસ્ત્ર-પાત્ર વગેરેમાં મલની નિવૃત્તિ થઇને શુદ્ધિ થાય છે, વળી સ્વચ્છ વસ્ત્રાદિકની તો દરેક કાર્યમાં યોગ્યતા જ છે, તેમ સંસારીઓ માટે છે. અને

મુનિઓમાં વિશેષતા છે. અર્થાત્ મલિન વસ્ત્રને સ્થાને સંસારીઓ હોવાથી તેની શુદ્ધિ થયા પછી દરેક કર્મમાં યોગ્યતા છે અને શુદ્ધ વસ્ત્રની માફક મુનિઓને શુદ્ધિની જરૂર રહેતી નથી, આવો અભિપ્રાય છે. સૂત પૌરાણિક માયાના શુકદેવજીને નહિ, પણ વ્યાસજીના પુત્ર શુકદેવજીને શરણે જવાનું કહે છે; એટલે હમણાં જ સમીપમાં જઈને તે વ્યાસપુત્ર શુકદેવજીનું વાકય સાંભળીને કહીશ, એમ બતાવવા માટે उप ઉપસર્ગ મૂકેલો છે. (૩)

એવી રીતે અસાધારણ મંગલાચરણ કરીને સર્વને કરવા યોગ્ય મંગલ કહે છે:

**नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।**
**देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥४॥**

**શબ્દાર્થ**:—નારાયણ ભગવાનને નમસ્કાર કરીને અને નરમાં ઉત્તમ એવા નરને, સરસ્વતી દેવીજીને તેમ જ વ્યાસજીને નમસ્કાર કરીને ત્યારપછી ગ્રંથનો ઉચ્ચાર કરવો જોઇએ.

(આ શ્લોકનું ભાષ્ય ફક્ત ચાર કારિકાઓથી જ કરવામાં આવ્યું છે.)

जयो नाम पुराणादिः कृष्णद्वैपायनेरितः ।
अष्टादशपुराणानि भारतं तत्प्रकीर्तिमम् ॥ १ ॥
नारायणो व्यास इति वाच्यवक्तृस्वरूपकः ।
एक एव परो ह्यात्मा आद्यन्ते निवेशितः ॥ २ ॥
उपसाधको नरश्चोक्तश्चकाराद् गुरुताऽपि च ।
अवश्यमेवकारेण सूत्रात्मा च नरोत्तमः ॥ ३ ॥
देवी भाग्यात्मिका नृणां वाक्यरूपा सरस्वती ।
सर्वे ते भगवद्रूपास्तस्मान्नम्या हि ते सदा ॥ ४ ॥

**ભાવાર્થ**:—વેદવ્યાસજીએ કહેલા પુરાણાદિકનું નામ **જય** કહેવાય છે અને તે અઢાર પુરાણો અને મહાભારતને કહેવાય છે. (૧) કહેવા યોગ્ય શબ્દને કહેનાર એક જ પરમાત્મરૂપ, નારાયણ વ્યાસરૂપ છે. તેથી આ મંગલાચરણમાં આરંભમાં નારાયણ મૂકેલા છે અને અંતમાં વ્યાસજીને મૂકેલા છે. (૨) સમીપમાં સાધન કરનારા નર છે અને **च**કારથી મોટાઈ બતાવી છે. અને **एव**કારથી સૂત્રરૂપ નર–ઉત્તમ નર તરીકે અવશ્ય બતાવેલા છે. (૩) વાણીરૂપ સરસ્વતી દેવી મનુષ્યોના ભાગ્યસ્વરૂપે રહેલાં છે. અને તે સર્વે ભગવદ્‌રૂપ છે: તેથી તેઓ દરેક હમેશાં નમન કરવા યોગ્ય છે. (૪)

વ્યાસજી વડે નમસ્કાર થતા હોય ત્યાં વ્યાસપદનો પ્રયોગ ન હોઈ શકે, અને **सरस्वती** શબ્દ પાસે રહેલો चકાર તે શ્લોકના વક્તાનો બોધ કરે,

તેથી व्यासं અને चैवએ બન્ને પાઠ લોકમાં વ્યવસ્થાથી સમજવાના છે. (૪)

શૌનકાદિકે કરેલા પ્રશ્નોનું અભિનંદન કરીને હવે સૂતજી તે પ્રશ્નનો નિર્ધારિત અર્થ કહે છેઃ

सूत उवाच ।

**मुनयः साधुपृष्टोऽहं भवद्भिर्लोकमङ्गलम् ।**
**यत्कृतः कृष्णसम्प्रश्नो येनात्मा सुप्रसीदति ॥५॥**

**શબ્દાર્થઃ**—સૂતે કહ્યું કે હે મુનિઓ, તમોએ મને લોકના મંગળરૂપ બહુ સારું પૂછેલું છે, કારણ કે આનંદરૂપ શ્રીકૃષ્ણના વિષયનો જ તમે પ્રશ્ન કરેલો છે, જેનાથી આત્મા સારી રીતે પ્રસન્ન થાય છે.

**ભાવાર્થઃ**—ફળ તો શ્રીકૃષ્ણ જ છે. પ્રાણીઓને આ લોક અને પરલોકના ફળને આપનારા પણ તે જ છે. વળી ભક્તો-મુક્તિ-લીલાઓ અવતારો અને ધર્મના રક્ષક પણ તે જ છે. એથી પૂર્વોક્ત છ પ્રશ્નોનો અર્થ શ્રીકૃષ્ણ જ છે. બીજા પ્રશ્નમાં બીજું ફળ તેઓથી જ થાય છે. હે મુનિઓ, તમો તો મુનિ હોવાથી અર્થનો નિર્ધાર કરેલો છે. જો કે જે પુછાતું હોય તેમાં જ ઉત્તર દેવો જોઇએ, તોપણ તમે જે પૂછેલું છે તે જ શ્રેષ્ઠ છે, અને એ જ લોકના મંગળરૂપ છે કે જે શ્રીકૃષ્ણ સંબંધી પ્રશ્ન કરાય છે, જેનાથી આત્મરૂપ શ્રીકૃષ્ણ-પ્રભુ પ્રસન્ન થાય છે. ભગવાન્ અને ભગવાન્‌ના ધર્મોનો આવેશ થાય ત્યારે અંતઃકરણની પણ પ્રસન્નતા થાય છે. આ જો કે સામાન્ય રીતે શૌનકાદિના પ્રશ્નનો ઉત્તર છે. બીજાં શાસ્ત્રોનું શ્રવણ થયા પછી મનન અને નિદિધ્યાસન વડે કાર્યની સિદ્ધિ થાય છે અને અહીં શ્રીભાગવતમાં તો તે કાર્યસિદ્ધિ પ્રશ્નો વડે જ થઇ જાય છે; એથી પ્રશ્નમાં જ અન્ય શાસ્ત્રની સમાપ્તિ થાય છે. (૫)

હવે ફળ અને સાધનને એક કરીને પોતાના અધિકાર પ્રમાણે સત્તર શ્લોકોથી શાસ્ત્રના અર્થનું નિરૂપણ કરે છે. શ્રીભગવાન્‌નો સાક્ષાત્કાર થાય તે ફળ છે. તેની સાધનપરંપરામાં પ્રથમથી ધર્મ અને છેવટે ભગવાનનો અનુગ્રહ છે. અને તે અનુગ્રહ દરેક સાધનમાં જુદો જુદો કહેવો જોઇએ. તેમ થાય ત્યારે સાધનોની પરંપરાને છેડે, ભગવાનનો મહાન્ અનુગ્રહ થાય છે. ત્યારે ભગવાન્ પોતાના સ્વરૂપને પ્રકટ કરે છે. ત્યાં ભગવત્કથામાં રુચિ, શ્રવણાદિક અને પ્રેમ એમ ત્રણ પ્રકારની ભક્તિ છે. અને આત્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન તેમ જ ભગવદ્‌જ્ઞાન એમ ત્રણ પ્રકારનું જ્ઞાન છે. ત્યાં ધર્મ અને વૈરાગ્ય સાધનરૂપ છે. હવે, તેની પરંપરામાં યોગ્યતા પ્રમાણે પ્રવેશનું નિરૂપણ થાય છે. તેમાં પહેલી એક શૃંખલા કહે છેઃ

**स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे ।**
**अहैतुक्यप्रतिहता ययात्मा सुप्रसीदति ॥६॥**

**શબ્દાર્થ:—**ઇન્દ્રિયોથી ઉત્પન્ન થનારું જ્ઞાન જ્યાં થઈ શકતું નથી, એવા ભગવાનમાં જેના વડે સ્વાર્થ વગરની અને કયારે પણ નષ્ટ ન થાય તેવી ભક્તિ થાય તે ખરેખર ઉત્તમ પુરુષોનો શ્રેષ્ઠ ધર્મ છે. કે જે ભક્તિથી આત્મારૂપ ભગવાન્ પ્રસન્ન થાય છે.

**ભાવાર્થ:—**ધર્મ સાધન છે અને ભક્તિ ફળ છે. ત્યાં શાસ્ત્રોમાં જેનું વિધાન કરેલું છે, તેવાં શ્રવણાદિક ધર્મરૂપ છે. તેઓ જાણવામાં આવે તેવા પ્રકારથી જ ભક્તિને સિદ્ધ કરે છે અને સ્નાનાદિક ધર્મનું ફળ જાણવામાં ન આવે તે પ્રકારે ભક્તિને સિદ્ધ કરે છે. તેમાં બીજાં સાધનોનો પ્રવેશ થાય તો ફળમાં ફરક પડી જવાનો પણ સંભવ રહે છે; તેથી પ્રથમ સ્નાનાદિક ધર્મનો નિર્ધાર કરાય છે. જો કે પ્રમાણ સરખું હોય છે તોપણ ફળના બલથી વિશેષ થાય છે; માટે નિશ્ચયપૂર્વક પુરુષોનો ઉત્તમ ધર્મ તે છે કે જેનાથી શ્રદ્ધાના લક્ષણવાળી ભક્તિ ઉત્પન્ન થાય છે. સ્વર્ગાદિકને સિદ્ધ કરનારા યજ્ઞાદિમાં ધર્મપણું છે કે ઉત્તમપણું છે તે સંદેહ છે. તેનો વિચાર આગળ થશે. ધર્મમાં સ્વતંત્રપણું સહાયક છે, તેવું સ્વાતંત્ર્ય પુરુષોને હોવું જોઇએ એમ બતાવેલું છે. અને તે ઉત્તમપણાનું વિધાન પણ કરાય છે. અહીં કેટલાક "બીજા ધર્મોથી જુદો પાડવા માટે ઉત્તમપણું કહ્યું છે," એમ કહે છે. ઇન્દ્રિયોથી થતું જ્ઞાન જે પ્રભુથી નીચે રહે છે, એટલે ઇન્દ્રિયોનું જ્ઞાન ઈશ્વરને ગ્રહણ કરી શકતું નથી. માટે જ્યાં ઇન્દ્રિયો પહોંચી શકે નહિ ત્યાં ઇચ્છા વગેરેથી રુચિ ઉત્પન્ન થાય છે અને ઇન્દ્રિયો પહોંચી શકે છે ત્યાં ઇન્દ્રિયો વડે પ્રીતિ થાય છે. ત્યાં ધર્મ વડે શું થઈ શકે? કારણકે ધર્મ એક બલવાન્ પુરુષાર્થ છે. તે ધર્મ, પ્રતિબંધ કરનારાઓને દૂર કરીને અને જોઇએ તેવાં સાધનોનો સંગ્રહ કરીને છેવટના ફળને આપે છે. તેમાં જો ભગવાનમાં રુચિ સાધનરૂપ હોય તોપણ તેનું ધર્મપણું નથી, તેમ કદાચ દુઃસંગાદિકથી રુચિ નષ્ટ થઇ જાય તો પણ તેનું ધર્મપણું નથી, તે બતાવવા માટે કહે છે કે કોઈપણ ફળની આશા રાખ્યા વગર તેમ જ સંગાદિક પણ જેમાં પ્રતિબંધ કરી શકે નહિ, તેવી ભક્તિ જેનાથી થાય તે ઉત્તમ કહેવાય છે. તેનું ફળ કહે છે કે તેનાથી અંતઃકરણના સાક્ષી ભગવાન્ પ્રસન્ન થાય છે; એટલે છેવટમાં તે જીવનું પોતામાં પર્યવસાન થાય છે. (૬)

હવે ભક્તિ કોની કરવી? તેનું પ્રાયજન શું, તે કહે છેઃ

**वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।**
**जनयत्याशु वैराग्यं ज्ञानं च यदहैतुकम् ॥७॥**

**શબ્દાર્થ:—**વાસુદેવ ભગવાનમાં જોડેલો ભક્તિયોગ જલદી વિષયોમાં વૈરાગ્ય, અને અનુમાનથી ન સમજી શકાય તેવું આત્મામાં જ્ઞાન ઉત્પન્ન કરે છે.

**ભાવાર્થ**:—શુદ્ધસત્ત્વરૂપ અંતઃકરણમાં વાસુદેવ ભગવાન્ પ્રકટ થાય છે; કારણ કે **सत्त्वं विशुद्धं** એવું વાક્ય પણ છે. તે વાસુદેવ ભગવાન્ ધ્યાન વગેરેના ભેદરૂપ બીજા દેવતાના વિષયથી બીજા કોઈ વાસુદેવપણુ થાય છે; તે અહીં થવાના નથી; એ બતાવવા માટે 'ભગવાન્' કહ્યા છે. કેવળ રુચિમાત્રના નિરાકરણ માટે અને પરંપરાની સિદ્ધિ માટે **योग** શબ્દ કહ્યો છે; એટલે ભક્તિ તે જ યોગ છે. તેવો ભક્તિયોગ ઘણા લાંબા સમયના આદરથી નિરંતર જોડાવો જોઇએ. તેવા યોગનું પરમફળ ભગવાનની કૃપા છે, એમ દરેક સ્થળે સમજવાનું છે. હવે ભગવત્પ્રસાદ સિવાય બીજું પણ કહે છે કે વિષયોમાં વૈરાગ્ય અને આત્મામાં જ્ઞાન પણ ઉત્પન્ન કરે છે. તે જ્ઞાન કારણ વગરનું છે, અર્થાત્–અનુમાનથી થઇ શકે તેવું નથી, પરંતુ પ્રભુનો સાક્ષાત્કાર કરાવનારું છે. (૭)

આમ ધર્મથી આરંભીને જ્ઞાન સુધીની એક પરંપરાનું નિરૂપણ કર્યું; હવે તે પરંપરાનો પણ નિર્ધાર કરનારી બીજી પરંપરા કહેવાને માટે જે ધર્મ ઉપર જણાવેલી પરંપરાને ઉત્પન્ન કરે નહિ તે ધર્મનું બાધકપણું કહે છેઃ

**धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेनकथासु यः ।**
**नोत्पादयेद् यदि रतिं श्रम एव हि केवलम् ॥८॥**

**શબ્દાર્થ**:—સારી રીતે અનુષ્ઠાન કરી સિદ્ધ કરેલો ધર્મ પુરુષોને વિશ્વક્સેન (ચોતરફ જેની આજ્ઞા તેવા) પ્રભુની કથામાં પ્રીતિ ઉત્પન્ન કરે નહિ તો તે કેવળ મહેનત જ જાણવી.

**ભાવાર્થ**:—ધર્મ સાધન છે, તેથી કથામાં રુચિ સિદ્ધ કરવાની છે. તેમાં સ્વરૂપનો ઉપકાર કરનારો ધર્મ આગળ કહેવાનો છે. ન દેખી શકાય તેવી રીતે ઉપકાર કરનારા ધર્મમાં તફાવત આવવાનો સંભવ હોવાથી તેવા ધર્મની નિંદા કરે છે કે સારી રીતે અનુષ્ઠાન દ્વારા સ્નાનાદિક ધર્મ સિદ્ધ કરેલો હોય તો પણ ચોતરફ જેની સેના અથવા આજ્ઞા વ્યાપ્ત રહેલી છે, તેવા પ્રભુની કથામાં રુચિ ઉત્પન્ન કરે નહિ, તો તે કેવળ શ્રમ જ છે. આથી ભગવાનમાં પ્રીતિ ન હોય તો બધું વિપરીત થાય છે, એમ બતાવવા **विष्वक्सेन** શબ્દને હેતુ તરીકે મૂકેલ છે. કોઇ પ્રસંગને લીધે કથામાં પ્રીતિ નષ્ટ ન થવી જોઇએ, તે માટે **कथासु** કથાઓમાં એમ સાતમી વિભક્તિ કહી છે. તે કથાઓ દરેક સ્થળે સર્વને સામાન્યપણે છે, તે બતાવવા સારુ બહુવચનનો પ્રયોગ કર્યો છે. પ્રભુનાં પરાક્રમો હોય તેમાં જ પ્રીતિ રાખવી એ નહિ, એ બતાવવા માટે **कथा** શબ્દ કહે છે. જે **धर्म** એમ કહ્યું છે, તેથી પહેલાં જણાવેલા ધર્મના બલની સૂચના કરી છે. રતિ એટલે પ્રીતિને ઉત્પન્ન ન કરે તેવા ધર્મનું સ્વરૂપ કહે છે કે જેમ મલ્લોને દંડ બેઠક વગેરે કસરત કરવાનો અભ્યાસ છે તેમ સ્નાનાદિક

ધર્મ પણ એક પ્રકારનો કેવળ અભ્યાસ છે. તેમાં બીજું ફળ નથી એ બતાવવા સારુ **एव** શબ્દ આપેલો છે; તેથી અદૃષ્ટ (ન દેખાય તેવું) ફળ પણ ઉત્પન્ન થતું નથી! એટલે આ અર્થ યોગ્ય છે, કેમ કે ફળમાં-ભગવત્કથામાં પ્રીતિ ઉપજાવવાનો તફાવત આવે છે. અહીં શંકા કરે છે કે મલ્લો કસરત કરવાનો શ્રમ કરે તો તેના બલમાં વૃદ્ધિ થાય છે, તેમ ભગવત્કથામાં અરુચિ કરનારા ધર્મમાં પણ કાંઈક લૌકિક ફળ થતું હશે, તો તેનું સમાધાન કરે છે કે ત્યાં તો કેવળ શ્રમ થાય છે, બીજું કોઈપણ ફળ દેખાતું નથી. તેમ સત્પુરુષો તેવા ધર્મની પ્રતિષ્ઠાનું નિરૂપણ પણ કરતા નથી. સ્વર્ગાદિકનું ફળપણું નથી તેવું નિરૂપણ આગળ થશે. આમ સાધારણ ધર્મનું વ્યર્થપણું કહ્યું. પુત્રાદિકની ઈચ્છાથી કરેલો તે ધર્મ ધર્મ જ નથી, કારણ કે ત્યાં તો ફળરૂપ પુત્રાદિક છે અને તે અવિદ્યાનાં કાર્ય હોવાથી દુઃખરૂપ છે; જેમકે, રહેવા માટે મકાનની ભીંત વગેરેનું નિર્માણ કરવું એ કાર્ય નૈમિત્તિક છે, તેમાં **यजति** (યજ્ઞ કરે છે) **यजेत** (યજ્ઞ કરવો જોઈએ) વગેરે લખેલું છે, તે કેવળ અનુવાદરૂપે છે. (એક સ્થળે લખેલું હોય તેને કહેવું તે અનુવાદ કહેવાય છે. એટલે યજ્ઞ કરવાનો વિધિ છે તે પ્રમાણે કરતા નથી, પણ બીજાનું લખેલું જેમ વાંચવામાં આવે તેમ ક્રિયા કરવાપણું છે.) ચિત્ત શુદ્ધ થયા વગર ધર્મનો અધિકાર પ્રાપ્ત થતો નથી, તેમ વિપરીત કર્મ કરવાથી તેમાં દેવતા આવતી નથી; એટલે તે ક્રિયાને લૌકિકપણું છે. સામાન્ય રીતે ફળ અને સાધનની પ્રતીતિ પ્રથમથી જ છે તેમ જ ઔષધાદિકની માફક **ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत** (સ્વર્ગની ઈચ્છાવાળો જ્યોતિષ્ટોમ નામના યજ્ઞ વડે યજન કરે) ઇત્યાદિ વાકયોમાં 'યજ્ઞ'વડે એમ તૃતીયા વિભક્તિથી કેવળ સાધનનો જ બોધ થાય છે. બાકી યજ્ઞ કરવાનો વિધિ તો નિરર્થક જ છે. તેથી પુત્રકામનાથી કરેલા યજ્ઞનું ધર્મપણું નથી જ.(૮)

ત્યાં શંકા થાય છે કે પુત્રાદિક જે ઇચ્છિત છે તે ફળ તો જોવામાં આવે તેવો પુરુષાર્થ છે, તો તેને સિદ્ધ કરનાર યજ્ઞાદિકને ધર્મપણું શા માટે નહિ? તેવી શંકાનું સમાધાન કરે છે:

**धर्मस्य ह्यापवर्गस्य नार्थोऽर्थायोपकल्पते ।**
**नार्थस्य धर्मैकान्तस्य कामो लाभाय हि स्मृतः ॥९॥**
**कामस्य नेन्द्रियप्रीतिर्लाभो जीवेत यावता ।**
**जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः ॥१०॥**

**શબ્દાર્થ**:—મોક્ષપર્યંત કરાતા ધર્મનું પ્રયોજન, અર્થ સિદ્ધ કરવા માટે કલ્પાતું નથી, તેમ ધર્માચરણરૂપ ફળ સિદ્ધ કરનાર અર્થથી કામનો ઉપભોગ

કરવો, તે લાભ મેળવવા માટે નથી. તેમ જ કામનો લાભ ઇન્દ્રિયોની પ્રીતિરૂપ નથી, પરંતુ જેટલા કામ વડે જીવી શકાય તેટલો કામ પ્રાપ્ત કરવો એ લાભ છે. તેવી જ રીતે જીવવાનો લાભ પણ કર્મો દ્વારા બીજા પુરુષાર્થો સિદ્ધ કરવા માટે નથી, પરંતુ તત્ત્વ જાણવાની ઇચ્છા રાખવા માટે છે.

**ભાવાર્થ**:—**અર્થ**શબ્દના-કહેવાનો પદાર્થ, ધન, વસ્તુ, પ્રયોજન અને નિવૃત્તિ એમ પાંચ પ્રકારના અર્થો કોશમાં લખેલા છે. તેમાં અહીં શબ્દનું પ્રકરણ છે માટે અભિધેયત્વ (કહેવા યોગ્ય પદાર્થપણું) નથી. અને અહીં સમીપમાં અભિપ્રાય સૂચકપદ ન હોવાથી નિવૃત્તિપણું પણ નથી, કારણ કે આગળ વ્યાખ્યાન લખીને **इत्यर्थः** લખેલ છે એમ અભિપ્રાયની નિવૃત્તિ કરે છે. તેથી હવે ધન, વસ્તુ, અને પ્રયોજન એ ત્રણ અર્થ બાકી રહ્યા. તેમાં ધન પશુ અને પુત્રાદિક એ બધાં ધનરૂપ છે. તે ધર્મનું કાર્ય થાય નહિ, કેમકે વેદમાં જે કાર્ય કરવાની પ્રેરણા કરી છે, તેને ધર્મ કહેવાય છે; તેથી ધનપુત્રાદિકને લૌકિકપણું હોવાથી વેદાદિકમાં પણ બતાવેલા વિધિવાક્યનો તેમાં અભાવ છે, તેથી ધર્મપણું નથી; જો લૌકિકમાં પણ ધર્મપણું થતું હોય તો ઔષધપાન કરવું વગેરેને પણ ધર્મપણું થાય, તેમ જ ધન, પશુ અને પુત્રાદિક જે પ્રતિગ્રહરૂપે પ્રાપ્ત થાય છે તેમાં ધર્મથી જે ન દેખાય તેવું અપૂર્વ ફળ પ્રાપ્ત થાય છે. તેનો અંશ તો નથી જ. વળી આ ધન પુત્ર વગેરે અર્થરૂપ નથી, પણ અનર્થરૂપ છે; કારણકે પોતાને તેમાં મમતાબુદ્ધિ થવાથી આત્માનો નાશ કરનારાં ધનપુત્રાદિ છે. તેમ જ કોઇના ઉપર મારણાદિક અભિચાર પ્રયોગ કરવા માટે **श्येनयाग**-બાજનો યજ્ઞ કરે છે, તે ધર્મરૂપ નથી. તેમ પુત્ર વગેરેને સિદ્ધ કરનાર યજ્ઞાદિ પણ ધર્મ નથી, અને જે ધર્મ છે તે ધનાદિકને સિદ્ધ કરનાર નથી; તેથી તે પશુ પુત્રાદિક પરમાર્થરૂપ નથી, તેમ જ પ્રયોજનરૂપ પણ નથી. વળી કયારેક કર્મને ધર્મપણું કહેલ છે, તેથી તેને ગૌણધર્મ માનવો હોય તો સુખેથી તેમ માનો; પરંતુ દ્રવ્યાદિક અર્થ પુરુષાર્થથી નિવૃત્ત થયેલ, ધર્માચરણ કરનારા મુમુક્ષુ પુરુષ (સંસારમાંથી મુક્ત થવાની ઇચ્છાવાળા)નો ધર્મ શી રીતે અર્થને માટે થાય? તે માટે કહે છે કે મોક્ષ સંબન્ધી અથવા મોક્ષપર્યંત કરાતા ધર્મનું ફળ અર્થ કેવી રીતે હોય? ત્યાં શંકા કરે છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોમાં પૂર્વના પુરુષાર્થ, પછીના પુરુષાર્થના સાધનરૂપ છે; એટલે ધર્મથી અર્થ સિદ્ધ થાય છે; અર્થથી કામ, અને કામથી મોક્ષ સિદ્ધ થાય છે; માટે ધર્મથી અર્થ કેમ સિદ્ધ ન થાય? ત્યાં સામાધાન કરે છે કે ન દેખાય તે કરતાં દેખાય તે બલવાન છે; તેથી દ્રવ્યાદિક અર્થ વડે ધર્મ થાય છે તે દેખાય છે; પણ ધર્મ વડે અર્થ થાય છે તે દેખાતું નથી; તેથી ધર્મ જ એક અંતે છે છેલ્લું કાર્ય જેનું એવો અર્થ છે, અર્થાત્ અર્થથી જ

ધર્મ સિદ્ધ થાય છે. તેથી ગમે તેવા ઉપાય વડે પણ અર્થને મેળવીને ધર્મ કરવો જોઈએ; પરંતુ ધર્મથી અર્થ મેળવવો નહિ. ત્યારે તો અર્થથી જ બધું સિદ્ધ થાય છે, કામ પણ અર્થથી જ સિદ્ધ થાય છે એમ જ કહેવું જોઈએ, તો એવી શંકાનું સમાધાન કરે છે કે અર્થથી કામ સિદ્ધ થાય તેમ નથી. કારણ કે વિષયોના સુખને કામ કહે છે, અને તે વિષયસુખ ઈન્દ્રિયોના વિષયોને અધીન રહેલું છે. તેમાં વિષયના કોઈપણ અંશ વડે ધનાદિક અર્થનો ઉપયોગ થાય છે; કેમકે રૂપ રસ વગેરેને જ વિષયપણું છે. તેમ જ અર્થ, રૂપાદિકનું સંપાદન કરનાર નથી. એકમાં રૂપ સિદ્ધ થયેલું હોય તે જો બીજાનું થઇ જાય તો ઊંધું થઈ પડે છે; કેમકે અર્થ પ્રાપ્ત થાય ત્યારે રૂપાદિ જતું રહે છે; અને અર્થ જતો રહે છે ત્યારે રૂપાદિકની પ્રાપ્તિ થાય છે. કદાચિત્ ભોગવનારમાં રહેલો અર્થ ભોગવવાની ચીજને અધીન થઇ જાય છે, એટલે ભોગવવાની ચીજ સ્ત્રી વગેરે જે, તે અર્થને પોતાના કબજામાં લઈ લે છે; તેથી સ્ત્રી વગેરેથી ઉત્તમ વિષયસુખની સિદ્ધિ થાય છે; માટે અર્થ કામને ઉત્પન્ન કરે છે તે સિદ્ધ જ છે એમ કહેશો તો એક અર્થ બીજા અર્થને સિદ્ધ કરે છે એમ થયું, ત્યારે સ્ત્રી રૂપ અર્થથી પુત્રરૂપ અર્થની પ્રાપ્તિ થઈ, ત્યાં સ્ત્રીરૂપમાં રહેલ રૂપાદિકનો નાશ થવાનું દેખાય છે; એટલે વિષયનો નાશ કરીને કામને નાશ કરવાપણું અર્થમાં સિદ્ધ થયું; તેથી પહેલાંની માફક વિપરીતપણું આવ્યું. માટે ચીજની અદલાબદલીની પેઠે અર્થ વડે અર્થ સિદ્ધ થાય છે, કામ સિદ્ધ થતો નથી અને રૂપાદિક વિષયો જે અર્થરૂપ છે તે કામને સિદ્ધ કરે છે, એમ કહેવું યોગ્ય નથી; કારણ કે તે અર્થોની પ્રસિદ્ધિ નથી. તેમ ધર્મથી અર્થ અને અર્થથી કામ સિદ્ધ થાય છે, એમ માનવામાં ધનાદિકને સિદ્ધ કરતી ચોરીને પણ ધર્મપણું સિદ્ધ થશે; માટે અર્થ કામને સિદ્ધ કરતો નથી, પણ રૂપાદિક વિષયોને ઉપયોગી અન્ય અર્થ તે સિદ્ધ કરે છે. એટલે તે અર્થમાં વિષયો સાથે હોવાથી અર્થથી કામની સિદ્ધિ થાય છે એમ લોકમાં પ્રતીતિ છે; કારણ દ્રવ્યવાળા લોભીને કામનો અભાવ હોય છે અને અર્થ વગરના પશુ વગેરેને કામ દેખાય છે; તેવી રીતે સંન્યાસી અને આત્મજ્ઞાનીને પણ સર્વ કામ સિદ્ધ હોય છે. એવી રીતે વેદમાં "आत्मकामाऽऽप्तकाम" લખેલું છે, તેને અર્થથી કામ સિદ્ધ કરવાપણું રહેતું નથી; માટે દેહ જ આત્મા છે એવી લોકમાં પ્રતીતિ છે, તે જેમ મિથ્યા છે, તેમ અર્થથી કામ થવાની પ્રતીતિ પણ ખોટી છે; માટે અર્થથી કામ સિદ્ધ થાય છે એમ જે દેખાય છે, તે તો કેવળ અર્થમાં રૂપાદિક વિષયો સાથે હોવાથી કોઈ સ્થળે દેખાય છે. તે બતાવવા સારુ हि અવ્યય મૂકેલો છે. માટે અર્થથી કામ સિદ્ધ થતો જ નથી. વળી સત્પુરુષો સાથે દુર્જનો હઠાગ્રહ કરે ત્યારે દુર્જનની પ્રસન્નતા માટે તેની

વાત ખરી ઠરાવીને અર્થ વડે કામ સિદ્ધ થતો હોય તો ભલે થાઓ; પરંતુ તે કામ કેટલો અને કેવો એ વિચારવું જોઇએ. જો જીવમાત્રમાં તે કામ રહેલો હોય તો તે બ્રહ્માથી લઇને તૃણપર્યંત ઈશ્વરે નિર્માણ કરેલો છે, તેથી તે કામ અર્થથી સાધ્ય નથી. અને જો ઇન્દ્રિયની પ્રીતિરૂપ તે કામ અર્થથી સિદ્ધ થાય છે, તેમ કહીએ તો "કામના ભોગથી કામ ક્યારે પણ શાંત થતો નથી, જેમ ઘી વડે અગ્નિની વૃદ્ધિ જ થાય છે, તેમ વધારે વધે છે," એવું વાક્ય છે; તેથી ઇન્દ્રિયની પ્રીતિરૂપ કામને અગ્નિપણું છે, તેથી તે પૂર્ણ થતો જ નથી. તેમ તેવા પ્રકારનો અનુભવ થાય છે, જો કે તેમાં પ્રવૃત્તિ થાય છે તે તો કેવળ ભ્રમથી જ થાય છે. તેમ જ વિષયના ભોગરૂપ કામ ઇન્દ્રિયોની પ્રીતિના કારણરૂપ થતો નથી. શ્લોકમાં **लाभ** પદ મૂકેલું છે, તે જેમ ઊંબરામાં મૂકેલો દીવો અંદર અને બહાર પ્રકાશ કરે છે તેવી રીતે પૂર્વાર્ધમાં અને ઉત્તરાર્ધમાં બન્નેમાં લઈ શકાય છે; માટે ચાર પુરુષાર્થ સિદ્ધ થવાનો ક્રમ સાધનની પરંપરા પ્રમાણે છે; એટલે કામ વડે અર્થરૂપ જીવન થાય છે, અને જીવનથી ધર્મ અને જ્ઞાન સિદ્ધ થાય છે અને તેનાથી મોક્ષ સિદ્ધ થાય છે; એટલે કામ અર્થ ધર્મ અને મોક્ષ એવી રીતે પુરુષાર્થનો ક્રમ સમજવાનો છે. એવા અભિપ્રાયથી કહે છે કે "જીવનનો લાભ તત્ત્વનો વિચાર કરવા માટેનો છે." તે તત્ત્વવિચાર ઇચ્છાને પૂર્ણ કરનાર અને જ્ઞાનનો સાધક છે; માટે જીવવાનો લાભ તત્ત્વ જાણવાનો ઈચ્છા રાખવી એમ સમજવાનો છે. કેવળ કર્મથી સાધ્ય કામ અર્થ અને ધર્મ એ જીવવાનો લાભ નથી. ધર્મ પણ કેવળ કર્મથી સાધ્ય નહિ, પરંતુ વેદમાં કહેલાં કર્મો વડે સાધ્ય છે. તેમાં પણ અહીં કર્મો વડે સિદ્ધ થનાર સંસારવિષયક પુરુષાર્થ જીવનના લાભ માટે નથી; અથવા દૈવગતિથી પ્રાપ્ત થયેલ અર્થ પણ જીવનના લાભ માટે નથી; એમ **च** કારનો અર્થ છે. ૯–૧૦

હવે તત્ત્વને જાણવાની ઈચ્છામાં સંદેહ છે કે ઘણાં તત્ત્વો જાણવાની ઇચ્છા કે એક તત્ત્વ જાણવાની ઇચ્છા? તેવી જ રીતે "તત્ત્વ"પદમાં પણ સંદેહ છે કે તે એકનું સ્વરૂપતત્ત્વ કે જેનો આરોપ ન થયેલો હોય તે તત્ત્વ? તેમાં જો એકનું સ્વરૂપ તે જ તત્ત્વ, એમ હોય તો ત્યાં પૂર્વમાં કહેલ સમગ્ર જીવનના લાભરૂપ ફળ ન હોવાથી કાંઇપણ તત્ત્વપણું રહે નહિ, ત્યારે ઘણાનું સ્વરૂપ, એ તત્ત્વ એવો સમુદાયપક્ષ માનીએ તો ભ્રાંતિ વગરના પુરુષોના જ્ઞાનનો વિષય થાય છે; તેથી બધુંય તત્ત્વ થાય. અને સાંખ્યશાસ્ત્રમાં કલ્પેલાં ઘણાં તત્ત્વો જાણવાની ઇચ્છા હોય તો તેમાંથી એક તત્ત્વ જાણવાની ઇચ્છા પણ કઠણ છે. ત્યારે જીવનના ફળરૂપ એક તત્ત્વ જાણવાની ઈચ્છા કહીએ તો, અનેક શાસ્ત્રોમાં પરસ્પર વિરોધ આવવાથી સર્વનું એક તત્ત્વ થતું નથી; તેથી શી રીતે તત્ત્વ જાણવાની ઈચ્છા? એવી શંકા કરીને કહે છે:

**वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।**
**ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥११॥**

**શબ્દાર્થ:**—બ્રહ્મ, પરમાત્મા, અને ભગવાન, એવી રીતે શબ્દના ભેદથી જુદું જુદું બોલાતું જે એક જ્ઞાન છે, તેને તત્ત્વને જાણનારા તત્ત્વ કહે છે.

**ભાવાર્થ:**—જો કે બધાઓ પોતપોતાના શાસ્ત્રમાં તત્ત્વવેત્તા તરીકે પ્રસિદ્ધ છે, તોપણ પ્રમાણબલના વિચારથી, વેદ દરેકને આશ્રય કરવા યોગ્ય છે; તેથી વેદના અર્થને જાણનારાઓ જ તત્ત્વને જાણનાર છે, એમ માનવું જોઇએ. ત્યારે તો દરેક ઋષિઓ હોવાથી વેદાર્થ જાણનારા હશે, એમ કોઇ કહે તો તે સત્ય છે, તો પણ પરસ્પર વિરોધ હોવાથી, થોડા જ ઋષિઓ તત્ત્વને જાણનારા છે, એમ કહેવું જોઇએ. ત્યાં ઋષિઓમાં જે એક અક્ષરનો પણ વેદમાં વિરોધ ન આવે, અર્થાત્ આદિથી અંત સુધી તમામ વેદની શ્રુતિઓમાં કોઈ પણ જાતનો વિરોધ ન આવે તેવી રીતે અર્થ કરે, તે જ તત્ત્વને જાણનારા છે, એમ માનવું. તેવા અર્થને જાણનારા હશે નહિ, એમ ન માનવું; કારણ કે એ પ્રમાણરૂપ વેદ વિદ્યમાન છે ત્યારે તે તત્ત્વવેત્તાઓ શું કહે છે ? એ બતાવે છે કે: નામ અને રૂપ, કારણ અને કાર્ય, ઈશ્વર અને જીવ, એમ જુદા પ્રકારનું જ્ઞાન તે દ્વૈતભાવ કહેવાય. તેવા દ્વૈતભાવને દૂર કરનાર જે જ્ઞાન છે તે તત્ત્વ કહેવાય છે. તેવા તત્ત્વજ્ઞાનથી મોક્ષ થાય છે, એમ દરેક સ્થળે પ્રસિદ્ધિ છે; તેથી શ્રુતિ, સ્મૃતિ, અને પુરાણોમાં, તે તત્ત્વનો જ નામભેદ છે, તે ક્રમથી કહે છે કે વેદમાં તે તત્ત્વને બ્રહ્મ કહે છે, ભગવદ્ ગીતા વગેરે સ્મૃતિમાં તેને પરમાત્મા કહે છે અને પુરાણ શ્રી-ભાગવતમાં તે તત્ત્વને ભગવાન કહે છે. તે કેવળ શબ્દમાત્રનો ભેદ છે; પરંતુ અર્થનો ભેદ નથી. (૧૧)

આવી રીતે તત્ત્વ સુધી પદાર્થોનું સ્વરૂપ અને તેના ક્રમને કહીને, તેમાંથી જે સિદ્ધ થયું તે કહે છે:

**तच्छ्रद्दधाना मुनयो ज्ञानवैराग्ययुक्तया ।**
**पश्यन्त्यात्मनि चात्मानं भक्त्या श्रुतिगृहीतया ॥१२॥**

**શબ્દાર્થ:**—તે તત્ત્વમાં શ્રદ્ધા રાખનારા મુનિઓ, જ્ઞાન વૈરાગ્યથી યુક્ત, અને શ્રુતિ વડે ગ્રહણ કરાયેલી ભક્તિથી, પોતામાં આત્મરૂપ ભગવાનનાં દર્શન કરે છે.

**ભાવાર્થ:**—તે હેતુથી, અથવા બ્રહ્મમાં શ્રદ્ધા રાખનાર, એમ કહ્યું, ત્યાં આવી રીતનો ક્રમ છે કે જીવવાનું ફળ તત્ત્વજિજ્ઞાસા છે; એટલે તત્ત્વનો સાક્ષાત્કાર થાય, તેવો અર્થ થાય છે. ત્યાં વિચારપૂર્વક પ્રમાણથી જો કે સંશય વગરનું

શબ્દ સંબન્ધી જ્ઞાન થાય છે, તો પણ અંતઃકરણના દોષથી સાક્ષાત્કાર સિદ્ધ થતો નથી. તે માટે પહેલાં ધર્માચરણ કરવું, ત્યારબાદ વેદાદિમાં અર્થનું મનન કરે, તે પછી, તે વેદાર્થના નિદિધ્યાસનથી (હૃદયમાં સ્થિર રાખવાથી) સાક્ષાત્કારની માફક જ્ઞાન થાય, પછી વિષયોમાં વૈરાગ્ય, પછી શ્રવણ-કીર્તન વગેરે સાધન ભક્તિ થાય, તે પછી પરમ સાધ્ય ભક્તિ સિદ્ધ થાય. પછી હૃદયમાં અને બહાર પણ દરેક સ્થળે ભગવાનનો સાક્ષાત્કાર થાય, તે પ્રભુ આત્મારૂપ છે, તેમાં ઉપર જણાવેલા ક્રમાનુસાર જેવું સાધન હોય તેવો પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. ત્યાં જ્ઞાન અને વૈરાગ્યનું સાથે નિરૂપણ કરવાથી ભક્તિ મુખ્ય છે એમ સમજવું. ભક્તિની સ્થિતિનું કારણ કહે છે કે તે ભક્તિ પ્રભુચરિત્ર સાંભળવાથી ગ્રહણ કરાયેલી છે; એટલે જેમ જેમ કથાનું શ્રવણ થાય તેમ તેમ ભક્તિ થાય છે. ત્યારપછી સર્વ થાય. (૧૨)

આમ બીજા પ્રકારથી જ્ઞાન કહ્યું. હવે ત્યાં બીજા પ્રકારમાં ધર્મનો સંબન્ધ કહે છેઃ

**अतः पुम्भिर्द्विजश्रेष्ठा वर्णाश्रमविभागशः ।**
**स्वनुष्ठितस्य धर्मस्य संसिद्धिर्हरितोषणम ॥१३॥**

**શબ્દાર્થઃ**—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ શૌનકાદિક! આથી ભગવાન પ્રસન્ન થાય. એજ વર્ણાશ્રમના વિભાગથી સારી રીતે અનુષ્ઠાન કરાયેલા ધર્મનું ફળ છે.

**ભાવાર્થઃ**—પહેલા ઉત્તરમાં સાધારણ ધર્મનું સાધનપણું કહ્યું અને વિશેષ ધર્મનું સાધનપણું બીજા ઉત્તરમાં કહ્યું; જેનાથી ભગવાનની પ્રસન્નતા સિવાય અંતઃકરણની શુદ્ધિ થતી નથી અને ભગવત્કથામાં રુચિ પણ થતી નથી; એટલે ધર્મનું મુખ્ય ફળ પ્રભુની પ્રસન્નતા છે. જેઓ ગર્ભસંસ્કારથી સંસ્કારવાળા છે, અર્થાત્ વેદમાં બતાવેલી પંચાગ્નિ વિદ્યાના પ્રકાર વડે જેનું શરીર સિદ્ધ થયું છે તેઓ તેવો ધર્મ કરે છે. અને તેવા શરીર સિવાય પણ કેટલાક ધર્મ કરે છે. તેઓ ધર્મનું પોષણ કરનાર, ભગવાનની ઇચ્છા વડે, ધર્મ કરે છે.

ષષ્ઠ સ્કંધમાં પ્રચેતાના પુત્ર પ્રત્યે ભગવાને કહ્યું છે કે "તને હું પ્રસન્ન થયો છું, અને જે ભૂત પ્રાણીઓને સારી વિભૂતિ પ્રાપ્ત થાય છે, તે મારી જ ઇચ્છા છે." એ વાકયથી ભગવાનની ઇચ્છા વડે થાય છે. પુરુષોએ કરેલો ધર્મ એ કર્મણિ પ્રયોગથી એમ સમજાવ્યું છે કે અનુષ્ઠાનમાં કર્મ જ વિકૃત થાય છે, કર્તા નહિ; એટલે "દેવદત્ત વડે ચોખા રંધાય છે" ઇત્યાદિ કર્મણિ પ્રયોગમાં પાકવાની ક્રિયાથી વિકૃતરૂપ થયેલું ફળ ચોખામાં જ થાય છે, પણ કર્મકર્તા દેવદત્તમાં નહિ. તેવી રીતે અહીં ધર્મના અનુષ્ઠાનમાં સારાપણાથી ધર્મ જ્યારે વ્યાપ્ત થાય છે ત્યારે ભગવત્પ્રસાદ થાય છે. તેમ ન હોય તો કેવળ કર્મથી જ ફળ મળી શકે.

તમે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ છો, એમ કહેવાથી જન્મ અને ઉપનયન સંસ્કાર, એમ બ્રાહ્મણના બે જન્મ કહ્યા છે. તેવા દ્વિજોથી તમે તો ત્રણ જન્મવાળા શ્રેષ્ઠ છો; એટલે યજ્ઞમાં દીક્ષારૂપ તમારો ત્રીજો જન્મ થયો છે, તેથી તમારાં કરાયેલાં કર્મથી ભગવાન્ પ્રસન્ન થાય છે, એમ સૂચવ્યું છે. વર્ણ, ધર્મ (આશ્રમના ધર્મ), શમદમાદિ, અગ્નિહોત્રાદિક, કાલયજ્ઞ, દ્રવ્યયજ્ઞ અને ગુરુની શુશ્રૂષા વગેરે આશ્રમોના ધર્મ, એ દરેકના અનુષ્ઠાનનું ફળ ભગવત્પ્રસાદ છે. विभागशः માં शस् પ્રત્યયથી પરધર્મનું નિવારણ કર્યું છે. સપ્તમસ્કંધમાં વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા, અને છલ, એ અધર્મની પાંચ શાખાનો દોષ નિવૃત્ત કર્યો છે. સારી રીતે અનુષ્ઠાન કરવું એટલે દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ એ છએની શુદ્ધિ કરી, તેને સમજીને અનુષ્ઠાન કરવું. અથવા તેવી રીતે અનુષ્ઠાન થાય તે ધર્મ કહેવાય, "નહિ તો અધર્મ થાય" તેવું વાક્ય છે. તેથી સારી રીતે અનુષ્ઠાનની સિદ્ધિ તે ફળરૂપ છે. જો કે "ધર્મ સમગ્ર જગત્‌ની પ્રતિષ્ઠારૂપ છે," ઇત્યાદિ શ્રુતિ વડે ધર્મનાં ફળ ઘણાં છે, તો પણ તે ધર્મથી ભગવાન્ પ્રસન્ન થાય તો ધર્મ સફળ છે, નહિતર તે ધર્મ વ્યર્થ જ સમજવો. બધું આત્મા માટે છે અને દરેકના આત્મા ભગવાન્ છે, તેથી "જેઓને ભગવાન્ પ્રસન્ન થયા નથી તેનું બધું વ્યર્થ છે" તે વાક્યનો અર્થ અહીં हि અવ્યયથી સૂચવ્યો છે. (૧૩)

ઉપર નિરૂપણ કર્યું ત્યાં સન્દેહ થાય છે કે ઘણાઓ વર્ણ અને આશ્રમના વિભાગ વડે ધર્મોને કરે છે, તેઓમાં ભગવાનના શાસ્ત્રને અનુસરનારી ભક્તિ જોવામાં આવતી નથી; એથી સમજાય છે કે તેઓને ભગવાન્ પ્રસન્ન થયા નથી; તેમ જ કર્મ કરવાની દશામાં તફાવત દેખાય છે, તેથી સંશય વગરની તેઓની પ્રવૃત્તિ શી રીતે હોય? માટે જે ધર્મોમાં ફેરફાર ન હોય, તેવા ધર્મો વિશેષે કરીને કરવા લાયક છે, એમ કહે છે:

**तस्मादेकेन मनसा भगवान्सात्वतांपतिः ।**
**श्रोतव्यः कीर्तितव्यश्च ध्येयः पूज्यश्च नित्यदा ॥१४॥**

**શબ્દાર્થ**:—તેથી એક મન વડે, સાત્વતોના પતિ ભગવાન્, હમેશાં શ્રવણ કરવા યોગ્ય, કીર્તન કરવા યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય અને પૂજન કરવા યોગ્ય છે.

**ભાવાર્થ**:—બીજા ધર્મમાં વ્યભિચાર (ફળમાં તફાવત) પણ સંભવે, એથી શ્રવણાદિક જ કરવું યોગ્ય છે, અને "સાંભળે સંભળાવે", એવું વિધિવાક્ય હોવાથી ભગવાનની કથાનું શ્રવણ કરવું વગેરે ધર્મ પણ છે. એક મનથી શ્રવણ કરવું એટલે ચિત્તમાં વ્યગ્રતા ન હોવી જોઇએ. જેવી રીતે શ્રવણ કરવામાં તફાવત ન થાય તે પ્રકાર આગળ કહેવાશે. અથવા એક મનથી શ્રવણ કરવું, તેથી બીજા ધર્મોનો પરિત્યાગ કરવો, એમ સૂચવાય છે. ભગવા-

નુું શ્રવણાદિક કરવું તે જીવના અગ્રેસરપણાથી નહિ, પરંતુ સાક્ષાત્ બ્રહ્મના અગ્રેસરપણાથી કરવું. તેમાં પણ વૈષ્ણવ શાસ્ત્રના અનુસાર જ શ્રવણ કરવું, એ બતાવવા માટે ભગવાનૂને "સાત્વતોના પતિ" કહ્યા છે; એટલે શુદ્ધ સત્વમાં પ્રકટ થયેલા ભગવાનૂને "સાત્વ" કહેવાય છે. તે ભગવાન્ જેની પાસે હોય તે **सात्वत्** સાત્વત્ કહેવાય (સાત્વવાળા). તેવા અર્થમાં **सात्ववतां** એમ થવું જોઇએ, તેને બદલે **सात्वतां** લખ્યું છે તે ભક્તોનું અલૌકિકપણું બતાવવા માટે અલૌકિક પ્રયોગ કરી વકારનો લોપ કર્યો છે. તેવા અલૌકિક ભક્તોના પતિ દરેક રીતે નિભાવનાર છે. માટે પોતાને પણ ભક્તપણું હોય તો કોઇપણ ચિંતા નથી, એવો અભિપ્રાય છે. અથવા તેવા ભક્તોમાં ભગવાન્ બિરાજે છે, તેથી તેને શ્રવણાદિક ધર્મ સુલભ છે, કારણ કે પોતાના પતિની કથા સર્વ કોઈ સાંભળે છે અને તેનું કીર્તન પણ કરે છે. આ શ્રવણાદિક ધર્મરૂપ છે, ભક્તિ-રૂપ નથી, એમ પ્રકરણથી સિદ્ધ થાય છે. ભક્તિરૂપ શ્રવણાદિક દ્વિતીય સ્કંધમાં કહેવાશે. ભગવાનૂને કહેનારાં પદો અને વાકયો વડે, ભગવાનૂમાં તેની શક્તિ અને તાત્પર્યનો નિર્ધાર કરવો, તે શ્રવણ કહેવાય છે; એટલે પદ, વાકયોની શક્તિ, અને તાત્પર્યના નિશ્ચય ભગવાનમાં થાય, તે શ્રવણ કહેવાય છે અને વાકયોની શક્તિ અને તાત્પર્યના નિર્ધારનો બીજાને બોધ કરવો તે કીર્તન કહેવાય છે અથવા તેવી રીતે જાણેલાં વાકયાદિકનો પોતાની મેળે ઉચ્ચાર કરવો તેને પણ કીર્તન કહે છે. એમ શ્લોકમાં મૂકેલા **च**કારથી બન્ને પ્રકારનું કીર્તન થાય છે. હવે તે શ્રવણ કીર્તન બીજી ભકિતને સહાયતા કરશે તે આગળ કહેવાશે. એ બન્ને બહારની ઇન્દ્રિયોથી સિદ્ધ થઇ શકે તેમ છે. હવે અંદરની ઇન્દ્રિયોથી સિદ્ધ કરવાનું કહે છે કે તે પ્રભુ ધ્યાન કરવા યોગ્ય અને પૂજન કરવા યોગ્ય છે. ભગવાનૂમાં ચિત્તને સ્થિર કરવું, અથવા પ્રભુના સ્વરૂપનું અનુસંધાન કરવું, તે ધ્યાન કહેવાય છે. પૂજા **બાહ્ય** અને **આંતર** એવા ભેદથી બે પ્રકારની છે. તે શ્લોકમાં બતાવેલા **च**કારથી બતાવી છે. પૂજા વખતે બીજા કાર્યનો વ્યાસંગ ન રાખવા માટે, **नित्यदा**—હમેશાં એમ કહ્યું છે; તેથી આવી રીતે શ્રવણાદિક કરવું, એ જ મુખ્ય ધર્મ હમેશાં કરવા લાયક છે. (૧૪)

વાદી શંકા કરે છે કે ત્યાં પણ રુચિ ન હોવાથી તે શ્રવણાદિક શી રીતે સિદ્ધ થશે? તેનું સમાધાન કરે છે:

**यदनुध्यासिना युक्ताः कर्मग्रन्थिनिबन्धनम् ।**
**छिन्दन्ति कोविदास्तस्य को न कुर्यात्कथारतिम् ॥१५॥**

**શબ્દાર્થ:**—જે ભગવાન તલવારથી યુક્ત થયેલા, ચતુર પુરુષો, કર્મ અને કર્મની ગાંઠના બંધનને કાપે છે, તે ભગવાનની કથામાં પ્રીતિ કોણ ન કરે?

**ભાવાર્થ**:—તમામ અલૌકિક પદાર્થોમાં, તેના માહાત્મ્યને સાંભળવાથી રુચિ ઉત્પન્ન થાય છે. તેમાં ભગવત્ચ્છાઓની પ્રસિદ્ધિ નથી, તો પણ યોગાદિક પ્રસિદ્ધ હોવાથી ભગવાનનું ધ્યાન પ્રસિદ્ધ છે. તે અંગભૂત ધ્યાનનું પણ માહાત્મ્ય છે, એમ બતાવવા માટે **ધ્યાનરૂપ તલવાર** એમ કહ્યું છે. એટલે તે પ્રભુનું ધ્યાન કરવું તે જ ખડ્ગ છે. તે ધ્યાનરૂપ ખડ્ગથી ભગવત્પ્રસાદ થાય તેમ માનવું નહિ, પરંતુ તેવા ધ્યાનરૂપ તલવારવાળા પુરુષો કર્મને કાપી નાખે છે. જ્યાંસુધી કર્મ રહેલાં હોય ત્યાંસુધી જન્મમરણ મટતાં નથી. અને કર્મો જ્યાંસુધી ભોગવાય નહિ ત્યાંસુધી તેનો ક્ષય થતો નથી. ત્યારે કર્મ ભોગવીને તેનો ક્ષય કરે તો તે ભોગવતાં પાછાં બીજાં એકઠાં થાય છે. તેથી કર્મને કાપવું ઘણું જ કઠણ કામ છે. તે પણ ધ્યાનથી થાય છે. તે માટે **छिन्दन्ति** કાપે છે એમ કહ્યું છે.

જ્યાંસુધી જીવભાવ રહેલો હોય ત્યાંસુધી કર્મને કાપી નાખવાથી શું થાય? તેવી શંકાનું સમાધાન કરે છે કે ભગવાનથી અવિદ્યા નામની શક્તિ વડે ચૈતન્ય, અચૈતન્ય અને મોહથી ગાંઠ બંધાય છે. તે ગાંઠને હમેશાં વિવિધ પ્રકારની વાસનારૂપ કર્મ હોવાથી વધારે મજબૂત બનાવે છે. માટે તે વાસના નિવૃત્ત થશે ત્યારે અવિદ્યાની ગાંઠ પણ જતી રહેશે, એવો અભિપ્રાય બતાવ્યો છે. લાકડાને અંદર કોતરનારો એક ઘુણ નામનો કીડો થાય છે. તે કોતરતાં કોતરતાં દૈવયોગથી એકાદ અક્ષર જેવો આકાર થઈ જાય છે. તેવી રીતે કોઇ એકાદ કર્મને કાપી શકતો હશે. તેવી શંકાના સમાધાન માટે અહીં બહુવચન મૂકેલું છે કે જેઓ ભગવાનના ધ્યાનરૂપ તલવારવાળા છે, તેઓ દરેક કર્મની ગાંઠને કાપે છે. અહીં કર્મ કાપવામાં ચતુરાઈની જરૂર છે; કેમકે ચતુરાઇ ન હોય તો ધ્યાનનો ઉપયોગ ભગવાનમાં ન થતાં, બીજામાં ધ્યાન જોડાઇ જાય. માટે યોગની અણિમાદિક સિદ્ધિની પરવા કર્યા વગર, જ્ઞાનથી અવિદ્યાને જ જેઓ દૂર કરે છે તે ચતુર પુરુષો સમજવા. તેમાં ધ્યાન પોતે જ પોતાની મોટાઈ ઉત્પન્ન કરતું નથી; કેમકે અનેક વિષયોનું ધ્યાન તો હમેશાં બંધનનું કારણ થાય છે, તેથી ભગવાનના માહાત્મ્યથી જ ધ્યાનનું માહાત્મ્ય છે, એમ બતાવવા માટે શ્લોકમાં **तस्य** તે ભગવાનની કથામાં પ્રીતિ કોણ ન કરે, એમ કહ્યું છે. એટલે ભગવાનના ધર્મરૂપ ધ્યાન વડે કાર્યની સિદ્ધિ થાય છે. ત્યાં કથા વડે ભગવાન્ હૃદયમાં પધારે ત્યારે સિદ્ધિ થાય તેમાં શું આશ્ચર્ય, એમ બતાવવા સારુ કહે છે કે તેવા ભગવાનની કથામાં પ્રીતિ કોણ ન કરે? જેઓ પ્રભુની કથામાં પ્રીતિ કરતા નથી તેઓને પ્રભુના માહાત્મ્યની ખબર જ નથી, એમ સમજવું. (૧૫)

આમ બીજી ભક્તિનું નિરૂપણ કર્યું. એવી રીતે મધ્યમ જ્ઞાન ભક્તિનું નિરૂપણ કરીને હવે ઉત્તમનું નિરૂપણ કરે છે:

**शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः ।**
**स्यान्महत्सेवया विप्राः पुण्यतीर्थनिषेवणात् ॥१६॥**

**શબ્દાર્થ**:—હે બ્રાહ્મણો ! શ્રવણ કરવાની ઈચ્છાવાળા અને શ્રદ્ધા રાખનાર પુરુષને મોટા પુરુષની સેવા વડે અને પવિત્ર તીર્થોનું સેવન કરવાથી, વાસુદેવ ભગવાનની કથામાં પ્રીતિ થાય છે.

**ભાવાર્થ**:—અહીં ફળ ઉપજાવનારાં સાધનોનું નિરૂપણ થાય છે. જે સાધનોમાં ફેરફાર થવાની જરાપણ શંકા નથી, તેમાં વૈરાગ્ય કારણ છે. તેનો આવી રીતે ક્રમ છે: પ્રથમ તો ઘરનો ત્યાગ કરીને તીર્થોમાં ફરવું; નહિતર મોટા પુરુષોની સેવા કરવામાં ઘર સાંભરવાથી ઉદ્વેગ થાય. આમ તીર્થાટન કરવાથી મોટા પુરુષોનો સંગ થાય; પછી તેઓની સેવા મળે. પછી તે તે મોટા પુરુષો પાસેથી ભગવાનની કથાનું શ્રવણ થાય, એટલે કથામાં રુચિ થાય. પછી કથામાં અને મોટા પુરુષોમાં શ્રદ્ધા થાય છે. પછી તેની સેવા કરવાની ઇચ્છા થાય. આમ કયારે પણ ફેરફાર ન થાય, તેવા પોતાના સ્વરૂપથી જ ઉપકાર કરનારા ધર્મથી, સેવા કરવાની ઇચ્છા થાય છે. અહીં પહેલાંનાં સાધનો દઢ હોવાથી પછી સાધનોની નિવૃત્તિ થતી નથી. તેવો અધિકાર દુર્લભ છે એમ સૂચવ્યું છે. શુદ્ધ સત્ત્વમાં પ્રકટ થયેલા ભગવાનની કથાનું શ્રવણ કરે તો જલદી ચિત્ત પ્રસન્ન થાય છે. તે માટે **वासुदेव** શબ્દનો પ્રયોગ કરેલ છે. આમ ઉપર કહ્યા પ્રમાણે ગૃહત્યાગથી આરંભીને શુશ્રૂષા સુધીનાં સાધન કરનારા જીવનો અંગીકાર થવા માટે મોટા પુરુષોની સેવા બતાવી છે. પુણ્યરૂપ તીર્થ કુરુક્ષેત્ર અને ગંગાજી છે. તેનું હમેશાં સેવન કરવું. એટલે દેવની પેઠે તે તીર્થના જળનું સેવન કરવું; કોઈ વખતે પણ તેનો અનાદર કરવો નહિ. (૧૬)

આમ કરવાથી શું થાય, તે કહે છે:

**शृण्वतां स्वकथाः कृष्णः पुण्यश्रवणकीर्तनः ।**
**हृद्यन्तःस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम् ॥१७॥**

**શબ્દાર્થ**:—જેના પુણ્યરૂપ શ્રવણ અને કીર્તન છે, એવા સત્પુરુષોના મિત્ર શ્રીકૃષ્ણ પ્રભુ પોતાની કથાનું શ્રવણ કરનારા પુરુષોના હૃદયમાં અંદર રહીને, તે ભક્તોના પાપને ધોઈ નાખે છે.

**ભાવાર્થ**:—ઉપર જણાવેલાં સાધનોથી શુશ્રૂષા ઉત્પન્ન થયા પછી કયારે પણ શ્રવણાદિકની નિવૃત્તિ થતી નથી, એમ બતાવવા માટે 'કથાને શ્રવણ કરનાર છે,' એમ કહ્યું છે. કથાઓ સ્વરૂપાત્મક છે, તેનો અભિપ્રાય એવો છે

કે જો પોતાની કથા એવો અર્થ કરે તો ભગવાનનું સ્વાતંત્ર્ય થાય છે. તેથી સ્વતંત્ર ભગવાન્ હૃદયમાં આવે અથવા વખતે ન પણ આવે; એટલે પાપ ધોવાનો પણ સંદેહ રહે. તે માટે પોતાની કથા ન કહેતાં સ્વરૂપાત્મક કથા કહી છે, અને કથાને સ્વરૂપાત્મક કહેવાથી કથાનું માહાત્મ્ય સિદ્ધ થાય છે; એટલે તેને વશ થયેલા ભગવાન્ બધું કરે. માટે પાપ ધોવામાં સંદેહ રહેતો નથી. એવી ઘણી કથાઓ કૃષ્ણાવતારમાં છે; માટે **कृष्णः** એમ કહ્યું છે.

ભક્તિયોગનું વિધાન કરવા માટે કૃષ્ણ ભગવાનનો અવતાર છે. હમેશાં ઉત્પન્ન થયેલાં પાપોની નિવૃત્તિ કરવામાં બીજા સાધનની જરૂર રહેતી નથી; પરંતુ શ્રવણ અને કીર્તન વડે હૃદય શુદ્ધ થતાં, તેમાં ભગવાન્ પધારે છે; એવા અભિપ્રાયથી કહે છે કે પ્રભુનાં શ્રવણ અને કીર્તન બન્ને પુણ્યરૂપ છે. તેથી સાંભળનાર અને કહેનાર પુરુષમાં દોષ હોય તો શ્રવણ અને કીર્તનનો સંબંધ થતો નથી, અર્થાત્ દોષવાળાથી શ્રવણ કીર્તન થઈ શકે નહિ, કારણ કે શ્રવણ અને કીર્તન પોતે પાપરહિત છે. તેથી પાપવાળા પુરુષમાં શ્રવણ કીર્તન ઉત્પન્ન થયા પછી પણ પાપની સાથે તેઓ રહી શકે નહિ, તેથી જેમ સૂર્યોદય થવાની સંભાવનામાં અંધકારની નિવૃત્તિ થઇ જાય છે, તેમ શ્રવણ કીર્તનની સંભાવના થાય ત્યાં જ પાપની નિવૃત્તિ થઇ જાય છે, એમ બતાવ્યું છે.

બહાર રહેલાથી અંદરનું કાર્ય થઇ શકે નહિ. પ્રભુ કેવળ બહાર જ રહે તો ભક્તોના હૃદયની અંદરનું કાર્ય કરે નહિ. અને જો પ્રભુ કેવળ ઇચ્છાથી જ તે કાર્ય કરે તો લોકોને તેની પ્રતીતિ ન થવાથી, કોઈ પણ ભગવાનનું ભજન ન કરે; માટે જ્યાંસુધી દેખીતી બાબત ઘટતી હોય ત્યાંસુધી ન જોયેલી બાબતની કલ્પના કરવી યોગ્ય નથી; તેમ જ સર્વ સ્થળે રહેલાને ક્લેશ ન હોઇ શકે; તેથી હૃદયની અંદર રહેલા પ્રભુ જ ભક્તોનાં પાપ ધુએ છે. હૃદયમાં કેટલાક પદાર્થો બહાર પણ હોય છે અને કેટલાક અંદર હોય છે. તેમાં જે પદાર્થને ભૂલી જવાનો સંભવ હોય તે બહારના પદાર્થો સમજવા. અહીં તો ભગવાનને વિસ્મરણ થવાનો સંભવ જ નથી. તે માટે 'હૃદયની અંદર રહેલા પ્રભુ' એમ કહ્યું છે. તેવી રીતે હૃદયની અંદર વિરાજેલા પ્રભુ પાપનો નાશ કરે છે તે યોગ્ય જ છે. અહીં **अभद्र** શબ્દથી કામક્રોધાદિક સમજવા; કારણ કે પાપ તો પ્રથમથી જ નિવૃત્ત થઈ જાય છે ત્યારે શ્રવણાદિક થાય છે.

વિશેષે કરીને કામાદિકને ધુએ છે; એટલે જેમ જલમાં મેલ મળી જાય છે તેમ ફરીથી મળતાં નથી; એટલે કામાદિકને શિથિલ કરે છે. માટે આ પક્ષમાં સોળમા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે ગૃહત્યાગથી લઇને શુશ્રૂષા સુધીની પ્રથમ શૃંખલા પોતાથી થઇ શકે છે. અને આ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે પ્રભુ કામાદિકને ધુએ છે, તે બીજી શૃંખલા ભગવાનથી સાધ્ય થઈ શકે છે.

ત્યારે જ અઢારમા શ્લોકમાં બતાવશે તે પ્રમાણે ભગવાન્‌માં નૈષ્ઠિકી ભક્તિ થવી, તે ત્રીજી શૃંખલા ક્રમવાર પોતાનામાં થાય છે, એમ બતાવે છે. અર્થાત્ કામાદિક શિથિલ થયા નહિ હોય તો ભક્તિ ઉત્પન્ન થશે નહિ. ત્યાં શંકા થાય છે કે ભગવાન્‌ને તેમ કરવાનું શું કારણ હશે? તેનું સમાધાન કરે છે કે પ્રભુ સત્પુરુષોના સુહૃદ્ છે; એટલે સાથે રહીને કામ કરનારા મિત્ર છે. માટે મિત્રરૂપ ભક્તોએ, શ્રવણાદિક વડે પહેલાં બનાવેલી સાધનની પરંપરા કરી, એટલે બીજી કામાદિકને ધોવાની પરંપરા પ્રભુ પોતે જ ન કરે તો મિત્રપણું ભાંગી જાય, અર્થાત્ ધર્મનું પાલન ન થાય; તેથી પ્રભુએ તેમ કરવું જોઇએ, એમ બતાવ્યું છે. (૧૭)

કામાદિક ધોવાઈ ગયા પછી જે થાય તે બતાવે છેઃ

**नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया ।**
**भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी ॥१८॥**

**શબ્દાર્થઃ**—ઘણે ભાગે કામાદિક નાશ પામે, ત્યારે નિત્ય ભાગવતની સેવા વડે ઉત્તમશ્લોક ભગવાન્‌માં નિષ્ઠાવાળી ભક્તિ થાય છે.

**ભાવાર્થઃ**—કામાદિક ધોવાયેલા છે પણ તેનો નાશ થયો નથી, તેથી કોઈ કોઈ સ્થળે તે કામાદિકની સત્તાની પ્રતીતિ થાય છે; એટલે શ્રવણમાં આગ્રહની માફક, પ્રતિબંધમાં ક્રોધની માફક, અને સત્સંગમાં લોભની માફક કામાદિક રહ્યા છે એમ બતાવવા માટે શ્લોકમાં **प्राय** પદ મૂકેલું છે. માટે તે કામાદિક પ્રતિબંધ કરનારા ન હોવાથી ભગવત્કથાનું હમેશાં શ્રવણ થાય છે અને ભગવાનના ભક્તોનું સેવન પણ નિરંતર થાય છે, તે બતાવવા માટે **नित्यं** શબ્દ મૂકેલો છે. એટલે પહેલાં કથાનું શ્રવણ જ હતું અને હાલમાં દેવની માફક તેનું સન્માન થાય છે, એમ બતાવવા માટે કથાની સેવા લખી છે. એવી રીતે કથા કરવામાં આવે ત્યારે ભગવાન્‌માં પરમ પ્રેમ ઉત્પન્ન થાય છે. તે માટે કહે છે કે ભગવાનમાં નૈષ્ઠિકી ભક્તિ થાય. અહીં દરેક સ્થળે "ભગવાન્" શબ્દથી શુદ્ધ પરબ્રહ્મ કહેવાય છે. તે ઉત્તમશ્લોક છે, એટલે ઉત્તમ પુરુષો જેનાં વખાણ કરે છે, અથવા ઉત્તમ જેની કીર્તિ છે એવા ભગવાન્ છે. એમ કહેવાથી સત્પુરુષો અને કથાસહિત, ભગવાનમાં ભક્તિ થાય છે, કેવળ ભગવાનમાં નહિ, એવો અભિપ્રાય છે. તેથી ભક્તિ ઉત્પન્ન થયા પછી સત્પુરુષો કથાનો ત્યાગ કયારે પણ કરતા નથી. મોટું બાધક આવે તો પણ ચલિત ન થાય તેને નિષ્ઠા કહે છે. તેવી નિષ્ઠાને પ્રાપ્ત થયેલી ભક્તિ જયારે થાય છે ત્યારે કાલાદિક ઉપદ્રવોની સ્ફૂર્તિ જરા પણ થશે નહિ, એવો આશય છે. (૧૮)

અહીં સુધી પુરુષનો પ્રયત્ન છે; એટલે પુરુષે મોટો પરિશ્રમ કરીને પણ આ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે કરવું જ જોઇએ. આગળનું પોતાની મેળે જ સિદ્ધ થશે; તે ત્રણ શ્લોકથી નિરૂપણ કરે છેઃ

**यदा रजस्तमोभावाः कामलोभादयश्च ये ।**
**चेत एतैरनाविद्धं स्थितं सत्त्वे प्रसीदति ॥१९॥**

**શબ્દાર્થ**:—ત્યારે રજોગુણ અને તમોગુણના ભાવરૂપ, કામ લોભાદિક, ચિત્તમાં રહ્યા છે, તેનાથી નહિ વીંધાઇને રહેલું ચિત્ત, સત્ત્વગુણમાં સ્થિત થઇને પ્રસન્ન થાય છે.

**ભાવાર્થ**:—ત્યારે તો ચિત્તના સ્વરૂપનો નાશ થાય છે; કેમકે ચિત્ત ત્રિગુણાત્મક છે. તેમ જ ગુણો તો પોતપોતાનું કાર્ય કરે છે જ; માટે તે હૃદય કયારે પણ ભગવાનનું આસન થતું નથી; કેમકે ચિત્ત ત્રણગુણવાળું હોય ત્યાંસુધી તેમાં ગુણાતીત નિર્ગુણ પ્રભુ શી રીતે પધારે ? જયારે કામલોભાદિકના કારણરૂપ રજોગુણ અને તમોગુણનું સત્ત્વપણું થાય, એટલે જેમ સ્પર્શમણિના સ્પર્શથી ત્રાંબું અને લોઢું સુવર્ણમય બની જાય છે, તેમ જ ત્રાંબું, લોઢું અને સોનાથી બનાવેલ પાત્રને પણ સ્પર્શમણિનો સ્પર્શ થવાથી સુવર્ણપણું થાય છે, તેવી રીતે ભક્તિનો સ્પર્શ ચિત્તને થાય, એટલે ગુણાત્મક ચિત્ત સત્ત્વગુણવાળું થાય છે. રજોગુણ અને તમોગુણના ભાવો કામ ક્રોધાદિક અને કામલોભાદિક છે તે મિશ્રણ પામેલા સત્ત્વગુણના પણ ભાવ છે અને મૂલમાં **ચ**કાર હોવાથી બીજા પણ મિશ્રભાવો છે, તે તટસ્થપણાથી એટલે અકેકથી જુદાપણાથી બતાવેલા છે. અને જે મોહાદિક પ્રસિદ્ધ ભાવો છે તે બધા જેમ ઘર વગરના થઇ ગયા હોય તેમ સ્થાન વગરના થયા છે, એમ બતાવે છે; માટે જ તેનો શ્લોકના પૂર્વાર્ધમાં ક્રિયાસંબન્ધ નથી.

વાદી શંકા કરે છે કે તે કામલોભાદિક તો આગંતુક ભાવને પ્રાપ્ત થયા છે, તોપણ પૂર્વની વાસના વડે તેનો ચિત્તની સાથે સંબંધ શા માટે ન થાય ? ત્યાં કહે છે કે એ ભાવો સૂત્ર (દોરો) રૂપ છે. તે મૂળ ગુણરૂપ સોઈ વિના વીંધવાને સમર્થ થઇ શકતા નથી. માટે તે ભાવોથી ન વીંધાયેલું ચિત્ત રહે છે, ત્યારે લયની અવસ્થાને પ્રાપ્ત થતું પણ ચિત્ત, નિરંતર ઉત્પન્ન થતી ભક્તિને અનુસરીને ભક્તિના સ્થાનભૂત, સત્ત્વગુણના નિમિત્તવાળું થઇને ભગવાનના આવેશથી પ્રસન્ન થાય છે. અને જે ચિત્તની પ્રશંસા છે, તે ચિત્ત વડે, કાર્ય કરનારને દરેક કાર્યની સિદ્ધિ થવામાં, કારણરૂપ કોઇ જાતનો પ્રકાશ છે. (૧૯)

હવે તેનાથી જે થયું તે કહે છે:

**एवं प्रसन्नमनसो भगवद्भक्तियोगतः ।**
**भगवत्तत्त्वविज्ञानं मुक्तसङ्गस्य जायते ॥२०॥**

**શબ્દાર્થ**:—એવી રીતે જેનું મન પ્રસન્ન થયેલું છે એવા. ભગવાનની ભક્તિના યોગથી મુક્તસંગ બનેલા પુરુષને, ભગવત્તત્ત્વનું વિશેષે કરીને જ્ઞાન થાય છે.

**ભાવાર્થ**:—એમ આગળ કહેલા પ્રકાર વડે, સ્થિર બનેલાં સાધનોની પરંપરાથી જેનું મન પ્રસન્ન થયું છે, એટલે મન સત્ત્વાત્મક થાય ત્યારે "સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે" એમ શ્રીભગવદ્‌ગીતામાં લખેલું છે; તેથી દરેક વસ્તુઓનું તત્ત્વજ્ઞાન થાય છે, પણ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થતું નથી; કેમકે ભગવાન ગુણાતીત હોવાથી ગુણનું કાર્ય ભગવાન પાસે પહોંચી શકતું નથી. તે માટે કહે છે કે "ભગવદ્‌ભક્તિનો યોગ થાય છે" અને અંતઃ-કરણની પ્રસન્નતા પણ ભક્તિ માટે છે. અને ભક્તિ વડે ભગવાનનું જ્ઞાન થાય છે; કેમકે ભક્તિથી મને દરેક રીતે જાણે છે, એવું ભગવદ્‌ગીતાનું વાક્ય પણ છે. ભગવાનના તત્ત્વનું જ્ઞાન થાય એમ શ્લોકમાં કહ્યું છે. તેથી ગીતાજીમાં શ્રીભગવાને આજ્ઞા કરી છે કે "હું જેવો પ્રસિદ્ધ છું તેવા મારા સ્વરૂપનું જ્ઞાન ભક્તિ વડે થાય છે, એ અર્થને અહીં ગ્રહણ કરેલો છે. જ્ઞાન શબ્દની આગળ **वि** મૂકેલો છે; તેથી હથેલીમાં રહેલાં આમળાંનું જેમ બરાબર જ્ઞાન થાય છે, તેમ જ્ઞાનની વિશેષતા કહેવાનો અહીં અભિપ્રાય છે. અહીં અંગપણાને લીધે સંન્યાસની પણ જરૂર છે. તે માટે કહે છે કે "મુક્તસંગવાળાને તે જ્ઞાન થાય છે." એટલે અંદર અને બહાર કોઈપણ જાતનો સંગ ન હોવો જોઈએ; કેમકે "વિષયના આવેશવાળું જેનું ચિત્ત હોય છે, તેને વિષ્ણુભગવાનનો આવેશ ઘણો દૂર રહે છે," એ ન્યાયથી ચોતરફના ત્યાગ સિવાય ભગવાનનો આવેશ થતો નથી. અને તેથી પ્રભુનો સાક્ષાત્કાર પણ નથી. માટે સંન્યાસને કારણપણું છે.(૨૭)

એમ વિશેષ જ્ઞાન થાય ત્યારે જે ફળ થાય તે કહે છે:

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे ॥२१॥**

**શબ્દાર્થ**:—આત્મરૂપ ઈશ્વરનું દર્શન થાય ત્યારે હૃદયની ગાંઠ ભેદાઈ જાય છે, દરેક સંશયો છેદાઈ જાય છે અને આનાં કર્મોનો પણ ક્ષય થાય છે.

**ભાવાર્થ**:—ચૈતન્ય અને અચૈતન્યની ગાંઠ થાય, તે અવિદ્યાનું કાર્ય છે. તે જ્ઞાન વડે નિવૃત્ત થાય છે. વેદમાં લખ્યું છે કે "જે જાણવાથી આ બધું વિશેષ જણાઇ જાય છે;" તેથી દરેક વસ્તુનું યથાર્થ જ્ઞાન થવાથી સર્વે સંદેહો નિવૃત્ત થાય છે. એટલે મિથ્યાજ્ઞાનરૂપ જલનું જેમાં સિંચન થઈ રહ્યું છે, તેવી આત્મારૂપ પૃથ્વીમાં કર્મનું બીજ ઊગે છે. પણ તત્ત્વજ્ઞાનરૂપ ઉષ્ણ-કાળના તાપ વડે જળ જેમાંથી સુકાઈ ગયું છે એવી આત્મારૂપ ઊષરભૂમિમાં (જેમાં બીજ વાવવાથી પણ ઊગે નહિ તેવી ભૂમિ) કર્મનું બીજ ઊગતું નથી. તેથી સમગ્ર કર્મોનો પણ ક્ષય થાય છે. આ બધું થવું તે, ગમે તેવા પ્રકાર-થી ઉત્પન્ન થયેલા જ્ઞાનનું કાર્ય નથી, પણ બ્રહ્મની સાથે આત્માની એકતાના અનુભવનું કાર્ય છે. તે કહે છેઃ આત્મપણાથી જ્યારે ભગવાનનો અનુભવ

થાય ત્યારે તે ફળ થાય છે, તે સિવાય નહિજ. તે માટે શ્લોકમાં નિશ્ચયાત્મક **एव**કારનો પ્રયોગ કર્યો છે. આત્માના અનીશ્વરપણાથી ઉત્પન્ન થયેલા પદાર્થો, ઇશ્વરપણામાં નિવૃત્ત થતા નથી, તેમ જ બીજાનું ઈશ્વરપણું સમજવામાં આવે ત્યારે પણ તે નિવૃત્ત થતા નથી; કેમકે બીજાના ઈશ્વરપણાનું અજ્ઞાન, પોતાના સંસારનું કારણ નથી. (૨૧)

આમ સર્વ પ્રકરણના અર્થનું નિરૂપણ કરીને પુરુષનો પ્રયત્ન ક્યાંસુધી રહેલો છે, તેવો સંદેહ થતાં પ્રયત્નનો વિષય કહે છે:

**अतो वै कवयो नित्यं भक्तिं परमया मुदा ।**
**वासुदेवे भगवति कुर्वन्त्यात्मप्रसादनीम् ॥२२॥**

**શબ્દાર્થ**:—માટે નિશ્ચયે કરીને ડાહ્યા પુરુષો, પરમ હર્ષ વડે વાસુદેવ ભગવાનમાં હમેશાં આત્માને પ્રસન્ન કરનારી ભક્તિ કરે છે.

**ભાવાર્થ**:—શુદ્ધ સત્ત્વાત્મક અંતઃકરણમાં પ્રકટ થયેલા ભગવાનમાં ઉત્તમોત્તમ પ્રેમ કરવો, એ પ્રયત્નનો નિચોડ છે. તેનાથી ભગવાનની કૃપા થાય, અથવા અંતઃકરણમાં ભગવાનનો સાક્ષાત્કાર થાય તે ફળ છે. **वै** નિશ્ચયથી પોતાનો એવો નિશ્ચય બતાવે છે. "કવિઓ ભકિત કરે છે," એમ કહ્યું છે; તેથી શબ્દના તાત્પર્યને જાણનાર હોય તેને શબ્દબલના વિવેકથી એવા અર્થનો નિશ્ચય થાય છે એમ બતાવ્યું છે. સાધનનું પણ સુખરૂપપણું છે; તેથી હમેશાં ભકિત કરે છે; એટલે ક્ષણે ક્ષણે ભકિત કરે છે. આમ પ્રતિક્ષણે ભગવાનનો આવિર્ભાવ થવાથી અત્યંત હર્ષ ઉત્પન્ન થાય છે. આ ભકિત થવાનો વિષય સત્ત્વગુણમાં પ્રકટ થયેલા ભગવાન્ છે. ભકિત જ્ઞાનને ઉત્પન્ન કરનારી છે અને ભકિતમાં પ્રયત્ન સાધનપણાથી કરવો જોઈએ અને શબ્દબલનો વિવેક રાખવો જોઇએ, આવો અભિપ્રાય છે. તેથી સૂત પૌરાણિક વગેરેનો પ્રથમાધિકાર ( હીનાધિકાર ) સિદ્ધ થયો છે. (૨૨)

ઉપર ભકિતના વિષયરૂપ વાસુદેવ ભગવાન્ કહ્યા છે, તેમાં સંદેહ થાય છે કે એવો નિયમ શો કે સત્યમૂર્તિમાં જ ભકિત કરવી; કેમકે રજોગુણ અને તમોગુણની મૂર્તિમાં ભકિત કરવાથી પણ તેને બ્રહ્મપણું હોવાથી જ્ઞાન સિદ્ધ થાય જ, તેમ જ વિષ્ણુભકિતની પેઠે શિવાદિકની ભકિત પણ જ્ઞાન સિદ્ધ કરનારી છે; કારણ કે બ્રહ્મા, વિષ્ણુ અને શિવજી, એ ત્રણેમાં બ્રહ્મનું તુલ્યપણું છે. તે શંકાનું સમાધાન પાંચ શ્લોકો વડે કરે છે:

**सत्त्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तै-**
**र्युक्तः परः पुरुष एक इहास्य धत्ते ।**
**स्थित्यादये हरिविरञ्चिहरेतिसंज्ञाः**
**श्रेयांसि तत्र खलु सत्त्वतनोर्नृणां स्युः ॥२३॥**

**શબ્દાર્થ:**—સત્ત્વગુણ, રજોગુણ, અને તમોગુણ એ માયાના ગુણ છે. તે ગુણોથી યુક્ત, એક પરપુરુષ, અહીં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં હરિ, બ્રહ્મા, અને હર એવી સંજ્ઞાને ધારણ કરે છે. તેમાં સત્ત્વગુણવાળા વિષ્ણુથી મનુષ્યોને નિશ્ચયાત્મક શુભ ફળો થાય છે.

**ભાવાર્થ:**—બ્રહ્મને ગુણશેષપણું નથી તો પણ ગુણરૂપઉપાધિના વિશેષપણાથી ફળમાં વિશેષપણું રહેલું છે. બાકી માધ્યમિક વૈષ્ણવોના મતની માફક ચૈતન્યના સ્વરૂપમાં ભેદ નથી; એટલે માધ્વ વૈષ્ણવો જેમ જીવપણું માને છે તેમ અહીં બ્રહ્મા અને શિવનું જીવપણું માનેલું નથી.

તે ગુણો પણ બ્રહ્મના નથી. જો બ્રહ્મના હોય તો ઉચ્ચ અને નીચ ગુણને ઉત્પન્ન કરવાપણાથી સ્વરૂપ પણ જુદું થાય; પરંતુ કાર્યવશથી તે ગુણોને ગ્રહણ કરવામાં દોષ નથી; કેમકે એક જ પુરુષ સ્નાન, ભોજન, અને અંદરનું કાર્ય કરે છે.

અહીં ચૈતન્યમાં ભેદ માનનારાઓ શંકા કરે છે કે પુરુષ ત્રણગુણવાળો છે, તેથી તે ગુણોની પ્રેરણા પ્રમાણે તે તે કાર્ય કરવાનો સંભવ થાય તેમ અહીં પણ હોય તો બીજા ગુણો કાર્ય કરવા માટે ગ્રહણ કરાય અને તેની પરંપરાનો વિચાર કરીએ તો કયાંય વિશ્રામ આવે નહિ. ભેદો ઘણા થઇ જાય છે; તેથી કોઇ સ્થળે સહજગુણનો સંબંધ કહેવો જોઇએ. અને તેમ થવાથી (ગુણનો સંબંધ થવાથી) સ્વરૂપ પણ જુદું થઈ જાય. એવી કોઈ શંકા કરે તો તેનો ખુલાસો કરે છે અહીં ઘણા વાદીઓ જુદું જુદું નિરૂપણ કરે છે. સાંખ્યમતના અનુયાયીઓ, પ્રકૃતિનો નિત્ય સંબંધ માને છે; એટલે તેઓ કર્મેશ્વરવાદી હોવાથી પ્રકૃતિ વડે નિત્ય બંધાયેલું ચૈતન્ય જ ઈશ્વર છે એવો તેનો સિદ્ધાંત છે. અને બીજા પાતંજલો અને માયાવાદીઓ પ્રકૃતિનો સંબંધ જ નથી પણ ભ્રમથી જ દેખાય છે, એમ કહે છે. અને શ્રી ભાગવતના સિદ્ધાંતમાં તો ભગવાનમાં સહજ કર્તાપણું છે. ત્યાં [1]કાઇક રૂપ, પ્રકૃતિ અને પુરુષના ભેદ વડે બેરૂપપણાને પ્રાપ્ત થાય છે. [2]જેમ પંચમહાભૂતના પદાર્થો

---

૧ અક્ષરાત્મા કૂટસ્થ ચૈતન્યનો એક ભાગ છે.

૨ ત્યાં શંકા કરે છે કે પ્રકૃતિ પુરુષ વગરનું કોઇ કાર્ય દેખાતું નથી. તેથી સાધનરૂપ તે પ્રકૃતિપુરુષ સિવાય તેઓનું નિર્માણ ન થઈ શકે. તેથી તે બન્ને નિત્ય છે એમ માનવું એટલે સાંખ્યમતની માફક ત્યાં પણ વિશ્રામ થયો. તેથી સાંખ્યોથી આમાં શું વિશેષ છે? ભ્રમથી સંબંધ માનીએ તો માયાવાદીથી શું વિશેષ છે? એવી આકાંક્ષાની નિવૃત્તિ માટે પ્રકૃતિ પુરુષ વગર પણ તેઓની ઉત્પત્તિ થાય છે તે દૃષ્ટાંતથી કહે છે.

ઉત્પન્ન કરવા માટે પંચમહાભૂતોની જરૂર છે; પરંતુ પંચમહાભૂતોને ઉત્પન્ન કરવામાં પંચમહાભૂતોની જરૂર નથી. તેમ પ્રકૃતિના પદાર્થોને ઉત્પન્ન કરવામાં કારણરૂપે પ્રકૃતિની જરૂર છે પણ પ્રકૃતિ પુરુષને ઉત્પન્ન કરવામાં તેની જરૂર નથી. અને પ્રાકૃત પદાર્થનું નિર્માણ કરવામાં તેની જરૂર હોય તેથી કાંઇ સ્વરૂપમાં ભેદ કે દોષ આવવાનો સંભવ નથી. એક જ પુરુષ આ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય માટે ત્રણ ગુણને ધારણ કરે છે. તે બ્રહ્મભૂત પરપુરુષ હરિ, બ્રહ્મા અને મહાદેવ એવાં નામ ધારણ કરે છે. વ્યાકરણના નિયમથી અહીં **हरिविरञ्चिहर** એ સ્થળે દ્વન્દ્વ સમાસ કર્યો છે, તેથી ત્યાં નિયમ પ્રમાણે ત્રણ નામને ધારણ કરાય છે. અથવા **इति** શબ્દને દ્વન્દ્વ સમાસને અંતે રાખવામાં આવે તો દરેક સ્થળે સંબંધથી જોડાય છે. સંજ્ઞા કેવળ સ્વરૂપ માત્ર જ હોવાથી ત્યાં વ્યાકરણનિયમથી પ્રત્યય મૂકવામાં આવ્યો નથી, જેવી રીતે **देवदत्तेतिसंज्ञा** થાય છે. તેમ જ **इति** શબ્દનો અર્થ પ્રકારમાં થાય છે તેથી એકની બીજી ઘણી સંજ્ઞાઓ થાય છે એમ પણ બતાવ્યું છે. તેથી આ સત્ત્વાદિક ગુણો કાર્ય કરવા માટે કરણપણાથી (સાધનપણાથી) લીધેલા છે; પણ નિરંતર તેનું ગ્રહણ હોવાથી ઉપાધિરૂપ થઈ ગયા છે. તેથી જેનું ભજન કરવામાં આવે તે ઉપાધિમાં જ જાય છે; તે માટે સત્ત્વગુણની ઉપાધિવાળા વિષ્ણુ જ સેવન કરવા યોગ્ય છે એમ કહે છે. તેમાં આવી રીતે નિર્ણય સમજવાનો છે કે સેવક જેવા સેવારૂપને જુએ છે, તેવું પોતાનું પણ રૂપ સંપાદન કરે છે. એટલે વિષ્ણુની ભક્તિ કરનારનું રૂપ વિષ્ણુના ગુણને મળતું થાય છે. શિવજીની ભક્તિ કરનારનું રૂપ શિવજીના ગુણને મળતું થાય છે. તે સાધનો જો કે પાપરહિત ભગવાનને અન્યથા કરવાને એટલે જુદી રીતે કરવાને સમર્થ નથી જ, તો પણ જીવને જુદી રીતે કરે છે. માટે જેવા રૂપ વડે કે સાધન વડે અન્યથાભાવ ન થાય, તેવા રૂપવાળા ઈશ્વરની સેવા કરવી યોગ્ય છે; કેમકે તેમાં નાશ થવાની શંકા રહેતી નથી. જો કદાચિત્ સેવાની બુદ્ધિ ગુણરૂપ ઉપાધિમાં પ્રવેશ ન કરે તો ગમે ત્યાં સેવા કરવાથી કોઈ પણ પ્રકારની ચિંતા રહેતી નથી; જેમ બ્રહ્મભાવવાળાને કોઇ પણ સ્થળે હરકત રહેતી નથી. અને "તેને જેવી રીતે ઉપાસે છે" એ વાક્યસ્થળમાં પણ તેવો જ નિર્ણય આપ્યો છે. કલ્યાણકારી શુભફળ સત્ત્વતનુમાં થાય છે, એમ કહ્યું. ત્યાં ભજન કરવા યોગ્ય સ્વરૂપોમાં **खलु** અવ્યયથી સંમતિ આપે છે, તે યુક્તિપૂર્વક છે. **सत्त्वतनु** એટલે સત્ત્વગુણી શરીરવાળા ભગવાન કહ્યા છે. તેમાં **तनु** શબ્દથી દૃઢ ઉપાધિપણું બતાવ્યું છે. **नृणां** કહેવાથી સાધારણ જીવો કહેલા છે. બાકી તે તે નિયતગુણવાળાને તો તેની સાથે ઉપાધિ છે; એટલે જેવા સ્વરૂપની ભક્તિ કરે છે તે સ્વરૂપ સાથે તેઓને પણ તેવી ઉપાધિ

થાય છે. તેથી તેના સૌન્યસ્વરૂપની ઉપાધિ નિવૃત્ત થાય ત્યારે તેમાં સાયુજ્ય ભાવે રહેલા તેના ભક્તોની ઉપાધિ પણ નિવૃત્ત થાય છે. તેથી સર્વ ઘટે છે. (૨૩)

આ અર્થ ગૂઢ છે માટે દૃષ્ટાંત કહે છે કેઃ

**पार्थिवाद्दारुणो धूमस्तस्मादग्निस्त्रयीमयः ।**
**तमसस्तु रजस्तस्मात्सत्त्वं यद् ब्रह्मदर્शनम् ॥२४॥**

**શબ્દાર્થઃ**—પૃથ્વીથી ઉત્પન્ન થયેલા કાષ્ઠથી ધુમાડો ઉત્પન્ન થાય છે. તેથી વેદમય અગ્નિ ઉત્પન્ન થાય છે. તેવી રીતે તમોગુણ બ્રહ્મથી રજોગુણરૂપ બ્રહ્મ થાય છે અને રજોગુણરૂપ બ્રહ્મથી સત્ત્વગુણરૂપ બ્રહ્મ થાય છે. અને તે અનુભવરૂપ છે.

**ભાવાર્થઃ**—પ્રકાશની જરૂરતવાળાઓ તેજને શોધે છે. તેમાં પણ જે પ્રકાશો અગ્નિથી સિદ્ધ થાય છે, તેવા પદાર્થોમાં અગ્નિને શોધે છે. તે અગ્નિ લોકમાં કાષ્ઠો (લાકડાં)માં રહેલો છે. તે લાકડાં પૃથ્વીની પ્રકૃતિવાળાં છે. અને લાકડાંનું પહેલું રૂપ પૃથ્વીનો સંબંધ છે, એટલે વૃક્ષરૂપ છે. અર્થાત્ પૃથ્વીમાં વૃક્ષો ઊગે પછી તેને કાપવામાં આવે અને પછી તે સુકાઈ જાય ત્યારે તે કાષ્ઠ કહેવાય છે. પાણીના ભાગથી ધુમાડાને ઉત્પન્ન કરી શકાય છે. તેજના અંશથી અગ્નિને ઉત્પન્ન કરવાપણું થાય છે. અગ્નિમાં પણ અલૌકિક અગ્નિ ઉત્પન્ન થાય છે, જે અગ્નિહોત્રાદિક વૈદિકકર્મમાં ઉપયોગમાં આવે છે, તેમાં દેવતાનો સંબંધ હોવાથી તેનું પ્રતિપાદન વેદ કરે છે. તેમાં પણ લોકમાં જ્યારે બીજા સમયમાં અગ્નિની ઇચ્છા થાય ત્યારે જલના ભાગવાળી પૃથ્વીમાં લાગેલાં કાષ્ઠનો સંગ્રહ કરે છે. તે મૂળશ્લોકમાં **पार्थिव** શબ્દથી કહેલ છે. તેથી ધુમાડો ન થાય તેવાં સૂકાં લાકડાંનો સંગ્રહ થાય; તેથી બળતા અગ્નિનો સંગ્રહ થાય, તેથી પરલોકમાં પ્રકાશ કરનાર વૈદિક અગ્નિ થાય છે. તેથી અગ્નિનું પહેલું રૂપ માટીના પિંડ જેવા કાષ્ઠરૂપ છે અને છેલ્લું સ્વરૂપ વૈદિક અગ્નિપણે છે.

અથવા જળમાં અગ્નિના કેવળ આધારપણાને કાષ્ઠ સંપાદન કરે છે, તેને ધુમાડો સૂકવે છે અને અગ્નિ તેને પરિપકવ કરે છે. એટલે જળ થોડાક અગ્નિને મટાડે છે, તોપણ માટીનો ઘડો કાચો હોય છે ત્યારે તે જલના સંબંધથી ભીનો હોય છે. તે ભીના ઘડાને પકવવા માટે કુંભાર નીંભાડામાં નાખે છે, ત્યારે તેમાં ખડકેલાં કાષ્ઠ વગેરે સળગવાથી તે ઘડામાં અગ્નિ આવે છે. તેથી ધુમાડો થઈને તે પ્રથમ ઘડાને સૂકવે છે અને પછી અગ્નિ તેને પરિપકવ બનાવે છે. એવી રીતે તેજની પણ જુદી જુદી ઉપાધિથી ઘડાનો જુદો જુદો ઉપકાર થાય છે. તેમ બ્રહ્મની પણ તમોગુણરૂપ ઉપાધિથી લૌકિક ભોગ સંપાદન કરવાપણું થાય છે,

રજોગુણ ઉપાધિથી કર્મ સંપાદન કરવાપણું છે અને સત્ત્વ ગુણરૂપ ઉપાધિથી જ્ઞાન સંપાદન કરવાપણું છે. દઢ ઉપાધિરૂપ તે બ્રહ્મ છે. એટલે જે તમોગુણરૂપ બ્રહ્મ છે તેથી રજોગુણ યુક્ત બ્રહ્મ ઉત્તમ છે; કારણ કે તે સત્ત્વ ગુણરૂપ બ્રહ્મ જ્ઞાનરૂપ જ છે. તે માટે મૂળમાં **દર્શન** શબ્દ લખેલો છે. એટલે દર્શન તે અનુભવરૂપ છે. એમ "દૂર નહિ અને દૂર છે" એવા પ્રકારે અહીં પણ કહ્યું છે; તેથી ઉપાધિયુકત બ્રહ્મ પોતાના સેવકનું કાર્ય પણ વિલક્ષણ કરે છે એમ કહ્યું છે. આનાથી પૂર્વના શ્લોકમાં તે તે ઉપાધિવાળા બ્રહ્મના ભજનને કરનાર જીવને અનુસરીને સત્ત્વ, રજ અને તમ એમ ત્રણ પ્રકારનું નિરૂપણ કર્યું છે, અને આ શ્લોકમાં તો તે તે ઉપાધિવાળા બ્રહ્મને જ લઈને ત્રણ પ્રકારનું નિરૂપણ કર્યું છે. આટલો પહેલા શ્લોકથી આ શ્લોકમાં તફાવત છે. (૨૪)

અહીં સદાચારનું પ્રમાણ આપે છેઃ

**भेजिरे मुनयोऽथाग्रे भगवन्तमधोक्षजम् ।**
**सत्त्वं विशुद्धं क्षेमाय कल्पन्ते येऽनु तानिह ॥२५॥**

**શબ્દાર્થ**:—આગળ છ ગુણોવાળા, ઇન્દ્રિયાતીત, વિશુદ્ધ સત્ત્વરૂપ ભગવાનનું ભજન મુનિઓ કરતા હતા. તેને અનુસરનાર, કલ્યાણને માટે અહીં થાય છે.

**ભાવાર્થ**:—આત્માને માટે ભજન કરવામાં ભગવાનને જ ભજતા હતા, એમ બતાવવા સારુ આત્મનેપદનો પ્રયોગ કર્યો છે. ઘણા મુનિઓ હોવાથી બહુવચન કહ્યું છે. તેથી ભક્તિ કરવાનો સદાચાર દઢ કર્યો છે. ભજન કરનાર નિર્દોષ હતા, તે બતાવવા માટે **मुनयः** પદનો પ્રયોગ કર્યો છે; એટલે મનન સુધી એ પદાર્થના અનુષ્ઠાનથી સત્ત્વપણું બતાવ્યું છે. **अथ** અવ્યય અધિકાર દર્શાવે છે. તેથી અજ્ઞાન દશામાં ભજન કરતા ન હતા; એટલે મુનિઓ થઇને પછી ભજન કરતા થયા છે, એમ બતાવ્યું છે. "આગળ સત્યયુગમાં ભજન કરનારા હતા," એવું વાકય હોવાથી તેથી સત્યયુગમાં ભજન કરતા હતા એમ લખ્યું છે. બ્રહ્મરૂપતા અને અલૌકિકતા બતાવવા માટે 'ભગવાન્' અને 'અધોક્ષજ' એવાં બે નામ આપ્યાં છે. એટલે પ્રભુ છ ઐશ્વર્યયુક્ત છે અને જેનામાં ઇન્દ્રિયજન્ય જ્ઞાન નીચે રહે છે તેવા છે. ઉપાધિની મુખ્યતા બતાવવા માટે **सत्त्व** ( સત્ત્વરૂપ ) કહેલ છે. તે સત્ત્વ તો બ્રહ્માદિકમાં પણ રહેલ છે માટે તેને ભજતા હશે ? એવા સંદેહની નિવૃત્તિ કરવા માટે અહીં "વિશુદ્ધ" કહેલ છે. ત્યારે ભજન કરનારને શું ફળ થયું, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે તેના ફળની શી વાત કરવી ? તે ભક્તોની પાછળ રહેનારા તેના સેવકો પણ મુક્ત થઇ જાય છે. અથવા તે માર્ગમાં વર્તનારા બીજા પણ જે હોય છે તે પણ કલ્યાણ માટે કલ્પાય છે; એટલે તેને જીવ-

સ્વરૂપનો આનંદ પ્રાપ્ત થાય છે; તે પણ આ જન્મમાં અહીં જ આનંદ મળે છે, બીજા જન્મમાં નહિ. તેથી જલદી શુભ ફળને સિદ્ધ કરનાર હોવાથી સત્ત્વગુણરૂપ બ્રહ્મનું જ સેવન કરવું જોઇએ, એમ બતાવ્યું છે. (૨૫)

હવે રજોગુણરૂપ અને તમોગુણરૂપ બ્રહ્મના સેવક ભજન અને ફળનું સ્વરૂપ કહેવા માટે સત્ત્વરૂપ બ્રહ્મનું સ્વરૂપ પુનઃ બતાવે છે. અથવા કાલની મુખ્યતા હોવાથી સત્યયુગમાં સત્ત્વગુણરૂપ બ્રહ્મનું ભજન ભલે થતું હોય, પરંતુ ત્રેતાયુગ વગેરેમાં શી રીતે તેનું ભજન થાય, તેવી શંકાનું સમાધાન કરે છે કેઃ

**मुमुक्षवो घोररूपान् हित्वा भूतपतीनथ ।**
**नारायणकलाः शान्ता भजन्ति ह्यनसूयवः ॥२६॥**

**શબ્દાર્થ**:—ઘોરરૂપવાળા ભૂતપતિઓને છોડી દઇને, કોઇની પણ નિંદા નહિ કરનારા, અને મોક્ષની ઇચ્છાવાળા, શાંત પુરુષો નારાયણ ભગવાનની કળાને ભજે છે.

**ભાવાર્થ**:—સત્ત્વગુણનું ફળ મોક્ષ છે અને તે જ્ઞાનથી સિદ્ધ થાય છે અને તે જ્ઞાન શાંત અંતઃકરણથી સિદ્ધ થઇ શકે તેવું છે. તેમ જેનું ભજન કરવું તેનું જ ધ્યાન કરવું જોઇએ. તેથી ઘોરરૂપનું ધ્યાન કરવાથી ચિત્ત પણ ઘોરરૂપવાળું થાય છે, માટે સ્વરૂપમાં ભેદ નથી, તો પણ સત્ત્વમૂર્તિનાં પણ ઘોર-રૂપોને અને ઘોરદેવોને પણ છોડીને પેહેલાં મોક્ષના સાધનપણાથી, કુલાચારથી અને શ્રદ્ધા વડે રાજસ વગેરેનું ભજન પ્રાપ્ત થયું હોય તે ગુણોનું સ્વરૂપ જાણ્યા પછી તેનો પરિત્યાગ કરીને પ્રાપ્ત થાય છે. હવે બીજો ક્રમ કહે છે કે બ્રહ્માંડની અંદર રહેનારા નારાયણ ભગવાનની કલાઓ એટલે ધર્માવતારો છે. તે જ્ઞાનશક્તિરૂપ છે. તેઓનું ભજન કરે છે, એટલે બીજા રૂપોમાં દુષ્ટબુદ્ધિ રહિત થઇને મત્સ્યાદિ રૂપનું અથવા રામચંદ્રાદિક રૂપનું ભજન કરે છે. આ ભજન કાંઈ ભક્તિમાર્ગનું નથી; પરંતુ જીવોને કોઈપણ પુરુષાર્થની સિદ્ધિ થાય, તે માટે ધર્મમાર્ગની રીતે ભજન છે; તેથી હમેશાં ધર્મમાર્ગમાં સંદેહ રહિતનું જ ભજન કરે છે, પરંતુ ઇચ્છિત ફળ આપનાર છતાં પણ નૃસિંહાદિકનું ભજન કરતા નથી. ભકિતમાર્ગમાં તો પ્રભુની મુખ્યતા હોવાથી તેના પ્રયોજનરૂપ શાંત ઘોરાદિકપણાનું દુર્બલપણું છે, તેથી પ્રભુનાં દરેક રૂપો (એક સ્વરૂપે જ) ભજન કરવા યોગ્ય છે. (૨૬)

હવે રજોગુણ અને તમોગુણરૂપ સામગ્રીનું ફળ કહે છેઃ

**रजस्तमःप्रकृतयः समशीलान्भजन्ति वै ।**
**पितृभूतप्रजेशादीन् श्रियैश्वर्यप्रजेप्सवः ॥२७॥**

**શબ્દાર્થ**:—લક્ષ્મી, ઐશ્વર્ય, અને પ્રજાની ઇચ્છાવાળાઓ, અને રજોગુણ તેમ તમોગુણની પ્રકૃતિવાળા પુરુષો, પોતાના સરખા સ્વભાવવાળા પિતૃ ભૂત અને પ્રજેશોને ભજે છે.

**ભાવાર્થ**:—શરીર, ગુણ અને સ્વભાવના ભેદથી ત્રણ પ્રકારના ગુણો છે. તેમાં સ્વાભાવિક ગુણોનું ઉલ્લંઘન થઈ શકતું નથી. વળી શરીરરૂપ ગુણો જીવની મૂઢ દશામાં જ બલવાન્ દેખાય છે, અને ધર્મરૂપ ગુણો સત્સંગ અને શાસ્ત્રના શ્રવણ વગેરે કરવાથી વધે છે. સત્સંગાદિક ન હોય તો ઘટે છે. તેમાં જે વિવેકી હોય છે તે સત્શાસ્ત્ર અને સત્સંગને સમજે છે, તો પણ સ્વભાવથી પોતે રાજસ અથવા તામસ હોવાથી તેવા ગુણવાળાને ભજે છે. ભજન પણ સખ્યની હદ સુધી થાય છે. તે સખ્ય પોતાના જેવામાં થાય છે. તેથી પોતાના સ્વભાવથી મળતા સ્વભાવવાળા દેવોનું જ તેઓ ભજન કરે છે, એમ બતાવવા માટે નિસ્વાર્થવાળા વૈ નો પ્રયોગ કર્યો છે. રજોગુણી તમોગુણી દેવોનો ચાકર વર્ગ પણ તેવો જ હોય છે, તે બતાવવા માટે પિતૃ–ભૂત અને પ્રજાના અધિપતિ કહેલા છે. એટલે તેઓના અધિપતિ કાલ શિવ અને બ્રહ્મારૂપ છે. તે ત્રણ દેવતાઓ જેના આદિભૂત થયેલા છે તેવા ક્ષુદ્ર દેવતાઓને રજોગુણી અને તમોગુણી ભજે છે. તેમાં શ્રાદ્ધ વગેરે કરવાથી, પિતૃઓના ભજનમાં અને શક્તિના ભજનમાં ધનની પ્રાપ્તિ થાય છે તે ફળરૂપ છે. પ્રજાના ઇશ બ્રહ્માજીનું ભજન કરવાથી પ્રજાની પ્રાપ્તિરૂપ ફળ છે. તેમાં પણ તેની ઈચ્છા થાય છે કે અમને અમુક ફળ મળશે. બાકી તે ફળની પ્રાપ્તિ થવી તો અત્યંત દુર્લભ છે; કારણ કે જેનું ભજન કરે છે તે ફળ આપનાર તામસ છે. (૨૭)

આમ સત્ત્વગુણવાળી મૂર્તિમાં યુક્તિપૂર્વક ભકિતનું પ્રતિપાદન કરીને દરેક પ્રમાણો અને સાધનોની સમાપ્તિ ત્યાં જ થાય છે, એમ બે શ્લોકોથી કહે છે:

**वासुदेवपरा वेदा वासुदेवपरा मखाः ।**
**वासुदेवपरा योगा वासुदेवपराः क्रियाः ॥२८॥**
**वासुदेवपरं ज्ञानं वासुदेवपरं तपः ।**
**वासुदेवपरो धर्मो वासुदेवपरा गतिः ॥२९॥**

**શબ્દાર્થ**:—સમસ્ત વેદ વાસુદેવનું જ પ્રતિપાદન કરે છે; યજ્ઞ વાસુદેવમાં પરાયણ છે; યોગ વાસુદેવપર છે; તમામ ક્રિયાઓ વાસુદેવ ભગવાનમાં જ પરાયણ છે, જ્ઞાન વાસુદેવપર છે; તપ વાસુદેવપર છે; ધર્મ વાસુદેવપર છે અને ગતિ વાસુદેવપર છે. ૨૮–૨૯

**ભાવાર્થ**:—પ્રથમ અધિકારમાં સર્વગુણમય છે, એટલે એકમાં પણ દોષ

ન હોવાથી જ્ઞાનની મુખ્યતા છે. અને યુક્તિની મુખ્યતા હોવાથી સર્વેમાં સત્ત્વગુણપણું પણ છે. તેમાં વેદ સાત્ત્વિક પ્રમાણ છે, યજ્ઞ પણ સાત્ત્વિક છે, યોગ સ્નાદિક ક્રિયાઓ, જ્ઞાન, તપ, શિષ્ટાચાર અને સ્વર્ગ એ તમામ સાત્ત્વિક છે, માટે સત્ત્વગુણ સિવાય પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો પ્રમાણભૂત નથી; પરંતુ તે રાજસ અને તામસ છે. એવી રીતે સાધનોમાં પણ રાજસ અને તામસનો પરિત્યાગ કરી સાત્ત્વિક સાધનો કરવાં જોઇએ, એમ દરેક સ્થળે સાત્ત્વિક ભાવ કરવો જોઇએ. એ પ્રથમાધિકાર છે. અને આ બધાં વેદાદિક કહ્યાં છે તે મધ્યમાધિકારમાં અને ઉત્તમાધિકારમાં જુદી રીતે કહેવાનાં છે. આ બધાં અંતઃકરણને શુદ્ધ કરી સુખરૂપ ફળ આપનારાં હોવાથી તેઓને સત્ત્વગુણપણું છે; કારણ કે સુખને સાત્ત્વિકપણું છે અને શુદ્ધ થયેલા અંતઃકરણમાં સ્ફુરાયમાન થતા આનંદને પણ સત્ત્વગુણપણું છે. શ્રુતિ, સાંખ્ય, યોગ, પાશુપત અને વૈષ્ણવ એ પાંચ[1] શાસ્ત્રો મુખ્ય છે. સર્વનું અંગભૂત ધર્મશાસ્ત્ર છે. તેમાં આ શ્રીભાગવત વૈષ્ણવ શાસ્ત્ર છે. પાશુપત શાસ્ત્ર તો, પારકો મત બતાવવા[2] પૂરતું છે; તેથી જેટલો ભાગ ગ્રહણ કરવા યોગ્ય છે, તેટલા જ ભાગમાં તે પ્રમાણ છે, પણ સમગ્ર પ્રમાણ નથી. તેમાં વેદ, સાંખ્ય અને યોગ, તેમ જ ધર્મશાસ્ત્રની જ્યાંસુધી એકવાકયતા ન થાય ત્યાંસુધી વૈષ્ણવ શાસ્ત્રની દઢતા થાય નહિ; તેથી તેઓની એકવાકયતાનું નિરૂપણ કરે છે. તેમાં પ્રથમ વેદ, વેદના અર્થરૂપ યજ્ઞ, યોગશાસ્ત્ર, યોગશાસ્ત્રમાં કહેલા યમનિયમાદિક, સાંખ્યશાસ્ત્ર, અને સાંખ્યમાં કહેલું પરમ સાધનરૂપ તપ, ધર્મશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રમાં બતાવેલી ઉત્તમ ગતિ, તે બધું વાસુદેવ ભગવાનમાં જ પરાયણ છે. એવી રીતે યુક્તિપૂર્વક ફળ અને સાધનના સ્વરૂપનો નિર્ણય કર્યો. (૨૮-૨૯)

શૌનકે પ્રથમાધ્યાયમાં છ પ્રશ્નો પૂછ્યા છે. તેમાં તૃતીય પ્રશ્નમાં શ્રીકૃષ્ણના અવતારનું પ્રયોજન પૂછેલું છે. પરંતુ સૂતપૌરાણિક અને શૌનકાદિકનો પહેલો અધિકાર હોવાથી, બીજા અવતારની સમાન શ્રીકૃષ્ણાવતાર છે, એવું તેઓને જ્ઞાન છે; તેથી અહીં તે અવતારની હકીકત નહિ કહેતાં ત્રીજા અધ્યાયમાં અવતારોની કથા કહેશે, અને અવતારનું પ્રયોજન પણ કહેશેઃ તેથી ચોથા પ્રશ્નમાં " શ્રીકૃષ્ણનાં ઉદારચરિત્રો કહો " એમ પૂછ્યું છે તેનો ઉત્તર પાંચ શ્લોક વડે આપે છેઃ

---

१. साङ्ख्यं योगः पाञ्चरात्रं वेदाः पाशुपतं तथा । એમ મહાભારતના મોક્ષ ધર્મમાં સાંખ્ય યોગ પાંચરાત્ર વેદ અને પાશુપત એમ પાંચની ગણના કરી છે.

२. एकं साङ्ख्यं च योगं च वेदारण्यकमेव वा परस्पराङ्गान्येतानि पञ्चरात्रं च कथ्यते । એમ સાંખ્ય યોગ વેદ ઉપનિષત્ અને પંચરાત્ર એને અંગરૂપ કહેલાં છે, તેમાં પાશુપતને ગણ્યું નથી.

**स एवेदं ससर्जाग्रे भगवानात्ममायया ।**
**सदसद्रूपया चासौ गुणमय्याऽगुणो विभुः ॥३०॥**

**શબ્દાર્થ:**—તે જ પ્રભુએ પોતે નિર્ગુણ હોવા છતાં સર્વ કરવાને સમર્થ હોવાથી, ઉચ્ચ અને નીચરૂપવાળી, ગુણમયી, પોતાની માયાથી આ જગતને સર્જેલું છે.

**ભાવાર્થ:**—જગતને સૃષ્ટિ, જગતમાં પ્રવેશ, જગતનું વિવિધપણું, ભોગ અને રક્ષા એ પાંચ લીલા ક્રમવાર સગુણ નિર્ગુણનો અભેદ બતાવવા માટે પાંચ શ્લોકથી પ્રતિપાદન કરવા લાયક છે. હવે સૃષ્ટિ તો નિર્ગુણથી જ થાય છે; કેમકે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ નિર્ગુણ ત્રણે માયાથી ગ્રહણ કરેલા છે, એમ આગળ નિરૂપણ થશે. અને ત્રણે ગુણ રજોગુણથી મિશ્રિત થાય ત્યારે સૃષ્ટિ થાય છે, તમોગુણથી મિશ્રિત ત્રણે ગુણો થવાથી સંહાર થાય છે અને સત્ત્વ ગુણથી મિશ્રિત ત્રણે ગુણો થાય ત્યારે પાલન[1] થાય છે.

શુદ્ધ ત્રણે ગુણો તો તે ગુણોના અધિષ્ઠાતા દેવતાના શરીરરૂપ છે. આ જગતને સર્જ્યું એમ કહેલું છે; તેથી દેખાતું સમગ્ર જગત કાર્યરૂપ છે. આકાશ વગેરેની પણ નિત્યતા નથી. આગળ જગત સર્જ્યું છે એમ કહેવાથી પ્રથમ સૃષ્ટિનો બોધ થાય છે. વેદમાં કહ્યું છે કે "એ બ્રહ્મથી પ્રાણ, મન, સર્વ ઈંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જળ અને સમગ્રને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થયેલ છે" એ શ્રુતિથી સાક્ષાત્ બ્રહ્મે આ બધું કર્યું. એ પહેલી સૃષ્ટિ છે.

વૈદિક પક્ષમાં પોતાનો ધર્મ, પોતાની શકિત, કાલ, કર્મ અને સ્વભાવની સૃષ્ટિ પહેલી છે અને અનંત ગુણવાળા અને પૂર્ણ ભગવાનેજ દરેક થવાના સામર્થ્યવાળી પોતાની માયા શકિત વડે પોતારૂપ આ જગત સર્જેલું છે. તે માયાનું સ્વરૂપ કહે છે કે ઉચ્ચ અને નીચ સર્વનું સ્વરૂપ બતાવી તદ્રૂપ થવાવાળી તે માયા છે. તેમાં પોતાના આત્માને પધરાવીને પ્રકટ થતા ભગવાન જગદ્રૂપે ઉત્પન્ન થાય છે. એમ કરવામાં સુવર્ણકાર (સોની) મૂર્તિ જેમ કરે છે તેમ સહેલાઇથી સૃષ્ટિ થાય છે. તે માયા ભગવાનની નજીક રહે છે; નિદ્રા પણ ભગવાનની શકિત છે. તે જીવને ભગવાનની સમીપ લઇ

---

૧. બ્રહ્મા શિવ અને વિષ્ણુ એ મહાદેવો રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણરૂપ અનુક્રમે છે. તેમાં રજોગુણમિશ્રિતથી સૃષ્ટિ, તમોમિશ્રથી સંહાર, અને સત્ત્વમિશ્રથી જગતનું પાલન થાય છે. તેમ વાયુસંહિતામાં સ્પષ્ટ કહ્યું છે કે પુરુષ કાલ અને વિરાટ્ સ્વરૂપથી બ્રહ્મા સૃષ્ટિ પાલન અને સંહાર કરે છે. અનિરુદ્ધ પ્રદ્યુમ્ન અને સંકર્ષણ રૂપથી વિષ્ણુ સૃષ્ટિપાલન અને સંહાર કરે છે તેમજ ભવ મૃડ અને હર એ ત્રણ સ્વરૂપથી શિવજી સૃષ્ટયાદિ કરે તેમ કર્મ પુરાણમાં કહ્યું છે કે ભગવાનની જ્ઞાનરૂપ એક મૂર્તિ વાસુદેવ છે તે ગુણાતીત છે. રુદ્ર નામની શેષરૂપ તામસ મૂર્તિ છે, તે સંહાર કરે છે. સત્ત્વગુણયુક્ત પ્રદ્યુમ્ન મૂર્તિ પાલન કરે છે. અને અનિરુદ્ધ નામની ચોથી રાજસ મૂર્તિ સૃષ્ટિ કરે છે. તેથી સગુણ અગુણ અભેદ સિદ્ધ થાય છે.

જાય છે. તેમાં માયા સુધી જીવ જાય ત્યારે જીવને સુષુપ્તિ થાય છે. અર્થાત્ જીવને કોઇ પણ જાતનું જ્ઞાન રહેતું નથી. એવી રીતે નિદ્રા શકિત જીવને પોતાના સ્થાનમાં લાવે છે. પણ વિદ્યારૂપ ભગવાનની શકિત તો જીવને ભગવાનની પાસે જ લઇ જાય છે, પરંતુ પાછી લાવતી નથી. આવી રીતે ભગવાનની અનંત શકિતઓ છે. વેદમાં તો માયાશકિત કોઇ પણ જાતના સાધન વગર જ પોતાથી જ પોતારૂપ જગતને ઉત્પન્ન કરે છે એમ કહેવાય છે. તેથી ઓછા અને પૂર્ણ પાત્રના ભેદની માફક વૈદિક જગત અને પૌરાણિક જગતનો ભેદ છે; એટલે વેદમાં બતાવેલું જગત ઓછું છે અને પુરાણમાં બતાવેલું જગત્ પૂર્ણ છે.

જગત ખોટું છે એ પક્ષ મુદ્દાસર નથી. મૂળમાં चकार લખેલો છે; તેથી સૃષ્ટિના બીજા પણ પ્રકારોની સૂચના કરી છે. असौ આ ભગવાન્, એમ કહેવાથી ભગવાનના ધર્મનું નિરૂપણ કરવાથી હૃદયમાં બિરાજેલા ભગવાન્‌ને બહાર જોતા હોય તેવી રીતે આંગળીથી નિર્દેશ કરે છે. અનંતગુણવાળા ભગવાનના સ્પર્શથી માયા પણ તેવી આકૃતિવાળી અને ગુણવાળી થાય છે: અને ગુણોના ઉત્તમ મધ્યમ અને હીન એવા ભેદ વડે સત્ત્વગુણી રજોગુણી અને તમોગુણી એવા નામથી ઓળખાય છે. આ માયાનો ભગવાન્‌ને સ્પર્શ થવાથી ભગવાન્‌માં સગુણપણું કે ગુણની આકૃતિ થતી નથી; એથી ભગવાન્ તો નિર્ગુણ અને પ્રકૃતિના ગુણોથી રહિત છે. ત્યારે શંકા થાય છે કે નિર્ગુણ ભગવાનના સંબંધથી માયામાં સ્તુતિપણું શી રીતે સંભવે? અને માયામાં પ્રવિષ્ટ થયેલા તેમ જ જગદ્રૂપે પ્રકટ થયેલા છતાં પણ ભગવાન્ અગુણ શા માટે? તેનું સમાધાન કરે છે કે ભગવાન વિભુ છે; અર્થાત્ દરેક રીતે કરવામાં સમર્થ છે. (૩૦)

આમ સદ્રૂપ વડે જડની સૃષ્ટિ કહીને આનંદરૂપ વડે અંતર્યામીની સૃષ્ટિ કહે છે:

**तया विलसितेष्वेषु गुणेषु गुणवानिव ।**
**अन्तःप्रविष्ट आभाति विज्ञानेन विजृम्भितः ॥३१॥**

**શબ્દાર્થ**:—તે માયા વડે પ્રકાશિત થયેલા, આ ગુણોમાં, અંદર પેઠેલા વિજ્ઞાન વડે પ્રકાશિત પ્રભુ ગુણવાળાની માફક દેખાય છે,

**ભાવાર્થ**:—તે માયા વડે આકાર આપવાથી, વિવિધ પ્રકારે પ્રકાશમાન થયેલા, દેવાદિકના દેહમાં, પંચમહાભૂતોમાં, અને આ દેખાતા ગુણોમાં, અંદર અંતર્યામી ભગવાને પ્રવેશ કરેલો છે; તેથી તે ગુણોને ભગવાન ત્યાં ત્યાં પ્રવર્તાવે છે; માટે ગુણવાળાની માફક જણાય છે. ખેરના અંગારાની

લાલાશની માફક અંદર રહેલા અંતર્યામી જ શોભે છે. લોઢાના ગોળામાં રહેલ અગ્નિની માફક બહાર પણ ભગવાન્ સ્ફુરાયમાન છે, એટલે ખેરના અંગારામાં થોડો અગ્નિ દેખાય છે અને લોઢાના તપાવેલા ગોળામાં વધારે અગ્નિ દેખાય છે. તેથી અંતર્યામી કોઈ સ્થળે ન્યૂન અને કોઇ સ્થળે સહેજ વધારે દેખાય છે. ચૈતન્ય અંશ જીવ અને સદંશ જડમાં જ્ઞાનશક્તિનો તિરોભાવ છે તેવી રીતે આનંદાંશ અંતર્યામીમાં પણ જ્ઞાનશક્તિનો તિરોભાવ થશે? તેવી શંકાનું નિવારણ કરે છે કે અંતર્યામી વિજ્ઞાનથી પ્રકાશિત છે. અહીં જીવને દરેક સ્થળે પ્રેરણા કરનાર, અને જીવના વિવિધ પ્રકારના જ્ઞાનવાળા સર્વજ્ઞ અંતર્યામીનું કાર્યના આવેશની જેમ સ્ફુરણ થાય છે.

એવી રીતે અંતર્યામીના ભાવનું નિરૂપણ કરીને જીવભાવનું નિરૂપણ કરતાં વિવિધરૂપ લીલાને કહે છેઃ

**यथा ह्यवहितोवह्निर्दा रुष्वेकः स्वयोनिषु ।**
**नानेव भाति विश्वात्मा भूतेषु च तथा पुमान् ॥३२॥**

**શબ્દાર્થ**:—પોતાને ઉત્પન્ન કરનાર, કાષ્ઠોમાં રહેલો એક અગ્નિ, કાષ્ઠોના ભેદથી જેમ જુદો જુદો દેખાય છે, તેમ જગત્ના આત્મારૂપ ભગવાન્ ભૂત પ્રાણીઓમાં જુદા જુદા પ્રકાશી રહ્યા છે.

**ભાવાર્થ**:—વ્યાસસૂત્રના પ્રથમાધ્યાયના ચતુર્થપાદમાં બત્રીસમા સૂત્રમાં જીવની સ્થિતિ બતાવી છે. તેવી રીતે કોઇ રૂપથી રહેલા ભગવાન્ જ જીવ કહેવાય છે; તેથી જીવ ભગવાનનું રૂપ છે. જેમ લાકડામાં અગ્નિ વ્યાપી રહેલો છે તેવી રીતે પંચમહાભૂત અને તેના પદાર્થોમાં જીવ રહેલો છે. અને ઉપાધિ સિવાય પોતાથી તેમાં જુદાપણું ન હોવાથી તે જીવ એક છે. જેમ લાકડાનો અગ્નિ મથન કર્યા વગર દેખાતો નથી. તેમ અંતઃકરણમાં રહેલો જીવ ચિત્તની એકાગ્રતાવાળા યોગ વગર દેખાતો નથી, જેમ હાથ, પગ, વગેરે અવયવો શરીરથી જુદાં પડી શકતાં નથી, તેમ મોટા લાકડામાં રહેલો અગ્નિ દરેક સ્થળે એક જ રહેલો છે; તેમાં લાકડાના જે ભાગનું મથન થાય છે તે ભાગમાં અગ્નિ ઉત્પન્ન થાય છે. એમ એક કાષ્ઠના જુદા જુદા ભાગમાં મથન કરાય તો જુદો જુદો અગ્નિ દેખાય છે. ખરી રીતે તે જુદો નથી તોપણ જુદો દેખાય છે તે પ્રામાણિક નથી; કેમકે મોટા લાકડામાં એક જ અગ્નિ સિદ્ધ છે. તેમ ઘણાં લાકડાનું મથન કરે તો જુદો જુદો અગ્નિ નીકળે છે, તથાપિ અગ્નિ એક જ છે. એવી રીતે સર્વ દેહોમાં અને સર્વ

ભૂતપ્રાણીઓમાં ગુપ્ત રીતે જીવ રહેલો છે, એમ **हि** અવ્યયથી બતાવ્યું છે. વળી કાષ્ઠના દૃષ્ટાંતથી એમ પણ સિદ્ધ થાય છે કે જે કાષ્ઠમાં અગ્નિ પ્રકટ થાય છે તે જ કાષ્ઠમાં પ્રકાશમાન રહે છે. એવી રીતે જીવ પણ જ્યાં પ્રકટ થયેલો હોય ત્યાં જ પ્રકાશમાન રહે છે. જડમાં ચિદંશનો તિરોભાવ હોવાથી ત્યાં જીવનો પ્રકાશ નથી. આ જીવ યોગ અને જ્ઞાન વડે દરેક સ્થળે પ્રકટ થાય છે; તેથી જેમ અગ્નિને ઉત્પન્ન થવાનું સ્થાન કાષ્ઠ છે, તેવી રીતે જીવને પ્રકટ થવાનું સ્થાનક સમગ્ર પંચમહાભૂતો છે. તેમાં કાષ્ઠમાં અગ્નિની માફક એક જ જીવ જુદો જુદો દેખાય છે. વળી આ જીવ વિશ્વાત્મા છે, એટલે સમગ્ર જગતનું આ એક જ સ્વરૂપ છે; તેથી શ્લોકમાં પણ **विश्वात्मा** એમ એકવચનનો પ્રયોગ કર્યો છે; કેમકે એક જગતનો આત્મા પણ અનેક શી રીતે હોઇ શકે? પણ ઉપાધિના ભેદથી જુદો જુદો હોય તેમ દેખાય છે. મૂળમાં **अ**કાર બતાવ્યો છે, તેથી પંચમહાભૂતના દરેક પદાર્થમાં જુદો દેખાય છે. તેમ વળી આ જીવ **पुमान्** છે એટલે આખા બ્રહ્માંડના શરીરરૂપ, વિરાટ્ પુરુષ, આખા બ્રહ્માંડમાં દરેક સ્થળે એક જ છે. તે બ્રહ્માંડમાં રહેલાં પંચ-મહાભૂતો, અને તેથી ઉત્પન્ન થયેલા તમામ પદાર્થો, તેના અવયવરૂપે છે. તે પદાર્થો જુદા જુદા દેખાય છે, તોપણ બ્રહ્માંડ શરીરરૂપ પુરુષ જુદો પડતો નથી. જેમ હાથ, પગ વગેરેમાં વિવિધ પ્રકારનો ભેદ દેખાય છે તોપણ શરીરમાં રહેનારા જીવનો ભેદ નથી, તેવી રીતે સર્વત્ર બ્રહ્માંડમાં વિરાટ્પુરુષનો ભેદ નથી. એક જ વિરાટ્ પુરુષ દરેક સ્થળે ગુપ્ત રહીને જયારે જુદો જુદો દેખાય છે, ત્યારે તે જીવ કહેવાય છે. (૩૨)

હવે તે જીવસ્વરૂપે જ ભોગલીલાને કહે છે:

**असौ गुणमयैर्भावैर्भूतसूक्ष्मेन्द्रियात्मभिः ।**
**स्वनिर्मितेषु निर्विष्टो भुङ्क्ते भूतेषु तद्गुणान् ॥३३॥**

**શબ્દાર્થઃ**—ગુણમય પંચમહાભૂત, તન્માત્રાઓ, અને ઇન્દ્રિયરૂપ ભાવ વડે, પોતે બનાવેલા પ્રાણીઓમાં, નિરંતર રહેલો આ જીવ, તેના ગુણોને ભોગવે છે.

**ભાવાર્થઃ**—અંતઃકરણ, ઇન્દ્રિયો, શબ્દાદિક વિષયો અને પંચમહાભૂત, એમ ચાર પ્રકારની સત્ અંશની સૃષ્ટિ છે. અંતઃકરણ વગેરેને ગુણમય કહેલાં છે, તેથી તેઓ ત્રિગુણાત્મક છે, અને બ્રહ્મના સત્ ચિત્ અને આનંદ એ ત્રણ અંશોમાંના સદંશરૂપ છે. તેઓએ બનાવેલા દેવતાઓ, પશુઓ અને મનુષ્યાદિક પ્રાણીઓમાં, નિરંતર પ્રવેશ કરીને જીવ રહેલ છે, એટલે અધ્યાસ (ભ્રમ)થી રહેલો તે વિષયોને ભોગવે છે, એટલે વિષયોને પોતાના સ્વાધીન કરે

છે. તેનો ભોગ કેવી રીતે થાય છે તેનું વિવેચન આગળ થશે. એટલું નિરૂપણ કરવાથી ભોગસૃષ્ટિનો ભેદ કહેલો છે. સાક્ષાત્ સૃષ્ટિના ભેદનું નિરૂપણ આગળ થઈ ગયું છે; તેમ માયાના કરણપણાનું પણ નિરૂપણ કરેલું છે; અર્થાત્ માયાને સાધનરૂપે ગ્રહણ કરેલી છે એમ બતાવ્યું છે. અહીં પંચમહાભૂતોને સાધનપણું અથવા કર્તાપણું છે. દેવાદિક પ્રાણીઓને પોતામાં બનાવેલાં છે, અથવા પોતાના માટે બનાવેલાં છે, અથવા પોતે બનાવ્યાં છે; એમ ત્રણ પ્રકારે અર્થ થાય છે. ત્યાં અધ્યાસથી જીવ અને સાત્ત્વિકાદિક ત્રણ ગુણો રહેલા છે. તેમાં અંતઃકરણ સાત્ત્વિક છે, ઇન્દ્રિયો સાત્ત્વિક અને રાજસ છે, શબ્દાદિક તન્માત્રાઓ રાજસ અને તામસ છે, અને પંચમહાભૂતો તામસ છે. ધર્મ-અર્થ-કામ અને મોક્ષ એમ ચાર પ્રકારના પુરુષાર્થની સિદ્ધિ માટે ચાર પ્રકારનો ભેદ છે. દેહ વડે ધર્મ, તન્માત્રાઓથી અર્થ, ઇન્દ્રિયોથી કામ, અને અંતઃકરણથી મોક્ષ સિદ્ધ થાય છે. તેમાં જીવની સ્થિતિ મુખ્યપણે એક સ્થળે થાય ત્યારે તેમાં તેનો દૃઢ અધ્યાસ (ભ્રમ) થઈ જવાથી બીજાં અંગભાવને પ્રાપ્ત થાય છે; એટલે જ્યારે દેહમાં દૃઢ અધ્યાસ હોય ત્યારે બીજા સ્થળમાં અધ્યાસ ન હોવાથી તે અંગભાવને પ્રાપ્ત થાય છે. અને જ્યારે ઇંદ્રિયોમાં અધ્યાસ હોય ત્યારે દેહાદિક અંગભાવને પ્રાપ્ત થાય છે. એમ દેહ, તન્માત્રા, ઇન્દ્રિયો અને અંતઃકરણમાંના કોઈ એકમાં અધ્યાસ હોય ત્યારે બીજાં અંગભાવને પ્રાપ્ત થાય છે; એવો અભિપ્રાય છે, તેથી ચાર પ્રકારના પુરુષાર્થરૂપ તેના ગુણોને ભોગવે છે એમ કહ્યું છે. (૩૩)

આમ ભોગના લક્ષણવાળી લીલાનું પ્રતિપાદન કરીને તે ભોગની સિદ્ધિ માટે પાલનના લક્ષણવાળી લીલાને કહે છે:

**भावयत्येष सत्त्वेन लोकान्वै लोकभावनः ।**
**लीलावतारानुरतो देवतिर्यङ्नरादिषु ॥३४॥**

**શબ્દાર્થ:**—દેવતાઓ, પશુઓ, અને મનુષ્યાદિકમાં લીલાવતારોથી પ્રીતિવાળા, અને સત્ત્વગુણ વડે લોકોને ઉત્પન્ન કરનારા છે; આ ભગવાન્ સર્વ લોકોનું પાલન કરે છે.

**ભાવાર્થ:**—આ ભગવાન જ જીવરૂપથી અભિન્ન રહીને લોકોનું પાલન કરે છે. પાલન કરવામાં સત્ત્વગુણ જ સાધનરૂપ છે. લોકો એટલે બધાં ભુવનો અને મનુષ્યો સમજવાનાં છે. અથવા દરેકને સત્ત્વયુક્ત કરે છે. લોકોનું પાલન કરવામાં અને સત્ત્વયુક્ત બનાવવામાં કારણ એટલું જ છે કે પોતે લીલાવતારની પાછળ પ્રીતિ રાખનારા છે, એટલે અવતારોથી દૈત્યાદિકનો વધ કરીને દરેક લોકોની રક્ષા કરે છે; તેમજ અવતારો વડે ચરિત્ર કરીને દરેક લોકોની મુક્તિ માટે તેને સત્ત્વગુણવાળાં બનાવે છે.

અહીં શંકા થાય છે કે સત્ત્વગુણમાત્રથી મુક્તિ કેમ થાય? અને અવતારોથી પાલન શી રીતે થાય? ત્યાં સમાધાન કરે છે કે સર્વલોકો વડે એની ભાવના છે, અને તે ભાવના મુક્તિના પ્રકારરૂપ છે. અને જયારે અવતારો ન હોય ત્યારે પણ ભાવના વડે જ દરેક અનિષ્ટની નિવૃત્તિ થાય છે. તેથી પાલન પણ થાય છે. અથવા લોકોની ભાવના કરે છે, એટલે હમેશાં લોકોની ચિંતા કરે છે; તેથી તે લોકોના જ દુઃખનું નિવારણ કરવા માટે અવતારો ધારણ કરીને તેનું પાલન કરે છે.

ત્યાં શંકા થાય છે કે તામસ પ્રકૃતિવાળાં મનુષ્યોમાં પ્રભુની લીલા શી રીતે થાય? ત્યાં કહે છે કે જેમ જીવો ભગવાનમાં પ્રીતિવાળા છે તેમ ભગવાન્ પણ તેની પાછળ પ્રીતિવાળા થયા છે; કારણ કે પ્રીતિ સિવાય તેનું શરીર જ ન હોઇ શકે. તેથી તે તે શરીરમાં જીવ પ્રીતિયુક્ત રહે છે. તેની પાછળ ભગવાન્ પ્રીતિવાળા બને છે. દેવાદિક છે તે સત્ત્વગુણાદિકના ભેદરૂપે છે. **आदि** શબ્દ મૂકેલો હોવાથી મિશ્રણ થયેલા ભેદ પણ સમજવાના છે. આથી જેનું નિરૂપણ થયું નથી તેવાં પ્રાણીઓમાં પણ ભગવાનના અવતારો જાણી લેવાના છે. આગળ ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે "પ્રભુના અસંખ્ય અવતારો છે;" દેવોમાં વામનજી, પશુઓમાં મત્સ્ય કચ્છપ વગેરે, મનુષ્યોમાં શ્રીરામચંદ્રજી વગેરે, અને મિશ્રિતમાં નૃસિંહ વગેરે અવતારો સમજવાના છે. (૩૪)

**ઇતિ શ્રીભાગવત સુબોધિની—ભાવાર્થમાં પ્રથમ-સ્કંધમાં હીનાધિકાર પ્રકરણાંતર્ગત દ્વિતીય અધ્યાય સંપૂર્ણ**



## અધ્યાય ૩ જો

निरूपिताः पञ्च लीलाः फलसाधननिर्णये ।
तृतीये त्ववशिष्टानामवतारार्थ धर्मिणाम् ॥ १ ॥
कृष्णावतार कार्यं हि न सूतो ज्ञातवान् स्फुटम् ।
अतः साधारणं प्रोक्तं निर्णयश्च तथाधिकः ।
षट्प्रश्नपूरणं तेन; वस्तुतः पञ्चपूरणम् ॥ २ ॥

**કારિકાર્થ**:—આગળના અધ્યાયમાં ફળ અને સાધનના નિર્ણયમાં પાંચ પ્રકારની લીલાનું નિરૂપણ કર્યું. આ ત્રીજા અધ્યાયમાં બાકી રહેલા અવતારો, પુરુષાર્થો અને ધર્મીનો નિર્ણય કરવામાં આવશે. (૧) સૂતપૌરાણિક શ્રીકૃષ્ણાવતારનું સ્ફુટ કાર્ય જાણતા નથી; તેથી આ અધ્યાયમાં તેનું સાધારણ નિરૂપણ કરેલું છે; અને નિર્ણય અધિક બતાવેલો છે. આમ છ પ્રશ્નોના ઉત્તરો પૂર્ણ થાય છે. પરંતુ ખરી રીતે તો પાંચ પ્રશ્નોના ઉત્તર પૂર્ણ થાય છે; કેમકે આગળ કુંતીજીની સ્તુતિમાં શ્રીકૃષ્ણાવતારનું નિરૂપણ બરાબર થયું નથી. (૨)

"હવે ભગવાનના અવતારોની કથા કહો" આવી રીતે જુદો અવતારનો પ્રશ્ન કર્યો છે, તેનો ઉત્તર આપવા માટે આ અધ્યાયના ૨૯ શ્લોકોથી અવતારોનું વર્ણન કરે છે. ઊતરવું તે અવતાર કહેવાય છે; એટલે વ્યાપી વૈકુંઠમાંથી આ જગત્‌માં ભગવાનનું પધારવું. તેમાં જો કે અક્ષર, કાલ, કર્મ, ભાવ અને તત્ત્વોમાં ભગવાનનો અવતાર છે, તોપણ તેમાં દ્વૈતપણું રહેલું છે; તેને અવતાર[1] ન કહી શકાય. અથવા "ઇચ્છાનુસાર લીલા કરનાર હરિની અવતારકથા કહો" એ પ્રશ્નમાં વિશેષપણું પૂછેલું છે. અક્ષરાદિકમાં તેમ ન હોવાથી તેમાં પોતાની ઇચ્છા પ્રમાણે સ્વતંત્રલીલા નથી; તે તો નિયત કામ કરનાર છે. હવે સાક્ષાત્ અને પરંપરા એમ બે પ્રકારના ભેદથી ભૂતલીલા[2] બે પ્રકારની છે. તેમ

---

૧. ગીતાજીમાં વ્યાપી વૈકુંઠાત્મક અક્ષરબ્રહ્મને પરમ કહેલું છે. તેનું આધિદૈવિક સ્વરૂપ પ્રકૃતિ અને પુરુષના કારણરૂપ છે. તે અક્ષરના અંશાત્મક કાલ, કર્મ અને સ્વભાવાદિક તત્ત્વરૂપ છે. તેમ જ અક્ષરબ્રહ્મમાં હું ગર્ભને ધારણ કરું છું, તેવા પ્રભુના વાક્યથી તેને કારણપણું હોય છે. તેમજ કાલરૂપ હું અવતરેલ છું, એ વાક્યથી તેમાં ભગવાનનો અવતાર છે, તો પણ તે જગતનું એક જુદું કારણ છે. તેથી તેમાં દ્વૈતપણું છે. માટે અક્ષરબ્રહ્મને અવતારમાં ગણેલ નથી.

૨. ભગવાનનાં પણ પ્રાણ, મન, ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે, એમ વેદમાં લખ્યું છે. તે સાક્ષાત્સૃષ્ટિ છે અને ભગવાનથી અથવા માયાથી આકાશાદિ ઉત્પન્ન થાય છે તે પરંપરાથી સૃષ્ટિ છે.

બ્રહ્માંડને ઉત્પન્ન કરીને અને ઉત્પન્ન કર્યા વગર, એમ ભૌતિકલીલા પણ બે પ્રકારની છે. તેમાં બ્રહ્માંડને ઉત્પન્ન કરીને ભૌતિકલીલા થાય છે ત્યાં નિર્માણ-પક્ષમાં પણ જેમ દશરથના[1] પુત્રોમાં કોઇક અવતારરૂપે છે અને કોઇક નથી પણ, તેવી રીતે વિશ્વને સર્જનારાઓના ગર્ભરૂપ વિરાટ્ પુરુષ કયારેક **બ્રહ્મ-શરીર** હોય છે અને કયારેક જીવ શરીર પણ હોય છે.

તેમાં જયારે વિરાટ્ બ્રહ્મશરીર હોય છે, ત્યારે તેમાં રહેલાઓની મુક્તિ સહેલાઇથી થાય છે. તેથી પ્રથમ પુરુષાવતારનું નિરૂપણ પાંચઃ શ્લોકોથી કરે છેઃ

**सूत उवाच ।**

**जगृहे पौरुषं रूपं भगवान्महदादिभिः ।**
**सम्भूतं षोडशकलमादौ लोकसिसृक्षया ॥१॥**

**શબ્દાર્થ**:—લોકોની સૃષ્ટિ કરવાની ઇચ્છાથી, મહદાદિક ત્રેવીસ તત્ત્વોથી ઉત્પન્ન થયેલું, સોળકલારૂપ, વિરાટ્ પુરુષના રૂપને ભગવાને ગ્રહણ કર્યું.

**ભાવાર્થ**:—અહીં તેવો અધિકારી જીવ ન હોવાથી પોતે જ પુરુષ થયેલા છે. " પુરુષ નામનાં ત્રણરૂપ વિષ્ણુનાં છે " એમ જે લખ્યું છે તે પણ ત્રણ રૂપના વિષયરૂપે છે. પુરુષ શબ્દનો ત્રણ પ્રકારે અર્થ થાય છેઃ એક તો 'પુરમાં વસે છે માટે **પુરુષ**' થાય છે. બીજો અર્થ 'પુરમાં રહેતાં સર્વ પાપને દાહ કરનાર' થાય છે. ત્રીજો અર્થ 'પુરમાં રહેનાર' થાય છે. તેમાં પહેલા બે અર્થ બૃહદારણ્યકોપનિષદ્માં પુરુષવિધ બ્રાહ્મણમાં છે અને ત્રીજો અર્થ મધુબ્રાહ્મણમાં છે. તેમાં પહેલા અર્થમાં વ્યાકરણના નિયમ પ્રમાણે સંપ્રસારણ થઇને **ष** થાય છે. અને ત્રીજા અર્થમાં **अ**કારનો **उ**કાર વૈદિક રીતે થાય છે. ત્રીજા અર્થમાં શરીરનો સંબંધ નથી અને પહેલા બે અર્થમાં શરીરનો સંબંધ રહે છે. તેમાં પુરીમાં રહેનાર જીવ પણ થાય છે. અને બીજો અર્થ તેમ જ ત્રીજો અર્થ ભગવાનમાં જ ઘટે છે. તેમાં બીજા અર્થના અભિપ્રાયથી અહીં 'પુરુષ' શબ્દ થયેલ છે. તપાવેલા લોઢાના પીંડામાં રહેલા અગ્નિની માફક શરીરમાં રહીને પોતારૂપ બનાવી દે છે. બ્રહ્માંડમાંથી થયેલ છે તેથી બ્રહ્માંડની અંદર જ દરેકને મુક્તિ આપવા સર્વ બનાવે છે. આ બ્રહ્માંડને પુરુષની આકૃતિરૂપપણું છે પણ પુરુષપણું નથી. કેમકે મૂળમાં **पौरुषं** એટલે 'પુરુષ સંબંધી' એમ લખ્યું છે. તેથી જ " મારું રહેવાનું ઉત્તમ સ્થાન છે " એમ પણ લખ્યું છે. શુદ્ધ સત્ત્વ-ગુણી શરીરની માફક તત્ત્વોએ બનાવેલા પુરુષરૂપને પોતે ગ્રહણ કરે છે. કોઈ અધિકારીએ ગ્રહણ કરેલું નથી, એમ બતાવવા **भगवान्** કહેલ છે. જળમાં

૧. મહાભારતના સભાપર્વમાં યમસભામાં દશરથના પુત્ર રામ બનેલા છે, તેથી કોઈ કલ્પમાં રામ અવતાર નથી પણ એમ સિદ્ધ થાય છે.

બીજથી થયેલા બ્રહ્માંડથી જુદાઈ બતાવવા માટે કહે છે કે મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રા, આમ સાતથી ઉત્પન્ન થયેલું છે. અને અગિયાર ઇન્દ્રિયો તથા પાંચ મહાભૂત મળી સોળ કલાવાળું, પુરુષ સંબંધી શરીર ગ્રહણ કરેલું છે. એમ પહેલાં બતાવેલ સાત અને સોળ કળા મળી ત્રેવીસ પ્રાકૃતિક ગણુ થાય છે. આ સૃષ્ટિમાં પ્રકૃતિ અને પુરુષો પોતે જ ભગવાન થયા છે; તેથી કાંઈ બાકી રહેતું નથી. આ પ્રથમ સૃષ્ટિ છે. તે પછીની બીજી સૃષ્ટિઓમાં અધિકારી પુરુષો સુલભ છે, પણ આ પહેલી સૃષ્ટિમાં નહિ હોવાથી પોતે જ અધિકારી-રૂપ થાય છે. આ અવતાર ગ્રહણ કરવાનું પ્રયોજન કહે છે કે પોતાના ઉદરમાં લોક રહેલા છે. તેઓની સૃષ્ટિ અને ઉદરમાં સ્થિતિ, બન્ને જેવી રીતે થાય, તેમ કરવાને માટે બ્રહ્માંડદેહ ગ્રહણ કર્યો છે. (૧)

બ્રહ્માંડદેહ ગ્રહણ કર્યા વગર શું અનુપપત્તિ હતી અને કયા સ્વરૂપને કર્તાપણું છે, તે બતાવવા માટે કહે છે કે:

**यस्याम्भसि शयानस्य योगनिद्रां वितन्वतः ।**
**नाभिहृदाम्बुजादासीद् ब्रह्मा विश्वसृजां पतिः ॥२॥**

**શબ્દાર્થ**:—જળમાં સૂતેલા અને યોગનિદ્રાનો વિસ્તાર કરનારા, ભગવાનના નાભિહ્રદમાં થયેલા કમળથી, જગતને સર્જનારાઓના પતિ બ્રહ્મા થયા.

**ભાવાર્થ**:—બ્રહ્માનો દિવસ પૂરો થાય ત્યારે પ્રલય થાય છે; ત્યારે શયન કરાય છે. તે શયન આ નથી, પણ વૈષ્ણવતંત્રમાં કહેલ ચતુર્મૂર્તિના કારણભૂત નારાયણનું આ શયન છે. તે કહેલ છે કે "ઉદારગુણના સમુદ્રરૂપ હતા" તે નારાયણ પોતાના ઉદરમાં રહેલા જીવનું નિર્માણ કરે છે. તેમાં ઉદરમાંથી બિલકુલ બહાર નીકળવામાં સાયુજ્ય થયેલાની સૃષ્ટિની માફક અયુક્ત થાય, તે માટે બ્રહ્માંડરૂપ બીજો કોશ ઉત્પન્ન કરે છે. ત્યાં શંકા કરે છે કે સૂતેલા હોય તેને શયનનો ત્યાગ કરી સૃષ્ટિ કરવામાં મોટો કલેશ થાય! તેનું સમાધાન કરે છે કે સૂતેલાથી જ બધું થયું છે, એમ બતાવવા માટે કહે છે કે 'જલને વિષે પોઢેલા ભગવાનના નાભિકમળથી બ્રહ્મા થયા;' એટલે ભગવાન્ પોઢેલા જ રહ્યા છે. જલમાં પોઢેલા છે એમ કહેવાથી પ્રભુની શય્યા શીતળ અને કોમલ છે. ત્યાં શંકા કરે છે કે પોતાના સ્વરૂપને ભૂલી જઈને ભગવાન અથવા માયાની સમીપમાં જેવું તે શયન કહેવાય છે, તેવું શયન ભગવાનમાં કેવી રીતે હોઈ શકે? તેવી શંકાનું નિરાકરણ કરે છે કે 'ભગવાન યોગનિદ્રાનો વિસ્તાર કરે છે.' ખરી રીતે ભગવાન્ પોઢતા નથી, પણ ભગવાનની નિદ્રા નામની યોગભૂત કોઈ શક્તિ છે, તે જીવોના કલેશોનો નાશ કરનારી છે અને જીવોને પોતાના તરફ આણે છે, એટલે જીવોને તે ભગવાનની સમીપમાં મૂકે છે અને

ગુહ્ય રહેલા આનંદને પ્રકટ કરે છે. તે નિદ્રા નાનકડી છે, તેથી તેને પોતાના સ્વરૂપમાં વિસ્તારીને કાર્ય કરવા યોગ્ય મોટી કરી છે; એટલે સૃષ્ટિના ઉપયોગ માટે કાર્ય કરી શકે તેવી કરી છે. તે આનંદને માટે પ્રયત્ન કરનારાઓ વડે જ સૃષ્ટિ થાય છે, તેવી રીતે ભગવાનમાં પણ થયું, એમ બતાવવા માટે 'નાભિ-હ્રદરૂપ કમળમાંથી બ્રહ્મા થયા' એમ કહ્યું છે. પોતાના ઉદરમાં જગત છે તે જણાવવા માટે **नाभि** પદનો પ્રયોગ કર્યો છે. કમળ સુકાઇ ન જાય તે માટે **ह्रद** પદનો પ્રયોગ કર્યો છે. કમળ ત્રૈલોકયાત્મક છે. તેવું કમળ નાભિમાં રહેલું છે, એમ કહેવાથી ભગવાનના માહાત્મ્યની સૂચના કરી છે. એ નાભિ-માંથી આ પહેલું જ કાર્ય ઉત્પન્ન થય છે; તેથી તેનું નામ પણ 'બ્રહ્મ' રાખેલું છે, તેમ જ કર્તાપણું હોવાથી તે સ્વતંત્ર છે તે બતાવવા માટે **ब्रह्मा** એમ પુલ્લિંગ-નો નિર્દેશ કર્યો છે. તે બ્રહ્મથી મરીચિ વગેરે પણ ઉત્પન્ન થયા છે, તેઓને હુકમ કરનાર આ બ્રહ્મા છે, તે બતાવવા માટે સૃષ્ટિ કરનારાઓના પતિ તરીકે કહેલા છે. પતિ કહેવાથી તેની આજ્ઞાને ઓળંગી શકાય નહિ, તેમ સૂચવ્યું છે. (૨)

આથી સૂતેલા ભગવાનથી જ દરેક લોકો ઉત્પન્ન થયા છે આમ કહ્યું. હવે તેઓનું સ્થાન કહેવાને માટે, 'લોક' શબ્દનો અર્થ 'ભુવન' કહેવાય છે. અને તે લોકને જડપણું છે, તેથી પોતાતી મેળે ઉત્પન્ન થવું ઘટતું નથી, અને પોઢેલાને ઉત્પન્ન કરવું તે પણ શકય નથી, એવી શંકાનું સમાધાન કરે છે. પુરુષ શરીરનાં મોટાં અવયવો જ લોકરૂપ થયાં એમ નિરૂપણ કરે છે:

**यस्यावयवसंस्थानैः कल्पितो लोकविस्तरः :**
**तद्वै भगवतो रूपं विशुद्धं सत्त्वमूर्जितम् ॥३॥**

**શબ્દાર્થ**:—જેના અવયવનાં સારાં સ્થાનો વડે લોકનો વિસ્તાર કલ્પાયેલો છે, તે વિશુદ્ધ, વૃદ્ધિ પામેલું, સત્ત્વાત્મક, ખરેખર ભગવાનનું સ્વરૂપ છે.

**ભાવાર્થ**:-તે ભગવાન્ યુક્તિ વડે, વૃક્ષની માફક મધ્ય ભાગમાં રહે છે એમ જણાય છે, ખરી રીતે તો બીજાત્મક પ્રભુની સર્વ સ્થળે ગતિ છે અને તેથી તે દરેક કાર્યમાં નિવેશ કરીને રહેલા છે. આ દેહ ઊર્ધ્વગોળાકાર છે. જે જે અવયવો જેવી જેવી રીતે રહેલાં છે અને તેથી જે જે લોકોની કલ્પના થાય છે, તેનું આગળ દ્વિતીય સ્કંધમાં નિરૂપણ થશે કે "પાતાલ છે તે ભગવાનનું પાદમૂલ છે" વગેરે વગેરે.

ત્યારે તો પોતાના શરીરમાં લોકોનું નિર્માણ કરવાથી લોક નાનકડા બની જશે; તેવી શંકાનું સમાધાન કરે છે કે 'તે લોકનો વિસ્તાર કલ્પાયેલો છે.' એવી રીતે લોક અને મનુષ્યોનું નિર્માણ કરવાથી અવતારનું પ્રયોજન

કહીને, બીજાં બ્રહ્માંડોની માફક આ પણ કેવળ જડ હશે, એવી શંકા કરીને, પહેલાં કહેલા અવતાર રૂપનો ઉપસંહાર કરવા માટે તેનો અનુવાદ કરે છે કે "તે પહેલાં કહેલું બ્રહ્માંડરૂપ ભગવાનનું જ છે, બીજું કાંઇ પણ નથી." તેમજ वै અન્વયથી ભગવાન્‌ના બ્રહ્માંડરૂપમાં ઉપપત્તિ (પ્રમાણરૂપ પ્રાપ્તિ) થાય છે; આવો અભિપ્રાય છે.

ભગવાનનું તો પ્રાકૃતરૂપ જ નથી; ભગવાન્ તો શુદ્ધ સત્ત્વાત્મક છે, ત્યારે બ્રહ્માંડને દેહપણું શી રીતે સંભવે? એમ શંકા કરીને કહે છે કે 'આ શરીર શુદ્ધ સત્ત્વાત્મક છે.' અને તે શાંત નથી પણ સર્વ કાર્ય કરવાને તે તૈયાર છે. રજોગુણનો સંબન્ધ નથી તો પણ કાર્ય કરવામાં ઉન્મુખ છે એમ બતાવવા માટે ऊर्जित કહેલ છે; એટલે હર્ષથી જે પ્રપુલ્લિત થાય તે ऊर्ज्ज કહેવાય. તે રજોગુણ વગર પણ ભગવાનના આવેશથી થાય છે. (૩)

શંકા કરે છે કે બ્રહ્માંડનો પરિગ્રહ તો કારણપણાથી પણ સંભવે છે, ત્યારે નિશ્ચયરૂપ તેને દેહપણું શા માટે? તેનું સમાધાન કરે છે કે:

**पश्यन्त्यदो रूपमदभ्रचक्षुषा**
**सहस्रपादोरुभुजाननाद्भुतम् ।**
**सहस्रमूर्धश्रवणाक्षिनासिकं**
**सहस्रमौल्यम्बरकुण्डलोल्लसत् ॥४॥**

**શબ્દાર્થ**:—યોગીઓ જ્ઞાનદૃષ્ટિથી આ રૂપને દેખે છે. તે રૂપમાં હજારો ચરણ, હજારો સાથળ, હજારો હાથ, હજારો મુખ અને હજારો મસ્તક છે, તેમજ હજારો મસ્તકમાં હજારો કર્ણ, નેત્ર, નાસિકા છે; તેથી તે અદ્‌ભુત દેખાય છે, અને હજારો મુકુટ, વસ્ત્ર તેમજ કુંડલોથી શોભાયમાન છે.

**ભાવાર્થ**:—યોગીઓને યોગથી ઉત્પન્ન થયેલા ધર્મ વડે સાક્ષાત્કાર થાય છે. તેજ ભગવાન્‌ના અવતારમાં પ્રમાણરૂપ છે. આ જગત્ પ્રાકૃત નેત્રથી દેખાય છે, પરંતુ પરોક્ષપણાથી પ્રસિદ્ધ આ ભગવાનનું રૂપ પ્રાકૃત નથી. તે રૂપ પૃથિવી વગેરેની માફક કેવળ જડ નથી, તેમ યોગીઓને પણ તેનાં હમેશાં દર્શન થતાં નથી, પરંતુ મોટી જ્ઞાનમય દૃષ્ટિથી દર્શન થાય છે. તે ભગવાનની મૂર્તિરૂપ છે; તેથી તેનું પ્રતિપાદન વેદ કરે છે. તેવી મૂર્તિમાં સંબંધ થતાં તે શરીર પણ, "ચોતરફ જેનાં નેત્ર, મુખ વગેરે છે" એમ વેદે પ્રતિપાદન કરેલા રૂપની માફક ધ્યાન કરવા યોગ્ય થયું છે. અહીં सहस्र શબ્દનો અર્થ 'અસંખ્ય' તરીકે કરવાનો છે. ગીતાજીમાં "અનેક મુખ અને અનેક નેત્રવાળા સ્વરૂપ"નું પ્રતિપાદન કર્યું છે, તે પ્રમાણે આ સ્વરૂપ પણ હજારો ચરણ, સાથળ, ભુજા અને મુખકમળથી ઘણું જ અદ્‌ભુત છે. અહીં

ક્રિયાશક્તિ જેમાં પ્રધાન છે તેવાં ચાર અંગોનું નિરૂપણ કર્યું છે, તે બતાવે છે કે ગતિ, સૃષ્ટિ કરવી, ક્રિયા કરવી અને ભાષણ કરવું, એમ ચાર પ્રકારની ક્રિયા કહેલી છે. હવે જ્ઞાનની મુખ્યતાવાળાં અંગો કહે છે કે "ભગવાન્‌નાં હજારો મસ્તકોમાં અસંખ્ય કર્ણ, નેત્ર અને નાસિકાઓ છે. તે ત્રણ જ જ્ઞાનેંદ્રિયો બે દેવતાવાળાં તરીકે પ્રસિદ્ધ છે. જિહ્વા ઇન્દ્રિય તો મુખની અંદર છે; તેથી તે તો મુખના નિરૂપણમાં જ આવી ગઇ છે. ત્વચા ઇન્દ્રિય (ચામડી) ને નાનાપણું નથી તેથી અહીં લખી નથી. હવે તેનો પરિકર બતાવે છે કે હજારો મુકુટ, વસ્ત્ર અને કુંડલોથી તે મૂર્તિ અત્યંત શોભાવાળી છે." તેમાં પ્રથમ મુકુટનાં દર્શન થાય, પછી વસ્ત્રોનાં દર્શન થાય અને પછી કુંડલોનાં દર્શન થાય છે તે માટે ક્રમ બતાવ્યો છે. (૪)

શંકા કરે છે કે "વાણીરૂપ ગાયની ઉપાસના કરે" એ વાકયની માફક ઉપાસનાના પ્રકાર વડે, જગત્‌ને ભગવદ્રૂપપણું હોવાથી તેના ધ્યાન કરવાનો સંભવ છે; માટે નિશ્ચયપણાથી અવતારપણું શી રીતે થાય ? તેના સમાધાન માટે કહે છે:

**एतन्नानावताराणां निधानं बीजमव्ययम् ।**
**यस्यांशांशेन सृज्यन्ते देवतिर्यङ्नरादयः ॥ ५ ॥**

**શબ્દાર્થ:**—આ સ્વરૂપ, નાના પ્રકારના અવતારોને રહેવાનું સ્થાનક છે અને તેનું બીજ છે. તે અવ્યય છે, જેના અંશથી, અને અંશના અંશોથી દેવ પશુઓ અને મનુષ્યાદિક સર્જાય છે.

**ભાવાર્થ:**—અવતારોનું મૂળ ભગવાન્ છે. અથવા મૂળનું અવતરણ તે અવતારનું મૂળ છે. તેમાં તત્ત્વોથી બનાવેલ હોવાથી ભગવાન્ નથી. તે પુરુષ જો અવતારરૂપ ન થાય તો બીજા અવતારોનું મૂળ પણ ન થઈ શકે, અને અવતારોનો ઉત્કર્ષ એટલે મોટાઇ પણ ન થાય. માટે પુરુષના અવતારપણામાં સંદેહ નથી. તે પુરુષરૂપ મત્સ્યાદિક નાના પ્રકારના અવતારોનું સ્થાનક છે અને અવતારો નીકળવાનું પણ કારણ છે; તેમ તે નાશ વગરનું છે. કંદની માફક અંકુરની ઉત્પત્તિ થવાથી નાશ થતો નથી. અવતારોનું પ્રયોજન તો પહેલાં કહેલું છે. તે હવે વિસ્તારથી કહે છે કે જેનો અંશ બ્રહ્મા થયા છે, તે બ્રહ્માનો અંશ મરીચિ વગેરે ઋષિઓ થયા છે, અથવા જઘન ચરણ વગેરે થયાં છે, તેઓથી સત્ત્વગુણ જેમાં પ્રધાન છે તેવા દેવાદિક થયા છે. (૫)

આમ પુરુષોનો અવતાર કહીને, તેની અંશસૃષ્ટિમાં તેના જેવી જ પ્રકૃતિ-વાળા અવતારોને એકવીશ શ્લોકોથી કહે છે:

**स एव प्रथमं देवः कौमारं सर्गमाश्रितः ।**
**चचार दुश्चरं ब्रह्मा ब्रह्मचर्यमखण्डितम् ॥ ६॥**

**શબ્દાર્થ**:—તેજ નારાયણ પ્રભુ, સનત્કુમારરૂપે પ્રથમની સૃષ્ટિમાં થયા અને બ્રાહ્મણ સ્વરૂપે લોકમાં કોઇથી પણ ન થઇ શકે તેવું અખંડ બ્રહ્મચર્ય પાળ્યું.

**ભાવાર્થ**:—દરેક સ્થળે અવતારનું નામ અને પ્રયોજન કહેવાય છે. વૈકુંઠમાંથી પૃથ્વી ઉપર આવવું તેને અવતાર કહે છે. તે અવતારો અજ્ઞાન હોવાથી આવેશ અને અવતારમાં તફાવતથી એમ નિરૂપણ કર્યું છે, ત્યાં નીચે પ્રમાણે કારિકાઓ છે:

**सत्त्वरूपशरीरेषु ब्रह्मणः संक्रमः स्मृतः ।**
**अशुद्धशुद्धभेदेन शरीराणामतो द्विधा ।**
**कार्यकाले संक्रमणमावेशः सर्वदा परम् ॥१॥**

સત્વરૂપ શરીરોમાં બ્રહ્મનું આવવું થાય છે, તે "અવતાર" કહેવાય છે. તે આવવું અશુદ્ધ અને શુદ્ધ એમ બે પ્રકારથી થાય છે. કાર્યના સમયમાં આવવું તે 'આવેશ' કહેવાય છે અને અવતારનું રૂપ હમેશાંનું છે. (૧)

તેમાં વૈષ્ણવ તંત્રમાં તેનો નિર્ણય કહેલો છે તે અવતાર અને આવેશના ભેદનો નિશ્ચય કરવા માટે છે.

**क्रियाशक्त्या ज्ञानशक्त्या चावतारं करोत्यजः ।**
**वाराहादिस्वरूपेषु बलकार्यं जनार्दनः ॥२॥**
**दत्तव्यासादिरूपेषु ज्ञानकार्यं तथा प्रभुः ।**
**मत्स्यकूर्मवराहाश्च सिंहवामनभार्गवाः ॥३॥**
**राघवः कृष्णबुद्धौ च कृष्णद्वैपायनस्तथा ।**
**कपिलो दत्त ऋषभः शिशुमारो रुचेः सुतः ॥४॥**
**नारायणो हरिः कृष्णस्तापसो मनुरेव च ।**
**महिदासस्तथा हंसः स्त्रीरूपो हयशीर्षवान् ॥५॥**
**तथैव वडवावक्त्रः कल्की धन्वन्तरिः प्रभुः ।**
**इत्याद्याः केवलो विष्णुर्न विशेषोऽत्र कश्चन ॥६॥**

ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ વડે અજન્મા ભગવાન્ અવતાર ધારણ કરે છે. તેમાં માયાને નિવૃત્ત કરનારા ભગવાને, વારાહાદિ સ્વરૂપોમાં ક્રિયાશક્તિથી બલનું કાર્ય કરેલું છે. (૨) દત્તાત્રેય વ્યાસજી વગેરે સ્વરૂપોમાં પ્રભુએ જ્ઞાન-કાર્ય કરેલું છે. મત્સ્યાવતાર, કૂર્માવતાર અને વારાહવતાર, શ્રીનૃસિંહજી, વામનજી, પરશુરામ, શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણ ભગવાન્, બુદ્ધ ભગવાન્ કૃષ્ણદ્વૈપાયન વ્યાસજી, કપિલ ભગવાન્, દત્તાત્રેય, ઋષભદેવજી, ઋચિના પુત્ર શિશુમાર, ધર્મના પુત્ર નારાયણ, હરિ, તપશ્ચર્યા કરનારા કૃષ્ણ, (સાંબને ઉત્પન્ન કરવા માટે કૃષ્ણે

તપ કર્યું હતું એમ કૂર્મપુરાણાદિકમાં છે તે બીજા કલ્પના કૃષ્ણ છે ), સ્વાયંભુવ મનુ, મહિદાસ, હંસ, મોહિની, હયગ્રીવ ભગવાન્ વડવાવક્ત્ર, કલ્કી ભગવાન્, ધન્વંતરિ વૈદ્ય, ઇત્યાદિ કેવળ વિષ્ણુ ભગવાન જ છે; તેમાં કોઈપણ પ્રકારનો વિશેષ નથી. ( ૩–૪–૫–૬ )

હવે આવેશાવતારનું નિરૂપણ કરે છે:

**श्रीब्रह्मरुद्रशेषाश्च वीन्द्रेन्द्रः काम एव च ।**
**काम पुत्रोऽनिरुद्धश्च सूर्यश्चन्द्रो बृहस्पतिः ॥७॥**
**धर्म एषां तथा भार्या दक्षाद्या मनवस्तथा ।**
**मनुपुत्राश्च ऋषयो नारदः पर्वतस्तथा ॥८॥**
**कश्यपः सनकाद्याश्च ब्रह्माद्याश्चैव देवताः ।**
**भरतः कार्त्तवीर्यश्च वैन्याद्याश्चक्रवर्तिनः ॥९॥**
**गयश्च लक्ष्मणाद्याश्च त्रयो रोहिणिनन्दनः ।**
**प्रद्युम्नो रौक्मिणेयश्च तत्पुत्राश्चानिरुद्धतः ॥१०॥**
**नरः फाल्गुन इत्याद्या विशेषावेशिनो हरेः ।**
**इहोक्तिरविशेषेण सामान्यत इति स्फुटम् ॥११॥**

લક્ષ્મીજી, બ્રહ્માજી, રુદ્ર, શેષ, ગરુડજી, ઇન્દ્ર, કામ, કામના પુત્ર અનિરુદ્ધ, સૂર્ય, ચન્દ્ર, બૃહસ્પતિ, ધર્મ, ધર્મની સ્ત્રીઓ, દક્ષ વગેરે પ્રજાપતિઓ, મનુઓ, મનુના પુત્રો, ઋષિઓ, નારદજી, પર્વતઋષિ, સનકાદિ ચાર કુમારો, બ્રહ્માદિ-દેવતાઓ, ભરતરાજા, સહસ્રાર્જુન, પૃથુરાજ વગેરે ચક્રવર્તીઓ, ગય, લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, રોહિણીજીના પુત્ર બલરામ, રુકિમણીના પુત્ર પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, અનિરુદ્ધના પુત્રો, નરરૂપે રહેલા અર્જુન, આ બધા હરિભગવાનૂના વિશેષ આવેશવાળા છે. અહીં કોઇની પણ વિશેષતા બતાવ્યા વગર સ્ફુટ રીતે સમજી શકાય તે પ્રમાણે સામાન્યપણાથી નિરૂપણ કરેલું છે. ( ૭ થી ૧૧ )

તેમાં પ્રથમ બ્રહ્માથી સનકાદિ ઉત્પન્ન થયા છે. તેઓમાં ભગવાનૂનો આવેશ છે. તેનું પ્રયોજન બ્રહ્મચર્ય પાળવાનું છે. જીવને તો ઇન્દ્રિયો હોવાથી બ્રહ્મચર્ય હોઈ શકે નહિ. જ્યારે ભૂખ લગાડનાર અગ્નિ થયો, એટલે તેનું સહન કરવું અશક્ય છે. ભૂખને શાંત કરવા માટે ઉપાય કરવો જ જોઇએ. તેમ બીજના આધારભૂત કામ માટે પણ સમજવાનું છે. ભૂખને શાંત કરવા માટે જેટલે અંશે જલપાન છે તેવી રીતે કામને શાંત કરવા સ્ત્રીઓનું જોવું, સ્ત્રીઓ સાથે વાર્તાલાપ કરવો, વગેરે છે. ત્યાં પણ અન્ન વડે ક્ષુધાની શાંતિ થઇને તૃપ્તિ થાય છે તેમ સ્ત્રી વડે, બીજના આધારભૂત કામાગ્નિને શાંત કરી તૃપ્તિ થાય છે; તેથી ઇન્દ્રિયોવાળા જીવને બ્રહ્મચર્ય સંભવે નહિ. તેમાં પણ સ્ત્રીઓનું

સ્મરણ કર્યા વગર મનથી જ વીર્યને ધારણ કરી રાખેલું તે બ્રહ્મચર્ય કહેવાય છે. તેવું બ્રહ્મચર્ય ભગવાનના આવેશથી જ થાય, તે સારુ પ્રથમ સનત્કુમારનો અવતાર છે. તેજ નારાયણ દેવ. પ્રભુએ, બ્રહ્મચર્યનું સ્વરૂપ બતાવવા માટે પ્રથમ સનત્કુમારનું રૂપ ધારણ કર્યું. જેમ બીજ ઉપર જલનો સંબન્ધ થવાથી તેની વૃદ્ધિ થઈ વૃક્ષ થાય છે, તેમ સ્ત્રી વડે શરીરના બીજની વૃદ્ધિ થઈને યૌવન થાય છે. ત્યાં જલ ન હોય તો જેમ હમેશાં કેવળ બીજભાવ રહે છે, તેમ સ્ત્રીના સંબન્ધનો અભાવ હોવાથી તેઓ હમેશાં કુમારાવસ્થામાં જ રહે છે. "કુમાર" શબ્દનો અર્થ એવો થાય છે કે જેનાથી કામદેવ તુચ્છ થાય છે; એટલે કામદેવની શક્તિ તેના ઉપર ચાલી શકતી નથી. સનત્કુમાર ભગવાને લોકમાં પ્રસિદ્ધ પામેલું અને કોઈથી પણ ન થઈ શકે તેવું, અખંડિત બ્રહ્મચર્ય પાળ્યું છે. એટલે તેનું બ્રહ્મચર્ય કયારે પણ ખંડિત થયું નથી, જે બ્રહ્મચર્યનો દરેક વખતે નાશ થવાનો સંભવ રહે છે.

**द्वितीयं तु भवायास्य रसातलगतां महीम् ।**
**उद्धरिष्यन्नुपादत्त यज्ञेशः सौकरं वपुः ॥ ७ ॥**

**શબ્દાર્થ**:—આ જગતનું નિર્માણ કરવા માટે રસાતાલમાં રહેલી પૃથ્વીનો ઉદ્ધાર કરશે, એવી ઇચ્છાવાળા યજ્ઞાત્મક પ્રભુએ બીજું વરાહનું સ્વરૂપ ધારણ કર્યું.

**ભાવાર્થ**:—સ્વર્ગાદિકમાં આ જગતનું નિર્માણ કરે તો આ જગતનો બહોળો વિસ્તાર ન થઇ શકે, કારણ કે સ્વર્ગાદિક કર્મભૂમિ નથી. ખેતરમાં બીજ વાવવાથી ફળ થાય છે, તેમ જેમાં કર્મ કરે તેનું ફળ થાય છે તે "કર્મભૂમિ" કહેવાય છે. તેથી સ્વર્ગાદિક કર્મભૂમિ ન હોવાથી ત્યાં જગત્નો વધારો ન થાય; તે માટે ભગવાને વરાહનો અવતાર ધારણ કરી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. એ બીજો અવતાર છે. આ અવતારનો વિશેષ વિચાર દ્વિતીય સ્કંધમાં થશે. અહીં તો કેવળ નામનિર્દેશ કર્યો છે. આદિ વારાહકલ્પમાં પૃથ્વીનો ઉદ્ધાર કર્યો છે, એમ બતાવવા માટે અહીં બન્ને વરાહનું સ્વરૂપ બતાવેલું નથી. અને આદિ વરાહમાં થયેલી પૃથ્વી રસાતલમાં છે વગેરેનો વિરોધ આવે છે તેનું સમાધાન આગળ તૃતીયસ્કંધના તેરમા અધ્યાયમાં કહેલું છે. એ પૃથ્વીનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી ભગવાને વરાહનું સ્વરૂપ ધારણ કર્યું. આ પુરુષનો અવતાર નથી. પણ યજ્ઞના અધિષ્ઠાતા, ધર્મરૂપ ભગવાનનો અવતાર છે, કારણ કે આ અવતાર ક્રિયાશક્તિનો છે, અને યજ્ઞ ક્રિયારૂપ જ છે, તેથી યજ્ઞાવતારપણું છે. વેદમાં કહેલું છે કે "પશુઓમાં વરાહ મનુષ્યરૂપ છે" તેથી તે અશ્વમેધાદિકરૂપથી ક્ષત્રિયોમાં રહેલ છે, તેથી પ્રથમ સનકાદિ બ્રાહ્મણનો અવતાર થયા પછી આ અવતાર થયો છે, તેથી આ અવતારને ક્ષત્રિયપણું પ્રાપ્ત થાય છે. (૭)

**तृतीयमृषिसर्गं च देवर्षित्वमुपेत्य सः ।**
**तन्त्रं सात्वतमाचष्ट नैष्कर्म्यं कर्मणां यतः ॥ ८ ॥**

**શબ્દાર્થ**:—તે પુરુષે, ઋષિઓની સૃષ્ટિને પામીને, અને ત્રીજા અવતારરૂપે દેવર્ષિપણાનું ગ્રહણ કરીને, વૈષ્ણવ તંત્રરૂપ પંચરાત્રશાસ્ત્ર કર્યું, જેનાથી દરેક કર્મનું નિષ્કર્મપણું થઈ જાય છે.

**ભાવાર્થ**:—નારદજીમાં ભગવાનનો આવેશ છે. ઋષિઓ વેદમંત્રોને જોનારા હોય છે, અને તે કર્મના અંગભૂત છે. તેથી તેને ત્રીજાપણું છે. અથવા દ્રવ્ય દેવતા અને મંત્રના ભેદમાં મંત્રને ત્રીજું સ્થાન હોવાથી મંત્રના દ્રષ્ટા ઋષિઓને ત્રીજાપણું છે. પ્રથમ જે પુરુષરૂપ ગ્રહણ કરેલું છે, તેજ પુરુષે, પ્રથમની ઋષિથી સૃષ્ટિને પ્રાપ્ત થઇને પણ તેમાં અવતારનું કાર્ય જોયું નહિ, તેથી દેવર્ષિપણાને પ્રાપ્ત થઇને, નારદમાં આવેશ કરીને, સાત્ત્વતતંત્ર એટલે વૈષ્ણવ પંચરાત્રરૂપ શાસ્ત્ર કહ્યું. તેમાં ભગવાનની પરિચર્યાનું નિરૂપણ છે. તે નિરૂપણ ભગવાન્ સિવાય બીજાથી થઈ શકે નહિ. તેથી નારદજીમાં ભગવાને આવેશ કરીનેતે શાસ્ત્ર કર્યું છે. તે શાસ્ત્રમાં લખેલી પરિચર્યા વડે કર્મની ઉત્પત્તિ જ થતી નથી, કારણ કે પ્રભુની પરિચર્યામાં દરેક કર્મ અંગભાવને ભજે છે. એટલે ભગવાન સિવાય કાંઈ કર્મ જ થતાં નથી, અને પરિચર્યાને ભગવાનનું ભક્તિપણું હોવાથી તેના અંગરૂપ સર્વ કર્મોને પણ ભગવદીયપણું થાય છે; તેથી સર્વ કર્મોનું નિષ્કર્મપણું થઈ જાય છે. (૮)

**तुर्ये धर्मकलासर्गे नरनारायणावृषी ।**
**भूत्वात्मोपशमोपेतमकरोद्दुश्चरं तपः ॥ ९ ॥**

**શબ્દાર્થ**:—ચોથા અવતારમાં, ધર્મ અને કલાની સૃષ્ટિમાં નર અને નારાયણ એમ બન્ને ઋષિ થઇને, કોઈથી ન થાય તેવું અને આત્માની શાંતિ કરવાવાળું તપ કર્યું.

**ભાવાર્થ**:—નર અને નારાયણ ભગવાન્ ચતુર્થાશ્રમના ધર્મને પ્રતિપાદન કરનારા છે, તેથી તેને ચતુર્થપણું છે. અથવા બ્રહ્મચારીના આશ્રમનો બ્રહ્મચર્યરૂપ ધર્મ, ગૃહસ્થાશ્રમનો યજ્ઞરૂપધર્મ, વાનપ્રસ્થાશ્રમીઓનો ભગવત્પરિચર્યારૂપ ધર્મ, અને સંન્યાસીનો ઉપશમરૂપધર્મ. એમ ચારેય આશ્રમધર્મોમાં ઉપશમરૂપધર્મ સંન્યાસીઓનો (ચતુર્થાશ્રમનો) હોવાથી આ અવતારને ચતુર્થપણું છે. અથવા ધર્મની કલા દક્ષની પુત્રીઓ શ્રદ્ધા વગેરે હતી. તેઓની સૃષ્ટિ થઇ ત્યારે મૂર્તિભૂત ધર્મરૂપ મૂર્તિ ધર્મની સ્ત્રી હતી. તે ધર્મ વેદમૂલ છે; તેથી મૂર્તિમાં ઋષિરૂપે નર અને નારાયણ બન્ને પ્રકટ થયા. તેઓનો ધર્મ એક ભક્તિયુક્ત અને બીજો વૈરાગ્યયુક્ત હોવાથી ધર્મના બે પુત્રો થયા. તેનો ધર્મ પણ બે બે પ્રકારનો થયો; એટલે

ધર્મના ચાર વિભાગ થયા, તેથી પણ આ અવતારને ચતુર્થપણું કહેલું છે. સહસ્રકવચ દૈત્યને મારવા સારુ નરનારાયણનો અવતાર છે. તે હકીકત બીજા[1] કલ્પની છે. નારાયણ અવતાર છે અને નરમાં આવેશ છે. તે બન્નેનું તપ જ્ઞાન સાથેનું છે; તે બતાવવા માટે જેમાં આત્માની શાંતિ રહી છે, એમ કહ્યું છે; એટલે દરેક સ્થળે તપ ક્રોધવાળું જોવામાં આવે છે. શાંતિ સહિત તપ લોકમાં દુર્લભ છે તેથી દુશ્ચર તપ, એટલે અન્ય કોઈથી ન થઈ શકે તેવું તપ કર્યું છે, એમ લખ્યું છે. (૯)

**पञ्चमः कपिलो नाम सिद्धेशः कालविप्लुतम् ।**
**प्रोवाचासुरये साङ्ख्यं तत्त्वग्रामविनिर्णयम् ॥ १० ॥**

**શબ્દાર્થ**:—પાંચમા સિદ્ધના ઈશ કપિલ ભગવાન પ્રકટ થયા. તેણે ઘણા કાળથી નષ્ટ થયેલું, સાંખ્યશાસ્ત્ર, કે જેમાં તત્ત્વના સમૂહનો નિર્ણય કરેલો છે, તે આસુરિ નામના ઋષિને જણાવ્યું.

**ભાવાર્થ**:—સાંખ્યશાસ્ત્ર વેદ પછી થયેલું હોવાથી ચતુર્થાશ્રમના અવતાર નારાયણ પછી સાંખ્યશાસ્ત્રને પ્રવર્તાવનાર કપિલદેવજી પાંચમા થયા છે. પહેલાં પુરાણોમાં સાંખ્ય સિદ્ધ હતું.કાળક્રમે તે પુરાણોનો પ્રચાર નષ્ટ થવાથી અને યોગાદિકની સાથે સાંખ્ય મળી જવાથી, તેના અંગભૂત સંન્યાસનો અભાવ થતાં, સાંખ્યશાસ્ત્ર ડૂબી ગયેલું હતું. તેનો ઉદ્ધાર કરવા માટે આ અવતાર છે. વળી પાછું કાલે કરીને ડૂબી જશે ? તો તેવી શંકાનું સમાધાન કરે છે કે કપિલદેવજી સિદ્ધ પુરુષોના ઇશ છે. સિદ્ધિઓથી જે યુક્ત હોય તે સિદ્ધપુરુષો કહેવાય છે. તેવા સિદ્ધોનાં મન સિદ્ધિ વડે ડૂબતાં નથી, તેથી કાળે કરીને ડૂબવાની શંકા રહેતી નથી. આસુરિ નામના ઋષિને તે શાસ્ત્ર ભણાવેલ છે. આ સાંખ્યનું જ્ઞાન સ્ત્રી શૂદ્રોને સાધારણ છે. તેથી તેના પ્રવર્તાવનાર [2]કપિલદેવજીએ સાંખ્યશાસ્ત્રમાં તત્ત્વોનો ભેળસેળ ન થાય તે માટે તેઓની જુદી જુદી સંખ્યા બતાવેલી છે. તેમાં કેટલાંક તત્ત્વો સમાનધર્મવાળાં

૧ હજાર વર્ષ તપ કરી હજાર વર્ષ યુદ્ધ કરે ત્યારે એક કવચ કપાય. એવાં હજાર કવચવાળો દૈત્ય હતો. તેથી તેની સાથે હમેશાં યુદ્ધ ચાલુ રાખવા, નર અને નારાયણ વારા ફરતી તપ અને યુદ્ધ કરતા, રાક્ષસ યુદ્ધ વિનાનો રહે તો લોકોના ઉપદ્રવ કરે માટે તેમ ન ન થાય તે સારુ એક તપ કરે અને બીજા યુદ્ધ કરે છે હજાર વર્ષ પૂરાં થાય, ત્યારે તપ કરનાર યુદ્ધ કરે એમ નર નારાયણ બન્નેએ તપ અને યુદ્ધ કરીને તે રાક્ષસને માર્યો હતો.

૨ સ્ત્રી અને શૂદ્ર પાપયોનિ છે, તેથી તે વિષયાત્મક છે. તેનું હિત કરવા માટે આ કપિલ અવતાર છે. કપિ એટલે વિષયાત્મક જીવ અને તેને બ્લ એટલે ગ્રહણ કરનાર થાય છે; એટલે વિષયાત્મક ઉપર અનુગ્રહ કરનારા કપિલદેવજી છે.

છે અને કેટલાંક વિરુદ્ધ ધર્મવાળાં છે. તે સંખ્યા બતાવવાનું ફળ એટલું જ છે કે તત્ત્વોના સમૂહનો વિશેષે કરીને નિર્ણય થાય છે. (૧૦)

યોગને છઠ્ઠાપણું હોવાથી તેના પ્રવર્તકનો છઠ્ઠો અવતાર કહે છેઃ

**षष्ठमत्रेरपत्यत्वं वृतः प्राप्तोऽनसूयया ।**
**आन्वीक्षिकीमलर्काय प्रह्लादादिभ्य ऊचिवान् ॥ ११ ॥**

**શબ્દાર્થ**:—છઠ્ઠા અવતારમાં અત્રિની પત્ની અનસૂયાએ પુત્રરૂપે માગેલા દત્તાત્રેય ભગવાન્ પ્રકટ થઇને અલર્ક રાજા અને પ્રહ્લાદાદિકને આન્વીક્ષિકી વિદ્યાનો ઉપદેશ કર્યો છે.

**ભાવાર્થ**:—અનસૂયાએ 'મને ભગવાનના જેવો પુત્ર થાય' એવાં બહાનાથી ભગવાનને જમાડયા હતા; તેથી ભગવાન ત્યાં દત્તાત્રેયરૂપે પ્રકટ થયા હતા. અથવા ઇર્ષ્યાના અભાવથી યોગમાર્ગ ગ્રહણ કર્યો છે.

યોગમાર્ગ જેમાં રહેલો છે. તેવી આત્મવિદ્યાનું નામ આન્વીક્ષિકી છે. દત્તાત્રેય ભગવાને તે આલર્ક રાજાને બતાવી છે. પરંતુ તે રાજા રજોગુણી હતો. તેથી રજોગુણી રાજામાં શાસ્ત્રોની નિષ્ઠા હશે કે નહિ, એવો સંદેહ થવાથી પ્રહ્લાદાદિકને તે વિદ્યા બતાવી છે. તે પ્રહ્લાદજી તો પ્રસિદ્ધ છે. (૧૧)

આમ બ્રાહ્મણોનાં છ કર્મો પ્રસિદ્ધ છે; તેથી બ્રાહ્મણોના છ પ્રકાર બતાવવા માટે છ અવતારોનું નિરૂપણ કર્યું. હવે ક્ષત્રિયોમાં શત્રુનો જય, ધર્મમાં નિષ્ઠા અને પ્રજાનું પાલન કરવું, એમ ત્રણ કર્મો પ્રસિદ્ધ છે તે સારુ યજ્ઞ, ઋષભ અને પૃથુ એ ત્રણ અવતારોનું નિરૂપણ અનુક્રમે કરે છે. તેથી જુદો ક્રમ બતાવવા સારુ **ततः** એમ આરંભ કરીને અવતારોનું નિરૂપણ કરે છે.

**ततः सप्तम आकूत्यां रुचेर्यज्ञोऽभ्यजायत ।**
**स यामाद्यैः सुरगणैरपात्स्वायम्भुवान्तरम् ॥ १२ ॥**

**શબ્દાર્થ**:—તે પછી સાતમા અવતારમાં ઋષિની આકૂતિ નામની સ્ત્રીમાં યજ્ઞ ભગવાન્ થયા. તેણે યામ વગેરે દેવતાઓના ગણ સહિત, સ્વાયંભુવ મનુની રક્ષા કરી.

**ભાવાર્થ**:—આકૂતિ નામની સ્વાયુંભવ મનુની કન્યા હતી; તેમાં યજ્ઞ ભગવાન રુચિ નામના ઋષિથી થયા છે; તોપણ તે[1] પુત્રિકાપુત્ર છે, તેથી

---

૧. अभ्रातृकां प्रयच्छामि कन्यां तुभ्यं मनोरमाम् । अस्यां यो जायते पुत्र :मम पुत्रो भविष्यति "ભાઈ વગરની આ સુંદર કન્યા હું તમને આપું છું. તેનામાં જે પુત્ર થાય તે મારો પુત્ર થશે" આવી શરતથી આપેલી કન્યાને જે પુત્ર થાય તે પુત્રિકાસુત કહેવાય છે. જો કે સ્વાયંભુવ મનુને પ્રિયવ્રત અને ઉત્તમ એ પુત્રો હતા, તો પણ ત્રીજા પુત્રની ઇચ્છા હોવાથી ઉપરનો કરાર કરી રુચિને પોતાની પુત્રી પરણાવી હતી; તેમાં યજ્ઞ ભગવાન પ્રકટ થયા તેને સ્વાયંભુવ મનુએ રાખેલા છે, તેથી તેને પુત્રિકાસુત કહેલ છે.

સ્વાયંભુવ મનુને ત્યાં યજ્ઞ ભગવાન પુત્રરૂપે થઇને રહેલ છે. બ્રાહ્મણોએ કરેલા યજ્ઞનું ફળ ક્ષત્રિયોને થાય. તેવી રીતે આ યજ્ઞાવતાર 'રુચિ' નામના બ્રાહ્મણથી થયો. તેનું ફળ સ્વાયંભુવ મનુને મળ્યું છે. પહેલા મન્વંતરના યામ વગેરે ચાર પ્રકારના દેવતાઓ સાથે તપ કરીને, તે પછી મન્વંતરનું પાલન કર્યું, એ આ અવતારનું પ્રયોજન છે. પ્રિયવ્રતાદિક તો બીજા કલ્પમાં રાજાઓ હતા. તે પ્રથમ કલ્પમાં અસમર્થ હતા. એ વૃત્તાંત આગળ કહેવાશે. (૧૨)

**अष्टमे मेरुदेव्यां तु नाभेर्जात उरुक्रमः ।**
**दर्शयन्वर्त्म धीराणां सर्वाश्रमनमस्कृतम् ॥ १३ ॥**

**શબ્દાર્થ**:—આઠમા અવતારમાં દરેક આશ્રમો વડે નમસ્કાર કરાયેલા અને વીર પુરુષોના માર્ગને બતાવનારા, ભગવાન્, નાભિરાજાની મેરુદેવી સ્ત્રીમાં થયા.

**ભાવાર્થ**:—જ્યારે દેશ અને કાલ સ્વસ્થ હોય ત્યારે સર્વ આશ્રમોના ધર્મ પ્રવૃત્ત થાય છે; તે માટે યજ્ઞ પછી ઋષભદેવજીની કથા છે. પહેલાં જણાવેલા ક્રમની જરૂર આગળ પણ છે, તેથી 'આઠમા' વગેરે સંખ્યાનો પ્રયોગ કર્યો છે. મેરુદેવી મેરુની પુત્રી હતી. તેમાં ઋષભદેવજી થયા છે તો તેનામાં માતાના ગુણો હશે ? તે શંકા દૂર કરવા માટે મૂળમાં तु શબ્દ મૂકયો છે. અથવા બુદ્ધાવતારની માફક આ અવતાર પણ વેદવિરુદ્ધ થશે, તેવી શંકાનું સમાધાન કરવા માટે तु શબ્દ છે. આ ઋષભદેવજી ગુણાવતાર વિષ્ણુનો અવતાર છે, તે કહેવા માટે ઘણા પરાક્રમવાળા જણાવેલ છે. ઋષભદેવ ભગવાને નિરૂપણ કરેલા સંન્યાસધર્મમાં મુખ્ય ધૈર્ય સાધન છે; એટલે ધૈર્ય સિવાય સંન્યાસ રહી શકે નહિ જ. સંન્યાસ છેવટનો આશ્રમ હોવાથી દરેક પુરુષે તેને નમસ્કાર કર્યા છે. નિવૃત્તિમાર્ગમાં આ છેલ્લામાં છેલ્લી દશા છે, પરંતુ છેવટનો આશ્રમ હોવાને લીધે ત્યાં કોઈ પણ બંધન હોતું નથી, તેથી પાખંડપણાની સંભાવના થશે ! તો તેની નિવૃત્તિ સારુ કહે છે કે તે ભગવાનને દરેક આશ્રમવાળા નમસ્કાર કરે છે. (૧૩)

**ऋषिभिर्याचितो भेजे नवमं पार्थिवं वपुः ।**
**दुग्धेमामोषधीर्विप्रास्तेनायं स उशत्तमः ॥ १४ ॥**

**શબ્દાર્થ**:—ઋષિઓએ પ્રાર્થના કરેલા ભગવાને નવમું પૃથુરાજાનું શરીર ગ્રહણ કર્યું. અને હે બ્રાહ્મણો, આ પૃથ્વીમાંથી ઓષધિઓનું દોહન કર્યું; તેથી તે આ ભગવાન ઘણા જ મનોહર છે.

**ભાવાર્થ**:—પૃથુનો અવતાર આવેશી છે; કારણ કે પૃથુના સબન્ધવાળું શરીર ગ્રહણ કર્યું, તેમ મૂલમાં જ વાકય છે. અને પ્રથમ નિરૂપણ કરેલા છે તે પુરુષ જ આ છે; તેથી મૂળમાં सः (તે) લખેલ છે. "રાજાઓનું કલ્યાણ, પ્રજાનું પાલન કરવામાં જ છે" એમ કહેલું છે, તેથી અને ભગવાન સર્વના

આત્મા છે, તેથી સર્વનું હિત કરનારા ધર્મ પૃથુરાજામાં છે. ઋષભદેવ ભગવાનના ધર્મ કરતાં પણ ઉત્તમ છે, તેથી પૃથુ ભગવાનનો નવમો અવતાર છે. ત્યાં શંકા કરે છે કે તેનો પિતા વેન દુષ્ટ હતો, તેનાથી અવતાર કેમ થયો ? ત્યાં કહે છે કે ઋષિઓએ પ્રાર્થના કરવાથી તે અવતાર થયો છે, જો કે તે સાક્ષાત્ નથી તો પણ પૃથુના શરીરમાં આવેશ છે. તેણે ગાયરૂપ પૃથ્વી બનાવીને તેમાંથી ઓષધિનું દોહન કર્યું છે. ત્યાં દોહન કરવાનો અર્થ બતાવનાર ક્રિયાપદ **अदुग्धने** બદલે **दुग्ध** એમ ભૂતકાળ બતાવેલ છે. અથવા **दोग्धा** ( દોહનારા એવું પદ પણ નીકળે છે. પૃથ્વી દોહવી તે અલૌકિક કામ છે, તે માટે અહીં અલૌકિક પ્રયોગ કરેલો છે. તેમ **इमां** ( આ પૃથ્વીને ) અને **ओषधीः** ( ઓષધિઓને ) આવી રીતે દોહન કાર્યમાં બે કર્મ કહેલાં છે. પૃથ્વીને દોહવી તે અભીષ્ટ છે. તે પૃથ્વીમાંથી ઓષધિ દોહી લેવી તે પણ અભીષ્ટ છે; તેથી બે કર્મ આપ્યાં છે. એમ જ્યાં બે કર્મો હોય ત્યાં આવું સમજવાનું છે. **विप्राः** (હે બ્રાહ્મણો) સંબોધનનો એવો અર્થ થાય છે કે તમે વિશેષ પૂરનારા છો, એટલે તમે જ દોહીને આ અપૂર્ણ જગત્‌ને પૂર્ણ કર્યું છે, એમ બતાવ્યું છે. પૃથ્વીના દોહન માટે જ આ અવતાર છે. તે કાર્ય જીવથી થઈ શકે તેવું નથી. તેથી તે પૃથુ નારાયણ છે. તેમાં વળી ઉપકાર કરનાર પૃથુ ભગવાન છે, તે વધારે છે. તેવો ઉપકાર કરવો બીજા અવતારોમાં પણ દુર્લભ છે; તેથી પૃથુ ભગવાન અત્યંત મનોહર છે. (૧૪)

એમ ક્ષત્રિયભાવ વડે ત્રણ અવતારોનું નિરૂપણ કરીને હવે વૈશ્યભાવે ત્રણ શ્લોકોથી ચાર અવતારોનું નિરૂપણ કરે છેઃ

**रूपं स जगृहे मात्स्यं चाक्षुषान्तरसम्प्लवे ।**
**नाव्यारोप्य महीमय्यामपाद्वैवस्वतं मनुम् ॥ १५ ॥**

**શબ્દાર્થઃ**—ચાક્ષુષ મન્વંતરમાં જ્યારે પ્રલય થયો ત્યારે ભગવાને મત્સ્યનું રૂપ ગ્રહણ કર્યું હતું, અને પૃથ્વીરૂપ નાવમાં બેસાડીને વૈવસ્વત મનુની રક્ષા કરી.

**ભાવાર્થઃ**—છેતરીને કાર્ય સિદ્ધ કરવું તે વૈશ્યનું લક્ષણ છે; કારણ કે "જેમાં સાચું અને જૂઠું આવે તે વણિકપણું કહેવાય છે," એવું વાકય છે. એથી એક છેતરનાર છે અને બીજું નથી. એટલે અહીં અવતારમાં રૂપ છેતરનાર છે અને વચન છેતરનાર નથી. વૈશ્યમાં તેથી ઊલટું હોય છે; તેથી વૈશ્યનું રૂપ છેતરનાર નથી, પણ વચન છે. ચાક્ષુષમનુનો મન્વંતર થયા પછી પ્રલય બાધિત છે; એટલે કલ્પની સમાપ્તિ થાય ત્યારે બ્રહ્માનો દિવસ પણ પૂર્ણ થાય છે ત્યારે પ્રલય થાય છે. તે એક કલ્પમાં ચૌદ મન્વંતરો થાય છે, તેથી કલ્પની સમાપ્તિ ચૌદમા મન્વતર પછી થાય છે; અને ચાક્ષુષમનુ છઠ્ઠા છે, તેથી તેના મન્વંતર પછી પ્રલય ઘટતો નથી, તેથી તેને બાધિત કહ્યો છે;

માટે આ પ્રલયને કેટલાક માયિક માને છે. પરંતુ ખરી રીતે તો સ્વાયંભુવ વગેરેના ક્રમ પ્રમાણે દરેક કલ્પમાં ચૌદ[1] મનુઓ થતા નથી; કેમકે અધિકારીઓને [2]મુક્તિ થવાનો સંભવ છે; માટે કોઈ કલ્પમાં ચાક્ષુષમનુ પણ ચૌદમા મનુ તરીકે થઈ શકે છે. દરેક કલ્પમાં સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદથી તે તે મનુ પ્રથમ થાય છે; એટલે સાત્ત્વિક કલ્પમાં સાત્ત્વિક મનુ પ્રથમ થાય; રાજસ કલ્પમાં રાજસ મનુ અને તામસ કલ્પમાં તામસ મનુ પહેલાં થાય છે, તેથી કયારેક ચાક્ષુષમનુ ચૌદમા થાય તો તે વિરુદ્ધ નથી. ચાર સાત્ત્વિક, પાંચ રાજસ અને પાંચ તામસ, એમ ચૌદ મન્વંતર છે; માટે ઘણાં વાકયોના અનુસારે જણાવેલો પ્રલય થયો યોગ્ય છે. તેથી પ્રલયને માયિક કહેવો યોગ્ય નથી. માર્કંડેયઋષિએ જોયેલા પ્રલયનું માયિકપણું છે તે તો ત્યાંજ સ્ફુટ કહેલું છે; તેથી તેને માયિક કહેવામાં દોષ નથી; પરંતુ આ પ્રલયને કયાંય માયિકપણું[3] કહેલું નથી. પૃથ્વી દેવતારૂપ છે. તેથી તેને નૌકારૂપપણું સંભવે છે. વળી તે બીજા મન્વંતરમાં વિવસ્વાનૂથી ઉત્પન્ન થયેલ છે અને આ મન્વંતરમાં અધિકારી થાય છે, તેથી પણ તેને માયિકપણું ઘટતું નથી. ભક્તની રક્ષા કરવી તે અવતારનો ધર્મ છે. તેથી વૈવસ્વત મનુની રક્ષા કરી છે. વૈવસ્વત મનુ નામ આપેલ છે તે ભવિષ્યમાં થનારું નામ છે; કારણ કે રક્ષા કરી તે વખતનું નામ સત્યવ્રત[4] હતું. (૧૫)

---

૧ મત્સ્યપુરાણમાં વૈવસ્વત મનુ પછી સાવર્ણિ, રૌચ્ય, ભૌત્ય, મેરુસાવર્ણિ, ઋતુ, ઋતુધાર્ય, અને વિષ્વક્સેન, એમ સાત મનુઓ કહેલા છે અને માર્કંડેયપુરાણમાં પાંચમા સાવર્ણિ, છઠ્ઠા રૌચ્ય અને સાતમા ભૌત્ય, એમ સાત લખેલા છે. આમ તે બન્ને પુરાણોમાં એક ક્રમ નથી. તેથી દરેક કલ્પમાં જુદા જુદા ક્રમથી મનુઓ થાય છે.

૨ "તે ભક્ત હોવાથી મુક્ત થાય છે" એમ મત્સ્યપુરાણમાં કહ્યું છે. તેમ જ પોતાની કીર્તિ માટે ચરાચર આ જગતને ઉત્પન્ન કરીને કલ્પનો દિવસ જાય ત્યારે તે ભક્ત બ્રહ્માજી સાથે મુક્ત થાય છે.

૩ અષ્ટમ સ્કંધના ચોવીસમા અધ્યાયમાં સાતમા આઠમા શ્લોકમાં કહ્યું છે કે કલ્પને અંતે બ્રહ્માનો નૈમિત્તિક પ્રલય હતો, ત્યારે ભૂલોક વગેરે ત્રણ લોકો સમુદ્રમાં ડૂબેલા હતા. અને બ્રહ્માજીને નિદ્રા આવી ગઈ, ત્યારે તેના મુખમાંથી નીકળેલા વેદને હયગ્રીવ નામનો દૈત્ય લઈ ગયો. પછી ૩૨મા શ્લોકમાં ભગવાને સત્યવ્રત રાજાને કહ્યું કે આજથી સાતમે દિવસે પ્રલય થશે. તે પછી ૩૭મા શ્લોકમાં કહ્યું છે કે જ્યાંસુધી બ્રહ્માની રાત્રિ રહેશે ત્યાંસુધી હું નાવ લઇને ફરીશ. તેવી જ રીતે નવમસ્કંધના પ્રથમાધ્યાયના બીજા શ્લોકમાં પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો છે, ત્યાં કહ્યું છે કે સત્યવ્રત રાજાએ ગયા કલ્પમાં ભગવાનની સેવાથી જ્ઞાન મેળવ્યું છે; તેથી ચૌદમા ચાક્ષુષ મન્વંતરને અંતે પ્રલય થવો સિદ્ધ જ છે.

૪ જેમ કન્યાનો વિવાહ ન કર્યો હોય પણ સગપણ કર્યા પછી પુત્રની વહુ કહેવાય છે, તેવી રીતે મનુ થવાનું વરદાન ભગવાને આપેલું હોવાથી વૈવસ્વત મનુ તરીકેનું નામ ભવિષ્યમાં થનારૂં છે.

**सुरासुराणामुदधिं मथ्नतां मन्दराचलम् ।**
**दध्रे कमठरूपेण पृष्ठ एकादशो विभुः ॥ १६ ॥**

**શબ્દાર્થ:**—**દેવતાઓ અને અસુરો સમુદ્રનું મંથન કરતા હતા, ત્યારે સમર્થ ભગવાને અગિયારમા અવતારમાં કાચબાના રૂપથી પીઠ ઉપર મંદરાચલ પર્વતને ધારણ કર્યો.**

**ભાવાર્થ:**–[1]કપટથી અમૃતમંથન કરવા માટે પ્રવૃત્તિ છે, તેથી કૂર્માવતાર પણ દૈત્યોને છેતરનાર છે અને દેવોનું હિત કરનાર છે, તેથી આ અવતારને વૈશ્યમાં ગણ્યો છે. મત્સ્યાવતાર ચાક્ષુષ મન્વંતર પછી પ્રલયમાં કહેલો છે અને પછી અગિયારમો અવતાર કૂર્મ છે; તેથી તેના પહેલાના મત્સ્યાવતારને દશમ અવતાર તરીકે કહેવો જોઇએ. તેમ નવમા અવતારના પૃથુ લખ્યા પછી અને અગિયારમા કૂર્મની પહેલાં મત્સ્યાવતાર છે, તેથી પણ મત્સ્યાવતાર દશમો થાય છે. ત્યારે મન્વંતરનાં કર્મનો વિચાર કરતાં કૂર્માવતાર ચાક્ષુષ મન્વંતરમાં છે. તે પહેલાંનો મત્સ્યાવતાર હોવાથી પ્રલયને માયિકપણું સિદ્ધ થશે, એવી શંકા ન થાય તે માટે કહે છે કે મત્સ્યાવતાર પૂર્વ કલ્પમાં રહેલો છે, તેથી ક્રમનો બાધ આવશે નહિ. તેમ અહીં વંચનનું આધિપત્ય હોવાથી કૂર્માવતાર અગિયારમો છે, એમ પછી પણ સમજવાનું છે. વળી સમુદ્રમંથન વખતે પહેલાં દેવોએ વાસુકિ નાગનું મુખ પકડયું, તેનું કારણ એટલું જ કે મુખ તો દૈત્યોને પકડાવવાનું હતું, પરંતુ તેમ કહેવાથી દૈત્યો કબૂલ થાય નહિ, તેથી પ્રથમ પોતે નાગનું મુખ પકડયું, એટલે દૈત્યો મુખ પકડવા તૈયાર થયા-ઇત્યાદિ કાર્ય કરવાથી છેતરવાપણું સિદ્ધ થાય છે, તેથી વૈશ્યપણું છે. તેમ મત્સ્યાવવાર કરતાં આમાં કાપટ્ય ઘણું છે, તેથી આ અવતારને અગિયારમો કહ્યો છે. સમુદ્રમંથન વખતે જ્યારે મંથનના સાધનરૂપ રવૈયાના સ્થાનકે મંદરાચલ હતો, તેને કચ્છપાવતાર ધારણ કરી પીઠ ઉપર ધારણ કર્યો હતો; એમ જલમાં આધાર વગર પર્વતને ધારણ કરીને રહેવું, એ જીવથી થઇ શકે નહિ; તે અવતારનું કાર્ય છે. ત્યાં શંકા કરે છે કે કાચબાની પીઠ તો ઘણી જ ચીકણી હોવાથી પર્વતનું ધારણ કેવી રીતે સંભવે? તે માટે કહે છે કે તે "વિભુ" છે; એટલે સર્વ કરવાને સમર્થ છે. (૧૬)

---

૧ ભગવાને પહેલાં જ દેવતાઓને સમુદ્રમંથન કરવાની સલાહ આપી ત્યારે કહ્યું હતું કે જેમ સર્પ કરંડિયામાં પુરાયેલ હોય ત્યારે તે બહાર ફરનારા ઉંદરની સાથે મિત્રતા કરે છે અને કરંડિયાની અંદર દાણાનો લોભ આપી તેની પાસે કરંડિયો તોડાવે છે, અને જ્યારે ઉંદર તે પ્રમાણે છિદ્ર કરી કરંડિયામાં પ્રવેશ કરે છે ત્યારે સર્પ તેનું ભક્ષણ કરી જાય છે, તેમ તમે દેવતાઓ પણ દૈત્યો સાથે મિત્રતા કરી સમુદ્રમંથનદ્વારા અમૃત ઉત્પન્ન કરો; પછી દૈત્યોને કેવળ ક્લેશ જ થશે, ફળરૂપ અમૃત તમને પ્રાપ્ત થશે, એમ સમજાવીને સમુદ્રમંથન કર્યું, ત્યારે તેમાં મંદરાચલ પર્વત ધારણ કરવા ભગવાન કાચબો થયા છે, તે કપટપણું બતાવ્યું છે.

એક અવતારમાં બે અવતારપણું થયું તે કહે છે:

**धान्वंतरं द्वादशमं त्रयोदशममेव च ।**
**अपाययत्सुरानन्यान्मोहिन्याऽमोहयत्स्त्रिया ॥१७॥**

**શબ્દાર્થ:**—ધન્વંતરિનો અવતર બારમો અને તેરમો છે; તે અવતારથી મોહિની સ્ત્રી વડે, અસુરોને મોહ કરનાર ભગવાને દેવતાઓને અમૃતપાન કરાવ્યું.

**ભાવાર્થ:**—અહીં **द्वादशमम्** એ શબ્દમાં **म**કાર છે તે વૈદિક પ્રયોગનો છે. અથવા "દ્વાદશમાં માન કરનારા છે" એવો અર્થ થાય છે. "ધન્વંતરિ" પદ આવવાથી આયુર્વેદનો પ્રચાર કરવાનું સૂચવ્યું છે તે સ્પષ્ટ છે. તે તો ધન્વંતરિ નામથી જ સમજાય છે, માટે શ્લોકમાં લખેલ નથી. અને અહીં તો અમૃતનો કલશ ધન્વંતરિ લાવ્યા એટલી જ હકીકત આપી છે, પણ અવતારનું પ્રયોજન કહ્યું નથી. તેમાં એક જ અવતાર બારમો અને તેરમો કેમ થઈ શકે? તેવા સંદેહની નિવૃત્તિ માટે મૂળમાં **एव**કાર મૂકયો છે; અને ધન્વંતરિનો પુરુષ અવતાર છે તેમ જ મોહિનીનો સ્ત્રી અવતાર છે, તેથી પણ પરસ્પર વિરોધ આવે છે, તેની નિવૃત્તિ માટે **च**કાર છે. ધન્વતરિનું રૂપ જ ધન્વંતરિનો સંબન્ધ બતાવે છે. અમૃતનું પાન દેવતાઓએ કરેલ છે; તેથી તેનું પાન કરવું એ ભગવાનનું કાર્ય નથી; માટે પ્રયોજનના કર્તામાં દેવતાઓને જ કર્મપણાથી લખેલા છે અને અમૃતનું પાન ભગવાને કરાવ્યું. આ શ્લોકમાં અમૃતપાન કરાવવાનું જે ચરિત્ર લખ્યું છે, તે તેરમા અવતારનું કાર્ય છે અને અસુરોને સ્ત્રીરૂપથી મોહ કર્યો. અહીં એવો અભિપ્રાય છે કે સર્વને ભગવાનના સ્ત્રીસ્વરૂપનું દર્શન થતું નથી. દેવતાઓ તો ભગવદ્રૂપથી જ દર્શન કરે છે; કેમકે સૂર્ય અને ચંદ્રમાની વચ્ચે રાહુદૈત્ય દેવતાનું રૂપ ધરીને અમૃતપાન કરવા બેઠો હતો તેના અસુરપણાનું સૂચન ભગવાને તે વખતે જ કરી નાખ્યું હતું. તે વખતે જો ભગવદ્રૂપે દર્શન ન હોય તો આ રાહુને ભગવાન્ દંડ દેશે, એમ શી રીતે જાણી શકે? માટે ખરી રીતે તો દેવોને "ધન્વંતરિ" રૂપનું જ દર્શન થયું હતું; તેથી મૂળમાં સ્ત્રીરૂપ વડે અન્યને મોહ કર્યો છે, એમ લખ્યું છે. તેથી દેવતાઓને મોહ થયો નહતો એ સિદ્ધ જ છે. અને અસુરોને સ્ત્રીરૂપ આકૃતિનો બોધ થયો, તે કેવળ પ્રભુના સામર્થ્યથી જ થયું છે.

અહીં શંકા થાય છે કે એક જ અવતાર છે ત્યારે મૂળમાં સંખ્યા બે શા માટે કહી? તેનું સમાધાન કરે છે કે હાથમાં અમૃતનો કલશ લઇને ધન્વંતરિ ભગવાન્ પ્રકટયા હતા; પરંતુ અસુરો તે કળશ લઇ ગયા. પછી અસુરોએ ભગવાનને સ્ત્રીરૂપે જોયા; તેથી તેની તેરમી સંખ્યા જુદી બતાવી છે. (૧૭)

આવી રીતે વૈશ્યભાવથી ચાર અવતારોનું નિરૂપણ કરીને ફરીથી ઉત્તમ

પ્રકારે પરંપરાનું નિરૂપણ કરવા માટે નારાયણની માફક નૃસિંહજી, સાક્ષાત્ ભગવાનનો અવતાર છે, એમ નિરૂપણ કરે છેઃ

**चतुर्दशं नारसिंहं बिभ्रद्दैत्येन्द्रमूर्जितम् ।**
**ददार करजैर्वक्षस्येरकां कटकृद्यथा ॥१८॥**

**શબ્દાર્થઃ**—ચૌદમું નૃસિંહ સ્વરૂપ ધારણ કરીને, ચટાઈ બનાવનાર કારુક નદીકિનારે થતી પાનને જેવી રીતે ચીરી નાખે, તેવી રીતે પ્રભુએ વૃદ્ધિ પામેલા દૈત્યેન્દ્ર હિરણ્યકશિપુની છાતી ચીરી નાખી.

**ભાવાર્થઃ**—આ પુષ્ટિમાર્ગનો અવતાર છે; તેથી પૂર્વના અવતારથી વિશેષ છે. પહેલાનો ક્રમ કહેવો ઇચ્છિત હોવાથી ચૌદમા અવતાર તરીકે નૃસિંહ ભગવાન્ છે. નૃસિંહના સંબન્ધવાળું સ્વરૂપ તે "નારસિંહ" કહેવાય છે; એટલે મનુષ્ય અને સિંહ એમ બે રૂપ હોવાથી અલૌકિકપણું છે; તેથી પુષ્ટિપણું પણ છે. આ અવતારમાં ભક્તિ જ મુખ્ય છે; તેથી પોતાના દ્વારપાલને પણ મારીને તેના પુત્ર પહ્લાદ કે જે એક અનન્ય ભક્ત છે, તેની રક્ષા કરી. પોતાનો દ્વારપાલ પણ સર્વ દૈત્યોનો ઈન્દ્ર હતો, તેને મારીને પણ તેના પુત્ર દૈત્યની રક્ષા કરી. इन्द्रપદથી મારવા યોગ્ય નહિ હતો, તથાપિ માર્યો છે, એમ બતાવ્યું છે. બ્રહ્માની સૃષ્ટિમાં તેને કોઇપણ મારી શકે તેમ ન હતું, એવું તેને વરદાન હોવાથી તે હિરણ્યકશિપુ એવો સમૃદ્ધ થયો હતો કે મદથી તેણે મર્યાદાને તોડી નાખી હતી; તેથી તેને માર્યો છે. તેને બ્રહ્માનું વરદાન હતું કે તે કોઇ શસ્ત્રથી, પ્રાણવાળાથી કે પ્રાણ વગરનાથી યે મરે નહિ. તે બ્રહ્માનું વાક્ય સત્ય કરવા માટે ભગવાને તેને નખથી ચીરી નાખ્યો. તેમ જ પૃથ્વીમાં કે અંતરિક્ષમાં પણ મરે નહિ, તેવું વરદાન હોવાથી તેને ખોળામાં લઇને ચીર્યો. ચટાઈ બનાવનાર કારુક એરકા (પાન્ય) નામના ઘાસને ચીરે, તેમ તેને નખ વડે ચીર્યો છે. ચટાઈ બનાવનારનું દૃષ્ટાંત આપવાથી સર્વ લોકોના હિત માટે આને માર્યો છે, એમ બતાવ્યું છે. (૧૮)

**पञ्चदशं वामनकं कृत्वाऽगादध्वरं बलेः ।**
**पदत्रयं याचमानः प्रत्यादित्सुस्त्रिविष्टपम् ॥१९॥**

**શબ્દાર્થઃ**—પંદરમું વામનજીનું સ્વરૂપ ધારણ કરીને સ્વર્ગને પાછું લેવાની ઇચ્છા કરનાર, અને ત્રણ પગલાં પૃથ્વીની યાચના કરનારા ભગવાન્ બલિરાજાના યજ્ઞમાં પધાર્યા.

**ભાવાર્થઃ**—આમ ભક્તિમાર્ગમાં નવ અવતારનું નિરૂપણ છે. તેમાં પ્રથમ પ્રહ્લાદજીની રક્ષા કરનાર નૃસિંહ ભગવાન્ મુખ્ય છે; તેથી મૂલરૂપે તેનું નિરૂપણ છે. તે પછી ત્રણ અવતારો બ્રહ્મભાવ વડે છે, ત્રણ અવતારો ક્ષત્રિયભાવ વડે છે, એક વૈશ્યભાવ વડે છે, અને પાછા એક મૂલરૂપ વડે છે; આમ નવ પ્રકારે

નિરૂપણ છે. તે મૂળરૂપમાં થયેલી નવપ્રકારની ભક્તિ, કેવળ અંશના જ પર્યવસાનથી નિવૃત્ત થતી નથી, એ બતાવવા માટે છે. ભગવાનના સ્વરૂપમાં સહયોગ પ્રાપ્ત થતાં, સેવ્ય સેવકભાવની નિવૃત્તિ થયા પછી પણ, પ્રભુના સામર્થ્યથી ફરીથી જેમ સેવા કરવાનો આરંભ થાય છે, તેવી રીતે કલિયુગમાં સર્વ સાધનોની નિવૃત્તિ થયા પછી પણ ભગવાનૂના અંગરાગના સુગંધનો સંબન્ધ થતાં જ ફરીથી સત્યયુગનો આરંભ થયો. એ સામર્થ્ય મૂલરૂપનું છે; તેથી કલ્કી અવતારને મૂલરૂપપણું છે. એમ શ્રીનૃસિંહજીથી લઇને કલ્કી અવતાર સુધી નવ અવતારો ભક્તિમાર્ગમાં છે.

હવે કશ્યપથી અદિતિમાં વામનરૂપે બ્રહ્મચારી પ્રકટ થતાં તે પંદરમો અવતાર છે. પોતે વામન નથી, તોપણ વામનરૂપ કરીને બલિરાજાના યજ્ઞમાં પધાર્યા. ભક્તનું ભલું કરવા માટે પોતાના ઐશ્વર્યરૂપ ધર્મને પણ એક બાજુ મૂકીને યાચના કરવા પધાર્યા, તેથી પહેલાંના અવતાર કરતાં આમાં વિશેષપણું બતાવ્યું છે. આપેલી ચીજને પાછી લેવી તેને પ્રત્યાદાન કહેવાય છે. તેવી રીતે સ્વર્ગનું પ્રત્યાદાન કરવા માટે બલિના યજ્ઞમાં પધાર્યા. આ લોક અને પરલોકના દેહ ત્રણ પગલામાં આવેલા છે. બલિના યજ્ઞમાં પધારવામાં ઇચ્છિત અર્થ હતો, તે શ્લોકના ઉત્તરાર્ધમાં ત્રણ પગલાંની યાચના કરવારૂપ બતાવ્યો છે, અને ચરિત્ર તો કશ્યપ ઋષિને ત્યાં પ્રકટ થઇને યજ્ઞમાં પધાર્યા તે જ છે. (૧૯)

**अवतारे षोडशमे पश्यन्ब्रह्मद्रुहो नृपान् ।**

**त्रिः सप्तकृत्वः कुपितो निःक्षत्रामकरोन्महीम् ॥२०॥**

**શબ્દાર્થઃ**—સોળમા અવતારમાં, બ્રાહ્મણોને દ્રોહ કરનારા રાજાઓને જોઇને, ક્રોધયુક્ત થયેલા ભગવાને એકવીશ વખત ક્ષત્રિય વગરની પૃથ્વી કરી.

**ભાવાર્થઃ**—ક્ષત્રિય કન્યામાં ઉત્પન્ન થયેલા પરશુરામ ભગવાનનું રૂપ સોળમું છે. તેણે એકવીશ વખત નિઃક્ષત્રિય પૃથ્વી કરી. સાત વખત મારવાથી ક્ષત્રિયોનું બીજ નષ્ટ થઇ ગયું. તે પછી ક્ષત્રિયો ફરીવાર બ્રાહ્મણથી ઉત્પન્ન થયા અને વૃદ્ધિ પામ્યા, એટલે ફરી પરશુરામ ભગવાને સાત વખત માર્યા. ફરી ઉત્પન્ન થયા અને ફરી સાતવાર માર્યા; એવી રીતે એકવીશ વખત ક્ષત્રિય વગરની પૃથ્વી કરી. પોતાના પિતા જમદગ્નિ ઋષિને સહસ્રાર્જુન રાજાએ માર્યા હતા, તે નિમિત્તથી પરશુરામજીએ નિઃક્ષત્રિય પૃથ્વી કરી, એમ છે, તોપણ મુખ્ય કારણ તો બ્રાહ્મણોની રક્ષા કરવાનું હતું. (૨૦)

**ततः सप्तदशे जातः सत्यवत्यां पराशरात् ।**

**चक्रे वेदतरोः शाखा दृष्ट्वा पुंसोऽल्पमेधसः ॥२१॥**

**શબ્દાર્થઃ**—તે પછી સત્તરમા અવતારમાં પરાશરથી સત્યવતીમાં વેદવ્યાસજી થયા. તેણે અલ્પબુદ્ધિવાળા પુરુષોને જોઇને વેદરૂપી વૃક્ષની શાખાઓ કરી.

**ભાવાર્થ**:—તે પછી ઉપર ફરનારા વસુથી મત્સ્યગર્ભમાં એક સત્યવતી કન્યા થઈ હતી; તે સત્યવતીનું પાલન એક ઢીમરે કરેલું હતું; તેથી તે દાશ-કન્યા કહેવાઈ છે. તે દાશકન્યામાં પરાશર ઋષિથી વેદવ્યાસજી સત્તરમા અવતાર તરીકે થયા છે. ભક્તિમાર્ગની ગણનામાં તે ત્રીજા છે. વેદને કલ્પવૃક્ષપણું પહેલા અધ્યાયમાં કહેવાયું છે. યજ્ઞની અનંત મૂર્તિઓ છે. તેમાંથી જેટલા વેદના ભાગ વડે એક મૂર્તિનું પ્રતિપાદન થાય તે એક શાખા કહેવાય છે. એવી રીતે બીજી ઘણી શાખાઓ છે. જો કે બ્રાહ્મણોએ તો સમગ્ર વેદ ભણવો જોઇએ તો પણ પ્રમેયરૂપ બળનું અવલંબન કરીને એટલે ભોગ અને મોક્ષને આપનારા રૂપનો વિચાર કરીને, એક જ મૂર્તિ સર્વમૂર્તિઓ છે, એવા અભિપ્રાયથી શાખાઓ કરેલી છે; તેથી થોડી બુદ્ધિવાળાને પણ વેદનું અધ્યયન સહેલાઈથી થઈ શકે અને ભક્તિ પણ થાય; તેથી શાખા વિભાગ કરેલ છે. એટલે તે શાખા ભણતાં બાકીનો સમય રહે તે ભક્તિના ઉપયોગમાં આવે, તે માટે વેદોના જુદા જુદા વિભાગ શાખારૂપે કર્યા છે. (૨૧)

**नरदेवत्वमापन्नः सुरकार्यचिकीर्षया ।**
**समुद्रनिग्रहादीनि चक्रे वीर्याण्यतः परम् ॥२२॥**

**શબ્દાર્થ**:—આ પછી દેવતાઓનું કાર્ય કરવાની ઇચ્છાથી રાજાપણાને પ્રાપ્ત થયેલા શ્રીરામચંદ્રજીએ સમુદ્રનો નિગ્રહ કર્યો વગેરે પરાક્રમો કર્યાં.

**ભાવાર્થ**:—ઉપરના અવતારોથી જુદો ક્રમ બતાવવા માટે શ્રીરામચંદ્રજી વગેરે ત્રણ સ્વરૂપોનું નિરૂપણ કરવાને મૂળમાં **अतः परम्** એમ કહ્યું છે. પહેલાં બ્રાહ્મણભાવનો ક્રમ કહ્યો છે અને હવે અહીં ક્ષત્રિયભાવ કહેવાની ઇચ્છા છે. જો કે સૂર્ય અને ચંદ્ર એમ બે પ્રકાર જ જોઇએ, પરંતુ ચદ્ર શુકલપક્ષમાં વૃદ્ધિ પામે છે અને કૃષ્ણપક્ષમાં ક્ષય પામે છે, તેથી તેના વૃદ્ધિરૂપથી અને ક્ષયરૂપથી નિરૂપણ કર્યું છે; માટે ચંદ્રનાં બે રૂપ અને સૂર્યનું એક રૂપ, એમ ત્રણ ત્રણ પ્રકારથી નિરૂપણ છે. નરદેવ એટલે રામચંદ્રજી રાજા છે અને દેવતાનું કાર્ય કરવા માટે રાવણનો વધ કર્યો, તેમાં અવતારનું ચરિત્ર તો સમુદ્રનો નિગ્રહ કરવારૂપ છે. અથવા સમુદ્ર ઉપર સેતુ બાંધી તેને સ્વાધીન કર્યો તેમ જ ભારતવર્ષના એક ભાગમાં મરુસ્થળ (મારવાડ) બનાવ્યો, પરશુરામ-જીને જીત્યા, અને વાલી નામના વાનરનો વધ કર્યો વગેરે ચરિત્રો કર્યાં, તે **आदि** શબ્દનો અર્થ છે. (૨૨)

**एकोनविंशे विंशतिमे वृष्णिषु प्राप्य जन्मनी ।**
**रामकृष्णाविति भुवो भगवानहरद् भरम् ॥२३॥**

**શબ્દાર્થ**:—ઓગણીશ અને વીશમા અવતારમાં વૃષ્ણિકુળમાં રામ અને કૃષ્ણ ભગવાને જન્મ લઇને, પૃથ્વીકુળનો ભાર ઉતાર્યો.

**ભાવાર્થ**:—બલદેવજીમાં આવેશ છે અને શ્રીકૃષ્ણ અવતાર છે. મૂળમાં **विंशतितमे** એમ વ્યાકરણના નિયમથી લખવું જોઇએ, તેને બદલે **विंशतिमे** એમ જે લખ્યું છે, તેમાં તકારનો લોપ કર્યો છે. એ વૈદિક પ્રયોગ કર્યો છે. આ રીતે તો ચંદ્રમાનું એકપણું છે તેથી એક શ્લોકથી બન્ને અવતારોનું નિરૂપણ કરેલું છે. **वार्ष्णेय** એમ કહેવું જોઇએ: પણ ત્યાં વ્યાકરણના નિયમથી રાજાના નામમાં પ્રત્યયનો લોપ થાય છે; તેથી **वृष्णिषु** એમ કહ્યું છે. અહીં આરેય અવતારોનું સ્થાન શ્રીકૃષ્ણ છે. નારાયણના અંશ, કેશ, સુતપા, અને વૃષ્ણિએ તપ કરવાથી ભગવાન્ પ્રસન્ન થયા હતા. તે ચારેયનું સ્વરૂપ અહીં એક જ સ્થાનમાં છે. તેમાં એક રૂપને ઘણારૂપે કહેવાની ઇચ્છા છે. તે રૂપ શ્રીકૃષ્ણનું છે. શ્રીબલદેવજી તો એક જ છે. એમ પાંચ અવતારો છે. અને જન્મ બે સ્વરૂપનાં છે, તે સારુ **जन्मनी** એમ દ્વિવચન મૂકેલું છે. અને બે જ સ્વરૂપનો જન્મ લોકમાં પણ પ્રસિદ્ધ છે; તેથી લોકમાં બે નામ પ્રસિદ્ધ છે, એમ બતાવવા માટે "રામ અને કૃષ્ણ બન્નેએ જન્મ લીધો" એમ કહ્યું છે. પણ અવતારનું કાર્ય તો ભગવાને જ કરેલું છે, તે માટે ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો એમ લખ્યું છે. પૃથ્વીનો ભાર ઉતારવો એ સામાન્ય રીતે લોકમાં પ્રસિદ્ધ પણ છે; તેથી તે કાર્ય અહીં લખેલું છે. (૨૩)

**ततः कलौ सम्प्रवृत्ते सम्मोहाय सुरद्विषाम् ।**
**बुद्धो नाम्ना जिनसुतः कीकटेषु भविष्यति ॥२४॥**

**શબ્દાર્થ**:—ત્યારપછી સારી રીતે કલિયુગ પ્રવૃત્ત થશે ત્યારે દૈત્યોને મોહ કરવા માટે, કીકટ દેશમાં જિનનો પુત્ર અથવા અજિનનો પુત્ર બુદ્ધ નામથી થશે.

**ભાવાર્થ**:—જુદો ક્રમ બતાવવા માટે શ્લોકના આરંભમાં **ततः** એમ લખ્યું છે. કલિયુગ સારી રીતે ફેલાય, ત્યારે તેના ધર્મનો પ્રચાર પણ થશે, ત્યારે દેવતાઓનો દ્વેષ કરનારા દૈત્યો અને રાક્ષસો, કે જે વૈદિક કાર્ય કરવા યોગ્ય દેશોમાં ઉત્પન્ન થયા છે, તેઓનાં વૈદિકકાર્ય છોડાવવા માટે, જિનના પુત્ર અથવા અજિનના પુત્ર બુદ્ધ ભગવાન્ થશે. સૂત પૌરાણિકના સમયમાં તે બુદ્ધ થયા ન હતા, તેથી 'થશે' એમ લખ્યું છે. (૨૪)

**अथासौ युगसन्ध्यायां दस्युप्रायेषु राजसु ।**
**जनिता विष्णुयशसो नाम्ना कल्किर्जगत्पतिः ॥२५॥**

**શબ્દાર્થ**:—હવે પછી કલિયુગ અને સત્યયુગની સંધિમાં, રાજાઓ ઘણું કરીને ચોર જેવા થઈ જશે, ત્યારે વિષ્ણુયશા બ્રાહ્મણને ઘેર કલ્કિ નામના જગત્‌ના પતિ તરીકે પ્રભુ પ્રકટ થશે.

**ભાવાર્થ**:-અહીં ઘણો મોટો અને જુદો ક્રમ બતાવવા માટે **अथ**નો

પ્રયોગ કરેલો છે. કૂર્મ અવતારથી લઇને બુદ્ધાવતાર સુધી કોઇપણ પુરુષને અવતાર નથી, અને કલ્કિ ભગવાન તો પુરુષનો અવતાર છે; એમ બતાવવા સારુ અસૌ (આ પુરુષ) એમ કહ્યું છે. અહીં જે કૂર્માવતાર છે તે સમુદ્રમથનના સમયના કૂર્મ નથી, પણ બ્રહ્માંડને પોતાની પીઠ પર ધારણ કરીને રહેલા કૂર્મ ભગવાન્ છે. ધન્વંતરિ વિષ્ણુનો અવતાર છે. નૃસિંહજી કાલનો અવતાર છે. વામન વિષ્ણુનો અવતાર છે. પરશુરામ વૈશ્વાનર (અગ્નિ)નો અવતાર છે, વ્યાસજી વિષ્ણુના જ્ઞાનનો અવતાર છે. શ્રીરામચંદ્રજી વાસુદેવનો અવતાર છે. બલદેવજી સંકર્ષણનો અવતાર છે. શ્રીકૃષ્ણ વાસુદેવાદિક ચારે વ્યૂહનો અવતાર છે. અને બુદ્ધ વાસુદેવનો અવતાર છે. કલિયુગની સંધ્યા સમાપ્ત થઇ ત્યારે કોઈ રાજાઓ રહ્યા નથી અને પૃથ્વી શૂન્યરૂપ થઇ છે, તો પણ જે કંઈ બચેલા રાજાઓ છે તેચોર જેવા થઈ ગયા છે, એટલે ગમે તેમ કરીને કલિયુગના રાજાઓ પ્રજાને લૂંટવાનો જ પ્રયત્ન કરે છે. શ્લોકમાં **दस्यु** શબ્દની આગળ **प्राय** શબ્દનો પ્રયોગ કર્યો છે; તેથી વિષ્ણુની ભક્તિનું પ્રતિપાદન કરનારા બ્રાહ્મણોના સત્સંગથી પવિત્ર બનેલા, કેટલાક રાજાઓ ચોર અને લુંટારા નથી એમ સૂચવે છે. તેથી જ શંભલ ગ્રામમાં વિષ્ણુયશા નામના બ્રાહ્મણને ઘેર તેની સ્ત્રીમાં કલ્કિપ્રભુ પ્રકટ થશે અને તે જગતના પતિ થશે; એમ અવતારનું પ્રયોજન કહ્યું છે. તેથી કલિયુગને લીધે જગત્ ઘસાઇ ગયું હશે તેને ફરીથી ઉત્પન્ન કરશે. (૨૫)

અવતારો આટલા જ હશે? એવી શંકાનું નિવારણ કરે છે કે:

**अवतारा ह्यसङ्ख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः ।**
**यथाऽविदासिनः कुल्याः सरसः स्युः सहस्रशः ॥२६॥**

**શબ્દાર્થ**:—હે બ્રાહ્મણો, સત્ત્વના નિધિરૂપ, હરિભગવાનના, નિશ્ચયે કરીને અવતારો અસંખ્ય છે, જેમ અખૂટ જળવાળા તળાવમાંથી હજારો નાના નાના પ્રવાહવાળી તુચ્છ નદીઓ નીકળે છે.

**ભાવાર્થ**:—ભગવાન્ સત્યના સ્થાનકરૂપ છે, એમ કહેવાથી અસંખ્ય અવતારો થવાનું કારણ બતાવ્યું છે; કેમકે જગતનું પાલન કરવું અને ઉત્પત્તિ કરવી તેમાં સત્ત્વગુણની જરૂર છે. **द्विजाः** એ સંબોધન આપવાથી "તમો ઘણા સમયથી જુઓ છો તેથી દરેક હકીકત જાણો છો" તેમ કહી સંમતિ લેવા માટે કહ્યું છે. હવે અવતારોનું સ્વરૂપ કહે છે કે "અક્ષયજળવાળા તળાવમાંથી જેમ હજારો નાની નહેરો નીકળે છે." અને તેવી નહેરો દક્ષિણ દેશમાં વધારે પ્રસિદ્ધ છે, તેવી રીતે હરિભગવાનમાંથી અસંખ્ય અવતારો થયા છે. (૨૬)

દરેકનું સામાન્યથી સ્વરૂપ, પ્રકૃતિ, અને ફળ, એમ બે શ્લોકથી કહે છે:

ऋषयो मनवो देवा मनुपुत्रा महौजस ।
कलाः सर्वे हरेरेव सप्रजातपयः स्मृताः ॥२७॥
एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान्स्वयम् ।
इन्द्रारिव्याकुलं लोकं मृडयन्ति युगे युगे ॥२८॥

**શબ્દાર્થ**:—ઋષિઓ, મનુઓ, દેવતાઓ, મનુના પુત્રો, અનેક અત્યંત પરાક્રમવાળા પ્રજાપતિ વગેરે સર્વે હરિભગવાનની જ કલા છે. તેમાં કોઈ અંશ છે અને કોઈ કલારૂપે છે, પણ શ્રીકૃષ્ણપ્રભુ તો સાક્ષાત્ ભગવાન્ છે. પ્રભુ, દૈત્ય લોકોથી વ્યાકુલ બનેલા લોકને પ્રત્યેક યુગમાં સુખ આપે છે.

**ભાવાર્થ**:—અર્યમા વગેરે ઋષિઓ છે, સ્વાયંભુવ વગેરે મનુઓ છે, વસુ વગેરે દેવો છે, પ્રિયવ્રત વગેરે મનુના પુત્રો છે, મરીચિ વગેરે પ્રજાપતિઓ છે અને બીજાઓ પણ અતિપરાક્રમવાળા છે; તે સર્વે હરિભગવાનની કલારૂપ છે. એટલે જગતની રક્ષા કરવાની ઇચ્છાવાળા, સત્ત્વમૂર્તિ ભગવાન્ વિષ્ણુના ધર્મનો ઉપર જણાવેલા દરેકમાં આવેશ થયેલો છે. મૂળમાં **एव**કારથી ત્યાં બીજાનો સંબંધ નથી એમ બતાવે છે. **स्मृताः** પદથી પ્રમાણ બતાવે છે, પૂર્વે જણાવેલા સનત્કુમારાદિક અવતારો છે. તેમાં કેટલાક અંશો છે અને કેટલાક કળાઓ છે. તેનું નિરૂપણ અવતાર અને આવેશના ભેદથી કર્યું છે. મૂળમાં **च**કાર છે તેથી પુરુષ જે નારાયણ અને બ્રહ્માંડની મૂર્તિરૂપ છે, તેનાં અંશ કલાદિક ન કહેલાં હોય તે પણ અહીં સમજવાનાં છે. ત્યારે તો શ્રીકૃષ્ણમાં પણ અંશ કે કલારૂપપણું સામાન્ય રીતે હશે! તેનું નિવારણ **तु** શબ્દથી કરે છે; એટલે જેના અંશરૂપ પુરુષાદિ છે, એવા શ્રીકૃષ્ણ ભગવાન્ છે, એમ કહેલું છે. તેથી પ્રથમ તો પુરુષરૂપ ગ્રહણ કર્યું છે અને ત્યાંથી આરંભીને દરેક અવતાર વગેરે પ્રભુના અંશરૂપ છે. તે અવતારો ગ્રહણ કરવાનું સામાન્ય રીતે પ્રયોજન કહે છે કે "ઇન્દ્રના શત્રુ દૈત્યોએ, અસાધારણ ઉપદ્રવો કરીને જગતને વ્યાકુલ બનાવી મૂકયું છે", તેવા દુઃખી જગતને સુખ આપવા પ્રત્યેક યુગમાં અવતારો થાય છે. જેમ દરેક કલ્પમાં ચૌદ મન્વંતરો થાય જ છે, તેવી રીતે પ્રત્યેક યુગમાં અવતારો થાય છે. તેથી જેવું પ્રયોજન હોય છે તે પ્રમાણે સર્વ સ્થળે અવતાર થાય છે, એમ સમજવાનું છે. (૨૭-૨૮)

શ્રીકૃષ્ણાવતારનું પ્રયોજન બરાબર કહ્યું નથી તેથી સૂત પૌરાણિકને તેનું અજ્ઞાન હશે! તે શંકાનું નિવારણ કરવા માટે અવતારોનું સ્વરૂપ સમજી શકાય તેવું નથી, તે બતાવે છેઃ

जन्म गुह्यं भगवतो य एतत् प्रयतः शुचिः ।
सायं प्रातर्गृणन् भक्त्या दुःखग्रामाद्विमुच्यते ॥२९॥

**શબ્દાર્થઃ**—ભગવાન્‌નો જન્મ ગુહ્ય છે, માટે આ અવતારચરિત્રનો નિયમપૂર્વક પવિત્ર થયેલો પુરુષ સવાર સાંજ પાઠ કરે તો તે ભક્તિને લીધે દુઃખોના સમૂહથી મુક્ત થઈ જાય છે.

**ભાવાર્થ**:—ભગવાન્ શ્રીકૃષ્ણનો જન્મ ગુહ્ય છે એટલે ગુપ્ત રાખવા યોગ્ય છે, પ્રકટ રીતે કહેવા જેવો નથી. ત્યાં શંકા કરે છે કે ત્યારે ભગવાન્‌ના જન્મનું જ્ઞાન હોવાથી મનુષ્યનો સંસારથી નિસ્તાર કેમ થાય? ત્યાં સમાધાન કરે છે કે સામાન્ય રીતે અમે અવતારોનું રૂપ કહ્યું છે. તે સાવધાન થઇને, શુદ્ધ થઇને, સાયંકાળે અથવા પ્રાતઃકાળે ભક્તિપૂર્વક સ્તોત્રોનો પાઠ કરે તો દરેક દુઃખોના સમૂહથી તે પુરુષ છૂટી જાય છે; એટલે જન્મના રહસ્યનું જ્ઞાન ન હોય તો પણ, કેવળ જન્મના કીર્તનમાત્રથી પણ તે જીવનાં સર્વ દુઃખોની નિવૃત્તિ થાય છે. માટે શ્રદ્ધાથી ભગવાન્‌ને બોલનારો મુક્ત જ થાય છે. (૨૯)

એવી રીતે પોતાના અંશાવતારો વડે, પરિકરસહિત પુરુષાવતારનું નિરૂપણ કરીને પાંચ શ્લોકોથી તેનો વિચાર કહે છેઃ

**एतद्रूपं भगवतो ह्यरूपस्य चिदात्मनः ।**
**मायागुणैर्विरचितं महदादिभिरात्मनि ॥३०॥**

**શબ્દાર્થ**:—લૌકિક રૂપ વગરના, અને ચૈતન્યમાત્ર રૂપવાળા ભગવાનનું, આ બ્રહ્માંડાત્મક રૂપ, માયાના મહદાદિક ગુણો વડે પોતાનામાં જ રચાયેલું છે.

**ભાવાર્થ**:—આ બ્રહ્માંડાત્મક ભગવાનનું રૂપ, સત્ત્વગુણવાળા પૂર્ણબ્રહ્મનું રૂપ છે, કારણકે શરીર વગર બીજે સ્થળે આત્મા રહી શકતો નથી. વ્યાસસૂત્રના સાધનાધ્યાયના દ્વિતીયપાદમાં "ઉભયલિંગ" નામનું અધિકરણ છે તેમાં કહ્યું છે કે "જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્મ વિલક્ષણ રૂપવાળું છે;" કારણકે મુખ્ય રીતે તો તે પ્રકરણમાં બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. એ ન્યાયથી બ્રહ્મમાં પોતાથી જગતના જેવું રૂપ નથી. તેમાં કારણ બતાવે છે કે "તે ચૈતન્યરૂપ છે." એટલે જડપદાર્થ જ રૂપવાળો હોય છે, પણ મૂર્તિ વગરના કેવળ ચૈતન્યને રૂપપણું હોતું નથી; એમ हि શબ્દ વડે બતાવ્યું છે. ત્યારે બ્રહ્માંડરૂપી શરીર શી રીતે સંભવે? તે જાણવા માટે કહે છે કે વૈષ્ણવતંત્રમાં લખ્યું છે કે "જગતના આધિદૈવિક ભગવાનની માયા નામની શક્તિ છે;" તેનાથી સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ થાય છે. તે ગુણોથી મહત્તત્વ વગેરે થાય છે. તે મહદાદિકોએ પોતાના શરીરમાં જ ભગવાનનું શરીર બનાવ્યું છે; એટલે આ ભગવાનનું શરીર છે. અહીં ભગવાન્ સારી રીતે રહેલા હોવાથી ભજન કરવા લાયક થશે એમ ધારીને તે બતાવ્યું છે. તેથી મહદાદિકની કૃપા વડે ભગવાન્ અહીં પ્રકટ થયા છે. એટલે તપાવેલા લોઢાના ગોળામાં અગ્નિની માફક રહે છે એમ સમજવાનું છે. (૩૦)

ત્યાં શંકા થાય છે કે જડરૂપમાં બ્રહ્મની પ્રતીતિ કેમ થાય ? જો લોઢાના ગોળામાં અગ્નિની પ્રતીતિ થાય છે તો જડમાં ચૈતન્યની પણ પ્રતીતિ થવી જોઇએ; પણ તેમ નથીઃ તે દેખાતું નથી અને આ જગત્ તો દેખાય છે; તેમજ જડ છે, તેથી તેમાં ભગવાન્‌નો આવેશ નથી; એમ માનવું જોઇએ; માટે આ બ્રહ્માંડ ભગવાનનું શરીર કેમ થાય ? તેવી શકાનું નિરૂપણ કરે છેઃ

**यथा नभसि मेघौघो रेणुर्वा पार्थिवेऽनिले ।**
**एवं द्रष्टरि दृश्यत्वमारोपितमबुद्धिभिः ॥३१॥**

**શબ્દાર્થઃ**—આકાશમાં વાદળાંનો સમૂહ હોય છે અને વાયુમાં પૃથ્વીના સંબંધવાળી રજ છે એવી રીતે બુદ્ધિ વગરના માણસો જેમ માને છે, તે જ રીતે બુદ્ધિ વગરના માણસો દ્રષ્ટામાં દૃશ્યપણું માને છે.

**ભાવાર્થઃ**—આ બ્રહ્માંડાત્મક શરીરવાળા ભગવાન્ દ્રષ્ટા છે. તે દેવદત્તની માફક બધું જુએ છે. જોકે શરીર પણ દેખી શકાય તેવું છે તોપણ તે દ્રષ્ટાથી વ્યાપ્ત થયેલું છે; તેથી જ્યાં દ્રષ્ટા ન હોય તેવો પદાર્થ જ લોકમાં જોઈ શકાય છે. તેમાં જે મહાપુરુષો છે તે સમગ્ર બ્રહ્માંડમાં લોઢાના ગોળામાં અગ્નિની માફક ભગવાનનાં દર્શન કરે છે. અને જે મૂઢ પુરુષો છે તે દ્રષ્ટારૂપ ભગવાન્‌માં દૃશ્યપણાનો આરોપ કરે છે. એટલે જે ભગવાન્ દરેકને જોનારા છે; તેને "ભગવાન્ દેખાય છે;" એવો દૃશ્યપણાનો આરોપ કરે છે.

ત્યાં શંકા કરે છેઃ બીજામાં બીજાના ધર્મનો આરોપ શા માટે કરે છે ? તેનું સમાધાન કરે છેઃ જેમ આકાશમાં વાદળાંના સમૂહનો આરોપ કરે છે; એટલે ખરી રીતે તો આકાશ જ [1]અદૃશ્ય છે. તેથી તેના આધારપણાથી વાદળાં શી રીતે દેખાય ? તેમ જેના મતમાં પણ આકાશ અદૃશ્ય છે, તેના મતમાં પણ આકાશમાં વાદળાં મનાતાં નથી, પણ વાયુમાં વાદળાં છે એમ મનાય છે. તેમાં જેમ બીજે સ્થળે રહેલાં વાદળાંને બીજે સ્થળે રહેલાં માને છે, તેમ બ્રહ્માંડરૂપ અને ભગવદ્રૂપ દ્રષ્ટા છે તેમાં દૃશ્ય(દેખી શકાય)પણાની પ્રતીતિ થાય છે. આકાશ અદૃશ્ય છે. તેના ધર્મો દૃશ્ય મેઘમાં મુકાય છે. અને સિદ્ધાંતમાં ભગવાન્ અદૃશ્ય છે; તેમાં બ્રહ્માંડ દેખાય છે અને તેના ધર્મનો આરોપ થાય છે એમ નિરૂપણ કર્યું છે; તેથી દૃષ્ટાંત વિષમ થાય છે. તે માટે

---

૧ અદૃશ્ય આકાશમાં જેમ વાદળાનો આરોપ કર્યો છે. તેમ બ્રહ્મના શરીરરૂપ બ્રહ્માંડમાં પણ દૃશ્યપણાનો આરોપ કરેલો છે. જેમ મેળને જોનારને આકાશના ધર્મનો અવકાશ સમજાતો નથી. તેમ પ્રાકૃતપણાથી બ્રહ્માંડને જોનારાને ચેતનપણાની પ્રતીતિ થતી નથી માટે પ્રાકૃય જોનારને પ્રતીતિ ન થાય તે માટે બ્રહ્માંડમાં ભગવાનનો આવેશ નથી એમ કહી શકાતું નથી.

બીજું દૃષ્ટાંત આપે છે કે પૃથ્વીના સંબંધવાળી રજનો આરોપ વાયુમાં કરેલો છે, એટલે જેમ વંટોળિયા વગેરે વાયુમાં વાયુવાળી રજની પ્રતીતિ થાય છે, તેથી ભ્રમવાળા પુરુષો વાયુની રજ આવે છે એમ માને છે, પણ ખરી રીતે તો રજ પૃથ્વીના સંબંધવાળી છે; તેવી રીતે જ ભ્રાંત પુરુષો, આ બ્રહ્માંડમાં જે જડાદિધર્મ દેખાય છે તે માયાના છે, પણ બ્રહ્મના નથી; એમ માને છે, અને દૃશ્ય છે, પરંતુ દ્રષ્ટા નથી એમ માને છે; તેથી દ્રષ્ટામાં દૃશ્યપણાનો આરોપ બુદ્ધિવગરના કરે છે. (૩૧)

આમ નિરૂપણ કરવાથી પ્રપંચમાં જડની બુદ્ધિ છે તે ભ્રાંતિવાળી છે અને પ્રપંચમાં ભગવાનની બુદ્ધિ છે તે મુખ્ય છે એમ સિદ્ધ કરીને જીવમાં પણ ભગવદ્બુદ્ધિ જ મુખ્ય છે, જીવબુદ્ધિ મુખ્ય નથી એમ નિરૂપણ કરે છે:

**अतःपरं यदव्यक्तमव्यूढगुणबृंहितम् ।**
**अदृष्टाश्रुतवस्तुत्वात्स जीवो यत्पुनर्भवः ॥३२॥**

**શબ્દાર્થ:**—આ બ્રહ્માંડ શરીરથી બીજું જે, સૂક્ષ્મ અને પરિણામ પામેલા ગુણોથી વ્યાપ્ત છે, તે અદૃષ્ટ ( ન દેખાય તેવું ) અને અશ્રુત વસ્તુ ( ન સાંભળી શકાય તેવું ) હોવાથી જીવરૂપે છે કે જેથી વારંવાર જન્મમરણ થયા કરે છે.

**ભાવાર્થ:**—ઉપરના શ્લોકમાં બ્રહ્માંડ શરીરનું નિરૂપણ કર્યું છે, હવે તેનાથી સૂક્ષ્મ, સર્વ ઇન્દ્રિયોથી જાણી ન શકાય તેવું, અને અવ્યક્ત જેનું બીજું નામ છે, તેવું જીવ તત્ત્વ છે અને તે હાથપગ વગેરે આકારરૂપે પરિણામ પામેલા, સ્વાભાવિક ગુણોથી વ્યાપ્ત છે; કેમકે જીવ જડ અને ભગવાન સિવાયનો ચોથો કોઇ પદાર્થ જ નથી.

ત્યાં શંકા કરે છે કે જે ઇન્દ્રિયોથી અગોચર છે, તેને જીવભાવ શી રીતે હોય? તેનું સમાધાન કરે છે કે એ ન દેખાયેલું અને ન સંભળાયેલું છે; એટલે જો જડ હોય તો તે દેખાય અને જો ભગવદ્રૂપ હોય તો તે વેદાદિ શાસ્ત્રમાં સંભળાવું જોઇએ. પણ તે તો દેખાતું કે સંભળાતું નથી; તેથી જીવ છે એમ નિશ્ચય થાય છે. તેમ જ સસલાને જેમ શિંગડું હોતું જ નથી તેમ જીવને કોઈ સ્વરૂપ જ નથી, તેમ પણ કહી શકાતું નથી; કેમકે ચેષ્ટા વગેરેથી તે જીવ અનુમાનમાં આવી શકે છે. માટે જડ જીવ અને ભગવાન એ ત્રણમાંથી જડ અને ભગવાનપણાનો નિષેધ કર્યો, એટલે પછી બાકી જીવ સ્વરૂપજ રહેલું છે. અહીં કેટલાક શ્રીધર વગેરે જીવને ઉપાધિરૂપ લિંગશરીર માને છે, તે યોગ્ય નથી; કારણ કે પ્રાપ્ત અને અપ્રાપ્તના વિવેક વડે ભગવાન્ સિવાય જીવનો અભાવ હોવાથી કોને ઉપાધિ થાય? અર્થાત્ ભગવાન્ સિવાય જીવ પદાર્થ જ ન હોવાથી લિંગ શરીર કોની ઉપાધિ થાય? માટે

તે જીવ જ છે; કારણ કે તેનો પુનર્જન્મ થાય છે. એટલે પુરાણ અને લોકમાં એવી પ્રતીતિ થાય છે કે પહેલાં આ જીવ દેવ હતો, હમણાં મનુષ્યપણાને પામ્યો છે; તેથી પુનર્જન્મ થાય છે, એવો નિશ્ચય છે; માટે જો જીવ ન હોય તો પુનર્જન્મ ન જ થાય; તેથી ભગવાનનો ઉપાધિરૂપ સૂક્ષ્મ જીવ કોઈ છે, એમ માનવાનું છે. (૩૨)

એવી રીતે જીવ પણ ભગવાનનું રૂપ છે એમ સિદ્ધ કર્યું, તેથી શું થયું? એવી શંકાનું સમાધાન કરે છેઃ

**यत्रेमे सदसद्रूपे प्रतिषिद्धे स्वसंविदा ।**
**अविद्ययाऽऽत्मनि कृते इति तद् ब्रह्मदर्शनम् ॥३३॥**

**શબ્દાર્થઃ**—જ્યારે આ સ્થૂલ અને સૂક્ષ્મરૂપ બ્રહ્મના અનુભવથી નિવૃત્ત થઇ જાય છે અને આ તો અવિદ્યાએ પોતાના રૂપમાં કરેલાં છે એમ સમજાય ત્યારે જ તે બ્રહ્મનું દર્શન થાય છે.

**ભાવાર્થઃ**—ખરી રીતે તો જીવ કે જડ કાંઈ પણ છે જ નહિ, સર્વ ભગવાન્‌જ છે, તો પણ જીવની અને જડની પ્રતીતિ થાય છે તે કેવળ અવિદ્યાને લીધે થાય છે. ત્યારે ફરીને પોતાના જ અધિષ્ઠાનમાં, આ સ્થૂળ અને સૂક્ષ્મરૂપ, બ્રહ્મના અનુભવથી પ્રતિષેધને પામે છે, એટલે જીવભાવ કે જડભાવ નિવૃત્ત થઈ ને સર્વ સ્થળે બ્રહ્મ જ રહે છે જીવ અને જડનો પ્રતિષેધ કરવામાં કારણ કહે છે કે "તેને અવિદ્યાએ પોતામાં કરેલા છે, તેથી આત્માને ઠેકાણે તેની પ્રતીતિ થાય છે." મૂળમાં **इति** શબ્દ છે તે હેતુમાં લખેલ છે, એટલે અવિદ્યાયે આત્મામાં કરેલ છે. તે કારણથી જ તેનો નિષેધ કરવો જોઇએ. તેવી રીતે જ્યારે પ્રતિષેધ થાય ત્યારે જ બ્રહ્મનો અનુભવ થાય છે. એટલે દર્શન થાય છે. અર્થાત્ દરેક સ્થળે જડ અને જીવની પ્રતીતિ નીકળી જાય છે અને બ્રહ્મની પ્રતીતિ થાય છે, એવો અભિપ્રાય છે (૩૩)

એમ બ્રહ્મની પ્રતીતિ થવાથી શું? અને જડજીવની પ્રતીતિ ક્યારે જાય? તે બન્નેનું નિરૂપણ કરે છેઃ

**यद्येषोपरता देवी माया वैशारदी मतिः ।**
**सम्पन्न एवेति विदुर्महिम्नि स्वे महीयते ॥३४॥**

**શબ્દાર્થઃ**—જ્યારે ભગવાનના સંબંધવાળી, દેવતારૂપ આ માયા નિવૃત્ત થાય છે ત્યારે આ જીવ પોતાના મહિમામાં પૂર્ણ થયેલો છે એમ તત્ત્વજ્ઞો જાણે છે, ત્યારે સ્વરાજ્ય કરે છે.

**ભાવાર્થઃ**—જો કે આ માયા ચતુરશિરોમણિ એવા ભગવાનના સંબંધવાળી હોઇને દેવતારૂપ છે, તેથી તે પૂર્વની અવસ્થાથી શાંત થતી નથી,

તોપણ તે સ્વભાવ રહિત પણ થતી નથી; પરંતુ તે સત્ય હોવાથી મતિરૂપ થાય છે. જ્યારે પ્રવૃત્તિરૂપ થાય છે ત્યારે માયા કહેવાય છે અને નિવૃત્તિ-રૂપ થાય છે ત્યારે મતિરૂપ કહેવાય છે. ત્યારે આ જીવ પોતાના મહિમામાં સંપન્ન થાય છે; પછી સ્વરૂપને પ્રાપ્ત કરીને સ્વરાજ્ય કરે છે, એમ તત્ત્વને જાણનારાઓ જાણે છે. એવી રીતે જડ જીવ સહ વર્તમાન હરિ ભગવાન્ છે, એમ બતાવવા માટે પરિકર સહિત પુરુષાવતારનું નિરૂપણ કર્યું છે. (૩૪)

એવી રીતે બીજા અવતારમાં પણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાનમાં જ જન્મ અને કર્મનું નિરૂપણ કરેલું છે, તે તે અવતારનું ભગવત્પણું જાણવા માટે છે એમ કહ્યું છે:

**एवं जन्मानि कर्माणि ह्यकर्तुरजनस्य च ।**
**वर्णयन्ति स्म कवयो वेदगुह्यानि हृत्पतेः ॥३५॥**

**શબ્દાર્થ**:—એવી રીતે હૃદયના પતિ અજન્મા અને અકર્માનાં જન્મો અને કર્મો વેદમાં પણ ગુહ્ય છે. કવિઓએ તેનું એવી રીતે વર્ણન કર્યું છે.

**ભાવાર્થ**:—પુરુષાવતારના જન્માદિકનું પહેલાં નિરૂપણ કર્યું, તેનો અહીં અતિદેશ[1] કરે છે. ત્યાં શંકા થાય છે કે પ્રથમ નિરૂપણ કરવું અને પછી અતિદેશ કરવો એમાં વિશેષ શું? ત્યાં કહે છે કે **અજન**ના જન્મો અને **અકર્મા**નાં કર્મો ઉપર બતાવ્યા પ્રમાણે છે; તેથી વિરુદ્ધધર્માશ્રયપણું (જન્મ-રહિતના જન્મો અને કર્મરહિતનાં કર્મો એ બન્ને પરસ્પર વિરુદ્ધ છે તેનો આશ્રય કરવો તે) બતાવવાથી ભગવાનનું માહાત્મ્ય સિદ્ધ થાય છે, એ વિશેષ છે. વળી વેદના પુરુષસૂક્તમાં કહ્યું છે: " આટલો આ ભગવાન્નો મહિમા છે." એવી રીતે કવિઓ પણ વિરુદ્ધધર્માશ્રયપણાથી પ્રભુનું વર્ણન કરે છે. ત્યાં શંકા કરે છે કે વિરુદ્ધ ધર્મની અવિરોધથી પ્રતીતિ કેમ થાય? ત્યાં કહે છે કે એ જન્મ અને કર્મ વેદમાં ગુપ્ત રીતે વર્ણવ્યાં છે, એટલે ભ્રાંતિવાળા પુરુષને વિરુદ્ધની માફક દેખાય છે. બાકી ખરી રીતે તો સર્વ પ્રકારે થવામાં બ્રહ્મ સમર્થ છે; તેથી કોઇ પણ વિરોધ નથી. વળી તે હૃદયના પતિ છે, એટલે દરેકના હૃદયને પ્રેરણા કરનારા છે. ત્યાં જેમ અનેક પ્રકારે પ્રેરણા કરે છે તેવી રીતે અનેક પ્રકારના ભગવાન્ થાય છે. (તેથી માયિકરૂપ અને માયાવાદનો પણ એકદેશપણાથી સંગ્રહ થાય છે; કારણ બ્રહ્મ સર્વ પ્રકારે થાય છે. તેમાં જે પ્રકારે જેને ભાસે છે તે પ્રમાણે તેણે વર્ણન કર્યું છે, એવો અભિપ્રાય નીકળે છે.) (૩૫)

ઉપર કવિઓ વર્ણન કરે છે એમ લખ્યું છે, ત્યાં જાણવાની ઇચ્છા થાય

૧ એક ઠેકાણે જે ધર્મ પ્રસિદ્ધ હોય તે કોઇ કારણને લીધે બીજે સ્થળે બતાવવામાં આવે તેનું નામ અતિદેશ કહેવાય છે.

કે કેવી રીતે વર્ણન કરે છે, અને કઈ લીલા છે? શું સ્વરૂપ છે? અને કેવી રીતે જાણી શકાય? તે સ્થળે ત્રણ શ્લોકથી કહે છે. અથવા પહેલા અધ્યાયમાં શૌનકે પૂછેલ છે કે "હે સૂત, ભગવાન્ જે માટે પ્રકટ થયા છે તે તમે જાણો છો? તો તેનું કારણ કહો." એ પ્રશ્નના ઉત્તરમાં આ શ્લોકનું નિરૂપણ છે:

**स वा इदं विश्वममोघलीलः**
**सृजत्यवत्यत्ति न सज्जतेऽस्मिन् ।**
**भूतेषु चान्तर्हित आत्मतन्त्रः**
**षाड्वर्गिकं जिघ्रति षड्गुणेशः ॥ ३६ ॥**

**શબ્દાર્થ**:—જેની લીલા સફળ છે તેવા શ્રીપુરુષોત્તમ, આ જગતને ઉત્પન્ન કરે છે, રક્ષા કરે છે અને સંહાર પણ કરે છે, પણ આ જગત્‌માં પોતે આસક્ત થતા નથી અને ભૂતપ્રાણીઓમાં અંદર ગુપ્તરૂપે રહેલા, સ્વતંત્ર શ્રીપુરુષોત્તમ છ ગુણોના ઇશ્વર છે, નિયંતા છે; તેથી મનસહિત છ ઇન્દ્રિયોના સુખનો સુગંધ લે છે.

**ભાવાર્થ**:—પુરુષોત્તમ પ્રભુ નક્કી કરીને આ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે; કારણકે કાલાદિક પણ પ્રભુથી જ પ્રેરાય છે. જેમ પ્રત્યક્ષ વસ્તુને આંગળીથી નજરે બતાવાય છે તેમ કહે છે કે "આ જગત્"ની ઉત્પત્ત્યાદિ થાય છે, તેથી પ્રપંચમાં કોઇ જાતનો ભેદ નથી. અક્ષર, કાલ, કર્મ, સ્વભાવ, પ્રકૃતિ, અને પુરુષ વડે આ જગત્ કરાય છે એમ જે ઘણી વખત નિરૂપણ કરેલું છે, તે ખરી રીતે તો તે જગત્‌ને ભગવાન જ કરે છે; કારણકે ભગવાનની લીલા સફળ છે. જો કેવળ અક્ષર અને કાલકર્માદિક જ જગત્‌ને કરનારાં હોય અને સ્વતંત્ર ભગવાનની ઇચ્છા ન હોય તો ફળ સિદ્ધ ન થાય. તેથી ક્રિયા નિરર્થક થઇ જાય; અને તે અક્ષરાદિક જગત્‌ના કાર્યમાં રોકાઈ જાય, એટલે તેને બરાબર સ્ફુરણ પણ રહે નહિ. અને ભગવાનને જગત્ કરવું તે લીલા છે; એટલે વગર મહેનતે ખુશીથી કામ કરવું તેને લીલા કહેવાય છે; એટલે મહેનત પડતી નથી અને સારી રીતે સ્ફુરણ રહે છે. તેમ જગત્ ભોગવવાનો પદાર્થ છે અને ભગવાન્ ભોક્તા છે; તેથી પણ પ્રભુને તો બરાબર સ્ફૂર્તિ રહે છે. જેમ કોઇ માણસ પોતાને માટે કમોદ વગેરે અન્નને ઉત્પન્ન કરીને રક્ષણાદિ કરે છે, તેવી રીતે ભગવાન્ આ જગત્‌ને કરે છે. અને અક્ષર કાલ–કર્મ–સ્વભાવ વગેરે તો કામ કરનારાં હોવાથી તેઓ પ્રયોજક છે; મુખ્ય કર્તા ભગવાન્ છે એમ સિદ્ધ થાય છે. જીવોને પણ ભોક્તાપણું હોવાથી જીવોમાં અને ભગવાન્‌માં શો તફાવત, તેવી શંકાનું સમાધાન કરે છે કે જીવોથી ભગવાન્ વિલક્ષણ છે, તેમ ભગવાન્ તેમાં બંધાતા નથી, એટલે જગતે કરેલા મોહ હર્ષ વગેરે ગુણદોષ, ભગવાન્‌માં નથી. ત્યાં

પ્રમાણ બતાવતા હોય તેમ કહે છે કે 'अस्मिन्' આ જગત્‌માં બંધાતા નથી,' એમ જગતને બતાવીને કહે છે. પોતાના અંશરૂપ ભૂત અને જીવોમાં ભગવાનનો સંગ નથી; એટલે જીવ અને જડમાં ભગવાનની આસક્તિ નથી, એમ કહ્યું છે.

ત્યાં શંકા કરે છે કે દરેક સ્થળે કાર્ય કારણ દેખાય છે; જેમકે ઘટરૂપ કાર્યનું મૃત્તિકા કારણ દેખાય છે, કડાં વીંટી હાર વગેરેનું કારણ સુવર્ણ દેખાય છે, તેવી રીતે જગત્ કાર્યના કારણરૂપ ભગવાનનું દર્શન કયાંય થતું નથી, ત્યારે ભગવાન્ આ જગત્‌ને કરે છે એમ શી રીતે મનાય? જયાંસુધી દેખીતી બાબતનો સંભવ હોય ત્યાંસુધી દેખાય નહિ એવી કલ્પના કરવી તે તો અન્યાયની વાત છે! એવી શંકાનું સમાધાન કરે છે: ભગવાન્ ગુપ્તરૂપે રહેલા છે, અને સ્વતંત્ર છે, એટલે ગુપ્ત રહેલા હોય તેનું દર્શન ન થાય. અને (आत्मतन्त्र) સ્વતંત્ર હોવાથી દેખીતી બાબતમાં અદૃષ્ટની કલ્પના ન કરવી એવો તર્ક પણ કરવાનો નથી; કારણ કે જેટલા દેખાતા પદાર્થ છે; તે બધા પરાધીન છે અને ભગવાન્ સ્વાધીન છે.

શંકા કરે છે કે ભગવાન્ દરેકમાં અંતર્હિત રહેલા છે અને જીવની પાછળ પ્રવેશ કરીને ભોગ કરે છે, ત્યારે તેવા ભોગમાં દોષ આવે છે; કારણકે જીવની સાથે ભોગ કરેલો છે. જો પ્રથમથી જ ભગવાન ભોગ કરે છે એમ કહીએ તો ભગવાને ભોગ કરેલા પદાર્થનો સાર ભગવાન જ ગ્રહણ કરી લે; તેથી તે ભુક્ત પદાર્થનો નાશ જ થઈ જવાનો સંભવ રહે છે! તેવી શંકાનું સમાધાન કરે છે કે છ ઈંદ્રિયોના વિષયોનો સુગંધ ભગવાન લે છે. એટલે જીવ ભોગ કરે છે તે ભોગ ઇન્દ્રિયોથી થાય છે. અને ઇન્દ્રિયો તે તે પદાર્થમાં રહેલા ધર્મોનું જ ગ્રહણ કરે છે, કાંઈ ધર્મિરૂપ પદાર્થનું ગ્રહણ કરતી નથી. તેથી જીવે કરેલા ભોગમાં કેવળ પદાર્થનું ગ્રહણ કરવું અશકય છે; એટલે ધર્મ વગર કેવળ પદાર્થનું ગ્રહણ કરવું (ભોગ કરવો) જીવથી થઈ શકતું નથી. અને ભગવાન કેવળ ધર્મનો અને કેવળ પદાર્થનો એમ જુદો જુદો તેમ જ બન્ને સાથેનો પણ ભોગ કરી શકે છે; તેથી જીવે કરેલા ભોગમાં અને ભગવાને કરેલા ભોગમાં મોટો તફાવત છે. અને જીવ ઇન્દ્રિયો વડે ભોગ કરે છે તે ઇન્દ્રિયો ક્ષણમાત્ર છે, એટલે તે તે વિષયોના એક ભાગમાં સંબંધ ધરાવે છે, પણ દરેક અંશોમાં જીવોની ઇન્દ્રિયોથી ભોગ થઈ શકતો નથી. તેમ જ શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ પાંચે વિષયોનો સર્વાંશમાં ભોગ તો ભગવાનથી જ થઈ શકે છે. તે બતાવવા માટે મૂળમાં जिघ्रति-સુગંધ લે છે. તેમ ધર્મનું ગ્રહણ કર્યું છે. લોકમાં પણ કેવળ પદાર્થને છોડીને ધર્મનું ગ્રહણ કરવું એ તો સુગંધમાં જ આવે છે. તે નાસિકા ઇન્દ્રિયથી થાય છે. મન સાથે

છ ઇન્દ્રિયો (કાન નાક જીભ નેત્ર ચામડી અને મન) પાંચ[1] પર્વવાળી અવિદ્યાથી વ્યાપ્ત છે; તેથી એક એક ઇન્દ્રિયના પાંચપાંચ ભેદ થાય છે; એટલે છ ઇન્દ્રિયોના ત્રીસ ભેદ થાય છે. તેનો અભિપ્રાય એવો છે કે અઠ્ઠાવીસ તત્ત્વો, જીવ અને ભક્તિ એમ ત્રીશ ભેદ બતાવવા માટે છે. તે ત્રીશ ભેદોમાં રસનો અનુભવ ભગવાન પોતે જ કરે છે. જ્ઞાનસહિત રૂપ રસ ગંધ વગેરે પાંચ વિષયો સર્વ ભાગથી જીવમાં પ્રાપ્ત થતા નથી, પણ તેનો કોઈ કોઈ ભાગ પ્રાપ્ત થાય છે. તેમ ભગવાનમાં નથી એમ સૂચવવા માટે षड्गुणेशः (છ ગુણોના નિયંતા) એ વિશેષણ આપ્યું છે; એટલે નિયામક હોવાથી છએ ગુણો ભગવાનને તાબે રહે છે. (૩૬)

આમ અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિથી પદાર્થનું નિરૂપણ કર્યું. ખરી રીતે તો આ ભગવાનની લીલા બરાબર સમજાતી જ નથી, એવું નિરૂપણ કરે છે:

**न चास्य कश्चिन्निपुणेन धातु-**
**रवैति जन्तुः कुमनीष ऊतीः ।**
**नामानि रूपाणि मनोवचोभिः**
**सन्तन्वतो नटचर्यामिवाज्ञः ॥३७॥**

**શબ્દાર્થ**:—સર્વને ઉત્પન્ન કરનારા આ ભગવાન્, મન અને વચન વડે નામ અને રૂપનો વિસ્તાર કરે છે. આની લીલાને જેમ અજાણ્યો માણસ નટની ક્રિયાને ન જાણે, તેમ તુચ્છબુદ્ધિવાળો કોઇપણ જંતુ (જીવ) બરાબર પ્રમાણથી જાણી શકતો નથી.

**ભાવાર્થ**:—અહીં આ અભિપ્રાય છે, કે રસનું આસ્વાદન તો ભગવાન જ કરે છે, એમ પહેલાના શ્લોકમાં કહેવાયું છે. તે રસો પોતાથી અને આધારથી અધિકારીના ભેદ વડે ઉત્તમ અને હીન છે; જેમકે જળ મિષ્ટ હોવા છતાં ખારી જમીનમાં હોય તો ખારું થઇ જાય છે. જેમ આધારના ભેદથી રસમાં ભેદ પડે છે તેમ કેટલાક રસો પોતાથી જ મનુષ્યને પ્રિય અને અપ્રિય લાગે છે. એમ પોતાથી અને આધારથી રસનો ભેદ થાય છે, તે દરેક રસનો અનુભવ ભગવાન્ કરે છે કે નહિ, તેવો સંશય થાય છે. તેમ દરેક વસ્તુમાં રસરૂપે ભગવાને જ પ્રવેશ કર્યો છે તેથી પોતાને પોતાના સ્વરૂપમાં ઉત્તમપણું કે હીનપણું નથી જ; વળી ભગવાન્ સર્વરૂપ હોવાથી તેથી પણ ઉત્તમપણું કે હીનપણું હોતું નથી. માટે સર્વપદાર્થોમાં રસરૂપ ભગવાને જ પ્રવેશ કરેલો છે, એ કોટીજ (પક્ષ) બરાબર લાગે છે. શ્લોકમાં ચકાર છે તેથી બીજા પ્રમાણની નિવૃત્તિ કરી છે.

[1] સ્વરૂપનું અજ્ઞાન, દેહમાં અધ્યાસ (મિથ્યાજ્ઞાન), ઇન્દ્રિયોમાં અધ્યાસ, પ્રણોમાં અધ્યાસ અને અંતઃકરણમાં અધ્યાસ એ અવિદ્યાનાં પાંચ પર્વો છે.

સૂતપૌરાણિકે નિરૂપણ કર્યું ત્યારે ભક્તિ વડે ભગવાનનો આવિર્ભાવ થવાથી દર્શન કરતા હોય તેમ કહે છે કે **अस्य** આ ભગવાનની લીલાને કોઈ જાણી શકતું નથી, એટલે બ્રહ્મા સુદ્ધાં પણ તેની લીલાને જાણતા નથી. અર્થાત્ અનુભવ થવા જેટલાં સાધનો છે તેમાંના એકે સાધનથી પણ જાણી શકાતા નથી. ત્યાં કારણ કહે છેઃ તે પ્રભુ સર્વને ઉત્પન્ન કરનાર છે. માટે "શું કરવા ઉત્પન્ન કરેલ છે? કેવી રીતે ઉત્પન્ન કરેલ છે? એ બીજો કેવી રીતે જાણી શકે? તેમાં પણ વળી જીવ તો તુચ્છ છે અને કૃમિ (કીડો) બરાબર છે; તેથી જીવમાં તર્ક કરવાની શક્તિ પણ નથી, તે બતાવવા માટે મૂળમાં **कीट** (કીડો) શબ્દ મૂકેલો છે. તે ભગવાનની પણ સ્વાભાવિક ક્રિયા નથી, પણ **ऊति** લીલા છે, (કર્મ વડે જણાતાં અદૃષ્ટરૂપ). ત્યાં વ્યાકરણના નિયમથી નિપાતનો પ્રયોગ કર્યો છે, તેથી ભગવાનની ઊતિ લીલાના બીજા ભેદો જાણી શકાય તેવા નથી એમ દેખાય છે. કોઇપણ રીતે જાણવામાં કારણ કહે છે કે મન અને વચનોની સાથે ભગવાન વેદ અને વિષયોનો વિસ્તાર કરે છે. તેમ જ ચાર મહા[1]રોગોથી વ્યાપ્ત થયેલા જીવો ભગવાનની ઊતિ લીલાને જાણતા નથી. જેમ ભગવાન્ નટની માફક લીલા કરે છે, તેમ નટલીલા ભગવાન્ ન કરે તો માણસોને જ્ઞાન થઈ જાય, માટે તેવું બતાવવા માટે ભગવાન્ લીલા કરે છે. તેથી પ્રમાણબલ વડે લીલાનું જ્ઞાન છે. તે પ્રમાણને મોહ કરવા માટે ભગવાને નટની લીલા કરી છે. નાટક કરનાર પણ મોહ કરવા માટે પ્રવૃત્તિ કરે છે, તેથી નટનું દૃષ્ટાંત આપ્યું છે. તેમાં પણ બિલકુલ અજાણ્યો માણસ તો જાણે જ નહિ તેમ પુષ્ટિમાર્ગને ન જાણનારો મનુષ્ય ભગવાનની લીલાને ન જ જાણી શકે. (૩૧)

ત્યારે ભગવાનની લીલા ન સમજવાથી જીવનો ઉદ્ધાર કેમ થાય? તેનો ખુલાસો કરે છેઃ

**स वेद धातुः पदवीं परस्य**
**दुरन्तवीर्यस्य रथाङ्गपाणेः ।**
**योऽमायया सन्ततयाऽनुवृत्त्या**
**भजेत तत्पादसरोजगन्धम् ॥३८॥**

---

૧, ભગવાન્ સર્વને ઉત્પન્ન કરનાર છે. જીવ આધુનિક છે, તેથી ભગવાનની લીલાને ન જાણે, (૧); પ્રભુ નિર્દોષપૂર્ણગુણવાળા છે અને જીવ તુચ્છ કીડા જેવો છે, તેથી પ્રભુની લીલા ન જાણે, (૨); જીવની બુદ્ધિ દુષ્ટ છે, તેથી ન જાણે, (૩); અને જીવ અજ્ઞાની છે, (૪); આ ચાર મહારોગો જીવના છે.

**શબ્દાર્થ:**—જે પુરુષ નિષ્કપટ સેવા વડે ભગવાનના ચરણકમળના સુગંધને ભજે છે, તે પુરુષ દરેકને ઉત્પન્ન કરનારા અનંત પરાક્રમવાળા ચક્રને ધારણ કરનારા અને પર એવા પ્રભુની પદવીને જાણે છે.

**ભાવાર્થ:**—સર્વને ઉત્પન્ન કરનારા ભગવાન્ જાણવામાં આવતા નથી, કારણ કે તેનું સ્વરૂપ જ સમજી શકાતું નથી. તેમ કાર્ય તો લૌકિક છે એટલે કર્મ અને ગુણનો પ્રવાહ હોવાથી થોડું ઘણું પણ અનુમાનથી સમજી શકાય, પણ ખરી રીતે તો ભગવાનનું સ્વરૂપ લૌકિક કાર્યથી અનુમાનમાં આવી શકતું નથી. જ્યારે ભગવાન્‌ને જાણવાના માર્ગનું જ્ઞાન થાય ત્યારે ભગવાન્ પણ કાર્યરૂપ જગતમાં સાથે આવે છે; તેથી કાર્યોનું તત્ત્વ સમજાય છે. તેથી ભગવાન્‌ને જાણવાનો માર્ગ સમજવો જોઇએ. લૌકિક અને વૈદિક પ્રમાણનું તેમાં જ્ઞાન નથી તેમ કહેવામાં કારણ બતાવે છે: તે ભગવાન્ પર છે; એટલે તે સર્વ પ્રમાણોથી દૂર રહેલા છે.

ભગવાનની જગત્‌માં ગતિ છે. ત્યારે કોઇ વખતે અશક્તિ હોય અને થોડું ચાલે ત્યારે જગત્‌ના મનુષ્યોથી ભગવાનની ગતિ જાણી શકાય ! એવી શંકા કરીને સમાધાન કરે છે કે ભગવાન 'દુરંતવીર્ય' છે; એટલે તેના પરાક્રમની સમાપ્તિ ક્યારે પણ થતી નથી. એ પરાક્રમની સમાપ્તિ તો પ્રલયમાં જ થાય છે, તેથી તે પ્રભુના પરાક્રમનો અંત દુષ્ટ છે એમ કહ્યું છે. અને પ્રલય પછી તો કોઈ જાણનાર જ નથી એમ સિદ્ધ થાય છે. વળી કાળ એ ભગવાનની ગતિ હોવાથી કાળની માફક ગતિનું જ્ઞાન સંભવે છે, પણ તે કાળરૂપી ચક્ર તો ભગવાનના શ્રીહસ્તમાં રહેલું છે, એટલે કાળને પણ સ્થિર કરીને ભગવાન રહે છે. અથવા સર્વ જગત્ રથરૂપ છે. તેને ચલાવનાર ચક્ર ભગવાનના શ્રીહસ્તમાં છે; એટલે ભગવાન શ્રીહસ્ત ચલાવે ત્યારે જ તે ચક્ર પણ ચાલે; તે સિવાય ન જ ચાલી શકે, કેમકે ચક્રને શ્રીહસ્તનો આધાર છે. માટે ગાડામાં બેસનારાઓ ગાડાના પૈડાની નીચે જે આધાર હોય છે તેને જાણી શકતા નથી. તેમ જગત્‌માં રહેનાર મનુષ્યો પણ ભગવાનને જાણી શકતા નથી; તેથી ભગવાનની સેવા કરવાથી જ ભગવાન જાણી શકાય છે. તે કહે છે કે કપટ વગરની હમેશાં સેવા કરવાથી ભક્તો પ્રભુને ભજે છે; એટલે ઘણા સમય સુધી આદરપૂર્વ પ્રભુની સેવા થવી જોઇએ. કપટ ન રાખવું એ પણ એક અંગ છે, એટલે લૌકિક અને વૈદિક તમામ લોક માયા (કપટ) વડે જ ભગવાનને ભજે છે, અર્થાત્ આપણે આમ ભજન કરીશું તો ભગવાન આપણને અમુક ફળ આપશે એવી બુદ્ધિ રાખે છે, તેથી ભગવાન પાસેથી પણ ફળ લેવા માટે છેતરવાનો યત્ન કરે છે; પરંતુ ભગવાન તો ચતુરશિરોમણિ હોવાથી છેતરાતા નથી.

માટે ભગવાનની સેવામાં કપટ છોડી દેવું જોઇએ. પોતાની મુક્તિનો વિચાર કરવો તેને માયા કહે છે. તે કપટ સેવામાં રાખવું નહિ અને હમેશાં સેવા કર્યા કરવી. મૂળમાં સેવાવાચક શબ્દ **अनुवृत्ति** આપેલો છે; તેથી ઘણા સમય સુધી સેવા કરવી અને તેમાં આદર રાખવો, એમ બતાવ્યું છે. ભગવાનના ચરણારવિંદને જાણવું, એ માર્ગ જાણવામાં કારણરૂપ છે. ચરણ જ કમળરૂપ છે, તેનો સુગંધ લેવો જ જોઇએ, અર્થાત્ ચરણસેવા કરવી જ જોઇએ; એટલે ભગવાન પોઢે ત્યારે ચરણની સેવા કરે. તે વખતે સેવા કરનારનું મુખ ઊંચું હોવાથી ચરણારવિંદનો સુગંધ આવે છે, ત્યારે તેનો અનુભવ થાય છે, તેમ જેના હૃદયમાં ભગવાન પોતાની ઇચ્છાથી પોઢે છે ત્યારે તેની બહારની ઇન્દ્રિયો પણ ચરણારવિંદના ગંધ વડે ખેંચાઇને અંદર જ આવે છે, એટલે બહિર્મુખ મટીને અંતર્મુખ થાય છે, ત્યારે તે ભગવાનના માર્ગને જાણે છે, એ જ્ઞાનનો પક્ષ બતાવ્યો. ભક્તિમાર્ગના પક્ષમાં તો ભગવાનનું ચરણકમળ જ ભક્તિમાર્ગ છે. ભક્તિમાર્ગરૂપ ચરણકમળ સ્વચ્છ અંતઃકરણમાં પ્રકટ થયેલું કમળ છે. તેમાં હમેશાં ગંધ હોય છે. અથવા પ્રેમ થાય છે, એટલે તે ચરણાવિંદનું નિરંતર ભજન કરે છે, તે ભગવાનની ગતિને જાણે છે. (૩૮)

એમ પ્રાસંગિક વસ્તુનું નિરૂપણ કરીને હવે જુદા ઉપક્રમથી ચાલતી બાબતનું નિરૂપણ કરે છેઃ

**अथेह धन्या भगवन्त इत्थं यद्वासुदेवेऽखिललोकनाथे।**
**कुर्वन्ति सर्वात्मकमात्मभावं न यत्र भूयः परिवर्त उग्रः ॥३९॥**

**શબ્દાર્થ**:—આ સંસારમાં તમે ભક્તિનિષ્ઠ છોઃ કેમકે સર્વલોકના નાથ અને સર્વાત્મા વાસુદેવ ભગવાનમાં એવી રીતે પોતાનો સર્વાત્મભાવ પ્રકટ કરો છો, કે જે ભાવમાં ફરીથી પરિવર્ત (ફરી ફરવું) ફેરો રહેતો નથી.

**ભાવાર્થ**:—તમારા પ્રશ્નથી એમ સમજાય છે કે તમે ભગવાન્‌માં નિષ્ઠાવાળા છો. ગીતામાં કહ્યું છે કે "જે પુરુષને જે દેવમાં શ્રદ્ધા હોય તે પુરુષને તે દેવરૂપ સમજવો." તેથી આ સંસારમાં તમારી ભગવાન્‌માં શ્રદ્ધા છે; માટે તમે ભગવદ્રૂપ છો; માટે ધન્ય છો. એટલે ભગવાનની ભક્તિરૂપ ધન, અને જ્ઞાનરૂપ ધનને તમે લાયક છો; કારણ કે આવા પ્રકારનો તમારો ભાવ છે. એટલે હું હીનજાતિનો છું, તેને પણ સારી રીતે માન આપીને, અવકાશ ન હોવા છતાં પણ સમય લઇને, મારા મુખથી પણ અત્યંત આદરથી શ્રવણ કરો છો, એવો પ્રકાર તમારામાં રહ્યો છે, તેથી તમો ધન્ય છો. તેમ બીજા કોઈ દેવતાનું ભજન કરતા નથી, પણ 'વાસુદેવ ભગવાને

સર્વના ઇશ્વર છે' તેમ જાણીને તેમાં ભાવ રાખો છો. વેદાંત શાસ્ત્રથી પણ ભગવાન સર્વાત્મક છે, તેમ જાણી શકાય છે. એવી રીતે ભગવાનનું માહાત્મ્ય જાણવા માટે અને પ્રભુમાં અતિ સુદૃઢ સ્નેહ થવા માટે **सर्वलोकनाथ** અને **सर्वात्मा** એમ બે વિશેષણો આપ્યાં છે. તે પ્રીતિ ઉત્પન્ન થવા માટે પોતાનો ભાવ ભગવાનમાં જોડીને ભક્તિ કરો છો; જેથી દેવપણાથી તમે પ્રીતિ કરો છો, તેથી તમે ધન્ય છો. આવા પ્રકારનો ભાવ કરવાનું ફળ કહે છે કે આ સંસારરૂપ ચક્ર ઘણું ફર્યા કરે છે. તેમાં ફરીવાર પડવું પડતું નથી. આ દેહનો અંત થાય ત્યાંસુધી જેમ થવાનું હોય તેમ થાઓ, પણ પછી તે સંસાર ચક્રનું દુઃખ ભોગવવું પડતું નથી એમ બતાવવા માટે **पुन** શબ્દ મૂકેલો છે. આ ચક્રભ્રમણનો અનાદર થઈ શકે તેમ નથી એ બતાવવા માટે 'ઉગ્ર' છે એમ કહ્યું છે (૩૯)

આવો અભિપ્રાય કયાંથી લાવ્યા ? તેવી શંકાનું સમધાન કરે છેઃ

**इदं भागवतं नाम पुराणं वेदसम्मितम् ।**
**उत्तमश्लोकचरितं चकार भगवानृषिः ॥४०॥**

**શબ્દાર્થ**:—જેમાં ઉત્તમશ્લોક ભગવાનનું ચરિત્ર છે, એવું વેદતુલ્ય આ શ્રીભાગવત નામનું પુરાણ વેદવ્યાસજીએ કરેલું છે.

**ભાવાર્થ**:—તેમાં ભગવાનનો દરેક સંબંધ રહેલો હોવાથી તેનું "ભાગવત" એવું નામ પ્રસિદ્ધ છે. તે ઘણું જૂનું છે. અથવા સમગ્ર પુરાણ કહેવાય છે તેનો એક ભેદ છે. ભાગવત વેદની બરાબર છે; માટે બીજા મતોની માફક અહીં વેદનો વિરોધ કે વેદનો નિષેધ નથી. તેમ કોઇ પદાર્થનું નિરૂપણ કરવા સારુ કોઇ પ્રસંગની કથા આવે તે પણ પુરુષોત્તમ પ્રભુની જ કથા છે; એમ બતાવવા માટે 'જેમાં ઉત્તમશ્લોક ભગવાનનું ચરિત્ર છે' એમ કહ્યું છે. ઋષિ સંબંધી જ્ઞાન વડે, અનુભવ કરીને સમર્થ વેદવ્યાસે ભાગવત કહેલું છે. (૪૦)

**निश्रेयसाय लोकानां धन्यं स्वस्त्ययनं महत् ।**
**तदिदं ग्राहयामास सुतमात्मवतां वरम् ॥४१॥**

**શબ્દાર્થ**:—લોકોનાં કલ્યાણ માટે ધનને આપનાર, મંગળકારી અને મોટા આ ભાગવતને વ્યાસજીએ જ્ઞાનીઓમાં ઉત્તમ પોતાના પુત્ર શુકદેવજીને ભણાવ્યું છે.

**ભાવાર્થ**:—આ ગ્રંથની પ્રવૃત્તિ દરેકની મુક્તિ માટે છે, તેમ જ ધનની પ્રાપ્તિ અને કલ્યાણ પણ થાય છે, કારણ કે સર્વમાં રહેલાં ભક્ત લક્ષ્મીજી પણ ભાગવતનું શ્રવણ કરે છે; તેથી ભાગવત પોતાથી, ગુણથી અને અર્થથી

પણ મોટું છે. હવે સૂતપૌરાણિકને ભાગવતનું જ્ઞાન થયું તેની પરંપરા કહે છે કે વ્યાસજીએ વેદની માફક શ્રીભાગવત શુકદેવજીને ભણાવ્યું; ગુપ્ત રાખવા માટે બીજાને નહિ ભણાવતાં પોતાના પુત્રને ભણાવ્યું. શ્રીભાગવત ભણવામાં ઇન્દ્રિયોને જીતવાપણું અને જ્ઞાન એ બે અંગ છે. તે અંગનો ઉત્કર્ષ થાય ત્યારે ભાગવત ફળે છે, એવા અભિપ્રાયથી કહે છે કે "શુકદેવજી જ્ઞાનીઓમાં ઉત્તમ છે." (૪૧)

બીજાની ચિંતા ન કરવી, એ કહે છે:

**सर्ववेदेतिहासानां सारं सारं समुद्धृतम् ।**
**स च संश्रावयामास महाराजं परीक्षितम् ॥**
**प्रायोपविष्टं गङ्गायां परीतं परमर्षिभिः ॥४२॥**

**શબ્દાર્થ**:—દરેક ઇતિહાસોનો સાર સાર લઇને સારી રીતે ઉદ્ધાર કરેલા શ્રીભાગવતને, મરણ સુધી અન્નજળનો ત્યાગ કરીને ગંગાજીને કિનારે બેઠેલા, અને મોટા ઋષિઓથી વીંટાયેલા પરીક્ષિતજી નામના મહારાજાને શુકદેવજીએ સંભળાવ્યું.

**ભાવાર્થ**:—બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યોના ઉદ્ધાર માટે વેદ છે અને સ્ત્રી અને શૂદ્રોના ઉદ્ધાર માટે ઇતિહાસ છે. આ ભાગવત તો વેદ અને ઇતિહાસના સારરૂપ હોવાથી બ્રાહ્મણાદિક અને શૂદ્રાદિકનો પણ ઉદ્ધાર કરનારું છે. હવે ભાગવતની પરંપરા કહે છે કે શુકદેવજીએ આ ભાગવત પરીક્ષિતરાજાને સંભળાવ્યું. મરણ સુધી અન્નનો ત્યાગ કરીને ગંગાજીને કિનારે બેઠા છે; તેથી તે દેશની ઉત્તમતા બતાવી છે. રાજા ઉત્તમ ઉત્તમ ઋષિઓથી વીંટાયેલા છે, એમ કહેવાથી રાજાને સત્સંગ છે, એમ બતાવ્યું છે. (૪૨)

ધર્મ કોને શરણે ગયો ? એવો છઠ્ઠો પ્રશ્ન પૂછયો હતો તેનો ઉત્તર કહે છે:

**कृष्णे स्वधामोपगते धर्मज्ञानादिभिः सह ।**
**कलौ नष्टदृशामेष पुराणार्कोऽधुनोदितः ॥४३॥**

**શબ્દાર્થ**:—ધર્મ અને જ્ઞાનાદિકની સાથે શ્રીકૃષ્ણ ભગવાન સ્વધામમાં પધાર્યા તે પછી કલિયુગમાં દૃષ્ટિ વગરના માણસો માટે હમણાં આ (શ્રી ભાગવત રૂપ) પુરાણરૂપી સૂર્યનો ઉદય થયો છે.

**ભાવાર્થ**:—ધર્મ તો ભગવાનની સાથે જ ગયેલો છે. જો અહીં રહેલો હોય તો તે કોને શરણે ગયો છે, તેની ચિંતા થાય. અને કલિયુગ અંધકાર જેવો છે, તેનાથી જેની દૃષ્ટિ ઢંકાઇ ગયેલી છે, એવાં મનુષ્યો થયાં છે, કાંઈ આંધળા થયાં નથી; અર્થાત્ પોતાથી દુષ્ટ નથી, પણ દૃષ્ટિ ઢંકાયેલી છે. તેઓને

ફરીવાર ધર્માદિક જણાવવા માટે પુરાણરૂપ સૂર્યનો હમણાં ઉદય થયો છે, એટલે પહેલીથી જ જે રહેલો છે તે હમણાં પ્રકટ થયો છે.

પોતાને ભાગવત પ્રાપ્ત થયાનો પ્રકાર કહે છેઃ (૪૩)

**तत्र कीर्तयतो विप्रा विप्रर्षेर्भूरितेजसः ।**
**अहं चाध्यगमं तत्र निविष्टस्तदनुग्रहात् ॥**
**सोऽहं वः श्रावयिष्यामि यथाधीतं यथामति ॥४४॥**

**શબ્દાર્થ**:—હે વિપ્રો, ઘણા તેજવાળા શુકદેવજી પરીક્ષિત રાજા પાસે પ્રભુનું કીર્તન કરતા હતા, ત્યાં હું ગયો અને તેમની કૃપાથી હું ત્યાં બેઠો હતો. તે હું જેવું મારું અધ્યયન અને બુદ્ધિ છે તે પ્રમાણે તમને ભાગવત સંભળાવીશ.

**ભાવાર્થ**:—'વિપ્ર' સંબોધન કરવાથી શ્રીભાગવત દરેકને પૂર્ણ કરનાર છે; તેથી પ્રથમ શુકદેવજીને પૂર્ણ કર્યા અને હમણાં તમારા પ્રસંગથી ફરીવાર ધારણ થયું, એટલે તમે પૂર્ણ કરો છો. શુકદેવજી લૌકિક ન હતા પણ ઋષિ હતા, તે માટે **ऋषिः** એવો પ્રયોગ કર્યો છે. તેવા ઋષિને પણ પૂર્ણ કર્યા છે. શુકદેવજીના કહેવામાં કાંઇ સંદેહ રહે નહિ અને સાંભળ્યા પછી પ્રકાશ થાય, તે માટે શુકદેવજીને ઘણા તેજવાળા કહ્યા છે, એટલે જ્ઞાનનો પ્રકાશ ઘણો છે. અથવા શુકદેવજી બ્રહ્મને જાણનારા હોવાથી તેમાં બ્રહ્મનું તેજ રહેલું છે; તેથી તે સર્વજ્ઞ છે, એમ કહેવા માટે ઘણા તેજવાળા કહ્યા છે. તે પછી શ્રી ભાગવત દરેકને પ્રાપ્ત થયું તે બતાવવા માટે કહે છે કે હું પણ ત્યાં ગયો હતો. એટલે દરેક સાંભળનારાઓ ભાગવત ભણ્યા હતા, હું પણ તેની સાથે ભણ્યો છું. ત્યાં ઉપદેશની સભામાં સાંભળ્યું છે, પ્રસંગની સભામાં સાંભળ્યું નથી. પરંતુ શુકદેવજીના અનુગ્રહથી તે સભામાં હું બેઠો હતો; એટલે ત્યાં ઉપદેશથી જે ભાગવત પ્રાપ્ત થયું છે તે ભાગવત તમને સંભળાવીશ. તેમાં પણ જેવી રીતે અધ્યયન થયું છે, તેમાંથી મારી બુદ્ધિના અનુસારે સંભળાવીશ. આમ કહેવાથી સૂતપૌરાણિકનો ગર્વ નિવૃત્ત થાય છે એમ બતાવ્યું છે અને હું જે કહીશ તેનાથી અધિક અર્થ પણ બીજો થતો હશે, પરંતુ હું તો મારી બુદ્ધિ અનુસાર કહીશ, એમ પણ બતાવ્યું છે. (૪૪)

**ઇતિ શ્રીભાગવત સુબોધિની–ભાવાર્થમાં પ્રથમ–સ્કંધમાં**
**હીનાધિકાર પ્રકરણાંતર્ગત તૃતીય અધ્યાય સંપૂર્ણ**

---

## અધ્યાય ૪ ચોથો

एवं भागवतार्थस्य निर्धारः स्वाधिकारतः ।
त्रिभिः कृतो, द्वितीये तु त्रिभिस्त्याज्यसमत्वतः ॥१॥
मध्याधिकारे यच्छास्त्रं तदत्र विनिरूप्यते ।
नारदस्याधिकारित्वाच्छ्रोतुश्चिन्ताकुलत्वतः ॥२॥
तत्राध्याये चतुर्थे तु व्यासचिन्ता निरूप्यते ।
उत्तमप्रक्रियायाश्च वक्तुर्हेतुनिरूपणात् ॥३॥

એવી રીતે સૂતપૌરાણિકે પોતાના અધિકાર પ્રમાણે શ્રી ભાગવતના અર્થનો નિર્ધાર ત્રણ અધ્યાય વડે કર્યો. હવે બીજા પ્રકરણમાં, અદૃષ્ટદ્વારા ઉપકાર કરનારા ધર્મનો ફળમાં વ્યભિચાર થાય છે માટે તેવો ધર્મ ત્યાગ કરવા યોગ્ય છે. (૧) તે ધર્મની અહીં પણ સમાનતા હોવાથી મધ્યમાધિકારમાં જે ઉપદેશ કરવાનો છે, તેનું નિરૂપણ આ પ્રકરણમાં થાય છે. વક્તા નારદ અધિકારી હોવાથી અને શ્રોતા વ્યાસજી ચિંતાથી આકુલ થયા તેથી બન્નેનો મધ્યમાધિકાર છે. (૨) તેમાં ચોથા અધ્યાયમાં વ્યાસજીની ચિંતાનું નિરૂપણ કરે છે. અને ઉત્તમ પ્રકરણમાં વક્તા શુકદેવજી છે. તેમના ઉત્તમપણાના કારણનું પણ નિરૂપણ છે. (૩)

પહેલા પ્રકરણમાં સૂતપૌરાણિકે પોતાના અધિકાર પ્રમાણે શાસ્ત્રાર્થનું નિરૂપણ કર્યું છે. તેમાં મૂલપણાથી શ્રીભાગવત કહેલું છે. જે ભાગવત સાંભળ્યું ત્યારે સૂતને આ શાસ્ત્રાર્થ સમજવામાં આવ્યો, તે જ શ્રીભાગવત આપણે પણ સાંભળવું, એવા અભિપ્રાયથી શૌનક સૂત પૌરાણિકને પૂછે છે, એમ વ્યાસજી કહે છે:

व्यास उवाच ।

इति ब्रुवाणं संस्तूय मुनीनां दीर्घसत्रिणाम् ।
वृद्धः कुलपतिः सूतं बह्वृचः शौनकोऽब्रवीत् ॥१॥

**શબ્દાર્થ**:—એવી રીતે બોલતા સૂતને વખાણીને, હજાર વર્ષનો યજ્ઞ કરનાર, મુનિઓમાં વૃદ્ધ, કુલના પતિ, ઋગ્વેદી શૌનક આ પ્રમાણે કહેવા લાગ્યા.

**ભાવાર્થ**:—દરેક સ્થળે વક્તાનું વાકય સમાપ્ત થાય પછી શ્રોતાએ પ્રશ્ન કરવો જોઇએ, પણ અહીં તો અતિ ઉત્સાહને લીધે સૂતપૌરાણિકનું વાકય સમાપ્ત થયા પહેલાં જ શૌનકે પૂછ્યું છે, એમ બતાવવા સારુ **ब्रुवाणं** (બોલતા હતા તે વખતે) શબ્દનો પ્રયોગ કર્યો છે. સંભાવના માત્રથીજ શૌનકે પૂછ્યું, ત્યાં

મૂળ સહિત શાસ્ત્રાર્થનું નિરૂપણ સૂતે કરેલું છે. એટલે વક્તા સૂતપૌરાણિકમાં મોટી શ્રદ્ધાથી સારી રીતે તેની સ્તુતિ કરી. તે સ્તુતિ ગ્રંથથી બહાર છે. પહેલેથી જ જાણવાની ઇચ્છા પ્રબલ હતી; તેથી શૌનકાદિક દરેક ઋષિએ પૂછ્યું હતું, અને હમણાં સૂત કહે છે કે તે કાંઈ ઉત્કૃષ્ટ છે, એમ જાણીને મનનથી તેનો નિશ્ચય કરીને હજાર વર્ષના યજ્ઞમાં ભગવાનનો અવતાર થાય, એવો દૃઢ નિશ્ચય હોવાથી તે માટે જ યજ્ઞનો પ્રારંભ કરેલો છે. માટે દરેક બોલશે તો કોલાહલ થવાથી સારી રીતે સમજાશે નહિ, તે માટે દરેક ઋષિ સાંભળે છે, તેમ તે યજ્ઞ સંબંધી દેવતાને જાણનાર શૌનક પૂછે છે. તે શૌનક જ્ઞાનવૃદ્ધ છે અને ઋષિકુલના અધ્યક્ષ છે, તેમ પતિ પણ છે. બુદ્ધિનો નિર્ધાર જ્ઞાનવૃદ્ધમાં સારી રીતે થાય છે. આગળ તેનો પ્રચાર કરવા માટે વક્તાના વચનમાં વિશ્વાસ તો **કુલના આચાર્ય** હોય તેને થાય છે, એમ બતાવવા માટે **वृद्धः** અને **कुलपतिः** એવાં બે વિશેષણો આપ્યાં છે.

અહીં ભાગવતની બાબતમાં, કર્તાની બાબતમાં, વક્તાની બાબતમાં અને સાંભળનારની બાબતમાં આમ ચાર પ્રકારે પ્રશ્ન થાય છે. તેમાં પ્રથમ પ્રશ્ન કહે છે:

शौनक उवाच।

**सूत सूत महाभाग वद नो वदतां वर ।**
**कथां भागवतीं पुण्यां यदाह भगवान् शुकः ॥२॥**

**શબ્દાર્થ**:—હે સૂત, હે મોટા ભાગ્યવાળા, હે કથા કહેનારાઓમાં ઉત્તમ, જે શ્રી ભાગવતની પવિત્ર કથા ભગવાન શુકદેવજીએ પરીક્ષિતને કહી છે, તે અમને કહો.

**ભાવાર્થ**:—"સૂત, સૂત" એમ જે બે વખત કહ્યું છે તે આદર આપવા માટે કહ્યું છે. તમારું તો મોટું ભાગ્ય છે, કેમકે તમે ભાગવત સાંભળ્યું છે, એમ બતાવવા માટે **महाभाग** એવું વિશેષણ આપ્યું છે. અમે કેવળ શ્રોતા છીએ; માટે કેવળ સંભળાવવું જ જોઈએ એમ ન સમજવું, પણ અમને તો ભાગવત આપવું જોઈએ; એ બતાવવા માટે **नः** એ ચતુર્થી વિભક્તિનો પ્રયોગ કરેલો છે. 'બોલનારાઓમાં તમે શ્રેષ્ઠ છો,' ત્યાં વ્યાકરણના નિયમથી નિર્ધારણ કરેલું છે, તેથી સમાસ કર્યો નથી. એટલે બોલનારાઓમાં તમે જ શ્રેષ્ઠ છો. જે કથા સાંભળીને તમે આવા પ્રકારના શાસ્ત્રાર્થનું નિરૂપણ કર્યું છે, તે જ કથા અમને કહો, કેમકે તે કથા **पुण्य** એટલે ધર્મરૂપ છે; તેથી યજ્ઞાદિક ધર્મની માફક તે શાસ્ત્રવિહિત પણ છે. તે કથા સાંભળવામાં વધારે શ્રદ્ધા થવાનું કારણ એ જ કે તે કથા ભગવાન્ શુકદેવજીએ કહી છે; એટલે શુકદેવજી મુક્ત અને પૂર્ણ ગુણવાળા છે; તેથી તેની કહેલી કથા તેવી જ હોવી જોઈએ. (૨)

હવે ભાગવતના કર્તા વિષયક બીજો પ્રશ્ન કરે છેઃ

**कस्मिन्युगे प्रवृत्तेयं स्थाने वा केन हेतुना ।**
**कुतः सञ्चोदितः कृष्णः कृतवान्संहितां मुनिः ॥३॥**

**શબ્દાર્થ**:—આ કથા કયા યુગમાં, કયા સ્થાનમાં, શા કારણથી, અથવા કોના કહ્યાથી પ્રવૃત્ત થઈ, અને વ્યાસ મુનિએ કોની પ્રેરણાથી આ ભાગવતસંહિતાને કરી ?

**ભાવાર્થ**:—ભાગવતરૂપ સંહિતા કરનારને બીજી સહાયતાની જરૂર છે, તેથી કરનારના પ્રશ્નમાં તેની સાથેના પરિકરોનો પણ પ્રશ્ન કરે છે. તેમાં કાલ, દેશ, અને કારણ એ નિશ્ચયપૂર્વક પરિકર છે. તેમ જ તે કામમાં જોડનાર પણ પરિકર છે. તે ત્રણ પ્રશ્નમાં આ સંહિતા પ્રવૃત્ત થયેલી છે, તેથી તે બાબતના ત્રણ પ્રશ્ન કરે છે કે કયા યુગમાં આ કથા પ્રવૃત્ત થઈ, કયા સ્થાનમાં આ કથા પ્રવૃત્ત થઈ, અને શા કારણથી પ્રવૃત્ત થઈ. જેમ આ ભાગવતની પ્રવૃત્તિ થવામાં ચિત્ત વ્યગ્ર થવું ન જોઇએ, એ કારણ છે, તો વ્યાસજીને કોણે પ્રેરણા કરી, અને શા માટે પ્રેરણા કરી, એમ શ્રીભાગવતની પ્રવૃત્તિ થવામાં ત્રણ પ્રશ્નો કર્યા, અને એક પ્રશ્ન શ્રીભાગવત કરવામાં કરેલ છે. વ્યાસજી મુનિ છે, તો તેણે મનનનો પ્રતિબંધ કરનારી સંહિતા શી રીતે કરી? (૩)

હવે શ્રી ભાગવતના વક્તા શુકદેવજી-વિષયમાં પાંચ શ્લોકથી ત્રીજો પ્રશ્ન કરે છેઃ

**तस्य पुत्रो महायोगी समदृङ् निर्विकल्पकः ।**
**एकान्तमतिरुन्निद्रो गूढो मूढ इवेयते ॥४॥**

**શબ્દાર્થ**:—તે વ્યાસજીના પુત્ર શુકદેવજી મહાયોગી છે અને તે સમાન દૃષ્ટિવાળા, વિકલ્પ વગરના, એકાંતમાં જ જેની મતિ છે તેવા નિદ્રારહિત, કોઈથી પણ જાણી ન શકાય તેવા ગૂઢ હોવાથી મૂઢ જેવા દેખાય છે.

**ભાવાર્થ**:—અહીં શુકદેવજી-વિષયક વક્તાપણાથી પ્રશ્ન છે; માટે તે અન્યથા તે બાબતના સંદેહો કહેલા નથી. તે આગળ કહેવાના છે. તે શુકદેવજી મોટા યોગી હોવાથી સમાધિમાં જ રહે છે. જો કે પહેલાં યોગ દુઃખ આપનારો થાય છે, પણ તે યોગ સિદ્ધ થયા પછી સુખ આપનાર થાય છે. તેવા યોગી કથા કહે તે યોગ્ય નથી. વળી શુકદેવજી સરખી-દૃષ્ટિવાળા છે, એટલે બ્રહ્મના સ્વરૂપને તે જાણે છે. અને કથા કહેવામાં ઉચ્ચનીચ બુદ્ધિ થવી જ જોઈએ; સમાન દૃષ્ટિવાળામાં તેવી બુદ્ધિ હોતી નથી. વળી તે શુકદેવજી નિર્વિકલ્પક છે, એટલે સાંખ્યશાસ્ત્રમાં કહેલું જ્ઞાન તેમને સિદ્ધ છે; તેથી માયાના વિકલ્પો બધા જતા રહ્યા છે. વળી તેમની મતિ એકાંતમાં રહે

છે, એટલે તે પૂર્ણ વૈરાગ્યવાળા છે. વળી તેમની નિદ્રા જતી રહી છે, એટલે સ્વપ્નમાં કાંઈ અનિષ્ટ પણ જોવાય છે, તેને દૂર કરવાની પણ પરવા શુકદેવજીને રહી નથી. અને તેઓ ગૂઢ છે, એટલે બીજાના સંગથી ઉદ્વેગ પામે છે, તેથી તેમની પ્રસિદ્ધિ લોકમાં નથી, પણ મૂઢના જેવા દેખાય છે. (૪)

વળી તે શુકદેવજી તો હમેશાં અસંપ્રજ્ઞાત સમાધિમાં રહે છે, એટલે તેમને બહારના કોઇ પણ પદાર્થનું જ્ઞાન જ હોતું નથી, એમ કહેવા માટે શુકદેવજીનું ઉપાખ્યાન કહે છેઃ

**दृष्ट्वानुयान्तमृषिमात्मजमप्यनग्नं**
**देव्यो ह्रिया परिदधुर्न सुतस्य चित्रम् ।**
**तद्वीक्ष्य पृच्छति मुनौ जगदुस्तवास्ति**
**स्त्रीपुम्भिदा न तु सुतस्य विविक्तदृष्टेः ॥५॥**

**શબ્દાર્થ:—પોતાના પુત્રની પાછળ વસ્ત્ર પેહેરીને પણ જતા વ્યાસને જોઇને તળાવમાં સ્નાન કરતી અપ્સરાઓએ વસ્ત્રો પહેરી લીધાં, અને પ્રથમ નગ્ન શુકદેવજી જતા હતા ત્યારે તેમને જોઇને વસ્ત્ર પહેરેલાં નહિ. તેથી વ્યાસજીને આશ્ચર્ય થતાં તેમના પૂછવાથી અપ્સરાઓએ જવાબ આપ્યો: "આ સ્ત્રી છે અને આ પુરુષ છે" એવો ભેદ તમને છે, પણ એકાંતિક દૃષ્ટિવાળા તમારા પુત્રને નથી.**

**ભાવાર્થ:**—અહીં એવી કથા છે કે કોઈ એક તળાવમાં અપ્સરાઓ નગ્ન થઇને નાહતી હતી, ત્યાંથી નગ્ન શુકદેવજી ચાલ્યા ગયા. તેમની પાછળ વ્યાસજી પણ જતા હતા. તે વ્યાસજીને જોઇને અપ્સરાઓએ વસ્ત્રો પહેર્યાં. તેથી વ્યાસજીને સંદેહ થયો કે 'હું વૃદ્ધ નગ્ન નથી' તેને જોઇને અપ્સરાઓ વસ્ત્ર શા માટે પહેરે છે? અને જુવાન પુત્ર નગ્ન જતો હતો તેને જોઇને વસ્ત્ર કેમ ન પહેર્યાં? આવી રીતે અપ્સરાઓને પૂછયું ત્યારે તે દેવીઓએ જવાબ આપ્યો કે "આ સ્ત્રી છે અને આ પુરુષ છે" એવો ભેદ તમને છે, પણ તમારા પુત્રને નથી. જો કે વ્યાસજીને સંદેહ વગરનું શાસ્ત્ર સંબંધી જ્ઞાન છે તેમ સ્વરૂપનું પણ જ્ઞાન છે તોપણ અધિકારી હોવાથી બહારના પદાર્થોનું જ્ઞાન પણ રહેલું છે. અને તેમના પુત્ર શુકદેવજી તો હમેશાં સમાધિમાં રહે છે, તેથી તેમને બહારના પદાર્થનું જ્ઞાન નથી; માટે અપ્સરાઓએ કહ્યું કે શુકદેવજીની દૃષ્ટિ ચૈતન્ય સિવાય બીજા પદાર્થમાં જતી જ નથી. એવી રીતે ભગવાનની કથા કહેવામાં બાધ કરનારા આઠ ગુણો શ્રીશુકદેવજીમાં રહેલા છે; આમ છતાં તેમણે કથા શા માટે કહી? (૫)

જો કે શુકદેવજી સંન્યાસીનો ધર્મ રાખે છે, તેથી "કીડાની માફક પૃથ્વી ઉપર ફર્યા કરવું," વાકય છે તે મુજબ સમાધિમાંથી શુકદેવજી ઊઠે અને

કોઈ તેમને દેખે, અને આગ્રહથી પ્રાર્થના કરે, તો તે કથા કહે, એમ સંભવ છે તોપણુ તે ન માનવું; કેમકે લોકોને જાણુવામાં આવે એવો મોટો ધર્મ તેમાં હોવો જોઇએ. તે ધર્મ શુકદેવજીમાં નથી એમ કહે છેઃ

**कथमालक्षितः पौरः सम्प्रातः कुरुजाङ्गलान् ।**

**उन्मत्तमूकजडवद्विचरन् गजसाह्वये ॥ ६ ॥**

**શબ્દાર્થ**:—હસ્તિનાપુરના પ્રદેશમાં શુકદેવજી આવ્યા ત્યારે ઉન્મત્ત, મૂંગા અને જડની માફક ફરતા હતા, તેવા શુકદેવજીને હસ્તિનાપુરના નિવાસીઓએ શી રીતે ઓળખ્યા?

**ભાવાર્થ**:—કુરુ અને જાંગલ એ હસ્તિનાપુરના પેટાના દેશો છે. ત્યાં શુકદેવજી આવ્યા ત્યારે આ શુકદેવજી છે એવા જ્ઞાન વગરના નિવાસીઓએ કેમ ઓળખ્યા? કેમકે પુરમાં રહેવાથી માણસોની બુદ્ધિ વાંકી થઈ જાય છે. જ્ઞાન ત્રણ પ્રકારનું છેઃ બહાર જોવામાં સ્થિરપણું લાગે, વચનથી અને સદાચારથી જાણી શકાય, તે ત્રણેય શુકદેવજીમાં નથી, તે માટે કહે છે કે તેઓ તો ગાંડાની માફક, મૂંગા માણુસની માફક, અને જડની માફક ફરે છે. તેમ તે શહેરનું નામ હસ્તિનાપુર છે (એટલે હાથીની માફક), તેથી તેમાં રહેનાર પણુ હાથીની માફક મદોન્મત્ત હોવા જોઇએ, એમ નગરના નામનિરૂપણુથી સમજાય છે; માટે જ તે શુકદેવજીનું જ્ઞાન કોઇને થઈ શકે નહિ. કોઈ જાતનો ભય ન હોવાથી પવિત્ર તીર્થમાં શુકદેવજી ફર્યા કરે છે. (६)

**कथं वा पाण्डवेयस्य राजर्षेर्मुनिना सह ।**

**संवादः समभूत्तात यत्रैषा सात्वती श्रुतिः ॥७॥**

**શબ્દાર્થ**:—હે તાત, રાજર્ષિ પરીક્ષિતને મુનિ શુકદેવજી સાથે સંવાદ કેવી રીતે થયો? કે જેમાંથી આ વેદરૂપ શ્રીભાગવત પ્રકટ થયું.

**ભાવાર્થ**:—કદાચિત્ હસ્તિનાપુરમાં કેટલાકોને શુકદેવજીનું જ્ઞાન ભલે હોય, તોપણુ રાજાની સાથે સંવાદ થવો તો અનુચિત છે; કેમકે પહેલાં પરીક્ષિત્ રાજા હતા અને પછી ઋષિ જેવા થયા છે, તેથી તેમનામાં ઋષિનો આચાર ન હોય, તેથી તેમને શ્રદ્ધા પણુ ન જ થાય. તેમ શુકદેવજી મુનિ છે, તેથી કોઈ સર્વજ્ઞપણાની સંભાવના રાખે, ત્યાં જાય જ નહિ. વળી એ સંબંધ પણુ ઘણા સમયથી સિદ્ધ થાય તેવો છે, એમ બતાવવા સારુ કહે છેઃ "આ શ્રીભાગવતરૂપ વૈષ્ણવ વેદ પ્રકટ થયો" તે કાંઇ થોડા જ સમયમાં ન થઈ શકે. ७

**स गोदोहनमात्रं हि गृहेषु गृहमेधिनाम् ।**

**अवेक्षते महाभाग तीर्थीकुर्वंस्तदाश्रमम् ॥८॥**

**શબ્દાર્થ**:—ગૃહસ્થાશ્રમીઓનાં ઘરોમાં તેના આશ્રમને તીર્થરૂપ કરનાર, મોટા ભાગ્યવાળા, તે શુકદેવજી; ગાય દોહવાય તેટલો વખત જ રાહ જોઇ ઊભા રહે છે.

**ભાવાર્થ**:—કદી સંવાદ પણ થાય તો ગાય દોહવાય તેટલા વખતથી વધારે વખત ગૃહસ્થના ઘરમાં, સંન્યાસીએ નિવાસ કરવો યોગ્ય નથી. તે વાસ પણ સ્નેહથી કરવાનો નથી. જો સ્નેહથી સંન્યાસી વાસ કરે તો સ્નેહને પૂર્ણ કરવા માટે વધારે વખત વાસ કરવો પડે; પરંતુ શુકદેવજી તો ગૃહસ્થોના આશ્રમને તીર્થરૂપ બનાવવા રહે છે. આશ્રમને પવિત્ર કરવાનું કારણ એટલું જ કે ગૃહસ્થીઓની બુદ્ધિ ઘરમાં અતિ પ્રવૃત્તિવાળી હોય છે; તેથી જેમ શ્રીભાગવત જેવી મોટી સંહિતા સાંભળવા માટે હમણાં અતિ પ્રવૃત્તિવાળી નિષ્ઠા થઈ તેમ ગૃહસ્થાશ્રમમાં પણ પ્રવૃત્તિની નિષ્ઠા હોય છે અને તે ગૃહસ્થો જ્યારે આગળ ઉપર સંન્યાસ ગ્રહણ કરે ત્યારે પહેલાંની પ્રવૃત્તિરૂપ દોષ તો તેમાં રહેલો હોય છે. તેથી તેને અધિકાર નથી. તેમ ઘરમાં રહેવાથી સંગદોષ પણ તેમાં રહેલો હોય છે; માટે ગૃહસ્થાશ્રમ તીર્થરૂપ નથી તેને પણ પરમહંસો તીર્થરૂપ કરે છે; ત્યારે ઉપર જણાવેલા બન્ને દોષ જાય છે. તે માટે કહે છે કે ગાય દોહવાય તેટલો વખત સંન્યાસી ગૃહસ્થના ઘર આગળ રહે છે, એટલે જે ગાય અગ્નિહોત્રમાં ઉપયોગી દૂધ સારુ પોતાને દોહે તેટલા વખત સુધી દોહનારાના આગ્રહને સહન કરે છે, અર્થાત્ પગે બંધાઇને પણ ઊભી રહે છે, તેવી રીતે જગતના મિત્રરૂપ સંન્યાસીઓએ પણ તેટલા વખત સુધી ગૃહસ્થના ઘર આગળ રહેવાનો કલેશ સહન કરવો જોઇએ, એમ મૂળમાં **हि** શબ્દથી બતાવે છે. આ અવસ્થા મોટા ભાગ્યથી પ્રાપ્ત થાય છે, એમ બતાવવા સારુ **महाभाग** (મોટા ભાગ્યવાળા) એ વિશેષણ આપ્યું છે. (૮)

**अभिमन्युसुतं सूत प्राहुर्भागवतोत्तमम् ।**
**तस्य जन्म महाश्चर्यं कर्माणि च गृणीहि नः ॥९॥**

**શબ્દાર્થ**:—**હે સૂત, અભિમન્યુના પુત્ર પરીક્ષિતને ભક્તોમાં ઉત્તમ કહે છે. તેનો મોટો આશ્ચર્યવાળો જન્મ અને તેનાં કર્મો અમને કહો.**

**ભાવાર્થ**:—પિતાના નામથી પ્રસિદ્ધ થાય તેમાં મોટાઇ છે અને માતાના નામથી પ્રસિદ્ધ થવામાં હીનતા છે, એ હકીકત દરેક સ્થળે સમજવાની છે. 'અભિમન્યુ' શબ્દનો અર્થ એવો થાય છે કે 'જેને ચોતરફ ક્રોધ રહેલો છે' પરંતુ અંદર ક્રોધ નથી. ક્ષત્રિયોનો આજ ધર્મ છે. અભિમન્યુને અંતઃકરણમાં ક્રોધ ન હતો, તેથી તેનો પુત્ર વૈષ્ણવ થયો. 'સૂત' એ સંબોધનથી તે વૃત્તાંતને તમે જાણો છો, એમ બતાવ્યું છે. લોકવૃત્તાંતનો ત્યાગ કરી ભગવાનમાં જ એકપરાયણ હોય તે મહાભાગવત કહેવાય છે, કેમકે "જેના હૃદયને ભગવાન્ છોડતા નથી" એમ એકાદશ સ્કંધમાં યોગેશ્વરે કહ્યું છે. તેવો પુરુષ સર્વ ભગવદ્ભક્તોમાં ઉત્તમ છે એમ દરેક કહે છે, તેથી તે લોકમાં પ્રસિદ્ધ છે,

એમ બતાવ્યું છે. પહેલેથી જ તેવા ભગવદ્ભક્તને શ્રીભાગવત વડે વિશેષ શું છે, તે જાણવા માટે પ્રથમ વિશેષ પૂછે છે કે 'જેમાં મોટું આશ્ચર્ય છે, તેવો તેનો જન્મ કહો;' કારણ કે જે ગર્ભમાંથી મરણ પામેલો જ જન્મ્યો હતો, તેનું ફરીવાર જીવવું થવું, તેવી મહાભારતાદિકમાં કથા છે, માટે પરીક્ષિત્‌ના જન્મની કથા કહો. અને તેણે કલિયુગને તાબેદાર બનાવ્યો વગેરે જે તેનાં 'કર્મો છે, તે કહો.' (૯)

વૈષ્ણવને મરણપર્યંત અન્નનો ત્યાગ કરીને બેસવું ઉચિત નથી, એવા અભિપ્રાયથી કહે છેઃ

**स सम्राट् कस्य वा हेतोः पाण्डूनां मानवर्धनः ।**
**प्रायोपविष्टो गङ्गायामनादृत्याधिराट् श्रियम् ॥१०॥**

**શબ્દાર્થઃ**—પાંડવોના માનને વધારનારા, ચક્રવર્તી તે પરીક્ષિત્ રાજા મોટા સામ્રાજ્યની સંપત્તિનો ત્યાગ કરી, ગંગાને કિનારે, મરણપર્યંત અન્નનો ત્યાગ કરી શા માટે બેઠા ?

**ભાવાર્થઃ**—પરીક્ષિત્ રાજામાં લૌકિક મોટાઈ પણ છે, કેમકે તે ચક્રવર્તી રાજા છે અને પાંડવોના માનને પણ વધારનાર છે; એટલે પાંડવોની પ્રતિષ્ઠાથી પરીક્ષિત્‌ની પ્રતિષ્ઠા નથી, પણ પરીક્ષિત્‌ની પ્રતિષ્ઠાથી પાંડવોની પ્રતિષ્ઠા છે. વળી ગંગા વડે જ સર્વ પુરુષાર્થોની સિદ્ધિ થાય છે, ત્યારે ગંગાજીના કિનારે મરણ સુધી અન્નત્યાગ કરીને બેસવાનું શું પ્રયોજન છે ? શત્રુઓ વડે પરાજય થવાથી બેઠા હોય તેવો સંભવ તો છે જ નહિ; કેમકે રાજાઓની પણ અધિક લક્ષ્મી એના ઘરમાં રહે છે, તે લક્ષ્મીનો અનાદર કરીને રાજા બેઠા છે. આમ લોક અને વૈષ્ણવે મરણપર્યંત અન્નનો ત્યાગ કરી બેસવું, તે યોગ્ય નથી. (૧૦)

વળી લજ્જા તો સહુથી મોટી છે. તેમાં પોતાનાઓમાં લજ્જા વિશેષ થાય છે તો પછી તે રાજાઓના મધ્યમાં તેવી રીતે કેમ બેઠા ? એવા અભિપ્રાયથી કહે છેઃ

**नमन्ति यत्पादनिपीठमात्मनः**
**शिवाय हाऽऽनीय धनानि शत्रवः ।**
**कथं स वीरः श्रियमङ्ग दुस्त्यजां**
**युवैषतोत्स्रष्टुमहो सहासुभिः ॥ ११ ॥**

**શબ્દાર્થઃ**—જે પરીક્ષિત્‌ના શત્રુઓ પોતાના કલ્યાણ માટે ધનને લાવીને, જેના ચરણરૂપી પીઠનું નમન કરે છે, તે વીર પરીક્ષિતે જુવાન હોવા છતાં પણ પ્રાણોની સાથે દુઃખ વડે પોતાના અંગ ઉપરથી ત્યાગ થઈ શકે, તેવી લક્ષ્મીને છોડવાની ઈચ્છા કેમ કરી ? એ આશ્ચર્ય છે.

**ભાવાર્થ**:—શત્રુઓ તેના ચરણપીઠને નમન કરે છે, તેમ કહ્યું તે પગને રહેવાનું સ્થાનક અથવા પાદુકા સમજવી. દરેક દેશમાં આ પરીક્ષિતના સિંહાસન પાસે જઈને, પોતાના અપરાધો ક્ષમા કરાવવા માટે ધન લાવીને શત્રુઓ પણ નમસ્કાર કરે છે એ આશ્ચર્ય છે, એટલે તેઓ પોતાના કલ્યાણ માટે નમન કરે છે; કારણ કે તે રાજાઓનો દેશ તો પરીક્ષિત્ રાજાએ પહેલેથી લઇ લીધો છે; તેથી તેઓ પોતે સંકટમાં આવી પડયા છે; તેથી ફરી પોતાનો દેશ પ્રાપ્ત કરવા માટે ધન આપે છે. આમ અર્થ આવી મળે છે, તેથી તેને પુરુષાર્થ થાય તેમ નથી, એમ માનવાનું નથી; કેમકે તે વીર છે, એટલે તેમાં વીર રસ વિદ્યમાન છે. વીર પુરુષને મરણ સુધી અન્નનો ત્યાગ કરીને રહેવું લજ્જા કરનારું છે. વળી ધનની પ્રાપ્તિ માટે કે પ્રાયશ્ચિત્ત કરવા માટે લોકમાં પ્રાયોપવેશ (મરણ સુધી અન્નનો ત્યાગ કરીને રહેવું) કરવો સિદ્ધ છે, પણ પરીક્ષિત્ રાજાએ તો સામ્રાજ્યની સંપત્તિનો ત્યાગ કરેલો છે; તેથી ધન માટે પ્રાયોપવેશ કરેલો નથી. જો ધન માટે કર્યો હોય તો લક્ષ્મીનો ત્યાગ શા માટે કરે? તેમાં પણ પ્રાણોની સાથે લક્ષ્મીનો ત્યાગ કરેલ છે. એટલે કોણ ભોગવશે, એવા અભિપ્રાયથી છોડેલ છે. લોકમાં પ્રાણ કરતાં પણ ધન છોડવું મુશ્કેલ છે, કારણકે ચોર લોકો પ્રાણ જવાનું કબૂલ કરીને પણ લેવા જાય છે. તેમાં પણ જુવાન પુરુષની આવી ઈચ્છા થવી પણ દુર્લભ છે, તો છોડવાનું તો શી રીતે બને? તેમ પરીક્ષિતે આ બધું છોડેલ છે તે સત્ય વાત છે, તેથી અમને આશ્ચર્ય થાય છે. (૧૧)

કાંઇ પાપ થયું હોય તો તેની નિવૃત્તિ કરવા માટે પ્રાયશ્ચિત્ત કર્યું હોય, તોપણ પરલોક સાધવા માટે વૈષ્ણવને પ્રાયોપવેશ થાય નહિ, પણ તેને તો જીવવું જ યોગ્ય છે, એમ કહે છે:

**शिवाय लोकस्य भवाय भूतये य उत्तमश्लोकपरायणा जनाः ।**
**जीवन्ति नात्मार्थमसौ पराश्रयं मुमोच निर्विद्य कुतः कलेवरम् ॥१२॥**

**શબ્દાર્થ**:—જેઓ ભગવત્પરાયણ મનુષ્યો છે, તેઓ લોકના કલ્યાણ માટે ઐશ્વર્ય માટે જીવે છે, કાંઈ પોતાના માટે જીવતા નથી. ત્યારે આ પરીક્ષિતે, બીજાના આશ્રયવાળા શરીરને, વૈરાગ્ય પામીને શા માટે છોડ્યું?

**ભાવાર્થ**:—વૈષ્ણવને ગફલતથી કદાચિત્ મોટાં પાપ કરવાનો સંબંધ થાય તોપણ તેને દેહ છોડવો યોગ્ય નથી, કેમકે તેને મહાપાતક લાગવાથી પોતે સેવા કરવાને યોગ્ય ન પણ હોય તો તેને પૂછીને બીજા લોકો સેવા કરે છે; તેથી તેનું જીવન જ દરેકના કલ્યાણ માટે થાય છે. એટલે શાંત સુખ માટે તેનું જીવન છે. તેમ જ શ્રીભાગવતમાં કહ્યું છે કે "આ અંગરાજાના વંશમાં સફળ પરાક્રમવાળા રાજાઓ થશે" તેથી લોકમાં પુત્રપૌત્રાદિકની

અભિવૃદ્ધિ કરવા માટે તેવા વૈષ્ણવોનો જન્મ થાય છે. તેમ ઐશ્વર્ય માટે પણ તેનું જીવન છે; એટલે નાનામાં નાનું થવું, મોટું થવું વગેરે આઠ પ્રકારનું ઐશ્વર્ય ભગવાનની સેવામાં પ્રસંગથી પ્રાપ્ત થાય છે. ષષ્ઠસ્કંધમાં આજ્ઞા કરી છે કે "મહાપુરુષની પૂજાની સિદ્ધિ પ્રસંગથી જ થાય છે." માટે સર્વપુરુષાર્થને સિદ્ધ કરનારા દેહનો ત્યાગ કરવો પરીક્ષિત રાજાને અનુચિત છે. વૈરાગ્ય થવાથી દેહાદિકનો ત્યાગ કરવો, એ સર્વભૂત પ્રાણીઓના હિત માટે છે; કેમકે "દરેક પ્રાણીઓને અભય આપવું." એવું વાકય છે. તે વૈષ્ણવોને વિપરીત છે, એવા અભિપ્રાયથી કહે છે, કે બીજાના આશ્રયવાળું પરીક્ષિતનું શરીર છે; તેથી વૈરાગ્ય થવામાં કારણ, 'પ્રજા પાસેથી કર વગેરે લેવો, તેવી ભયંકર આજીવિકા છે,' એમ માનીને તેને છોડવા માટે શાસ્ત્રમાં લખ્યું છે; તેથી પ્રજા પાસેથી કર લેવો એ જ વૈરાગ્યનું કારણ છે. એમ પ્રજાને દુઃખ થાય તેમ હોય તો કર વગેરે ન લેવો, પરંતુ શરીર છોડવું નહિ. જો કે શત્રુઓને ભય કરનારો છે, તેથી વૈરાગ્ય થવાથી તે ધર્મ છોડવાનો અભિપ્રાય થાય તો હથિયારો જ છોડી દેવાં, જેથી શત્રુઓને ભય ન થાય; પણ શરીર શા માટે છોડવું? અહીં શરીરને બતાવનાર कलेवर શબ્દ લખ્યો છે. તેનો અર્થ એવો થાય છે કે સ્પષ્ટ જણાય નહિ, પણ જેમાં મધુર રસ હોય છે, તે રસમાં શરીર કારણભૂત છે; તેથી અસ્પષ્ટ રસનો આવિર્ભાવ થવામાં શરીર કારણ છે, એમ ભાસે છે. એ અસ્પષ્ટ રસ ભક્તિરસ જ છે; કારણકે બીજા રસ તો લોક અને વેદમાં પ્રસિદ્ધ છે. માટે ભક્તિરસને પ્રકટ કરનારું શરીર પરીક્ષિત્ રાજાએ શા માટે છોડ્યું? (૧૨)

**तत्सर्वं नः समाचक्ष्व पृष्टो यदिह किञ्चन ।**
**मन्ये त्वां विषये वाचां स्नातमन्यत्र छान्दसात् ॥१३॥**

**શબ્દાર્થ**:—જે બાબત અમે અહીં પૂછેલી છે તે સર્વ અમને તમે કહો. વેદ સિવાય બીજી તમામ વાણીની બાબતમાં તમે નિષ્ણાત છો એમ હું માનું છું.

**ભાવાર્થ**:—આમ ઉપરાઉપર ચાર પ્રશ્નો કરેલા છે તોપણ પહેલા પ્રશ્નને દુબળાપણું નથી તે બતાવવા સારુ 'તે બધું તમે કહો' એમ કહેલું છે. કદાચ સૂત પૌરાણિક એમ કહે કે ભાગવતના અર્થમાં અમારો પરિચય છે, બીજા શાસ્ત્રમાં નહિ, તે માટે કહે છે કે એમ તમારે કહેવું નહિ, કારણકે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જેમ વેદના અધિકારી છે તેમ તમારો વેદમાં પરિચય નથી. એ સિવાય ઇતિહાસ પુરાણ વગેરે તમામમાં તમારો પરિચય છે.(૧૩)

ભાગવત વિષય પ્રશ્નનો ઉત્તર બીજા સ્કંધમાં કહેશે અને વક્તાવિષયક તેમ જ શ્રોતાવિષયક પ્રશ્નનો ઉત્તર ઉત્તમ પ્રકરણમાં કહેવાશે; અહીં ભાગવતના કર્તા વિષયક બીજો પ્રશ્ન રહ્યો તેનો ઉત્તર કહે છે:

सूत उवाच:

**द्वापरे समनुप्राप्ते तृतीये युगपर्यये ।**
**जातः पराशराद् योगी वासव्यां कलया हरेः ॥१४॥**

**શબ્દાર્થ**:—સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપર, અને કલિયુગ, એમ ક્રમથી ચાર યુગ ફરે છે તે ત્રીજી વખત ફર્યા ત્યારે દ્વાપર યુગ પ્રાપ્ત થયો. તેમાં પરાશર મુનિથી વાસવીમાં હરિભગવાનની કલા વડે વ્યાસજી ઉત્પન્ન થયા.

**ભાવાર્થ**:—ભાગવતનું નિર્માણ કરવા માટે જ મુખ્યપણે વ્યાસજીનો અવતાર છે તે માટે પ્રથમ સૂત તેના જન્મની હકીકત કહે છે. બ્રાહ્મકલ્પના પ્રથમ મન્વંતરની ત્રીજી વખત યુગની પર્યાવૃત્તિ થઇ એટલે અનુક્રમથી ચારે યુગો આવ્યા, તે ત્રીજી[1] વખત આવ્યા ત્યારે વ્યાસજીનો જન્મ છે. પ્રથમ ચારે યુગ ફર્યા તે સાધન સહિત જ્ઞાનનો સમય છે. બીજી વખત તે કર્મનો સમય છે. અને ત્રીજી વખત ફર્યો તેમાં ભક્તિનો સમય છે. તોપણ સત્યયુગમાં[2] અને ત્રેતાયુગમાં ધર્મો આડા આવે છે, તેથી તેમાં વ્યાસજીનો જન્મ નથી, પણ દ્વાપરમાં ધર્મની દ્વિપરતા હોવાથી સર્વને સંદેહ થયો એમ મૂળનાં સમ્ ઉપસર્ગથી બતાવ્યું છે. પરાશર ભક્ત હતા તે વિષ્ણુપુરાણાદિકમાં પ્રસિદ્ધ છે, કેમકે માર્કંડેયે નમસ્કાર કર્યા છે તે વખતે પરાશર વયોવૃદ્ધ છે તેવું વચન

૧. અઠ્ઠાવીશમી વખત યુગ ફર્યાં તેમાં દ્વાપર આવ્યો. તેની નિવૃત્તિ થયા પછી ઉત્પન્ન થયેલ સત્યવતી પ્રથમ મન્વંતરના ત્રીજી વખતના દ્વાપરમાં હોય નહિ, તેથી તે મન્વન્તરની પણ નિવૃત્તિ થઇ ગઇ. તેમ સત્યવતી સોમવંશમાં ઉત્પન્ન થયેલ છે. તે સોમ-વંશ જ પ્રથમ મન્વંતરમાં હતો નહિ. અને તે મન્વન્તરની નિવૃત્તિ થયા પછી બ્રાહ્મ કલ્પ પણ નિવૃત્ત થયો છે. ત્યારે થઇ ગયેલો કલ્પ કયો ? તેનો વિચાર કરતાં રજોગુણના ક્ષોભથી પહેલો કલ્પ રાજસ થયો છે. માટે બ્રાહ્મકલ્પને રાજસપણું છે. જ્યારે મત્સ્યાવતારમાં ચાક્ષુષ મન્વન્તર થઇ ગયો ત્યારે પ્રલય થયો એમ સિદ્ધ કર્યું છે. તે ન્યાયથી તેમાં રાજસ-મવન્તર પહેલો પ્રાપ્ત થયો. તેમાં સૂર્ય ચંદ્ર હોવા જોઇએ. તેથી પંચમ સ્કંધમાં સૂર્યવાચક માર્તંડ શબ્દનો પ્રયોગ કર્યો છે કે અંડ મૃત થયું, તેમાં ઉત્પન્ન થયેલો માર્તંડ કહેવાય છે. માટે જગતને અગ્નિ અને સોમાત્મકપણું હોવાથી તેમ તે વખતે સોમ પણ હતો, માટે તેનો વંશ થયો. ત્યારે ત્રીજી વખત દ્વાપર આવ્યો, તેમાં સત્યવતીની ઉત્પત્તિ સિદ્ધ થાય છે. તેમ પરાશર પણ તે વખતે હતા. માટે ત્રીજી વખત દ્વાપર આવ્યો તેમાં વ્યાસજીનો જન્મ કહેલો છે.

૨. સત્યયુગ અને ત્રેતાયુગમાં ધર્મનો સંદેહ ન હોવાથી નિઃસંદેહ જ્યાં વૈદિક ધર્મ થતા હોય ત્યાં ભક્તિ ન થાય. અને દ્વાપર શબ્દનો અર્થ, કોશમાં યુગ અને સંશય પર લખ્યો છે, તેથી દ્વાપર શબ્દથી દ્વાપર યુગ પણ સમજવો. અને લોકોને ધર્મસંદેહ થયો તેમ પણ માનવું. તેમ ધર્મની દ્વિપરતા મત્સ્યપુરાણમાં લખી છે **द्वैधमुत्पद्यते चैव युगं तस्मिन् श्रुतौ स्मृतौ** એટલે દ્વાપર યુગમાં શ્રુતિ સ્મૃતિ એમ બે પ્રકાર ચાલે છે, તેથી કેટલાક ધર્મો શ્રુતિને આધારે છે અને કેટલાક સ્મૃતિને આધારે ચાલે છે.

છે. અને મત્સ્યપુરાણમાં જે વૈષ્ણવ તરીકે ઓળખાય છે તે ઉપર ફરનારા વસુની પુત્રી વાસવી (સત્યવતી) છે. તે મત્સ્યના ગર્ભમાં થયેલ છે, તોપણ ઉપરિચર વસુ વૈષ્ણવ હતા અને તેનું બીજ હોવાથી તેનો ધર્મ પણ તેમાં આવેલો છે. યોગ પ્રવર્તાવવો એ વ્યાસજીના અવતારનું પ્રયોજન છે. તેમાં પણ સર્વ દુઃખ દૂર કરનાર હરિની જ્ઞાનકલાથી અવતાર છે. અહીં યોગ કહેલો છે તે ભક્તિયોગ છે. જ્ઞાનની પ્રવૃત્તિ તો અવતારથી જ થાય છે; તેનું ફળ પણ ભક્તિ છે, તે અવતારનું પ્રયોજન છે. એવી રીતે ભક્તિનો પ્રચાર કરવા સારુ જ અવતાર છે એમ સિદ્ધ થાય છે. (૧૪)

તે વ્યાસજીના પ્રસંગની હકીકત કહે છેઃ

**स कदाचित्सरस्वत्या उपस्पृश्य जलं शुचिः ।**
**विविक्त एक आसीन उदिते रविमण्डले ॥१५॥**

**શબ્દાર્થ**:—પવિત્ર વ્યાસજી કોઇ દિવસ સરસ્વતીના (પવિત્ર) જળનું આચમન લઇને સૂર્યમંડળનો ઉદય થયો ત્યારે એકાંતમાં એકલા બેઠેલા હતા.

**ભાવાર્થ**:—તે વ્યાસજી ભક્તિ માટે જ અવતરેલા છે. કયારેક કર્મ જ્ઞાન અને ભક્તિનો નાશ થયેલો હતો ત્યારે તેને પોતાના જ્ઞાનનું પણ વિસ્મરણ થઈ ગયું; એટલે વ્યાસજીએ સરસ્વતીના પવિત્ર જલનું આચમન કર્યું, તેથી તેનું સર્વજ્ઞપણું જાગ્રત થયું. તે સરસ્વતીના જલનો પાપથી પરાજય થતો નથી, એમ બતાવવા માટે છે. એટલે વ્યાસજીને शुचिः પવિત્ર કહ્યા છે. તેમની જ્ઞાનકલામાં ધર્મના અંશ જ પ્રકટ થયા. ત્યાર પછી પોતાના અવતારનું પ્રયોજન વિચાર્યું, ત્યારે તેમણે દરેકનું હિત કરવા માટે ધર્મને જોયો, એમ કહેવા માટે 'એકાંત સ્થાનમાં એકલા બેઠા' ત્યાંથી લઇને 'કૃપાથી મહાભારત કર્યું' ત્યાંસુધીની હકીકત કહે છે. મનમાં સ્થિરતા રહેવા માટે વ્યાસજી એકાંતમાં બેઠા છે. પોતે એકલા બેઠેલા છે, તેથી આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણ પ્રકારના દોષોનો અભાવ છે, એમ સૂચવ્યું છે. સૂર્યના મંડળનો ઉદય થયો, એથી તે સમય જરૂરી કર્મકાલનો અભાવવાળો છે, એમ બતાવ્યું છે. અથવા પુણ્યાહરૂપ કાલને બતાવનાર, અને ઋતુ સંબંધી કાલના ગુણોને બતાવનાર તે સમય છે, એમ બતાવ્યું છે. (૧૫)

**परावरज्ञः स ऋषिः कालेनाव्यक्तरंहसा ।**
**युगधर्मव्यतिकरं प्राप्तं भुवि युगे युगे ॥१६॥**

**શબ્દાર્થ**:—આગળ પાછળની તમામ હકીકતને જાણનાર, તે વ્યાસજીએ જેનો વેગ ન જાણી શકાય તેવા કાલ વડે પૃથ્વી ઉપર યુગયુગમાં યુગધર્મનો નાશ જોયો.

**ભાવાર્થ**:—પર એટલે કાલાદિક અને અવર એટલે આપણે વગેરે. તે દરેકને જાણનાર તે ઋષિ છે. તેમને જે કાર્ય કરવું છે તેમાં કાલાદિક પ્રતિબંધ કરનાર નથી. તેવું પ્રાણીઓનું અદૃષ્ટ છે, એમ તેમણે જાણ્યું. તે પછી તે ઋષિ મંત્રને જોનારા થયા, કેમકે તેમાં ધર્મનો અંશ પ્રકટ થયો છે. કાલ તે ભગવાનનો મુખ્ય અધિકારી છે. તે કાલ સર્વને કરનાર અને દરેકનું નિમિત્ત છે, ત્યારે બીજાઓ શ્રમ કરે તે વ્યર્થ છે, તે સારુ કાલને નિયમમાં રાખનાર ભગવાન્‌નો વ્યાસ અવતાર છે, એમ જણાવવા માટે કાલે કરેલો ઉપદ્રવ તે પહેલો કહે છે કે અક્ષર વડે જે કાલનો વેગ છે, અથવા પ્રકૃતિમાં જેનો વેગ છે, એટલે પ્રવૃત્તિ વગેરે દરેક કાળને અધીન છે. અથવા અક્ષરબ્રહ્મની પણ તેમાં સંમતિ છે. અથવા જાણવામાં ન આવે તેવો કાલનો વેગ છે, તેથી તેનો પ્રતીકાર (ઉપાય) થઇ શકે તેવો નથી એમ બતાવ્યું છે. આટલું કહેવાથી ભગવાન્ સિવાય, અક્ષર કાલ વગેરે સર્વે ભગવાનને અધીન છે, અથવા ભગવાન્‌ને અનુકૂળ છે એમ બતાવ્યું છે. તેથી ફલિત શું થયું ? તે બતાવે છે કે ચાર યુગના ધર્મ, તપ, યજ્ઞ, સ્વાધ્યાય અને દાન વગેરેનો નાશ થયો છે, કારણ કે તે ધર્મમાં કોઇ અધિકારી રહ્યા નથી, તેથી અધિકાર વગરનાઓમાં તે ધર્માદિકની પ્રવૃત્તિ થઈ. તે ધર્મ કાંઈ એકદમ થયો નથી, પણ ક્રમેક્રમે થયો છે. તેનો પૃથ્વી ઉપર જ નાશ થયેલો છે, સ્વર્ગમાં થયો નથી. અને તે પ્રત્યેક યુગમાં પ્રાપ્ત થયો છે. (૧૬)

એવી રીતે કાલે કરીને ધર્મનો નાશ કહીને પદાર્થનો નાશ થયેલો છે તે કહે છેઃ

**भौतिकानां तु भावानां शक्तिह्रासं च तत्कृतम् ।**
**अश्रद्दधानान् निःसत्त्वान् दुर्मेधान् ह्रसितायुषः ॥१७॥**

**दुर्भगांश्च जनान्वीक्ष्य मुनिर्दिव्येन चक्षुषा ।**
**सर्ववर्णाश्रमाणां यद्दध्यौ हितममोघदृक् ॥१८॥**

**શબ્દાર્થ**:—અને તે કાળે કરેલા પંચમહાભૂતના ભાવની શક્તિનો ક્ષય થયેલો જોઇને તેમ જ શ્રદ્ધા વગરના, બલ વગરના, દુષ્ટબુદ્ધિવાળા, આયુષના ક્ષયવાળા, ભાગ્ય વિનાના એવા માણસોને જોઇને, દિવ્ય નેત્ર વડે સફળ દૃષ્ટિવાળા, તે મુનિએ દરેક વર્ણો અને આશ્રમોનું જે હિત હતું તેનું ધ્યાન કર્યું.

**ભાવાર્થ**:—પંચમહાભૂતથી થયેલા આપણે વગેરેની અને પંચમહાભૂતોની પણ શક્તિ જતી રહી છે; સ્વાધ્યાય વગેરેની શક્તિ જતી રહી છે; તે કાળે કરીને થયું છે. તેમ તે ધર્મ કરનાર શ્રદ્ધા વગરના થયા છે તેનામાં બલ કે વિવેક પણ નથી અને બુદ્ધિવગરના થયા છે. તેનાં ચિત્ત મન અને

બુદ્ધિનો નાશ થઈ ગયો છે. એમ કર્તાના દોષોનું નિરૂપણ કર્યું છે. અને તેના અંતઃકરણમાં અહંકાર જ મજબૂત થઇને પેઠેલો છે, એમ કહ્યું છે, તેથી આયુષનો પણ નાશ થઈ ગયો છે, તે **ह्रसितायुषः** પદથી કહેલું છે. કર્મથી ભાગ્ય ઉત્પન્ન થાય છે. તે કાલાદિકની શુદ્ધિ ન હોવાથી તેવું ભાગ્ય થતું નથી. દ્વાપર અને કલિયુગમાં તો દેશ કાલ કર્તા દ્રવ્ય મંત્ર અને કર્મ એ છએ દુષ્ટ હોવાથી કર્મ સિદ્ધ થતાં નથી, તેથી દુર્ભાગ્યપણું રહે છે. આ બધી હકીકત વ્યાસજીએ તર્ક કરીને જાણી નથી, પરંતુ ઋષિ સંબંધી જ્ઞાનને લીધે જાણ્યું છે; એટલે તેતે ઉપાયનું જ્ઞાન પણ થયું છે. પાખંડ ધર્મ પોતાથી જ ઉત્પન્ન થશે, તે સારુ તેની નિવૃત્તિ માટે કહે છે કે દરેક વર્ણ આશ્રમો અને દેશકાલાદિક ધર્મોનું હિત કેવી રીતે થશે, તેનું વ્યાસજીયે ધ્યાન કર્યું. આથી એમ પણ બતાવ્યું છે કે વર્ણ આશ્રમ અને દેશાદિક સિવાયના જે ધર્મો છે તે પાખંડ છે. તે પાખંડ ન થાય તેવું તેમણે ધ્યાન કર્યું. વ્યાસજી સત્યસંકલ્પ હોવાથી તેમને સત્ય અને હિત વસ્તુ જ સ્ફુરે છે એમ બતાવવા માટે તેમને 'સફળ-દૃષ્ટિવાળા' કહ્યા છે. (૧૮)

યજ્ઞ જ દરેક વર્ણ અને આશ્રમનો હિતકારી છે એમ નિરૂપણ કરે છેઃ

**चातुर्होत्रं कर्म शुद्धं प्रजानां वीक्ष्य वैदिकम् ।**
**व्यदधाद्यज्ञसन्तत्यै वेदमेकं चतुर्विधम् ॥१९॥**

**શબ્દાર્થ**:—જેમાં ચાર હોતાઓ છે એવું શુદ્ધ વૈદિક કર્મ પ્રજાઓનું જોઇને, યજ્ઞના વિસ્તાર કરવા માટે એક વેદને ચાર પ્રકારનો બનાવ્યો.

**ભાવાર્થ**:—ઋષિ સંબંધી જ્ઞાન હોવાથી તેમાં યુક્તિની જરૂર નથી, અને યુક્તિ તો આધિદૈવિકકાલ અને ભૌતિકકાલે કરેલા દોષો દૂર કરવા માટે છે. "તે કાલ વિષ્ણુરૂપ અને યજ્ઞરૂપ છે," એવું વાક્ય પણ છે. અથવા કાલને નિયમમાં રાખનાર વિષ્ણુ ભગવાન્ છે. તે દોષો મટાડવાને સમર્થ છે; તેથી યજ્ઞ વિષ્ણુરૂપ અને કાલરૂપ વેદથી સિદ્ધ છે. બીજાં પ્રમાણો કરતાં વેદ બલિષ્ઠ છે. માટે સમગ્ર વેદની એકતા કહેવા માટે તેનું સ્વરૂપ કહે છે કે ચાર હોતાઓ કર્મમાં રહેલા છેઃ અધ્વર્યુ, ઉદ્ગાતા, હોતા અને બ્રહ્મા. એ ચારની કર્મમાં જરૂર છે અને તે બધા ગણના નાયક હોવાને લીધે, હોતા તરીકે કહેવાય છે. પરંતુ આથી તો સોમપાત્રને પ્રતિપાદકપણું થાય, પરંતુ અગ્નિહોત્રાદિકને પ્રતિપાદકપણું ન થાય, તેથી બીજો અર્થ કરે છે કે વૈદિકકર્મમાં દશ હોતા (હોમ કરનાર), ચાર હોતા, પાંચ હોતા, છ હોતા અને સાત હોતા, એવી રીતે ચાર ભેદ રાખેલા છે. તે હોમ કરનારાઓ અગ્નિહોત્રાદિકનું મૂળ છે; તેથી અગ્નિહોત્રાદિક પાંચ ચાતુર્હોત્ર કર્મ ગણાય છે. કર્મ

એ તેનું નામ છે. તે કર્મ સાધનસહિત નિત્ય છે, તેમ તેને કાલનો સ્પર્શ ન હોવાથી તે શુદ્ધ છે, અને વારંવાર ઉત્પન્ન થનાર પુરુષનું તે કર્મ છે. તેમાં વેદ પ્રમાણ છે, એમ બતાવવા માટે 'વૈદિક છે' એમ કહ્યું છે. તે યજ્ઞોના વિસ્તાર માટે વેદને ચાર પ્રકારે કર્યો, એટલે તે તે યજ્ઞોના પ્રકારનો ભેદ બતાવીને એક બીજામાં મળી ન જાય તે પ્રમાણે, અને બુદ્ધિમાં બરાબર સમજવામાં આવે તેમ, યજ્ઞનો વિસ્તાર કર્યો. અથવા તે ભેદ કાંઈ ભિન્ન નથી; તેમાં જ અંશના ભેદની વ્યવસ્થા વડે યજ્ઞનો વિસ્તાર કર્યો છે. (૧૯)

પણ મૂળ વેદનું સ્વરૂપ તો એક જ છે તે ભેદો બતાવે છે:

**ऋग्यजुःसामाथर्वाख्या वेदाश्चत्वार उद्धृताः ।**
**इतिहासपुराणञ्च पञ्चमो वेद उच्यते ॥२०॥**

**શબ્દાર્થ**:—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એવા નામના ચાર વેદોનો ઉદ્ધાર કર્યો અને ઇતિહાસ તથા પુરાણ પાંચમો વેદ કહેવાય છે.

**ભાવાર્થ**:—ઋગ્વેદ વડે હોતા, યજુર્વેદ વડે અધ્વર્યુ, સામવેદ વડે ઉદ્ગાતા અને અથર્વવેદ વડે બ્રહ્મા કર્મ કરે છે. તે તે કર્મોના પ્રતિપાદન કદનાર મંત્ર-ભાગ અને બ્રાહ્મણ ભાગના ખંડોનો ઉદ્ધાર કર્યો અને 'વેદ' એવું નામ આપવામાં આવ્યું. તે વેદોને જેટલા ધર્મની જરૂર છે તેટલો ધર્મ બતાવનાર પાંચમો વેદ, ઇતિહાસ અને પુરાણ નામનો છે. (૨૦)

એમ વિભાગ કરેલા વેદોમાં અંશની સ્થાપના કરવા માટે કહે છે:

**तत्रर्ग्वेधरः पैलः सामगो जैमिनिः कविः ।**
**वैशम्पायन एवैको निष्णातो यजुषामुत ॥२१॥**
**अथर्वाङ्गिरसामासीत्सुमन्तुर्दारुणो मुनिः ।**
**इतिहासपुराणानां पिता मे रोमहर्षणः ॥२२॥**

**શબ્દાર્થ**:—તેમાં ઋગ્વેદને ધારણ કરનાર પૈલ મુનિ હતા, સામવેદને જાણનાર કવિ જૈમિનિ હતા અને યજુર્વેદમાં નિષ્ણાત એક વૈશંપાયન જ હતા. અને અંગિરાઓમાં દારુણ સુમંતુ મુનિ અથર્વવેદને જાણનાર થયા. અને મારા પિતા રોમહર્ષણ ઇતિહાસ અને પુરાણના જાણકાર થયા.

**ભાવાર્થ**:—વેદમાં સૂર્યમંડળનું નિરૂપણ છે. ત્યાં ઋગ્વેદ સામવેદ અને યજુર્વેદ એમ ક્રમ લખેલો છે, તેથી અહીં તે પ્રમાણેનો ક્રમ છે, પ્રથમ કહેલા ક્રમ પ્રમાણે નથી. તેમાં વિરોધ પણ નથી. પૈલાદિક ઋષિઓ હતા. તેમાં સુમંતુ મુનિને દારુણ કહેવાનું કારણ એ છે કે અથર્વ વેદમાં અભિચાર હોઇને કષ્ટ આપવાના મંત્રો ઘણા છે, તેથી તે મુનિ તેવા પ્રયોગો કરી ઉગ્ર બન્યા હતા, આમ કેટલાકો કહે છે, પરંતુ ખરી રીતે સુમંતુ મુનિ સ્વભાવથી જ

ઉગ્ર હતા. અને તેથી જ આગળ યજ્ઞોમાં તેમનો પ્રવેશ થયો નથી; તોપણ મુનિ હોવાથી તેમને ભણાવેલ છે. ઇતિહાસ ને પુરાણમાં સર્વનો અધિકાર છે; તેથી તેને ભણનારા રોમહર્ષણ કહેવાયા છે. તેના રોમેરોમમાં હર્ષ છે એમ બતાવ્યું છે.૨૧-૨૨

તે પાંચ ઋષિઓએ પણ પોતાનો ભાગ જુદા જુદા વિભાગથી ઘણી રીતે કરીને જુદો જુદો કર્યો છે એમ કહે છેઃ

**त एनमृषयो वेदं स्वं स्वं व्यस्यन्ननेकधा ।**
**शिष्यैः प्रशिष्यैस्तच्छिष्यैर्वेदास्ते शाखिनोऽभवन् ॥२३॥**

**શબ્દાર્થ**:—ઉપર કહેલા તે ઋષિઓએ; પોતાના શિષ્યોદ્વારા, તેના શિષ્યોદ્વારા, અને તેના શિષ્યોદ્વારા પોતપોતાના વેદને અનેક પ્રકારે જુદા જુદા કર્યા; તેથી તે વેદો શાખાવાળા થયા.

**ભાવાર્થ**:—ઋષિ હોવાથી જુદો જુદો વિસ્તાર કરવામાં દોષ નથી. એટલે પ્રથમ એક શાખા હતી, તેની પાછી જુદી જુદી શાખાઓ થવાથી તે વેદની ગણના થઈ, અને બીજી શાખાઓની પણ ગણના થઇ. (૨૩)

ઘણે પ્રકારે વિભાગ કર્યો તોપણ એક શાખા ધારણ કરાવામાં અશકય થઇ એમ કહે છેઃ

**त एव वेदा दुर्मेधैर्धार्यन्ते पुरुषैर्यथा ।**
**एवं चकार भगवान् व्यासः कृपणवत्सलः ॥२४॥**

**શબ્દાર્થ**:—તે જ વેદો, બુદ્ધિ વગરના પુરુષો વડે પણ જેમ ધારણ થાય, તેવી રીતે દીનવત્સલ વ્યાસજી ભગવાને બનાવ્યા.

**ભાવાર્થ**:—બુદ્ધિરહિત પણ બરાબર જાણી શકે, એટલે અર્થનું જ્ઞાન ન હોય તોપણ પ્રાતિશાખ્યમાં બતાવેલ સમાનાદિક લક્ષણો વડે ઘણો કાળ અભ્યાસ કરવાથી ધારણ થાય તેમ કર્યું; એટલે મૂર્ખને પણ ધારણ થઇ શકે, એવી રીતે વ્યાસજીએ વેદના વિભાગ કર્યા. તેમ કરવામાં હેતુ એ છે કે ભગવાનની જ તેવી ઈચ્છા હતી કે મૂર્ખમાં વેદનું પર્યવસાન થાય તેમ વેદનો વિભાગ કરવો. ત્યાં શંકા થાય છે કે બ્રાહ્મધર્મવ્રત વિના કે અર્થ જાણ્યા વિના ભણવાથી વેદનું પરમફળ જતું રહે છે; માટે તેમ કરવું જ યોગ્ય ન હોતું! ત્યાં કહે છે કે 'તે વ્યાસજી છે'; તેમ કરવાનો તેમનો અધિકાર છે, માટે વેદવિભાગ કર્યો છે. તેમ હોય તોપણ મોટા અધિકારીને પણ અન્યથા (જુદું) કરવું યોગ્ય નથી, એવી શંકાનું સમાધાન કરે છેઃ 'વ્યાસજી દીનવત્સલ છે'; એટલે વેદ ભણવાથી પાપ નિવૃત્ત થાય છે એમ ધારીને દરેક જીવ તેનો લાભ લઈ શકે, માટે તેવી રીતે વિભાગ કરેલ છે. તેથી તેટલું ભણવાથી કૃતાર્થતા થશે. એમ પ્રજા ઉપર દયા લાવીને વ્યાસજીએ કરેલ છે, એવો અભિપ્રાય છે. (૨૩)

બ્રાહ્મણ સાથે ક્ષત્રિય અને વૈશ્યને માટે વેદનો વિભાગ કરીને હવે બીજાઓ માટે ઉપાય બતાવે છે :

**स्त्रीशूद्रद्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरः ।**
**कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह ।**
**इति भारतमाख्यानं कृपया मुनिना कृतम् ॥२५॥**

**શબ્દાર્થ**:—સ્ત્રી, શૂદ્ર અને દ્વિજબન્ધુ ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યમાં હીન ) એ ત્રણને વેદ સાંભળવાનો નિષેધ છે, કર્મથી સાધ્ય કલ્યાણમાં તેઓ મૂઢ છે, એમ વિચારીને તેઓનું કલ્યાણ આ મહાભારતમાં થશે એવા હેતુથી કૃપા કરીને વ્યાસ મુનિએ મહાભારતનું આખ્યાન કર્યું.

**ભાવાર્થ**:—યજ્ઞની મારફત વેદમાં સ્ત્રીઓનો ઉપયોગ છે. પણ પતિ કે પુત્ર વિનાની સ્ત્રીનો યજ્ઞમાં ઉપયોગ ન હોવાથી, બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યની સ્ત્રીઓને પણ વેદ સાંભળવાની મનાઈ છે, તેમ જ જે સ્વતંત્ર શૂદ્ર છે તેને પણ નિષેધ છે. બ્રાહ્મણાદિકના સેવક શૂદ્રોને મનાઇ નથી, કેમકે યજ્ઞ કરનાર ત્રણે વર્ણોના સેવકો, તેઓનું અન્ન ખાય છે, તેથી વેદાર્થનો તેઓને ઉપયોગ છે; માટે તેઓને વેદ સાંભળવાની ખાસ જરૂર છે. એ ત્રણે વર્ણોમાં હીન કુંડ[1] અને ગોલક[2] તેમ જ સંસ્કાર રહિત હોય તેને જ સમજવા. તેવા હીનને પણ વેદ સાંભળવાનો અધિકાર નથી. મૂળ શ્લોકમાં **गोचर** શબ્દ આપ્યો છે. તે વ્યાકરણની રીત પ્રમાણે હમેશાં પુંલિંગમાં જ રહે છે. અહીં કેટલાક છાંદસ પ્રયોગ માનીને **गोचरा** એમ પાઠ કરે છે.

કર્મથી સિદ્ધ થવાવાળું કલ્યાણ જે પુત્ર અને સ્વર્ગ વગેરે છે, તેમાં સ્ત્રી શૂદ્રાદિક મૂઢ છે, એટલે તેઓને કોઈ પણ સાધનનું જ્ઞાન નથી; તેથી પોતાના મનમાં જે વિચાર કર્યો છે તેથી તેઓનું કલ્યાણ થશે. જો કે અલૌકિક પ્રકારથી વેદ વડે સિદ્ધ થનાર ફળ પણ અલૌકિક છે, તોપણ તેની સિદ્ધિ બીજાથી થતી નથી, તોપણ અર્ધ લૌકિક ન્યાયથી ભાટ્ટ મીમાંસકના મતમાં જેમ થાય છે તેમ પુરાણમાં પણ અલૌકિક ન્યાય વડે મહાભારત વગેરેથી કાર્ય સિદ્ધ થશે, એમ સમજીને ભારત આખ્યાન કર્યું. જેમાં ભરત રાજાના વંશમાં થયેલાનો સંબંધ છે તેથી **ભારત** કહેવાય છે. કેવળ ગ્રંથનું જ નામ ભારત છે એમ નથી, પણ મહાભારત સાંભળવાથી માયાનો મોહ નિવૃત્ત થાય છે અને ધર્માદિકનાં તત્ત્વો સહેલાઈથી જાણી શકાય છે, એમ મનન કરવાથી, જાણીને, પારકું દુઃખ મટાડવાની ઇચ્છા વડે તે આખ્યાન કરેલું છે. ( ૨૫ )

---

૧. પતિ જીવતો હોય અને જારકર્મથી પુત્ર પેદા થાય તે કુંડ કહેવાય છે.
૨. પતિ મરી ગયા પછી જારકર્મથી પુત્ર પેદા થાય તે ગોલક કહેવાય છે.

एवं प्रवृत्तस्य सदा भूतानां श्रेयसि द्विजाः ।
सर्वात्मकेनापि यदा नातुष्यद् हृदयं ततः ॥२६॥
नातिप्रसीदद्धृदयः सरस्वत्यास्तटे शुचौ ।
वितर्कयन् विविक्तस्थ इदं प्रोवाच धर्मवित् ॥२७॥

**શબ્દાર્થ**:—હે બ્રાહ્મણો, એવી રીતે પ્રાણીઓના કલ્યાણમાં હમેશાં પ્રવૃત્ત થયેલા એવા વ્યાસજીનું સર્વાત્મકપણાથી પણ જ્યારે હૃદય સંતોષયુક્ત થયું નહિ, ત્યારે અતિ પ્રસન્ન હૃદય વગરના તેઓ સરસ્વતી નદીના પવિત્ર કિનારા ઉપર એકાંતમાં બેઠા અને વિચાર કરતા ધર્મના સ્વરૂપને જાણનારા તે વ્યાસજી આમ બોલ્યા.

**ભાવાર્થ**:—એવી રીતે પરોપકાર રૂપ ધર્મ વેદવ્યાસજીમાં બરાબર સિદ્ધ થયો છે. અને અંતઃકરણમાં સંતોષ થવો તે ધર્મનું ફળ છે. પણ જ્યાં સુધી અંતઃકરણમાં સંતોષ ન થાય ત્યાંસુધી ધર્મ શ્રમરૂપ જ છે, એમ કહ્યું છે અને અહીં તે પરોપકારરૂપ ધર્મ દુઃખના કારણરૂપ થયો એમ કહેવાય, માટે પહેલાં જણાવેલી હકીકતનું સ્મરણ કરવા માટે **द्विजाः** ( હે બ્રાહ્મણો ) એવું પદ મૂકેલ છે. એટલે જે આગળ ભણી ગયા હોઇએ તેની ધારણા રાખવી જોઈએ તે બ્રાહ્મણનો ધર્મ છે. વળી કેવળ ધર્મનું પણ તેવું ફળ થાય છે, પણ જ્ઞાન સહિત ધર્મનું ફળ તો તેવું ન જ થાય; અને અહીં તો વ્યાસજી જ્ઞાનસહિત છે, તેનો પણ પરોપકારરૂપ ધર્મ અંતઃકરણના સુખને ઉત્પન્ન કરનાર થયો નહિ. તે માટે કહે છે કે "જ્ઞાનરૂપ અથવા દયાયુક્ત દરેક પ્રકારના ધર્મ વડે પણ તેમનો આત્મા પ્રસન્ન ન થયો." વ્યાસજી અધિકારી હોવાથી તેમને તે ધર્મનું ફળ ન થયું તે કહે છે. ધર્મથી પોતાને પણ ફળ ન થયું તો બીજાને ફળ કેમ થાય? તેથી દરેક શ્રમ નિરર્થક થયો, એમ જાણીને વ્યાસજીના મનમાં અસંતોષ થયો. ત્યારે ભગવાનની ઇચ્છા કાંઇ બીજા જ પ્રકારની છે, એમ વ્યાસજીએ જાણ્યું, કારણ કે વ્યાસજી ભગવાનનો જ્ઞાનાવતાર છે. કાંઇક હૃદયમાં સંતોષ થયો છે એમ બતાવવા માટે 'હૃદયમાં અત્યંત સંતોષ થયો નથી' એમ કહ્યું છે. પહેલાં એકાંતમાં બેસી વિચાર કરવાથી જ્ઞાનનો ઉદય થયો હતો તે પ્રમાણે હમણાં પણ થશે એવા વિચારથી સરસ્વતી નદીના કિનારા ઉપર બેસીને વિચાર કર્યો. "સરસ્વતીનો કિનારો પવિત્ર છે" એમ કહેવાથી ત્યાં પાપ કે તાપનો સંબંધ નથી એમ બતાવ્યું છે. એવી રીતે શુદ્ધ દેશમાં પોતાને માટે ચિંતા કરી ત્યારે તર્ક કરવાથી કાંઇક નિશ્ચય થયો. પોતે મોટા અધિકારી હોવાથી ધર્માદિક સાંભળવા માટે બીજા ઘણા આવે અને તેથી ચિત્તમાં વ્યગ્રતા થાય, તે માટે વ્યાસજી

એકાંતમાં બેઠેલા છે. અને ધર્મ જાણનાર હોવાથી ધર્મનું ખરેખરું સાધન તે જાણે છે, એમ બતાવ્યું છે. ( ૨૬–૨૭ )

ત્યાં પહેલાં ધર્મનું પ્રતિપાદન કરે છે–બે શ્લોકોથીઃ

**धृतव्रतेन हि मया छन्दांसि गुरवोऽग्नयः ।**
**मानिता निर्व्यलीकेन गृहीतं चानुशासनम् ॥२८॥**

**શબ્દાર્થ**:—વ્રતને ધારણ કરનાર એવા મેં વેદ, ગુરુ, અને અગ્નિ દેવનું નિષ્કપટ ભાવથી સન્માન કર્યું છે અને ભણાવવા માટેનું શિક્ષણ પણ પ્રાપ્ત કરેલું છે.

**ભાવાર્થ**:—બ્રહ્મચર્યાદિક વ્રતો અને વેદનાં વ્રતો મેં ધારણ કરેલાં છે. વેદનો અર્થ જાણીને તે પ્રમાણે વર્તન કરવાથી વેદનું સન્માન કરેલું છે, ગુરુઓને પણ પ્રસન્ન કરેલા છે, અને અગ્નિમાં હોમ કરેલો છે. તેઓનું સન્માન એ જ કહેવાય છે. તેમ જ ઇશ્વરની માફક લોકને ચલાવવા માટે કે પાખંડી પુરુષોની માફક કોઇને છેતરવા માટે તે ધર્મ કરેલો નથી, પણ શુદ્ધ ભાવથી તે કર્યો છે. તેમ જ તે વેદશાસ્ત્રાદિક બીજાને પણ ભણાવ્યાં છે. (૨૮)

મહાભારત જેવો ગ્રંથ પણ ધર્મને માટે કહેલો છેઃ

**भारतव्यपदेशेन ह्याम्नायार्थश्च दर्शितः ।**
**दृश्यते यत्र धर्मादिः स्त्रीशूद्रादिभिरप्युत ॥२९॥**

**શબ્દાર્થ**:—મહાભારત બનાવવાના બહાનાથી વેદનો અર્થ પણ બનાવ્યો છે, જેમાં સ્ત્રીશૂદ્ર વગેરેથી પણ ધર્માદિક જોઇ શકાય છે.

**ભાવાર્થ**:—ખરી રીતે તો કલ્પસૂત્રની માફક મહાભારત વેદોના અર્થનું પ્રતિપાદન કરવા માટે જ છે. તેને ઇતિહાસ નામ આપેલું છે તે તો ફક્ત બહાનું જ છે. એટલે એવો એક પ્રકારનો નિર્દેશ જ કેવળ છે ! જો ઇતિહાસ-રૂપ ભારતને ન કરે તો વેદાદિકમાં શૂદ્રાદિકનો અધિકાર ન હોવાથી મહા-ભારતમાં પણ તેનો અધિકાર ન થાય. તે માટે ભારતને ઇતિહાસરૂપ કહ્યું છે. તે બતાવવા માટે મૂળમાં हि શબ્દ મૂકયો છે. વેદમા દૃષ્ટાંત માટે કહેલો લૌકિક ધર્મ અહીં બતાવેલો છે. જેમ વેદમાં કહ્યું છે કે " મારવાડમાં જેવી રીતે પાણી પીવાનો અવેડો હોય તેવો તું છે; " અર્થાત્ દુઃખીઓનાં દુઃખને મટાડનાર છો. એમ બીજાનાં દુઃખ મટાડવા રૂપ ધર્મ દૃષ્ટાંતથી વેદમાં બતાવેલો છે, તેવો જ ધર્મ અહીં ભારતમાં કહેલો છે, પણ યજ્ઞાદિક ધર્મ કહેલો નથી. તેથી વેદમાં પ્રતિપાદન કરેલો ધર્મ શૂદ્રાદિકથી સમજી શકાય તેમ નથી, પણ અહીં ભારતમાં જાણી શકાય છે, અર્થાત્ ઉપદેશ વગર પણ અહીં તો જાણી શકાય છે, એવો અભિપ્રાય છે. (૨૯)

એમ પોતે કરેલા ધર્મનું નિરૂપણ કરીને તેનું ફળ બરાબર થયું નથી તે બતાવે છેઃ

**अथाऽपि बत मे दैह्यो ह्यात्मा चैवात्मना विभुः ।**
**असम्पन्न इवाऽऽभाति ब्रह्मवर्चस्व्यसत्तमः ॥३०॥**

**શબ્દાર્થઃ—હવે જો કે દેહમાં રહેલો મારો સમર્થ આત્મા બ્રહ્મના તેજથી યુક્ત છે તોપણ અયોગ્ય હોય તેવો અધૂરો લાગે છે; અથવા બ્રહ્મતેજવાળાનો ઉત્તમ આત્મા પણ અપૂર્ણ લાગે છે.**

**ભાવાર્થઃ**—ધર્મ કરવામાં વ્યાસજીને શ્રમ થયો તે **बत**થી કહે છે; તેથી ભેદ જણાવે છે કે જીવાત્મા નિત્ય છે, તેને ઉપાધિના ભેદથી નિત્ય માને છે. જેમ બ્રાહ્મણના દેહમાં જીવ રહેલો હોય ત્યાંસુધી "હું બ્રાહ્મણ છું" એવી તેને બુદ્ધિ થાય છે, પણ બીજામાં હોય ત્યારે તેવી બુદ્ધિ થતી નથી, તેમ દેહને લીધે આત્માનો ભેદ માને છે. યોગી હમેશાં મનમાં શુદ્ધ હોય છે; કારણકે પોતે અન્નરૂપ હોય છે. યોગીના મતમાં પણ નૈયાયિકના મતની માફક આત્માનો જુદો જુદો ભેદ માનેલો છે. નૈયાયિકના મતમાં પણ આત્માને જુદો જુદો માનેલો છે. અથવા દેહમાં પોતાના અધ્યાસ (મિથ્યાજ્ઞાન)થી ભેદ માનેલો છે. અથવા અગ્નિની માફક ચૈતન્ય આત્મા, જુદી જુદી મનની વૃત્તિઓને ગ્રહણ કરે છે, તેથી ભેદ બતાવેલો છે. આ આત્મા તે દેહાભિમાની આત્માથી સંતોષ પામતો નથી. અને મૂળ શ્લોકમાં **च**કાર આપવાથી 'તેથી મનમાં રહેલો આત્મા પણ સંતુષ્ટ થતો નથી' એમ બતાવ્યું છે. જેમ દેહાભિમાની આત્મા દેહસંબંધી વિષયોને પામીને સંતુષ્ટ થાય છે, તેમ અંતઃકરણનો અભિમાની આત્મા અંતઃકરણના વિષયોને પામીને સંતુષ્ટ થાય છે. તે દેહાભિમાની આત્મામાં વિષયો નથી, એમ કહેવાનું નથી, કારણકે તે આત્મા સર્વસમર્થ છે. તે આત્મા દરેક વિષયોને મેળવીને પણ અપૂર્ણ હોય તેવો લાગે છે, કેમકે તેને કયારે કયારેક અપૂર્ણ નાનું સ્ફુરણ થાય છે, તેથી પોતાનામાં વિરુદ્ધ ધર્મ દેખાય છે. એમ બતાવે છે કે ખરી રીતે તે આત્મા બ્રહ્મના તેજવાળો છે, તોપણ તેની પ્રતીતિ (જ્ઞાન) અસત્‌ના જેવી થાય છે. અને **ब्रह्मवर्चस्य** એવો પાઠ હોય તો 'બ્રહ્મતેજ વડે ઉત્તમ હોય' છતાં પણ અપૂર્ણ લાગે છે એમ અર્થ કરવો. બ્રાહ્મણોનું ફળ બ્રહ્મતેજ છે. તે બ્રહ્મતેજ પ્રાપ્ત થયા પછી પણ આત્મા અપૂર્ણ રહે એ વિરુદ્ધ છે. (૩૦)

જે કાર્ય થાય તેનું કારણ અવશ્ય હોવું જોઇએ. તેથી આત્મા અપૂર્ણ રહે છે તેનું કારણ શોધતાં શોધતાં પોતે યોગી હોવાથી ઉત્પન્ન થયેલા ધર્મ વડે જે કારણ જાણવામાં આવ્યું તે કહે છેઃ

**किंवा भागवता धर्मा न प्रायेण निरूपिताः ।**
**प्रियाः परमहंसानां त एवाच्युतधर्मिणः ॥३१॥**

**શબ્દાર્થ**:—શું ભગવાનના સંબંધવાળા ધર્મોનું નિરૂપણ, વધારે વખત થયું નથી ? જે પરમહંસોને પ્રિય ધર્મો છે તે જ ધર્મો ભગવાનને પ્રિય છે.

**ભાવાર્થ**:—પ્રમાણ, સાધન અને ફળથી ભગવાનના ધર્મો ભગવાનના સંબંધવાળા છે, તેનું અનુષ્ઠાન કર્યું છે પણ નિરૂપણ કર્યું નથી, અને વ્યાસજીનો અધિકાર ધર્મના નિરૂપણ કરવા માટે છે. દરેકના દરેક ધર્મોનું નિરૂપણ કરેલું છે, પણ પરમહંસોના ધર્મનું નિરૂપણ કરેલું નથી. જો કે સંન્યાસીઓના અને અવધૂતોના ધર્મોનું નિરૂપણ કર્યું છે, તોપણ તે ધર્મમાં ક્લેશ વધારે છે અને ફળ ઘણું જ ઓછું હોવાથી પરમહંસોને તે ધર્મ પ્રિય નથી.

મહાભારતના આનુશાસનિક પર્વમાં તેવા ધર્મોનું નિરૂપણ કરેલું છે, તેથી 'ઘણા પ્રકારે નિરૂપણ કર્યા નથી' એમ કહ્યું છે. ભગવાનના સંબંધવાળા ધર્મો સ્વતંત્ર છે, તેનું નિરૂપણ બીજા સાથે કરવું તે ન કરવા જેવું જ છે, તેવી રીતે આનુશાસનિક પર્વમાં પણ કાલાદિકના નિરૂપણની સાથે ભગવાનના ધર્મોનું નિરૂપણ કરેલું છે, તે નિરૂપણ ન કર્યા જેવું જ છે. પરમના હંસ અથવા શ્રેષ્ઠ એવા હંસ તે **પરમહંસ** કહેવાય છે. એ બન્ને પ્રકારમાં પણ ભગવદીયભાવથી પરમપણું કહેવાય છે. બીજા ધર્મો પરમહંસપણાને સિદ્ધ કરનારા જ છે; પરંતુ જ્યારે પરમહંસપણું સિદ્ધ થાય છે ત્યારે તો પછી ભગવાનના ધર્મો જ પ્રિય લાગે છે; કારણકે ભગવાન્ જ પરમાત્મા છે, અન્ય કોઇ નથી. જેમ ગંગાજીનાં દર્શન કરવા માટે બીજાં સાધનોદ્વારા તેના પ્રવાહનું દર્શન કર્યા પછી તેમાં રહેલાં દેવતારૂપ ગંગાજીનું દર્શન કરવાની ઇચ્છા થાય, તેમ આત્મજ્ઞાન થયા પછી પરમાત્માનું દર્શન કરવાની ઇચ્છા થાય છે. તે ઇચ્છા ધર્મ વડે જ સિદ્ધ થાય છે, તોપણ આવો વિશેષ આગ્રહ શા માટે રાખવો ? એવી શંકાનું સમાધાન કરે છે કે તે ધર્મોનું ફળ આત્મામાં જાય છે. તેથી તે જ ધર્મો ભગવાનને પ્રિય છે, એવો અર્થ કરવો, પરંતુ તે પરમહંસો ભગવાનને પ્રિય છે એવો અર્થ ન કરવો, કારણકે પરમહંસ તો પરંપરાથી અક્ષરબ્રહ્મમાં નિષ્ઠાવાળા છે, તેથી તે ભગવાનને પ્રિય છે એમ કહેવા માટે કાંઇ પણ કારણ નથી. તેથી પરમહંસને પ્રિય જે ધર્મો છે તે ભગવાન્ અને ભગવદીયોને પ્રિય છે, એમ અર્થ કરવાનો છે. (૩૧)

**तस्यैवं खिलमात्मानं मन्यमानस्य खिद्यतः ।**
**कृष्णस्य नारदोऽभ्यागादाश्रमं प्रागुदाहृतम् ॥३२॥**

**શબ્દાર્થ**:—એવી રીતે પોતાના આત્માને અપૂર્ણ માનનાર અને ખેદથી યુક્ત થતા વ્યાસજીના પહેલાં કહેલા આશ્રમમાં નારદજી આવ્યા.

**ભાવાર્થ**:—પાખંડની નિવૃત્તિ માટે પરમહંસરૂપ આશ્રમ બતાવનારો શબ્દ કહેલો છે. જો કે ભગવાનના ધર્મમાં સર્વનો અધિકાર છે તોપણ મુખ્ય પરમહંસ છે, તેથી પરમહંસને જે ધર્મ પ્રિય હોય છે તે ધર્મ ભગવાનને પણ પ્રિય હોય છે, એમ કહ્યું. આવી બાબતમાં નારદજી કેમ આવ્યા? કારણકે તે પણ અધિકારી છે. એવી શંકાનું સમાધાન કરે છે કે વ્યાસજી પોતાના આત્માને અપૂર્ણ માને છે. પોતે અનુમાનથી જાણ્યું કે ભગવદ્ધર્મોનું નિરૂપણ બરાબર થયું નથી; તેથી હવે પોતાની મેળે ભગવદ્ધર્મોનું નિરૂપણ કરે તો પહેલાં કહેલા ભારતાદિકના ધર્મને અને હવે નિરૂપણ કરે તે ધર્મને પરસ્પર વિરોધ થાય, તેથી પોતે જ પરસ્પર વિરુદ્ધ બોલનાર છે એમ સિદ્ધ થવાથી પોતાનું અપ્રામાણિકપણું થાય, માટે વ્યાસજી ખેદ કરે છે. અને નારદજીના વચનથી તો તે ધર્મોનું નિરૂપણ કરવામાં કોઇ વિરોધ નથી. 'કૃષ્ણ' એવું વ્યાસજીનું નામ કહેવાથી 'ઉત્તમ કહેનાર છે' એમ બતાવ્યું છે. અથવા "શ્રીકૃષ્ણના નારદ આવ્યા", એમ અર્થ કરવો. વ્યાસજીનો આશ્રમ પ્રથમ જ બતાવેલ છે. તે સરસ્વતીના તટ ઉપર નારદજી આવ્યા, એમ સમજવું. (૩૨)

વ્યાસજી ઇચ્છાવાળા છે; તેમનું નારદજીના આવવાથી કાર્ય કહે છેઃ

**तमभिज्ञाय सहसा प्रत्युत्थायागतं मुनिः ।**
**पूजयामास विधिवन्नारदं सुरपूजितम् ॥३३॥**

**શબ્દાર્થ**:—તે નારદજી આવેલા છે, એમ જાણીને જલદી સામા ઊભા થઇને વ્યાસ મુનિએ વિધિ પ્રમાણે, દેવતાઓથી પુજાયેલા નારદજીની પૂજા કરી.

**ભાવાર્થ**:—નારદજી પોતાના છે, એટલે વ્યાસજી કાર્ય સિદ્ધ કરનારા છે, તેથી એકદમ સામા ઊઠયા, એટલે ઊઠવાનો સમય નહતો છતાં પણ વ્યાસજી સામા ઊઠયા છે. વ્યાસજી મુનિ હોવાથી સમય વિના ઊઠવાના ગુણ દોષને જોનાર છે. તેમણે સામા ઊઠીને મોટા પુરુષોની પૂજા કરવાનો જેવો વિધિ છે તે પ્રમાણે નારદજીની પૂજા કરી. અથવા નારદજી જેવી રીતે બ્રહ્માજીની પૂજા કરે તેમ પૂજા કરી. શુદ્ધ અને સાત્ત્વિકોને પણ કાંઇક જાણવાનો પદાર્થ હોય છે, તેથી દેવતાઓ પણ નારદજીનું પૂજન કરે છે; માટે વ્યાસજીને પણ અત્યારે કાંઇક જાણવાની જરૂર છે, તેથી તેમણે પણ પૂજન કર્યું. તેથી કાંઈ અલૌકિકપણા સારુ પૂજન કર્યું નથી. (૩૩)

**ઇતિ શ્રીભાગવત સુબોધિની-ભાવાર્થમાં પ્રથમસ્કંધમાં**
**મધ્યમાધિકાર પ્રકરણાંતર્ગત ચતુર્થ અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૫ મો

**चतुर्थे सर्वधर्माणां सन्देहो विनिरूपितः ।**
**निरूप्यते भक्तिमार्गे पञ्चमे तस्य निर्णयः ॥ १ ॥**
**उद्दक्तिं मध्यमत्वाद्दृष्टान्तस्य प्रदर्शनम् ।**
**आदावन्ते निर्णयार्थं हेतुत्वादुत्तरस्य हि ॥ २ ॥**

ચોથા અધ્યાયમાં સર્વ ધર્મનો સંદેહ નિરૂપિત કર્યો. હવે પાંચમા અધ્યાયમાં ભક્તિમાર્ગમાં તેના નિર્ણયનું નિરૂપણ કરે છે. (૧) નારદજી અને વ્યાસજી મધ્યમાધિકારી હોવાથી પહેલાં વ્યાસજીનો ખેદ દૂર કરવા માટે નારદજીએ "તમે ખેદયુક્ત છો ?" તેવી શંકા કરી; તે પછી પોતાનું દૃષ્ટાંત આપીને હકીકત બતાવી. એ બધું વ્યાસજીએ પૂછેલા અર્થના નિર્ણય માટે છે.

ચોથા અધ્યાયના અંતમાં એમ બતાવ્યું છે કે વ્યાસજીએ નારદજીની પૂજા કરી તેમાં સામો સત્કાર કર્યા વિના જુદા ક્રમથી નારદજી વ્યાસજીને પૂછે છે:

**सूत उवाच ।**

**अथ तं सुखमासीन उपासीनं बृहच्छ्रवाः ।**
**देवर्षिः प्राह विप्रर्षिं वीणापाणिः स्मयन्निव ॥१॥**

**શબ્દાર્થ**:—હવે સુખપૂર્વક બેઠેલા, મોટા યશવાળા, અને વીણા જેમના હાથમાં છે, એ નારદજી હસતા ન હોય તે પ્રમાણે સામા બેઠેલા તે વ્યાસજીને કહેવા લાગ્યા.

**ભાવાર્થ**:—સૂતપૌરાણિકે કહ્યું: પહેલા અધ્યાયમાં બતાવેલા ધર્મવાળા વ્યાસજી છે, અને નારદજીને ઉત્તરનું બરાબર જ્ઞાન છે; તેથી તે નિર્ભય છે, એટલે સુખપૂર્વક બેઠેલા છે. સાધારણ માણસને મોટા માણસની ન્યૂનતા દેખાય તેવો પ્રશ્ન કરાય નહિ, તે માટે કહે છે કે નારદજી મોટા યશવાળા છે, તેથી વ્યાસજીની ન્યૂનતા પૂછે છે. નારદજી દેવર્ષિ હોવાથી દેવતાઓના પણ દેવત્વને પ્રતિપાદન કરનારા મન્ત્રોને જોઈ શકે છે, તેથી તે અલૌકિક છે અને વ્યાસજી વિપ્રોના ઋષિ હોવાથી પાછળ બુદ્ધિવાળાના ઉપાયને કહેનારા છે. અથવા દરેકને પૂરનાર વિપ્ર કહેવાય છે. તેના પણ ઋષિ હોવાથી વિપ્રોના પણ પૂરનાર છે. તેવા વ્યાસજીને નારદજી કહે છે. ભગવાનના ભક્તોના ધર્મ ઉત્તમ હોય છે, એમ બતાવવા માટે નારદજીએ હાથમાં વીણા રાખેલી છે. પોતાને અવસર મળે ત્યારે પ્રફુલ્લિત મુખવાળા હસતા હોય તેમ લોકોએ નારદજીને જોયેલા છે, એટલે વ્યાસજી જેવા મોટા પણ મોહ પામી જાય છે એવા વિચારથી હસે છે.

મોટા પણ મૂંઝાય છે. "એથી વૃદ્ધિની ઈચ્છા કરતાં મૂળ પણ નષ્ટ થયું" એવા અભિપ્રાયથી નારદજી વ્યાસજીને સ્વાભાવિક કુશળ પ્રશ્ન પૂછે છેઃ

**नारद उवाच ।**

**पाराशर्य महाभाग भवतः कच्चिदात्मना ।**
**परितुष्यति शारीर आत्मा मानस एव वा ॥२॥**

**શબ્દાર્થ**:—હે પરાશરના પુત્ર વ્યાસજી, મહાભાગ્યવાળા, તમારો શરીર સંબંધી અને મનઃસંબંધી આત્મા પોતાના સ્વરૂપ વડે સંતુષ્ટ છે કે શું?

**ભાવાર્થ**:—પરાશર ઋષિ ઘણા જ વૈષ્ણવ છે. તેમના પુત્ર વ્યાસજીને ભગવાનના માર્ગમાં સંદેહ કેમ થયો? એ સૂચવવા માટે પિતાના નામથી વ્યાસજીને સંબોધન કરેલ છે. સમર્થને અધિકારમાં ભગવાનના માર્ગનો બોધ થવો જોઇએ. તેમ જ કૃતાર્થપણું બતાવવા માટે "મોટા ભાગ્યવાળા છો" એમ કહ્યું છે. **कच्चित्** એ અવ્યય કોમલ પ્રશ્નમાં આપેલો છે; એટલે કોમલ રીતે પ્રશ્ન કરે છે કે શરીર સંબંધી તમારો આત્મા, તમારા વડે અથવા પોતાથી જ સંતુષ્ટ છે કે? જો ઇચ્છિત પદાર્થ ન મળે તો પોતાથી જ સંતોષ ન થાય, પણ તમે તો ભગવદ્રૂપ છો, તેથી તમને તો અસંતોષ ન હોવો જોઇએ. ત્યારે દેહના અભિમાનથી કે સમગ્ર સંઘાતથી સંતોષ થવો એ ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિથી થાય છે; એમ બતાવવાથી લૌકિક અને અલૌકિક બન્ને નિમિત્ત પૂછેલ છે. એવી રીતે મનસંબંધી આત્મા પણ સંતુષ્ટ છે કે કેમ? ત્યાં **एव**કાર મૂકયો છે, તેથી શરીર સંબંધી રૂપમાં ગૌણપણું સૂચવ્યું છે. (૨)

ઉત્તર આપવા માટે વ્યાસજીએ કરેલું બધું પૂર્વપક્ષથી વખાણે છેઃ

**जिज्ञासितं सुसम्पन्नमपि ते महदद्भुतम् ।**
**कृतवान्भारतं यस्त्वं सर्वार्थपरिबृंहितम् ॥३॥**

**શબ્દાર્થ**:—જાણવાની ઇચ્છા કરાયેલું, મોટું અદ્ભુત છે, તોપણ તમને સારી રીતે પ્રાપ્ત થયેલું, એવું દરેક અર્થોથી વૃદ્ધિ પામેલું મહાભારત તમે બનાવ્યું છે.

**ભાવાર્થ**—સર્વ લોકોના હિત માટેના આચરણનો વિચાર કર્યો તે સારી રીતે સિદ્ધ થયેલ છે, કારણ એક જ કૃતિથી બ્રહ્માના કલ્પ સુધીની કૃતિ સિદ્ધ થઈ છે; એટલે એક કાર્ય તમે એવું કર્યું છે કે જેનાથી આખા કલ્પ સુધી લોકોનો ઉપકાર સિદ્ધ થયા કરે. તેમાં આશ્ચર્ય થાય છે કે ભગવાનને પણ જુદી જુદી કૃતિ કરવાની જરૂર રહે છે. તે તમને તો છે જ નહિ, તે માટે કહે છે કે તમે મોટું અદ્ભુત કાર્ય કર્યું છે; એટલે અદ્ભુતની જ મોટાઇ છે. હરકોઈ શાસ્ત્ર એક પુરુષાર્થને પ્રતિપાદન કરનારું હોય છે, પણ તમે કરેલા

ભારતમાં તો ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એમ ચારેય પુરુષાર્થોનું નિરૂપણ કરેલું છે. તે માટે કહે છે કે સાધન સહિત ચાર પુરુષાર્થોથી ભારત ચોતરફ બંધાયેલું છે. (૩)

હવે સ્વાભાવિક ધર્મમાં પણ વિશેષ ધર્મ કહે છેઃ

**जिज्ञासितमधीतं च ब्रह्म यत्तत्सनातनम् ।**
**तथापि शोचस्यात्मानमकृतार्थ इव प्रभो ॥४॥**

**શબ્દાર્થ:**—જે સનાતન બ્રહ્મ છે તે તમે જાણ્યું છે અને ભણેલા પણ છો; તોપણ જેમ અપૂર્ણ હો તેવી રીતે, સમર્થ છતાં તમારા આત્માનો શોક કરો છો.

**ભાવાર્થ:**—બ્રહ્મ શબ્દથી પરબ્રહ્મ અને વેદ બન્નેનો અર્થ થાય છે. તેમાં તમે પરબ્રહ્મને જાણેલ છે અને વેદને ભણ્યા છો. ત્યાં ચકાર છે તેથી તમે બીજાને પણ વેદાદિક ભણાવેલ છે. તમે ધર્મ પણ જાણો છો; કારણકે ધર્મના જ્ઞાતા જૈમિનિ ઋષિએ પણ તમે કહેલા અર્થનો અનુવાદ પોતાના જૈમિનિસૂત્રોમાં કરેલ છે. અથવા પહેલી જાણવાની ઇચ્છા બ્રહ્મવિષયક છે અને બીજી જાણવાની ઇચ્છા વેદવિષયક છે. એ બન્ને તમારે સંપૂર્ણ થયેલી છે; કારણકે જે અતિ પ્રસિદ્ધ અને અવિકારિ બ્રહ્મ છે તે તમે જાણ્યું છે તોપણ ફળમાં ભેદ પડયો તે માટે કહે છેઃ "આત્માને જાણનાર શોકને તરે છે" એમ વેદમાં લખ્યું છે. "અને ધર્મને બતાવનારી ક્રિયા વગર જીવ મોહ પામતો શોક કરે છે" એવું પણ વાકય છે; તેથી જ્ઞાન અને ધર્મની સંપત્તિ થાય ત્યારે શોક ન થાય એવી રીતે વેદમાં પ્રસિદ્ધ છે. તે હકીકતનો અહીં અનુભવથી બાધ થાય છે; કેમકે તમને ધર્મ અને જ્ઞાનની સંપત્તિ હોવા છતાં પણ શોક રહેલો છે. તેમ આ શોક કાંઇ લૌકિક નથી. તે સારુ કહે છે કે અકૃતાર્થની માફક શોક છે. એટલે જેમ પરબ્રહ્મ અને વેદનું જ્ઞાન થાય નહિ ત્યાંસુધી પુરુષાર્થ સિદ્ધ થતો નથી; તેથી તેને શોક રહે છે. તેવી રીતે તમને તો તે બન્ને જિજ્ઞાસા સિદ્ધ હોવા છતાં પણ શોક રહ્યો છે. આ હું તમને પૂછું છું, તેનો ઉત્તર દેવાનું સામર્થ્ય તમારામાં છે; એમ કહેવા સારુ **प्रभो** એવું સંબોધન આપ્યું છે. (૪)

પ્રમાણના બળનો વિચાર કરનારાઓને આ પ્રશ્નનો ઉત્તર સ્ફુરે તેમ નથી એમ વ્યાસજી કહે છેઃ

**अस्त्येव मे सर्वमिदं त्वयोक्तं**
**तथापि नात्मा परितुष्यते मे ।**
**तन्मूलमव्यक्तमगाधबोधं**
**पृच्छामहे त्वाऽऽत्मभवात्मभूतम् ॥५॥**

**શબ્દાર્થ**:—તમે જે કહ્યું તે બધું મને છે જ, તોપણ મારો આત્મા સંતુષ્ટ થતો નથી તેનું કારણ પ્રકટ નથી; તેથી બ્રહ્માજીના પુત્ર અને ઊંડા જ્ઞાનવાળા તમને જ હું પૂછું છું.

**ભાવાર્થ**:—કરેલા સાધનનો ફળમાં વ્યભિચાર (જુદો) થયો તેનું કારણ પ્રકટ નથી; કારણકે તે લોક અને વેદમાં પ્રસિદ્ધ નથી. તેથી અગાધ જ્ઞાનવાળા તમને પૂછીએ છીએ. એટલે પ્રમાણથી પણ જે જાણી શકાય નહિ તેવું જ્ઞાન તમારામાં છે, તેમાં પણ તમે તો ભગવાનના પૌત્ર છો તેથી પ્રમેયના બલ વડે પણ તમારામાં તેવો બોધ છે. તે માટે કહે છે કે નારાયણથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે અને બ્રહ્માજીના દેહથી તમે પ્રકટ થયા છો; અથવા તમે સાક્ષાત્ ભગવાન્‌ના અવતાર છો તેથી તમે જાણો છો; કારણકે "બ્રહ્મને જાણનાર જ બ્રહ્મ થાય છે" એમ વેદમાં પણ કહ્યું છે. અથવા વગર સાધને ભગવાનના સંબંધરૂપી ફળ તમને થયેલું છે. અથવા તમે ભગવાન્‌ના સેવક છો, "કારણકે ભગવાન્‌ના ભક્તોને દેવતાઓ પણ પૂજે છે" એવું વાક્ય છે; તેથી તમને પૂછીએ છિએ. (૫)

નારદજીનું પ્રમેયબલ કહે છે:

**स वै भवान्वेद समस्तगुह्य-**
**मुपासितो यत्पुरुषः पुराणः ।**
**परावरेशो मनसैव विश्वं**
**सृजत्यवत्यत्ति गुणैरसङ्गः ॥६॥**

**શબ્દાર્થ**:—તે તમે દરેક ગૂઢ હકીકત જાણો છો; કારણકે પુરાણ પુરુષની તમે ઉપાસના કરી છે કે જે ભગવાન્ સ્થાવરજંગમના ઇશ્વર છે અને અસંગ છે; તેમ જ મનથી ગુણો વડે જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે.

**ભાવાર્થ**:—તમે બધી ગુહ્ય હકીકત જાણો છો અથવા વેદોનું સમસ્ત જે ગુહ્ય છે, તે તમો છો; કારણકે તમે પુરાણ પુરુષ પ્રભુની ઉપાસના કરેલી છે, એટલે પુરુષોત્તમ પ્રભુની સેવા કરેલી છે. તે પ્રભુને કાલાદિકની અપેક્ષા નથી, સેવ્ય પ્રભુના સામર્થ્ય વડે સેવકમાં પણ સામર્થ્ય આવે છે. તે સારુ ભગવાન્‌ના ગુણોને કહે છે કે ભગવાન્ સર્વના ઇશ્વર છે, દરેકના કર્તા છે અને નિર્દોષ છે. અને કેવળ વિચાર માત્રથી જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે. તેવા ભગવાનના ગુણો છે. (૬)

હવે પોતાથી પણ નારદજીનું સામર્થ્ય વિશેષ છે, તેનું કારણ કહે છે:

**त्वं पर्यटन्नर्क इव त्रिलोकी-**
**मन्तश्चरो वायुरिवाऽऽत्मसाक्षी ।**

परावरे ब्रह्मणि धर्मतो व्रतैः

स्नातस्य मे न्यूनमलं विचक्ष्व ॥७॥

**શબ્દાર્થ**:—તમે સૂર્યની માફક ત્રણ લોકમાં ફરનારા છો, અને વાયુની માફક અંદર ફરીને આત્માના સાક્ષી છો; માટે પરબ્રહ્મ અને વેદ બન્નેમાં ધર્મથી અને વ્રતથી, હું નિષ્ણાત છું તેને જે ન્યૂનતા રહેલી હોય, તે સંપૂર્ણ વિચારીને જુઓ.

**ભાવાર્થ**:—બહાર અને અંદર એમ દરેક પ્રકારનું જ્ઞાન નારદજીને છે, એમ કહેવા માટે સૂર્ય અને વાયુ બન્નેનાં દૃષ્ટાંતો આપ્યાં છે. અને વ્યાસજીનો ખેદ દૂર કરવા માટે જેવું જ્ઞાન જોઇએ તેવું જ્ઞાન નારદજીમાં છે. તેમ નારદજી હમેશાં દરેક લોકમાં ફર્યા કરે છે, અને યોગદ્વારા અંદરની હકીકત પણ જાણે છે, અને જ્ઞાન વડે દરેકના સાક્ષીરૂપે રહેલા છે. એમ દોઢ શ્લોકથી ભક્તિ વડે નારદજીમાં સર્વ સામર્થ્ય છે, તેમ પ્રતિપાદન કરીને હવે વ્યાસજી પોતાનો સંદેહ પૂછે છે કે યજ્ઞાદિક કરવાથી દરેક વેદાંતોમાં પ્રતિપાદન કરેલા બ્રહ્મમાં હું નિષ્ણાત છું, અને વેદમાં બતાવેલાં વ્રતાદિક કરવાથી વેદમાં પણ નિષ્ણાત છું. આવી રીતે વેદાંતથી પ્રતિપાદ્ય પર, અને વેદરૂપ અપરમાં હું નિષ્ણાત છું, છતાં મારામાં ન્યૂનતા રહી હોય તેનો વિચાર કરો, ઉપર ઉપરથી વિચાર કરશો તો ઠીક નહિ થાય, તે સારુ કહે છે કે પૂર્ણ વિચાર કરો. (૭)

નારદજીએ તો વિચારી જ રાખેલું છે તેથી નિશ્ચયપણાથી કહે છેઃ

नारद उवाच ।

भवताऽनुदितप्रायं यशो भगवतोऽमलम् ।

येनैवासौ न तुष्येत मन्ये तद्दर्शनं खिलम् ॥८॥

**શબ્દાર્થ**:—નારદજીએ કહ્યું કે તમે ભગવાનનો નિર્મળ યશ બરાબર કહ્યો નથી. જેનાથી આત્મા પ્રસન્ન ન થાય, તે જ્ઞાન અપૂર્ણ છે એમ હું માનું છું.

**ભાવાર્થ**:—ઘરમાં અગ્નિહોત્ર સુવર્ણ અને સ્ત્રી વગેરેનું જ્ઞાન હોય, તો પણ જેમ દીવો અથવા સૂર્ય વગર બહારના પદાર્થો દેખી શકતા નથી, તેમ ભગવાન્‌ના યશ વગર અંદરનો પ્રકાશ થતો નથી. ભગવાનના ધર્મોનો પ્રકાશ જ્ઞાનાદિકથી થઈ શકે તેમ નથી. તે ધર્મો મોટા છે, અને ઘણા છે અને જે પદાર્થમાં તે ધર્મો રહે છે, તે પદાર્થ જ્ઞાન વગેરેથી જાણી શકાતો નથી. જો કે મહાભારતમાં ભગવાનના યશનું વર્ણન કરવામાં આવ્યું છે અને ગીતાજીમાં તો વિશેષે કરીને કર્યું છે, તોપણ બીજાનું પ્રતિપાદન કરવાના અભિપ્રાયમાં તેનું પ્રતિપાદન કરેલું છે; જેમકે યુદ્ધ કરાવવાના પ્રસંગમાં ગીતાજીનું પ્રાકટ્ય થયું છે તેમ જ તે વખતે ભગવાન્ અર્જુનનો રથ હાંકવા માટે સારથિ તરીકે બિરાજ્યા છે; તેથી તે દરેકને મોહ કરનારી તે લીલા છે; એટલે

હૃદયમાં તેવા પ્રકારના આવેશથી ભગવાન્‌ના યશનું નિરૂપણ કર્યું છે. જેમ વેદના પૂર્વકાંડનું (પૂર્વમીમાંસા) નિરૂપણ કરવાના પ્રસંગમાં ઉત્તરકાંડનું (બ્રહ્મ-મીમાંસા) નિરૂપણ કરવાથી વેદાંત વડે સ્વતંત્રતાથી બ્રહ્મનું પ્રતિપાદન થાય નહિ, તેમ ભગવાન્‌નો યશ પણ ગીતા વગેરેમાં પ્રતિપાદન કરેલો છે, તેથી તે નિર્મલ યશનું નિરૂપણ કહેવાનું નથી; કારણકે તે નિર્મલ યશથી જ અંતઃકરણના દોષો દૂર થાય છે, તે સિવાય પણ સર્વ થશે, તે સારુ જ્ઞાનમાં ઊણપ છે. (૮)

મહાભારતમાં કહ્યું છે કે "દરેક પ્રાણીઓના પિતા અને માતા તે ભગવાન્ છે; માટે હે કૌરવોમાં શ્રેષ્ઠો, તમે તે પ્રભુને જ શરણે જાઓ. (૧) વળી કહ્યુ છે કે "હે અચ્યુત, હે અચ્યુત, હે શત્રુને મારનારા, તમે એમ બોલો નહિ, તમે તો પાંડવોના નાથ છો અને અમે તમારો જ આશ્રય કરીને રહેલા છીએ." (૨) તેમ ગીતાજીમાં કહ્યું છે કે "આપની આજ્ઞા પ્રમાણે હું કરીશ" ઇત્યાદિ હજારો શ્લોકો વડે, સ્વતંત્રતાથી ભગવાન્‌ના યશનું પ્રતિ-પાદન કરેલું છે; માટે તમે એમ કહો છો કે તમે ભગવાનના યશનું પ્રતિ-પાદન બરાબર કહેલું નથી. એમ કહે છે ત્યાં કહે છે કેઃ

**यथा धर्मादयश्चार्था मुनिवर्याऽनुकीर्तिताः ।**
**न तथा वासुदेवस्य महिमा ह्यनुवर्णितः ॥९॥**

**શબ્દાર્થઃ**—હે મુનિસત્તમ વ્યાસજી, તમે જેમ ધર્માદિક અર્થનું પ્રતિપાદન કર્યું છે, તેમ વાસુદેવ ભગવાનના મહિમાનું વર્ણન કરેલું નથી.

**ભાવાર્થઃ**—તે ખરુ છે; અર્થાત્ ભગવાનના યશનું પ્રતિપ્રાદન કર્યું છે, તોપણ તે બાબતનું પ્રકરણ ન હોવાથી "પ્રકરણ વડે ન્યાયનો નિશ્ચય થાય છે" એવું વાકય છે, તેથી તેમાં જે નિરૂપણ કરેલ છે તે, બીજાની પાછળ છે. અને આનુશાસનિક પર્વમાં પણ ભગવાન્‌ના ધર્મનું જે પ્રતિપાદન કર્યું છે, તે ધર્મપણાથી છે, યશપણાથી નથી. તે કહે છે કે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોનું જેમ જુદા જુદા પ્રકરણોથી પ્રતિપાદન કરેલું છે, તેમ ભગવાનના મહિમાનું જુદા પ્રકરણથી પ્રતિપાદન કરેલુ નથી. (૯)

ત્યાં શંકા કરે છે કે ભગવાનના યશને પ્રતિપાદન કરનારાં વાકયોનું જ્ઞાન કેમ ફળ સિદ્ધ ન કરે? ત્યાં કહે છેઃ

**न यद्वचश्चित्रपदं हरेर्यशो जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ।**
**तद्वायसं तीर्थमुशन्ति मानसा न यत्र हंसा निरमन्त्युशिक्क्षयाः ॥१०॥**

**શબ્દાર્થઃ**—ભગવાનનો યશ, વિચિત્ર પદવાળો અને વચનરૂપ છે તેમ જગતને પવિત્ર કરનારછે. તે યશનો જેમાં ઉચ્ચાર પણ કોઇવખત થતો નથી,

**તેવા વચનને, મનમાં વિચાર કરનારા વિવેકી પુરુષો કાગડાનું તીર્થ કહે છે કે જે તીર્થમાં સુંદર નિવાસસ્થાનવાળા હંસો રમણ કરતા નથી.**

**ભાવાર્થ**:—અહીં કેવા પ્રકારનું ફળ શોધવાનું છે? જો કૃતાર્થપણું, અંતઃકરણની પ્રસન્નતા અને પરમાનંદ હોય તો તેનું આ તીર્થ નથી. પરંતુ કાવ્યની માફક શૃંગારાદિક રસમાં આવેશવાળા કામી પુરુષને આશ્ચર્ય ઉત્પન્ન કરનારું છે; અર્થાત્ કાગડાના સ્થાન જેવો એઠો ખાડો છે. પ્રમાણબલ દુર્લભ છે એમ કહેવા માટે કહે છે કે જે વચનમાં વિચિત્ર પ્રકારનાં પદો રહેલાં છે, એટલે અર્થની વિશેષતા ન હોય અને પદની વિલક્ષણતા હોય તો તે હીનપણું બતાવે છે. તેવાં કાવ્યોના લક્ષણમાં પણ કહ્યું છે કે "શબ્દની ચિત્રતા (વિચિત્રપણું) અને વાકયની ચિત્રતા હોય પણ કાંઈ વ્યંગ્ય ન હોય, એટલે અંદરથી વિવિધ પ્રકારનો અભિપ્રાય ન નીકળતો હોય તે કાવ્ય હીન ગણાય છે." તેથી ઝેરી પાંદડાંમાં ભોજન કરવાની માફક તેવાં કાવ્યોમાં રહેલો અભિપ્રાય ગ્રહણ કરવા યોગ્ય નથી; કેમકે તે અભિપ્રાય ભગવદ્રૂપ નથી, પરંતુ કેવળ ઉત્કૃષ્ટપણાથી પ્રતિપાદન કરેલો છે. એટલે ઝેરી પાંદડાંમાં ભોજન કરવું તે કેવળ તૃપ્તિ કરનારું જ થાય છે, પણ આગળ ઉપર તો ઘણું જ નુકશાન કરે છે. નથી, તે અગ્રાહ્ય છે. તે માટે કહે છે કે હરિભગવાનનો યશ જે કાવ્યમાં ન હોય તે સારું નહિ. સાધારણ માણસોને પવિત્ર કરનાર **ભારત** છે, પણ પતિતોની શુદ્ધિ કરનાર મહાભારત નથી. તેમ જ શુકદેવજી જેવા જીવન્મુક્તોને પણ તે ઉપયોગી નથી; તેથી તે સમગ્ર ભારતથી દરેકની ઈચ્છા પૂર્ણ થાય તેમ નથી. અને ભગવાનના યશને પ્રતિપાદન કરનાર ભાગવત તો આખા જગત્‌ને પવિત્ર કરે છે, અને વચન એટલે શબ્દ માત્રથી જ પવિત્ર કરે છે. સામવેદ રાગથી ગવાય છે અને ભગવાન્‌ને તે પ્રિય છે. તેવી રીતે આ ભાગવત ગાવું પડે તેમ નથી અને છતાં જગતને પવિત્ર કરે છે. કોઈ વખત પણ જે વચનમાં ભગવાન્‌નો યશ નથી તે કાગડાનું તીર્થ છે. તે ઠેકાણે **કોઈ વખત નથી** એમ કહ્યું છે તેથી મુખ્ય રીતે, ગૌણ રીતે કે લક્ષણાથી પ્રકરણના ભેદમાં અગર અંશમાં પણ ભગવાન્‌નું એ પ્રતિપાદન હોય તો દોષ નથી એવું સૂચન કર્યું છે. અને જેમાં ભગવાન્‌નું પ્રતિપાદન ન હોવાથી કાવ્યની માફક કેવળ પદાર્થનું જ પ્રતિપાદન છે, તે કાગડાને સેવવા લાયક જળના ખાડા જેવું છે. "વાયસ" શબ્દનો અર્થ વૃદ્ધ કાગડા અને લોકમાં ચતુર એવો થાય છે. તેમ જ કામી પુરુષો અને રાજાના પુત્રો વગેરે મહાભારતમાં શ્રદ્ધાવાળા હોય છે, પણ પરમહંસો એમાં શ્રદ્ધા રાખતા નથી. કાગડાનું તીર્થ એટલે તેને પ્રવેશ કરવાનો માર્ગ છે અથવા 'દોષોને દૂર કરનાર' સમજવાનું છે. તેમાં ઉચ્છિષ્ટ જળનો ખાડો કાગડાની તૃષાદિકની નિવૃત્તિ કરે છે, બીજાને

ઉપયોગી નથી. અને કાગડાઓને તો તૃષારૂપ દોષની નિવૃત્તિ સિવાય બીજા દોષ દૂર કરવાની ઇચ્છા પણ નથી. તેમ તે ખાડો કરનારને પણ તેનાથી ભૂખ તરસની નિવૃત્તિ થતી નથી; કારણ કે તે ખાડો કરનાર હંસ છે. તે ઉચ્છિષ્ટ જલ તેને સંતોષ કરનારું નથી. તે હંસ તો મનમાં જ રહે છે, એટલે ભગવાનના ભક્તરૂપ હંસો તો મનમાં જ ભગવત્સંબંધી વિચાર કર્યો કરે છે, દેહાદિકમાં તેઓ આસક્ત હોતા નથી. દેહનું ભલું કરનારું મહાભારત છે. "હું તે છું" આવા પ્રકારના જ્ઞાનને બ્રહ્માત્મબુદ્ધિ કહે છે. હંસ તો બ્રહ્માત્મબુદ્ધિવાળા છે, એટલે તે દૂધ અને પાણીને જુદું કરે છે; સહેજ મળી ગયેલું પાણી પણ જુદું કરે છે; પણ પાણીવાળા દૂધમાં પ્રીતિ કરતા નથી. "પુરુષો એકાંતમાં બુદ્ધિ રાખનારા છે" એવા વાક્યથી તે હંસો પણ તેવા છે. અને ભગવાનનું ચરિત્ર પણ તેવું જ છે; તેથી તેઓ તેમાં રમણ કરે છે. વળી હંસોને રહેવાનું સ્થાન ઘણું જ સુંદર હોય છે. જેમ જેમ સ્વરૂપથી અને જ્ઞાનથી સુંદરતા હોય તેમ તેમ તે હંસોને રહેવાનું સ્થાનક છે એમ સમજવું. તેથી યુક્તિથી તેમ જ દૃષ્ટાંતથી પણ ભારતાદિક અંતઃકરણને શુદ્ધ કરનાર નથી, એમ નારદજીએ કહ્યું. (૧૦)

જો કે આપણે તેના ઉત્તમ વક્તા નથી કે કવિતા સારી કરીએ અથવા વિચિત્ર પ્રકારના પદની યોજના કરીએ; પણ ઊલટું પદ પણ અવળસવળ થાય છે તોપણ તેમાં ભગવાનનું જ પ્રતિપાદન હોવાથી પ્રથમના શ્લોકમાં કહ્યા કરતાં આપણું વચન ઊલટું જ છે, એમ કહે છેઃ

**तद्वाग्विसर्गो जनताघविप्लवो**
**यस्मिन्प्रतिश्लोकमबद्धवत्यपि ।**
**नामान्यनन्तस्य यशोऽङ्कितानि य-**
**च्छृण्वन्ति गायन्ति गृणन्ति साधवः ॥११॥**

**શબ્દાર્થઃ**—જેમાં દરેક શ્લોક બરાબર બંધબેસતો ન હોય, તોપણ તેની અંદર ભગવાનના યશને સૂચવનારું પ્રભુનું નામ હોય તેને સત્પુરુષો સાંભળે છે, ગાય છે, અને ઉચ્ચારે છે; તે વાણીની રચના મનુષ્યોના પાપનો નાશ કરે છે.

**ભાવાર્થઃ**—ભક્તિથી ભક્ત વાણીની રચના કરે છે તે ઉત્તમ છે. ભાષામાં ગાયેલાં અને "ગીતગોવિન્દ" વગેરે પણ ઉત્તમ છે. તે પ્રાણી માત્રના પાપને વિશેષે કરીને બાળી દે છે. અહીં શબ્દનું બળ જરા પણ કોઇ રીતે ઉપયોગી નથી. તે કહે છે કે વાણીની રચનામાં, ભાષાના ગ્રંથમાં કે શ્લોકમાં વ્યાકરણના દોષવાળો પ્રયોગ થાય, અથવા ગાવામાં તાન દેતાં બરાબર ન થાય અથવા બીજો કોઇ ગાતો હોય અને તે સાંભળીને મૂર્ખના હૃદયમાં પણ તે ભાવ આવી જાય તોપણ તે ફલકારક છે. ભગવાનનાં અનંત નામો છે, તેથી

એક અર્થમાં પણ ઘણાં નામો વપરાય છે; જેમકે ત્રિભુવન, આત્મજીવન વગેરે નામો છે. અનંત ભગવાનનાં નામો પણ અનંત જ હોય છે. તે નામો કેવળ નામ માત્રનાં નથી, પણ તેમાં ભગવાનના યશનું પણ સૂચન થયેલું હોય છે. જ્યારે તેવાં કોઈ નામ કહેનાર હોય છે ત્યારે સાંભળે છે અને સંભળાવનાર હોય ત્યારે ગાય છે, અને અમથા બીજા સમયમાં પણ ઉચ્ચાર કરે છે. એ પહેલાં બતાવેલા હંસ વગેરેનું કામ છે. ભગવત્સંબંધી ધર્મોનો ભગવાનૂની સાથે ભેદ નથી; જેમ ગમે ત્યાં પ્રકટ થયેલા ભગવાનનું સેવન થાય છે; ગમે ત્યાં રહેલા ભગવાનૂનાં નામો પણ સંભળાય છે. તેથી તેમાં અર્થનું બળ રહેલું છે, એમ નિરૂપણ કર્યું. (૧૧)

આવી રીતે ભગવાનૂના શબ્દો જ ઉત્તમ છે, બીજા નથી, એમ નિરૂપણ કર્યું. હવે શબ્દોમાં રહેલા અર્થનો વિચાર કરે છે. તેમાં સ્વરૂપથી અને ફળથી જ્ઞાન ઉત્તમ છે. એટલે શબ્દોનો અર્થ જાણવાનું ફળ જ્ઞાન છે. તે પ્રાપ્ત થવું જોઈએ. એ સર્વથી મોટું છે. તેવી રીતે યજ્ઞાદિક ધર્મો, આચાર અને બીજા ધર્મો પણ છે. આ બધા ભગવાન્ અને ભગવાનૂના ભક્તોની સાથે સ્વરૂપથી અને ફળથી બરોબર છે કે નહિ, એવો વિચાર થાય છે. ત્યાં પહેલાં જ્ઞાનની નિંદા કરે છેઃ

**नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं**
**न शोभते ज्ञानमलं निरञ्जनम् ।**
**कुतः पुनः शश्वदभद्रमीश्वरे**
**न चार्पितं कर्म यदप्यकारणम् ॥१२॥**

**શબ્દાર્થ**:—નૈષ્કર્મ્ય (કર્મમાં ફળની ઇચ્છા ન રાખવી) એવું પણ નિરંજન જ્ઞાન પણ ભગવાનના ભાવથી રહિત હોય તો તે અત્યંત શોભતું નથી. ત્યારે નિષ્કામ કર્મ કર્યું હોય તો તે પણ અમંગળ કર્મ, હમેશાં ભગવાનને અર્પણ કર્યા સિવાયનું હોય તો કયાંથી શોભે ?

**ભાવાર્થ**:—ભક્તિ સહિત જ્ઞાનાદિકમાં ફલ સિદ્ધ થાય તેમાં સંદેહ થાય છે કે તે ભક્તિનું ફળ છે કે જ્ઞાનનું ફળ છે ? તે માટે ભક્તિ વગરના કેવળ જ્ઞાનનો નિર્ણય કરે છે. ભગવાનૂની ભક્તિ વગરનું જ્ઞાન સાંખ્યનું હોય કે પછી વેદ સંબંધી હોય પણ ભક્તિથી શણગારેલું ન હોવાથી તે શોભતું નથી. જ્ઞાનની શોભાને લીધે જ્ઞાનવાળાની શોભા થાય છે અને અજ્ઞાનની નિવૃત્તિ થાય છે; જેમ ઘરમાં દીવો ન હોવાથી ઘરની શોભા થતી નથી. સોનાની પૂતળીને પણ વસ્ત્ર અલંકારથી શણગારવામાં ન આવે તો તે શોભતી નથી; તેમ વ્યાસજી ભગવાનૂના જ્ઞાનાવતાર છે, તોપણ ભક્તિ વગર તે શોભતા નથી, એમ બતાવ્યું છે. જેમ નિરીશ્વર સાંખ્યમતમાં ઇશ્વર ન હોવાનું

માનવાથી ભક્તિ નથી; કેવળ નિરૂપણ કરવા યોગ્ય અર્થમાં જ શ્રદ્ધા માત્ર છે તેમ ઇશ્વર સહિત સાંખ્યમતમાં પણ સગુણ જ ઇશ્વર છે, નિર્ગુણ નથી એમ માને છે, તેથી હમેશાં ઇશ્વરનું સત્ત્વગુણયુક્ત સ્વરૂપ, તેને માનવું પડે છે. માટે તે મતમાં પણ ઇશ્વર અચ્યુત નથી; એટલે તે સેશ્વર સાંખ્યમતવાળાની ભક્તિ પણ અચ્યુત નથી. વૈદિક માર્ગમાં પણ યજ્ઞાદિક કરવામાં યજમાનાદિકમાં દેવતાનો આવેશ ન થવાથી લૌકિકપણું રહે છે અને જ્ઞાનરૂપ ઉપકાર માટે જરૂરત રહે છે, તેથી અંતઃકારણની શુદ્ધિ માટે ભક્તિની અપેક્ષા રહે છે. તે ભક્તિ ભગવાન્‌ના શાસ્ત્રનું અનુસરણ કરવાવાળી જ જોઇએ, કેમકે ઉપાસનારૂપ ભક્તિમાં સ્નેહ હોતો નથી, અને ભક્તિમાં સ્નેહ અવશ્ય હોવો જોઇએ; તે વગર ભક્તિ કહેવાય નહિ, એમ નારદપંચરાત્રાદિકથી સિદ્ધ થાય છે. માટે ઉપાસનામાં સ્નેહ ન હોવાથી તે ભક્તિ નથી. અવિદ્યાની નિવૃત્તિ કરનાર અથવા ઉપાધિ વગરનું જ્ઞાન હોય તે નિરંજન કહેવાય છે. વધારે શું કહેવું, દરેક શાસ્ત્રમાં જે જ્ઞાન રહ્યું છે તેના સ્વરૂપ અને ફળને ઉત્પન્ન કરનારી ભક્તિ છે. તે ભક્તિ સિવાય જ્ઞાનનું સ્વરૂપ કે ફળ સિદ્ધ થતું નથી. જ્યારે જ્ઞાન ભક્તિ વગરનું સિદ્ધ ન થાય ત્યારે કર્મને તો ભક્તિની અપેક્ષા રહેવી જ જોઇએ તે સારુ કહે છે. "ભગવાનની ભક્તિ વિના કર્મ ક્યાંથી શોભે?" તેમાં કામનાથી કરાતું કર્મ, જ્ઞાનના અંગવાળું કર્મ અને ઇશ્વરના આરાધનવાળું કર્મ એમ ત્રણ પ્રકારનાં કર્મો છે. તેમાં કામનાવાળાં કર્મ કરવામાં ભક્તિની અપેક્ષા જણાય છે. તે માટે કહે છે કે સાધનના સમયમાં અને ફળના સમયમાં તે કામ્ય કર્મ ક્લેશરૂપ હોય છે, તેથી હમેશાં તે અકલ્યાણકારી છે. માટે ભક્તિ વગર તેવું કર્મ અર્પણ કર્યા વગર પુરુષાર્થરૂપ થતું નથી. અને જ્ઞાનના અંગરૂપ કર્મમાં પણ ભગવાન્‌ને તે કર્મ અર્પણ કર્યા વગર તેને જ્ઞાનનું અંગપણું જ નથી; કેમકે એ કર્મ ભગવાન્‌માં અર્પણ કરવું એ જ ભક્તિ છે. અથવા ભક્તિથી અર્પણ થાય છે માટે કહે છે કે ભગવાન્‌માં અર્પણ કરેલું ન હોય, તે કર્મ કહેવાતું નથી. મૂલમાં ચકારથી ઇશ્વર માટે કરાતું કર્મ પણ ભગવાનને અર્પણ ન કરાય તો તે શોભતું નથી, એમ બતાવ્યું છે અને જે કારણ વિનાનું કર્મ પંચત્રરાદિ ગ્રંથમાં કહેલું છે તેને લૌકિક કર્મની માફક સંસારનું કારણપણું નથી; તેથી દરેક કર્મોમાં ભક્તિ સાથે જ રહે છે; માટે ભક્તિવગરનું એક કર્મ પણ શોભતું નથી. (૧૨)

એમ ભક્તિ વગરનું જ્ઞાન કે કર્મ ફલદાયક નથી, તેથી ભક્તિની જરૂર હોવાથી, તેમ જ ભક્તિ સહેલાઇથી થઈ શકે તેવી હોવાથી મુખ્ય રીતે ભક્તિનો જ ઉપદેશ થવો જોઈએ. તે ભક્તિ શ્રવણરૂપ સમજવાની છે. અથવા પ્રથમ ભગવાનના ગુણોનું શ્રવણ કરવાની અપેક્ષા રાખે છે, માટે

મુખ્ય સાંભળવાનો વિષય ભગવાનનું ચરિત્ર છે એમ સમજીને ભક્તિમાર્ગને અનુસાર યોગના ધર્મ વડે યાદ કરીને તમે કહો એમ કહે છે:

**अथो महाभाग भवानमोघदृक्**
**शुचिश्रवाः सत्यरतो धृतव्रतः ।**
**उरुक्रमस्याऽखिलबन्धमुक्तये**
**समाधिनाऽनुस्मर तद्विचेष्टितम् ॥१३॥**

**શબ્દાર્થ**:—જ્ઞાન કે કર્મ ભક્તિ વગરનું શોભતું નથી, માટે હે મોટા ભાગ્યવાળા, તમે સફળ દૃષ્ટિવાળા, પવિત્રયશવાળા, સત્યમાં પ્રીતિવાળા, અને વ્રતને ધારણ કરનારા છો, તે દરેકના બંધનોની મુકિત કરવા માટે સમાધિ વડે ઉરુક્રમ ભગવાનના વિશેષ ચેષ્ટિતનું સ્મરણ કરો.

**ભાવાર્થ**:—જો કે એમ જાણીએ છીએ તોપણ અમને અધિકાર ન હોવાથી કહી શકતા નથી અને તમને તો તેવો અર્થ કહેવામાં અધિકાર છે, એમ બતાવવા માટે **महाभाग** એવું સંબોધન કર્યું છે. મન વડે ભાવનામાં લીધેલો અર્થ કયારેક જુદો થાય છે, એવી શંકા ન કરવી, કેમકે તમો સફળદૃષ્ટિવાળા છો. તમારું કહેલું કોઈ નહિ માને એમ પણ માનવું નહિ, કારણ કે તમે પવિત્ર કીર્તિવાળા છો. એટલે લોકમાં આદર કરવાનો પદાર્થ યશ જ છે. તેમ તમને પણ તે ગમે, તેમ બતાવવા સારુ કહે છે કે તમે સત્યમાં પ્રીતિવાળા છો, એટલે કે ભગવાનના ધર્મ સિવાય બીજા બધા ધર્મો અસત્ય છે; તેથી સત્યમાં પ્રીતિવાળા એવા તમને એ વાત અભીષ્ટ છે. વળી જેમ વ્રતનું આચરણ કરવું તે ધર્મના કારણરૂપ છે, તેમ ભગવાનના ચરિત્રનું સ્મરણ કરવું તે પણ ધર્મના કારણરૂપ છે. એ બતાવવા માટે કહે છે કે સ્વાધ્યાયાદિક વ્રતો તમે ધારણ કરેલાં છે, એટલે ભગવાનના ધર્મનું સ્ફુરણ થવામાં પણ આ વ્રત ધારણ કરવું જ એ કારણ છે. એમ ન માનવું કે તેવા ધર્મો ભગવાનમાં નહિ હોય; કેમકે તે તો ઉરુક્રમ છે; એટલે ભગવાનના ચરણારવિંદનો વિક્ષેપ (ફેલાવ) અધિક છે, એટલે ક્ષણમાત્રમાં વામન ભગવાનના એક ચરણથી સઘળા લોકોનું આક્રમણ થયું હતું, તે હકીકત આગળ ઉપર વિસ્તારથી કહેવાશે. દરેક જીવો સ્વભાવથી કાલપાશ વડે બંધાયેલા હોય છે. તેનાં બંધનોની નિવૃત્તિ કરવી એ મોટો ઉપકાર છે. એ બંધનોની નિવૃત્તિ કાલને નિયમમાં રાખનાર ભગવાનના ચરિત્રના આવેશથી જ થાય છે. તે સારુ કહે છે કે દરેકના બંધનની મુક્તિ માટે સમાધિદ્વારા તે પ્રભુના ચરિત્રને સંભારો. લોક અને વેદમાં તેવો ઉપાય પ્રસિદ્ધ નથી, તે માટે સમાધિરૂપ ઉપાય બતાવ્યો છે. ભગવાન્ પોતે જ સર્વનો ઉદ્ધાર કરનારા હોવાથી સ્ફુરાય-

માણુ થશે. તે પછી તમારે પણુ સ્મરણુ કરવું. ભક્તિને ઉત્પન્ન કરનાર ચરિત્ર એ વિશેષ ચેષ્ટિત કહેવાય છે. તે વ્યામોહ કરનાર નથી. અને તે ભગવાનનું પણુ ચરિત્ર વ્યામોહ કરનારું છે એમ જણાય તો તેને પણુ વિશેષ ચેષ્ટિત કહેવાય છે. (૧૩)

તમારા અધિકારને સિદ્ધ કરનારા ભગવાનૂના ચેષ્ટિતના ઉપદેશરૂપ, બીજાં સાધનોનો પણુ ઉપદેશ કરવો જોઇએ. તેથી ભગવાનૂના ચરિત્ર સિવાય બીજું કહેવામાં આવે તો તે બાધ કરનારું છે એમ કહે છેઃ

**ततोऽन्यथा किञ्चन यद्विवक्षतः**
**पृथग्दृशस्तत्कृतरूपनामभिः ।**
**न कर्हिचित्क्वाऽपि च दुःस्थिता मति-**
**र्लभेत वाताहतनौरिवाऽऽस्पदम् ॥१४॥**

**શબ્દાર્થ**:—ભગવાનના ચરિત્રથી અન્યથા બીજું કાંઇપણુ કહેવાની ઇચ્છા રાખનાર પુરુષને ભગવાને કરેલાં રૂપ અને નામથી જુદી દૃષ્ટિ હોય છે, તેથી તેની મતિ કોઇ વખત કયાંય પણુ સ્થિર થઇને રહેતી નથી, વાયુથી ડોલતા વહાણુની પેઠે પોતાના સ્થાનને પ્રાપ્ત કરી શકતી નથી.

**ભાવાર્થ**:—દરેક ધર્મોમાં ઝાંઝવાંના જળની માફક નિયત ધર્મપણું નથી, એકેક ધર્મ વગેરેને નિરૂપણુ કરનારા જુદા માણુસો હોય છે, અને તેની બુદ્ધિથી જુદી જુદી કલ્પના થતાં અનંતપણું થઇ ગયું છે, તેથી એકનું સ્વરૂપ પણુ બરાબર રીતે નિરૂપણુ કરવું શકય નથી. જો કે ભગવાનૂના ગુણો અનંત છે, તોપણુ તેને બુદ્ધિથી કલ્પેલા ન હોવાથી સ્થિરપણું છે; માટે કાર્ય સમાપ્ત થશે નહિ, એવી શંકા વડે પ્રથમથી જ બીજાનો આરંભ કરવો નહિં. વળી તે બાબતનો વિચાર કરીએ તોપણુ ભગવાન્ વિનાનું બીજું બધું દુઃખરૂપ છે, તેથી તેનો વિચાર કરનાર બુદ્ધિ પણુ દુઃખિત થાય છે. તે માટે કહે છે કે ભગવચ્ચરિત્રથી બીજી વસ્તુનું નિરૂપણુ કરનારની બુદ્ધિ સ્થિર રહેતી નથી. જો કે નામ રૂપાત્મક બધું ભગવદ્રૂપ હોવાથી જે નિરૂપણુ થાય છે તે બધું ભગવાનના ચરિત્રનું જ થાય છે, તોપણુ તેમાં તે પદાર્થના સ્વરૂપનું નિરૂપણુ છે, કાંઇ ભગવચ્ચરિત્રપણુાથી નિરૂપણુ નથી; તેથી તેને ભગવચ્ચરિત્ર-પણું માની લઇએ તોપણુ શ્રોતવ્યના વિષયપણુાથી ભગવચ્ચરિત્રપણું નથી. મૂળમાં **किञ्चन** એ અવ્યયના સમુદાયથી જે કાંઇ ભગવચ્ચરિત્ર સિવાયનું છે, તે તમામનો તેમાં સમાવેશ છે, એટલે ભગવાનૂના ચરિત્ર સિવાય બીજા કોઇનો આદર કરવો નહિ, એવો અભિપ્રાય કહ્યો છે. હવે તેનું દૂષણુ કહે છેઃ તે સિવાય બીજું જે કાંઈ પણુ કહેવાની ઇચ્છા કરતો હોય તેની મતિ

સ્થિરતાને પ્રાપ્ત થતી નથી, એટલે કહેવાને ઇચ્છા કરે ત્યાં જ મતિ અસ્થિર થઇ જાય છે, ત્યારે કહ્યા પછી અથવા મધ્યમાં દુઃખ થાય તેમાં શું કહેવું? કારણકે તેવું નિરૂપણ કરનારની બુદ્ધિ ભગવાનથી ભિન્ન હોય છે; એટલે જુદું નિરૂપણ કરવામાં ભગવાનપણાથી તેનું પર્યવસાન નહિ હોવાથી જુદી રીતે નિરૂપણ કરવું ઘણું જ જરૂરનું છે. તેથી તેમાં ભગવાનના ધર્મોનું સ્પુરણ હોતું નથી. અને ભગવાન્ સિવાય બીજે સ્થળે મોટાઈ નથી, માટે જેમાં મોટાઇ ન હોય તેને કહેવાની ઇચ્છા કરે તેમાં બુદ્ધિ સ્થિર રહે નહિ. વળી ભગવાનથી જુદી દૃષ્ટિ વડે કરેલા બીજા પદાર્થનાં રૂપ અને નામ ભગવત્કૃત હોતાં નથી, તેથી તેમાં સિદ્ધપણાનો અભાવ છે અને તેથી બુદ્ધિ પોતે જ તેવાં નામ કે રૂપને કરીને પોતે નિરૂપણ કરે, તો તેનુ પર્યવસાન પોતામાં જ થાય છે, તેથી કોઈ સમયમાં કે કોઈ દેશમાં પણ તેની બુદ્ધિ સ્થાનને પ્રાપ્ત થતી નથી, કારણકે સ્થાનક અને સ્થાનકમાં રહેનાર જુદો જુદો હોય છે, તેથી જુદાનું સ્થાનક પણ જુદું થાય છે, અહીં તો તમામ પોતાની બુદ્ધિથી કરેલ છે, એટલે જુદું નહિ હોવાથી તેને સ્થાનક ક્યાંથી મળે? અબ્રહ્મપણાથી પોતાને આશ્રયપણાનો પણ અભાવ છે, તેથી બુદ્ધિ દુઃખપણે અથવા દુષ્ટપણાથી રહે છે. વહાણને વાયુ જેમ ઇચ્છિત દેશમાં જવા દેતો નથી, તેમ બુદ્ધિને એ દોષ પણ ઇચ્છિત સ્થાન પ્રાપ્ત કરવા દેતો નથી, એમ બતાવવા સારુ કહે છેઃ વાયુએ ડોલાવી દીધેલું વહાણ જેમ પોતાના સ્થાનકને પ્રાપ્ત ન કરી શકે, તેમ ભગવાન્ સિવાય બીજાને કહેવાની ઇચ્છા રાખનાર પુરુષની બુદ્ધિ પોતાના સ્થાનકને પ્રાપ્ત થતી નથી. (૧૪)

એવી રીતે બીજાનું પર્યવસાન ન થવાથી અને બુદ્ધિના દુઃખદેવાપણાથી બીજાનું નિરૂપણ કરવું યોગ્ય નથી, એમ કહ્યું છે; હવે છેતરનારાં શાસ્ત્રોની માફક ભગવાનના ચરિત્ર સિવાય બીજાનું નિરૂપણ કરવું, તે પાપનું કારણ છે એમ કહે છેઃ

**जुगुप्सितं धर्मकृतेऽनुशासतः**
**स्वभावरक्तस्य महान्व्यतिक्रमः ।**
**यद्वाक्यतो धर्म इतीतरः स्थितो**
**न मन्यते तस्य निवारणं जनः ॥१५॥**

**શબ્દાર્થ**:—સ્વભાવથી પ્રીતિવાળા મનુષ્યને, ધર્મને માટે નિન્દિત બતાવનારનો મોટો અન્યાય છે, કારણકે જેના વાક્યથી આ ધર્મ છે, એમ જાણનાર બીજો માણસ તેના કરેલા નિષેધને માનતો નથી.

**ભાવાર્થ**:—જેમ "મદ્યાદિક અપેય પદાર્થનું પાન કરવું એ ધર્મ છે," આમ બોધ કરનારો નરકમાં જાય છે, તેમ દેહ વગેરેમાં પોતાના આત્માનો અધ્યાસ કરીને તેના નિર્વાહ માટે યત્ન કરવાનો ઉપદેશ કરનારનો નરકમાં

પાત થાય છે. ત્યાં એવી શંકા થાય છે કે જો ઉપદેશ દુષ્ટ હશે તો લોક પોતાની મેળે જ તેમાં પ્રવૃત્ત થશે નહિ; માટે કહેવાથી અનિષ્ટ શું થાય છે? ત્યાં કહે છે કે લોક સ્વભાવથી જ દુષ્ટમાં પ્રીતિવાળો છે; "તેથી પ્રીતિવાળો હોય તે ગુણ કહે અને વૈરાગ્યવાળો હોય તે દોષ કહે છે" એ ન્યાયથી પ્રીતિ હોય ત્યાં દોષની સ્ફૂર્તિ થતી નથી. અને તેનું એવું સ્વાભાવિક દૂષણ જાણે તો કોઇ વખતે નિવૃત્ત પણ થાય; પણ ધર્મપણાથી જાણે તો કયારે પણ નિવૃત્ત થાય નહિ; તેથી તેવો ઉપદેશ કરનારનો ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપ મોટો અન્યાય થાય છે. અથવા આંધળા માણસને કૂવામાં નાખવાની માફક અજ્ઞાની માણસને તેવો નિંદિત ધર્મ બતાવવાથી મોટો અન્યાય થાય છે. ત્યાં એમ કહે કે, એકે ભલે તેવો ઉપદેશ કર્યો, પણ બીજો માણસ તેનો નિષેધ કરે એટલે તેને તેવા ઉપદેશનું ફળ ન થાય, તેથી અન્યાય પણ થશે નહિ! ત્યાં કહે છે કે પોતે વિચાર કરવામાં ચતુર નથી અને પ્રાચીન ઉપદેશ કરનાર ઉપર તેનો પૂર્ણ વિશ્વાસ હોવાથી આ ધર્મ છે એમ તેની બુદ્ધિમાં નિશ્ચય થાય છે; તેથી અસ્મદાદિક (આપણા જેવા) અન્ય તેને મના કરે તોપણ તેના માનવામાં આવતો નથી, કેમકે તે ઉત્પન્ન થવારૂપ ધર્મમાં જ પ્રીતિવાળો છે, તેથી ઘણો વખત મનાઇને સાંભળીને પણ બ્રહ્મચર્ય વ્રત પાળવું; એ બ્રહ્મચારીની પ્રશંસા છે, અને સંન્યાસાદિકના ધર્મો વેદમાં અધિકાર વગરના છે, એમ પ્રમાણપણું સરખું હોય તોપણ એમાં વિકલ્પ માને છે, પણ નિષેધપણું છે તેમ માનતો નથી. જેમ આપસ્તંબે કહેલું છે કે "બ્રહ્મચારીઓની પ્રશંસા છે," તેવી રીતે કુમારિલ[1] ભટ્ટે પણ કહ્યું છે કે જે ગૃહસ્થાશ્રમને યોગ્ય નહિ એવા આંધળા અને પાંગળા માણસો છે, તે સંન્યાસાદિક ધર્મમાં અધિકારવાળા છે; અથવા બન્ને શાસ્ત્રોમાં લખેલા છે, એવો વિકલ્પ માને છે. (૧૫)

ત્યાં શંકા કરે છે કે પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાથી કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ સિદ્ધ થાય છે, માટે આ વળી ત્રીજા માર્ગથી શું ફળ છે? ત્યાં કહે છેઃ

**विचक्षणोऽस्यार्हति वेदितुं विभो-**
**रनन्तपारस्य निवृत्तितः सुखम् ।**
**प्रवर्तमानस्य गुणैरनात्मन-**
**स्ततो भवान्दर्शय चेष्टितं विभोः ॥१६॥**

१. तत्रैव शक्यते वक्तुं येऽन्धपङ्ग्वादयो नराः । गृहस्थत्वं न शक्यन्ति कर्तुं तेषामयं विधिः । नैष्ठिकब्रह्मचर्यं वा परिव्राजकताऽथवा । तैरवश्यं गृहीतव्या तेनादावेतदुच्यते ॥ અર્થઃ-જે આંધળા અને પાંગળા માણસો ગૃહસ્થાશ્રમ કરવાને શક્તિમાન નથી તે માટે આ બ્રહ્મચર્યાદિકનો વિધિ છે, માટે તેઓએ નૈષ્ઠિક બ્રહ્મચર્ય અથવા સંન્યાસીપણું અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે તેથી પ્રથમથી બ્રહ્મચર્ય કહ્યું છે. એમ મતાંતરનો ઉપન્યાસ છે.

શબ્દાર્થ:—નિવૃત્તિથી દેશકાળથી અપરિચ્છિન્ન ભગવાનનું જે સુખ છે તે દેહાદિકના ગુણ વડે પ્રવર્તનારાને નથી, એમ કોણ ડાહ્યો પુરુષ જાણવામાં સમર્થ છે? માટે તમે ભગવાનના ચરિત્રને બતાવો.

ભાવાર્થ:—નિવૃત્તિ માર્ગમાં આત્મસુખ અને બ્રહ્મસુખ પ્રકટ થાય છે. પણ શુકદેવજીની માફક સર્વનો ત્યાગ કરનારને તે સુખ થાય છે. આજના સમયના જીવોને વૈરાગ્ય થવા માટે નવો પ્રયત્ન કરવો પડે છે. ત્યારે "જે કાર્યનું કારણ શોધવું હોય ત્યારે તે કાર્ય કરતાં તેના કારણને માટે જ યત્ન કરવો જોઈએ" એ ન્યાયથી આ ભક્તિમાર્ગ સ્વતંત્ર ભલે હોય, એવા અભિપ્રાયથી કહે છે કે કોઈક ચતુર પુરુષ દેશ અને કાલના પરિચ્છેદ વગરના આ ભગવાન્‌ના નિવૃત્તિસુખને જાણી શકે છે. તેટલાથી પણ કાર્ય સિદ્ધ ન થાય ત્યાં કહે છે કે તે પ્રભુ સમર્થ છે માટે તેનાથી નિવૃત્તિનું સુખ મળે છે. દેહાદિકના ગુણો જે વિષયો છે, તેનાથી પ્રવૃત્તિ કરનાર પુરુષને તે સુખ મળતું નથી; અથવા તેના સંગ વગર તે સુખ મળતું નથી, પણ દેહાદિકને કૃતાર્થ કરવાને તે સમર્થ થતો નથી. અથવા દેહાદિના ગુણોથી પ્રવૃત્ત થયેલા પુરુષને માટે તમે તેના સંબંધી છો; એટલે દેહાદિકમાં આસક્તિવાળાને માટે તમે યત્ન કરીને ધર્મ કહેલા છે, નહિ તો દેહાદિકમાં આસક્તિવાળાના ઉદ્ધાર માટે તો ભગવાન્‌ના ગુણો કહેવા જોઈએ; કેમકે ભગવાન્ વિભુ છે; તેથી સર્વ ધર્મનો નિર્વાહ કરવામાં સમર્થ છે. (૧૬)

એવી રીતે ચાર શ્લોકો વડે ઉપક્રમ અને ઉપસંહાર વડે ભગવાનનું ચરિત્ર કહેવામાં વિધિનું નિરૂપણ કર્યું; હવે બે શ્લોકથી ભગવાનના ચરિત્રનો વિચાર કરે છે:

त्यक्त्वाऽस्वधर्मं चरणाम्बुजं हरे-
भजन्नपक्वोऽथ पतेत्ततो यदि ।
यत्र क्व वा भद्रमभूदमुष्य किं
कोवार्थ आप्तोऽभजतां स्वधर्मतः ॥१७॥
तस्यैव हेतोः प्रयतेत कोविदो
न लभ्यते यद्भ्रमतामुपर्यधः ।
तल्लभ्यते दुःखवदन्यतः सुखं
कालेन सर्वत्र गभीररंहसा ॥१८॥

શબ્દાર્થ:—જે ધર્મ પોતાના નથી તેને છોડીને હરિભગવાનના ચરણારવિંદનું ભજન કરનાર ભકત બરાબર પકવ ન થવાથી કદાચ ત્યાંથી પડે તો બીજા કોઈ સાધનમાં તેનું શું કલ્યાણ થાય? અર્થાત્ ન જ થાય, અને ભગવાનની ભક્તિ કરનારાઓ વર્ણાશ્રમનો ધર્મ કરતા હોય તો તેથી શો અર્થ સિદ્ધ થાય તેમ

**છે? અર્થાત્ કાંઇ નહિ જ. તેથી ઉપર અને નીચે ભ્રમણ કરતાં પણ જે મળતું નથી તેને માટેજ ડાહ્યો માણસ યત્ન કરે છે. જેમ યત્ન કર્યા વગર દુઃખ મળે છે તેવી રીતે દરેક સ્થળે ગંભીર વેગવાળા કાલથી સુખ પણ મળે છે; માટે તે સારુ યત્ન શો કરવો?**

**ભાવાર્થઃ**—શંકા કરે છે કે ભગવાનની કથા કોણે સાંભળવી? ધર્મ કરનારાઓએ કે લૌકિક પુરુષોએ અથવા અધર્મ કરનારાઓએ? ત્યાં પહેલાં ધર્મ કરનારાઓને તો ભગવાનની કથા સાંભળવાનો અવકાશ જ મળે નહિ અને લૌકિક પુરુષો લોકના કામકાજમાં ઘેરાયેલા હોય છે, તેથી તેઓ પણ કથા સાંભળવા તૈયાર થતા નથી. હવે એ અધર્મ કરનારાઓએ જ સાંભળવાની હોય તો તે કથા સાંભળવાના અધિકારી દુષ્ટ થયા, તેથી તેને અસત્ શાસ્ત્ર-પણું થાય. અને નિવૃત્તિ માર્ગ તો દરેકને કરવાનો છે. તેવી રીતે આ ભગવાનની કથા ન થઇ, તેથી ભગવાનનું ચરિત્ર કહેવું જ ન જોઇએ! ત્યાં કહે છે કે ધર્મ કરનારાએ જ ભગવાનનું ચરિત્ર સાંભળવું જોઇએ. ધર્મનો ત્યાગ કરીને ભગવચ્ચરિત્ર સાંભળવાનું છે, કારણકે "હજારો જન્મ વડે તપ, ધ્યાન વગેરે કરે ત્યારે ભગવાનમાં ભક્તિ થાય છે" એવું વાકય છે. તેથી જેમ નિવૃત્તિમાર્ગમાં ધર્મનો ત્યાગ છે તેમ અહીં ભક્તિમાર્ગમાં ધર્મત્યાગ છે. તેમ ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે કે "જ્યાંસુધી મારી કથામાં શ્રદ્ધા થઈ ન હોય ત્યાં સુધી કર્મો કરે." તેથી ભક્તિમાર્ગમાં બાધ કરનારાં કામ્ય કર્મો અથવા ઘણા લાંબા સમયે સિદ્ધ થાય તેવાં યજ્ઞયાગાદિકનો ત્યાગ કરવો જોઇએ. તેથી **त्यक्त्वा** (ત્યાગ કરીને) એ વિધિ બતાવેલો છે, એટલે **ન્યાસા-દેશ**માં (દરેક ધર્મોનો ત્યાગ કરવા માટેની આજ્ઞા) ધર્મના ત્યાગ માટે જે અર્થો લખેલા છે તેનું અહીં અનુસંધાન કરવું જોઈએ. તેમાં કારણ કહે છે કે, પોતાનો ધર્મ નથી, દેહાદિકનો ધર્મ છે; કેમકે દેહના અધિકારી પ્રવૃત્ત થયેલ છે, અને પોતે તો જીવ હોવાથી પ્રભુનો દાસ છે; તેથી તેનો ધર્મ તો ભગવાનની સેવા જ છે. જીવ બ્રહ્મના દાસ છે વગેરે હકીકત **अंशो नाना-व्यपदेशात्** એ વ્યાસસૂત્રના અણુભાષ્યમાં વિસ્તારપૂર્વક કહેલી છે. હરિભગવાનના ચરણકમળની સેવા ભક્તિમાર્ગના અનુસારે કરવી, એ જીવોનો સ્વાભાવિક ધર્મ છે. જીવ અંશ છે અને ભગવાન અંશી છે; તેથી જીવને ભગવાનની સેવા કરવી એ જ મુખ્ય છે. જેના મતમાં જીવનું અંશપણું વાસ્તવિક નથી તેના મતમાં પણ દેહના ધર્મોની અપેક્ષાએ ભજન સગુણની ઉપાસનારૂપ હોવાથી ઉત્કૃષ્ટ છે.

અહીં બીજા મતનો અનુવાદ કરીને દૂષણ આપે છેઃ જો અપકવ હોય તો પડે! એટલે જીવને દાસપણું હોવાથી ભગવાનનું ભજન કરવું એ તો

સ્વધર્મ છે, માટે પડવાની શંકા જ નથી. તેમ ભક્તિ તો ભગવાનની સાથે સાયુજ્ય ભાવને સિદ્ધ કરનાર છે; માટે ભજનનો ધર્મ છે એ જ એનો પાક છે; તેથી તે અપક્વ રહેતો જ નથી; કેમકે તેનું પર્યવસાન ફળમાં જાય છે. અને જો જીવપણું ઉપાધિથી માને તો સ્વાભાવિક અધિકારથી નહિ કરેલું હોવાથી અપક્વપણું રહે છે, તોપણ સગુણ બ્રહ્મને જાણી શકાય છે, તેવી ઉપાધિ હોવાથી પડવાની શંકા જ નથી. હવે મૂળમાં **અથ** અવ્યય મૂકેલો હોવાથી જુદા ક્રમથી વિચાર કરાય છે કે બ્રહ્મભાવને જેણે પ્રાપ્ત કરેલો છે તેનો અધર્મ નથી, કેમકે બ્રહ્મભાવને પામેલો જ્યારે ભજન કરે ત્યારે તે પાછો પોતાના સ્વરૂપથી પડે છે, એટલે બ્રહ્મ મટીને જીવભાવને પામે છે. તેમાં પણ ભજનથી જ, બીજાથી નહિ, તે કહેવા માટે મૂળમાં તે તે અવ્યય મૂકેલો છે. એવી રીતે **अपक्व** પક્ષનો અને બ્રહ્મભાવથી ભ્રંશ થવાના પક્ષનો અનુવાદ કરીને તેમાં દૂષણ આપે છે કે સાક્ષાત્ ભગવાનની સાથે સાયુજ્ય કરાવનારી ભગવાનની સેવામાંથી પણ જો પાત થાય તો પછી તેનું કલ્યાણ બીજા કયા સાધનમાં થશે? કારણ કે સાધન તો પહેલી અવસ્થાથી જ સિદ્ધ થઇ શકે તેવું છે. તેથી કોઇ પણ સાધનમાં તેનું કલ્યાણ થશે નહિ, એમ બતાવવા માટે **वा** અવ્યય મૂકેલો છે. જ્યારે સ્વાભાવિક ભજન અને જ્ઞાનાદિકનું પુરુષાર્થમાં પર્યવસાન થતું નથી ત્યારે બીજા ધર્મોની તો વાત જ દૂર રહી. એમ બતાવે છે કે ભજન નહિ કરનારા, કેવળ દેહના અધ્યાસથી પ્રવૃત્ત થનારા, લોકમાં નિષ્ઠાવાળા, અને બ્રાહ્મણાદિકના અધિકાર વડે પ્રવૃત્ત થયેલા વર્ણાશ્રમીઓનો જે ધર્મ છે, તે ખરી રીતે સત્પુરુષોને તો પરધર્મ છે; તેથી બીજાના ધર્મ વડે કયો અર્થ પ્રાપ્ત થાય? અર્થાત્ કોઈ પણ અર્થ પ્રાપ્ત થતો નથી.

અને તેઓને પણ કોઇ અર્થ પ્રાપ્ત થતો નથી, એમ **स्व** શબ્દથી કહેવાય છે; કેમકે ભગવાનનું ભજન જે કરતા નથી, તેઓનું ફળ પણ બ્રહ્માંડના મધ્યમાં કોઈ સ્થાનને મેળવવા રૂપ હોય છે; તેથી તે બ્રહ્માંડમાં જાય છે. અને બ્રહ્માંડના મધ્યમાં સ્વર્ગલોકાદિકની પ્રાપ્તિ થાય ત્યાં એક બીજાની ઇર્ષ્યા વગેરે દોષો તો હમેશાં રહે છે, તેથી "વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા અને છલ એ પાંચ [1]ધર્મની શાખા છે; તેથી ધર્મને જાણનારાએ અધર્મની માફક તે શાખાઓનો ત્યાગ કરવો" એ સપ્તમ સ્કંધમાં નારદજીએ કહેલું છે; તેથી જેઓ

[1] ધર્મની બુદ્ધિથી જે ધર્મ કરવામાં પોતાના ધર્મનો બાધ થાય તે **વિધર્મ** છે. બીજાનો ધર્મ કરવો તે **परधर्म** છે. ધર્મની ઉપમા અપાય (જે ચંદ્રના જેવું મુખ પણ ચંદ્ર નથી) પણ ધર્મ નહિ, તે **उपमा** છે. શબ્દોનો જુદો ધર્મ કરીને પોતે માનેલ ધર્મમાં ઘટાડવું તે **छल** અને પોતાની ઈચ્છાથી ચારે આશ્રમોથી જુદો ધર્મ કરે તે **આભાસ ધર્મ** છે.

ભગવાનૂથી વિમુખ હોય છે તેઓનો ધર્મ પરધર્મ હોવાથી ત્યાગને લાયક છે. તે માટે મૂળમાં पतेत् "પડે" એમ લખ્યું છે. ત્યાં પણ સાધનનું અનુષ્ઠાન કર્યાથી કાંઈ પડતો નથી, પરંતુ સ્થૂણાખનન[૧]ના ન્યાયથી વધારે દૃઢ થાય છે. તેથી ભગવાનૂના ભજનમાં કોઇથી પણ વિરોધ આવી શકતો નથી. વળી પ્રમાણબળના વિચારથી સાધનના સ્વરૂપ વડે આ હકીકતનું નિરૂપણ કર્યું. હવે પ્રમેયબળના વિચારથી ફલના સ્વરૂપથી નિરૂપણ કરે છે; ત્યાં આવી રીતે પદાર્થોનું નિરૂપણ કર્યું છે કે સર્વથી ઉત્તમ પુરુષોત્તમ છે, તેની પાછળ તેનું જ બીજું રૂપ અક્ષર બ્રહ્મ છે, તેનું બીજું સ્વરૂપ સર્વ અધિકારવાળો કાળ છે. એ કાળના અંશરૂપે રહેલાં કર્મ અને સ્વભાવ છે. હવે પાછું અક્ષરનું બીજું સ્વરૂપ યજ્ઞો છે, અને વળી અક્ષર બ્રહ્મના રૂપનો ભેદ થતાં પ્રકૃતિ અને પુરુષ છે. તે પ્રકૃતિ પુરુષથી તત્ત્વો છે, તે તત્ત્વોથી બ્રહ્માંડ છે. તે બ્રહ્માંડમાં પુરુષના અંશે આપણે તમામ છીએ. તેઓના પ્રયત્ન સિવાય પણ પ્રલયમાં પુરુષપણું છે. એટલે જ્યારે પ્રલય થાય છે તેટલો વખત સર્વે પુરુષરૂપ થઈ જાય છે; તેમાં પ્રયત્ન કરવો પડતો નથી. મધ્યમાં કાળને અધીન થઇને જલમાં ફીણ અને પરપોટાની માફક જુદા જુદા ભાવને પ્રાપ્ત થાય છે. તેમાં શું ફળ છે, તે તો પશુ જેવા જીવે પોતે જ વિચારવાનું છે; તેથી અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ સુધી અનિત્યપણું હોવાથી તુચ્છ છે; માટે કાળે કરીને તેની સિદ્ધિ થાય છે; તેથી તે માટે યત્ન કરવાનો નથી અને ભગવાનૂનું ભજન તો કાંઈ કાળથી સાધ્ય નથી, તેમ તેનું પર્યવસાન પણ પુરુષોત્તમમાં જ થાય છે; માટે ભગવાનૂના અંતરંગ ભક્તોથી કરાયેલી સેવા ઉપર જણાવેલા બહારના અધિકારીની પ્રેરણાથી થતી નથી; કારણ કે પ્રભુની સેવા કાળથી પ્રાપ્ત થઈ શકે તેવી નથી. અને હરેક ભગવન્માર્ગોમાં ભગવાનૂને સાધન તરીકે માનેલા છે, તેમ લોકમાં પણ દેખાય છે કે મોટા રાજાઓના અંતરંગ સેવકો હોય છે, તે મહારાજાના અધિકારી (મન્ત્રી વગેરે)ને અધીન હોતા નથી; તેમ ભગવાનૂના ભક્તો પણ ઉપર જણાવેલા કાળાદિકને અધીન હોતા નથી. ત્યાં શંકા કરે છે કે દેહ અને ઇન્દ્રિય વગેરે તો કાળના પ્રવાહમાં રહેલાં છે, તેમ તેનો જ પરિગ્રહ ભક્તોને છે ત્યારે તેને કાલાધીનપણું કેમ નહિ ? ત્યાં સમાધાન કરે છે કે ભગવાનના ભક્તો પૂર્ણ પુરુષોત્તમ પ્રભુના જ છે, તેથી તેનો પરિગ્રહ પણ પુરુષોત્તમનો છે; તેથી તેના ઉપર કાળાદિકનો અધિકાર થતો નથી. તેથી ડાહ્યા માણસે ભગવાનનો પરિગ્રહ થવા માટે જ પ્રયત્ન કરવો જોઇએ; પણ મૂર્ખોને જોઇને ગમે તે સ્થળે ભટકવાનું નથી. અહીં શંકા કરે છે કે "નિત્ય સંધ્યા કરવી"

૧. થાંભલો નાખતી વખતે હલાવી હલાવીને દૃઢ કરાય છે. તેથી તે દૃઢ થાય છે. તેને स्थूणाखनन ન્યાય કહેવાય છે.

એવું વેદવાક્ય છે. તેમાં એ વાક્ય સિવાય બીજી કોઇ રીતે સંધ્યા થતી નથી, તેવી રીતે અહીં ભગવાનૂના ભજનમાં અપ્રાપ્ત અંશ ન હોવાથી એને વિધિ કેમ કહેવાય ? કેમકે લોક અને વેદમાં ભગવાનનું ભજન તો સિદ્ધ છે. ત્યાં સમાધાન કરે છે કે ઉપર બ્રહ્મા સુધી અને નીચે સ્થાવર સુધી ભ્રમણ કરતા જીવોને તે તે શરીર વડે કે તે તે શરીરના ધર્મ વડે જે પ્રાપ્ત ન થઈ શકે, તેના માટે યત્ન કરવો જોઇએ. એટલે કોઈ સ્થળે ફળ ન મળે એ ફળ અપૂર્વ કહેવાય છે. તેથી તેના સાધનને પણ અપ્રાપ્તપણું હોવાથી તેને વિધિપણું થાય છે. પ્રયત્ન તો પહેલાં બતાવેલી ભગવત્સ્મરણની સેવા છે. જો કે ધર્મરૂપ સેવા લોક અને વેદમાં પ્રસિદ્ધ છે, તોપણ નિરુપાધિ પ્રેમથી સેવા કરવી તે લોકવેદસિદ્ધ નથી. જો કે જ્ઞાન માટે પણ આવો જ પ્રયત્ન થાય છે, તોપણ તેનું પર્યવસાન અક્ષર બ્રહ્મમાં છે, તેથી પુરુષોત્તમની પ્રાપ્તિ થતી નથી, કેમકે ગીતાજીમાં કહેલું છે કે " જે લોકો અવ્યક્ત (અક્ષર બ્રહ્મ) માં આસક્તિવાળા હોય છે તેને કલેશ ઘણો થાય છે, તેથી અવ્યક્ત સ્વરૂપ જે ભગવાનનું રૂપ અક્ષર બ્રહ્મ છે, તેની પ્રાપ્તિરૂપ જ ફળ, જ્ઞાનીઓ-ને થાય છે, પણ પુરુષોત્તમની પ્રાપ્તિરૂપ ફળ થતું નથી. ત્યાં શંકા કરે છે કે જેટલા પદાર્થ ઉત્પન્ન થાય છે તેનું નિમિત્ત કારણ અદૃષ્ટ છે; કેમકે અદૃષ્ટ સિવાય કાંઇ પણ ઉત્પન્ન થતું નથી. તેથી તે અદૃષ્ટ વડે જ ભક્તિની સિદ્ધિ કેમ ન થાય ? ત્યાં કહે છે કે જે પદાર્થ કાળથી સિદ્ધ થાય છે તેમાં જ કર્મ અને સ્વભાવની પ્રવૃત્તિ હોય છે; પણ કાલથી જે સાધ્ય નથી તેમાં તેની પ્રવૃત્તિ નથી. વળી પહેલા જન્મમાં કરેલા કર્મનો ધર્મ કે અધર્મરૂપ જે અવાંતર વ્યાપાર છે તેનું નામ અદૃષ્ટ છે. ત્યારે જે અદૃષ્ટ વડે ભક્તિની સિદ્ધિની શંકા થાય છે તે અદૃષ્ટ ભગવાનની પ્રીતિના કારણરૂપ કર્મથી થાય છે ? તેનું સમાધાન કરે છે કે ભગવાનની પ્રીતિના કારણરૂપ કર્મ અદૃષ્ટને ઉત્પન્ન કરતું નથી; કારણ કે તે દૃષ્ટ કર્મથી જ ભગવાનની પ્રીતિ થાય છે. વળી ભગવાને પણ આજ્ઞા કરી છે કે " દરેક કર્મો મને અર્પણ કર. " તે પ્રમાણે સર્વ કર્મનું અર્પણ ભગવાનમાં થાય ત્યારે જ ભગવાનમાં પ્રીતિ થાય છે; કેમકે ભગવાનને અર્પણ કરવા રૂપ કર્મને ભગવદ્ધર્મપણું છે; તેથી તે ધર્મથી પ્રાપ્ત થયેલ ભગવદ્પ્રાપ્તિ નિત્ય થાય છે; માટે તે જ જન્મમાં તે જ કર્મથી ભગવાનની પ્રીતિ સિદ્ધ થઇ, ત્યારે બીજા જન્મમાં તેનાથી અદૃષ્ટ ઉત્પન્ન થાય છે, એમ માનવામાં ગૌરવ છે અને ભગવાનની પ્રીતિ ઉત્પન્ન થયા પછી ભગવદ્પ્રીતિને ઉત્પન્ન કરનાર અદૃષ્ટને ઉત્પન્ન કરે છે, એમ માનવું સંગતિ વગરનું છે, એટલે જે કર્મ ભગવાનની અપ્રીતિનું કારણ છે, તે કર્મથી ભગવદ્ભક્તિને ઉત્પન્ન કરનાર અદૃષ્ટ ઉત્પન્ન થાય છે, તેમ કહેવું સંભવતું

નથી, કેમકે જે કર્મથી ભગવાનની અપ્રીતિ થાય તે કર્મ ભક્તિને શી રીતે ઉત્પન્ન કરે? તે કર્મનો સ્વભાવ તો હમેશાં ઉત્પન્ન કરવાનો છે. તેથી છેલ્લા જન્મને સિદ્ધ કરનાર અદૃષ્ટ કર્મથી થતું નથી; કારણ કે શુભાશુભ કર્મનું ફળ ફરી બીજા જન્મમાં પ્રાપ્ત થાય છે. તેથી કર્મ તો હમેશાં ઉત્પન્ન કરનાર જ છે અને ભગવાનની ભક્તિ તો છેલ્લા જન્મમાં થાય છે, અને તે ભગવાનના અનુગ્રહથી થાય છે, કેમકે ભગવાને ઉદ્ધવજીને તૃતીય સ્કન્ધમાં કહ્યું છે કે "તારો આ છેલ્લો જન્મ છે." ત્યાં શંકા કરે છે કે કાલાદિકથી ભક્તિ ઉત્પન્ન ન થતી હોય તો જન્મ સમયે સારા ગ્રહોનું ફળ જ્યોતિષ શાસ્ત્રમાં લખ્યું છે: "આ પુરુષને દેવપૂજનમાં પ્રીતિ હોવી જોઇએ;" "આ પુરુષની પાછી વૈકુંઠમાં ગતિ છે" વગેરે વગેરે ફલ લખ્યાં છે તે કેમ સંભવે? કારણ કે ગ્રહાદિક પણ કાળના અવયવરૂપ છે! તે શંકાનું સમાધાન કરે છે: જાતક ગ્રંથોમાં શુભ ગ્રહોથી જે ફળ લીધું છે, તે ધર્મરૂપ સેવાનું ફળ છે; પણ પ્રેમરૂપ ભક્તિ થવી એ ફળ ગ્રહોથી થતું નથી; તેથી કોઇથી પણ તેવી ભક્તિ થતી નથી; માટે તેવી ભક્તિ માટે જ પ્રયત્ન કરવો જોઇએ, પણ લૌકિક સુખ માટે અને દુઃખની નિવૃત્તિ માટે યત્ન કરવાનો નથી; કારણ કે યત્ન કર્યા વગર જેમ દુઃખ મળે છે તેમ સુખ પણ વગર પ્રયત્ને મળે છે. માટે દેહની પ્રાપ્તિની સાથે જ તેનો ભોગ સિદ્ધ છે; એટલે સુખ દુઃખ પ્રાપ્ત થવું એ દેહના ભોગરૂપ છે; તેથી તેને માટે યત્ન કરવો એ લોટને દળવા બરોબર છે. પિતા પુત્ર સ્ત્રી વગેરેથી જેમ દુઃખ મળે છે, સુખ તેમ પણ મળે છે અને તેને પ્રેરણા કરનાર કાલ છે; માટે કાલ પ્રતિકૂળ હોય તો પિતા સ્ત્રી પુત્રાદિકથી પણ સુખ ન મળે. તે કાળ આપણી કૃતિથી સિદ્ધ થાય તેવો નથી. તેમ સુખ પ્રાપ્ત થાય તેવા દેશમાં પણ જઇએ તો તે દેશ પણ કાલને અધીન છે, તેથી કાળ પ્રતિકૂલ હોય તો તેવા દેશમાં પણ સુખ ન થાય. જો કેવળ દેશ કે કેવળ કાલથી જ સુખ ન મળતું હોય તો તે બંનેને અનુકૂળ કરવાનો ઉપાય કરવો; એટલે જેમાં સુખ મળે તેવા દેશ કાલ માટે યત્ન કરવો; એમ વિચારીએ તો તે ઉપાય પણ આપણાથી થઇ શકે તેવો નથી; કારણ કે કાળનો વેગ ઘણો જ ગંભીર છે; તેથી તેનો ઉપાય ન થઇ શકે; માટે પ્રભુભજન માટે યત્ન કરવો. (૧૭-૧૮)

ભગવાનના ભજનમાં જે બાધક છે તેને નિવૃત્ત કરનાર તર્ક કહે છે:

**न वै जनो जातु कथञ्चनाव्रजे-**
**न्मुकुन्दसेव्यन्यवदङ्ग संसृतिम् ।**
**स्मरन्मुकुन्दाङ्घ्र्युपगूहनं पुन-**
**र्विहातुमिच्छेन्न रसग्रहो यतः ॥१९॥**

**શબ્દાર્થ:**—હે અંગ, મુકુંદ ભગવાનની સેવા કરનાર મનુષ્ય, બીજાના સેવકની પેઠે ક્યારે પણ સંસારને પ્રાપ્ત થતો નથી, કારણ કે ભગવાનના ચરણ-કમળના આલિંગનનું સ્મરણ કરનાર તે પુરુષ, એક વખત જે રસનું ગ્રહણ કરેલ છે તે પાછો છોડવાને ઇચ્છતો નથી.

**ભાવાર્થ:**—કોઇને શંકા થાય કે વૈકુંઠમાં રહેનારા જય અને વિજયને પણ પૃથ્વી ઉપર આવવું પડયું હતું, એમ શાસ્ત્રમાં સંભળાય છે; તેથી બરાબર ભક્તિ પણ ફળને સિદ્ધ કરનાર નથી. તેમ ભગવાન્ અવતાર લે ત્યારે ભક્તને પણ તેની સાથે અવતાર લેવાનો પ્રસંગ આવે અને અવતાર લે ત્યાં કાલાદિકને અધીન થવું પડે, તેથી અપરાધ થવાનો પણ સંભવ થાય; માટે ભગવાનની ભક્તિ પણ ધર્મની માફક ઉત્કૃષ્ટ ફળવાળી નથી! તેનું સમાધાન કરે છે કે પ્રભુને સેવનાર મનુષ્ય કયારે પણ બીજાના સેવકની માફક સંસારને પ્રાપ્ત થતો નથી. કદાચ **तुष्यतु दुर्जनः** (દુર્જન માણસને સંતોષ થાય તે માટે તેના પક્ષને માની લેવો, એ) ન્યાયથી ભગવાનના ભક્તને જન્મ લેવો પડે તોપણ તેનો પરિહાર કહે છે કે ખરી રીતે જય અને વિજયને ભક્તિ વડે વૈકુંઠની પ્રાપ્તિ ન હતી, પણ ધર્મ માર્ગને અનુસારે બનાવટી વૈકુંઠની પ્રાપ્તિ હતી. અને તેથી જ તૃતીય સ્કંધમાં એ વૈકુંઠના વર્ણનમાં લખ્યું છે કે "જે વૈકુંઠમાં દરેક વૈકુંઠમૂર્તિરૂપ થઇને પુરુષો વસે છે, જે પુરુષો કારણ અને કારણવગરના કર્મોથી હરિની આરાધના કરે છે." એ વર્ણનથી જ સિદ્ધ થાય છે કે ત્યાં વસનાર ધર્મથી જ આરાધના કરનાર છે, ભક્તિથી આરાધના કરનાર નથી.

તેમ અષ્ટમસ્કંધમાં આજ્ઞા કરી છે: "લક્ષ્મીજીની પ્રાર્થનાથી વિષ્ણુ ભગવાને વૈકુંઠ નામનો લોક કલ્પેલો છે." તે વૈકુંઠમાં જય વિજય રહેતા હતા, તોપણ છેવટે તેનું અનિષ્ટ તો થયું જ નથી. ભગવાનની સાથે ચાલવું, તે તો પરમાનન્દરૂપ હોવાથી ફળરૂપ ગણાય છે. સાધારણ ભકતો કે ભગવાનના સેવકોના દૂષણનો અંગીકાર કરીને તેનો ખુલાસો કરે છે કે જેમ ભરતાદિક સાધારણ ભક્તને જન્મ પ્રાપ્ત થયો. તેથી ભગવાનના ભક્તનો પણ પાત થાય એમ શંકા થાય છે, તેનું સમાધાન કરે છે કે સર્વને મોક્ષ આપનાર મુકુંદ પ્રભુનો તે સેવક છે, તેથી બીજા સેવકની પેઠે સંસારને પ્રાપ્ત થતો નથી. મહાભારતના ઉદ્યોગ પર્વમાં એક આખ્યાન છે કે કોઈ એક સત્યવાદી બ્રાહ્મણ હતો. તે વનમાં જતો હતો ત્યાંથી ધનાઢય વ્યાપારીનો એક સંઘ નીકળ્યો. તે ચોરને જોઈને કયાંક સંતાઈ રહેલ હતો તે બાબતની સત્યવાદી કૌશિક નામના તે બ્રાહ્મણને ખબર હતી. પાછળથી ચોર આવ્યા. તેઓએ તે સંઘની હકીકત પૂછી ત્યારે આ બ્રાહ્મણ સત્ય બોલનાર હોવાથી

તેણે ખરી હકીકત કહી દીધી કે સંઘ અમુક સ્થળે સંતાયેલ છે. તે ઉપરથી તે ચોરો ત્યાં ગયા અને દરેકને મારી બધું દ્રવ્ય લૂટી ગયા. તે પછી તે બ્રાહ્મણનું મૃત્યુ થયું, ત્યારે સત્ય બોલવા માટે તેનો નરકમાં પાત થયો. તેવી રીતે ભગવાનના ભક્તન થતું નથી; કેમકે ભગવાનના ચરણારવિંદના આલિંગનનું તે સ્મરણ કરે છે; એટલે વાણી કે શરીરથી સાધ્ય ભક્તિ ન હોય તોપણ કામી પુરુષને સ્ત્રીનું સ્મરણ જેમ રહ્યા કરે છે તેમ પરમાનંદ-રૂપ ભગવાનના ચરણારવિંદનું આલિંગન પૂર્વ જન્મમાં થયું છે, તેનું હમણાં સ્મરણ કરે છે; તેથી તે ચરણકમળને છોડાવનારા સાધનમાં યત્ન કરે નહિ; જેમ ભરત રાજાને હરિણનો જન્મ આવ્યો ત્યારે પણ પોતાની માતા વગેરે પરિકરને છોડી દીધો, પણ ભક્તિમાર્ગને છોડયો નહિ; માતા વગેરેની ઈચ્છા પણ કરી નહિ; કારણ કે રસરૂપ ભગવાને તેનું ગ્રહણ કર્યું હતું. અથવા ભગવાન્‌ના ચરણાવિંદના રસનો અનુભવ કરીને તેનું ગ્રહણ કર્યું હતું. તેથી ભગવાનની કૃપા ન હોય તોપણ ભક્તિમાર્ગ એવો બલિષ્ઠ છે કે તેનાથી પાત થતો નથી. (૧૯)

એવી રીતે યુક્તિપૂર્વક ભક્તિમાર્ગનું ઉત્તમપણું કહીને ભગવાનને દુર્લભ પ્રભુનાં ચરિત્રો પણ ઘણાં છે એમ કહેવું પણ ઘટી શકતું નથી, તેથી ભગવાન્ કોણ ? એમ જાણવાની ઈચ્છા થાય. તે પૂર્ણ કરવા માટે "આચાર્યવાળો પુરુષ ભગવત્સ્વરૂપને જાણે છે" એમ વેદમાં લખ્યું છે; તે માટે ભગવાનના સ્વરૂપનું નિરૂપણ કરે છે:

**इदं हि विश्वं भगवानिवेतरो**
**यतो जगत्स्थाननिरोधसम्भवाः ।**
**तद्धि स्वयं वेद भवांस्तथापि वै**
**प्रादेशमात्रं भवतः प्रदर्शितम् ॥२०॥**

**શબ્દાર્થ**:—આ જગત્ ખરેખર ભગવાન્ છે, એવી ઉત્તમાધિકારીને પ્રતીતિ થાય છે. આ જગત્ ભગવાન્ હોય તેવું લાગે છે, એવી પ્રતીતિ મધ્યમાધિકારીને થાય છે. આ જગત્ છે અને ભગવાન્ જુદા છે, એવી પ્રતીતિ અધમાધિકારીને થાય છે. જે ભગવાનથી જગતની સ્થિતિ લય અને ઉત્પત્તિ થાય છે, તે તમો જાણો છો, તોપણ પ્રાદેશમાત્ર તમને બતાવ્યું છે.

**ભાવાર્થ**:—ભગવાનનું ચરિત્ર અને સ્વરૂપનું નિરૂપણ કરવું જોઇએ. તે બન્નેનું નિરૂપણ ભેદથી કરવું જોઇએ. અને જયારે ભગવાનના સ્વરૂપથી ચરિત્ર જુદું છે, એમ નિરૂપણ કરીએ ત્યારે ચરિત્રને પ્રભુપણું-પોતાપણું ન થતાં ચરિત્રની ભાવના કરવામાં સંસાર થાય, તેથી પ્રભુનું ચરિત્ર અને સ્વરૂપ બન્ને જુદાં નથી, તેવી રીતે નિરૂપણ કરે છે કે "આ જગત ભગવાન્ છે." એટલે

જગત્‌નો માત્ર અનુવાદ કરીને તેમાં ભગવાનપણું સિદ્ધ કરે છે. તેમ કરવાથી દરેક સ્થળે જો ભગવાન્‌ની દૃષ્ટિ થાય તો જીવ કૃતાર્થ થઈ જાય. તે માટે કાર્યરૂપ જગત્‌નું ભગવત્પણાથી નિરૂપણ કર્યું છે. મૂળમાં **હિ** શબ્દ છે તેથી "આ દેખાતું સર્વ જગત્ બ્રહ્મ છે; કેમકે બ્રહ્મથી ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે" એમ શ્રુતિમાં કહેલા અર્થનું સૂચન થાય છે. અહીં ઉત્તમ મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના અધિકારીના ભેદ વડે નિરૂપણ કરવાનું છે, તેમાં ઉત્તમાધિકારને તો "આ જગત્ ભગવાન્ છે" એવો બોધ થાય છે. હવે મધ્યમાધિકારને એવો બોધ થાય છે કે "ભગવાન્‌ની પેઠે આ જગત્ છે, ભગવાન્ નથી." તેથી જગત્‌માં દરેકનું સન્માન વગેરે કરવું, પણ તેમાં આસક્તિ કરવી નહિ. અને અધમાધિકારીને એવો બોધ થાય છે કે "આ જગત્ છે, અને આ ભગવાન્ જગતથી બીજા છે." માટે પ્રપંચની દૃષ્ટિવાળો જીવ ભગવાનથી બહિર્મુખ હોવાને લીધે ભ્રષ્ટ થાય છે. એમ દરેક સ્થળે નિરૂપણ કરવાનો અર્થ ત્રણ પ્રકારે કહેવાય છે.

એક જગત્‌ને ત્રણ રૂપ શી રીતે હોઇ શકે? એવી શંકાનું સમાધાન કરે છે કે બ્રહ્મથી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે. ત્યાં જગતની સ્થિતિ ભગવાન્‌માં જ છે, તેથી ભગવાન્ જ જગતમાં છે, કારણ કે ભગવાનનો આધાર પોતારૂપ છે; એટલે ભગવાન્‌ને બીજાનો આધાર ન હોવાથી ભગવાન જ જગત્ છે. એવી રીતે ઉત્તમ અધિકારીઓને બોધ હોય છે. અને મધ્યમ અધિકારીને એવો બોધ હોય છે કે ભગવાન્‌થી જગત્‌ની ઉત્પત્તિ થાય છે, તેથી કાર્ય અને કારણને તાદાત્મ્ય (તદ્રૂપ) સંબંધ હોવાથી કાર્યરૂપે ભેદ છે, અને કારણરૂપે અભેદ છે; કેમકે "ભેદને સહન કરનાર અભેદ તે તાદાત્મ્ય કહેવાય છે," એવું વાકય પણ છે; માટે જગત્ ભગવાનના જેવું છે, આવો બોધ થાય છે. અને હવે મૂઢ (અધમ અધિકારી)ને તો એવો બોધ થાય છે કે "જગતનો પ્રલય કરનાર ભગવાન્ છે, તેથી જગતનો નાશ થાય છે અને ભગવાન નિત્ય હોવાથી જગત્‌થી જુદા છે." એમ ભગવાનના ચરિત્રનું નિરૂપણ કર્યું. હવે એ જ પદમાં ભગવાનના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ ભગવાનથી જગંત્‌ની સ્થિતિ લય અને ઉત્પત્તિ થાય છે, એટલે વ્યાસસૂત્રમાં બ્રહ્મનું લક્ષણ કહેલું છેઃ "જે બ્રહ્મથી જગત્‌ના જન્માદિક થાય છે" તે જ લક્ષણનું અહીં નિરૂપણ કર્યું છે. એવી રીતે અર્થ અને અધિકારીના ભેદનું સંક્ષેપથી નિરૂપણ કરીને, 'આ અભિપ્રાય ગુપ્ત છે, તેનો વિસ્તાર ન કરવો', તે માટે કહે છે કે તમે પોતે જાણો છો; એટલે તમને ગુરુ વગેરેની પણ અપેક્ષા નથી. અથવા તે જગત તમે પોતે જ છો; તેથી જ તમે જાણો છો. ત્યારે વ્યાસજીને એમ શંકા થાય કે પોતે અને સર્વ જગત ભગવદ્રૂપ છે

ત્યારે નારદજીએ કરેલો ઉપદેશ નિષ્ફળ છે ! તે માટે કહે છે કે તોપણ પ્રાદેશ માત્ર તમને બતાવ્યું છે, એટલે સર્વને જોકે બ્રહ્મપણું છે તો પણ પ્રમાણના બલથી ખરેખર ગુરુનો ઉપદેશ જોઇએ. તેમાં લૌકિક માપ બતાવવું હોય ત્યારે એક વેંત માત્ર બતાવે છે, અને બે પ્રાદેશ (વેંત)થી એક હાથ વગેરેનું જ્ઞાન થાય છે, તેમ ભગવાન જગત્‌ને કરનાર છે એમ જણાય ત્યારે ભગવાન સર્વેશ્વર છે, વગેરે દરેક ધર્મો જાણવામાં આવે છે. અથવા પ્રાદેશ એટલે પ્રકર્ષથી આદેશ, એટલે ઉપદેશ બતાવ્યો. એથી ઉપદેશ માત્ર તમને કર્યો છે, અર્થાત્ ગૂઢપણાથી શાસ્ત્રાર્થનું નિરૂપણ તમારે માટે બતાવેલું છે. એમ કહેવાથી ગૂઢ જ સ્પષ્ટ રીતે બતાવવું એમ ઉપદેશ કર્યો છે. (૨૦)

વળી તમારા અવતારનું પ્રયોજન તમે જાણો કે શા માટે તમે અવતર્યા છો. ભગવાન પોતે પ્રકટ થઇને, સર્વ ભક્તોનો ઉદ્ધાર કરવા માટે પોતાની પ્રસિદ્ધિ કરવા સારુ પોતાના અંશરૂપે, અને જ્ઞાન કલારૂપ એવા તમને પ્રકટ કર્યા છે; તેથી તમે ભગવચ્ચરિત્ર નહિ કહો તો તમારો અવતાર પ્રયોજન વગરનો થશે; અને એ જ કારણથી ભગવાનની ઇચ્છાએ તમારા અંતઃકરણમાં ખેદ થયો છે; માટે ભગવાનની આજ્ઞાનું પાલન કરો, અને તમારા જન્મને સફળ બનાવો, એમ કહે છેઃ

**त्वमात्मनात्मानमवेह्यमोघदृक्**
**परस्य पुंसः परमात्मनः कलाम् ।**
**अजं प्रजातं जगतः शिवाय तन्**
**महानुभावाभ्युदयोऽधिगण्यताम् ॥२१॥**

**શબ્દાર્થ**:—પરમ પુરુષ પરમાત્માની કલારૂપ તમે અજન્મા પણ પ્રકટ થયા છો, એમ સફળ દૃષ્ટિવાળા તમે તમારા સ્વરૂપથી આત્માને જાણો, માટે મહાનુભાવ ભગવાનનો જેમાં ઉદય છે એવા ચરિત્રનું વર્ણન કરો.

**ભાવાર્થ**:—તમે તમારા આત્માને પુરુષની કલારૂપ જાણો. જીવને બ્રહ્મનો ઉપદેશ થાય છે તેમ આ ઉપદેશ હશે, એમ સમજવામાં આવે તે માટે કહે છે કે તેમ નથી, પણ તમે ભગવાનની કલા છો, અને તે જાણવાનું સાધન તમારું સ્વરૂપ જ છે. તે સ્વરૂપ જણાશે. તે સ્વરૂપ જાણવામાં સામર્થ્ય કહે છે કે તમે સફળ દૃષ્ટિવાળા છો, એટલે જેમ ધર્માદિક અર્થ પોતાની મેળે સ્ફુર્યા, તેમ કળાપણું પોતાની મેળે જ સ્ફુરશે. દરેક જીવો ભગવાનની અંશકલા છે તો મારામાં શો વિશેષ છે? એવી શંકાનું સમાધાન કરે છે કે તમે પુરુષોત્તમની કલા છો, અને બીજા જીવો તો અક્ષર કે પુરુષની કલારૂપ છે. અક્ષર અને પુરુષને પણ ભગવાનપણું છે, તેથી વિશેષ શું થયું? ત્યાં કહે

છે કે તમે પરમાત્માની કલા છો; એટલે ગંગાજળ અને તેમાં દેવી સ્વરૂપનું જેટલું તારતમ્ય છે, તેટલું આત્મા અને પરમાત્માના સ્વરૂપમાં તારતમ્ય છે. ત્યારે મારી ઉત્પત્તિ શા માટે થઇ ? એવી વ્યાસજીની શંકાનું નિવારણ કરે છે કે તમે અજન્મા ઉત્પન્ન થયા છો; એટલે પહેલાં તમે ઉત્પન્ન થયા નથી. અત્યારે તે તમે હાથ પગ ઉદર મસ્તક વગેરે જેનાં આનંદમય છે તેવા વ્યાસરૂપે અવતર્યા છો, એટલે વ્યાપી વૈકુંઠથી અત્રે આવેલા છો. તે સર્વ જગત્‌ના શાંત સુખને માટે મોટા પ્રભાવવાળા ભગવાનનું ચરિત્ર અધિક રીતે વર્ણવો; એટલે ઉપદેશ માત્રથી કહો. આ ભગવાનનું ચરિત્ર ભક્તના સંબંધ રાખનારના સંબંધીઓમાં પણ મોટા પ્રભાવને ઉત્પન્ન કરે છે; તેથી તે પ્રભુ મહાનુભાવ કહેવાય છે. તેનો સારી રીતે ઉત્સવ થાય, તેમ વર્ણન કરવું. તે ચરિત્રનું અધિકપણું જ્ઞાનાદિકથી થાય છે. વાણી સહિત મનથી તે જાણી શકાય તેમ નથી, માટે આવું જ ચારિત્ર છે એમ નિરૂપણ કરવું અશકય છે; માટે નામથી કથન માત્ર જ કરવું. (૨૧)

અહીં ધર્મ સહિત ચરિત્રનો ઉપદેશ કરવો કે કેવળ ચરિત્રનો ઉપદેશ કરવો ? એવી શંકા થાય ત્યાં કહે છેઃ

इदं हि पुंसस्तपसः श्रुतस्य
स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः ।
अविच्युतोऽर्थः कविभिर्निरूपितो
यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥२२॥

**શબ્દાર્થ**:—જે ઉત્તમશ્લોક ભગવાનના ગુણનું અનુવર્ણન થાય તે ચરિત્રનું શ્રવણ કરવું, તે પુરુષને, તપ, વેદાદિકનું શ્રવણ, યજ્ઞાદિકનું પૂજન સારી રીતે અધ્યયન, બુદ્ધિ અને દાનનો કવિઓએ ચલિત ન થાય તેવો અર્થ નિરૂપિત કર્યો છે.

**ભાવાર્થ**:—આ ચરિત્રનું શ્રવણ તપ વગેરેની બરોબર છે. ફલથી સ્વરૂપથી અને સાધનથી તેને ભગવાન્‌પણું છે. તેથી સર્વ ચરિત્રોના ફલસ્વરૂપ અને સાધન ભગવાન છે. તેમાં ધર્મનો વિભાગ વર્ણાશ્રમમાં રહેલો છે. તેમાં તપ, વાનપ્રસ્થોમાં કે સંન્યાસીઓમાં રહેલું છે. વેદાંતનું શ્રવણ સંન્યાસીઓમાં છે. સારી રીતે યજ્ઞાદિક કરવાનું કાર્ય તે ગૃહસ્થોમાં છે, અને સારી રીતે અધ્યયન કરવાનું કાર્ય બ્રહ્મચારીઓમાં છે, અને ક્ષત્રિય અને વૈશ્યમાં બુદ્ધિ અને દાન રહેલાં છે; એમ દરેક ધર્મો વડે જે ફલ થાય છે તે અને બીજી બાજુ ભગવાનના ચરિત્રનું સ્વરૂપ સાધન અને ફળ, તે બંને સમાન છે; કેમકે તેમાંથી ખસી જતો નથી. એવી રીતે યુક્તિપૂર્વક નિરૂપણ કર્યું છે, એટલે

ઉત્તમશ્લોક ભગવાનના ગુણના અનુવર્ણનનો અનુવાદ કરીને તેમાં ખસે નહિ તેનું પ્રયોજનપણું સિદ્ધ કરેલું છે; તેથી એક ચરિત્રથી જ દરેકની સિદ્ધિ થતી હોય ત્યારે તપ વગેરે જુદું કરવું ન પડે અને તે ન કર્યું પણ ન ગણાય, એ સિદ્ધાંત છે. તેમાં ભાગવત અને ગીતાજીમાં "પોતાના શરીરને અને બીજાને દુઃખ દેવા રૂપ તપ વગેરેની નિંદા કરેલી છે, તેવું નિષિદ્ધ તો ન જ કરવું, એમ કહે છે. (૨૨)

એવી રીતે સામાન્યથી ઉપદેશ કહીને કાયમના સાધનના આરંભથી ફલ સુધી પદાર્થોનો ક્રમ કહેવા માટે દૃષ્ટાંતોથી પોતાનું ચરિત્ર ૧૭ શ્લોકોથી નારદજી કહે છે:

> **अहं पुरातीतभवेऽभवं मुने**
> **दास्यास्तु कस्याश्चन वेदवादिनाम् ।**
> **निरूपितो बालक एव योगिनां**
> **शुश्रूषमाणे प्रावृषि निर्विविक्षताम् ॥२३॥**

**શબ્દાર્થ:**—હે મુનિ, હું પૂર્વ જન્મમાં વેદવાદીની કોઈ દાસીથી થયો હતો. તે બાલકરૂપે જ વર્ષાઋતુમાં એક સ્થળે બેસવાની ઈચ્છા કરનારાઓ યોગીની સેવામાં જ નિરૂપિત થયો હતો.

**ભાવાર્થ:**—અત્યંત હીનને માટે આ માર્ગમાં ઊંચા પદની પ્રાપ્તિ થાય છે, બીજા માર્ગમાં નથી, એમ બતાવવા માટે શાપ વડે પહેલાં શૂદ્રપણાને પામીને પછી દેવર્ષિપણાને પ્રાપ્ત થયા, તેવું નિરૂપણ કરે છે કે ગયા જન્મમાં એટલે હાલ નારદજીના (મારા) જન્મની પહેલાના જન્મમાં હું કોઈ દાસીનો પુત્ર હતો. તેની નજદીકની બાબત હશે, એવો ભ્રમ દૂર કરવા માટે "પહેલાં દાસીનો પુત્ર હતો" એમ કહ્યું છે. અથવા આ વિદ્યમાન જન્મ તો અજર અને અમર છે, તે બતાવવા માટે **पुरा** "પૂર્વે" એમ કહેલું છે. મારા કહેલા વૃત્તાંત ઉપર તમોને વિશ્વાસ થશે, તે માટે **मुने** પદ આપ્યું છે. કોઈ દાસીથી ઉત્પન્ન થયો હતો, તેથી પિતાનું નામ લીધું નથી તે, ગયા જન્મમાં અજ્ઞાનને લીધે નામ લીધું નથી અને પિતાનું હીનપણું બતાવવા માટે નામ લીધું નથી. બાકી ખરી રીતે બ્રાહ્મણ જ પિતા છે. જો બ્રાહ્મણ પિતા ન હોય તો ઉચ્છિષ્ટ આપવામાં અનુમોદન વગેરે સંભવે નહિ. "કોઈ દાસી" કહેવાથી માતાની અપ્રસિદ્ધિ બતાવી છે; કેમકે જો પ્રસિદ્ધ હોય તો મનમાં આદરની ઈચ્છા રહે; અપ્રસિદ્ધને આદર રહે નહિ. તેમ આ માર્ગમાં જેમ જેમ નિરાદરપણું, તેમ તેમ કાર્યની સિદ્ધિ થાય છે, એમ બતાવ્યું છે. વેદવાદી એટલે શ્રોત્રિય બ્રાહ્મણો હતા, તેથી તેઓને ભગવાનના માર્ગનું જ્ઞાન ન હતું એમ બતાવ્યું છે. સંન્યાસીઓનો એવો ધર્મ છે કે આઠ માસ

સુધી કીડાની માફક એકલા ફરીને આષાઢી શુકલ ૧૫ પૂર્ણિમાએ ત્યાં જાય. ત્યાં બ્રાહ્મણે નિર્માણ કરેલા એકાંત સ્થળમાં રહે છે. તેમાં દૈવયોગથી નારદજીના રહેવાના ઘરમાં પ્રાર્થનાથી અને બ્રાહ્મણોની આજ્ઞાથી ચાર પરમહંસોએ નિવાસ કર્યો, કે જે પરમહંસો આગામી જન્મમાં સનકાદિ થવાના હતા. એ ચારેનો ધર્મ અને સ્વભાવ જુદો ન હોવાથી ચારે સાથે રહેતા હતા. તેઓ યોગમાં નિષ્ઠાવાળા હતા; તેથી તેઓને સેવાની અપેક્ષા હતી; માટે તે પરમહંસોની સેવા કરવા માટે બ્રાહ્મણોએ મને ત્યાં રાખેલો હતો. એટલે "તું આની સેવા કર, તારે બીજું કાંઈ પણ કરવાનું નથી" એવી રીતે બ્રાહ્મણોએ આજ્ઞા કરીને મને ત્યાં જોડેલો હતો. મારું સ્વરૂપ જાણ્યા સિવાય બાલક જ યોગીઓની સેવા કરવા માટે જોડેલો હતો. "ચાર માસ અહીં રહીશું" એવા નિયમથી ચાર માસ એક જ સ્થળે રહેવાની ઇચ્છા કરનાર યોગીઓની સેવા કરનાર હું જોડાયો હતો. એવી રીતે એક શ્લોકથી સત્પુરુષનો સંબંધ કહ્યો એમ કહ્યું. અને તેઓની સેવા કરવા માટે સત્સંગ થયો, એ પહેલું સાધન બતાવ્યું છે. (૨૩)

તે પછી તેઓની કૃપા થઇ તે કહે છે:

**ते मय्यपेताखिलचापलेऽर्भके**
**दान्तेऽधृतक्रीडनकेऽनुवर्तिनि ।**
**चक्रुः कृपां यद्यपि तुल्यदर्शनाः**
**शुश्रूषमाणे मुनयोऽल्पभाषिणि ॥२४॥**

**શબ્દાર્થ**—સમગ્ર ચપલપણું જેનું જતું રહ્યું છે, ઇન્દ્રિયોને નિયમમાં રાખેલી છે, રમકડાંનો જેણે ત્યાગ કરેલો છે, એવા અને તેઓની પાછળ વર્તનારા, સેવા કરનારા અને થોડું બોલનારા એવા મારા ઉપર તે મુનિઓ જો કે સમાન દષ્ટિવાળા છે તોપણ તેઓએ કૃપા કરી.

**ભાવાર્થ**:—સત્પુરુષને સેવકના ગુણ અને દોષના અભાવનું નિરૂપણ આ શ્લોકમાં થયેલું છે. કૃપાલુપણું, મહાવિદ્યા અને મનન, એમ સત્પુરુષોના ત્રણ ગુણો છે. તેને ધર્મ જ્ઞાન અને સાધન કહે છે. આગળ ગુણગાનરૂપ સાધન કહેવાશે, તે જ્ઞાનની અનુવૃત્તિ માટે છે. સેવકના ત્રણ દોષનો અભાવ અને ચાર ગુણો કહેલા છે. ચપલતારૂપ દોષ છે, તે બાલકને દેહ ઇન્દ્રિય અને અંતઃકરણનો પ્રયત્ન દૃઢ નહિ હોવાથી ચપળતાનો દોષ સહેજે થાય છે. તે દોષ પહેલાં દૃઢ પ્રયત્ન વડે મટાડવો જોઇએ. તે માટે કહે છે કે 'સર્વ ચપળપણું જેમાંથી જતું રહ્યું છે.' બાળકપણું એ દૈત્યભાવને બતાવનાર છે તે માટે મૂળમાં **अर्भक** શબ્દ મૂકેલો છે. તે પછી બે દોષોનો અભાવ કહે છે કે

ઈંદ્રિયો ને વિષયની આકાંક્ષા ન રાખવી તે 'દમ' કહેવાય છે. તે દમ તત્ત્વ મારામાં હતું; માટે જ રમવાનાં રમકડાં મેં રાખ્યાં ન હતાં. ઇન્દ્રિયો ને વિષયમાં ઇચ્છા થવી તે ઇન્દ્રિયકૃત દોષ છે. અને બાલપણમાં રમકડાંથી રમવું એ કાલકૃત દોષ છે. એ બંને દોષો ગયા એટલે સર્વ દોષની નિવૃત્તિ થાય છે. તે બંને દોષ ગયા પછી હવે અંતરંગ થયેલા ગુણને કહે છે કે 'તે યોગીઓની પાછળ હું વર્તનાર હતો' એવી રીતે બાલકપણામાં ચપળતા નિવૃત્ત થઈ; ઇન્દ્રિયોનો દમ રાખ્યો; રમકડાં છોડી દીધાં, અને અનુચરની માફક તેઓની પાછળ હું વર્તવા લાગ્યો; એ પાંચ બાબત પોતાની મેળે પ્રાપ્ત થઈ, ત્યારે તેઓને પારકું દુઃખ મટાડવાની ઈચ્છા થઈ. પારકું દુઃખ પામનાર દયાળુ પુરુષને તે દુઃખનું કારણ મટાડવા માટે તૃષ્ણા હોય છે, કે જેથી બીજી વખત તેને તેવું દુઃખ ન થાય. બ્રહ્મને જાણનારને તૃષ્ણા થવી યોગ્ય નથી, એમ શંકા થાય ત્યાં કહે છે કે તે યોગીઓ જો કે સમાન દૃષ્ટિવાળા હતા; એટલે ગીતાજીમાં કહેલું છે કે "નિર્દોષ અને સમ બ્રહ્મ છે" તેથી 'તુલ્ય'શબ્દ બ્રહ્મને કહેનાર છે, અથવા બ્રહ્મજ્ઞાનથી દરેક સ્થળે સમાન દૃષ્ટિ થાય છે, એટલે પોતામાં અને બીજે સુખ અને દુઃખ સમાન જાણવું તે તુલ્ય કહેવાય છે; તેનું જ્ઞાન તે યોગીઓને હતું; તેથી પારકું દુઃખ જોઈને તે મટાડવાની તેમની ઇચ્છા થઈ. પણ તે જ્ઞાન બીજી રીતે એટલે ઉદાસીન ન રહે તેવું ન થયું; કારણ કે ઇચ્છા જેનું મૂળ છે તેવું જ્ઞાન દુર્બળ છે. ત્યાં શંકા થાય છે કે તેઓમાં તુલ્યદૃષ્ટિરૂપ જ્ઞાન બાધક રહેલું છે; તેથી તેઓની કૃપા કાર્ય સિદ્ધ કરનારી થશે નહિ ! તેવી શંકાનું સમાધાન કરે છે કે, હું તેઓની સેવા કરતો હતો; એટલે ઇચ્છાને અનુકૂળ સેવા થાય, તો તે સેવાથી સેવકને વશ થવું પડે છે, એ દરેક મનુષ્યોમાં પ્રસિદ્ધ વાત છે. ત્યાં શંકા થાય છે કે તેઓ સમાન દૃષ્ટિવાળા હોવાથી તેમને સેવાની પણ અપેક્ષા ન જોઈએ, ત્યારે વગર ઇચ્છાએ થયેલી સેવાથી વશ કેમ થવાય? તેનું સમાધાન કરે છે કે તે મુનિઓ હતા. અને મનન કરવામાં જે બાધરૂપ હોય તેને નિવૃત્ત કરનાર સેવાની ઇચ્છા તેઓને પણ રહે છે. સેવા કરવામાં બહુ બોલવું કે ન બોલવું એ સાંસર્ગિક દોષ હોય છે; તેથી થોડું બોલવું, એ બંનેને નિવૃત્ત કરનાર ગુણ છે; માટે જ હુ થોડું બોલતો હતો. આ શ્લોક વડે નિર્દોષ સેવારૂપ બીજું સાધન બતાવ્યું. (૨૪)

તે પછી જે થયું તે કહે છેઃ

**उच्छिष्टलेपाननुमोदितो द्विजैः**
**सकृत्स्म भुञ्जे तदपास्तकिल्बिषः ।**

**एवं प्रवृत्तस्य विशुद्धचेतस-**
**स्तद्धर्म एवात्मरुचिर्व्यजायत ॥२८॥**

**શબ્દાર્થ:**—બ્રાહ્મણોએ યોગીઓની ઉચ્છિષ્ટ અન્નથાળીમાં લાગેલું અન્ન આપવાને અનુમોદન કર્યું; ત્યારે જેનાં પાપ નિવૃત્ત થયેલાં છો, એવો હું તે એક વખત જમ્યો. આમ પ્રવૃત્ત થયેલ અને જેનું ચિત્ત પવિત્ર થયેલું છે, તેવા મને તેઓના ધર્મમાં જ પ્રીતિ વિશેષ થઈ.

**ભાવાર્થ:**—પાપનો નાશ થવો, અને તેના ધર્મમાં પ્રીતિ થવી તે પહેલાં કહેલાં સાધનોથી અંતરંગ સાધનો છે. ભોજન કર્યા પછી થાળીમાં જે બચી રહે તેને ઉચ્છિષ્ટ કહેવાય છે, પત્રાવલીમાં લીંપાયેલું હોય તે પણ ઉચ્છિષ્ટ કહેવાય છે. તે ચારે યોગીઓનું ઉચ્છિષ્ટ એકઠું કરીને તેનું મેં એક વખત ભક્ષણ કર્યું, તેથી મારા પાપનો ક્ષય થયો. ત્યાં શંકા કરે છે કે "શૂદ્રને વેદવિદ્યા ભણાવવી નહિ, તેમ જ તેને ઉચ્છિષ્ટ ( એઠું ) આપવું નહિ કે યજ્ઞનું હવિષ્ પણ આપવું નહિ." તેથી શૂદ્રને ઉચ્છિષ્ટ દેવું નિષિદ્ધ છે. તે તેવા મુનિઓએ કેમ આપ્યું? ત્યાં કહે છે કે, તેઓએ અનુમોદન કર્યું હતું; એટલે તેમને જ એવી ઇચ્છા થઈ હતી કે મહાપુરુષનું ઉચ્છિષ્ટ અન્ન તે શુદ્ધ અને સત્ત્વગુણી હોય છે, તેથી મારા આત્માને હું પવિત્ર કરીશ; તેથી તેઓનું ઉચ્છિષ્ટ જોઇને જ મને હર્ષ થયો, એટલે તે મળવાની પ્રાર્થના કરતાં તે યોગીઓએ અનુમોદન માત્ર કર્યું હતું, પણ પોતે ઉદ્યોગ કરીને આપ્યું ન હતું. તેમ તેઓ જાણતા હતા કે આ બાળક તો બ્રાહ્મણનું બીજ હોવાથી સર્વથા શૂદ્ર નથી. તેમાં શૂદ્રોને ઉચ્છિષ્ટ ન આપવું એ ગૃહસ્થોનો ધર્મ છે, અને તેમાં પણ પોતાના ઘરના સિવાય બીજાઓને તો ન જ આપવું એવો નિયમ છે. વળી પુષ્ટિમાર્ગમાં તો સ્નેહ સહિત સેવા થાય છે, તેથી મર્યાદામાર્ગ અને પુષ્ટિમાર્ગના ભેદથી પણ તેનું ઉચ્છિષ્ટ મને આપવામાં દોષ નથી, પણ એ કૃપાનું ફળ છે. જેમ ઓષધ વડે અજીર્ણની નિવૃત્તિ થાય છે, તેમ અન્નમય દેહના દોષોની નિવૃત્તિ પણ તેવા મહાપુરુષોના ઉચ્છિષ્ટ અન્નથી સિદ્ધ થયેલા દેહથી થાય છે. તે માટે કહે છે કે ઉચ્છિષ્ટથી પાપ નિવૃત્ત થયું છે, એટલે ઉચ્છિષ્ટ ભોજનમાં મુખ્ય નિયમ રાખનારને પણ તેના દોષની નિવૃત્તિ થાય છે. એ હકીકત લોકમાં પ્રસિદ્ધ છે, એમ બતાવવા માટે મૂલમાં **स्म** મૂકેલ છે. પ્રીતિને ઉત્પન્ન કરનાર દ્રવ્ય વડે જેમ અરુચિની નિવૃત્તિ થાય છે ત્યારે પોતાથી જ રુચિ થાય છે, એવી રીતે મને રુચિ ઉત્પન્ન થઇ. તે બતાવવા માટે કહે છે કે હું તેવી રીતે જોડાયેલો હતો; એટલે હમેશાં તેમ કરતો હતો. તેથી તે નિયમ વડે ચિત્ત શુદ્ધ થયું, ત્યારે તેના ધર્મમાં મને પ્રીતિ થઈ. કાંઈ પણ પરિગ્રહ રાખવો નહિ, કોઇનો સંગ કરવો નહિ, અને ભગવાનનું ચિંતન કર્યા કરવું, એ તે યોગીઓનો ધર્મ હતો; તેમાં તેઓની પ્રેરણા વગર મને પોતાને જ

તેમાં રુચિ થઈ અને તે પ્રીતિ વૃદ્ધિ પામી. જેને જે પદાર્થ વડે ગુણ થાય છે, તેને તે પદાર્થમાં રુચિ થાય છે, એ ન્યાય લોકસિદ્ધ છે, એમ કહેવા માટે મૂળમાં **स्म** અવ્યય આપેલો છે, તેથી **व्यजायत** એ હ્યસ્તનભૂત કાળનો પ્રયોગ કર્યો છે. એટલે સત્પુરુષનું ઉચ્છિષ્ટ લેતો હોય તેને તેના ધર્મમાં રુચિ થાય છે, એ હકીકત લોકસિદ્ધ છે. (૨૫)

એવી રીતે અંદરના દોષનો અભાવ અને ગુણ કહીને બહારનો ગુણ કહે છેઃ

**तत्रान्वहं कृष्णकथाः प्रगायता-**
**मनुग्रहेणाऽश‍ृणवं मनोरमाः।**
**ताः श्रद्धया मेऽनुपदं विश‍ृण्वतः**
**प्रियश्रवस्यङ्ग ममाभवद्रुचिः ॥२६॥**

**શબ્દાર્થ**:—ત્યાં હમેશાં મનોરમ એવી કૃષ્ણની કથાનું તેઓ ગાન કરતા હતા. તે યોગીઓના અનુગ્રહથી મેં તે કથા સાંભળી, અને શ્રદ્ધાપૂર્વક એકેક પદનું વિશેષ શ્રવણ કરનાર મને, પ્રિય યશવાળા ભગવાનમાં રુચિ થઈ.

**ભાવાર્થ**:—હું હમેશાં તે કથા સાંભળતો હતો. અથવા પરમહંસોનો આ નિત્ય ધર્મ છે કે કથા સાંભળવી જોઇએ. તે માટે તેઓ નિત્ય કથા કરતા હતા. કૃષ્ણની કથા કહેતા હતા, એમ કહેવાથી તેઓ પરમહંસ હતા, તોપણ ભક્ત હતા, એમ સૂચવ્યું છે અને વિશેષ પ્રેમ થવાથી તેઓ ગાન કરતા હતા. તેમાં પણ ભગવાનમાં પ્રીતિ હોવાથી ઊંચા પ્રકારનું ગાન કરતા હતા. તેઓના અનુગ્રહથી જ સાંભળ્યું છે, એટલે તેઓની આજ્ઞા થવાથી સાંભળ્યું છે, પણ કાંઈ કામ કરતાં કરતાં સાંભળ્યું નથી, **कथा** અને **मनोरम** એમ બે પદ આપેલાં છે, તેથી કથાના અર્થને અને અભિપ્રાયને તે યોગીઓ સમજાવતા હતા, એમ જણાય છે. કૃષ્ણ ભગવાનની કથા મનને આનંદ ઉપજાવનારી હતી; એટલે તે યોગીઓના આગ્રહથી જ હું કેવળ સાંભળતો ન હતો, પણ તે કથામાં એવો રસ પડતો હતો કે મારું મન તે કથામાં રમણ કરતું હતું, એમ કહ્યું છે. એવી રીતે એક શ્રવણ ભક્તિ સિદ્ધ થઇ. તેનું ફળ એક દાસીના પુત્રમાંથી નારદપણું પ્રાપ્ત થયું, ત્યાંસુધી ઉત્તમ ગતિને પ્રાપ્ત કરાવનાર છે એમ બતાવ્યું. નવધા ભક્તિના ક્રમમાં પહેલાં શ્રવણ અને પછી કીર્તન છે. ને હવે મને કીર્તન ભક્તિ પ્રાપ્ત થઇ છે. એમ આગળ સ્મરણ વગેરેની પણ સિદ્ધિ થશે, ત્યારે તેટલા કલ્પોથી નવ પ્રકારની સાધનભક્તિ સિદ્ધ થાય છે. સાધન ભક્તિ સિદ્ધ થયા પછી પ્રેમ વડે ભગવાનની સાથે સાયુજ્ય થશે, એ આ શાસ્ત્રનો અભિપ્રાય છે. ત્યાં શ્રવણનું ફળ કહે છે કે 'શ્રદ્ધા વડે તેનું શ્રવણ કરવાથી મને ભગવાનમાં પ્રીતિ થઇ.'

શ્રવણાદિક કાંઇ અદૃષ્ટ દ્વારા ફળને સિદ્ધ કરતું નથી, પરન્તુ પોતાના સ્વરૂપ વડે જ ફળને સિદ્ધ કરે છે-તે શ્રવણાદિકથી જે ફળ થયું છે તે ભગવાનને યથાર્થ રીતે જાણવું તે જ છે અને તેમ જાણે ત્યારે જ કીર્તનમાં અધિકાર થાય છે. કીર્તનનો આદિ ભાવ આવે એટલે શ્રવણનો અંત ભાગ આવે જ છે એમ જાણવું. તેથી જયાંસુધી કીર્તનનો આરંભ ન થાય ત્યાંસુધી હમેશાં શ્રવણ કરવું. એમ કહે છે કે તે કથાને હું ઘણા આદરથી સાંભળતો હતો, એટલે પદના અને અક્ષરના અર્થની સાથે વાકયો દ્વારા શ્રવણ કરતો હતો. તેમ કરવાથી ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન થઇ. અને તે રુચિ શ્રવણથી થઇ છે તે માટે કહે છે કે જે ભગવાનનું શ્રવણ અને કીર્તન પ્રિય છે, તેવા ભગવાનમાં પ્રીતિ થઇ. अङ्ग એવું કોમલ સંબોધન આપવાથી "હું છેતરતો નથી, પણ ખરેખરી હકીકત કહું છું" એમ બતાવે છે. પ્રમાણના બળને છોડી દઇને ઇન્દ્રિયો પોતાના સ્વભાવથી જ પદાર્થ ગ્રહણ કરે, તેનું નામ રુચિ છે. તેવી રુચિ મને ભગવાનમાં થઇ; એટલે મારી ઇન્દ્રિયો પોતાથી જ ભગવાનમાં લાગી ગઈ. ( ૨૬ )

તેમ થવાથી શું થયું ? ત્યાં કહે છેઃ

**तस्मिंस्तदा लब्धरुचेर्महामुने**
**प्रियश्रवस्यस्खलिता मतिर्मम ।**
**ययाऽहमेतत्सदसत्स्वमायया**
**पश्ये मयि ब्रह्मणि कल्पितं परे ॥२७॥**

**શબ્દાર્થ**:—હે મોટા મુનિ, પ્રિય યશવાળા ભગવાનમાં જેને પ્રીતિ થઇ છે, એવા મને અસ્ખલિત બુદ્ધિ થઈ, જે મતિથી, હું જગતથી પર બ્રહ્મરૂપ છું, તેમાં સ્થળ, સૂક્ષ્મ, આ શરીર, અથવા જગત્, પોતાની માયા વડે કલ્પેલું છે એમ મેં જોયું.

**ભાવાર્થ**:—રુચિથી ભગવાનના અનુભવ માટે યત્ન થાય છે, એ હકીકત લોકમાં પ્રસિદ્ધ છે. એટલે જેને જેમાં રુચિ થાય તે માટે તે પ્રયત્ન કરે છે. તેથી ભગવાનમાં રુચિ થવાથી ભગવાન માટે યત્ન કરે છે. તે યત્ન જ્ઞાનરૂપ છે. તેમ કહે છે કે એ રુચિનું ફળ બીજા સમયમાં થતું નથી, પણ તરત જ થાય છે. એમ બતાવવા માટે કહે છે કે જ્યારે રુચિ થઈ ત્યારથી જ મારી મતિ અસ્ખલિત થઇ. રુચિનું દૃઢપણું બતાવવા કહે છે કે રુચિ પ્રાપ્ત થઈ. રુચિ કારણ છે અને તેમાંથી અસ્ખલિત મતિ તે કાર્ય છે. તે કાર્ય કારણનો નિયમ બતાવવા માટે "તમે મોટા મુનિ છો, તેથી તે હકીકત જાણો છો," એવું સંબોધન આપ્યું છે. જેનો પતિ પરદેશ ગયેલો છે તેવી સ્રીને પોતાના પતિમાં જેવી રીતે ધ્યાન રહે છે તેવું જ હમેશાં ભગવાનમાં ધ્યાન રહે, તેને અસ્ખલિત મતિ કહેવાય

છે. અથવા શાસ્ત્રોથી યથાર્થ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થાય તે પણ અસ્ખલિત મતિ કહેવાય છે. બુદ્ધિમાં અન્ય વિષયો આવવા અથવા ભગવાનના વિષયમાં કાંઈ સંદેહ થાય તે સ્ખલન કહેવાય છે. તે બંને જેનામાં ન હોય તે અસ્ખલિત બુદ્ધિ કહેવાય. તેવી મારી અસ્ખલિત મતિ હતી. તેમાં પણ શ્રવણની સાથે તેવી મતિ થઈ હતી, એમ બતાવવા માટે કહે છે કે "પ્રિય યશવાળા ભગવાનમાં મતિ થઇ." "જેને જેનામાં શ્રદ્ધા હોય તે તે રૂપ કહેવાય છે" એમ ગીતાજીમાં કહ્યું છે, તેથી સફળ, રુચિરૂપ, ઉત્તમ શ્રદ્ધા થાય ત્યારે ભગવદ્રૂપ તત્ત્વ અવશ્ય ઉત્પન્ન થાય છે. તે માટે પહેલો અધિકાર બતાવવા માટે કહે છે કે જે મતિ વડે મેં એમ જાણ્યું: હું બ્રહ્મ જ છું; મારામાં જ સર્વ ઉત્પન્ન થયેલું છે, પણ માયાથી તે કલ્પાયેલું છે. એ આ સ્થૂલ સૂક્ષ્મ શરીર અથવા જગત પહેલાં બનાવેલી માયાએ કલ્પેલું છે. અને જેની કેવળ પ્રતીતિ જ થાય છે તેવા આ જગતનું અધિકરણ પણ હું બ્રહ્મરૂપ છું અને તેનું સાધન માયા છે એમ મેં જાણ્યું, એટલે પ્રપંચના જુદાપણાથી બ્રહ્મ અને આત્માનો અનુભવ થયો. (૨૭)

એવી રીતે ભગવાન્‌ના ભાવને પ્રાપ્ત થયેલાને હમેશાં પ્રવૃત્ત થતા શ્રવણ વડે જ્ઞાન અને ભક્તિ થવાથી પરમ સ્નેહ થયો એમ કહે છે:

**इत्थं शरत्प्रावृषिकावृतू हरे-**
**विंश्रृण्वतो मेऽनुसवं यशोऽमलम् ।**
**सङ्कीर्त्यमानं मुनिभिर्महात्मभि-**
**र्भक्तिः प्रवृत्तात्मरजस्तमोपहा ॥२८॥**

**શબ્દાર્થ**:—આમ શરદ્‌ઋતુ અને વર્ષાઋતુમાં મહાત્મા મુનિઓ વડે હરિનો શુદ્ધ યશ સમય પ્રમાણે ગવાતો હતો તેનું હું શ્રવણ કરતો હતો; તેથી મને આત્માના રજોગુણ અને તમોગુણને નાશ કરનારી ભક્તિ પ્રવૃત્ત થઈ.

**ભાવાર્થ**:—શ્રવણ કરવાના બીજા પણ ભેદો છે; એટલે સાંભળવાની ઘણી વસ્તુઓમાંથી આ કયું સાંભળવાનું છે, અને કેવી રીતે છે, તે જાણવા બતાવે છે કે ઉપર પ્રમાણે ઋષિઓ કીર્તન કરતા હતા, તેનું શ્રવણ હું કરતો હતો. વર્ષા ઋતુ અને શરદ્ ઋતુ એમ ચાર પાંચ માસ[1] સુધી મેં

૧. મૂળમાં ચાર માસ મેં શ્રવણ કર્યું એમ નહિ કહેતાં બે ઋતુ શ્રવણ કર્યાનું કહેલ છે, તેનો અભિપ્રાય એવો છે કે વૈદ્યક ગ્રંથોમાં મિથુન અને કર્ક રાશિ એ પ્રાવૃટ ઋતુ છે; સિંહ અને કન્યા રાશિએ વર્ષા ઋતુ છે, તુલા અને વૃશ્ચિકમાં શરદ્ ઋતુ છે. તેથી વૃશ્ચિકના અંત સુધી શરદ્ ઋતુ ગણાય છે, અને એક એવો પણ પક્ષ છે કે આખા વર્ષમાં પાંચ ઋતુઓ આવે છે. તે પક્ષમાં ચાર માસમાં વર્ષા ઋતુ અને બાકીના ૮ માસમાં બીજી ચાર ઋતુઓ આવે છે. તેથી બન્ને પક્ષ પ્રમાણે શરદ્ ઋતુ સુધી ૭ માસ થાય છે;

શ્રવણ કર્યું. દેહાદિકના ક્લેશનું પણ સ્ફુરણ મને ન હતું, કારણ કે હરિભગવાનના યશનું શ્રવણ કર્યું હતું, એટલે હરિભગવાન્ દુઃખને હરનારા છે, તેથી કોઈ દુઃખ રહ્યાં નહિ. વળી વિશેષ કરીને હું શ્રવણ કરતો હતો, એટલે વારંવાર સાંભળતો હતો, ક્યારેક શ્રવણ કરતો એમ નહિ, એમ બતાવ્યું છે. જો ક્યારેક જ શ્રવણ કરે તો શ્રવણ અંગ વિનાનું થઈ જવાથી ફલ સિદ્ધ કરે નહિ, માટે મહાત્મા મુનિઓ સારી રીતે કીર્તન કરતા હતા, તે યશનું મેં શ્રવણ કર્યું છે. એટલે પોતાને પણ ફળમાં શ્રવણની માફક મનન કરવું તે જ્ઞાનનું સાધન છે, એ કહેવા **मुनि** શબ્દ મૂકેલો છે. તે હમેશાં કીર્તન કર્યા કરે છે તે બતાવવા માટે **महात्मन्** શબ્દ મૂકેલો છે, કેમકે ગીતાજીમાં કહ્યું છે કે "દૈવી પ્રકૃતિમાં રહેલા મહાત્મા પુરુષો અનન્ય મનવાળા થઇને મને ભજે છે;" એ બે શ્લોકનું અહીં અનુસંધાન કરવાનું છે. તે ભક્તિ સ્પર્શમણિના જેવી થઈ, તે બતાવવા માટે કહે છે કે રજોગુણ અને તમોગુણનો તે ભક્તિએ નાશ કર્યો છે, એટલે રજોગુણ અને તમોગુણની નિવૃત્તિ થવાથી શુદ્ધ સત્ત્વાત્મક વાસુદેવરૂપ મારું અંતઃકરણ થયું, એવો અભિપ્રાય છે. (૨૮)

અહીં ભગવાનના આવેશ વગર આવિર્ભાવ નહિ થાય, તે માટે તે યોગીઓની કૃપા વડે તેમ થયું એમ કહે છે બે શ્લોકથી:

**तस्यैव मेऽनुरक्तस्य प्रश्रितस्य हतैनसः ।**
**श्रद्दधानस्य बालस्य दान्तस्यानुचरस्य च ॥२९॥**
**ज्ञानं गुह्यतमं यत्तत्साक्षाद् भगवतोदितम् ।**
**अन्ववोचन्गमिष्यन्तः कृपया दीनवत्सला : ॥३०॥**

**શબ્દાર્થ**:—તેવી રીતે આસક્ત, વિનયવાળો, જેનાં પાપ નિવૃત્ત થયાં છે, શ્રદ્ધા રાખનાર, બાલકરૂપ, ઇન્દ્રિયોનું દમન કરનાર, અને તેઓનો અનુચર થઇને હું રહેલો હતો, તેથી સાક્ષાત ભગવાને જે અત્યંત ગુહ્ય જ્ઞાન કહેલું હતું, તે જ્ઞાન, જતી વખતે દીનવત્સલ યોગીઓએ મને કહ્યું હતું.

**ભાવાર્થ**:—પહેલાં થયેલાં સાધનોની અનુવૃત્તિ વાસુદેવ સુધી કરાવવી જોઇએ, તે માટે તે સાધનોને કહે છે, કે વારંવાર તે સાધનો કર્યા કરવાં. સેવા કરવાના લક્ષણવાળો વિનય છે. જુદા પ્રક્રમથી તે વિનય છે, એમ બતાવવા માટે 'હું વિનયવાળો થઇને રહેતો હતો' એમ કહ્યું છે. તેવી રીતે પાપની

---

કેમકે વૈદ્યકની પ્રાવટ્ વર્ષા અને શરદ્ એ ત્રણ ઋતુના બબ્બે માસની રીતે છ માસ થાય છે, અને પાચ ઋતુના પક્ષમાં ચાર માસ વર્ષા ઋતુના અને બે માસ શરદ્ ઋતુના એમ છ માસ થાય છે. તોપણ આષાઢ માસની પૂર્ણિમાથી આરંભીને સંન્યાસીને એક સ્થળે રહેવું જોઇએ. તેથી મિથુન રાશિ ગયા પછી વૃશ્ચિકાંત માસ પાંચ માસ થાય છે, માટે સુબોધિનીજીમાં પાંચ માસ લખ્યા છે.

નિવૃત્તિ પણ બતાવી છે. અત્યંત ઉપકાર કરવાપણું તે યોગીઓમાં હોવાથી પોતાની દીનતાની ઉક્તિ જુદી બતાવી છે. અને તે સિવાય બીજાં સાધનો જે ન રહેલાં હોય તેનું પણ ગ્રહણ કરવા માટે મૂળમાં ચકાર આપેલો છે. સાધનને અનુવાદ કરવામાં ક્રમની અપેક્ષા નહિ હોવાથી, આગળ પાછળ સાધનો કહેવાય તો તેમાં દોષ નથી.

દરેક વેદાંતથી જેનું પ્રતિપાદન થાય છે તેવું કોઈ જ્ઞાન છે, જે જ્ઞાન પાંચરાત્રાદિક આગમો વડે કે ગુરુના ઉપદેશ વડે પ્રકટ થાય છે. જેમ વેદમાં આકાશ બ્રહ્મરૂપ છે, એ ઉપાખ્યાનમાં કહ્યું છે કે જે જ્ઞાન થવાથી પુરુષ બ્રહ્મને જાણનાર થાય છે, સર્વજ્ઞ થાય છે, અને તેજસ્વી થાય છે. તે જ્ઞાનથી પણ મોટા ઉપનિષદ્‌થી જેનું પ્રતિપાદન થાય છે, તેવું અને દેવતાઓને પણ ગુહ્ય હોવાથી વધારે ગુહ્ય કહેવાય છે. તેમાં પણ પુરુષોત્તમને પ્રતિપાદન કરનારું જ્ઞાન અત્યંત ગુહ્ય છે; કેમકે "ભક્તિ વડે મને જાણે છે" એમ ગીતાજીમાં ભગવાને શ્રીમુખથી અર્જુનને કહ્યું છે. જે જ્ઞાનનું અનુસંધાન થવાથી ભગવાનનો આવિર્ભાવ થાય છે, તે જ્ઞાન અત્યંત ગુહ્ય કહેવાય છે. તે જ્ઞાન સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે. મૂલમાં **यद्** અને **तद्** મૂકેલા હોવાથી તે જ્ઞાન વિશેષથી કહી શકાય તેવું નથી. તે યોગીઓના હૃદયમાં પણ ભગવાનની ઇચ્છાથી મને ઉપદેશ કરવા માટે જ્ઞાન પ્રાપ્ત થયું હતું, એમ બતાવ્યું છે. તે જ્ઞાન તેના હૃદયમાં આવ્યા પછી તે યોગીઓએ મને કહ્યું. તે સૌથી છેલ્લામાં છેલ્લો ઉપદેશ હતો, તે માટે જતી વખતે તેઓએ કહ્યું હતું. એ જ્ઞાન કહેવામાં બીજો પ્રશ્ન કે બીજું સાધન નથી; કારણ કે મારા ઉપર કૃપા કરીને તે જ્ઞાન કહ્યું છે. કૃપા કરવામાં કારણ એ જ કે તે યોગીઓ દીનવત્સલ હતા, એટલે ગરીબમાં ઘણો જ સ્નેહ રાખતા હતા. પિતાને પુત્રમાં જેવો સ્નેહ હોય તેવી રીતે દીન જનોમાં તેઓ સ્નેહાળ હતા. (૩૦)

એ યોગીઓએ જ્ઞાનનો ઉપદેશ કર્યો, તેથી તમને શું થયું ? તે કહેવું જોઈએ; એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કેઃ

**येनैवाऽहं भगवतो वासुदेवस्य वेधसः ।**
**मायानुभावमविदं येन गच्छन्ति तत्पदम् ॥३१॥**

**શબ્દાર્થઃ**—અહો, જે જ્ઞાન વડે વાસુદેવ ભગવાનની માયાના પ્રભાવને મેં જાણ્યો, જેનાથી ભગવાનના પદને પમાય છે.

**ભાવાર્થ**—ભગવાન વાસુદેવ છે; એટલે ભકતના શુદ્ધ ચિત્તમાં તે આધિદૈવિકરૂપ છે. તેથી હૃદયમાં વિદ્યમાન છે. તેથી મને, આશ્ચર્ય થાય છે કે જે હૃદયમાં વિદ્યમાન અને પ્રકાશિત છે તે સ્ફુરતા નથી તે માયાનો પ્રભાવ છે. અહીં

લખવાની દશાનું અનુસંધાન કરવું, એટલે જેમ હૃદયમાં વાકય વિદ્યમાન હોય તેનો પ્રકાશ પણ હોય, પણ પત્ર ઉપર લખ્યા વગર તેની સ્ફૂર્તિ થતી નથી, તેમ વાસુદેવ ભગવાન હૃદયમાં છે, તોપણ તેના જ્ઞાન સિવાય સ્ફુરતા નથી. જે જાણવાથી તેવા પદને પ્રાપ્ત થાય છે, તેમાં કોઈ પણ બીજી ક્રિયા શોધવી પડતી નથી, એવો અભિપ્રાય છે. (૩૧)

એવી રીતે ભગવાનની પ્રાપ્તિ થાય ત્યાંસુધી પદાર્થોનું નિરૂપણ કર્યું. ત્યાં સંદેહ થાય છે કે નારદજીએ પ્રથમ પોતાનાં સાધનો બતાવ્યાં છે કે મારામાંથી ચપલતાનો દોષ જતો રહ્યો હતો, હું દીન હતો, વગેરે. આ સાધનો કેમ થઇ શકે ? કારણ કે કર્મ અને કાલાદિક તો સાધનમાં પ્રતિબંધ કરનારાં હોવાથી સાધનને થવાં દેતાં નથી. તેવી શંકા મટાડવા માટે કાળને પ્રતિબંધપણું નથી, તેનો ઉપાય બતાવે છેઃ

**एतत्संसूचितं ब्रह्मंस्तापत्रयचिकित्सितम् ।**
**यदीश्वरे भगवति कर्म ब्रह्मणि भावितम् ।।३२।।**

**શબ્દાર્થ**—હે બ્રહ્મન્, જે કર્મ બ્રહ્મરૂપ ઈશ્વર ભગવાનમાં ભાવયુક્ત કર્યું, તે ત્રણ પ્રકારના તાપના ઉપાયરૂપ સારી રીતે સૂચવાયેલું છે.

**ભાવાર્થ**—કથામાં પ્રીતિ ન હોય ત્યારે ભૂખ તૃષા વગેરે બાધા કરે છે એમ જોયેલું છે. તેમ જ અદૃષ્ટદ્વારા કર્મ, અને કર્મદ્વારા તેનો હેતુરૂપ કાલ પણ બાધા કરે છે. તેમાં પહેલો દેખાતો પ્રતિબંધ દૂર કરવો જોઈએ. તે દેખાતો પ્રતિબંધ ત્રણ તાપરૂપ છે; કેમકે નારદજીએ પ્રાચીનબર્હિ રાજાને કહેલું છે કે દરેક જીવ ક્ષુધા તૃષા વગેરેથી દુઃખી થયેલ છે અને તેથી ભગવાનના કથારૂપી અમૃતમાં પ્રીતિ કરતો નથી, તેથી દરેક કથામાં પ્રીતિ થવા માટે પ્રતિબંધ દૂર કરવાનો છે. તેમાં જો કે સત્સંગ થવાથી કથા સાધનરૂપ કરેલી છે, તોપણ સત્સંગ એક પુરુષથી તો થઈ શકતો નથી, બીજાની જરૂર પડે છે; તેથી પણ તે કથા સિદ્ધ થશે નહિ, એમ ધારીને એક સ્વતંત્ર સાધન કહે છે કે આ કહેવાશે એ સાધન સારી રીતે સૂચવેલું છે; એટલે સ્પષ્ટ રીતે કહેલું નથી, તોપણ સંદેહવાળું તો નથી જ. તેનું જ્ઞાન તમને થશે એવા અભિપ્રાયથી નારદજી વ્યાસજીને કહે છે કે તમે બ્રહ્મરૂપ છો. એ ત્રણે તાપને મટાડવા માટે આ ઉપાય છે. જેમ ઝેર સર્વનો નાશ કરનાર છે, તોપણ સર્વ રોગને દૂર કરનાર તરીકે બીજાં દ્રવ્યોની સાથે ભાવના વડે ચિકિત્સાના ઉપયોગમાં આવે છે, તેવી રીતે કર્મ પણ સર્વને નાશ કરનારું છે, તોપણ દરેક દોષને દૂર કરવા માટે ભગવાનમાં અર્પણ કરવારૂપ ઉપાયથી ચિકિત્સા થઈ શકે છે; એટલે કર્મને ભગવાનની સાથે જોડી દેવાથી દરેક પ્રકારનાં બંધનો છૂટી જાય છે; કેમકે ભગવાન ઈશ્વર છે, છ ઐશ્વર્યથી

યુક્ત છે, ઉત્તમ પદાર્થોથી પણ ઉત્તમ છે અને બ્રહ્મરૂપ છેઃ તેમ પાખંડરૂપ નથી, પણ વેદાંતથી જાણવા યોગ્ય છે. તેવા પ્રભુના સ્વરૂપમાં જો કર્મ જોડવામાં આવે તો તે કર્મ સંસારનાં બંધનોને છોડાવનારુ થાય છે. અથવા તે કર્મ ભાવનાથી ભગવાનમાં પહોંચાડવામાં આવે, તોપણ બંધનથી મુક્ત કરાવે છે. ( ૩૨ )

તેમાં જ વિશેષ કહે છેઃ

**आमयो यश्च भूतानां जायते येन सुव्रत ।**
**तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम् ॥३३॥**

**શબ્દાર્થ**--જે પદાર્થ વડે પ્રાણીઓને જે રોગ થાય છે, તે પદાર્થની ચિકિત્સા કરવામાં આવે તો હે સુવ્રત, તે પદાર્થ તે રોગને શુદ્ધ નથી કરતો શું ?

**ભાવાર્થ**--જે કર્મ વડે નાશની શંકા થાય છે તે કર્મની ભગવાનમાં ભાવના કરવી; એટલે એ કર્મથી નાશ થાય નહિ. તેને માટે દૃષ્ટાંત કહે છે કે કફ વગેરે જે રોગ થાય છે, તે અડદ વગેરેથી થાય છે, તે અડદ વગેરે જો યુક્તિપૂર્વક રોગીને આપે તો તે રોગને દૂર કરે છે, એટલુંજ નહિ પણ પહેલાં જે અપથ્ય પદાર્થ ખવાયો હોય તેના દોષને પણ નિવૃત્ત કરે છે. તમારે તો તેવો કર્મથી થયેલો દોષ નથી; તેથી તમારું મોટું ભાગ્ય છે, એમ કહેવાય છે. **सुव्रत** ( સારાવ્રતવાળા ) એવું સંબોધન કર્યું છે, માટે જે કર્મ વડે બંધ થાય છે તે જ કર્મો ભગવાનને અર્પણ કરવાં અથવા ભગવાનમાં તેવી ભાવના કરે તો તે પુરુષને પવિત્ર કરે છે. (૩૩)

ત્યાં શંકા થાય છે કે પહેલાં કરેલાં બાધક કર્મો વિદ્યમાન હોવાથી તે કર્મો વડે ત્રણ તાપની ઉત્પત્તિ થશે; ત્યારે હવે પછી જે કર્મો કરાશે તેની ભાવના ભગવાન્માં કરવાથી શું થાય ? ત્યાં કહે છે કેઃ

**एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः ।**
**त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥३४॥**

**શબ્દાર્થ**:--એવી રીતે મનુષ્યોના કર્મ કરવાના જે યોગો છે તે દરેક સંસારના કારણરૂપ છે, તે યોગોની કલ્પના ભગવાનમાં કરાય તો તે પોતાના સ્વરૂપના નાશ માટે થાય છે.

**ભાવાર્થ**--જેમ ભગવાનમાં સંબંધવાળા કર્મથી ત્રણે તાપનો નાશ થાય છે, તેમ પહેલાં કરેલાં કર્મનું પણ ભગવાનમાં અર્પણ કરવાથી પૂર્વ સ્વરૂપનો નાશ થાય છે અને તેથી તે તાપાદિકને ઉત્પન્ન કરી શકતાં નથી. મૂળમાં **नृणां** પદ મૂકવાથી કર્મ કરવાનો અધિકાર બતાવ્યો છે. તે બધાં પુણ્ય ઉત્પન્ન કરનારાં હોઇને પણ સંસારના કારણરૂપ છે, એટલે જન્મ અને મરણનાં કારણરૂપ છે. તે જ સર્વે કર્મો ભગવાન્ માટે જ અર્પણ કરે તો તે

કર્મોના સ્વરૂપનો નાશ થાય છે. જેમ પ્રકાશ પામેલા અગ્નિમાં ઘાસ વગેરે પડવાથી નષ્ટ થાય છે, તેમ જ કર્મ જો ભગવાનમાં અર્પણ કરાય તો તેનું સ્વરૂપ જ રહે નહિ, તો પછી તે તાપ શી રીતે કરી શકશે? (૩૪)

એવી રીતે સ્વાભાવિક કર્મો, લૌકિક કર્મો, સંસારના કારણભૂત કર્મો, પહેલાં કરાયાં કર્મો, અને હવે પછી કરાતાં કર્મોનો વિનિયોગ ભગવાન્‌માં કહ્યો છે. હવે શાસ્ત્રમાં કહેલાં કર્મો, ભગવાન્‌ની પ્રીતિ માટે કરાતાં હોય તેનું શું ફલ? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**यदत्र क्रियते कर्म भगवत्परितोषणम् ।**
**ज्ञानं यत्तदधीनं हि भक्तियोगसमन्वितम् ॥३५॥**

**શબ્દાર્થ**--જે અહીં ભગવાનને સંતોષ થાય તેવું કર્મ કરાય છે, તેમ જ ભગવાનને અધીન અને ભક્તિયોગથી યુક્ત જે જ્ઞાન છે, તેનાથી કર્મનો ક્ષય થાય છે.

**ભાવાર્થ**—ચતુર્થ સ્કંધમાં પ્રચેતાઓએ ભગવાનની પ્રાર્થના કરી હતી કે "અમે જે કાંઈ સારું ભણ્યા છીએ, ગુરુ બ્રાહ્મણોને વૃદ્ધોને હમેશાં અનુસરીને પ્રસન્ન કર્યા છે, વગેરે જે કાંઇ સાધન કર્યું છે તે તમામ આપને પ્રસન્ન કરવા માટે થાઓ, એમ અમે માગીએ છીએ." એ સ્થળે ભગવાનની પ્રસન્નતાના કારણથી પ્રાર્થના કરેલી છે. તેથી તેને નક્કી કરેલુંજ ફળ છે. એક કર્મમાં ભગવાનની પ્રસન્નતા અને તે કર્મથી થનારું ફળ લખેલું હોય તે બન્ને સિદ્ધ થાય એમ માનીએ તો તે ન્યાયશાસ્ત્રના નિયમ પ્રમાણે એક દ્રવ્યમાં સંયોગ (મળી જવું) અને પૃથકૃત્વ (જુદાપણું) બન્ને રહે છે, તેમ જ જેમ દહીંથી હોમે છે, એટલે જેને ઇન્દ્રિયોની ઇચ્છા હોય તેણે દહીં વડે હોમ કરવો, વીર્યની કામના હોય તેને ખેરના લાકડાંનો યૂપ (યજ્ઞ સ્તંભ) કરવો, ઇત્યાદિકમાં દહીં વગેરે બન્ને બાબતને સિદ્ધ કરનાર છે, તેમ બન્ને બાબતને એક કર્મ સિદ્ધ કરતું હોય તો તેમાં ભગવાનની પ્રસન્નતા અને નિયતફલપણું રહ્યું નથી. તેથી સંસાર થાય એવી શંકા થાય ત્યાં કહે છે કે આ નિર્ણયમાં જે કર્મ ભગવાનને સંતોષ કરવા માટે કરાય છે, તે કર્મ વડે ભગવાનની ભક્તિ અને જ્ઞાન બંને ઉત્પન્ન થાય છે; તેથી ગીતાજીમાં કહેલ છે કે "જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરે છે" એ ન્યાય વડે દરેક કર્મનો ક્ષય થાય છે; એવા અભિપ્રાયથી કહે છે કે જે જ્ઞાન પ્રસિદ્ધ છે, ભક્તિયોગથી યુક્ત છે, તે જ્ઞાન ભગવાનને પ્રસન્ન કરનારાં કર્મને અધીન છે. વ્યાસસૂત્રમાં[1]

---

૧. વ્યાસસૂત્રના ત્રીજા અધ્યાયના ચોથા પાદમાં सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् એવું સૂત્ર છે. ત્યાં પ્રથમ જ્ઞાનને ફલ સિદ્ધ કરવામાં કર્મની જરૂર નથી એવો પૂર્વ પક્ષ કરીને પછી આ સૂત્ર લખ્યું છે. તેનો અભિપ્રાય એવો છે કે શ્રીપુરુષોત્તમના જ્ઞાનની ઉત્પત્તિમાં

કહ્યું છે કે "યજ્ઞાદિકની શ્રુતિ છે, તેથી અશ્વની પેઠે સર્વની અપેક્ષા છે." એ ન્યાયનું સૂચન મૂળમાં હિ શબ્દથી કરેલું છે; એટલે વ્યાસજીને તે સૂત્રનું સ્મરણ કરાવ્યું છે. (૩૬)

ત્યાં શંકા થાય છે કે પંચરાત્રમાં કહેલાં કર્મોની અને ભગવાનની આજ્ઞા વડે અર્જુને કરેલાં યુદ્ધ વગેરે કર્મોની શી ગતિ થાય ? ત્યાં કહે છેઃ

**कुर्वाणा यत्र कर्माणि भगवच्छिक्षयाऽसकृत् ।**
**गृणन्ति गुणनामानि कृष्णस्याऽनुस्मरन्ति च ॥३६॥**

**શબ્દાર્થઃ**—જ્યાં ભગવાનની આજ્ઞા વડે કર્મ કરતા હોય, હમેશાં શ્રી. કૃષ્ણના ગુણગાનનો ઉચ્ચાર કરતા હોય અને સ્મરણ કરતા હોય, તેથી તે કર્મો વડે તેને સંસાર થતો નથી.

**ભાવાર્થઃ**—જે કર્મના નિર્ણયમાં અથવા તેના પ્રસંગમાં ભગવાનની આજ્ઞા વડે કર્મ કરનારા છે, તે કર્મ ભક્તિને ઉત્પન્ન કરનાર થાય છે; તેથી તે પુરુષો વારંવાર શ્રીકૃષ્ણના ગુણ અને નામોનું ઉચ્ચારણ તથા સ્મરણ કર્યા કરે છે કે 'હે પાંડવોની રક્ષા કરનાર, દ્રૌપદીની લજ્જા રાખનાર, શ્રી ગિરિરાજજીને ધારણ કરનાર પ્રભો, હું તમારે શરણે છું' વગેરે ગુણ અને નામોનો ઉચ્ચાર કરે છે અને પછી સ્મરણ કરે છે; તેથી તે કર્મો કીર્તનરૂપ અને સ્મરણરૂપ ભક્તિનું કારણ હોવાથી સર્વથી ઉત્તમ છે; માટે તેવાં કર્મ કરવાથી સંસારની શંકા કરવાની નથી. ( ૩૬ )

હવે જે કર્મો પંચરાત્રમાં મંત્રની આરાધનાના પ્રકાર વડે પુરશ્ચરણરૂપે લખેલાં છે તેનો નિર્ણય બે શ્લોકોથી કરે છેઃ

**नमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि ।**
**प्रद्युम्नायाऽनिरुद्धाय नमः सङ्कर्षणाय च ॥३७॥**

**શબ્દાર્થઃ**—ભગવાન એવા તમને હું નમસ્કાર કરું છું. વાસુદેવ પ્રભુનું ધ્યાન કરું છું. તેમ જ પ્રદ્યુમ્ન અનિરુદ્ધ અને સંકર્ષણ ભગવાનને પણ નમન કરું છું.

---

કર્મ જ્ઞાન અને ભક્તિ દરેકની જરૂર છે; કારણ કે યજ્ઞાદિક પણ વેદમાં કહ્યા છે, તેથી સમગ્રવેદનું પર્યવસાન પુરુષાર્થમાં થાય છે. અને ખરો પુરુષાર્થ ભગવાનની પ્રાપ્તિ છે, બીજો નથી. તે ભગવાનની પ્રાપ્તિ જો જ્ઞાનથી થતી હોય તો વેદમાં યજ્ઞાદિકનું નિરૂપણ શા માટે કરે ? તેથી યજ્ઞાદિકનું નિરૂપણ કરનાર શ્રુતિ વ્યર્થ થાય, તે દોષ દૂર કરવા માટે કર્મ પણ પુરુષાર્થને સિદ્ધ કરનાર છે, એમ જ્યારે માન્યું ત્યારે જ્ઞાનાદિકનો ઉપકાર કરવાપણું કર્મને માનવું જોઇએ. તેમ વાજસનેયી શાખામાં કહ્યું છે કે સકામ કર્મ કરનારને પુનરાવૃત્તિ છે અને નિષ્કામ કર્મ કરનારને જ્ઞાનની પ્રાપ્તિ છે. તેથી જેમ ઘોડા ઉપર બેસનારને ઘોડો ધારેલા સ્થાનકે પહોંચાડે છે, એટલું ફળ ઘોડાથી થાય છે, તે સ્થાને પહોંચ્યા પછી કરવાનું કાર્ય ઘોડાથી થતું નથી, તેવી રીતે પ્રતિબંધની નિવૃત્તિ કરીને જ્ઞાનની પ્રાપ્તિ કરવા રૂપ ફળ કર્મથી થાય છે, પણ તે જ્ઞાનથી થનાર ભગવત્પ્રાપ્તિરૂપ ફળ કર્મથી થતું નથી, એમ બતાવે છે.

**ભાવાર્થ**:—નારદજીને ઉપાસના કરવા યોગ્ય આ ભગવદ્‌ગાયત્રી છે. આમાં ચાર મૂર્તિઓનાં નામ છે. અને તેનું અમે ધ્યાન કરીએ છીએ એમ ગાયત્રીની રીત પ્રમાણે લખ્યું છે; તેથી ચતુર્મૂર્તિનું ધ્યાન કરીએ છીએ. તેનું ફળ પણ ચતુર્મૂર્તિ ભગવાન છે. તે પણ ભોગ માટે નહિ, પણ નમન કરવા માટે છે; તે પણ પરોક્ષપણે નહિ, પણ પ્રત્યક્ષપણાથી નમન કરવા માટે છે; એમ બતાવવા માટે મૂળમાં **तुभ्यं** (તમને) એમ કહેલું છે. ચારે મૂર્તિનાં ચારે રૂપ ભગવાન જ છે. મૂળમાં **च**કાર હોવાથી બીજાં પણ હયગ્રીવ વગેરે રૂપોનું અહીં ગ્રહણ કરેલું છે. (૩૭)

આ ગાયત્રીનો વિનિયોગ કહે છે:

**इति मूर्त्यभिधानेन मन्त्रमूर्तिममूर्तकम् ।**
**यजते यज्ञपुरुषं स सम्यग्दर्शनः पुमान् ॥३८॥**

**શબ્દાર્થ**:—એવી રીતે મૂર્તિઓના નામ વડે, અપરિચ્છિન્ન, મંત્રની મૂર્તિરૂપ, એવા યજ્ઞપુરુષ પ્રભુનું જે યજન કરે છે, તે પુરુષ સાચું અને સત્ય જોનાર છે.

**ભાવાર્થ**:—એવી રીતે મૂર્તિને કહેનાર મંત્ર વડે જે યજન કરે છે, એટલે મંત્રના અર્થરૂપ છે અને મંત્રમાં કહેલી મૂર્તિથી બીજી પ્રાકૃત મૂર્તિથી રહિત છે, એવા યજ્ઞપુરુષ એટલે યજ્ઞના પતિ અથવા યજ્ઞરૂપ પુરુષનું જે મનુષ્ય જપ પૂજા અને હોમ વગેરેથી યજન કરે છે, તે સારાં દર્શનવાળો થાય છે, એટલે તેને ભગવાનનો સાક્ષાત્કાર થાય છે. (૩૮)

અહીં ફલનો અનુભવ મેં પોતે જ કરેલો છે; તેથી સંદેહ ન રાખવા માટે કહે છે:

**इमं स्वनिगमं ब्रह्मन्नवेत्य मदनुष्ठितम् ।**
**अदान्मे ज्ञानमैश्वर्यं स्वस्मिन्भावं च केशवः ॥३९॥**

**શબ્દાર્થ**:—આ પોતાની આજ્ઞારૂપ મેં અનુષ્ઠાન કર્યું, તે જાણીને હે બ્રહ્મરૂપ વ્યાસજી, કેશવ ભગવાને મને જ્ઞાન ઐશ્વર્ય અને પોતાનામાં ભાવ આપ્યો છે.

**ભાવાર્થ**:—પોતાનો નિયમ એટલે વેદ અર્થાત્ પોતાની આજ્ઞા. તે આજ્ઞા મેં યથાર્થ કરી છે; એટલે પંચરાત્રમાં જેવી રીતે ભક્તિમાર્ગ કહ્યો છે, તેવી રીતે પહેલાના કલ્પમાં જ અનુષ્ઠાન કર્યું છે. ત્યારે મને જ્ઞાન ઐશ્વર્ય અને ભક્તિ આપી હતી. જેમ બ્રહ્માજી અને શિવજીને પણ ભક્તિ આપેલ છે, તેવી રીતે મારા ઉપર પણ અનુગ્રહ કર્યો; એમ કહેવા માટે મૂળમાં **केशव** શબ્દ કહ્યો છે; એટલે બ્રહ્મા અને મહાદેવજીને જેનાથી સુખ થાય છે તેવા કેશવ ભગવાને મને જ્ઞાન ઐશ્વર્ય અને ભક્તિ આપી. (૩૯)

એવી રીતે સર્વ કર્મનો નિર્ણય કહ્યો. એમ દરેકનું પ્રતિપાદન કરીને હવે તેનો ઉપસંહાર કરતી વખતે નારદજીએ પોતે નિર્ધાર કરેલો ઉપદેશ વ્યાસજીને કહે છેઃ

त्वमप्यदभ्रश्रुत विश्रुतं विभो
समाप्यते येन विदां बुभुत्सितम् ।
आख्याहि दुःखैर्मुहुरर्दितात्मनां
सङ्क्लेशनिर्वाणमुशन्ति नान्यथा ॥४०॥

**શબ્દાર્થ**—જેનાથી વિદ્વાનોને જાણવાનું ઇચ્છિત પ્રાપ્ત થાય છે, તે સમર્થ ભગવાનનું ચરિત્ર તમે પણ ઘણું'યે સાંભળનારા છો, તેથી કહો; કેમકે દુઃખોથી વારંવાર પીડા પામતા જીવોના ક્લેશની નિવૃત્તિ તે ચરિત્રથી થાય છે, એમ પ્રમાણ-વેત્તાઓ કહે છે; બીજી રીતે નથી.

**ભાવાર્થ**:—જેમ મેં ભગવાનની આજ્ઞાનું પાલન કર્યું, તેમ તમે પણ ભગવાનની આજ્ઞાનું પાલન કરો. તે પ્રભુની આજ્ઞાનું પાલન કરવાનું સામર્થ્ય તમારામાં છે એમ બતાવવા માટે **अदभ्रश्रुत** સંબોધનથી કહે છે કે તમે વેદાદિકનું શ્રવણ ઘણું કર્યું છે, માટે સમર્થ ભગવાનનું ચરિત્ર કહો. એમ કહીને મધ્યમાં તે ચરિત્રનું માહાત્મ્ય કહે છેઃ જે ચરિત્ર વડે જ્ઞાનીઓની ભગવત્સ્વ-રૂપને જાણવાની ઇચ્છા સમાપ્ત થાય છે; એટલે ગીતાજીમાં આજ્ઞા કરી છે કે "જે હું જેટલો અને જેવો છું, તે યથાર્થ જાણવું જોઈએ." તેથી ભગવાનના સ્વરૂપને જાણવાની ઇચ્છા જ્ઞાનીઓને હોય છે. તે ઇચ્છા તેના ચરિત્રથી પ્રાપ્ત થશે; કેમકે ચરિત્ર પરમ ભક્તિને ઉત્પન્ન કરીને જ્ઞાનને ઉત્પન્ન કરે છે. તે સારુ તે ચરિત્ર કહો.

વળી બીજું પણ તેમાં પ્રયોજન રહેલું છે કે તમામ પ્રાણીઓએ પોતાને દુઃખ ન થાય તે માટે યત્ન કરવો જોઇએ. તે કલેશથી પરાભવ પામેલા પ્રાણીઓથી થઇ શકે નહિ; માટે કલેશની નિવૃત્તિ સારુ પણ ભગવાનનું ચરિત્ર કહો, એટલે દુઃખ વડે વારંવાર પીડિત થયેલા જીવોને ભગવાનના ચરિત્રથી જ દરેક કલેશની નિવૃત્તિ થાય છે, એમ પ્રમાણને જાણનારાઓ સર્વ કહે છે. અહીં કલેશ પામેલા જીવોને કલેશનો નાશ કરનાર બીજો ઉપાય નથી તે માટે **नान्यथा** કહેલું છે. (૪૦)

**ઈતી શ્રીભાગવત સુબોધિની-ભાવાર્થમાં પ્રથમસ્કંધમાં મધ્યમાધિકાર પ્રકરણાંતર્ગત પંચમ અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૬ ઠ્ઠો

**मध्यमेनाधिकारेण पदार्था विनिरूपिताः ।**
**श्रवणस्य फलं चान्तर्ज्ञानरूपं प्रदर्शितम् ॥ १ ॥**
**षष्ठे तु बाह्यं तस्यैव कीर्तनावधि वर्ण्यते ।**
**बाह्याभावे त्वान्तरस्य व्यर्थतेति निरूप्यते ॥ २ ॥**

પ્રથમ અધિકાર વડે પદાર્થોનું નિરૂપણ અને અંદર જ્ઞાનરૂપ શ્રવણનું ફળ બતાવ્યું.(૧) હવે છઠ્ઠા અધ્યાયમાં તે શ્રવણનું જ બહારનું ફળ કીર્તન પર્યંત વર્ણન કરાય છે. કીર્તન ન હોય તો અંદરનું જ્ઞાન વ્યર્થ છે, તે માટે વ્યાસજીએ કીર્તનનું નિરૂપણ કર્યું છે. (૨)

આની પહેલાંના અધ્યાયને અંતે નારદજીએ કહ્યું છે કે "મને જ્ઞાન ઐશ્વર્ય અને ભક્તિ આપી." ત્યાં સંદેહ થાય છે કે શ્રવણનું જ નિરૂપણ કર્યું અને અંદરના જ્ઞાનનું નિરૂપણ કર્યું, ત્યારે ભગવાને તે વખતે જ ઐશ્વર્ય આપ્યું કે કોઈ બીજા સમયમાં આપ્યું ? એ ઐશ્વર્ય આપવા રૂપ શ્રવણના વિષયને નિરૂપણ કરનાર નારદજીને કયારે ફલ થયું હશે ? તે માટે વ્યાસજી નારદજીને પૂછે છે, એમ સૂતપૌરાણિક શૌનકને કહે છે:

**सूत उवाच ।**

**एवं निशम्य भगवान्देवर्षेर्जन्म कर्म च ।**
**भूयः पप्रच्छ तं ब्रह्मन्व्यासः सत्यवतीसुतः ॥१॥**

**શબ્દાર્થ**—હે શૌનક, એવી રીતે દેવર્ષિ નારદજીનાં જન્મ અને કર્મ સાંભળીને ફરીથી સત્યવતીના પુત્ર વ્યાસ ભગવાને નારદજીને પૂછ્યું.

**ભાવાર્થ**:-નારદજીના કહેવામાં યથાર્થપણું છે એમ વ્યાસજી સમજ્યા છે, તેમાં કારણ કહે છે કે વ્યાસજી ભગવાન્ છે અને નારદજીની વાત સંભવ વગરની નથી, કારણ કે નારદજી દેવર્ષિ છે, એમ સૂતપૌરાણિક શૌનકને કહે છે. નારદજીના મનમાં એવો વિચાર થયો કે મારા કહેવામાં વ્યાસજીને આદર છે કે નહિ ? તે માટે તેટલી વાત કહીને નારદજી ચૂપ રહ્યા; કારણ કે આદર વિશેષ દેખાય તો વિશેષ ચર્ચા કરાય. ત્યારે વ્યાસજીએ ફરીવાર પૂછ્યું. પ્રભુની કૃપાથી દાસીના પુત્રથી બ્રહ્માજીના પુત્ર થયા, ત્યાંસુધી નારદજીની ઉત્તમ ગતિ થઈ, એમ કહ્યું, તોપણ ફરીવાર પ્રશ્ન કરવાનું પ્રયોજન વ્યાસજી સત્યવતીના પુત્ર છે, એ છે. (૧)

**व्यास उवाच ।**

**भिक्षुभिर्विप्रवसिते विज्ञानाऽऽदेष्टृभिस्तव ।**
**वर्तमानो वयस्याद्ये ततः किमकरोद् भवान् ॥२॥**

**स्वायम्भुव कया वृत्त्या वर्तितं ते परं वयः ।**
**कथं चेदमुदस्राक्षीः काले प्राप्ते कलेवरम् ॥३॥**
**प्राक्कल्पविषयामेतां स्मृतिं ते सुरसत्तम ।**
**न ह्येव व्यवधात्काल एवं सर्वनिराकृतिः ॥४॥**

**શબ્દાર્થ**—તમને વિજ્ઞાન આપનારા ભિક્ષુઓ ગયા પછી પહેલી અવસ્થામાં તમે વર્તતા હતા ત્યારે તમે શું કર્યું? હે બ્રહ્માજીના પુત્ર, પછીની અવસ્થામાં તમે કઇ વૃત્તિથી વર્ત્યા અને કાલ પ્રાપ્ત થયો ત્યારે તમે શરીરને કેવી રીતે છોડયું? આ કાળ દરેકનો નાશ કરનાર છે; માટે હે દેવોત્તમ નારદજી, પહેલા કલ્પમાં થયેલી હકીકતની આ તમારી સ્મરણશક્તિને કાલે ત્યારે વ્યવધાન ન કર્યું, એટલે આગળના કલ્પનું સ્મરણ તમને કેવી રીતે રહ્યું?

**ભાવાર્થ**:—પહેલા શ્લોક વડે કૃતિ, બીજા શ્લોકથી શરીરનો ત્યાગ, અને ત્રીજા શ્લોકથી જ્ઞાનનો નાશ, એ ત્રણે ન થયા તેની હકીકત પૂછેલી છે. બ્રહ્મને જાણનારને કાંઈ પણ કર્તવ્ય રહેતું નથી. માટે તે તો યોગ-દ્વારા જ શરીરનો ત્યાગ કરે, એટલે મોક્ષ થાય છે. તેમ કાલને ઉલ્લંઘવાનું કામ તો ન થાય, એ હકીકત પણ ત્યાં પૂછેલી છે.

હાલમાં બ્રહ્માજીના પુત્ર હોવાથી **स्वायम्भुव** એવું વિશેષણ આપેલું છે. શરીરનો નિર્વાહ કરવા માટે જીવિકા કેવી રીતે ચલાવી? એમાં યોગાદિકના પ્રકારો પણ પૂછયા છે. મૂળમાં **च**કાર છે તે વિશેષ અર્થ માટે છે. કાલ પ્રાપ્ત થયો ત્યારે શરીર છોડયું કે તે પહેલાં? તે હકીકત 'આ **શરીર**' એમ કહેવાથી આવે છે. બુદ્ધિમાં શરીર આગળ દેખાતું હોય તેમ સમજીને પૂછયું છે. મૂળમાં જો **वा** અવ્યયનો પાઠ હોય તો અનાદરથી કહે છે એવો અભિપ્રાય નીકળે છે. કાળથી થયેલું હોય તેને કાલ લે છે તે માટે પૂછયું કે કાલ પ્રાપ્ત થયો, ત્યારે શરીર કેમ છોડયું? જે કાંઈ પદાર્થનો અનુભવ કર્યો હોય તેનો સંસ્કાર અંતઃકરણમાં રહે છે તેથી સ્મરણ થાય છે. ત્યારે પહેલાના કલ્પની હકીકતને કાળે વ્યવધાન કેમ ન કર્યું? કે તેનું સ્મરણ રહ્યું છે? જો કાલે કરીને સંસ્કારનો નાશ થાય તો પછી કોઈના કહેવાથી આમ થયું હશે એમ માની શકાય છે. પણ હમણાં તો જેમ પ્રત્યક્ષ અનુભવ થયો હોય, તેમ તમે કહ્યું છે, તેથી તમને બરાબર સ્મરણ છે, એમ સમજાય છે. તેમ દેવતાઓ અને ભક્તોની પણ સ્મૃતિનો નાશ કાલ કરે છે, તે સમયે તમારી સ્મૃતિનો નાશ ન કર્યો, તે આશ્ચર્ય થાય છે. તેથી સંબોધન કરે છે કે તમે તો દેવતાઓ અને સત્પુરુષોમાં પણ ઉત્તમ છો. થોડી પણ સ્મૃતિનો તમને અભાવ નથી, એમ કહેવા માટે **एव**કાર મૂળમાં આપ્યો છે. પહેલા કલ્પની હકીકતમાં દરેક કાર્યે જોવાનું વૃત્તાંત પણ કહેલ છે. તેથી સ્મૃતિ બરાબર

છે, એમ હિ અવ્યયથી કહેલું છે. કાલનું માહાત્મ્ય તો પ્રત્યક્ષ સિદ્ધ છે, માટે વ્યાસ ભગવાન હોવાથી કાલનો સાક્ષાત્કાર કરીને કહે છે કે આ કાલ સર્વનો નાશ કરનારો છે. અથવા સ્મૃતિનો નાશ કરનાર પણ કાલ છે, એ હકીકતને દઢ કરવા માટે કહ્યું છે કે આ કાલ સર્વનો નાશ કરનાર છે. ૨-૩-૪

વ્યાસજીએ ત્રણ પ્રશ્નો કરેલા છે. તેમાં કૃતિવિષયક પહેલો પ્રશ્ન છે, તેનો ઉત્તર નારદજી આપે છે:

**नारद उवाच ।**

**भिक्षुभिर्विप्रवसिते विज्ञानाऽऽदेष्टृभिर्मम ।**
**वर्तमानो वयस्याद्ये तत एतदकारषम् ॥५॥**

**શબ્દાર્થ**:—મને વિજ્ઞાન આપનાર ભિક્ષુઓ ગયા પછી પહેલી અવસ્થામાં હું રહેતો હતો ત્યારે આગળ કહેવા પ્રમાણે મેં તે કર્યું છે.

**ભાવાર્થ**:—બ્રહ્મને જાણનારાએ પણ ભગવાન માટે પ્રયત્ન કરવો જોઈએ અને ભગવાનનું દર્શન થાય ત્યારે તેની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ. અને ભગવાનની પ્રીતિ માટે જ દરેક કર્તવ્ય છે; કેમકે સર્વ વસ્તુનું જ્ઞાન થયેલું છે. एतद् એટલે હવે કહેવાશે તે. (૪)

નારદજી ત્રણ શ્લોક વડે પોતાને જે પ્રતિબંધ હતો તે કહે છે; એક શ્લોકથી પ્રતિબંધનો અભાવ કહે છે. ભગવાન અનુકૂળ હોય તો આગળની અવસ્થા સંપાદન કરવી, તે સિવાય સંપાદન થાય નહિ. "જેમાં બીજાની આસક્તિ હોય, તે પોતાના માટે કરવું નહિ; અથવા ભગવાનની રાહ જોવી; અથવા ભગવાન અનુકૂળ થાય તેવો પ્રયત્ન કરવો." નારદજી તો ભગવાનની રાહ જોઈને જ રહ્યા છે, તે ત્રણ શ્લોકોથી કહે છે:

**एकात्मजा मे जननी योषिन्मूढा च किङ्करी ।**
**मय्यात्मजेऽनन्यगतौ चक्रे स्नेहानुबन्धनम् ॥६॥**

**શબ્દાર્થ**:—જેને એક જ પુત્ર છે, એવી મારી માતા પણ સ્ત્રીઓમાં મૂઢ અને દાસી હતી, તેણે બીજી જેને ગતિ નથી એવા પુત્રરૂપ, મારામાં સ્નેહ બાંધ્યો.

**ભાવાર્થ**:—હું મારી માતાનો એક જ પુત્ર હતો; તે મારી માતા હતી; તેથી તેને મારામાં અધિક સ્નેહ હતો. પૂર્વજન્મની અવસ્થા યાદ કરીને નારદજી કહે છે કે તે મને જન્મ આપનાર માતા હતી. મારી માતા સ્ત્રીઓના સમક્ષ મૂઢ હતી; એટલે તે ચતુર ન હતી. તેથી તેને ઉપદેશ પણ લાગી શકે તેમ ન હતો. તેમ દાસી હોવાથી કામ કરવું પડે, તેથી ઉપદેશનો તેને વખત પણ ન મળે. હું તેનો પુત્ર હતો, તેથી તેને સ્વાભાવિક મારામાં

સ્નેહ હતો. અને હું બાળક હતો; એટલે મારી ગતિ પણ તે માતા સિવાય બીજી ન હતી. તેથી પણ મારા ઉપર તેનો વધારે સ્નેહ હતો; તેથી સ્નેહને લીધે મને તેણે બાંધી રાખ્યો હતો. (૬)

મારામાં સ્નેહ હોવાથી મારી માતા સ્નેહથી મારામાં બંધાયેલી હતી અને તેનાથી હું બંધાયેલો હતો, તેટલુંજ થયું હતું, તે સિવાય બીજું કાંઈ કાર્ય મારાથી તેને થયું હતું નહિ; નહિતર મને પણ વિષયથી બંધન પ્રાપ્ત થાય, એવા અભિપ્રાયથી કહે છેઃ

**साऽस्वतन्त्रा न कल्पासीद्योगक्षेमं ममेच्छती ।**
**ईशस्य हि वशे लोको योषा दारुमयी यथा ॥७॥**

**શબ્દાર્થઃ**—મારા યોગક્ષેમની ઇચ્છા કરનારી તે માતા પરાધીન હતીઃ અને તેથી તે તે કરવા અસમર્થ હતી, કારણ કે કાષ્ઠની પૂતળીની માફક સમગ્ર લોક ઇશ્વરને અધીન છે.

**ભાવાર્થઃ**—મારી માતા સ્વતંત્ર ન હતી, પણ જેની દાસી હતી તેને અધીન હતી; તેથી જ મારી માતા મારા યોગક્ષેમ ચલાવવામાં અસમર્થ હતી. જે પદાર્થ મળ્યો ન હોય તેને પ્રાપ્ત કરવો તે "યોગ" કહેવાય છે, અને મળેલા પદાર્થની રક્ષા કરવી તે "ક્ષેમ" કહેવાય છે; જેમકે કુંડલ માલા વગેરે મળેલાં હોય, તેને સાંચવી રાખવું તે "ક્ષેમ" કહેવાય છે, તેમ મારી માતા કાંઇ પણ કરવાને સમર્થ ન હતી.

નારદજી તો બ્રહ્મને જાણનાર હતા, તેથી દરેક દેવતાનું તેને સન્નિધાન હતું, ત્યારે તેને યોગ ક્ષેમની પ્રાપ્તિ કેમ નહિ? ત્યાં કહે છે કે ઇશ્વરને વશ સમગ્ર દુનિયા છે. તેમ મારી માતા મારાથી જુદા પ્રકારની હતી, તેમ કહેવા માટે हि અવ્યય મૂકેલો છે. ઇશ્વર એટલે ભગવાન અથવા સાક્ષાત્ કાલ કહેવાય છે. તેને આખી દુનિયા અધીન છે. જેમ લાકડાની પૂતળી મદારીની ઇચ્છા પ્રમાણે નાચે છે, તેમ ભગવાનની ઇચ્છા વડે દરેક લોક ચેષ્ટા કરી રહ્યા છે. એવી રીતે તો ભગવાનના જ્ઞાનવાળાને બુદ્ધિ થાય છે. **ईश**નો અર્થ કરતાં, કાળ કાળની ઇચ્છા પ્રમાણે દરેક લોક ચેષ્ટા કરે છે, એવી બુદ્ધિ થાય છે. અને કર્મ અને પંચમહાભૂતના પદાર્થ એવા અર્થમાં જુદું જ છે, તેનું નિરૂપણ આગળ ઉપર થશે. જેમ લાકડાની પૂતળીને મદારી પણ સ્વતંત્રતાના ધર્મવાળી કરતો નથી, તેમ ભગવાન પણ જીવોને સ્વતંત્ર ધર્મવાળા કરતા નથી. (૭)

**अहं च तद् ब्रह्मकुल ऊषिवांस्तदपेक्षया ।**
**दिग्देशकालाव्युत्पन्नो बालकः पञ्चहायनः ॥८॥**

**શબ્દાર્થ**:—હું તે બ્રહ્મકુળમાં માતારૂપ પ્રતિબંધની નિવૃત્તિની રાહ જોઇને રહેલો હતો. દિશા દેશ કે કાલને હું પાંચ વર્ષનો બાળક જાણતો ન હતો.

**ભાવાર્થ**:—જેમ માતા ઇશ્વરને અધીન હતી, તેમ હું પણ ઇશ્વરને અધીન હતો. પોતાનું ઇશ્વરાધીનપણું જુદું બતાવ્યાનું કારણ એટલું જ કે પોતે વળી માતાને અધીન હતા. જે બ્રાહ્મણોની દાસી મારી માતા હતી, તે બ્રાહ્મણોના કુળમાં હું રહેતો, તેથી અન્નાદિકનો દોષ ન હતો. અને હું માતાના સ્નેહથી જે પ્રતિબંધ થયો હતો, તેની નિવૃત્તિની રાહ જોતો હતો; એટલે આ માતાનો સ્નેહ કયારે છૂટી જાય તેમ ઇચ્છતો હતો. વળી પૂર્વ દિશા કઇ કે પશ્ચિમ દિશા કઇ, તેમ જ આ આપણો દેશ છે કે પારકો દેશ છે, અને આ તે દિવસ છે કે આ રાત્રિ છે, એવું જ્ઞાન પણ મને ન હતું. તેથી હું તો કયાં રહેવું, અને કયારે ચાલવું, વગેરે વિવેકથી રહિત હતો; એટલે મને લૌકિકનું જરાપણ જ્ઞાન ન હતું. તેથી જ મને બંધ કે આત્માનું વિસ્મરણ ન થયું. હું બાલક હતો, તેથી મને વિષયનો સંબધ ન હતો. પાંચ વર્ષનો હતો એટલે પરાધીનપણું ન હતું. (૮)

હવે ભગવાને પણ થોડાક વિવેકને માટે, માતારૂપ પ્રતિબંધ કરેલો હતો. જ્યારે પૂર્ણ વિવેક મને થયો એટલે તે પ્રતિબંધ દૂર કર્યો, એમ કહે છેઃ

**एकदा निर्गतां गेहाद्दुहन्तीं निशि गां पथि ।**
**सर्पोऽदशत्पदा स्पृष्टः कृपणां कालचोदितः ॥९॥**

**શબ્દાર્થ**:—હવે એક દિવસે મારી માતા રાત્રિએ ઘરમાંથી નીકળીને રસ્તામાં ગાય દોહતી હતી, ત્યાં તેણે પગ વડે સર્પનો સ્પર્શ કર્યો, ત્યારે કાલથી મોકલાયેલા તે સર્પે મારી ગરીબ માતાને દંશ કર્યો.

**ભાવાર્થ**:—જ્યારે ઘરમાં રહેલાં બધા માણસો પોતપોતાનાં કામ કરવામાં ગૂંથાયેલાં હતાં ત્યારે એક દિવસે મારી માતા ઘરની બહાર નીકળી હતી. ઘરની બહાર નીકળી હતી, એમ કહેવાથી ઘરની બહાર કાઢવાનો કલેશ પણ ન હતો, એમ કહ્યું છે. ગાયને દોહતી હતી અને સર્પ કરડયો, એમ કહેવાથી ગાયનો સ્પર્શ થવાથી તેની શુદ્ધિ થઈ હતી, અને તે ગાય દોહવા રૂપ સારી ક્રિયામાં જોડાયેલી હતી, એમ કહ્યું છે. માર્ગમાં સર્પ હતો તે ભગવાનની પ્રેરણાથી જ આવેલો હતો. ભગવાન અકિલષ્ટકર્મા ( કલેશ વગરની ક્રિયા કરનારા ) છે; તેથી પોતાના ઉપર કોઈ પણ દોષ લેતા નથી; એમ બતાવવા માટે મારી માતાએ પગથી સર્પને સ્પર્શ કર્યો ત્યારે તે કરડયો, એમ કહ્યું છે. તેથી તેનો અપરાધ બતાવ્યો છે, પણ દોષ નથી જ, એમ બતાવવા કહે છે કે કાલે પ્રેરણા કરવાથી તે સર્પ ડસ્યો છે, એટલે કાલાદિક ભગવાનની ઇચ્છા પ્રમાણે જ કાર્ય કરનારા છે. (૯)

મેં પણ તે ભગવાનનો ઉપકાર થયો, એમ જાણીને તેમ જ કર્યું, તે કહે છેઃ

**तदा तदहमीशस्य भक्तानां शमभीप्सतः ।**
**अनुग्रहं मन्यमानः प्रातिष्ठं दिशमुत्तराम् ॥१०॥**

**શબ્દાર્થ**—જ્યારે મને માતારૂપ પ્રતિબંધ હતો તેની તો ઉપર પ્રમાણે વ્યવસ્થા થઈ ત્યારે ભક્તોનું કલ્યાણ ઇચ્છનાર ભગવાનનો તે મેં અનુગ્રહ માન્યો; એટલે હું ઉત્તર દિશા તરફ ચાલી નીકળ્યો.

**ભાવાર્થ**:—હંમેશાં ભગવાન્ ભક્તોનું જ કલ્યાણ ઇચ્છે છે, તોપણ ભક્તોને પ્રતિબંધ કરનાર પણ ભગવાનનું જ રૂપ હોવાથી કયારેક તે પ્રતિબંધને દૂર કરતા નથી; કેમકે જ્યારે આખું જગત્ ભગવદ્રૂપ છે, તેમ જગતમાં પ્રતિબંધ કરનાર પણ રહેલો હોવાથી તે પણ ભગદ્રૂપ છે. જ્યારે તે પ્રતિબંધને દૂર કરે ત્યારે ભગવાનનો મોટો अनुग्रह થાય છે. એમ જાણીને પોતાને જે કાંઇ કરવું છે તેમાં વિલંબ ન કરવો, એવા અભિપ્રાયથી કહે છેઃ મેં ભગવાન્નો અનુગ્રહ માન્યો. એટલે હું ઉત્તર દિશા તરફ ચાલ્યો ગયો. વેદમાં કહ્યું છે કે "આ ઉત્તર દિશા દેવતાઓ અને મનુષ્યોને માટે શાંત છે." તેથી ભગવાન જે કરે તેમાં પ્રતિબંધ ન હોય, તે બતાવવા માટે તેમ કહ્યું છે. (૧૦)

પૃથ્વી જલ અને વૃક્ષ વગેરેનો પોતે અતિક્રમ કર્યો છે, તેમાં અઢી શ્લોક વડે તે ગણાવીને દોઢ શ્લોકથી એક મોટું વન જોયું તે કહે છેઃ

**स्फीताञ्जनपदांस्तत्र पुरग्रामव्रजाकरान् ।**
**खेटखर्वटवाटीश्च वनान्युपवनानि च ॥११॥**
**चित्रधातुविचित्राद्रीनिभभग्नभुजद्रुमान् ।**
**जलाशयाञ् शिवजलान्नलिनीः सुरसेविताः ।**
**चित्रस्वनैः पत्ररथैर्विभ्रमद् भ्रमरश्रियः ॥१२॥**
**नलवेणुशरस्तम्बकुशकीचकगह्वरम् ।**
**एक एवातियातोऽहमद्राक्षं विपिनं महत् ।**
**घोरं प्रतिभयाकारं व्यालोलूकशिवाजिरम् ॥१३॥**

**શબ્દાર્થ**—હું ઉત્તર દિશામાં ગયો. ત્યાં ધાન્યાદિકથી વૃદ્ધિ પામેલા દેશો, શહેરો, ગામડાં, ભરવાડ વગેરેના નેસો, મીઠું પકવવાના અગરો, ખેડૂતોને રહેવાનાં ગામો, અગ્નિહોત્રીઓની જગ્યાઓ, વાડીઓ, વનો, બગીચાઓ, જુદીજુદી તરેહની ધાતુવાળા પર્વતો, હાથીઓએ જેની શાખાઓ ભાંગી નાખી છે તેવાં વૃક્ષો, સુંદર જલવાળાં જલાશયો, વિચિત્ર શબ્દવાળાં પક્ષીઓ અને ભ્રમરોની શોભા જેમાં લાગેલી છે તેવાં દેવાલયોવાળાં તળાવોને ઓળંગીને હું એકલો જતો હતો, ત્યાં

**નેતર, વાંસ, બરુ અને પોલા વાંસોથી ઘણું જ ગાઢું, ભયંકર પશુઓને પણ ભય ઉપજાવે તેવા આકારવાળું, અને અજગર ઘૂવડ તેમ જ શિયાળોના આંગણા જેવું, ઘોર જંગલ મેં જોયું.**

**ભાવાર્થ**:—અહીં એક શ્લોકથી પૃથ્વીનો ભાગ કહે છે. ઘણા ધાન્ય-યુક્ત માળવા વગેરે દેશો જોયા. ઘણી વસ્તીવાળાં નગરો જોયાં. થોડી વસ્તી-વાળાં ગાંમડાંઓ જોયાં. ગાયો વગેરેને રહેવાના નેસડાઓ જોયા. મીઠું વગેરે પકવવાના અગરો જોયા. ખેડૂતોને રહેવાનાં ગામડાં જોયાં. અગ્નિહોત્રી બ્રાહ્મણો-ને રહેવાની જગ્યાઓ જોઇ એટલે જેને એક બાજુ નદી વહેતી હોય અને બીજી તરફ પર્વત હોય, તેવી આ જગ્યાઓ જોઇ. ફૂલના બગીચાઓ જોયા. જેમાં વૃક્ષો મધ્ય ભાગમાં સહજ ઉત્પન્ન થયાં હોય તેવાં વનો જોયાં. રોપેલાં વૃક્ષોથી બનાવેલા બગીચાઓ જોયા. અને મૂલમાં ચકાર આપેલો છે, તેથી અનાજ તૈયાર કરવા માટેનાં ખળાં વગેરેને ઓળંગી ગયો.

નારદજી હવે વૃક્ષો સહિત પર્વતોને ઓળંગી ગયા એમ કહે છેઃ વિચિત્ર ધાતુઓ વડે વિવિધ પ્રકારના પર્વતોમાં હાથીનાં ટોળાંએ વૃક્ષોની શાખાઓ ભાંગી નાખેલી છે, તે વનમાં વિચિત્રતાથી પ્રેમ કરવાનું સ્થળ હતું અને તેવા મદમત્ત હાથીઓ ફરતા હોવાથી ભયનું સ્થાન પણ હતું. તેનું અતિક્રમણ (ઉલ્લંઘવું) કર્યું. હવે ત્યાં આરામ લેવા માટે જલનું નિરૂપણ કરે છેઃ રોગા-દિકને ઊત્પન્ન ન કરે તેવું સુંદર અને શીતલ જલ તે જલાશયોમાં હતું. અને કમલો જેમાં ખીલી રહ્યાં છે તેવાં દેવમંદિરો સાથેનાં તળાવો વગેરેનું પણ અતિક્રમણ કર્યું. હવે આશ્ચર્ય રસ માટે કહે છે કે વિચિત્ર પ્રકારના જેના શબ્દો છે, એવાં પક્ષીઓની સાથે હંમેશાં ફરનારા ભમરાઓની શોભા ત્યાંના તળાવો-માં હતી; તેવાં તળાવોને પણ હું ઓળંગી ગયો.

આમ કહીને હવે ઘોર વનનું અતિક્રમણ કર્યું તે કહે છેઃ એમ રસ્તામાં જે આવ્યાં તે દરેકને ઓળંગી ગયો ત્યારે એક મોટું વન આવ્યું. નેતર, વાંસ અને બરુના ગુચ્છા, દર્ભ અને છેદવાળા મોટા વાંસો વગેરેથી તે વન ઘણું જ ઘાટું હતું. તે વન તો મેં એકલાએ વટાવ્યું; વનનો કેટલોક ભાગ હું ઓળંગી ગયો. પહેલા રસ્તામાં તો બીજા વટેમાર્ગુઓ પણ સાથે હતા અને ઘોર મોટું વન આવ્યું તે તો મેં એકલાએ જ જોયું. જો કે તે વન ભય કરનારું હતું, તોપણ મને ભય ન થયો, એવા આશયથી કહે છે કે તે વન વાઘે ચીરી નાખેલાં પશુઓનાં માંસ અને હાડકાં વગેરેથી ઘણું ભયંકર લાગતું હતું. તે વનનો આકાર નિર્ભય મનુષ્યને પણ ભય ઉપ-જાવે તેવો હતો; એટલે વાઘ વગેરે પણ તે વનથી ભય પામતા હતા. તે વનની મધ્યમાં વૃક્ષ વગરનો ખુલ્લો ભાગ હતો તે પણ ભયંકર હતો, એમ

બતાવવા સારુ કહે છે કે સર્પો ઘૂવડો અને શિયાળોના આંગણા જેવું તે વન હતું; એટલે તેઓએ ખાધેલાં માંસ વગેરે ત્યાં પડેલાં હતાં. (૧૧-૧૨-૧૩)

**परिश्रान्तेन्द्रियात्माहं तृट्परीतो बुभुक्षितः ।**
**स्नात्वा पीत्वा ह्रदे नद्या उपस्पृष्टो गतव्यथः ॥१४॥**
**तस्मिन्निर्मनुजेऽरण्ये पिप्पलोपस्थ आस्थितः ।**
**आत्मनात्मानमात्मस्थं यथाश्रुतमचिन्तयम् ॥१५॥**
**ध्यायतश्चरणाम्भोजं भावनिर्जितचेतसा ।**
**औत्कण्ठ्याश्रुकलाक्षस्य हृद्यासीन्मे शनैर्हरिः ॥१६॥**

**શબ્દાર્થ**—ઇન્દ્રિયો અને આત્મા જેનાં થાકી ગયેલ છે, તેવો હું ભૂખ્યો અને તરસ્યો થયો હતો. ત્યાં નદીના ધરામાં નાહીને તેના જલનું આચમન કરી પાન કર્યું. અને પાન કરવાથી હું શ્રમરહિત થયો. પછી તે મનુષ્ય વગરના જંગલમાં પીપળાની છાયામાં હું બેઠો. આત્માની અંદર રહેલા આત્માને જેવીરીતે સાંભળ્યો હતો, તે પ્રમાણે આત્માવડે ચિંતન કરવા લાગ્યો. આમ ભાવથી જિતાયેલા ચિત્તવડે પ્રભુના ચરણારવિંદનું ધ્યાન કરતા એવા મારાં નેત્રો, ઉત્કંઠાનાં આંસુઓની કલાયુક્ત થયાં, ત્યારે હૃદયમાં ધીમે ધીમે ભગવાન પ્રકટ થયા.

**ભાવાર્થ**:—પહેલાં ભગવાનના ચિંતનથી જ હું ચાલી નીકળ્યો હતો, તોપણ ઘણું ભયાનક સ્થળ જોવાથી પ્રભુનું અનુસંધાન ખસી જતાં હું બહિર્મુખ થયો હતો. ચોતરફથી દેહ અને ઇન્દ્રિયો થાકી ગયાં અને ત્યારે મને ભૂખ અને તરશ પણ ઘણી જ તીવ્રતાથી લાગી આવી. ત્યારે કોઈ પર્વતમાંથી નીકળેલી નદીનો કુંડ જેવો એક ધરો હતો; તે વૃક્ષાદિકથી શીતલ હતો; તેમાં સ્નાન કરીને મેં તે જલનું પાન કર્યું. ફરી આત્મચિંતન માટે આચમન કર્યું. આચમન કરીને કેવળ આત્મચિંતન કરવાથી જ અંતઃકરણના કલેશો દૂર થયા. અને સ્નાન તથા પાન કરવાથી દેહ અને ઇન્દ્રિયોના દોષ દૂર થયા. એમ સાવધાન થઈને મનુષ્યસંબંધના કેવલ અભાવથી જ, કોલાહલ કે પાપાદિકનો સંભવ ન હોવાથી ઉત્તમ દેશના વનમાં, તેમાં પણ પીપળાની છાયામાં હું આશ્રય કરી રહ્યો. એટલે વાંસાના ભાગમાં પીપળાનો સ્પર્શ થાય તેવી રીતે રહેલો હતો. ત્યાં આત્માનું ચિંતન કરવા લાગ્યો; એટલે હું કોણ છું, એવો વિચાર કરવા લાગ્યો. ત્યારે ત્યાં તે આત્મા વડે જ આત્માનું જ્ઞાન થયું; એટલે કોને લીધે હું આવો ભાસું છું, એમ જાણવાની ઈચ્છા થઈ; ત્યારે સ્વપ્રકાશ આત્માવડે જ આત્માના સ્વરૂપને મેં જોયું. એવી રીતે સ્વયંપ્રકાશ આત્માનું જ્ઞાન થયા પછી ફરીને ગૂઢ ઉપદેશનું સ્મરણ થતાં 'જેનો હું આત્મા સ્થાનકભૂત છું તે આ કોણ છે' એમ જાણ-

વાની ઇચ્છા થઈ. ત્યાં આત્મા વડે જ પ્રકાશમાન ભગવાનનાં જ દર્શન થયાં. તે ચિંતન વડે માનસી મૂર્તિ હૃદયમાં આવી; કારણ કે જેનું સ્વરૂપ સાંભળ્યું હતું તેવાનું સ્મરણ કર્યું હતું, એમ લખેલું છે. તેથી યોગીઓ પાસેથી સાંભળેલી મૂર્તિ નારદજીના હૃદયમાં આવી, એમ કહેવાનો અભિપ્રાય છે. તે માનસી મૂર્તિનું ચિન્તન કરવાનું શરૂ કર્યું એટલે ભક્તિ ઉત્પન્ન થઈ. તે ભક્તિ ઉત્પન્ન થવાથી ચરણારવિંદનું ધ્યાન થયું. તે પછી ભક્તિ વડે જિતાયેલા ચિત્તથી ભગવાનના ચરણકમલનું ધ્યાન કરતો હતો, ત્યારે મને ભક્તિનો પૂર્ણ આનંદ થયો. તે પછી પ્રેમની ઉત્કંઠા થતાં આનંદનાં આંસુ ચાલવાં લાગ્યાં, એટલે ઉત્કંઠાથી આંસુઓની ધારા નેત્રમાં આવી જતાં જરાપણ બહાર જોઇ શકાયું નહિ. ત્યારે હૃદયમાં જ ચિન્તન કરવાની અનુવૃત્તિ માટે ભગવાન ધીમેધીમે પ્રકટ થયા. (૧૪-૧૫-૧૬)

મનમાં કલ્પેલી મૂર્તિમાં અંદરથી ભગવાનનો અવિર્ભાવ થયો, ત્યારે માનસી મૂર્તિ અને અંદર પ્રકટ થયેલી મૂર્તિ, એ બન્નેનું ઐક્ય થયું. ત્યારપછી જે થયું તે કહે છેઃ

**प्रेमातिभरनिर्भिन्नपुलकाङ्गोऽतिनिर्वृतः ।**
**आनन्दसम्प्लवे लीनो नाऽपश्यमुभयं मुने ॥१७॥**

**શબ્દાર્થ**—પ્રેમના અતિસમૂહથી જેનાં રોમાંચ ઊભાં થઈ ગયાં છે, ઘણા જ આનંદથી યુક્ત, અને આનંદના સમૂહમાં લીન થયેલો હું મારા જીવસ્વરૂપને તેમ જ આનંદસ્વરૂપને જોઇ શકયો નહિ. (એટલે હું આનંદાકાર થઇ ગયો.)

**ભાવાર્થ**:—આ ભગવાનૂનો સાક્ષાત્કાર છે. એવી રીતે બ્રહ્મનો સાક્ષાત્કાર પણ થાય છે. જેમ ગંગાજલમાં ગંગારૂપ દેવતાનું ધ્યાન કરીએ ત્યારે સાક્ષાત્ ભગવત્પદી ગંગાજી મૂર્તિરૂપ પ્રકટ થાય છે, તેવી જ રીતે સર્વ આત્મરૂપ અને આત્મામાં રહેલા, એવા ભગવાનનું ધ્યાન કરીએ ત્યારે સાક્ષાત્ ભગવાનનો અવિર્ભાવ થાય છે. તે પ્રભુનો અવિર્ભાવ જો પોતાની મેળે થાય તો ભગવાન હૃદયમાં સ્થિર થઇને રહે છે, ત્યારે જીવનો પ્રભુમાં પ્રવેશ થાય છે, એટલે તેની સાથે સાયુજ્યમુક્તિને પામે છે. જેમ ગંગાજી દેવતારૂપ પ્રકટ થાય છે, ત્યાં જલનો દેવતામાં પ્રવેશ થાય, ત્યારે નદી સુકાઈ જાય છે, તેવી જુદી દેખાતી નથી, તેમ જીવ બ્રહ્મને પ્રાપ્ત થાય ત્યારે જીવનું સ્વરૂપ જુદું દેખાતું નથી. એવી રીતે મારા હૃદયમાં ભગવાનનો અવિર્ભાવ થયો; એટલે ભગવાનૂનું મને સાન્નિધ્ય થવાથી, મને અત્યંત પ્રેમ ઉત્પન્ન થયો. જેમ જલનું મોટું પૂર હોય તેમ તે પ્રેમનો મોટો સમૂહ થયો. ભગવાનનું સાન્નિધ્ય થયા પછી ક્ષણે ક્ષણે વિશેષ સાન્નિધ્ય થતાં ઉત્તરોત્તર ક્ષણ ઉત્તમ થવાથી, તે પ્રેમના પૂર વડે મારાં રોમાંચ ઊભાં થયાં, એટલે શરીરમાં રુવાડાંનાં છિદ્રો

છે તે દ્વારા તે પ્રેમ બહાર નીકળ્યો. એવી રીતે સર્વ અંગમાં આનંદ પૂર્ણ થયો ત્યારે અત્યંત નિર્વૃતિ (મહાન્ આનંદ) થઈ; એટલે હું શાંત આનંદમય થયો. જેમ ગંગાજીના પ્રવાહમાંથી બહાર કાઢેલું કળશનું જળ પાછું ગંગાજીમાં નાખી દેવામાં આવે ત્યારે ગંગાજીથી જુદું ન રહેતાં ગંગારૂપ જ થઇ જાય છે, તેવી રીતે આનંદના પૂરમાં હું લીન થઈ ગયો, ત્યારે મારા જીવસ્વરૂપને અને જેનું ધ્યાન કરતો હતો તે ભગવત્સ્વરૂપને પણ જોઇ શકયો નહિ. **હે મુને** એવું સંબોધન આપેલું છે, તે તેના સંવાદરૂપ સાક્ષી માટે આપ્યું છે; કેમકે મુનિઓને કયારેક ધ્યાન કરતાં આમ થાય છે. એટલે આનંદમાં ચૈતન્ય ભાવનો પ્રવેશ થયો, તેથી ચૈતન્યપણાથી જીવ જુદો સ્ફુરાયમાન થયો નહિ, એવો અભિપ્રાય છે. (૧૭)

**रूपं भगवतो यत्तन्मनःकान्तं शुचापहम् ।**
**अपश्यन्सहसोत्तस्थे वैक्लव्याद्दुर्मना इव ॥१८॥**

**શબ્દાર્થ**:—મનને સુંદર લાગે તેવું શોકને દૂર કરનારું, તે ભગવાનનું રૂપ મેં જ્યારે જોયું, ત્યારે વિકલપણાથી ઉદાસીનની માફક હું જલદી ઊઠયો.

**ભાવાર્થ**:—ત્યારપછી ભગવાન્ પોતાની ઇચ્છાથી તિરોહિત થયા, ત્યારે પોતાનો પણ આનંદાંશ તિરોહિત થયો; એટલે માનસી મૂર્તિ પણ તિરોહિત થઇ; કારણ કે ભગવાનનો તિરોભાવ થયો, એટલે તેના બળથી તે મૂર્તિ પણ તિરોહિત થઇ. ત્યારે મનના સ્વામી તરીકે પ્રકાશમાન, અને દરેક દુઃખનો નાશ કરનારું ભગવાનનું રૂપ મેં જોયું નહિ. "અહીંથી કયાંય બીજે પધાર્યા હશે," એવી બુદ્ધિથી હું જલદી ઊભો થયો. શંકા કરે છે કે ભગવાન તો અંદર વિરાજેલા છે, તેને બહાર પધારવાનો સંભવ પણ શી રીતે હોય કે તમે તેને જોવા માટે ઊભા થયા? તેનું સમાધાન કરે છે કે વિકલ થઇ જવાથી મને તેમ સ્ફુર્યું નહિ; કારણ કે વિકલપણું દરેક વાતને ભુલાવે છે. વળી મારું મન પણ ઉદાસીન થયું. જેમ સર્વસ્વ (પોતાના સમગ્ર) નો નાશ જ થઇ જાય, ત્યારે જેનો નાશ થયો છે, તેમાં ચિત્ત લાગી જાય છે, તેથી ચિત્ત પણ નષ્ટ જેવું થઇ ગયું હોય છે, તેમ ચિત્તને, સર્વસ્વરૂપ ભગવાનની મૂર્તિ હતી, તેનું દર્શન થયું નહિ, ત્યારે ચિત્ત તેવું થઈ ગયું. (૧૮)

ફરી કેટલોક વખત વિચાર કર્યો, ત્યારે એમ જાણ્યું કે ભગવાન પ્રકટ થયા હતા, તેથી આવી રીતે આનંદના સમૂહમાં હું ડૂબી ગયો હતો. એમ જાણ્યા પછી સાવધાન થઈને ફરી ભગવાનનાં દર્શન માટે ધ્યાન કરવાનો મેં આરંભ કર્યો, એમ કહે છે:

**दिदृक्षुस्तदहं भूयः प्रणिधाय मनो हृदि ।**
**वीक्ष्यमाणोऽपि नाऽपश्यमवितृप्त इवातुरः ॥१९॥**

**શબ્દાર્થ:**—ભગવાનને જોવાની ઇચ્છાવાળો હું ફરીથી મનને હૃદયમાં સ્થિર કરીને ધ્યાન કરવા લાગ્યો. પ્રભુની માનસી મૂર્તિનાં દર્શન થયાં પણ આનંદરૂપ ભગવત્સ્વરૂપનાં દર્શન થયાં ત્યારે આતુરની માફક હું તૃપ્તિ વગરનો થયો.

**ભાવાર્થ:**—તે આવિર્ભૂત થયેલા ભગવત્સ્વરૂપનું દર્શન કરવાની મને ઇચ્છા થઇ. ત્યાં ભગવાનનું ધ્યાન જ સાધન છે એમ જાણીને ફરીથી ભગવાનની મૂર્તિથી વ્યાપ્ત થયેલા હૃદયમાં તે ધ્યાનને સ્થિર કર્યું, ત્યારપછી માનસી મૂર્તિનું દર્શન કર્યું, પણ ભગવાનનાં દર્શન થયાં, ત્યારે મોટો સંતાપ ઉત્પન્ન થયો, જેમ તાવના રોગવાળો ઘણો જ આતુર હોય ત્યારે તેને પિત્તને લીધે તાપ થાય, તેમાં તે રોગીને દ્રાક્ષ વગેરે આપવામાં અવે તો તેને કાંઈક પિત્તની શાંતિ થાય છે; પણ રોગી તો તૃપ્ત થયેલો ન હોવાથી ફરી વાર પણ તે જ માગે છે પણ કોઈ આપે નહિ ત્યારે તે રસમાં અભિનિવિષ્ટ ( ચોતરફથી પ્રવેશ કરાયેલો ) હોય છે, તેથી ઘણું જ દુઃખ ભોગવે છે; કારણ કે તાવવાળા માણસને ઘણી દ્રાક્ષ ખાવા આપવી, તે હિતકર નથી, કેવળ રુચિ ઉત્પન્ન કરનારી છે, માટે થોડી અપાય; તેવી રીતે મારે માટે થયું હતું. કેવળ ભગવાન્‌માં રુચિ ઉત્પન્ન કરવા માટે જ એક વખત દર્શન આપ્યું, પણ વિશેષ દર્શનનો અધિકાર નહિ હોવાથી બીજી વખત દર્શન ન આપ્યું પણ પ્રમાણને મળતી હકીકત આવવાથી, આ માર્ગ સત્ય છે, એમ જ્ઞાન થયું અને ભગવાન્‌નો અવિર્ભાવ પણ થયો, તેથી કાંઇક તૃપ્તિ થઇ ખરી. જેમ જમ્યા પછી વમન થઇ જાય તેમ થયું, તેથી વિશેષ તૃપ્તિ ન થઇ. (૧૯)

તોપણ મેં પ્રયત્નનો ત્યાગ ન કર્યો:

**एवं यतन्तं विजने मामाहागोचरो गिराम् ।**
**गम्भीरश्लक्ष्णया वाचा शुचः प्रशमयन्निव ॥२०॥**

**શબ્દાર્થ:**—એવી રીતે મનુષ્ય વિનાના વનનાં હું યત્ન કરતો હતો, તેને વાણીથી અગોચર ભગવાન ગંભીર અને મધુર વાણીથી શોકને શાંત કરતા હોય તેમ આજ્ઞા કરવા લાગ્યા.

**ભાવાર્થ:**—બીજા કોઈ મનુષ્યના વાકયની સંભાવના ત્યાં હોતી નથી; ત્યારે આ બોલનાર કોણ છે, એમ જાણવાની ઇચ્છા થતાં ત્યાં કહે છે કે "જેનાથી વાણી મનની સાથે ન પામીને પાછી ફરે છે," એમ વેદમાં આજ્ઞા કરી છે. તેથી આજ્ઞા કરનાર તો વાણીને અગોચર ( પ્રાપ્ત ન થાય તે ) ભગવાન્ હતા. જે ભગવાન્ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તે સાકાર બ્રહ્મ કહેવાય છે. તે ભગવાન્‌ની વાણી ગંભીર હોવાથી તેનો પ્રતિધ્વનિ હતો નહિ; અને વાણી મધુર અને કોમલ હતી, તેથી આકાશપુરુષની પણ તે વાણી ન હતી. તે વાણી મને

શોક મટાડવા માટે જ થઇ હોય તેમ થઈ હતી, ત્યારે મને ભગવાન્‌ના સ્વરૂપનો અનુભવ થયો, તે વખતે જેમ આનંદ થયો તે ભ્રમ થયો હતો કે સ્વપ્ન હતું, તેવો મને શોક હતો. કદાચ ભ્રમ અથવા સ્વપ્ન હોય તો તેમાં શાસ્ત્ર પ્રમાણરૂપ ન હોઈ શકે, અને આ તો શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે દર્શન થયું છે, એમ મોટું દુઃખ થયું. એમ મોટું દુઃખ હતું, તેમ ભગવાન્‌ના દર્શન કરવાની ઇચ્છા થતી હતી, તેવું દુઃખ પણ હતું. આવી રીતે અનેક પ્રકારનો શોક થયો હતો, તે દરેક શોકને શાંત કરવા માટે સાક્ષાત્ ભગવાન્ જ પધાર્યા હોય તે પ્રમાણે તે વાણી થઈ હતી, એટલે એ અનુભવ થયો છે તે ખરો છે. તેમ જ આગળ પાછું દર્શન થશે, પણ હમણાં તો થતું નથી; તેથી દુઃખનું શમન કરનાર હોય ને, તેવી સંભાવના કરી છે. (૨૦)

તે ભગવાન્‌નું વાકય કહે છેઃ

**हन्तास्मिञ्जन्मनि भवान्मा मां द्रष्टुमिहार्हति ।**
**अविपक्वकषायाणां दुर्दर्शोऽहं कुयोगिनाम् ॥२१॥**

**શબ્દાર્થ**:—આ જન્મમાં તું મને જોવાને યોગ્ય નથી; કારણ કે જેના અંતઃકરણના મળ પકવ થયા નથી, એવા કુયોગીઓને મારું દર્શન થતું નથી.

**ભાવાર્થ**:—નારદજી સ્નેહથી દુઃખી છે, માટે **हन्त** એમ ખેદ બતાવનારું સંબોધન આપ્યું છે. આ જન્મમાં મારાં દર્શન કરવા માટે તું યોગ્ય નથી, તેમ અહીં પણ મને જોવાને યોગ્ય નથી. જો આ જન્મમાં તું મારાં દર્શન કરવાને યોગ્ય નથી એટલું જ કહ્યું હોત તો નારદજી મરણ પછી અહીં જ દર્શન થશે, એમ સમજીને ત્યાં જ બેઠા રહેત, માટે અહીં પણ તને મારાં દર્શન થશે નહિ એવી આજ્ઞા કરી. માટે વૈકુંઠમાં અથવા બીજા જન્મમાં તને મારું દર્શન થશે. અહીં દર્શન ન થવામાં કારણ કહે છે કે જેના અંતઃકરણના રાગદ્વેષાદિ મલો વિશેષથી પકવ થયા નથી, તેને મારું દર્શન થતું નથી. એટલે હાલમાં ભક્તિજ્ઞાન વગેરે ઉત્પન્ન થવાથી અંતઃકરણના મલ તિરોહિત (ન દેખાય તેવા) થયા છે, પણ આગળ ઉપર સમય જતાં બીજું નિમિત્ત મળે ત્યારે તે મળ પાછા જાગ્રત થઈ જશે, માટે તે મળનો પાક થઈ જાય તેવું કરવું જોઇએ. વેદમાં લખ્યું છે કે "અંતઃકરણના મળનો પાક કરે તેવાં કર્મો કરવાં જોઇએ," એટલે પવિત્ર કરનાર કર્મો કરવાં જોઇએ. જો મળો પકવ થયા ન હોય અને સાધનોમાં અત્યંત આગ્રહ હોય તો કયારેક ઘણું દુઃખ થવાથી ભગવાન્ દયા કરીને દર્શન આપે છે, એટલે દર્શન થઇ શકે છે; તે માટે કહે છે કે હું દુર્દર્શ છું, એટલે મારું દર્શન દુઃખથી થઈ શકે તેવું છે. ત્યાં વિઘ્નોને લીધે કેટલાક કુયોગીઓની બુદ્ધિ હણાઈ જાય છે, તેથી તેના

અંતઃકરણના મળનો પાક પ્રથમથી જ થતો નથી, તેવા કુયોગીઓને હું દુર્દર્શ છું, એટલે દર્શન થવામાં તેને ઘણું જ દુઃખ થાય છે. (૨૧)

એક વખત અહીં દર્શન કેમ આપ્યું ? એવી શંકાનું નિવારણ કરે છે કે પ્રમેય બલથી તે દર્શન થયું છે, તેમ કહે છેઃ

**सकृद्यद्दर्शितं रूपमेतत्कामाय तेऽनघ ।**
**मत्कामः शनकैः साधुः सर्वान्मुञ्चति हृच्छयान् ॥२२॥**

**શબ્દાર્થ:**—હે નિષ્પાપ, આ એક વખત જે રૂપનું દર્શન આપ્યું છે, તે **દર્શનની કામના માટે આપ્યું છે; કારણ કે મારી જેમને કામના થાય છે, તે સત-પુરુષ ધીમેધીમે હૃદયમાં રહેલા તમામ રાગાદિકને છોડી દે છે.**

**ભાવાર્થ:**-જે આ રૂપનું એક વખત દર્શન કરાવ્યું, તે તને મારામાં કામના ઉત્પન્ન કરાવવા માટે કરાવ્યું છે; એટલે તારી દર્શન કરવાની ઇચ્છાને વધારવા માટે દર્શન આપ્યું છે, જે ઇચ્છા થવાથી પછી તેમાં પ્રવૃત્ત થયા વિના રહી શકાતું નથી. આપના દર્શનની કામના માટે શું થાય ? ત્યાં કહે છે કે મારામાં જેને કામના થાય છે, તે કામ દ્વારા જેમ જેમ હું તેના હૃદયમાં પ્રવિષ્ટ થાઉં છું તેમ તેમ તે ભક્તના હૃદયમાં રહેલા રાગાદિકને છોડી દે છે. વળી પહેલાં તે સત્પુરુષ થાય છે; કારણ કે હું સાધુ સત્પુરુષથી જ પ્રાપ્ત થઇ શકું તેમ છું. જ્યાં સુધી રાગદ્વેષાદિક હોય છે, ત્યાંસુધી સત્પુરુષપણું રહેતું નથી. તેથી તે ભક્ત હૃદયમાં રહેલા દરેક રાગાદિકને છોડી દે છે. (૨૨)

ત્યારે હવે મારે શું સાધન કરવું ? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**सत्सेवयाऽदीर्घयापि जाता मयि दृढा मतिः ।**
**हित्वाऽवद्यमिमं लोकं गन्ता मज्जनतामसि ॥ २३ ॥**

**શબ્દાર્થ:**—**થોડા દિવસની સત્પુરુષની સેવા વડે તને મારામાં દૃઢ મતિ થઈ છે, માટે હવે નિંદિત એવા આ દેહને છોડીને મારા ભક્તપણાને તું પ્રાપ્ત થઈશ.**

**ભાવાર્થ:**—તને સાધન તો પ્રાપ્ત થયું છે; કારણ કે થોડો વખત પણ સત્પુરુષોની સેવા કરવાથી તને મારામાં દૃઢ મતિ થઇ છે. હવે અયો-ગ્યતા એટલી જ છે કે આ તારો દેહ દાસીપુત્ર હોવાથી અયોગ્ય છે. તે ગયા પછી તને ફળ થશે. ત્યાં શંકા કરે છે કે આ દેહનાં કર્મો વડે જ આગળનો દેહ ઉત્પન્ન થવાનો છે, ત્યારે આ દેહના જેવો જ તે દેહ પણ થશે, ત્યારે શી રીતે યોગ્યતા થાય ? ત્યાં કહે છે કે મારો જન તે સેવક કહેવાય છે. અને તે સેવકપણાના ભાવને તું પ્રાપ્ત કરીશ; એટલે હમણાં તું સેવક નથી, તોપણ બીજા જન્મમાં સેવક-શરીરને પામીશ. ( ૨૩ )

ત્યાં આગળના જન્મમાં જ્ઞાનાદિક સાધન હશે નહિ, તેથી આપનું દર્શન કેમ થશે ? ત્યાં કહે છેઃ

**मतिर्मयि निबद्धेयं न विपद्येत कर्हिचित् ।**
**प्रजासर्गनिरोधेऽपि स्मृतिश्च मदनुग्रहात् ॥ २४ ॥**

**શબ્દાર્થ**:—મારામાં બંધાયેલી મતિ કયારે પણ નાશ પામતી નથી, તે આ જન્મમાં થયેલી હકીકતની સ્મૃતિ પણ મારા અનુગ્રહથી કોઇ વખત નાશ પામશે નહિ.

**ભાવાર્થ**:—આ જન્મમાં તને જે જ્ઞાન થયું છે, તે જ્ઞાન હવે પછીના જન્મમાં પણ તને રહેશે જ; તેથી તારા આવતા જન્મમાં તે જ્ઞાનનો નાશ થવાની શંકા નથી જ; કેમકે તેં તો મારામાં મતિ બાંધેલી છે. જ્યારે પ્રલય થાય છે ત્યારે જીવો મારામાં મળી જાય છે; ત્યારે અવિદ્યાને લીધે જીવોનો તિરોભાવ થતો નથી અને તેનો ભાગ જુદો રહે છે, તેમ જ્ઞાનાદિકનો પણ તિરોભાવ થતો નથી. મારું જ્ઞાન જેમ હમેશાં હોય છે, તેમ તને થયેલું જ્ઞાન પણ હમેશાં રહેશે. એ મારો અનુગ્રહ છે. તે માટે કહે છે કે તે જ્ઞાન કયારે પણ નષ્ટ નહિ થાય. ભગવાનમાં લાગેલી બુદ્ધિને અને આ જન્મમાં થયેલા અનુભવની સ્મૃતિને રોકનાર સૃષ્ટિ તેમ જ પ્રલયરૂપ કાળ, એમ બે વસ્તુ છે. તે માટે તેનો અનુવાદ કરીને નિષેધ કરે છેઃ પ્રજાની સૃષ્ટિ અને પ્રલયમાં પણ તારા તે જ્ઞાનનો નાશ થશે નહિ. હવે બીજું વરદાન આપે છે કે પ્રથમ જેનો અનુભવ કરેલો છે, એવા દરેક પદાર્થોનું સ્મરણ પણ નાશ પામશે નહિ. એટલે મારા અનુગ્રહથી થયેલા પૂર્વજન્મના સ્મરણાદિકથી તું સાવધાન રહેજે, એટલું જ અહીં સિદ્ધ થાય છે.

હવે અંતઃકરણના મળનો પાક કરવો જોઇએ અને પ્રતિબંધ કરનારાં અનેક વિઘ્નોથી પણ પાછા હઠવું ન જોઇએ. બીજું તો મેં જ (ભગવાને) કરેલું છે. મારામાં કામના રાખવી અને સંસારના વિષયોમાં ઇચ્છા ન રાખવી; એવી રીતે રહીશ તો આ દેહ પડયા પછી મારા પાર્ષદના શરીરની પ્રાપ્તિ થશે; જ્ઞાનનો નાશ થશે નહિ, અને દરેક પદાર્થોનું સ્મરણ રહેશે. એ ભગવાનના વાકયમાં 'નિર્વિઘ્નતાથી અંતઃકરણના મળના પાકનો ઉપાય તારે જલદી કરવો,' એવો અભિપ્રાય રહેલો છે. (૨૪)

**एतावदुक्त्वोपरराम तन्महद्**
**भूतं नभोलिङ्गमलिङ्गमीश्वरम् ।**
**अहं च तस्मै महतां महीयसे**
**शीर्ष्णाऽवनामं विदधेऽनुकम्पितः ॥ २५ ॥**

**શબ્દાર્થ**:—એટલું જ કહીને આકાશરૂપ જેનું ચિહ્ન છે, તેવું ચિહ્નવગરનું સમર્થ, અને મોટું તેજ શાંત થયું, અને મારા પર દયા થવાથી મોટાઓના પણ મોટા તે ભગવાનને મેં મસ્તક વડે નમન કર્યું.

**ભાવાર્થ**:—હવે આગળ શું કરવું, તે કહ્યા વગર જ "કૃપાવડે જ પોતાની મેળે જ સ્ફુરાયમાન થશે" એમ આગળ કહ્યા મુજબ કહીને તે વચન શાંત થયું. એ વચન કહેનારનું સ્વરૂપ બતાવવું જોઇએ ત્યારે તેનું વચન પ્રમાણરૂપ થાય. તે માટે તે સ્વરૂપને કહે છેઃ વિશેષે કરીને તે સ્વરૂપનું જ્ઞાન નથી, તે માટે મૂળમાં નપુંસક પદનો પ્રયોગ કર્યો છે. વ્યાકરણનો નિયમ છે કે બરાબર જ્ઞાન ન હોય અને સામાન્ય રીતે બોલવું હોય ત્યારે નપુંસકલિંગનો પ્રયોગ કરવો. ( જગતમાં પણ વ્યવહાર છે કે છોકરાછોકરીનું જ્ઞાન ન હોય ત્યારે કોઇને પૂછવું હોય તો આ કોનું છોકરું છે, એમ પુછાય છે. ) તે વચન ભગવાન્‌ના વિશ્વાસરૂપ છે, માટે તે વેદતુલ્ય છે. અને તે પ્રામાણિકતા માટે મોટું છે. તે બોલનાર આકાશ–પુરુષ નથી, પણ આકાશ જેવું ભગવાનનું સ્વરૂપ હોવાથી અનુમાન દ્વારા ભગવાનના સ્વરૂપને બતાવનાર આકાશ છે; કેમકે આકાશ પ્રથમનું કાર્ય છે. અદૃશ્યરૂપથી ભગવાને કહ્યું છે તેનું કારણ એ જ છે કે આકાશના રૂપ જેવું ભગવાનનું સ્વરૂપ છે. એમ બતાવવા માટે મૂળમાં **नभोलिङ्गं** એમ આપ્યું છે; કારણ કે તેનું કાર્ય પણ તેવી રીતે કહે છે કે એનું ચિહ્ન નથી. અને ભગવાન કાંઈ અનુમાનથી સમજી શકાતા નથી, પણ તે તો આત્મરૂપથી પ્રત્યક્ષ થાય છે.

અનુમાન કરવામાં પર્વતમાં જેમ અગ્નિનું અનુમાન કરવું હોય ત્યારે ધુમાડાને પ્રત્યક્ષ દેખે છે અને તે ધુમાડો પહેલાં રસોડાં વગેરેમાં જોયેલો હોય છે, તેથી ધુમાડો અને અગ્નિ બન્ને સાથે રહે છે, એવું વ્યાપ્તજ્ઞાન થાય છે, ત્યારે પર્વતમાં ધુમાડાને જોઇને અગ્નિ હશે એવું અનુમાન કરે છે; પણ ભગવાન્ તો ઇશ્વર હોવાથી તેનું કોઈપણ ચિહ્ન જોવામાં આવે તેમ નથી; તેથી તે ન્યાયશાસ્ત્રની વ્યાપ્તિનો નિયમ ભગવાનમાં લાગુ પડતો નથી. તેમ ભગવાનમાં તો બીજું કરવાનું પણ સામર્થ્ય હોવાથી જેમ ધુમાડાના કારણથી અગ્નિ સિદ્ધ થાય છે તેમ કોઈ હેતુથી ભગવાન્ સિદ્ધ થતા નથી; કેમકે તે સર્વ પ્રમાણોથી અતીત છે. લૌકિક પદાર્થોમાં પ્રમાણનો ઉપયોગ થાય છે, પણ ભગવાનમાં તેનો ઉપયોગ નથી. મેં પણ ભગવાનની આજ્ઞા પ્રમાણે કર્યું તે કહે છે કે તેમાં નિર્વિઘ્ન થવા માટે તે ભગવાનને મેં નમન કર્યું. પહેલાં ભગવાનનો પરિચય થયો હતો, માટે તે ભગવાનને એમ કહ્યું છે. ઈશ્વર ફળ આપવાવાળા છે, એ પક્ષમાં પણ જો નમન કરીએ તો ભગવાન્ ફળ આપે; તે માટે મેં નમન કર્યું છે.

કેવળ નમન કરવાથી જ ભગવાન શા માટે ફળ આપે ? ત્યાં કહે છે કે તે ભગવાન્ તો મોટાઓના પણ મોટા છે. તેથી જે બહુ મોટા હોય તેને દૂરથી નમસ્કાર જ થઈ શકે છે, બીજું કાંઈ થઈ શકતું નથી. બહાર શબ્દ સાંભળ્યો તેથી ભગવાન બહાર વિરાજે છે એમ ધારીને મસ્તક વડે બહાર જ નમન કર્યું, એટલે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, એ યુક્ત જ છે; કેમકે ભગવાને મોટી કૃપા કરી છે; એમ બતાવવા માટે મૂળમાં કહે છે કે પ્રભુએ મોટી કૃપા કરી અને તેથી મેં નમન કર્યું. (૨૫)

ત્યાર પછી અંતઃકરણના મળ પકવ થાય તેવું હું સાધન કરવા લાગ્યો, એમ કહે છેઃ

**नामान्यनन्तस्य हतत्रपः पठन्**
**गुह्यानि भद्राणि कृतानि च स्मरन् ।**
**गां पर्यटंस्तुष्टमना गतस्पृहः**
**कालं प्रतीक्षन्विमदो विमत्सरः ॥२६॥**

**શબ્દાર્થઃ**—લજ્જા છોડી દઈને અનંત ભગવાનનાં નામનું ઉચ્ચારણ કરતો હતો અને ગૂઢ કલ્યાણરૂપ ચરિત્રોનું સ્મરણ કરતો પૃથ્વી ઉપર ફરતો હતો. સંતુષ્ટ મનવાળો હતો. ઇચ્છાઓનો ત્યાગ કર્યો હતો. અને છેવટે મદ તેમ જ મત્સર (અદેખાઇ) વિનાનો થઇને હું કાળની રાહ જોતો હતો.

**ભાવાર્થઃ**—અંતઃકરણના મલ ત્રણ પ્રકારના હોય છે. સાક્ષાત્ રાગાદિક તે તામસ છે. તે રાગાદિકતા પણ વાસનારૂપ રાજસ છે. અને તેઓના પણ મૂળ ભૂત અવિદ્યારૂપ છે. યોગશાસ્ત્રમાં અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ, એમ પાંચ પ્રકારના કલેશ કહ્યા છે. તેની વ્યાખ્યામાં તમ, મોહ, મહામોહ, તામિસ્ર, અને અંધતામિસ્ર, એમ અવિદ્યાનાં પાંચ પર્વ છે. એવી રીતે વ્યાસજીએ યોગશાસ્ત્રમાં લખેલું છે તે 'કષાય' કહેવાય છે. તે ક્રમશઃ કર્મ ભક્તિ અને જ્ઞાન વડે નિવૃત્ત કરાય છે. તેમાં જુદા જુદા અધિકાર હોય છે. વૈરાગ્યવાળાને જ્ઞાનમાં અધિકાર છે. કર્મીઓને કર્મમાં અધિકાર હોય છે અને બહુ આસક્ત પણ નહિ તેમ વિરક્ત પણ નહિ તેવાઓનો ભક્તિયોગમાં અધિકાર છે. એમ એકાદશસ્કંધમાં ત્રણે અધિકારીઓ લખેલા છે; તેથી એકથી એક જ વખતે ત્રણ યોગ ન થઇ શકે. અને તે ત્રણે થયા સિવાય ત્રણ પ્રકારના કષાયો નિવૃત્ત થતા નથી; માટે એ ત્રણ માર્ગને બદલે એક એવો ઉપાય કરવો જોઈએ કે જેથી તે કષાયો નિવૃત્ત થાય. તેથી ભગવાનની કૃપાથી જે તેને સૂજયું તે કરવા લાગ્યા. "ચક્રના ચિહ્નવાળા ભગવાનનાં નામો હમેશાં દરેક સ્થળે લેવાં" એવું વાકય હોવાથી ભગવાનના નામનો ઉચ્ચાર કરવામાં દેશ અને કાળની જરૂર રહેતી નથી. એક નામનું વારંવાર આવર્તન કરવું નહિ; કારણ કે બ્રહ્મને જાણનારને દરેક રૂપ વડે

ભગવાનની સેવા કરવાનું શ્રુતિમાં લખેલું છે. એક જ નામની આવૃત્તિ કરે તો તેમાં એક જ રૂપના વિશેષ ચરિત્રનું સ્મરણ થાય છે; તેથી સર્વ રૂપથી દરેક સ્થળે રક્ષા ન થઈ શકે. અને વેદમાં તો જુદે જુદે સ્થળે જુદા જુદા સ્વરૂપમાં રક્ષા થવાનું લખ્યું છે. તેમ સાંભળનાર વ્યાસજી અને કહેનાર નારદજીને એ બન્નેને દરેક સ્થળે બ્રહ્મબુદ્ધિ નથી, તેથી પાખંડપણાની શંકા થાય, તેમાં કારણ કહે છે કે ભગવાન્ અનંતરૂપ છે; તેથી ભગવાનના ધર્મ અને નામો પણ અનંત છે; તે જો એક જ નામનું વારંવાર ઉચ્ચારણ કર્યા કરે તો જુદાં જુદાં નામોમાં ભગવાનના જે અનંત ધર્મો છે તેનું સ્મરણ થાય નહિ. લોકના મધ્યમાં રહીને અલૌકિક કાર્ય કરે તો લોક હાંસી કરે છે, એવી બીકથી તે ગુપ્ત કરે છે. દેહ કુલ અને અંતઃકરણના ધર્મો વડે લજ્જા થાય છે. શાસ્ત્રોક્ત કરવામાં પણ લોક હાંસી કરે છે. તેથી જો લૌકિક સાચવવા જાય તો ભગવાનમાં શુદ્ધ ભાવ રહેતો નથી; માટે તે લોકધર્મને છોડાવી દે છે. તેમ કહે છે કે 'લજ્જા હણાઈ ગઈ હતી.' એટલે જેનો નાશ થઇ ગયો હોય તેનું પાછું જીવન થતું નથી. ક્રિયા અને કર્મમાં અધિકારીપણું. નામનો ઉચ્ચાર કરવામાં જ લજ્જા ન હતી, બીજી કોઇ બાબતમાં નિર્લજ્જપણું ન હતું. સ્વાધીન અર્થોના અનુસંધાનપૂર્વક ઊંચેથી ઉચ્ચારણ કરવું તે પઠન કરવું કહેવાય છે. તેવી રીતે નિરંતર ભગવાનના નામનો ઉચ્ચાર કરતો હતો. તે માટે વ્યાકરણના નિયમથી **પઠન્** એવું વર્તમાન કૃદંતનું રૂપ આપેલું છે. ચિત્ત ચંચલ હોવાથી તે ચિત્તને જુદું અવલંબન હતું, તે કહે છે કે ચરિત્રો ગુહ્ય હતાં; એટલે ભગવાનનાં ચરિત્રો લોકમાં સ્પષ્ટપણે કહેવા યોગ્ય ન હતાં. પુષ્ટિ (અનુગ્રહ) કે કૃપા વડે તે ચરિત્રો કરેલાં હતાં. એટલે દ્રૌપદી અર્જુન વગેરેમાં તેમજ શયનસ્થાનાદિકમાં જે ચરિત્રો હતાં તે કલ્યાણકારી અને મનને હરણ કરે તેવાં હતાં. તેથી ચિત્તને વિક્ષેપ કરે તેવાં ન હોવાથી બંધન કરે તેવાં ન હતાં. તેવાં ચરિત્રોનું સ્મરણ કરતો હતો અને જે સ્પષ્ટ રીતે કહેલાં હતાં તેનું પઠન કરતો હતો. તેમ જ જે ચરિત્રો કરેલાં હતાં અને કરવાનાં હતાં તેઓનું પણ ભગવાનની કૃપાથી સ્ફુરણ થયું હતું. તેમ કરતાં કરતાં શરીરનું કૃત્ય પણ કહે છેઃ 'હું પૃથ્વી ઉપર ફરતો હતો.' અહીં ઘણો જ નજદીકનો સંયોગ હોવાથી "**गाम्**=વાણી" એ શબ્દમાં દ્વિતીયા મૂકેલી છે.

અહીં પૃથ્વીવાચક **गो** શબ્દ મૂકેલો છે, તેથી ગાયની સેવાની માફક પૃથ્વી ઉપર ફરવું તે પણ ધર્મને ઉત્પન્ન કરનારું હતું. ચોતરફ ફરતો હતો એમ કહેવાથી એક સીધા માર્ગથી જ દેશનો અતિક્રમ કર્યો ન હતો. એમ એ ચરિત્રના સ્મરણરૂપ એક અંગ નામોચ્ચારણના સાધન રૂપે કહીને ફળના સાધન રૂપ હોવાથી હવે પાંચ અંગ કહે છે કે મન સંતુષ્ટ હતું. પૃથ્વીમાં

ફરવું પણ જો કોઈ બીજા કાર્ય માટે હોય તો કેવળ ફરવાથી સંતોષ ન થાય, પણ આ ફરવું તો ફલરૂપ માનેલું હતું તેથી મનમાં સંતોષ હતો. જો કે તેવી રીતે ફરવાથી કોઈ સ્થળે આશ્ચર્ય ઉપજાવે તેવા પદાર્થો જોવાય છે, કોઈ સ્થળે પવિત્ર તીર્થોનો અનુભવ થાય છે, તેથી લૌકિક અને અલૌકિક બન્ને ફલો થાય છે; તોપણ તેમાં ઇચ્છા ન હતી. તે કહે છે કે દેશકાળના નિયમ વગર કર્મ થઈ શકે નહિ, તેથી જ જૈમિનિની પૂર્વમીમાંસાના બીજા અધ્યાયમાં કર્મના ભેદનું નિરૂપણ કર્યું છે કે નિત્ય અને કામ્ય એમ અગ્નિહોત્રાદિક કર્મના બે ભેદ છે. તેમ જ જુદું પાડનાર દેશકાળના સંબંધમાં વપન કરવું (મુંડન કરાવવું), તુલા મકર અને મેષની સંક્રાંતિમાં સ્નાનાદિ કરવું વગેરે ભેદ લખેલા છે.

ત્યારે જુદા દેશનો કે કાળનો સંબંધ આવે ત્યાં શું કરવું? એવી શંકાનું સમાધાન કરે છે કે હું કાળની રાહ જોતો હતો. એટલે પ્રથમથી જ કાળની પ્રતીક્ષા (રાહ) હતી; તેથી જ શરીરરક્ષા વગેરેનું સાધન ન હતું, અથવા શરીરને બાધ કરનાર કોઇ આવે તોપણ અંતઃકરણમાં કલેશ ન હતો. દૈવની ગતિથી સન્માન મળ્યું, તોપણ હું અભિમાન કરતો ન હતો; કારણ કે કોઈ પૂજન કરે તેથી મોટાઇ થવાની ન હતી, પણ તે તો ઊલટાનો બાધ કરે તેમ હતું; કારણ કે "જે યોગીને ઘણા મનુષ્યો માને છે તે યોગી યોગની સિદ્ધિને મેળવી શકતો નથી" એવું વાકય હોવાથી લોક સન્માન કરે તે યોગીને બાધ કરનારું છે. કોઇ પદાર્થ પ્રાપ્ત જ ન હતો તેથી તેમાં કાંઈ અદેખાઇ ન હતી, પણ કાલની રાહ જોતો હતો, એટલે કાંઇ ખાવાપીવાનો પદાર્થ ન મળે તો કાળ જલદી આવે એમ ધારીને અન્નાદિ નહિ આપનારનો ઉપકાર માનતો હતો, પણ તેના ઉપર ઇર્ષ્યા થતી ન હતી. જે પદાર્થો બાધ કરનારા નથી તે આપનાર હોય તો તેમાં ભગવાનની આજ્ઞાનો નિર્વાહ થઈ શકે છે, અને નિષિદ્ધ પદાર્થ આપનાર તો બાધક છે, તેથી તે સહન કરવું જોઇએ. (૨૬)

એવી રીતે છ અંગ સહિત નામનું ઉચ્ચારણ કરતાં કરતાં પૃથ્વીમાં પર્યટન કરતો હતો, એ અંતઃકરણના મેલને પકવ કરવામાં કારણ હતું, ત્યારે એ પૃથ્વીમાં ફરવું તે દષ્ટફળ બતાવીને કષાયનો પાક કરે છે કે અદષ્ટ દ્વારા પાક કરે છે, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**एवं कृष्णमतेर्ब्रह्मन्नसक्तस्याऽमलात्मनः ।**
**कालः प्रादुरभूत्काले तडित्सौदामिनी यथा ॥२७॥**

**શબ્દાર્થઃ—**એવી રીતે મને કૃષ્ણમાં મતિ થઇ, એટલે આસક્તિ છૂટી જવાથી અંતઃકરણ શુદ્ધ થયું, ત્યારે હે બ્રહ્મરૂપ વ્યાસ, દેહ પડવાનો સમય આવ્યો ત્યારે સુદામ પર્વતની વીજળીની માફક કાળ પ્રકટ થયો.

**ભાવાર્થ**:— આમ કરવાથી ભગવાન્‌માં મતિ થાય ત્યારે જ વિષયોમાંથી સંગ છૂટી જાય છે, ત્યારે કૃષ્ણ ભગવાન્‌માં રુચિ થાય છે, ત્યારે કોઈ વિષય પણ ગમતો નથી. ત્યાં પ્રમાણ માટે **ब्रह्मन्** એવું સંબોધન આપ્યું છે. એટલે તમે બ્રહ્મરૂપ હોવાથી બધું જાણો છો. કૃષ્ણભગવાન્‌માં મતિ થઈ એટલે વિષયોનો સંગ છૂટી ગયો, ત્યારે જ અંતઃકરણ શુદ્ધ થયું. એટલે તે વખતે જ અંતઃકરણના કષાયરૂપ મળ હતા, તે તરત જ પાકી ગયા, અને મળ પાકે તે માટે જ શરીરને ધારણ કર્યું હતું. હવે મળ પકવ થવાથી શરીરનું બીજું પ્રયોજન રહ્યું નહિ, તેથી તે શરીરને લેવા માટે કાળ પ્રકટ થયો; તે શરીરનો પ્રારંભ કરનાર અદૃષ્ટની સમાપ્તિ વખતે અથવા બ્રહ્માજીએ આપેલા શાપની[1] સમાપ્તિ થઈ ત્યારે વર્ષાકાળમાં શરીર ગ્રહણ કરવા કાળ આવ્યો. તે કાળ વીજળીને વેગે આવ્યો, એમ મૂળમાં દૃષ્ટાંત આપેલું છે. ત્યાં વીજળીને કહેનાર **तडित्** શબ્દ મૂકયો છે અને પાછો બીજો **सौदामनी** શબ્દ મૂકયો છે, તે પણ વીજળીને કહેનાર છે. વિજયધ્વજની ટીકામાં કહ્યું છે કે **तडित्** એટલે જલદી એવો અર્થ કરવો, અને સુદામ પર્વતથી થયેલી વીજળી તે સૌદામિની કહેવાય છે. સુદામ પર્વત સ્ફટિકનો છે, તેથી વીજળીનો પ્રકાશ થાય છે, તે અત્યંત સ્પુટ દેખાય છે, તેવી રીતે કાળનું સ્ફુટપણું બતાવવા સારુ તે દૃષ્ટાંત આપેલું છે. ત્યાં શ્રીધરસ્વામીએ માળાના આકારમાં વીજળી થવાનું દૃષ્ટાંત આપેલું છે. અથવા સમીપમાં જેમ વીજળી થાય તેવી રીતે કાળ આવ્યો, એવો અર્થ થાય છે. જેમ પહેલાંથી ગર્જનાવાળી વૃષ્ટિ ને વીજળી થાય છે, તેવી રીતે શરીરને નાશ કરનાર રોગાદિકની અપેક્ષા વડે કાળ જીવને લઈ જાય છે, એટલે પ્રથમ રોગાદિકને ઉત્પન્ન કરીને પછી જીવને લે છે. તે કાળ અહીં પ્રથમથી જ પ્રકટયો હતો, એમ કહેવા માટે વીજળીનું દૃષ્ટાંત છે. (૨૭)

તે પછી શું થયું ? ત્યાં નારદજી કહે છેઃ

**प्रयुज्यमाने मयि तां शुद्धां भागवतीं तनुम् ।**
**आरब्धकर्मनिर्वाणो न्यपतत्पाञ्चभौतिकः ॥२८॥**

**શબ્દાર્થ**:—હું ભગવદ્‌ભક્ત સંબંધી તે શુદ્ધ દેહ પ્રત્યે જોડાયો, ત્યારે પ્રથમના દેહમાં આરંભેલા કર્મની સમાપ્તિ થઈ, અને પંચમહાભૂતોનો બનેલો દેહ પડી ગયો.

---

૧. બ્રહ્મવૈવર્ત પુરાણમાં એવી કથા છે કે બ્રહ્માજીએ નારદજીને આજ્ઞા કરી કે તમે ગૃહસ્થાશ્રમ કરો, પણ નારદજીએ તેમ ન કર્યું; તેથી બ્રહ્માજીએ નારદજીને શાપ આપ્યો કે તમે સ્ત્રીની કામનાવાળા અને દાસીના પુત્ર થશો. તે શાપથી પ્રથમ ઉપબર્હણ ગંધર્વ થયા. ત્યાં સ્ત્રીલંપટ થયા. અને તે પછી દાસીમાં ઉત્પન્ન થયા, તે શાપની નિવૃત્તિ થઈ.

**ભાવાર્થ**:—દેહ છૂટી ગયેલો તેનો કલેશ જણાયો જ નહિ, કેમકે પહેલેથી જ ભગવાનના સંબંધવાળો અને શુદ્ધ સત્ત્વના પરિણામવાળો દેહ તૈયાર હતો. કાળ મને જલદી તે દેહ પાસે લઇ ગયો. ત્યાં મને કાળ લઇ જતો હતો, તે વખતે થોડે દૂર વિમાનની સામે શરીર પણ પાછળ ચાલ્યું. પરંતુ તે શરીર પંચમહાભૂતનું હોવાથી ઘણું ભારે હતું, તેથી પંચમહાભૂતોને ઓળંગીને વૈકુંઠમાં જવાનું હોવાથી પંચમહાભૂતનું શરીર ત્યાં જ પડી ગયું.

શંકા કરે છે કે યોગ માર્ગમાં બ્રહ્મસંપત્તિ થાય છે ત્યારે તો શરીર રહે છે અને આ શરીર કેમ પડી ગયું? ત્યાં કહે છે કે જે કર્મ વડે આ શરીર આરંભેલું હતું, તેની સમાપ્તિ થઇ; એટલે સમાપ્તિવાચક શબ્દ મૂળમાં **निर्वाण** આપેલો છે, તેથી મોક્ષનો અર્થ પણ થાય છે; તેથી કર્મ પણ મુક્ત થયું. એટલે હવે તે કર્મ બીજાં કર્મોની પરંપરાને ઉત્પન્ન કરે નહિ, ત્યાં શંકા કરે છે કે:

શરીરમાં તમામ કર્મ મુક્ત થઇ ગયાં; તેથી તેનું ફળ પ્રાપ્ત થાય નહિ તો આકાશવાણીથી ભગવાને વરદાન આપ્યું છે કે આ નિન્દિત લોકને છોડી દઇને તું મારો ભક્ત થઈશ; તે વરદાન પણ નિવૃત્ત થયું. તેથી તેનું ફળ પ્રાપ્ત થાય નહિ ત્યારે આગળ ભગવાનૂના સંબંધવાળું શરીર શી રીતે થયું? તે શંકાનું સમાધાન કરે છે કે ભગવાને જે વરદાન આપ્યું હતું તે દેહથી આરંભેલા કર્મરૂપ નથી, પણ શુદ્ધ ભગવદીયતાનો આરંભ કરનાર કર્મરૂપ છે. તે કર્મની સમાપ્તિ તો જ્યારે દેહનું ગ્રહણ કરે ત્યારે થાય; એટલે તે વરદાનરૂપ કર્મ પણ આરંભેલું થાય, તે વખતે તે વરદાનની સમાપ્તિ થાય. દેહ તો બ્રહ્માંડાત્મક છે. તેની વ્યાવૃત્તિ માટે કહે છે કે તે પંચમહાભૂતોનો દેહ પડી ગયો. (૨૮)

જ્યારે દેહ બ્રહ્માંડાત્મક છે ત્યારે બ્રહ્માજીથી નારદજીની ઉત્પત્તિ કેમ થઈ? ત્યાં બે શ્લોકથી સમાધાન કરે છે:

**कल्पान्त इदमादाय शयानेऽम्भस्युदन्वतः ।**
**शिशयिषोरनुप्राणं विविशेऽन्तरहं विभोः ॥२९॥**
**सहस्रयुगपर्यन्तमुत्थायेदं सिसृक्षतः ।**
**मरीचिमिश्रा ऋषयः प्राणेभ्योऽहं च जज्ञिरे ॥३०॥**

**શબ્દાર્થ**:—બ્રહ્માજીનો કલ્પ પૂરો થયો ત્યારે આ જગતને લઇને સમુદ્રના જળમાં પોઢેલા નારાયણમાં સૂવાની ઇચ્છા કરનારા બ્રહ્માજીના પ્રાણવાયુની સાથે હું તેના શરીરમાં પેઠો, તેમાં હજાર ચતુર્યુગ ( સત્ય, દ્વાપર, ત્રેતા અને કલિયુગ એમ હજાર વખત ગયા ) થયા. તે પછી ઊઠીને જગતને સરજવાની ઈચ્છા કરતા બ્રહ્માજીના પ્રાણોમાંથી મરીચિ વગેરે ઋષિઓ અને હું પણ ઉત્પન્ન થયો.

**ભાવાર્થ**:—જ્યારે કલ્પનો અંત થાય છે ત્યારે દરેક જગતને પોતાનામાં લઇને નારાયણ ભગવાન્ પોઢે છે, બ્રહ્માજી પણ નાભિના માર્ગથી ઉદરમાં પ્રવેશ કરે છે. તે પછી નારાયણની સાથે એકતાને પામીને હજાર યુગની ચોકડી સુધી બ્રહ્માજી પોઢે છે. ત્યારે આપણા શરીરને પણ નિત્યપણું હોવાથી શયન માટે હું પણ બ્રહ્માજીની નાસિકાના વાયુ સાથે તેના શરીરમાં અંદર પેસી ગયો, એટલે વાયુ અંદર પેસે છે અને બહાર નીકળે છે, પણ હું તો ત્યાં અંદર જ રહ્યો. બ્રહ્માજી સમર્થ છે એમ કહેવાથી તેની અંદર પ્રવિષ્ટ થયેલાને ધારણ કરવાનું સામર્થ્ય છે એમ બતાવ્યું છે. નારાયણની અંદર બ્રહ્માજી ગયા તેનો વખત હજાર ચતુર્યુગ સુધીનો હતો. ત્યારે રાજસકલ્પમાં ભગવાન્ તિરોહિત હતા, અને બ્રહ્માજી નીકળ્યા. નીકળીને શયનથી ઊઠીને આ જગતને પહેલાંની માફક સરજવાની ઇચ્છા કરી ત્યારે સરજવાની ઈચ્છા કરનાર બ્રહ્માજીના અવયવોથી મરીચિ જેમાં મુખ્ય છે એવા ઋષિઓ ઉત્પન્ન થયા, અને હું પણ ઉત્પન્ન થયો. તે પ્રસંગમાં " ખોળામાંથી નારદજી થયા " એવું વાકય છે, તેથી નારદજી ભગવાનના ભક્ત હોવાથી તેને બ્રહ્માજીએ પોતાના ખોળામાં બેસાડેલા છે. તે પછી પ્રજાપતિમાં અંદર પ્રવેશ કરેલો હોવાથી બ્રહ્માના પ્રાણરૂપ, તે તે સ્થળમાં રહેલા ભગવાન્‌ના અંશોથી અમે ઉત્પન્ન થયા, એમ સૂચવ્યું છે. (૩૦)

હું ઉત્પન્ન થયો તે પછી પણ તે કૃપા એમની એમ મારામાં રહી, એમ બતાવવા માટે કહે છેઃ

**अन्तर्बहिश्च लोकांस्त्रीन्पर्येम्यस्कान्दितव्रतः ।**
**अनुग्रहान्महाविष्णोरविघातगतिः क्वचित् ॥ ३१ ॥**

**શબ્દાર્થ**--ત્રણ લોકની અંદર અને બહાર હું ભ્રમણ કરું છું. તેમાં ભગવાનનાં દર્શન-રૂપ વ્રત સ્ખલિત થતું નથી. અને મહાવિષ્ણુના અનુગ્રહથી કયાંય પણ મારી ગતિ અટકતી નથી.

**ભાવાર્થ**—જેમ બાલક પુત્ર ઘરની બહાર અને અંદર પણ ફર્યા કરે છે, તેમ બ્રહ્માંડની અંદર અને બહાર હું ફર્યા કરું છું. અથવા ત્રિલોકીની અંદર અને બહાર ફર્યા કરું છું. અથવા બહાર તો દરેક ફર્યા કરે છે, એ ન્યાયથી બહાર ફરવું તો સંભવે છે. તે દરેકને જાણવામાં હોય તે માટે અંદર પણ ફર્યા કરું છું એમ કહેલું છે. **त्रींल्लोकान्** એ સ્થળે દ્વિતીયા વિભક્તિ છે તે અત્યંત સંયોગના અર્થમાં છે; એટલે **मासमधीते** ( આખો મહિનો ભણે છે ) ત્યાં દ્વિતીયા વિભક્તિથી આખો માસ અસ્ખલિત અધ્યયન કરે છે એમ સિદ્ધ થાય છે, તેવી રીતે અહીં ત્રણલોકવાચક શબ્દની દ્વિતીયા વિભક્તિથી

દરેક સ્થળે અસ્ખલિત ફરવું સિદ્ધ થાય છે. ત્યાં શંકા કરે છે કે એમ દરેક સ્થળે ફરવાથી શું થયું ? ચૈતન્ય વગરના વાયુ વગેરેનું ભ્રમણ પણ તેવી રીતે થાય છે, ત્યારે તમે ચેતન છો તે ફરો તેમાં નવાઈ શી ? તેનું સમાધાન કરે છે કે હું જ્યાં ફરું છું ત્યાં ભગવાનનાં દર્શન થવારૂપ વ્રત અસ્ખલિત રહે છે. અર્થાત્ દરેક સ્થળે મને ભગવાનનું દર્શન થાય છે. ભગવાન્ દરેક સ્થળે વિદ્યમાન હોવાથી અમુક દેશમાં ભગવાનનું દર્શન થાય અને અમુક દેશમાં થાય નહિ તેમ નથી. ભક્તોએ ભક્તિથી દરેક સ્થળે દર્શન કરવું જોઈએ. તેથી જે સ્થળમાં ભગવાનનું દર્શન થાય નહિ, તે સ્થળથી જ વ્રતની હાનિ થાય છે. માટે મને તો દરેક સ્થળે ફરવામાં ભગવાનનું દર્શન થતું હતું; તેથી વ્રતની હાનિ નથી.

શંકા કરે છે કે મચ્છર માકડ વગેરે ક્ષુદ્ર જંતુઓના હૃદયમાં પણ ભગવાન તો રહેલા છે, તેથી તેવા સ્થળમાં તમારી ગતિ કેવી રીતે થાય અથવા ત્યાં ભગવાનનું દર્શન થાય ? ત્યાં કહે છે કે મહાવિષ્ણુના અનુગ્રહથી મારી ગતિનો ક્યાંય વિઘાત થયો નહિ; એટલે દેશ અને કાલથી જેનો પરિચ્છેદ થાય નહિ તે વ્યાપક કહેવાય છે, તેથી વિષ્ણુ સર્વ ઠેકાણે વ્યાપક છે, અને અહીં તો મહાવિષ્ણુ કહેલા છે, તેથી કોઇ વસ્તુથી પણ તેનો પરિચ્છેદ નથી એમ બતાવ્યું છે. તેનો અનુગ્રહ પણ તેવો જ હોય છે, માટે જેનો વિઘાત થતો નથી, એવી મારી ગતિ છે; તેથી કયારે પણ કોઇપણ સ્થળમાં હું અટકતો નથી. (૩૧)

એવી રીતે સત્સંગ દ્વારા શ્રવણથી લઈને સર્વત્ર ભગવાનનું દર્શન થાય છે ત્યાંસુધી એક શ્રવણભક્તિ કહેલી છે, હવે ભગવાનની કૃપા વડે કીર્તનભક્તિનો આરંભ કરેલો છે એમ કહે છેઃ

**देवदत्तामिमां वीणां स्वरब्रह्मविभूषिताम् ।**
**मूर्च्छयित्वा हरिकथां गायमानश्चराम्यहम् ॥ ३२ ॥**

**શબ્દાર્થ**—નાદરૂપી બ્રહ્મથી શોભા પામેલી અને દેવતાઓએ આપેલી આ વીણાને સંગીતશાસ્ત્રે બતાવેલી મૂર્ચ્છનાને પ્રાપ્ત કરાવીને હું હરિકથાનું ગાન કરતો કરતો ફર્યા કરું છું.

**ભાવાર્થ**:—ભક્તિમાર્ગમાં દેવતાએ કરેલાં વિઘ્નોની કયારે પણ સંભાવના થાય એવી શંકા દૂર કરવા માટે કીર્તનના અંગભૂત વીણા દેવતાઓએ આપેલી છે; તેથી દેવતાઓ વિઘ્ન કરે તેમ નથી. તે દેવોએ આપેલી વીણા વેદ વડે પુરાય છે; તેથી તેમાં આંગળીઓ વગેરે ચલાવવાનો પ્રયાસ પણ કરવો પડતો નથી. ષડ્જ વગેરે સ્વરોથી વીણા સુશોભિત છે અને નાદબ્રહ્મરૂપ સ્વરો છે.

તેથી વિશેષે કરીને વીણા સુશોભિત છે. તેવી વીણાને મૂર્છના પ્રાપ્ત કરાવીને હું હરિકથા કરું છું. સંગીતશાસ્ત્રમાં સ્વરોની મૂર્છના જેવી રીતે બતાવેલી છે, તે પ્રમાણે મૂર્છનાને પ્રાપ્ત કરાવીને વગાડું છું; તેથી તેમાં રસનો આવિર્ભાવ થવાથી કીર્તન કરવામાં મને શ્રમ જણાતો નથી. વગર મહેનતે કીર્તન થાય છે; તે માટે વીણામાં મૂર્છના પ્રાપ્ત કરાવીને હરિકથાનું ગાન કરતો ફરું છું. જગતમાં ફર્યા કરવું એ પણ કીર્તનમાં એક અંગરૂપ છે. (૩૨)

અહીં શંકા થાય છે કે પહેલાં શ્રવણભક્તિ કરતા હતા ત્યારે ફરતા હતા અને હવે કીર્તનભક્તિ કરો છો ત્યારે પણ ફરો છો, તો પહેલાં કરતાં હાલમાં વધારે શું થયું ? ત્યાં કહે છેઃ

**प्रगायतः स्ववीर्याणि तीर्थपादः प्रियश्रवाः ।**
**आहूत इव मे शीघ्रं दर्शनं याति चेतसि ॥ ३३ ॥**

**શબ્દાર્થ**:—પ્રભુના પરાક્રમનું ગાન કરતા એવા મારા ચિત્તમાં બોલાવેલા જાણે કે હોય, તેવી રીતે ભગવાન્ જલદી પધારે છે. તે ભગવાનના ચરણકમલમાં તીર્થરૂપ સત્પુરુષો રહેલા છે, તેમ ભગવાનને પોતાને પણ યશ પ્રિય છે, માટે જલદી પધારે છે.

**ભાવાર્થ**:—પહેલાં જે ભગવાનનાં દર્શન કરવા માટે મોટો યત્ન કરેલો હતો, તે ભગવાન્ હમણાં પોતાની મેળે જ દર્શન આપી રહ્યા છે. ત્યાં કારણ કહે છે કે જે મનુષ્ય પોતાનાં પરાક્રમોનું વિશેષથી ગાન કરે છે, તેને આગળ ઉપર ગાન કરતાં કરતાં ભગવાનના પરાક્રમોનું અસ્ફુરણ ( સ્ફૂર્તિ ન થવી તે ) ન થાય તો વધારે સારું એમ ધારીને વીર્યોની સ્ફૂર્તિ થવા માટે અને બીજા વિષયોનો સંચાર તેના હૃદયમાં ન થાય તે માટે ભગવાન્ પોતે જ તેના હૃદયમાં પધારે છે.

ત્યાં શંકા કરે છે કે બીજાને ભગવાનનો યશ સંભળાવવો તે કીર્તન-ભક્તિ કહેવાય છે, અને નારદજી તો એકલા પૃથ્વી ઉપર ફરતા હતા, તેથી સાંભળનાર કોઈ ન હોવાથી શ્રોતારૂપ અંગ વગરનું કીર્તન ફલને માટે કેમ થાય ? એટલે શ્રોતારૂપ અંગવગરના કીર્તનનું ફલ સિદ્ધ કેમ થાય કે જેથી ભગવાન હૃદયમાં પધારે ?

એ શંકાનું સમાધાન કરે છે કે તીર્થરૂપ સત્પુરુષો ભગવાનના ચરણ-કમળમાં રહે છે, એટલે જે પુરુષો સાયુજ્યમુક્તિને પ્રાપ્ત થાય છે, તે તમામ પુરુષો ભગવાનના ચરણારવિંદમાં રહે છે. તેમ જ બીજા પણ પ્રભુની ભક્તિને વશ થઇને ચરણારવિંદમાં રહેલા છે; કેમકે ભક્તિનો ગુણ જ તેવો છે. તે ચરણારવિંદને હૃદયમાં પધરાવીને ગાન કરે છે. અને સાંભળનારા સત્પુરુષો

ત્યાં વિદ્યમાન છે, માટે કીર્તનભક્તિનું અંગ ત્યાં નથી એમ ન કહેવું; તેથી કીર્તનભક્તિ સાંગ સિદ્ધ છે અને તે કીર્તન સફળ પણ થયું છે. શંકા કરે છે કે ભગવાન્ તેવી રીતે સર્વ સામગ્રીને તૈયાર શામાટે કરે છે? ત્યાં કહે છે કે ભગવાનને કીર્તિ પ્રિય છે; તેથી કીર્તિનું સંપાદન કરવા માટે દરેકની તૈયારી કરે છે. આગળ ભગવાનનાં પરાક્રમોની સ્ફૂર્તિ ન થાય ત્યારે ભગવાનનું સ્મરણ થાય છે, તે ભગવાનને બોલાવવા જેવું થાય છે. અને પ્રભુને કીર્તિ પ્રિય હોવાથી ભક્ત બોલાવે ત્યારે પધારવું જ જોઇએ; તેથી પોતે પધારે છે. (૩૩)

આમ પરિકરસહિત કીર્તનનું નિરૂપણ કરીને દરેક સ્થળે લોકમાં કીર્તનની પ્રસિદ્ધિ થવા માટે તેમાં કીર્તનરૂપ વિષયનું વર્ણન તમારે કરવું, એવા અભિપ્રાયથી અનુવાદ કરીને કીર્તનને સ્થિર કરે છેઃ

**एतद्ध्यातुरचित्तानां मात्रास्पर्शेच्छया मुहुः ।**
**भवसिन्धुप्लवो दृष्टो हरिचर्यानुवर्णनम् ॥३४॥**

**શબ્દાર્થ**:—વિષયોના સ્પર્શની ઇચ્છા વડે જેનું ચિત્ત વારંવાર આતુર થયેલું છે તેઓને, સંસારરૂપી સમુદ્ર તરવા માટે વહાણરૂપ, ભગવાનના ચરિત્રનું વર્ણન મેં જોયેલું છે.

**ભાવાર્થ**:—વિષયોના સ્પર્શની ઇચ્છાથી જેનું ચિત્ત આતુર થયેલું છે, તેઓને ભગવાન્‌નાં ચરિત્રોનું વર્ણન કરવું એ જ સંસારરૂપી સમુદ્રને તરવા માટે વહાણ જોયેલું છે. મૂળમાં **एतद्** (આ) એમ કહેલું છે, તેથી નારદજી વ્યાસજીને એવું સૂચન કરે છે કે હું જેવી રીતે કીર્તન કરું છું તેવી રીતે કીર્તન કરવું. એ કીર્તન સંસારરૂપી સમુદ્રને તરવામાં વહાણરૂપી છે. મૂળમાં નિશ્ચયવાચક **हि** અવ્યય લખ્યો છે તેનો અભિપ્રાય એવો છે કે આની પહેલાંના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે, ભગવાનના ચરણારવિંદમાં સત્પુરુષો રહેલા છે, તે કીર્તનોનું શ્રવણ કરે છે. તેમ જ ભગવાનને કીર્તિ પ્રિય છે, તેથી કીર્તિનું સંપાદન કરવા માટે ભગવાન્ દરેક સિદ્ધ કરી આપે છે. એ દરેક કારણો કીર્તન કરવામાં સમજવાનાં છે, એમ બતાવ્યું છે. મૂળમાં વિષયવાચક **मात्रा** શબ્દ આપેલો છે; તેનો અર્થ એવો થાય છે કે **मा** એટલે માયા અને **त्रा** એટલે રક્ષા કરનાર, અર્થાત્ વિષયોમાં માયાનું રક્ષણ થઈ રહ્યું છે; તેથી જે વિષયાસક્ત હોય છે તેના ઉપર માયાનું બળ સારી રીતે ચાલે છે, એમ સૂચવ્યું છે. તે વિષયોના સ્પર્શ માત્રની ઇચ્છા થવાથી માયામાં ડૂબે છે. મૂળ શ્લોકમાં **मात्रास्पर्श** શબ્દ લખેલો છે, તેનો વ્યંગાર્થ (જે અભિપ્રાયથી શબ્દનો ઉચ્ચાર થયો હોય તેનો બીજો અર્થ થવાથી અન્ય અભિપ્રાય નીકળે છે તે શબ્દ વ્યંગ્ય કહેવાય છે) કરતાં માત્રાની સાથે સ્પર્શની ઇચ્છા એવો અર્થ થવાથી વિષયોને સ્પર્શ કરવાની ઇચ્છામાં મહાપાતકપણું સૂચ-

વેલું છે. તેવા મહાપાતકીનો ઉદ્ધાર બીજી કોઈ રીતથી થઈ શકે તેમ નથી, અને ભગવાનનાં ચરિત્રોનું વર્ણન તમે કરશો તો તેવા મહાપાતકીઓને પણ શ્રવણ થવાથી તેનો ઉદ્ધાર થશે. જો તમે પ્રભુનાં ચરિત્રોનું વર્ણન નહિ કરો તો, જેમ મહારોગ થયો હોય અને તેનો ઉપાય કાંઈ થઈ શકે નહિ તેમ વિષયાસક્તિરૂપ મહારોગ તો સર્વને થયેલો છે, તેથી પરલોકના સાધનમાં કોઇ તરેહની પ્રવૃત્તિ કાંઈ પણ થશે નહિ. કદાચિત ભગવાનનાં ચરિત્ર સિવાય બીજાં સાધનમાં પ્રવૃત્તિ થશે, તો જેમ શરીરમાં તાવ વ્યાપેલો હોય તે વખતે પથ્ય અન્ન જમવાથી પણ વિશેષ તાવ ચઢે છે તેમ બીજાં સાધનોથી તો સંસારરૂપી રોગ વિશેષ ઉત્પન્ન થાય તેમ છે. અને ભગવાનનાં ચરિત્રના શ્રવણને તો વિષય સિદ્ધ કરવાપણું છે જ નહિ; તેથી કદાચ વિષય પ્રાપ્ત થાય તો પણ જેનું ચિત્ત ભગવચ્ચરિત્રમાં લાગી ગયેલું છે, તે તેથી વારંવાર તેનું વર્ણન કર્યા કરે છે; માટે વિષયમાંથી તેની ઇચ્છા નિવૃત્ત થઈ જવાથી તેને વિષય પ્રાપ્ત થાય તોપણ તેને બાધકર્તા નથી; કેમકે તેમાં તેની આસક્તિ થતી નથી. માટે ભગવાનનાં ચરિત્રનું વર્ણન કરવારૂપ આ ઉપાય સુખ વડે સંસારને તારનારા તરીકે મેં જોયો છે. તેને સાધનપણાનો અનુવાદ કરીને તેનું રૂપ કહે છે કે ભગવાનનાં ચરિત્રનું વર્ણન સાંભળીને પછી વર્ણન કરવું એ સંસારને તારનાર ઉપાય છે. (૩૪)

ભગવાનનાં ચરિત્રનું વર્ણન કરવું એ કલ્યાણનો દેખીતો ઉપાય છે એમ કહેતા નારદજી બીજાં સાધનો તેવાં નથી એમ નિરૂપણ કરે છેઃ

**યમાદિભિર્યોગપથૈઃ કામલોભહતો મુહુઃ ।**
**મુકુન્દસેવયા યદ્વત્તથાઽઽત્માઽદ્ધા ન શામ્યતિ ॥૩૫॥**

**શબ્દાર્થ**:—મુકુંદ ભગવાનની સેવા વડે સાક્ષાત્ જેનું અંતઃકરણ શાંત થાય છે તેનું કામ લોભથી હણાયેલું અંતઃકરણ, યમનિયમાદિક યોગના માર્ગ વડે સાક્ષાત્ શાંત થતું નથી.

**ભાવાર્થ**:—ચિત્તના સાધન માટે જ યોગ પ્રવર્તેલો છે. પાતંજલ યોગ-સૂત્રમાં પણ કહેલું છે કે "ચિત્તની વૃત્તિઓનો નિરોધ થવો તે યોગ છે." તોપણ જ્યારે ચિત્ત સ્વસ્થ હોય ત્યારે જ તે યોગ થવાનો સંભવ છે. પ્રાણીઓનું અંતઃકરણ તો મરેલું છે. તે અંતઃકરણને કામદેવે બાળી નાખ્યું છે અને લોભથી તે ડૂબી ગયેલું છે. તેવા અંતઃકરણને તો મૃતસંજીવિની (મરેલાંને જીવતાં કરનારી વિદ્યા) વિદ્યાથી જીવતું કરી શકાય છે. યમનિયમ વગેરે તો યોગના માર્ગો છે. તેમાં ચાલવાને જે સમર્થ હોય છે, તેને ઇષ્ટની સિદ્ધિ થાય છે. આ અંતઃકરણ વારંવાર કામ અને લોભથી હણાયેલું છે એમ

કહ્યું છે; તેથી કામ અને લોભને અંતઃકરણ પરવશ થયું છે એમ બતાવ્યું છે. કામ અને લોભનું બીજ અંદર રહેલું છે અને ક્રોધાદિકનું બીજ બહાર રહેલું છે; તેથી તે કામ અને લોભ એ બન્નેનું જ ગ્રહણ કરેલું છે. મુકુંદ ભગવાન્ સંસારમાં ડૂબેલા મનુષ્યોને મોક્ષ આપનાર છે, અને મરેલાઓને જીવતા પણ કરે છે; તેથી ભગવાનને "મુકુન્દ" કહેવાય છે. તે મુકુંદ ભગવાનની સેવા સંસારરૂપી રોગને દૂર કરનારી છે. ભગવાનનાં ચરિત્રનું શ્રવણ કરવાથી ભગવાન્ અંદર પ્રવેશ કરે છે અને ભગવાન હૃદયમાં પધારે ત્યારે ચિત્ત પ્રભુની સેવા કરે છે. જો કે યોગમાં પણ ભગવાનનો આશ્રય રાખેલો હોય, તો તે યોગ પણ ક્રમે કરીને અંતઃકરણને શાંત કરે છે. પરંતુ સેવા તો સાક્ષાત્ જ અંતઃકરણને શાંત કરે છે; કારણ કે યોગની સેવા કરવા કરતાં, યોગના ઇશ્વર મુકુંદ ભગવાનની સેવા કરવી તે ઉત્તમોત્તમ છે. મૂળ શ્લોકમાં અંતઃકરણને કહેવા માટે આત્મા શબ્દ કહેલો છે, તેનો અભિપ્રાય એવો છે કે જે ભગવાનની સેવાની ભાવના કરવાનું લખેલું છે, તે ભગવાન્ દરેકના આત્મા છે; તેથી આત્મા હોય તે આત્માને જલદી શાંત કરી શકે છે. એમ સજાતીયપણું બતાવવા માટે અંતઃકરણનો વાચક "આત્મા" શબ્દ મૂકેલો છે. (૩૫)

નારદજીએ કહ્યું તેનાથી પણ કાંઇક રહસ્ય (છાનું) રહી ગયું હશે ? તેવી આશંકાની નિવૃત્તિ કરવા માટે ઉપસંહાર કરે છેઃ

**सर्वं तदिदमाख्यातं यत्पृष्टोऽहं त्वयाऽनघ ।**
**जन्मकर्मरहस्यं मे भवतश्चाऽऽत्मतोषणम् ॥३६॥**

**શબ્દાર્થઃ**—હે પાપરહિત વ્યાસજી, મારા જન્મ ને કર્મની ગુપ્ત હકીકત તમે પૂછેલી હતી તેમ જ તમારા અંતઃકરણમાં સંતોષ કેમ થાય એમ પણ તમે પૂછ્યું હતું, તે આ તમામ તમને કહી સંભળાવ્યું છે.

**ભાવાર્થઃ**—નારદ પોતાથી જ મોટા છે, એમ લોકમાં પ્રસિદ્ધ છે; એટલે દુનિયાં તો એમ જ જાણે છે કે નારદજી પહેલેથી જ આવા મોટા હશે. પણ મેં તો તમોને કહ્યા પ્રમાણે કલેશ જ અનુભવ્યો છે. ને તમામ મારી ગુપ્ત હકીકત તમને કહી છે. તમને પણ ચિત્તમાં જે ઉદ્વેગ થયો તેનું કારણ પણ કહ્યું છે. મારી આટલી મોટાઇ અને તમને ચિત્તમાં ખેદ થયો તે તમામમાં ભગવાન જ કારણરૂપ છે. આ ગુપ્ત વૃત્તાંત કહેવામાં કારણ એટલું જ છે કે ભગવાનનાં ચરિત્રનું વર્ણન કરવામાં ભગવાન્ પ્રસન્ન થાય, અથવા તમારા અંતઃકરણમાં સુખ ઉત્પન્ન થાય. (૩૬)

નારદજી હજુ સુધી પણ સાધનમાં પરાયણ છે, એમ બતાવવા માટે સૂતપૌરાણિક શૌનકને કહે છેઃ

सूत उवाच ।

**एवं सम्भाष्य भगवान्नारदो वासवीसुतम् ।**
**आमन्त्र्य वीणां रणयन् ययौ यादृच्छिको मुनिः ॥३७॥**

**શબ્દાર્થ:—ભગવાન નારદજી એવી રીતે વાસવીના પુત્ર વ્યાસજીને કહીને તેની રજા લઇને વીણાને વગાડતા, ઈચ્છાનુસાર ચાલતા થકા રવાના થઈ ગયા.**

**ભાવાર્થ:**—નારદજી પોતે ભગવદ્રૂપ હોવાથી વ્યાસજી પાસેથી કાંઇ બદલો લેવાની તેમની ઇચ્છા ન હતી, એમ બતાવવા માટે નારદજીને અહીં ભગવાન્ કહેલા છે. નારદજી પધાર્યા ત્યારે વ્યાસજી તેને વળાવવા ગયા નહિ; તેથી તે વાસવીના પુત્ર છે એમ કહીને વિવેકરહિતપણું બતાવ્યું છે. નારદજીએ આની પહેલાના શ્લોકમાં કહ્યું છે, તે પરસ્પર સંભાષણ થયું, તેના અંગરૂપ છે, એમ કહીને "હવે હું જાઉં છું" એમ રજા લઇને ભક્તિમાર્ગ જ સત્ય છે એમ પ્રસિદ્ધ કરવા માટે વીણા વગાડતા વગાડતા ગયા. નારદજી ઇચ્છા પ્રમાણે ચાલનાર છે; તેથી પાછા આવવાની સંભાવના નથી. નારદજી મુનિ હોવાથી મનન કરીને દરેક હકીકત જાણે છે; માટે દરેક કામ કરીને ગયા છે. (૩૭)

નારદજી ગયા પછી વ્યાસજીના હૃદયમાં પણ ભક્તિમાર્ગ આવ્યો, એવા અભિપ્રાયથી નારદજીનું વર્ણન કરે છે:

**अहो देवर्षिर्धन्योऽयं यत्कीर्तिं शार्ङ्गधन्वनः ।**
**गायन्माद्यन् गिरा तन्त्र्या रमयत्यातुरं जगत् ॥३८॥**

**શબ્દાર્થ:—આશ્ચર્યથી કહે છે કે આ નારદજી ધન્ય છે; કારણ કે ભગવાનની કીર્તિનું ગાન કરતા તેના મદમાં મત્ત થઇ જાય છે, અને આતુર જગતને પોતાની વીણાના નાદથી રમાડે છે.**

**ભાવાર્થ:**—નારદજી દેવર્ષિ છે એમ કહેવાથી દેખીતું ફળ સિદ્ધ થયું છે; કારણ કે દાસીપુત્રમાંથી નારદજી દેવોના ઋષિ થયા છે, એમ બતાવ્યું છે. ગાન કરતાં કરતાં પોતે મદોન્મત થઇ જાય છે, એમ કહેવાથી સ્વતંત્ર[1] ભક્તિ બતાવી છે. આ જ પરોપકાર છે, એમ જાણ્યું છે. તે માટે કહે છે કે આતુર જગતને નારદજી રમાડે=આનન્દ પામડે છે. (૩૮)

**ઇતિ શ્રીભાગવત સુબોધિની-ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં**
**મધ્યમાધિકાર પ્રકરણાંતર્ગત ષષ્ઠ અધ્યાય સંપૂર્ણ**

---

૧. જે ભક્તિના આવેશથી લોક અને વેદની અપેક્ષા ( પરવા ) છૂટી જાય અને આવેશમાં જ મગ્ન થઇને ભક્ત ઘેલા જેવો થઇ જાય, તે સ્વતંત્ર ભક્તિ કહેવાય છે.

## અધ્યાય ૭ મો

एवं त्रिभिर्मध्यमस्य स्वातन्त्र्येण निरूपणात् ।
नारदव्याससंवादं निरूप्याथोत्तमाभिधा ॥ १ ॥
त्रयोदशभिरध्यायैः साधकोऽयं प्रजापतिः ।
स्वतन्त्र उत्तमस्यैव साधिकोऽयं निरूप्यते ॥ २ ॥
द्वादशाङ्गैश्च सहितो ह्यधिकारो निरूप्यते ।
हेतुः षड्भिर्विरक्तिश्च तथा स्वातन्त्र्यमन्तिमे ॥ ३ ॥
हेतुस्तु द्विविधः प्रोक्तः सामान्यः स त्रिधा मतः ।
विशेषः पञ्चधा प्रोक्तः सप्तमे त्रितयं जगौ ॥ ४ ॥

એવી રીતે ત્રણ અધ્યાય વડે મધ્યમ પ્રકરણનું સ્વતંત્રપણાથી નિરૂપણ કરવાથી તેમાં નારદજી અને વ્યાસજીના સંવાદનું નિરૂપણ કરીને હવે ઉત્તમ પ્રકારનું નિરૂપણ કરે છે (૧) તેર અધ્યાયથી ઉત્તમ પ્રકારનું નિરૂપણ છે; કારણ કે જેનું ભાગવતમાં વર્ણન થાય છે તે ભગવાન્, દીન-પણાથી સાધારણરૂપે રહેલી પ્રજાનું ચોતરફથી રક્ષણ કરે છે. અને અધિકાર સ્વતંત્રપણાથી ઉત્તમ છે. જો કે મધ્યમ પ્રકરણમાં પણ દરેક સિદ્ધ કરનાર તો ભગવાન જ હતા, તોપણ નારદજીને દીન પ્રજાપણું ન હોવાથી, પ્રજાના પતિ તરીકે ભગવાનનું સાધકપણું નથી. પ્રથમ પ્રકરણમાં અધિકારને સ્વતં-ત્રતા નથી અને આ પ્રકરણમાં તો પ્રજાના પતિ હોવાથી ભગવાન્ સાધક છે અને શ્રોતા તથા વક્તાનો અધિકાર સ્વતંત્ર છે; તેથી આ પ્રકરણને ઉત્તમ-પણું છે. (૨) બાર અંગ સહિત અધિકારનું નિરૂપણ છે; તેથી આ પ્રકરણના તેર અધ્યાય છેઃ એટલે બાર અધ્યાય અંગના અને એક અધ્યાય અંગીનો એમ તેર અધ્યાય છે. તેમાં છ અધ્યાયથી અધિકારનું કારણ છે અને છ અધ્યાયથી વૈરાગ્ય છે; અને છેલ્લા છ અધ્યાયથી અધિકારની સ્વતંત્રતાનું નિરૂપણ કરેલું છે. (૩) સાતમા અધ્યાયથી બારમા અધ્યાય સુધી હેતુના છ અધ્યાય છે. તેમાં સામાન્ય અને વિશેષ એમ બે ભેદ છે. ત્યાં સામાન્ય હેતુ ત્રણ પ્રકારનો છે અને વિશેષ હેતુ પાંચ પ્રકારનો છે. તેમાં સામાન્ય હેતુ[1]ના ત્રણ ભેદ સાતમા અધ્યાયમાં કહેલા છે અને બાકીના પાંચ અધ્યાય-માં પાંચ ભેદ વિશેષ હેતુના કહેલા છે. (૪)

---

૧ હેતુના ૭ અધ્યાય લખેલા છે અને તેના ભેદમાં સામાન્ય હેતુ ત્રણ પ્રકારનો છે

આ પ્રકરણમાં કથાના શ્રવણ અને કીર્તનરૂપ ઉત્તમ અધિકારનું નિરૂપણ સ્વતંત્રપણે કરવાનું છે. તેમ હેતુ અને વૈરાગ્યથી સહિત હોય ત્યારે ઉત્તમ અધિકારી થાય છે. તેમાં હેતુ ભગવાન છે; કારણ કે મોટા શ્રોતા તરીકે ભાગવતના શ્રોતા પરીક્ષિતનું ભગવાને પાલન કર્યું છે. ભગવાન્ સર્વથી ઉત્તમ છે ( એમ બારમા અધ્યાયનો અભિપ્રાય છે. ) અને દરેકને શોધવા યોગ્ય છે ( એ અગિયારમા અધ્યાયનો અભિપ્રાય છે. ) સર્વને મુક્તિ આપનાર છે ( એ દશમા અધ્યાયનો અભિપ્રાય છે. ) સર્વને જ્ઞાન આપનાર છે ( એ નવમા અધ્યાયનો અભિપ્રાય છે ). દરેકને દરેક દુઃખની નિવૃત્તિ કરીને ભક્તિને આપનાર છે ( એ આઠમા અધ્યાયનો અભિપ્રાય છે ). અને ભક્તોના મનોરથ પૂર્ણ કરનાર છે (એ સાતમા અધ્યાયનો અભિપ્રાય છે. ) તે ભગવાન્ પોતે ઉદ્યમ કરીને મોટા પ્રયત્ન વડે જેનું પાલન કરે છે, તે મૂલથી જ ભાગવતનું શ્રવણ કરવામાં મુખ્ય અધિકારી છે. એમ છ અધ્યાય વડે નિરૂપણ કરાય છે. ભાગવતના અધિકારીનું નિરૂપણ કરવાનું છે, તેથી શ્રીભાગવતનું અને તેના વક્તાનું નિરૂપણ પહેલાં કરવું જોઈએ; માટે સાતમા અધ્યાયમાં શ્રીભાગવતની ઉત્પત્તિ, શ્રીભાગવતની પ્રવૃત્તિ અને ભક્તોના મનોરથનું પૂર્ણ કરવું છે, તેનું નિરૂપણ કરાય છે. તેમાં શૌનક ઋષિ પ્રથમ શ્રીભાગવતની ઉત્પત્તિ વિશેનો પ્રશ્ન કરે છેઃ

शौनक उवाच ।

**निर्गते नारदे सूत भगवान्बादरायणः ।**
**श्रुत्वा तु तदभिप्रेतं ततः किमकरोद्विभुः ॥ १ ॥**

**શબ્દાર્થ**:—હે સૂત, નારદજી ગયા પછી ભગવાન્ બાદરાયણ વ્યાસજીએ તેનો અભિપ્રાય સાંભળીને તે પછી સમર્થ વ્યાસજીએ શું કર્યું ?

**ભાવાર્થ**:—વ્યાસજીને ભગવાન્ કહેવાથી તેની સહજશક્તિનું નિરૂપણ કર્યું છે. બાદરાયણ કહેવાથી આવેલા તપની શક્તિ બતાવી છે; એટલે વ્યાસજી તો બોર ખાઈને નિર્વાહ કરનાર છે, તેથી તેનું નામ "બાદરાયણ" પડેલું છે. ભગવાનના ગુણોનું યથાર્થ સ્વરૂપ પ્રતિપાદન કરે તેવો ગ્રંથ કરવો છે, એવો

---

અને વિશેષ હેતુ પાંચ પ્રકારનો છે; એમ આઠ ભેદ થવાથી આઠ અધ્યાય જોઇએ; એવી શંકા થાય તેની નિવૃત્તિ કરે છે કે સાતમા અધ્યાયમાં શ્રી ભાગવતની ઉત્પત્તિ, પ્રવૃત્તિ અને ભકતોનો મનોરથ પૂર્ણ કરવો છે; એટલે અશ્વત્થામાને છોડાવવાથી, ભીમ તથા દ્રૌપદી વગેરેનો મનોરથ પૂર્ણ કરવો, એ ત્રણ સામાન્ય હેતુ આ સાતમા અધ્યાયમાં બતાવ્યા છે. જો કે ભકતનો મનોરથ પૂર્ણ કરવો એ વિશેષ હેતુ છે, તોપણ દેહની રક્ષા કરવાપણું છે; તેથી તેને સામાન્ય હેતુપણું છે. અને વિશેષ હેતુના પાંચ ભેદ આઠમા અધ્યાયથી તે બારમા અધ્યાય સુધી પાંચ અધ્યાયમાં છે.

નારદજીનો અભિપ્રાય સાંભળ્યા પછી વ્યાસજીએ શું કર્યું, એ શૌનકના પ્રશ્નનો અભિપ્રાય છે. (૧)

નારદજીના વચન પછી ભગવાનની ઇચ્છાનો નિર્ધાર કરવા માટે વ્યાસજીએ સમાધિ કરી, તેમાં શુદ્ધ દેશમાં ભગવાનનો આવિર્ભાવ થયો છે, અને દેશની શુદ્ધિ દેવતાના પૂજન યજનથી થાય છે; તે માટે વ્યાસજીના રહેવાના સ્થાનકને દેવતાના યજન તરીકે સૂત પૌરાણિક કહે છે:

**सूत उवाच ।**

**ब्रह्मनद्यां सरस्वत्यामाश्रमः पश्चिमे तटे ।**
**शम्याप्रास इति प्रोक्त ऋषीणां सत्रवर्धनः ॥ २ ॥**

**શબ્દાર્થ**:—બ્રાહ્મ નદી સરસ્વતીના પશ્ચિમ તરફના કિનારા ઉપર શમ્યાપ્રાસ નામનો આશ્રમ, ઋષિઓના યશને વધારનારો હતો.

**ભાવાર્થ**:—**ब्रह्मनद्यां सरस्वत्यां** જે સપ્તમી વિભક્તિ સમીપના અર્થમાં છે તેનો અર્થ એ થાય છે કે જે નદીની દેવતા બ્રહ્મા છે, તે સરસ્વતી નદીના સમીપમાં વ્યાસનો આશ્રમ હતો. અને તે જ સ્થળમાં વેદાદિક વિદ્યાથી સ્ફૂર્તિ સહજ થાય તેમ છે. તે નદીની પશ્ચિમ તરફ તે આશ્રમ હતો; એટલે જ્યાં દેવયજન હોય ત્યાં પૂર્વ ભાગમાં નદી હોવી જ જોઇએ, તે તૈત્તિરીય ઉપનિષદ્‌ના છઠ્ઠા અષ્ટકમાં લખેલું છે કે "આગળ જેને હવિષ્ય છે તે દેવયજન કહેવાય છે. તે યજનનો જે હોતા હોય છે તે પ્રાતઃકાળમાં કાંઇપણ બોલ્યા સિવાય અગ્નિ, જલ અને સૂર્યનાં ચોતરફથી દર્શન કરે છે." આવા વ્યાસજીના આશ્રમનું નામ "શમ્યાપ્રાસ" હતું. યજ્ઞમાં ગદાના આકારવાળું એક લાકડાનું આયુધ થાય છે તેને **શમ્યા** કહેવાય છે. તે શમ્યા બલાત્કારથી જ્યાં નખાય છે તે "શમ્યાપ્રાસ" કહેવાય છે. અને તે સ્થાન અગ્નિનું ઘણું જ પ્રિય બને છે; ત્યારે જ ગૃહસ્થાશ્રમનો અગ્નિ પોતાના સ્થાનકરૂપ કુંડમાંથી નિકળીને **શમ્યાને** ફેંકવાના સ્થાનક સુધી અંગારરૂપે બહાર પડે છે. અથવા શમ્યાને પડવાના સ્થાનથી આગળ વધારે દેશમાં અગ્નિ જાય છે તે પણ "શમ્યાપ્રાસ" કહેવાય છે. અથવા તો જે સ્થાનથી શમ્યા ફેંકાય છે તે પણ "શમ્યાપ્રાસ" કહેવાય છે. તે સ્થાનનું બલ એવું છે કે તે ઋષિઓના યજ્ઞને વધારી દે છે. (૨)

એમ વ્યાસજીના આશ્રમનું દેવયજન તરીકે નિરૂપણ કરીને હવે વ્યાસજીની સમાધિ કહે છે:

**तस्मिन्स्व आश्रमे व्यासो बदरीषण्डमण्डिते ।**
**आसीनोऽप उपस्पृश्य मनः प्रणिदधौ स्वयम् ॥ ३ ॥**

**શબ્દાર્થ**:—બોરડીના વૃક્ષોથી સુશોભિત એવા પોતાના તે આશ્રમમાં બેઠેલા વ્યાસજીએ જળનું આચમન કરીને સમાધિમાં મનને સ્થિર કર્યું.

**ભાવાર્થ**:-પોતાનો આશ્રમ કહેવાથી પરાધીનપણું ન હોવાથી તે નિર્ભયપણે ચિત્તની પ્રસન્નતા થવામાં કારણભૂત છે. મૂળમાં વ્યાસજી કહેવાથી તે પોતે જ અધિકારી છે એમ સૂચવ્યું છે. બદરીવૃક્ષ ( બોરડી ) અમૃતનું સ્થાનક છે, અને તેથી તે પરમ આનંદને આપનાર છે. તે વૃક્ષોનો સમૂહ વ્યાસજીના આશ્રમમાં છે. **बदरीषण्ड** એવો પણ પાઠ છે. તે પાઠને અનુસરીને એવો પણ અર્થ થાય છે કે બદરીવૃક્ષના ભાગથી તેમનો આશ્રમ શોભિત છે. આવી રીતે આશ્રમનું નિરૂપણ કરવાથી તે તપનું સ્થાન અને મોક્ષનું સ્થાન છે, એમ જણાવ્યું છે. તે સ્થાનમાં વ્યાસજી બેઠેલા છે; અને દરેક દેવતાની પ્રસન્નતા રાખવા માટે આચમન કર્યું છે. વેદમાં કહ્યું છે કે " જે ત્રણ વખત આચમન કરે છે, તે આચમનથી વેદની ઋચાઓને તૃપ્ત કરે છે" માટે યોગ દ્વારા વ્યાસજીએ મનને સિદ્ધ કરેલું છે. તે યોગમાં કહેલા માર્ગ સિવાય સ્વતંત્રપણાથી મન સિદ્ધ કરેલું છે. એટલે નારદજીએ જે ઉપદેશ કર્યો છે, તેમાં ભગવાનને જે અભીષ્ટ હશે, તેનું સ્ફુરણ થશે એવી બુદ્ધિ વડે વ્યાસજીએ પોતે મનને સ્થિર કરેલું છે. (૩)

વ્યાસજીએ સમાધિ કરી, ત્યારે સમાધિભાષામાં આવનાર તમામ પદાર્થની સ્ફૂર્તિ થઈ છે; માટે તે પદાર્થોનું નિરૂપણ કરવા માટે પહેલાં તે સ્ફુરિત થયેલા પદાર્થોના આધારભૂત મનનું વર્ણન કરે છે:

**भक्तियोगेन मनसि सम्यक् प्रणिहितेऽमले ।**
**अपश्यत्पुरुषं पूर्णं मायां च तदुपाश्रयाम् ॥ ४ ॥**

**શબ્દાર્થ**:—ભક્તિયોગ વડે શુદ્ધ થયેલા મનને સારી રીતે સ્થિર કર્યું ત્યારે શ્રીપુરુષોત્તમનાં દર્શન થયાં, અને તેના આશ્રમમાં રહેલી માયાને પણ જોઈ.

**ભાવાર્થ**:—વાયુને વશ કરીને પ્રાણાયામ દ્વારા મનને સ્થિર કરતો યોગમાર્ગ ગણાય છે, અને ભક્તિમાર્ગ વડે મન સ્થિર કરાય તો નારદજીને જેમ ભગવાનની સ્ફૂર્તિ થઈ તેમ ભગવાનની સ્ફૂર્તિ થાય તેમ કહેવા માટે ભક્તિયોગથી મનને સ્થિર કર્યું છે. મનમાં કોઇ જાતની કામના નથી, તેથી તે નિર્મલ છે. પોતાનામાં વ્યાસજીએ જોયું કે બ્રહ્મ સાકાર અને શુદ્ધ છે; તેની ઉત્તમ શક્તિ માયા છે; તે માયા વડે સર્વ સ્થળે સારી રીતે મોહ થાય છે; અને પ્રભુની સાક્ષાત્ ભક્તિ તે માયાથી છોડાવનારી થાય છે, એમ સમાધિમાં જોયું; તેમ જ પૂર્ણ પુરુષોત્તમ પ્રભુનાં દર્શન થયાં.

મૂળમાં **પુરુષ**પદ લખ્યું છે તેનો અર્થ "'તમામની પૂર્વે રહેલા હોય છે" એમ થાય છે; માટે **પૂર્ણ** પદ લખેલું છે તે પ્રયોજન વગરનું છે; એવી રીતે

અરુચિ થાય તો **पूर्ण** પદનો અભિપ્રાય લઇને બીજો અર્થ કરે છે કે જીવોના સમૂહોથી વ્યાપ્ત અથવા કરોડો બ્રહ્માંડોથી વ્યાપ્ત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં, અને ભગવાનના જ મુખ્ય આશ્રયવાળી માયાને પણ દીઠી. (૪)

વ્યાસજીએ સમાધિભાષામાં તે માયાનું કાર્ય પણ જોયું તે કહે છે:

**यया सम्मोहितो जीव आत्मानं त्रिगुणात्मकम् ।**
**परोऽपि मनुतेऽनर्थं तत्कृतश्चाभिपद्यते ॥ ५ ॥**

**શબ્દાર્થ**:—જે માયાથી સારી રીતે મોહ પામેલો જીવ, માયાથી પર છે તોપણ પોતાને ત્રણ ગુણવાળો માને છે અને માયાએ કરેલા જન્મમરણાદિક અનર્થને પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થ**:—જો કે આ તમામ પ્રપંચ પણ માયાનું કાર્ય છે, તોપણ પ્રપંચમાં સાધનપણાથી માયા આવે છે અને જીવને મોહ કરવામાં તો તે કર્તાપણાથી સ્વતંત્ર છે; તે માટે માયાનું કાર્ય મોહ કહેલો છે. ખરી રીતે તો જીવ પણ બ્રહ્મ જ છે; તેથી તે પર છે; એટલે પ્રકૃતિને કાબૂમાં રાખનારો છે. તોપણ સત્ત્વગુણ રજોગુણ અને તમોગુણના ભાવને પ્રાપ્ત થયેલા પોતાના આત્માને જડરૂપ માને છે, અને તેણે કરેલા જન્મમરણાદિક અનર્થને જીવ પ્રાપ્ત થાય છે, એમ સમાધિમાં વ્યાસજીએ જોયું. (૫)

જીવ માયાથી મોહિત થયેલો છે; એટલે જન્મ મરણને પ્રાપ્ત થાય છે, એમ ઉત્તર કહ્યો; તેમાં જીવનો નિસ્તાર કેવી રીતે થાય તે ઉપાય પણ સમાધિમાં જોયો, તે બતાવે છે:

**अनर्थोपशमं साक्षाद् भक्तियोगमधोक्षजे ।**
**लोकस्याजानतो विद्वांश्चक्रे सात्वतसंहिताम् ॥ ६ ॥**

**શબ્દાર્થ**:—સાક્ષાત્ ભગવાનમાં કરેલો ભક્તિયોગ દરેક અનર્થોને શાંત કરનાર છે. લોક તેને જાણતો નથી; તેથી વિદ્વાન વ્યાસજીએ આ ભાગવતરૂપ સાત્વતસંહિતા કરી.

**ભાવાર્થ**:—અજ્ઞાનથી મોહ થાય છે; માટે જ્ઞાનથી જ તે મોહ દૂર થઈ શકે છે; તેથી મોહને દૂર કરનાર જ્ઞાન છે એમ વ્યાસજીએ જાણવું જોઈએ, તેને બદલે ભક્તિથી તે મોહની નિવૃત્તિ છે એમ કેમ જાણ્યું? એમ શંકા થાય તે માટે જ્ઞાનથી મોહ નિવૃત્ત થતો નથી અને ભક્તિથી મોહ નિવૃત્ત થાય છે એવો ખુલાસો શ્રીસુબોધિનીજીમાં કર્યો છે. જ્ઞાન વડે માયા પ્રકાશમાન છે અને તે માયાથી મોહ થાય છે; માટે જ્ઞાનમાં વિશ્વાસ કરી શકાતો નથી.

ત્યાં શંકા કરે છે કે શ્રવણાદિક સાધનોથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને માયા અકસ્માત્ ઉત્પન્ન થાય છે; માટે સાધનથી ઉત્પન્ન થયેલું જ્ઞાન માયાને

નિવૃત્ત કરે, તેમાં સંદેહ નથી, એમ કોઈ કહે ત્યાં કહે છે કે–સાધનો પણ બે પ્રકારનાં છે.

એકાદશ સ્કંધમાં કહ્યું છે કે "શાસ્ત્ર, અર્થ, પ્રજા, દેશ, કાળ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર, અને સંસ્કાર એ દશ, ગુણોના કાર્યરૂપ છે. તેમ જ જે જે બાબત વૃદ્ધો કહે તે સાત્ત્વિક કહેવાય છે, વૃદ્ધો નિંદા કરે તે તામસ કહેવાય છે, અને વૃદ્ધો ઉપેક્ષા (બેપરવાઇ) કરે તે રાજસ કહેવાય છે," ઇત્યાદિક વાક્યો વડે વૃદ્ધોથી સાત્ત્વિકપણાનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ તે વૃદ્ધો ઘણા પ્રકારના હોવાથી તેમાં પણ સંદેહ રહે છે, તેમ સમગ્રપણાથી સ્પષ્ટ પણ થતું નથી, એટલે કોઈના કહેવામાં કાંઈ બાધ આવે તે મટવો જોઈએ. કોઇનું કહેવું શાસ્ત્રને મળતું આવે અને કોઇનું કહેવું ફળને મળતું આવે, તેથી તેવી રીતે નિર્ણય કરવામાં પણ સાક્ષાત્ અનર્થને દૂર કરવાનું કામ જ્ઞાનનું નથી. જેમ અરીસામાં મુખ નથી એમ દરેકને દૃઢ પ્રતીતિ છે, તોપણ જ્યાંસુધી મુખની સામે દર્પણ વિદ્યમાન છે, ત્યાંસુધી દર્પણમાં મુખ નથી, એવી પ્રતીતિ કયારે પણ થતી નથી, એ તો જ્યારે દર્પણની નિવૃત્તિ થાય ત્યારે જ 'મુખ નથી' એવી પ્રતીતિ થાય છે, અને દર્પણમાં મુખ નથી એમ જાણવાથી દર્પણ વિદ્યમાન હોય તે મટી શકતું નથી, તેમ મૂળભૂત માયા વિદ્યમાન છે ત્યાં-સુધી કયારે પણ અનર્થની નિવૃત્તિ થતી નથી.

ત્યાં શંકા કરે છે કે જન્મમરણાદિક અનર્થની પ્રાપ્તિ કરાવનાર મોહ છે, તે મોહ જ્ઞાન વડે દૂર થાય અને માયા રહેલી હોય તોપણ તે કાંઈ કરી શકતી નથી. તેમ ન હોય તો જ્ઞાન વડે અનર્થની નિવૃત્તિ થાય છે, એમ ઘણાં શાસ્ત્રોમાં કહ્યું છે. તે શાસ્ત્રો અપ્રામાણિક થઇ જાય તે માટે કહે છે કે શાસ્ત્રોના પ્રમાણથી સાધન સહિત જ્ઞાન થયું; તોપણ માયા રહેલી છે; તેથી ફરીને મોહ ઉત્પન્ન થાય છે. માર્કંડેય પુરાણમાં કહ્યું છે કે "ભગવદ્રૂપ દેવી તે માયા જ્ઞાનીઓના ચિત્તને પણ બલાત્કારથી ખેંચીને મોટા મોહમાં નાખી દે છે." ત્યારે જ્ઞાનથી અનર્થની નિવૃત્તિ થાય છે, એમ શાસ્ત્રમાં કહેલું છે તેનું શું કરવું? ત્યાં સમાધાન કરે છે કે શાસ્ત્ર તો ભક્તિ દ્વારા જ્ઞાન કરે છે અને અનર્થની નિવૃત્તિ કરે છે એમ કહે છે. અથવા સાક્ષાત્ ભક્તિથી અનર્થની નિવૃત્તિ થાય ત્યારે જ્ઞાન પણ થાય છે એમ કહે છે. તેથી ગીતાજીમાં કહ્યું છે કે "મારે શરણે જ (**माम् एव**) જે આવે છે તે જ માયાને તરી જાય છે," ત્યાં નિશ્ચયવાચક **एव**કાર આપેલો છે, તેથી બીજાં દરેક સાધન દ્વારા માયા તરી શકાતી નથી, એમ બતાવ્યું છે; માટે સાક્ષાત્ અનર્થની નિવૃત્તિનું કારણ ભક્તિ જ છે. તે ભક્તિ દેખાતાં સ્વરૂપમાં લૌકિક પ્રકારે કરવી કે તેવું કર્મ કરવું, એમ શંકા થાય ત્યાં સમાધાન કરે છે કે **અધોક્ષજ** ભગવાનમાં

ભક્તિ કરવી; એટલે ઇન્દ્રિયોનું જ્ઞાન જેને પહોંચી શકતું નથી એવા ઇન્દ્રિયાતીત ભગવાનમાં ભક્તિ કરવી. તે પણ શાસ્ત્રમાં બતાવેલી શ્રદ્ધા રાખીને ભક્તિ કરવી. આવી રીતે સમાધિમાં વ્યાસજીએ દરેક પદાર્થો જોયા, તે ખરી રીતે તેમ જ પદાર્થો છે, બીજી રીતે નથી એમ જણાવ્યું છે.

ત્યાં શંકા કરે છે કે તેવી રીતે જ જો પદાર્થો હોય તો, બીજા ઋષિઓને પણ તેવી રીતે પદાર્થોનો ભાસ થવો જોઇએ ! તે તો દેખાતા નથી, તેથી તેવી રીતે પદાર્થો નથી; તેવી શંકાનું સમાધાન કરે છે: બીજા ઋષિઓ બીજી રીતે પદાર્થોનું નિરૂપણ કરે છે તે તેના બુદ્ધિના દોષથી છે. તેમ જ યોગને કરનાર અને યોગનાં સાધનો રાજસાદિક હોય છે; તેથી યોગ પણ તે તે ગુણોને અનુસરતો હોવાથી, વસ્તુનું ખરું જ્ઞાન કરી શકે નહિ. જો યોગ વસ્તુનું યથાર્થ જ્ઞાન કરતો હોય તો ઋષિઓમાં પરસ્પર વિવાદ ન થાય. માટે ભગવાનના વચનની સાથે અથવા વેદની સાથે મળતો જે યોગનો ધર્મ હોય તે જ પદાર્થના ખરા સ્વરૂપને સમજાવે છે.

બીજું બતાવતો નથી, તેથી ફળમાં મળતું આવતું નારદજીનું વાક્ય આવ્યું છે; તેથી ભગવાનના વચનને મળતું સ્ફુરણ સમાધિમાં થયું, તેથી નારદજીનો ઉપદેશ પ્રમાણ છે એમ જાણીને તેવી રીતે અનર્થને મટાડનાર ભક્તિયોગ છે, એમ લોક જાણતો નથી, તેવા અજાણ્યા લોકો માટે વ્યાસજીએ, પોતે યુક્તિ સહિત જાણીને ભગવાને કહેલા પદાર્થનું પ્રતિપાદન કરનાર, વેદરૂપ આ શ્રીભાગવતસંહિતા કરી. (૬)

શંકા કરે છે કે આ સંહિતા કરવાથી શું ફળ થાય છે? અથવા સમાધિમાં પદાર્થોનું જ્ઞાન થવાથી પણ શું ? કદાચ વ્યાસજી સાધન પણ કહે પરંતુ જીવોનો તેવો અધિકાર ન હોવાથી સંહિતા કરવી વ્યર્થ છે; એવી શંકા કરીને તે સંહિતાનું ફળ કહે છે:

**अस्यां वै श्रूयमाणायां कृष्णे परमपूरुषे ।**
**भक्तिरुत्पद्यते पुंसः शोकमोहभयापहा ॥ ७ ॥**

**શબ્દાર્થ:**—આ શ્રીભાગવતરૂપ સંહિતા સાંભળવામાં આવે તો પુરુષને પરમપુરુષ શ્રીકૃષ્ણભગવાનમાં શોક મોહ અને ભયને દૂર કરનાર ભક્તિ ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થ:**—ભક્તિની ઉત્પત્તિ થાય ત્યાંસુધી આ સંહિતા સાંભળવી. આ સંહિતા દેખીતી રીતે પણ ભક્તિને ઉત્પન્ન કરનારી છે; માટે "દેખીતું ફળ સંભવતું હોય ત્યાંસુધી ન દેખાય તેવા ફળની કલ્પના કરવી અન્યાય છે," એવો ન્યાય છે. જેવી રીતે આ સંહિતાનો દેખીતા ફળમાં ઉપયોગ છે, તે **जन्माद्यस्य** એ પ્રથમાધ્યાયના પ્રથમ શ્લોકમાં સારી રીતે પ્રતિપાદન

કરેલું છે કે જેમ વેદમાં યજ્ઞ સંબંધી પદાર્થો યોગજ ધર્મથી (યોગથી થયેલ સમાધિ વગેરેથી) અનુભવવામાં આવે છે, તેવી રીતે વ્યાસજીને પણ સમાધિ કરીને ત્રણ બાબતનો અનુભવ થયો, તે પુરુષ, માયાથી બંધ અને ભક્તિ વડે જીવ માયાથી મુક્ત થાય છે તે. તે અનુભવની હકીકત **अपश्यत्पुरुषं** એ શ્લોકની ટીકામાં કહ્યો છે. આ સમાધિભાષા છે. તેમાં પુરુષનો પ્રયત્ન ભક્તિનિમિત્ત છે. તે માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વથી અધિક સુદૃઢ સ્નેહ થવો તે ભક્તિ કહેવાય છે. તે માહાત્મ્યજ્ઞાન અને સુદૃઢ સ્નેહ થવા માટે આ ભાગવતરૂપ સંહિતા છે એમ નિરૂપણ કર્યું છે. આ બન્ને સિદ્ધ થાય ત્યારે ભક્તિ થઈ ગણાય છે અને તે પ્રકટ થયેલ ભક્તિ શ્રીકૃષ્ણ ભગવાનમાં થાય છે, (પ્રકટ થયેલ ભક્તિ ઉત્તમાધિકારીને પ્રાપ્ત થાય છે) અથવા દરેક પ્રમાણથી પ્રતિપાદિત પુરુષમાં થાય છે (સર્વ પ્રમાણથી પ્રતિપાદિત ભગવાન્‌માં ભક્તિ મધ્યમાધિકારીને થાય છે) અથવા કાલાદિકના નિયંતા ભગવાન્‌માં ભક્તિ થાય છે (આ ભક્તિ પ્રથમાધિકારીને થાય છે). તેમ જ સ્વતંત્ર પુરુષ હોય તેને ભક્તિ થાય છે એટલે કે બીજી દેવતા કે સાધનમાં નિષ્ઠા ન રાખે તે સ્વતંત્ર કહેવાય છે. રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણના કર્મરૂપ શોક, મોહ અને ભયને ભક્તિ મટાડે છે. ગુણનું તમામ કાર્ય નિવૃત્ત થાય છે, તો પછી તે ગુણોથી અનર્થ તો શી રીતે થાય? અર્થાત્ તેનાથી અનર્થ થવો તે દૂર જ છે. ૭

એવી રીતે ભાગવતની ઉત્પત્તિ કહીને તેનો પ્રચાર કહે છે :

**स संहितां भागवतीं कृत्वाऽनुक्रम्य चात्मजम् ।**
**शुकमध्यापयामास निवृत्तिनिरतं मुनिः ॥८॥**

**શબ્દાર્થ**:—તે વ્યાસમુનિએ શ્રીભાગવતરૂપ સંહિતા કરીને અનુક્રમે શોધીને નિવૃત્તિમાં પ્રીતિવાળા પોતાના પુત્ર શુકદેવજીને ભણાવી.

**ભાવાર્થ**:—મૂળમાં શ્રીભાગવતરૂપ સંહિતા એવું નામ લખ્યું છે, તેનું કારણ એટલું જ છે કે વ્યાસજીએ તો ઘણી સંહિતાઓ કરી છે, તેથી બીજી કોઈ સંહિતા ભણાવી હશે! એમ સિદ્ધ થાય તે માટે ભાગવતની સંહિતા ભણાવી એમ કહેલ છે. અનુક્રમથી શોધી એટલે આ શ્રીભાગવતમાં બરાબર બધું લખાયું છે કે નહિ, એવો વિચાર કરીને પછી શુકદેવજીને ભણાવી, એમ શ્રીધર સ્વામીએ લખ્યું છે; પણ એવો અર્થ કરવાથી સમાધિને દોષ આવે છે; કારણ કે સમાધિમાં બધું જોઈને શ્રીભાગવત કરેલું છે. તે માટે તેનો બીજો અર્થ કરે છે: સમાધિમાં દરેક લીલા એકકાલાવચ્છિન્ન (એક જ વખતે) જોવામાં આવી તે પ્રમાણે કહીને પછી જે સ્થાને જે લીલા દાખલ કરવી જોઇએ, તે પ્રમાણે તે યુક્ત કરીને શુકદેવજીને ભણાવેલ છે. આ ભાગવતનો પ્રચાર બીજાથી થશે નહિ તેમ ધારીને પોતાની બરોબરીના

પોતાના પુત્રને ભણાવી. દોષવાળા પુરુષથી આ શ્રીભાગવતનો પ્રચાર નહિ થાય, એમ મનન દ્વારા વ્યાસજીએ જાણી એ મુક્ત શુકદેવજીને ભણાવેલ છે. શુકદેવજી મુક્ત છે તોપણ ઈશ્વરની માફક લીલાએ કરીને લોકને અનુસરનારા હશે, તો તેનાથી પણ આ શ્રીભાગવતનો પ્રચાર નહિ થાય; તે સારુ કહે છેઃ શુકદેવજી નિવૃત્તિમાં પ્રીતિવાળા છે; એટલે કયારેક પ્રવૃત્તિમાં સ્વભાવ હોય તો પ્રવૃત્તિના દોષની સાથે તેનો સંબન્ધ થાય અને તેથી ભાગવત ભક્તિને ઉત્પન્ન કરનારું ન થાય, કારણ કે વિષયના આવેશને અને વિષ્ણુ-ભગવાનના આવેશને પરસ્પર વિરોધ છે. આ બધું મનનપૂર્વક વિચાર કરવાથી વ્યાસજીને જાણવામાં આવ્યું, કાંઈ ઉપર ઉપરથી જાણવામાં આવ્યું નથી. તે માટે વ્યાસજીને "મુનિ" કહે છે. તેથી મનન કરીને તમામ હકીકત જાણી શકે છે. (૮)

જેને વિષયનો આવેશ હોય તેને શ્રીભાગવતનો અધિકાર સિદ્ધ થાય નહિ; તે માટે વ્યાસજીએ નિવૃત્તિમાં પ્રીતિવાળા શુકદેવજીને તેમાં જોડેલ છે. અને તે શુકદેવજી પણ ભાગવતને માટે નિવૃત્તિમાં પ્રીતિવાળા નથી, પરંતુ જ્ઞાન માટે પ્રીતિવાળા છે; ત્યારે જ્ઞાનમાં પણ તમામ પ્રવૃત્તિને બાધકપણું છે; તેથી જ્ઞાનીને જેમ લોકના સંબંધવાળી પ્રવૃત્તિ છોડી દેવી જોઇએ, તેમ વ્યાસજી પોતાના કાર્યને અનુસરીને જો કે શુકદેવજીને તે કાર્યમાં જોડે તો-પણ શુકદેવજી પોતાના કાર્યરૂપ જ્ઞાનથી વિરુદ્ધ કાર્યમાં કેમ પ્રવર્તે, આવી શંકા થતાં શૌનક સૂતપૌરાણિકને પૂછે છે:

**शौनक उवाच ।**

**स वै निवृत्तिनिरतः सर्वत्रोपेक्षको मुनिः ।**
**कस्य वा बृहतीमेतामात्मारामः समभ्यसत् ॥९॥**

**શબ્દાર્થ**:—તે શુકદેવજી નિવૃત્તિમાં પ્રીતિવાળા અને અન્ય સ્થળે ઉપેક્ષા રાખનારા છે, તેથી આત્મારામ એવા શુકદેવજી આ મોટી સંહિતાને શા કારણથી ભણ્યા?

**ભાવાર્થ**:—શ્રીભાગવતનો પાઠ પ્રવૃત્તિરૂપ છે. અને જે શુકદેવજીએ, વેદોનું અધ્યયન કરવું અને ઉપનયન સંસ્કાર થવો તે નિત્ય હતું, તેનો પણ પરિત્યાગ કરેલ છે; કારણ કે તે નિવૃત્તિમાં જ હમેશાં રહેલા છે, તેને પોતાના પિતા વ્યાસજી કે ભગવાનના આગ્રહથી ભણવું પડે એમ ન કહેવું; કેમકે ફળથી કે સ્વરૂપથી તો શુકદેવજીને પિતા કે ભગવાનના ઉપકારની પણ ઇચ્છા નથી. જો કે ઇશ્વર અને ગુરુના ઉપકારસ્વરૂપ જ્ઞાનની જરૂરત છે, તોપણ જ્ઞાનને બાધ કરનાર પ્રવૃત્તિરૂપ ઉપકારની જરૂર નથી; તે માટે કહે છે કે શુકદેવજી તો દરેક ઠેકાણે ઉપેક્ષા કરનાર છે, તેમ જ શ્રીભાગવતના

પાઠથી જ્ઞાન સિદ્ધ થશે, એવો ભ્રમ પણ શુકદેવજીને થયો નથી; કારણ કે તે મુનિ છે, એટલે ભગવાનની સાથે સાક્ષાત્કાર થવામાં મનન કહેલું છે. આવડો મોટો ગ્રંથ ભણવાની તેને આવશ્યકતા નથી, માટે ભાગવત ભણવામાં જેટલાં કારણોનો સંભવ છે, તેમાંનું કોઈ પણ કારણ શુકદેવજીમાં નથી. ત્યારે શા માટે તેવી મોટી સંહિતા ભણ્યા? કારણ કે શ્રીભાગવત સ્વરૂપથી પણ મોટું છે અને તેનો અર્થ પણ ઘણો રહેલો છે ત્યારે ભાવ સહિત અર્થનું જ્ઞાન થાય તેવી રીતે ગ્રંથને પોતાને સ્વાધીન કરીને તેનો ઉચ્ચાર કરવો એ પ્રવૃત્તિ વગર થતું નથી. તેમ છતાં નિવૃત્તિમાં પ્રીતિવાળા શ્રીશુકદેવજીએ તેવી રીતે અભ્યાસ કેમ કર્યો? તેમ શુકદેવજી આત્મારામ હોવાથી તે કૌતુકયુક્ત ચિત્તવાળા થઈને ભણ્યા પણ કહી શકાય નહિ; માટે શા કારણથી શુકદેવજી ભાગવત ભણ્યા, તે કહો. (૯)

હવે સૂતપૌરાણિક ઉત્તર કહે છે :

सूत उवाच ।

**आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।**
**कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥१०॥**

**શબ્દાર્થ**:—આત્મારામ મુનિઓ ગ્રંથમાં પ્રયોજન રાખતા નથી, તોપણ ઉરુક્રમ ભગવાનમાં નિષ્કામ ભક્તિ કરે છે; કેમકે એવા ગુણવાળા ભગવાન્ છે; અર્થાત્ જેમકે તેવા મુનિઓને પણ અલૌકિક ભક્તિ કરવાની ઈચ્છા થાય છે.

**ભાવાર્થ**:—આશ્ચર્યની દૃષ્ટિએ, સાધનપણે, અથવા અવિદ્યાની નિવૃત્તિ કરવા માટે ગ્રંથ ભણવો જોઇએ. આ ત્રણે કારણો શુકદેવજીમાં ન હોવાથી શૌનકને શંકા થઈ, પરંતુ તે જણાવેલાં ત્રણ કારણો ન હોય તથાપિ ભગવાનની ભક્તિ થાય છે, એટલે ઉપર જણાવેલાં ત્રણ કારણોમાંથી કોઇ કારણ હોય તો જ ભક્તિ કરે, તેમ નથી, એ બતાવવા માટે આત્મારામ મુનિઓ અને ગ્રંથમાં પ્રયોજન વગરના ભક્તો પણ ભક્તિ કરે છે, એમ કહ્યું છે. મૂળમાં ચકાર હોવાથી બીજા પણ ભક્તિ નથી કરતા એમ માનવાનું નથી, પણ તેવા કારણ વગરના ભક્તિ કરે છે, એ જ અલૌકિકપણું બતાવ્યું છે.

ત્યાં શંકા થાય છે કે આ શ્રીભાગવત સંહિતા ભક્તિને ઉત્પન્ન કરનારી છે, તેથી જે ભક્તિમાર્ગીય જીવ હોય તેને તેમાં આદર હોય છે; માટે બીજા કોઇ ભક્તિમાર્ગીય જીવ નહતા કે તેઓને તે કાર્ય ન સોંપતાં, ભાગવતનો પ્રચાર કરવા માટે મુક્ત એવા શુકદેવજીની યોજના કરવી પડી?

તેનો ખુલાસો કરે છે કે, ભક્તિમાર્ગમાં જે રહેતો હોય તે ભગવાનના ગુણોથી વિહ્વલ બની ગયેલો હોય છે. અને શુકદેવજી તો જ્ઞાનમાર્ગમાં રહેલા હોવાથી તેમના અંતઃકરણમાં કોઇ જાતનો ખેદ ન હતો; તેથી શ્રી-

ભાગવતનો પ્રચાર કરવામાં તે સમર્થ હતા, એમ જાણીને તેની યોજના કરેલી છે. કાંઈ ભક્તિમાર્ગમાં નથી તેથી યોજના ન કરવી એવો અભિપ્રાય નથી. તેમ નિવૃત્તિવાળાને શ્રીભાગવત ભણાવવું, એવું તાત્પર્ય શ્રીવ્યાસજીનું હતું. અને શુકદેવજી નિવૃત્તિવાળા હોવાથી તેને જ ભાગવત ભણાવ્યું છે. ભગવાન્ "ઉરુક્રમ" છે એમ કહેવાથી અલૌકિક સામર્થ્ય બતાવ્યું છે. તે ભગવાન્‌ની અલૌકિક ભક્તિ કરે છે. તેમ કહ્યું છે કે તે ભક્તિ કરનારનો અનુવાદ કરેલો છે; કોઇપણ જાતના કારણ સિવાય પણ ભગવાનમાં ભક્તિ કરે છે. તેમાં યુક્તિ બતાવે છે કે એવા ગુણવાળા ભગવાન્ જ છે; એટલે ભગવાનના ગુણો પ્રવૃત્તિરૂપ છે, પણ તેનો સ્વભાવ નિવૃત્તિનો છે. અને તે પરમ આનંદરૂપ તથા જ્ઞાનરૂપ છે; તેથી જે કોઈ પુરુષ ગમે ત્યાં કોઇ સ્થળે પણ આસક્ત થયો હોય તે ભગવાનના ગુણોમાં જ રમણ કરે છે; કારણ કે ભગવાનના ગુણો દરેક ગુણોની પ્રતિમારૂપ છે, તેમ જ જ્ઞાનવડે વશ કરવાનો ભગવાન્‌ના ગુણોનો સ્વભાવ છે. ( ૧૦ )

ભગવાનના ગુણોનું ઉપર જે વર્ણન કર્યું તે ભલે યોગ્ય હોય, તેથી આ ગ્રંથમાં શું આવ્યું? એવી શંકાનું સમાધાન કરે છે :

**हरेर्गुणाक्षिप्तमतिर्भगवान्बादरायणिः ।**
**अध्यगान्महदाख्यानं नित्यं विष्णुजनप्रियः ॥ ११ ॥**

**શબ્દાર્થ**:—હરિ ભગવાનના ગુણોથી જેની મતિ ખેંચાયલી છે એવા વ્યાસજીના પુત્ર ભગવાન્ શુકદેવજી હમેશાં ભગવાન્‌ના ભક્તો પ્રિય હોવાથી શ્રીભાગવતરૂપ આ મોટું આખ્યાન ભણ્યા.

**ભાવાર્થ**:—ભગવાનના ગુણોનું નિરૂપણ શાસ્ત્રમાં કરેલું ન હોય તો પોતાની બુદ્ધિ દ્વારા સ્વતંત્ર કલ્પના કરવાથી ક્લેશ થાય છે અને શાસ્ત્રમાં ભગવાનના ગુણોનું નિરૂપણ હોય તો તે ગુણો તો સિદ્ધ હોવાથી તેનું સ્મરણ કરવું સુલભ થાય છે; તેથી શુકદેવજીની બુદ્ધિ ભગવાનના ગુણોથી વશ થયેલી હતી. અર્થાત્ ભગવાનના ગુણોએ તેમની બુદ્ધિ ખેંચેલી હતી, તેથી તેમની બીજે સ્થળે પ્રવૃત્તિ થાય તેમ નહતું. તેનો અભિપ્રાય એવો છે કે શબ્દ, સ્પર્શ અને ગંધ રસાદિક વિષયોની સાથે ઇંદ્રિયોનો સંયોગ થાય, તેનું ફળ તો વિષયોનું જ્ઞાન છે, અને તે ફળ તો ભગવાનના ગુણોએ ગ્રહણ કર્યું હતું, તેથી બીજે સ્થળે વિષયોના અર્થની સાથે ઇંદ્રિયોનો સંયોગ થાય તોપણ તેમાં તેમને મતિ ઉત્પન્ન થતી નહતી; એટલી હકીકત જીવવિચારથી કહેલ છે. બાકી ખરી રીતે શુકદેવજી મહાદેવજીનો અવતાર છે. (કૂર્મપુરાણમાં કહ્યું છે કે **द्वैपायनाच्छुको जज्ञे भगवानेव शङ्करः । अंशांशेनावतीर्योर्व्यां स्वं प्राप परमं पदम् ॥** વેદવ્યાસજીથી મહાદેવજી સ્વરૂપ શુકદેવજીનો જન્મ થયો

છે. તે શિવજી અંશ અને તેના અંશ વડે પૃથ્વી ઉપર અવતરીને પોતાના પરમપદને પામ્યા છે, એમ બતાવવા સારુ મૂળમાં શુકદેવજી ભગવાન્ છે એમ કહ્યું. એટલે શ્રી ભાગવત કરવા સારુ 'વ્યાસરૂપ વિષ્ણુ થયા છે અને ભાગવતની પ્રવૃત્તિ માટે શુકદેવજીરૂપ મહાદેવજી થયા છે,' તે બતાવવા માટે મૂળમાં **बादरायणि** એમ કહ્યું છે. માટે આ મોટું આખ્યાન પણ શુકદેવજી ભણ્યા છે.

ત્યાં શંકા થાય છે કે પરીક્ષિતની સભામાં શુકદેવજીને બોલાવેલ નહિ હતા, છતાં પોતાની મેળે ત્યાં જઇને ભાગવતનો પ્રચાર કેમ કર્યો? ત્યાં કહે છે કે શુકદેવજીને હમેશાં ભગવાનના ભક્તો જ બહુ વહાલા હતા; એટલે જેમ કામદેવ સ્ત્રીને મેળવી આપે છે, તેમ ભગવાનના ગુણો પણ પોતાની સારી સ્થિતિ થવા સારુ ભકતને મેળવી આપે છે. માટે હમેશાં જે ભગવાન્ના ભક્તો છે અને જે બનાવટી વૈષ્ણવ નથી તેવા વૈષ્ણવો શુકદેવજીને પ્રિય છે. તેથી જેની સાથે સ્નેહ હોય તેનો સંગ કરવામાં બીજા કારણની ઈચ્છા રહેતી નથી. તેથી શુકદેવજીને વૈષ્ણવો પ્રિય હોવાથી પોતાની મેળે જ ગયા છે. ( ૧૧ )

એવી રીતે ભાગવતની ઉત્પત્તિ અને પ્રવૃત્તિનું નિરૂપણ કરીને શ્રોતા પરીક્ષિત દરેક રીતે ભગવદીય ન હોય તો તેને શ્રીભાગવત કહેવામાં આવે તે સારી રીતે સ્થિર ન થઈ શકે. તે માટે પરીક્ષિતના ગર્ભના સંસ્કારથી આરંભીને ભગવાને જ પોતાના તેજ વડે પરીક્ષિતની રક્ષા કરી છે, એમ કહેવા માટે પરીક્ષિતના પહેલા રૂપનો બ્રહ્માસ્ત્ર વડે દાહ થયેલો છે, એમ નિરૂપણ કરવા સારુ એવા પ્રકારના પરિપાલન માટે પણ પરીક્ષિત્ વૈષ્ણવ જ છે, તેથી તે પાંડવોની બીજી સંતતિનો દાહ થયો છે, તેનું નિરૂપણ સૂતપૌરાણિક કરે છે. પછી બીજાં સંતાનોના દાહને પરીક્ષિત્ના દાહનું કારણ ઘણું છે, તે હકીકત આ અધ્યાય પૂરો થતાં સુધી આવશે. પરીક્ષિતના શરીરનો દાહ થવામાં અશ્વત્થામાનું મોટું અપમાન થયું, તે જ કારણ છે. અને દ્રૌપદીજીના બીજા પુત્રોનો દાહ થયો, તે તો પરીક્ષિતની રક્ષા કરવામાં અને અશ્વત્થામાનું અપમાન કરવામાં કારણરૂપ છે. જે પૂછેલું ન હોય તે કહેવાય નહિ, તે માટે [1]પૂછેલી વાતનો અનુવાદ કરીને તે કહેવાની પ્રતિજ્ઞા કરે છે :

---

૧ ચોથા અધ્યાયમાં પરીક્ષિતના જન્મ તથા કર્મની હકીકત શૌનકે પૂછેલી છે તેનો અનુવાદ કરીને તેના શરીરનો દાહ થયો અને જન્મ થયો, તેના કારણની હકીકત કહેવા માટે સૂતપૌરાણિક પ્રતિજ્ઞા કરે છે; તેથી અધિકારની ઉક્તિ પ્રત્યે જેમાં કારણ રહેલું છે, એવો આ પ્રસંગ છે અને તે કથાની સંગતિ છે એમ કહ્યું છે.

**परीक्षितोऽथ राजर्षेर्जन्म कर्म विलायनम् ।**
**संस्थां च पाण्डुपुत्राणां वक्ष्ये कृष्णकथोदयम् ॥१२॥**

**શબ્દાર્થ**:—હવે પછી રાજર્ષિ પરીક્ષિતનાં જન્મ, કર્મ અને નાશની હકીકત, પાંડવોની સારી સ્થિતિ અને દેહત્યાગનો પ્રકાર હું કહીશ, જેમાં શ્રીકૃષ્ણની કથાનો જ ઉદય રહેલો છે.

**ભાવાર્થ**:—શ્રીભગવાનનું નિરૂપણ કર્યા પછી તેના શ્રોતા પરીક્ષિતના બીજસંસ્કાર માટે તેના જન્મની હકીકત, અને ધર્મની રક્ષારૂપ ભગવાનનું કાર્ય કરવાથી તેના કાર્યની હકીકત, અને ભાગવતના સ્મરણ માટે તેના નાશની હકીકત કહેવાની પ્રતિજ્ઞા કરી છે. તેમ જ પરીક્ષિત્‌ના ત્રણ પુરુષો (પૂર્વજો) શુદ્ધ હતા, તે માટે તેને પિતૃ પિતામહ વગેરેનો પ્રતિબંધ ન હતો, એમ કહેવા માટે કહ્યું છે કે પ્રથમથી જ પાંડવોની સારી રીતે સ્થિતિનો પ્રકાર કહીશ અને દેહના ત્યાગનો પણ પ્રકાર કહીશ. મૂળમાં चકાર છે તેથી ધૃતરાષ્ટ્રના દેહનો પ્રકાર પણ કહીશ, એમ પ્રતિજ્ઞા કરી છે. ધૃતરાષ્ટ્રની મુક્તિ થઇ નથી તે માટે પાંડવોની સાથે તેનું નામ નથી કહ્યું. જોકે પાંડવો તમામ એકથી ઉત્પન્ન થયા નથી, તોપણ એક સ્વામીના ક્ષેત્રમાં ઉત્પન્ન થયા છે, તેથી તેનું પ્રતિબંધકપણું થાય, તે સારુ પરિસ્થિતિને કોઇ પ્રતિબંધક નથી, એમ કહેવા માટે દરેકની કથા કહે છે. જ્યાંસુધી પૂર્વજો મુક્ત થયા ન હોય ત્યાંસુધી તેની સંતતિ મુક્ત થાય નહિ, તે માટે તેઓની મુક્તિ થયેલી છે, એમ બતાવવા માટે મૂળમાં चકાર છે. પાંડુની મુક્તિ થઈ છે માટે જ પાંડુના પુત્રોની કથા કહીશ એમ કહ્યું છે, પણ પાંડવોની કથા કહીશ એમ કહ્યું નથી. તેમાં પણ શ્રીકૃષ્ણની કથાનું પ્રતિપાદન કરવામાં આવશે, તેથી પાંડુના પુત્રોની કથા કહેલી છે, નહિતર સંગતિ ન મળે. તે માટે કહે છે કે 'જેમાં શ્રીકૃષ્ણની કથાનો જ ઉદય રહેલો છે.' એટલે આ કથા પોતાથી જ ભગવાનના ચારિત્રરૂપ નથી, પણ ભગવાન્ તેમાં નિમિત્ત છે, માટે જે કાર્યમાં જે નિમિત્ત હોય, તે કાર્યના સ્વરૂપનો ઉપકાર કરનાર કારણરૂપ છે, તેથી તેનું નિરૂપણ થાય છે, આવો અભિપ્રાય છે. ૧૨

ત્યાં બીજા પુત્રોનું મરણ થયું, તે કહેવા માટે કારણ કહે છે :

**यदा मृधे सृञ्जयकौरवाणां**
**वीरेष्वथो वीरगतिं गतेषु ।**
**वृकोदराविद्धगदाभिमर्श-**
**भग्नोरुदण्डे धृतराष्ट्रपुत्रे ॥१३॥**

**શબ્દાર્થ**:—જ્યારે સંગ્રામમાં કૌરવ અને સૃંજયોના વીરો વીરગતિને પ્રાપ્ત થયા ( યુદ્ધમાં મરણ પામ્યા ) ત્યારે ભીમસેને નાખેલી ગદાના સ્પર્શ વડે જેની સાથળ ભાંગેલી છે, તેવો દુર્યોધન ઉપર પડેલો હતો.

**ભાવાર્થ**:—સંજય વંશમાં થયેલા ધૃષ્ટદ્યુમ્ન પાંડવોની સેનાના પતિ હતા, તેથી પાંડવોને પણ કૌરવપણું છે. પરંતુ પાંડવોને કૌરવો સાથે વિરોધ થવાનું મુખ્ય કારણ દ્રૌપદી છે અને દ્રૌપદીના ભાઈ ધૃષ્ટદ્યુમ્નને પાંડવો મળેલા છે, તે કારણથી અને કૌરવોમાં પરસ્પર વિરોધ થાય તે અયુક્ત કહેવાય તે અયુક્તપણું દૂર કરવા માટે કૌરવ અને સૃંજયોનો સંગ્રામ હતો એમ કહ્યું છે. એ કૌરવો અને પાંડવોના સંબંધીજનોની મુક્તિ થયેલી છે, તે માટે નિરૂપણ કરે છે: વીર પુરુષો વીરગતિને પામ્યા હતા; એટલે ષષ્ઠસ્કંધમાં વૃત્રાસુરે કહેલું છે કે "બ્રહ્મની ધારણા વડે પ્રાણને જીતીને મરણ થાય અથવા સંગ્રામમાં સન્મુખ રહીને મૃત્યુ થાય, એ બે પ્રકારનાં મૃત્યુ ઉત્તમ છે.' તેથી જે વીરગતિને પ્રાપ્ત થયા છે તેની મુકિત થયેલી છે, એમ બતાવ્યું છે,

અહીં દ્રૌપદીના પુત્રો સૂતા હતા, ત્યાં તેઓનું મૃત્યુ થયું છે. તે અન્યાયથી મરણ થયું છે માટે શોકનું કારણ થયું છે એ સૂચવ્યું છે. હવે બીજો ક્રમ કહેવા માટે મૂળમાં **अथो** એમ અવ્યય આપેલો છે. તૃતીય સ્કંધમાં કહ્યું છે કે "જેઓ અર્જુન સાથે લડતા હતા તેઓને ભગવાનનું દર્શન થતું હતું; અને અર્જુનના બાણ વડે પવિત્ર થઇને તેઓ ભગવાનના પદને પામ્યા છે," એ ક્રમ હતો તેથી જુદો ક્રમ ચાલ્યો, એમ બતાવવા માટે મૂળમાં **अथो** અવ્યય મૂકેલો છે. દુર્યોધનનું અયુક્ત મરણ થયું એમ કહે છે કે "જેના ઉદરમાં દશ પ્રકારનો પ્રાણ રમે છે તે વૃકોદર કહેવાય છે અને તે ભગવાનનું કાર્ય સિદ્ધ કરનાર છે," એ વાકયથી ભીમસેને મારેલી ગદાનો સ્પર્શ થતાં જ દુર્યોધનની સાથળ ભાંગી ગયેલી છે. એ દુર્યોધનની સાથળને દંડરૂપ કહેલ છે, તેનું કારણ એવું છે કે દ્રૌપદીને તે સાથળ બતાવેલી હતી, તેથી દુ:ખ ઉત્પન્ન કરનાર તે સાથળ હતી. દુર્યોધનને મૂળમાં ધૃતરાષ્ટ્રનો પુત્ર કહ્યો છે, તેનો અભિપ્રાય એવો છે કે ધૃતરાષ્ટ્ર તો આંધળા હતા, તો તેનો પુત્ર પણ તેવો આંધળો જ હોવો જોઇએ; તેથી અવિવેકીપણું બતાવ્યું છે. (૧૩)

દુર્યોધન અવિવેકી હતો, તેથી તેનો નોકર અશ્વત્થામા પણ અવિવેકી થયો છે, એમ બતાવવા માટે કહે છે કે :

**भर्तुः प्रियं द्रौणिरिति स्म पश्यन्**
**कृष्णासुतानां स्वपतां शिरांसि ।**
**उपाहरद्विप्रियमेव तस्य**
**जुगुप्सितं कर्म विगर्हयन्ति ॥१४॥**

**શબ્દાર્થ**:—દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા પોતાના સ્વામીનું પ્રિય છે એમ જાણીને દ્રૌપદીના સૂતેલા પુત્રોનાં માથાં કાપીને પોતાના સ્વામીને બતાવવા માટે લઇ ગયો. પણ તે પુત્રોનાં માથાં કાપવાં દુર્યોધનને પણ પ્રિય ન હતું; કેમકે તે નિંદિત કર્મને લોકો પણ ધિક્કારે છે.

**ભાવાર્થ**:—દ્રોણાચાર્યના પુત્ર કહેવાથી દ્રોણાચાર્યને યુદ્ધમાં મારેલ છે, તે અશ્વત્થામાને વૈર થવામાં મૂળ કારણ છે એમ કહ્યું છે; કારણ કે પોતાના પિતાને મારનારની સાથે વૈર થવું જ જોઈએ. તે પુત્રો સૂતા હતા, તેથી મૂળમાં દ્રૌપદીના પુત્રો કહ્યા છે, તે માવડિયાપણું બતાવે છે. તેમ દરેક પાંડવોના અક્કેક તે પુત્ર હોવાથી દ્રૌપદીના પુત્રો એમ કહ્યું છે. તેથી જ ભગવાને પાંડવોનો વંશ રાખવા સારુ તેઓ યોગ્ય નહિ લાગતાં તેઓની રક્ષા કરી નથી. દ્રૌપદીના સૂત કહ્યા છે; તેથી દ્રૌપદીથી તો પ્રસવ માત્ર (જન્મ આપવો) તેઓનો થયો છે, પણ તેઓનો ઉદ્ધાર થયો નથી એમ સૂચવે છે. ગીતાજીમાં કહ્યું છે કે "જેને જે દેવ ઉપર શ્રદ્ધા હોય તેને તે દેવરૂપ જાણવો;" તેથી દ્રૌપદી શ્રીકૃષ્ણની ભક્ત છે. અને તેથી ભગવદ્રૂપપણું બતાવવા માટે **कृष्ण** શબ્દ લખ્યો છે. અશ્વત્થામા, દુર્યોધનને બતાવવા માટે તે બાળકોનાં માથાં લઈ ગયેલ છે, તેથી અરધા શરીરનો દાહ થઈ શકે તેમ છે, માટે દ્રૌપદીને ઘણું જ દુઃખ થાય છે.

દુર્યોધનને પણ તે બાળકોનું મરણ અભીષ્ટ ન હતું; કેમકે લોકમાં નિંદા થાય તેવી હકીકત દુર્યોધનમાં નહતી, અને આ બાળકો માર્યા તે કાર્ય લોકમાં નિંદાજનક છે તેથી લોકો તેનો તિરસ્કાર કરે છે. (૧૪)

**माता सुतानां निधनं शिशूनां**
**निशम्य घोरं परितप्यमाना ।**
**तदाऽरुदद् बाष्पकुलाकुलाक्षी**
**तां सान्त्वयन्नाह किरीटमाली ॥ १५ ॥**

**શબ્દાર્થ**:—અશ્વત્થામાએ મારેલા બાળકોની માતા પુત્રોનું ઘોર મરણ સાંભળીને તપાયમાન થઇ ગઈ અને અશ્રુથી જેનાં નેત્રો વ્યાપ્ત થઈ ગયાં છે તેવી થઇને રોવા લાગી ત્યારે તેને સાંત્વન કરતા અર્જુન આવી રીતે કહેવા લાગ્યા.

**ભાવાર્થ**:-દ્રૌપદી માતા છે તેથી રુદન કરે છે. મરનાર શિશુ (બચ્ચાં) છે તેથી તેમાં સ્નેહ અધિક છે. તેઓનું મરણ સાંભળવાથી ઘણો જ કલેશ થાય છે. ઘોર મરણ થયું છે એમ કહેવાથી ભારતના સૌપ્તિક પર્વની કથાનું સૂચન કરીને રાત્રિએ મરણ થયું છે એમ બતાવ્યું છે. જ્યારે દ્રૌપદી રોવા લાગી ત્યારે તેને શાંત પાડતા અર્જુન બોલ્યા. અહીં અર્જુનનું નામ **किरीटमाली** એમ

લખેલું છે, તેનો અભિપ્રાય એવો છે કે એક કિરીટ (મુકુટ)માં પણ ઘણા કિરીટોની પ્રતીતિ થાય છેઃ એટલે ઘણા પુરુષોની માફક યુદ્ધ કરે છે. અથવા વેગથી ઘણા કિરીટોની પ્રતીતિ થાય છે. વળી સ્રીને વશ હોય તેવા ભક્તોનું પણ ભગવાન રક્ષણ કરે છે, એમ કહેવા માટે અર્જુને કરેલી પ્રતિજ્ઞા બતાવે છે. અથવા દ્રૌપદીજીને શાંત કરવા અર્જુન પ્રતિજ્ઞા કરે છે એમ કહ્યું છે; તેથી પ્રતિજ્ઞા બરાબર નથી એમ બતાવ્યું છે. (૧૫)

પતિએ સ્રીનો શોક અવશ્ય દૂર કરવો જ જોઈએ. તેમાં કાંઈ પણ બોલ્યા સિવાય તેનાં આંસુ લૂવાં તે તો ન જ બની શકે. તેમ જ દ્રૌપદીના પુત્રોનું મરણ થયું તેનો શોક દૂર થઈ શકે તેમ નથી. તેમાં વળી મરી ગયેલાને જીવ આવવો અશકય જ છે અને બાળકોના હત્યારાને મારવો તે તો ન જ બની શકે તેમ છે. તે માટે તેમ કરીને આંસુ લૂવાં જોઇએ એવા વિચારથી અર્જુન કહે છે :

**तदा शुचस्ते प्रमृजामि भद्रे**
**यद् ब्रह्मबन्धोः शिर आततायिनः ।**
**गाण्डीवमुक्तैर्विशिखैरुपाहरे**
**त्वाक्रम्य यत्स्नास्यसि दग्धपुत्रा ॥१६॥**

**શબ્દાર્થ**—હે ભદ્રે (દ્રૌપદી), જ્યારે હથિયાર લઇને સામા ઊભેલા બ્રહ્મબંધુ અશ્વત્થામાના મસ્તકને, ગાંડીવ ધનુષમાંથી નીકળેલાં બાણો વડે લાવીશ અને તે મસ્તક ઉપર તું બેસીને સ્નાન કરીશ ત્યારે તારા શોકને હું મટાડીશ.

**ભાવાર્થ**:—ક્રૂરમાં ક્રૂર રીતે આંસુ લુવાય છે. દ્રૌપદીને શોકનાં આંસુ છે, તેથી **शुचः** કહ્યું છે. ફરીથી તેવાં આંસુ નહિ થવા માટે તે અશ્વત્થામાનું માથું લાવ્યા પછી આંસું લૂવાનું કહે છે. લડાઈમાં કોનો જય થશે તેનો નિશ્ચય હોતો નથી, તેથી તેને માથું લાવવાનું કહે છે અને વિપરીત (ઊંધું) થશે તો શું કરવું, એવી દ્રૌપદીની શંકા દૂર કરવા માટે **भद्रे** આવું સંબોધન આપ્યું છે. એટલે તમે કલ્યાણરૂપ છો; એટલે તમારામાં વૈધવ્ય (વિધવા થવાનું)નું લક્ષણ નહિ હોવાથી મારો જય જ થશે. અશ્વત્થામા બ્રહ્મબંધુ છે, એમ કહેવાથી બ્રહ્મનો અર્થ બ્રહ્મત્વરૂપ જાતિ થાય છે. તે બંધુરૂપ છે, એટલે કે તે કયારેક આવે અને કયારેક ન આવે એમ, નહિતર તેનું બ્રાહ્મણપણું રહેતું નથી; કારણ કે દેવતાનો વિરોધ અને અસુરોનો આવેશ અશ્વત્થામામાં છે. અને "બ્રાહ્મણવર્ણ છે તે દેવતા છે અને શૂદ્રવર્ણ છે તે અસુર સંબંધી છે" એમ વેદમાં લખેલું છે, તેથી અશ્વત્થામામાં દેવરૂપ પાંડવોનું વિરોધીપણું હોવાથી અસુરપણું છે, તેમ ઉપરની શ્રુતિ પ્રમાણે તેનામાં શૂદ્રપણું પણ રહે છે; માટે હમેશાં અશ્વત્થામામાં બ્રાહ્મણપણું રહેતું નથી. વળી તે આતતાયી

છે; એટલે અગ્નિથી બાળનાર કે વિષ આપનાર વગેરે આતતાયી કહેવાય છે, તેમાંનો અશ્વત્થામા પણ છે. "વળી વેદાંતના પારને જાણનાર હોય તોપણ આતતાયી મારતો મારતો સામો આવે તો તેને અવશ્ય મારવો જોઇએ; કારણ કે તેમ મારવાથી મારનારને બાળહત્યા લાગતી નથી," એમ સ્મૃતિમાં કહેલું છે, તેથી તેને મારવામાં દોષ નથી. એવા અશ્વત્થામાના મસ્તકને હું બાણ વડે વીંધી લાવીશ, એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે તે દુષ્ટ હોવાથી તેનો સાક્ષાત્ સ્પર્શ નહિ કરું. તેમ કરવામાં પોતાનું સામર્થ્ય બતાવે છે કે ગાંડીવ ધનુષમાંથી નીકળતાં બાણો પાછાં ફરે તેવાં નથી, તેથી અવશ્ય તેના મસ્તકને લાવશે, એમ લખ્યું છે.

શત્રુના મસ્તક ઉપર બેસીને સ્નાન કરવું એ ક્ષત્રિયોના ધર્મથી વૈરનો બદલો વાળવા માટે કહ્યું છે. જેના પુત્ર નષ્ટ થયેલ છે એવી તું તે અશ્વ-ત્થામાના મસ્તક ઉપર બેસીને સ્નાન કરીશ એમ કહ્યું છે. તે સૌપ્તિકદાહ (સૂતેલાને મારી નાખવો) કહેલો છે અથવા સંસ્કારરૂપ દાહ થયેલો છે, તે સ્નાન કરવામાં કારણરૂપ છે. એટલે સંસ્કારરૂપ દાહ થયા પછી સ્નાન થાય છે. તે સ્નાન જ્યારે થશે ત્યારે અશ્વત્થામાનું માથું લાવી દઇશ, તેના ઉપર બેસીને તું સ્નાન કરીશ, ત્યારે તારા શોકને હું મટાડીશ. ક્ષત્રિયપણું હોવાથી દ્રૌપદીજીને સ્વભાવથી શોક નથી. કામમાં પરાયણ હોય છે તેને બીજાની માફક સ્વભાવથી શોક રહે છે; ક્રોધમાં પરાયણ હોય તેને સ્વભાવથી શોક રહેતો નથી. (૧૬)

**इति प्रियां वल्गुविचित्रजल्पैः**
**स सान्त्वयित्वाऽच्युतमित्रसूतः ।**
**अन्वाद्रवद्दंशित उग्रधन्वा**
**कपिध्वजो गुरुपुत्रं रथेन ॥१७॥**

**શબ્દાર્થ**:—એવી રીતે પોતાની પ્રિયાને મનોહર અને વિચિત્ર વચનો વડે શાંત કરીને. શ્રીકૃષ્ણ જેના મિત્ર અને સારથિ છે, જેણે બખ્તર પહેરેલું છે, એવો ઉગ્ર ધનુષવાળો અર્જુન, રથમાં બેસીને ગુરુપુત્રની પાછળ પડયો.

**ભાવાર્થ**:—ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરવાનું કારણ એટલું જ છે કે દ્રૌપદી બહુ જ વહાલી છે. તેને એવી રીતે મનોહર વાકય કહ્યું કે તારા પુત્રોને મારનારનું મસ્તક લાવી દઇશ વગેરે. અશ્વત્થામાનું મસ્તક બાણ વડે લાવીશ એ વિચિત્રપણું બતાવ્યું છે. સ્ત્રીની પાસે પાસે એવું વાકય કહેવું તે સ્ત્રીને વશ થયેલાનું વાકય છે. આમ કહેવાથી દ્રૌપદીને શાંતિ થવામાં એટલું જ કારણ કે તે ક્ષત્રિય છે. એ પ્રતિજ્ઞા સિદ્ધ થવામાં કારણ બતાવે છે કે

અચ્યુત ભગવાનના મિત્ર હોવાથી અર્જુન પણ પોતાની પ્રતિજ્ઞાથી હટે તેવા નથી; તેથી પોતાની રક્ષા બતાવી છે. અને ભગવાન્ સારથિ હોવાથી કાર્યની સિદ્ધિ બતાવી છે. અશ્વત્થામા ભાગી ન જાય માટે તેની પાછળ તરત જ દોડયા છે અને પછી કવચ ધારણ કર્યું છે તથા ધનુષ ગ્રહણ કર્યું છે. ધનુષનું પરિણામ અશ્વત્થામાના વધમાં છે; તેથી ઉગ્રપણું કહેલું છે. અને અર્જુનને **કપિધ્વજ** કહેવાથી તેની ધ્વજા ઉપર હનુમાનજી છે; તેથી અર્જુનને મોટું સામર્થ્ય બતાવ્યું છે અથવા બખ્તર પહેરેલું હોવાથી પોતાની રક્ષા બતાવી છે. ઉગ્રપણું હોવાથી ધનુષની રક્ષા બતાવી છે અને ધ્વજા ઉપર હનુમાનજી હોવાથી રથની રક્ષા બતાવી છે. ગુરુના પુત્રની પાછળ દોડયા એ અનર્થનું પરિણામ બતાવ્યું છે. રથ ઉપર બેસીને દોડયા, તેથી પોતાની શક્તિ નથી એમ બતાવ્યું છે.

અશ્વત્થામાને જોયા પછી પણ અર્જુનની ગતિ મંદ ન થઈ, તેથી અર્જુન મને મારશે એમ અશ્વત્થામાએ જાણ્યું તે કહે છે :

**तमापतन्तं स विलक्ष्य दूरा-**
**त्कुमारहोद्विग्नमना रथेन ।**
**पराद्रवत्प्राणपरीप्सुरुर्व्यां**
**यावद्गमं रुद्रभयाद्यथाऽर्कः ॥१८॥**

**શબ્દાર્થ**:—પાછળ આવતા એવા અર્જુનને દૂરથી જોઈ ને બાળકોને મારનાર તે અશ્વત્થામા મનમાં ઉદ્વેગવાળો થઈને, પ્રાણોની રક્ષા કરવાનું ઇચ્છનાર પૃથ્વી ઉપર જ્યાંસુધી જઇ શકાય ત્યાંસુધી રથ વડે દોડયો, જેમ મહાદેવજીના ભયથી સૂર્ય દોડયા હતા.

**ભાવાર્થ**:—અશ્વત્થામા અપરાધી હોવાથી, છેટેથી તેણે અર્જુનને જોયા. ક્ષત્રિય ધર્મનો આશ્રય કરનારને યુદ્ધ કરવાનો સમય આવે ત્યારે અત્યંત ઉત્સાહ થાય છે, પણ અશ્વત્થામાએ તો બાળકોની હત્યા કરેલી હોવાથી, તેને તો પાપ વડે મનનો ઉદ્વેગ થયો, એટલે યુદ્ધનું સાધન જે રથ હતો તે નાસવાનું સાધન થયો, એમ કહેવા માટે અશ્વત્થામા રથદ્વારા નાઠા એમ કહે છે. પ્રાણની રક્ષા કરવા માટે તે નાઠા છે. જે પ્રાણોના રક્ષણ માટે ક્ષત્રિયની નોકરી, પિતાનો વધ, અને અન્યાય કરવો કબૂલ કરેલ છે તે પ્રાણોની રક્ષા કરવા માટે નાસવું તેમાં આશ્ચર્ય શું ? અશ્વત્થામા પૃથ્વી ઉપર જ્યાંસુધી જઈ શકાય ત્યાંસુધી દોડયા, એટલે નદી, પર્વત વગેરે કાંઇ પણ આડું ન જ આવ્યું ત્યાંસુધી નાઠા છે. યોગમંત્રાદિકથી બીજા લોકમાં જવાથી પણ

છૂટકો થશે નહિ, એમ બતાવવા માટે દષ્ટાંત કહે છે કે મહાદેવજીના ભયથી જેમ સૂર્ય નાઠા હતા; એટલે એક વિદ્યુન્માલી નામનો ભક્ત હતો, તેનું નિવારણ સૂર્યે કર્યું ત્યારે મહાદેવજીને ક્રોધ થયો, તેથી ત્રિશૂલ ઉગામીને સૂર્યને મારવા માટે મહાદેવજી પ્રવૃત્ત થયા; તેથી સૂર્ય નાઠા, તે પૃથ્વી ઉપર કાશીમાં પડયા. ત્યારથી ત્યાં લોલાર્ક નામનું સ્થળ આજે પણ પ્રસિદ્ધ છે. એવી રીતે આ અશ્વત્થામા પણ બીજા લોકમાં જાય તો ત્યાં પણ ભટકતા ભટકતા પડે; માટે પૃથ્વી ઉપર જ જયાંસુધી જઇ શકાય ત્યાંસુધી નાસેલા છે. (૧૮)

**यदाऽशरणमात्मानमैक्षत श्रान्तवाजिनम् ।**
**अस्त्रं ब्रह्मशिरो मेन आत्मत्राणं द्विजात्मजः ॥१९॥**

**શબ્દાર્થ**:—પોતાના ઘોડા થાકી જવાથી પોતાની કોઇ રક્ષા કરનાર નથી એમ જોયું,. ત્યારે હવે બ્રહ્માસ્ત્ર પોતાની રક્ષા કરનાર છે, એમ અશ્વત્થામાએ માન્યું.

**ભાવાર્થ**:—ત્યારે ભયથી અશ્વત્થામાએ પોતાની રક્ષાનું સ્થાનક શોધ્યું, પણ ભગવાનથી બહિર્મુખ થઇને જાય છે તેથી કોઈ મહાદેવજી વગેરે પણ તેની રક્ષા કરનાર થયા નહિ અને રથના ઘોડા થાકી ગયા, તેથી નાસી શકે તેમ પણ રહ્યું નહિ. ત્યારે હવે બ્રહ્માસ્ત્ર પોતાની રક્ષા કરશે, એમ અશ્વત્થામાએ જાણ્યું. કોઈ રક્ષા કરનાર નહતું અને રથના ઘોડા થાકી ગયા તેથી તેને બ્રહ્માસ્ત્ર નાખવાની ઇચ્છા થઈ. આધ્યાત્મિક અને આધિદૈવિક એમ બે પ્રકારનું બ્રહ્માસ્ત્ર છે. તેમાં આધ્યાત્મિક બ્રહ્માસ્ત્ર પાછું ફરી શકે તેવું છે અને આધિદૈવિક બ્રહ્માસ્ત્ર નિવૃત્ત થઈ શકે તેવું નથી. તે બે પ્રકારનું બ્રહ્માસ્ત્ર બન્ને પ્રકારના મંત્રોમાં રહેલું છે. દ્રોણાચાર્યે એ બન્ને પ્રકારનાં બ્રહ્માસ્ત્રો અશ્વત્થામાને આપેલાં છે, પણ તેને શાંત કરવાનું શીખવાડયું નથી; કેમકે શરીર વિદ્યમાન હશે તો જ તે બ્રહ્માસ્ત્ર મૃત્યુથી બચાવશે. આ વખતે અશ્વત્થામાને બ્રહ્માસ્ત્ર પાછું વાળવાનું જ્ઞાન નથી, તોપણ તે બ્રાહ્મણનો પુત્ર હોવાથી લાંબી દૃષ્ટિ નથી, તેથી બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરવાની ઇચ્છા થઇ છે. (૧૯)

**अथोपस्पृश्य सलिलं सन्दधे तत्समाहितः ।**
**अजानन्नुपसंहारं प्राणकृच्छ्र उपस्थिते ॥२०॥**

**શબ્દાર્થ**:—હવે જલનું આચમન કરીને તત્પર થઈને અશ્વત્થામાએ તે બ્રહ્માસ્ત્ર સાંધ્યું. બ્રહ્માસ્ત્રને વાળવાનું જ્ઞાન તેને ન હતું, તોપણ પ્રાણ જવાનું કષ્ટ નજદીક આવ્યું ત્યારે તે બ્રહ્માસ્ત્ર તેણે નાખ્યું.

**ભાવાર્થ**—તે પછી પલાયન (નાસવું) છોડી દઇને યુદ્ધ કરવાની રીતે આચમન કરીને, સાવધાન થઇને, દેવતાની સન્નિધિ પોતામાં થવા માટે, જલનો સ્પર્શ કરીને બ્રહ્માસ્ત્ર ફેંકયું છે. બ્રહ્માસ્ત્રને પાછું વાળવાનું જ્ઞાન ન

હોય અને નાખે તો લોકનો ક્ષય થાય, તેથી મોટું પાપ થશે એમ જાણીને પણ, પ્રાણ જવાનું નજદીક આવે ત્યારે અયોગ્ય હોય તોપણ વિપત્તિના વખતમાં કરવું જોઇએ, એવી બુદ્ધિ વડે તે બ્રહ્માસ્ત્ર નાખ્યું છે. (૨૦)

તેથી જે થયું તે હવે કહે છે:

**ततः प्रादुरभूत्तेजः प्रचण्डं सर्वतोदिशम् ।**
**प्राणापद्दमभिप्रेक्ष्य विष्णुं जिष्णुरुवाच ह ॥२१॥**

**શબ્દાર્થ**:—તે બ્રહ્માસ્ત્ર સર્વ દિશામાં ઉગ્ર તેજરૂપે પ્રકટ થયું. પ્રાણને નાશ કરનારા તે તેજને જોઇને અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું.

**ભાવાર્થ**:—તે તેજ એવું છે કે જેનો ઉપાય થઇ શકે તેવો નથી. અર્જુનને, ચોતરફથી તે તેજ વ્યાપ્ત થઇ ગયું છે, તેથી ચારે દિશામાં તે તેજ છે તેમ લાગે છે; તેથી તે પ્રાણને હણનારું છે એમ તેણે જાણ્યું. દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનું આ બ્રહ્માસ્ત્ર છે એમ ન જાણીને કાંઇક બીજુંજ દૈવયોગથી નાશ કરવા આવેલું છે, એમ સમજીને તેને દૂર કરવા માટે તેનું સ્વરૂપ જાણવા સારુ પ્રથમ ભગવાનની સ્તુતિ કરે છે. પ્રથમ રક્ષા કરનાર તો ભગવાન છે અને તે પદાર્થ શું છે, એમ જાણે ત્યારે તેનો ઉપાય કરવામાં અર્જુન સમર્થ છે. મૂળમાં ह અવ્યય લખ્યો છે, તે આશ્ચર્યને સૂચવે છે; એટલે કે બ્રહ્માસ્ત્રનું તેજ દેખે છે ત્યાં મૂર્છા થવી જોઇએ, તેમ છતાં નહિ ગભરાતાં ભગવાન્‌ની સ્તુતિ કરે છે, તે આશ્ચર્ય છે. (૨૧)

ચાર પ્રકારના પુરુષાર્થની સિદ્ધિ થવા માટે ચાર શ્લોકોથી સ્તુતિ કરે છે:

**अर्जुन उवाच ।**

**कृष्ण कृष्ण महाबाहो भक्तानामभयंकर ।**
**त्वमेको दह्यमानानामपवर्गोऽसि संसृतेः ॥२२॥**

**શબ્દાર્થ**:—હે કૃષ્ણ, હે કૃષ્ણ, મોટા બાહુવાળા, હે **ભક્તોને અભય કરનાર પ્રભુ, સંસારથી દાહ પામતા જીવોને મોક્ષરૂપ તમે એક જ છો.**

**ભાવાર્થ**—'કૃષ્ણ કૃષ્ણ' એમ બે વખત અર્જુને કહ્યું છે તે આદર માટે છે અથવા ભયથી બે વખત બોલાયેલ છે. મોટા જેના બાહુ છે અથવા ઇંદ્રાદિક દેવતાઓ જેના બાહુ છે એવા આપ છો, એથી ક્રિયાશક્તિની વિશેષતા બતાવી છે. અથવા પાલનકર્તા તમે છો એમ બતાવ્યું છે, એટલે સામાન્ય રીતે દરેકનું આપ પાલન કરનાર છો. હવે ભક્તો પ્રત્યે તો આપ વિશેષ પાલન કરનારા છો એમ કહેવા માટે, તમે ભક્તોને અભય આપનાર છો, એમ સૂચવ્યું છે; એટલે બીજાને ભય થાય ત્યારે પાલન કરો છો અને ભક્તોને તો અભય કરનાર છો, તેઓને ભય આવવા જ દેતા નથી. વળી તમારાથી

જે દૂર રહે છે તે બળી જાય છે. ઘણા પ્રકારના દાહ છે તેમાં જન્મમરણરૂપ સંસારનો દાહ સહુથી મોટો છે; તેના તમે મોક્ષરૂપ છે. એટલે સંસારનાં કારણથી જે બળી રહ્યા છે તેના મોક્ષરૂપ આપ એક જ છો. ગીતાજીમાં કહ્યું છે કે "હે અર્જુન, બ્રહ્મલોક સુધી સર્વ લોક જન્મમરણ પામનારા છે અને મને પ્રાપ્ત થયા પછી ફરીથી જન્મ હોતો નથી." (૨૨)

તેમાં બે શ્લોકથી સ્તુતિ કહે છેઃ

**त्वमाद्यः पुरुषः साक्षादीश्वरः प्रकृतेः परः ।**
**मायां व्युदस्य चिच्छक्त्या कैवल्ये स्थित आत्मनि ॥२३॥**

**શબ્દાર્થઃ**—તમે સાક્ષાત્ આદ્યપુરુષ છો, ઈશ્વર છો, પ્રકૃતિથી પર છો અને ચૈતન્યરૂપ શક્તિ વડે માયાનો નાશ કરીને કેવળ પોતાના આત્મામાં રહેલા છો.

**ભાવાર્થ**—"જેને ક્યાંયથી પણ ભય ન હોય તે પતિ થાય છે" એમ લક્ષ્મીજીએ કહેલું છે, તે ન્યાયથી પ્રથમ પોતાના દોષ નથી એમ નિરૂપણ કરે છે, તે પછી બીજાના દોષને આપ દૂર કરો છો, એમ નિરૂપણ કરવાનું છે. તેમાં કર્મથી થયેલા દોષો છે, કાળથી થયેલા દોષો છે, સ્વભાવથી થયેલા દોષો છે, માયાથી અને દ્વેષથી થયેલા પણ દોષો છે, આવી રીતે પાંચ પ્રકારના દોષો છે, તેનું ક્રમશઃ નિવારણ કરે છે. તમે આદ્ય છો, એટલે કર્મના કરતાં પણ આપ તો પહેલા જ હોવાથી આપનું સ્વાતંત્ર્ય છે; તેથી કર્મને અધીનપણું ન હોવાથી કર્મથી પણ દોષો આપનામાં નથી. વળી સર્વના નિમાયક છો, જીવાત્મા અને કાળના પણ આપ નિમાયક છો; તેથી કાળના થયેલા દોષો પણ નથી. કાળ તો પોતામાં ઉત્પન્ન થયેલા શરીર દ્વારા શરીરમાં અધ્યાસ થાય છે ત્યારે નિયામક છે; અને આપ તો જીવના અને કાળના બન્નેના નિયામક છો, તેમ પ્રકૃતિના નિયામક પણ આપ હોવાથી સ્વભાવથી થયેલા દોષો નથી. ભગવાનની શક્તિઓ અનંત છે અને તે સર્વ પરસ્પર વિરુદ્ધ થયેલી હોઈને તે તે કાર્યને માટે બનાવેલી છે. તેમાં જે શક્તિમાં આસક્તિ રાખીને ક્રીડા કરે છે, તે શકિતનો દોષ લાગવાનો સંભવ થાય. ત્યારે જ તેનાથી વિરુદ્ધ શકિતનો પ્રાદુર્ભાવ કરીને, દોષયુકત પહેલી શકિતના ધર્મોને દૂર કરે છે. તેવી રીતે જ્ઞાનરૂપ શકિત વડે માયાને દૂર કરીને રહે છે; તેથી માયિક દોષનો સંભવ નથી. દેશ સંબંધી દોષોનો તો સંભવ જ નથી; કારણ કે દરેક ધર્મો તેને સ્પર્શ કરતા નથી, શુદ્ધ પોતાના સ્વરૂપમાં જ પોતે રહેલા છે; માટે પોતામાં પાંચે પ્રકારના દોષો નથી. (૨૩)

હવે કૈમુતિક ન્યાયથી (જેમકે દેવદત્ત મોટાં શાસ્ત્રો ભણ્યો છે તો તેને નાનાં શાસ્ત્રોનું તો જ્ઞાન હોય જ છે, ત્યાં કૈમુતિક ન્યાય મનાય છે, તે દૃષ્ટાંતથી) બીજા દોષોને દૂર કરે છે એમ નિરૂપણ કરે છેઃ

**स एव जीवलोकस्य मायामोहितचेतसः ।**
**विधत्से स्वेन वीर्येण श्रेयो धर्मादिलक्षणम् ॥२४॥**

**શબ્દાર્થ**:—તે જ તમે માયાથી મોહિત ચિત્તવાળા આ લોકનું પોતાના પરાક્રમ વડે ધર્માદિકના લક્ષણવાળું કલ્યાણ કરો છો.

**ભાવાર્થ**:—પહેલાં કહેલા ગુણોથી તમે યુકત જ છો. જીવ તો માયાથી મોહિત ચિત્તવાળો છે અને તેથી ભટકી રહ્યો છે. તેવી ભ્રાંતિથી જે તમારી પાસે માગે છે તે જ તમે તેને આપો છો, એટલું જ નહિ પણ તેની ભ્રાંતિરૂપ દોષને દૂર પણ કરો છો, એટલે વસ્તુથી ઉત્તમ હોય કે ઉત્તમ ન હોય, પણ જે વસ્તુ જીવ માગે છે, તે વસ્તુ જ તે જીવને આપો છો, તેથી દરેકને ઇચ્છિત આપનારા આપ જ છો. તેમ ન હોય તો સમગ્ર વિશ્વ તમારું ભજન જ ન કરે. અર્થાત્ પોતાનું અભીષ્ટ ન હોવાથી દરેકને ભજન કરવા યોગ્ય આપ ન થાઓ. દરેકને આપ આપો છો માટે દરેક આપને ભજે છે. (૨૪)

સામાન્ય રીતે આપનું સ્વરૂપ કહેલું છે; પણ વિશેષથી આપના સ્વરૂપનો વિચાર કરીએ તો જીવોને કાંઈ કર્તવ્ય રહેતું નથી, એવા અભિપ્રાયથી કહે છે :

**तथाऽयं चावतारस्ते भुवो भारजिहीर्षया ।**
**स्वानां चानन्यभावानामनुध्यानाय चासकृत् ॥२५॥**

**શબ્દાર્થ**:—તેવી રીતે આ આપનો અવતાર પણ નિર્દોષ છે. તે, પૃથ્વીના ભારને હરવાની ઇચ્છા વડે અનન્ય ભાવવાળા ભક્તોને હમેશાં ધ્યાન કરવા માટે છે.

**ભાવાર્થ**:—તેવી રીતે આ આપનો અવતાર પણ છે, એટલે ભગવાન્ દોષ રહિત અને દરેકને અભીષ્ટ આપનાર છે, તેવી રીતે અવતાર પણ દોષ રહિત અને દરેકને અભીષ્ટ આપનાર છે. જેના મનમાં ભગવાન્ જ સાકાર છે અને જેના હસ્તચરણ ઉદર વગેરે આનંદમય છે, એવા પ્રભુ માયારૂપી પડદાને દૂર કરીને પ્રકટ થયા છે; એથી તેને કહેવા જેવું નથી; પણ જેના મતમાં લોઢાના ગોળામાં અગ્નિની માફક અને સૂર્યાદિકના જેવો જેનો પ્રકાશ છે, એવા ભગવાન્નું પોતાના ઇચ્છામય શરીરમાં પધારવું થાય છે, તે મતમાં જેવા ભગવાન્ સર્વ દોષથી રહિત છે, તેવો જ અવતાર દોષરહિત છે, એમ કહેવાતું નથી. તે ભગવાન્ના અવતારનાં બે પ્રયોજન હોય છે; તેમાં પૃથ્વીનો ભાર દૂર કરવો, એ પ્રયોજન દરેક મનુષ્યમાં પ્રસિદ્ધ છે; અને વૈષ્ણવ શાસ્ત્રમાં તો અનન્ય ભાવવાળા પોતાના ભકતોને હમેશાં ધ્યાન કરવા માટે અવતાર છે. એ પ્રયોજન વૈષ્ણવો જ જાણી શકે છે. એ બન્ને પ્રયોજનો અર્જુનના અભિપ્રાયમાં છે; કેમકે પૃથ્વીનો ભાર હરવામાં પણ ભગવાને સહાય કરી છે, અને ભકતપણું પણ છે; તેથી બન્ને પ્રકારે આપ અમારું હિત કરનારા છો, એમ અર્જુન કહે છે. (૨૫)

**किमिदं स्विस्कुतो वेति देवदेव न वेद्मयम् ।**
**सर्वतोमुखमायाति तेजः परमदारुणम् ॥२६॥**

**શબ્દાર્થ—ચોતરફથી અતિ ઉગ્ર તેજ મુખ તરફ આવે છે તે આ શું છે અને કયાંથી આવે છે, તે હે દેવના દેવ, હું જાણતો નથી.**

**ભાવાર્થ**—એમ છે ત્યારે આ અકસ્માત્ શું પ્રકટ થયું છે, તે કહો. દરેક દિશામાંથી આવે છે, તેથી કયાંથી આવે છે અને કયાં તેનું મૂળ છે તે જણાતું નથી. તમારી અવતારદશા છે તોપણ તમારાથી કાંઈ અજાણ્યું નથી, કારણ કે તમારો અવતાર તો દેવતાનાં કામ સિદ્ધ કરવા માટે છે, એ બતાવવા માટે, તમે દેવના પણ દેવ છો, એમ કહે છે. 'જેવી રીતે હું દેવતાનું કાર્ય કરું છું તેમ તું પણ દેવતાનું કાર્ય સિદ્ધ કરનાર અંશરૂપ છો' એવી શંકા થાય ત્યાં કહે છે કે હું ક્ષત્રિય હોવાથી આ જાણતો નથી; કારણ કે લૌકિક યુક્તિનો અહીં સંભવ નથી. ચોતરફથી તેજ આવે છે, તેમ ઘણું જ ઉગ્ર છે, તેથી સૂર્યાદિકનું પણ તેજ નથી, એમ સમજાય છે. આ બાબતનું અજ્ઞાન બે પ્રકારનું હોય છેઃ એક તો તેનું સ્વરૂપ સમજી શકાય નહિ; બીજું તેનું કાર્ય ન સમજાય; એમ બે પ્રકારનું અજ્ઞાન થાય છે, તેમ તે તેજ ચોતરફથી દાહ કરતું આવે છે, તેથી તેનું કાર્ય તો જાણવામાં આવે છે, પણ સ્વરૂપથી શું છે તે જણાતું નથી; તે તમે કહો, એમ કહે છે. (૨૭)

હવે ભગવાન કહે છેઃ

**श्रीभगवानुवाच ।**

**वेत्थ त्वं द्रोणपुत्रस्य ब्राह्ममस्त्रं प्रदर्शितम् ।**
**नैवाऽसौ वेद संहारं प्राणकृच्छ्र उपस्थिते ॥२७॥**

**શબ્દાર્થ**—દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનું આ બ્રહ્માસ્ત્ર છે. એ અશ્વત્થામા બ્રહ્માસ્ત્રને પાછું વાળવાની વિદ્યા જાણતો નથી, તોપણ પ્રાણ જવાનું કષ્ટ આવ્યું ત્યારે તેણે છોડેલું છે, એમ તું જાણ.

**ભાવાર્થ**—આ અશ્વત્થામા તારા ગુરુનો પુત્ર છે; તેથી તારા ગુરુએ તારી સમક્ષ તેને બ્રહ્માસ્ત્ર આપ્યું છે તે તું જાણે છે, તે જ આ બ્રહ્માસ્ત્ર છે, એમ તું જાણ. બ્રહ્માસ્ત્રો ઘણાં જોયેલાં છે અને નાખેલાં પણ છે, પરંતુ કોઈ દિવસે આવું બ્રહ્માસ્ત્ર જોયું નથી, એમ જો તું માનતો હોય તો સાંભળઃ આ અશ્વત્થામા બ્રહ્માસ્ત્ર બાણને વાળવાની વિદ્યા જાણતો નથી. અજાણ્યા માણસે પ્રયોગ કરેલો હોવાથી ચોતરફથી મુખ તરફ આવે છે. ત્યારે પ્રયોગ શા માટે કર્યો ? ત્યાં કહે છે કે અશ્વત્થામાને જ્યારે પ્રાણકષ્ટ આવ્યું ત્યારે કર્યો છે. (૨૭)

**न ह्यस्यान्यतमं किञ्चिदस्त्रं प्रत्यवकर्षणम् ।**
**जह्यस्त्रतेज उन्नद्धमस्त्रज्ञो ह्यस्त्रतेजसा ॥२८॥**

**શબ્દાર્થ**:—આ બ્રહ્માસ્ત્રને પાછું હઠાવનાર બીજું કોઈ પણ અસ્ત્ર નથી અને તું અસ્ત્રવિદ્યાને જાણનાર છો, તેથી સામું બ્રહ્માસ્ત્ર નાખીને તેના તેજ વડે આ વધતા જતા બ્રહ્માસ્ત્રનો નાશ કર.

**ભાવાર્થ**:—કોઈએ બ્રહ્માસ્ત્ર નાખેલું હોય ત્યારે બ્રહ્માસ્ત્ર જ નાખવું જોઈએ; બીજું કોઈ અસ્ત્ર બ્રહ્માસ્ત્રને પાછું વાળી શકે તેમ નથી; માટે તમે અસ્ત્રને જાણનાર છો, તે આ વધી ગયેલા બ્રહ્માસ્ત્રના તેજને, બ્રહ્માસ્ત્રના તેજથી જ હણો. તમે પણ જે બ્રહ્માસ્ત્ર નાખશો તેનું તેજ પણ આના જેવું જ થશે; તેથી આ બ્રહ્માસ્ત્રનો ઉપાય થશે. (૨૮)

એવી રીતે ભગવાને આજ્ઞા કરી ત્યાર પછી જે હકીકત બની તે સૂત પૌરાણિક કહે છે:

सूत उवाच ।

**श्रुत्वा भगवता प्रोक्तं फाल्गुनः परवीरहा ।**
**स्पृष्ट्वाऽऽपस्तं परिक्रम्य ब्राह्मं ब्राह्माय सन्दधे ॥२९॥**

**શબ્દાર્થ**:—ભગવાને કહેલું સાંભળીને, શૂરવીર શત્રુને મારનાર અર્જુને આચમન કરીને ભગવાનને પરિક્રમા કરીને તે બ્રહ્માસ્ત્ર સામે બ્રહ્માસ્ત્ર નાખ્યું.

**ભાવાર્થ**:—શૂરવીર શત્રુને મારનાર અર્જુન છે એમ કહ્યું છે તે તેનું સામર્થ્ય બતાવ્યું છે. ભગવાનને પરિક્રમા કરીને બ્રહ્માસ્ત્ર નાખ્યું છે, તેથી કાર્યની સિદ્ધિ થશે એમ સૂચવ્યું છે. આ બ્રહ્માસ્ત્ર અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રને નિવૃત્ત કરનારું છે, પણ બ્રહ્માસ્ત્ર નાખનાર અશ્વત્થામાને મારનારું નથી, એમ બતાવવા માટે બ્રહ્માસ્ત્રની સામે બ્રહ્માસ્ત્ર નાખ્યા પછી જે થયું તે કહે છે. (૨૯)

**संहत्यान्योन्यमुभयोस्तेजसी शरसंवृते ।**
**आवृत्य रोदसी खं च ववृधातेऽर्कवह्निवत् ॥३०॥**

**શબ્દાર્થ**:—બન્ને અસ્ત્રોનાં તેજ પરસ્પર મળીને બાણમાં વીંટાઇને આકાશ સ્વર્ગ અને પૃથ્વીમાં ફેલાઇને પ્રલયવખતના અગ્નિ અને સૂર્યની માફક વધવા લાગ્યાં.

**ભાવાર્થ**:—બન્ને બ્રહ્માસ્ત્રોનાં તેજ પરસ્પર મળી ગયાં અને મૂળની દૃઢતા માટે બન્નેના બાણમાં વીંટાઈ ગયાં, અને સ્વર્ગ પૃથ્વી અને અંતરિક્ષમાં ફેલાઈ ગયાં. જેમ પ્રલય વખતે સૂર્ય અને સંકર્ષણ ભગવાન્‌ના મુખમાંથી નીકળેલો અગ્નિ દરેકનો નાશ કરવા વધે છે, તેવી રીતે તે તેજો વધવા લાગ્યાં. (૩૦)

તે બંને બ્રહ્માસ્ત્રનું તેજ નિવૃત્ત થવું જોઈએ, તેને માટે કારણ કહે છે:

**दृष्ट्वाऽस्त्रतेजस्तु तयो स्त्रींल्लोकान्प्रदहन्महत् ।**
**दह्यमानाः प्रजाः सर्वाः सांवर्तकममंसत ॥३१॥**
**प्रजोपप्लवमालक्ष्य लोकव्यतिकरं च तम् ।**
**मतं च वासुदेवस्य सञ्जहाराऽर्जुनो द्वयम् ॥३२॥**

**શબ્દાર્થ**:—ત્રણે લોકને બાળતું એવું મોટું, તે બે બ્રહ્માસ્ત્રનું તેજ જોઇને તેનાથી બળી જતી સર્વ પ્રજાએ પ્રલયકાળનો આ અગ્નિ છે એમ માન્યું. એવી રીતે પ્રજાના ઉપદ્રવ અને લોકના નાશને જોઇને, વાસુદેવ ભગવાનનો મત જાણીને, બંને તેજનો અર્જુને સંહાર કર્યો.

**ભાવાર્થ**:—એ બન્ને શસ્ત્રનું તેજ મળી જતાં એક જ તેજ જોવામાં આવે છે, તેથી મૂળમાં એકવચન લખ્યું છે. દક્ષ વગેરે અને બીજી પણ પ્રજાએ આ પ્રલય છે એમ માન્યું છે. અર્જુનને ભગવાનનું સાન્નિધ્ય હોવાથી દરેક પ્રજાનો ઉપદ્રવ અર્જુન જાણી શકયા છે, અને હવે પછી જો આનો ઉપસંહાર થશે નહિ તો પ્રલય થશે, માટે ઉપસંહાર કરવો જોઇએ, એવો ભગવાનનો અભિપ્રાય અર્જુને જાણ્યો, અને પૃથ્વી વગેરે દરેક લોકનો નાશ થશે, એમ જાણ્યું, ત્યારે અર્જુન અને અશ્વત્થામાના ગુરુ એક દ્રોણ જ હોવાથી બન્ને પાસે એક જ વિદ્યા છે, તેથી અર્જુને દરેકના ઉપકાર માટે બંને તેજનો પોતામાં ઉપસંહાર કર્યો; એમ બતાવવા કહે છે કે સર્વનો દાહ થવાથી નાશ થશે એમ અર્જુને જાણ્યું. મૂળમાં चकार છે તેથી પોતાનો વિચાર પણ તે તેજનો નાશ કરવા માટે હતો, એમ સૂચવ્યું છે. પોતાને તેજનો લાભ થાય છે અને ભગવાનનો પણ એ જ અભિલાષ છે; કારણ કે અર્જુનને ભગવાન સાથે જ સંબંધ છે; માટે બન્ને તેજનો સંહાર અર્જુને કર્યો. (૩૧-૩૨)

**तत आसाद्य तरसा दारुणं गौतमीसुतम् ।**
**बबन्धाऽमर्षताम्राक्षः पशुं रशनया यथा ॥३३॥**

**શબ્દાર્થ**:—તે પછી ક્રૂર એવા ગૌતમીના પુત્ર અશ્વત્થામા પાસે જલદી જઇને ક્રોધથી જેનાં લાલચોળ નેત્ર થઇ ગયાં છે એવા અર્જુને દોરી વડે પશુને બાંધે તેમ તે અશ્વત્થામાને બાંધ્યો.

**ભાવાર્થ**:—પોતામાં બન્ને બ્રહ્માસ્ત્રોનું તેજ આવી ગયા પછી તે અર્જુન જલદી અશ્વત્થામા પાસે ગયા. દૂરથી વરુણપાશ વગેરેથી બાંધવામાં આવે તો બહુ કલેશ થાય માટે તેની પાસે ગયા છે. સામો ઉપાય અશ્વત્થામા કાંઈ ન કરે તે માટે અર્જુન જલદી તેની પાસે ગયા છે. અશ્વત્થામા ઉગ્ર છે, તેથી તેને બાંધવાનું કારણ બતાવ્યું છે કે જો ન બાંધે તો મરે, શાપ આપે,

મારે, અથવા ઇશ્વરનું ભજનાદિ કરે, તે સારુ તેને જલદી બાંધ્યો છે. અશ્વત્થામા તો ગુરુનો પુત્ર થાય છે તો અર્જુને ગુરુપુત્રને શા માટે બાંધ્યો ? તે શંકાનું સમાધાન કરે છે કે તે ગૌતમીનો પુત્ર છે, એટલે કે આ અશ્વત્થામા ગુરું દ્રોણનો માનીતો પુત્ર નથી, પણ ગૌતમવંશમાં ઉત્પન્ન થયેલી દ્રોણાચાર્યની સ્ત્રી અને અશ્વત્થામાની માતા ગૌતમીનો સંમત છે. એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે ગૌતમીને પુત્ર ઉપર વિશેષ સ્નેહ હોવાથી તે સ્નેહમાં બંધાઇને અશ્વત્થામાને દૂધ આપવા માટે પ્રાર્થના કરવી પડી અને દ્રોણાચાર્યને કૌરવોની સાથે સંબંધ થયો અને તેથી જ દ્રોણાચાર્ય કૌરવોને ત્યાં રહ્યા; છેવટે તેનું મૃત્યુ થયું; તે હરેકનું મૂળ પુત્રના સ્નેહમાં બંધાયેલી ગૌતમીની પ્રાર્થના છે. માટે આ અશ્વત્થામા ગુરુનો માનીતો પુત્ર નથી એમ બતાવ્યું છે. ક્રોધથી અર્જુનનાં નેત્રો લાલ થયાં છે; તેથી અશ્વત્થામામાં રહેલા બ્રાહ્મણાદિની તેને સ્ફૂર્તિ ન થઇ. અવશ્ય બાંધવો જોઈએ એમ બતાવવા ત્યાં દૃષ્ટાંત આપે છે કે મજબૂત દોરડાંથી જેમ પશુને બાંધે તેમ અશ્વત્થામાને બાંધ્યો છે; કારણ કે પરાજય પામેલો શત્રુ બાંધ્યા વગર છોડી શકાય નહિ, તેથી તેને બાંધ્યો છે. વળી બાંધવાની દોરી પણ તેવી નથી કે પોતાની મેળે છૂટી શકે. રથની ધ્વજાના સ્તંભની સાથે અશ્વત્થામાને બાંધેલો છે, એટલે અર્જુનનો વિચાર એવો છે કે અહીંથી લઈ જઈને પરોક્ષ રીતે અશ્વત્થામાને મરાવવો, પણ ગુરુપુત્ર હોવાથી પોતાના સમક્ષ ન મારવો, એવોઅભિપ્રાય છે.(૩૩)

અશ્વત્થામાને પોતાના ઉતારાની જગ્યાએ લઈ જવો તે ઠીક નથી, એવી રીતે ભગવાન અર્જુનને તેમ કરતાં અટકાવે છેઃ

**शिबिराय निनीषन्तं रज्ज्वा बद्धं रिपुं बलात् ।**
**प्राहार्जुनं प्रकुपितो भगवानम्बुजेक्षणः ॥३४॥**

**શબ્દાર્થ**:—બળાત્કારથી દોરી વડે બાંધેલા શત્રુને ઉતારાની જગ્યાએ લઈ જવા માટે ઇચ્છા કરતા અર્જુનને, કમલ જેવાં નેત્રવાળા ભગવાન ક્રોધ કરીને કહે છે.

**ભાવાર્થ**:—સર્પનો જેમ સ્પર્શ ન કરાય તેમ આ અશ્વત્થામાનો સ્પર્શ કરવાનો નથી; અને સ્પર્શ કર્યો તો પછી તેને મારવો જ જોઇએ. તેમાં જો અપકાર કર્યો હોય તો સર્વથા મારવો જ જોઈએ. જો ઉતારે લઇ જવાશે તો ત્યાં તેનું મરણ થશે નહિ; માટે અશ્વત્થામાને અહીં જ મારી નાખવો જોઇએ, એવા અભિપ્રાયથી ભગવાન કહે છે કે નીતિકાર્યનો વિચાર કરવાથી મારવો જોઇએ અને ધર્મકાર્યનો વિચાર કરીએ તો તેને બાંધવો પણ ન જોઇએ. શત્રુ હોય તેને પોતાને ઘેર લઈ જવાય નહિ, તેમાં પણ બળજબરીથી તો ન જ લઈ જવાય, કેમકે ત્યાં અસાવધાન રહેવાય તો કાંઈક બૂરું કરે.

લશ્કરને ઊતરવાના સ્થળમાં અશ્વત્થામાને લઇ જવાનો વિચાર અર્જુન કરતો હતો તેને ભગવાન કહે છે.

મૂળમાં **भगवान्** શબ્દ હોવાથી દરેકને મારનાર ભગવાન જ છે એમ સૂચવ્યું છે. કમલ સરખાં નેત્ર ભગવાનનાં છે, તેમ કહેવાથી ભક્તના ભગવાન રક્ષક છે તેમ બતાવ્યું છે. તેથી અશ્વત્થામાનો વધ થાય તો બધું ઠીક થાય અને જો તેમ ન કરે તો પાછું ઘણુંયે કરવાનું રહેશે, એવા અભિપ્રાયથી ભગવાન કહે છે. (૩૪)

**श्रीभगवानुवाच ।**

**नैनं पार्थार्हसि त्रातुं ब्रह्मबन्धुमिमं जहि ।**
**योऽसावनागसः सुप्तानवधीन्निशि बालकान् ॥३५॥**

**શબ્દાર્થ**:—હે કુંતીજીના પુત્ર, તું આ અશ્વત્થામાની રક્ષા કરવા યોગ્ય નથી. બ્રહ્મબંધુ એવા આ અશ્વત્થામાને તું માર, જે અશ્વત્થામાએ નિરપરાધી અને રાત્રે સૂતેલા બાળકોનો વધ કર્યો છે.

**ભાવાર્થ**:—કુંતીજી પોતાને ફઇબા થાય છે અને ભક્ત છે, તેથી બન્ને સંબંધ બતાવવા માટે કુંતીજીના પુત્ર તરીકે સંબોધન કર્યું છે. અશ્વત્થામાને મારવામાં પણ દોષ નથી. તેમાં બે કારણો બતાવે છે કે તે અશ્વત્થામા બ્રહ્મબંધુ છે. એ બ્રહ્મતેજ તેનામાં બંધુની પેઠે આવે છે અને જાય છે, પણ સ્થિર થઈને રહેતું નથી. તેમ તેનું બીજું કારણ અશ્વત્થામાએ રાત્રે સૂતેલા બાળકોને મારેલા છે, તેથી તેને મારવામાં દોષ નથી. પુત્રના પિતા વગેરે તરફથી પોતાનો અપરાધ થયો હોય તો નિરપરાધી તેના પુત્રોને બાંધીને લઈ જવા જોઇએ, પણ તેને મારી નાખવા તે યોગ્ય નથી; તેમાં પણ સૂતેલો કોઈ પણ હોય તેને મારવો એ તો યોગ્ય જ નથી. રાત્રિએ તો ચોર હોય તે જ મારે છે, પણ સારો માણસ મારતો નથી; તેમાં પણ બાળકો તો દરેકને મારવા લાયક નથી; તેથી તેમને ન જ મારવા જોઈએ. (૩૫)

હવે વિચાર વડે આ અશ્વત્થામા મારવા યોગ્ય છે એમ કહેવા સારુ, કોણ મારવા યોગ્ય છે અને કોણ મારવા યોગ્ય નથી, તેનો નિર્ણય કરે છે:

**मत्तं प्रमत्तमुन्मत्तं सुप्तं बालं जडं स्त्रियम् ।**
**प्रपन्नं विरथं भीतं न रिपुं हन्ति धर्मवित् ॥३६॥**

**શબ્દાર્થ**:—કેફી ચીજ વડે ઘેલો થયેલો, ગાફેલ, ભૂતાદિકના આવેશવાળો, સૂતેલો, બાળક, સ્ત્રી, જડ, શરણે આવેલો, રથ વગરનો થયેલો, અને ભય પામેલો, એવા શત્રુને ધર્મને જાણનાર મારતો નથી.

**ભાવાર્થ**:—દશ પ્રકારના શત્રુઓ પણ મારવાલાયક નથી. તે દશ પ્રકારના શત્રુઓ ગણાવે છેઃ મદિરા વગેરેનું પાન કરીને બેભાન થયેલો શત્રુ હોય, ગાફલ હોય, ભૂતાદિકના આવેશથી ઘેલો થયેલો હોય, સૂતેલો હોય, અવસ્થાએ બાળક હોય, સ્ત્રી હોય, સ્વભાવથી જડ હોય, પોતાને શરણે આવેલો હોય, રથ વગેરેનો નાશ થવાથી વાહન વગરનો થયેલો હોય, અથવા ભય પામેલો હોય તો તેવો શત્રુ મારવા યોગ્ય નથી. આ અશ્વત્થામા તો ઉપર જણાવેલામાંના એક પ્રકારનો પણ નથી; તેથી તે મારવા યોગ્ય છે. વળી સૂતેલા અને બાળક એમ બે પ્રકારના શત્રુનો હત્યારો છે, તેથી તે અધર્મનું યુદ્ધ કરનાર છે; માટે અવશ્ય અશ્વત્થામાને મારવો જોઈએ. (૩૬)

અહીં શંકા કરે છે કે અશ્વત્થામાએ અધર્મ કર્યો પણ બ્રાહ્મણ છે–બ્રાહ્મણનું શરીર દરેક પુરુષાર્થને સિદ્ધ કરનારું છે, તેથી તેને કેમ મારવો ? કારણ કે તેને મારવાથી દરેક પુરુષાર્થોનો નાશ થશે; તેથી મને અધર્મ થાય; એવી અર્જુનને શંકા થાય તો ત્યાં ભગવાન્ કહે છે :

**स्वप्राणान्यः परप्राणैः प्रपुष्णात्यघृणः खलः ।**
**तद्वधस्तस्य हि श्रेयो यद्दोषाद्यात्यधः पुमान् ॥३७॥**

**શબ્દાર્થ**:—જેમ ખલ માણસ બીજાઓના પ્રાણ લઈને પોતાના પ્રાણનું પોષણ કરે છે તેવાને મારવો, તે તેના જ કલ્યાણ માટે છે, કેમકે ખલ વધારે વખત જીવવાથી વધારે વખત પાપ કરે છે.

**ભાવાર્થ**:—આ અશ્વત્થામાને તું મારતો નથી તેમાં શું કારણ છે ? શાસ્ત્રથી તો નિષેધ નથી; કેમકે જે "મારવા આવતો હોય તેને મારવો તેમાં બાધ નથી," એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. બ્રાહ્મણમાં ધર્મ રહેલો છે તેથી તેને મારતો નથી, એમ જો તારા મનમાં હોય તો અશ્વત્થામામાં ધર્મ નથી જ. તેના ઉપર દયા આવવાથી તું તેને ન મારતો હો તો તેના મારવાથી તો ઘણાં પ્રાણીઓ બચી જશે. અને અશ્વત્થામાને નહિ જ મારવામાં તેનો એક તો દેહ બચે છે, તેથી તેના દેહાદિક વડે કાંઈ પણ ઉપકાર થશે એમ તું સમજતો હોય તો તે પણ મિથ્યા છે, કારણકે તેને મારવામાં તો તેનું પોતાનું જ કલ્યાણ છે; કેમકે દેહનું જીવન પ્રાણવાયુ અને અપાનવાયુથી છે, તે સ્થળે બીજાના પ્રાણ વડે પોતાના પ્રાણને બચાવવા તે યોગ્ય નથી. કર્મમાર્ગમાં યજ્ઞાદિક કરાય છે, તેમાં પશુ વગેરેના પ્રાણથી પોતાના સુખની ઇચ્છા કરે છે. ત્યાં બન્નેને તારવાપણું છે; પણ તે ધર્મના નિમિત્તે કરે છે. તે દૃષ્ટાંત અહીં ઉપયોગમાં આવે તેમ નથી. બે જણા પરસ્પર યુદ્ધ કરતા હોય, તેમાં એકના પ્રાણનો તો ક્ષય અવશ્ય થવો જ જોઇએ. ત્યારે પોતાના પ્રાણનો ક્ષય થાય

તે તો ધર્મ હોવાથી ઉત્તમગતિ મળે છે, તેથી તેવા વખતમાં સામાને મારવા કરતાં પોતાને મરવું યોગ્ય છે; તેને બદલે બીજાના પ્રાણ વડે પોતાના પ્રાણોનું વિશેષે કરીને પોષણ કરવું તે બિલકુલ યોગ્ય નથી. તેમ જે બાળકને મારે છે તે નિર્દય અને ખલ હોય છે; કેમકે પારકાના અનિષ્ટનું જ તે સૂચન કરે છે; માટે દુષ્ટને મારવો તે ક્ષત્રિયોનો ધર્મ છે. અને તે દુષ્ટ અશ્વત્થામાનું પણ દુષ્ટ શરીર છૂટી ગયા પછી બીજું શરીર પ્રાપ્ત થાય, તો તે શરીર વડે ધર્મ થાય તેમ છે. અને પહેલા શરીરનું જીવન કેવળ અધર્મને જ સિદ્ધ કરનારું હોવાથી તેનો વધ કરવામાં તેનું પણ સારું જ છે. (૩૭)

વળી મોટા પુરુષોને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવું તે મોટો ધર્મ છે, અને તેં પ્રતિજ્ઞા કરેલી છે, એમ કહે છે :

**प्रतिश्रुतं च भवता पाञ्चाल्यै शृण्वतो मम ।**
**आहरिष्ये शिरस्तस्य यस्ते मानिनि पुत्रहा ॥३८॥**

**શબ્દાર્થ**:—હું સાંભળતો હતો તેમ દ્રૌપદીની પાસે તમે પ્રતિજ્ઞા કરેલી છે કે હે માનવાળી સ્ત્રી, જે તારા પુત્રને મારનાર છે તેનું મસ્તક હું લાવીશ.

**ભાવાર્થ**:—ભગવાને અર્જુનની પ્રતિજ્ઞાનો અર્થથી અનુવાદ કરેલો છે, તેના કહેલા શબ્દેશબ્દ અહીં કહેતા નથી, પણ કેવળ અભિપ્રાય કહે છે કે તમે દ્રૌપદીજી પાસે આ અશ્વત્થામાનું માથું લાવવાની પ્રતિજ્ઞા કરેલી છે. (૩૮)

તેથી આ અશ્વત્થામા દરેક રીતે મારવા યોગ્ય છે, એમ કહીને વાક્યની સમાપ્તિ કરે છે :

**तदसौ वध्यतां पाप आतताय्यात्मबन्धुहा ।**
**भर्तुश्च विप्रियं वीर कृतवान्कुलपांसनः ॥३९॥**

**શબ્દાર્થ**:—તેથી આ અશ્વત્થામા, તારા પુત્રોને મારનાર, પાપરૂપ આતતાયી છે; માટે તેને મારવો જોઇએ. હે વીર, કુલમાં કલંકરૂપે રહેલા અશ્વત્થામાએ પોતાના સ્વામી દુર્યોધનની અપકીર્તિ કરાવી છે અર્થાત્ તેનું બૂરું કરેલું છે.

**ભાવાર્થ**:—તમારા પુત્રોને અને બંધુઓને પણ મારનાર તો આ અશ્વત્થામા છે. તેનાથી પોતાના માલેકનું પણ હિત થયું નથી, એમ સૂચવવા માટે કહે છે કે અશ્વત્થામાએ બાલકોની હત્યા કરી, પોતાના સ્વામી દુર્યોધનનું પણ બૂરું કર્યું છે, કેમકે જો વંશ રહે તો દુર્યોધનને પણ પિંડદાન કરે અને તેથી તેનો ઉપકાર થાય; પણ અશ્વત્થામાએ તો દ્રોણાચાર્ય અને દુર્યોધન એમ બન્નેના કુલમાં કલંક ઉત્પન્ન કર્યું છે; તેથી આને મારવામાં કોઇનું પણ બૂરું થવાનું નથી. (૩૯)

શ્રીકૃષ્ણપ્રભુએ આ વચનો અર્જુન પ્રત્યે કહેલાં છે, તે અર્જુનમાં કેટલો

ધર્મ રહેલો છે એમ પરીક્ષા કરવા માટે છે, એવી રીતે સૂત પૌરાણિકને જ્ઞાન હોવાથી સૂત શૌનકને કહે છે :

सूत उवाच ।

**एवं परीक्षता धर्मं पार्थः कृष्णेन चोदितः ।**
**नैच्छद् गुरुसुतं हन्तुं यद्यप्यात्महनं महान् ॥४०॥**

**શબ્દાર્થ**:—આવી રીતે ધર્મને જોનાર શ્રીકૃષ્ણ ભગવાન વડે પ્રેરણા કરાયેલ અર્જુન મોટો છે તેથી જો કે પોતાના પુત્રને મારનાર હતો છતાં પણ તે અશ્વત્થામા ગુરુનો પુત્ર હોવાથી તેને મારવાની ઇચ્છા અર્જુને ન કરી.

**ભાવાર્થ**:—ખરી રીતે અશ્વત્થામાને બાંધ્યો છે તે પણ અયોગ્ય છે, ભગવાન ચોતરફ જોનાર છે, તેથી મારામાં કેટલો ધર્મ છે, એમ જોવા માટે ભગવાને તેવાં વચનો કહ્યાં છે, અથવા ઈશ્વરના વચનનું ઉલ્લંઘન કરવું ન જોઈએ એવી રીતે અર્જુને જાણી લીધું છે; કારણ કે ઇચ્છાથી બ્રાહ્મણનો વધ કરવામાં આવે તો તેનું પ્રાયશ્ચિત્ત નથી, એમ સ્મૃતિમાં ધર્મ બતાવ્યો છે, એટલે ધર્મ પ્રમાણે તો અશ્વત્થામાનો વધ ન કરાય. વળી અહીં ભગવાન, અર્જુન અને અશ્વત્થામા એમ ત્રણ પુરુષ છે. તેમાં ધર્મની પરીક્ષા ભગવાનમાં છે, મોટાપણું અર્જુનમાં છે અને અશ્વત્થામામાં ગુરુનું પુત્રપણું છે; એમ અશ્વત્થામાને ન મારવામાં ત્રણેમાં એકેક કારણ રહેલું છે; તેથી એ ત્રણે હકીકત જાણીને પોતાની ઇચ્છાનુસાર અર્જુને અશ્વત્થામાનો વધ કર્યો નથી. (૪૦)

હવે બીજા પ્રકારથી ધીરેધીરે પોતાને ઘેર આવવાની હકીકત કહે છે:

**अथोपेत्य स्वशिबिरं गोविन्दप्रियसारथिः ।**
**न्यवेदयत्तं प्रियायै शोचन्त्या आत्मजान्हतान् ॥४१॥**

**શબ્દાર્થ**:—ભગવાને તેવાં વચન કહ્યા પછી ગોવિંદ ભગવાન જેના મિત્ર અને સારથિ છે એવા અર્જુને પોતાના ઉતારાની નજદીક આવીને પોતાના હણાયેલા પુત્રોનો શોક કરતી પ્રિય દ્રૌપદી સમક્ષ અશ્વત્થામાને રજૂ કર્યો.

**ભાવાર્થ**:—શ્રીકૃષ્ણ તેના મિત્ર અને સારથિ છે, એમ કહેવાથી કાર્યની સિદ્ધિ થવામાં કારણ બતાવ્યું છે. તે કારણ પહેલાં શત્રુની પાછળ અર્જુન ગયા ત્યારે કહેલું હતું અને પાછું કાર્ય સિદ્ધ કરીને આવ્યા ત્યાં પણ કહેલું છે. અશ્વત્થામા તો શત્રુના હાથમાં પડેલો હોવાથી મરેલો જ છે. બાણ વડે તેનું મસ્તક લાવીશ તેવી પ્રતિજ્ઞા અર્જુને કરી હતી. તેમાં દેહ બાણને ઠેકાણે છે અને મસ્તક લાવવાની પ્રતિજ્ઞા કરી હતી તેથી તેના દેહને બાંધીને તે દેહ સાથે મસ્તક લાવવામાં આવ્યું છે. દ્રૌપદીજી શોકમાં હતાં ત્યાં જ તેને ધર્મનું જ્ઞાન થયું છે, એમ બતાવવા માટે દ્રૌપદી પુત્રોનો શોક કરતાં

હતાં તે જ સ્થળે તેને સોંપેલ છે એમ કહ્યું છે. પોતાની સ્રીનું હિત કરવા માટે અશ્વત્થામાને મારવો જોઇએ, પણ તેને મારવા માટે દ્રૌપદીએ કહેલું નથી; તેથી અર્જુનના મનમાં સંદેહ થયો છે કે અશ્વત્થામાને મારવા માટે દ્રૌપદીજીનો અભિપ્રાય છે કે નહિ? તેથી તેને બાંધીને ત્યાં લાવેલ છે.

જો દ્રૌપદી અશ્વત્થામાને મારવાનું કહે તો તરત જ તેને મારી નાખવો, એવા અભિપ્રાયથી તેની પાસે તેને રજૂ કરેલ છે. (૪૧)

દ્રૌપદીજીનો તો તેવી રીતે બાંધીને અશ્વત્થામાને લાવવો, એ અભિપ્રાય પણ નથી, ત્યાં તેને મારવાનો અભિપ્રાય તો દૂર રહ્યો, તે હકીકત કહે છે :

**तथाऽऽहृतं पशुवत्पाशबद्ध-**
**मवाङ्मुखं कर्मजुगुप्सितेन ।**
**निरीक्ष्य कृष्णाऽपकृतं गुरोः सुतं**
**वामस्वभावा कृपया ननाम ह ॥४२॥**

**શબ્દાર્થઃ**—પશુની માફક પાશ વડે બાંધેલો, નિંદિત કર્મ કરવાથી જેણે મોઢું નીચું કરેલું છે તેવો અને અપરાધ કરનાર ગુરુનો પુત્ર તેવી રીતે આણેલો છે તેને જોઇને મનોહર સ્વભાવવાળાં દ્રૌપદીજીએ કૃપા કરીને નમસ્કાર કર્યા.

**ભાવાર્થઃ**—યુદ્ધમાં બાળકને મારવું તે કર્મોમાં નિંદિત કર્મ છે; તેથી પોતાનું મુખ ન બતાવવા માટે નીચે મુખ કરી રહેલા અશ્વત્થામાને જોઇને દ્રૌપદીએ નમન કર્યું; કારણ કે તે દરેકના હિત કરવાની ભાવનાવાળાં હોવાથી તેનો સ્વભાવ પણ મનોહર છે એમ કહેલું છે. અશ્વત્થામા મોટા છે એવી બુદ્ધિથી નમન ન કર્યું હોય તોપણ "અહો, કષ્ટ તો જુઓ કે બ્રાહ્મણપણું આવા સ્થાનમાં પડેલું છે," એવી કૃપા વડે નમન કર્યું છે. પોતાનો અપરાધ કરનાર અશ્વત્થામા છે, તેનું દુઃખ દૂર કરવા માટે પણ દ્રૌપદીની ઇચ્છા થઇ, એ કૃપાનું સ્વરૂપ છે. અશ્વત્થામાના મનમાં એવો ભય હશે કે દ્રૌપદીજી પાસે લઇ ગયા પછી મને મારશે; માટે તે ભય દૂર કરવા માટે અને તેના મનમાં ધૈર્ય આવવા સારુ દ્રૌપદીએ નમન કરેલું છે. (૪૨)

અશ્વત્થામાને જોઇને તરત જ દ્રૌપદીએ નમન કર્યું, તેથી તેના મનમાં શાંતિ આવવાનું કારણ થયું. હવે તેનું દુઃખ દૂર કરવા માટે દ્રૌપદી કહે છે :

**उवाच चाऽसहन्त्यस्य बन्धनानयनं सती ।**
**मुच्यतां मुच्यतामेष ब्राह्मणो नितरां गुरुः ॥४३॥**

**શબ્દાર્થઃ**—અશ્વત્થામાને બાંધીને લાવ્યા તે સહન ન થતાં દ્રૌપદી બોલ્યાં કે હમેશાં ગુરુરૂપ આ બ્રાહ્મણ છે, માટે તેને છોડી દો, છોડી દો.

**ભાવાર્થ**:—બીજાનું દુઃખ દેખીને દ્રૌપદી પોતે પણ દુઃખી થયાં છે, અને દેહના ધર્મથી ધર્મ મોટો છે, તેથી તેની અધિક કૃપા થઈ. દ્રૌપદી સતી હોવાથી તેનો સ્વભાવ ધર્મમાં જ રહેલો છે. પતિની પણ ધર્મમાં ભૂલ થતી હોય, તો સતી સ્ત્રી તેને ધર્મનું સ્વરૂપ સમજાવે છે, એમ બતાવવા સારુ મૂળમાં **સતી** સતી છે, એમ કહેલું છે. છ અંગવાળું ધર્મનું વાકય કહે છે કે અશ્વત્થામાને છોડી દો. છોડવામાં સંદેહ ન કરવા માટે અને વિલંબ ન કરવા માટે, બીજી વખત પણ કહે છે કે તેને છોડી દો. છોડવામાં કારણ એ છે કે એ બ્રાહ્મણ છે, એટલે એક પુરુષમાં ઘણા ધર્મો રહેલા હોય, તેમાં પણ જે મોટો ધર્મ હોય, તે જ આદર દેવાયોગ્ય થાય છે. દેહ ધર્મનું અંગ છે, તેથી ગૌણ છે અને ધર્મ મુખ્ય છે. દેહના વિચારથી અશ્વત્થામા સાથે શત્રુપણું છે, પણ ધર્મના વિચારથી બ્રાહ્મણ ધર્મનું મૂળ છે, તેથી દેહ કરતાં પણ બ્રાહ્મણપણું બલવાન છે, તેમ ધર્મમાં મૂળ તો ગુરુ છે. તે ગુરુ ભગવદ્રૂપ છે. અને ભગવાનનું મુખ બ્રાહ્મણ હોવાથી બ્રાહ્મણ ગુરુ છે; એટલે લૌકિક ઉપદેશ કરનાર ગુરુ કરતાં ભગવાનના મુખરૂપ બ્રાહ્મણને અત્યંત ગુરુપણું હોવાથી તે હમેશાં ગુરુરૂપ જ છે. માટે ભગવાનનો મુખરૂપ ધર્મ દરેક ધર્મોથી મોટો છે, તેનો આદર કરવો જોઈએ. (૪૩)

અર્જુનના મનમાં વિચાર થાય કે જે ધર્મમાં નીતિનો વિરોધ આવે તે ધર્મ દુર્બળ ગણાય છે, માટે તેવા વિચારનો ખુલાસો કરવા માટે નીતિનો અહીં વિરોધ નથી, એમ કહેવા માટે લૌકિક ન્યાયથી પણ અશ્વત્થામાને ગુરુપણું થાય છે, તે કહે છે :

**सरहस्यो धनुर्वेदः सविसर्गोपसंयमः ।**

**अस्त्रग्रामश्च भवता शिक्षितो यदनुग्रहात् ॥ ४४ ॥**

**શબ્દાર્થ**:—જેમાં અસ્ત્રો નાખવા અને પાછા લાવવાનો પ્રકાર છે, તેવો મંત્ર સહિત ધનુર્વેદ, બ્રહ્માસ્ત્ર વગેરેનો સમૂહ જે દ્રોણાચાર્યની કૃપાથી તમે શીખેલા છો.

**ભાવાર્થ**:—એકાંતમાં થનાર મંત્ર 'રહસ્ય' કહેવાય છે. અસ્ત્રો છોડવાના પ્રકારો અને નાખવાના પ્રકારો તમને દ્રોણાચાર્યે બતાવ્યા છે, જે પ્રકારો પોતાના પુત્રાદિકને પણ દ્રોણાચાર્યે બતાવ્યા નથી. તેમ જ બ્રહ્માસ્ત્ર વગેરે અસંખ્ય અસ્ત્રોનો સમૂહ પણ તમે દ્રોણાચાર્ય પાસેથી શીખ્યા છો. એ ભણવું કેવળ પાઠમાત્રથી થતું નથી, પણ તે તો ગુરુના અનુગ્રહથી જ દરેક વિદ્યાની સ્ફૂર્તિ થાય છે, એમ બતાવવા માટે કહે છે કે દ્રોણાચાર્યના અનુગ્રહથી તમે તે બધું ભણેલા છો; તેથી પણ અશ્વત્થામાને મારવો ન જોઈએ. (૪૪)

એ દ્રોણાચાર્ય તે કાંઈ આ નથી ! એવી શંકાનું સમાધાન કરે છે :

**स एष भगवान्द्रोणः प्रजारूपेण वर्तते ।**

**तस्यात्मनोऽर्धं पत्न्यास्ते नान्वगाद्वीरसूः कृपी ॥४५॥**

**શબ્દાર્થ:**—તે આ ભગવાન દ્રોણાચાર્ય પુત્રરૂપે રહેલા છે. તેની અર્ધાંગના વીર પુત્રનો જન્મ આપનાર ગૌતમી દેવી બેઠાં છે; તે સતી થયાં નથી.

**ભાવાર્થ:**—તે જ આ દ્રોણાચાર્ય પુત્રરૂપે રહેલા છે. તે દ્રોણાચાર્યને આ અશ્વત્થામારૂપે થવામાં બીજું કારણ કહે છે કે તે ભગવાન હતા, એટલે પ્રજારૂપે રહેવામાં તે સમર્થ હતા, કારણ કે બ્રહ્મને જાણનાર પુરુષ પોતાની ઇચ્છા પ્રમાણે દેહનો ત્યાગ કરે છે, તેમાં પણ તમારા ઉપર ઉપકાર કરવા માટે, દેહત્યાગ કરવા વખતે પુત્રને[1] મરેલો સાંભળીને, તેમ ન થાય તો સારું એમ વિચારીને હું પુત્રરૂપે જ જીવીશ એવો નિશ્ચય થતાં પિતારૂપ શરીરનો ત્યાગ કર્યો છે. તે જ દ્રોણાચાર્ય આ અશ્વત્થામા છે. વેદમાં કહ્યું છે કે "આત્મા જ પુત્ર નામથી તું છે;" તેથી પુત્રરૂપે દ્રોણાચાર્ય રહેલા છે. તેમ નિવૃત્તિ ધર્મથી વિરોધ આવે તેવો ધર્મ યોગ્ય નથી, એમ બતાવવા દયાનું વાકય કહે છેઃ તે દ્રોણાચાર્યના મૂળમાં પણ તેનું અર્ધું અંગ તેની પત્ની છે. વળી પુત્રના રૂપથી પતિ જીવે છે, માટે પુત્રવાળી સ્ત્રીઓને સતી થવાનો નિયમ નથી; તેથી તેના પુત્રને મારશો તો તેની માતા ગૌતમીને વૈધવ્ય થશે અને તેનો વંશ પણ રહેશે નહિ; તેથી મોટું દુઃખ થશે, એમ કરીને દયા બતાવી છે. તે માટે કહે છે કે દ્રોણાચાર્યની સ્ત્રી તેની પાછળ સતી થયેલી નથી. તેનું નામ કૃપી છે, તેથી કૃપાની અધિષ્ઠાત્રી તે દેવતા છે. (૪૫)

જે કાપટ્ય છે તે પણ ધર્મનો બાધ કરનાર છે; તેથી અશ્વત્થામાને છોડવો તે કપટ વગરનું કાર્ય છે; તે સારુ કહે છે :

**तद् धर्मज्ञ महाभाग भवद्भिर्गौरवं कुलम् ।**

**वृजिनं नार्हति प्राप्तुं पूज्यं वन्द्यमभीक्ष्णशः ॥४६॥**

**શબ્દાર્થ**—હે ધર્મને જાણનાર, હે મોટા ભાગ્યવાળા, હમેશાં પૂજન કરવા યોગ્ય અને વંદન કરવા યોગ્ય જે ગુરુનું કુળ છે તે તમારા વડે દુઃખ પામવાને યોગ્ય નથી.

---

૧ જો દ્રોણાચાર્ય પુત્ર અશ્વત્થામાનું મૃત્યુ સાંભળે તો તેનું મૃત્યુ પણ થાય તેમ હતું. તે માટે ભગવાને યુધિષ્ઠિરને કહ્યું કે તમે દ્રોણને કહો કે અશ્વત્થામા પડયો; ત્યારે યુધિષ્ઠરે તેમ કરવા ના પાડી. ત્યારે એક અશ્વત્થામા નામના હાથીને મારીને યુધિષ્ઠિર પાસે કહેવડાવ્યું કે **अश्वत्थामा हतः । नरो वा कुञ्जरो वा** (અશ્વત્થામા મરણ પામ્યોઃ માણસ અથવા હાથી) એમ યુધિષ્ઠિર બોલ્યા. તેમાં અશ્વત્થામા મર્યો, એટલુંજ જ્યાં બોલ્યા તેવામાં ભગવાને કોલાહલ કરી મૂકયો, જેથી **नरो वा कुञ्जरो वा** એ હકીકત દ્રોણાચાર્યથી સંભળાય નહિ; તેથી તેમનું મન મરવા થયું.

**ભાવાર્થ**:—જો કોઇ પણ પ્રકારે ગુરુના કુળમાં દુઃખ પ્રાપ્ત થાય તો ગુરુની સેવારૂપ કરેલો ધર્મ કપટ સહિત થાય છે. તેવી રીતે ધર્મમાં કપટપણું જાણતો હોય તોપણ જે પ્રમાણે ગુરુકુલમાં દુઃખ પ્રાપ્ત કરે છે તે ધર્મને જાણનાર કહેવાતો નથી, અને તમે તો તેથી વિપરીત છો, એટલે ધર્મના સ્વરૂપને જાણો છો, તે બતાવવા **ધર્મજ્ઞ** એવું સંબોધન આપ્યું છે. વળી મોટું ભાગ્ય હોય ત્યારે ગુરુની સેવા થઇ શકે, તેવું સામર્થ્ય થાય છે. તેવું સામર્થ્ય થયા પછી પણ જો ગુરુની સેવા ન કરે તો મોટામાં મોટું દુર્ભાગ્ય છે અને તમે તો દુર્ભાગ્યથી વિપરીત છો, એટલે ગુરુની સેવા કરી શકો તેવા છો, એમ કહેવા માટે તમો મોટા ભાગ્યવાળા છો, એવું સંબોધન કરેલું છે. તેમ બીજાઓથી ગુરુના કુલમાં દુઃખ પ્રાપ્ત થતું હોય તો તમારે દુઃખ દૂર કરવું જોઈએ, તે તો અત્યારે વિપરીત દેખાય છે, એટલે તમારાથી જ અત્યારે ગુરુનું કુળ દુઃખ ભોગવે છે. તે તેમ થાય તે યોગ્ય નથી. તેમાં કારણ છે કે તે ગુરુનું કુળ પૂજન કરવા યોગ્ય અને વંદવા યોગ્ય છે; એટલે જે મોટા હોય છે તેણે તો સર્વથા ગુરુકુળની પૂજા જ કરવી જોઈએ; કેમકે ગુરુની કૃપાથી જ મોટાઇ પ્રાપ્ત થાય છે. તે નમ્રતા વગર **પૂજા** કરવી પણ યોગ્ય નથી, પણ હમેશાં ગુરુકુલને નમન પણ કરવું જોઇએ, એ દરેક રીતે યોગ્ય છે. (૪૬)

વળી જે ધર્મ કરવો તેમાં જ્ઞાન ન હોય તો તે બાધક કહેવાય છે, કેમકે વેદમાં કહેલું છે કે "જે જ્ઞાનપૂર્વક કરે છે તે ઘણું જ પરાક્રમવાળું થાય છે," તેથી જેવી રીતે પોતાને સુખદુઃખ થવાથી સારું માઠું લાગે છે તેવી રીતે બીજામાં પણ જે સુખદુઃખને સરખાં જુએ છે, તેણે કરેલો ધર્મ જ ખરો ધર્મ કહેવાય છે; કેમકે ષષ્ઠસ્કંધમાં કહ્યું છે કે "વિષમ બુદ્ધિ વડે જે ધર્મ રચાયો છે તે અધર્મ છે," તેથી કોઇ માણસના એક પુત્રનું મરણ થવાથી તે રડતો હોય અને ત્યાં તેના બીજા પુત્રનું મરણ થાય ત્યારે તેને કેવું દુઃખ થાય? તેવું દુઃખ અશ્વત્થામાને મારવાથી મને તો લાગે છે, તે માટે કહે છે કે :

**मा रोदीदस्य जननी गौतमी पतिदेवता ।**
**यथाऽहं मृतवत्सार्ता रोदिम्यश्रुमुखी मुहुः ॥४७॥**

**શબ્દાર્થ**:—મરેલા પુત્રોથી દુઃખી થતી, આંખમાં આંસુ લાવતી હું જેમ વારંવાર રડું છું, તેમ અશ્વત્થામાની માતા પતિવ્રતા ગૌતમી દેવી રુદન ન કરે તો સારું.

**ભાવાર્થ**:—આ અશ્વત્થામાને મારવાથી તેની માતા ગૌતમીને જે દુઃખ થાય તે દુઃખનો અનુભવ કરીને હું ઘણી જ દુઃખી થાઉં છું; તેથી તે ગૌતમી

રુદન ન કરે તો સારું તેવી પ્રાર્થના કરું છું. ગૌતમ વંશમાં ઉત્પન્ન થયેલી તે ગૌતમી છે; માટે તેનું રુદન થવાથી મોટો અનર્થ થાય, એમ કહે છે. તેમ તે ગૌતમી પોતાના સ્વરૂપથી પણ મોટી છે; કારણ કે તે પતિવ્રતા છે, એટલે પતિને દેવની માફક માનનારી છે, ને પતિવ્રતા સ્ત્રીનાં નેત્રનું જળ પૃથ્વી ઉપર પડે તો પૃથ્વી વીર્ય (બળ) વગરની થઈ જાય, એવી પ્રથા છે; તેથી તે પતિવ્રતા ગૌતમીનું રુદન થવું ન જોઇએ. પણ તે ગૌતમી પતિવ્રતા હોવાથી દરેક તત્ત્વને જાણનારી છે, તેથી અશ્વત્થામાને તો તેના કર્મનું ફળ મળેલું છે, એમ જાણીને તે રુદન નહિ કરે, એવી શંકા અર્જુન કરે ત્યાં કહે છે કે જેવી રીતે મારા પુત્રો મરવાથી હું શોક કરું છું, તેમ ગૌતમી શોક ન કરે એમ ઈચ્છુ છું. આ પ્રસંગ જ એવો છે, એટલે કે પુત્રનું મૃત્યુ થવું એ વિષય જ એવો છે કે તે વખતે રુદન થયા વગર રહેતું નથી, તે શોક તત્ત્વજ્ઞાનથી દૂર થતો નથી. જેમ અગ્નિને બાળવાનો સ્વભાવ હોવાથી તે બળે છે, એવું જ્ઞાન હોવા છતાં પણ અગ્નિનો સ્પર્શ થવાથી દાહ થાય ત્યારે પીડા તો થવાની જ, તેમ પુત્રાદિ મમતાનાં પાત્ર છે. તે દરેક શોક અને દુઃખ આપનારાં છે, એવું તત્ત્વજ્ઞાન હોય તોપણ તેનું મરણ થવાથી શોક થાય જ છે. (૪૬)

**यैः कोपितं ब्रह्मकुलं राजन्यैरकृतात्मभिः ।**
**तत्कुलं प्रदहत्याशु सानुबन्धं शुचार्पितम् ॥४८॥**

શબ્દાર્થઃ—જેને અંતઃકરણ વશ નથી એવા રાજાઓના જે બાલકોએ બ્રાહ્મણનું કુળ કોપયુક્ત કર્યું છે, તે રાજાઓના પરિકર સહિત કુળને શોકથી વ્યાપ્ત થયેલું બ્રહ્મકુળ બાળી નાખે છે.

**ભાવાર્થઃ**—જે ધર્મ હોય છે તે ઈશ્વરથી અવિરોધી હોય છે. તેમાં બ્રાહ્મણો ધર્મને પ્રવર્તાવનાર હોવાથી તે ઈશ્વર રૂપ જ છે. તેવા બ્રાહ્મણોના કુળને ક્ષત્રિય વગેરેથી જ્યારે કુપિત કરાય છે, ત્યારે તે બ્રહ્મકુલ ક્ષત્રિયકુલનો અને તેના પરિકર વર્ગનો પણ નાશ કરે છે, એમ મોટા પુરુષોના ઉપદેશથી આ હકીકત સાંભળી છે. એમ કહેવાથી આ વાકયમાં મોટાઇ રહેલી છે. મોટાઓનાં વાકયોની સાથે જો વિરોધ આવતો હોય તો તે ધર્મ ન કરવો જોઇએ. તેથી જલદી તમે અશ્વત્થામાને છોડી મૂકો, એમ સિદ્ધ થયું. (૪૮)

સૂત પૌરાણિક તો દ્રૌપદીના વાકયનો અનુવાદ કરીને દરેકની સંમતિ વડે જે થાય છે તે સત્ય થાય છે, એમ કહેવા માટે કહે છે કે :

सूत उवाच ।

**धर्म्यं न्याय्यं सकरुणं निर्व्यलीकं समं महत् ।**
**राजा धर्मसुतो राज्ञ्याः प्रत्यनन्दद् वचो द्विजाः ॥४९॥**

**શબ્દાર્થ**:—ધર્મ અને ન્યાયયુક્ત, કરુણાવાળું, કપટવગરનું, સમાનબુદ્ધિવાળું, અને મોટું એવું રાણીનું વચન સાંભળીને હે બ્રાહ્મણો, તે વચનને ધર્મના પુત્ર યુધિષ્ઠિરે વખાણ્યું.

**ભાવાર્થ**:—દ્રૌપદીનું વચન ધર્મથી હઠેલું નથી, તેમ ન્યાયથી પણ હઠેલું નથી, દયાથી યુક્ત છે, કપટ વગરનું છે, સમાન બુદ્ધિથી કહેલું છે અને મોટા રાજાની માફક કહેલું છે, એમ વાકયમાં છ ગુણો રહેલા છે. શ્લોકમાં તે દરેક નિરૂપણ કર્યા છે. એ વચન સાંભળીને પ્રથમ તો રાજા યુધિષ્ઠિરે તે વચનને વખાણ્યું છે. તેનું કારણ એ જ કે તે ધર્મના પુત્ર છે અને આ દ્રૌપદી તેની સ્ત્રી છે. તે સ્ત્રીનું વચન ગુણવાળું હોય તો સ્વામીએ માનવું જ જોઇએ. તેમાં સંમતિ માટે 'હે બ્રાહ્મણો' એવા સંબોધનથી સૂત પૌરાણિક શૌનકાદિ ઋષિઓને કહે છે. (૪૯)

**नकुलः सहदेवश्च युयुधानो धनञ्जयः ।**
**भगवान्देवकीपुत्रो ये चान्ये याश्च योषितः ॥५०॥**

**શબ્દાર્થ**:-નકુલ, સહદેવ, યુયુધાન (સાત્યકિ), અર્જુન દેવકીજીના પુત્ર ભગવાન અને જે બીજા ત્યાં પુરુષો હતા તેમ જ જે સ્ત્રીઓ હતી તે દરેક દ્રૌપદીના વચનને વખાણવા લાગ્યાં.

**ભાવાર્થ**:—નકુલ, સહદેવ, અર્જુનના શિષ્ય સાત્યકિ અને અર્જુન વગેરેએ પણ તે વચનની પ્રશંસા કરી. તેમાં અર્જુન અને સાત્યકિ તો બન્ને ગુરુ-શિષ્ય છે. તે બન્નેની એક સંમતિ બતાવવાનું કારણ એ કે તે પ્રમાણે જ ધર્મનો નિર્ણય છે.

ભગવાને પણ દ્રૌપદીના વચનનું અભિનંદન કરેલું છે, તે ભક્ત ઉપર કૃપા કરવા માટે છે; એ બતાવવા માટે **देवकीपुत्र** એવું ભગવાનનું વિશેષણ આપ્યું છે; એટલે કે દેવકીજી ઉપર કૃપા હોવાથી તેના પુત્ર થયા છે, તેથી જ્યાં દેવકીનું નામ આવે ત્યાં ત્યાં ભગવાન ભક્તને વશ થયા છે, તેમ સમજવાનું છે. દ્રૌપદીએ જે ધર્મવચન કહ્યું છે, તે ધર્મ દરેક માણસોમાં પ્રસિદ્ધ છે; માટે જ દરેક સ્ત્રીઓ અને પુરુષોએ પણ તેના વચનની પ્રશંસા કરી છે; અર્થાત્ જે સ્ત્રીઓ અને પુરુષો ત્યાં હાજર હતાં તે દરેક તે વચનને વખાણવા લાગ્યાં. મૂળમાં સ્ત્રીને કહેનાર **योषित्** પદ મૂકયું છે, તે મૂઢપણું બતાવવા માટે છે. (૫૦)

તત્ત્વસહિત અને પ્રમાણસહિત એમ ધર્મ બે પ્રકારનો છે. તેમાં જેનું જેવું રૂપ હોય, તેવા જ સ્વરૂપે જે ધર્મ હોય તે તત્ત્વસહિત ધર્મ કહેવાય છે અને શાસ્ત્રાદિકનાં પ્રમાણોથી જે ધર્મની હકીકત સિદ્ધ થાય તે પ્રમાણસહિત ધર્મ કહેવાય છે. તેમાં જેની બુદ્ધિ પ્રમાણથી જ નિશ્ચય કરનારી છે,

તેઓ વ્યવહારમાં તત્ત્વસહિત ધર્મને માનતા નથી. તેમાં આસન્ય નામનો વિરાટ્ સ્વરૂપનો પ્રાણ છે. તે સૂત્રાત્મક હોવાથી પ્રમાણમાં મૂળ છે; માટે સૂત્રરૂપ વાયુનો અવતાર ભીમસેન છે, તે ભીમસેને તત્ત્વવાળા દ્રૌપદીજીના વચનને સ્વીકાર્યું નથી અને પોતે સ્વતંત્રપણે ધર્મનું નિરૂપણ કરીને અશ્વત્થામાનો વધ કરવા માટે પ્રવૃત્ત થાય છે, એમ સૂતપૌરાણિક શૌનકને કહે છે :

**तत्राऽऽहामर्षितो भीमस्तस्य श्रेयान्वधः स्मृतः ।**
**न भर्तुर्नात्मनश्चार्थे योऽहन्सुप्तान् शिशून्वृथा ॥५१॥**

**શબ્દાર્થ**:—ત્યાં જેને ક્રોધ થયેલો છે એવા ભીમસેનજી બોલ્યા કે અશ્વત્થામાનો વધ કરવો એ જ સારું છે; કેમકે તેણે સૂતેલા બાળકોને નિરર્થક મારેલા છે, તે તેના સ્વામી દુર્યોધનને માટે કે પોતાને માટે પણ ઉપયોગી નથી.

**ભાવાર્થ**:—ભીમસેન સૂત્રાત્મક વાયુના અવતારરૂપ છે, તેથી તે સર્વને સમાન હોવાથી તેને ક્રોધ થવો યોગ્ય નથી ! એવી શંકા કરવી નહિ, કારણકે અશ્વત્થામાએ અધર્મ કરેલો છે, તેથી અધર્મી છે અને ભીમસેન અધર્મીનો પ્રતિપક્ષી છે, તેથી તેને ક્રોધ થયો છે. ભીમને દેખે ત્યાં જ દૈત્યોને તો ભય થાય છે; તેથી તેનું નામ ભીમ રાખેલું છે. ભીમસેનનો અભિપ્રાય એવો છે કે અશ્વત્થામાને બચાવવા કરતાં મારી નાખવો તે ઉત્તમ છે; કારણ કે તેણે રાત્રિએ સૂતેલા બાળકોને ફોકટ મારેલા છે; તેથી એ જીવતો હશે તો બીજું પણ વગર વિચારનું કાર્ય કરશે; માટે તેનો વધ કરવો એ જ કલ્યાણરૂપ છે. (૫૧)

ભગવાન તો દ્રૌપદીએ કહેલા ધર્મનો અને ભીમે કહેલા ધર્મનો અભિપ્રાય લઈને બન્નેએ કહેલા ધર્મરૂપ વાકય બોલ્યા. જો કે દ્રૌપદી અને ભીમસેનના ધર્મમાં પરસ્પર વિરોધ આવ્યો છે, તેથી તેમાં બન્નેનું સમાધાન કરવા સારુ અને બે ક્રિયાશક્તિને પ્રકટ કરવા માટે ચારભુજાને ભગવાને પ્રકટ કરી, એમ કહે છે :

**निशम्य भीमगदितं द्रौपद्याश्च चतुर्भुजः ।**
**आलोक्य वदनं सख्युरिदमाह हसन्निव ॥५२॥**
**ब्रह्मबन्धुर्न हन्तव्यो आततायी वधार्हणः ।**
**मयैवोभयमाम्नातं परिपाह्यनुशासनम् ॥ ५३ ॥**

**શબ્દાર્થ**:—ભીમનું અને દ્રૌપદીનું કહેવું સાંભળીને ભગવાન્ ચતુર્ભુજ થયા. તે પછી પોતાના સખા અર્જુનનું મુખ જોઇને હાસ્ય કરતા હોય તેમ કહેવા લાગ્યા કે આ બ્રહ્મબંધુ મારવા યોગ્ય નથી, અને આતતાયી મારવા યોગ્ય છે; મેં પોતે જ એ બન્નેને પ્રમાણ કરેલ છે; માટે મારી આજ્ઞાનું પાલન કરો.

**ભાવાર્થ**:—ભગવાન્ ચતુર્ભુજ થયા તે જુદું જ વાકય છે, કારણ કે દ્રૌપદીએ કહેલા વચનની ભગવાને પ્રશંસા કરી, એમ કહ્યા પછી આ શ્લોકમાં ચતુર્ભુજ પદનો પ્રયોગ છે. તેથી સમજાય છે કે ભગવાન્ ચતુર્ભુજ થયા એ વાકય જુદું છે: "પરસ્પર વિરોધ આવે તેવો અભિપ્રાય હોય ત્યારે બીજી રીતે બન્ને અટકાવી શકાય નહિ," તે માટે બન્નેને અટકાવવા માટે ભગવાન્ ચતુર્ભુજ થયા. "દ્રૌપદી અને ભીમસેન એ બન્નેના કહેવા માત્રમાં જ વિરોધ છે. અને તેથી વિરુદ્ધ વાકયની એકવાકયતા ન થાય," એથી બન્નેનાં વાકયો મેળવીને એક કાર્ય કરવા સારુ ભગવાને તે બન્નેનાં કાર્ય અટકાવ્યાં. અર્જુન તો ભક્તિ કરતો કરતો સખ્યભક્તિ સુધી આવ્યો છે, એમ સૂચવવા માટે ભગવાને અર્જુનનું મુખ જોઇને પોતાનો અભિપ્રાય કહેલો છે. ભગવાન્‌નું હાસ્ય માયારૂપ છે, તેથી અર્જુન પણ મોહિત થયા હોય, એમ બતાવવા માટે જેમ હાસ્ય કરીને બોલે છે તેમ ભગવાન્ બોલ્યા, એમ કહ્યું છે. જો મોહ કરતા કરતા ભગવાન્ ન બોલે તો પહેલાં દ્રૌપદીના વાકયની પોતે પ્રશંસા કરી છે, તેથી દ્રૌપદીના અભિપ્રાય પ્રમાણે અશ્વત્થામાનું સન્માન કરીને રજા આપે તો ઉત્તરાના ગર્ભમાં રહેલા પરીક્ષિતનો નાશ કરવા માટે ભવિષ્યમાં અશ્વત્થામા બ્રહ્માસ્રનો પ્રયોગ કરે નહિ, તેમ પાંચ પાંડવો સામે બાણ નાખ્યાં તે પણ નાખે નહિ. અથવા ભીમનું વાકય સાંભળીને તેના અભિપ્રાય પ્રમાણે અશ્વત્થામાને મારે તોપણ ગર્ભમાં પરીક્ષિતને બાળી નાખવા માટે બ્રહ્માસ્ત્ર નાખવારૂપ અનર્થ તેમ જ પાંડવો ઉપર બાણ નાખવાનો અનર્થ થાય નહિ. પણ અર્જુને તે બન્ને કાર્યમાંથી એક પણ કાર્ય કર્યું નહિ, તેથી ભગવાન તેને મોહ કરતા હોય તેમ કહે છે. ભગવાનને કહેવાનો અભિપ્રાય એવો છે કે દ્રૌપદીના કહેવા પ્રમાણે અશ્વત્થામાનું સન્માન કરીને છોડી દેવો અથવા ભીમના કહેવા પ્રમાણે તેને મારી નાખવો. આ બન્નેમાંથી જો એક પણ તમે કરતા નથી તો ઉપરની બન્ને બાબત જેમાં આવી જાય તેવું કાર્ય કરો.

દ્રૌપદી અને ભીમસેનનો અભિપ્રાય વિરુદ્ધ હોવાથી તે બન્ને પરસ્પર શી રીતે સાચવી શકાય, તેવી અર્જુનની શંકાના સમાધાન માટે કહે છે કે ભગવાને તો તે બન્ને બાબત સિદ્ધ થાય તેવી વસ્તુ જોઇને બન્ને બાબત કબૂલ કરી છે; કારણ કે ભગવાન તો સર્વના આત્મા છે; તેથી દ્રૌપદી અને ભીમસેન એમ બન્નેના આત્મા ભગવાન હોવાથી બન્નેની વાત ન સ્વીકારે તો અનાત્મપણું આવે, માટે ભગવાન્ આજ્ઞા કરે છે કે મેં દ્રૌપદી અને ભીમનો અભિપ્રાય જાણીને બન્ને બાબત સિદ્ધ થાય તેમ માનેલું છે, માટે તમે પણ મારા મિત્ર હોવાથી તે સમજીને તમારે પણ તે પ્રમાણે કરવું. જો તમે ન જાણી શકો તો તમારાથી તે ન બને અને તેથી તમે મારામાં મિત્રભાવ

શી રીતે રાખી શકો ? એવા અભિપ્રાયથી કહે છે કે મારી આજ્ઞાનું પાલન કરો. ( ૫૨-૫૩ )

મારી આજ્ઞા પ્રમાણે કરવાથી દરેકને સંમત થશે, એવા અભિપ્રાયથી કહે છે :

**कुरु प्रतिश्रुतं सत्यं यत्तत्सान्त्वयता प्रियाम् ।**
**प्रियं च भीमसेनस्य पाञ्चाल्या मह्यमेव च ॥५४॥**

**શબ્દાર્થ**:—દ્રૌપદીને શાંત કરતી વખતે જે પ્રતિજ્ઞા તમે કરી છે, તે સત્ય કરો; ભીમસેનનું, દ્રૌપદીનું અને મારું પણ પ્રિય જ કરો.

**ભાવાર્થ**:—દ્રૌપદીના સમક્ષ અશ્વત્થામાનું માથું લાવવાની પ્રતિજ્ઞા કરેલી છે, તે તો તેના માથાના વાળ લઇ લેવાથી સિદ્ધ થશે; અને ભીમસેનનું પ્રિય તો અશ્વત્થામાનો વધ કરવાથી થાય તેમ છે, તે તેનું વપન (મુંડન) કરવાથી વધ ગણાય માટે સિદ્ધ થશે, અને દ્રૌપદીનું પ્રિય અશ્વત્થામાને છોડી મૂકવાથી થાય તેમ છે, તે તેને જીવતો છોડી મૂકવાથી થાય તેમ છે; તે તેને જીવતો છોડી મુકાશે એટલે સિદ્ધ થશે. આમ દ્રૌપદીનું અને ભીમસેનનું પ્રિય કરવાથી બન્ને બાબત સિદ્ધ થશે; એટલે મારું પ્રિય પણ થશે જ. (૫૪)

ભગવાનની કૃપાથી અર્જુને એક બાબત સર્વરૂપ જાણીને તે પ્રમાણે કર્યું તે બે શ્લોકોથી સૂત પૌરાણિક કહે છે :

**सूत उवाच ।**

**अर्जुनः सहसाऽऽज्ञाय हरेर्हार्दमथासिना ।**
**मणिं जहार मूर्धन्यं द्विजस्य सहमूर्धजम् ॥५५॥**

**શબ્દાર્થ**:—અર્જુને જલદી ભગવાનનો અભિપ્રાય જાણીને તે પછી તલવારથી અશ્વત્થામાના મસ્તકમાં રહેલો મણિ કેશની સાથે લઈ લીધો.

**ભાવાર્થ**:—અર્જુન ઉપર ભગવાનની કૃપા હોવાથી તરત જ તે ભગવાનનો અભિપ્રાય જાણી ગયા, એટલે ભગવાને આજ્ઞા કર્યા પછી તરત જ અશ્વત્થામાને છોડયા પહેલાં તેના મસ્તકના મણિને શિખાસહિત તલવારથી હરી લીધો. શિખાસહિત મણિ લેવો એ દ્રૌપદી અને ભીમસેન બન્નેના અભિપ્રાયરૂપ છે, તે આગળ કહેવાશે. (૫૫)

એ બન્નેના અભિપ્રાયમાં ત્રણ અંગ રહેલાં છે :

**विमुच्य रशनाबद्धं बालहत्याहतप्रभम् ।**
**तेजसा मणिना हीनं शिबिरान्निरयापयत् ॥५६॥**

**શબ્દાર્થ**:—દોરીથી બાંધેલા અશ્વત્થામાને છોડીને, બાલહત્યા કરવાથી જેની કાંતિ હરાઇ ગઇ છે, અને તેજથી તેમ જ મણિથી હીન થયેલો છે તેવા, તેને પોતાના ઉતારામાંથી બહાર કાઢી મૂકયો.

**ભાવાર્થ**:—પહેલાં દોરીથી અશ્વત્થામાને બાંધ્યો હતો તે વખતે તે બોલ્યા વગર રહ્યો હતો, તેનું કારણ એ જ કે તેણે બાલહત્યા કરવાથી તેની કાંતિ હણાઇ ગઇ હતી. અશ્વત્થામાને છોડી મૂકયો ત્યારે તેનું તેજ તો જો કે બાલહત્યા કરવાથી જતું રહ્યું હતું અને વળી મસ્તકમાં રહેલા મણિને અર્જુને લઈ લીધો હતો, એટલે અશ્વત્થામા તેજ અને મણિ એ બન્નેથી રહિત થયો. પોતાના સ્થાનમાંથી અર્જુને લઇ તેને કાઢી મૂકયો તે હકીકત મૂળમાં છે તે તેના સમીપમાં તેજ અને મણિથી હીન થયો એમ કહ્યું છે, તે પહેલેથી થયેલી વાતનો અનુવાદ કર્યો છે. સત્પુરુષરૂપ પાંડવોના સ્થાનમાંથી અશ્વત્થામાને કાઢી મૂકયો, તેથી દરેક સ્થળે હવે સત્પુરુષોમાં અશ્વત્થામાનો પ્રવેશ થશે નહિ એમ જણાવ્યું છે. (૫૬)

અર્જુને તમામના અભિપ્રાયરૂપ કહેલું છે, તેના સ્વરૂપનું વર્ણન કરે છેઃ

**वपनं द्रविणादानं स्थानान्निर्यापणं तथा ।**

**एष हि ब्रह्मबन्धूनां वधो नान्योऽस्ति दैहिकः ॥ ५७ ॥**

**શબ્દાર્થ**:—બ્રાહ્મણનું મુંડન કરવું, ધન લઈ લેવું અને તેને સ્થાનમાંથી હાંકી કાઢવો એ જ તેનો વધ છે, પણ દેહથી મારવારૂપ તેનો વધ શાસ્ત્રમાં કહેલો નથી.

**ભાવાર્થ**:—મૂળમાં **हि** અવ્યય આવ્યો છે, તેથી પહેલાં કહેલાં દરેક પ્રમાણોનું અહીં અનુસંધાન કરવાનું છે. બ્રાહ્મણનો તો દૈહિક દંડ (ગરદન મારવાની શિક્ષા) હોય જ નહિ, પણ દૈત્યના અંશરૂપ બ્રાહ્મણોનો પણ દેહઘાત કરવા રૂપ દંડ હોય નહિ, એમ બતાવવા માટે મૂળમાં **ब्रह्मबन्धु** શબ્દ કહેલો છે. (૫૭)

મહાભારતનું યુદ્ધ થઈ ગયા પછી પરીક્ષિત રાજાની અને પાંડવોની કથા કહેવાની પ્રતિજ્ઞા સૂતપૌરાણિકે કરી હતી, તે પ્રસંગે અશ્વત્થામાની હકીકતના નિરૂપણનો આ પ્રસંગ પૂર્ણ થતાં હવે ચાલુ પ્રસંગની સમાપ્તિ કરે છેઃ

**पुत्रशोकातुराः सर्वे पाण्डवाः सह कृष्णया ।**

**स्वानां मृतानां यत्कृत्यं चक्रुर्निर्हरणादिकम् ॥ ५८ ॥**

**શબ્દાર્થ**:—એ રીતે પુત્રના શોકથી આતુર થયેલા દ્રૌપદી સહિત દરેક પાંડવોએ મરણ પામેલા પોતાના સંબંધીઓનું અગ્નિદાહ કરવાનું જે કૃત્ય કરવાનું હતું તે કર્યું.

**ઇતિશ્રી ભાગવત સુબોધિની ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત સપ્તમ અધ્યાય સંપૂર્ણ.**

## અધ્યાય ૮ મો

एवं हि सर्वभक्तानां भगवद्वाक्यनिष्ठता ।
सर्वहेतुकथा यैव सप्तमे विनिरूपिता ॥ १ ॥
अष्टमे यस्य वाक्यस्य करणाच्चद्धि जायते ।
दोषश्चेत्तत्समाधानं गुणश्चेदाह पोषणम् ॥ २ ॥

એવી રીતે દરેક ભક્તોને ભગવાનના વચન ઉપરની નિષ્ઠા અને દરેકના મનોરથ પૂર્ણ કરવામાં ભક્તિરૂપ કારણુની કથા તેનું સાતમા અધ્યાયમાં નિરૂપણુ કરવામાં આવ્યું છે. (૧) જેના વાકય પ્રમાણે કરવાથી દોષ થાય તો તેનું સમાધાન અને ગુણુ થાય તો તેનું પોષણુ તે આઠમા અધ્યાયમાં કહેવાય છે. (૨)

સાતમા અધ્યાયમાં અંતે અશ્વત્થામાનું અપમાન થયું તેનું નિરૂપણુ કર્યું છે તે પણુ અશ્વત્થામાએ, પાછું કોઈથી ન વળે એવું બ્રહ્માસ્ત્ર પરીક્ષિતના ઉપર નાખવામાં, કારણુપણુાથી નિરૂપણુ કરેલું છે. હવે આઠમા અધ્યાયમાં બ્રહ્માસ્ત્રથી પરીક્ષિતનો દાહ, તેની રક્ષા, ભગવાનના અદ્ભુત કર્મના નિર્ણયનું સ્તોત્ર, અને ભગવાનનું અદ્ભુત કર્મ એમ ચાર પદાર્થનું નિરૂપણુ થાય છે, તે ભગવાનના અદ્ભુત કર્મના નિરૂપણુ કરવા માટે છે.

તેમાં પહેલાં બ્રહ્માસ્ત્રનો પ્રસંગ સૂત પૌરાણિક કહે છેઃ

सूत उवाच ।

अथ ते सम्परेतानां स्वानामुदकमिच्छताम् ।
दातुं सकृष्णा गङ्गायां पुरस्कृत्य ययुः स्त्रियः ॥१॥
ते निनीयोदकं सर्वे विलप्य च भृशं पुनः ।
आप्लुता हरिपादाब्जरजःपूतसरिज्जले ॥२॥

શબ્દાર્થઃ—તે પછી જલની ઈચ્છા કરતા જે પોતાના મરણુ પામેલા છે, તેઓને ગંગાજીમાં જલ દેવાને માટે, સ્ત્રીઓને આગળ કરીને, કૃષ્ણુસહિત સર્વે પાંડવો ગયા અને તે સર્વે દાહની અંજલિ આપીને, ઘણું જ રુદન કરીને, હરિ ભગવાનના ચરણુની રજથી પવિત્ર થયેલાં ગંગાજીના જળમાં ફરીથી નાહ્યા.

ભાવાર્થઃ—શુદ્ધિ થયા પછી સંસ્કાર કરવો જોઇએ. તે શુદ્ધિ બહારની અને અંદરની બે પ્રકારની છે. તેમાં પહેલાં બહારની શુદ્ધિ બે શ્લોકથી કહે છે કે મરી ગયેલા હોય તેનું પ્રેતપણું મુકાય એટલે જીવતા હોય તેની શુદ્ધિ

થાય છે; તેથી પ્રથમ તેઓનું પ્રેતપણું મૂકવામાં કારણરૂપ ક્રિયા કહે છે કે કુરુક્ષેત્રમાં જ દાહ કરીને હસ્તિનાપુરમાં જલ દેવા સારુ તમામ આવેલા છે. ગંગાજીના જલના સ્પર્શથી બ્રહ્મદંડથી હણાયેલા હોય તે પણ મુક્ત થાય છે તો ધર્મયુદ્ધમાં મરેલાઓની મુક્તિ થાય, તેમાં શું કહેવું ? "પુત્ર પિતાના દાહ પછી ત્રણ અંજલિ જળ આપે છે, તે પ્રેતના દાહને શાંત કરે છે," એવું વાકય છે; તેથી તાપને શાંત કરવા માટે દાહાંજલિરૂપ જલ આપવાની જરૂર છે. તેમ જ મૂલભૂત આધિભૌતિકાદિક ત્રણ તાપને શાંત કરવા સારુ પણ એક સાથે જળ આપવું જોઇએ, એવો નિશ્ચય કરીને ગંગાજીમાં ગયા છે, એવું નિરૂપણ કરે છે. હવે કોઇને વૈરભાવ રહ્યો નથી, એમ કહેવા માટે મૂળમાં **અથ** અવ્યય આપેલો છે. સામાન્ય રીતે મરી ગયેલા તમામને જળ આપવા સારુ ગયા છે, તેમાં પણ ઘણા પુરુષોની સાથે સંબંધ ધરાવનાર પોતાના સપ્તપુરુષોમાં રહેલાને મુક્તિ આપવા સારુ ભગવાનની સાથે ગયા છે.

સ્ત્રીઓને આગળ કરી છે એ લોકાચાર છે. મરી ગયેલાને જળ આપીને રુદન કરવાનું કહેલું છે; કેમ કે પિતૃઓને રુદન ઘણું જ પ્રિય છે. તેથી મરેલા-ઓને જલની અંજલિ આપીને વિલાપ કર્યો છે. દાહાંજલિ કરીને પછી વિલાપ કરવો જોઇએ તેવું શાસ્ત્રમાં કહેલું છે; તેથી જેઓને ખેદ નથી તેઓએ પણ વિલાપ તો કર્યો છે. દાહાંજલિ કર્યા પછી સ્નાનની પહેલાં વિલાપ થાય છે. પછી વિલાપ થતો નથી, તે માટે તે વખતે ઘણું જ રુદન કરેલું છે. મૂળમાં **ચ**કાર હોવાથી તે વખતે બીજું પણ જે કરવાનું હતું તે કર્યું છે. પહેલાં તો જળ આપવા માટે સ્નાન કરેલું છે, તોપણ સર્વ શુદ્ધિ થવા માટે, ભક્તિ થવા માટે અને જ્ઞાનના અધિકાર માટે ફરીથી ગંગાજીમાં દરેકે સ્નાન કરેલું છે. જો કે પહેલાં પણ "બ્રહ્માજીએ ભગવાનના ચરણારવિંદનો અભિષેક કરવાથી ગંગાજી પ્રકટ થયાં છે, તેથી ભગવાનના ચરણારવિંદની રજથી ગંગાજી રંગાયેલાં છે" એવું વાકય છે, "બ્રહ્માજીના કમંડલનું જળ તે ગંગાજી છે" એવું પણ વાકય હોવાથી તમામ ગંગાજળ ભગવાનની રજવાળું છે, તોપણ તે નદી હોવાથી તેમાં બીજા જલના સ્પર્શની સંભાવના થાય, તેથી પ્રથમ પોતે નાહ્યા છે. તે જળ તેવું છે કે નહિ, એવો સંદેહ પાંડવોને થતાં, દરેક પાંડવોએ ગંગાજીના પ્રવાહના ઉપરના ભાગમાં ભગવાનને પધરાવીને પછી તેના ચરણારવિંદનો સ્પર્શ કરીને આવતા જલમાં બધાએ સ્નાન કરેલું છે, તેથી દરેક ભગવદીય છે એમ બતાવ્યું છે. (૧–૨)

એવી રીતે દરેકને જે કર્તવ્ય હતું તે કરીને, તેવા ભક્તોમાં ભગવાને જે કરવું જોઈએ તે કહે છે:

**तत्रासीनं कुरुपतिं धृतराष्ट्रं सहानुजम् ।**
**गान्धारीं पुत्रशोकार्तां पृथां कृष्णां च माधवः ॥३॥**
**सान्त्वयामास मुनिभिर्हतबन्धूञ्शुचार्पितान् ।**
**भूतेषु कालस्य गतिं दर्शयन्नप्रतिक्रियाम् ॥४॥**

**શબ્દાર્થ**:—ત્યાં બેઠેલા ભીમસેન વગેરે નાના ભાઈઓ સહિત યુધિષ્ઠિર, અને વિદુરજી સહિત ધૃતરાષ્ટ્ર, પુત્રના શોકથી પીડિત થયેલાં ગાંધારી, કુંતીજી અને દ્રૌપદીજીને મુનિઓનાં વચનો વડે ભગવાન સાંત્વન કરાવે છે. જેઓના બંધુઓનું મરણ થયું છે અને તેથી જેઓ શોકયુક્ત થયેલાં છે, તેઓને પ્રાણી માત્રમાં કાલની ગતિનો ઉપાય થઈ શકતો નથી એમ બતાવવા માટે સાંત્વન કરે છે.

**ભાવાર્થ**:—યુધિષ્ઠિર અને ધૃતરાષ્ટ્ર ત્યાં બેઠેલા છે, એમ કહેવાથી અવ્યગ્રપણું બતાવ્યું છે. કુરુના પતિ યુધિષ્ઠિર અને વિદુરજી સહિત ધૃતરાષ્ટ્ર અથવા ભીમસેન સહિત યુધિષ્ઠિરનું સાંત્વન કર્યું છે. વિદુરજી તીર્થયાત્રા કરવા ગયા હતા તે કથા બીજા કલ્પની છે. દરેક સ્ત્રીઓ પુત્રોના શોકથી દુઃખી છે એમ કહ્યું છે; તેથી **पुत्रशोकार्ता** એ વિશેષણ ગાંધારી, કુંતીજી અને દ્રૌપદી વગેરેને દરેકને લાગુ પડે છે. મૂળમાં **च**કાર હોવાથી, ત્યાં સુભદ્રાજી વગેરે પણ આવ્યાં હતાં. ભગવાન્ લક્ષ્મીજીના પતિ છે અને દરેક સ્ત્રીઓ લક્ષ્મીજીના અંશરૂપ છે; તેથી તે સ્ત્રીઓને સાંત્વન કરવું જોઈએ. વસ્તુનું ખરેખરું સ્વરૂપ બતાવીને સાંત્વન થાય છે. મુનિઓ વડે સાંત્વન કરવાનું કારણ એ કે તેઓની પણ તેમાં સંમતિ છે. જેઓના બાંધવો હણાયેલા છે તેઓનો શોક દૂર કરવો જોઈએ. અને તે શોક દૂર કરવો તે તત્ત્વજ્ઞાનથી થાય છે. વળી ઈશ્વર તો બધુંય કરે છે, તેથી તેને સાંત્વન કરવું ઠીક નથી, એમ શંકા કરીને સમાધાન કરે છે કે ભગવાને કાલરૂપ અધિકારીનું સ્થાપન કરેલું છે. તેથી કાલના અધિકારમાં જેઓ ઉત્પન્ન થયા છે તેઓને કાલ શિક્ષા દંડ વગેરે આપે છે, ત્યાં ભગવાન પણ તે દંડને નિવૃત્ત કરતા નથી. જેમ કોઈ ગૃહસ્થ પોતાની સ્ત્રી અગર બાળકોને દંડ આપે, તેમાં રાજાથી આગળ આવીને દંડ અપાતો નથી, તેવી રીતે કાલના અધિકારમાં આવેલા જીવોને કાલ દંડ આપે તેમાં ભગવાન્ આડા આવતા નથી. તેમ કાલને પણ ભક્તપણું છે; તેથી કયારેક ભગવાન્ ભક્તની પણ ઉપેક્ષા કરે છે. એવો સિદ્ધાંત બતાવે છે કે કાળમાં ઉત્પન્ન થયેલા જીવોમાં કાલની પ્રવૃત્તિ થાય છે; તેમાં કોઈનો ઉપાય ચાલતો નથી. (૩-૪)

ભૂત પ્રાણીમાત્રમાં કાલની પ્રવૃત્તિ થાય છે, તેમાં કોઇનો ઉપાય નથી, તો તેવા વખતમાં ભગવાન્ કાંઇ કરતા નથી; છતાં ભક્તોનું તો હિત જ કરે છે, એમ જણાવવા માટે લૌકિકની પ્રતીતિ વડે જે હિત છે તે ભગવાને

કરવાનું છે, તોપણ ભગવાનની જ્યારે ઇચ્છા થાય ત્યારે તે હિત થાય જ છે, અને તે લોકમાં પ્રસિદ્ધ થતું નથી, એવો સિદ્ધાંત બતાવવા માટે તેનું નિરૂપણ બે શ્લોકથી કરે છે:

**साधयित्वाऽजातशत्रोः स्वं राज्यं कितवैर्हृतम् ।**
**घातयित्वाऽसतो राज्ञः कचस्पर्शक्षताऽऽयुषः ॥७॥**
**याजयित्वाऽश्वमेधैस्तं त्रिभिरुत्तमकल्पकैः ।**
**तद्यशः पावनं दिक्षु शतमन्योरिवाऽतनोत् ॥८॥**

**શબ્દાર્થ**:—યુધિષ્ઠિરનું પોતાનું રાજ્ય કપટી દુર્યોધન વગેરેએ લઈ લીધું હતું, તે યુધિષ્ઠિરને અપાવીને, દ્રૌપદીના કેશના સ્પર્શ વડે જેનું આયુષ નષ્ટ થયું છે તેવા દુષ્ટ રાજાને મરાવીને, ઉત્તમ ઉપસ્કરવાળા ત્રણ અશ્વમેધ યજ્ઞ વડે યજન કરાવીને તે યુધિષ્ઠિરનો પવિત્ર યશ, ઇંદ્રના યશની માફક, ભગવાને દશ દિશાઓમાં ફેલાવ્યો.

**ભાવાર્થ**:—જેને શત્રુઓ ઉત્પન્ન થયા નથી એવા યુધિષ્ઠિર છે, એમ કહેવાથી યુધિષ્ઠિરનો ભક્તિમાં ઉત્તમ અધિકાર બતાવ્યો છે. યુધિષ્ઠિરને રાજ્ય અપાવ્યું છે તેમાં હેતુ એ છે કે તે રાજ્ય ખરી રીતે યુધિષ્ઠિરનું હતું, તે કપટી દુર્યોધન વગેરેએ કપટ કરીને જુગારથી લઈ લીધું હતું. હસ્તિનાપુર પણ પાંડુ રાજાનું હોવાથી, તેના પુત્ર યુધિષ્ઠિરનું જ હતું અને ઇંદ્રપ્રસ્થમાં યુધિષ્ઠિરે રાજ્ય સ્થાપેલું હતું તે જ્યારે જુગારમાં ગયું ત્યારે તેની સાથે હસ્તિનાપુર પણ ગયું હતું; તેથી ત્યાં કપટીઓ ઘણા હોવાથી મૂળમાં બહુવચન કહેલ છે.

કાલને જે કરવું હોય તેનો ઉપાય થતો નથી, ત્યારે તે કપટીઓનું આયુષ જ્યાંસુધી વિદ્યમાન્ હોય ત્યાંસુધી તેઓને મારી શકાય નહિ, ત્યારે તેનું રાજ્ય શી રીતે પાછું અપાવી શકાય? એવી શંકા કરીને સમાધાન કરે છે કે તે સર્વે રાજા દુષ્ટ હતા, કારણ કે દુઃશાસને દ્રૌપદીના કેશનો સ્પર્શ કર્યો હતો, તે દુઃશાસનની સાથે દરેક રાજાઓની એકતા હતી, એટલે તે પણ દુષ્ટ હતા; માટે અપરાધ વગરની ભગવાનની ભક્ત દ્રૌપદીના કેશનો સ્પર્શ દુઃશાસને કરેલો હોવાથી તેના આયુષનો ક્ષય થતાં, તેની સાથે રહેલા દુષ્ટ રાજાઓનો પણ ક્ષય થયો છે, કારણ કે ભક્તના પ્રાણ ઉત્તમ હોવાથી તે પ્રાણો મસ્તકમાં રહેલા હતા, તે મસ્તકનો સ્પર્શ થવાથી, કેશદ્વારા ઉત્તમ પ્રાણનો સ્પર્શ થયો હતો, તેથી દુષ્ટોના દુર્બલ પ્રાણનો તો નાશ જ થવો જોઈએ, તે યોગ્ય છે; તે માટે દ્રૌપદીજીના કેશનો સ્પર્શ કરવાથી પ્રાણનો પણ સ્પર્શ થયો અને તેથી દુષ્ટોના દુર્બલ પ્રાણોનો નાશ થયો છે. વેદમાં કહેલું છે કે "અશ્વમેધ કરનાર મૃત્યુને તરી જાય છે, પાપને તરે છે અને

બ્રહ્મહત્યાને પણ તરે છે;” તેથી રાત્રિસત્રના અધિકરણમાં તેવી રીતે જુદો પ્રયોગ થાય છે. અને તેમાં વિશેષતા ન હોવા છતાં પણ પ્રયોગમાં જુદાપણું રહેલું છે, તેવા પક્ષથી ત્રણ અશ્વમેધ યજ્ઞો કર્યા છે, એવો અભિપ્રાય છે.

તે અશ્વમેધનાં સાધનો ઉત્તમ હતાં, અથવા પ્રાયશ્ચિત્તથી તેની કલ્પના થઇ શકે તેવા તે યજ્ઞો હતા, ભગવાનના સમક્ષમાં યજ્ઞ કર્યા હતા, એટલે સો અશ્વમેધના જેટલો યશ પ્રાપ્ત થયો હતો, ત્રણે લોકમાં તેથી યુધિષ્ઠિરની કીર્તિ ફેલાઇ હતી. આ ઉપરથી એકી જ વખતે ત્રણ અશ્વમેધ કર્યા છે એમ જાણવાનું છે. (૫–૬)

એવી રીતે ભગવાનની હસ્તિનાપુર સંબંધી દરેક લૌકિક ધર્મોની સમાપ્તિની સૂચના દ્વારા હવે ભગવાન્ હસ્તિનાપુરથી દ્વારકા પધારવા માટે રજા લે છે, એમ દોઢ શ્લોકથી કહે છે :

**आमन्त्र्य पाण्डुपुत्रांश्च शैनेयोद्धवसंयुतः ।**
**द्वैपायनादिभिर्विप्रैः पूजितैः प्रतिपूजितः ।**
**गन्तुं कृतमतिर्ब्रह्मन् द्वारकां रथमास्थितः ॥७॥**

**શબ્દાર્થ**:—સાત્યકિ અને ઉદ્ધવજીની સાથે પાંડવોની રજા લઇને, પુજાયેલા વેદવ્યાસજી વગેરે બ્રાહ્મણોથી સામે પુજાયેલા, અને દ્વારકામાં જવાની ઇચ્છા કરનાર ભગવાન્ રથ ઉપર વિરાજ્યા.

**ભાવાર્થ**:—ભગવાનને રજા આપનાર સંબંધીઓ અને ઋષિઓ જુદા કહેલા છે. મૂળમાં **च**કાર હોવાથી બીજાનું પણ ત્યાં ગ્રહણ છે. વેદવ્યાસજી વગેરેને સ્વસ્થપણું હોવાથી તેમણે રજા આપેલી છે. સમાનતામાં પણ પૂજન કરવું એ અધિક છે. મૂળમાં **ब्रह्मन्** સંબોધન આપવાથી, બ્રાહ્મણને તો મોટો ક્રોધ હોય છે, એમ હવેના પ્રસંગમાં સૂચવે છે. રથ ઉપર બિરાજવા સુધી ભગવાનનું કામ છે, અને પછી રથ ચલાવવો એ સારથિ અને ઘોડાનું કામ છે; તેથી ભગવાન્ રથ ઉપર બિરાજ્યા છે, અને રથ ચાલ્યો નથી, એવી પરિસ્થિતિ બતાવી છે. (૭)

તેવામાં ભક્તનું કામ આવે ત્યારે આરંભેલું કામ પણ ભગવાન્ છોડી દે છે એમ જણાવવા સારુ તે સમયે ઉત્તરા ( અભિમન્યુની વિધવા સ્ત્રી ) ને ભગવાને જોઇ એમ કહે છે:

**उपलेभेऽभिधावन्तीमुत्तरां भयविह्वलाम् ।**
**पाहि पाहि महायोगिन् देवदेव जगत्पते ।**
**नान्यं त्वदभयं पश्ये यत्र मृत्युः परस्परम् ॥८॥**

**શબ્દાર્થ**:—તે દરમિયાન દોડી આવતી અને ભયથી વિહ્વલ બનેલી ઉત્તરા ભગવાન્ સામે મળી. હે મહાયોગિન્, હે દેવના દેવ, હે જગતના પતિ, તમારા

**સિવાય બીજા કોઈને પણ હું નિર્ભય દેખતી નથી કે જ્યાં પરસ્પર મૃત્યુ રહેલું છે; માટે મારું રક્ષણ કરો.**

**ભાવાર્થ**:—ઉત્તરા ભક્તિ કરવામાં ઉત્તમ છે, તેથી પોતાના ગર્ભમાં બ્રહ્માસ્ત્ર આવતું હતું તેને તેણે જોયું. પહેલાં મુખ્ય બ્રહ્માસ્ત્ર લોઢાના બાણ વડે બંધાયેલું થઇને ઉત્તરાની સામે આવે છે, અને તે પછી તેમાંથી નીકળેલાં પાંચ બાણો પાંડવો તરફ જાય છે. મૂળ ઉખેડવામાં વધારે કાર્ય હોવાથી ઉત્તરાના ગર્ભમાં જનાર બ્રહ્માસ્ત્ર વિશેષ બળવાળું છે. કૌરવ વગરની પૃથ્વી થઇ છે તો પાંડવ વગરની પણ પૃથ્વીને હું કરીશ, એવી રીતે અશ્વત્થામાએ ઇચ્છયું હતું, તેથી દરેકના ઉપર બાણો નાખ્યાં છે.

સન્મુખમાં ઉત્તરા દોડી આવે છે; તે ભયથી વિહ્વલ બની છે; તેથી તેનું શરીર પણ પૂરું ઢાંકેલ નથી, અને વસ્ત્રાદિકમાં પણ અસાવધાનતા છે. મારી રક્ષા કરો, રક્ષા કરો, એમ કહેતી કહેતી આવે છે, તેથી મૂળમાં ઉત્તરા કહે છે તેમ કહ્યું નથી. હવે તે ભયથી ઉદ્વિગ્ન થયેલી ઉત્તરાનું વાકય કહે છે. કાયા વાણી વડે એક જ અર્થનું પ્રતિપાદન કરવા માટે મૂળમાં કોની રક્ષા કરવી, એમ કર્મ બતાવ્યું નથી, પણ પોતાના શરીરને બતાવીને રક્ષા કરો એમ કહેલું છે, તેથી પોતાની રક્ષા કરો, એમ સિદ્ધ થાય છે. કેવી રીતે રક્ષા કરવી તે અને રક્ષા કરવાનું આપનામાં સાધન છે, એમ બતાવવા માટે આપ મહાયોગી છો એવું સંબોધન કર્યું છે. આપ સર્વના આત્મા હોવાથી આવતા બાણનો પક્ષપાત કરો તોપણ હમણાં આપને દેવનું હિત કરવાનું હોવાથી તે અસ્ત્રનું નિરાકરણ કરવું યુક્ત છે, એટલા માટે આપ દેવના દેવ છો, એવું સંબોધન કરેલું છે. જ્યારે પ્રજાની રક્ષા કરનાર કોઈ ન હોય ત્યારે રાજા વગરનું રાજ્ય થઈ જાય, તેથી સર્વની રક્ષા કરવા માટે ગર્ભની રક્ષા કરવી જોઈએ, એવા અભિપ્રાયથી સંબોધન કરે છે કે આપ જગત્‌ના પતિ છો. ‘તમારા સસરા વગેરે વિદ્યમાન છે, અને તમે રક્ષા કરવા માટે શા માટે મારી પ્રાર્થના કરો છો ?’ તે શંકાનું સમાધાન કરે છે કે જગત્‌માં આપના સિવાય, નિર્ભય હું કોઇને પણ દેખતી નથી; કારણ કે બધા મૃત્યુથી ઘેરાયેલા છે. અને જે ભય વગરનો હોય તેને શરણે જવું યોગ્ય છે, તેથી આપને શરણે આવી છું. વળી સ્વભાવ વ્યસન જેનાં સમાન હોય તેવાઓને મિત્રતા હોય છે, તેમાં પરસ્પર મારવાપણું છે તે ઘણું જ આશ્ચર્ય છે; તેથી સમજાય છે કે કોઇ દરેકમાં પ્રવેશ કરીને મારે છે; તેથી તેઓને શરણે જવાથી કાંઈ પ્રયોજન સિદ્ધ થતું નથી; માટે આપ જ શરણ યોગ્ય છે. (૮)

એવી રીતે પ્રાર્થના કરીને હવે પોતાની હકીકત કહે છે :

**अभिद्रवति मामीश शरस्तप्तायसो विभो ।**
**कामं दहतु मां नाथ मा मे गर्भो निपात्यताम् ॥९॥**

**શબ્દાર્થ**:—હે ઇશ્વર, હે સમર્થ, તપી ગયેલા લોઢાનું બાણ મારી પાસે દોડી આવે છે, તો હે પ્રભો, ઇચ્છાનુસાર મને ભલે બાળે, પણ મારો ગર્ભ ન પાડે.

**ભાવાર્થ**:—આપ ઇશ્વર છો, એમ સંબોધન આપવાથી, આપ ઉપાય કરવામાં સમર્થ છો, અને 'વિભુ' સંબોધન આપવાથી આપને તેના મૂળનું જ્ઞાન છે, એમ બતાવ્યું છે. જો આ મૃત્યુનો ઉપાય ન જ થઇ શકે તેમ હોય તો તે મૃત્યુ મને ભલે બાળી નાખે, પણ મારો ગર્ભ ન પાડો; માટે આપ યોગબલથી પણ મારા ગર્ભની રક્ષા કરો એમ કહેવાથી, ભક્તરૂપી ગર્ભની રક્ષા કરવી એ જ મુખ્ય છે. કાંઇ મારી રક્ષા કરવી, તે ભક્તની મુખ્ય રક્ષા નથી, એટલે મારી રક્ષા કરતાં મારા ગર્ભની રક્ષા કરો, એમ જણાવ્યું છે. (૯)

**सूत उवाच ।**

**उपधार्य वचस्तस्या भगवान्भक्तवत्सलः ।**
**अपाण्डवमिदं कर्तुं द्रौणेरस्त्रमबुध्यत ॥१०॥**

**શબ્દાર્થ**:—ભક્તવત્સલ ભગવાને ઉત્તરાનું વચન સાંભળીને, પાંડવ વગરનું આ જગત્ કરવા માટે અશ્વત્થામાનું આ બાણ છે એમ જાણ્યું.

**ભાવાર્થ**:—ખરેખર તપાવેલા લોઢાનું બાણ આવેલું છે, એમ ઉત્તરાના વચનનો ભગવાને નિશ્ચય કર્યો; કેમકે પોતે ભગવાન છે. તેનો ઉપાય કરવામાં કારણ બતાવે છે કે ભગવાનને ભક્તો બહુ જ વહાલા છે. અશ્વત્થામાનું અપમાન થવાથી આ કાર્ય તેણે કર્યું છે. વળી આ જગતમાં એક પણ પાંડવ ન રહેવો જોઇએ, તેમ કરવા માટે દ્રોણના પુત્ર અશ્વત્થામાનું આ અસ્ત્ર છે, એમ ભગવાને જાણ્યું. અથવા આ બ્રહ્માજીના મસ્તકનું અસ્ત્રપણું છે, એટલે તેને અસ્ત્રરૂપે ફેંકેલ છે; તે પાંડવ વગરનું કરવા માટે છે. એવી રીતે બન્ને અર્થમાં પણ પાંડવોનો નાશ કરવા માટે અશ્વત્થામાએ અસ્ત્ર નાખેલું છે, એમ જાણ્યું. (૧૦)

તે સમયમાં બીજું પણ દુઃખ આવ્યું તે કહે છે:

**तर्ह्येव च मुनिश्रेष्ठ पाण्डवाः पञ्च सायकान् ।**
**आत्मनोऽभिमुखान्दीप्तानालक्ष्यास्त्राण्युपाददुः ॥११॥**

**શબ્દાર્થ**:—તે જ સમયમાં બીજી તરફ, પોતાનાના તરફ આવતાં, અને પ્રકાશવાળાં પાંચ બાણોને જોઈને હે મુનિશ્રેષ્ઠ, પાંડવોએ અસ્ત્રો ગ્રહણ કર્યાં.

**ભાવાર્થ**:—મૂળમાં **तर्हि-एव** અને **च** (તે જ વખતે) એમ અવ્યયોનો સમૂહ મૂકવામાં આવ્યો છે, તે અત્યંત આશ્ચર્યને બતાવનાર છે. મુનિઓમાં

શ્રેષ્ઠ એવું સંબોધન આપેલું છે તે વિશ્વાસથી પ્રમાણમાં કારણરૂપ છે. મૂળમાં **પञ्च** શબ્દ આપેલો છે, તેનો સંબંધ બન્ને તરફ છે, એટલે પાંચ પાંડવોએ પાંચ બાણ પોતા તરફ આવતાં જોઇને અસ્ત્રો લીધાં એવો અર્થ થાય છે. ત્યારે અકેક બાણ અકેક પાંડવના સ્થાનમાં આવે છે એમ જણાય છે. એ બાણને જોઇને, અશ્વત્થામાનાં બાણ છે એમ જાણીને પોતે તેમ જ બેઠા રહે અને અશ્વત્થામાના બાણથી વધ થાય તો ઉત્તમ ગતિ ન થાય, તે માટે પરલોકની શુદ્ધિ માટે અથવા તેનો ઉપાય કરવા માટે પાંડવોએ પણ બ્રહ્માસ્ત્ર વગેરે અસ્ત્રોને લીધાં. (૧૧)

અહીં ઉપાય કરવામાં ભગવાનની ક્રિયા પણ સામર્થ્યથી થાય છે, તો પાંડવોની ક્રિયા તો બહુ જ દૂર રહી, એમ કહેવા માટે ભગવાને પોતાના ભક્તોની રક્ષા કરી છે, પણ અસ્ત્રનો ઉપાય કર્યો નથી, એમ કહે છે:

**व्यसनं वीक्ष्य तत्तेषामनन्यविषयात्मनाम् ।**
**सुदर्शनेन स्वास्त्रेण स्वानां रक्षां व्यधाद्विभुः ॥१२॥**

**શબ્દાર્થ**:—બીજા વિષયમાં જેનું અંતઃકરણ નથી એવા પાંડવોનું દુઃખ જોઇને સમર્થ ભગવાને પોતાના સુદર્શન ચક્ર વડે પોતાના ભક્તોની રક્ષા કરી.

**ભાવાર્થ**:—પાંડવોના આત્મામાં ભગવાન સિવાય બીજો વિષય જ નથી. સ્વભાવથી બીજા દરેક વિષયો ભલે હોય પણ તેઓના ચિત્તમાં તો ભગવાન જ વિષયરૂપ છે. "તેથી જેવો ભક્ત હોય છે તેમાં તે રૂપ થઇને ભગવાન રક્ષા કરે છે" એમ વેદમાં કહ્યું છે, તેથી વિષય માટે જ ભગવાને તેની રક્ષા કરી. ત્યાં ભગવાનનું સુદર્શન ચક્ર પાંડવો અને અશ્વત્થામાએ મૂકેલાં શસ્ત્રોની મધ્યમાં ઊંબાડિયાના ચક્રની માફક ભમવા લાગ્યું. તેથી તે ચક્ર વડે પાંડવોની ભગવાને રક્ષા કરી. પાંડવો પોતાના હોવાથી તેની રક્ષા કરવામાં કારણ બતાવેલ છે. ભગવાન રક્ષા કરવાને સમર્થ છે, એમ બતાવવા માટે મૂળમાં **विभु** શબ્દ મૂકેલો છે. પોતાના અસ્ત્ર વડે રક્ષા કરવાનું કહેલ છે, તેથી બુદ્ધિપૂર્વક પાંડવોની રક્ષા કરવા માટે સુદર્શન તૈયાર થયું છે, એમ સૂચવે છે. (૧૨)

ત્યાં મુખ્ય તો રક્ષા કરવા લાયક ઉત્તરાનો ગર્ભ છે. તેની રક્ષા જુદા પ્રકારથી કહી છે, એમ કહે છે:

**अन्तःस्थः सर्वभूतानामात्मा योगेश्वरो हरिः ।**
**स्वमाययाऽऽवृणोद् गर्भं वैराटयाः कुरुतन्तवे ॥१३॥**

**શબ્દાર્થ**:—દરેક પ્રાણી માત્રની અંદર રહેલા, આત્મારૂપ યોગેશ્વર, એવા હરિભગવાન પોતાની માયા વડે કુરુવંશના વિસ્તારને માટે ઉત્તરાના ગર્ભને વીંટાઈ ગયા.

**ભાવાર્થ**:—ગર્ભમાં પ્રવેશ કરેલા પદાર્થને ગર્ભની રક્ષા કરવા માટે "હે ઓષધિ, આની રક્ષા કરજે" એ વાક્યાનુસાર ઓષધિને રક્ષા કરવાનું કહે, તેવી રીતે માયાથી ગર્ભના શરીરને વીંટી લીધું. ત્યાં બહાર રહેવાથી વીંટાય નહિ, તે માટે માયા દ્વારા ભગવાન ચાર પ્રકારે વ્યાપ્ત થયા છે, એમ બતાવવા સારુ મૂળ શ્લોકમાં ભગવાનનાં ચાર વિશેષણો કહ્યાં છે. તેમાં મધ્યમાં રહેલા ભગવાન સુવર્ણમાં જેમ તેજ રહે છે તેવી રીતે રહીને તે ગર્ભનું પાલન કરે છે, એમ બતાવવા સારુ કહે છે: ભગવાન સર્વ ભૂત પ્રાણીઓના મધ્યમાં રહેલા છે. બીજાથી બીજાનું પાલન કોઈ રીતે પણ ન સંભવે તે માટે ગર્ભરૂપ થઈને તેનું પાલન કર્યું, એમ બતલાવવા માટે કહે છે કે ભગવાન દરેક પ્રાણીઓના આત્મા છે. બહાર પણ તેની રક્ષા કરવા માટે ભગવાનને યોગેશ્વર કહ્યા છે, એટલે યોગબલથી ભગવાન ઉત્તરાના ગર્ભમાં પ્રવેશ કરીને ગર્ભના શરીરમાં અને બ્રહ્માસ્ત્રના મધ્યમાં રહીને ગર્ભનું પાલન કરે છે. તેમ જો ન કરે તો બ્રહ્માસ્ત્ર અને શરીરનો સંબંધ થાય તો તેનો દોષ શરીરને લાગે !

એવી રીતે ચાર પ્રકારે શા માટે પાલન કર્યું? એ બતાવવા માટે કહે છે: તે ભગવાન હરિ છે, એટલે દરેકનું દુ:ખ હરવાનો તેમનો સ્વભાવ છે. તેથી દરેક સમુદાયની રક્ષા કરવી તે તેવા પ્રકારની જ થઈ શકે છે. પોતાને સ્વાધીન માયા વડે ગર્ભની રક્ષા કરી છે. તે માયા કરોડો બ્રહ્માંડના ભ્રમને નિવૃત્ત કરનાર, જ્ઞાનરૂપ અગ્નિને આવરણ કરનારી છે. તેથી તેવી માયા વડે ગર્ભનું આવરણ કરવું એ યુક્ત જ છે. વિરાટ રાજાની પુત્રીનો ગર્ભ છે, તેથી તેના ગર્ભનો જે પ્રમાણે દાહ ન થાય તેવી રીતે રક્ષા કરેલ છે, એમ સમજાવેલ છે. વિરાટ રાજાનો અને પાંડુ રાજાનો વંશ ભક્ત હોવાથી એટલે ઉત્તરા વિરાટ રાજાની પુત્રી અને પાંડવોના વંશની સ્ત્રી હોવાથી તેની રક્ષા કરેલી છે, એમ બતાવવા માટે ઉત્તરાના ગર્ભની રક્ષા કુરુના વંશના વિસ્તાર માટે કરેલી છે. મૂળમાં **तन्तु** શબ્દ મૂકેલો છે, તેથી કુરુની પરંપરા રાખવા માટે અથવા કુરુનો પાલક બનાવવા માટે ગર્ભની રક્ષા કરેલી છે, એમ સૂચવ્યું છે. (૧૩)

બ્રહ્માસ્ત્ર ગર્ભમાં નાખેલું હતું, તેનો સ્વભાવ તો કેવળ બાળવાનો જ હતો, તે જો ગર્ભને બાળવામાં સમર્થ ન થયું તો બીજી વસ્તુને કેમ ન બાળી નાખી, એવી શંકાનું સમાધાન કરે છે :

**यद्यप्यस्त्रं ब्रह्मशिरस्त्वमोघं चाप्रतिक्रियम् ।**
**वैष्णवं तेज आसाद्य समशाम्यद् भृगूद्वह ॥१४॥**

**શબ્દાર્થ**:—જો કે બ્રહ્માસ્ત્ર સફળ છે અને તેનો સામનો ન થઇ શકે તેવું છે તોપણ વિષ્ણુના તેજને પામીને, હે ભૃગુવંશમાં ઉત્તમ શૌનક, તે બ્રહ્માસ્ત્ર શાંત થઈ ગયું.

**ભાવાર્થ**:—બ્રહ્માસ્ત્ર સર્વને બાળી નાખે છે એ વાત ખરી છે. જેનાથી મહાદેવજીને પણ પિશાચપણું થયું છે, તે બ્રહ્માજીના પાંચમા મસ્તકરૂપી અસ્ત્ર છે. તેમાં સફળપણું અને તેનો સામનો ન થઈ શકે તેવા બે ગુણો સ્વાભાવિક છે, એટલે બ્રહ્માસ્ત્ર હમેશાં કાર્ય કરનાર છે અને તેને પાછું હઠાવવાની કોઈ ક્રિયા જ નથી, તોપણ તે વખતે ત્યાં કાંઈક અદ્ભુત જ થયું એમ કહે છે કે તે બ્રહ્માસ્ત્ર વિષ્ણુ ભગવાનના તેજને પામીને શાંત પડી ગયું; એટલે જેમ મંત્રના બળથી વાઘ ગાય બની જાય છે, તેમ અત્યંત સાત્ત્વિક વિષ્ણુ ભગવાનના તેજને પામીને, તે બ્રહ્માસ્ત્ર સારી રીતે શાંત થયું. એટલે ગર્ભના પ્રાકૃત દેહને બાળીને ભગવાનના ભાવને પ્રાપ્ત થયેલા વૈષ્ણવ દેહને બાળવાને બ્રહ્માસ્ત્ર પ્રવૃત્ત થયું, ત્યાં તો મધ્યમાં વિષ્ણુના તેજને પામીને તે બ્રહ્માસ્ત્ર પણ વૈષ્ણવ તેજરૂપ થયું અને તેની સાથે મળી ગયું. તેમાં વિશ્વાસ રાખવા માટે હે **भृगुद्वह** એમ સંબોધન કરેલું છે, એટલે પહેલાં ભૃગુઋષિએ વિષ્ણુ ભગવાનનો નિર્ણય કરેલો છે, ત્યાં વિષ્ણુના વક્ષઃસ્થળમાં પગ વડે ભૃગુઋષિએ લાત મારી તોપણ વિષ્ણુ ભગવાનમાંથી શાંતિ હઠી નહિ, એવા તે શાંત વિષ્ણુ છે; તેથી તેમનું તેજ પણ તેવું જ શાંત હોવાથી બ્રહ્માસ્ત્રને શાંત કરી નાખ્યું. જો વિષ્ણુ શાંત ન હોત તો રાજસ અને તામસ ભક્તો પણ ભક્તિથી ભગવાનના સંબંધને પામીને સાત્ત્વિક થઈને સાયુજ્ય મુક્તિને કેમ પ્રાપ્ત કરી શકે? માટે વિષ્ણુ સાત્ત્વિક હોવાથી પરમ શાંત છે; એટલે રાજસ અને તામસ પણ તેમની ભક્તિ વડે સાત્ત્વિક થાય છે. (૧૪)

ત્યાં શંકા કરે છે કે જે જીવ મુક્તિને યોગ્ય હોય છે, તેઓ તો સાત્ત્વિક થાય તે શાસ્ત્રસિદ્ધ છે, તેથી તેમ ભલે થાય, પણ બ્રહ્મતેજ તો ચેતન વગરનું છે, તેમાં મંત્રદ્વારા દેવતાની સ્થિતિ થાય છે, તે બીજી રીતે કેમ થઇ શકે? અને જ્યારે બ્રહ્માસ્ત્રાદિક પણ ભગવાનના સંબંધથી શાંત થતાં હોય, ત્યારે ભગવાને યુદ્ધમાં નાખેલાં બ્રહ્માસ્ત્રાદિક પણ શાંત થઇ જવાં જોઇએ. અહીં તો પરીક્ષિત તથા પાંડવોની રક્ષા કરેલી છે; તેથી મોટું આ આશ્ચર્ય થાય છે! તેવી શંકા કરીને સમાધાન કરે છે:

**मा मंस्था ह्येतदाश्चर्यं सर्वाश्चर्यमयेऽच्युते ।**
**य इदं मायया देव्या सृजत्यवति हन्त्यजः ॥१५॥**

**શબ્દાર્થ**:—સર્વ આશ્ચર્યમય, અચ્યુત ભગવાનમાં તમો આશ્ચર્ય ન માનો; કેમકે જે અજન્મા ભગવાન માયારૂપી દેવી વડે આ જગતને સર્જે છે, પાળે છે અને નાશ પણ કરે છે.

**ભાવાર્થ:**—એ આશ્ચર્ય તમે ન માનો; કેમકે તે પ્રભુ કરવાને, ન કરવાને અને વિપરીત કરવાને સમર્થ છે. દૃષ્ટાંત[1] તથા વ્યાપ્તિ[2] વગેરેથી ભગવાનમાં પદાર્થનો નિર્ણય થઇ શકતો નથી; કેમકે સ્મૃતિમાં કહ્યું છે કે "જે અલૌકિક ભાવો છે તેને તર્કની સાથે જોડવા નહિ." તેમ દરેક આશ્ચર્યયુક્ત ભગવાન છે, એટલે સર્વ વિરુદ્ધ ધર્મોના પણ આશ્રયરૂપ ભગવાન છે, જેમાં દરેક અલૌકિક પદાર્થો રહેલા છે, તેમાં શું આશ્ચર્ય થાય છે? અર્થાત્ કાંઈ નહિ, તેમ આ હકીકત બીજાની નથી, પણ જેઓ પોતાના સ્વરૂપમાંથી ખસતા નથી તેની છે; એટલે ભગવાન પોતે અચ્યુત રહીને પોતાથી દરેક જીવાત્માને જુદા પાડે છે, તેમાં આ કાંઇ આશ્ચર્ય નથી. તેમ માયા નામની ભગવાનની કોઈ શક્તિ છે, તેનું નિરૂપણ પહેલાં થઇ ગયું છે. તે માયા સ્વરૂપભૂત દેવતામયી છે. અને તે માયા વડે પ્રભુ જગતને સરજે છે, પાળે છે અને હણે છે, એટલે એક જ વસ્તુ કોઇની સહાયતા વગર એક ભાવના અનેકભાવો પેદા કરે છે. વળી ભગવાન પોતે અજન્મા જ પ્રકટ થાય છે. તે ભગવાનને વિરુદ્ધ ધર્મનો સંબંધ થાય છે તોપણ પૂર્વનો ધર્મ નિવૃત્ત થતો નથી. (૧૫)

એમ ભગવાને દરેકની રક્ષા કરી, તેમાં કુંતી વગેરેને એવો ભ્રમ ઉત્પન્ન થયો કે રાજ્યાદિક લૌકિક બાબત માટે અમારી રક્ષા કરી છે. જો તેમ હોય તો રક્ષા વ્યર્થ કરેલી છે, એમ માનીને ભક્તિના ઉપયોગ માટે તે રક્ષણ થાઓ, એવી રીતે પ્રાર્થના કરવા માટે ભગવાનની સ્તુતિ કરવાનો આરંભ કરે છે, એમ કહે છે:

**ब्रह्मतेजोविनिर्मुक्तैरात्मजैः सह कृष्णया ।**
**प्रयाणाभिमुखं कृष्णमिदमाह पृथा सती ॥१६॥**

**શબ્દાર્થ:—બ્રહ્માસ્ત્રના તેજથી મુક્ત થયેલા પોતાના પુત્રો અને દ્રૌપદી સાથે સતી કુંતીજી પ્રયાણ કરવાને તૈયાર થયેલા શ્રીકૃષ્ણભગવાનને આમ કહેવા લાગ્યાં.**

**ભાવાર્થ:**—પોતાની બહેન સુભદ્રાજીને તો પોતે જ કૃતાર્થ કરશે અને ઉત્તરાને પણ પોતે જ કૃતાર્થ કરશે. માટે દ્રૌપદીની સાથે અને પોતાના પાંચ પુત્રોની સાથે કુંતીજી ભગવાન્‌ની સ્તુતિ કરવા માટે કહેવા લાગ્યાં. ભગવાન્ દ્વારકા પધારવા માટે પ્રયાણ કરી રહ્યા છે અને તે અર્ધું કાર્ય કરીને ભગવાન્ પધારે છે તેવા પ્રભુને કુંતીજી આગળ કહેવાશે તે કહેવા લાગ્યાં.

---

૧. પર્વતમાં અગ્નિનો નિર્ણય કરવો હોય ત્યારે, રસોડામાં અગ્નિ હોય ત્યારે ધુમાડો દેખાય છે, તે દૃષ્ટાંતથી પર્વતમાં ધુમાડો જોઇને તેમાં અગ્નિ છે, એમ નિશ્ચય થાય છે.

૨. જ્યાં જ્યાં ધુમાડો ત્યાં ત્યાં અગ્નિ હોય છે, તેને વ્યાપ્તિ કહેવાય છે.

કુંતીજી સતી છે, તેથી સત્પુરુષનો આ જ ધર્મ છે કે ભગવાનની ભક્તિ માટે જ પોતાનું જીવનાદિ રાખે છે. (૧૬)

હવે ચાર શ્લોકથી સ્વરૂપનું પ્રતિપાદન કરે છે, બે શ્લોકથી ગુણનું પ્રતિપાદન કરે છે, ત્રણ શ્લોકથી લીલાનું પ્રતિપાદન કરે છે, ચાર શ્લોકથી ભગવાન્ દુષ્ટોથી જાણી શકાતા નથી તેનું પ્રતિપાદન કરે છે, બે શ્લોકથી લક્ષણનું પ્રતિપાદન કરે છે, એક શ્લોકથી ફળને કહે છે, ચાર શ્લોકથી દૈત્યનું નિરૂપણ થાય છે, છેવટના બે શ્લોક પ્રાર્થના માટે અને એક શ્લોક નમસ્કાર કરવાનો છે, એમ છવ્વીશ શ્લોકોથી કુંતીજીએ ભગવાનની સ્તુતિ કરેલી છે. એમાં સંબંધને લીધે કાંઈ અપરાધ થયો હોય તેની નિવૃત્તિપૂર્વક તેના સ્વરૂપની પ્રાપ્તિ માટે સંસારને નિવૃત્ત કરનાર ભગવાનની કુંતીજી સ્તુતિ કરે છે.

તેમાં ત્રણ શ્લોકથી સ્વરૂપ કહે છેઃ

कुन्त्युवाच ।

**नमस्ये पुरुषं त्वाद्यमीश्वरं प्रकृतेः परम् ।**
**अलक्ष्यं सर्वभूतानामन्तर्बहिरवस्थितम् ॥१७॥**
**मायाजवनिकाच्छन्नमज्ञाऽधोक्षजमव्ययम् ।**
**न लक्ष्यसे मूढदृशा नटो नाट्यधरो यथा ॥१८॥**
**तथा परमहंसानां मुनीनाममलात्मनाम् ।**
**भक्तियोगविधानार्थं कथं पश्येम हि स्त्रियः ॥१९॥**

**શબ્દાર્થઃ**—આદ્ય, ઇશ્વર, પ્રકૃતિથી પર, જણાઇ ન શકો તેવા, દરેક ભૂત પ્રાણી માત્રમાં બહાર અને અંદર રહેલા પુરુષરૂપ આપને હું નમન કરું છું. માયારૂપી પડદાથી ઢંકાયેલા છો, ઇંદ્રિયોનું જ્ઞાન જ્યાં પહોંચતું નથી તેવા છો, નાશ રહિત છો. જેમ મૂઢદૃષ્ટિવાળો માણસ વેશ ધારણ કરનારા નટને ઓળખી શકતો નથી, તેમ આપ જણાતા નથી. તેવી રીતે શુદ્ધ અંતઃકરણવાળા, મનનશીલ પરમહંસોને ભક્તિનો યોગ કરવા માટે આપ પ્રકટ થયેલા છો. તે આપને અમે સ્ત્રીઓ શી રીતે જાણી શકીએ ?

**ભાવાર્થઃ**—ભાઈના પુત્રને નમસ્કાર કરવો એ યોગ્ય નથી, એમ શંકા કરીને સ્વરૂપનું નિરૂપણ નવ વિશેષણોથી કરે છે. એમ નવ લક્ષણવાળા ભગવાન પોતાના આત્મા હોવાથી નમસ્કાર કરવા યોગ્ય નથી; કેમકે જે જુદો હોય તેને નમસ્કાર થાય છે, કાંઈ પોતાના આત્માને નમસ્કાર થતો નથી. તે માટે આ પછીના શ્લોકમાં કુંતીજી કહેશે કે હું કાંઈ જાણતી નથી; તેથી આત્મપણાથી જાણવા માટે જ હું નમસ્કાર કરું છું. આ દેખાતું ભગવાનનું

સ્વરૂપ નમન કરવા યોગ્ય નથી, કેમકે તે તો કુંતીજીને ભાઈના પુત્રરૂપે છે. તે સારુ પરમાર્થે મૂલરૂપનું પ્રતિપાદન કરે છે, એમ કહેવું યોગ્ય નથી! એવી શંકા કરીને આ જે સ્વરૂપનું દર્શન થાય છે, તે જ સ્વરૂપ પરમાનંદરૂપ છે; એવું નિરૂપણ કરતાં કુંતીજી નમન કરે છે. ત્યાં સ્વરૂપનું નિરૂપણ કરે છે કે આપ આદ્ય છો, એટલે દરેકના મૂળભૂત છો. ત્યારે કેટલાક માયા વગેરેથી જગતની ઉત્પત્તિ માને છે. તેથી જડરૂપ હશે, તે શંકા દૂર કરવા માટે આપ પુરુષરૂપ છો એમ કહે છે, અને જીવ પણ પુરુષ કહેવાય છે માટે આદ્ય છો એમ કહ્યું છે. તેવા ભગવાન્ દરેકના કારણરૂપ હોવાથી પિતારૂપ ગણાય છે. હવે પોતાની ઇચ્છિત વસ્તુની સિદ્ધિ માટે બે રૂપને કહે છે કે આપ ઈશ્વર છો, તેથી બહાર ફળ આપનાર છો, અને માયાથી પર છો તેથી અંદર ફળ આપનાર છો. આવા સ્વરૂપની પ્રત્યક્ષતા દરેક માણસોને થાય ત્યારે દરેક જાતની મુક્તિ સ્વરૂપથી જ થાય છે; એટલે વેદાદિક નિરર્થક થઇ જાય; તે સારુ કહે છે કે આપ દરેક પ્રાણીઓથી જાણી શકાતા નથી; એટલે આપ પ્રત્યક્ષ થતા નથી; તેમ કાર્ય દ્વારા પણ આપ જાણી શકાતા નથી, કારણ કે કોઈ સ્થળમાં કાર્ય અને કારણ બન્ને એક જગ્યાએ દેખાય નહિ. તેથી બ્રહ્માદિક સર્વ પ્રાણીઓને પણ આપ અલક્ષ્ય છો અથવા અ (શ્રીકૃષ્ણ) જે પોતાનું સ્વરૂપ તેનાથી આપ જાણી શકાઓ છો, એટલે સ્વપ્રકાશ છો, અથવા ગુરુ દ્વારા આપ જણાઓ છો; કેમકે "આચાર્યવાળો પુરુષ બ્રહ્મને જાણે છે" એમ વેદમાં કહ્યું છે. "જે બ્રહ્મને નથી જાણતો, તે જાણે છે; જાણે છે તે જાણતો નથી, જે એવું અભિમાન રાખે છે કે હું જાણું છું, તે જાણતો નથી, અને જે હું નથી જાણતો એમ સમજે છે, તે જાણે છે;" તેમ બીજી શ્રુતિમાં પણ કહેલું છે કે "બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બન્ને રાંધેલા ચોખારૂપ છે, અને મૃત્યુ અથાણા ને શાકને ઠેકાણે છે, તેવું બ્રહ્મ જ્યાં છે, એવી રીતે તેને કોણ જાણે છે?" અર્થાત્ કોઈ જાણતું નથી. તેથી ભગવાન્ દુઃખે કરીને જાણી શકાય છે. જ્યારે દુઃખથી ભગવાન્ સમજી શકાય છે, ત્યારે એની પ્રાર્થના કરવાથી શું ફળ? ત્યાં કહે છે કે ભગવાન્ તો દરેક ભૂત પ્રાણીઓમાં અંદર અને બહાર રહેલા છે. જોકે તે પ્રભુનું જ્ઞાન તો સુલભ છે, પણ તેવા પ્રભુને ઓળખાવનાર પુરુષ દુર્લભ છે. દરેક વસ્તુમાં વસ્તુના સ્વરૂપે ભગવાન જ છે, તેથી તે જાણી શકાય તેમ છે. પરંતુ કોઇ પ્રભુના સ્વરૂપને સમજાવનાર જોઇએ, 'અને અમે નથી જાણતા' એમ જે કહેલું છે તે ભગવાનમાં પરસ્પર વિરુદ્ધ ધર્મ રહેલા છે તે બતાવવા માટે કહેલું છે; માટે દરેક સ્થળે ભગવાન્ રહ્યા છે. તેથી તેનું જ્ઞાન સુલભ છે.

જ્યારે ભગવાનનું જ્ઞાન સુલભ હોય ત્યારે જેમ ઘટ વગેરે પદાર્થની

પ્રત્યક્ષતા થાય છે તેમ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કેમ થતાં નથી? એવી શંકાનું સમાધાન કરે છે કે માયા એ જ પડદો છે. એટલે ભગવાનને જાણવામાં તે રોકત કરે છે. તે માયાથી ભગવાન ઢંકાય છે. દરેક વસ્તુના સ્વરૂપભૂત ભગવાન છે, તોપણ માયા વડે બીજી રીતે જણાય છે; તેથી તે પ્રત્યક્ષ થતા નથી. તેથી મને પણ બહિર્મુખપણું હોવાથી જ્ઞાન નથી; તે મારું અજ્ઞાન છે. દરેક લોક દરેક સ્થળે ભ્રાંત (ભટકેલો) થતો નથી, પણ કોઇક સ્થળે જ ભ્રાંત થાય છે; કેમકે ઇંદ્રિયોમાં દોષ આવે ત્યારે ભ્રમ થાય છે; તેથી કયારેક દોષ વગરની ઇંદ્રિયો હોય ત્યારે તે ઇંદ્રિયો દ્વારા જેમ ઘટનું જ્ઞાન થાય છે તેમ ભગવાન્ પણ કયારેક પ્રત્યક્ષ થવા જોઇએ! એવી શંકા કરીને તેનું સમાધાન કરે છે કે આપ **અધોક્ષજ** છો, એટલે ઇંદ્રિયોથી થતું જ્ઞાન આપનાથી નીચે રહે છે; માટે ઇંદ્રિયજન્ય જ્ઞાન આપને પ્રત્યક્ષ થતું નથી, કેમકે વેદમાં કહેલું છે કે "બ્રહ્માજીએ ઇંદ્રિયો બીજાને ખેંચવા માટે કરેલી છે; તેથી તે ઇંદ્રિયો બીજાને જોઇ શકે છે, પણ પોતાના અંતરાત્માને જોઈ શકતી નથી. કોઈ ધીર પુરુષ મોક્ષની ઇચ્છા રાખતો હોય તે પોતાનાં નેત્રને પાછાં વાળે છે ત્યારે તે આત્માને જુએ છે;" માટે ભગવાન્ તો દરેક વસ્તુના સ્વરૂપભૂત છે, તોપણ ઇંદ્રિયોથી પ્રત્યક્ષ થતા નથી. ત્યારે દરેક વસ્તુમાં ભગવાનનું વસ્તુસ્વરૂપપણું કહેવું તે યોગ્ય નથી, કારણ કે દરેક વસ્તુઓનો નાશ થાય છે; તેથી ભગવાન્‌માં પણ તેના નાશરૂપ દોષ આવે. જો દરેકનું કારણપણું ભગવાનમાં છે એમ કહીએ તોપણ જ્યારે કારણભાવ નષ્ટ થાય ત્યારે નિયતપણું ન રહે, તેવી રીતે આધારપણામાં અને આધેયપણામાં પણ નિયત ધર્મ રહેતો નથી; માટે ધર્મરૂપથી અથવા ધર્મીરૂપથી ભગવાન્ દરેકમાં રહે છે, એમ કહીએ તોપણ કોઈ સ્થળમાં ધર્મરૂપથી નાશ થાય છે, અને કોઈ સ્થળમાં ધર્મીરૂપથી નાશ થાય છે; ત્યારે નાશવાળા સંબંધમાં બ્રહ્મપણું શી રીતે? તેનું સમાધાન કરવા માટે કહે છે કે આપ અવ્યય છો; એટલે આપ ભગવાનનું સર્વરૂપ હોવાથી પણ તેનો નાશ નથી, કેમકે આપ દરેક વિરુદ્ધ ધર્મના આશ્રયરૂપ છો. તેથી દોષ રહિત અને પૂર્ણ ગુણના વિગ્રહ (શરીર) વાળા, આપને હું નમન કરું છું.

તેવા પ્રકારનો જ તે હું જો પ્રગટ થયેલો છું તો દરેક પ્રાણીઓ મને પ્રત્યક્ષરૂપે કેમ ન જાણી શકે? કારણ કે મારા ધર્મો પણ પોતાથી જ પ્રકાશ પામેલા છે. તેવી શંકાનું સમાધાન કરે છે કે મૂઢ દૃષ્ટિથી આપ જાણી શકાતા નથી. ત્યારે આપ પ્રત્યક્ષ દર્શન કેમ આપતા નથી? એવી શંકા થાય તેનું સમાધાન કરે છે કે જેમ નટ સ્ત્રીરૂપને પ્રકટ કરે છે, તેમ અજ્ઞાની લોકો "આ પુરુષ જ છે, સ્ત્રી નથી" એમ જાણી શકતા નથી તેવી રીતે પ્રગટ થયેલા

આપ મનુષ્યભાવને પ્રકટ કરો છો; તેથી અજ્ઞાની લોકો આપને ઓળખી શકતા નથી,

જો ભગવાનને પોતાનું સ્વરૂપ દરેકને સમજાવવું ન હોય તો ભગવાન્ પ્રકટ જ ન થાય; પણ પ્રકટ થયા છે તેથી દરેકને પોતાનું સ્વરૂપ સમજાવવા માટે જ પ્રકટ થયા છે, એમ જણાય છે. તેમ છતાં તે જણાતા નથી, એમ શા માટે કહો છો? કોઇને છેતરવા માટે કે રસ ઉત્પન્ન કરવા માટે કાંઇ ભગવાન્ પ્રકટ થયા નથી, પણ પોતાનું સ્વરૂપ સમજાવવા માટે પ્રકટ થયા છે! તેવી શંકા કરીને સમાધાન કરે છે કે ભગવાન્ ભક્તિયોગ માટે પ્રકટ થયા છે. વેદ અને ઋષિઓને પહેલાં પ્રકટ કરીને વેદ અને ઋષિઓદ્વારા સાધનવાળાં જ્ઞાનને ઉત્પન્ન કરાવીને પછી આગળનું ભક્તિરૂપ કાર્ય કરવા માટે ભગવાન્ અવતરેલા છે. તેમાં સંન્યાસ અંતઃકરણને શુદ્ધ કરનાર હોવાથી તે જ્ઞાનમાં અંગરૂપ છે. વેદમાં કહ્યું છે કે "સંન્યાસીના યોગથી યતિઓ શુદ્ધ અંતઃકરણવાળા થાય છે." સંન્યાસીઓને અન્ન વગેરે દોષ ઉત્પન્ન કરનાર થતું નથી. તેની પાછળ મનન કરવું તે અંગ છે. શ્રવણ તો પહેલેથી જ સિદ્ધ હોવાથી શ્રવણ કર્યા પછી જ મનન કરવું જોઈએ. ત્યાર પછી નિદિધ્યાસયુક્ત થવું જોઇએ. ચિત્તની એકાગ્રતાને નિદિધ્યાસ કહે છે. અથવા મનન કરવામાં ભગવાન્નો નિર્ધાર કરવો એ પણ નિદિધ્યાસ કહેવાય છે. ત્યાં શુદ્ધ અંતઃકરણ થવું તે અંતરંગ સાધન છે; તે જ્ઞાનના અધિકારીઓ. અથવા જેને જ્ઞાન ઉત્પન્ન થયેલું છે, તેવાઓને ભક્તિયોગ સિવાય ભગવાન્નું જ્ઞાન અથવા સાયુજ્યમુક્તિ થતી નથી, તે માટે ભગવાન્ પ્રકટ થયા છે. દેહ વગેરેના વિવેકને જાણનાર હોય તે 'હંસ' કહેવાય છે અને કેવળ આત્માને જોનાર હોય તે 'પરમહંસ' કહેવાય છે. જો કે કોઇ નટ સ્ત્રીનો વેશ લઈ નૃત્ય કરતો હોય, તેને જોનારા ઘણા હોય છે, તોપણ તેમાં રસને જાણનારો હોય તેને જ રસની ઉત્પત્તિ થાય છે, નપુંસક અથવા સ્ત્રીઓને તેનાથી શૃંગારરસ ઉત્પન્ન થતો નથી, પરંતુ ઊલટો પોતાની બરોબરીના ધર્મને ઉત્પન્ન કરીને 'આપણું અનુકરણ કરે છે,' એમ ધારીને સ્ત્રીઓને ખેદ થાય છે, તેવી રીતે સાધારણ સ્ત્રીઓ, પુરુષો અને દૈત્યના અંશવાળાને ભગવાન્ના સ્વરૂપમાં રસ, જ્ઞાન, કે ભક્તિ ઉત્પન્ન થતી નથી. તેથી તેઓને છેતરવા માટે આપ આપની લીલા કરો છો, તેથી સ્ત્રીઓ આ અમે શી રીતે જાણી શકીએ? ઊલટા લજ્જા અને કામ વગેરે અમારા દોષને ઉત્પન્ન કરે તેવા સ્વરૂપને પ્રકટ કરો છો; તેથી અમે દોષયુક્ત થઇશું. (૧૭-૧૮-૧૯)

એવી રીતે સ્વરૂપનું નિરૂપણ કરીને તેના ગુણોને કહેતાં કુંતીજી સર્વ સંબંધ વડે ભગવાન્ને નમસ્કાર કરે છેઃ

**कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च ।**
**नन्दगोपकुमाराय गोविन्दाय नमोनमः ॥२०॥**

**શબ્દાર્થ**:—શ્રી કૃષ્ણ, વસુદેવજીના પુત્ર, દેવકીજીના પુત્ર, નંદરાયજીના કુમાર, અને ગોવિંદ એવા આપને વારંવાર નમસ્કાર કરું છું.

**ભાવાર્થ**:—"કૃષ્ણ" નામ કહેવાથી પોતાના ભાઇના પુત્ર છે એમ બતાવ્યું છે. કુંતીજીથી નમન થઇ શકે નહિ. એવાં જે રૂપો છે, તે જ રૂપે ભગવાન પોતાના ભક્તોનો ઉદ્ધાર કરવા માટે પોતાના દરેક સંબંધો આગળ કરીને થયા છે એમ સમજાય ત્યારે નમસ્કાર કરવા યોગ્ય થાય છે. જેમ કોઈ મોટો શેઠ નબળી દશાથી ગરીબ હાલતમાં આવી જાય અને પછી પોતાની પહેલાંની સ્થિતિથી ઊતરતા દરજ્જાના માણસને ત્યાં નોકરી કરે ત્યારે તે ગૃહસ્થ પોતાને ત્યાં નોકર રહેલા શેઠને નમસ્કાર કરતો નથી, કારણકે પોતાને ત્યાં નોકરી કરનાર શેઠને નમન કરવામાં તેને લાજ આવે છે; પરન્તુ તે શેઠની પ્રથમની મોટાઇને તે ગૃહસ્થ જાણે છે; તેથી તે શેઠને કાંઇ પોતાના નોકર તરીકે માનતો નથી, તેવી રીતે ભગવાનનો સંબંધી પોતાથી ઊતરતી પાયરીમાં ભગવાન હોય, તોપણ તેમની મૂળ મોટાઈને તે જાણતો હોય તે પુરુષ ભગવાનને ઊતરતી પંક્તિમાં ગણતો નથી, તેથી કુંતીજીએ "કૃષ્ણ" એવું નામ કહીને ભાઇના પુત્ર છે એવું બતાવ્યું છે. તે મૂળ સ્વરૂપનો અનુવાદ જ છે; કેમકે મૂલ સ્વરૂપનો અનુવાદ કરીને પછી સંબંધ બતાવે અને પછી નમસ્કાર કરે તો અડચણ ન આવે; તેથી પહેલાં **कृष्णाय** એ પદથી મૂલ સ્વરૂપનો અનુવાદ કરીને **वासुदेवाय** એ પદથી વસુદેવજીના પુત્ર હોવાપણું બતાવ્યું છે; અને તેમાં એવો આશય છે કે જ્યારે આપ વસુદેવજીને મુક્ત કરશો ત્યારે હું તેની બહેન છું માટે મને પણ મુક્ત કરશો જ એમ બતાવ્યું છે. દેવકીજીના આપ પુત્ર છો એમ કહેવાથી જ્યારે દેવકીજીને મુક્ત કરશો ત્યારે તેની નણંદ એવી મને પણ મુક્ત કરશો એમ કહેલું છે. મૂળમાં **च**કાર હોવાથી પિતાના બનેવી પાંડુ રાજાને મુક્ત કરનાર પ્રભુ—પાંડુનાં પત્ની અને પોતાનાં ફઇબા કુંતીજીને પણ મુક્ત કરશે જ. વળી પાંડવો ભગવાનને પ્રિય હોવાથી પણ નમસ્કાર કરવા યોગ્ય છે. તેમ જ દૂરના સંબંધીને પણ તમે મુક્ત કરો છો એમ બતાવવા માટે **नन्दगोपकुमाराय** નંદગોપના આપ કુમાર છો એમ કહ્યું છે. 'કુમાર' શબ્દથી પાલન કરનાર પુત્ર છો એમ સૂચવ્યું છે; કારણ કે સ્કંદપુરાણમાં કાર્તિકસ્વામીનું નામ કુમાર છે, ત્યાં પાલન કરનાર તરીકે પુત્ર બતાવ્યા છે. ગોપના સંબંધથી પણ મુક્ત કરાવે એમ માનીને મૂળમાં **गोप** પદ મૂકેલું છે. સન્માર્ગમાં રહેનારા દરેકને અભીષ્ટ ફળ આપનારા આપ

છો, એમ બતાવવા માટે 'ગોવિંદ' પદ મૂકેલું છે; એટલે "ગોવાળિયાઓ"ની તથા ગાયોની ઇંદ્રે મૂકેલી વૃષ્ટિથી રક્ષા કરી ત્યારે ઇંદ્રે અને કામધેનુએ અભિષેક કરીને આપનું નામ **ગોવિંદ** રાખેલું છે, તેથી આપ ગાયોના ઇંદ્ર છો એવો અભિપ્રાય નીકળે છે. "ગોવિંદ"પદથી "ગાયોના ઇંદ્ર" એવો અર્થ થાય છે, એ નિગમથી થાય છે; કારણ કે નિગમ, નિરુક્ત અને વ્યાકરણ એમ ત્રણ પ્રકારે પદની સિદ્ધિ થાય છે. **गोविन्द इति चाभ्यधात्** (ગોવિંદ એવું નામ આપ્યું) એમ દશમસ્કંધમાં ગોવર્ધનોદ્ધરણ લીલામાં કહેલું છે. તેથી નિગમથી "ગોવિંદ" શબ્દ સિદ્ધ કર્યો છે. તૈત્તિરીય સંહિતાના ૬ ઠ્ઠા અષ્ટકના ચોથા મંડળમાં **वसतीवरी** શબ્દ નિગમથી સિદ્ધ કરેલો છે. તેનો અર્થ યજ્ઞસંબંધી જલ થાય છે. મૂળમાં બે વખત નમસ્કાર વાંચી શબ્દ મૂકયો છે, તે આદર કરવા માટે છે. આ શ્લોકથી સંબંધને લીધે, મુક્ત કરનાર તરીકેનો, ભગવાનનો ગુણ પણ કહેલો છે. (૨૦)

હવે બીજા ગુણોનું નિરૂપણ કરે છેઃ-

**नमः पङ्कजनाभाय नमः पङ्कजमालिने ।**
**नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये ॥२१॥**

**શબ્દાર્થ**:—નાભિમાં કમળવાળા ભગવાનને હું નમું છું. કમળની માળા ધારણ કરનારને નમું છું. કમળ જેવાં જેનાં નેત્ર છે તેને નમું છું, અને કમળનાં જેવાં જેનાં ચરણ છે તેવા ભગવાનને હું નમું છું.

**ભાવાર્થ**:—આપ જગતના કારણરૂપ છો, જગતમાં શોભી રહ્યા છો, દરેકને કૃપાદૃષ્ટિથી આશ્રય આપનારા છો, અને આપનું સેવન સુખપૂર્વક થઈ શકે છે, એમ ચાર ગુણો વડે કુંતીજી ભગવાનનું નમન કરે છે. સ્વરૂપમાં કે ગુણમાં નમન થાય છે; લીલાદિકમાં તો રસનો આવેશ હોવાથી નમન થતું નથી. 'આપની નાભિમાં કમળ છે' એમ કહેવાથી ભગવાન બ્રહ્માજીના પિતા છે એ બતાવ્યું છે. "કમળની માળા ધારણ કરી રહ્યા છો" તેથી આપ લક્ષ્મીજીના પતિ છો; કારણ કે લક્ષ્મીજીએ પોતાના લગ્ન પ્રસંગમાં ભગવાનને નવાં કમળોની માળા પહેરાવી છે. "આપનાં કમળના જેવાં નેત્ર છે" એમ કહેવાથી આપ દરેકના પતિ છો એમ બતાવ્યું છે; કેમકે "મહાભારતને કરનાર પુંડરીક પુંડરીકાક્ષ ભગવાનથી અન્ય છે" ઈત્યાદિક પુરાણના વાકયોમાં 'પુંડરીકાક્ષ' પદ વિષ્ણુમાં જ રૂઢ છે, તેથી વિષ્ણુને લૌગાક્ષીગૃહ્યમાં દરેકના અધિપતિ તરીકે વર્ણવ્યા છે. તેમ જ અહીં પણ કમલનેત્ર તરીકે વર્ણવેલા છે, તે દરેકના ઉપર આધિપત્ય કરવા માટે છે. અથવા વશ્યપણું સંપાદન કરવાથી નેત્રદ્વારા આપ અમૃતની વૃષ્ટિ કરે છે; તેથી દરેકના પતિ ભગવાન છે એમ બતાવ્યું છે. દરેકને ઉત્પન્ન કરનાર હોવાથી દરેક વસ્તુ

સર્જીને પણ ભક્તિને આપે છે. તેમ જ આ લોકનું ફળ અને પરલોકનું પણ ફળ ભક્તિની સાથે આપે છે; તે ભગવાનના ગુણો કહ્યા છે. (૨૧)

હવે ત્રણ શ્લોકોથી પ્રભુની લીલાનું નિરૂપણ કરે છેઃ

**यथा हृषीकेश खलेन देवकी**
**कंसेन रुद्धाऽतिचिरं शुचार्पिता ।**
**विमोचिताऽहं च सहात्मजा विभो**
**त्वयैव नाथेन मुहुर्विपद्‌गणात् ॥२२॥**

**શબ્દાર્થઃ**—હે સર્વે ઇન્દ્રિયોના નિયંતા, જેમ દુષ્ટ કંસ વડે અટકાવાયેલાં દેવકીજી ઘણા વખત સુધી શોકમાં પડેલાં હતાં, તેને આપે છોડાવેલાં છે, તેવી રીતે હે વિભો, પુત્રો સહિત મને પણ, સ્વામીરૂપ એવા આપે જ વારંવાર વિપત્તિઓના સમૂહથી છોડાવેલી છે.

**ભાવાર્થઃ**—દરેક ઇંદ્રિયોના નિયામક હોવાથી આપ પતિની માફક રક્ષણ કરનાર છો માટે આપની દરેક ઇંદ્રિયોની પ્રીતિનો અનુભવ કરીને, તે રસમાં મગ્ન થયેલા કોણ આપને નમસ્કાર ન કરે? અર્થાત્ સહુ નમન કરે જ. વળી માતપિતાને ખલ એવા કંસ પાસે બંધન કરાવી ઘણા દિવસ સુધી દુઃખનો અનુભવ કરાવ્યો, અને પછી તેઓને મુક્ત કર્યા, એ એક આપની મોટી લીલા છે. તેથી તેના કરતાં તો અમે જ કૃતાર્થ છીએ. એમ આપની લીલા વાણીથી કહી શકાય તેવી નથી. વળી ભક્તને છોડાવનારો આપનો ગુણ છે; તેથી ગુપ્તપણે લીલા કરીને આપનો ગુણ જ તેવા પ્રકારનો છે એમ કહેવું જોઈએ. વળી જેમ ખલ એવા કંસે દેવકીજીને કેદ કર્યાં, અને અત્યંત શોકમાં મગ્ન કર્યાં, તોપણ તમે તેને છોડાવ્યાં અને દેવકીજીનો શોક પણ દૂર કર્યો, તેવી રીતે મને અને યશોદાજી વગેરેને પણ આપે દુઃખથી મુક્ત કર્યાં છે. તેમાં વળી મારામાં તો કાંઈક વિશેષ પણ છે, કારણ કે મને તો મારા પુત્રોની સાથે મુક્ત કરી છે, તેથી મારા પુત્રો પણ મુક્ત થયા છે, એમ બતાવ્યું છે. દેવકીજીને તો આપ જ પુત્ર હતા, તેથી બીજા પુત્રની અપેક્ષા ન હતી. અથવા દેવકીજીના તો ઘણા પુત્રો માર્યા હતા અને મારો તો એક જ પુત્ર કર્ણ મારેલો છે; તેથી મારામાં દેવકીજીથી ઊલટાપણું છે.

એવી રીતે શા માટે કર્યું? એમ શંકા કરીને કહે છે કે આપ સર્વસમર્થ છો, વળી આપ સ્વામી થઈને મુક્ત કરો છો અથવા દેવકીજીને તેના સ્વામી વસુદેવજીની સાથે મુક્ત કરેલ છે, અને મારો તો સ્વામી નહિ હોવાથી આપ જ રક્ષા કરનાર છો. તમે છોડાવનાર તરીકે સ્વામી થાઓ અને સ્વામીને છોડાવો, એ બે પક્ષમાં તમે સ્વામી થઇને છોડાવો, એ

પક્ષ ઉત્તમ છે; તેથી હું ઉત્તમ છું. લીલામાં ઊલટું કહેવું તે પણ યોગ્ય છે. વળી દેવકીજીને આપે વારંવાર છોડાવેલ નથી, ફક્ત બે જ વખત છોડાવેલ છે, અને મને તો બાળપણથી લઈને આપે વારંવાર છોડાવેલ છે, તે પણ વિપત્તિના સમૂહમાંથી છોડાવેલ છે; એટલે એક આપત્તિમાં બીજી આપત્તિઓના સમૂહો આવે છે, તે મહાભારતમાં પ્રસિદ્ધ છે. (૨૨)

તે આપત્તિઓનું વર્ણન કરે છે:

**विषान्महाग्नेः पुरुषाददर्शना-**
**दसत्सभाया वनवासकृच्छ्रतः ।**
**मृधे मृधेऽनेकमहारथास्त्रतो**
**द्रौण्यस्त्रतश्चास्म हरेऽभिरक्षिताः ॥२३॥**

**શબ્દાર્થ**:—વિષથી, લાક્ષાગૃહમાં અગ્નિથી, રાક્ષસોના જોવામાંથી, દ્રૌપદીના કેશાકર્ષણની દુષ્ટ સભાથી, વનવાસનાં દુઃખોથી, દરેક યુદ્ધોમાં અનેક મહારથીઓનાં અસ્ત્રોથી, અને અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી હે હરિભગવાન, આપનાથી અમારી રક્ષા થયેલી છે.

**ભાવાર્થ**:—આપ ભગવાન હોવાથી દરેકને કરનાર છો, તેથી ઝેર વગેરેમાંથી છોડાવનાર આપ છો. મૂળમાં 'વિષથી રક્ષા કરી' એમ કહેલું છે. માટે ભોજન વખતે ઝેરના લાડુ આપતી વખતે ભગવાને રક્ષા કરી. તથા આપે સર્પના વિષથી પણ રક્ષા કરી છે. લાક્ષાના ( લાખ નામના એક પદાર્થના ) બનાવેલા મહેલોમાં મોટા અગ્નિથી રક્ષા કરી છે. હિડબાદિક રાક્ષસોથી પણ આપે રક્ષા કરી છે. દ્રૌપદીને કેદ કરી તેનાં વસ્ત્રો તથા કેશ ખેંચવામાં આવ્યાં, ત્યારે પણ આપે રક્ષા કરી છે. વનવાસમાં પણ દ્રૌપદીના હરણ વખતે અને દુર્વાસામુનિના આગમન વખતે આપે રક્ષા કરી છે. વનમાં પણ રાજ્ય જેવો વૈભવ આપીને રક્ષા કરી છે. તેમ જ દરેક યુદ્ધ વખતે એટલે વિરાટ નગરમાં કૌરવોએ ગાયો વાળી ત્યારથી આરંભીને આજ દિવસ સુધી જેટલા રણસંગ્રામો થયા, તેમાં ભીષ્મ દ્રોણ વગેરે અનેક મહારથીઓનાં બ્રહ્માસ્ત્રાદિકથી આપે રક્ષા કરી છે. વળી ભગદત્ત અને કર્ણ વગેરેના યુદ્ધ વખતે કોઇ પણ ઉપાય ચાલે તેમ ન હતા, તે સમયે પણ આપે રક્ષા કરેલી છે, તે પ્રસિદ્ધ જ છે. અને વળી હાલમાં જ અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી પણ આપે જ રક્ષા કરી છે. તે દરેક બાધ કરનારાંઓનું સ્વરૂપજ્ઞાન ન હોવાથી અમે પ્રાર્થના કરી ન હતી, તોપણ આપે તો રક્ષા કરી છે; માટે જ આપ દરેકના દુઃખને હરવાવાળા હરિભગવાન્ છો; તેથી જ ચોતરફથી અમારી રક્ષા કરાઇ છે. (૨૩)

એવી રીતે નાના પ્રકારની લીલા વડે ભગવાને કરેલી રક્ષાનું પ્રતિપાદન કરીને લીલાને અદ્ભુત કર્મપણું કહેવા માટે, રક્ષા કરતાં વિપત્તિઓ જ સારી

છે, એમ કહેવા માટે, ભૂખ્યાં માણસને અન્નનું ભોજન આપવાથી જે સુખ ઉત્પન્ન થાય છે તેની માફક વિપત્તિઓથી પીડા પામતા માણસને ભગવાનના દર્શનનો આનંદ દુર્લભ છે, તે આનંદ ભક્તોને વિપત્તિઓમાં થાય છે, તેથી લોકોને વિપત્તિઓ દુઃખ આપનારી છે, તોપણ ભક્તોને તો ઇચ્છિત ફળ આપનારી છે, તેથી કુંતીજી વિપત્તિઓની જ પ્રાર્થના કરે છેઃ

**विपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो ।**
**भवतो दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम् ॥२४॥**

**શબ્દાર્થ**:—હે જગતના ગુરુ, અમને હમેશાં વિપત્તિઓ જ થાઓ, કેમકે તેમાં જન્મમરણની નિવૃત્તિ કરનારું આપનું દર્શન થાય છે.

**ભાવાર્થ**:—આપત્તિમાં પણ ભગવાન જ પરમ આનંદ આપે છે, અને આપત્તિ ન હોય ત્યારે પરમાનંદનો તિરોભાવ કરે છે, એ ભગવાનની વિપરીત લીલા છે. જ્યાં જ્યાં બેસીએ છીએ કે જઇએ છીએ ત્યાં ત્યાં આપત્તિના સમયમાં પરમાનંદને આપો છો. વિપત્તિ જ થાઓ, એમ કેમ નિશ્ચય કરો છો, અને તે હકીકત કોની પાસેથી શીખેલાં છો, એવી શંકા ભગવાન કરે તો તે માટે કહે છે કે આપ જગતના ગુરુ છો, તેથી આપની પાસેથી જ વિપત્તિઓ સારી છે, એમ શીખેલાં છીએ. એટલે આપ અંતર્યામી હોવાથી તેવી અમને પ્રેરણા કરો છો, અને બહાર પણ તેવી જ યુક્તિઓ દેખાય છે. તેથી દરેક પ્રાણીઓને અંતઃકરણમાં જેમ સ્ફુરે અને તેને મળતી યુક્તિ બહાર દેખાય ત્યારે જ તેને અનુસરીને સારું નરતું સમજે છે, તેવી રીતે મને પણ આપે અંતર્યામી તરીકે પ્રેરણા કરી છે; તેથી વિપત્તિઓ સારી છે એમ સમજું છું. તે શીખવાનો પ્રકાર કહે છેઃ જેમ ધુમાડો હોય છે ત્યાં અગ્નિ હોય છે પણ અગ્નિ હોય છે તે દરેક સ્થળે (તપેલા લોઢાના ગોળામાં ધુમાડો હોતો નથી) ધુમાડો હોતો નથી, તેથી વિપત્તિઓથી આપનું દર્શન થાય છે, તે સિવાય થતું નથી. આપના દર્શન થવાથી બીજી વખત શરીરનો સંબંધ થતો નથી અથવા આપના દર્શનથી જીવન્મુક્તોનું દર્શન થાય છે. (૨૪)

એમ અદ્ભુત લીલાનું પ્રતિપાદન કરીને દુષ્ટ પુરુષોથી આપ જાણી શકાતા નથી એમ ચાર શ્લોકો વડે નિરૂપણ કરે છેઃ

**जन्मैश्वर्यश्रुतश्रीभिरेधमानमदः पुमान् ।**
**नैवार्हत्यभिधातुं वै त्वामकिञ्चनगोचरम् ॥२૬॥**

**શબ્દાર્થ**:—સારા કુળમાં જન્મ, મોટો હુકમ, શાસ્ત્રનું જ્ઞાન, અને લક્ષ્મી, તેનાથી જેનો મદ વધેલો છે એવો પુરુષ, અકિંચન ભક્તોને પ્રાપ્ત થનારા આપનું નામ ગ્રહણ કરવાને યોગ્ય નથી.

કુંતીજીની સ્તુતિની પ્રારંભની કારિકાઓમાં લખેલા નવ પ્રકારના ભગવાનૂના ધર્મ, નવ પ્રકારની ભક્તિના કારણરૂપ છે. તે જાણવા જોઇએ. તે સ્વરૂપ અને ગુણના પ્રકાર વડે જુદા જુદા છે. તેમાં ભગવાનનું સ્વરૂપ જણાય ત્યારે શ્રવણ થાય છે, ગુણનું જ્ઞાન થાય છે ત્યારે કીર્તન થાય છે, અને લીલા જાણવામાં આવે ત્યારે સ્મરણ થાય છે. એવી રીતે પ્રથમ તો એક ભાગ છે. બીજા ભાગમાં ભગવાનના સમીપ જવું એટલે તેના ચરણની સેવા કરવી. તે ચરણની સેવા સિદ્ધિ થાય ત્યારે પૂજન, વંદન, અને દાસ્ય થાય છે. તેના ત્રીજા ભાગમાં સખ્ય અને આત્મનિવેદન છે. તેમાં દુષ્ટ પુરુષોથી ભગવાન જણાતા નથી, એવું જે દુષ્ટથી દુર્જ્ઞેયત્વરૂપ ભગવાનનું લક્ષણ છે, તે દરેકને બીજા અને ત્રીજા ભાગની છ ભક્તિમાં ( પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદનમાં ) કારણપણું છે, તેનું નિરૂપણ કરવામાં આવશે. તેમાં પ્રથમ **दुष्टदुर्ज्ञेयत्व** રૂપ ભગવાનનું લક્ષણ જણાય નહિ ત્યાંસુધી બાધ કરનાર કાયા, વાણી અને મનના વ્યાપારો પણ દુષ્ટ દેખાય છે, તેથી ભગવાનના સમીપમાં જઇ શકે નહિ અને દુષ્ટથી ભગવાન્ જાણી શકાતા નથી એમ જણાય ત્યારે તેને સમજાય છે કે આંધળો માણસ પદાર્થને જોઇ શકતો નથી, તેથી નેત્રવાળો પણ પદાર્થને ન જુએ તે યોગ્ય નથી, તેવી રીતે દુષ્ટ પુરુષ ભગવાનૂને સમજે નહિ માટે આપણે પણ જાણવા નહિ ( તે યોગ્ય નથી ) એમ સમજાય, ત્યારે આપણી બુદ્ધિને જ બાધકપણું છે, એમ સમજાય છે. એટલા સારુ પાદસેવન વગેરે બીજા ભાગમાં પ્રવૃત્તિ કરે છે. માટે પાદસેવનરૂપ ભકિતને સિદ્ધ કરવા સારુ **दुष्टदुर्ज्ञेयत्व** રૂપ ભગવાનનું લક્ષણ કહે છે. માટે ત્યાં સારા કુલમાં જન્મ થવો, રાજ્ય વગેરેનું ઐશ્વર્ય પ્રાપ્ત થવું, સારી રીતે શાસ્ત્રોનો અભ્યાસ થવો અને સારી સંપત્તિ મળવી, એ ચાર બાબતથી જેને મદ થયેલો છે, તે જીવ ભગવાનનું નામ લેવાને યોગ્ય નથી; એટલે જેમ ચોખા વગેરે રાંધીને તૈયાર કરેલા ભાતથી પિતૃ દેવ અને અને મનુષ્યોની તૃપ્તિ થાય છે, તેથી તેમાં અમૃતપણું છે તોપણ મદની ઇચ્છાવાળા પુરુષો હોય છે તે તો અમૃતરૂપ ભાતને સડાવીને મદ્ય કરે છે; એટલે ચોખાનું મળપણામાં પર્યવસાન થાય છે, તેથી તે મદને પણ ઉત્પન્ન કરે છે; માટે આપણે અન્ન ખાઇએ છીએ, તેથી અન્નથી ઉત્પન્ન થએલું મદ્ય પણ પીવું જોઇએ, એ યોગ્ય નથી; તેમ દૈત્યના અંશરૂપ અભિમાની પુરુષો સત્કુળમાં ઉત્પન્ન થયા હોય તો તે પુરુષો તે સત્કુળના મળરૂપ છે, તેથી તેને કુલનો મદ થાય છે; માટે તે સત્કુલમાં ઉત્પન્ન થયેલા છે એમ ધારીને તે મદવાળા પુરુષો ગ્રહણ કરવા યોગ્ય થતા નથી. એવીજ રીતે રાજ્યના હુકમના મદવાળા અને લક્ષ્મીના મદવાળા માટે પણ

સમજવાનું છે. જેમ આપણે હમેશાં અન્નને ખાવા માટે ઉપયોગમાં લઇએ છીએ, તેનાથી મદ (નશો) થતો નથી, પણ તે અન્નને સડાવીને તેની મદિરા કરવામાં આવે તો તે અન્નનો મળ ગણાય છે અને તે મદને ઉત્પન્ન કરે છે, તેવી રીતે સારા કુળમાં જન્મ, ઐશ્વર્ય, શાસ્ત્રાભ્યાસ કે સંપત્તિથી જેને મદ થયો હોય તે સત્કુલનાા મળરૂપ ગણાય છે, તેથી તે ઉત્તમ કોટિમાં ગણાતા નથી. એ જ અવાંતર મદને લઇને "વિદ્યા ધન અને સત્કુલનો મદ તે મદાંધોને થાય છે અને એ જ સત્પુરુષોની ઇંદ્રિયોને દમન કરનારા હોય છે," એ વાકય પ્રવૃત્ત થયું છે. મૂળમાં **पुमान्** શબ્દ લખેલો છે, તેથી સ્વતંત્રતા બતાવી છે. માટે ઉપરના બતાવેલા મદવાળો પુરુષ ગુરુ વગેરેથી પણ કાબૂમાં આવી શકતો નથી, તેથી જ તે પુરુષ આપનું નામ લેવાને યોગ્ય નથી. જેમ પહેલાં તો બ્રાહ્મણ હોય અને પછી મ્લેચ્છ વગેરે ભાવને પ્રાપ્ત થયો હોય અને તે મ્લેચ્છાવસ્થામાં મદિરા વગેરેથી મત્ત થયો હોય ત્યારે તે વેદ ભણવાને-જાણવાને લાયક નથી, અને તે ભ્રષ્ટ બ્રાહ્મણ કદાચ વેદનો ઉચ્ચાર કરે તોપણ ઉન્મત્તના વચનની માફક તે સાંભળવા યોગ્ય નથી, જોકે ભક્તિમાં દરેક જાતના અધિકારીઓ છે, તોપણ બનાવેલી મદિરાના સંબંધવાળાને જેમ વેદનો અધિકાર નિવૃત્ત થાય છે, તેમ ઉપર જણાવેલા મદવાળા પુરુષને પણ ભગવાનનું નામ લેવાનો અધિકાર નિવૃત્ત થાય છે. તેથી તેવા લોકો ભગવાનનું નામ ન ગ્રહણ કરે, તેથી કાંઇ તે વ્યવસ્થા થતી નથી.

ત્યાં શંકા કરે છે કે "જન્મ અને કર્મથી જે શુદ્ધ હોય છે તેને જ વેદનો અધિકાર હોય છે" એમ શાસ્ત્રમાં કહેલું છે તો તેવા ભ્રષ્ટને વેદનો અનધિકાર હોય પણ ભગવાન તો સર્વના આત્મા છે "જેમ ચક્રાંકિતના નામનું હમેશાં દરેકે ભજન કરવું" એમ સ્મૃતિમાં કહેલું છે; "પતિત હોય, પ્રમાદથી ધર્મથી પડેલો હોય તે પણ પરવશ થઈને ભગવાનનું નામ ગ્રહણ કરે તો તે યમની યાતના ભોગવતો નથી" એવું પણ વાકય છે, અને મહાપાતકી હોય તેને પણ પાપના નિવારણ કરવા માટે ભગવાનના નામનું ઉચ્ચારણ કરવા કહેલ છે, ત્યારે તેવા મદવાળા પુરુષને ભગવાનનું નામ ગ્રહણ કરવાનો અધિકાર કેમ નહિ? તેનું સમાધાન કરે છેઃ આપ તો **अकिंचन-गोचर** છો; એટલે ઉપર જણાવેલા ચાર જાતનો મદ જેનામાં ન હોય તેવા પુરુષોને જ આપ પ્રાપ્ત થાઓ છો. ત્યાં એવો અભિપ્રાય છે કે તેવા મદ-વાળાનો અધિકાર નથી, એમ સ્વરૂપથી તેના અધિકારનું નિવારણ કરતા નથી પણ ભગવાનના નામોચ્ચારનું ફળ તેને પ્રાપ્ત થતું નથી, એટલે કે તેના હૃદયમાં ભગવાન્ પધારવાના જ નથી; અને ભગવાન કે તેના ગુણો તેવાના મુખમાં આવે તોપણ જેમ શૌચ વગેરે( ઝાઝરૂ જવા )ના કાર્યમાં ગંગાજળને વાપરે તેવી રીતે વ્યવહારથી ભગવાનના નામનો ઉચ્ચાર અથવા ભગવાનના

ગુણોનું ગ્રહણ કરે છે, કારણ કે અકિંચન પુરુષો વડે જ પ્રાપ્ત થવાનો ભગવાનનો સ્વભાવ છે; તેથી તેવા મદવાળાઓને ભગવાન પ્રાપ્ત થતા નથી. આજે પણ લોકમાં મદિરા વગેરેથી મત્ત થયેલા પુરુષની સાથે કોઇ ભાષણ કરતું નથી, તેથી તેવા મદોન્મત્ત પુરુષોની પાસે કોઈ સમયમાં પણ ભગવાનનું સાન્નિધ્ય રહેતું નથી. તેથી તેવાઓને કાંઇ ભગવાનના નામનો અધિકાર નથી, એમ કહેલું છે. (૨૫)

ભગવાનના નામને તો મોટા પુરુષો પણ જાણી શકતા નથી, કારણ કે ભગવાનનો મહિમા તો અચિંત્ય છે; એમ કોઇ કહે તો ત્યાં કહે છે કે એ વાત ખરી છે, તોપણ મોટા પુરુષો હોય છે તે "ભગવન્નામો જાણી શકાતાં નથી" એમ તો જાણે છે, એવા અભિપ્રાયથી કહે છેઃ

**नमोऽकिञ्चनवित्ताय निवृत्तगुणवृत्तये ।**
**आत्मारामाय शान्ताय कैवल्यपतये नमः ॥२६॥**

**શબ્દાર્થ:—અકિંચન પુરુષોના દ્રવ્યરૂપ, જેમની ગુણની વૃત્તિઓ નિવૃત્ત થયેલી છે એવા આત્મારામ, શાંત અને મોક્ષના પતિરૂપ આપને હું નમન કરું છું.**

**ભાવાર્થ**:—અકિંચન પુરુષો જેનું દ્રવ્ય છે, એવા અથવા અકિંચન પુરુષોના આપ દ્રવ્યરૂપ છો; એટલે પૈસાદાર માણસનું ચિત્ત ઘરમાં જ રહે છે, તેથી હૃદયની અંદર અને બહાર પણ તેઓને ધન હોય છે, તેવી રીતે અકિંચન પુરુષોમાં ભગવાન રહે છે અને ભગવાનમાં અકિંચન પુરુષો રહે છે, તેથી તે પુરુષો જ ભગવાનને જાણે છે, બીજા જાણતા નથી. તેમાં કારણ કહે છેઃ જેના ગુણ નિવૃત્ત થયા છે એવા પુરુષોથી જેની વૃત્તિ છે અથવા તેવા પુરુષોમાં જ જેની વૃત્તિ છે, કેમકે "હરિભગવાન તો નિર્ગુણ છે" એમ દશમ સ્કંધમાં કહેલું છે, તેમ "મારામાં રહેલું તે નિર્ગુણ કહેવાય છે" એમ એકાદશ સ્કંધમાં ભગવાને કહ્યું છે; તેથી જેમ રૂપ વગેરે નેત્રથી જોવાય છે તે રૂપાદિ જીભ કે કાનથી જોઇ શકાતાં નથી,તેમ જે નિર્ગુણથી પ્રાપ્ત થવા યોગ્ય છે તે સગુણથી કયારેય પ્રાપ્ત થતા નથી. તેમાં કારણ કહે છે કે પોતાના સ્વરૂપમાં જ જેને આરામ છે; તેથી એ પ્રભુને પોતાની અપેક્ષા નથી. અને શાંત હોવાથી તેને બીજાની પણ પરવા નથી. અને પોતે શાંત રૂપ હોવાથી ક્રૂર પુરુષો તે ભગવાનની અપેક્ષા રાખતા નથી, વળી જે અપેક્ષા રાખે છે તે પણ મોક્ષ માટે રાખે છે; કારણ કે મોક્ષનું ફળ નિયત છે, બીજાં ફળો તો કાકતાલીય[૧] ન્યાયથી કયારેક મળી જાય છે; માટે

૧ તાડના વૃક્ષ ઉપર કાગડો બેસે એટલામાં તાડનું વૃક્ષ પડી જાય, તેને કાકતાલીય ન્યાય કહે છે. કાંઈ કાગડાના ભારથી તાડનું વૃક્ષ પડતું નથી, પણ તાડને પડવું અને કાગડાને બેસવું સાથે થાય છે.

ભગવાન્ મોક્ષના પતિ હોવાથી મુક્તિના અધિકારીઓને જ સેવન કરવા યોગ્ય છે, બીજાને સેવવા યોગ્ય નથી, એમ સિદ્ધ થાય છે. (૨૬)

એવી રીતે પ્રસંગથી સ્વરૂપનું પ્રતિપાદન કરતાં કુંતીજી ભગવાનને નમસ્કાર કરીને હવે ચાલુ પ્રસંગમાં આવેલું **दुष्टदुर्ज्ञेयत्व** ફરીને બીજી વખત કહે છે:

**मन्ये त्वां कालमीशानमनादिनिधनं विभुम् ।**
**समं चरन्तं सर्वत्र भूतानां यन्मिथः कलिः ॥२७॥**

**શબ્દાર્થ**:—દરેક સ્થળે સરખો ફરનાર, આદિ અંત વગરનો, અને તમામના ઉપર હુકમ ચલાવનાર જે કાળ છે તે આપ છો એમ હું માનું છું, જે કાળથી દરેક ભૂત પ્રાણીઓને પરસ્પર કજિયો થાય છે.

**ભાવાર્થ**:—ઉપર જણાવેલા મદોન્મત્ત અને વિષયોમાં પરાયણ બે પ્રકારના દુષ્ટ થાય છે, તેમાં પૂર્વે બતાવેલા મદોન્મત્તો ભગવાન્‌ની પાસે જઇ શકતા નથી, એમ નિરૂપણ થઇ ગયું છે. હવે વિષયપરાયણ દુષ્ટ જીવોથી પણ ભગવાન પાસે જઇ શકાતું નથી, એમ સંભાવનાથી નિરૂપણ કરે છે. જો વિષયમાં પરાયણ જીવો ભગવાનને જાણતા હોય તો તે કાળને તાબે થાય નહિ, એમ સંભાવના થાય છે; કેમકે કાળ તો ભગવાનનું સ્વરૂપ છે. તેથી તેવા પ્રકારનું ભગવાનનું સ્વરૂપ જાણવામાં આવે તો " જ્ઞાની મને ઘણો જ પ્રિય છે," એવું ભગવાનનું વાકય હોવાથી તેવા જ્ઞાનીને કાળ ભક્ષણ ન કરે. પણ વિષયપરાયણ હોય તે કાળને અધીન થાય છે, તેથી તેઓ વિષયમાં વ્યામ થવાથી ભગવાનને જાણતા નથી, એમ હું માનું છું. કાળને ભગવાનપણું શી રીતે થાય ? એવી શંકાનું સમાધાન કરે છે કે દરેક સ્થળે કાળની આજ્ઞા ચાલે છે, તેથી જો તે ભગવાન ન હોય તો તેનો હુકમ ન ચાલી શકે: માટે કાળ ભગવાનનુંજ સ્વરૂપ છે. વળી વેદમાં કહ્યું છે કે " હે સૌમ્ય, આ જગત પહેલાં બ્રહ્મરૂપ જ હતું" "ત્યારે અસત્ પણ ન હતું તેમ સત્ પણ હતું નહિ" ઇત્યાદિ શ્રુતિમાં "પહેલાં" અને "ત્યારે" એમ બે શબ્દો લખ્યા છે, તેથી કાળનો જ બોધ થાય છે. તેથી કાળ જો ભગવત્સ્વરૂપ ન હોય તો "ભગવાન સિવાય કાંઇ હતું નહિ" એ શ્રુતિનો બાધ આવે; માટે જ આદિ અને અંત વગરનો કાળ ભગવાનનું સ્વરૂપ છે. વળી કાળને વશ થઇને બધું થાય છે. જો તેમ ન હોય તો શીતકાળ, ઉષ્ણકાળ, વર્ષાકાળ વગેરે સમય પ્રમાણે આવે છે તેનું કારણ શું છે ? માટે દરેક રૂપ થવામાં સમર્થ હોવાથી કાળ ભગવાનનું સ્વરૂપ જ છે. ગીતાજીમાં કહ્યું છે કે "દોષ વગરનું અને દરેક સ્થળે સમાન રહેવું તે બ્રહ્મ જ છે." તેથી સર્વ સ્થળે સમાન ભાવથી રહેવું તે ભગવાનનો ધર્મ છે. તે ધર્મ કાળમાં રહેલો છે, જેથી કાળ ભગવત્સ્વરૂપ છે.

એ બતાવવા સારુ કહે છે કે "કાળ સરખી રીતે ફરનાર છે," એટલે કાળ દરેક સ્થળે સમાન એવા બ્રહ્મસ્વરૂપથી જ પ્રવેશ કરે છે. તેમાં યુક્તિ કહે છે કે જે કાળથી પરસ્પર ભાઇઓ વગેરેને પણ કલહ થાય છે. તેથી પહેલાં તો ભાઇઓ વગેરે એક પ્રાણરૂપ જ હોય છે તે પણ સમય આવે ત્યારે પરસ્પર કજિયો કરીને મરણ પામે છે, તેવી રીતે તમે જ કાળરૂપ છો અને કાળ દરેકનો ગ્રાસ કરે છે, તેથી કાળરૂપી આપને કોઇ જાણતું નથી. (૨૭)

હાલ આપ પ્રકટ થયા છો, તેને તો ભક્તો પણ જાણતા નથી, એમ કહે છેઃ

**न वेद कश्चिद् भगवँश्चिकीर्षितं**
**तवेहमानस्य नृणां विडम्बनम् ।**
**न यस्य कश्चिद्दयितोऽस्ति कर्हिचिद्**
**द्वेष्यश्च यस्मिन् विषमा मतिर्नृणाम् ॥२८॥**

**શબ્દાર્થ**:—હે ભગવાન, માણસોનું અનુકરણ કરતા એવા આપને શું કરવાની ઇચ્છા છે તે કોઈ જાણતું નથી; કેમકે જેને કોઇ મિત્ર કે શત્રુ કયારે પણ નથી એવા આપ છો, તોપણ આપનામાં લોકોની બુદ્ધિ વિષમ થાય છે.

**ભાવાર્થ**:—ભગવાન શું કરવાનો વિચાર કરે છે તે કોઈ જાણતું નથી. અહીં શંકા થાય છે કે કાર્યને જોવાથી તેમ જ જ્યોતિઃશાસ્ત્રથી જે થાય છે તે જ ભગવાનને કરવાનું હોય છે; માટે કોઈ જાણતું નથી એમ કેમ કહો છો? ત્યાં નિરાકરણ કરે છે કે આપ માણસોના સ્વભાવનું અનુકરણ કરો છો; તેથી આપના કર્તવ્યને કોઇ જાણી શકતું નથી; કારણ કે સાધારણ વ્યાપાર કરવાથી જ આપ તો કાર્ય કરવાને સમર્થ છો, તોપણ વિશેષ અનુકરણ શા માટે આપ કરો છો, એમ સંદેહ થાય છે; માટે આપ જે કરવા ઇચ્છો છો તેને કોઇ જાણી શકતું નથી.

અહીં શંકા કરે છે કે પાંડવોની રક્ષા કરી અને કૌરવોનો નાશ કર્યો; પૃથ્વીનો ભાર ઉતાર્યો અને અર્જુન વગેરેને યશ અપાવ્યો; એવી રીતે માણસોના અનુકરણનું કાર્ય સ્પષ્ટપણે દેખાય છે! ત્યાં સમાધાન કરે છે કે તે પણ કારણ નથી; કારણ કે ભગવાનને જો શત્રુ મિત્ર કે ઉદાસીન હોય તો પાંડવોની રક્ષા વગેરે વિશેષ કાર્ય થાય; અને તેમ જો થાય તો ભગવાન્‌પણું ન રહે; માટે ભગવાનને કોઈ કોઇ સ્થળે મિત્ર પણ નથી, તેમ જ કોઈ શત્રુ પણ નથી; અને મૂળમાં ચકાર હોવાથી ભગવાનને કોઈ ઉદાસીન (શત્રુ-મિત્રભાવ વગરનો) પણ નથી.

જો એમ છે તો પાંડવોની રક્ષા કરી વગેરે કાર્ય કેમ જણાય છે? એ બધું કાળ કરે છે એમ પણ ન કહી શકાય; કારણ કે કાળ જ રક્ષા કરતો હોય તો કયારેક તે કાળ કૌરવોની પણ રક્ષા કરે; પણ તેમ સાંભળવામાં

આવતું નથી; માટે ભગવાનને પણ મિત્ર શત્રુ હોય છે, એમ શંકા કરીને સમાધાન કરે છેઃ આપને વિષે મનુષ્યો પાંડવો વગેરેને "આ મારા મિત્ર છે અને આ મારા શત્રુ છે" એવા પ્રકારની વિષમ બુદ્ધિ છે. જેમ કલશ વગેરે પદાર્થો ઘરમાં લઈ જતાં સામા મળનાર કોઈ માણસને શકુન વગેરે થાય છે, તેથી કલશ વગેરે વસ્તુઓનું કાંઈ સ્વરૂપ બદલી જતું નથી, તેમ છીપમાં કોઇને રૂપાનો ભ્રમ થાય તો છીપનો ભ્રમ થાય છે તો છીપનો સ્વભાવ ભ્રમ કરવાનો નથી, પણ તે સિવાય બીજું કાંઇ કારણ છે; જો છીપનો જ સ્વભાવ ભ્રમ કરવા માટે હોય તો દરેક છીપ જોનાર માણસને રૂપાનો ભ્રમ થવો જોઈએ, પણ તેમ તો થતું નથી, તેથી પોતામાં રહેલા દોષ વડે જ તેવો ભ્રમ થાય છે, તેવી રીતે આપનામાં મિત્ર વગેરેની પ્રતીતિ થાય છે તે જીવમાં રહેલા રાગદ્વેષાદિકને લઇનેજ થાય છે; પરંતુ આપનામાં એ રાગદ્વેષાદિક ધર્મો નથી. ત્યાં શંકા કરે છે કે જેને ભગવાનમાં મિત્રબુદ્ધિ હોય છે તેની સાથે ભગવાન મિત્રરૂપથી અનુસરે છે, તેથી ભગવાનમાં તે ધર્મ રહ્યો જ છે! તેનું સમાધાન કરે છે કે ભગવાનમાં તેવો ધર્મ જ નથી, એમ મૂળમાં ચકારથી સૂચવ્યું છે. ભગવાન મિત્ર કે શત્રુની માફક અનુસરે છે, એમ સમજવું તે પણ ભ્રમ છે; એટલે જીવમાં રહેલ મિત્રાદિક ધર્મોનું ફળ તેને પ્રાપ્ત થાય છે, પણ ભગવાન્‌માં તેવો ધર્મ નથી. (૨૮)

એવી રીતે દુષ્ટોથી ન જાણી શકાય તેવા ભગવાન છે, એમ નિરૂપણ કરીને બે શ્લોકથી તેના લક્ષણનું નિરૂપણ કરે છે :

**जन्म कर्म च विश्वात्मन्नजस्याऽकर्तुरात्मनः ।**
**तिर्यङ्नृषिषु यादस्सु तदत्यन्तविडम्बनम् ॥२९॥**

**શબ્દાર્થ**:—હે જગતના આત્મારૂપ પ્રભો, ઋષિઓ, મનુષ્યો, પશુઓ, તેમ જ જલજંતુઓની અંદર અજન્મા એવા આપનો જન્મ અને અકર્તા એવા આપનું જે કર્મ છે, તે અત્યંત તેઓનું અનુકરણ છે.

**ભાવાર્થ**:—દરેકનું અનુકરણ કરવું તે ભગવાનનો અસાધારણ ધર્મ છે. નટ વગેરે પણ બીજા પદાર્થના સંબંધ વડે બીજાના જેવું પોતાનું રૂપ બનાવે છે, અને ભગવાન્ તો કોઇ પણ જાતના વિકારને પામ્યા સિવાય પરમાનંદ-સ્વરૂપે જ પોતાના સ્વરૂપને બતાવે છે, એટલે મનુષ્યના દેહ અને ઇંદ્રિયો વગેરે જેવાં દેખાય છે તેવાં જ સ્વરૂપ વડે ભગવાન્ પોતાના રૂપને બતાવે છે. આ ભગવાનનું અસાધારણ લક્ષણ છે. એવી રીતે ભગવાન્ અનુકરણ કરે છે, એમ ન જાણે તો કોઈપણ ભગવાનનું પૂજન કરે નહિ; કારણ કે ઉપરના ધર્મો તો ભગવાનના મનુષ્યાદિક જેવા હોય તેથી સાધારણ મનુષ્ય જાણે તો તેને માને નહિ પણ જ્યારે "આ તો ભગવાન્ છે અને મનુષ્યનું તો કેવળ

અનુકરણ કરે છે," એમ જાણે ત્યારે ભગવાનનું પૂજનાદિક કરે છે. તેમ ભગવાનનું સ્વરૂપ દરેકને મોહ કરે છે એમ પણ નથી; કેમકે અનુકરણ કરવાવાળું આપનું લક્ષણ છે. જો ભગવાનનું સ્વરૂપ મોહ કરતું હોય તો દરેક પ્રાણીને મોહ થાય; પણ તેમ દરેકને મોહ થતો નથી; માટે મનુષ્યાદિકનું અનુકરણ કરવું, એ ભગવાનનું અસાધારણ લક્ષણ જ છે. તેમાં જો ભ્રમ થાય તો પહેલાં કહેલું છે તે પ્રમાણે પોતાના દોષથી જ જીવ દુષ્ટ છે, તેમાં ભગવાનનો કોઈ દોષ નથી. ત્યાં શંકા થાય છે કે જેમાં યુક્તિથી બાધ આવે, તેવી બાબતનો ઉપદેશ વેદ પણ કરતો નથી, ત્યારે ભગવાન્ બીજાનું અનુકરણ કરે, તે કેમ સંભવે ? ત્યાં કહે છે કે આપ તો જગતના આત્મારૂપ છો. જેમ ભગવાન્ તો વિકાર પામ્યા વગર જ જગત્‌રૂપે થયા છે (દૂધમાંથી દહીં બને તે વિકાર કહેવાય છે, અર્થાત્ સ્વરૂપનો ફેરફાર થાય છે) તો તેવી રીતે તે ભગવાનને અનુકરણ કરવામાં શો શ્રમ છે ? અર્થાત્ કાંઈપણ શ્રમ નથી. આપ અજન્મા છો તેનો જન્મ થાય, આપ અકર્તા છો તેનાં કર્મ થાય, તેમ જ દરેક સ્થળે વ્યાપક આત્મારૂપ પુરુષોત્તમ છો, તેનું વારાહ વગેરે પશુઓમાં, મનુષ્યોમાં, રામાદિકમાં, ઋષિઓમાં, વામનાદિકમાં, જલચર વગેરે મત્સ્યાદિકમાં તે તે રૂપ વડે સ્ફુરણ થાય છે, તે અત્યંત અનુકરણ જ છે, એટલે પુરુષોત્તમપણું પણ આપ બતાવો છો અને મનુષ્યપણું પણ બતાવો છો. જગત્‌માં આપ છો એમ જણાઓ ત્યારે આપ જગદ્‌રૂપે જણાતા નથી, માટે મનુષ્યાદિકનું અનુકરણ છે લક્ષણ જેનું એવો આપનો અસાધારણ ધર્મ છે. અનુકરણ કરો છો તોપણ આપનામાં સંદેહ કરવો યોગ્ય નથી, એમ સિદ્ધ થયું. (૨૯)

એવી રીતે ભગવાનમાં મનુષ્યાદિકનો સંદેહ દૂર કરવા માટે પૂર્વ શ્લોકમાં મનુષ્યાદિકના શરીરનું અનુકરણ કરવાવાળો અસાધારણ ધર્મ ભગવાન્‌માં રહ્યો છે એમ કહ્યું ત્યાં શંકા કરે છે કે જો સંદેહ થાય તો વિશેષ દર્શનથી દૂર થાય છે, માટે ભગવાનમાં પણ વિશેષ[1] દર્શનથી સંદેહ દૂર થશે, તો અસાધારણ ધર્મ બતાવવાનું શું કારણ છે ? ત્યાં સમાધાન કરે છે :

गोप्याददे त्वयि कृतागसि दाम तावद्
यातं दशाश्रुकलिताञ्जनसम्भ्रमाक्षम् ।
वक्त्रं निनीय भयभावनया स्थितस्य
सा मां विमोहयति भीरपि यद् बिभेति ॥३०॥

૧. વિશેષ દર્શન એટલે જેમ કોઇ પોતાનું જાણીતું માણસ આવે તેને સામાન્ય રીતે જોવાથી કદાચ તેને ન ઓળખી શકાય, પણ વધારે પરિચય થાય ત્યારે તે જાણવામાં આવે છે. તેમ ભગવાન પણ વિશેષ પરિચય થવાથી "આ ભગવાન છે" એમ જાણી શકાય છે; એટલે સંદેહ દૂર થાય છે.

**શબ્દાર્થ:—આપે યશોદાજીનો અપરાધ કરેલો હોવાથી આપને બાંધવા માટે યશોદાજી દોરડું (દામણું) લાવ્યાં ત્યારે આપને નેત્રમાં આંસુ આવવાથી અંજન વડે નેત્ર મલિન થઇ જાય તેમ નીચું મુખારવિંદ કરીને જેમ બીક લાગી હોય તેમ આપ ઊભા રહેલા હતા. તે વખતે આપની જે દશા મેં જોઇ છે તે દશા મને મોહ કરે છે; કારણ કે મૃત્યુરૂપી ભય પણ આપનાથી ભય પામે છે, તેવા આપને ભય ક્યાંથી હોય?**

**ભાવાર્થ:**—ભગવાન્ એવી રીતે અનુકરણ કરે છે કે જે વધારે હકીકત જાણવાથી પણ ભ્રમને ઉત્પન્ન કરે છે. ત્યાં હું જ દૃષ્ટાંતરૂપ છું. તે એવી રીતે કે એક વખત હું આપના દર્શન કરવા માટે ગોકુલમાં આવી હતી, ત્યારે આપે પથ્થરથી દહીંનું પાત્ર ફોડી નાખવાથી અપરાધ થતાં આપને બાંધવા માટે યશોદાજી દોરડું લાવ્યાં, તે જ વખતે આપની જે દશા થઈ હતી, તે દશાને હું યાદ કરું છું તો ત્યાં મને મોહ થાય છે. તે દશા આપની સ્વાભાવિક ન હતી, એમ બતાવવા માટે કહે છે કે આપને નેત્રમાં આંસુ આવ્યાં, અને આંસુમાં અંજન (આંજણ–કાજળ) મળી જવાથી આંસુ મેલાં થયાં, તેથી સારી રીતે ભ્રમવાળાં નેત્રો પણ થયાં, ત્યારે તેવા મુખારવિંદને આપ નીચું કરીને ઊભા હતા, તે વખતની આપની દશા ભય પામેલા હો તેમ લાગતી હતી. દરેક મનુષ્યોએ પણ જાણ્યું કે "આ ખરી રીતે ભય પામેલા છે."

ત્યારે તેમ ભગવાન ભય પામેલા જ હશે, એમાં શો દોષ છે? એમ કહે ત્યાં કહે છે કે મૃત્યુરૂપ ભય પણ જે ભગવાનથી ભય પામે છે; એટલે ભયના કારણને દૂર કરનાર ધર્મ ભગવાનમાં રહેલો છે, તેથી તે ધર્મ જ્યાં વિદ્યમાન હોય ત્યાં કોઇને પણ ભય થાય નહિ. (૩૦)

એવી રીતે ભગવાન ભયને દૂર કરનારા છે તોપણ પોતે ભય પામેલા છે તેવી રીતે લોકોને બતાવે છે; તેથી ભગવાનમાં વિરુદ્ધ ધર્મ રહેલો છે, અને ભગવાનના સંબંધથી બીજા સ્થળે પણ વિરુદ્ધ ધર્મપણું થાય છે, એવી રીતે લક્ષણ કહ્યું છે. એમ ભગવાનમાં વિરુદ્ધ ધર્મના આશ્રયપણાનું નિરૂપણ કરીને તેવા ભગવાન અહીં શા માટે પ્રકટ થયા? તેનું કારણ ચાર શ્લોકોથી કહે છે. ભગવાનને નમન કરવા માટે તેમના જન્મનો નિર્ધાર કરવો જોઇએ. દેહ અંતઃકરણ આત્માને વિષે દેહ કરતાં અંતઃકરણ ઉત્તમ છે અને અંતઃકરણથી આત્મા ઉત્તમ છે, એમ ઉત્તરોત્તર ઉત્તમ છે; તેથી કેવળ દેહ ઉપર જ દૃષ્ટિ રાખીને નમન કરવાપણું ન હોય, તોપણ ભગવાનનો અવતાર છે એમ જણાય ત્યારે તે નમન કરવા યોગ્ય છે એમ સિદ્ધ થાય છે. તેમાં તેવા ભગવાનના અવતારનો દેહ શા માટે નમન કરવા યોગ્ય નહિ? એવી શંકા થાય છે, તેમાં ઋષિઓ જુદાજુદા હોવાથી અને ખરી રીતે ભગ-

વાનૂની ઇચ્છા ન સમજાવાથી ચાર પ્રકારના ઋષિઓ પોતપોતાની બુદ્ધિ અનુસાર દેહના સંબંધનું પ્રયોજન કહે છેઃ તેમાં વંશ કરનાર અને પિતા એમ બે પુરુષો દેહનું નિરૂપણ કરનાર તરીકે મુખ્ય છે, અને દુઃખનો અભાવ તથા મોક્ષ એ બે પુરુષાર્થ માનેલા છે, તેથી વંશ ચલાવનારના કારણથી, પિતાના કારણથી, બીજાનાં દુઃખ દૂર કરવા માટે અને મોક્ષ આપવા માટે આપ પ્રકટ થયા છો. એમ ચાર પ્રકારના ઋષિઓ ચાર પ્રકારે જુદું જુદું કારણ કહે છે. અર્થ અને દ્રવ્યનો પરસ્પર વિરોધ થાય ત્યાં અર્થ બળવાન છે, તે માટે મતભેદ થયા છે. તેમાં અર્થનું ગૌરવપણું રાખીને દેહની મુખ્યતા રાખવામાં બે મત છે. દેહની મુખ્યતામાં વંશ કરનારને મુખ્યપણું છે, અને મોટાઇ હોવાથી તે વંશનું સંબંધપણું પ્રસિદ્ધ કરાવાય છે, તેથી તેની કીર્તિ પણ પ્રસિદ્ધ થાય છે, અને કીર્તિ થવી તે ધર્મનું કાર્ય હોવાથી ધર્મના પ્રધાનપણાએ આપ યદુના વંશમાં અવતરેલા છો, એમ કેટલાક કહે છે; ત્યાં તેનું નિરૂપણ કરે છેઃ

**केचिदाहुरजं जातं पुण्यश्लोकस्य कीर्तये ।**
**यदोः प्रियस्यान्ववाये मलयस्येव चन्दनम् ॥३१॥**

**શબ્દાર્થઃ**—મલયાચલ પર્વતની કીર્તિ માટે જેમ ચંદન થાય છે, તેમ પ્રિય અને પુણ્ય યશવાળા યદુરાજાના વંશમાં કીર્તિ માટે અજન્મા ભગવાન પ્રકટ થયા છે, તેવું કેટલાક કહે છે.

**ભાવાર્થઃ**—ભગવાન અજન્મા છે છતાં પ્રકટ થયા છે, એમ કહેવાથી પહેલાંની માફક વિરુદ્ધ ધર્મનું આશ્રયપણું બતાવેલું છે. યદુ રાજા પુણ્ય યશવાળા છે, તેથી તેવી જ રીતે શાસ્ત્રાર્થનો પણ નિર્ધાર કરેલો છે. એટલે તે યદુના વંશમાં અંશદ્વારા અવતરેલા છે, એમ આગળ નિરૂપણ કરેલું છે, તે અહીં કહ્યું છે. યદુરાજા પુષ્ટિમાર્ગીય ભક્ત હોવાથી તે ભગવાનને પ્રિય છે; માટે તેના વંશની કીર્તિ વધારવા માટે ભગવાન પ્રકટ થયા છે, એમ કેટલાક કહે છે. કોઈ કવિએ "સોનાનો મેરુ પર્વત છે અને રૂપાનો કૈલાસ પર્વત છે, પણ તેથી શું? કેમકે તે બન્ને પર્વતોમાં રહેલાં વૃક્ષો તો સોનારૂપ અને રૂપારૂપ નહિ થતાં વૃક્ષ રૂપે જ છે; માટે અમે તો મલયાચલ પર્વતને વંદન કરીએ છીએ, કારણ કે જેના આશ્રયથી શાકોટ અને લીંબડાનાં વૃક્ષો પણ ચંદનરૂપ થાય છે, એમ કહે છે. એમ ચંદન જેમ મલયાચલની કીર્તિ વધારવા માટે છે, તેમ યદુ રાજાની કીર્તિ વધારવા માટે આપ પ્રકટ થયા છો. જેમ મલયાચલમાં ચંદનની પાસે રહેનારાં બીજાં વૃક્ષોને ચંદનપણું થાય છે, તેમ યદુવંશમાં થયેલાઓને પણ ભગવાનના સન્નિધાનથી ભગવદ્રૂપપણું થાય છે. (૩૧)

વંશ કરનાર અને પિતા એ બે દેહના નિરૂપણ કરવામાં મુખ્ય છે. ત્યારે તે બન્નેનું દેહમાં મુખ્યપણું સમાન છે, તોપણ કેટલાક યદુરાજાને ભગવાનનો દૂરનો સંબંધ હોવાથી તે સંબંધને માનતા નથી, કારણ કે યદુરાજાની કીર્તિ તો પ્રસંગથી પણ થઇ શકે છે. અને વસુદેવજીએ તપ કરવામાં પ્રયત્ન કર્યો છે, તેમ તે દોષરહિત પણ છે, તેથી જેઓ અર્થનો વિચાર કરીને પ્રવૃત્ત થનારા ઋષિઓ છે તેઓ વસુદેવજીના સંબંધમાં દેવકીજીમાં અજન્મા ભગવાન જ પ્રકટ થયા છે અને પુત્ર પ્રકટ થવાની યાચના કરવાથી તે પ્રભુ પ્રકટ થયા છે, એમ કહે છે, તેનું નિરૂપણ કરે છેઃ

**अपरे वसुदेवस्य देवक्यां याचितोऽभ्यगात् ।**
**अजस्त्वमस्य क्षेमाय वधाय च सुरद्विषाम् ॥३२॥**

**શબ્દાર્થઃ**—કેટલાક કહે છે કે આ જગતના કલ્યાણ સારુ અને દૈત્યોના વધ માટે વસુદેવથી પ્રાર્થના કરાયેલા આપ વસુદેવજીથી દેવકીજીમાં અજન્મા છતાં પધાર્યા છો.

**ભાવાર્થઃ**—તે અજન્મા આપ જ છો એમ કહેવાથી દેવકીજીને ત્યાં પ્રકટ થયા, ત્યારે " માતા પિતા જુએ છે તેમ પ્રાકૃત બાળક થઈ ગયા " એમ લખેલું છે. ત્યાં પ્રાકૃતરૂપનું પ્રદર્શન કરેલું છે; તેથી અજન્મા ભગવાન બીજા હશે અને આ સ્વરૂપ બીજું હશે એવી શંકા થાય છે, તે આપ જ અજન્મા છો છતાં પ્રકટ થયા છો એમ વિરુદ્ધ ધર્માશ્રયપણું બતાવવાથી દૂર થાય છે. ત્યાં કારણ કહે છે કે " આપ જગતના અને યુધિષ્ઠિરનું કલ્યાણ કરવા માટે પ્રકટ થયા છો", તેમ જ "કંસનો વધ કરવા માટે પ્રકટ થયા છો" વગેરે વાકયો શાસ્ત્રમાં કહેલાં છે; તેથી દેવતાઓનું હિત જુદી રીતે કરેલું છે, એમ બન્ને પ્રયોજનો જુદાં જુદાં બતાવ્યાં છે. મૂળમાં ચકાર હોવાથી દેવતાઓના દ્વેષ કરનાર અસુરોની મુક્તિ ન થાય, તેથી તેવા અસુરોને મુક્તિ આપવા માટે પ્રકટ થયા છો, એમ બતાવ્યું છે. દૈત્યોને મુક્તિ આપવાની સૂચનાથી ભગવાન દોષ વગરના છે એમ નિરૂપણ કર્યું છે. દૈત્યને મુક્તિ આપો છો, તેથી જ બન્ને કાર્ય કરવા માટે આપ પ્રકટ થયા છો. જો દૈત્યોને મુક્તિ ન આપો અને તેઓને કેવળ મારવા માટે જ આપ પ્રકટ થયા હો તો આપનામાં વિષમતા આવી જાય. (૩૨)

વસુદેવજીએ તપ કરવાથી આપ પ્રકટ થયા છો એમ કહેવામાં વિરોધ આવે છે, કારણ કે વસુદેવજી સુતપા હતા ત્યારે તપ કરેલું હતું, તેને તો ઘણો સમય વીતી ગયો; તેમ જો તે તપના કારણથી જ પ્રકટ થયા હોય તો વસુદેવજીના બે અવતારોમાં પૃશ્નિગર્ભ અને વામનજી જેમ અંશાવતાર થયા તેમ અહીં પણ અંશાવતાર થવા જોઇએ, પૂર્ણાવતાર ન થવો જોઇએ; પરંતુ

અહીં તો પૂર્વાવતાર થયા છે, તેથી "દરેક કૃતિમાં પ્રયોજન બળવાન છે" એ ન્યાયને મુખ્ય કરીને કામપ્રધાન કેટલાક ઋષિઓ એમ કહે છે કે પૃથ્વીનો ભાર ઉતારવા માટે ભગવાન પ્રકટ થયા છે; તેનું નિરૂપણ કરે છે:

**भारावतारणायान्ये भुवो नाव इवोदधौ ।**
**सीदन्त्या भूरिभारेण जातो ह्यात्मभुवार्थितः ॥३३॥**

**શબ્દાર્થ:—સમુદ્રમાં નાવની માફક ઘણા ભારથી પીડિત થયેલી પૃથ્વીનો ભાર ઉતારવા માટે બ્રહ્માજીની પ્રાર્થનાથી આપ પ્રકટ થયા છો એમ બીજાઓ કહે છે.**

ભાવાર્થ:—પરિકરની સાથે ભગવાન પધારે તો પૃથ્વી ઉપર ભાર વિશેષ થાય, પણ ભાર ઊતરે નહિ અને ભાર કરનારાઓમાં વિશેષ બળ વડે ભાર કરીને પ્રવેશ કરે તો તે પોતાનો ભાર ઉઠાવી લે, તેથી ભાર લાગે નહિ, અથવા પૃથ્વીમાં બળરૂપે પ્રવેશ કરે તો પૃથ્વીમાં વિશેષ બળ આવવાથી તેને ભાર લાગે નહિ. જો તેમ ભગવાન કરે તો ભારનો નાશ કર્યો કહેવાય, પણ ભાર ઉતાર્યો ગણાય નહિ. જો ભાર કરનારાઓને પૃથ્વીથી નીચે પાડે તો ભગવાનમાં વિષમપણું આવે અને ભાર કરનારાઓને મુક્તિ આપે તો આ શ્લોકની પહેલાંના શ્લોકમાં કહેલું છે કે "દેવતાઓના દ્વેષીઓને મુક્તિ આપવા માટે થયા છે," તે પક્ષથી કાંઇ વિશેષતા આવતી નથી. તેમ ભાર ઉતારવાના કાર્યને સ્વતંત્રફલપણું થાય છે, એટલે ભાર ઉતારવો એ સુખનું સાધન છે તેને બદલે સ્વતંત્ર થાય તો તે વિરુદ્ધ થયું કહેવાય! આવી શંકા કરીને તેનું સમાધાન કરે છે:

તેવી શંકા કરવાની નથી, કેમકે આ ભાર કાંઈ દેહના સંબંધવાળો નથી, પણ ઉચ્છૃંખળ બનેલાની ચેષ્ટાથી મનમાં ખેદ થયો છે તેથી માનસિક ભાર છે. તે ભાર પણ ઘણા ખેદની ભાવનાથી દેહના ભાર જેવો જ થયો છે. તે ભગવાન્ પૃથ્વી ઉપર પધારે ત્યારે તેમાં ચિત્ત લાગી જાય તેથી ઉદ્વેગ કરનાર ભુલાઈ જવાય છે, એટલે મનમાં ભારનો ખેદ રહેતો નથી, ત્યારે તે ભાવ ઉતર્યો કહેવાય છે. બુદ્ધિ વડે મનમાં ભારનો આરોપ કરેલો છે. તે બુદ્ધિ ભગવાનમાં લાગવાથી ભારનો આરોપ કરનાર કોઈ રહ્યું નથી, એટલે ભાર ઊતરી ગયો, તેવો ભાર જલદી ઉતારવો જોઇએ એમ બતાવવા માટે કહ્યું છે કે સમુદ્રમાં વહાણ ડૂબતું હોય તેમ પૃથ્વી ડૂબતી હતી, તેથી તેનો ઉપાય જલદી કરવો જોઇએ. સમુદ્રમાં ડૂબતા વહાણનું દૃષ્ટાંત આપવાથી વિષમપણાથી કાળને પણ ડુબાવવાનું કારણપણું બતાવ્યું છે. જેમ સમુદ્રમાં તરંગ વગેરેથી વહાણ ડૂબે તે સમુદ્રનો દોષ દેખાય છે, તેમ ધર્મના ક્ષય વગેરે કારણથી પૃથ્વી ડૂબે એ કાળનો દોષ છે, માટે કાળના આધારવાળી પૃથ્વીને, આધારરૂપે રહેલો કાળ, અને પોતામાં રહેલા ભારરૂપ અસુરો એમ બે દોષ થાય છે, તેથી તેનો

ઉપાય જ અહીં કરવો જોઇએ. તે ન કરે અને પૃથ્વી ડૂબી જાય તો પાછો તેનો ઉદ્ધાર કરવો જોઇએ અને સૃષ્ટિ પણ ફરીથી કરવી જોઇએ; તે માટે બ્રહ્માએ પ્રાર્થના કરી છે એમ લખેલ છે, એટલે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી પૃથ્વીનો ભાર ઉતારવા માટે આપ પ્રકટ થયા છો. બ્રહ્માજી પોતાથી ઉત્પન્ન થયા છે અને તેથી તેની પ્રાર્થના પ્રમાણે ભગવાન્ ન કરે અને કાંઇ વિપરીત થાય તો પોતાને પણ પાછા બ્રહ્મા ઉત્પન્ન કરવા પડે એવો અભિપ્રાય છે. એટલે સ્રી તથા પુત્રની પ્રાર્થનાથી કરેલું છે તેથી કામપણું હોવાથી ભગવાનને ભાર ઉતારવા માટે જ અવતાર લેવો તે પસંદ નથી એમ સૂચવ્યું છે. ભાર વડે પૃથ્વી શિથિલ થઇને છિન્નભિન્ન થવાથી તેનો નાશ થઇ જાય તો બીજી વખત પૃથ્વી બનાવવી પડે, અને જ્યારે પૃથ્વી બનાવે ત્યારે આખા બ્રહ્માંડમાંથી એક ભાગ ન બનાવી શકાય, તેથી નવીન બ્રહ્માંડ બનાવવું પડે; તે માટે તે પ્રકારે ભગવાને ભાર ઉતાર્યો છે. જો કે દેવતાઓનું હિત કરવારૂપ પ્રયોજન દેખાય છે, તોપણ એક મુખ્ય પ્રયોજનમાં બીજાં પ્રયોજનો પ્રસંગને લઈને સિદ્ધ થાય છે, એમ સમજવાનું છે. જો દરેક પ્રયોજનને મુખ્ય માનીએ તો એક દેહમાં જુદા જુદા પ્રયોજન વડે જુદા જુદા રૂપે આત્માની સ્થિતિ છે, એમ વેદમાં કહ્યાનો ઉલ્લેખ નિબંધમાં છે, તેથી અહીં પણ જુદા પ્રયોજનથી જુદો અવતાર થાય, એમ સિદ્ધ થયું. (૩૩)

ઉપર કહેલા તમામ પક્ષોને પૂર્વપક્ષપણું હોવાથી પર્યવસાન (છેડા)થી કોઇ હકીકત કહેલી નથી. વળી કેટલાક ઋષિઓ ભગવાનના વિચાર વડે ધર્મ, અર્થ અને કામ માટેના ત્રિવર્ગને હલકો ગણતા હોઇને, ભગવાને કરેલા કારણથી જ દરેકની મુક્તિ થવા સારુ ભગવાનનો અવતાર છે, એમ કહે છે, તે નિરૂપણ કરે છે:

**भवेऽस्मिन् क्लिश्यमानानामविद्याकामकर्मभिः ।**
**श्रवणस्मरणार्हाणि करिष्यन्निति केचन ॥३४॥**

**શબ્દાર્થ**:—અવિદ્યા કામ અને કર્મો વડે આ સંસારમાં ભમતા જીવોને શ્રવણ અને સ્મરણ કરવાને યોગ્ય એવું ચરિત્ર કરવા માટે આપ પ્રકટ થયા છો, એમ કેટલાક કહે છે.

**ભાવાર્થ**:—કુંતીજીના અભિપ્રાયમાં અવતારનું પ્રયોજન છે, તેનું તો "**तथा परमहंसानां**" એ શ્લોકમાં નિરૂપણ કરેલું છે. "શુદ્ધ અંતઃકરણવાળા મુનિઓને ભક્તિયોગ સિદ્ધ થવા માટે આપ પ્રકટ થયા છો" એમ ભક્તિયોગ પ્રકટ કરવા માટે જ આપનું પ્રાકટ્ય છે એવો અભિપ્રાય કુંતીજીનો છે, તે પ્રથમ જ કહેલ છે. ત્યાં શંકા થાય છે કે કુંતીજીએ પ્રથમ સ્વરૂપનો નિર્ણય કરેલો છે, ત્યાં ભક્તિયોગ કરવા માટે પ્રકટ થયાનું લખેલું છે, એટલે ભક્તિ-યોગ એટલે શ્રવણાદિક જ સમજવાનું છે, ત્યારે આ શ્લોકમાં શ્રવણાદિકને

યોગ્ય કર્મ કરવા માટે પ્રકટ થયા એમ લખ્યું છે તેમાં વિશેષ શું કહ્યું કે જેનાથી તેને પૂર્વપક્ષની કોટીમાં મુકાય છે? એવી શંકાનું સમાધાન કરે છે કે મોક્ષના પ્રકરણમાં શ્રવણાદિક જે ધર્મનું નિરૂપણ થાય છે, તે શ્રવણાદિક ધર્મરૂપ છે, પણ ભક્તિરૂપ નથી, એટલું બન્નેમાં તારતમ્ય રહેલું છે. નિરંતર ઉત્પત્તિવાળા માર્ગને પામીને પૂર્વાવસ્થાની નિવૃત્તિ થવાથી ઉત્પત્તિ થવામાં કલેશ પામતા જીવોને શ્રવણ અને સ્મરણ થાય તેવું ચરિત્ર પ્રકટ કરવા સારુ પ્રકટ થયાનું કહ્યું છે. ત્યાં **अस्मिन्** એમ આંગળીના નિર્દેશથી અનેક દુઃખોને બતાવનારું છે અને તેમાં રહેવાનું કહેવાથી કલેશ સહન થઇ શકતો નથી એમ બતાવ્યું છે. અવિદ્યા કામ અને કર્મ વડે જીવો કલેશ પામે છે. તેમાં સ્વરૂપનું અજ્ઞાન તે અવિદ્યા કહેવાય છે. તે સ્વરૂપાજ્ઞાનથી વિષયમાં ઇચ્છા થાય છે, પણ પરમાનંદની સ્ફૂર્તિ થાય ત્યારે વિષયેચ્છા થતી નથી, પરન્તુ સ્વરૂપનું અજ્ઞાન થવાથી પરમાનંદની સ્ફૂર્તિ થતી નથી; તેથી વિષયની ઇચ્છા જીવને થાય છે; એટલે તે વિષય માટે કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકારનાં કર્મો કરે છે. શ્રવણાદિક કર્મને અવિદ્યા, કામ, અને કર્મની નિવૃત્તિ કરવાની હોય છે, એમ પાંચમા અધ્યાયમાં નિરૂપણ થઇ ગયું છે. શ્રવણ અને સ્મરણને ભગવાનના ધર્મપણું હોય તો તેને માયા સંબંધી બહાર અને અંદર સંગ થતો નથી, તેથી જન્મનો કલેશ ન થાય. જો અર્થને કહેવાની ઇચ્છા વડે રહેતા હોય તો, બધું જગત ભગવદ્રૂપ છે, એમ તેના જાણવામાં આવે છે, તેથી તેને દુઃખ વગેરે દેખવામાં આવતું નથી. જો તેમ ન હોય તો પરમકૃપાળુ ભગવાન આંધળાને કૂવામાં નાખવાની પેઠે લોકોના ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ માટે અવતાર ગ્રહણ ન કરે. કલેશનું મૂળ ઘણું જ દૃઢ છે, એ બતાવવા માટે ત્રણ પ્રકારના તાપ નહિ કહેતાં અવિદ્યા, કામ અને કર્મ વડે કલેશ થાય છે તેમ કહેલું છે. જો કાંઇ કારણ વિના કલેશ દેખાતો હોય તો, તે કલેશ નિર્ગુણ થાય, તેથી પોતાની મેળે જ નાશ પામે ત્યારે શ્રવણાદિક નિરર્થક થઇ જાય, માટે ભગવાન મુક્તિ સારુ પ્રકટ થયા છે, એમ સિદ્ધ થયું. ભગવાન પ્રકટ થાય ત્યારે જ શ્રવણાદિક વિષયોની યોગ્યતા થાય છે, નહિતર શ્રવણ કીર્તનાદિ થઇ શકતાં નથી. (૩૪)

એમ જન્મના કારણનો નિર્ધાર કહીને હવે ફલનો નિર્ધાર કહે છે :

**शृण्वन्ति गायन्ति गृणन्त्यभीक्ष्णशः**
**स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः ।**
**त एव पश्यन्त्यचिरेण तावकं**
**भवप्रवाहोपरमं पदाम्बुजम् ॥३५॥**

**શબ્દાર્થ**:—જે માણસો આપના ચરિત્રનું શ્રવણ કરે છે, મનન કરે છે, હમેશાં ઉચ્ચારણ કરે છે, સ્મરણ કરે છે, અને બીજાઓ કહે છે તેનું અભિનંદન કરે છે, તે જ પુરુષો જન્મમરણના પ્રવાહ શાંત કરનારા આપના ચરણારવિંદનું થોડા વખતમાં જ દર્શન કરે છે.

**ભાવાર્થ**:—ભગવાનનું દાસ્ય કરવામાં ફળનો નિર્ણય કરવો જોઈએ, કેમકે ધર્માદિકની માફક દાસ્યનું ફળ પણ વ્યભિચાર (જુદું) પામે તેવું હોય અથવા પરંપરાથી ફળ આપે તેવું હોય, અથવા તેનાથી બીજાં ફળ થાય તેવું હોય, તો પોતાની મેળે સેવા કોણ કરે ? સ્વરૂપના નિરૂપણથી જ આ દાસ્ય સિદ્ધ થાય છે, કારણ કે ભગવાન પરબ્રહ્મ હોવાથી અને પોતે જીવ હોવાથી પોતાને દાસ્યપણું છે, તેથી દાસ્યની સિદ્ધિ થાય છે, તોપણ દાસ્ય ભક્તિ કરવાની કેવળ યોગ્યતા થાય છે, પણ ફળ સન્મુખ રહે તે પ્રમાણે સિદ્ધ થતું નથી; માટે શ્રવણાદિકથી જો ભગવાનના ચરણકમળનું દર્શન કરે તો જ દાસ્ય કરે; તેથી ફળનું નિરૂપણ કરવું યોગ્ય છે; માટે ફળનું નિરૂપણ કરે છે; તે જગતમાં પ્રકટ થયેલા આપના જ કેવળ શ્રમથી જે ચરિત્ર થયું છે, તેનું શ્રવણ કરે છે, ગાન કરે છે, ઉચ્ચારણ કરે છે, સ્મરણ કરે છે અને અભિનંદન પણ કરે છે, તે આપના ચરણકમળનું દર્શન કરે છે. જેમ જગત્માં દરેક પદાર્થો ત્યાં ત્યાં સિદ્ધ થયેલા છે, તેવી રીતે સત્પુરુષો અને ભગવાન્ની કથા ગંગાજીના પ્રવાહની માફક કોઇ દેશમાં નિયત થઇને રહેલી છે; તેથી ગંગાજીમાં સ્નાન કરવું એમ શાસ્ત્રમાં જે લખ્યું છે તેથી જયારે ગંગાજી પોતાની પાસે આવે ત્યારે સ્નાન કરવું એમ સમજવાનું નથી, પણ ત્યાં જઇને તેની અંદર ઊતરવા માટે રસ્તો કરીને મોટા શ્રમથી તેમાં ઊતરીને સ્નાન કરે એવો અભિપ્રાય સમજવાનો છે. તેવી રીતે વક્તા આપણી પાસે આવે ત્યારે કથાનું શ્રવણ કરવું, એવો અભિપ્રાય નથી, પણ જયાં તેવા સત્પુરુષોરૂપી વક્તા રહેતા હોય ત્યાં તેઓના સ્થાનકમાં જઇને જેવી રીતે તે આપણને ભગવાનની કથા કહે તેવો ઉપાય કરીને, મન અને ઇન્દ્રિયો સહિત સારી રીતે શક્તિના તાત્પર્યનો નિર્ણય કરવો, એવો અભિપ્રાય છે. ભગવાનની કથા સાંભળે તેમાં પદેપદના શક્તિ તાત્પર્યનો નિર્ણય કરે ત્યારે તેનો આનંદ પ્રકટ થાય છે. પછી તે ભક્ત રસ વડે ગાય છે, એટલે ત્યાર બાદ તેના રસમાં પરવશ થઇને બીજા કોઇને આગળ કરી ઉપદેશ કરે છે. એ શ્રવણ ગાન ઉપદેશ સ્મરણ અને અભિનંદન એકબીજાના કારણરૂપ કહેલાં છે, એમ આગળ નિરૂપણ કરવાનું છે; તેથી ભગવાનની કથાનું શ્રવણ કરવામાં પદેપદનો નિર્ધાર કરેલો હોય એટલે દરેક પદાર્થો ભગવાનના સંબંધી છે એમ પણ સાંભળેલું હોવાથી હરકોઈ પદાર્થને જોઇને ભગવાનના ચરિત્રને યાદ કરે છે. ત્યારપછી

તે સ્મરણને સ્વતંત્ર ફળપણું અને આનંદનું કારણ હોવાથી પોતાની મેળે જ આનંદને પામે છે, એટલે અંદર આનંદયુક્ત થાય છે, તેનું નિરૂપણ કરે છેઃ એવી રીતે શ્રવણ અને કીર્તનોનું પોતાનાં અવાંતર ફળોની સાથે નિરૂપણ કરવામાં આવ્યું છે. હવે શ્રવણાદિકથી મોટું ફળ થાય છે, એમ નિરૂપણ કરવા માટે તેના અવાંતર (ગૌણ ફળ) ફળવાળાઓને જ મોટું ફળ પ્રાપ્ત થાય છે એમ નિરૂપણ કરે છે કે જે શ્રવણાદિક કરે છે, તે જ થોડા વખતમાં આપના ચરણકમળનું દર્શન કરે છે. અહીં થોડા વખતમાં દર્શન કરે છે, એમ કહેવાથી તેનો યોગ નથી થતો એમ નથી; તેમાં કાળનું કારણપણું નથી, કાળનો વિલંબ બાધ કરનાર નથી. જેમ કોઈ સમુદ્રમાં ડૂબતો હોય તે સમુદ્રના કાંઠાને જુએ છે અને શાંતિ મેળવે છે, તેમ સંસારના પ્રવાહની શાંતિ જ્યાં થાય છે, તેવા કાંઠારૂપ આપના ચરણારવિંદને તે ભક્ત જુએ છે. (૩૫)

એવી રીતે ફળનું નિરૂપણ કરીને ચાર શ્લોકોથી દૈન્યનું નિરૂપણ કરે છે:

**अप्यद्य नस्त्वं स्वकृतेहित प्रभो**
**जिहाससि स्वित्सुहृदोऽनुजीविनः ।**
**येषां न चान्यद् भवतः पदाम्बुजा-**
**त्परायणं राजसु योजितांहसाम् ॥३६॥**

**શબ્દાર્થઃ**—પોતાના ભક્તો માટે ચરિત્રવાળા હે પ્રભો, આપની પાછળ જીવનારા અને સખારૂપ, અમોને હમણાં શું છોડાવવાની ઈચ્છા કરી રહ્યા છો? રાજાઓને વિષે જેણે પાપ જોડી દીધેલું છે એવા અમોને આપના ચરણારવિંદ સિવાય બીજો ઉત્તમ આશ્રય નથી.

**ભાવાર્થઃ**—જ્યાં સખ્ય થાય છે ત્યાં દીનતાની નિવૃત્તિ થાય છે. દીનતા એ અંતઃકરણનો ધર્મ છે. તે જ્યારે સ્ફુરે છે ત્યારે જીવ દીન કહેવાય છે, તે આપ અહીં વિરાજો છો ત્યાં અમારું અંતઃકરણ આપનામાં લાગેલું હોવાથી દીનતાનો વિષય દુઃખ વગેરે હૃદયમાં આવતું નથી, તેથી દીનતાની સ્ફૂર્તિ થતી નથી, અને હવે તો દીનતાનો વિષય જે દુઃખ છે તે પ્રાપ્ત થવાનો સમય આવ્યો ત્યારે આપના પધારવાની ભાવના કરે છે, ત્યાં જ દીનતા યાદ આવે છે; તેથી અમે દીન છીએ. તેથી અમને આપ છોડો માં, એવી પ્રાર્થના કરે છે. ભગવાન પોતાનો ત્યાગ કરવાનો વિચાર કરે છે, એવી સંભાવના કુંતીજીમાં થઈ છે, તેનું કારણ એટલું છે કે આગળ જ્યારે ભગવાન હસ્તિનાપુરમાંથી પધારતા ત્યારે કાંઈક કાર્ય બાકી રાખીને પધારતા હતા અને આ વખતે તો દરેક કાર્ય પૂરું કરીને ભગવાન પધારે છે; તેથી હવે તેમને અહીં પાછું પધારવાનું કાર્ય રહ્યું નથી, માટે પાછા પધારશે નહિ, તો ઘણું કરીને અમોને છોડીને પધારશે, એવી સંભાવનાથી પ્રાર્થના કરે છે કે આપની ચેષ્ટા તો

કેવળ પોતાના ભક્તોના કાર્ય માટે જ છે, એટલે ભક્તોનું કામ કરનાર તો આપ જ છો, તેથી આપનો ત્યાગ ન થાય એ અમારું કાર્ય છે, કારણકે ભક્તનું ખરું કાર્ય એ જ કે ભગવાનની સમીપમાં રહેવું. તે કાર્ય કરવામાં જ આપની ચેષ્ટા થાય એવી અમારી પ્રાર્થના છે; માટે અમારી સમીપમાં રહો એટલે અમારું અને આપનું કાર્ય સિદ્ધ થયેલું ગણાય. મૂળમાં **अपि** શબ્દ આપેલો હોવાથી તે સંભાવનાના અર્થવાળો છે, તેથી કુંતીજી સંભાવના કરે છે કે અમને છોડવાનો જ આ સમય આવ્યો છે કે શું? અથવા અમારે જરૂર જવું જોઇએ, એમ આપે કહેવું યોગ્ય નથી, આપ તો બીજી રીતે પણ કાર્યને કરી શકો તેવા છો; એટલે બીજા સ્થળનું કાર્ય પણ આપ અહીં રહીને કરી શકો તેમ છે, એમ બતાવવા માટે "આપ પ્રભુ છો" એમ કહ્યું છે. આપ શું અમારો ત્યાગ કરવાની ઇચ્છા કરો છો? એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે અત્યારસુધી આપે અમને શુદ્ધ હૃદયવાળાં કરેલાં છે, અને હવે અત્યારે અમારો ગ્રહણ કરવાનો સમય આવ્યો ત્યાં આમ કેમ ત્યાગ કરો છો? વળી અમો દાસ થયા છીએ; એટલે અમારું જીવન પાસે જ રહેલું છે; તેથી આપ દૂર પધારશો તો અમારું જીવન જ નષ્ટ થશે; તેમ જ અમોને આપના ચરણકમળ સિવાય બીજો કોઇ આશ્રય નથી, કારણ કે સમગ્ર રાજ્યમાં અમે અપરાધ જોડેલો છે, તેથી હવે અમે દરેકનાં વિરોધી થયાં છીએ; તેથી આપ જો રક્ષા ન કરો તો અમે જીવીએ તેમ નથી. (૩૬)

**के वयं नामरूपाभ्यां यदुभिः सह पाण्डवाः ।**
**भवतोऽदर्शनं यर्हि हृषीकाणामिवेशितुः ॥३७॥**
**नेयं शोभिष्यते तत्र यथेदानीं गदाधर ।**
**त्वत्पदैरङ्किता भाति स्वलक्षणविलक्षितैः ॥३८॥**

**શબ્દાર્થઃ—પ્રાણ વિના ઇંદ્રિયોનું સ્વરૂપ જેમ રહી શકતું નથી તેમ આપનું જવું થાય ત્યારે યાદવો સહિત પાંડવો અમે નામ અને રૂપ વડે કોણ છીએ? હે ગદાધર ભગવાન, આ પૃથ્વી પણ જેમ ધ્વજ કમળ લક્ષણોથી જણાતાં આપનાં ચરણકમળ વડે હાલ શોભી રહી છે, તે આપના અહીંથી જવા પછી શોભશે નહિ.**

**ભાવાર્થઃ**—અમે સ્વભાવથી જ મોટાં છીએ એમ શંકા કરવાની નથી, કેમકે દર્શન વડે જ અમારી મોટાઈ છે; તે સિવાય નથી. જ્યારે આપનું અહીંથી પધારવું થશે ત્યારે આપનું રૂપ પણ જશે, તે પછી આપના નામ અને રૂપ વડે ખ્યાતિ પામેલા યાદવો અને અમો પણ કોણ માત્ર છીએ? અર્થાત્ અમારી શી ગણના છે? યદુપણું અને પાંડવપણું કોઈ હિસાબમાં નથી. ત્યાં કારણભૂત દૃષ્ટાંત કહે છે કે જ્યારે શરીરમાં પ્રાણ ન દેખાય ત્યારે ઇંદ્રિયો-

ની સત્તા જરા પણ દેખાતી નથી. કદાચ કોઇ ઇન્દ્રિય નષ્ટ થઈ જાય તો તેના વિના જીવી શકાય છે, એટલે નેત્ર ન હોય તો આંધળા થઇને જીવે છે, કાન ન હોય તો બહેરા થઇને જીવે, પણ પ્રાણ જતા રહે તો સર્વે ઇંદ્રિયો જતી રહે છે. વળી આ દેશ પણ સુખ આપનાર થશે નહિ. જેમ હાલમાં આપનાં ચરણચિહ્નોથી અંકિત થયેલી પૃથ્વી અત્યંત શોભાવાળી દેખાય છે તેવી આપના પધારી ગયા પછી શોભાવાળી દેખાશે નહિ; કેમકે અત્યારે તો આપનાં અસાધારણ એવાં ધ્વજા પતાકા વગેરે લક્ષણોથી વિશેષ શોભાવાળી છે; માટે જે શોભા છે તે બધી આપના સંબંધને લઇને છે. વળી પૃથ્વી ભક્ત છે. તે પૃથ્વીને આપના ચરણકમળનો સ્પર્શ થાય ત્યારે સાત્ત્વિક ભાવને લીધે પરસેવો થાય છે; તેથી પૃથ્વીમાં પરસેવાના જલથી કીચડ થાય. વળી ગારાવાળા ખેતરમાં ચાલનાર માણસ દરેક આધાર રાખીને ચાલે છે, પણ આપનામાં તો હું અલૌકિકતા જોઈ રહી છું, તે કારણથી ભગવાનને ગદાધર એવું સંબોધન આપ્યું છે એટલે આધાર રાખીને ચાલવું જોઇએ તેને બદલે આપ તો ગદાના આધાર થયા છો, એ લોકથી વિલક્ષણતા છે. (૩૭-૩૮)

વળી શત્રુને જીતીને મેળવેલા દેશો અમને સુખ આપનાર નહિ થાય; કારણ કે પહેલાં તો અન્ન વગેરેનો અભાવ હતો, અને હાલમાં ધાન્ય વગેરેની સંપત્તિ આપના દર્શનને અધીન છે, એમ કહે છે:

**इमे जनपदा स्वृद्धाः सुपक्वौषधिवीरुधः ।**
**वनाद्रिनद्युदन्वन्तो ह्येधन्ते तव वीक्षितैः ॥३९॥**

**શબ્દાર્થ**:—સારી ઋદ્ધિવાળા આ દેશો તેમ જ સારી રીતે પાકેલી ઓષધિઓ, લતાઓ તથા વનો, પર્વતો, નદીઓ અને સમુદ્રો એ સર્વે આપની કૃપાદૃષ્ટિ વડે જ વધે છે.

**ભાવાર્થ**:—ઘણી જ સમૃદ્ધિવાળા દેશો, સારી રીતે પાકેલી ઓષધિઓ એટલે ડાંગર, ઘઊં વગેરે, દ્રાક્ષ વગેરે લતાઓ, તેમ જ વનો, પર્વતો, નદીઓ અને સમુદ્રો એ દરેક આપની કૃપાપૂર્વક દૃષ્ટિથી વૃદ્ધિને પામે છે, તેથી આપ જો એ બધાનો ત્યાગ કરશો તો એ કાંઇ પણ થશે નહિ. (૩૯)

એમ બહારથી દીનતાનું પ્રતિપાદન કરીને અંતર્મુખ વડે જુદા પ્રકારથી બે વસ્તુની પ્રાર્થના બે શ્લોકથી કરે છે:

**अथ विश्वेश विश्वात्मन् विश्वमूर्ते स्वकेषु मे ।**
**स्नेहपाशमिमं छिन्धि दृढं पाण्डुषु वृष्णिषु ॥४०॥**

**શબ્દાર્થ**:—હે જગતના પતિ,હે જગતના આત્મારૂપ, હે વિશ્વરૂપમૂર્તિવાળા ભગવાન, સ્વકીય (પોતાના) બનેલા પાંડવો અને યાદવોમાં દૃઢ થયેલા મારા આ સ્નેહપાશને આપ કાપી નાખો.

**ભાવાર્થ**:—ભગવાન સિવાય બીજી વસ્તુમાં આસક્તિ ન કરવી, અને ભગવાનમાં પ્રેમ રાખવો, આ બે વસ્તુ સિદ્ધ કરવા લાયક છે. તેમાં ભગવાન સિવાય બીજાનો સંગ ન કરવો, તેનો વિચાર કરે છે કે ભગવાનથી કાંઇ જુદું છે કે નહિ? જો ભગવાનથી જુદું છે એમ કહીએ તો ભગવાન દરેકના આત્મા છે એમ જે સિદ્ધાંત છે તે ખોટો પડે છે, અને કાંઈ પણ ભગવાનથી જુદું નથી એમ કહીએ તો અન્યનો સંગ ન કરવો, એમ જે પહેલાં કહેલું છે, ત્યાં ભગવાનથી કોઇ જુદો પદાર્થ જ નથી, ત્યારે બીજું કહેવું જ કોને, એવો પ્રશ્ન થાય છે. ત્યાં શંકા કરે છે કે ભગવાન છે કે ભગવાન નથી એમ જેને નિશ્ચય થયો નથી તેનો સંગ ન કરવો! તે સ્થળે કહે છે કે જે જુદું જણાય છે તે પણ ભગવાન છે કે કોઇ બીજું છે? એમ બન્ને પ્રકારે પહેલાં કરેલો જ દોષ આવે છે. તેમ જેનું જેવું સ્વરૂપ છે, તેથી બીજી રીતે જણાતું હોય, તેનો સંગ ન કરવો એમ કહીએ, તેમાં પણ પૂર્વે કહેલો દોષ (પોતાના સ્વરૂપથી જુદું દેખાય છે તે ભગવાન છે કે નહિ, એ દોષ) આવે; તોપણ તે દોષ ગણાતો હોય તો, જ્ઞાનીઓને કોઇ સ્થળે પણ સંગ ન કરવો એમ જે લખ્યું છે તેને બાધ આવે, માટે સર્વ ભગવદ્રૂપ છે એમ કહેલું છે તે અને શાસ્ત્રમાં ત્યાગ કરવાનું કહેલું છે તે બન્નેને બાધ ન આવે તેવી રીતે એક જ રૂપ કહેવું જોઇએ. તે માટે કહે છે કે આપ જગતના ઈશ્વર છો, એટલે જગત કાર્ય છે અને આપ કારણરૂપ છો. એમ કહેવાથી પોતાને માટે જ ભગવાન આ બધું સર્જે છે, એમ મુખ્ય સિદ્ધાંત બતાવ્યો છે. તેથી ભગવાને પોતાને માટે બનાવેલા જગતમાં જીવ પોતાની અહંતા અને મમતા માને છે અને તેથી ભગવાનનો વિરોધ કરવાથી જીવને બંધ થાય છે; કારણ કે "ક્રીડા કરવા માટે આ જગત ભગવાને રચેલું છે," એવું વાકય છે; તેથી ભગવાને પોતાને માટે બનાવેલા જગતમાં જીવ અહંતા મમતા રાખે, તો ભગવાનની સાથે વિરોધ થાય છે અને જીવને બંધ થાય છે; માટે નેત્રમાં જેમ ઇંદ્ર ઇંદ્રાણી અને લક્ષ્મીનારાયણના રમણ કરવા માટે નિદ્રા સર્જેલી છે, તેમ જ પરિત્યાગ પણ સર્જેલો છે, એવો અભિપ્રાય સિદ્ધ થયો છે. હવે ભગવાનનું સર્વાત્મપણું સિદ્ધ કરે છે કે આ જગતના આત્મા છો એટલે આ જગતનું સ્વરૂપ છો, જ્યારે આત્મપણાથી જેની સ્ફૂર્તિ ન થાય તેનોજ પરિત્યાગ કરવો. ત્યાં શંકા કરે છે કે ખરી રીતે આત્મપણું છે ત્યાં સ્ફૂર્તિ થવાથી શું વિશેષ છે? ત્યાં કહે છે: તે નથી; કેમકે "આ સર્વ જગત છે તે આત્મા છે" એમ કહ્યું છે; તેથી જગતનો ઉદ્દેશ કરીને તેમાં આત્મપણું સિદ્ધ કરેલું છે. તેથી આ જગત ભગવદ્રૂપ જ છે, તેમાં જો જગતની સ્ફૂર્તિ થાય તો ત્યાગ કરવો, કારણ કે જેવો જેને બોધ થાય છે તેવો તેને સાધનનો ઉપયોગ છે.

આ ભદ્રસેન નામનો પુરુષ મારો આત્મા છે એમ કહેવાય છે, ત્યાં જેમ આત્મપણું ઔપચારિક (સારું લગાડવા માટે) છે તેવી રીતે ભગવાનનું જગદ્રૂપપણું ઔપચારિક નથી, કારણ કે આપની મૂર્તિમાં જગત રહેલું છે, અથવા જગતમાં આપની મૂર્તિ છે અથવા જગત આપની મૂર્તિ છે, એમ ત્રણ પ્રકારે અર્થ કરીએ તો તેમાં સર્વાત્મકપણું ઔપચારિક થતું નથી, તેથી ભગવાન જગદ્રૂપ છે, તેમાં જગતને લીધે પુત્રાદિકની સ્ફૂર્તિ થાય છે, માટે જ તેનો પરિત્યાગ કરવાની જરૂર જણાય છે; પણ આપની માયારૂપ શક્તિએ સ્નેહ ઉત્પન્ન કરેલ છે. જગતમાં ભગવાનનું રૂપ સિદ્ધ કરવાનો સમય આવે ત્યારે શાસ્ત્રથી સ્નેહ કરાય છે અને તેનાં વિરુદ્ધ શાસ્ત્રો વડે તેનો નાશ કરાય છે. ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે "જે મારે શરણે આવે છે તે જ મારી માયાને તરે છે;" તેથી માયાએ કરેલો સ્નેહ પ્રભુ સિવાય અન્યથી છૂટતો નથી, માટે તેવા સ્નેહને આપ કાપી નાખો તો પાછો તે સ્નેહ થાય નહિ. તે સ્નેહ ઘણો જ મજબૂત છે, એટલે તેમાં ગાંઠ લાગી છે તે છૂટે તેમ નથી. (૪૦)

એમ જગતમાં વૈરાગ્ય કહીને તેમાં ભગવાનના રૂપનું વિધાન કરીને તે સાક્ષાત્ પધારેલા ભગવાનમાં સ્નેહની પ્રાર્થના કરે છે :

**त्वयि मेऽनन्यविषया मतिर्मधुपतेऽसकृत् ।**
**रतिमुद्वहतादद्धा गङ्गेवौघमुदन्वति ॥४१॥**

**શબ્દાર્થઃ**—હે મધુપતિ ભગવાન, ગંગાજી પોતાના પ્રવાહને સમુદ્રમાં મેળવી દે છે તેમ બીજા વિષય વગરની મારી મતિ હમેશાં સાક્ષાત્ આપનામાં સ્નેહને ધારણ કરો.

**ભાવાર્થઃ**—જો કે આપ મારા ભાઈના પુત્ર છો, અને આપ અમારી રક્ષા કરો છો, તેથી આપનામાં સ્નેહ તો છે જ, પણ સ્નેહ દેહના સંબંધવાળો હોવાથી અન્ય વિષયવાળો છે, અને આત્માના સંબંધવાળો સ્નેહ હોય છે તે અનન્ય વિષયવાળો કહેવાય છે. ભગવાન પરમાત્મા હોવાથી દેહમાં રહેલા આત્માના અધિષ્ઠાતા દેવતા છે; માટે આપનામાં મારી મતિ પરમ પ્રીતિને કરે એવી કૃપા કરો; એટલે આપ આત્માના અધિષ્ઠાન રૂપ છો એવા જ્ઞાનથી આપની ભક્તિ થાય, એવો અનુગ્રહ કરો. આપની પ્રીતિ કરવામાં કાંઇ પ્રતિબંધ આવે તો તેને નહિ ગણતાં ભગવાનની સાથે અભેદ થાય છે, અને પરંપરાથી સંબંધ ન થતાં સાક્ષાત્ સંબંધ થાય છે. તેમાં દ્દષ્ટાંત આપે છે કે ગંગાજી પોતાના પ્રવાહને જેમ સમુદ્રમાં મેળવી દે છે અને પોતે સમુદ્ર રૂપ બની જાય છે, તેમ અમારી મતિ પણ આપનામાં પ્રીતિને જોડીને આપથી જુદી ન રહે તેમ કરો. (૪૧)

એમ નવ પ્રકારે ભગવાનની સ્તુતિ કરીને, શાસ્ત્ર મુજબ નવ પ્રકારની ભક્તિ થયા બાદ સ્નેહ થાય છે, ત્યારે ભગવાનનું માહાત્મ્ય સમજાય છે. પછી વારંવાર ભગવાનનો આવિર્ભાવ (પ્રકટ થવું) થવામાં શું કરવું, એમ જાણવાની ઇચ્છા થાય તો ત્યાં કહે છે કે ભગવાનના માહાત્મ્યને સંભારીને નમન કરવું એવો સિદ્ધાંત છે, તેથી અહીં કુંતીજી સમગ્ર સ્તુતિ કર્યા પછી સમાપ્તિમાં ભગવાનના માહાત્મ્યનું સ્મરણ થવા માટે ઘણે પ્રકારે સંબોધન કરતાં છતાં નમસ્કાર કરે છેઃ

**श्रीकृष्ण कृष्णसख वृष्ण्यृषभावनिध्रुग्**
**राजन्यवंशदहनाऽनपवर्गवीर्य ।**
**गोविन्द गोद्विजसुरार्तिहरावतार**
**योगेश्वराऽखिलगुरो भगवन्नमस्ते ॥४२॥**

**શબ્દાર્થઃ**—હે શ્રીકૃષ્ણ, અર્જુનના મિત્ર, યાદવોમાં શ્રેષ્ઠ, પૃથ્વીના ભારરૂપ રાજાઓને બાળનારા, અવિનાશી પરાક્રમવાળા, સત્પુરુષોની રક્ષા કરનાર, ગાય, બ્રાહ્મણ અને દેવતાઓની પીડાને દૂર કરવા માટે અવતાર લેનારા, યોગના ઇશ્વર, સમગ્ર જગતના ગુરુ, હે ભગવાન, હું આપને નમું છું.

**ભાવાર્થઃ**—આ શ્લોકમાં નવ વિશેષણો છે અને છેલ્લું 'હે ભગવાન' એ વિશેષ્ય છે. તેમાં પ્રથમ "શ્રીકૃષ્ણ" કહ્યું છે તે તેનું માહાત્મ્ય જણાય ત્યારે સ્વરૂપ જણાય છે. પ્રથમ સ્તુતિના પ્રારંભમાં ત્રણ શ્લોકથી સ્વરૂપનું નિરૂપણ કરેલું છે. ગીતાજીમાં ભગવાને અર્જુનને કહેલું છે ત્યાં પુરુષોત્તમ સ્વરૂપ સિદ્ધ થયુ છે. તે સ્વરૂપ શ્રુતિસિદ્ધ છે તેમ બતાવવા માટે અહીં મૂળ નામથી સંબોધન કરે છે. આથર્વણ શ્રુતિમાં કહેલ છે કે "સત્તાને કહેનાર **कृष्** શબ્દ છે અને આનંદને બતાવનાર **ण** શબ્દ છે, તે બન્નેની એકતા કરીને "પરબ્રહ્મ કૃષ્ણ" એ પ્રમાણે કહેવાય છે" "અને **શ્રી**શબ્દ વડે સાકાર હોવાથી સુંદરતા કહેવાય છે." અર્જુનના સખા એમ કહેવાથી શીલ (સ્વભાવ) વ્યસન સમાન બતાવેલાં છે, તેમ જ ગાંભીર્યાદિક ગુણો બતાવ્યા છે; તેમ જ વૈષ્ણવ તંત્રમાં બતાવેલાં રૂપોની પણ સૂચના કરેલી છે. હવે લીલા કહે છે કે આપ યાદવોમાં શ્રેષ્ઠ છો. એટલે કપટ વડે મનુષ્ય લીલાનું સૂચન કરેલુ છે. આપ દુષ્ટ પુરુષોથી સમજી શકાતા નથી એમ બતાવવા માટે કહે છે કે જે રાજાઓ પૃથ્વીનો દ્રોહ કરે છે તેઓના વંશને આપ બાળી નાખો છો; એટલે જો તેઓને ભગવાનનું જ્ઞાન થાય તો આવી અવસ્થા તેઓની થાય નહિ. અસાધારણ ધર્મ કહે છે કે આપના પરાક્રમનો નાશ ક્યારે પણ થતો નથી. પરાક્રમનો નાશ ન થવો એ પુરુષોત્તમ પ્રભુનું અસાધારણ લક્ષણ છે. જન્મના કારણનો નિર્ધાર કહે છે કે આપ ગોવિંદ છો, એટલે આપે ગાયોની અને

ગોવાળિયાઓની જ્યારે ઇંદ્રની વૃષ્ટિથી રક્ષા કરી, ત્યારે ઇંદ્ર અને કામદુઘાએ આપનો અભિષેક કરીને આપનું "ગોવિંદ" નામ આપ્યું છે, એટલે સત્પુરુષોની રક્ષા કરનાર આપ જ છો; એ અવતારનું પ્રયોજન કહેલું છે. ગાયો, બ્રાહ્મણો અને દેવતાની રક્ષા કરનાર આપ છો, એમ કહેવાથી ધર્મની ગ્લાનિ થવાની નથી એમ કહ્યું છે. દેવતાના ઉદ્દેશથી જેમાં મંત્ર કરાય છે એવાં હવિષ્યાન્નનું અર્પણ યજ્ઞરૂપ ધર્મમાં થાય છે. તેમાં ગાય બ્રાહ્મણો અને દેવતાનો ઉપયોગ છે, તેથી અહીં ત્રણેનું નિરૂપણ કર્યું છે; કેમકે બીજાં દરેક ફળનું મૂળ ધર્મ છે; માટે બીજાઓનું જુદું નિરૂપણ નથી. દૈન્યની નિવૃત્તિ માટે કહે છે કે આપ યોગના ઇશ્વર છો. જે યોગ વડે દરેક કરાય છે, પણ પોતાથી ન થાય તે અત્યંત દીનપણાનું સ્વરૂપ છે; કેમકે ચિત્તની વૃત્તિનો નિરોધ કરવો એ યોગ છે. તેથી યોગદ્વારા ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવામાં ચિત્તની પ્રસન્નતા રહેતી નથી, માટે અતિદીનપણું કહેલું છે. યોગના આપ ઇશ્વર છો તેથી તેના નિયામક હોવાથી આપને ચિત્તની વૃત્તિનો નિરોધ કરવો પડે નહિ; એટલે ચિત્તમાં પ્રસન્નતા હોવાથી દૈન્યની નિવૃત્તિ થાય છે. હવે પોતાની પ્રાર્થના કરે છે કે આપ દરેકના ગુરુ છો, એટલે પ્રમાણથી સિદ્ધ થયેલી વસ્તુ ગુરુ આપે છે તેમ મને આપો એમ સૂચવ્યું છે. આગળ કહેલા માયાના ધર્મોવાળા જે છે તે સગુણ નથી પણ ભગવાન છે, 'એમ બતાવવા માટે આપ ભગવાન છો' એમ કહ્યું છે. આપને નમન કરું છું, એમ કહેવાથી પંચમ સ્કન્ધમાં કહ્યા પ્રમાણે મોટાઓને નમન કરવું, એ જ સત્પુરુષોએ બતાવેલું છે, તે માટે નમસ્કાર કરેલ છે. (૪૨)

એવી રીતે કુંતીજીએ સ્તુતિ કરી, ત્યારે જે ભગનાનનું કર્તવ્ય તે સૂત કહે છેઃ

**सूत उवाच ।**

**पृथयेत्थं कलपदैः परिणूताखिलोदयः ।**
**मन्दं जहास वैकुण्ठो मोहयन्निव मायया ॥४३॥**

**શબ્દાર્થ**:--એવી રીતે અવ્યક્ત મધુર વાક્યથી, કુંતીજીએ સમગ્ર ઉદય માટે જેની સ્તુતિ કરેલી છે તેવા ભગવાન માયા વડે જેમ મોહ કરતા હોય તેમ મંદમંદ હાસ્ય કરવા લાગ્યા.

**ભાવાર્થ**:—રાજ્યાદિ વિષયના ભોગ માટે જ આટલું કરેલું છે, વૈરાગ્ય ભક્તિ માટે કાંઇ કરેલું નથી. જો વૈરાગ્ય કે ભક્તિને માટે કરવું હોય તો, પાંડવો વનવાસમાં હતા ત્યારે ભગવાન ત્યાં ઘણી વખત પધારતા અને પાછા દ્વારકા તરફ પણ પધારતા, ત્યારે જ તેમ કરે, તેથી જે કોઇ ગમે તેવી પ્રાર્થના કરે, પણ ભગવાન તો પ્રચલિત વિષયમાં જે પોતે વિચારેલું હોય છે તે જ આપે છે; માટે અદ્ભુત કર્મનું નિરૂપણ કર્યું, ત્યારે ભગવાને તેને મોહ

આપ્યો. તે કહે છે કે કુંતીજીએ ગદ્ગદ કંઠથી વાકયો કહ્યાં હતાં; તેથી તેનો ઉચ્ચાર સ્પષ્ટ ન હોવાથી સમજાય તેવાં વાક્યો ન હતાં, પણ મધુર હતાં તેવાં પદોથી ચોતરફથી ભગવાનના ઉદયોની સ્ફૂર્તિ થઇ છે. ભગવાનના ગુણો આટલા જ છે એમ નિયમ નથી. ત્યારે સર્વ ઉદયોની સ્ફૂર્તિ થઈ છે એવી સ્તુતિ શી રીતે બની શકે? ત્યારે મૂળમાં **अखिल** શબ્દ મૂકેલો છે તે પણ નિરર્થક થાય. તેથી તે નિરર્થક ન થાય, તે સારુ **खिल** શબ્દનો અર્થ ન્યૂન થાય છે, તે ન્યૂનતા કુંતીજીની સ્તુતિમાં નિરૂપણ કરાયેલી છે, પણ તે ન્યૂનતા ભગવાનના ગુણોમાં નહિ હોવાથી તે ગુણોનું સ્પુરણ થવું કે ન થવું એ ન્યૂનતા અને ન્યૂનતા નહિ એમ કહેવાના અભિપ્રાયથી ભગવાનના ઉદયોનું સ્પુરણ થયું છે. એવા અભિપ્રાયથી મૂળમાં **अखिल** શબ્દ લખેલો છે. એટલે જે ભગવાનના બધા ઉદયો સ્તુતિમાં સ્ફુર્યા છે, તે ભગવાન મોહ કરતા હોય તેમ હાસ્ય કરવા લાગ્યા. ગુણો પરસ્પર મળે તો તેના નવ ભેદ થાય છે, નહિ તો એક પ્રકારના હોય છે, તેથી શ્રુતિમાં "જલમાં દેખાતા ચંદ્રની માફક એક પ્રકારે અને દશ પ્રકારે દેખાય છે" એમ કહ્યું છે. તેનો અભિપ્રાય પણ તેવો જ છે કે તેના ગુણો પરસ્પર મળે ત્યારે વધારે ભેદ થાય છે, નહિ તો એક પ્રકારે હોય છે. એમ એકના જુદા જુદા પ્રકારે ભેદ થાય છે, એમ બતાવવા માટેનો જ શ્રુતિનો અભિપ્રાય છે, તેવી રીતે લીલા માટે પણ સમજવું. મૂળમાં **परिणूत** શબ્દ લખ્યો છે. ત્યાં **नू** દીર્ઘ છે. તેનો અર્થ શ્રીધર સ્વામીએ વૈદિક પ્રયોગ છે એમ કહ્યું છે, પણ કવિકલ્પદ્રુમમાં **नू** દીર્ઘ લખેલો છે, તેથી અહીં વૈદિક પ્રયોગ નથી. મંદ હાસ્ય કરીને મોહ કરવાનું પ્રયોજન તેઓને અજ્ઞાન રહેવા માટે છે. અહીં ભગવાનનું "વૈકુંઠ" નામ લખેલું છે, તેનો અભિપ્રાય એવો છે કે ભગવાન વૈકુંઠમાં રહીને દરેકની રક્ષા કરે છે, તેથી અહીં પણ રક્ષા કરવા માટે પધાર્યા છે; એમ બતાવ્યું છે. અથવા જયવિજયનો વૈકુંઠમાંથી પાત કરતી વખતે ભગવાને પોતાનું વિચારેલું જ[1] કહેલું છે. તેવી રીતે અહીં પણ

---

૧. તૃતીય સ્કંધમાં જયવિજયનો પ્રસંગ છે. ત્યાં કહેલ છે કે બ્રાહ્મણનું વચન સત્ય છે, ભગવાનના ભક્તની ક્રિયા સત્ય છે, અને ભગવાનનું વિચારેલું સત્ય છે. તે ત્રણે બાબત કયારે પણ ફરતી નથી; કેમકે સનકાદિક બ્રાહ્મણોએ જયવિજયને આસુર યોનિમાં ઉત્પન્ન થવાને શાપ આપ્યો તે ન ફર્યો. જયવિજય ભગવાનના ભક્તોએ સનકાદિકોને વૈકુંઠમાં જતા અટકાવ્યા તે પાછા વૈકુંઠમાં જઇ શકયા નહિ, અને ત્યાં બહાર ઊભા હતા ત્યાં જ ભગવાન પધાર્યા છે. એટલે તે દર્શન સ્તુતિ કરીને બહારથી જ ઋષિઓ ચાલતા થયા છે અને ભગવાને જયવિજયને કહ્યું કે હું બ્રહ્મશાપ મટાડવાને જોકે સમર્થ છું, પણ તેઓએ જે શાપ આપ્યો છે તે મારું વિચારેલું હતું, તેથી હું મટાડતો નથી.

ભગવાન પોતાનું વિચારેલું જ કરશે એમ બતાવવા માટે **वैकुण्ठ** શબ્દ મૂકયો છે. મોહ કરતા હોય તેવી રીતે ભગવાન હાસ્ય કરવા લાગ્યા, એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે અદ્‌ભુત કર્મપણાથી જેમ કાર્ય કરે તેમ અહીં સ્વરૂપ વડે કૃતાર્થ કરેલ છે અને માયા વડે મોહ કરેલ છે. (૪૩)

હવે ભગવાને અંદરની કૃતિ કરી તેનું નિરૂપણ કરીને બહારની કૃતિનું નિરૂપણ કરે છેઃ

**तां बाढमित्युपामन्त्र्य प्रविश्य गजसाह्वयम्।**
**स्त्रियश्च स्वपुरं यास्यन् प्रेम्णा राज्ञा निवारितः ॥४४॥**

**શબ્દાર્થઃ—ભગવાન કુંતીજીની પ્રાર્થનાને મંજૂર કરીને હસ્તિનાપુરમાં પ્રવેશ કરીને સ્ત્રીઓની અને બીજાઓની રજા લઇને દ્વારકા તરફ પધારતા હતા તે વખતે યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી રોકયા.**

**ભાવાર્થઃ**—ભગવાને કુંતીજીની પ્રાર્થનાનો અંગીકાર કર્યો છે, એટલે તમારે જે કરવાનું કે બોલવાનું છે તે મારે સંમત છે; તેથી જુદું મારે કાંઈ કરવાનું નથી, એમ કહી, તેઓની રજા લઇને ભગવાન ચાલ્યા, એવું સૂચન કરેલું છે. ઉપર પ્રમાણે કહીને ચાલતાં કાંઈ અપશુકન થયું હોય એમ જણાવીને પાછા હસ્તિનાપુરમાં દાખલ થઇને હસ્તિનાપુરની સ્ત્રીઓની રજા લઇને, મૂળમાં ચકાર આપેલો હોવાથી ગામના બીજા માણસોની પણ રજા લઇને દ્વારકા તરફ જવા માટે તૈયાર થયેલા ભગવાનને યુધિષ્ઠિરે અટકાવ્યા એટલે, ભગવાનની ઈચ્છાથી રાજાનો પ્રાકૃત પ્રેમ વધી ગયો, અને ભગવાનનું માહાત્મ્ય ભૂલી જવાયું, અને યુધિષ્ઠિર રાજા અને ભગવાન મામા ફોઇના સંબંધવાળા હોવાને લીધે તે સંબંધના સ્નેહથી યુધિષ્ઠિર રાજાએ ભગવાનને જતાં અટકાવ્યા. (૪૪)

હવે પછી યુધિષ્ઠિરને અનુતાપ થયો છે, એમ નિરૂપણ કરે છે. તે અનુતાપ થવાનું કારણ લખે છેકે જુગાર વગેરેના વ્યસન વગરના યુધિષ્ઠિરને શોકથી બંધ થાય, એટલે મુક્તને બંધ થાય અને બંધાયેલાને મોક્ષ થાય એ ભગવાનની અદ્‌ભુત લીલા છે, તેથી સાત શ્લોકથી યુધિષ્ઠિરના મોહનું નિરૂપણ કરે છે; કેમકે જુગાર, માંસ, સુરા, વેશ્યા, પાપની સમૃદ્ધિ, ચોરી કરવી, પારકી સ્ત્રીની સેવા કરવી, એમ સાત પ્રકારનું વ્યસન હોવાથી સાત શ્લોકો વડે તેના મોહનું નિરૂપણ કરે છે. ઉત્તમને અથવા અધમને પોતામાં જ્યારે કરવાપણાનું અભિમાન આવે ત્યારે જ મોહ ઉત્પન્ન થાય છે એ નિશ્ચય છે; તે પ્રમાણે યુધિષ્ઠિરને પોતામાં કર્તાપણાનું અભિમાન થવાથી તેને મોહ થયો, એમ નિરૂપણ કરે છેઃ

**व्यासाद्यैरीश्वरेहाऽज्ञैः कृष्णेनाद्भुतकर्मणा।**
**प्रबोधितोऽपीतिहासैर्नाऽबुध्यत शुचार्पितः ॥४५॥**

**શબ્દાર્થ**:—ઈશ્વરની ચેષ્ટાને નહિ જાણનારા, વ્યાસજી વગેરેએ, તેમ જ અદ્ભુત કર્મવાળા શ્રીકૃષ્ણે ઇતિહાસો વડે યુધિષ્ઠિરને સમજાવ્યા, તોપણ શોકથી યુક્ત થયેલા યુધિષ્ઠિરને તે બોધ લાગ્યો નહિ.

**ભાવાર્થ**:—જો અધિકારીને મોહ થાય તો તેને પ્રમાણદ્વારા સમજાવવાથી મોહ નિવૃત્ત થાય છે; ત્યાં તો યુધિષ્ઠિર રાજા તો અધિકારી છે, એટલે સમજાવવાથી તેમનો મોહ નિવૃત્ત થશે. જો તેઓ અધિકારી ન હોય તો તેમને આગળ જ્ઞાનનો ઉદય થવાનો છે તે પણ ન થાય. દરેક પ્રમાણોમાં વેદ મુખ્ય પ્રમાણ છે. તે વેદને જાણનારા વ્યાસ અને નારદાદિક વક્તાઓ છે, તેઓએ બોધ કર્યો, તોપણ યુધિષ્ઠિરને જ્ઞાન ઉત્પન્ન થયું નથી, અને ભીષ્મના મુખથી જ યુધિષ્ઠિરને જ્ઞાન અપાવવાની ઇચ્છા ભગવાનની છે; તેથી ઉત્પન્ન થયેલા ધર્મ વડે કે જ્ઞાન વડે ભગવાનની ઈચ્છા જાણી શકાતી નથી. ભગવાનની ઇચ્છા જાણવાની મરજી થાય તો ચિત્ત ભગવાનમાં પરાયણ થાય છે; એટલે કયા વિષયની ઈચ્છા જાણવી છે તેનું વિસ્મરણ થાય છે; તેથી તે નિમિત્તનો પણ અભાવ થવાથી જાણવાની ઇચ્છા જ નષ્ટ થાય છે; તેથી સર્વજ્ઞ હોય તોપણ સત્ત્વગુણના વ્યવધાનવાળા ભગવાનના અવતારો, ભગવાનની ઈચ્છાને જાણતા નથી; તે કહે છે કે ઇશ્વરના કર્તવ્યને નહિ જાણનારા વ્યાસાદિકે યુધિષ્ઠિરને બોધ કર્યો. તેમ ભગવાને પણ બોધ કર્યો, તોપણ તેને બોધ લાગ્યો નહિ. તેનું કારણઃ ભગવાન અદ્ભુત કર્મવાળા છે; એટલે જે પ્રભુ કૌરવ પાંડવની સંધિ ( સલાહ ) કરવા માટે કૌરવની સભામાં પધાર્યા હતા, અને સર્વ કરવાને પોતે સમર્થ હતા તોપણ ભગવાન વિગ્રહ (કજિયો) કરીને પધાર્યા; તેમ જ યુધિષ્ઠિરને બોધ કરવા માટે વાકયો કહીને પણ બોધ ન કર્યો. તે પણ યુધિષ્ઠિરને પૂર્વના વૃત્તાંતરૂપ ઇતિહાસો કહીને બોધ કર્યો, તોપણ તેમને બોધ ન થયો. ત્યારે ભગવાનનાં વાકયો યુધિષ્ઠિરને બોધ કરે તેવાં ન હતાં, એમ પણ ન કહેવું જોઇએ; કેમકે ભગવાને સારી રીતે બોધ કર્યો હતો, તોપણ બોધ થવાની વાત તો દૂર રહો પણ તેને બદલે યુધિષ્ઠિર શોકથી વ્યાપ્ત થઈ ગયા. એટલે શોકથી યુધિષ્ઠિરનું ભક્ષણ થઈ ગયું, એવો અભિપ્રાય છે. (૪૫)

હવે શોકથી વ્યાપ્ત થયેલા યુધિષ્ઠિર રાજાનું વચન કહે છેઃ

**आह राजा धर्मसुतश्चिन्तयन्सुहृदां वधम् ।**
**प्राकृतेनाऽऽत्मना विप्राः स्नेहमोहवशं गतः ॥४६॥**

**શબ્દાર્થ**:—હે બ્રાહ્મણો, પ્રાકૃત દેહ વડે સ્નેહ અને મોહને વશ થયેલા સંબંધીઓના વધનો વિચાર કરતા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા બોલ્યા.

**ભાવાર્થ**:—રાજા હોવાથી રજોગુણથી વ્યાપ્ત છે. ધર્મના પુત્ર યુધિષ્ઠિર છે, એટલે પ્રાર્થના વડે ધર્મથી ઉત્પન્ન થયેલા છે, તેમણે અત્યારે બહિર્મુખ ધર્મને સ્વીકાર્યો છે, તેથી જ સંબંધીઓના વધનો વિચાર કરીને પહેલાં કરેલાં કૃત્યોનો શોક કરે છે. તેમનું અંતઃકરણ પણ ભગવાને બરોબર હરી લીધું છે, એવા અભિપ્રાયથી કહે છે કે તેમનો આત્મા પ્રાકૃત થઇ ગયો છે અને દેહને વિષે આત્મબુદ્ધિ થયેલી છે. ભગવાનની અદ્‌ભુત કર્મપણાની ભાવના માટે હે 'બ્રાહ્મણો' એવું સંબોધન કરેલું છે. યુદ્ધમાં જે મરી ગયા છે તેમાં યુધિષ્ઠિરને સ્નેહ થયો છે, અને જીવે છે તેમાં મોહ થયો છે; તેથી સ્નેહ અને મોહને રાજા યુધિષ્ઠિર વશ થયેલા છે. (૪૬)

યુધિષ્ઠિર વિપરીત બુદ્ધિનો વિસ્તાર કરે છે:

**अहो मे पश्यताज्ञानं हृत्प्ररूढं दुरात्मनः ।**
**पारक्यस्यैव देहस्य बह्व्यो मेऽक्षौहिणीर्हताः ॥४७॥**

**શબ્દાર્થ**:—અરે! દુષ્ટાત્મા એવા મારા હૃદયમાં દૃઢ થયેલું અજ્ઞાન તો જુઓ કે જે અજ્ઞાનને લીધે પારકા દેહને માટે મારી ઘણી અક્ષૌહિણીઓનો (લશ્કરનો) નાશ થયો.

**ભાવાર્થ**:—દેહના ઉપભોગ માટે મોટો અન્યાય કરવો તે અજ્ઞાનથી થાય છે, તેવી રીતનું અજ્ઞાન મારા હૃદયમાં દૃઢ રહેલું છે, જેનો પ્રતિઘાત થઈ શકે તેમ નથી, કારણ કે ત્યાં અંતઃકરણની શુદ્ધિ નથી. તે જ અજ્ઞાનને બતાવે છે કે શ્વાન શિયાળને ભક્ષણ કરવા યોગ્ય આ દેહ છે, તે દેહના અભિમાનમાં મારી ઘણી અક્ષૌહિણી (લશ્કર)નો નાશ થયો. એ ખરેખર મારું અજ્ઞાન છે. ખરી રીતે તો ભગવાને પૃથ્વીનો ભાર ઉતારવા માટે અથવા પોતાની લીલા વડે તેઓને મારેલા છે. (૪૭)

આમ કહેવાથી આ લોક તો ગયો છે એમ બતાવ્યું છે, અને હવે પરલોક પણ નથી એમ કહે છે:

**बालद्विजसुहृन्मित्रपितृभ्रातृगुरुद्रुहः ।**
**न मे स्यान्निरयान्मोक्षो ह्यपि वर्षायुतायुतैः ॥४८॥**

**શબ્દાર્થ**:—બાળક, બ્રાહ્મણ, સંબંધીઓ, મિત્ર, પિતા, ભાઈ, અને ગુરુનો દ્રોહ કરનાર એવા મારો નરકમાંથી લાખો વર્ષે પણ મોક્ષ નહિ થાય.

**ભાવાર્થ**:—અભિમન્યુ વગેરે બાળકો, દ્રોણાચાર્ય વગેરે બ્રાહ્મણો, શલ્ય વગેરે સંબંધીઓ, કર્ણ વગેરે મિત્રો, ભીષ્મ વગેરે પિતાઓ, દુર્યોધન વગેરે ભાઇઓ, તેમ જ મોટાઓ અથવા ગુરુઓ વગેરેનો મેં દ્રોહ કર્યો છે; તેમાંથી એકનું પણ બુદ્ધિપૂર્વક મહાપાતક કરવામાં આવે તો તેનું પ્રાયશ્ચિત્ત (નિવારણ) નથી; તેથી આ જગતનો પ્રલય થશે ત્યાંસુધી નરકમાં વાસ કરવો પડશે.

नैनो राज्ञः प्रजाभर्तुर्धर्मयुद्धे वधो द्विषाम् ।
इति मे न तु बोधाय कल्पते शासनं वचः ॥४९॥

**શબ્દાર્થ**:—પ્રજાના સ્વામી રાજાને, ધર્મયુદ્ધમાં શત્રુઓનો વધ કરવાથી પાપ લાગતું નથી, એવા પ્રકારનું શિક્ષાનું વચન પણ મને બોધ થવા માટે શક્તિમાન નથી.

**ભાવાર્થ**:—સામા યુદ્ધ કરતા હોય તેનો વધ કરવામાં શો દોષ છે? એમ યુધિષ્ઠિરને કોઇ કહે તો ત્યાં કહે છે કે ખરી વાત છે, "પ્રજાનું પાલન કરવું એ જ રાજાનું કલ્યાણરૂપ છે" એવું વાકય છે; તેથી પ્રજાની રક્ષા કરવા માટે શત્રુનો વધ કર્યો હોય તો તેમાં દોષ નથી, પણ આ પ્રસંગમાં તો, દુર્યોધન પ્રજાનું પાલન કરતો જ હતો; તેમાં મેં તો રાજ્યના લોભથી દરેકને માર્યા છે; એટલે "ધર્મયુદ્ધમાં શત્રુઓનો વધ કરવો તે પ્રજાપાલન કરનારને દોષરૂપ નથી," એવું નીતિનું વચન મને બોધ કરવા માટે સમર્થ થઇ શકતું નથી. (૪૯)

યુધિષ્ઠિરને કોઇ એમ કહે કે તમને યુદ્ધમાં મારેલાનું પાપ લાગતું હોય તો તમે તેના નિવારણ માટે પ્રાયશ્ચિત્ત કરો, ત્યાં કહે છે કેઃ

स्त्रीणां मद्धतबन्धूनां द्रोहो योऽसाविहोत्थितः ।
कर्मभिर्गृहमेधीयैर्नाऽहं कल्पो व्यपोहितुम् ॥५०॥

**શબ્દાર્થ**:—જેના કુટુંબીઓને મેં મારેલા છે, તેવી સ્ત્રીઓનો જે આ અહીં દ્રોહ ઉત્પન્ન થયો છે, તે દ્રોહ ગૃહસ્થાશ્રમ સંબંધી કર્મો વડે દૂર કરવાને હું સમર્થ નથી.

**ભાવાર્થ**:—પાપનો રોગની માફક ઉપાય થાય છે. તે ઉપાય, નજદીકમાં પાપ થતું હોય તો તેને માટે પ્રથમ કરવો જોઇએ. મેં મારેલા પતિઓને ગ્રહણ કરીને શોક કરતી હજારો સ્ત્રીઓ દરરોજ મરે છે. તે મોટો દ્રોહ અહી જ ઊઠેલો છે. તે યજ્ઞો વડે મટે તેમ નથી! ત્યારે એ દ્રોહનો જ ઉપાય કરો, એમ કોઇ કહે તો તેનો ખુલાસો કરે છેઃ અહીં સર્વનો પરિત્યાગ કરવો એ જ તે દ્રોહની નિવૃત્તિ કરવાનો ઉપાય છે, અથવા દેહનો ત્યાગ કરવો તે તેનો ઉપાય છે. પણ જેની અંદર પ્રાણીઓની હિંસા થાય છે, એવા ગૃહસ્થાશ્રમ સંબંધી દ્રવ્યમય યજ્ઞો વડે તે દોષની નિવૃત્તિ થવાની નથી. (૫૦)

જો કે તેવાઓના ઉપાય વડે વેદે તેવાં યજ્ઞાત્મક કર્મો બતાવ્યાં છે, તોપણ મને તેવાં સાધનો ન હોવાથી તેમાંએ અધિકાર નથી અને બરોબર સાધન વગરનાં કર્મો કરવાથી અજીર્ણમાં ભોજન કરવાની માફક તે યજ્ઞ પણ સર્વનો નાશ કરનાર થાય છે; તેથી તેવા યજ્ઞો વડે આ દ્રોહનો નિસ્તાર થાય તેમ નથી, તે માટે દૃષ્ટાંતની સાથે કહે છે કેઃ

**यथा पङ्केन पङ्काम्भः सुरया वा सुराकृतम् ।**
**भूतहत्यां तथैवैकां न यज्ञैर्मार्ष्टुमर्हति ॥५१॥**

**શબ્દાર્થઃ**—જેમ ગારા વડે ગારાના પાણીને નિર્મળ કરવું, અને દારૂથી અપવિત્ર થયેલ વસ્તુને દારૂથી શુદ્ધ કરવી. તેમ એક જાતની થયેલી પ્રાણી-હત્યાને નાના પ્રકારના વધવાળા યજ્ઞો વડે દૂર કરવાને માટે કોઈ યોગ્ય નથી.

**ભાવાર્થઃ**—ગારાવાળા જલને ધોવા માટે જેમ ગારાનો લેપ કરવો, તે તો ભીંત વગેરેમાં લીંપણ કરવાની માફક વધારે માટીને લગાડનાર થાય છે. આ દૃષ્ટાંત પરલોકને નાશ કરનાર નહિ હોવાથી બીજું દૃષ્ટાંત આપે છેઃ જેમ દારૂના છાંટાનો સ્પર્શ થયો હોય તેને શુદ્ધ કરવા માટે બીજી ઘણી મદિરા વડે છાંટો પડેલા ભાગને ધોવામાં આવે, તે પરલોકને નાશ કરનાર થાય છે, તેવી જ રીતે એક સ્ત્રીહત્યાને, પશુઓને મારીને કરેલા ઘણા યજ્ઞો વડે પણ દૂર કરવાને કોઈ યોગ્ય નથી. ખરી રીતે તો પૂર્વકાંડના વિચાર કરનારાઓએ મથન કરેલ યજ્ઞાદિક કર્મનું જ્ઞાન તે મોહરૂપ જ્ઞાન છે, એમ નિરૂપણ કર્યું છે. એવી રીતે ભગવાનનું અદ્ભુતકર્માપણું સિદ્ધ થયું છે. (૫૧)

**ઇતિ શ્રીભાગવત સુબોધિની ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં**
**ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત અષ્ટમ અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૯ મો

लोकप्रतीत्या कृष्णस्य यदा कार्यसमापनम् ।
तदा भागवतश्रोतुर्देहरक्षा निरूप्यते ॥ १ ॥
ऐहिकामुष्मिकफले भक्तानां स्थानभार्ययोः ।
सर्वेष्टापूरणं चैव भगवत्कार्यसंग्रहः ॥ २ ॥
श्रीमद्भागवतश्रोतू रक्षापूर्वक्रियाऽखिला ।
निरूपिता ततो मध्ये भगवत्कार्यवर्णनम् ॥ ३ ॥

જ્યારે લોકની પ્રતીતિ વડે શ્રીકૃષ્ણના કાર્યની સમાપ્તિ થઇ છે ત્યારે શ્રીભાગવતના શ્રોતાપરીક્ષિતના દેહની રક્ષાનું નિરૂપણ કરાય છે. (૧) ભક્તોને આ લોક તથા પરલોકનું રૂપ સિદ્ધ થાય, તે ભક્તોનાં સ્થાન અને સ્ત્રીઓની દરેક ઇચ્છાઓ પૂર્ણ કરવી એ ભગવાનના કાર્યનો સંગ્રહ છે. (૨) શ્રીમદ્ ભાગવતના શ્રોતા પરીક્ષિતની રક્ષાપૂર્વક, ભગવાનની દરેક ક્રિયાનું નિરૂપણ પણ કરાયેલું છે, અને તેથી મધ્યમાં ભગવાનના કાર્યનું વર્ણન કરાયેલું છે. (૩)

એવી રીતે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળતા પરીક્ષિતના શરીરની રક્ષાના પ્રસંગમાં માયા વડે તેને વીંટી લીધા. એ રક્ષાનું પહેલું કાર્ય કહીને ત્યાર પછી બીજા કાર્યનું નિરૂપણ કરે નહિ તો એકાગ્રપણાથી રક્ષા થઈ શકે નહિ, તેથી મધ્યમાં ભગવાનનાં કાર્યનું નિરૂપણ કરવું જોઈએ. એ કાર્ય ચાર પ્રકારનું છેઃ

(૧) દરેક ભક્તોને આ લોકનું સમગ્ર ફળ આપીને ભક્તિ આપવી અને આ લોક તથા પરલોકનો એક સંબંધ થાય, તે માટે પ્રાયશ્ચિત્ત અથવા વૈરાગ્ય સિદ્ધ કરવું, એ પ્રથમ કાર્ય છે.

(૨) જ્ઞાનનો ઉપદેશ દઈને, તેમ જ પરમ ભક્તિ ઉત્પન્ન કરીને, મુક્તિ કરવી, એ બીજું કાર્ય છે.

(૩) દરેક ભક્તોનાં મનનું સમાધાન કરીને, પોતાના સ્થાનની પ્રાપ્તિ કરવી, એ ત્રીજું કાર્ય છે.

(૪) ત્યાં હસ્તિનાપુરનાં દરેક મનુષ્યોને દરેક પ્રકારનું સુખ આપીને તેની સમાપ્તિ કરવી, એ ચોથું કાર્ય છે.

તેમાં ભક્તોને મુક્તિ આપવી એ જ ભગવાનનું પરમશ્રેષ્ઠ કાર્ય છે, અને આ લોક સંબંધી ફળ આપવાં વગેરે, તે કાર્ય મુક્તિની પહેલાંનું અંગ છે. એમ નિશ્ચય કરીને પરીક્ષિતના દેહની રક્ષા કરવામાં માયાનું આવરણ કર્યું, એ રક્ષાનું પહેલું અંગ છે; તેની સાથે એકતા કરીને આઠમા અધ્યાયમાં તેનું નિરૂપણ કર્યું.

नवमे स्वस्य भिन्नत्वं माप्तस्याभावसंशये ।
स्वच्छन्दमृत्योस्तच्छान्त्यै मुक्तिर्भीष्मस्य वर्ण्यते ॥ १ ॥
पुरस्कृतौघमृत्सृज्य जह्राद्देहमितीरितः ।
राज्ञो मोहमसज्ञाय निवृत्तिश्चोपदेशतः ॥ २ ॥
भक्तोऽपि भगवद्द्रोहमाचरन्नरकं व्रजेत् ।
इति दर्शयितुं भीष्मशरपञ्जरसंस्थितिः ॥३॥
तस्याप्युद्धारकः कृष्णो निजदत्तधिया स्तुतः ।
इति स्तुतिस्तथाऽप्यस्य तादृग्रूपेण वर्ण्यते ॥ ४ ॥

હવે નવમા અધ્યાયમાં ભીષ્મપિતામહ ભગવાનના ભક્ત છે, છતાં તેમણે પાંડવોની સાથે દ્વેષ કર્યો; તેથી 'તે ભક્તનો દ્વેષ કરે છે તે ભગવાનનો જ દ્વેષ કરે છે' એવું વાકય છે, માટે ભીષ્મપિતામહે ભગવાનના ભક્તોનો દ્વેષ કરેલો હોવાથી તેમનું ભાગવતપણું મટી જતાં, તેમને મુક્તિ થાય નહિ એવી શંકા થાય તો તેના સમાધાન માટે, ઈચ્છા પ્રમાણે જેમનું મૃત્યુ થયું છે એવા ભીષ્મપિતામહની મુક્તિ શાંતિ માટે થઈ છે, એમ વર્ણન કરાય છે. (૧) ભીષ્મપિતામહે ભક્તોનો દ્રોહ કર્યો, તે ભગવાનના અપરાધનો ત્યાગ કરીને ભીષ્મે પોતાના દેહનો ત્યાગ કર્યો એમ કહે છે. તે પ્રસંગમાં યુધિષ્ઠર રાજાને મોહ થયો છે. તેની ઉપેક્ષા થઈ શકે નહિ, તેથી ભીષ્મપિતામહના ઉપદેશથી યુધિષ્ઠિરના મોહની નિવૃત્તિ થઈ, એમ નિરૂપણ કરે છે. (૨)

ભક્ત હોય અને જો ભગવાનનો દ્રોહ કરે તો નરકમાં જાય એમ બતાવવા માટે ભીષ્મપિતામહ બાણની પથારીમાં સૂતેલા છે. (૩)

એમ ભગવાનનો દ્રોહ કરનાર ભીષ્મપિતામહ છે, તે પણ ભગવાને આપેલી બુદ્ધિથી સ્તુતિ કરવા લાગ્યા, અને તેથી તેમનો ભગવાને ઉદ્ધાર કર્યો, એમ બતાવવા માટે ભીષ્મપિતામહે ભગવાનની સ્તુતિ કરી, અને ભગવાને તેમનો ઉદ્ધાર કર્યો. તે ઉદ્ધાર કરનાર ભગવાન છે, તેવા રૂપ વડે તેનું વર્ણન કરે છે. (૪)

હવે સૂત આઠમા અધ્યાયની સંગતિ બતાવે છે:

सूत उवाच ।

इति भीतः प्रजाद्रोहात्सर्वधर्मविवित्सया ।
ततो विनशनं प्रागाद्यत्र देवव्रतोऽपतत् ॥११॥

**શબ્દાર્થ:**—એવી રીતે પ્રજાના દ્રોહથી ભય પામેલા યુધિષ્ઠિર સર્વ ધર્મને જાણવાની ઇચ્છા વડે જ્યાં ભીષ્મપિતામહ પડેલા છે ત્યાં કુરુક્ષેત્રમાં ગયા.

**ભાવાર્થ**:—પ્રજાનો દ્રોહ કર્યો હોય તો તે પણ આપણે કરેલ છે કે નહિ? અથવા તે દ્રોહ અધર્મને ઉત્પન્ન કરનાર છે કે નહિ? એવો સંદેહ થવાથી પ્રજાનો દ્રોહ ભયને ઉત્પન્ન કરે છે, તેથી તે સર્વજ્ઞ હોય તેમને જ દરેક સંદેહની નિવૃત્તિ થાય છે; તે માટે દરેક ધર્મનાં દરેક તત્ત્વો જાણવા માટે યુધિષ્ઠિર રાજા હસ્તિનાપુરથી કુરુક્ષેત્રમાં ગયા. ત્યાં કુરુક્ષેત્રમાં પણ જ્યાં ભીષ્મપિતામહ પડયા હતા ત્યાં ગયા છે. તે ભીષ્મપિતામહનો સંકલ્પ દેવની માફક સત્ય છે. એટલે જેમ ભગવાનની પ્રતિજ્ઞા સત્ય હોય છે, તેમ ભીષ્મપિતા-મહની પણ બ્રહ્મચર્યાદિક રાખવાની પ્રતિજ્ઞા સત્ય છે. તેવા સત્ય પ્રતિજ્ઞાવાળા પણ પડેલા છે, એ ભગવાનનું અદ્ભુત ચરિત્ર છે, એમ બતાવે છે. (૧)

ત્યારે ભીષ્મપિતામહનો સત્કાર કરવા માટે દરેક પાંડવો ત્યાં ગયા છે, એમ કહે છે:

**तदा ते भ्रातरः सर्वे सदश्वैः स्वर्णभूषितैः ।**
**अन्वगच्छन्रथैर्विप्रा व्यासधौम्यादयस्तथा ॥२॥**

**શબ્દાર્થ**:—જ્યારે યુધિષ્ઠિર કુરુક્ષેત્રમાં ગયા ત્યારે તેના દરેક ભાઇઓ સારા ઘોડાવાળા, અને સુવર્ણથી શણગારાયેલા રથોમાં બેસીને તેમની પાછળ ગયા. તેમ વ્યાસ ને ધૌમ્ય વગેરે ઋષિઓ પણ તેમની પાછળ ગયા.

**ભાવાર્થ**:—જે ભાઇઓએ પ્રજાનો દ્રોહ વગેરે કરેલો છે તે ભાઇઓ યુધિષ્ઠિરની પાછળ કુરુક્ષેત્રમાં ગયા. બીજા માણસો પણ સાથે ગયા છે. બ્રાહ્મણો પણ ગયા છે, તે બ્રાહ્મણોમાં વેદવ્યાસજી, અને પાંડવોના પુરોહિત (ગોર) ધૌમ્યઋષિ વગેરે મુખ્ય હતા. (૨)

ભગવાનને ભીષ્મપિતામહને મુક્તિ આપવી છે, તે માટે અવશ્ય પધારવાનું હતું, તોપણ યુધિષ્ઠિરને સારું લગાડવા માટે તેમની સાથે જ પધાર્યા, એમ કહે છે:

**भगवानपि विप्रर्षे रथेन सधनञ्जयः ।**
**स तैर्व्यरोचत नृपैः कुबेर इव गुह्यकैः ॥३॥**

**શબ્દાર્થ**:—હે શૌનક, ભગવાન્ પણ અર્જુનની સાથે રથમાં બિરાજીને ત્યાં પધાર્યા છે. તે યુધિષ્ઠિર રાજા જેમ ગુહ્યકો વડે કુબેર શોભે તેમ તે સર્વ વડે શોભવા લાગ્યા.

**ભાવાર્થ**:—**विप्रर्षे** એવું સંબોધન આપવાથી ભગવાને કરેલી અનુવૃત્તિ દોષ ઉત્પન્ન કરનારી નથી; કેમકે તે તો ભગવાનની લીલા છે, એમ જણાવવા માટે છે. અર્જુનની સાથે ભગવાન રથ વડે પધાર્યા છે એમ કહેલું છે, તેથી ગરુડની ધ્વજાવાળા રથમાં ભગવાન વિરાજીને અર્જુનને સારથિ કરીને ત્યાં પધાર્યા છે એમ જણાય છે. તેમના ભાઇઓ વગેરે સર્વ યુધિષ્ઠિરની પાછળ ગયા છે, તોપણ યુધિષ્ઠિરને બહારનું જ સુખ છે; અંતઃકરણમાં તો પ્રજાદ્રોહથી

તાપ થઇ રહ્યો છે; એમ બતાવવા માટે કહે છે કે યુધિષ્ઠિર રાજા છે. અને રાજાની બુદ્ધિ બહાર વધારે હોય છે, તોપણ તે દરેક ભાઇઓથી ઘણા જ શોભવા લાગ્યા. પણ ખરી રીતે અંદરથી શોભતા નથી, તે બતાવવા માટે દૃષ્ટાંત કહે છેઃ જેમ ગુહ્યકો વડે કુબેર શોભે તેમ યુધિષ્ઠિર ભાઇઓ વડે શોભે છે. 'જેનું નેત્ર ખરાબ છે' એવો અર્થ કુબેરનો થાય છે. આથી તેનો બહાર પ્રકાશ મોટો છે, પણ અંદર તો આંધળાની માફક છે. તેવી રીતે આ યુધિષ્ઠિર પણ શોકગ્રસ્ત છે, એમ કહ્યું છે. (૩)

એવી રીતે સર્વની સાથે ગમન કરવાનું પ્રતિપાદન કરીને, બોલ્યા સિવાય કેવળ દર્શનથી જ દરેકે નમસ્કાર કર્યો, તે કહે છેઃ

**दृष्ट्वा निपतितं भूमौ दिवश्च्युतमिवाम्बरम् ।**
**प्रणेमुः पाण्डवा भीष्मं सानुगाः सहचक्रिणा ॥४॥**

**શબ્દાર્થઃ**—સ્વર્ગમાંથી દેવ પડેલા હોય તેમ પૃથ્વી ઉપર પડેલા ભીષ્મપિતામહને જોઇને, પાંડવોએ શ્રીકૃષ્ણ અને પોતાના અનુયાયીઓ સહિત નમન કર્યું.

**ભાવાર્થઃ**—ભીષ્મપિતામહ પડેલા છે, તોપણ તેમની કાંતિ ઘણી છે એમ બતાવવા માટે દૃષ્ટાંત કહે છેઃ તે ભીષ્મ સ્વર્ગમાંથી પડેલા દેવતા જેવા લાગે છે. દેવતાનો પૃથ્વી ઉપર સ્પર્શ થવો એ પણ અયોગ્ય છે. ત્યાં પાત થવો તો અયોગ્ય જ હોય તેમાં શું કહેવું? તેથી ભીષ્મપિતામહનો જે પરાજય થયો છે તે જ પ્રથમ તો અશકય છે. ત્યાં તેનું પડવું તો શી રીતે બની શકે? ગમે તેવો દેવતા હોય તોપણ તે મનુષ્યને નમન કરવા લાયક છે. તેવી રીતે, જો કે ભીષ્મપિતામહે શ્રીકૃષ્ણપ્રભુનો વિરોધ કર્યો છે, તોપણ તે નમન કરવા યોગ્ય છે.

દેવતાઓમાં પોતાની બુદ્ધિ વગેરે વિલક્ષણ રીતે રહેલાં હોવાથી, તે દેવતા કદાચ પોતાના સ્થાનથી પડેલો હોય તોપણ તે બીજાને ભજન કરવા યોગ્ય છે, તેમ ભીષ્મ જ્ઞાનપૂર્ણ હોવાથી તેમનો દેહ પણ નમસ્કાર કરવા યોગ્ય છે. પાંડવો ભીષ્મના ભત્રીજાપુત્રો થાય છે; તેથી તેઓને તો નમસ્કાર કરવા યોગ્ય છે જ એમ સૂચવેલું છે. ભીષ્મપિતામહ જે ધર્મોનો ઉપદેશ કરવાના છે. તે ધર્મનું ગ્રહણ દરેકને સિદ્ધ થવા માટે, ત્યાં કુરુક્ષેત્રમાં આવેલા દરેકે ભીષ્મપિતામહને નમન કર્યું છે, એમ બતાવવા માટે, નોકરોની સાથે નમન કર્યું એમ કહ્યું છે. "ભગવાને ત્યાં પધારીને ભીષ્મને નમન કર્યું." તે ભીષ્મપિતામહ ભક્તા હતા અને તેથી ગમે તેવો ભક્ત હોય તોપણ તે નમન કરવા યોગ્ય છે, એમ લોકોને બતાવવા માટે નમન કર્યું છે. ભીષ્મપિતામહ જો ભક્ત ન હોય, અથવા ભક્ત હોય તે નમન કરવા યોગ્ય ન હોય, તો ભગવાનની સાથે દ્વેષભાવને પ્રાપ્ત થયેલા ભીષ્મપિતામહ નમન કરવા યોગ્ય શી રીતે થઇ શકે?

અર્થાત્ ન જ થાય; માટે ગમે તેવો ભક્ત હોય તોપણ એ નમન કરવા યોગ્ય છે, એમ લોકોને શિખામણ આપવા માટે જ ભગવાને નમન કરેલું છે. ભગવાનનું નામ **चक्री** (ચક્રને ધારણ કરનાર) લખેલું છે; તેથી તે ભગવાનનું અદ્‌ભુત કર્મ હોવાથી ઘાતકપણું જણાવવા માટે છે. (૪)

દરેક ઋષિઓ સર્વજ્ઞ છે, તેથી ભીષ્મપિતામહ ગૂઢ તત્ત્વ કહેશે, તે કારણથી ત્યાં આવેલા છેઃ

**तत्र ब्रह्मर्षयः सर्वे देवर्षयश्च सत्तमाः ।**
**राजर्षयश्च तत्रासन् द्रष्टुं भरतपुङ्गवम् ॥५॥**

**શબ્દાર્થ:—હે શૌનક, ત્યાં સર્વે બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ અને રાજઋષિઓ પણ ભરતના કુળમાં શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહને જોવા માટે આવ્યા.**

**ભાવાર્થ:**—ભૃગુ વગેરે બ્રહ્મઋષિઓ આવ્યા છે, નારદજી વગેરે દેવ-ઋષિઓ આવ્યા છે અને મનુ વગેરે રાજર્ષિઓ આવ્યા છે. તેઓ ત્રણે પ્રકારના ધર્મના મંત્રને જોનારા છે. તેઓ સર્વે ભીષ્મપિતામહને જોવા માટે આવ્યા છે. એટલે દરેક રીતે દેહ, ઇંદ્રિયો વગેરેની સ્વસ્થતા હોય ત્યારે શુદ્ધ ધર્મ વગેરેની સ્ફૂર્તિ થાય છે, તે સિવાય થતી નથી. એવી રીતે ધર્મના તત્ત્વને જાણીને, ભીષ્મપિતામહમાં ધર્મ બરાબર નિષ્ઠા કરીને રહેલો છે કે નહિ એમ જોવા માટે દરેક આવેલા છે.

નવમ સ્કંધમાં "દુષ્યંતના પુત્ર ભરત રાજા માયાને તરી ગયા છે" એમ નિરૂપણ કરેલું છે. તેથી ભરતને માયા જતી રહી છે, તો તે ભરતના વંશમાં ભીષ્મ શ્રેષ્ઠ હોવાથી, ભીષ્મપિતામહને પણ માયા જતી રહી છે. માટે તે દેહદૃષ્ટિથી ધર્મનું નિરૂપણ કરશે નહિ. સમય ઉપર ભીષ્મપિતામહનું મન પણ બીજામાં લાગેલું જોવામાં આવે છે; તેથી સંદેહ થાય છે કે, ભીષ્મપિતા-મહનો આ છેવટનો સમય છે. તે વખતમાં ભીષ્મની બુદ્ધિ કેવી સ્થિર રહે છે તે બાબતમાં સંદેહ છે. તેથી જ ઋષિઓના મતમાં તે તે ધર્મના મુખ્યપણાને સિદ્ધ કરનાર યુક્તિઓ જ ધર્મનો વિષય છે. (૫)

રાજસ તામસ અને સાત્ત્વિક, એવા ભેદ વડે તે ઋષિઓના ત્રણ ભેદ છે, તેનું વર્ણન ત્રણ શ્લોકથી કરે છે. પ્રથમ સાત્ત્વિક કહેલા છે, પછી રાજસ કહેલા છે અને ત્યારપછી તામસ કહેલા છે. તે દોષની નિવૃત્તિ થવાથી, રાજાઓએ દરેકને સમાન ભાવથી માનેલા છેઃ

**पर्वतो नारदो धौम्यो भगवान्बादरायणः ।**
**बृहदश्वो भरद्वाजः सशिष्यो रेणुकासुतः ॥६॥**
**वसिष्ठ इन्द्रप्रमदस्त्रितो गृत्समदोऽसितः ।**
**कक्षीवान्गौतमोऽत्रिश्च कौशिकोऽथ सुदर्शनः ॥७॥**

**अन्ये च मुनयो ब्रह्मन्ब्रह्मरातादयोऽमलाः ।**
**शिष्यैरुपेता आजग्मुः कश्यपाङ्गिरसादयः ॥८॥**

**શબ્દાર્થ:**—પર્વત, દેવલ, ધૌમ્ય, ભગવાન વ્યાસજી, બૃહદશ્વ, ભરદ્વાજ, શિષ્યો સહિત પરશુરામ, વસિષ્ઠ, ઇન્દ્રપ્રમદ, ત્રિત, અસિત, કક્ષીવાન, ગૌતમ, અત્રિ, વિશ્વામિત્ર, સુદર્શન, તેમ જ હે શૌનક, બીજા પણ શુકદેવજી વગેરે નિર્મલ મુનિઓ, કશ્યપ તથા બૃહસ્પતિ વગેરે મુનિઓ, પોતપોતાના શિષ્યોની સાથે ત્યાં આવ્યા.

**ભાવાર્થ:**—વ્યાસજીમાં કેવળ દેવર્ષિપણું જ નથી, એમ બતાવવા માટે "ભગવાન વ્યાસજી" એવું વિશેષણ આવેલું છે. રેણુકાના પુત્ર પરશુરામ ભગવાન પણ પોતાના શિષ્યોની સાથે ત્યાં પધાર્યા છે. ત્યાં બધા સાત દેવ-ઋષિઓ સાત્વિક છે. વસિષ્ઠ વગેરે દસ રાજસ બ્રહ્મર્ષિઓ છે. ખરી રીતે તો તે નવ જ છે; કેમકે **अथ** એમ જુદો ઉપક્રમ કરીને તેમાં સુદર્શનને પણ ગણાવ્યા છે, તેથી સુદર્શન અને બીજા રાજર્ષિઓના ભેદ કહેલા છે. તેમાં બ્રાહ્મણો કહ્યા છે, તે પણ રાજર્ષિપણાથી કહેલા છે, તે તામસ છે. 'બ્રહ્મરાત' એવું શુકદેવજીનું નામ છે, તેને તામસાદિકપણાનો દોષ નથી એમ બતાવવા માટે મૂળમાં **अमल** (નિર્મળ) પદ મૂકયું છે. બહારથી જ તે ઋષિઓ તામસ છે, પણ અંદર તો નિર્ગુણ છે, તે તામસના મધ્યમાં શુકદેવજી વગેરે શ્રેષ્ઠ છે, કશ્યપ વગેરે મધ્યમ છે. અંગિરાના પુત્ર બૃહસ્પતિ પણ આવેલા છે. (૬-૭-૮)

અહીં ઉત્તમ અધિકારમાં ધર્મનો નિર્ણય થવામાં ન્યૂનાધિકભાવ જાણવા માટે ઋષિઓની ગણના કરેલી છે. એવી રીતે પાંડવો, ભગવાન અને ઋષિઓ એમ ત્રણ આવેલા છે, ત્યાં ઋષિઓ આવ્યા તેને માટે જે કર્યું તે કહે છે:

**तान्समेतान्महाभाग उपलभ्य वसूत्तमः ।**
**पूजयामास धर्मज्ञो देशकालविभागवित् ॥९॥**

**શબ્દાર્થ:**—હે મહાભાગ્યશાળી શૌનક, ધર્મ ને દેશકાલના વિભાગથી વાકેફ અને વસુમાં ઉત્તમ એવા ભીષ્મપિતામહે તે આવેલા ઋષિઓને મળીને તેઓની પૂજા કરી.

**ભાવાર્થ:**—'મોટો જેનો ભાગ છે' એમ કહ્યું છે, ત્યાં 'ધર્મ અને જ્ઞાનાદિકનો સમૂહ છે' એમ સમજવાનું છે. ભીષ્મ વસુઓમાં ઉત્તમ છે. પૃથ્વીમાં જે વસુઓ હોય છે તે મુક્ત થાય છે, તેમ બીજાઓ બીજા સ્થળે મુક્ત થાય છે. પુષ્ટિભક્તની વ્યાવૃત્તિ માટે કહે છે કે, દેશ અને કાળના વિભાગને ભીષ્મ-પિતામહ સારી રીતે જાણે છે. અથવા દેશ, કાળ, અને વિભાગને જાણનાર છે, એટલે પ્રાકૃત હોવાથી ઉત્તમ ન હોય તોપણ જો પ્રથમ જ આવ્યો હોય તો તેનું પૂજન કરવું, એવા વિભાગને ભીષ્મ જાણે છે. મૂળમાં **विधानवित्**

એવો પાઠ હોય તોપણ તેવો જ અર્થ થાય છે. (૯)

એવી રીતે મન અને વચન વડે ધર્મને ઉપયોગી હોવાથી ઋષિઓનું પૂજન કર્યા પછી ભગવાનની પણ તેવી રીતે પૂજા કરી, એમ કહે છે:

**कृष्णं च तत्प्रभावज्ञ आसीनं जगदीश्वरम् ।**
**हृदिस्थं पूजयामास माययोपात्तविग्रहम् ॥१०॥**

**શબ્દાર્થ:**—પોતાના હૃદયમાં વિરાજનારા પોતાથી માયાશક્તિ વડે સ્વરૂપને ધારણ કરનાર, સામે વિરાજેલા, જગદીશ્વર કૃષ્ણભગવાનની તેમના પ્રભાવને જાણનારા ભીષ્મપિતામહે પૂજા કરી.

**ભાવાર્થ:**—ભગવાનની પૂજા સંબંધીપણાથી કરી કે ઇશ્વર તરીકેની પૂજા કરી, એમ જાણવાની ઈચ્છા થાય ત્યાં કહે છે: તે પ્રભુના પ્રભાવને ભીષ્મ જાણે છે, તેથી પ્રભાવને જાણીને પૂજા કરી છે. મુનિઓ આવ્યા, તેઓને જોઈ તેઓ ઊભા હતા ત્યાં જ પૂજન કર્યું, અને ભગવાન તો બિરાજ્યા પછીથી પૂજા કરી છે. ભગવાનની પૂજામાં ભાવના વડે દરેકથી ઉત્તમપણાનો પ્રકાર બતાવવા માટે, તે જગતના ઇશ્વર છે એમ કહ્યું છે. હૃદયમાં તે બિરાજનાર છે, એમ કહેવાથી તે અંતર્યામી છે એમ બતાવ્યું છે. તે અંતર્યામી હોવા છતાં બહાર જે દર્શન આપે છે તેમાં કારણ કહે છે કે, માયારૂપ શક્તિ વડે જેણે સ્વરૂપને ધારણ કરેલું છે. માયા વડે સ્વરૂપને ધારણ કર્યાનું લખ્યું છે, તેથી માયાવાદીની માફક કલ્પિત દેહ હશે ! એમ શંકા ન કરવી; કેમકે માયાસંબંધી ઇંદ્રિયાદિક, અને અહંકાર વડે જીવો, દેહને ગ્રહણ કરે છે. અને ભગવાન તો પોતાની શક્તિ વડે જ સ્વરૂપને ગ્રહણ કરે છે; પણ માયાપણું તેમાં એટલું રહેલું છે કે, બીજાઓને પોતાના સંબંધીપણાથી બીજી રીતે ભાન થાય છે. એટલે એ મારા પુત્ર છે, એ મારા પતિ છે, આ મારા ભાઈ છે, એમ જીવને બુદ્ધિ થાય છે, તેટલું જ માયાપણું છે. કેટલાક એમ માને છે કે, માયા વડે જ બીજનું ગ્રહણ કરેલું છે; એવી રીતે લોકને અનુસારે ભીષ્મપિતામહની બુદ્ધિ છે. તે બુદ્ધિને અનુસારે, સૂત પૌરાણિકે ભગવાનનું નિરૂપણ કર્યું છે. બાકી ખરી રીતે ભગવાનનું જેવું સ્વરૂપ છે તેવું દશમા અધ્યાયમાં હસ્તિનાપુરની સ્ત્રીઓના વાકયમાં નિરૂપણ થશે.

"જેણે માનેલું છે, તે તેના મતને જાણતા નથી. અને જે એમ સમજે છે કે અમારું મત નથી તેનું એ મત છે. જે એમ સમજે છે કે અમો જાણતા નથી, તેઓ જાણે છે. અને જેઓ એમ કહે છે કે અમે જાણીએ છીએ, તેઓ જાણતા નથી," એ શ્રુતિમાં સિદ્ધ કરેલું ભગવાનનું રૂપ દશમા અધ્યાયમાં કહેવાશે. (૧૦)

એવી રીતે ઋષિઓનું અને ભગવાનનું પૂજન કર્યું, તેનું નિરૂપણ કરીને પ્રથમ પાંડવોનું નિરૂપણ કરેલું છે. તે પાંડવોનું પૂજન કર્યા વગર જ તેનો શોક પ્રથમ જ નિવૃત્ત કર્યો; કેમકે પોતાને ઉપદેશ કરવાનો છે. તેનું ગ્રહણ તેના અંતઃકરણમાં શોક હોય તો થાય નહિ. માટે પોતાનો ઉપદેશ સિદ્ધ થાય તે સારુ પ્રથમ તેનો શોક દૂર કરીને, પોતે પાંડવો સાથે જે યુદ્ધ કરેલું છે તેમાં પોતાનો (ભીષ્મનો) દોષ નથી, એમ કહેવાની સાથે ભગવાનનું નિરૂપણ કરીને ફળની પ્રાર્થના કરે છે, જે **पाण्डुपुत्रान्** વગેરે ૧૪ શ્લોકોથી કહે છેઃ

**पाण्डुपुत्रानुपासीनान् प्रश्रयप्रेमसङ्गतान् ।**
**अभ्याचष्टाऽनुरागास्रैरन्धीभूतेन चक्षुषा ॥११॥**

**શબ્દાર્થઃ**—સમીપમાં બેઠેલા, વિનય અને પ્રેમથી મળેલા, પાંડુના પુત્રોને, સ્નેહનાં આંસુથી અંધ થયેલા નેત્ર વડે, ભીષ્મપિતામહ કહેવા લાગ્યા.

**ભાવાર્થઃ**—પાંડવો ભીષ્મપિતામહના પુત્રના પુત્રો છે; તેથી એમાં સ્નેહ થવો અને તેઓને શિખામણ દેવી તે તેમની યોગ્યતા છે. પાંડવો સમીપમાં બેઠેલા છે, એમ કહેવાથી પાંડવોની ધર્મપરાયણતા કહી છે. વળી તે વિનય અને પ્રેમથી મળેલા છે; તેથી જ્ઞાનના ઉપદેશમાં તે કારણ છે; કારણકે વિનય-વાળા અને સ્નેહવાળા હોય એમાં જ જ્ઞાનનો ઉપદેશ કરાય છે. ભીષ્મપિતામહનો ભગવાનનાં દર્શન થવાથી, ક્રૂર સ્વભાવ નિવૃત્ત થયો છે. ત્યારે સ્નેહયુક્તભાવથી ભીષ્મ કહે છે, એમ કહ્યું છે. ભીષ્મપિતામહને સ્નેહનાં આંસુ આવી જવાથી નેત્રથી કાંઇ જોઈ શકાતું નથી. અથવા પોતે જ ઘણા સ્નેહયુક્ત છે; તેથી પોતાના ક્લેશની સાથે સામાઓને દુઃખ દીધું છે. તે અત્યારે રુદન કરવામાં કારણ છે; એટલે દરેકને ભગવાને મોહયુક્ત કર્યા છે. તેથી એ પાંડવો પણ ક્લેશને પામ્યા છે, એમ ભીષ્મપિતામહના બોલવાનો અભિપ્રાય છે. (૧૧)

**भीष्म उवाच ।**

**अहो कष्टमहोऽन्याय्यं यद्यूयं धर्मनन्दनाः ।**
**जीवितुं नार्हथ क्लिष्टं विप्रधर्माच्युताश्रयाः ॥१२॥**

**શબ્દાર્થઃ**—ભીષ્મ બોલ્યાઃ અહો આ કષ્ટ છે, અને અન્યાય છે, કેમકે ધર્મના પુત્રો બ્રાહ્મણ ધર્મ અને ભગવાનના આશ્રયવાળા છો, તેવાઓના જીવતરમાં ક્લેશ થાય તે યોગ્ય નથી.

**ભાવાર્થઃ**—મૂળમાં **अहो** અવ્યય લખ્યો છે, તે આશ્ચર્યને બતાવનાર છે; એટલે ભીષ્મપિતામહ આશ્ચર્ય પામીને કહેતા હોય, તેમ પાંડવોને ક્લેશ થયો છે તેનું સ્મરણ કરીને તે ક્લેશ કારણ વગર થયો છે તેથી કહે છે કે, કષ્ટ જુઓ, અને કૌરવોએ પાંડવોનો તિરસ્કાર કર્યો, દ્રૌપદીજીના કેશ, વસ્ત્ર, દુઃશાસને ખેંચ્યાં, તે વગેરેનું સ્મરણ કરીને ભીષ્મ કહે છે કે એ પણ

કારણ વગરનું થયું છે; તેથી તે અન્યાય છે. "કર્મમાર્ગની રીતે વિચાર કરતાં બીજ, સ્વભાવ, અને ક્ષેત્રોના જે ધર્મો હોય છે તે ધર્મો વડે મનુષ્ય સુખ કે દુઃખને પ્રાપ્ત થાય છે, બીજી રીતે પ્રાપ્ત થતો નથી." તેમાં વળી ભીષ્મપિતામહ પાંડવોની સામું જોઈને કહે છેઃ તમોને જે દુઃખ પ્રાપ્ત થયું છે, એટલે વનવાસાદિના કલેશથી શરીરને દુઃખ થયું છે, તેમ જ અન્યાય થવાથી માનસિક દુઃખ થયું છે, તે કર્મથી થયેલું નથી; કેમકે તમો ધર્મના પુત્રો છો. જો કે યુધિષ્ઠિર એક જ ધર્મના પુત્ર છે, તોપણ યુધિષ્ઠિરની મુખ્યતા રાખીને તે સર્વે રહેલા છે, તેથી તે દરેકમાં યુધિષ્ઠિરપણું સમજીને તમામ ધર્મન પુત્રો છો એમ કહ્યું છે. તેથી તમારામાં બીજનો દોષ નથી. તેથી તમને દુઃખનો યોગ ન થવો જોઇએ. તેમ તમે બ્રાહ્મણ, ધર્મ, અને ભગવાનના આશ્રયવાળા છો. તેથી તમારામાં સ્વાભાવિક દોષ નથી જ. જે સ્વભાવથી દુષ્ટ હોય છે, તે નીતિથી વિરોધ કરનારા ધર્મનો આશ્રય કરે છે, અને સ્વભાવથી શુદ્ધ ધર્મનો આશ્રય કરતા નથી; તેમ જ ઇશ્વરના સંબંધવાળા ધર્મનો પણ આશ્રય કરતા નથી. તેમાં તમો તો બ્રાહ્મણોના આશ્રયવાળા છો, તેથી તમો સર્વ નીતિને જાણનારા હોવાથી નીતિનો વિરોધ તમારામાં નથી. ધર્મના આશ્રયવાળા હોવાથી તમો સ્વભાવથી શુદ્ધ છો, કારણ કે ધર્મની એવી રીતિ છે કે પોતાના આશ્રયવાળાને તે શુદ્ધ જ રાખે છે. અને તમો ભગવાનૂના આશ્રયવાળા હોવાથી ઇશ્વર સંબંધી ધર્મ તમને સ્ફુરે છે. એમ ત્રણ પ્રકારના ધર્મમાંથી એક ધર્મનો આશ્રય કરનાર પણ કલેશને પામતો નથી, ત્યારે ત્રણેનો એકભાવ થઇને ત્રણે પ્રકારના ધર્મોનો આશ્રય કરનારાઓને શી રીતે કલેશ થાય ? આ ધર્મમાર્ગની રીતે વ્યવસ્થા કહી છે. પણ કાળમાર્ગની રીતે તો જુદી વ્યવસ્થા કહેશે. તેમ જ ભગવાનના માર્ગથી જે વ્યવસ્થા થાય છે, તે પણ ભિન્ન છે, એમ આગળ કહેશે. (૧૨)

એવી રીતે સ્વભાવ અને બીજના દોષનો પરિહાર કરીને ક્ષેત્રનો દોષ તમારામાં નથી એમ કહે છેઃ

**सांस्थितेऽधिरथे पाण्डौ पृथा बालप्रजा वधूः ।**
**युष्मत्कृते बहून्क्लेशान्प्राप्ता तोकवती मुहुः ॥१३॥**

**શબ્દાર્થ**:—અતિરથી પાંડુ મરણ પામ્યા ત્યારે બાળપ્રજાવાળાં કુંતીજી તમારા માટે વારંવાર ઘણા કલેશોને પામ્યાં છે.

**ભાવાર્થ**:—પાંડુ અતિરથ હતા એમ કહેવાથી ક્ષત્રિયના ધર્મરૂપ પરાક્રમ તેનામાં હતું એમ સૂચન થાય છે. તેણે શરીરનો ત્યાગ કર્યો ત્યારે કુંતીજી બાળક પ્રજાવાળાં હતાં, એમ કહેવાથી પાંડુના પુત્રોની રક્ષા કરનાર ભગવાન સિવાય બીજો કોઇ ન હતો, એમ સૂચન કરેલ છે. તે કુંતીજી વધૂ (વહૂ)

હતાં, એમ કહેવાથી તેણે કુળધર્મનું સારી રીતે પાલન કર્યું છે, એમ જણાવ્યું. તેથી તમારા માટે ધર્મમાર્ગ વડે તમારી રક્ષા કરવા સારુ કુંતીજીએ ઘણા ઘણા કલેશો વેઠયા છે. તેમાં માદ્રીના બે પુત્રો નકુળ અને સહદેવ જોડલા તરીકે જન્મ્યા હતા, તેઓ તો ઘણા જ નાના બાળકો હતા. નકુળ અને સહદેવ તો પાંડુના મૃત્યુ વખતે પોતાના પગથી ચાલી શકે તેવડા પણ ન હતા. તેઓને સાચવવા સારુ કુંતીજીએ બહુ જ કલેશો ભોગવ્યા છે; તેથી સર્વથા સ્વધર્મનું જ કુંતીજીએ પરિપાલન કર્યું છે. માટે તમારામાં ક્ષેત્રનો દોષ તો જરા પણ નથી જ. એમ કહેવાથી "અમારામાંથી તમને કલેશ થયો છે" એમ જે દેખાય છે, તે પણ કલેશ થવામાં કારણ નથી; કારણ કે જે બાબત દેખીતી હોય છે, તેમાં એક અદૃષ્ટ કારણ હોવું જોઇએ. એ અદૃષ્ટ કારણ તો કાંઇ પણ દેખાતું નથી, ત્યારે દૃષ્ટ કારણ પણ કોઇ છે જ નહિ, એમ બતાવ્યું છે. (૧૩)

કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી, ત્યારે સર્વને દુઃખ થયું એમાં શું કારણ હશે, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**सर्वं कालकृतं मन्ये भवतां च यदप्रियम् ।**
**सपालो यद्वशे लोको वायोरिव घनावलिः ॥१४॥**

**શબ્દાર્થઃ**—તમારું જે અપ્રિય થયું છે, તે વાયુને અધીન થયેલાં વાદળાંઓની માફક, લોકપાલ સહિત સર્વ લોક જેને વશ છે, એવા કાલે, તે બધું કર્યું છે, એમ હું માનું છું.

**ભાવાર્થઃ**—આપણે કરેલું અથવા બીજાએ કરેલું જેટલું છે તેટલું આધ્યાત્મિક વગેરે સર્વ કાળનું કરેલું છે. ત્યારે કાળ નિમિત્ત માત્ર છે એમ ન સમજવું; કેમકે જ્યોતિઃશાસ્ત્રમાં "દરેક કાળનું કરેલું છે" એમ પ્રતિપાદન કર્યું છે.

ત્યાં શંકા થાય છે કે, રાજ્યધર્મમાં તો ઇશ્વર વગેરે ઘણાઓને કર્તાપણું હોય છે, તેમ કોઇ સ્થળે લોકને કર્ત્તાપણુનો નિર્દેશ પણ કરેલો છે, એમ જ લોક, કાળ, કર્મ, સ્વભાવ અને ઇશ્વર એમ જુદા જુદા ઘણાયે કર્તા લખ્યા છે, તેમાંથી કેવળ કાળને જ કર્તાપણું કેમ ? એ પ્રમાણે જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે મને એમ ભાસે છે, કેમકે 'અંતઃકરણની વૃત્તિ એ પ્રમાણ છે' એવું વાકય છે તેથી મેં મારા પોતાનામાં નિશ્ચય કરેલો છે કે આ દરેક પાંડવોને દુઃખ થવામાં કાળ જ કારણ છે; કેમકે જ્યોતિઃશાસ્ત્રના પ્રમાણથી તે સિદ્ધ થાય છે, તેમ લોક અગર કર્મથી તેને દુઃખ થાય તેવું નથી, એવું આગળ નિરૂપણ કર્યું છે. પાંડવો ધર્મના પુત્ર હોવાથી તેઓને કર્મ સંબંધી દુઃખ ન જ થાય, તેમ જ પાંડવો ધર્મનો આશ્રય કરનાર હોવાથી તેઓને લોકના

સંબંધવાળું દુઃખ પણ હવે થવાનું નથી. તેઓને જ્ઞાન છે છતાં ક્લેશ થયો છે, તેથી સ્વભાવની અંદર રહેલ માયા વગેરેથી કાંઈ દુઃખ થવાનું કારણ નથી. અને પાંડવોને તો દરેક કામ કરતી વખતે સાથે શ્રીકૃષ્ણ રહેલા છે, તેમ જ પાંડવો સર્વે ભક્ત છે, તેથી તેઓને ઈશ્વરકૃત દુઃખ ન જ હોય. એમ જેટલાં કારણો શાસ્ત્રોમાં કહેલાં છે તે તમામનો વિચાર કરતાં કેવળ કાળ જ બાકી રહે છે. તેથી તમોને જે દુઃખ થયું છે તે કાળે કરેલું છે, એમ હું માનું છું. જે તમારું દુઃખ જગતમાં પ્રસિદ્ધ થયું છે, તે દુઃખ તમને બીજા જન્મમાં પણ ન હતું એમ સૂચવે છે. ચાલતા પ્રસંગમાં ઉપયોગી થવા માટે કાળનું સામર્થ્ય કહે છે કે વાયુને વશ જેમ વાદળાં છે, તેમ લોકપાલ સહવર્તમાન દરેક લોક કાળને વશ થયેલા છે. તે કાળે સઘળું કર્યું છે એમ હું માનું છું; કારણ કે દરેક લોક કાળને આધારે રહ્યા છે. અને લોકોમાં કાળ વ્યાપ્ત છે. ભોગ પર્યંત બ્રહ્માંડની સ્થિતિની ગણના પણ કાળે જ કરેલી છે. ઇંદ્રાદિ સહિત સર્વ લોક કાળને વશ છે. તે કેવળ ઉત્પત્તિમાં જ કાળને વશ છે, એમ નથી, પણ સ્થિતિનું કાર્ય કરવું અને નાશ કરવો તે તમામ કાળને વશ છે. ત્યાં દૃષ્ટાંત કહે છે કે, જેમ વાદળાંઓની પંક્તિ વાયુને અધીન છે, એટલે દરેક માસમાં મેઘ આવે છે, તોપણ વાયુના વેગ વડે મેઘ થાય છે અને નથી થતો; તેથી સર્વ સુખદુઃખ થવું તે કાળને અધીન છે. (૧૪)

પાંડવોને જે દુઃખ થયું છે, તે સર્વ કાળનું કરેલું છે, કર્મથી નહિ, તે દરેક બતાવવા માટે તર્ક કરે છેઃ

**यत्र धर्मसुतो राजा गदापाणिर्वृकोदरः ।**
**कृष्णोऽस्त्री गाण्डिवं चापं सुहृत्कृष्णस्ततो विपत् ॥१५॥**

**શબ્દાર્થ:**—જ્યાં ધર્મના પુત્ર રાજા છે, ભીમસેન હાથમાં ગદા ધારણ કરીને ઊભા છે, અસ્ત્ર ધારણ કરનાર અર્જુન છે, ગાંડીવ ધનુષ છે, શ્રીકૃષ્ણ ભગવાન હિત અને અહિતના વિચારનારા છે, એમ હોવા છતાં પણ ત્યાં વિપત્તિ છે.

**ભાવાર્થ:**—સર્વે દેખાતી સામગ્રી છે તે દુઃખના અભાવમાં કારણ છે; કેમકે ધર્મ, પુત્રની રક્ષા કરે છે (દશમ સ્કંધમાં શ્રીગોપીજન પ્રત્યે ભગવાને કહ્યું છે કે ' પુત્ર પિતાને ભજે નહિ છતાં પિતા પુત્રને ભજે છે, તેમાં કપટ વગરનો શુદ્ધ ધર્મ રહેલો છે, તેથી પિતા પુત્રને પાળે છે, તે પિતામાં રહેલો ધર્મ પાલન કરાવે છે; એવા અભિપ્રાયથી અહીં પણ લખ્યું છે). તે ધર્મ રાજા છે, એટલે પોતાનું પાલન થાય છે અને પોતે બીજાનું પાલન કરે છે.

વૃક નામનો દશપ્રકારનો પ્રાણ ભીમના ઉદરમાં છે. તે બળની અધિષ્ઠાત્રી દેવતા છે. તે હાથમાં ગદા રાખીને ઊભેલ છે. એટલે ભીમસેન (વૃકોદર) સાધનસહિત ઊભેલા છેઃ અર્જુન પોતાના નામ વડે જ કૃષ્ણના સમાનધર્મને

પ્રાપ્ત થતાં કૃષ્ણનામ થયું છે, તેવા અર્જુન ગાંડીવ ધનુષ વડે બ્રહ્માસ્ત્રાદિક પ્રયોગ કરવામાં સમર્થ છે. વળી તેનું ગાંડીવ ધનુષ છે તે અક્ષય છે. જેમ બીજા ધનુષનો નાશ થાય છે તેમ ગાંડીવનો નાશ થતો નથી. અને ભગવાન સુહૃત્ છે, એટલે પાંડવોનું હિત કરનારા છે. એવી રીતે આ બધી સામગ્રી દુઃખ થવા દે તેવી નથી. છતાં વિચાર કરીએ તો તે જ સામગ્રી દુઃખના કારણ રૂપ થયેલ છે; કેમકે પાંડુ રાજાએ પ્રથમથી જ પુત્રને સંપાદન કરીને, તેને રાજ્યમાં સ્થાપન કર્યા પછી ત્યાગ કર્યો હોત અર્થાત્ પછી વનમાં ગયા હોત તો દુઃખની શંકા હતી નહિ.

અથવા ભીમસેન મહાબળવાન ન થાત, તોપણ ભીમની સાથે દુર્યોધનને તકરાર થતાં, વૈરભાવ થવાથી જે દુઃખ થયું તે દુઃખ ન થાત, અથવા અર્જુને મત્સ્યવેધ કર્યો ન હોત તો દુર્યોધનાદિકને દ્રૌપદીજી ન મળવાથી જે અદેખાઇ થઇ તે ન થતાં, દુઃખ થાત નહિ. અગ્નિએ અક્ષય બાણ અને ભાથા આપ્યા ન હોત તો ઇંદ્રની સાથે કજિયો થાત નહિ; તેથી દેવદ્રોહ પણ ન થાત.

તેમ શ્રીકૃષ્ણ ભગવાને જો પાંડવોની સહાયતા ન કરી હોત તો તે પાંડવોને દીન જાણીને, તેઓના ઉપર દયા લાવીને, દુઃખો આપનાર તેઓને દુઃખ આપત નહિ; તેથી સુખના સાધનપણાથી જેનું ગ્રહણ કરેલું હતું, તેનાથી જ ત્યારે દુઃખ થયું, ત્યારે તે દુઃખ કાળે જ કરેલ છે, એમ નિશ્ચય થાય છે. (૧૫)

ત્યાં કોઇ શંકા કરે છે કે ઉપર પ્રમાણે પ્રતિપાદન કરવાથી કાળનું બલિષ્ઠપણું સૂચવેલું છે. ત્યારે ભગવાન પણ જેના હિતનું ચિંતન કરનારા હતા, તેવા પાંડવોને જ્યારે દુઃખ થયું, તો તે કાળે ભગવાનનું પણ ઉલ્લંઘન કેમ કર્યું ? ત્યાં કહે છેઃ

**न ह्यस्य कर्हिचिद्राजन्पुमान्वेद विधित्सितम् ।**
**यद्विजिज्ञासया युक्ता मुह्यन्ति कवयोऽपि हि ॥१६॥**

**શબ્દાર્થ**:—હે યુધિષ્ઠિર, આ ભગવાનના કર્મને કોઈપણ પુરુષ ક્યારે પણ જાણતો નથી, કારણ કે જેને જાણવાની ઇચ્છાથી યુક્ત થયેલા કવિઓ પણ ખરેખર મોહ પામે છે.

**ભાવાર્થ**:—આ ભગવાનના કર્તવ્યને કોઈ જાણતું નથી. જોકે કાળ ભગવાનની આજ્ઞા પ્રમાણે જ કાર્ય કરનાર છે; તેથી તે કાળ ભગવાનની ઇચ્છા હોય ત્યાંસુધી પ્રવૃત્ત થતો નથી; પણ ભગવાનની ઇચ્છા જ જાણી શકાતી નથી. જોકે ભગવાન સુખ અગર દુઃખના કારણ નથીજ. જો ભગવાન દરેકનાં સુખ દુઃખના કારણરૂપ હોય તો, સર્વને સર્વ સુખ સમાન જ થવું જોઇએ, પણ તે ભગવદિચ્છા કાર્ય થયા પછી જ જાણવામાં આવે છે, પણ કાર્યની પહેલાં જાણી શકાતી નથી.

ત્યાં શંકા કરે છે કે જ્યારે ભગવાનની ઈચ્છા જાણી શકાય નહિ ત્યારે ભગવાનના કર્તવ્યની પણ ખબર પડે નહિ, તેથી ભગવાનનો વિશ્વાસ કરવો ન જોઇએ!

તે શંકાનું સમાધાન કરે છે કે જેને જાણવાની ઈચ્છાવાળા કવિઓ પણ મોહ પામે છે. એટલે પાંડવોને વૈરાગ્ય થવા સારુ, ભગવાને દુ:ખ આપ્યું કે સુખ આપ્યું? અથવા ભગવાન પાંડવોનું પાલન કરે છે એમ જાણવાથી ભક્તિ આપી? અથવા તો કૌરવોનું હિત કર્યું? એમ વિચાર કરીએ તો દરેક બાબતમાં યુક્તિ તો થઇ શકે છે. તેથી કવિઓ પણ મોહ પામે છે. વાણી અને મનથી ન જાણી શકાય તેવા ભગવાનમાં યુક્તિ ચાલતી નથી, એમ બતાવવા માટે મૂળમાં हि શબ્દનો પ્રયોગ કર્યો છે. (૧૬)

ત્યારે આથી બીજો કયો ઉપાય હોઇ શકે છે? તે કહે છે:

**तस्मादिदं दैवतन्त्रं व्यवस्य भरतर्षभ ।**
**तस्यानुविहितोऽनाथा नाथ पाहि प्रजाः प्रभो ॥१७॥**

**શબ્દાર્થ:**—હે ભરતશ્રેષ્ઠ! ભગવાનની ઇચ્છા જાણી શકાતી નથી. તેથી આમ હું દૈવને અધીન છે, એમ જાણીને તેની આજ્ઞાને માનીને હે નાથ, હે પ્રભો, અનાથ પ્રજાનું પાલન કરો.

**ભાવાર્થ:**—જે કારણથી દરેક કાળને અધીન છે, અને તે કાળ ભગવાન છે. વળી દૈવ શબ્દથી ઓળખતા પણ તે ભગવાન જ છે. તેમ કાળનું ઉલ્લંઘન બીજી કોઈ પણ રીતે થઈ શકે તેમ નથી. તેથી આ ભગવાનના આજ્ઞાકારી થઇને અનાથ પ્રજાનું રક્ષણ કરો. ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તવું તે આપણો સ્વધર્મ છે. તે સ્વધર્મ કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે, એવી મર્યાદા છે. જો કે વિશેષથી પ્રમેયબળનો વિચાર કરીએ ત્યારે ભગવાન કયા પ્રકારથી પ્રસન્ન થાય છે તે સમજાતું નથી, તોપણ પ્રમાણબળના વિચાર વડે આ હકીકત કહે છે. પ્રજાનું પાલન કરવું એ રાજાનો ધર્મ છે. અને સ્વધર્મ કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે. પહેલાં દુર્યોધન વગેરે પ્રજાના સ્વામી હતા, પણ હમણાં પ્રજા સ્વામી વગરની થયેલી છે; તેથી અનાથ પ્રજાનું તમારે પાલન કરવું જોઈએ. અથવા તમે પ્રજાના સ્વામી છો, તોપણ તમને સ્વામિપણાનું અભિમાન નથી; તેથી તે અનાથ છે; માટે પાળવાને સમર્થ હોવાથી, કેવળ દયા વડે જ તે પ્રજાની રક્ષા કરવી જોઇએ. (૧૭)

અહીં શંકા કરે છે કે તેના આજ્ઞાકારી થઇને પ્રજાનું પાલન કરવાનું કહ્યું છે તેમાં કોની આજ્ઞા પ્રમાણે કરવું? એમ વિચાર થતાં, પ્રથમ જેનું નિરૂપણ કરેલું છે તેની આજ્ઞાને માનીને કરવાનું છે. ત્યારે પ્રથમ દૈવાધીન સર્વ છે,

એમ કહેવાથી કાળનું નિરૂપણ કરેલું છે. અને તે પહેલાં શ્રીકૃષ્ણનું નિરૂપણ કરેલું છે; ત્યારે એ બન્નેમાંથી કોની આજ્ઞા પ્રમાણે વર્તવું, એવો સંદેહ થાય ત્યારે, "કાળને સર્વ અધીન છે," એમ કહેવાયું છે. તેથી કાળના અધીનપણાનો અનુવાદ કરીને, પ્રજાના પાલન કરવાનું વિધાન ભીષ્મપિતામહ કરે છે એમ સિદ્ધ થાય છે. અને આ શ્લોકની પહેલાંના શ્લોકમાં, શ્રીકૃષ્ણનું શું કર્તવ્ય છે, એ કોઇ જાણી શકતું નથી, એમ કહ્યું છે; તેથી કાલાધીનપણું કહેલું છે. ત્યારે કૃષ્ણ કાલાધીન નથી એમ સિદ્ધ કરવા માટે કૃષ્ણને શું કરવાની ઇચ્છા છે, તે કોઇ જાણી શકતું નથી, એમ સંદેહ બતાવ્યો છે. ત્યાં શ્રીકૃષ્ણ કાલાધીન નથી એમ નિરૂપણ કરાય છે કે કાળ કારણ છે એ હકીકતનું નિવારણ કરાય છે? અથવા એ શ્રીકૃષ્ણ અને કાળ બન્ને સાથે રહીને દુ:ખના કારણરૂપ છે, તે નિરૂપણ કરાય છે? એ ત્રણે પક્ષમાંથી કાળથી કૃષ્ણનો ભેદ સિદ્ધ થાય છે; તેથી કાળનો પક્ષ પૂર્વાપરથી વિરુદ્ધ છે, એમ શંકા કરીને તેનું નિવારણ કરે છે કે કાળરૂપ જ શ્રીકૃષ્ણ છે અને તે ભગવાન છે, એમ વિસ્તારથી નિરૂપણ કરે છે:

**एष वै भगवान्साक्षादाद्यो नारायणः पुमान् ।**
**मोहयन्मायया लोकं गूढश्चरति वृष्णिषु ॥१८॥**

**શબ્દાર્થ:**—આદ્ય, નારાયણ અને પુરુષ, આ શ્રીકૃષ્ણ સાક્ષાત્ ભગવાન જ છે. તે પોતાની માયા વડે લોકને મોહ કરતાં યાદવોમાં ગૂઢ રીતે ફરે છે.

**ભાવાર્થ:**—આ કામરૂપ શ્રીકૃષ્ણ છે, તે કાંઇ ખોટી બડાઈ તરીકે હું કહેતો નથી, અર્થાત્ ખરું કહું છું. તેમ જ્ઞાનદૃષ્ટિથી તેમને ભગવાન જાણવા, એમ પણ મારું કહેવું નથી; કારણ કે એ સાક્ષાત્ ભગવાન છે. કાળરૂપ આ શ્રીકૃષ્ણને ભગવાન્ કહેવામાં શું કારણ છે, એમ કોઇ કહે તો ત્યાં કહે છે કે તે શ્રીકૃષ્ણ આદ્ય પુરુષોત્તમ છે, તે જ નારાયણ છે, અને તે જ બ્રહ્માંડના શરીરવાળા પુરુષ છે, પોતાની મેળે પ્રકાશમાન છે. એટલાં વિશેષણ મૂળમાં આવ્યાં છે, તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે કાળને કૃષ્ણપણું છે, કૃષ્ણને ભગવાનપણું છે, ભગવાનને પુરુષોત્તમપણું છે, પુરુષોત્તમને નારાયણપણું છે અને નારાયણને સ્વરાટ્પણું છે. તે ભગવાન્, પોતાના શરીરમાં ભાર છે એમ જાણ્યું, ત્યારે તેના નિવારણ કરવા માટે અહીં પધાર્યા છે અને યદુઓમાં પ્રવેશ કરીને રહેલા છે. જેમ પોતાને કોઈ ન જાણે તેમ માયા વડે મનુષ્યચેષ્ટાથી લોકને વ્યામોહ કરે છે, અને પોતે ભગવાન છે એને બરાબર છુપાવે છે, અને પોતે કાળરૂપ હોવાથી દરેકનું ભક્ષણ કરવા માટે ફરે છે. (૧૮)

આ શ્રીકૃષ્ણ એવી રીતે કાળરૂપ થઇને પોતાના સ્વરૂપને છુપાવીને કેમ ફરે છે? તેને કોઈપણ કેમ જાણતું નથી? એવી શંકા થાય ત્યાં બે શ્લોકથી કહે છે:

**अस्यानुभावं भगवान्वेद गुह्यतमं शिवः ।**
**देवर्षिर्नारदः साक्षाद् भगवान्कपिलो नृप ॥१०॥**

**શબ્દાર્થ**:—હે નૃપ, આ શ્રીકૃષ્ણના અત્યંત ગૂઢ મહિમાને ભગવાન્ શિવજી, દેવર્ષિ નારદજી અને ભગવાન્ કપિલદેવજી જાણે છે.

**ભાવાર્થ**:—આ શ્રીકૃષ્ણ ભગવાન એવી રીતે જ છે. એવા પ્રકારના ભગવાનનો અનુભવ દરેકને મારણ કરવાના લક્ષણવાળો છે અને તે અનુભાવને સર્વે કોઇ જાણી શકતાં નથી. તે શ્રીકૃષ્ણને શિવજી જાણે છે, જે શિવજી સંહારરૂપે દરેકનું ભક્ષણ કરે છે, તોપણ શ્રીકૃષ્ણનું સ્મરણ કરવાથી કલ્યાણરૂપ છે. તેમ જ દેવર્ષિ નારદજી દરેક સ્થળમાં પ્રવેશ કરીને દરેકને કજિયા કરાવીને સર્વને મારે છે, તોપણ તે નારદજી દરેકના હિત કરનારા સમજાય છે. જે કપિલદેવજીએ પ્રકૃતિ જ જગતનું કારણ છે, એમ નિરૂપણ કર્યું છે, અને પુરુષના કારણપણાનું નિવારણ કર્યું છે, અર્થાત્ દરેકના કારણરૂપ છતાં પણ કારણપણાનું નિવારણ કર્યું છે; તેથી સાત્ત્વિક રાજસ અને તામસમાં ગુણાતીત તરીકે કહેવાયેલા તે ત્રણ જ જાણે છે. (૧૯)

બીજા તો ઘણી રીતે શ્રીકૃષ્ણને સાંભળીને પણ જાણતા નથી, જેમ તમે નથી જાણતા, એમ કહે છે:

**यं मन्यसे मातुलेयं प्रियं मित्रं सुहृत्तमम् ।**
**अकरोः सचिवं दूतं सौहृदाद्रथसारथिम् ॥२०॥**

**શબ્દાર્થ**:—આ મામાના પુત્ર છે, પ્રિય છે, મિત્ર છે, અને આપણા હિતેચ્છુઓમાં ઉત્તમ છે, એમ જે શ્રીકૃષ્ણને તમે માનો છો અને જેને તમે સચિવ (મંત્રી) કર્યા, દૂત કર્યા, અને સ્નેહને લીધે તે શ્રીકૃષ્ણને સારથિ પણ કર્યા.

**ભાવાર્થ**:—વસુદેવને ઘેર અવતાર લીધો છે, તેથી આ મામાના પુત્ર છે એમ તમે તે કૃષ્ણને માનો છો. આપણી પ્રીતિના વિષય છે એમ તમે માનો છો, એટલે સંબંધથી જ તેમ જ તે પોતાના છે એમ માનીને તમે પ્રીતિ કરો છો. આપણને ઉપકાર કરવાવાળા છે, તેથી ભગવાનને તમે મિત્ર માનો છો. અને તેઓ હંમેશાં છાનો ઉપકાર કરનાર છે, અને દ્રૌપદી વગેરેને પ્રાપ્ત કરાવ્યાં છે, તેથી આપણા હિત કરનારાઓમાં ઉત્તમ છે, એમ માનો છો; કારણ કે સારાભાવવાળો હોય તે સુહૃત્ કહેવાય છે, અને કયારે પણ કપટ ન કરે તેમ જ પ્રત્યક્ષમાં પરોક્ષમાં, અને સાક્ષાત્ અથવા કોઇના દ્વારા પણ, હમેશાં તેના હિતનો જ જે વિચાર કરે છે, તે 'સુહૃત્તમ' કહેવાય છે; એવી રીતે તમે શ્રીકૃષ્ણને સુહૃત્તમ માનો છો. તે કેવળ તેમ જાણવા માટે જ નથી, પણ તમે અયોગ્ય કાર્ય પણ ઘણાં કર્યાં છે. તે કહે છે કે તમે શ્રીકૃષ્ણને મંત્ર કહેલા છે, હીનકાર્ય સિદ્ધ કરનાર દૂત બનાવ્યા છે, વ્યવહારમાં પોતાની બરાબર હોય

તેણે પણ હીનકાર્ય કરવું તે તો કેવળ સ્નેહથી જ થાય છે. તે જ કારણથી તમે તે શ્રીકૃષ્ણપ્રભુને સારથિ કરેલા છે. કાંઇ એકાદ વખત સારથિ બનાવ્યા હોય તેમ નથી, પણ રથની રક્ષા કરવા માટે ભગવાનને તમે સારથિ બનાવ્યા છે. (૨૦)

બીજા લોકો ભગવાનને ન જાણે તો ભલે પણ ભગવાન તો પોતાના સ્વરૂપને જાણે છે, તો શા માટે હીનકાર્યમાં જોડાય છે? ત્યાં કહે છે કેઃ

**सर्वात्मनः समदृशो ह्यद्वयस्यानहङ्कृतेः ।**

**तत्कृतं मतिवैषम्यं निरवद्यस्य न क्वचित् ॥२१॥**

**શબ્દાર્થઃ**—**સર્વના આત્મા, સમાન દૃષ્ટિવાળા, દ્વૈતભાવથી રહિત, અહંકાર વગરના અને દોષ રહિત ભગવાનને હીન અને ઉત્તમ ભાવથી કરાયેલું બુદ્ધિનું વિષમપણું કોઈ વખત થતું નથી.**

**ભાવાર્થઃ**—ભગવાનનો આત્મા દરેકમાં રહેલો છે; તેથી ભગવાન જે કાર્ય કરે છે તે પોતાના માટે જ કરે છે, તેને વિષમપણું કેમ થાય? વેદાદિકને કરનાર ભગવાન છે; તેથી વેદાદિકમાં તો સર્વત્ર સમાનપણું રાખવાનું કહેલું છે, તેથી સમાનપણું રાખવાની ભગવાન આજ્ઞા કરે અને પોતે વિષમપણું શી રીતે કરે? કારણ કે શત્રુ મિત્ર કે ઉદાસીનમાં પણ ભગવાનની તો સમાન બુદ્ધિ છે, તેથી વિષમપણું નથી જ.

વળી જ્યારે જુદાઈ હોય તો વિષમપણું થાય છે. ભગવાનને તો દરેક સ્થળે પોતાનું સ્વરૂપ જ ભાસે છે, એટલા માટે તેમને બેપણું નથી, તેવા ભગવાનને વિષમપણું કેમ સંભવે? "ભગવાનના અવતારમાં વિષમપણું જે દેખાય છે, તેનું તો સ્વરૂપે કરીને, પ્રમાણે કરીને, અને પ્રમેયે કરીને નિરાકરણ કરાયું છે, તેમ જ ભગવાનના શ્રીઅંગમાં પોતાની ક્રિયા વડે વિષમપણાનું નિરાકરણ કરેલું છે."

તે ભગવાનને અહંકાર નથી, તેથી અહંકારથી કરેલું અને ઉચ્ચનીચ કર્મથી કરેલું વિષમપણું પણ તે ભગવાનમાં નથી. પૃથ્વી ઉપર અવતાર ધારણ કરીને કાર્ય કરે છે, પણ આ કાર્ય ઉત્તમ છે અને આ કાર્ય ખરાબ છે એમ કાંઈ પણ તેમને નથી.

ભગવાન હીનકર્મ કરે તો તે કર્મ વડે તેમને દોષ કેમ ન થાય? એમ શંકા કરીને સમાધાન કરે છે કે ભગવાન તો નિર્દોષ છે; તેથી તેમને દોષ લાગતો જ નથી. તે ભગવાનનું નિર્દોષપણું કોઈ દેશમાં કે કોઈ કાળમાં મટતું નથી, એમ બતાવવા સારુ કહે છે કે ક્યારે પણ તેમનામાં વિષમપણું નથી. (૨૧)

ભગવાનમાં વિષમતા નથી, તેથી ભગવાન્ જ કાળરૂપ છે અને તેનો જ્ઞાનથી ઉપચાર થાય છે. તે ભગવાને મહાભારત વગેરે દરેક કામ કરેલું છે, એમ કહેવાથી ભય થાય છે અને ભય થવાથી ભગવાનની સેવા ન થઇ શકે, એમ બે દોષો દેખાય, તેનું નિરાકરણ કરે છેઃ

**तथाप्येकान्तभक्तेषु पश्य भूपानुकम्पितम् ।**
**यन्मेऽसूँस्त्यजतः साक्षात्कृष्णो दर्शनमागतः ॥२२॥**

**શબ્દાર્થ**:—તોપણ હે યુધિષ્ઠિર, એકાંત ભક્તો ઉપર ભગવાન ધ્યાન કરે છે એમ તેમનું દયાળુપણું જુઓ, જે દયાળુપણાથી સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન, પ્રાણ છોડતી વખતે મને દર્શન દેવા પધાર્યા છે.

**ભાવાર્થ**:—જો કે ભગવાન જ સર્વ કરે છે અને ભગવાનમાં વિષમતા નથી, તોપણ ભક્ત ઉપર કૃપા કરવી એવો એક અસાધારણ ગુણ છે, તેથી તે પ્રભુ ભજન કરવા યોગ્ય છે. અને તેની ભક્તિ કરનારને ભય પણ થતો નથી. એ ધર્મ ભગવાનમાં હમેશાં રહેલો છે. તે કયારે પણ ધર્મ દૂર થતો નથી. અને કયારે પણ નાશ ન પામે તેવા ફળને, તે ધર્મ આપે છે. **भूप** એમ સંબોધન આપેલું હોવાથી રાજાઓને પણ કોઈ વખત એમ થાય છે, તે બતાવ્યું છે. ભગવાનની કૃપા પોતાના ભક્ત ઉપરથી કયારે દૂર જતી નથી. એ હકીકત પોતાના દૃષ્ટાંતથી ભીષ્મપિતામહ કહે છે કે, મારા જેવો કોઈ પણ અપરાધી નથી, કારણ કે મેં ભગવાનનો તિરસ્કાર કર્યો છે, ભક્તોનો દ્રોહ કર્યો છે, અને ભક્ત અને ભગવાનના દ્વેષ કરનારા કૌરવોનો હું પક્ષકાર થયો છું; તો-પણ મેં કયારેક ભગવાનનું નામ લીધું હશે એવો ભક્તિનો આભાસ મારામાં જોઈને, મારે પ્રાણ છોડવાનો વખત થયો ત્યારે "આ ભક્ત છે, પણ તેણે દુષ્ટતા કરેલી હોવાથી મુક્ત થશે નહિ" એમ શંકા કરીને શ્રીકૃષ્ણ પ્રભુ પોતે જ પધાર્યા છે અને પોતાનો સાક્ષાત્કાર કરાવી મને કૃતાર્થ કર્યો છે. જ્યારે હું એવો અપરાધી છું છતાં મને કૃતાર્થ કર્યો છે, ત્યારે બીજા ભક્તો કૃતાર્થ થશે એમાં શું કહેવું; એવો અભિપ્રાય છે. (૨૨)

ભગવાનૂનો સાક્ષાત્કાર કરવાથી મુક્તિ થાય છે એ વાત દૂર રહી, પણ ભગવાનનો આવિર્ભાવ થયા સિવાય પણ ભગવાનનાં અંગરૂપ માનસિક નામ તથા રૂપ વડે પણ મુક્તિ થાય છે, તે કહે છેઃ

**भक्त्याऽऽवेश्य मनो यस्मिन्वाचा यन्नाम कीर्तयन् ।**
**त्यजन्कलेवरं योगी मुच्यते कामकर्मभिः ॥२३॥**

**શબ્દાર્થ**:—જે ભગવાનમાં ભક્તિ વડે મનને ધારણ કરી, વાણી વડે જેના નામનું કીર્તન કરીને દેહનો ત્યાગ કરે છે, તે યોગી કામનાનાં કર્મોથી મુક્ત થાય છે.

**ભાવાર્થ**:—અહીં ભક્ત વડે મનનો પ્રવેશ કહ્યો છે, તે શાસ્ત્રમાં રહેલા મર્યાદા ભક્તિના અધિકારીઓ માટે છે. બાકી ખરી રીતે તો ગમે તે રીતે ભગવાનમાં પ્રવેશ થાય એટલે જીવની મુક્તિ થાય છે. પોતાની ઇંદ્રિયોનો વ્યવહાર પણ ભગવાનના નામથી કરતો હોય, એટલે ગીતાજીમાં **यत्करोषि यदश्नासि** એ શ્લોક વડે અર્જુનને ભગવાને કહેલું છે અને એકાદશ સ્કંધમાં

કવિ યોગેશ્વરે નિમિરાજાને કહેલું છે, તે પ્રમાણે દરેક ઇંદ્રિયોનો વ્યાપાર ભગવાન માટે જ કરતો હોય, અને પ્રથમ યોગાભ્યાસમાં પ્રીતિવાળો હોય, અને હમણાં ભક્તિમાર્ગ પ્રમાણે શરીરને ત્યાગ કરવા ઇચ્છે છે તોપણ પહેલાં કહેલાં કાયા, વાણી અને મનથી તામસ, રાજસ અને સાત્ત્વિક કર્મ કરતાં થકી પણ પહેલાં કરેલાં કર્મોથી છૂટી જાય છે. ભગવાનને માટે કર્મ કરાય એટલે તે કર્મો પોતાના ખરા સ્વભાવને પ્રાપ્ત થવાથી, મુક્તિના કારણરૂપે થાય છે; એમ પણ અર્થ છે. (૨૩)

એ પ્રમાણે ભજન કરવા યોગ્ય ભગવાનના ગુણ કહીને, ભીષ્મપિતામહ માનસી મૂર્તિની કલ્પના કરવાની શક્તિ ન હોવાથી, પોતાના પ્રાણ જતી વખતે છેલ્લો શ્વાસ નીકળે ત્યાંસુધી ભગવાનને પાસે રહેવાની પ્રાર્થના કરે છે:

**स देवदेवो भगवान्प्रतीक्षतां**
**कलेवरं यावदिदं हिनोम्यहम् ।**
**प्रसन्नहासारुणलोचनोल्लस-**
**न्मुखाम्बुजो ध्यानपथश्चतुर्भुजः ॥२४॥**

**શબ્દાર્થ**:—જ્યાંસુધી આ મારું શરીર છોડું, ત્યાંસુધી પ્રસન્ન હાસ્ય અને લાલ નેત્રથી શોભાયમાન મુખવાળા, ધ્યાન માર્ગથી જણાતા, ચાર ભુજાવાળા, દેવના દેવ તે શ્રીકૃષ્ણભગવાન રાહ જોઇને અહીં વિરાજો.

**ભાવાર્થ**:—અમારા ઉપર ભગવાનની કૃપા થવામાં કેવળ અત્યારે કરેલી ભક્તિ જ કારણરૂપ નથી, પરંતુ બીજું પણ કારણ છે. તે કહે છે કે તે પ્રભુ દેવના પણ દેવ છે, એટલે વસુ વગેરે દેવતાઓને હમેશાં પૂજવા યોગ્ય છે. અને ભીષ્મપિતામહ પોતે વસુનો અવતાર છે, તેથી પણ તે કૃપા કરે છે. તેમ તે પ્રભુ પોતાથી જ પૂર્ણ છે અને ભગવાન છે; માટે જ્યાંસુધી મારું શરીર છૂટે નહિ ત્યાંસુધી તે ભગવાન અહીં રહો, પણ વચમાં બીજે કોઇ સ્થળે ન પધારો, અથવા મારું મૃત્યુ ન કરો.

આ શરીરને હું છોડું એમ પ્રત્યક્ષ બતાવ્યું છે; તેથી શરીર જીર્ણ થયેલું હોવાથી છોડવા યોગ્ય છે એમ સૂચવ્યું છે. હું દેહ છોડું, એમ કહેવાથી શરીર છોડવામાં પોતાનું સામર્થ્ય બતાવ્યું છે.

ગીતાજીમાં ભગવાને અર્જુનને કહેલું છે કે " જે જેવી રીતે મારે શરણે આવે તેને હું તેવી રીતે જ ભજું છું." એ વાકયને અનુસરીને અહીં વિરાજવાની હું પ્રાર્થના કરતો નથી, કારણ કે મેં તો તે પ્રભુની સાથે દુષ્ટતા કરેલી છે અને દ્વેષભાવથી યુદ્ધ કર્યું છે. તેથી તે પ્રમાણે રહેવાથી મારું કાર્ય થાય તેમ નથી; તે માટે કહે છે કે પ્રસન્ન હાસ્યવાળા, અને લાલ નેત્રો વડે જેનું મુખારવિંદ સુશોભિત છે તેવી રીતે ભગવાન વિરાજો. ભગવાનનું હાસ્ય

માયારૂપ હોવાથી મોહ કરશે, પણ તેમ ન થવા માટે પ્રસન્ન હાસ્યવાળા ભગવાન બિરાજો એમ કહ્યું છે. મારા પાપને દૂર કરવા માટે આવા લાલ નેત્રથી વિરાજો. નેત્રમાં પ્રસન્નતાનો સંબંધ લઇએ તો મારામાં દરેક ગુણોને ધારણ કરો, એવો અભિપ્રાય પણ થાય છે. પ્રસન્ન હાસ્ય અને લાલ નેત્રથી શોભાયમાન મુખારવિંદ કહેવાનો અભિપ્રાય એટલો જ છે કે તેવા મુખકમળ વડે પોતાના પદની પ્રાપ્તિ થાય. આપ ચતુર્ભુજ છો, એમ કહેવાથી ચાર પ્રકારના પુરુષાર્થની સિદ્ધિ થાય છે. એવી રીતે દરેક પુરુષાર્થ આપવા માટે પોતાના સ્વરૂપને પ્રકટ કરતા ભગવાન મારામાં બીજા વિષયોનો પ્રવેશ ન થાય તે માટે પ્રકટરૂપે વિરાજો. એમ ભીષ્મપિતામહે પ્રાર્થના કરી. (૨૪)

હજુ ભીષ્મપિતામહને શરીર છોડવાને વાર છે, એમ જાણીને પોતાનો સંદેહ દૂર કરવા માટે યુધિષ્ઠિર ભીષ્મપિતામહને પ્રશ્ન કરે છે, એમ સૂતપૌરાણિક શૌનકને કહે છેઃ

सूत उवाच ।

**युधिष्ठिरस्तदाकर्ण्य शयानं शरपञ्जरे ।**
**अपृच्छद्विविधान्धर्मानृषीणामनुश्रृण्वताम् ॥२५॥**

**શબ્દાર્થઃ**—ભીષ્મપિતામહનાં વચન સાંભળીને યુધિષ્ઠિરે બાણના પાંજરામાં સૂતેલા ભીષ્મપિતામહને સાંભળતા ઋષિઓના સમક્ષ વિવિધ પ્રકારના ધર્મો પૂછયા.

**ભાવાર્થઃ**—યુધિષ્ઠિરે ભીષ્મપિતામહનાં વચન સાંભળીને દરેક હકીકત જાણી છે એટલે "આ બધું ભગવાને જ કર્યું છે, આપણે કાંઈ પણ કરનાર નથી" એમ નિશ્ચય પણ કરેલો છે. તેમ જ ગુરુ વગેરેને જે મારવામાં આવ્યા તેનો દોષ નથી એમ સમજીને પણ પાછું શા માટે પૂછયું ? એમ શંકા કરીને કહે છે કે ભીષ્મપિતામહ બાણના પાંજરામાં સૂતેલા છે. તેમનાં વચનો સાંભળીને યુધિષ્ઠિરના મનમાં વિચાર થયો કે જો ભગવાન જ આ બધું કરે છે તો પછી બીજો તો કોઇ કરનાર નથી, અને પોતે જો ન કર્યું હોય તો તેનું ફળ ભોગવવું ન પડે; ત્યારે ભીષ્મપિતામહ બાણશય્યામાં શા માટે સૂતા, અને જ્યારે પોતે ન કરેલું છતાં પણ તેનું ફળ પોતાને ભોગવવું પડે ત્યારે તો કોને સુખ થાય અને કોને દુઃખ થાય, એ નિયમનો ભંગ થાય છે, તેમ ભીષ્મપિતામહને દુઃખ થાય છે, એમ દરેકના સમજવામાં આવે છે, તેમ દરેકને દુઃખ થાય છે તેવો અનુભવ પણ દરેકને છે. ભગવાન દરેક કરનાર છે, એ વાત વેદથી સિદ્ધ છે. તેથી દરેક ઋષિઓને સંદેહ થયો છે. માટે ઋષિઓ પોતાનો સંદેહ દૂર કરવા સાંભળી રહ્યા છે, તેવી રીતે ભીષ્મ-પિતામહને પૂછે છે. ધર્મો નાના પ્રકારના છે, તેમાં કોઇ ધર્મ પ્રબળ છે, અને કોઇ ધર્મ દુર્બળ છે કે નહિ, એટલે રાજ્યના નોકરોમાં કોઈ વિશેષ

સત્તાવાળો હોય છે અને કોઇ થોડી સત્તાવાળો હોય છે, તેમ ધર્મમાં કોઇ ભેદ છે કે નહિ, એવા સંદેહથી પૂછે છે. (૨૫)

વેદમાં કહેલા ધર્મો, પુરાણમાં કહેલો ધર્મો, પુરુષાર્થને સિદ્ધ કરનારા છે એમ અન્વય ( જે હોવાથી જે હોઇ શકે), વ્યતિરેક (જેના અભાવમાં જેનો અભાવ થાય) થી સિદ્ધ કરેલા લૌકિક ધર્મો પણ છે, એમ ત્રણ પ્રકારના ધર્મો છે તે દરેક ધર્મોને, ભીષ્મ ક્રમવાર ત્રણ શ્લોકોથી કહે છેઃ

पुरुषस्वभावविहितान्यथावर्णं यथाऽऽश्रमम् ।
वैराग्यरागोपाधिभ्यामाम्नातोभयलक्षणान् ॥२६॥
दानधर्मान्राजधर्मान् मोक्षधर्मान् विभागशः ।
स्त्रीधर्मान्भगवद्धर्मान् समासव्यासयोगतः ॥२७॥
धर्मार्थकाममोक्षाँश्च सहोपायान्यथा मुने ।
नानाख्यानेतिहासेषु वर्णयामास तत्त्ववित् ॥२८॥

**શબ્દાર્થઃ**—જેવા વર્ણ અને જેવો આશ્રમ તે પ્રમાણે પુરુષને કહેલા, વૈરાગ્ય અથવા આસક્તિરૂપ ઉપાધિ વડે શાસ્ત્રમાં કહેલા બે પ્રકારના ધર્મો, દાનના ધર્મો, રાજાઓના ધર્મો અને વિભાગવાર મોક્ષના ધર્મો, તેમ જ સ્ત્રીઓના ધર્મો અને ભગવાનના ધર્મોને સંક્ષેપ અને વિસ્તારથી ભીષ્મપિતામહે વર્ણવ્યા. તેમ જ ઉપાય સહિત ધર્મ અર્થ કામ અને મોક્ષનું નિરૂપણ કર્યું. હે મુનિ, જુદાં જુદાં આખ્યાનો, ઇતિહાસો બતાવીને, તત્ત્વને જાણનાર ભીષ્મપિતામહે દરેકનું વર્ણન કર્યું.

**ભાવાર્થઃ**—શરીરના અધિકારથી પ્રવર્તેલા છે, વર્ણાશ્રમરૂપી તથા બાહ્ય ધર્મથી પ્રવર્તેલા છે, અને વૈરાગ્ય વગેરે અંદરના ધર્મોથી ચાલેલા છે; એમ વૈદિક ધર્મો ત્રણ પ્રકારના છે. તેમાં પુરુષોના સ્વભાવથી કહેલા ધર્મો, જેમકે ક્ષત્રિયોએ રક્ષાદિક કરવાં, સ્વતંત્ર ધર્મ છે. જ્ઞાન વગેરે વર્ણના ધર્મો છે ને વેદોનું અધ્યયન કરવું વગેરે આશ્રમના ધર્મો છે. વેદના પૂર્વ કાંડમાં ( પૂર્વ ભાગમાં ) કહેલા ધર્મો વિષયમાં આસક્તિની ઉપાધિવાળા છે અને વેદના ઉત્તર કાંડમાં કહેલા ધર્મો વૈરાગ્યની ઉપાધિવાળા છે. દાનધર્મ વગેરે ગોદાન કે તુલાપુરુષાદિક ધર્મો, પૌરાણિક ધર્મો કહેવાય છે. પોતાનાં ખાનગી મનુષ્યો વગેરેથી પ્રજાની દરેક હકીકત વર્ણવી, વગેરે રાજધર્મો છે. મૌન રાખવું, ચેષ્ટા ન કરવી વગેરે મોક્ષના ધર્મો છે. તેમ તે મોક્ષધર્મના બીજા પેટાધર્મો પણ છે. પાતિવ્રત્ય પાળવું વગેરે સ્ત્રીઓના ધર્મ છે. કાર્તિકવ્રત વગેરે કરવાં તે ભગવાનના ધર્મો છે. તે દરેકનું વર્ણન ભીષ્મપિતામહે કર્યું.

પહેલાં સંક્ષેપમાં સમજાવીને પછી વિસ્તાર કરીને સમજાવે તો બુદ્ધિ વધારે સ્થિર થાય છે; તેથી ભીષ્મે સંક્ષેપ અને વિસ્તારથી કહેલ છે. ચાર

પુરુષાર્થોના સાધનરૂપ જે ધર્મો છે, તેનું વર્ણન કર્યું; એટલે પુરુષાર્થોનું સ્વરૂપ, સાધન, અને પ્રકાર યથાર્થ રીતે વર્ણવ્યા છે. નિઃશંકપણાથી ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને ધર્મો કહ્યા એમ કહેવાથી અને મૂળમાં **મુને** એવું સંબોધન આપવાથી, મનમાં વિઘ્ન કરે તેવા વિસ્તારથી કહ્યા નથી. આખ્યાન અને ઇતિહાસના દાખલાઓ આપીને વર્ણન કરેલું છે. તેમાં અમુક ઋષિએ આ પ્રમાણે કહ્યું છે, તેમ કહીને શબ્દનું પ્રમાણ આપે તે આખ્યાન કહેવાય છે. અને અમુક ઋષિએ કે રાજાએ આ પ્રમાણે કરેલું છે, એમ કહીને કોઇનું વૃત્તાંત કહે તે ઇતિહાસ કહેવાય છે. અને પુરાણના અર્થવાદથી સિદ્ધ થયેલ હોય તે લૌકિક કહેવાય છે. કોઇ ભ્રાંત (ભટકી રહેલા) પુરુષે પોતાના ભ્રમથી સિદ્ધ કરેલી વસ્તુને ભીષ્મપિતામહે કહેલી નથી; કારણ કે ભીષ્મ દરેકના ખરા સ્વરૂપને જાણે છે; તેથી તેવી રીતે શંકા વગર કહેવામાં તેમને હરકત નથી, એમ કહેવાથી યુધિષ્ઠિરના સર્વસંદેહો દૂર થઇ ગયા છે એમ કહેલું છે. સગુણ કર્મ વડે બંધ થાય છે અને નિર્ગુણ કર્મ કરવાથી મોક્ષ થાય છે; માટે કર્મો જ ફળને સિદ્ધ કરનારાં છે, એમ લોકમાં દરેકના જાણવામાં આવે તો સારું, એમ સમજીને તેણે વર્ણન કર્યું છે. ભગવાનની ઇચ્છા જેને ઊંચી ગતિ આપવાની હોય છે, તેની પાસે સારું કર્મ કરાવે અને જેને નીચી ગતિ આપવાની ઇચ્છા હોય છે તેની પાસે ખરાબ કર્મ કરાવે છે. એવી રીતે ઇશ્વર જ સર્વ કરે છે અને દુઃખાદિકનો અનુભવ જીવાદિકને થાય છે, એવો અભિપ્રાય ભીષ્મપિતામહના કહેવામાં સિદ્ધ થયો. ( ૨૬–૨૭–૨૮ )

ભીષ્મપિતામહને ઉત્તરાયણ કાળમાં મરવાનું હતું. તેને જ્યાંસુધી વિલંબ હતો ત્યાંસુધી યુધિષ્ઠિર રાજાને ધર્મ સંભળાવ્યા. કાંઇ તે **ધર્મ** સંભળાવવાથી ભીષ્મને કોઇ પુરુષાર્થની સિદ્ધિ થવાની હતી, એમ નથી; તેથી જ્યારે પોતાને મરવાનો સમય આવ્યો ત્યારે ભીષ્મપિતામહે બધું સમેટી લીધું, એમ બે શ્લોકથી કહે છેઃ

**धर्मं प्रवदतस्तस्य स कालः प्रत्युपस्थितः ।**
**यो योगिनश्छन्दमृत्योर्वाञ्छितस्तूत्तरायणः ॥२९॥**

**શબ્દાર્થઃ—ધર્મનું પ્રવચન કરતા ભીષ્મપિતામહને, ઇચ્છા પ્રમાણે મૃત્યુ લેનારા યોગીને જે ઉત્તરાયણનો સમય ઇચ્છિત છે, તે સમય પ્રાપ્ત થયો.**

**ભાવાર્થઃ**—ઉત્તરાયણ કાળ મૃત્યુ માટે ઉત્તમ છે, તોપણ પ્રથમ દક્ષિણાયન કાળ હતો, તેને હીનપણું હોવાથી તેના દોષનો સંબંધ ભીષ્મ-પિતામહમાં લાગેલો હશે, તેથી ભીષ્મ નિર્દોષ થયા હશે નહિ, એમ કોઇ સમજે તો તે માટે, તે દોષનો સંબંધ ભીષ્મમાં નથી એમ બતાવવા માટે તે ધર્મનો ઉપદેશ કરતા હતા, તેવામાં જ ઉત્તરાયણનો સમય પ્રાપ્ત થયો,

એમ કહ્યું છે. યોગીઓને હમેશાં ઉત્તર ગતિ જ થવી જોઇએ. અને તે ઉત્તર ગતિનો માર્ગ સૂર્યમંડળના મધ્યમાં છે, તેથી ઉત્તરાયણ કાળમાં જ સૂર્યમંડળમાં જઈ શકાય છે. ભીષ્મપિતામહે યોગના ધર્મ વડે કાળને પણ વશ કર્યો છે, તેથી તેઓ ઇચ્છા પ્રમાણે મૃત્યુ ગ્રહણ કરનારા થયા છે. તેમને જ્યાંસુધી દક્ષિણાયન હતું ત્યાંસુધી મરવું હતું નહિ, તેથી ઉત્તરાયણ આવે ત્યાંસુધી યુધિષ્ઠિરને ધર્મોપદેશ કરતા રહ્યા હતા, તેવામાં ઉત્તરાયણ કાળ પ્રાપ્ત થયો. (૨૯)

ત્યારે ભીષ્મપિતામહે જે કર્યું તે કહે છેઃ

**तदोपसंहृत्य गिरः सहस्रणी-**
**विमुक्तसङ्गं मन आदिपूरुषे ।**
**कृष्णे लसत्पीतपटे चतुर्भुजे**
**पुरः स्थितेऽमीलितदृग् व्यधारयत् ॥३०॥**

**શબ્દાર્થ**:—ત્યારે બોલવાનું બંધ કરીને, હજારોની સેનાને દોરનાર ભીષ્મપિતામહે સામે રહેલા, સુશોભિત પીતાંબરવાળા, ચતુર્ભુજ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને વિષે નેત્રને બીડ્યા વિના, જેમાંથી સંગ છૂટી ગયો છે તેવા મનને પરોવ્યું.

**ભાવાર્થ**:—મરણ સમય આવે ત્યારે દરેકને છોડીને ભગવાનનું ચિંતન કરવું જોઇએ; તે મૌન રાખવાથી, મનની ચંચલતાને દૂર કરવાથી, અને દરેક ક્રિયાઓથી રહિત થયાથી ભગવાનનું ચિંતન થાય છે. ત્યાં શરીરની ક્રિયાનો અભાવ તો પ્રથમથી જ સિદ્ધ થયો હતો. અને વાણીનો નિયમ કર્યો તે કહે છે, કે ભીષ્મપિતામહ **सहस्रणीः** હતા, એટલે હજાર યોદ્ધાઓને યુદ્ધ અથવા વચન વડે સ્વાધીન કરે તેવા હતા. એ એમના સ્વધર્મનો ઉત્કર્ષ બતાવ્યો છે. હવે મનનો વિનિયોગ બતાવે છે કે જાણે અંદર અને બહારના સંગનો બિલકુલ ત્યાગ કર્યો છે, એવા મનને આદિપુરુષ શ્રીકૃષ્ણ ભગવાનમાં ધારણ કરેલું છે; એમ કહેવાથી માનસિક પ્રતિમામાં મનને ધારણ કરેલું છે એમ સિદ્ધ થાય છે. તેનું નિરાકરણ કરવા માટે અલૌકિક પ્રકાર કહે છેઃ સામે બિરાજનાર શ્રીકૃષ્ણમાં મન ધારણ કરેલું છે. " કોઇ વીરપુરુષ અંતર્દૃષ્ટિવાળો થઇને પરમાત્માને જુએ છે, " એમ શ્રુતિમાં કહેલું છે; તેથી નેત્રને અંદર લાવીને, પાછી દૃષ્ટિથી યોગીઓ પરમાત્માનું દર્શન કરે છે અને ભીષ્મપિતામહે તો તેનાથી વિપરીત કરેલું છે; એટલે શ્રીકૃષ્ણ ભગવાન બહાર વિરાજે છે; તેથી મન અને નેત્ર ઇંદ્રિયને બહાર લાવીને ભગવાનનું દર્શન કરે છે. શ્રીકૃષ્ણ ભગવાન બહાર વિરાજે છે. તેનું સ્વરૂપ જણાવવા માટે વસ્ત્ર વગેરે પરિકર તથા ભગવાનનો આકાર કહે છે, કે પીતાંબર સુશોભિત છે, અને ચાર ભુજાવાળું સ્વરૂપ છે, એટલે તપાવેલા સોના જેવું પીતાંબરનું રૂપ છે, એમ કહેવાથી દેવકીજીની પ્રાર્થના વડે જે પ્રાકૃતરૂપ કર્યું છે તે છોડીને

પોતાના સહજ રૂપથી દર્શન આપેલું છે, એવો અભિપ્રાય બતાવ્યો છે. શ્રીકૃષ્ણ ભગવાન સામે વિરાજેલા છે, તેથી તેમાં મન ધારણ કરવા માટે કલ્પના કરવાથી કલેશ ન થાય તે માટે દૃષ્ટિ વીંચેલી નથી, એમ કહેવાથી નિમેષ વગેરે નહિ થતાં ખુલ્લાં નેત્રથી દર્શન કરે છે; એટલે ભગવાનનાં દર્શન કરવામાં નિમેષ વગેરેનું વ્યવધાન નથી. (૩૦)

**विशुद्धया धारणया हताशुभ-**
**स्तदीक्षयैवाशु गतायुधव्यथः ।**
**निवृत्तसर्वेन्द्रियवृत्तिविभ्रम-**
**स्तुष्टाव जन्यं विसृजञ्जनार्दनम् ॥३१॥**

**શબ્દાર્થઃ**—વિશુદ્ધ ધારણાથી જેનાં પાપ નષ્ટ થયેલાં છે, ભગવાનની કૃપા વડે આયુધોનો શ્રમ જતો રહ્યો છે, દરેક ઇંદ્રિયોની વૃત્તિના વિલાસો જેના નિવૃત્ત થયા છે, એવા ભીષ્મપિતામહ દેહને છોડતી વખતે અવિદ્યાને દૂર કરનાર ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.

**ભાવાર્થઃ**—નેત્રમાં હમેશાં થતો નિમેષ (નેત્રો બંધ કરવાં અને ખોલવાં) અટકી જાય તેવી રીતે જોયા કરવું તેને મનની ધારણા કહેવાય છે અને તે ધારણા દરેક અવયવોમાં રહેલી હોય છે. અને એટલા માટે જ તે ધારણા વિશુદ્ધ કહેવાય છે. તેવી ધારણા પહેલાં ભીષ્મપિતામહનાં પાપ નિવૃત્ત થયાં ન હતાં, તે શુદ્ધ ધારણા કર્યા પછી ક્ષય પામ્યાં. જે પાપવડે તેમણે ભગવાનનો અપરાધ કર્યો હતો, તે અપરાધથી થયેલાં પાપ અને પોતે કરેલાં પાપને જાણવા છતાં પણ તેનું નિવારણ કર્યું નહિ; તે પાપોને દૂર કરવા બેપરવાઇ કરવાથી થયેલાં પાપ પણ ભીષ્મપિતામહનાં હતાં, તે દરેક પાપો તેના શુદ્ધ સેવકભાવ થવાથી નિવૃત્ત થયાં. ભગવાનમાં શુદ્ધ ભાવ થવાથી કૃપા વડે ભગવાને પણ તેમની વેદનાને દૂર કરી. તે કહે છેઃ તે ભગવાનની કૃપાદૃષ્ટિ વડે જ યુદ્ધમાં લાગેલાં આયુધોનો શ્રમ જલદી દૂર થયો છે, એટલે ભગવાનની દૃષ્ટિ દોષને નિવૃત્ત કરવાની હોવાથી તે દૃષ્ટિવડે જ ભીષ્મને આયુધોનું દુઃખ, શાંતપણું તેમ જ દરેક ઇંદ્રિયોની પ્રવૃત્તિઓની પણ નિવૃત્તિ થઇ; તેથી અંદર તથા બહારના દોષો પણ રહ્યા નથી, એમ કહ્યું છે. ઉત્પન્ન થયેલો જે પ્રાકૃત શરીરનો સમૂહ છે તેને છોડવાનો સમય પ્રાપ્ત થયો છે, ત્યારે જનાર્દન ભગવાનની સ્તુતિ કરે છે. અહીં ભગવાનનું નામ જનાર્દન કહેલ છે, તેનો અભિપ્રાય એવો છે કે તે અવિદ્યાને દૂર કરનાર હોવાથી પોતાની અવિદ્યા જયાંસુધી દૂર થઈ ન હોય ત્યાંસુધી પોતાનું કાર્ય નિવૃત્ત થઇ શકે નહિ, માટે અવિદ્યાને નિવૃત્ત કરનારની સ્તુતિ કરે છે. (૩૧)

મર્યાદા માર્ગને અનુસારે અંતસમયે ભગવાનમાં જે કરવું જોઇએ તેનું અહીં નિરૂપણ થાય છે. તેમાં પ્રથમ દરેક વસ્તુ ભગવાનને અર્પણ કરી દેવી. તે પછી ભગવાનના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પ્રભુમાં પ્રીતિ કરવી. તે પછી આત્માનું સમર્પણ કર્યું છે. એમ ભીષ્મપિતામહની સ્તુતિમાં ત્રણ બાબત છે. તેમાં પ્રથમ શ્લોકથી સર્વસમર્પણ અને છેલ્લા શ્લોકથી આત્મસમર્પણ કર્યું છે અને મધ્યના નવ શ્લોકમાં માહાત્મ્યભક્તિની વાત છેઃ

भीष्म उवाच ।

**इति मतिरुपकल्पिता वितृष्णा**
**भगवति सात्वतपुङ्गवे विभूम्नि ।**
**स्वसुखमुपगते क्वचिद्विहर्तुं**
**प्रकृतिमुपेयुषि यद्भवप्रवाहः ॥३२॥**

**શબ્દાર્થ:—યાદવોમાં શ્રેષ્ઠ એવા ભૂમા ભગવાનથી પર, પોતાના સુખમાં રહેલા, અને ક્યારેક કોઈ સ્થાનમાં વિહાર કરવા માટે પોતાના સ્વભાવરૂપ પ્રકૃતિને પ્રાપ્ત થયેલા ભગવાનમાં મારા છેલ્લા શ્વાસ સુધી તૃષ્ણા વગરની દરેક બુદ્ધિ અર્પણ કરેલી છે, જે ભગવાનથી જગતનો પ્રવાહ ચાલે છે.**

**ભાવાર્થ**:—મૂળમાં **इति** શબ્દ લખેલો છે, તે સમાપ્તિ કરનારો છે. અને જીવો પરમેશ્વરથી જુદા પડયા પછી અનંત કોટિ જન્મો વડે જે જે કરેલું છે અને જે છે તેનો વિચાર કરીએ તો તેટલા વિષયમાં લાગેલી અમારી બુદ્ધિ એમ માને છે કે આ મારું છે અને મેં કર્યું છે; પરંતુ દરેક પદાર્થો તો ભગવાનના સંબંધવાળા છે; માટે જે ભગવાનના છે તેનું અર્પણ શું કરું; તે માટે મારી બુદ્ધિ જ અર્પણ કરવા યોગ્ય છે. એમ વિચારીને કહે છે કે છેલ્લા શ્વાસ સુધી જેવા પ્રકારની બુદ્ધિ અમોએ તૈયાર કરી છે, તેવી બુદ્ધિને હું ભગવાનમાં અર્પણ કરું છું. તેમાં કોઈ જાતના ફળની ઇચ્છા કરવાની શંકા થાય તે માટે કહે છે કે બુદ્ધિમાં કાંઇ તૃષ્ણા નથી. જો કે એવી રીતે બુદ્ધિને અર્પણ કરવામાં શાસ્ત્રોમાં સિદ્ધ કરેલું કોઇ પણ જાતનું ફળ પ્રાપ્ત થતું નથી, તોપણ હું આ પદાર્થ ભગવાનને અર્પણ કરું છું અને આવું ફળ મને થશે, એવી તૃષ્ણા પોતાની મેળે જ જીવને થાય છે, તે માટે તે તૃષ્ણાની જ મનાઇ કરે છે. તેવી બુદ્ધિ કોનામાં અર્પણ કરવી છે એમ બતાવવા માટે કહે છે કે યાદવોમાં શ્રેષ્ઠપણાથી પ્રકટ થયેલા અને છ પ્રકારના ઐશ્વર્યવાળા પરબ્રહ્મમાં તે બુદ્ધિને હું અર્પણ કરું છું. યદુવંશમાં પ્રકટ થયેલા પ્રભુનું સ્વરૂપ કેવું છે, એમ કોઇને જાણવાની ઇચ્છા થાય ત્યારે કહે છે કે વેદમાં કહેલા ભૂમાભગવાન પણ તે પ્રભુમાંથી જ ઉત્પન્ન થયા છે; અર્થાત્ અક્ષર બ્રહ્મથી તે પ્રભુ પર છે. પુરુષોત્તમ ભગવાન પાંડવોમાં શ્રેષ્ઠ કેમ થયા છે,

એવી શંકા થાય ત્યાં કહે છે કે તે ભગવાન પરમાનંદને પ્રાપ્ત થયા છે, તેથી કોઇ સ્થાનમાં "લોકની માફક લીલા કરવી એ પણ મોક્ષ છે," એમ વ્યાસસૂત્રમાં કહ્યું છે, માટે વિહાર કરવા માટે, પોતાના સ્વરૂપભાવરૂપ પ્રકૃતિ, જે સાંખ્યાદિકના ન્યાયથી જગતને ઉત્પન્ન કરે છે, તે પ્રકૃતિને પોતે પિતા થઇને પામેલા છે. તેથી તે પુરુષોત્તમ હોવા છતાં પણ શ્રેષ્ઠ થયા છે. વિહાર કરવા માટે પ્રકૃતિને શા માટે પ્રાપ્ત થયા ? ત્યાં કહે છેઃ ભગવાનને માયાનો સંબંધ થવાથી જેમ બીજમાંથી અંકુરો નીકળે છે તે પ્રમાણે તેમાંથી જગતનો પ્રવાહ નીકળે છે. તે સ્વભાવરૂપ પ્રકૃતિ ભગવાનથી જુદી નથી, તોપણ તે શક્તિરૂપ છે તેમ વર્ણન કરેલું છે; તેથી તે પ્રકૃતિનું રૂપ ભિન્ન અને અભિન્ન એમ બે પ્રકારનું છે. જો કે તેની ઉત્પત્તિનો સંભવ નથી તોપણ તેના સંયોગથી, જેમ જલ અને વાયુના સંયોગથી પરપોટા થાય છે, તેમ જગતનો પ્રવાહ થાય છે, એટલે **न घटत उद्भवः** એ શ્રુતિમાં નિરૂપણ કર્યા પ્રમાણે ભગવાન અને પ્રકૃતિ એ બન્નેના સંબંધથી જગત ઉત્પન્ન થાય છે. માટે જેમ સૃષ્ટિ કરવા માટે જલ અને પરપોટાની માફક પ્રકૃતિ અને પુરુષ એવાં બે સ્વરૂપથી જગત્ ઉત્પન્ન કરો છો, તેમ અમારી મુક્તિ માટે એવી રીતે યાદવોમાં શ્રેષ્ઠ થઇને પ્રકટ થયા છો. (૩૨)

હવે ભગવાનમાં પ્રીતિ થવાની પ્રાર્થના કરે છેઃ

**त्रिभुवनकमलं तमालवर्णं**
**रविकरगौरवराम्बरं दधाने ।**
**वपुरलककुलावृताननाब्जं**
**विजयसखे रतिरस्तु मेऽनवद्या ॥३३॥**

**શબ્દાર્થઃ**—ત્રણ લોકમાં સુંદર, તમાલના જેવા શ્યામવર્ણવાળું, સૂર્યનાં કિરણો જેવાં ગૌર અને ઉત્તમ જેનાં વસ્ત્ર છે એવું, અને કેશના ગુચ્છાઓથી જેનું મુખકમળ વીંટાયેલું છે એવા શ્રીઅંગને ધારણ કરનારા, અર્જુનના મિત્ર શ્રીકૃષ્ણ ભગવાનમાં મારી દોષ વગરની પ્રીતિ થાઓ.

**ભાવાર્થઃ**—જીવ અને પરમાત્માના અભેદસંબંધથી કયારેક અંતર્યામીના સ્વરૂપમાં પ્રીતિ થવાની પ્રાર્થના કરતા હશે ! એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે કે શરીરને ધારણ કરનારા પ્રભુમાં મારી પ્રીતિ થાઓ. જ્યાં પ્રાકૃત પુરુષોને પણ આ ભગવાન શરીરવાળા છે, એવી પ્રતીતિ થાય છે, તેવા ભગવાનમાં મારી પ્રીતિ થાઓ. શાસ્ત્રના પ્રમાણના બળની પરવા ન કરીને, કેવળ પ્રમેયના બળથી જ જે કાર્ય મારું થાય તે જ થાઓ; એમ બતાવવા માટે કેવળ પ્રતીતિથી જે માન્યું છે તેનો જ અનુવાદ કરે છે.

શરીરને ધારણ કરનાર પ્રભુમાં મારી પ્રીતિ થાઓ. તેથી તે પ્રભુના સ્વરૂપની સુંદરતાને લીધે તેમાં પ્રવેશ કરો, એમ બતાવવા માટે સ્વરૂપનું વર્ણન કરે છે કે ત્રણે લોકમાં સર્વથી સુંદર તે પ્રભુનું જ સ્વરૂપ છે. તે લોકના વડે જ સુંદર છે, કાંઇ શાસ્ત્રના સંસ્કાર વડે પ્રીતિથી સુંદર નથી. જો શાસ્ત્રના સંસ્કાર વડે સુંદર હોય તો બુદ્ધિથી તે સારું લાગે, પણ બીજી ઇંદ્રિયોથી તે સારું લાગે નહિ; તેથી તેનું ફળ થોડું થાય. અને લોકદૃષ્ટિથી જે સારું લાગતું હોય, તેની સુંદરતા તો વસ્તુશક્તિથી જ હોય છે; તેથી તેમાં વિશેષ આનંદ આવે છે.

જેનો તમાલના જેવો રંગ છે. તે રંગ સહેજ હમેશાં એક પ્રકારનો જ હોય છે, જેનાથી બીજો વિશેષ નથી. દરેક વૃક્ષોમાં તમાલનું વૃક્ષ નીલ-રંગનું હોય છે. તમાલના જેવો નીલરંગ હોવાથી એવો અભિપ્રાય છે કે જેમ વૃક્ષ બીજાનું હિત કરે છે તેમ આ સ્વરૂપ પણ હમેશાં બીજાનું હિત કરવા માટે જ છે.

વળી સૂર્યનાં કિરણો જેવું ઉત્તમ ગૌર વસ્ત્ર ભગવાનને છે, એટલે દરેકને મુક્તિ આપવા સારુ જ ભગવાન્ પ્રકટ થયા છે. તેથી તેમાં દોષ હશે ! એવી શંકાની નિવૃત્તિ કરે છે કે સૂર્યનાં કિરણો જેવું તે વસ્ત્ર છે. એટલે સૂર્યનાં કિરણો ઘટ પટ વગેરે પદાર્થો ઉપર પડે ત્યારે તો તેનો પ્રકાશ કરે છે, પણ તેને ઢાંકી દેતાં નથી, તેમ પીતાંબર પણ પરમાનંદરૂપ શ્રીકૃષ્ણના સ્વ-રૂપનો પ્રકાશ કરે છે, પણ તેનું આચ્છાદન (ઢાંકી દેવું) કરતું નથી. તેમ સૂર્ય વેદરૂપ છે. તે કિરણોદ્વારા જેમ પ્રકાશ કરે છે, તેમ પીતાંબર પણ વેદરૂપ છે, એમ '**वासश्छन्दोमयं पीतं** એમ દ્વાદશસ્કંધમાં કહેલું છે (!), તેથી વેદાત્મક પીતાંબર, તેના અર્થરૂપ, પરબ્રહ્મના સ્વરૂપનો પ્રકાશ કરે છે. ગૌર એટલે થોડો લાલ અને થોડો પીળો પીતાંબરનો રંગ છે. નીલરંગની સાથે જ્યારે બીજો રંગ આવે છે ત્યારે તેનો પ્રકાશ વધારે થાય છે. તે માટે વેદોએ ભગવાન્‌ની પ્રાર્થના કરી કે અમે આપને વીંટાઇને રહીએ. તે પ્રાર્થના ભગવાને સ્વીકારી છે; તેથી વેદ પીતાંબર થઇને ભગવાનને વીંટાઇને રહે છે. તેથી મૂળમાં "વેદ" એવું વિશેષણ વસ્ત્રને આપેલું છે, કારણ કે તે વરદાન-રૂપ થયેલ છે. તે પીતાંબર પ્રભુને વીંટીને રહેલ છે, એમ કહેવાથી જેમ ભગવાન વ્યાપક છે, તેમ વેદ પણ વ્યાપક છે, એમ સિદ્ધ કર્યું છે. અને ભગવાન્ જેવી રીતે અપ્રાકૃત છે તેમ વેદ પણ અપ્રાકૃત છે.

અથવા સૂર્યનાં કિરણો વડે, ગૌર આકાશની માફક શરીર છે; અર્થાત્ બ્રહ્મરૂપ આકાશ શરીર છે, એમ સિદ્ધ કરેલું છે. તોપણ ત્રણે ભુવનમાં સુંદર અને તમાલના જેવો રંગ, એમ બે વિશેષણો, ભગવાનના સ્વરૂપમાં

આપેલાં છે, તેનો અર્થ પણ તેમાં લાગે છે; કેમકે ત્રણે ભુવનને અવકાશ આપનાર આકાશ છે; તેથી તે સર્વને સુંદર લાગે છે. અને તમાલ વૃક્ષ જેવો શ્યામરંગ પ્રતીતિથી જ દેખાય છે. રેશમના જેવા કેશના સમૂહ વડે તે ભગવાનનું મુખકમળ છવાઇ રહેલું છે. અથવા[1] અત્યંત આનંદમાં સમૂહ વડે ચોતરફથી વીંટળાયેલા કરચરણાદિક રૂપ વડે ચોતરફ સદ્રૂપવાળાં સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, લક્ષ્મી, વીજળી અને મેઘ વગેરે રહેલાં છે, તે મેઘાદિક રૂપવાળા શરીરને ભગવાન ધારણ કરે છે; એટલે આનંદરૂપ અવયવવાળા, આકાશશરીર (બ્રહ્મમાં સૂર્ય અને ચંદ્રાદિક નેત્ર અને દાંત વગેરે ભાવને પ્રાપ્ત થયા છે, એવો અભિપ્રાય ત્યાં છે. મૂળમાં શરીરવાચક **वपुस्** શબ્દ લખેલો છે. તેનો અર્થ એવો થાય છે કે દરેકને અમૃત આપનાર પરમાનંદ સ્વરૂપ છે. અથવા **अल** કહેતાં અત્યંત છે, **क** એટલે સુખ જેને, એવા બ્રહ્મજ્ઞાનીઓનાં કુલથી ભગવાનનું મુખ વીંટાયેલ છે.

અથવા તેજ પૃથ્વીરૂપ શરીરને ધારણ કરનાર છે. તેનાથી અગ્નિ અને બ્રાહ્મણરૂપ ભગવાનનું મુખ વીંટાયેલું છે; એટલે બ્રહ્મને જાણનારા કેશરૂપે થયા છે અને અગ્નિ તથા બ્રાહ્મણરૂપ આપનું મૂળ છે, તેને વીંટીને કેશરૂપ બ્રહ્મ-જ્ઞાનીઓ રહેલા છે. કમળને ફરતી જેમ પાંખડીઓ હોય છે તેમ કમળને સ્થાને મુખારવિંદ છે, અને કેશરૂપે સનકાદિક બ્રહ્મજ્ઞાનીઓ મુક્તિ પામેલા છે, તે પાંખડીને ઠેકાણે છે. તેથી પાંખડીની સાથે કમળ ખીલેલું હોય છે, ત્યારે તે શોભે છે; તેમ ભગવાનનું મુખારવિંદ શોભી રહ્યું છે. મૂળમાં **अब्ज** પદ છે, તેથી સૂર્ય અને ચંદ્રમા પણ જળમાંથી ઉત્પન્ન થયા છે, તેથી તે સૂર્ય ચંદ્ર સહિત છે એમ જણાવે છે. એવા શરીરને ધારણ કરનાર શ્રીકૃષ્ણ છે, તો-પણ તે ભક્ત ઉપર સ્નેહ કરનાર છે, એમ કહેવા માટે વિશેષ જય પામનારા અર્જુનના ભગવાન સખા છે, એટલે સખ્ય સુધીની ભક્તિ પ્રભુએ અર્જુનને આપી છે.

અથવા અંતઃકરણ વગેરેને જીતે છે તેનો જય થાય છે. તેવા પુરુષો જેના સખા છે, એવા શ્રીકૃષ્ણમાં મારી અલૌકિક પ્રીતિ થાઓ. અલૌકિક પ્રીતિ દરેકને થતી નથી અને તે દરેકથી ઉત્તમ છે. અંતઃકરણાદિને જીતે ત્યારે જ ભગવાનમાં નિષ્ઠા થાય છે; તેથી જ્યારે અર્જુન સામે ભીષ્મ-

૧. મૂળમાં **अलककुलावृताननाब्जम्** એવું વિશેષણ ભગવાનના શ્રીઅંગનું છે. તેનો અર્થ એમ થાય છે કે **અલ** એટલે અત્યંત અનેક **કકુલ** એટલે આનંદ સમૂહ વડે ચોતરફથી કરચર-ણાદિકથી રહેલ છે. અને **આનન** એટલે જેનો નિષેધ નથી; અર્થાત્ સદ્રૂપ જયથી ઉત્પન્ન થયેલા સૂર્ય, ચંદ્ર, લક્ષ્મી, નક્ષત્ર, વિદ્યુત અને મેઘાદિક જેનું રૂપ છે, એટલે આકાશ શરીર-વાળું બ્રહ્મ જેના આનંદરૂપ અવયવ છે. તેમાં સૂર્યાદિક નેત્ર વગેરેના ભાવને પામ્યા છે.

પિતામહ યુદ્ધ કરતા હતા ત્યારે તેણે અંતઃકરણને જીતેલું ન હોવાથી ભગવાનની સાથે તીક્ષ્ણ બાણો ફેંકયાં હતાં. તેનું વર્ણન હવે પછીના શ્લોકમાં કરેલું છે. તેમાં અને અહીં ઉત્તમ ગતિ ભગવાનમાં માનેલી છે, તેમાં વિરોધ નથી; કારણ કે પહેલાં અંતઃકરણ જીતેલું કહેવાથી ભગવાનમાં એકનિષ્ઠા ન હતી; તેથી ભીષ્મે ભગવાનને બાણ માર્યાં હતાં; અને હાલ તેણે અંતઃકરણને જીતેલું છે, તેથી ભગવાનમાં એકનિષ્ઠા થઇ છે; તેથી ભીષ્મે પ્રીતિની પ્રાર્થના કરી છે. (૩૩)

એવી રીતે સત્ત્વગુણથી મિશ્રિત સત્ત્વગુણની અવસ્થાનું નિરૂપણ કર્યું અને હવે પછી રજોગુણથી યુક્ત રજોગુણની અવસ્થાનું નિરૂપણ કરે છેઃ

**युधि तुरगरजोविधूम्रविष्वक्**
**कचलुलितश्रमवार्यलङ्कृतास्ये ।**
**मम निशितशरैर्विभिद्यमान-**
**त्वचि विलसत्कवचेऽस्तु कृष्ण आत्मा ॥३४॥**

**શબ્દાર્થઃ**—મારાં તીક્ષ્ણ બાણો વડે યોદ્ધાઓની ચામડી વીંધાયેલી છે એવા યુદ્ધમાં ઘોડાઓની રજ વડે વિશેષ ધૂસરા કેશ થઈ જવાથી શ્રમ વડે પસીનાના બિંદુઓથી જેનું મુખકમળ શોભાયુક્ત થયું છે, તેવા અને સુશોભિત બખ્તરને ધારણ કરનારા શ્રીકૃષ્ણ પ્રભુમાં મારો આત્મા રહો.

**ભાવાર્થઃ**—ભીષ્મપિતામહ દરેક અવસ્થામાં પ્રભુપ્રીતિની પ્રાર્થના કરે છે. યુદ્ધમાં ઘોડાઓની ખરીઓના અગ્ર ભાગ લાગવાથી જમીનમાંથી રજ ઊડેલી છે, તેથી રજથી ભગવાનના કેશ ધૂસરા થઇ ગયા છે, અને ચોતરફના કેશોથી લૂવાઇને પસીનાનાં બિંદુઓ થયાં છે, તેથી ભગવાનનું મુખકમળ સુશોભિત લાગે છે. નીલ રંગના મુખકમળમાં મુક્તાફળના જેવાં પસીનાનાં બિંદુઓ શોભાને વધારી રહ્યાં છે, તે ભગવાને અર્જુનદ્વારા ધારવાળાં તેજી બાણથી મારી ચામડી વીંધી નાખી છે, અથવા મારા વીંધેલા બાણ વડે યોદ્ધાઓની ચામડીઓ વીંધાઇ ગયેલી છે. એવા યુદ્ધમાં રજ વડે ધૂસરા થઈ ગયેલા અને કેશથી છવાઇ રહેલા મુખકમળમાં શ્રમનાં બિંદુ શોભી રહ્યાં છે. એવા શ્રીકૃષ્ણ પ્રભુમાં મારો આત્મા રહો. રાજસ-રાજસ અવસ્થાની એ શોભા છે. અથવા યુદ્ધ માટે ઇંદ્રિયોની સાથે વેદ અથવા સૂર્યાદિકના કામથી કેશ ધૂસર બન્યા છે. અથવા કેવળ રજોગુણથી કેશ ધૂસર થયા છે, એટલે સકામ છે. તે સકામ થાય છે તે કાળને વશ થઈને થાય છે; અથવા વેદને વશ થઈને થાય છે; તેથી કાળ વગેરેથી જેનો પરિચ્છેદ (ટુકડો) થાય છે તેવા અગ્નિ વગેરે સકામ સમજવાના છે.

તૈત્તિરીય બ્રાહ્મણના પ્રથમકાંડના તૃતીય પ્રપાઠકના છઠ્ઠા અનુવાકમાં વાજ-પેય યજ્ઞના પ્રકરણમાં શ્રુતિ છે કે "અગ્નિ ઘોડો છે, વાયુ સમિધ્ છે, સૂર્ય ઘોડો છે, એ દેવતાઓ વડે દેવતાના રથને તૈયાર કરે છે" એમ લખ્યું છે. ત્યાં અગ્નિ અને સૂર્યને ઘોડાપણું કહ્યું છે, માટે મહાદેવજીએ ત્રિપુરાસુરના નગરોનો નાશ કર્યો ત્યારે તે પ્રસંગમાં તેવું લખ્યું છે:

તે સકામ પુરુષો ચોતરફથી બ્રહ્મને જાણનારા છે, અને સૂર્યાદિમાર્ગથી જનારા હોવાથી ભિન્ન છે. એટલે સકામ જુદા છે, અને તેવા બાહ્યને જાણનારા પણ જુદા છે. એવો અર્થ કરાય ત્યારે ત્યાં મૂળમાં चકારને સમુચ્ચય[1] અર્થવાળો લેવો જોઇએ.

તેથી એકતાને પ્રાપ્ત થયેલાં શ્રમવારિથી ભગવાનનું મુખ સુશોભિત છે, એટલે જેના મુખમાં ગંગાજળથી બ્રહ્માજી, શિવજી વગેરે પવિત્ર થયેલા છે; અથવા ચોતરફથી સદ્રૂપ શ્રીકૃષ્ણ જ છે, તેથી ભગવાનનું અત્યંત સામર્થ્ય અને કાળપણું બતાવેલું છે.

વ્યાસસૂત્રના કંપનાધિકરણના વિષયવાકયની શ્રુતિમાં કહ્યું છે કે, "જે આ સર્વ જગત છે તે અમૃતરૂપ થાય છે;" તેથી પ્રાણરૂપે સર્વને જીવન આપનાર પણ ભગવાન છે, અને કાળરૂપે સર્વને ભય આપનાર પણ ભગવાન છે; એમ મોટું સામર્થ્ય બતાવ્યું છે. મમતારૂપ અહંકાર વડે રાત્રિરૂપ અજ્ઞાનને પ્રાપ્ત થયેલ જે બીજાનો ભેદ છે તેને કરનારાઓ પાખંડી પુરુષો છે, તે પાખંડીઓથી ત્વચારૂપ વેદ ભેદી નંખાયેલો છે. એવા વેદાત્મક શ્રીકૃષ્ણ પ્રભુમાં મારો આત્મા રહો.

પાખંડ મતની પ્રવૃત્તિ હોય ત્યારે અથવા કલિયુગમાં ભગવાન પ્રકટ થાય ત્યારે વેદને દૂષિત કરેલા હોય છે; તેથી તે વિશેષણ આપ્યું છે. તેવા સમયમાં પણ ભગવાનને તેનો દોષ નથી, એમ બતાવવા માટે કારણ કહે છે છે કે વિશેષે કરીને ધર્માદિરૂપ કવચ શોભી રહેલું છે. એવા કવચવાળા ભગવાનમાં મારો આત્મા અથવા અંતઃકરણ રહો. ભક્તિ અંતઃકરણથી અથવા આત્માથી સાધી શકાય છે, તેથી તે આત્મા અને અંતઃકરણ બન્ને ભગવાનમાં હોય તો ભક્તિ થાય છે; તેથી મૂળમાં आत्मन् શબ્દ કહેલો છે. आत्मन् શબ્દ ભક્તિ અને અંતઃકરણનો વાચક છે; માટે આની પહેલાના શ્લોકમાં ભગવાનમાં દોષ વગરની પ્રીતિ થવા માટે પ્રાર્થના કરેલી છે. (૩૪)

---

૧. चકારનો પ્રયોગ વાકયના વિસ્તારમાં, પ્રસંગમાં, પાદપૂર્તિમાં, અન્યોન્ય અર્થમાં, સમાહારમાં, મર્યાદા બતાવવામાં આવે છે, એમ એકાક્ષરી કોશમાં છે; તેથી આ શ્લોકમાં तुरगरजोविधूम्रविश्वक्चलुलितश्रमवार्यलङ्कृतास्य એટલું શ્રીકૃષ્ણનું વિશેષણ છે. તેનો અર્થ એમ થાય છે કે સૂર્યાદિક માર્ગે જનારા બ્રહ્મને જાણનારા, અથવા સકામ કાર્ય કરનારા પુરુષો વેદના રજોગુણ વડે વ્યાપ્ત છે...એમ અર્થ કર્યો છે. ત્યાં विश्वक् શબ્દ અને च શબ્દને જુદા જુદા માનેલા છે.

હવે તમોગુણની અવસ્થાનું નિરૂપણ કરે છેઃ

**सपदि सखिवचो निशम्य मध्ये**
**निजपरयोर्बलयो रथं निवेश्य ।**
**स्थितवति परसैनिकायुरक्ष्णा**
**हृतवति पार्थसखे मतिर्ममास्तु ॥३५॥**

**શબ્દાર્થઃ**—અર્જુનનું વચન સાંભળીને તરત જ પોતાના અને પરના સૈન્યના મધ્યમાં રથને લઇને ઊભેલા અને દૃષ્ટિ વડે પારકા સૈન્યના યોદ્ધાઓના આયુષને હરનારા, એવા અર્જુનના મિત્ર શ્રીકૃષ્ણ પ્રભુમાં મારી પ્રીતિ રહો.

**ભાવાર્થઃ**—અર્જુને ભગવાનને કહ્યું કે "હે અચ્યુત, બન્ને સૈન્યના મધ્યમાં મારા રથને ઊભો રાખો." એ વચન સાંભળીને તરત જ પોતાની અને પરની સેનાના મધ્યમાં રથને લઈ જઇને પોતે ઊભા રહ્યા. તે વખતે પોતાની કાળરૂપ દૃષ્ટિ વડે પારકી સેનાના યોદ્ધાઓનાં આયુષ હરી લીધાં. તેમાં પાંડવો માટે કૌરવોની સેનાનો ઘાત કરાવ્યો, તે તમોગુણનું કાર્ય છે, તેથી આ શ્લોક તમોગુણની અવસ્થાનો છે, એમ ઉત્થાનિકામાં કહ્યું છે. કુંતીજી પોતાનાં ફૂઈ થાય છે, તોપણ પરમભક્ત છે. તેમના પુત્ર અર્જુનના શ્રીકૃષ્ણ મિત્ર છે, એમ કહ્યું છે, તેથી ભગવાન ભક્તવત્સલ છે. તેવા પ્રભુમાં મારી રતિ થાઓ. (૩૫)

**व्यवहितपृतनामुखं निरीक्ष्य**
**स्वजनवधाद्विमुखस्य दोषदृष्ट्या ।**
**कुमतिमहरदात्मविद्यया य-**
**श्चरणरतिः परमस्य तस्य मेऽस्तु ॥३६॥**

**શબ્દાર્થઃ**—દૂર રહેલી બન્ને સેનાઓના અગ્ર ભાગ જોઇને ત્યાં રહેલા પોતાના સંબંધીઓને મારવા એ દોષરૂપ છે, એમ જાણી તે યુદ્ધથી નિવૃત્ત થયેલા અર્જુનની કુમતિને આત્મવિદ્યા વડે જેણે નિવૃત્ત કરી છે, તે શ્રેષ્ઠ ભગવાનના ચરણકમળમાં મારી પ્રીતિ થાઓ.

**ભાવાર્થઃ**—વ્યવહિત એટલે દૂર દૂર રહેતી બન્ને સેનાઓ છે, અથવા વિશેષે કરીને જેમાંથી હિત જતું રહ્યું છે, એવી બન્ને સેનાઓ હતી, એવો અર્થ કરવાનો હોય ત્યારે **अव** શબ્દનો અર્થ નિષેધમાં કરવાનો હોય છે. એટલે તે સેનાઓ પરસ્પર અહિતરૂપે હતી એમ અર્થ થાય છે. એટલે વિશેષે કરીને હિતકારક હતી તોપણ તે અહિત જેવી જ હતી. તે બન્ને સેનાના અગ્રભાગમાં અર્જુને નજર કરી તો ત્યાં તમામ બાંધવો જ ઊભા હતા. તેઓને માર્યા સિવાય સાધારણ મનુષ્યને પણ ન મારી શકાય; તેથી તે સ્વજનને

મારવા નહિ એવા વિચારથી અર્જુન નિવૃત્ત થયા; કારણકે પારકી હિંસા કરવી તે દોષ છે. ખરી રીતે વિચારતાં માથામાં વાળનો ભાર થાય ત્યારે તેને દૂર કરવા માટે નાપિત (વાણંદ–હજામ) ક્ષૌર (હજામત) કરે છે, તેમ અહીં પૃથ્વીનો ભાર દૂર કરવાનો હતો, ત્યાં પૃથ્વીને ભાર કરનારા ક્ષત્રિયો વાળરૂપ હતા, અને અર્જુન નાપિતરૂપ હતા. તેથી તેને મારવામાં હરકત ન હતી; તે માટે ભગવાને પોતાની વિદ્યાનો બોધ અર્જુનને કર્યો. ત્યાં બતાવ્યું છે કે એ મારું જ કામ છે; કેમકે જગત્ મારાથી પ્રકટ થાય છે અને હું જ દરેકનો પ્રલય કરું છું.

"જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ ઊભો થાય છે ત્યારે ત્યારે હું આત્માને સર્જાવું છું," "જેમ મનુષ્યો જૂનાં વસ્ત્રોને છોડીને નવાં વસ્ત્રોને ધારણ કરે છે તેમ જીવ જૂના દેહનો ત્યાગ કરી નવા દેહને ધારણ કરે છે," વગેરે વાક્યો આત્મવિદ્યામાં ઉદાહરણરૂપે આપ્યાં છે. અને તેઓને મારવા એ મારું જ કામ છે; કારણ કે તેઓમાં કેવળ જડ અંશને દૂર કરીને મુક્તિ આપવાની છે; તેથી યુદ્ધમાં તેને મારવા એ દોષ નથી, એવો અર્જુનને બોધ કરવાથી ભગવાન્ ગુરુ થયા છે. તેથી ગુરુના ચરણમાં પ્રીતિ થવાની પ્રાર્થના ભીષ્મપિતામહ કરે છે; કેમકે જે ઉપદેશક હોય તે ગુરુ હોય છે. વળી ભગવાને અર્જુનને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો, જેથી ગુરુ થયા છે.

ગુરુના ચરણમાં પ્રીતિ રાખવાનું કારણ એટલું જ છે કે ગુરુથી પ્રભુના સ્વરૂપનું જ્ઞાન થાય છે. એમ બતાવવા માટે **परम** શબ્દ મૂકેલો છે. **परम** શબ્દનો અર્થ એવો થાય છે કે ભગવાન્ જેનાથી જાણી શકાય છે. તેવા પરમ ભગવાનમાં પ્રીતિની પ્રાર્થના કરે છે.

ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે "મારાથી પર બીજું કાંઇ નથી. દરેકને સ્મરણ થાય, જ્ઞાન થાય, અને જ્ઞાન ઢંકાઈ જાય, એ બધું મારાથી થાય છે." તેથી ભગવાન્ ઉપદેશક થયા છે. ત્યારે પરમાત્મા તેનાથી જુદા છે એમ ન સમજવું, કારણ કે પ્રભુ પોતે ઉપદેશકની અવસ્થાને પ્રાપ્ત થયા છે, તોપણ પોતે તો પરમાત્મા જ છે. ( ૩૬ )

હવે તમોગુણથી યુક્ત રજોગુણની અવસ્થાને કહે છેઃ

**स्वनिगममपहाय मत्प्रतिज्ञा–**
**मृतमधिकर्तुमवप्लुतो रथस्थः ।**
**धृतरथचरणोऽभ्ययाच्चलद्गु–**
**र्हरिरिव हन्तुमिभं गतोत्तरीयः ॥३७॥**

**શબ્દાર્થઃ—પોતાની પ્રતિજ્ઞાને છોડીને મારી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે રથમાં વિરાજતા હતા, ત્યાંથી ઊતરીને ઉત્તરીય વસ્ત્ર જેનું ખસી ગયેલું છે, તેમ હસ્તમાં રથનું ચક્ર લઇને જેમ સિંહ હાથીને મારવાને માટે દોડે, તેમ પૃથ્વી કંપવા લાગી તેવી રીતે મને મારવા માટે જે ભગવાન્ દોડયા હતા, તે મોક્ષને આપનારા ભગવાન મારી ગતિરૂપ થાઓ.**

**ભાવાર્થઃ**—શ્રીકૃષ્ણે શસ્ત્રોને છોડી દીધાં હતાં, એટલે દંતવક્રનું અને તેના ભાઇ વિદુરથનું મૃત્યુ થયું ત્યારે ભગવાને શસ્ત્રનો સંન્યાસ (છોડી દેવું) કર્યો હતો, તે પાછો મહાભારતમાં ભગવાને ત્રીજે દિવસે અને નવમે દિવસે ભીષ્મને મારવા માટે ચક્રને ધારણ કર્યું છે. તેથી મહાભારતનો પ્રારંભ થયો ત્યારે દુર્યોધન અને અર્જુન ભગવાનને પધરાવવા ગયા હતા, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને પ્રતિજ્ઞા કરી હતી કે હું યુદ્ધ નહિ કરતાં એક તરફ રહીશ, અને બીજી તરફ મારું સૈન્ય રહેશે. એવી પ્રતિજ્ઞા હતી અને પાંડવો તરફ શ્રીકૃષ્ણ પધાર્યા અને કૌરવો તરફ પોતાનું સૈન્ય મોકલ્યું હતું. ત્યારે મેં એવી પ્રતિજ્ઞા કરી હતી કે, દરેક રીતે હું શ્રીકૃષ્ણને શસ્ત્રગ્રહણ કરાવીશ જ. તે મારી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે ભગવાન પોતે રથમાં વિરાજ્યા હતા તે નીચે ઊતર્યા અને શસ્ત્ર ન ગ્રહણ કરવાની પોતાની પ્રતિજ્ઞાને છોડી દીધી, પણ "હું ભક્તને અધીન છુ" એવી પોતાની પ્રતિજ્ઞા હતી તેને અધિક કરી, એટલે શસ્ત્રના ત્યાગ કરવાની પોતાની પ્રતિજ્ઞાને છોડીને "ભગવાનને શસ્ત્ર ગ્રહણ કરાવીશ," એવી મારી પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે શસ્ત્રગ્રહણ કર્યું, પણ મને માર્યો નહિ. રથના ચક્રમાં સુદર્શન ચક્રનો આવેશ કર્યો. તેથી મહાભારતમાં તો તે ચક્રની ઘણી જ તીક્ષ્ણતા વર્ણવી છે.

ભગવાને પોતાની પ્રતિજ્ઞા છોડી દીધી, તેથી પૃથ્વીને કંપ થયો, એમ બતાવવા માટે મૂળમાં કહેલું છે કે પૃથ્વીને ચલિત કરતા ભગવાન્ મારી સામે દોડયા. ત્યાં દૃષ્ટાંત આપીને પોતાની પ્રતિજ્ઞા છોડવામાં દોષ નથી એમ બતાવે છે કે સિંહ જેમ હાથીને મારવા માટે દોડે તેવી રીતે પ્રભુ દોડયા. વેદમાં કહેલું છે કે "બ્રાહ્મણ અને ક્ષત્રિય તો જેને ભક્ષણ કરવા માટે રાંધેલા ભાત છે." બ્રાહ્મણ અને ક્ષત્રિયોને રાંધેલા ભાત કહેવાનો અભિપ્રાય એવો છે કે જેમ રાંધેલા ભાત જમાય છે તેમ ઈશ્વરને બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બન્ને ખાવાના પદાર્થ છે, એટલે બ્રાહ્મણ અને ક્ષત્રિયને મુક્તિ થવાથી તે ઇશ્વરમાં લીન થાય છે, તેથી તેને પાછું આવવું થતું નથી, એમ શ્રુતિમાં પરોક્ષવાદે નિરૂપણ કર્યું છે; તેથી સાયુજ્યમુક્તિ આપવા માટે ભીષ્મપિતામહને પોતામાં પ્રવેશ કરાવવા સારુ ભગવાન્ પ્રકટ થયા. તેવામાં ભગવાનનું ઉપરનું વસ્ત્ર પડી ગયું. ત્યાં ઉપરથી તો લોકોની દૃષ્ટિમાં અર્જુનની રક્ષા કરવા માટે છે એમ કહેલું

છે, એવું બતાવીને ભીષ્મપિતામહને મુક્તિ આપી, તેનું આચ્છાદાન કરવા માટે તે ક્રિયા ભગવાને કરેલી છે. પણ તેટલા વખતની અંદર તે ઉત્તરીય વસ્ત્ર પડી જતાં ભીષ્મપિતામહનો વધ ન થયો, કેમકે ઉત્તરીય વિના ભોજન કરવાની મનાઇ છે. તે માટે ભીષ્મ કહે છે કે હું ત્યારે અહંકારવાળો હતો અને જ્ઞાનની સ્ફૂર્તિ ન હોવાથી તે વખતે મને ન માર્યો. આ સ્થળે ભગવાનમાં પ્રીતિ થવાનું માગ્યું નથી, તેનું એ જ કારણ છે કે, તે પ્રીતિનું કાર્ય મુક્તિ છે. તે મુક્તિ આપવા માટે ભગવાનની ક્રિયા છે, તે માટે અહીં રતિની પ્રાર્થના કરી નથી. આ શ્લોકમાં પોતાની પ્રતિજ્ઞા છોડી તે તામસ કાર્ય છે અને શસ્ત્ર ધારણ કરી લડવા જવું એ રાજસ કાર્ય છે; તેથી તમોગુણથી મિશ્રિત રાજસ અવસ્થાનું કાર્ય છે, એમ કહેલું છે. (૩૭)

હવે રજોગુણથી મિશ્રિત તમોગુણની અવસ્થાનું કાર્ય કહે છે:

**शितविशिखहतो विशीर्णदंश-**
**क्षतजपरिप्लुत आततायिनो मे ।**
**प्रसभमभिससार मद्वधार्थं**
**स भवतु मे भगवान् गतिर्मुकुन्दः ॥३८॥**

**શબ્દાર્થ**:—તીક્ષ્ણ પાખંડીઓને મારનાર, અને જે સમયમાં દંશ નથી એવા શીતકાળ અને ઉષ્ણકાળમાં ફરવાથી જેને ક્ષત થયો છે એવા સંન્યાસીઓથી વીંટાયેલા, અથવા શીતકાળ અને ઉષ્ણકાળના આઠ માસમાં દિશાઓને જીતનાર, ઉત્તમ ક્ષત્રિયોથી વીંટાયેલા ભગવાન, મારા સંબંધી છતાં મને મારવા માટે બલાત્કારથી જે દોડયા, એવા મોક્ષને આપનાર તે ભગવાન મારી ગતિરૂપ થાઓ.

**ભાવાર્થ**:—ભીષ્મના યુદ્ધના નવમા દિવસની હકીકત અહીં છે, અને પૂર્વશ્લોકમાં અર્થાત્ ભીષ્મસ્તુતિના છઠ્ઠા શ્લોકમાં પોતાની પ્રતિજ્ઞા છોડીને ભક્ત એવા ભીષ્મની પ્રતિજ્ઞા સાચી કરવા માટે દોડયા એમ કહેલું છે, તે હકીકત યુદ્ધના ત્રીજા દિવસની છે તેથી પુનરુક્તિ દોષ નથી. શિખા વગરના તીક્ષ્ણ પાખંડીઓ જેણે મારેલા છે અને વર્ષાઋતુમાં ડાંસ મચ્છર વગેરે હોય છે, પણ તે પછીના સમયમાં હોતા નથી, તેથી જે સમયમાં ડાંસ જતા રહે છે તેવા કાળમાં એટલે આઠ માસમાં જેને ક્ષત થયા છે, એવા સંન્યાસીઓ અથવા દિગ્વિજયી રાજાઓ, ભગનાનને ચોતરફથી વીંટાઈ રહેલા છે. એટલે પાખંડીઓનો નાશ કરનાર છે. એને પરમહંસોથી વીંટાયેલા પ્રભુ હોવાથી અધર્મની નિવૃત્તિ કરનાર અને ધર્મની રક્ષા કરનાર ભગવાન છે, એમ કહેલું છે. તે ભગવાનનો હું ભક્ત હોવાથી તે મારા સંબંધી છે. જેની સાથે યુદ્ધ કરવામાં તત્પર થયેલો હું પાપિષ્ઠ હતો, તોપણ તેને મારવા માટે બળાત્કારથી મારી સામે દોડયા. એટલે જે યુદ્ધ કરતો ન હોય તેની સામે યુદ્ધ કરે તો

પાપ લાગે છે એમ ધર્મ શાસ્ત્રમાં કહેલું છે. તે પ્રમાણે ભગવાન યુદ્ધ કરવાના ન હતા તોપણ તેની સામે હું યુદ્ધ કરવા તત્પર થયો, તેથી પાપી છું. તેવા પાપીને પણ પાપથી છોડાવવા માટે ભગવાન પ્રકટ થયા, તે પ્રભુ જ મારી ગતિ થાઓ. તે પ્રભુ મને મારવા માટે પ્રકટ થયા ન હતા, પણ મને મુક્તિ આપવા માટે પ્રકટ થયા હતા. તેમ બતાવવા સારુ ભગવાનનું નામ અહીં "મુકુન્દ" આપેલું છે. (૩૮)

હવે સત્ત્વગુણથી મિશ્રિત તમોગુણની અવસ્થા કહે છે:

**विजयरथकुटुम्ब आत्ततोत्रे**
**धृतहयरश्मिनि तच्छ्रियेक्षणीये ।**
**भगवति रतिरस्तु मे मुमूर्षो**
**र्यमिह निरीक्ष्य हता गताः स्वरूपम् ॥३९॥**

**શબ્દાર્થ:**—અર્જુનનો રથ જેને કુટુંબ બરોબર છે, શ્રી હસ્તમાં જેણે ચાબૂક રાખેલી છે, ઘોડાઓની લગામ જેણે રાખેલી છે, અને તે શોભા વડે દર્શન કરવા યોગ્ય, એવા ભગવાનમાં, મારું મૃત્યુ નજદીક આવતી વખતે મારી પ્રીતિ થાઓ, કેમકે જેનું દર્શન કરીને મરણ પામેલા પુરુષો પણ તેના સ્વરૂપને પ્રાપ્ત થાય છે, ત્યારે મૃત્યુ વખતે તેમાં પ્રીતિ રહે તો મુક્તિ થાય તેમાં શું કહેવું?

**ભાવાર્થ:**—અર્જુનનો રથ સર્વથા ભગવાનને પાલન કરવા યોગ્ય છે, તેથી જ તે કુટુંબના જેવો છે. અર્જુનનો જય ઘણા પ્રકારનો છે, તેથી તે અર્જુન વિજય કહેવાય છે, અથવા જ્યારે જયદ્રથને મારવા માટે અર્જુન બિલકુલ અશકય જેવા થયા હતા ત્યારે અર્જુનનો જય ગયો હતો, તે વખતે ભગવાન પોતે ચાબૂક લઈને, ઘોડાની લગામ પકડીને ઊભા થયા અને કર્ણ વગેરેનાં અસ્ત્રો જે અર્જુનના રથ ઉપર પડયાં હતાં, તેને પટ્ટા ખેલનારની માફક રથને ફેરવીને, તેઓનાં અસ્ત્રો રથથી દૂર કરી નાખતા હતા; તે સમયની શોભાથી તે ઘણા જ સુંદર દેખાતા હતા. તેવા ભગવાનમાં મરતી વખતે મારી પ્રીતિ થાઓ; પણ મરણની પછી નહિ. તે પ્રીતિનું ફળ કૈમુતિક ન્યાયથી બતાવે છે કે, આ સમયમાં જ અંતકાળે જેનું દર્શન કરીને પણ મુક્ત થયા છે, ત્યાં અંતકાળમાં પ્રભુમાં સ્નેહ હોય તો મુક્ત થાય જ, તેમાં શું કહેવું? (૩૯)

તમોગુણથી મિશ્રિત સત્ત્વગુણની અવસ્થાનું નિરૂપણ કરે છે:

**ललितगतिविलासवल्गुहास-**
**प्रणयनिरीक्षणकल्पितोरुमानाः ।**
**कृतमनुकृतवत्य उन्मदान्धाः**
**प्रकृतिमगन् किल यस्य गोपवध्वः ॥४०॥**

**શબ્દાર્થ:**—મનોહર ગતિમાં, વિલાસ, સુંદર હાસ્ય અને સ્નેહપૂર્વક જોવાથી જેને માન થયું છે, તે અને ભગવાનના ચરિત્રનું અનુકરણ કરનાર, તેમ જ અધિક મદથી અંધ થયેલી ગોપની સ્ત્રીઓ જે પ્રભુના સ્વરૂપને પ્રાપ્ત થયેલ છે.

**ભાવાર્થ**—સુંદર ગતિમાં જે વિલાસ એટલે હંસ કે હાથીની માફક ચાલવું, અને મનને હરણ કરે તેવું હાસ્ય, તેમ જ સ્નેહપૂર્વક જોવું, એ તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણનાં ક્રમવાર કાર્યો છે. તેથી ભગવાનની મોટાઇ ન જાણીને જેઓને ઘણું જ માન થયું છે, તે કેવળ અંદર જ દોષ રહ્યો નથી, પણ તે બહાર ત્રિદોષનું કાર્ય કરે છે; એમ બતાવવા માટે કહે છે કે ભગવાનનાં કરેલાં ચરિત્રો પૂતનાના પયઃપાન વગેરેનું અનુકરણ ગોપીઓએ કરેલું છે. તેમ તેઓનું લૌકિકજ્ઞાન પણ દૂર થયું છે, એમ બતાવવા માટે કહે છે કે ઉત્પન્ન થયેલા મદ વડે ભગવાનના ખભા ઉપર ચઢવાને માટે પણ તત્પર થવાથી તે ગોપી અંધ બની ગઇ હતી. એવી રીતે કોઇથી ચિકિત્સા ન થઇ શકે, તેવા ત્રિદોષવાળી ગોપની સ્ત્રીઓ હતી. તેઓ જાતિ અને સ્વભાવથી પણ હીન હતાં. તેઓ પણ પ્રભુના સંબંધથી પ્રભુના સ્વરૂપને પ્રાપ્ત થયાં છે. તેમાં સંદેહ ન કરવો, તે માટે **किल** અવ્યયનો પ્રયોગ કરેલો છે. (૪૦)

હવે રજોગુણમિશ્રિત સત્ત્વગુણની અવસ્થાનું નિરૂપણ કરે છેઃ

**मुनिगणनृपवर्यसङ्कुलेऽन्तः-**
**सदसि युधिष्ठिरराजसूय एषाम् ।**
**अर्हणमुपपेद ईक्षणीयो**
**मम दृशिगोचर एष आविरात्मा ॥४१॥**

**શબ્દાર્થ**:—મુનિઓના સમૂહથી અને શ્રેષ્ઠ રાજાઓથી વ્યાપ્ત, યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં, તેઓના અગ્રપૂજનને જે પ્રાપ્ત થયા છે, તે દર્શન કરવા યોગ્ય ભગવાન મારી દૃષ્ટિગોચર થઇ અહીં પ્રકટ વિરાજે છે.

**ભાવાર્થ**:—મુનિઓના સમૂહો અને શ્રેષ્ઠ રાજાઓ તે સાત્ત્વિક અને રાજસ છે. પરંતુ તેઓમાં કોઇ તામસ નથી. તેઓ સભાની અંદર બેઠેલા હતા. તે સર્વના મધ્યસ્થાનમાં અભિષેક કરવાને દિવસે સભાપતિની પૂજા કરવાનો સમય પ્રાપ્ત થયો હતો, ત્યારે પહેલું પૂજન તો જે સર્વથી ઉત્તમ હોય તેનું કરવું જોઇએ, એમ દરેકનો અભિપ્રાય થયો, ત્યારે શ્રીકૃષ્ણને સર્વથી ઉત્તમ પુરુષોત્તમ સમજીને પહેલું પૂજન તેનું થયું. ત્યાં જે સર્વે બેઠેલા હતા તે સર્વ પૂજન કરવા યોગ્ય છે; એવી સંભાવના હતી. તેથી સર્વની પૂજા પોતે જ ગ્રહણ કરી ત્યારે દરેકને દર્શન કરવા યોગ્ય થયા. તે પ્રભુ હમણાં મારી દૃષ્ટિગોચર છે, એટલે એનું સૌંદર્ય હમણાં હું જોઉં છું. તેનું પ્રકટ સ્વરૂપ બતાવે છે કે પ્રભુ મારી સામે જ વિરાજે છે તે જ તે છે. પણ આ દેહમાં રહેલા અંતર્યામી માટે હુ કહેતો નથી. (૪૧)

એમ પોતાની દૃષ્ટિ વડે દરેક અવસ્થાનું નિરૂપણ કરીને ગુણાતીત અવસ્થામાં રહેલા ભગવાનમાં પોતાના આત્માનું સમર્પણ કરે છેઃ

**तमिममहमजं शरीरभाजां**
**हृदि हृदि धिष्ठितमात्मकल्पितानाम् ।**
**प्रतिदृशमिव नैकधार्कमेकं**
**समधिगतोऽस्मि विधूतभेदमोहः ॥४२॥**

**શબ્દાર્થ**:—પ્રત્યેક દૃષ્ટિએ રહેલા એક સૂર્યની પેઠે દરેકની દૃષ્ટિમાં રહેલા, આત્માએ રચેલા, શરીરધારીઓના હૃદય હૃદયમાં ઘણા પ્રકારે રહેલા, જન્મરહિત એવા એક જ પ્રભુને, ભેદ અને મોહ જેનો નિવૃત્ત થયો છે તેવો હું શરણે જાઉં છું.

**ભાવાર્થ**:—પહેલાં સર્વથી ઉત્કૃષ્ટ ધર્મવાળા છે, એમ જેનું નિરૂપણ કરેલું છે તે જ આ ભગવાન્ હૃદયથી લઇને બહાર સુધી અનુસ્યૂત (વ્યાપ્ત) થઇને રહેલા છે. તે ભગવાન્ કાંઇ દેહાદિરૂપ નથી, માટે તેને જન્મરહિત કહેલા છે. જેવી રીતે આ શ્રીકૃષ્ણ પ્રભુ મારી અંદર અને બહાર રહેલા છે, તેમ દરેક પ્રાણીઓના હૃદયની અંદર અને બહાર પણ રહેલા છે. એટલે શરીરને ભોગવનાર જે જીવો છે, તે પોતાને સમાન પુરુષના રૂપનું સંપાદન કરીને, પોતાની સેવા છોડાવીને, તેની સેવામાં જોડેલા છે; ત્યાં બીજાનું ભજન ન થવા માટે પોતે જ તેના હૃદયમાં દરેકના પર્યવસાયીપણાથી (રહેલા હોવાથી) અધિષ્ઠાન રાખીને રહેલા છે. તે કાંઈ જીવની માફક અભિમાની તરીકે રહેલા નથી, પણ તેના મુખ્ય દેવતા થઇને રહેલા છે.

ત્યારે તે દરેકના હૃદયમાં રહેલા જીવો ભિન્ન છે કે અભિન્ન છે? એ શંકાનું સમાધાન કરે છે કે તે જીવોને ભગવાને પોતે જ કલ્પેલા છે, એટલે વ્યાસસૂત્રના પ્રથમાધ્યાયના ચતુર્થપાદમાં આશ્મરથ્ય અને ઔડુલોમિ ઋષિનો મત બતાવ્યા પછી કાશકૃત્સ્નનો મત બતાવ્યો છે, તેમાં ભગવાનની એક જાતની અવસ્થા તેને જીવ કહેલો છે, તેમ પ્રાકૃત ભોગ ભોગવવાને માટે ભગવાને જીવની અવસ્થાનું સંપાદન કરેલું છે, એવો તેનો અભિપ્રાય છે; તેવો અભિપ્રાય અહીં બતાવ્યો છે.

ત્યારે એક પ્રભુ સર્વમાં અનુસ્યૂતપણાથી કેમ દેખાય છે? ત્યાં કહે છે કે સૂર્ય તો એક છે, પણ દરેકની દૃષ્ટિમાં અનેકરૂપે દેખાય છે, એટલે તેમના અધિષ્ઠાતા દેવતા તો એક જ છે, તે દરેકની દૃષ્ટિમાં રહેલા છે; અથવા બહાર રહેલા આ સૂર્ય અમારે માટે જ ઊગેલા છે, એમ દરેકની દૃષ્ટિમાં ભાસે છે એમ વેદમાં લખ્યું છે, તેમ ભગવાન પણ અનેક સ્થાનોમાં રહેલા છે. મોટાઓનું સામર્થ્ય સમજી શકાય તેવું ન હોવાથી અહીં સંદેહ કરવાનો નથી. આપ એવા પ્રકારના પરમાત્મા છો. તેને હુ સારી રીતે પ્રાપ્ત થયો છું, એટલે યોગદ્વારા મારા આત્માને આપનામાં જોડેલો છે. જો કે ભગવાન તો દરેક સ્થળે હોવાથી દરેક માણસો ભગવાનની પાસે જ રહે છે, તોપણ પોતાથી અને કાર્યથી મોહ અને ભેદ એવા બે માયાના ધર્મો પ્રકટ થયેલા છે, તે દરેક જીવોને પ્રતિબંધ કરનારા છે; તેથી ભગવાનને મળી શકાતું નથી. તે

માટે મેં તો તે બન્ને પ્રતિબંધની નિવૃત્તિ કરેલી છે, અથવા આપના શરણે ચાલ્યા પછી ભેદ અને મોહ જે માયાના ધર્મો છે તે જતા રહ્યા છે. (૪૨)

એ રીતે પોતાના મનમાં સ્ફુરાયમાન થયેલા ભગવાનના સ્વરૂપનો અનુવાદ કરીને છેવટે પોતે (ભીષ્મે) આત્મસમર્પણ કર્યું, તેનો પણ અનુવાદ કરીને ભીષ્મપિતામહે શરીરનો ત્યાગ કર્યો, એમ સૂત પૌરાણિક કહે છેઃ

सूत उवाच।

**कृष्ण एवं भगवति मनोवाग्दृष्टिवृत्तिभिः।**
**आत्मन्यात्मानमावेश्य सोऽन्तःश्वासमुपारमत् ॥४३॥**

**શબ્દાર્થ:**—એવી રીતે મન વાણી અને દૃષ્ટિઓની વૃત્તિ સહિત પોતાના આત્માને આત્મારૂપ ભગવાનમાં પ્રવેશ કરાવીને, અંદર જેનો શ્વાસ છે એવા તે ભીષ્મપિતામહ શાંત થયા (શરીર ત્યાગ કર્યો.)

**ભાવાર્થ:**—મૂળ સ્વરૂપનો આ આર્વિભાવ બતાવવા માટે શ્રીકૃષ્ણ ભગવાન કહેલા છે. તે પ્રભુમાં એવી રીતે શરીર, વાણી અને મનની વૃત્તિઓ જોડી દીધી છે. તેમાં પોતાનો આત્મા પણ જોડેલો છે. કાયા વાણી અને મનની વૃત્તિઓને જુદા પ્રકારથી જોડેલી છે અને આત્માને તો આત્મારૂપ ભગવાનમાં જોડયો છે. "અહીં પ્રાણ છોડી દેવાય છે" એમ જે વેદમાં લખ્યું છે, તેવો અભિપ્રાય અહીં પણ છે. જે અંદર શ્વાસ હતો, તે અંદર જ શાંત પડી ગયો અને દેહને છોડી દીધો. (૪૩)

ભીષ્મપિતામહે દેહ છોડયો ત્યારે બીજાઓને જે પ્રતીતિ થઈ તે કહે છેઃ

**सम्पद्यमानमाज्ञाय भीष्मं ब्रह्मणि निष्कले।**
**सर्वे बभूवुस्ते तूष्णीं वयांसीव दिनात्यये ॥४४॥**

**શબ્દાર્થ:**—કલારહિત બ્રહ્મમાં ભીષ્મપિતામહ પ્રાપ્ત થયા છે, એમ જાણીને જેમ સૂર્ય અસ્ત થયા પછી પક્ષીઓ ચૂપચાપ થાય તેમ સર્વે ચૂપ થઇ ગયા.

**ભાવાર્થ:**—અંદર રહેલા ભગવાન બહાર પ્રકટ થયા, તેમાં ભીષ્મ-પિતામહ જોડાઇ ગયા, ત્યારે કોઇ એક મોટી કાંતિ નીકળી. તે તેજને જોઇને દરેકે જાણ્યું કે ભીષ્મપિતામહ બ્રહ્મમાં લીન થયા. તે વખતે તેને પરમપુરુ-ષાર્થની પ્રાપ્તિ થવામાં વિઘ્ન ન થાય તો સારું, એમ ધારીને સર્વે બોલતા હતા તે બંધ થયા; કારણ કે જેમ નિદ્રામાં રહેલો મનુષ્ય બ્રહ્મમાં લીન થાય છે, પણ તે સૂતેલા પુરુષના કાન ખુલ્લા હોવાથી વિષયોદ્વારા શબ્દ સાંભળતાં મનનું આકર્ષણ થાય છે અને તેથી જીવ બ્રહ્મથી જુદો પડીને જાગે છે, તેવી રીતે ભીષ્મનો દેહ બ્રહ્મમાં લીન થયો છે અને કાનનો માર્ગ ખુલ્લો છે, તેથી કોઈ શબ્દ કરે તો તે શબ્દથી મનનું આકર્ષણ થવાથી જીવનું પણ આકર્ષણ થાય, એમ ધારીને દરેક બોલતા હતા તે બંધ થયા. ત્યાં દૃષ્ટાંત આપે છે કે

જેમ સંધ્યાકાળ થઇ ગયા પછી દરેક પક્ષીઓ પોતપોતાને સ્થાને બેસી રહે છે, અને સવારે શું થશે તેનો તેને વિચાર હોતો નથી, તેમ તે પક્ષીઓને આગળ પાછળનું અનુસંધાન પણ હોતું નથી, તેથી કદાચ નિદ્રા ન આવે તોપણ ચૂપચાપ બેસી રહે છે, તેવી રીતે ભીષ્મપિતામહના મુખથી સર્વ સિદ્ધાંત સાંભળીને, અને તે સિદ્ધાંતના દાખલારૂપે ભીષ્મપિતામહની સદ્ગતિ થઇ, તે જોઇને પછી કાંઈ બોલવાનું ન હોવાથી દરેક બ્રહ્મરૂપ થઇને ચૂપ રહ્યા.(૪૪)

**तत्र दुन्दुभयो नेदुर्देवदानवमानवाः । (दिवि देवप्रचोदिताः ।**
**शशंसुः साधवो राज्ञां खात्पेतुः पुष्पवृष्टयः ॥४५॥**

**શબ્દાર્થ**:—ત્યાં દેવ તથા દેવતાએ વગાડેલાં દુંદુભિ વાજિંત્રોનો શબ્દ થવા લાગ્યો, રાજાઓમાં શ્રેષ્ઠ હતા, તે પ્રશંસા કરવા લાગ્યા અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિઓ થઈ.

**ભાવાર્થ**:—દેવતાઓ સર્વજ્ઞ હોવાથી આપણા દેવોમાં રહેલા વસુરૂપ ભીષ્મ મુક્ત થયા છે એમ ધારીને વાજિંત્રો વગાડવા લાગ્યા. તે કહે છે કે, વાજિંત્રો વાગ્યાં તે તામસ છે, તેની પ્રશંસા કરવી તે રાજસ છે અને પુષ્પની વૃષ્ટિ કરવી તે સાત્ત્વિક છે.

એમ ત્રણે ગુણોનાં ઉત્તમ કાર્યો થયાં છે. રાજાઓમાં જે શ્રેષ્ઠ રાજાઓ હતા તેઓએ ભીષ્મના દેહત્યાગની પ્રશંસા કરી, એમ કહેવાથી ત્યાં દુષ્ટો પણ હતા એમ જણાવ્યું છે. (૪૫)

"શરીરની છેવટે ભસ્મ થાય છે" એમ વેદમાં કહેલું હોવાથી તે શરીરની છેવટની ક્રિયા કરી તેમ કહે છે:

**तस्य निर्हरणादीनि सम्परेतस्य भारतः ।**
**युधिष्ठिरः कारयित्वा मुहूर्तं दुःखितोऽभवत् ॥४४॥**

**શબ્દાર્થ**:—મરણ પામેલા ભીષ્મપિતામહનું ઉત્તર કાર્ય કરાવીને, ભરતના વંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર રાજા મુહૂર્ત માત્ર દુઃખી થયા.

**ભાવાર્થ**:—શરીરને બાળવું તે નિર્હરણ કહેવાય છે, એટલે ભીષ્મ-પિતામહના મૃત દેહનો અગ્નિસંસ્કાર યુધિષ્ઠિરે કરાવ્યો. ભીષ્મપિતામહના આત્માને લઈને ભગવાન અંતર્ધાન થયા. ત્યાર પછી તેમનું શરીર રહ્યું હતું તેનો દાહ કરાવ્યો છે. યુધિષ્ઠિર ભરત–વંશમાં ઉત્પન્ન થયેલા હોવાથી તેને મોહ થયો નથી એમ સૂચવ્યું. છે. યુધિષ્ઠિર રાજા પટ્ટાભિષિક્ત (જેને સિંહાસન ઉપર બેસાડીને અભિષેક થયો હોય તે) છે, તેથી જે પટ્ટાભિષેક થયો હોય તેનાથી ઉત્તરકાર્ય થઈ શકે નહિ, તે સારુ બીજાઓ પાસે અગ્નિસંસ્કાર કરાવ્યો એમ લખ્યું છે. મુહૂર્ત માત્ર ખેદ કરવો તેવો વિધિ હોવાથી યુધિષ્ઠિરે પણ શોક કર્યો છે. (૪૬)

ભીષ્મે જે પ્રમાણે કહ્યું હતું અને કર્યું હતું, તે દરેકના હૃદયમાં આવ્યું છે, એવા અભિપ્રાયથી કહે છે.

**तुष्टुवुर्मुनयो हृष्टाः कृष्णतद्गुह्यनामभिः ।**
**ततस्ते कृष्णहृदयाः स्वाश्रमान्प्रययुः पुनः ॥४७॥**

**શબ્દાર્થ:**—હર્ષ પામેલા મુનિઓ પ્રભુનાં ગુહ્ય નામોથી શ્રીકૃષ્ણ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા અને ત્યારપછી શ્રીકૃષ્ણમાં જ જેનાં હૃદયો લાગેલાં છે, એવા કેટલાક મુનિઓ ફરીથી પોતાના આશ્રમમાં ગયા.

**ભાવાર્થ:**—શ્રીકૃષ્ણ ભગવાનનાં ગુહ્ય નામથી સ્તુતિ કરી એટલે, ભગવાનનાં અદ્ભુત કર્મો છે, એવાં નામો વડે તેની સ્તુતિ કરી. પછી શ્રીકૃષ્ણ ભગવાનને હૃદયમાં પધરાવીને બધા ચાલતા થયા. ફરીને આશ્રમોમાં ગયા એમ લખેલું હોવાથી કેટલાક ઋષિઓ પોતાના આશ્રમમાં જઇને પાછા આવીને શ્રીકૃષ્ણનું દર્શન કરી પાછા ગયા હોય, એમ જણાય છે. (૪૭)

યુધિષ્ઠિરને તો જ્ઞાન થયું એમ કહે છે:

**ततो युधिष्ठिरो गत्वा सहकृष्णो गजाह्वयम् ।**
**पितरं सान्त्वयामास गान्धारीञ्च तपस्विनीम् ॥४८॥**

**શબ્દાર્થ:**—ત્યારપછી શ્રીકૃષ્ણની સાથે યુધિષ્ઠિર રાજા હસ્તિનાપુરમાં જઇને ધૃતરાષ્ટ્ર અને તપ્ત થયેલી ગાંધારીને શાંત કરવા લાગ્યા.

**ભાવાર્થ:**—યુધિષ્ઠિર પોતે શોક વગરના છે, તેથી તે બીજાના શોકને દૂર કરે છે, એમ બતાવવા કહે છે કે પોતાના પિતા ધૃતરાષ્ટ્ર અને શોકથી તપેલાં ગાંધારીને તેણે શાંત કર્યાં. મૂળમાં ચકાર છે, તેથી બીજાઓ પણ જે શોકયુક્ત હતા તેને શાંત કર્યાં. (૪૮)

તે પછી ભગવાનની કૃપા વડે યુધિષ્ઠિરને રાજ્યની પ્રાપ્તિ થઇ એ કહે છે:

**पित्रा चानुमतो राजा वासुदेवानुमोदितः ।**
**चकार राज्यं धर्मेण पितृपैतामहं विभुः ॥४९॥**

**શબ્દાર્થ:**—પિતા ધૃતરાષ્ટ્રે જેને આજ્ઞા આપેલી છે, અને શ્રીકૃષ્ણ ભગવાને જેને અનુમોદન આપેલું છે, એવા સમર્થ યુધિષ્ઠિર રાજા ધર્મપૂર્વક પોતાના બાપ-દાદાનું રાજ્ય કરવા લાગ્યા.

**ભાવાર્થ:**—હસ્તિનાપુરના રાજ્યમાં રહેલા અધિકારીઓ, અને પિતા ધૃતરાષ્ટની અનુમતિ, રાજ્ય કરવા માટે યુધિષ્ઠિરને મળી છે, તેમ તે સ્વભાવથી જ રાજા છે, તેમાં વળી મુખ્ય રીતે તો શ્રીકૃષ્ણ ભગવાને અનુમોદન આપ્યું છે, તેથી તે રાજ્ય કરવા લાગ્યા. બાપદાદાનું રાજ્ય હોવાથી યુધિષ્ઠિરને તે રાજ્ય ચલાવવું જરૂરીનું છે. તેમ પોતે રાજ્ય કરવામાં સમર્થ છે. એવી રીતે યુધિષ્ઠિરમાં દરેક ગુણો છે અને સર્વે દોષોનો અભાવ કહ્યો છે. (૪૯)

**ઇતિ શ્રીભાગવત સુબોધિની ભાવાર્થમાં પ્રથમસ્કંધમાં**
**ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત નવમ અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૧૦ મો

नैश्चिन्त्यसिद्धये विष्णोर्भीष्ममुक्तिर्निरूपिता ।
ऐहिके सर्वसौख्यं तु दत्तवांस्तन्निरूप्यते ॥ १ ॥
पाण्डवानां यदूनां च तदध्यायद्वयेन हि ।
निरूप्यं प्रथमं तत्र पाण्डवानां तदुच्यते ॥ २ ॥
कृष्णाधीनं सुखं यस्य स सुखीति निगद्यते ।
अतः कृष्णपरं चित्तं सर्वेषामत्र वर्ण्यते ॥ ३ ॥

ભગવાનની નિશ્ચિતપણાની સિદ્ધિને માટે (પ્રકરણના આરંભમાં સર્વ ભક્તના સમાધાનપૂર્વક સ્વસ્થાનની પ્રાપ્તિરૂપ ત્રીજું કાર્ય પહેલે કહ્યું છે. તેના અર્થની સંગતિ અહીં બતાવે છે) ભીષ્મપિતામહની મુક્તિનું નિરૂપણ ગયા અધ્યાયમાં કર્યું; હવે પાંડવો અને યાદવોને આ લોક સંબંધી દરેક સુખ ભગવાને આપ્યું છે, તેનું બે અધ્યાયો વડે નિરૂપણ કરાય છે. તેમાં પહેલાં પાંડવોનું ઐહિક (આ લોક સંબંધી) સુખ નિરૂપણ કરવાનું છે, તે અહીં આ અધ્યાયમાં કહેવાય છે (૧–૨) જે મનુષ્યનું સુખ શ્રીકૃષ્ણ ભગવાનને અધીન હોય તે સુખી કહેવાય છે. તે માટે દરેકનાં ચિત્ત શ્રીકૃષ્ણમાં પરાયણ છે, એમ આ અધ્યાયમાં કહેવાય છે. (૩)

આની પહેલાના અધ્યાયને છેડે યુધિષ્ઠિરને રાજ્યની પ્રાપ્તિ થઇ એમ કહેલું છે, તેમાં યુધિષ્ઠિરને જ્ઞાનથી કે અજ્ઞાનથી રાજ્ય કરવું ઘટે નહિ, તેથી શૌનક મુનિ તેના રાજ્યની સ્થિતિ વિષે પ્રશ્ન કરે છે:

शौनक उवाच ।

हत्वा स्वरीक्थस्पृध आततायिनो
युधिष्ठिरो धर्मभृतां वरिष्ठः ।
सहानुजैः प्रत्यवरुद्धभोजनः
कथं प्रवृत्तः किमकारषीत्ततः ॥१॥

**શબ્દાર્થ**:—પોતાના ભાગને લેનારા, આતતાયી (ધનાદિકને હરનાર) ને મારીને પ્રથમ જેનું ભોજન રોકાયેલું હતું તેવા યુધિષ્ઠિર રાજા ભાઇઓની સાથે રાજ્યમાં પ્રવૃત્ત થયા અને ત્યારપછી તેણે શું કર્યું તે કહો.

**ભાવાર્થ**:—પોતાના ભાગમાં ઇર્ષ્યા કરનાર, એટલે પોતાન ભાગનું જે ધન વગેરે હતું તેમાં સ્પર્ધા કરનાર કૌરવો હતા, તેથી તેઓ આતતાયી હતા, એટલે ધનાદિકનું હરણ કરનારા હતા. કૌરવો મારવા યોગ્ય ન હતા તોપણ

તેઓ આતતાયી હોવાથી તેઓને મારવા પડયા છે, અથવા કૌરવોને પોતાનો ભાગ ન હતો અને પાંડવોના ભાગમાં સ્પર્ધા કરતા હતા એમ સમજવું. ત્યારે એમ મારવા યોગ્યને મારીને રાજ્ય કરવું એમ ન સમજવું, કારણ કે તે કૌરવાદિક ધનની ઈચ્છાવાળા હતા, તેઓને મારી તેઓ પાસેથી ધન લઇને રાજ્ય કરવું એ તો યુધિષ્ઠિરને ઉચિત જ ન થાય એમ જણાવ્યું.

પ્રાકૃત પુરુષો એમ જ કરે છે ! એમ કોઇ શંકા કરે ત્યાં કહે છે કે, યુધિષ્ઠિર ધર્મ ધારણ કરનારાઓમાં પણ શ્રેષ્ઠ છે. કેવળ ધર્મનું જ્ઞાન માત્ર કે કૃતિ માત્ર જ નથી, પણ જેઓ ધર્મનું ગ્રહણ કરીને રહેનારા છે તેઓમાં યુધિષ્ઠિર સર્વોપરિ શ્રેષ્ઠ છે. તેવાએ ધનની ઇચ્છાવાળાઓને મારીને તેનું ધન લઇને રાજ્ય કરવું યોગ્ય નથી.

ભાઇઓની સાથે કેમ પ્રવૃત્ત થયા અને શું કામ કર્યું, એમ લખેલું છે તેનો આશય એવો છે કે, શત્રુઓને મારવામાં, મર્મને જાણવામાં, અને રાજ્યને મેળવવામાં દરેક ભાઇઓ એકમત છે કે નહિ, એમ જાણવા માટે ભાઇઓ સહિત પૂછયું છે. તે તે ભાઇઓનું ભોજન અને પાલન પહેલાં રોકાઈ રહેલું હતું; કારણ કે આતતાયી કૌરવોએ તે રોકી રાખેલું હતું. હમણાં તે રોકત દૂર થવાથી તેઓને ભોજનાદિ પ્રાપ્ત થયું છે; માટે **ખરાબ સ્થિતિ-વાળા તુચ્છ રાજ્યમાં** સર્વજ્ઞની પ્રવૃત્તિ કેમ થઈ ? કારણ કે રાજાને હમેશાં સંતોષથી રાજ્યમાં રહેવું તે યોગ્ય નથી. તેથી રાજ્ય પામીને ફરીવાર કજિયો વગેરે કાંઇ કર્યું કે નહિ, એમ પૂછવાનો શૌનકનો અભિપ્રાય છે. (૧)

ત્યાં પોતાની ઇચ્છાથી યુધિષ્ઠિરે કાંઇપણ કર્યું નથી, પણ ભગવાનની ઇચ્છા વડે જ કર્યું છે, તેથી રાજ્યનો ગુણ કે દોષ કાંઇપણ નથી, પણ ભક્ત હોવાથી ભગવાનની ઈચ્છા વડે રાજ્ય કર્યું છે, એમ કહેવા માટે ભગવાન્‌ને રાજ્ય આપીને સંતુષ્ટ થયા એમ કહે છે:

**सूत उवाच ।**

**वंशाकुरं वंशदवाग्निनिर्हृतं**
**संरोहयित्वाऽभवभावनो हरिः ।**
**निवेशयित्वा निजराज्य ईश्वरो**
**युधिष्ठिरं प्रीतमना बभूव ह ॥२॥**

**શબ્દાર્થ**:—વંશમાં થયેલા દાવાગ્નિથી બળી ગયેલા કુરુના વંશને પાછો ઉગાડીને મોક્ષને આપનારા ભગવાન, યુધિષ્ઠિરને પોતાના રાજ્યમાં બેસાડીને નિશ્ચય-પૂર્વક પ્રસન્ન મનવાળા છે.

**ભાવાર્થ**:—પરીક્ષિતની રક્ષા કરી અને યુધિષ્ઠિરને રાજ્ય આપ્યું, એમ

બે કાર્ય કરી ભગવાન્ પ્રસન્ન થયા. તે પછી તેમાં ભગવાન્‌ને તેવું કામ કરવાથી શું ફળ છે, એવી શંકા કરીને સમાધાન કરે છે કેઃ પોતાના વંશની રક્ષા દરેક રીતે કરવી જોઇએ. જો તેમ ન કરે તો પ્રવૃત્તિમાર્ગમાં જે નિષ્ઠા છે તે અયોગ્ય થાય; કારણ કે ભક્તોના તો ભગવાન્ કરજદાર છે, તેમ જ ભક્તોને વિષય સંબંધી સુખ હોતું નથી; તેથી પ્રવૃત્તિમાર્ગ ચલાવવા માટે ભક્તોના વંશની રક્ષા ભગવાન કરે છે. તેમ ભક્તોને પોતાથી તો પ્રવૃત્તિમાર્ગમાં નિષ્ઠા હોતી નથી, પણ ભગવાન્‌ની ઇચ્છાથી થાય છે, અને જ્યાંસુધી વંશ ન હોય ત્યાંસુધી ભક્ત ઉપર તેના પિતૃઓનું કરજ હોય છે, તે દૂર કરવા માટે ઉપર જણાવેલી બે બાબતો ભગવાને કહેલી છે. બાકી ભક્તોને પોતાથી તો વિષયસુખની ઇચ્છા હોતી જ નથી. દૈત્યના અંશવાળા પુરુષો હોય, તે ભગવાનના ભક્તોની તેવી બાબતોને (વંશ અને રાજ્યપ્રાપ્તિને) દૂર કરે છે. ત્યારે ત્યાં ભગવાનને જ તેનો ઉપાય કરવો જોઇએ; તેથી તેમનો વંશ રાખવા માટે પરીક્ષિત્‌ની રક્ષા કરી છે અને યુધિષ્ઠિરને રાજ્ય આપ્યું છે.

તે વંશની રક્ષા પોતાથી થઈ શકે તેમ નહતી; કારણ કે વંશમાં દાવાગ્નિરૂપ કલેશ થયો હતો. અથવા વંશથી દાવાગ્નિરૂપી કલેશ થયો હતો, તે જેમ વાંસનું વન પરસ્પર ઘસાઇને તેમાં અગ્નિ ઉત્પન્ન કરે છે; તે અગ્નિને દૂર કરવો તે વાંસથી થઈ શકે તેમ નથી; તેમ પરસ્પર કલેશ થયો હતો, તે પોતાથી દૂર થઇ શકે તેમ ન હતો અને તે કલેશથી યુક્ત પરીક્ષિત ગર્ભમાં હતા, ત્યાં પણ તેને બાળવા માટે અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર આવ્યું; તેથી તેનું શરીર બળી જતાં તેમાં ભગવાને નવીન અંકુર ઉત્પન્ન કરીને પરીક્ષિતની રક્ષા કરી; કારણ કે ભગવાન મોક્ષને આપનાર છે.

તેમ કહેલ છે કે "ત્રણ ઋણની નિવૃત્તિ કર્યા સિવાય મોક્ષમાં મન લગાડવું નહિ" એવું સ્મૃતિનું વાકય છે, તેમ જ "પુત્ર વગરના મનુષ્યને સારો લોક પ્રાપ્ત થતો નથી" એમ શ્રુતિમાં કહેલું છે, તેમ જ "પુત્ર વિનાના સર્વે પશુઓ છે એમ ઋષિઓ જાણે છે" એમ સ્મૃતિનું વાકય છે, તેથી વંશ ન હોય તો તો તેના પિતૃઓ રુદન કરે છે, અને તેઓની મુક્તિ થતી નથી. ભગવાન સર્વના દુઃખને હરનારા હોવાથી ભક્તને થયેલા અપુત્રપણાના દુઃખને પણ તે દૂર કરે છે. અથવા ઉત્પત્તિની વૃદ્ધિ કરનાર પ્રભુ છે; તેથી વંશની વૃદ્ધિ કરવા માટે અંકુરરૂપી પરીક્ષિતની રક્ષા કરી છે. યુધિષ્ઠિરને રાજ્ય તો પ્રથમથી જ હતું, પણ શત્રુઓએ લઈ લીધું હતું, તે રાજ્ય ભગવાને પાછું અપાવ્યું છે. નહિતર, ભગવાન દરેક ભક્તને રાજ્ય આપતા હોય તો પછી સર્વ ભક્તને રાજ્ય આપવાનો રિવાજ શરૂ થાય; પણ અહીં તો યુધિષ્ઠિરનું જે રાજ્ય હતું તે તેને પાછું અપાવ્યું છે; એટલે ભગવાને તો યુધિષ્ઠિરને

રાજ્યાસન ઉપર બેસાડ્યા જ છે. ત્યાં કારણ કહે છે કે પોતે ઈશ્વર છે, તે બીજાને પણ ઇશ્વર કરીને સુખી થાય છે. ત્યાં શંકા થાય છે કે ભગવાન મુક્તિ આપવા માટે પ્રકટ થયેલા છે તો તે ભગવાને યુધિષ્ઠિરને મુક્તિ ન મળે તેવા રાજ્યકાર્યમાં શા માટે જોડ્યા છે? તેનું સમાધાન કરે છે કે ભગવાન ઇશ્વર છે, સમર્થ છે. જે અસમર્થ હોય તે પ્રમાણપૂર્વક ફલ લેવા દેવામાં તત્પર હોય છે; તેથી દરેકનો ત્યાગ કરાવી મુક્તિ આપે છે; પણ આ ભગવાન તો સર્વસમર્થ છે, તેથી તેમને પ્રમાણની રીત જોવાનું કાંઇપણ કારણ નથી; માટે તે પ્રભુ તો રાજ્યમાં જોડાવીને પણ મુક્તિ આપવાને સમર્થ છે. મૂળમાં **ह** અવ્યય મૂકેલો છે, તે એ બાબતનો નિશ્ચય બતાવે છે. (૨)

ઈશ્વરના ધર્મનો આવિર્ભાવ ન થયો હોય ત્યારે પોતામાં તુચ્છપણું લાગવાથી રાજ્યથી ભયની સ્ફૂર્તિ થાય છે. તે ભય યુધિષ્ઠિરને તો જ્ઞાનથી નિવૃત્ત થયેલ છે એમ કહેલ છે:

**निशम्य भीष्मोक्तमथाच्युतोक्तं**
**प्रवृद्धविज्ञानविधूतविभ्रमः।**
**शशास गामिन्द्र इवाजिताश्रयः**
**परिध्युपान्तामनुजानुवर्तितः ॥३॥**

**શબ્દાર્થ:**—ભીષ્મપિતામહે કહેલું સાંભળીને અને ભગવાનનું કહેલું પણ સાંભળીને, ઘણા જ વૃદ્ધિ પામેલા જ્ઞાન વડે જેનો વિશેષ ભ્રમ દૂર થયો છે, ભગવાનનો જેને આશ્રય છે તેવા અને પોતાના ભાઇઓથી સેવાયેલા, એવા યુધિષ્ઠિર રાજા ઇંદ્રની માફક પૃથ્વીનું પાલન કરવા લાગ્યા.

**ભાવાર્થ:**—જરૂરીનું જે કાર્ય હોય તે કરવું જ જોઇએ; તેમ કરવાથી કાંઇ નષ્ટ થતું નથી; એમ ભીષ્મપિતામહના વાકયનું શ્રવણ કર્યા પછી જ યુધિષ્ઠિરનો રાજ્ય તરફ થતો ભય દૂર થયો. મૂળમાં **अथ** અવ્યય લખેલો છે, તે જુદા પ્રારંભને કહેનાર છે; એટલે શ્રીકૃષ્ણ આપણા રક્ષક છે એવા વિચાર વડે "નારાયણ ભગવાનમાં પરાયણ ભક્તો કયારે પણ કોઇથી ડરતા નથી" એ ન્યાયથી નારાયણ પ્રભુમાં પરાયણ હોય, તેને ભગવાનની આજ્ઞા પ્રમાણે જ કરવું જોઇએ; ઇંદ્રિયોના વિષયોથી થતા ભયની સંભાવના પણ એમણે કરવી ન જોઇએ; એમ સાંભળીને મર્યાદા અને પુષ્ટિની રીતે દરેક શાસ્ત્રાર્થ યુધિષ્ઠિરના સમજવામાં આવ્યો છે; કારણ કે ભીષ્મપિતામહનું વાકય, મર્યાદાની રીત પ્રમાણે છે, અને ભગવાનના ભક્તોએ કોઇથી પણ ડરવું નહિ એ પુષ્ટિની રીત બતાવી છે. તે બન્ને પ્રકારો યુધિષ્ઠિરના સમજવામાં આવ્યા છે; તેનાથી તેનું જ્ઞાન ઘણું જ વૃદ્ધિ પામ્યું છે. અને તેવા વિજ્ઞાનથી યુધિષ્ઠિરના દરેક ભ્રમો દૂર થયા છે. ત્યારે તે આજ્ઞા પ્રમાણે પૃથ્વીનું પાલન કરવા લાગ્યા. બીજો

રાજા તો વૃષ્ટિ થયા પછી ખેતર વગેરેમાં ધાન્યાદિક થાય ત્યારે જ ચોર લુટારાઓથી રક્ષા કરે છે અને યુધિષ્ઠિર તો વૃષ્ટિને પણ ઉત્પન્ન કરીને પોતાના ધર્મદ્વારા દરેકને અનુગૃહીત બનાવીને પાલન કરે છે. તે કહે છે કે જેમ ઇંદ્ર પાલન કરે છે તેવી રીતે યુધિષ્ઠિર પાલન કરવા લાગ્યા.

ત્યાં યુધિષ્ઠિર તો મનુષ્ય છે. તેનું દેવની માફક પાલન કરવાનું સામર્થ્ય થવામાં કારણ બતાવે છે કે ભગવાન કોઇથી પણ જીતી શકાય તેવા નથી; તેવા અજિત ભગવાન યુધિષ્ઠિરના રક્ષક છે; તેથી પ્રભુનું સામર્થ્ય ભકતમાં આવે તો આશ્ચર્ય શું ? અર્થાત્ કાંઇ પણ આશ્ચર્ય ન ગણાય. સમુદ્ર સુધીની પૃથ્વીનું તે પાલન કરે છે; એટલે જો કે પૃથ્વી ઉપર બીજા પણ ખંડમંડલાધિપતિઓ છે, તોપણ તે સર્વે યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે કરનારા છે, એમ બતાવવા સારુ સમુદ્રપર્યંત પૃથ્વીનું પાલન કરે છે, એમ કહ્યું છે. પ્રથમ તો તેના ભાઇઓ જ સર્વ કરે છે, ત્યારબાદ પોતે કરે છે, અથવા દરેક ભાઇઓથી પોતે સેવાયેલા છે; એટલે ભાઇઓ તેની સેવામાં હાજર રહેલા છે. (૩)

યુધિષ્ઠિરના ધર્મ વડે જેનું પોષણ થયું છે એવા રાજ્યના ગુણો ત્રણ શ્લોકોથી કહે છે:

**कामं ववर्ष पर्जन्यः सर्वकामदुघा मही ।**
**सिषिचुः स्म व्रजान् गावः पयसोधस्वतीर्मुदा ॥४॥**
**नद्यः समुद्रा गिरयः सवनस्पतिवीरुधः ।**
**फलन्त्योषधयः सर्वाः काममन्वृतु तस्य वै ॥५॥**
**नाऽऽधयो व्याधयः क्लेशा दैवभूतात्महेतवः ।**
**अजातशत्रावभवन् जन्तूनां राज्ञि कर्हिचित् ॥६॥**

**શબ્દાર્થ**:—વરસાદ ઇચ્છા પ્રમાણે વર્ષવા લાગ્યો; પૃથ્વી દરેક ફળને આપનારી થઇ; મોટાં આઉ (ઊધ) વાળી ગાયો હર્ષથી દૂધ વડે વ્રજ (ગોશાળા)ને સીંચવા લાગી; નદીઓ, સમુદ્રો, અને વનસ્પતિઓ તેમ જ લતાઓ સહિત પર્વતો અને બીજી દરેક ઓષધિઓ યુધિષ્ઠિર રાજાની ઇચ્છા પ્રમાણે ફળ આપનારી થઇ. યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતા હતા ત્યારે કોઇપણ પ્રાણીઓને આધિદૈવિક આધ્યાત્મિક અને આધિભૌતિકના કારણરૂપ આધિ વ્યાધિ કે ઉપાધિઓ તેમ જ કલેશો કોઇ વખત થતા નથી.

**ભાવાર્થ**:—શ્રીકૃષ્ણ ભગવાનની ઇચ્છાથી યુધિષ્ઠિરના રાજ્યમાં આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક એમ ત્રણ પ્રકારનું સુખ છે; તેનું નિરૂપણ ક્રમવાર ત્રણ શ્લોકથી કહે છે.

યુધિષ્ઠિરની ઇચ્છા પ્રમાણે વરસાદ વર્ષે છે. પૃથુરાજાની માફક પૃથ્વી ચોતરફથી ઇચ્છા પ્રમાણે ફળ આપનારી છે. દૂધનાં થાન જેનાં મોટાં છે

તેવી ગાયોને હર્ષ થયો છે કે આ ધર્માત્મા યુધિષ્ઠિર રાજા આપણું પાલન કરનારા થયા છે; તેથી હર્ષ થવાથી પોતાના દૂધ વડે ગાયો વ્રજને (ગાયોને રહેવાનાં સ્થાન) સીંચવા લાગી; એટલે કોઇ દોહનાર કે દૂધનું વાસણ આવે, તેટલા વખતમાં દૂધ વધારે હોવાથી ગાયો પૃથ્વીને જ સીંચવા લાગી (પૃથ્વીને જ દૂધથી ભીની કરી નાખી). વરસાદ, પૃથ્વી, અને ગાયો, એ આધિદૈવિક છે. નદીઓ અને સમુદ્રો એ જલમિથુન છે; એટલે નદીઓનો પતિ સમુદ્ર છે તેથી નદી અને સમુદ્રનું જોડલું કહેવાય છે. વૃક્ષ અને લતાઓ એ સ્થલમિથુન છે; એટલે લતાઓનો પતિ વૃક્ષ છે; તેથી લતા અને વૃક્ષ એ પણ જોડલું કહેવાય છે. તે બન્ને અન્ન સિવાય બીજી દરેક વસ્તુના કારણરૂપ છે. કમોદ વગેરે ઓષધિઓ સારી રીતે ફળે છે. તે દરેકમાં જીવ રહેલો છે; તેથી તેઓ भूत (પ્રાણી) કહેવાય છે. દરેક ઇચ્છાને અનુસરીને ફળે છે. તે ઇચ્છા હોય તોપણ સમય વગર ફળે તો દોષના કારણરૂપ થવાથી કયારેક ભય થાય. તેની નિવૃત્તિ કહે છે કે દરેક ઋતુ પ્રમાણે ફળ આપે છે. અધ્યાત્મમાં ગુણો સ્વતઃસિદ્ધ હોવાથી દોષના અભાવને માટે રોગાદિકના અભાવનું નિરૂપણ કરે છે. આધિ (માનસી પીડા), વ્યાધિ (શરીરસંબંધી પીડા) અને અવિદ્યાદિક કલેશો તે પણ થતા નથી. તેમ ઇન્દ્રિયસ્રાવ (કોઈ જ્ઞાનેંદ્રિયમાંથી લોહી કે પરૂ નીકળવું તે), ગર્ભસ્રાવ (ચાર માસની અંદરનો ગર્ભ જાય તેને ગર્ભસ્રાવ કહેવાય છે) અને ગર્ભપાત (પાંચમે કે છઠ્ઠે મહિને ગર્ભ જાય તેને પાત કહે છે) કે વ્યભિચાર વગેરે પણ થતા નથી. એટલે આધિદૈવિક આધિભૌતિક કે આધ્યાત્મિકના કારણરૂપ કલેશો યુધિષ્ઠિરના રાજ્યમાં થતા નથી; કારણકે રાજાના ધર્મ વડે દરેકનું સમાધાન થઇ જાય છે. રાજ્યના આદિમાં મધ્યમાં અને અંતમાં એક જ સરખું સુખ છે, એમ બતાવવા માટે મૂળમાં **कर्हिचित्** ( કયારે પણ ) અવ્યય મૂકેલો છે. (૪–૫–૬)

એમ સામાન્યથી દરેકનું સુખ કહીને પ્રેમસૌખ્યના નિરૂપણ માટે ભગવાનના પધારવાનો જે ઉત્સવ થયો તેનું નિરૂપણ કરે છે; એટલે ભગવાન દ્વારકા પધારતી વખતે જે ઉત્સવ થયો તે હકીકત આ અધ્યાયની સમાપ્તિ પર્યંત આવવાની છેઃ

**उषित्वा हास्तिनपुरे मासान्कतिपयान्हरिः ।**
**सुहृदां च विशोकाय स्वस्वसुः प्रियकाम्यया ॥७॥**
**आमन्त्र्य चाभ्यनुज्ञातः परिष्वज्याभिवाद्य च ।**
**आरुरोह रथं कैश्चित्परिष्वक्तोऽभिवादितः ॥८॥**

શબ્દાર્થઃ—ભગવાન સંબંધીઓને થયેલા શોકની નિવૃત્તિ માટે પોતાનાં બહેન સુભદ્રાનું પ્રિય કરવાની ઇચ્છા વડે, કેટલાક મહિનાઓ હસ્તિનાપુરમાં

**રહીને, દરેકની રજા લઈને, પોતાનાં ફુઈ કુંતીજી વગેરેની આજ્ઞા મેળવીને, અને અર્જુન વગેરેને મળીને તેમ જ નકુલ સહદેવ વગેરેથી નમન કરાયેલા થઈને, યુધિષ્ઠિરની રજા લઇને રથ ઉપર બિરાજ્યા.**

**ભાવાર્થઃ**—ભક્તિ જ્ઞાન અને તેનાથી થયેલા ઉત્સવો સિવાય લોકમાં જીવન વૃથા છે. શ્રીકૃષ્ણમાં જ ચિત્ત એકાગ્ર થાય, એ મુક્તિથી પણ અધિક ગણાય છે; કેમકે પદ્મપુરાણમાં કહેલ છે કે, વિષ્ણુના અનુચર થવું એ મોક્ષ છે. મૂળમાં **हस्तिनापुर** શબ્દ લખ્યો છે, ત્યાં અલુક્ તૃતીયા સમાસ છે. એટલે પૂર્વે હસ્તી નામનો રાજા હતો, તેણે રચાવેલું તે શહેર છે. તેથી "હસ્તિનાપુર" કહેવાય છે. અને હસ્તિન્ એવું પણ તેનું નામ છે. ત્યાં વ્યાકરણના નિયમ પ્રમાણે **अण्** પ્રત્યય થાય છે, અને તેના પરથી તેવું પુર તે **हास्तिनपुर** છે. અને "હસ્તિનાપુર" નામ છે તેમાં **हस्तिना निर्मितं पुरं हस्तिनापुरम्** એમ મધ્યમ પદનો લોપ થાય છે. તેમાં **हस्तिना** એ તૃતીયા પદનો લોપ થતો નથી. તેથી તે અલુક્-સમાસ થાય છે. "હસ્તીએ નિર્માણ કરેલા શહેરમાં ભગવાનની સ્થતિ છે, તે તેના વંશમાં ઉત્પન્ન થયેલાઓને મુક્તિ આપવા માટે છે. મથુરા વગેરે શહેરોમાં ભગવાનની સ્થિતિ છે, તે પૃથ્વીને મુક્તિ આપવાવાળી છે. ભગવાન હસ્તિનાપુરમાં રહે છે, તે તેના વંશમાં ઉત્પન્ન થયેલાની મુક્તિ માટે છે એમ જે કહ્યું છે તેમાં અમુક વખત સુધી રહે તો જ મુક્તિ થાય. એમાં કાંઇ કાળને કારણપણું નથી, એમ બતાવવા માટે કાળના અંશરૂપ માસનું નિરૂપણ કર્યું છે. ભગવાન કેટલાક માસ સુધી રહ્યા. ઘણા માસ સુધી રહ્યા એમ નહિ કહેતાં સંખ્યા બતાવી નથી, તેથી તે માસને કારણપણું નથી એમ સૂચવ્યું છે. ભગવાનનું હસ્તિનાપુરમાં બિરાજવું મુક્તિને માટે છે. તેનું કારણ એવું છે કે ભગવાન ત્યાં વિરાજીને સર્વના શોકની નિવૃત્તિ કરે, અને ત્યાર બાદ ત્યાંથી પધારે ત્યારે તેમના વિરાજવાથી શોક દૂર થઇને આનંદ થવાથી ભગવાનમાં સ્નેહ થાય, અને તે સ્નેહથી ભક્ત કૃતાર્થ થાય; એટલા માટે દરેકની મુક્તિ થવામાં ભગવાનનો અભિપ્રાય છે." તેથી સર્વ સંબંધીઓનો શોક દૂર કરવા માટે ભગવાન વિરાજ્યા. મૂળમાં **च**કાર હોવાથી રાજાનું પ્રિય કરવા માટે ત્યાં વિરાજ્યા છે.

પોતાની બહેન સુભદ્રાનો પુત્ર અભિમન્યુ મહાભારતના યુદ્ધમાં મરણ પામ્યો હતો તેનો શોક હતો, તે શોક તેને ત્યાં પરીક્ષિતનો જન્મ થવાથી દૂર થયો છે. એવી રીતે ભગવાનનું વિરાજવું પ્રીતિને વધારવા માટે છે. ભગવાને દ્વારકા પધારતી વખતે સર્વની રજા લીધી એ લૌકિક ઉપચાર છે. મૂળમાં **च**કાર હોવાથી વરદાન વગેરે કરેલાં છે. સર્વના દોષની નિવૃત્તિ માટે ભગવાન ભેટયા છે. બહિર્મુખપણું હોય તોપણ તે થવા માટે ભગવાને

અભિવાદન કર્યું છે. પાછો પણ મૂળમાં ચકાર હોવાથી ઉચિત દાન વગેરે પણ કરેલું છે. મૂળમાં કેટલાએકે આલિંગન કર્યું, એમ કહેવાથી શ્રવણ ભક્તિથી લઈને સખ્યભક્તિ સુધી જેઓએ ભક્તિ સિદ્ધ કરી છે, તેવાઓએ આલિંગન કર્યું છે, અથવા પ્રેમ વડે સ્નેહવાળા છે તેઓએ આલિંગન કર્યું છે, એમ સૂચવ્યું છે. કેટલાક એમ લખવાથી તેવા પુરુષો ઘણા જ થોડા હોય છે એમ બતાવ્યું છે. (૭–૮)

**सुभद्रा द्रौपदी कुन्ती विराटतनया तथा ।**
**गान्धारी धृतराष्ट्रश्च युयुत्सुर्गौतमौ यमौ ॥९॥**
**वृकोदरश्च धौम्यश्च स्त्रियो मत्स्यसुतादयः ।**
**न सेहिरे विमुह्यन्तो विरहं शार्ङ्गधन्वनः ॥१०॥**

**શબ્દાર્થ**:—સુભદ્રા, દ્રૌપદી, કુન્તી, ઉત્તરા, ગાંધારી, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, ગૌતમ, નકુલ, સહદેવ, ભીમ, ધૌમ્ય અને સત્યવતી વગેરે સ્ત્રીઓ મોહ પામતાં છતાં શ્રીકૃષ્ણ ભગવાનના વિરહને સહન કરી શકયાં નહિ.

**ભાવાર્થ**:—સુભદ્રાદિક સ્ત્રીઓએ ભગવાનના વિરહને સહન કર્યો નહિ: દેહને લીધે સ્નેહ થાય. તે સ્ત્રીઓને વધારે થાય છે. માટે આદિમાં સુભદ્રાનું નામ અને અંતમાં પણ સત્યવતીનું નામ આપેલું છે. મારવામાં તેમ જ રક્ષા કરવામાં જેમ પતિ છે તેમ જ પુત્ર પણ છે; તેથી ગાંધારી અને ઉત્તરાની બરોબરી બતાવી છે; કારણ કે ઉત્તરાના પતિને માર્યો છે અને પુત્રની રક્ષા કરી છે, તેમ જ ગાંધારીના પુત્રોને માર્યા છે અને પતિની રક્ષા કરેલી છે; તેથી બન્નેની સમાનતા બતાવવા માટે મૂળમાં **तथा** અવ્યયનો પ્રયોગ કર્યો છે. યુધિષ્ઠિર અને અર્જુન એ બન્ને ઉત્સવોમાં આસક્ત હતા, તેથી તેઓને વિરહની સ્ફૂર્તિ ન હતી; તેથી મૂળમાં તેઓનાં નામ લખ્યાં નથી. અથવા **धृतराष्ट्रश्च** એમ ચકાર બતાવેલો હોવાથી બધાનું ગ્રહણ થઈ શકે છે. જો ચકારને એમ સમુચ્ચય–અર્થમાં ન ગણીએ તો ધૃતરાષ્ટ્રની ભક્તિને બતાવનાર તે ચકાર છે એમ જાણવું; કારણ કે ધૃતરાષ્ટ્રને ભક્તિ થવી ઘણી જ દુર્લભ છે. યુયુત્સુ ધૃતરાષ્ટ્રની રખાત સ્ત્રીનો પુત્ર છે. કૃપાચાર્ય ગૌતમ વંશમાં ઉત્પન્ન થયેલા છે; માટે તેનું નામ "ગૌતમ" તરીકે મૂળમાં કહ્યું છે. નકુલ અને સહદેવનો જન્મ સાથે થવાથી તેઓને "યમ" એવા નામથી ઓળખાવ્યા છે. **वृकोदरश्च** ત્યાં ચકાર હોવાથી બીજા ન કહેલા ક્ષત્રિયોનું પણ ગ્રહણ થાય છે. ધૌમ્યઋષિ પાંડવોના પુરોહિત છે, ત્યાં ચકાર છે; તેથી ન કહેલા બ્રાહ્મણોનો પણ સમાવેશ થાય છે. તે બ્રાહ્મણોની સ્ત્રીઓ અને મત્સ્યસુતા સત્યવતી, એ વિરહનું દુઃખ સહન કરતી નથી, અથવા કાર્યને માટે પહેલાં જણાવેલી ઉત્તરાનું જ ગ્રહણ કરવા માટે મત્સ્યસુતાને કહેલાં છે. સ્ત્રીઓ અને પુરુષો બન્ને સાથે

કહ્યાં છે, તેથી વ્યાકરણની રીતે **विमुक्तान्तः** એમ પુલ્લિંગનો નિર્દેશ કર્યો છે. ભગવાનનું નામ **शार्ङ्गधन्वा** કહેલ છે, તેનો અભિપ્રાય કાળધનુષને ભગવાન હસ્તમાં ધારણ કરે છે; તેથી તેમનો વિયોગ થવામાં કાળનો ગ્રાસ થશે, એવી શંકા થવાથી વિરહનું દુઃખ થાય છે. (૯–૧૦)

વિરહનું સહન ન થવું એ દરેક રીતે લૌકિક નથી, તે માટે અલૌકિક જ્ઞાન હોય ત્યારે ભગવાન અંતર્યામી હોવાથી તે દરેકના હૃદયમાં રહેલા છે, તેથી તેનો વિરહ ન હોય; માટે તેના વિરહનું વર્ણન કરવું તે અયોગ્ય છે! એમ શંકા કરીને જ્ઞાન હોય તોપણ કોઇ બીજા જ પ્રકારથી પરમસુખને આપનાર હોવાથી તેનો વિરહ થવો યોગ્ય છે, એમ દોઢ શ્લોક વડે કહે છે:

**सत्सङ्गान्मुक्तदुःसङ्गो हातुं नोत्सहते बुधः।**
**कीर्त्यमानं यशो यस्य सकृदाकर्ण्य रोचनम्।**
**तस्मिन्न्यस्तधियः पार्थाः सहेरन्विरहं कथम् ॥११॥**

**શબ્દાર્થ**:—પ્રીતિ કરે તેવો જે ભગવાનનો કીર્તન કરાતો યશ તેને એક વખત સાંભળીને દુઃસંગનો ત્યાગ કરનારો, ડાહ્યો માણસ સત્સંગને છોડવાની ઈચ્છા કરતો નથી, તેવા ભગવાનમાં જેણે બુદ્ધિ મૂકેલી છે એવા પાંડવો પ્રભુના વિરહને શી રીતે સહન કરે?

**ભાવાર્થ**:—ભગવાનના વિરહની વાત તો દૂર રહી, પણ ભગવાનના સેવકોના વિરહને પણ સહન કરી શકાતો નથી. જ્ઞાનનો ઉપદેશ કરવો છે તોપણ, અને અંતર્યામીપણાથી ભગવાનની સ્ફૂર્તિ છે તોપણ જે રસ સત્સંગથી કે બહાર ભગવાનના સંબંધથી ઉત્પન્ન થાય છે તે રસ જ્ઞાનાદિકથી ઉત્પન્ન થતો નથી; કારણ કે જેમ સ્ત્રીની સાથે માનસિક સંબંધ કરવામાં જુદાપણું છે, અને તેના સંબંધથી થતા સુખમાં પણ પરસ્પર ભેદ દેખાય છે, તેમ જ્ઞાનનો ઉપદેશ થવામાં કે અંતર્યામીપણાથી ભગવાનની સ્ફૂર્તિ થવામાં અને બહાર ભગવાનનો સંબંધ થવાના સુખમાં પણ ન્યૂનાધિકપણું છે.

ત્યાં શંકા કરે છે કે, સુખ વગેરેનું ઉત્પાદન કારણ આત્મા અથવા મન છે, ત્યારે આત્મા અને મનમાં ભગવાન વિદ્યમાન હોવાથી તેનું જ્ઞાન થાય છે, અને તેમાંથી જે રસ થાય છે તે પણ બહારના અનુભવ જેવો છે; માટે વિરહ ન થવો જોઇએ! એવી શંકાની નિવૃત્તિ માટે કહે છે કે, જો પોતામાં રહેલા રસનો અનુભવ પોતાને થતો હોય તો સ્ત્રીને પણ પોતાથી જ સુખ થવું જોઇએ. તેમ જ સર્વ વસ્તુમાં રહેલા રસની સ્ફૂર્તિ દોષપૂર્વક થાય, ત્યારે જ તે રસ પ્રકટ થાય છે. તેથી જેમ માલાચંદન અને સ્ત્રી વગેરેમાં કોઇને માળામાં, કોઇને ચંદનમાં અથવા કોઇને સ્ત્રીમાં દ્વેષ કે ઈચ્છા દેખાય છે, તેથી તેમાં રહેલ રસની સ્ફૂર્તિ પોતામાં રહેલા કામાદિક દોષને લીધે થાય

છે, એટલે જેને માળામાં ઇચ્છા હોય તેને માળા પ્રિય લાગે છે, ચંદનમાં ઇચ્છા હોય તેને ચંદન પ્રિય લાગે છે અને સ્ત્રીમાં ઇચ્છા હોય તો સ્ત્રી પ્રિય લાગે છે, તેમ જ તે સિવાયની દરેક વસ્તુઓ અપ્રિય લાગે છે; તેવી રીતે બીજા કરતાં સ્ત્રીઓમાં કામ ઉત્કટ (ઉગ્ર) રહેલો છે. અને તે કામ હમેશાં રહેનારો છે. ત્યારે સ્ત્રીને હમેશાં પોતાથી જ સુખ થવું જોઇએ, અને જ્યારે સ્ત્રીને પોતાથી જ સુખ થાય ત્યારે વિરહનું દુઃખ ન થવું જોઇએ, પણ તે દુઃખ તો થતું જોવામાં આવે છે; માટે તેમાં કાંઈ જુદું જ કારણ હોવું જોઇએ અને તેનો વિચાર કરતાં બહારના સંબંધથી જે રસ ઉત્પન્ન થાય છે, તે રસની અભિવ્યક્તિ (પ્રકટ થવું) કામાદિક દોષ વડે જ થાય છે, પણ જ્ઞાનાદિકથી થતી જ નથી; તેથી વિરહ થવો તે યોગ્ય જ છે.

ત્યાં શંકા કરે છે કે, હરકોઇ સ્થળમાં રસ ઉત્પન્ન થવો તે એક સુખનો ભેદ છે, તેથી સુખ થવામાં પોતામાં રહેલા દોષની સ્ફૂર્તિને કારણપણું કહેવું એ યોગ્ય નથી; કેમકે સાયુજ્ય મુક્તિ વગેરેમાં જે આત્મસુખ પ્રકટ થાય છે, તે દોષો વિના જ પ્રકટ થાય છે. સાયુજ્ય મુક્તિમાં આત્મસુખ પ્રકટ થાય છે, તેથી ભગવાનનો રસ પણ પ્રકટ થવા માટે કહી શકાય છે. તેથી જ જ્ઞાનાદિકથી તે રસ પ્રકટ થાય છે. માટે ભગવાનનો વિરહ થવો યોગ્ય નથી ! એવી શંકા કરવાની નથી, કારણ કે સાયુજ્ય મુક્તિમાં અને જ્ઞાનાદિકમાં પણ જે આત્મસુખ પ્રકટ થાય છે, તેમાં પણ ભિન્નપણે આપણે રહીએ છીએ એવું જે જ્ઞાન થાય છે, અને તેથી બ્રહ્મમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય છે, તે દોષ છે. જો તેને દોષપણું ન હોય તો સાયુજ્યરૂપ ફળ થયા પછી તેની નિવૃત્તિ ન થવી જોઇએ; કારણ કે ફળથી તો દોષની જ નિવૃત્તિ થવી જોઈએ. અને સાયુજ્ય મુક્તિ થયા પછી જીવને જુદાપણાથી રહેવાનું જ્ઞાન અને તેમાં પ્રવેશ કરવાની ઈચ્છા રહેતી નથી, તો તે સમયમાં સુખનો અનુભવ પણ થતો નથી ! જીવ બ્રહ્મથી જુદો છે અને તેને બ્રહ્મમાં પ્રવેશ કરવાની ઇચ્છા છે, તેને તમે દોષરૂપ ગણો છો પણ તે તો ગુણરૂપ થાય છે, એમ કોઈ શંકા કરે તો તેનું સમાધાન કરે છે કે તે વાત ખરી છે, તોપણ જેમ લોકમાં ક્ષુધા વગેરેને પણ ગુણ કહેલો છે તેવી રીતે જીવને જુદાપણાથી રહેલી સ્થિતિ તપ જ્ઞાનને, અને બ્રહ્મમાં પ્રવેશ કરવાની ઇચ્છાને પણ ગુણપણું છે. જો તેને ગુણરૂપ ન માનવામાં આવે તો ક્ષુધા માટે પ્રયત્ન કરવામાં ન આવે; તો-પણ શ્રુતિમાં કહ્યું છે કે "ક્ષુધા ખરેખર મનુષ્યને શત્રુરૂપ છે;" તેથી તેને દોષપણું છે, અને તેને લીધે અન્નાદિકમાં સુખ પ્રાપ્ત થાય છે; તેથી લોકમાં જેમ ક્ષુધાને ગુણ તરીકે માની છે, અને શાસ્ત્રમાં ક્ષુધાને દોષ તરીકે માની છે, તેમ ભગવાન બહાર રહીને રસને ઉત્પન્ન કરે છે, તે હકીકતને જ્ઞાનમાર્ગની

રીતમાં દોષરૂપ કહી છે, પણ ભક્તિને તો ગુણરૂપ માનેલી છે; તેથી જ યોગીઓ પણ જ્યારે કૃષ્ણ પ્રકટ થયા હોય ત્યારે સમાધિનો ત્યાગ કરીને તેમનું દર્શન કરે છે, અને પ્રભુ અપ્રકટ હોય ત્યારે સમાધિ કરે છે. તેથી મુક્તિમાં જ દેહનો સંબંધ છે અને મુક્તિની સૃષ્ટિ ભગવાન કરે છે તે પણ પોતાના બહારના સુખનો અનુભવ કરાવવા માટે કરે છે. જો તેમ ન હોય તો જે મુક્ત જીવો હોય છે તેને પ્રલયમાં પણ દેહનો સંબંધ હોતો નથી; ત્યાંથી ભગવાન દેહનો સંબંધ કરાવે છે તે ન જ કરાવે; કારણ કે દેહાદિક દોષરૂપ કહેવાય છે; એટલું જ નહિ પણ ભગવાન તો પરમ કૃપાળુ છે તેથી સૃષ્ટિ ન કરે; પણ સુખનો અનુભવ કરાવવા સારુ જ દેહરૂપ દોષનો સંબંધ ભગવાન જીવને કરાવે છે.

વળી દેહ સિવાય ભગવાનના સુખનો અનુભવ થતો નથી; માટે ભગવાને ઉદ્ધવજીને કહ્યું છેઃ "કોઇ ઠેકાણે ગુણ હોય તો પણ વિધિ વડે દોષરૂપ થાય છે અને કોઈ સ્થળે દોષ પણ વિધિ વડે ગુણરૂપ થાય છે." એ વ્યવહારને લઇને સમગ્ર વેદ અને શાસ્ત્રો પ્રવર્તેલાં છે. બહારના વ્યાપારને મુખ્યપણું હોવાથી દરેક સ્થળે ભગવાન વ્યાપ્ત છે, એવું જ્ઞાન હોવા છતાં પણ ભગવાનનો વિરહ સહન ન થવો એ અમે યોગ્ય જોઇએ છીએ. મૂળમાં **सत्सङ्गान्** એમ બહુવચન લખ્યું છે, તેથી એક સંગ વિદ્યમાન હોય અને બીજો સંગ પ્રાપ્ત થાય તોપણ તોડી શકાતો નથી, તેમ સત્પુરુષો પણ ઘણા હોવા જોઈએ; એટલે એકમાં પણ ઘણા પ્રકારે રસની ઉત્પત્તિ થાય છે, તેથી તેવા સત્પુરુષોની કૃપા વડે જેણે દુષ્ટનો સંગ છોડેલો છે અને ત્યાર પછી પણ તે સત્પુરુષોની કૃપા વડે જ જ્ઞાનને પ્રાપ્ત કરેલું છે, એમ સત્સંગમાંથી જેને ફળ થયું છે તેવો પુરુષ પહેલાં થયેલા સત્સંગોને પણ ચિંતામણિની માફક છોડવાની ઈચ્છા પણ કરતો નથી. ભગવાનનો વિરહ સહન થઈ શકતો નથી એવો પ્રસંગ છે તે સ્થળે સત્સંગનો ત્યાગ થઇ શકતો નથી એમ જે કહ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે ભગવાનના યશનું કીર્તન સત્સંગમાં થાય છે. અથવા સત્સંગનો ત્યાગ ન કરવામાં ગુણ કહે છે કે સત્સંગમાં તો કાનને પ્રિય લાગે તેવું પ્રભુના યશનું કીર્તન થાય છે. અહીં કેટલાક સત્સંગનો ત્યાગ થઇ શકતો નથી અને સત્સંગમાં ગુણ છે એમ બન્ને બાબત કહેવા માટે યશના કીર્તનનું વર્ણન કરે છે, એમ કહે છે. સત્પુરુષોથી કીર્તન કરાતા ભગવાનના યશને એક જ વખત સાંભળીને જીવ સત્સંગનો ત્યાગ કરવા ઇચ્છતો નથી; કારણ કે પ્રભુની કીર્તિ પ્રીતિને ઉત્પન્ન કરનારી છે અને સત્સંગ કીર્તિના કારણરૂપ છે. અથવા ભગવાનનો યશ સાંભળવાથી તે સત્સંગ છોડી શકાતો નથી; તેથી ભગવાનમાં બુદ્ધિ રાખનારા પાંડવો ભગવાનના વિરહને શી રીતે સહન કરી શકે?

જેમ મનુષ્ય સારી પેટી જોઇને તેમાં પોતાની ઉત્તમ વસ્તુઓ રાખે છે, તેમ ભગવાનની કીર્તિ સાંભળીને બુદ્ધિરૂપી, પોતાનું અમૂલ્ય રત્ન તે ભાગવતમાં મૂકે છે. મૂળમાં **બુધ** શબ્દથી સામાન્ય ડાહ્યો માણસ બતાવેલો છે, તે લૌકિક વૈદિક વગેરે દરેક બુદ્ધિના ગ્રહણ માટે છે, ત્યારે એ કુંતીજી પરમભક્ત છે, એમ પહેલાં કહેવાયું છે, તે કુંતીજીના વચનથી ભગવાનમાં બુદ્ધિ જેણે રાખેલી છે એવા પાંડવો તે પ્રભુના વિરહને કેમ સહન કરી શકે?

જ્યારે તેનાથી વિરહ સહન થઇ શકે નહિ, ત્યારે તે ભગવાનની સાથે જાય, અથવા પ્રતિબંધ કરનારા શરીરનો ત્યાગ કરે; તેથી ભગવાને અહીંથી પધારવું યોગ્ય નથી. (૧૧)

**दर्शनस्पर्शनालापशयनासनभोजनैः ।**
**सर्वे तेऽनिमिषैर्नेत्रैस्तमनुद्रुतचेतसः ।**
**वीक्षन्तः स्नेहसम्बन्धा विचेरुस्तत्र तत्र ह ॥१२॥**

**શબ્દાર્થ**:—ભગવાનનાં જે દર્શન, સ્પર્શ, વાતચીત, શયન કરવું, સાથે બેસવું અને સાથે ભોજન કરવું વગેરેથી ભગવાનની પાછળ જેઓનું ચિત્ત લાગેલું છે, એવા પાંડવો નિમિષ (પલક) વગરનાં નેત્રો વડે ભગવાનનાં દર્શન કરે છે તેવા અને પ્રભુના સ્નેહથી બંધાયેલા તેઓ આમ તેમ ફરવા લાગ્યા.

**ભાવાર્થ**:—ત્યારે ભગવાન પધાર્યા તે વખતે શું થયું? એમ શંકા કરીને સમાધાન કરે છે કે, ભગવાનનાં દર્શન કરવાં, સ્પર્શ કરવો, ભગવાન સાથે વાતો કરવી, શયન કરવું, બેસવું, અને પ્રભુની સાથે ભોજન કરવું, એમ ભગવાનને યોગ્ય છ ક્રિયાઓ છે; તે પાંડવોની ક્રિયાઓ તો ભગવાનની સાથેજ રહેલી છે; કેમકે વાતો કરવી સાથે થાય છે, તેમ પ્રભુનાં દર્શન કરવાં અને સ્પર્શ કરવો તે પણ ભગવાન સાથે ન હોય ત્યારે થઇ શકે નહિ; માટે ભગવાનની સાથે રહીને છ પ્રકારની ક્રિયાઓનો અભ્યાસ થવાથી તે ક્રિયાઓને તાબે થયેલા પાંડવોએ પોતાના ચિત્તને ભગવાનમાં પધરાવી આપ્યું. અથવા તે છ ક્રિયાઓ વડે દરેક પાંડવોની નિમિષ (પલક) રહિત દૃષ્ટિ ભગવાનમાં થઇ છે અને તે દૃષ્ટિની પાછળ તેઓનાં મન લાગેલાં છે. એમ કાયા, વાણી અને મનની વૃત્તિઓ ભગવાનમાં લાગી છે, એમ કહ્યું; તેથી વિવેકધૈર્યાદિ કાંઈ પણ રહ્યું નથી, એમ સૂચવ્યું છે.

ત્યારપછી શું થયું તે કહે છે કે, ભગવાન અહીંથી પધારવાના છે એમ યાદ કરવાથી વિરહ થયો છે, તોપણ ભગવાનનાં દર્શન સ્પર્શ વગેરેથી તે બાબત ભૂલી જવાય છે. જ્યારે વિરહ થશે ત્યારે તે બાબતનું દુઃખ થશે, પણ હમણાં પરમાનંદનો અનુભવ છોડીને ઉદ્વેગ કરવો નિરર્થક છે, એમ જાણે પાંડવો વિચાર કરતા હોય, તેમ દેહ, ઇંદ્રિયો, અને અંતઃકરણની વૃત્તિઓને

ભગવાનમાં જોડવા લાગ્યા છે. મૂળમાં वीक्षन्तः માં ઈક્ષણક્રિયા છે, તે દરેક ઇંદ્રિયોની વૃત્તિને બતાવનાર છે. ભગવાનનો સ્નેહ છે તે ભગવાનને હૃદયમાં લાવે છે અને ભગવાન બહાર બિરાજતા હોય, ત્યારે જીવને ભગવાન પાસે લઈ જાય છે; એમ બન્ને રીતે ભગવાનમાં ચિત્ત લાગવામાં વિરોધ નથી.

આમતેમ ફરવા લાગ્યા એવું જે કહ્યું કે તેનો અભિપ્રાય: ભગવાનને પધારવા માટે ઉપયોગી જે જે કાર્યો છે તેમાં પાંડવોએ શરીરને જોડી દીધાં છે, એ શરીરની ક્રિયા બતાવેલી છે. (૧૨)

આવા પ્રકારનો સ્નેહ હોવા છતાં પણ ભગવાન તો પધાર્યા. પછી જે શરીરની સ્થિતિ રહેવી, તે તો ભગવાનના અદ્ભુત કર્મની લીલા વડે જ શરીર રહી શકે છે. તેથી ભગવાનના પધારવા વખતે રુદન કરવું જોઈએ તેને બદલે ભગવાનની ઇચ્છા વડે જરા પણ રુદન પાડવોએ કર્યું નથી, તે કહે છે:

न्यरुन्धन्नुद्गलद्बाष्पमौत्कण्ठ्याद्देवकीसुते ।
निर्यात्यगारान्माऽभद्रमिति स्याद् बान्धवस्त्रियः ॥१३॥

**શબ્દાર્થ:**—દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણ ત્યાંથી પધારે છે તે વખતે તેમના વિરહના સ્મરણથી નેત્રમાં આંસુઓ આવી જાય છે, તોપણ તે આંસુ અમંગળ થાય તે ન થવા માટે દરેક બાંધવોની સ્ત્રીઓએ આંસુને રોકયાં છે.

**ભાવાર્થ:**—પહેલાં વર્ણન કર્યા પ્રમાણે આંસુઓ નેત્રમાંથી નીકળે છે, તોપણ દેવકીજીના પુત્ર ઘરમાંથી બહાર પધારે છે, ત્યારે અમંગળસૂચક અપશુકન ન થાઓ, એમ સમજીને તે આંસુઓને આંખમાં જ રોકી રાખ્યાં છે, એમ ભગવાનની ઇચ્છા પ્રબલ છે પ્રેમની ઉત્કંઠાથી આવેલાં આંસુઓને પણ રોકે છે, તો પછી શરીર વગેરેને તો કયાંથી જ છોડી શકશે? એમ ભગવાનની ઇચ્છાનું પ્રાબલ્ય બતાવ્યું છે. ભગવાન દેવકીજીના પુત્ર છે; તેથી પધારવું તો યોગ્ય જ છે; કારણ કે દેવકીજીએ મોટી તપસ્યા કરીને પુત્રરૂપે પ્રકટ થવાની પ્રાર્થના કરી હતી ત્યારે ભગવાન પુત્રરૂપે પધાર્યા છે, તે દેવકીજીને મળવા માટે કેમ ન પધારે? તેથી જ આપણે અપશુકન ન કરવું જોઈએ, એવા અભિપ્રાયથી તેઓએ આંસુ રોકી રાખ્યાં છે. ભગવાન ઘરમાંથી બહાર પધારે છે તે વખતે આંસુ રોકેલાં છે, તેનો એવો પણ અભિપ્રાય છે કે ભગવાને આપણે ઘેર પધારી મોટો ઉપકાર કર્યો છે, તે પાછા પોતાના ઘેર પધારે ત્યારે અપશુકન કરવું આપણને યોગ્ય નહિ, એમ સમજીને દરેક બાંધવોની સ્ત્રીઓએ આંસુ રોકેલાં છે; એટલે ત્યાં બંધુપણું સ્ફુર્યું છે. (૧૩)

मृदङ्गशङ्खभेर्यश्च वीणापणवगोमुखाः ।
धुन्धुर्यानकघण्टाद्या नेदुर्दुन्दुभयः समम् ॥१४॥

**શબ્દાર્થ:**—મૃદંગ, શંખ, ભેરી, વીણા, પણવ, ગોમુખ, ધુંધુરી, આનક, ઘંટ, અને નોબત એ પ્રમાણે દશ જાતનાં વાજિંત્રો એકી સાથે વાગવા લાગ્યાં.

**ભાવાર્થ**:—મૃદંગ, ભેરી, આનક અને દુંદુભિ એ પાંચ વાજિંત્રો તાડન કરવાથી વાગે છે; તેથી તેને **आनद्ध** એવાં વાજિંત્રોના ભેદમાં ગણ્યાં છે. શંખ અને ગોમુખ મોઢેથી વગાડાય છે; તેથી તેને **सुषिर** વાજિંત્રના ભેદમાં ગણ્યાં છે. વીણા એક જ જાતની છે તે પ્રસિદ્ધ છે, અને ઘંટા અને ઘૂઘરીઓ **ઘન** વાજિંત્રના ભેદમાં ગણ્યાં છે. એવી રીતે આનદ્ધ સુષિર વીણા અને ઘન એમ ચાર પ્રકારનાં વાજિંત્રો વાગવા લાગ્યાં. એ દશ વાજિંત્રોનાં લક્ષણો વાદ્યાધ્યાયમાં પ્રસિદ્ધ છે. (૧૪)

ઉત્સવમાં સ્ત્રીઓનાં દર્શનનું વર્ણન કરવું જોઈએ, તેથી પુષ્પવૃષ્ટિની સાથે તેનું વર્ણન કરે છે:

**प्रासादशिखरारूढाः कुरुनार्यो दिदृक्षया ।**
**ववृषुः कुसुमैः कृष्णे प्रेमव्रीडास्मितेक्षणाः ॥१५॥**

**શબ્દાર્થ**:—શ્રીકૃષ્ણમાં પ્રેમ અને લજ્જા વડે મંદ હાસ્યની સાથે દર્શન કરતી કુરુની સ્ત્રીઓ ઉત્સવ જોવાની ઇચ્છા વડે મહેલના ઉપરના ભાગ ઉપર ચઢીને પુષ્પની વૃષ્ટિ કરવા લાગી.

**ભાવાર્થ**:—મહેલનું શિખર એટલે સૌથી ઉપરનો માળ કહેવાય છે. તેના ઉપર કુરુની સ્ત્રીઓ બેઠેલી છે. તેથી સારા ઘરની સ્ત્રીઓએ બહાર જવું નહિ, એમ બતાવ્યું છે. પણ ભગવાનની દૃષ્ટિ પોતાના ઉપર પડવી જોઇએ; તે તો સ્ત્રીઓ પુષ્પની વૃષ્ટિ કરે તો ભગવાન સામું જુએ ત્યારે થાય. તે માટે કુરુની સ્ત્રીઓ પુષ્પની વૃષ્ટિ પ્રભુ ઉપર કરે છે. એમ પ્રેમ લજ્જા અને મંદ હાસ્ય એ સાત્ત્વિક રાજસ અને તામસ એમ ત્રણ ગુણનાં કાર્યો છે. તેમાં દૃષ્ટિ સાથે રહેલ છે, એટલે પ્રેમ વગેરેથી યુક્ત જેની દૃષ્ટિ છે, એવી સર્વ સ્ત્રીઓ પુષ્પની વૃષ્ટિ કરે છે. ભગવાનમાં પ્રેમ એ ભક્તિનું કાર્ય છે. લજ્જાની સાથે મંદ હાસ્ય કરે છે તે સ્ત્રીઓનો સ્વભાવ છે અને દૃષ્ટિ છે તે એનું જ્ઞાન કાર્ય છે એમ ઘણા પ્રકારે ભગવાનનાં દર્શન કર્યાં. (૧૫)

એમ સ્ત્રીઓનાં કૃત્યોનું નિરૂપણ કરી હવે ત્રણ શ્લોકો વડે પુરુષોનાં કૃત્યનું નિરૂપણ કરે છે:

**सितातपत्रं जग्राह मुक्तादामविभूषितम् ।**
**रत्नदण्डे गुडाकेशः प्रियः प्रियतमस्य ह ॥१६॥**
**उद्धवः सात्यकिश्चैव व्यजने परमाद्भुते ।**
**विकीर्यमाणः कुसुमै रेजे मधुपतिः पथि ॥१७॥**

**શબ્દાર્થ**:—અતિપ્રિય અને મોતીની માળાથી સુશોભિત, રત્નના દાંડાવાળા ધોળા છત્રને ભગવાનના પ્રિય અર્જુને ધારણ કર્યું. ઉદ્ધવ અને સાત્યકિએ પરમ

**અદ્ભુત એવાં ચામર અને વીંજણા લીધાં છે. એમ રસ્તામાં જેના ઉપર પુષ્પની વૃષ્ટિ થાય છે તેવા મધુપતિ ભગવાન શોભી રહ્યા છે.**

**ભાવાર્થ**:—છત્રનો દંડો કાંઈક રાતો છે, અને છત્ર ધોળું છે, તે છત્રને ફરતી મોતીની ઝાલર શોભી રહી છે. અર્જુનનું નામ અહીં "ગુડાકેશ" આપ્યું છે, તેનું કારણ એ છે કે તે અર્જુન નિદ્રાનો ઈશ છે, તેથી તેને ભ્રમ જતો રહ્યો છે. "દરેક ઉપચારોમાં મહારાજપણાનો ઉપચાર ઉત્તમ છે. તેનું ચિહ્ન છત્ર છે. તે અર્જુને લીધું છે; તેથી મુખ્ય ઉપચાર અર્જુને કર્યો છે, માટે અર્જુન બુદ્ધિમાન છે." અર્જુન ભગવાનને પ્રિય છે, એમ કહેવાથી ભગવાને તેનું ઘણું કર્યું છે એમ સૂચવે છે. અર્જુનને યુધિષ્ઠિર કરતાં પણ ભગવાન ઘણા જ વહાલા છે; તેથી પોતાનું હીનપણું બતાવીને પણ મહારાજને યોગ્ય છત્ર અર્જુને ભગવાન ઉપર ધારણ કર્યું છે. લૌકિકપણું તેણે છોડી દીધું છે; તેથી મૂળમાં **ह** અવ્યયથી આશ્ચર્ય બતાવ્યું છે. ચામર અને વ્યજન ( વીંજણા ) ઘણા જ અદ્ભુત એટલે પોતાથી જ સુગંધ અને શીતળ વાયુ ઉત્પન્ન કરે છે. રસ્તામાં પુષ્પની વૃષ્ટિ થાય એટલે પોતપોતાનાં મકાન દુકાન વગેરેમાં રહેલાં માણસો ભગવાનને પુષ્પોથી વધાવે છે; તેથી ભગવાન ઘણા જ શોભે છે. પુષ્પવૃષ્ટિમાં દરેક જાતનાં પુષ્પો આવ્યાં છે; તેથી જેમ વસંતઋતુમાં દરેક પ્રકારનાં પુષ્પો પ્રફુલ્લિત થાય છે તેવી રીતે દરેક પુષ્પો આવેલાં છે; તેથી આ વસંતરૂપી ભગવાન પ્રકટ થયા છે, એમ સૂચવવા માટે મૂળમાં **मधुपति** શબ્દ મૂકેલો છે. અથવા તે દરેકે વિષ્ણુ ભગવાનની પૂજા કરેલી છે. થોડા હેતુ માટે પુષ્પો સમર્પ્યાં નથી, એમ બતાવા માટે **मधुपति** શબ્દ મૂકયો છે. વેદમાં કહ્યું છે કે "ઉત્તમ વિષ્ણુના ચરણમાં મધ્વ એ ઉત્સવરૂપ છે." એ શ્રુતિમાં મધુ જે આનંદાદિક છે, તે ભગવાનના ચરણકમળમાં રહે છે એમ બતાવ્યું છે; તેથી પુષ્પવૃષ્ટિ કરનારને તેવું જ્ઞાન છે, એમ બતાવવા માટે પણ **मधुपति** શબ્દ કહ્યો છે. સિંહાસન ઉપર વિરાજવાથી જે શોભા દેખાય તે કરતાં પણ રસ્તે ચાલતાં વધારે શોભા થઇ છે. (૧૭)

આમ બીજા વર્ણોનાં કૃત્યો કહીને હવે બ્રાહ્મણોએ જે કૃત્ય કર્યું તે કહે છેઃ

**अश्रूयन्ताऽऽशिषः सत्यास्तत्र तत्र द्विजेरिताः ।**
**नानुरूपानुरूपाश्च निर्गुणस्य गुणात्मनः ॥१८॥**

**શબ્દાર્થ**:—પોતાના નિર્ગુણ સ્વરૂપને પ્રતિકૂળ અને ગુણાત્મસ્વરૂપને અનુકૂળ એવી તે તે જગ્યાએ કહેલી બ્રાહ્મણોની સત્ય આશિષો સંભળાવા લાગી.

**ભાવાર્થ**:—ઈશ્વરને પણ આશીર્વાદ આપવો એ બ્રાહ્મણોનો જાતિધર્મ છે. પણ તે આશીર્વાદ જયારે ઈશ્વરમાં જે બાબત ન હોય તેને સિદ્ધ કરવા માટે હોય ત્યારે જ તે પ્રમાણ ગણાય છે; કારણ કે જે બાબત બીજા કોઈ

પ્રકારથી સિદ્ધ ન થતી હોય તેને સિદ્ધ કરવી એ પ્રમાણરૂપ ગણાય છે, અને અહીં જે ભગવાનને આશીર્વાદ આપવો તે બાબત તો ભગવાનમાં સિદ્ધ જ છે; માટે આશીર્વાદ અનુવાદરૂપ ઠર્યો; તેથી ન હોય તેને સિદ્ધ કરવું તે પ્રમાણ ગણાય, તેવી રીતે અહીં નથી. તેથી અનુવાદ હોવાથી અપ્રમાણપણું છે, તો-પણ જેવી બાબત જોવામાં આવે તેવી બાબતમાં જ તેવા આશીર્વાદનો છેડો છે; તેથી તે આશિષો સત્ય છે; અને તેથી મૂળમાં આશિષનું શ્રવણ કરવાનું લખ્યું નથી. એટલે બ્રાહ્મણોએ આપેલો આશીર્વાદ ભગવાનમાં રહેલી બાબતનો અનુવાદ છે એ અંશમાં અનુકૂળ છે. અને ભગવાનમાં ન હોય તે બાબત સિદ્ધ કરવા માટે આશીર્વાદ છે એમ કહેવું ત્યાં અયોગ્ય છે. તેમ જ મૂળમાં ચકાર હોવાથી અનનુકૂળ અને અનુકૂળ બન્ને બાબત ભગવાનના સ્વરૂપમાં જ સિદ્ધ થાય છે. એમ બતાવવા માટે મૂળમાં કહ્યું છે કે નિર્ગુણ સ્વરૂપને આશીર્વાદ આપવો યોગ્ય નથી, તે તો સગુણ સ્વરૂપને યોગ્ય છે. તેમ તે સગુણ હોવાથી દરેક ગુણોથી યુક્ત છે, તેને આશીર્વાદ આપવો તે યોગ્ય નથી અને નિર્ગુણમાં ગુણનું સ્થાપન કરવા માટે આશીર્વાદ આપવો યોગ્ય છે, એવો પણ અભિપ્રાય નીકળે છે. એટલે ભગવાન સર્વ પ્રકારે થવાને સમર્થ છે; તેથી દરેક આશીર્વાદો સત્ય અને શુભ છે. મૂળમાં આશીર્વાદ આપનારા બ્રાહ્મણોનો શબ્દ **द्विज** મૂકેલો છે, તેનો અભિપ્રાયઃ બે વાર જન્મ ગ્રહણ કરે તે "દ્વિજ" કહેવાય છે; તેથી બે વખત જન્મ લેવાથી વ્યગ્ર થયેલા તેઓ નિર્ધાર કરીને કહેવાને અશક્ત છે, એમ સૂચવ્યું છે. (૧૮)

એમ દરેકનું કૃત્ય કહીને, ભગવાનના સન્નિધાનમાં (હાજરીમાં) બહિર્મુખ થવું, તે ભગવાનની ઇચ્છાથી જ થયું છે, અજ્ઞાનથી નથી થયું, એમ કહેવા માટે સ્ત્રીઓનું જ્ઞાન પ્રકટ કરે છેઃ

**अन्योऽन्यमासीत्सञ्जल्प उत्तमश्लोकचेतसाम् ।**
**कौरवेन्द्रपुरस्त्रीणां सर्वश्रुतिमनोहरः ॥१९॥**

**શબ્દાર્થ**:—જેનું ચિત્ત ભગવાનમાં છે એવી સ્ત્રીઓનો, સર્વ શ્રુતિઓના મનને હરણ કરનાર, દરેકને સાંભળવામાં સારો લાગે તેવો પરસ્પર વાણીનો વિલાસ શરૂ થયો.

**ભાવાર્થ**—જ્યાં સ્ત્રીઓનું એવું જ્ઞાન છે ત્યાં બીજાને જ્ઞાન હોય તેમાં તો શું કહેવું જ; એમ બતાવવા માટે સ્ત્રીઓના વાક્યનું નિરૂપણ કરે છે કે પરસ્પર સંજલ્પ (વાર્તાલાપ) થયો. તેનો અભિપ્રાય એવો છે કે પોતાના પક્ષના સ્થાનપૂર્વક સામાના પક્ષને અસત્ય બનાવવા માટે જે વાણીનો સમૂહ હોય છે તેને **જલ્પ** કહેવાય છે. જો કે તેવી રીતે કથારૂપ વાણીનો સમૂહ જલ્પ થતો નથી, પણ તે વિલાસરૂપ છે. ત્યાં મધ્યસ્થ (ચુકાદો આપનારા)ની

જરૂર રહે છે તોપણ આ પરસ્પર વિવાદ કરવા માટે અર્થાત્ શાસ્ત્રાર્થ કરવા માટે જલ્પ નથી, પણ વિલાસરૂપ હોવાથી અહીં મધ્યસ્થની જરૂર નથી. તે માટે મૂળમાં सञ्जल्प ( સારી રીતે વાર્તાલાપ ) શબ્દ મૂકયો છે.

સનકાદિક મુનિઓએ શ્રુતિતાત્પર્યનું નિરૂપણ કર્યું છે, ત્યારે તેમાંથી એક કથા કહેનાર થયા છે, અને બીજા સાંભળનારા થયા છે, એમ અહીં થયું નથી, પણ પરસ્પર બોલવા લાગ્યાં છે, એટલે દરેક સાંભળે છે. તેમ કહેવાનું કારણ બતાવે છે કે તે સર્વેનાં ચિત્ત બરોબર ભગવાનમાં લાગેલાં છે. જેમ લૌકિકમાં ચિત્ત બરોબર લાગેલું હોય તે સ્ત્રીઓની કુશળતા કહેવાય છે, તેવી રીતે ભગવાનમાં પણ યથાર્થ રીતે જ્ઞાન થવું, તે યોગ્ય જ છે. વળી કૌરવોના પુરની સ્ત્રીઓ છે, તો કુરુ મહાપુરુષ હતા અને ધર્મિષ્ઠ પણ હતા, તેથી તેના વંશમાં થયેલા પણ ધર્મપણાથી જ્ઞાનવાળા હોય છે. તેમાં પણ યુધિષ્ઠિર રાજા પરમ ઐશ્વર્યને પામ્યા છે. અને પૂર્ણ જ્ઞાનાદિકથી યુક્ત છે. તેના પુરની સ્ત્રીઓ ભગવાનમાં પરાયણ થાય તે યોગ્ય જ છે. ગીતાજીમાં કહ્યું છે કે " બીજા લોકો એવી રીતે જાણતા નથી, તે તો બીજા પાસેથી સાંભળીને ઉપાસના કરે છે." એ ન્યાય વડે તે સ્ત્રીઓને જ્ઞાન ભલે હો, પણ પરસ્પર વાદવિવાદ ન થવો જોઇએ ! એવી શંકા થાય ત્યાં સમાધાન કરે છે કે, તે **સંજલ્પ** દરેક વેદોના મનરૂપી તાત્પર્યને હરનારો છે, અથવા દરેકના કાન અને મનને વશ કરનારો છે; તેથી એવો સંજલ્પ સાધારણ રીતે થતો નથી, પણ જ્યારે ચિત્ત ભગવાનમાં લાગેલું હોય છે ત્યારે જ થાય છે. (૧૯)

હવે દશ શ્લોક વડે તે સંજલ્પનું નિરૂપણ કરે છેઃ

**स्त्रिय ऊचुः ।**

**स वै किलाऽयं पुरुषः पुरातनो**
**य एक आसीदविशेष आत्मनि ।**
**अग्रे गुणेभ्यो जगदात्मनीश्वरे**
**निमीलितात्मन् निशि सुप्तशक्तिषु ॥२०॥**

**શબ્દાર્થઃ**—પ્રલયમાં દરેક શક્તિઓ સૂતેલી હોય છે, ત્યારે જગતના આત્મારૂપી ઇશ્વરમાં જીવાત્માનો લય થાય છે. ત્યારે દરેક ગુણોથી આગળ પોતાના સ્વરૂપમાં જે એક રહેલા હતા, તે જ પુરાણ પુરુષ નિશ્ચયપણે શ્રીકૃષ્ણ છે.

**ભાવાર્થઃ**—"જે જાણવાથી આ બધું જણાય છે," એમ શ્રુતિમાં કહ્યું છે તેનું મૂળ ભગવાન છે. તે જાણવા જોઇએ. ત્યાં ભગવાન કોણ છે, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે જે પ્રભુના કેવળ સન્નિધાન (નજદીક હોવાપણા)થી જ, ઉપાસના ઉપદેશ અથવા વિચાર કર્યા વગર પણ આપણને

સર્વજ્ઞતા થાય છે; તેથી તે પ્રભુ શ્રુતિમાં જાણવા યોગ્ય કહ્યા છે. તે આ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન છે. તેમાં વળી કેવળ આપણી યુક્તિ જ નથી, પણ વેદ અને લોકમાં પણ એવી પ્રસિદ્ધિ છે, એમ બતાવવા માટે મૂળમાં હૈ અવ્યય મૂકેલ છે. તેમાં પોતાના અનુભવથી યુક્તિ કહેલી છે.

ત્યાં શંકા કરે છે કે એમ છે તોપણ વેદાદિક પ્રમાણમાં તો એવી રીતે પ્રતિપાદન કરાતું નથી, કારણ કે વેદમાં કહેલ છે કે "આ સર્વ જગત્ આગળ આત્મારૂપ હતું, પૂર્વે હું જ હતો, તે પુરુષનું પુરુષપણું છે, પુરુષોત્તમ નારાયણ ભગવાને ઇચ્છા કરી ત્યારે પોતે જગદ્રૂપ થયા" ઇત્યાદિક સૃષ્ટિમાં પુરુષની સૃષ્ટિ કહેલી છે, વળી "જે બ્રહ્મથી આ જગત્ જન્માદિક થાય છે" એમ વ્યાસસૂત્રમાં કહ્યું છે; તેથી તેમ જ જગતના કર્તા અને આત્મા છે, અને તે જ બ્રહ્મરૂપ છે, તેમ એ શ્રુતિઓમાં કહેલો પુરુષ શબ્દ આકારને કહેનાર નથી, જેથી હમણાંની આકૃતિવાળાઓની સાથે અતિવ્યાપ્તિ (બીજામાં લક્ષણ મળતું આવે તે અતિવ્યાપ્તિ) થાય, પણ પુરાતન હોવાથી જે કાંઇ મન અને વચન વડે નિરૂપણ કરવા યોગ્ય છે, તે ભગવાન સર્વથી જૂનામાં જૂના હોવાથી છે; એટલે વ્યાસે સમાધિ કરી ત્યારે પૂર્ણ પુરુષને જોયા, એમ લખ્યું છે; તેથી જે હમેશાં રહેનાર પુરુષ છે તે ભગવાન હોવા જોઇએ, બીજા ભગવાન થવાને યોગ્ય નથી, એવી શંકા કરીને ખુલાસો કરે છેઃ

કે આ શ્રીકૃષ્ણ પુરાણપુરુષ છે. તમે પુરાણપુરુષરૂપ કહો છો તે આ શ્રીકૃષ્ણ જ છે; કેમકે ગીતાજીમાં કહ્યું છે કે "જે કારણ માટે ક્ષરરૂપ સર્વભૂત પ્રાણીમાત્રનું ઉલ્લંઘન કરી રહ્યો છું અને અક્ષરથી પણ ઉત્તમ છું, તેથી લોકમાં અને વેદમાં હું પુરુષોત્તમ નામથી પ્રસિદ્ધ છું." તેથી શ્રીકૃષ્ણ જ પૂર્ણ પુરુષોત્તમ છે.

ત્યાં શંકા કરે છે કે આ શ્રીકૃષ્ણ તો વૈકુંઠમાં વિરાજનારા છે અને માયા વગેરે જેની આજ્ઞામાં કામ કરનારાં છે; તેનું કોઇપણ યુક્તિથી કદાચ પુરુષપણું હશે પણ ભગવાનપણું નથી! એવી શંકાનો ખુલાસો કરે છે કે ભગવાન એક જ હતા; એટલે ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું છે કે "હે સૌમ્ય, જગત્ આગળ સદ્રૂપ હતું, અને અદ્વિતીય એક જ બ્રહ્મ હતું" એ શ્રુતિ વડે સજાતીય (પોતાની જાતિનો), વિજાતીય (પર જાતિનો), અને સ્વગત (પોતામાં રહેલા) એવા ભેદથી બ્રહ્મ રહિત છે, એમ નિરૂપણ કર્યું છે; તે પણ આ શ્રીકૃષ્ણ જ છે; કારણ કે પહેલાં એક જ હતા.

ત્યાં શંકા થાય છે કે પહેલાં શ્રીકૃષ્ણ એક જ હતા, એમ કહેવામાં તે સમયનો કાળ, તે વખતની સ્થિતિ અને તે વખતની ક્રિયા વગેરે તો જરૂર હોવાં જોઇએ, ત્યારે એ એક જ હતા, એમ કહેવું કેમ સંભવે? તેનું સમા-

ધાન કરે છે કે કોઇપણ પ્રકારના ધર્મથી રહિત ભગવાન આત્મામાં રહેલા છે, એટલે આ ભગવાન કાંઈ બહાર કોઇ સ્થળે રહ્યા નથી, પણ પોતાના આત્મામાં જ રહેલા છે.

તોપણ બીજા કોઇના આધાર તરીકે રહેલા હશે અથવા બીજા ધર્મની સાથે તે ભગવાન આત્મામાં રહેલા હોય તો પછી એક જ રહેલા હતા, એમ કેમ સંભવે? એવી શંકા કરીને કહે છે કે દરેકના આધારરૂપે રહેવું વગેરે કોઇપણ ધર્મ તેમાં નથી, એવા આત્મસ્વરૂપમાં રહેતા હતા; તેથી તે સમયમાં કાલ વિદ્યમાન હતો, તેનું પણ નિવારણ કર્યું છે.

ત્યાં શંકા કરે છે કે **सदेव सौम्य** એ શ્રુતિમાં **अग्रे** ( આગળ ) શબ્દ મૂક્યો છે અને તે કાળનો વાચક છે, તેમ "**नासदासीन्नो सदासीत्तदानीम्**" એ શ્રુતિમાં **तदानीं** શબ્દ પણ કાળને બતાવનાર છે, ત્યારે એક આત્મા હતો એમ કેમ સંભવે?

તેનું સમાધાન કરે છે કે પ્રથમની શ્રુતિમાં નિશ્ચયવાચક **एव**કાર લખ્યો છે, તેથી અને સત્ અને અસત્ બન્નેનો નિષેધ કરેલો છે, ત્યારે તે સમયમાં કોઈ કહેનાર ન હોવાથી પ્રભુના કેવળ સ્વરૂપનું નિરૂપણ થઇ શકે નહિ, તેની પાછળ જ્યારે કાલાદિક થયા ત્યારે તેનું નિરૂપણ કરતી વખતે આગળ કોઇ ન હતું, અને તે વખતે કોઇપણ ન હતું, એમ સમજીને પાછળથી **तदानीं** અને **अग्रे** એ શબ્દનો વ્યવહાર કરેલો છે, પણ તેથી કાલાદિક તે વખતે હતા એમ નથી; કારણ કે તે સમયમાં બ્રહ્મનું પ્રતિપાદન કરે અને કાળનું પણ પ્રતિપાદન કરે તો શ્રુતિમાં તો એક જ બ્રહ્મ છે એમ જે કહ્યું છે તે વાક્યમાં ભેદ આવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય અને બીજા કોઈ પ્રમાણથી બ્રહ્મ સિવાય કાંઈ હોય એમ સિદ્ધ થતું નથી, તેથી તે શ્રુતિમાં **अग्रे** પદ લખવાથી કાળ હતો, તેનો અનુવાદ કર્યો છે એમ પણ કહી શકાય નહિ, કારણ કે **एक-मेवाद्वितीयं** એ શ્રુતિમાં સજાતીય, વિજાતીય અને સ્વગત, એમ ત્રણે જાતના ભેદ વગરના બ્રહ્મનું નિરૂપણ કરેલું છે, તેમાં વિરોધ આવે. શ્રુતિ પોતે ત્રણે પ્રકારના ભેદનો નિષેધ કરીને, કાળ હતો એનો અનુવાદ કરે, એ વાત પણ સંભવતી નથી, તેથી હમણાં બોધ કરવાની મર્યાદાના અનુસારે વાણીનો વ્યવહાર છે તે તો લોકની પ્રતીતિ માટે દરેકના આધારપણાથી જ જણાતા કાળના ઉપરંજન ( સમીપમાં ખુશી કરવા ) માટે નિરૂપણ કરેલું છે, તેથી આગળ કોઇ ન હતું, એમ કહેવાથી કાલાદિક જણાય છે, પણ તે વખતે તો કાળ પણ ન હતો, તેવી રીતે બ્રહ્મની સ્થિતિની જે ક્રિયા છે, તે પણ સ્વરૂપાત્મક છે; માટે કોઈ પ્રકારના ધર્મથી રહિત આત્મામાં આ શ્રીકૃષ્ણ એક જ હતા, એમ કહ્યું તે બરાબર છે. એમ વૈદિક પ્રકારથી નિરૂપણ કરીને હવે પુરાણ-

દિકના પ્રકારે નિરૂપણ કરે છે કે સત્ત્વગુણ રજોગુણ અને તમોગુણની પહેલાં આ શ્રીકૃષ્ણ હતા, એટલે ગુણાત્મક સ્વરૂપથી પોતે ભગવાન પ્રકટ થયા ન હતા.

અથવા **પૂર્વવદ્વા** એ વ્યાસસૂત્રમાં જે સિદ્ધાંત કહ્યો છે તે મુજબ ભગવાન પોતાના ધર્મરૂપે પ્રકટ થાય છે, પછી શક્તિરૂપે પ્રકટ થાય છે અને છેવટે કાર્યરૂપે પ્રકટ થાય છે. તે કહેવા માટે કહે છે કે ગુણની પહેલાં એટલે પોતાના ધર્મ ઉત્પન્ન કર્યા પહેલાં પણ આ શ્રીકૃષ્ણ હતા.

ત્યાં શંકા કરે છે કે મિથ્યા પદાર્થની સત્તાનો સ્વીકાર થતો નથી, માટે જગત્ થયું ન હતું, તે પહેલાં પણ જગત્ હતું એમ સ્વીકાર કરવો પડે, તે માટે જગતનું આરોપ વગરનું રૂપ અને અનાગંતુક (નવું બનાવેલું નહિ) રૂપ ભગવાનમાં હતું, અર્થાત્ તેવા જગદ્રૂપ ભગવાન હતા. તે વખતે કાળ ન હતો, તે બતાવવા માટે કહે છે કે તે ઇશ્વર છે એટલે એકાદશ સ્કંધમાં કહ્યું છે કે "આ જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે અને આધાર પરપુરુષ છે અને તેના સત્યસ્વરૂપને જાણનાર કાળ છે; એ ત્રણે બ્રહ્મ છે અને તે હું છું;" એ વાકયથી સર્વના મૂળ રૂપ પોતે જ હતા.

ત્યાં શંકા થાય છે કે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં જીવ નિત્ય છે એમ કહ્યું છે ત્યારે તે વખતે જીવો વિદ્યમાન હશે? તેની નિવૃત્તિ માટે કહે છેઃ અગ્નિમાંથી જેમ તણખા નીકળે છે તેવી રીતે બ્રહ્મમાંથી જીવ નીકળેલા છે, અને તેમ બ્રહ્મમાંથી નીકળ્યા પછી જ જીવો અંશરૂપે પ્રકટ થયા છે, તે પહેલાં તો જીવભાવ જ ન હતો; તેથી તે વખતે જીવ હશે, એવી શંકા કરવાની નથી. તેમ પોતાની પણ ત્યારે શક્તિ ન હતી, એમ બતાવવા માટે કહે છે કે ભગવાનની દરેક શક્તિઓ સૂતેલી હતી. આ સંસારનો પ્રવાહ તો અનાદિ છે, મહાપ્રલય એક જ નથી, કારણ કે બ્રહ્માંડો અને સૃષ્ટિના ભેદ ઘણા છે, એમ વેદથી સિદ્ધ થાય છે; તેથી જે કોઈ સૃષ્ટિ કહેવી હોય ત્યારે તેની પહેલાંની અવસ્થા કહેવી જોઇએ. તેથી પણ પ્રથમ સૃષ્ટિ હતી એમ જણાય છે, કારણ કે શક્તિઓ સૂઇ ગયાનું કહેલું છે, તેથી તેના પહેલાં સૃષ્ટિ હતી એમ સિદ્ધ થાય છે, એટલે પહેલાંની સૃષ્ટિઓનો પોતાની શક્તિ વડે ઉપસંહાર કર્યો, તે પછી બ્રહ્માના છેલ્લા દિવસની સમાપ્તિ થઇ, અને પ્રથમની રાત્રિનો વખત આવ્યો, ત્યારે બ્રહ્માંડનો ભંગ થવાથી તત્ત્વોનો પણ લય થાય છે, તિથિ દિવસનો ઉદય થતો નથી અને રાત્રિ મટતી નથી, માટે પ્રલયના શબ્દનો રાત્રિ તરીકે વ્યવહાર થાય છે. આત્માની શક્તિઓ **સુપ્તપ્રતિબુદ્ધ** ન્યાયથી ભગવાનમાં રહે છે; એટલે જાગતો માણસ સૂઇ જાય ત્યારે તેની શક્તિઓ પણ સૂઇ જાય છે, તે પ્રમાણે આત્માની શક્તિઓ પણ સ્વરૂપમાં લીન થયેલી છે. જ્યારે શક્તિઓ સુએ છે ત્યારે તે ભગવદ્રૂપ થઇ જાય છે;

માટે જયારથી શક્તિઓ સૂતી છે ત્યારથી તે સત્ત્વાદિક ગુણોની ઉત્પત્તિ થયા પહેલાંના સમય સુધી આ શ્રીકૃષ્ણ ભગવાન એક જ હતા, એમ આ શ્લોકમાં નિરૂપણ કર્યું છે. (૨૦)

એમ પહેલાંની અવસ્થાનું નિરૂપણ કરીને, ભક્તિની સાથે હાલની સૃષ્ટિની અવસ્થાને કહેવા માટે પ્રથમથી પ્રકાર બતાવે છેઃ

**स एव भूयो निजवीर्यचोदितां**
**स्वजीवमायां प्रकृतिं सिसृक्षतीम् ।**
**अनामरूपात्मनि रूपनामनी**
**विधित्समानोऽनुससार शास्त्रकृत् ॥२१॥**

**શબ્દાર્થ**:—વેદાદિકના કરનાર એવા શ્રીકૃષ્ણ ભગવાન, નામરૂપ સિવાયના પોતાના સ્વરૂપમાં નામ અને રૂપને કરવાની ઇચ્છાવાળા થઇને, કાલથી પ્રેરણા કરાયેલી પોતાના જીવને મોહ કરનારી, અને સૃષ્ટિની ઇચ્છા કરનારી એવી માયાને ફરીથી અનુસર્યા.

**ભાવાર્થ**:—મૂળમાં તે જ ભગવાન છે, એમ કહેવાથી, પહેલા શ્લોકમાં જેનું નિરૂપણ કર્યું છે તેને જ સમજવા. भूयः ( ફરીને ) એ અવ્યય મૂકવાથી ભગવાને પહેલાં પણ આવી રીતે સૃષ્ટિ કરી હતી, એમ બતાવ્યું છે. તેણે સૃષ્ટિ કરવામાં પહેલાં પોતાના વીર્યરૂપ કાળને સર્જેલો છે. તે કાળ વડે પ્રેરણા કરાયેલી માયાને ભગવાન અનુસર્યાઃ એટલે સૂતેલી માયા શક્તિને કાળે પ્રેરણા કરી. તે માયા બે પ્રકારની છે. તેમાં એક તો, પોતાની પ્રકૃતિની સાથે સંબંધ રાખનારા ભગવાનને જગદ્રૂપે કહે છે, અને બીજી પોતાની ઇચ્છાથી પ્રકટ થયેલા જીવોને વ્યામોહ કરે છે, એમ બે કાર્ય કરે છે; ત્યારે આ સૃષ્ટિ જીવના પુરુષાર્થની સિદ્ધિ માટે થાય છે. માટે હાલની માયાનું નામ **જીવમાયા** તરીકે છે. તે માયાથી સૃષ્ટિપ્રકાર કહે છે. તે પ્રકૃતિને સર્જવાની ઇચ્છા કરે છે. જો કે સૃષ્ટિમાં પ્રકૃતિ અને પુરુષ બન્ને છે, તોપણ પુરુષનો અંતર્ભાવ ભગવાનમાં આવ્યો છે, તેથી પ્રકૃતિ ને સરજવાની ઇચ્છા કરે તેમ નથી, એવી માયાને ભગવાન અનુસર્યા છે. એ માયાએ કરેલી ક્રિયા પછી, પોતે તેને પિતાની માફક મળેલા છે. એટલે ગીતાજીમાં કહ્યું છે કે "સર્વ યોનિઓમાં જેટલી મૂર્તિઓ છે, તેમાં બ્રહ્મ મોટી યોનિ છે, અને બીજને આપનાર પિતા હું છું." તે પ્રમાણે ભગવાન માયાને મળ્યા છે. આ સૃષ્ટિમાં વિશેષ પ્રયોજન એટલું છે કે પહેલાંની સૃષ્ટિમાં ભગવાનનો અવતાર, નામ કે રૂપ વગેરે કાંઈ ન હતાં અને હમણાંની સૃષ્ટિ ભક્તિપ્રધાન હોવાથી, ભગવાનના અવતાર, રૂપ અને નામોની ખાસ જરૂરત છે; તેથી પહેલાં નામરૂપ સિવાયના પોતાના સ્વરૂપમાં નામરૂપ કરવાની પોતે ઇચ્છા કરી; માટે જીવો માટે ભગવાન પોતાનાં પણ

નામરૂપ કરે છે. વળી તે પ્રભુ વેદના કર્તા છે; એટલે કેવળ નામરૂપ કર્યાં હોય તો, તે ભગવાનના નામરૂપમાં આસક્તિ થાય અને તેથી દરેકની મુક્તિ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. તેમ થવાથી સૃષ્ટિકાલનો હ્રાસ (ક્ષય) થવાનો સમય આવે; માટે વેદને ઉત્પન્ન કર્યો, ત્યારે સર્વેના સ્વભાવ અને ગુણો જુદા જુદા હોવાથી, વેદે દરેકને મોહ કર્યો છે, તેમાં કોઇક જ મુક્ત થાય, તે માટે ક્રમપૂર્વક દરેકની મુક્તિ થાય એટલે સૃષ્ટિકાલનો નાશ ન થાય. (૨૧)

એમ પહેલાંની અવસ્થા અને સૃષ્ટિનું પ્રતિપાદન કરીને, જેના માટે આ સૃષ્ટિ કરી છે તેના પ્રયોજનનું, સાધનની પરંપરાના ક્રમે નિરૂપણ કરે છેઃ

**स वा अयं यत्पदमत्र सूरयो**
**जितेन्द्रिया निर्जितमातरिश्वनः ।**
**पश्यन्ति भक्त्युत्कलितामलात्मना**
**नन्वेष सत्त्वं परिमार्ष्टुमर्हति ॥२२॥**

**શબ્દાર્થઃ**—જેણે ઇંદ્રિયો અને પ્રાણવાયુ જિતેલા છે, એવા યોગીઓ ભક્તિથી ઊછળેલા આત્મા વડે, અહીં જેના ચરણકમળનાં દર્શન કરે છે, તે આ શ્રીકૃષ્ણ છે, અને જે **तत्त्वमस्यादि** મહાવાક્ય વડે ઉપદેશ અપાય છે, તે આ શ્રીકૃષ્ણ વાસના સહિત માયાના વર્ગને દૂર કરવાને યોગ્ય છે.

**ભાવાર્થઃ**—કેટલાકના મનમાં સગુણથી સૃષ્ટિનો સંભવ થાય છે, તે સગુણ આત્મા, જે બ્રહ્મને જાણતો હોય તેને ઉપાસના કરવા યોગ્ય નથી; તેથી બ્રહ્મજ્ઞાતાઓને ઉપાસના કરવા યોગ્ય જે હોય, તે જ બ્રહ્મ કહેવાય છે! બ્રહ્મને જાણનારાઓને સમાધિ વડે, ઉપાસના કરવા યોગ્ય તો અંદર આત્મા છે, પણ બહારના નથી, અને આ શ્રીકૃષ્ણ તો બહારના છે, તે કૃષ્ણની ઉપાસના શી રીતે થઇ શકે? એમ શંકા કરીને કહે છે કે, સમાધિ વડે જે ઉપાસના કરવા યોગ્ય છે તે જ આ શ્રીકૃષ્ણ છે. તેમાં બહારનો કે અંદરનો દોષ નથી. "**स वै किलायं**" એ શ્લોકોમાં જ નિરૂપણ કર્યું છે, કે યોગીઓ ઘણાં વર્ષ સુધી સમાધિમાં રહીને, ત્યાં ભગવાનને પ્રાપ્ત થયા નહિ, અને આ ભગવાન ક્યાં પ્રકટ થયા છે, એમ વિચારીને યોગથી ઉત્પન્ન થયેલા ધર્મ વડે પ્રભુને જાણીને, હમણાં ભગવાન શ્રીકૃષ્ણરૂપથી પ્રકટ થયા છે, બીજે કોઇ સ્થળે પ્રકટ થયા નથી, એમ નિશ્ચય કરીને, અહીં આવીને સમાધિના ફળરૂપ ભગવાનના ચરણ-કમળનાં દર્શન કરે છે. માટે અર્જુને ગીતાજીમાં કહેલું છે કે "સર્વ ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત, દેવલ અને વ્યાસજી કહે છે તેમ તમે પણ કહો છો. તે દરેક વાત ખરી છે, એમ હું માનું છું, કે તમારી વ્યક્તિ (પ્રકટપણા) ને કોઇ જાણતું નથી." એ વાક્યથી જણાય છે, કે આ શ્રીકૃષ્ણ જ ભગવાન છે.

ત્યાં શંકા કરે છે કે તે યોગીઓને સમાધિમાં દર્શન થયું હશે નહિ. તેઓને પૂરાં સાધન ન હોવાથી સમાધિમાં સાક્ષાત્કાર ન થાય! ત્યાં કહે છે કે, તે મોટા યોગીઓ, ઇંદ્રિયો અને પ્રાણને પણ જીતનારા તેઓએ ઉપનિષદ-ના અર્થને વિચારપૂર્વક સારી રીતે ગુરુ પાસેથી જાણ્યો છે, અને મોટા વિદ્વાન થયા છે, પછી બ્રહ્મચર્ય વગેરેથી, તે યોગીઓ જિતેન્દ્રિય (ઇંદ્રિયોને જીતનાર) થઇને પછી, પાપ વગરના થયા છે, અને યમનિયમાદિકના ક્રમથી, તેઓએ પ્રાણને જીતેલા છે, એવા તે યોગીઓ છે; તેથી તેઓને સાધનનો અભાવ નથી.

ત્યા શંકા કરે છે કે ભગવાનનું ગ્રહણ નેત્રથી કેમ થઇ શકે કે જેનું દર્શન કરે છે એમ કહેવાય? ત્યાં કહે છે કે, ભક્તિથી ઉત્કલિત (ઊછળતા) શુદ્ધ આત્મા વડે તેનું યોગીઓ દર્શન કરે છે, એટલે તેઓ નેત્ર વડે ભગવાનનું દર્શન કરતા નથી, પણ અંતઃકરણ વડે દર્શન કરે છે. જેમ વેદમાં આત્મસાક્ષાત્કાર માટે લખ્યું છે કે "ઊલટી દૃષ્ટિવાળી ઇંદ્રિયો બ્રહ્માએ કરેલી છે, તેથી બહારનું જુએ છે, અંતરાત્માને જોઇ શકે નહિ, તેમાં કોઇ ધીર હોય, ઇંદ્રિયોને જેણે પાછી વાળી હોય, અને અમૃતની ઇચ્છા કરતો હોય તેવો પુરુષ સાક્ષીરૂપ આત્માનું દર્શન કરે છે." એ શ્રુતિમાં પ્રત્યાહાર (યોગના એક સાધન)વડે અંદર નેત્રથી જોવાનું કહ્યું છે, તેથી હૃદયમાં આવેલાં નેત્રો વડે પોતાના આત્માને જુએ છે, તેમાં બહાર રહેલા ભગવાનમાં, ભક્તિથી ઊછળતા અંતઃકરણ વડે બહાર આવેલ અને નેત્રમાં પ્રવેશ કરાયેલા અંતઃકરણ વડે ભગવાનનાં દર્શન કરે છે. અર્થાત્, અંદર દર્શન કરે છે ત્યારે, જેમ અંતઃકરણમાં નેત્રને પેસાડીને યોગીઓ દર્શન કરે છે, તેમ ભગવાન બહાર બિરાજે છે ત્યારે અંતઃકરણને નેત્રમાં પ્રવેશ કરાવીને દર્શન કરે છે.

ત્યાં શંકા થાય છે કે સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્‌માં છઠ્ઠા પ્રપાઠકમાં ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને નવ વખત જે **तत्त्वमस्यादि** વાકયો વડે આત્માનો ઉપદેશ કર્યો છે, તેમ ઉપદેશ જ્યાંસુધી ન કરાય ત્યાંસુધી તે ભગવાન આત્મા શી રીતે થાય? ત્યાં કહે છે કે તે આત્મારૂપ આ તું છે અર્થાત્ તે શ્રીકૃષ્ણ જ આત્મારૂપ છે. શંકામાં **ननु** એવું કોમલ સંબોધન આપેલું છે, તેથી આ શ્રીકૃષ્ણનો જ આત્માપણાથી શા માટે ઉપદેશ થાય છે, એમ શંકા કરીને કહે છે કે **तत्त्वमस्यादि** વાકયમાં તે તું છે, એમ કહેલું છે, એટલે તે જ તું છે, એમ અભિપ્રાય છે.

ત્યાં શંકા કરે છે કે જીવાત્મપણાથી ભગવાનનો ઉપદેશ કરવામાં શું પ્રયોજન છે? ત્યાં કહે છે કે, આત્મામાં પ્રકૃતિના સંબંધ વડે આત્મા વગરનો વર્ગ લાગી ગયો છે, એટલે જે આત્મા નથી તેમાં આત્માનો ભ્રમ થયો છે. તે ભ્રમ વાસનાની સાથે દૂર કરવા માટે તેવો ઉપદેશ યોગ્ય જ છે; એટલે

આત્માપણાથી ભગવાનનો ઉપદેશ થાય, ત્યારે તે ભગવાન્ વાસનાસહિત પ્રકૃતિના કાર્યનો નાશ કરે છે. (૨૨)

એવી રીતે દરેક પ્રકારે શ્રીકૃષ્ણ જ સાક્ષાત્ ભગવાન્ છે એમ કહ્યું, ત્યારે તેમાં પ્રપંચનું કર્તાપણું હોવાથી તેના ભોગવનાર તરીકે પણ શ્રીકૃષ્ણ જ થાય, અને તેથી અહંતા અને મમતાને લીધે તેને સંસારમાં આસક્તિ પણ થવી જોઇએ, એટલે ભગવાન તો જીવની બરોબર થાય! એવી શંકા કરીને કહે છે:

**स वा अयं सख्यनुगीतसत्कथो**
**वेदेषु गुह्येषु च गुह्यनामभिः ।**
**य एक ईशो जगदात्मलीलया**
**सृजत्यवत्यत्ति न तत्र सज्जते ॥२३॥**

**શબ્દાર્થ:**—જે ઇશ્વર પોતાની લીલા વડે જગત્‌ને સરજે છે, રક્ષા કરે છે અને સંહાર કરે છે, તોપણ તેમાં બંધાતા નથી, તેથી જ વેદના ગૂઢ મંત્રોમાં તે મંત્રોને જાણનારાઓએ જેની સારી કથાનું ગાન કરેલું છે, તે જ ભગવાન, હે સખી! આ શ્રીકૃષ્ણ છે.

**ભાવાર્થ:**—જે કર્તા હોય તે જ ભોક્તા હોય એવો પ્રસંગ તો, જ્યાં પોતાને માટે કરાતું હોય તેવે કોઇક સ્થળે હોય છે, પણ ભગવાન તો દરેક જીવો માટે કરે છે, તેથી તેને ભોક્તાપણું નથી. અને જીવનું રૂપ પણ ભગવાનનું જ છે, તેથી ભોક્તાપણું માનીએ તો જીવરૂપ વડે દોષના સંબંધમાં હાનિ નથી. જેમ દેહમાં કેશ હોય તે શ્વેત થાય છે, દાંત શિથિલ થાય છે એ સર્વે દેહનાં અવયવ છે, તે અવયવને હાનિ થવાથી દેહને કાંઇ ક્ષતિ થતી નથી, અને કેશરૂપ અંશમાં જે સફેતપણું આવે છે, તે ગુણ છે, દોષ નથી, કારણકે જીવને માટે જ આ પ્રપંચ ભોગ્યપણાથી ઉત્પન્ન કરેલો છે, તેથી તે ભોગ્યપણું બતાવી આપે છે. જેમ કેશ વગેરેનું પોતાથી સામર્થ્ય નથી તેમ જીવ અંશ હોવાથી પોતાની મેળે તેને જગત કરવાનું સામર્થ્ય નથી.

ત્યાં શંકા કરે છે કે "કાંઇપણ પ્રયોજન વગરનું કાર્ય મૂર્ખ પણ કરતો નથી," ત્યારે ભગવાનને પોતાને કાંઈપણ પ્રયોજન ન હોય તો કેવળ પારકાને માટે જ જગત કેમ કરે? ત્યાં કહે છે કે હે સખી, તે જગત્ કર્યા પછી સત્પુરુષોએ પ્રેમપૂર્વક જ પ્રભુની કથા પ્રકટ કરેલી છે; એટલે આ જગત્ કરવાનું પ્રયોજન એટલું જ છે કે સત્પુરુષો પ્રભુનું કીર્તન કરે છે. અથવા **सखि** શબ્દ જુદો નહિ પાડતાં, એક સાથે પદ કરવાથી એવો અર્થ થાય છે કે, સખ્ય ભક્તિ સુધી જે ભક્તો પહોંચ્યા છે, તેઓએ ભગવાનના નિરૂપણ કર્યા પછી પ્રીતિની સાથે ભગવાનની કથા કહેલી છે, એટલે ભગવાન જીવોને

મુક્તિ આપવા માટે તેમ કરે છે. તેમાં એવો અભિપ્રાય છે કે, જીવો જગતમાં ભટકવાથી ઘણા દુઃખી થાય છે, તેનાં દુઃખો દૂર કરવા માટે ભગવાનની પ્રવૃત્તિ છે.

ભગવાન્ જીવો ઉપર દયા કરીને વર્તે છે, તેમાં શું પ્રમાણ? ભગવાન્ પોતે પધારીને તો કહેતા નથી, કવિઓએ બનાવેલી કથાથી તેનું વક્તાપણું જણાય છે! એવી શંકા કરીને કહે છે કે ગૂઢ વેદ એટલે ઉપનિષદોમાં કહેલું છે કે "વિષ્ણુનાં કર્મને જુઓ, આ આત્મા જોવા લાયક છે, સાંભળવા લાયક છે. જલના પાર ઉપર છે, તે જ ભગવાન્ ભૂત ભવિષ્ય અને વર્તમાન રૂપ છે;" એવી રીતે તે પ્રકરણમાં ભગવાનના ગુણોનો અનુવાદ કરીને કહેલું છે કે "જે એવી રીતે જાણે છે, તે મરણરહિત થાય છે." તેમ ગીતાજીમાં પણ છે કે "ભક્તિ વડે મને જાણે છે." શ્રીભાગવતમાં કહ્યું છે કે "મારા ચરિત્રનું શ્રવણ કરે છે, ગાન કરે છે અને પ્રશંસા કરે છે." આ વગેરે વાકયો વડે ગૂઢ અભિપ્રાયનું પ્રતિપાદન કરેલું છે, તે જુદાપણાથી કરેલું છે.

ત્યાં શંકા થાય છે કે જુદા જુદા પ્રકરણમાં ભગવાનનું નિરૂપણ કરેલું છે, ત્યાં પ્રકરણનો ભેદ હોવાથી ભગવાનમાં પણ ભેદ હશે; કેમકે શબ્દાદિકની માફક પ્રકરણથી પણ જુદી હકીકત સમજાય છે! ત્યાં કહે છે કે, સમગ્ર પ્રકરણમાં કહેલા ભગવાન્ એક જ છે, એ વ્યાસસૂત્રના ત્રીજા અધ્યાયના ત્રીજા પાદમાં આરંભમાં જ **सर्ववेदान्तप्रत्ययाधिकरण** છે ત્યાં નિરૂપણ કર્યું છે અને પ્રથમાધ્યાયના બીજા પાદનાઆરંભમાં **सर्वत्र प्रसिद्धोपदेशाधिकरण** છે ત્યાં પણ નિરૂપણ કરેલું છે. ભગવાન એક છે તેનો જ દરેક સ્થળે ઉપદેશ થાય છે, તેનું કારણ એ જ કે ભગવાન દરેકના સ્વામી છે અને સ્વામીનું નિરૂપણ દરેક અનુજીવીઓએ કરવું જ જોઇએ; તેથી દરેક સ્થળે એકનું જ નિરૂપણ થાય છે. જગતનું નિર્માણ કરવામાં ભગવાનને કલેશ થતો નથી, એમ બતાવવા માટે કહે છે કે પોતાની લીલા વડે આ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરે છે, બીજાથી તે કામ બની શકે તેવું નથી, તોપણ ભગવાન એ લીલા કરે છે, અગર વગર મહેનતે રમણ કરે તે લીલા કહેવાય છે. તેવી રીતે જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય છે; તે રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણનું કાર્ય છે; એમ કહેવાથી ભગવાન તેમાં બંધાતા હશે એમ અનુમાન થાય; તોપણ તે કાર્ય કરવામાં ભગવાન ગુણો સાથે બંધાતા નથી, પોતપોતાના સ્વરૂપોમાં જ અખંડ રહીને તે કાર્ય કરે છે. (૨૪)

એ દરેક પ્રકારે શ્રીકૃષ્ણ ભગવાન છે એમ નિરૂપણ કર્યું, હવે તે ભગવાનને પૃથ્વી ઉપર પધારવાનું શું કારણ, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**यदा ह्यधर्मेण तमोधियो नृपा**
**जीवन्ति तत्रैष हि सत्त्वतः किला ।**
**धत्ते भगं सत्यमृतं दयां यशो**
**भवाय रूपाणि दधद्युगे युगे ॥२४॥**

**શબ્દાર્થ**:—જ્યારે તમોગુણની બુદ્ધિવાળા રાજાઓ, અધર્મ કરીને જીવવા લાગે છે ત્યારે આ ભગવાન્ યુગયુગમાં રૂપને ધારણ કરીને જગતના કલ્યાણ માટે સત્ત્વગુણ વડે ઐશ્વર્ય, સત્ય, સુનૃત વાણી, દયા, અને યશને ધારણ કરે છે.

**ભાવાર્થ**:—સામાન્ય અને વિશેષ એવા બે ભેદ વડે ભગવાનને બે પ્રકારની સ્થિતિ કરવાની છે. તેમાં સત્ત્વાદિક ગુણોને અધિકૃત કરેલા છે, તે ગુણો ગીતાજીમાં કહ્યા પ્રમાણે "રજોગુણ અને તમોગુણને હરાવીને સત્ત્વગુણ થાય છે," તેવી રીતે બીજા બે ગુણોનું ઉપમર્દન કરીને એક ગુણ પ્રકટ થાય છે, ત્યાં જ્યારે સત્ત્વગુણનો તિરસ્કાર કરીને રજોગુણ અને તમોગુણ પ્રકટ થાય છે, ત્યારે જગતને પાલન કરવાના અધિકારવાળો સત્ત્વગુણ પોતાની મેળે જ દુર્લક્ષ થવાથી ભગવાનની પાસે પ્રાર્થના કરે છે, અને પોતાની નિર્બલતાનું નિવેદન ભગવાનને કરીને રજોગુણ અને તમોગુણના કાર્યને દૂર કરવા માટે ભગવાનને અહીં પધરાવે છે, ત્યારે ભગવાન્ સત્ત્વગુણ વડે સ્વરૂપોને ધારણ કરે છે. એ સત્ત્વગુણ આનંદરૂપ ભગવાનના આસનરૂપ હોવાથી, ભગવાનના શરીરમાં સમવાયિ (સાથે રહીને જે કાર્ય કરે છે તે સમવાયિ કારણ છે) કારણ છે, અથવા ભગવાનના શરીરરૂપ પૃથ્વી વગેરેના બનેલા જીવોના શરીરને શુદ્ધ કરીને તેમાં ભગવાનને લાવે છે, અથવા આ સત્ત્વગુણ જ તેમાં કારણરૂપ થઇને પોતાનામાં ભગવાનને લાવે છે, અથવા પૃથ્વી વગેરેમાં રહેતા સત્ત્વગુણ, રજોગુણ કે તમોગુણ પીડા કરે છે, ત્યારે, ભગવાનને પ્રકટ થવામાં કારણભૂત થાય છે. ત્યારે સત્ત્વગુણનાં અવયવો પણ જુદાં જુદાં રૂપને ધારણ કરે છે. એમ દરેક યુગોમાં વ્યવસ્થા છે. માટે સત્ત્વગુણની સહાયતા માટે ભગવાનનું પૃથ્વી ઉપર પધારવું થાય છે. મૂળમાં, જ્યારે અધર્મ વડે રાજાઓ જીવે છે, ત્યારે ભગવાન પધારે છે, એમ કહ્યું છે; તેથી ભગવાનને પધારવા માટે તે નિમિત્ત બતાવ્યું છે, એટલે પધારવાનું નિમિત્ત થાય ત્યારે ભગવાનને પધારવું જ જોઇએ, તેમ બતાવવા માટે **હિ** શબ્દનો પ્રયોગ કર્યો છે.

ઘીનો દીવો કરેલો હોય તેની છાયામાં કાજળ પડે છે, તે, જેમ હંમેશાં વધતું જાય છે તેમ ધર્મની સામેની છાયા રૂપ અધર્મ છે તે અધર્મ દરેક પ્રકારનો એકઠો થઇને રાજામાં પિંડરૂપ થાય છે; તેથી બુદ્ધિનું આવરણ કરનાર અધર્મ છે. જેમ ભ્રાંતિવાળાં નેત્રથી ઘર વગેરે પદાર્થો બરાબર દેખાતા નથી, તેમ પાપથી જે દૃષ્ટિ વ્યાપ્ત થઇ ગઇ છે તેનાથી સત્ય કાંઇ પણ દેખાતું નથી; તેથી આંધળા માણસો જેમ હાથ ફેરવીને પદાર્થનું ગ્રહણ કરે છે તે કાંઇ પદાર્થનું સ્વરૂપ જાણવા માટે નહિ પણ પોતાનું જીવન ચાલે તે માટે કરે છે, તેમ પૃથ્વીનું પાલન કરવામાં રાજાઓ ભગવાનના અંશરૂપ છે, તેઓ આંધળાની માફક યથાર્થ વસ્તુને જાણી શકતા નથી, પણ કેવળ આંધળાની

રીતે જુએ છે. ત્યારે, ભગવાનના અંશ હોવાથી તો પ્રજાનું પાલન કરવું એ જ કર્તવ્ય છે, તે રાજાઓથી થઇ શકતું નથી; તેથી પણ ભગવાનને પૃથ્વી ઉપર પધારવા માટે તે રાજાઓ કારણરૂપ થાય છે.

મૂળમાં રાજા શબ્દનો વાચક **नृप** શબ્દ કહેલો છે, તેનો અર્થ એવો થાય છે કે **नृ** એટલે સ્વતંત્ર પુરુષોનું પાલન કરનાર રાજાઓ છે, તેથી જેઓનું તે રાજાઓ પાલન કરે છે તે પણ અધર્મમાં નિષ્ઠાવાળા થાય છે, કારણ કે જીવમાત્ર ભગવાનને અધીન છે, છતાં પોતે સ્વતંત્ર થઇ ગયા છે, એથી ચોતરફ અધર્મ ઊઠેલો છે. તેનું નિરાકરણ કરવામાં સગુણ ઈશ્વરનું સામર્થ્ય ન હોવાથી આ શ્રીકૃષ્ણ પ્રભુ પધારે છે, કારણકે જે સગુણ હોય તે તો ગુણને તાબે હોય છે, તેથી રજોગુણ અને તમોગુણનું પ્રાબલ્ય હઠાવવું, એ તેનામાં સામર્થ્ય નથી,–અને શ્રીકૃષ્ણ તો ગુણાતીત હોવાથી, તેની પાસે ગુણોનું બળ ચાલી શકયું નથી. મૂળમાં નિશ્ચયવાચક **किल** અવ્યય મૂકેલ છે, તેથી ગીતાજીમાં કહ્યું છે કે "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય અને અધર્મ વધે છે, ત્યારે ભગવાન અવતાર ધારણ કરે છે" એ વાકય પ્રમાણરૂપ છે, એમ સૂચવ્યું છે. અથવા ભગવાન રૂપોને ધારણ કરે છે ત્યારે સત્ત્વગુણ વડે ભગ (ઐશ્વર્ય) અને સત્ય વગેરેને ધારણ કરે છે. અથવા ભગ (ઐશ્વર્ય) સત્ય વગેરેને ધારણ કરે છે, ત્યારે સત્તાગુણથી રૂપોને ધારણ કરે છે. એ બન્ને અર્થમાં ભગ (ઐશ્વર્ય) વગેરેને ધારણ કરવાનું કહેલું છે, તે વ્યર્થ સમજવાનું નથી, કારણકે ભગવાન રૂપોને ધારણ કરે અને જો ઐશ્વર્ય વગેરેને ધારણ ન કરે તો, ઈશ્વરના સંબધવાળા ભાવને ભગ કહેવાય છે, તે ઉત્પન્ન થયેલો હોય અને તેને અધર્મ ગ્રહણ કરે તો વિપરીત (ઊલટું) ફળ થાય.

તેમ જો ભગવાન્ ભગને ગ્રહણ કરે, તો રાજાઓનો વધ ન થાય; કારણકે ઈશ્વરભાવનું નામ ભગ છે, અને તે ભાવનું મૂળભૂત રાજા છે; માટે અધર્મનું નિરાકરણ કરવા સારુ ભગ વગેરેને ગ્રહણ કરે છે, અને રાજાઓના નિરાકરણ કરવા માટે રૂપ વગેરેને ધારણ કરે છે. ભગ તો ભગવાનનો ઈશ્વરસંબંધી એક ભાવ છે, જેને લોકમાં હુકમ કહે છે, તે તેના મૂળ સ્વરૂપને પોષણ કરનારો છે. ઋત એટલે સારી વાણી એટલે જેનું અનુષ્ઠાન વેદથી થાય છે, અને જે હકીકત વેદના પૂર્વકાંડમાં લખી છે, તે ધર્મરૂપ છે. તે પ્રવૃત્તિ સ્વભાવવાળાં પ્રમાણબળને પોષણ આપનાર છે. સત્ય, વેદના ઉત્તરકાંડના અર્થરૂપ છે, અને તે નિવૃત્તિરૂપ પ્રમાણબળને પોષણ કરે છે, તેથી જ્ઞાનરૂપ છે. દયા લૌકિક ધર્મ છે, તે વ્યવહારને પોષણ કરનાર છે. અને યશ તો ભગવાનની ભક્તિનું પ્રતિપાદન કરનાર પુષ્ટિધર્મ છે. એ પાંચેય વિદ્યાના અંશ છે, તેમાં ભગ ભગવાનની ઇચ્છારૂપ છે, અને ઋત ધર્મરૂપ, સત્ય જ્ઞાનરૂપ

છે, દયા પ્રસિદ્ધ છે અને યશ ભક્તિરૂપ છે, તે સર્વને લોકમાં રહેલાના કલ્યાણુ માટે ભગવાન ધારણુ કરે છે. (૨૪)

એ પ્રમાણે ભગવાનના અવતારોનું પ્રયોજન કહીને તે ભગવાનના અવતારના પ્રસંગમાં આવેલા ફળનું નિરૂપણુ કરે છેઃ

**अहो अलं श्लाघ्यतमं यदोः कुलं**
**अहो अलं पुण्यतमं मधोर्वनम् ।**
**यदेष पुंसामृषभः श्रियः पतिः**
**स्वजन्मना चङ्क्रमणेन चाञ्चति ॥२५॥**

શબ્દાર્થઃ—અહો યદુનું કુલ તે પવિત્ર થયું, વળી મધુદૈત્યનું વન તે અત્યંત પુણ્યવાળું થયું; કારણુ કે પુરુષમાં શ્રેષ્ઠ અને લક્ષ્મીજીના પતિ આ શ્રીકૃષ્ણુ યદુકુળમાં પોતાના જન્મ વડે અને મધુવનમાં ફરવાથી સર્વને પૂજ્ય કરે છે.

ભાવાર્થઃ—પૃથ્વી ઉપર અવતરે તે કોઇના વંશમાં હોય છે, કોઈ સ્થળમાં રહે છે, અને કોઈની સાથે વ્યવહાર કરે છે, તોપણુ તેનામાં કાંઇ તાત્પર્ય નથી, તેઓને તો ભગવાનના સંબંધપણુાથી જ કૃતાર્થપણું થયું છે. તેમાં પહેલાં જન્મ અને રહેવાના સ્થાનકરૂપ દેશને કૃતાર્થ કર્યાનું નિરૂપણુ કરે છે. મૂળમાં **अहो** અવ્યય આશ્ચર્ય બતાવે છે, કે જેને પિતાએ શાપ આપેલો છે તેથી નિંદા કરવા યોગ્ય બનેલા યદુ કયાં અને આ મોટાઈ કયાં? કારણુ કે ભગવાન્ તેના કુલમાં પ્રકટ થયા; માટે તેના વંશનો ગમે તે હોય તો તેને યાદ કરીને લોક ભગવાનને નમે છે, એ તે યદુની પૂરેપૂરી મોટાઇ છે. એથી પરાક્રમ વગેરેથી થયેલી મોટાઇને કહેવાની જરૂરત નથી. કોઇ વખત ધર્મ વગેરે સારુ બીજાના વંશનું નિરૂપણુ આવે છે, પણુ ભગવાનની અપેક્ષા તો દરેકને હોય છે; તેથી ભગવાનનું નિરૂપણુ કરવા માટે યદુવંશની હમેશાં સ્તુતિ થાય છે.

એવી રીતે મધુદૈત્યનું જે વન છે એ પણુ અત્યંત પુણ્યવાળું થયું છે. મથુરામાં સત્પુરુષોનો નિવાસ નહિ હોવાથી તેનું નામ અહીં લીધેલું નથી. મધુદૈત્યનું જે વન તે મધુવન હતું. પછીથી તેના પુત્રો વગેરેને ભાગ પાડી આપ્યા છે, તેથી વૃંદાવન વગેરે મધુવનની અંદર આવી જાય છે. જે દેશમાં મધુવન છે તે દેશ ઘણો જ પુણ્યવાળો છે, તોપણુ તેમાં મધુદૈત્યનો નિવાસ અને વનને લીધે ભયંકર હોવાથી તેટલો ભાગ અધર્મ ગણુાતો હતો, તેથી જ્યાં દૈત્ય કે ભય હોય ત્યાં ભગવાનનું સ્મરણુ થાય નહિ, તો ભગવાન તો કયાંથી પધારે? તોપણુ તે અત્યંત પુણ્યવાળું ગણુાયું છે. મૂળમાં **अलं** અવ્યય આવેલો છે, તેથી તેનાથી બીજી કોઇ મોટાઇ છે નહિ. જે દેશમાં દેવતા કે ઋષિઓ રહેતા હોય, તે દેશ પુણ્યવાળો ગણુાય છે, તો સર્વ દેવો અને ઋષિ-

ઓના સ્વામી પ્રત્યક્ષ વિરાજતા ત્યાં શું કહેવું? તેમાં યદુવંશથી સર્વની મોટાઈ થઇ છે. તેમાં કારણ કહે છે કે જે કારણ માટે પુરુષોના સ્વામી શ્રીકૃષ્ણ પોતાના જન્મથી જે વંશમાં પૂજન કરે છે કે ગમન કરે છે. બીજા પુરુષો સ્ત્રીઓના સ્વામી છે, અને શ્રીકૃષ્ણ તો પુરુષોના સ્વામી છે, તેથી જગતમાં સ્ત્રી સહિત સર્વે પુરુષો શ્રીકૃષ્ણના જ થયા; તેથી તે કૃષ્ણે યદુવંશનું પૂજન કર્યું એટલે દરેકે તે વંશનું પૂજન કર્યું, એમ સિદ્ધ થયું છે.

શ્રીકૃષ્ણ મધુવનમાં પધાર્યા ત્યારે સર્વે દેવતાઓ અને ઋષિઓ મધુવનમાં ગયા છે એમ છે. આ લક્ષ્મીજીના પતિ શ્રીકૃષ્ણ મધુવનમાં ફરે છે, મધુવનને માન આપે છે તે તેની મોટાઈનું કારણ છે. મૂળમાં ચકાર હોવાથી જન્મથી પણ તેની તો મોટાઈ છે; કારણ કે સુંદર સુવર્ણ વગેરે ધાતુઓ ન હોવાથી વન વખણાતું નથી. અને ભગવાન્ પધાર્યા એટલે લક્ષ્મીજી પણ ત્યાં પધાર્યાં, તેથી વન લૌકિક અને અલૌકિક એમ બન્ને પ્રકારની શોભાને પ્રાપ્ત થયું છે. ભગવાન્ ત્યાં ચંક્રમણ (ફરવું) કરે છે; એટલે મંદગતિ કરે છે; તેથી પણ તે વનની શોભા સિદ્ધ કરાય છે. ભગવાન લક્ષ્મીજીના પતિ છે એમ કહેવાથી શ્રીગોપીજનો સાથે ક્રીડા કરેલી હતી, તેવું સૂચન કર્યું છે. (૨૬)

આ તો ઘણુંજ આશ્ચર્ય છે જે કુશદૈત્યને રહેવાની ભૂમિની મોટાઇ છે; તે કહે છેઃ

**अहो बत स्वर्यशसस्तिरस्करी**
**कुशस्थली पुण्ययशस्करी भुवः ।**
**पश्यन्ति नित्यं यदनुग्रहेषितं**
**स्मितावलोकं स्वपतिं स्म यत्प्रजाः ॥२६॥**

**ભાવાર્થઃ**—અહો કુશદૈત્યને રહેવાની ભૂમિ દ્વારકાપુરી, સ્વર્ગના યશનો તિરસ્કાર કરનારી છે અને પૃથ્વીના પવિત્ર યશને કરનારી છે, એમ અમો તર્ક કરીએ છીએ; કારણ કે જે દ્વારકાવાસીઓ તેના ઉપર કૃપા વડે પ્રકટ કરેલું છે મંદહાસ્ય યુક્ત અવલોકન જેણે એવા પોતાના પતિ શ્રીકૃષ્ણનું દર્શન કરે છે.

**ભાવાર્થઃ**—પહેલાના શ્લોકની માફક આશ્ચર્ય બતાવનારો **अहो** અવ્યય મૂકેલો છે, અને સાથે વિશેષતા બતાવવા માટે **बत** અવ્યય પણ મૂકેલો છે. દેશની આસપાસની ભૂમિ દોષથી વ્યાપ્ત અને રેતીવાળી છે. તેવી ભૂમિ સ્વર્ગના યશનો તિરસ્કાર કરનારી થઇ છે; કારણ કે સ્વર્ગમાં દેવતાઓ રહે છે અને દ્વારકામાં તો દેવતાઓના પણ અધિદેવ રહેલા છે. સ્વર્ગમાં અપ્સરાઓ રહે છે અને દ્વારકામાં લક્ષ્મી રહે છે. સ્વર્ગમાં રહેલા હોય તેનો પુણ્ય ભોગવાયા પછી પાત (પડવું) થાય છે અને દ્વારકામાં રહેલા હોય તે તો મુક્ત થાય છે. એ બધી બાબત સ્વર્ગ કરતાં દ્વારકાની મહત્તા સિદ્ધ કરનારી છે. સુધર્મા સભા અને

પારિજાતક વૃક્ષો તો ત્યાંથી લાવેલાં છે. હીન સ્થાનમાંથી ઉત્તમ સ્થાનમાં પદાર્થો લાવવાની રીત છે. વગેરે અનેક પ્રકારની મહત્તા દ્વારકાની છે, તેમ દ્વારકા પૃથ્વીના પણ યશને પવિત્ર કરે છે અને આ લોક તથા પરલોકના ફળને આપે છે. તેવી રીતે દ્વારકાની સાથે સંબંધ રાખનારી દરેક પૃથ્વી છે. તેની પ્રશંસા થાય છે કે પૃથ્વી ધન્ય છે કે જેમાં દ્વારકા વિદ્યમાન છે. આ મહત્તા તો એક તરફ રહો; સમાધિવાળા યોગીઓના હૃદય કરતાં પણ આ દ્વારકા ઉત્તમ છે. તે કહે છે કે સમાધિમાં તો કોઈક જ કયારેક પ્રભુનાં દર્શન કરી શકે છે અને દ્વારકાવાસી મનુષ્યો તો હમેશાં ભગવાનનાં દર્શન કરે છે. વાયુ અને મન ઘણાં જ ચંચલ હોવાથી તેમ જ તેમાં મહેનત પણ ઘણી જ હોવાથી સમાધિમાં સ્થિતિ રહેવી ઘણું જ કઠણ કાર્ય છે અને દ્વારકામાં તો ભગવાનના અનુગ્રહથી રહી શકાય છે. અને તે પ્રભુનો અનુગ્રહ સુખરૂપ છે અને સ્થિર છે; કારણ કે દ્વારકાનાં દરેક મનુષ્યોને દર્શન આપવા માટે જ પ્રભુ ત્યાં બિરાજે છે અને હાસ્યવાળા મુખારવિંદનાં દર્શન આપે છે; તેથી ભક્તિ અને જ્ઞાનને આપે છે. અને દરેક ઇંદ્રિયોને ખુશ કરનાર પ્રભુનું દર્શન જ છે, એમ બતાવ્યું છે. દ્વારકાની પ્રજાને ભગવાન પોતાના પતિ હોવાથી તેમનાં દર્શન કરવામાં નિઃશંકપણું (શંકાવગરનું) છે અને કોઇપણ દોષ રહેલો નથી. અને તે ભક્તો પણ પ્રજાઓ હોવાથી ભગવાનને તે પાલન કરવા યોગ્ય છે; અને ભગવાન્ પતિ હોવાથી પ્રજાઓને તે ગતિરૂપ એક પતિ જ છે, એમ સૂચવ્યું છે. (૨૬)

એમ અચેતન પદાર્થની મહત્તા કહીને ચેતન પદાર્થોના મધ્યમાં ભગવાનની સ્ત્રીઓની ઘણી જ મોટાઇનું નિરૂપણ ત્રણ શ્લોકોથી કરે છે:

**नूनं व्रतस्नानहुतादिनेश्वरः**
**समर्चितो ह्यस्य गृहीतपाणिभिः ।**
**पिबन्ति याः सख्यधरामृतं मुहु-**
**र्व्रजस्त्रियः सम्मुमुहुर्यदाशयाः ॥२७॥**

**શબ્દાર્થ**:—જેણે શ્રીકૃષ્ણ ભગવાનનું પાણિગ્રહણ કરેલ છે, તેઓએ વ્રત, સ્નાન અને હોમ વગેરેથી ખરેખર ઈશ્વરનું પૂજન કરેલું છે, કેમકે હે સખી, જે સ્ત્રીઓ વારંવાર પ્રભુના અધરામૃતનું પાન કરે છે તે અધરામૃતમાં જ અંતઃકરણવાળાં સ્ત્રીઓ સારી રીતે મોહને પામ્યાં હતાં.

**ભાવાર્થ**:—ભગવાનની સ્ત્રીઓ, મર્યાદા અને પુષ્ટિ વડે, એમ બે પ્રકારની થયેલી છે. તે બન્ને પ્રકારની સ્ત્રીઓને જે દરેક પુરુષાર્થને નાશ કરનારું અસાધન હતું, તે જ સાધન સર્વ પુરુષાર્થને સિદ્ધ કરવા માટે થયેલ છે. એવી રીતે સ્ત્રીઓના સ્વરૂપમાં મર્યાદા અને પુષ્ટિ એવા બે ભેદ છે. અને પાણિગ્રહણ-

રૂપ સાધન એક છે; એટલે જેઓએ શ્રીકૃષ્ણનું પાણિગ્રહણ કર્યું છે, તેઓએ બરાબર શ્રીહરિની અર્ચા કરેલી છે. ગૃહસ્થાશ્રમ સંબંધી ફળ ધર્મથી સિદ્ધ થાય છે, અને ભગવાનના સંબંધવાળું ફળ ભક્તિથી સિદ્ધ થાય છે, જે બન્ને અહીં એકઠાં થયેલાં છે. તેમાં જે ગોપીજનોને ઇચ્છિત સેવા—ભગવાનના અધરામૃતનો ભોગ—ભગવાનની સ્ત્રીઓને હમેશાં થાય છે; તેથી ગૃહસ્થાશ્રમના ધર્મ-સંબંધી ફળની મુખ્યતા છે, એમ માનીને મુખ્યપણાથી ધર્મનાં કારણોને કહી બતાવે છે, કે તેઓએ વ્રત સ્નાન અને હોમ વગેરેથી ઇશ્વરને પૂજેલા છે. તેમાં વ્રત તામસ છે, સ્નાન રાજસ છે અને હોમ સાત્વિક છે; **आदि** શબ્દોથી તે તે ધર્મોના ભેદો લેવાના છે. તે ધર્મો કરીને–આ શ્રીકૃષ્ણ જ પૂર્વજન્મમાં સારી રીતે પૂજ્યા છે. મૂળમાં **हि** અવ્યય હોવાથી તે અર્થની યોગ્યતા બતાવી છે. કારણ જોઇને કાર્યનું અનુમાન કરવામાં કયારેક ફરક પડે છે, પણ કાર્ય જોઇને કારણનું અનુમાન કરવું, એ કયારે પણ ફરતું નથી; માટે આ ભગવાનનું પાણિગ્રહણ કરનારી સ્ત્રીઓ હમેશાં તે પ્રભુના અધરામૃતનું પાન કરે છે, એ જોઇને તેઓએ વ્રત સ્નાન અને હોમ વગેરેથી આ શ્રીકૃષ્ણનું પૂજન પૂર્વ જન્મમાં કર્યાનું અનુમાન થાય છે તે યોગ્ય છે. જોકે વ્રત સ્નાન અને હોમ વડે ભગવાન પ્રસન્ન થાય છે, તોપણ ષષ્ઠ સ્કંધમાં ઇંદ્રે દિતિના પ્રત્યે કહેલું છે કે, "મહાપુરુષ (ભગવાન)ની પૂજાની સિદ્ધિ કોઇપણ અવાંતર ફળના નિયમ પ્રમાણે સહેજમાં પ્રાપ્ત થાય છે," તેથી અહીં તે વ્રતાદિક વડે ભગવાનનું પૂજન કરવાનું કહેલ છે. અથવા વ્રતાદિકમાં પૂજા કહેલ છે. તેમાં વ્રત અંગરૂપે હોવાથી મુખ્ય તો પૂજા જ કહેલી છે. તેમાં વળી પૂજા અને વ્રતને ધર્મભક્તિ-પણું હોવાથી ભગવાનનો પતિ તરીકે સંબંધ થયો.

આ શ્રીકૃષ્ણ ભગવાનની જ પૂજા કરેલી છે એવો નિશ્ચય કેમ થાય? એવી શંકા કરીને કહે છે કે હે સખીઓ, જે સ્ત્રીઓ ભગવાનના અધરામૃતનું પાન કરે છે. અમૃતનું પાન કરવું એ તો ઈશ્વરના આરાધનપૂર્વક ધર્મનું કાર્ય છે, અધરામૃત તો તે અમૃત કરતાં પણ વિશેષ છે; તેનું વર્ણન આગળ કરીશું.

'હે સખી!' એમ કહેવાથી આપણને પણ તે અધરામૃતની ઈચ્છા હોવાથી સરખું જ દુઃખ થાય છે, તેમ જણાવ્યું છે. અધરામૃતનું વર્ણન આગળ દશમ સ્કંધમાં કરીશું. ભગવાનની સ્ત્રીઓ તેના અધરામૃતનું પાન કરે છે, તે ધર્મ-ભક્તિનું જ ફળ હોય, તો પછી ભગવાનના આરાધનથી શી વિશેષતા છે? એમ શંકા કરીને કહે છે કે બીજી રીતે કરવામાં તેવું ફળ મળતું નથી. એમ બતાવે છે કે કુમારિકાઓએ કાત્યાયની દેવીના વ્રતમાં ભક્તિથી ગાનપૂર્વક વ્રત સ્નાન અને પૂજા વગેરે કરેલાં છે, પણ ભગવાનનું પૂજન ન કરતાં દેવીનું પૂજન કર્યું; તેથી તેઓને ભગવાન સાથે રમણ થયું, પણ પતિ તરીકે ભગવાન

હમેશાં પોતાની પાસે રહે, એવી તેઓની ઇચ્છા પૂર્ણ ન થઈ. તેથી અધરામૃતમાં જેઓનું અંતઃકરણ રહ્યું છે, એવી વ્રજસ્ત્રીઓ કેવળ મોહને જ પ્રાપ્ત થઈ છે. (૨૭)

એના ભાગ્ય કરતાં પણ રુકિમણી વગેરેનું ભાગ્ય મોટું છે, કેમકે જેઓ કાલવશથી પ્રવાહમાં પડેલાં હતાં, બીજે લઇ જવાતાં હતાં, ત્યાંથી ભગવાને ઉદ્યમ કરીને બલાત્કારથી પોતાનાં બનાવ્યાં છે અને અધરામૃતનું પાન કરાવે છે, અને પોતાના સરખા પુત્રોને પણ આપે છે, માટે તે રુકિમણીનું ઈશ્વર પૂજન ઘણું જ મોટું છે, એમ કહે છેઃ

**या वीर्यशुल्केन हृताः स्वयंवरे**
**प्रमथ्य चैद्यप्रमुखान्हि शुष्मिणः ।**
**प्रद्युम्नसाम्बाम्बसुतादयोऽपरा**
**या श्चाऽऽहृता भौमवधे सहस्रशः ॥२८॥**
**एताः परं स्त्रीत्वमपास्तपेशलं**
**निरस्तशौचं बत साधु कुर्वते ।**
**यासां गृहात्पुष्करलोचनः पति-**
**र्न जात्वपैत्याहृतिभिर्हृदि स्पृशन् ॥२९॥**

**શબ્દાર્થ**:—સ્વયંવરમાં શિશુપાલ વગેરે કામનાવાળા રાજાઓનું મથન કરીને, વીર્યરૂપી મૂલ્ય વડે હરાયેલી, તેમજ પ્રદ્યુમ્ન, સાંબ અને અંબ જેના પુત્રો છે એવી રુકિમણી વગેરે સ્ત્રીઓ છે, અને ભૌમાસુરનો વધ કરી બીજી હજારો સ્ત્રીઓ લાવેલી છે, તે સૌંદર્ય વગરનું અને પવિત્રતા જેમાંથી જતી રહેલી છે એવું પોતાનું સ્ત્રીપણું છે તે માટે કરે છે, કારણ કે પોતાની ઇચ્છિત વસ્તુ લાવવાથી હૃદયમાં સ્પર્શ કરનારા અને કમલના સરખાં નેત્રવાળા પોતાના પતિ ભગવાન કોઇ દિવસ પણ જે પટરાણીઓના ઘરમાંથી બહાર જતા નથી.

**ભાવાર્થ**:—જે કામ કરવા માટે જેટલું દ્રવ્ય જોઇએ, તે કામ કરવા માટે તે "શુલ્ક કહેવાય છે" પરાક્રમરૂપી મૂલ્યથી ભગવાન રુકિમણી વગેરેને લાવેલા છે, તેથી એ રાક્ષસવિવાહ કરેલો છે. સ્વયંવરમાં પરણે તે ગાંધર્વ વિવાહ કહેવાય છે. "ગાંધર્વ અને રાક્ષસ એ બે પ્રકારના વિવાહ ક્ષત્રિયો માટે ધર્મપ્રાપ્ત છે" એવું વાકય હોવાથી ક્ષત્રિયોએ જે પ્રમાણે વિવાહ કરવો યોગ્ય છે, તે પ્રમાણે મુખ્ય વિવાહથી તેઓનો પરિગ્રહ કરેલો છે.

ત્યાં બીજાઓને આપેલી કન્યાઓનું ભગવાને કેમ હરણ કર્યું? એમ શંકા થાય તો કહે છે કે શિશુપાલ જરાસંધ વગેરે રાજાઓ ઇચ્છા કરનાર હતા. તેમાં શિશુપાલ મુખ્ય હતો. તેઓનું મર્દન કરીને ભગવાન્ રુકિમણીને લાવ્યા છે; એટલે ક્ષત્રિયોને યુદ્ધમાં જીતવાથી પણ પોતાની સત્તા ઉત્પન્ન થાય છે

અને તેનાથી ધર્મ વગેરે પણ સિદ્ધ થાય છે. સ્ત્રીઓ ધર્મભક્તિને યોગ્ય હતી અને શિશુપાલ વગેરે પોતે દુષ્ટ હતા, તેમ જ બ્રાહ્મણની માફક પ્રતિગ્રહ કરીને સ્ત્રીઓને લેવાની ઇચ્છા કરતા હતા; માટે જ ભગવાન તેઓને હરી લાવ્યા, તે યોગ્ય જ કર્યું છે. પ્રદ્યુમ્ન જેના પુત્ર છે, એવાં રુક્મિણી, સાંબ જેના પુત્ર છે એવાં જાંબવતીજી અને અંબ જેના પુત્ર છે એવાં મિત્રવિંદાજી એમ ત્રણેને પરાક્રમથી ભગવાન લાવ્યા છે. મિત્રવિંદાના પુત્રોમાં જે મહાંસ કહેલ છે તે તો તેનો ખંભો મોટો હોવાથી લોકોએ તેને **મહાંસ** ઠરાવેલ છે, પણ તેનું ખરું નામ પણ **મહાંસ** જ હતું. અને ભૌમાસુરને મારીને જે સોળ હજાર સ્ત્રીઓ લાવ્યા છે, તેની ગણના ઋષિઓથી જ થઈ શકે છે, બીજાથી થતી નથી; માટે મૂળમાં **सहस्रशः** એવો શબ્દ મૂકયો છે. તેઓને તો ભગવાનને આરાધન કરવાનું સાધન તો પોતાનું સ્ત્રીપણું જ છે, તે પણ ભગવાનને તો ભોગયોગ્ય નથી, કારણ કે ભગવાનની સુન્દરતા પાસે સુંદર લાગતાં નથી. તેઓને તો શાપ થયેલો હોવાથી કેદીની માફક રહેલાં છે અને બીજાઓએ તેનો પરિગ્રહ કરેલો હોવાથી સ્ત્રીપણું પણ અશુદ્ધ થયું છે, તેવા સ્ત્રીપણાને પણ ભગવાન સારું કરે છે. મૂળમાં **बत** અવ્યય હોવાથી એમ બતાવે છે કે આપણામાં એવો દોષ ન હોવાથી પણ આપણને ભગવાનની પ્રાપ્તિ થઇ નથી, માટે ભગવાનનું સામર્થ્ય અત્યંત સાધારણને પણ પોતાની ઇચ્છાથી ઉત્તમોત્તમ બનાવે છે, તેમ જ આ સ્ત્રીઓ પણ નિકૃષ્ટ (હીન) એવા સ્ત્રીપણાને પણ સારું કરે છે. સનકાદિક સત્પુરુષોમાં સાધુપણું રહેલું છે તેના કરતાં પણ અહીં ઉત્તમ સાધુપણું રહેલું છે, તે કહે છે, કારણકે જેના ઘરમાંથી ભગવાન્ બહાર પધારતા જ નથી. સત્પુરુષો ભગવાનને ઘેર આવીને કયારેક જ દર્શન કરે છે અને આના ઘરમાંથી ભગવાન કોઇ દિવસ બહાર જતા નથી, એ સત્પુરુષથી પણ વિશેષ છે એટલું જ નહિ, પારિજાતક વૃક્ષ વગેરે લાવીને તેઓનું માન દૂર કરે છે. ત્યારે તો ભગવાન્ દોષનું જ સંપાદન કરે છે, ગુણ કરતા જ નથી; તેથી તે સ્ત્રીઓનું શું ભાગ્ય હોઈ શકે ? એવી શંકા કરીને કહે છે કે ભગવાન તેઓના હૃદયમાં રહીને તેઓનો સ્પર્શ કરે છે, એટલે તેઓના હૃદયમાં ભગવાન્ બિરાજે છે; તેથી તેનો દોષ નથી. (૨૮-૨૯)

એવી રીતે ભગવાનનું રૂપ અને તે પ્રસંગમાં આવેલું ફળનું દરેક સ્ત્રીઓએ નિરૂપણ કર્યું, તે સાંભળીને સંમતિપૂર્વક સત્યવાદીપણું સ્થિર કરીને, મંદહાસ્યથી તે સ્ત્રીઓને વશ કરીને, વળી તેઓને ભક્તિ આપીને તેઓનાં વચનોને સત્ય કરતા ભગવાન દ્વારકામાં પધાર્યા, એમ નિરૂપણ કરે છેઃ

**एवंविधा गदन्तीनां स गिरः पुरयोषिताम् ।**
**निरीक्षणेनाभिनन्दन् सस्मितेन ययौ हरिः ॥३०॥**

**શબ્દાર્થ**:—એ પ્રમાણે બોલતી નગરની સ્ત્રીઓની વાણીને મંદ હાસ્ય સહિત જોવાથી અભિનંદન કરતા ભગવાન ત્યાંથી પધાર્યા.

**ભાવાર્થ**:—આ એક પ્રકાર કહ્યો છે. એવી રીતે સ્ત્રીઓને બોલવાના બીજા પણ ઘણા પ્રકારો છે; કારણ કે સ્ત્રીઓના સમૂહો ઘણા છે. તે દરેકની વાણી ભગવાને સાંભળેલી છે. ભગવાન સાંભળે તેમ ઊંચા સ્વરથી બોલવામાં તેઓ અટકાતાં નથી, તેનું કારણ એ કે તે શહેરની સ્ત્રીઓ છે. તે દરેકની વાતો સાંભળીને "તમે સત્ય કહ્યું છે," એમ ભગવાને અભિનંદન આપ્યું છે. (૩૦)

રાજા યુધિષ્ઠિરને જ્ઞાનથી ભક્તિ વધારે છે, એમ બતાવવા માટે કહે છે:

**अजातशत्रुः पृतनां गोपीथाय मधुद्विषः ।**
**परेभ्यः शङ्कितः स्नेहात्प्रायुङ्क्त चतुरङ्गिणीम् ॥३१॥**

**શબ્દાર્થ**:—પરથી શંકા પામેલા યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણ ભગવાનની રક્ષા માટે સ્નેહથી ચતુરંગિણી (હાથી, ઘોડા, રથ અને પાયદળવાળી) સેનાને સાથે મોકલી.

**ભાવાર્થ**:—યુધિષ્ઠિર રાજાનું નામ અજાતશત્રુ છે, એટલે જેને કોઈ પણ શત્રુ નથી, એમ અર્થ થાય છે. તેણે અહીં પોતાના નામ કરતાં ઊલટું કાર્ય કર્યું છે, એટલે શત્રુઓની શંકા કરીને ભગવાનની રક્ષા માટે સેના મોકલી છે. જો કે એ ભગવાનની ઇચ્છાથી થયું છે, કારણકે જ્ઞાનના સ્વભાવવાળા યુધિષ્ઠિર છે, તોપણ તેમ થયું છે. ભગવાન્ મધુદૈત્યને મારનાર છે. તેને તો કોઇની શંકા છે જ નહિ, આ યુદ્ધમાં જેઓના બાંધવો મરાયેલા છે, તેઓ શત્રુ તરીકે છે. તેનાથી કાંઇપણ વિઘ્ન થાય એવી શંકા યુધિષ્ઠિરને થઇ છે. હાથી ઘોડા રથ અને પાયદળ એ ચારે જેમાં હોય ત્યારે તેને ચતુરંગિણી સેના કહેવાય છે. (૩૧)

અત્યાર સુધી કૌરવો અને યાદવો મળીને રહ્યા છે; હવે એ બન્ને જુદા થઇને ગયા છે, એ નિરૂપણ કરે છે:

**अथ दूरागताञ्शौरिः कौरवान्विरहातुरान् ।**
**सन्निवर्त्य दृढं स्निग्धान् प्रायात्स्वनगरीं प्रियैः ॥३२॥**

**શબ્દાર્થ**:—ત્યારપછી દૂર સુધી આવેલા, વિરહથી આતુર થયેલા અને સ્નેહથી યુક્ત એવા પાંડવોને પાછા વાળીને શ્રીકૃષ્ણ ભગવાન પોતાના પ્રિયવર્ગની સાથે પોતાની નગરી દ્વારકા તરફ પધાર્યા.

**ભાવાર્થ**:—કૌરવો અને યાદવોને સાથે રહેવામાં અને જુદા રહેવામાં ભગવાન જ કારણરૂપ છે. પાંડવો વળાવવા માટે ઘણા દૂર આવ્યા છે, ત્યારે ભગવાને તેઓને પાછા વાળ્યા છે. ભગવાન્ શૌરિ છે, એમ કહેવાથી લૌકિક વ્યવહારની દૃઢતા બતાવી છે. શૂર નામના યાદવ પાંડવોના માતામહ

(માતાના પિતા) છે અને ભગવાનના પિતામહ (પિતાના પિતા) થાય છે, તેથી બન્ને એક જ છે. દૂર આવવાથી પાંડવો વિહ્વલ થયા છે, તોપણ આતુરની સાથે જવું તે યોગ્ય નથી; તેથી તે આતુર પાંડવોને પાછા વાળીને ભગવાન્ પ્રિયોની સાથે પધાર્યા છે.

આપણે ભગવાનની સાથે નહિ જઇએ, એમ વિચાર કરીને ભગવાનના વિરહથી આતુર હતા, તેથી ભગવાને તેઓને પાછા વાળ્યા. તેઓ ઘણા જ આતુર હોવાથી ઘર તરફ પણ જશે નહિ એમ ન માનવું, કારણકે તે પાંડવો મજબૂત સ્નેહવાળા છે, એટલે જે દૃઢ હોય તે જલદી નાશ પામે નહિ. (૩૨)

હવે ત્યાંથી પધાર્યા ત્યારે માર્ગમાં જે જે દેશો આવ્યા તેનું વર્ણન બે શ્લોકથી કરે છેઃ

**कुरुजाङ्गलपाञ्चालाञ्छूरसेनान्सयामुनान् ।**
**ब्रह्मावर्तं कुरुक्षेत्रं मत्स्यान्सारस्वतानथ ॥३३॥**
**मरुधन्वमतिक्रम्य सौवीराभीरयोः परान् ।**
**आनर्तान्भार्गवोपागाच्छ्रान्तवाहो मनाग्विभुः ॥३४॥**

**શબ્દાર્થઃ**—કુરુજાંગલદેશ, પાંચાલદેશ, યામુનદેશની સાથે શૂરસેનદેશ, બ્રહ્માવર્તદેશ, કુરુક્ષેત્રદેશ, મત્સ્યદેશ, અને મરુદેશ તેમ જ ધન્વદેશને ઓળંગીને સૌવીર અને આભીર દેશથી પર રહેલા આનર્ત દેશમાં ભગવાન પધાર્યા, ત્યારે રથના ઘોડાઓ થોડાક થાકી ગયેલા હતા.

**ભાવાર્થઃ**—કુરુજાંગલ દેશ તે હસ્તિનાપુરનો પ્રદેશ કહેવાય છે. પાંચાલાદિ દેશનો ભાગ જેવો હાલ છે તેવો ન હતો. તેથી જે રસ્તામાં આવેલા છે તે દેશોનાં નામ બતાવ્યાં છે. પાંચાલ દેશને કંપિલા દેશ પણ કહે છે. શૂરસેન દેશને વટેશ્વર દેશ કહે છે. શ્રીયમુનાજીના સામે પારમાં રહેલા દેશો પછી કુરુક્ષેત્ર આવે છે. સરસ્વતી અને દૃષદ્વતીના મધ્યપ્રદેશને બ્રહ્માવર્ત દેશ કહે છે. મત્સ્યદેશ તે વિરાટ રાજાનો દેશ છે, ત્યાર પછી સરસ્વતીના તીરના પ્રદેશને **અંબિકાવન** કહે છે. થોડા જલવાળો મરુદેશ છે. જલના અભાવવાળો ધન્વદેશ છે. તે સર્વેને ઓળંગી ગયા. રેતીવાળી જમીનનો ભેદ બતાવવા માટે મૂળમાં **अथ** શબ્દ આપ્યો છે. સૌવીર દેશ એ સોરઠદેશ, આભીરદેશ એટલે કુંતીપુરદેશ છે અને તેથી છેટે આનર્તદેશ દ્વારકાના પડખામાં છે. ત્યાં પધાર્યા. અહીં સૂતપૌરાણિક દેશોનાં નામ ગણવા લાગ્યા તેવામાં શૌનક ઉદ્વેગવાળા થયા છે, એમ જાણીને સંબોધન આપે છે કે તમે ભૃગુવંશમાં ઉત્પન્ન થયા છો, માટે તમને તેમ થવું યોગ્ય છે, પણ ભગવાન જ તે દેશના સમીપમાં પધાર્યા છે. એક જ દિવસમાં એટલે દૂર પધાર્યા, તોપણ ઘોડાઓ થોડાક જ

થાકેલા છે, બહુ થાકેલા નથી. એક દિવસે શી રીતે પધારી શકયા? ત્યાં કહે છે કે પ્રભુ સમર્થ છે. (૩૩–૩૪)

વચમાં જે જે દેશમાં પધાર્યા છે તે તે દેશમાં ભગવાનની પૂજા થઇ, તે નિરૂપણ કરે છેઃ

**तत्रतत्र ह तत्रत्यैर्हरिः प्रत्युद्यतार्हणः ।**
**सायं भेजे दिशं पश्चाद् गविष्ठो गां गतस्तदा ॥३५॥**

**શબ્દાર્થઃ—જે જે દેશમાં ભગવાન પધાર્યા છે, તે તે દેશમાં ત્યાંના મનુષ્યોથી તેમનું પૂજન થયું છે. જ્યારે સાયંકાલે પશ્ચિમ સમુદ્રના તીર તરફ પધાર્યા, ત્યારે સૂર્ય પણ જળમાં ગયો અર્થાત્ સૂર્ય અસ્ત થયો.**

**ભાવાર્થઃ**—મૂળમાં **ह** અવ્યય લખેલો છે તે નિશ્ચય બતાવનાર છે. કોઇપણ દેશ ભગવાનની પૂજા કર્યા વગરનો રહ્યો નથી. પહેલાંથી જ પૂજનની સામગ્રી તૈયાર રાખી તે તે દેશનાં માણસો તૈયાર ઊભેલાં છે, કે ભગવાન પધારે ત્યારે તરત જ પૂજન થાય. એવી રીતે જે પ્રભુનું પૂજન થયું છે, તેવા ભગવાન સાયંકાળે પશ્ચિમ સમુદ્રના કાંઠા ઉપર પધાર્યા. ગોધૂલિક લગ્નમાં (ગાયો સાંજે વનમાંથી ઘેર આવે ત્યારે) નગરમાં પ્રવેશ કરવાના વિચારથી ભગવાને સમુદ્રના તીર ઉપર વિશ્રામ કરેલો છે, જ્યારે ભગવાન્ સંધ્યાકાળની રાહ જોઇને વિરાજ્યા ત્યારે સૂર્યદેવે પણ વિલંબ કર્યો નહિ, એમ બતાવવા માટે કહે છે કે કિરણમાં કેવળ બિંબ જ સૂર્યનું દેખાય છે, તેવા સૂર્યે જલમાં પ્રવેશ કર્યો. એટલે વેદમાં કહ્યું છે કે "પ્રાતઃકાળે જળમાંથી સૂર્યનો ઉદય થાય થાય છે અને સાયંકાળે જળમાં પ્રવેશ કરે છે; આવી રીતે ગોધૂલિક લગ્ન સિદ્ધ થયું. (૩૫)

**ઇતિશ્રી ભાગવત સુબોધિની ભાવાર્થમાં પ્રથમસ્કંધમાં ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત દશમ અધ્યાય સંપૂર્ણ**

## ૧૧મો અધ્યાય

एवं कौरवभक्तानां सर्वसौख्यं निरूपितम् ।
द्वारकास्थितभक्तानामेकादश उदीर्यते ॥१॥
प्रवेशे च प्रविष्टस्य स्थितस्याप्युत्सवस्त्रिधा ।
प्राकृतानामिव स्नेहः शास्त्रार्थं जानतामपि ।
कृष्णेच्छातस्तदित्युक्त्वा प्रत्यापत्तिर्निरूप्यते ॥२॥

એમ કુરુવંશમાં ઉત્પન્ન થયેલા ભક્તોના દરેક પ્રકારના સુખનું નિરૂપણ થયું છે. હવે દ્વારકામાં રહેલા ભક્તોના સુખનું નિરૂપણ અગિયારમા શ્લોકમાં કહેવાય છે. (૧) ભગવાને પ્રવેશ કર્યો તે વખતનો ઉત્સવ, પ્રવેશ કર્યા પછીનો ઉત્સવ અને ત્યાં વિરાજ્યા છે તેનો ઉત્સવ, એ પ્રમાણે ત્રણ પ્રકારનો ઉત્સવ છે. તેમાં શાસ્ત્રને જાણનારાઓનો પણ પ્રાકૃતના જેવો જ સ્નેહ છે. શ્રીકૃષ્ણ ભગવાનની ઇચ્છાથી તે થયું છે. જેવું પ્રથમ સુખ હતું, તે સુખની ફરીને પ્રાપ્તિ થઇ એમ નિરૂપણ થાય છે. (૨)

આની પહેલાના અધ્યાયમાં છેલ્લે ભગવાનને દ્વારકામાં પ્રવેશ કરવા માટે સારા મુહૂર્તનું નિરૂપણ કરેલું છે. હવે અહીં પ્રથમ પ્રવેશ સમયના મંગળનું નિરૂપણ કરે છે કે:

शङ्खनादस्तथा स्निग्धदर्शनं स्तोत्रमेव च ।
दूरान्मङ्गलमेतद्धि कलशादिस्तथान्तिके ॥१॥
दुःखिते नगरे कृष्णो न प्रवेशमिहार्हति ।
अतः शङ्खनिनादेन सुखिनस्तान् करोति हि ॥२॥
द्वारका जलदुर्गं हि तदन्ते नगरं महत् ।
आनर्त्ताख्यं तत्प्रवेशः पूर्वं पश्चात्पुरस्य हि ॥३॥

શંખનાદ, સ્નેહપૂર્વક ભગવાનનું જોવું, અને સ્તોત્રો, એ દૂરથી મંગળ બતાવનારી છે અને ઘર આગળ તોરણો અને કલશો સ્થાપવાને સમીપનું મંગળ છે. (૧) દુઃખિત નગરમાં શ્રીકૃષ્ણ ભગવાન પધારવાને યોગ્ય નથી, તે માટે શંખનો નાદ કરીને ભગવાન દરેકને સુખી કરે છે. (૨) જળના કિલ્લાવાળું દ્વારકાં છે, તેમાં આગળના ભાગમાં આનર્ત નામનું મોટું નગર છે, તેમાં પ્રવેશનું પહેલાં નિરૂપણ કર્યા પછી પુરપ્રવેશનું નિરૂપણ છે. (૩)

માટે ભગવાને આનર્તપુરની સમીપમાં જઇને પાંચજન્ય નામના પોતાના શંખનો શબ્દ કર્યો એનું સૂતપૌરાણિક નિરૂપણ કરે છે:

सूत उवाच ।

आनर्तान्स उपव्रज्य स्वृद्धाञ्जनपदान्स्वकान् ।
दध्मौ दरवरं तेषां विषादं शमयन्निव ॥१॥

**શબ્દાર્થ:**—સારી રીતે સમૃદ્ધિવાળા પોતાના આનર્ત દેશની સમીપે જઇને તેઓનો ખેદ દૂર કરતા હોયની શું, તેમ ભગવાને સુંદર શંખનો નાદ કર્યો.

**ભાવાર્થ:**—આનર્ત શબ્દને બહુવચન આપ્યું છે, તે તેના પેટાગામના અભિપ્રાયથી લખ્યું છે. તે ગામો ધાન્ય ધન વગેરેની સમૃદ્ધિવાળાં છે. દ્વારકા વસાવ્યા પછી તે પણ વસાવેલ છે, એમ કહેવા માટે મૂળમાં **स्वकान्** (પોતાના) કહેલું છે. " જેનો શબ્દ દાનવોના દર્પને નાશ કરનારો છે " તેથી અમંગળરૂપ દૈત્યોનું નિરાકરણ કરવા માટે ભગવાને પોતાના ઉત્તમ શંખનો નાદ કર્યો છે. (૧)

ભગવાને જ્યારે શંખ વગાડયો ત્યારે કોઈએ તેનું વર્ણન કર્યું છે, તે શ્લોક પણ અહીં જોડેલો છે:

स उच्चकासे धवलोदरो दरोऽप्युरुक्रमस्याऽधरशोणशोणिमा ।
दाध्मायमानः करकञ्जसम्पुटे यथाब्जषण्डे कलहंस उत्स्वनः ॥२॥

**શબ્દાર્થ:**—શ્રીકૃષ્ણે હસ્તકમળના સંપુટ (ડાબલા)માં વગાડેલો તે શંખ અંદર શ્વેત છે, તોપણ શ્રીકૃષ્ણ ભગવાનના અધર (હોઠ)ની રક્તિમાં (લાલ રંગની કાંતિ)થી જેને લાલ રંગની કાંતિ આવેલી છે એવો તે અંદર સફેત અને બહાર લાલ દેખાય છે, તે કમળની અંદર ઊંચા સ્વરથી બોલનાર કલહંસ જેવો શોભી રહ્યો છે.

**ભાવાર્થ:**—તે શંખ ઘણો જ શોભવા લાગ્યો. જેની અંદરનો ભાગ ધોળો છે, એવો તે શંખ છે, અને ભગવાનના હોઠના રાતા રૂપ વડે તે શંખ લાલ રંગવાળો થયો છે. બન્ને હસ્તકમળનો સંપુટ થયો છે, તેના મધ્યમાં શંખ ધારણ કર્યો છે. જેમ ઊંચો શબ્દ કરતો હંસ હોય તેમ તે શંખ શોભવા લાગ્યો. (૨)

પાંચજન્ય શંખનો શબ્દ સાંભળીને, દેશ અને નગરમાં રહેનારાઓ, દરેક પરમાનંદમાં મગ્ન થયેલા છે તોપણ, ખરેખર ભગવાન પધાર્યા છે, એમ જાણીને દર્શન માટે સામે દોડી આવ્યા છે એમ નિરૂપણ કરે છે:

तमुपश्रुत्य निनदं जगद्भयभयावहम् ।
प्रत्युद्ययुः प्रजाः सर्वा भर्तृदर्शनलालसाः ॥३॥

**શબ્દાર્થ:**—જગતના ભયને ભય કરનારા, તે શંખના શબ્દને સાંભળીને સ્વામીના દર્શનની અભિલાષાવાળી દરેક પ્રજા ભગવાનની સમક્ષ પ્રાપ્ત થઇ.

**ભાવાર્થ:**—જે સાંભળવાથી મૃત્યુનો ભય પણ જતો રહે છે, ત્યાં બીજા

ભયનો શો હિસાબ? એભા અભિપ્રાયથી કહે છે કે તે શંખનો શબ્દ જગતના ભયને પણ ભય કરનારો છે. પાંચજન્ય નામનું શંખરૂપી આયુધ શત્રુનો વધ કરવા માટે ઉત્પન્ન કરેલું છે.

તેનો સ્વભાવ મારવાનો છે, તે અહીં મંગળમાં શી રીતે ઉપયોગમાં આવે? એમ શંકા કરીને કહે છે કે તે શંખમાં ઘાતકરૂપને લીધે જ મંગળપણું છે, એમ બતાવવા માટે જગતના ભયને પણ ભય ઉત્પન્ન કરનાર છે, એમ કહ્યું છે.

વળી એક બીજાને હટાવીને એકબીજા દર્શન કરવા માટે આગળ આવે છે, એટલે હું પહેલાં દર્શન કરીશ ત્યાં બીજો જાણે હું પહેલો દર્શન કરીશ, એમ હરીફાઇથી આગળ આવી રહ્યા છે. ભગવાન તો દરેકના સ્વામી સમાનપણે હોવાથી, સર્વ પ્રજા એક બીજાની આગળ ધસીને આવે છે. તેમાં અવાંતર જાતિનો ફેરફાર રહેલો નથી કે અમુક જાતિવાળા પ્રથમ આવ્યા અને અમુક જાતિવાળા પછી આવ્યા. (૩)

**तत्रोपनीतबलयो रवेर्दीपमिवाऽऽदृताः ।**
**आत्मारामं पूर्णकामं निजलाभेन नित्यदा ॥४॥**

**શબ્દાર્થ:**—પોતાના લાભ વડે, આત્મારામ અને પૂર્ણકામ એવા શ્રીકૃષ્ણ ભગવાનને, સૂર્યને જેમ દીવો અર્પણ કરે તેમ સર્વે ભેટ લાવીને આદરપૂર્વક સામાં આવ્યાં.

**ભાવાર્થ:**—શાસ્ત્રમાં કહેલી રીતનું પાલન કરવા માટે દરેક હાથમાં ભેટ લઇને આવેલાં છે. તે પ્રજામાં ઉચ્ચપણું અને નીચપણું પણ હોવું જોઇએ, તેથી દરિદ્રીઓ પણ હોય છે અને તે દરિદ્રોની લાવેલી ભેટ ભગવાનને શા ઉપયોગમાં આવે? એવી શંકા કરીને કહે છે કે સૂર્યને જેમ દીવો પૂજા કરતી વખતે અર્પણ કરે છે, તેમ ભગવાનને ભેટ ધરે છે. મૂળમાં **बलि** શબ્દ લખ્યો છે, તે પૂજાના સાધનદ્રવ્યને કહેનારો છે. જે જુદો હોય છે તે કોઇપણ ક્રિયા વડે ભગવાનમાં બંધાય છે ત્યારે જ પરમાનંદ થાય છે. ત્યાં દૃષ્ટિ વડે ઇન્દ્રિયનો સંબંધ થાય છે, તોપણ દેહનો સંબંધ સિદ્ધ થવા માટે, ભેટ લાવેલાં છે. શાસ્ત્રમાં સૂર્યના ઉદ્દેશથી દીપદાન કરવાનું લખ્યું છે, ત્યાં દીવાથી સૂર્યનું કાર્ય સિદ્ધ થતું નથી, તોપણ અમને તમારી પરોક્ષ દશા હોય ત્યારે અમે આ દીવા વડે જીવીએ છીએ એમ પોતાની દીનતા બતાવીને, સૂર્યને દયા ઉત્પન્ન કરવામાં તે દીપદાન કારણરૂપ થાય છે, તેવી રીતે ભગવાનમાં પણ પોતા પાસે રહેલા દ્રવ્યનું અર્પણ કરવું છે. ત્યારે ભગવાને દરેકને આગળ કરીને સુખિયા કરેલા છે, તેથી તેઓનો મનોરથ પૂર્ણ થયો છે, એવા તેઓએ જે કાર્ય કર્યું તે કહે છે, કે આત્મામાં રમણ કરનારા ભગવાનને ભેટ અર્પણ કરી, અથવા પહેલાં જ આદરયુક્ત થઇને દરેક આત્મારામ ભગવાનની સામે આવ્યા.

સ્તોત્રનો આરંભ તો આ પછીના શ્લોકથી થશે. મોટાઓ પણ ભેટ લાવે તેમાં ભગવાનને ઇચ્છા નથી, એવા અભિપ્રાયથી ભગવાનના સ્વરૂપનું વર્ણન કરે છે, કે તે પ્રભુ આત્મારામ અને પૂર્ણકામ છે. એટલે જગતમાં બે પ્રકારના માણસો જ વિષયોની પરવા કરતા નથીઃ જેમાં જેને વિષયની ઈચ્છા ન હોય અથવા જેને તમામ વિષય પરિપૂર્ણ હોય, તે બન્નેને જ વિષયની અપેક્ષા (જરૂરત) રહેતી નથી.

તેમાં "પરનાં દર્શન કરીને વિષય નિવૃત્ત થાય છે" એમ ગીતાજીમાં કહ્યું છે, તેથી ભગવાન પ્રાપ્ત થાય ત્યારે વિષયની ઇચ્છા દૂર થાય છે અને ભગવાનને તો કાંઈ ભગવાન પ્રાપ્ત થવાપણું નથી. પોતે ભગવાન હોવાથી તે તો પ્રાપ્તભગવાન છે, અને આત્મારામ છે, અને તેથી જ તે પ્રભુ પૂર્ણકામ-વાળા છે. શ્રુતિમાં કહ્યું છે કે, "પરમાત્મા આત્મારામ અને આપ્તકામ છે." અથવા પહેલાં સૃષ્ટિ માટે કામ તો ભગવાનમાં ઉત્પન્ન થયેલો છે તે કામ દરેક સર્જેલા પદાર્થોને વ્યાપીને રહેલો છે, તેથી તે પૂર્ણ કહેવાય છે. વિષયો સર્વ જીવો માટે છે, તેથી તે કામ કયારે પણ પૂર્ણ થાય નહિ, પણ ભગવાનને તો ખુદ પોતાથી જ પ્રાપ્ત હોવાથી પૂર્ણપણું છે. ભગવાન પોતે પોતાના સ્વરૂપના લાભથી, અથવા જગતના પદાર્થ પોતાના જ છે એવા લાભથી હમેશાં પૂર્ણ-કામ છે. તે પ્રભુ વિરાજતા ન હોય ત્યારે અને સમજવામાં ન આવે તેવી દશામાં પણ પૂર્ણકામ છે, કારણ કે દરેક પદાર્થોનો લય અને આરંભ સ્પષ્ટ રીતે સમજાતો નથી, અર્થાત્, અક્ષરમાં દરેકનો લય છે અને અક્ષર તે ભગવદ્રૂપ છે, તેથી જ્યારે પ્રપંચ ઉત્પન્ન ન થયો હોય ત્યારે પણ જાણવામાં ન આવે તોપણ અક્ષરમાં હોય છે, અને તિરોભાવ વખતે પણ અક્ષરમાં જ લય થાય છે; તેથી ભગવાનને તે પદાર્થો બધા પ્રાપ્ત જ હોય છે. વિષયના પક્ષમાં પણ હમેશાં તે વિષયો પ્રાપ્ત હોય છે અને અવતાર દશામાં પોતાના સ્વરૂપમાં રહેલા હોય, માટે મૂળમાં **नित्यदा** લખ્યું છે. સ્તોત્રના પક્ષમાં આવેલા ભગવાનને કલેશ થાય એમ શંકા કરીને, કલેશ થાય નહિ તો સ્તોત્ર પણ થાય જ નહિ; તે માટે તેની નિવૃત્તિ કરવા માટે ભગવાનના આત્મારામાદિ ધર્મો કહેલા છે. (૪)

દરેક પ્રજાઓ અંદરનો સ્નેહ બહાર પ્રકટ કરીને સ્તુતિ કરે છે, તેને માટે ભગવાનની પ્રીતિ સારુ, તેના સ્વરૂપનું વર્ણન કરે છેઃ

**प्रीत्युत्फुल्लमुखाः प्रोचुर्हर्षगद्गदया गिरा ।**
**पितरं सर्वसुहृदमवितारमिवार्भकाः ॥५॥**

**શબ્દાર્થ:**—જેમ બાળકો પિતાને દરેકના ઉપર સ્નેહ રાખનારને અને રક્ષા કરનારને કહે તેમ પ્રીતિથી જેનું મુખ પ્રફુલ્લિત થયું છે, એવી તે પ્રજાઓ હર્ષ વડે ગદ્ગદ વાણીથી કહેવા લાગી.

**ભાવાર્થઃ**—પ્રીતિથી મુખ પ્રફુલ્લિત થાય એ તો લોકસિદ્ધ વાત છે. જે પ્રભુના વિરહ વડે જેનાં મુખ સુકાઈ ગયાં હતાં, તે પ્રભુનાં દર્શન થવાથી, તે પ્રજાનાં મુખ પ્રફુલ્લિત થાય છે, ત્યારે મૂળમાં રહેલી મીઠાશ પ્રકટ થાય છે; તેથી તે માધુર્ય સહિત વાક્યો ઘણાં જ મીઠાં હોય છે. વળી હર્ષથી વાણી ગદ્ગદ થઈ જતાં તેઓ બોલ્યાં છે, એટલે વેદમાં જ્ઞાનાત્મક સ્તોત્રો છે, તે સ્થિર મનવાળાઓને કર્મમાં ઉપયોગી છે, પણ પ્રેમથી જેનું ચિત્ત સંભ્રમ (ઉતાવળ) વાળું થયું છે, એવા ભક્તોને તે ઉપયોગી નથી, તે માટે વાણી વડે બોલ્યાં એમ કહે છે. તેમાં જે હર્ષ છે તે આનંદનો ઊભરો છે, તેને લીધે ગદ્ગદ વાણીથી બોલ્યાં છે એમ કહ્યું છે. ગદ્ગદ શબ્દ છે તે અનુકરણવાચક શબ્દ છે, તે શબ્દમાં તેવા ધ્વનિઓનો યોગ છે. गद् ધાતુ અસ્પષ્ટ બોલવાના અર્થમાં છે. બે વખત ગદ્ગદ કહેવાથી આદર બતાવે છે. એમ હર્ષ અને આદરથી ગ્રહણ કરાયેલી વાણી ઘણી મહેનતે મુખમાંથી નીકળે છે, તે સાંભળનારને પણ હર્ષ અને આદર થાય છે, એમ ગદ્ગદ શબ્દથી જણાવ્યું છે.

ધૃષ્ટતાનો દોષ દૂર કરે છે કે બાળકો જેમ પિતાને બોલે તેમ બોલે છે; એટલે જેમ પિતા પરદેશ ગયેલ હોય તે ભલે મહારાજાધિરાજ હોય, પણ તે પિતા જ્યારે આવે ત્યારે તેના પુત્રો સામા આવે છે. અહીં તેનું વિકલપણું નથી, એમ બતાવવા માટે બીજું દૃષ્ટાંત કહે છે. વેદમાં કહ્યું છે કે "ગાય દરેકનો મિત્ર" તેથી દરેકના મિત્રરૂપ જે ગાય તે સવારે પોતાના વાછરડાંને સ્તનપાન કરાવીને સીમમાં ચરવા ગયેલી હોય ત્યારે તેનાં વાછરડાં સાંજ સુધી ભૂખ્યાં હોય છે. તે ગાય જ્યારે સાંજે આવે ત્યારે તેનું વાછરડું પોતાની જાતિનો શબ્દ કરતું સામું દોડે છે, તેમ દરેક પ્રજાઓ શ્રીકૃષ્ણની સામે ગયેલ છે. આ દૃષ્ટાંતમાં પણ ઘણી દીનતા ન હોવાથી બીજું દૃષ્ટાંત આપે છેઃ જેમ જંગલ વગેરે ભયમાં બાળક હોય તેને ચોર વગેરે મારતા હોય તે વખતે ત્યાં પહેલાંના પરિચયવાળો અને પોતાની રક્ષા કરવામાં સમર્થ કોઇ પુરુષ આવે તેને જોઇને જેમ બાળકો સામા દોડી આવે છે અને પોતાનો ખેદ કહે છે તેમ સર્વ પ્રજાઓ સામે ગઇ છે. (૫)

દરેક પ્રજાઓ ચાર પ્રકારની છે; તેમાં સ્ત્રી અને પુરુષ એવા ભેદથી બે પ્રકારની છે; તેમાં જ્ઞાની વિષયી અને ભક્ત એવી રીતે ત્રણ પ્રકારના પુરુષો છે; તેમાં પ્રથમ જ્ઞાનીઓના વચનનું નિરૂપણ કરે છેઃ

**नताः स्म ते नाथ सदाङ्घ्रिपङ्कजं**
**विरिञ्चिवैरिञ्च्यसुरेन्द्रवन्दितम् ।**
**परायणं क्षेममिहेच्छतां परं**
**न यत्र कालः प्रभवेत्परप्रभुः ॥६॥**

**શબ્દાર્થ:—હે નાથ, બ્રહ્મા શિવજી અને ઇંદ્રાદિક દેવોથી વંદન કરાયેલા આપના ચરણકમળને અમે હંમેશા નમેલા જ છીએ; કારણકે આ જગત્‌માં કલ્યાણની ઇચ્છા કરનાર પુરુષને તમે ઉત્તમ આશ્રયરૂપ છો, જ્યાં કાલની ઉત્પત્તિ પણ નથી; કેમકે તેના સ્વામી ભગવાન છે.**

**ભાવાર્થ:**—ચરણકમળને અમે નમેલા છીએ, કેમકે પંચમ સ્કંધમાં નાભિરાજાના યજ્ઞમાં ભગવાનનાં દર્શન થયાં ત્યારે ઋષિઓએ કહ્યું છે કે "મોટાઓને વારંવાર નમન કરવું એટલું જ સત્પુરુષોએ શીખવેલું છે;" તેથી મોટાઓને નમસ્કાર કરવાનો સિદ્ધાંત જ હોવાથી ભગવાનનું દર્શન થાય ત્યારે નમન કરવું જોઇએ. ભગવાન સર્વજ્ઞ હોવાથી આપણા મનનો અભિપ્રાય જાણે છે, તોપણ જુદી રીતે આપણું સ્થાપન કરેલું છે. તેમ જીવ નમન સિવાય ભગવાનને શું કરી પણ શકે? કારણ કે તે "વેદાત્મક ગરુડજી જેના આસન રૂપ છે તેને એકાદ વેદના મંત્રથી શું આસન આપી શકીએ?" ઇત્યાદિક વાકયોમાં કહેલું છે.

ત્યારે શું ફલને માટે નમન કરવું? એમ શંકા કરીને કહે છે કે હે નાથ, આપ તો પાલન કરનારા સ્વામી છો; એટલે ખુદ પોતે જ દરેક કામનાઓને પૂર્ણ કરો છો, તેથી નમસ્કાર નિત્ય છે, પણ કામ્ય નથી, એમ બતાવવા માટે હમેશાં આપને નમન કરીએ છીએ. તેથી સાયુજ્યાદિ મુક્તિની પણ અમને જરૂર નથી એમ સૂચવ્યું છે. બ્રહ્મલોકાદિકમાં જવાના ફલનો ત્યાગ કરીને હમેશાં આપનું નમન કરીને હમેશાં આમ રહેવાની પ્રાર્થના શા માટે કરો છો? એ શંકાનું સમાધાન કરે છે કે બ્રહ્મા, શિવ, દેવો અને ઇંદ્ર એ બધા ઉત્તમ દેવ છે. તેઓએ પણ આપને વંદન કર્યું છે; એટલે જેઓ બ્રહ્મલોકાદિકમાં ગયા હોય તેઓએ પણ નમન કરવાનું જ છે, ત્યારે ત્યાં દૂરથી નમન કરતાં અહીં પાસે રહીને નમન કરવું વધારે સારું છે.

જોકે જ્ઞાનીઓને આ લોક અને પરલોકના ફળનો વૈરાગ્ય થાય છે, અને ભગવાનની સાથે સાયુજ્ય ભક્તિરસથી ઇચ્છા કરાવતું નથી, તોપણ ભગવાનની સાથે જવાનું સાધર્મ્ય છે, તેની રક્ષા કરવી જોઇએ, તેમ જ સ્થાનમાંથી દૂર થવાના કારણનો પ્રતિબંધ થાય અને પ્રાપ્ત થયેલા જ્ઞાનની રક્ષા કરવી તે તો રહે જ છે, તેથી તે ફળ માટે શા માટે નમનની અપેક્ષા કરવી, એમ કહીને નિરાકરણ કરે છે, કે આ સંસારના પ્રવાહમાં ઉત્તમ કલ્યાણની ઇચ્છા કરનારાઓને જે ઉત્તમ આશ્રયરૂપ છે. "અહીં કલ્યાણની ઇચ્છા કરનારાઓ" એમ ત્રણ પદ કહેવાથી ચરણકમલ જ સર્વ સિદ્ધ કરનારું છે એમ કહ્યું છે. તેમાં **ક્ષેમ** પદથી જ્ઞાનાદિકથી રક્ષા બતાવી છે, **इह** પદ વડે સ્થાનમાંથી હટવું પડતું નથી, એમ બતાવ્યું છે, અને **इच्छतां** (ઇચ્છા કરનારાઓની) એ પદથી

સાથે જવાની ઇચ્છા હોય તો ભગવાનનું ચરણકમળ સામર્થ્ય આપે છે એમ સૂચવ્યું છે. જો કે તે વાકયાર્થ નથી, પણ પદાર્થ તેવો થાય છે. આ દેહ કાલના પ્રવાહમાં થયેલો છે, તેથી નમનની સિદ્ધિ માટે દેહની સ્થિતિ માગવી જ જોઇએ, એમ કોઈ કહે ત્યાં કહે છે કે, જે નમનમાં સ્થિતિ રહેવાથી ભગવાનમાં તે તેનો નમ્ર ભાવ થાય છે. તેથી ભગવાનના સેવકને કાલ ઉત્પન્ન થતો નથી, કારણકે તે સેવકના પ્રભુ વાસુદેવ જ છે; તેથી સેવકનો પરાભવ કાલ કરી શકતો નથી. (૬)

વિષયપરાયણ પુરુષો કહે છે:

**भवाय नस्त्वं भव विश्वभावन**
**त्वमेव माताऽथ सुहृत्पतिः पिता ।**
**त्वं सद्गुरुर्नः परमं च दैवतं**
**यस्यानुवृत्त्या कृतिनो बभूविम ॥७॥**

**શબ્દાર્થ**:—હે વિશ્વભાવન, તમે અમારા ઉદ્‌ભવને માટે થાઓ, કેમકે તમે જ માતા છો, મિત્ર છો, પતિ છો, સદ્‌ગુરુ છો, અને પરમદૈવત છો કે જેની અનુવૃત્તિથી અમે કૃતાર્થ થયા છીએ.

**ભાવાર્થ**:—હે વિશ્વભાવન, એ સંબોધન આપવાનો અભિપ્રાય એવો છે કે, આપ દરેકને વિષયના સંબંધથી અધિક કરો છો, તેથી અમારી પણ ઉત્પત્તિ માટે થાઓ અથવા તમે અમારા જ છો માટે અમારી ઉત્પત્તિ માટે થાઓ, કારણ કે આપ તો અમારા સ્વામી છો. આમ દરેક રીતે પ્રાર્થના કરવામાં કાંઈ અનુચિત નથી, એમ બતાવવા માટે ભગવાનમાં છ ધર્મસ્વરૂપને કહે છે કે તમે જ અમારી માતા છો, કારણ કે આપના ઉદરમાં રહેલા જીવોની જ બહાર સૃષ્ટિ થઈ છે; તેથી અમો આપના ગર્ભમાંથી નીકળ્યા છીએ, તેમ બ્રહ્માંડરૂપ આપના ઉદરમાં તો અત્યારે પણ અમે છીએ, તેથી આપ અમારી માતા છો. લોકોના જાણવામાં જે માતા છે, તે તો ઓરમાંથી વીંટાઇને બહાર જન્મ થાય છે, ત્યારે ઓરમાંથી નીકળેલા બાળકને સ્તનપાન કરાવીને પોષણ કરનારી માતા છે....અમો તો આપના ઉદરમાંથી નીકળ્યા અને હજુ પણ આપના જ ઉદરમાં છીએ; તેથી આપ જ માતા છો, માટે રુદન કરીને કે બળાત્કારથી પ્રાર્થના કરવા લાયક આપ જ છો. જેમ અવિવેક દશામાં આપની જ પ્રાર્થના થાય છે તેમ વિવેક દશામાં પણ આપ જ પ્રાર્થના કરવા યોગ્ય છો, એમ કહેવા માટે કહે છે કે આપ મિત્ર છો, કેમકે "જીવ અને ઇશ્વર બન્ને સાથે રહેનારા સખા છે" એમ વેદમાં કહેલું છે. અહીં મિત્રને કહેનાર **सुहृद्** શબ્દ મૂકયો છે, તેનો અભિપ્રાય એવો છે કે જે હૃદયમાં સારા હોય તે **सुहृद** કહેવાય છે, કારણ કે એક જ હૃદયમાં બન્ને રહે છે. અથવા

દરેક ફળના ભોક્તા ભગવાન છે, તેથી સારું કરે છે એવો પણ અર્થ થાય છે; તેથી એવા પ્રકારની યુક્તિથી પણ આપ જ પ્રાર્થના કરવા યોગ્ય છો, કારણ કે આપ દરેકને ફળ આપનારા છો.

સેવા વગેરે ન થવાથી અપરાધ થાય છે અને તેથી આપ દંડ કરો છો, તોપણ આપ જ પ્રાર્થના કરવા યોગ્ય છો, એમ કહે છે કે આપ પતિ છો, એટલે આપના વિના અમારી બીજી ગતિ નથી, જેમકે પતિ પોતે શણગારાયેલો ન હોય તોપણ પોતાની સ્ત્રીને ઘણાં આભરણોથી શણગારે છે, તો પછી પતિ પોતે જ જ્યારે શણગારેલો હોય અને સ્ત્રીને શણગારે એમાં સંદેહ જ નથી; માટે આપ અમને શણગારો. તેમ આપ અમારા પિતા છો, માટે જન્મથી જ અમો તો આપના વારસદાર છીએ. તેમ આપ જગતના કર્તા છો, તેથી પણ પિતા છો. એવી રીતે આ લોકનું ફળ દેવા માટે, માતા, સુહૃદ્, પતિ અને પિતા એમ ચાર રૂપનું નિરૂપણ કરીને હવે પરલોકનું ફળ દેવા માટે કહે છે કે તમે સદ્ગુરુ છો અને ઉત્તમ દૈવત છો. હવે પરલોકની પ્રક્રિયા આવવાથી ફરીથી **त्वम्** ( તમે ) એમ કહેલ છે. પરલોકની પ્રાપ્તિ માટે, શાસ્ત્રમાં કહ્યું છે કે કર્મ જ્ઞાન અને ભક્તિ કરે ત્યારે પરલોક પ્રાપ્ત થાય છે. તેમાં અજ્ઞાનથી, અને અન્યથા જ્ઞાનથી, મોહ કરવા માટે પાખંડાદિક માર્ગો થાય છે. તેમાં સાચા માર્ગને કહેનારો દુર્લભ છે. તેમ જ આ સાચા માર્ગને કહેનારો છે કે ખોટા માર્ગને કહેનાર છે એવો સંદેહ થાય, તેથી કોઈપણ સ્થળે કોઈને વિશ્વાસ રહેતો નથી. અને તમે તો ક્યારે પણ નાશ ન પામો તેવા જ્ઞાનરૂપ છો, એમ કહેલું છે, તેથી તમે જ ગુરુ છો. જીવો તો અસદ્ગુરુ છે અને તમે જ સદ્ગુરુ છો. માટે ગુરુની સેવા વડે જ સર્વ પુરુષાર્થ સિદ્ધ થવાનું વાક્ય છે; માટે તમે તમારી જ સેવા શીખવો.

એવી રીતે કર્મ વડે જ ફળ પ્રાપ્ત થાય છે એમ માનીએ તો તે પક્ષમાં ગુરુની એ સેવાથી જ કૃતાર્થ થવાય છે; તો ગુરુ આપ છો તેની સેવા કરીએ તો કૃતાર્થ થઈએ અને દેવતા ફળ આપે છે એમ માનીએ તો તે પક્ષમાં, અને "દેવતાઓથી જે ફળ થાય છે તે બ્રહ્મથી જ થાય છે એમ યુક્તિથી સિદ્ધ છે," એવી રીતે વ્યાસસૂત્રમાં કહેલું છે, તેથી બ્રહ્મ જ દરેકને ફળ આપે છે એમ માનીએ તો તે પક્ષમાં, આપ પોતે જ ફળને આપનારા છો. એમ કહે છે, કે આપ જ પરમદૈવત છો; એટલે દેવતાઓ જે ફળ આપે છે તેમાં પણ અંગકર્મના દેવતાઓ ફળ આપતા નથી, પણ ફળ આપવામાં સહાય કરનારા થાય છે; બાકી મુખ્ય દેવતા તો આપ છો, તે જ ફળ આપો છો. તે માટે **परम** ( ઉત્તમ ) દેવતા તરીકે આપ છો એમ કહ્યું છે. મધ્યમાં **च**કાર હોવાથી બ્રહ્મ જે ફળ આપે છે તે પક્ષમાં પણ દેવતા આપના અંશરૂપ છે,

અને અક્ષર બ્રહ્મરૂપ છે અને આપ તો ઉત્તમ દેવતા છો; તેથી ત્યાં પણ આપ ફળ આપો છો. માટે અમારે તો આપનું આરાધન જ કરવાનું છે. બીજું તો પોતા તરફથી જ સિદ્ધ થશે, તે માટે લખે છે કે જેની સેવા વડે અમો કૃતાર્થ થયા છીએ, અથવા અમારાં કરેલાં કર્મ નાશ ન પામે તેવા તો અમે આપની સેવાથીજ થયા છીએ.

"ધર્મ કરેલો હોય તે બીજાની પાસે કહેવાથી નાશ પામે," "કૃતઘ્ન[1] માણસનાં પાપોની નિવૃત્તિ થાય તેવો ઉપાય નથી" એમ કહેલ છે, તેથી ભગવાનની સેવા સિવાય બીજા ધર્મોથી કૃતાર્થ થવાતું નથી.

માટે આપની અનુવૃત્તિ ( પાછળ અનુસરવું ) માટે, અર્થાત્ સેવા કરવા માટે અમારું કર્મ નાશ ન પામે અને સિદ્ધ જ રહે તેવા અમને કૃતાર્થ બનાવો. (૭)

હવે ભક્તપુરુષો કહે છે:

**अहो सनाथा भवता स्म यद्वयं**
**त्रैविष्टपानामपि दूरदर्शनम् ।**
**प्रेमस्मितस्निग्धनिरीक्षणाननं**
**पश्येम रूपं तव सर्वसौभगम् ॥८॥**

**શબ્દાર્થ**:—અહો અમો સનાથ (ધણિયાતા) છીએ, કેમકે દેવતાઓને પણ જેનું દર્શન દૂર છે એવું, અને પ્રેમયુક્ત મંદહાસ્યથી સ્નેહવાળાં નેત્રો જેમાં છે એવું મુખકમળ જેમાં છે, તેવું અને સર્વના સૌભાગ્યરૂપ આપનું રૂપ અમે જોઇએ છીએ.

**ભાવાર્થ**:—અમે આપની ભક્તિ વડે જ પૂર્ણમનોરથ થયા છીએ. તેમાં વળી આપ પણ મળ્યા તે આશ્ચર્ય છે, એમ બતાવવા માટે **अहो** આશ્ચર્યવાચક અવ્યય મૂકેલો છે. અથવા અમે ઘણી જ થોડી ભક્તિ કરેલી છે, તોપણ આપ મળ્યા તે મોટું ફળ થયું, એવું આશ્ચર્ય બતાવવા માટે **अहो** અવ્યય મૂકેલો છે. અમો આપનાથી ધણિયાતા થયા છીએ, કારણ કે "નારાયણમાં જે પરાયણ હોય તે કયારે પણ ભય પામતા નથી" એમ શ્રી ભાગવતમાં કહ્યું છે, કે ભગવાનમાં પરાયણ હોય તેને અપેક્ષા (ઇચ્છા) હોતી નથી, તેથી નિયંતા (નિયમમાં રાખનાર)ની જરૂર નથી, કારણ કે જે અપેક્ષાવાળો હોય તે અધિક ગ્રહણ કરે છે. તેમ થવા માટે નિયંતાની જરૂર પડે, પણ ભગવાનમાં પરાયણ રહેલા ભક્તોને અપેક્ષા ન હોવાથી તેઓને ગ્રહણ કરવાની

૧. જે કરેલા ઉપકારનો નાશ કરે તે કૃતઘ્ન કહેવાય છે. તેવા કૃતઘ્નના પાપની નિવૃત્તિનો કોઈ ઉપાય નથી, એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે "તેઓ ખરી રીતે મને જાણતા નથી તેથી પડે છે." માટે ભગવાન જીવ ઉપર ઉપકાર કરે છે, તે જીવ જાણતા નથી, તેથી પ્રભુની સેવા ન કરવાથી કૃતઘ્ન થવાય છે.

ઈચ્છા હોતી નથી, તે માટે નિયંતાની અપેક્ષા નથી. જે ભગવાનનું ગ્રહણ કરે છે તે તો ભક્તિરસના સ્વાદથી ગ્રહણ કરે છે, અર્થાત્ પ્રભુની ભક્તિ કર્તવ્ય-રૂપે છે, તે માટે ગ્રહણ કરે છે, પણ કાંઈ ઇચ્છાથી ભગવાનનું ગ્રહણ કરતા નથી. એમ નારાયણમાં પરાયણ હોય ત્યારે પણ ભગવાન પોતે જ મહેનત કરીને ભક્તનું પાલન પોષણ કરે છે, ત્યારે ભક્તો ધણિયાતા થાય છે; પણ તે હકીકત આશ્ચર્ય પેદા કરનારી નથી જ. અહીં તો અમે થોડી ભક્તિ વાળા છીએ, તેમ છતાં ધણિયાતા થયા છીએ, કારણ કે ભગવાન પોતે પધારીને દરેક કાર્ય કરે છે, તે આશ્ચર્ય કરનારું છે. વળી બીજું આશ્ચર્ય દરેક મનુષ્યોમાં પ્રસિદ્ધ છે કે ભક્તને માટે ભગવાન જે કરે છે તે ગુપ્ત રીતે કરે છે એમ સંભળાય છે, પણ અહીં તો સર્વ જનોના જાણવામાં આવે તેમ સાક્ષાત્ કાર્ય કરે છે, તેવી પ્રસિદ્ધિ બતાવવા માટે મૂળમાં **સ્મ** અવ્યય મૂકેલો છે.

વળી વિશેષ આશ્ચર્ય બતાવે છે કે ભગવાનનો સાક્ષાત્કાર દરેક મનુષ્યો હમેશાં કરતાં નથી અને અમો તો હમેશાં તેનાં દર્શન કરીએ છીએ, એ વિશેષ આશ્ચર્ય છે!

જે સાત્ત્વિક હોય તે ભગવાનનો સાક્ષાત્કાર કરે છે એમ કોઇ કહે ત્યાં કહે છે કે સ્વર્ગમાં થયેલા અથવા તો ત્યાં રહેનારાઓને પણ ભગવાનનું દર્શન દૂર છે, તો પૃથ્વીમાં રહેનારાઓને તો દર્શનની શંકા પણ ક્યાંથી થાય? ક્યારેક દેવતાઓને કષ્ટ આવે ત્યારે ભગવાન તેના ઉપર કૃપા કરે તો દેવતા-ઓને સાક્ષાત્કાર થાય છે, તોપણ તે દેવો ભગવાનના આવા સ્વરૂપનું તો દર્શન કરતા જ નથી, એવા અભિપ્રાયથી કહે છે કે આપના મુખકમળમાં પ્રેમથી મંદહાસ્ય થઈ રહ્યું છે, અને તે મંદહાસ્યથી યુક્ત સ્નેહમય આપનું અવલોકન (જોવું) છે. તેવા આપના રૂપનું દર્શન અમો કરીએ છીએ. ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે "જેવી રીતે મારે શરણે આવે છે, તેને તે પ્રમાણે હું ભજું છું;" તેથી પ્રેમયુક્ત જે ભકતો હોય છે, તેના ઉપર ભગ-વાનનો પણ પ્રેમ થાય છે. જે જ્ઞાનથી યુક્ત થયેલા હોય તેને બીજા સમયમાં પોતાની સેવા કરવા સારુ ભગવાન ભક્ત બનાવે છે, તેથી તેવા જ્ઞાની ભક્તોને જાણે મોહ કરતા હોય તેમ પ્રભુ મંદહાસ્ય કરે છે. અથવા ભગવાનના રૂપમાં તથા ગુણમાં મોહ થાય છે, બીજી વસ્તુમાં મોહ થતો નથી, તેથી તેને થોડાક મોહ કરે છે એમ બતાવવા સારુ પોતાના માયારૂપ હાસ્યને મંદ-ગતિવાળું કહે છે, એટલે પ્રભુ મંદ હાસ્ય કરે છે, તેથી દયાનું નિરૂપણ થયેલું છે. પ્રેમ અને દયાથી જ દરેક વસ્તુ સ્નેહવાળી થાય છે. જેટલા મૂર્તિવાળા પદાર્થો છે, તેને સ્નેહ (વિકાસ) ઉત્પન્ન કરનાર તૈલાદિક છે અને જે મૂર્તિ વગરના, આત્માની સાથે જ બંધાયેલા છે, તેને સ્નેહ તથા દયા જ ચીકણાં

કરે છે; માટે ભગવાનની દૃષ્ટિ સ્નેહ અને દયાથી સ્નેહાળ છે. પ્રથમ તો ભગવાનનું દર્શન જ દુર્લભ છે, અને તેમાં પણ પોતાના ઉપર ભગવાનની દૃષ્ટિ પડે એ વધારે દુર્લભ છે, ત્યારે ભગવાનની દૃષ્ટિ તેવા ભક્તનું ગ્રહણ કરે છે, ત્યારે તે ભક્ત ભગવાનમાં પેસેલો હોય તેવો થાય છે. તેમાં પણ જે ભક્ત સ્નેહયુક્ત દૃષ્ટિ વડે ગ્રહણ કરાયેલ હોય તે પ્રભુથી કયારે પણ જુદો પડતો નથી, કારણ કે જેના ઉપર જેનો સ્નેહ હોય તે તેને જુદો પડવા દેતું નથી. ભગવાનની પોતા ઉપર દૃષ્ટિ પડવામાં કારણ દયા છે, તે પણ સ્નેહથી બંધાયેલી છે; તેથી ભગવદીયોના ઉપર જયારે ભગવાનની સ્નેહરૂપ દૃષ્ટિ પડે છે, તેનાથી વધારે ભગવાનની મહત્તા કરનારું બીજુ કોઈપણ જગતમાં નથી જ. વળી સર્વ સૌભાગ્યવાળું ભગવાનનું સ્વરૂપ છે, એટલે પોતાને ઇચ્છિત દરેક પદાર્થરૂપ ભગવાનનું સ્વરૂપ છે, એટલે અહીં કોઇ પદાર્થનો ત્યાગ કરવાની જરૂરત રહેતી નથી, પણ સર્વ ઇચ્છિત પદાર્થરૂપ પોતે જ થાય છે, તેથી એ મોટું આશ્ચર્ય છે. (૮)

હવે સ્ત્રીઓ તથા સ્ત્રીપ્રધાન પુરુષો કહે છે કે સ્ત્રીઓ ભગવાનને કે તેના ગુણને જાણતી નથી, પણ પોતાના અનુભવને જાણે છે, તેમાં ભગવાનનું રૂપ પોતાના સામર્થ્યથી જ જે થાય છે તેનો અનુવાદ કરે છે:

**यर्ह्यम्बुजाक्षाऽपससार नो भवान्**
**कुरून्मधून्वाऽथ सुहृद्दिदृक्षया ।**
**तत्राब्दकोटिप्रतिमः क्षणो भवेद्**
**रवेर्विनाऽक्ष्णामिव नस्तवाऽच्युत ॥९॥**

**શબ્દાર્થ**:—હે કમળ જેવાં નેત્રવાળા ભગવાન, જયારે કુરુદેશના સંબંધીઓ તથા મધુદેશના સંબંધીઓમાં સ્નેહીઓને જોવાની ઈચ્છાથી તે દેશમાં પધારો છો, ત્યારે સૂર્ય વિનાનાં નેત્રની માફક અમારી એક ક્ષણ પણ, હે અચ્યુત ભગવાન, આપના વગર કરોડો વર્ષ જેવડી થાય છે.

**ભાવાર્થ**:—આપ તો દૃષ્ટિ વડે જ અમૃતનું પાન કરાવો છો, એમ બતાવવા માટે "આપ કમલનેત્ર છો" એવું સંબોધન કરેલું છે. આ અમારા સ્વરૂપને તમે જાણતા નથી, તેથી એ શું છે, જયાં મારા સ્વરૂપને જાણે છે ત્યાં જ હું તો જઇશ, એમ વિચારી અમારો અનાદર કરીને આપ જયારે અહીંથી પધારો છો, ત્યારે અમે સામા ઊભા હોઇએ તો તેની સામું પણ આપ જોતા નથી. કુરુદેશ એટલે હસ્તિનાપુરનો પ્રદેશ છે અને મધુ દેશ એટલે મથુરાનો પ્રદેશ છે. ત્યાંથી બીજા પ્રકારે આપ જયારે ભીષ્મ વગેરેને જોવા માટે પધારો છો ત્યારે અમારી એક ક્ષણ પણ આપના વિયોગને લીધે કરોડ વર્ષ જેવડી થાય છે.

યમની યાતના ભોગવવામાં એમ સંભળાય છે કે એક ક્ષણમાં ત્યાં હજારો વર્ષનો ભોગ ભોગવાવે છે; તે પ્રમાણે જ અમને અનુભવ થાય છે. સુખમાં પણ ક્ષણમાત્રથી એક કલ્પના ભોગ ભોગવે છે, આમ સંભળાય છે. ત્યાં કહે છે કે સૂર્ય વિના નેત્ર જેમ જોઇ શકતું નથી, એટલે જોવાના પદાર્થ ઘટપટ વગેરેનો પ્રકાશ કરનાર સૂર્ય આધિદૈવિક સ્વરૂપે જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે જ નેત્ર ઘટ વગેરે પદાર્થને જોવામાં સમર્થ થાય છે, તેવી રીતે આપ અમારી અંદર અને બહાર જ્યારે વિરાજતા હો, ત્યારે જ અમે દરેક કાર્ય કરવામાં સમર્થ થઈએ છીએ. એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે, યોગીઓ જેમ સમાધિમાં ઇંદ્રિયોને પાછી વાળવાની શક્તિ વડે નેત્રને બંધ કરીને, નેત્રના આધિદૈવિક દેવતા સૂર્યને પોતાના વશમાં રાખીને રહે છે, તેથી કરોડ વર્ષ પછી નેત્રને ઉઘાડનાર તથા બંધ કરનાર સૂર્ય નેત્રને ઉઘાડે છે. એક કરોડ વર્ષે એક નિમેષ ( આંખને બંધ કરીને ખોલવાનો સમય ) થાય છે, તેવી રીતે અમે આપના છીએ અને તેના આયુષનું નિમિત્ત આપ છો તેથી આપનું કાર્ય ન હોય ત્યારે એક ક્ષણ પણ અમારી જતી નથી; ક્ષણે ક્ષણે મૂર્છિત થઇએ છીએ, અને અમારું જીવન તો જેમ આપ અચ્યુત હોવાથી પોતાના સ્વરૂપમાંથી દૂર પધારતા નથી, તેમ તેટલા અંશમાં અમે પણ અચ્યુત થયા છીએ, એમ બતાવવા માટે મૂળમાં **अच्युत** એવું સંબોધન આપ્યું છે. (૯)

એવી રીતે ચાર પ્રકારના પુરુષોનાં વાકયોને સત્યપણાથી સિદ્ધ કરીને સાચાં વાકયનું શ્રવણ અને મંગળનો અનુભવ કરીને, ભગવાને પુરમાં પ્રવેશ કર્યો, એવું નિરૂપણ કરે છેઃ

**इति चोदीरिता वाचः प्रजानां भक्तवत्सलः ।**
**शृण्वानोऽनुग्रहं दृष्ट्वा वितन्वन्प्राविशत्पुरीम् ॥१०॥**

**શબ્દાર્થ**:—એ પ્રમાણે પ્રજાઓએ કહેલી વાણીને સાંભળતા, ભક્તવત્સલ, શ્રીકૃષ્ણ ભગવાન્ દૃષ્ટિ વડે અનુગ્રહને ફેલાવતા થકા દ્વારકાપુરીમાં પધાર્યા.

**ભાવાર્થ**:—મૂળમાં **च**કાર હોવાથી એવા ઘણા પ્રકારનાં બીજાં પણ વચનો પ્રજાએ કહેલાં છે. તે બોલનાર દરેક પ્રજાવર્ગ છે. માટે તેનાં વચનોમાં ભગવાન્ કાંઇ દોષ જોતા નથી. ત્યારે ભગવાનની મોટી કૃપા ઉત્પન્ન થઈ, એમ સૂચવવા માટે મૂળમાં **भक्तवत्सलः** એવું વિશેષણ ભગવાનને આપેલું છે. એટલે જેમ ગાય વાછરડાંને જોઇને વ્યાકુલ થાય છે, તેમ ભગવાન પણ પોતાની પ્રજાને જોઇને વ્યાકુલ થઈ ગયા છે અને દૃષ્ટિથી પ્રજા ઉપર અનુગ્રહનો વિસ્તાર કરે છે; તેથી દરેક પ્રજા ઉપર ભગવાનની કૃપામય દૃષ્ટિ પડી છે. અર્થાત્ જ્ઞાનાદિકથી યુક્ત ભગવાન્ યથાર્થપણે પોતાની પ્રજાના હૃદયમાં

પેઠેલા, તેથી દરેક પ્રજા સુખયુક્ત થઈ છે અને કાંઈપણ હવે બોલી શકતી નથી. ત્યાર પછી મોટા સમારંભથી ભગવાને દ્વારકાપુરીમાં પ્રવેશ કર્યો. (૧૦)

પાંચ શ્લોકો વડે દ્વારકાપુરીનું વર્ણન કરે છે. વિદ્યાનાં જેમ પાંચ પર્વ છે, તેવી રીતે આ પુરીનાં પાંચ પર્વરૂપ કુલ વગેરે છે એમ બતાવવા માટે અહીં પાંચ શ્લોકથી નિરૂપણ કરે છે. રહેવાના સ્થાનમાં, બહાર, ઉપર અને અંદર એમ અંગના ભેદથી સુંદર બીજું કોઈ સ્થાન ભગવાનને યોગ્ય નથી. તેમાં રહેનારાઓનું વર્ણન કરે છે કેઃ

**मधुभोजदशार्हार्हकुकुरान्धकवृष्णिभिः ।**
**आत्मतुल्यबलैर्गुप्तां नागैर्भोगवतीमिव ॥११॥**

**શબ્દાર્થ**:—મધુ, ભોજ, દાશાર્હ, કુકુર, અંધક, અને વૃષ્ણિ એ બધા આત્મતુલ્ય બળવાળા છે. તેઓએ, જેમ નાગોએ ભોગવતી નગરીની રક્ષા કરી છે, તેમ દ્વારકાની રક્ષા કરી છે.

**ભાવાર્થ**:—મધુ, ભોજ, દાશાર્હમાં યોગ્ય, કુકુર, અંધક, અને વૃષ્ણિ, એમ છ પ્રકારના યાદવો દ્વારકામાં રહે છે. તે યાદવોથી દ્વારકાપુરીની રક્ષા થઈ રહી છે. સત્ત્વગુણરૂપી અંતઃકરણની રક્ષા ઇંદ્રિયોથી થાય ત્યારે તે અંતઃકરણ ભગવાનને પ્રવેશ કરવાયોગ્ય થાય છે, કેમકે "વિષયોથી ખેંચાયેલી ઇંદ્રિયોએ ફેંકેલા મનને ધારણ કરનાર પુરુષની બુદ્ધિની સત્તાને, જળના ધરાને કાંઠે રહેલાં ઝાડો જેમ જળને ખેંચી લે છે, તેમ ખેંચી નાખે છે" એ વાકયથી ઇંદ્રિયોથી જ નાશ થવાનું સંભળાય છે; તેથી જયારે ઇંદ્રિયો અંતઃકરણની રક્ષા કરે ત્યારે જ ભગવાનને પધારવા લાયક તે થાય છે. તેમ ઘરના માણસમાં પરસ્પર ભેદ પડે તો પુરીનો નાશ થાય છે; માટે ત્યાં છ પ્રકારના યાદવો તે પુરીની રક્ષા કરે છે એમ કહ્યું છે.

દેહ સિવાય કેવળ ઇંદ્રિયો વડે સત્ત્વયુક્ત અંતઃકરણની રક્ષા થતી નથી, તે માટે કહે છે કે, જેવા પ્રકારના યાદવોના દેહ છે, તે પ્રમાણે રક્ષા કરવામાં પણ તેઓ સમર્થ છે. અંતઃકરણની રક્ષા ગુણથી થાય છે, તેથી અહીં દેહની રક્ષા ઉપયોગની નથી એમ શંકા થાય તો ત્યાં કહે છે કે આત્મા એટલે વાયુ છે, તેની સમાન બળવાળા તે દરેક યાદવો છે.

"હું મનુ થયો, હું સૂર્ય થયો" એમ વેદમાં લખ્યું છે, ત્યાં **अहंदेवताને** વાયુનો ભેદ બતાવ્યો છે. જોકે બૃહદારણ્યક શ્રુતિમાં વાયુપણું સિદ્ધ થતું નથી, તોપણ ઋગ્વેદની સંહિતામાં તે પ્રમાણે સિદ્ધ થાય છે. અહીં કોઠાની અંદર રહેતો વાયુ કહેવો જોઇએ. ત્યારે પણ સત્ત્વયુક્ત અંતઃકરણની રક્ષા થતી નથી. એ સૂક્ત મંડળના મધ્યનું છે, જેમાં તે શ્રુતિ મળેલી છે. તેથી મંડળના દશ ભેદ હોવાથી, પશુમાં દશ પ્રાણ છે, એમ શ્રુતિમાં કહેલું છે. ત્યાં પ્રાણની બરોબર

મંડળની સંખ્યા હોવાથી પ્રાણવાયુના અર્થનું સૂચન થાય છે. તેથી પણ આત્મા એટલે વાયુ એવો અર્થ થાય છે. અથવા આત્માની બરોબર સેનાવાળા દરેક યાદવો છે. એટલે જેમ અંતર્યામી અંતઃકરણને સન્માર્ગમાં જવાની પ્રેરણા કરે છે, ત્યારે અંતઃકરણ સન્માર્ગમાં પ્રવૃત્ત થાય છે અને તેથી સન્માર્ગની રક્ષા થાય છે, તેમ છ પ્રકારના યાદવો દ્વારકાની રક્ષા કરે છે. તે બધા ભગવાનના જેવી સેનાવાળા છે. દરેક યાદવો પુરીમાં પ્રવેશ કરીને રહેલા છે. ત્યાં દૃષ્ટાંત આપે છેઃ જેમ નાગલોકો વડે ભોગવતી નગરીની રક્ષા થાય તેમ જ રક્ષા થાય છે. એટલે જેમ વાસુકિ વગેરે નાગ ભોગવતી નગરીની રક્ષા કરે છે, તેમ આ યાદવો રક્ષા કરે છે.

અથવા નાગ એટલે શરીરમાં રહેલા પ્રાણો છે. તેથી જેમ ભોગવાળા શરીરની રક્ષા થાય છે, એટલે પ્રાણાયામો કરીને રક્ષા કરાયેલા યોગીના શરીરમાં ભગવાન રક્ષા કરે છે, તેવી રીતે આ યાદવોથી રક્ષા કરાયેલી દ્વારકાપુરીમાં ભગવાન્ પધાર્યા. અથવા પાતાળમાં જે ગંગાજી છે તેનું નામ ભોગવતી છે. તે ગંગાજીની રક્ષા નાગો કરે છે. તે જો નાગો રક્ષા ન કરે તો ભગવાનના ચરણકમળનું જળ હોવાથી દેવતાઓ લઈ જાય, તે માટે નાગ રક્ષા કરે છે. (૧૧)

એવી રીતે અધિષ્ઠાતાઓથી સારી રીતે રક્ષા કરાયેલી દ્વારકા છે, એમ કહીને તેની બહારની શોભા વધારે છે તે કહે છેઃ

**सर्वर्तु-सर्वविभव-पुण्यवृक्षलताश्रयैः ।**
**उद्यानोपवनारामैर्वृतां पद्माकरश्रियम् ॥१२॥**

**શબ્દાર્થઃ—સર્વ ઋતુઓમાં જેની દરેક પુષ્પ વગેરેની સંપત્તિઓ છે, એવાં વૃક્ષો અને લતાઓનો જેમાં આશ્રય છે, એવાં ઉદ્યાન ઉપવન અને આરામ વડે વીંટાયેલી, અને તળાવોની શોભાવાળી એવી નગરીમાં ભગવાન પધાર્યા.**

**ભાવાર્થ**—દરેક ઋતુઓમાં દરેક પ્રકારના વૈભવો છે, અને પુષ્પફળ વગેરેની સંપત્તિવાળાં વૃક્ષો છે, તે વૃક્ષો ધર્મને ઉત્પન્ન કરનારાં છે. તથા લતાઓનો પણ તેમાં આશ્રય છે, તેવાં ઉદ્યાનો, આરામો અને ઉપવનોથી દ્વારકા વીંટાયેલી છે. જ્યાં પુષ્પો જ ઘણે ભાગે આપનારાં વૃક્ષો હોય તેને ઉદ્યાન કહેવાય છે. જેમાં ફળ આપનારાં વૃક્ષો વિશેષ હોય તેને ઉપવન કહેવાય છે, અને જેમાં ક્રીડા કરવાનાં સ્થાનો હોય છે તેને આરામ કહેવાય છે. તેવાં ઉદ્યાન ઉપવન અને આરામોથી તળાવો વીંટાયેલાં છે. તે તળાવની શોભા દ્વારકામાં છે. તેવી દ્વારિકા પુરીમાં ભગવાન પધાર્યા. (૧૨)

હવે ઉપરની શોભાનું નિરૂપણ કરે છેઃ

**गोपुरद्वारमार्गेषु कृतकौतुकतोरणाम् ।**
**चित्रध्वजपताकाग्रैरन्तःप्रतिहतातपाम् ॥१३॥**

**શબ્દાર્થ**:—દરવાજે. બારણાં, અને માર્ગમાં હર્ષ માટે તોરણો બાંધેલાં છે અને વિચિત્ર ધજાઓ પતાકાના અગ્રભાગ વડે અંદરનો તાપ દૂર કરેલો છે. એવી દ્વારકાપુરીમાં ભગવાન પધાર્યા.

**ભાવાર્થ**:—પુરની બહારનું દ્વાર ગોપુર કહેવાય છે. અને બીજાં અંદરનાં દ્વાર હોય છે. વળી માર્ગમાં તોરણો બાંધેલાં છે, એટલે દરવાજા ઉપર બારણાં ઉપર અને રસ્તામાં હાટના બાહારની ઉપરના ભાગમાં તોરણ બાંધેલાં છે. ગરુડ વગેરેનાં જેમાં ચિહ્ન હોય તેને ધ્વજ કહેવાય છે અને જળપત્રનાં જેમાં ચિહ્ન હોય છે તે પતાકા કહેવાય છે. તેના આગળના ભાગમાં લંબાયેલા વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો વડે અંદરનો તડકો દૂર થયો છે. બપોરના સમયમાં, તેઓની છાયા રસ્તામાં પડે છે, જોકે તાપ તો અંદરનો દૂર કરે છે તોપણ શોભા તો બહારની છે. તડકો દૂર થવો, એ ફળ બીજું અંગ છે. (૧૩)

હવે અંદરની શોભા કહે છે કે:

**सम्मार्जितमहामार्ग-रथ्यापणकचत्वराम् ।**
**सिक्तां गन्धजलैरुप्तां फलपुष्पाक्षताङ्कुरैः ॥१४॥**

**શબ્દાર્થ**:—સાફ કરેલા છે મોટા રસ્તાઓ; શેરીઓ, બજારો, અને આંગણાં જેમાં અને સુગંધીવાળાં જળ વડે છાંટેલાં છે, ફળ, પુષ્પ, અક્ષત અને જવારા જેમાં નાખેલાં છે એવી નગરીમાં પધાર્યા.

**ભાવાર્થ**:—મહામાર્ગ એટલે રાજમાર્ગ, રથ્યા એટલે શેરી, આપણ એટલે દુકાનો, તેમ જ આંગણાઓ, તે બધાં વાળીને સાફ કરેલાં છે. સુગંધી જલથી તેઓને છાંટવામાં આવ્યા છે અથવા દરેક શહેરમાં સમાનતાથી સુગંધી જળનો છંટકાવ કરવામાં આવ્યો છે. મંગળ માટે ફળો, પુષ્પો, ચોખાઓ અને જવારા વાવેલા છે, અર્થાત્ આંબાનાં ફળ સહિત શાખાઓ પૃથ્વીમાં ખોડેલી છે, તેમ જ પુષ્પોના ગુચ્છાઓ પણ જમીનમાં ખોડેલા છે, અક્ષત ઉપર ફેંકેલા છે અને જવારાઓ ઉપરના ભાગમાં વાવેલા છે. તેનાથી યુક્ત છે, એટલે **उप्ताम्** એવું વિશેષણ આપ્યું છે. (૧૪)

હવે અંગનો અલંકાર કહે છે:

**द्वारि द्वारि गृहाणां च दध्यक्षतफलेक्षुभिः ।**
**अलङ्कृतां पूर्णकुम्भैर्बलिभिर्धूपदीपकैः ॥१५॥**

**શબ્દાર્થ**:—ઘરોને બારણે બારણે દહીં. ચોખા. ફળ, શેરડી, પૂર્ણકલશ, બલિદાન, ધૂપ અને દીવાઓ વડે શણગારાયેલી દ્વારકામાં ભગવાન પધાર્યા.

**ભાવાર્થ**:—મૂળમાં ચકાર લખેલો હોવાથી સભા, હાટ, અને નગરના દરવાજામાં પણ તેવી શોભા કરી છે, એમ સૂચવ્યું છે. રસ્તામાં રહેનાર હોય કે ચાલનાર હોય તે અંદરની શોભાને ન જોઇ શકે; તેથી ઘર શણગારેલાં હશે કે નહિ, એવી શંકા થાય; તેથી ગૃહનાં દ્વારો શણગારેલાં છે એમ કહ્યું છે. દહીં પાત્રમાં રાખેલાં છે. અક્ષત (ચોખા)ના ઢગલા કરેલા છે અને ઉપર ફળ રાખેલાં છે. બન્ને તરફ શેરડીઓના સાંઠા રાખેલા છે. કલશો ભરેલા છે. તમામ બારણાં શણગારેલાં છે. દ્વારકાં બારણે બારણે શણગારેલી છે, એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે અવયવાલંકારથી પણ પ્રત્યેક ભાગમાં શણગાર કરવામાં આવ્યા છે, એમ સૂચવ્યું છે. ભગવાન્ પધાર્યા છે માટે ઉત્સવ અર્થે તેમ કરેલું છે, અથવા સૂર્યની માફક ભગવાનનું તેજ દરેક સ્થળે ફેલાઇ ગયું છે. (૧૫)

ઘરમાં જે માણસો રહેલાં છે, તેઓએ પણ ભગવાનને પોતાના હૃદયમાં પધરાવેલા છે; તેથી જેઓનાં દર્શન કરવા માટે ભગવાન્ પોતે પધારે એવા પિતાજી વગેરે ખુદ ભગવાનની સામે આવ્યા છે. તેથી આ પુત્ર છે એવા સંબંધના જ્ઞાન કરતાં આ ભગવાન્ છે એવું જ્ઞાન તેઓને વધારે છે, એમ બતાવવા માટે સાડા ત્રણ શ્લોકથી કહે છેઃ

**निशम्य प्रेष्ठमायान्तं वसुदेवो महामनाः ।**
**अक्रूरश्चोग्रसेनश्च रामश्चाद्भुतविक्रमः ॥१६॥**
**प्रद्युम्नश्चारुदेष्णश्च साम्बो जाम्बवतीसुतः ।**
**प्रहर्षवेगोच्छ्वसितशयनासनभोजनाः ॥१७॥**
**वारणेन्द्रं पुरस्कृत्य ब्राह्मणैः ससुमङ्गलैः ।**
**शङ्खतूर्यनिनादेन ब्रह्मघोषेण चादृताः ।**
**प्रत्युज्जग्मू रथैर्ब्रह्मन् प्रणयागतसाध्वसाः ॥१८॥**

**શબ્દાર્થ**:—પોતાના પ્રિય ભગવાન પધાર્યા એમ સાંભળીને મોટા મનવાળા વસુદેવજી, અક્રૂર, ઉગ્રસેન, અદ્ભુત પરાક્રમવાળા બલદેવજી, પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ, જાંબવંતીના પુત્ર સાંબ, તેઓ બધાએ હર્ષના વેગથી શયન આસન અને ભોજન વગેરે છોડી દીધાં છે, તેવા થઇને એક મોટા શણગારેલા હાથીને આગળ કરીને તેની પાછળ મંગળપાઠ કરનારા બ્રાહ્મણોના વેદપાઠોથી, અને શંખ તૂરીના શબ્દો વડે આદરયુક્ત થઇને, સ્નેહથી વિહ્વલ થતા, રથમાં બેસીને હે બ્રહ્મન્, ભગવાનની સામે આવ્યા.

**ભાવાર્થ**:—તેટલા માટે સંબંધી શબ્દ ન કહેતાં મૂળમાં **પ્રેષ્ઠ** શબ્દ મૂકેલો છે. વસુદેવ મોટા મનવાળા છે એમ કહ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે તેણે દેહાદિકને ભૂલી જઇને ભગવાનને ગ્રહણ કરેલા છે. ઉગ્રસેન રાજા પણ સામા આવ્યા છે. ભક્તિનું જ મુખ્યપણું હોવાથી લૌકિક મોટાઇનો ક્રમ

અહીં નથી; એટલે લોકમાં તો ઉગ્રસેન રાજા ગણાય એટલે મોટા છે, તોપણ ભક્તિમાં વસુદેવ મુખ્ય હોવાથી તેમનું નામ પ્રથમ રાખેલું છે. મૂળમાં દરેક સ્થળે ચકાર છે તે તેના જુદા જુદા વર્ગ બતાવનાર છે.

ભગવાન્ બળદેવજીના જમાઇ વગેરેને મારીને પધાર્યા છે, તેથી બળદેવજી શા માટે સામા જાય છે? એવી શંકા કરીને કહે છે કે આ બળદેવજી પ્રાકૃત નથી પણ ભગવાનની માફક તેમનાં પરાક્રમ પણ અદ્ભુત છે. કૌરવોમાં સ્નેહ પ્રસિદ્ધ કરે છે; ગદાયુદ્ધ વગેરે શિખવે છે; તેનું પ્રિય બોલે છે, પણ દુર્યોધનાદિકને પોતે જ મારેલા છે. એમ બળદેવજીએ કૌરવોને યુદ્ધ શિખવેલ છે, પણ મહાભારતના યુદ્ધને બંધ કરવામાં કોઈ ઉપાય કર્યો નથી; તેથી જણાય છે. પરંતુ લોકની પ્રતીતિ તો જુદી છે કે બળદેવજી કૌરવના પક્ષમાં છે. તે યુક્ત જ છે, કારણકે બળદેવજી અદ્ભુત પરાક્રમવાળા છે. જાંબવતીજીના પુત્ર સાંબ પણ સામે આવેલા છે, એમ કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે સ્ત્રીના જેવો જ અલંકાર સાંબને પ્રિય છે; તેથી તેવા પ્રકારના અલંકાર વડે સાંબ જ્યારે જાય છે ત્યારે વ્યાસ જ તેને જાંબવતીજીના પુત્ર કહીને બોલાવે છે, અર્થાત બીજા તેને સ્ત્રીવેશમાં ઓળખી શકતા નથી.

પિતા સંબંધીઓ અને પુત્રો સામા આવેલા છે, એમ કહેવાથી તેઓ ભગવાન્ પધાર્યા છે એમ સાંભળીને જે હર્ષ થયો છે, તેના વેગથી મોટા પ્રયત્નથી છોડાયેલા શ્વાસની માફક ભગવાનની સામે જવાની ગતિ સિવાય બીજાં શયન આસન અને ભોજન વગેરે છોડી દીધાં છે, એવા થઇને તેઓ સામે આવ્યા છે. શયન (સૂવું) એ તમોગુણની અવસ્થા છે, આસન (બેસવું) એ સત્ત્વગુણની અવસ્થા છે અને ભોજન એ રજોગુણની અવસ્થા છે. એ ત્રણે ગુણોની અવસ્થા તેઓએ છોડી દીધી છે. મંગળ કરવા માટે એક ઉત્તમ હાથીને આગળ કરીને સારાં મંગળ દ્રવ્યોની સાથે બ્રાહ્મણોને સાથે લઇને સામા આવ્યા છે. તેમાં જેમ વસુદેવાદિકનું મન ભગવાનમાં જ લાગેલું છે, તેમ જ બ્રાહ્મણોનું મન પણ ભગવાનમાં લાગેલું છે. ભગવાનની સાથે દરેક વાદ્યો (વાજિંત્રો) આવેલાં છે, તોપણ મંગળ કરવા માટે સામૈયામાં શંખ અને તૂરી સાથે લાવ્યા છે. કાંઈ પોતાની મોટાઇ બતાવવા માટે લાવ્યા નથી, તે વેદનો મંગળ પાઠ થઈ રહ્યો છે. મૂળમાં ચકાર લખેલો હોવાથી મંગલાષ્ટક વગેરેનો પાઠ પણ થઇ રહ્યો છે. આદર યુક્ત થયા છે, તેથી પહેલાં જ સન્મુખ આવેલા છે. રથ ઉપર બેસીને ગયા છે, તેનું કારણ કહે છે કે સ્નેહને લીધે જેને ભયાદિક થયેલ છે; એટલે લૌકિક પદાર્થોની સાથે ભગવાનનું સ્મરણ કરવાથી હર્ષ થયો છે, અને પછીથી કેવળ ભગવાનના માહાત્મ્યનું સ્મરણ કરવાથી ભય ઉત્પન્ન થયો છે, એટલો તેમાં ભેદ છે. (૧૬-૧૭-૧૮)

અંદર અને બહારના ભેદ વડે કેવળ વિષયસુખને ઉત્પન્ન કરનારા જે જીવો છે, તે પણ ભગવાનની સામે આવેલા છે એમ કહે છેઃ

**वारमुख्याश्च शतशो यानैस्तद्दर्शनोत्सुकाः।**
**लसत्कुण्डलनिर्भात-कपोलवदनश्रियः ॥१९॥**
**नटनर्तकगन्धर्वाः सूतमागधवन्दिनः।**
**गायन्ति चोत्तमश्लोकचरितान्यद्भुतानि च ॥२०॥**

**શબ્દાર્થઃ—શોભાયમાન કુંડલોથી સ્વચ્છ-કપોલ (ગાલ) યુક્ત મુખની શોભા હમેશાં પ્રકાશ પામેલી છે, એવી સેંકડો વેશ્યાઓ પાલખીમાં બેસીને ભગવાનનાં દર્શનના ઉત્સાહવાળી થઈ છે ને સામે આવેલ છે. નટ, નૃત્યકારો, ગાંધર્વો, સૂત, માગધ, અને બંદિજનો તે સર્વે ભગવાનનાં અદ્‌ભુત પરાક્રમોનું ગાન કરે છે.**

**ભાવાર્થઃ**—વરનો સમૂહજ જેને મુખ્ય હોય છે તે વેશ્યાઓ કહેવાય છે. તે સામે આવેલી છે. મૂળમાં **च**કાર હોવાથી બીજી ચતુર સ્ત્રીઓ પણ આવેલ છે. તેમાં ઘણા ઘણા ભેદો છે એમ કહેવા માટે **शतशः** એ શબ્દ આપેલો છે. તે વેશ્યાઓને બેસવા માટે પાલખીઓ હતી. તેઓ ભગવાનનાં દર્શન કરવામાં અતિ ઉત્કંઠા વાળી હતી, માટે પાલખીમાં બેસીને આવેલ છે. જો કે રહેવાનાં મકાનો રસ્તામાં હોવાથી ત્યાં બેસીને પણ દર્શન થઈ શકે તેમ હતું તોપણ, દર્શન કરવા ઉત્સાહ ઘણો જ હોવાથી ભગવાન પધારે ત્યારે જ દર્શન કરવાં, એવો વિક્ષેપ સહન ન કરવાથી, સામે આવેલ છે. તેઓનું મંગળપણું બતાવવા માટે તેઓના અલંકારોનું વર્ણન કહે છેઃ કાનમાં કુંડળ શોભાયમાન છે, તેનાથી ગાલમાં પ્રકાશ થઇ રહ્યો છે. તે પ્રકાશથી મુખની શોભા ઘણી સરસ દેખાય છે. તેવી વેશ્યાઓ સામે આવેલી છે. તેમ જ નટ નર્તક અને ગંધર્વો પણ સામે આવેલા છે. તેમાં શાસ્ત્રની રીતે નૃત્ય કરે તે નટ કહેવાય છે, લૌકિક નૃત્ય કરે તે નર્તક કહેવાય છે, કેવળ ગાન કરનારા હોય તે ગંધર્વ કહેવાય છે. તેવી રીતે સૂત માગધ અને બંદિજનો આવેલા છે. તેમાં જે પુરાણને વાંચનાર હોય તે સૂત કહેવાય છે, વંશનાં વખાણ કરનારો માગધ કહેવાય છે, તેને પરિહાર પણ કહે છે અને પ્રસ્તુત પ્રસંગને અનુસરીને જે બોલનાર હોય તેને **બંદિજન** કહેવાય છે, તેને વૈતાલિક પણ કહે છે. તે દરેક ભગવાનના અદ્‌ભુત ચરિત્રનું ગાન કરે છે.

મૂળમાં **च**કાર હોવાથી સ્મરણ કરે છે, એમ સૂચવ્યું છે. જે અદ્‌ભુત ચરિત્રો હોય તે લોકમાં સ્પષ્ટ રીતે કહેવાને યોગ્ય નથી, તેનું પણ ગાન કરે છે, એમ બતાવવા માટે મૂળમાં બીજો **च**કાર છે. ભગવાન ઉત્તમયશવાળા છે તેમ જ ઉત્તમ પુરુષો તેનું ગાન કરે છે, તેથી તેમનાં અદ્‌ભુત ચરિત્રોનું ગાન કરે છે. (૧૯-૨૦)

શ્રીકૃષ્ણની સામે જે ગયા છે, તેઓનામાં લૌકિક સ્વામીની માફક ( રાજાની માફક ) કોઇને ફળ થાય છે અને કોઇને થતું નથી, એમ નથી પણ દરેકને સફળ થયા છે એમ કહે છેઃ

**भगवाँस्तत्र बन्धूनां पौराणामनुवर्तिनाम् ।**

**यथाविध्युपसङ्गम्य सर्वेषां मानमादधे ॥२१॥**

**શબ્દાર્થઃ**—ત્યાં બંધુઓ, પુરવાસીઓ અને સેવકો, તેઓની સમીપમાં જઇને ભગવાને વિધિ પ્રમાણે દરેકનું માન ધારણ કર્યું છે.

**ભાવાર્થઃ**—ભગવાનની સામે જેટલા આવ્યા છે, તે દરેક ત્રણ પ્રકારના છે. તેમા કેટલાએક બાંધવો છે, કેટલાક શહેરમાં રહેનારા છે, કેટલાક સેવકો છે. તેમાં નગરના નિવાસી તરીકે તો દરેક છે, માટે તેઓનું મધ્યમાં ગ્રહણ કર્યું છે. એટલે બાંધવો, સેવકો અને પ્રજા એ દરેક દ્વારકા નગરમાં રહેનારાં છે. (૨૧)

ભગવાને ગીતાજીમાં પ્રતિજ્ઞા કરી છે કે "જે મનુષ્ય જેવી રીતે મારે શરણે આવે છે તેને તેવી રીતે હું ભજું છુ;" તેથી જેમ દરેકને સામે આવવું યોગ્ય હતું, તેવું જ ભગવાનને કર્તવ્ય યોગ્ય હતું. તે ભગવાને કર્યું એમ બતાવે છેઃ

**प्रह्वाभिवादनाश्लेषकरस्पर्शस्मितेक्षणैः ।**

**आश्वास्य चाऽऽश्वपाकेभ्यो वरैश्चाभिमतैर्विभुः ॥२२॥**

**શબ્દાર્થઃ**—નમ્રતા, નમસ્કાર, ભેટવું, હસ્તસ્પર્શ કરવો, હાસ્યસહિત જોવું અને ઇચ્છેલા વરનું દાન આપવાથી ચાંડાલ પર્યંતને આશ્વાસન આપીને પ્રભુ પધાર્યા.

**ભાવાર્થઃ**—અત્યંત નમ્ર થવું તે **प्रह्व** કહેવાય છે. તેવી રીતે ભગવાને પિતા વગેરેમાં ઘણીજ નમ્રતા રાખી છે, બ્રાહ્મણોને નમસ્કાર કર્યા છે, મિત્રોને આલિંગન આપ્યું છે, અને મુખ્ય સેવકોના માથા ઉપર ભગવાને પોતાનો શ્રી-હસ્ત પધરાવેલો છે. તે સિવાય બીજી પ્રજાઓ તરફ મંદહાસ્ય સહિત દૃષ્ટિ કરેલી છે. તેઓને દરેકને માગેલાં વરદાન આપીને, પ્રભુ આશ્વાસન આપે છે, એટલે પોતાના વિરહથી જે ખેદ થયો છે તેને દૂર કરે છે. અને મૂળમાં **च**કાર હોવાથી તે તેઓએ ભગવાનની પાસે જે દુઃખ નિવેદન કર્યું છે તે દુઃખ પણ પ્રભુએ દૂર કર્યું છે. એમ ચાંડાળ સુધીનાં દરેકનાં દુઃખો ભગવાને મટાડયાં છે. વળી, ગમે તેવાં સાધનો કરવાથી પણ જે વિષયોને ન મળે, તે વિષયોને ભગવાને આપ્યા છે; અર્થાત્ તે તેઓને વરદાન આપ્યું એમ સમજવાનું છે. મૂળમાં બીજો **च**કાર હોવાથી, તે સિવાયના બીજા પણ વિષયો આપેલા છે. એમ આપવાનું કારણ એ જ છે કે ભગવાન પોતે સર્વસમર્થ છે, માટે આપે છે. (૨૨)

ભગવાન જીવોને વિષયો શા માટે આપે છે? એવી શંકાનું સમાધાન કરે છે કેઃ

**स्वयश्च गुरुभिर्विप्रैः सदारैः स्थविरैरपि ।**
**आशीर्भिर्युज्यमानोऽन्यैर्बन्धुभिश्चाविशत्पुरीम् ॥२३॥**

**શબ્દાર્થ:—સ્ત્રીઓ સહિત ગુરુઓ, બ્રાહ્મણો, વૃદ્ધો, અને બીજા બંધુઓએ જેમને આશીર્વાદ આપેલ છે, એવા ભગવાને નગરીમાં પ્રવેશ કર્યો.**

**ભાવાર્થ:**—પોતાનું સન્માન તેઓએ કરેલું છે, ત્યારે પોતે પણ તેનું સન્માન કરવું જોઇએ, તે માટે ભગવાન તેતે વિષય આપે છે. ભગવાને આપેલા વિષયો બંધ કરનારા ન હોવાથી તે નિર્દોષ છે. બ્રાહ્મણો અને બીજા ગુરુઓ છે, તેમ બ્રાહ્મણો કેટલાક ગુરુ છે અને કેટલાક બીજા છે, તે દરેક સ્ત્રીઓની સાથે આવેલા છે. અને બીજા વૃદ્ધો છે, તેઓ ભગવાનને આશીર્વાદ આપે છે. સંતોષથી તેનું અભિનંદન કરવું તે આશીર્વાદ કહેવાય છે. તેવી રીતે બીજા બંધુઓએ પણ કહેલ છે. અથવા મૂળમાં **अन्य** શબ્દનો અભિપ્રાય એવો છે કે, પોતાના પુત્રોના નવીન સંબંધ થયા છે, તેથી તે પુત્રના સસરા વગેરેને લઇને ભગવાન પધાર્યા છે.

ત્યાં શંકા થાય છે કે, પુરમાં પધાર્યાનું તો પહેલાં કહેલું છે; તેથી અહીં તો એમ કહેવું જોઈએ કે, ભગવાન પુરમાં પધારતા હતા ત્યારે આશીર્વાદ આપેલા છે, અને કેટલાક બાંધવો સાથે ભગવાન પધાર્યા છે, એમ કહેવું જોઇએ, તેમ ન કહેતાં ભગવાન પુરમાં પધાર્યા છે એમ શા માટે કહ્યુ ? ત્યાં સમાધાન કરે છે કે, પહેલાં તો આનર્ત દેશમાં પ્રવેશ કરવાનું કહેલું છે અને અહીં પુરમાં પ્રવેશ કરવાનું કહે છે, તેથી દ્વારકામાં પ્રવેશ કરવાની ક્રિયા સર્વથી ઉત્તમ છે, એમ બતાવવા માટે અહીં પણ 'પુરમાં પધાર્યા' એમ કહ્યું છે. પુરમાં પધારવાથીજ સર્વોત્તમપણું થયું ત્યારે સ્તોત્ર વગેરે કરવાં તે વ્યર્થ છે, એમ શંકા થાય ત્યાં કહે છે કે, કેવળ ભક્તિ જ તેઓની મુખ્ય છે, તે માટે સ્તોત્રથી દરેક ભક્તિવાળા છે એમ બતાવ્યું છે. (૨૩)

મર્યાદામાં રહેલાં સ્ત્રીઓએ જે કર્યું છે તે કહે છે:

**राजमार्गं गते कृष्णे द्वारकायाः कुलस्त्रियः ।**
**हर्म्याण्यारुरुहुर्विप्रास्तदीक्षणमहोत्सवाः ॥२४॥**

**શબ્દાર્થ:—હે બ્રાહ્મણો, ભગવાન મોટા રસ્તા ઉપર પધાર્યા છે, ત્યારે તેમનાં દર્શન કરવામાં જેઓને મોટો ઉત્સવ છે, એવી દ્વારકાની કુલાંગનાઓ દર્શન કરવા માટે મહેલ ઉપર ચડેલી છે.**

**ભાવાર્થ:**—સ્ત્રીઓ પણ માર્ગમાં રહેલી છે અને ભગવાન પણ માર્ગમાં પધાર્યા છે. તેથી દર્શન થવું તે યોગ્ય છે. ભગવાને દ્વારકામાં પણ સર્વ માર્ગ રાખેલા છે, તે બતાવવા માટે **विप्राः** હે વિપ્રો, એવું સંબોધન આપેલું છે.

ભગવાનનું દર્શન કરવું એ જ જેઓને મોટો ઉત્સવ છે એવી દરેક કુલાંગનાઓ છે, એમ કહ્યું છે. તેથી તેઓ દરેક આભૂષણોથી શણગારાયેલી છે અને બીજાના દર્શનથી થતો દોષ તેઓનામાં નથી એમ બતાવ્યું છે. એટલે તેઓ ભગવાનના દર્શન માટે જાય છે, પણ બીજાને જોવા માટે જતી નથી, એમ સિદ્ધ થયું છે. (૨૪)

ઉત્સવ ઘણો જ આનંદ ઉત્પન્ન કરે છે અને ભગવાનનું દર્શન તો નિત્ય થાયં જ છે તેથી અત્યંત આનંદ ઉત્પન્ન કરવાવાળું ઉત્સવનું ન હોવાથી ભગવાનનું દર્શન કરવું એ જ મોટો ઉત્સવ છે, એમ શી રીતે સંભવે ? ત્યાં કહે છેઃ

**नित्यं निरीक्षमाणानां यदपि द्वारकौकसाम् ।**
**न वितृप्यन्ति हि दृशः श्रियो धामाङ्गमच्युतम् ॥२५॥**

**શબ્દાર્થઃ**—જો કે દ્વારકામાં રહેનારા માણસો ભગવાનનાં હમેશાં દર્શન કરે છે, તોપણ લક્ષ્મીના નિવાસરૂપ જેમનું અંગ છે, એવા અચ્યુત ભગવાનનાં દર્શન કરતાં કોઈની દૃષ્ટિ તૃપ્ત થતી નથી.

**ભાવાર્થઃ**—અહીં મૂળમાં ભગવાનનું દર્શન કરતાં દૃષ્ટિ તૃપ્ત થતી નથી, તેથી તેમનું દર્શન ઉત્સવરૂપ છે એમ કહ્યું છે. અને ભગવાનનું અંગ દૃષ્ટિને સ્વાધીન થતું નથી, તેથી દૃષ્ટિને તૃપ્તિ થતી નથી. જો કે દ્વારકામાં રહેનારાઓને પ્રભુનું દર્શન નિત્ય થાય છે, તોપણ તેઓની દૃષ્ટિ તૃપ્ત થતી નથી, કારણકે તેનું અંગ લક્ષ્મીજીના સ્થાનરૂપ છે. તેથી ભગવાન તો નિત્ય ઉત્સવરૂપ છે અને ક્ષણેક્ષણે બીજા પ્રકારના રૂપનું દર્શન આપે છે, તેથી આનંદ પણ જુદા જુદા પ્રકારનો થાય છે; એટલે પ્રથમ દર્શન કરે અને તેનું જ્ઞાન થાય; ત્યાર પછી બીજીવાર દર્શન કરે, એટલે પહેલાંનું જ્ઞાન નિવૃત્ત થઈ જાય છે. તેથી જેમ સમુદ્રની લહેર મધ્યમાં ઉત્પન્ન થઇને એક બીજીનું કારણ થઇને તીર સુધી જાય છે, અથવા જલની ધારાનો પ્રવાહ ચાલે છે તેમાં આગળના ચાલવાને માટે પાછળનો પ્રવાહ કારણરૂપ છે, તેમ વારંવાર ભગવાનનું દર્શન થાય છે, તેમાં પહેલાંનું દર્શન બીજા દર્શનનું કારણ થઇ શકતું નથી.

ભગવાનના દર્શનથી અલૌકિક અર્થનો બોધ થાય છે, તેથી તેમાં આનંદ થઇને તૃપ્તિ થતી નથી, પણ પ્રથમ જે દર્શન થયું હોય તે બીજી વખત દર્શન કરવામાં રુચિ ઉત્પન્ન કરે છે. દર્શન કરવાના વિષયરૂપપણું ભગવાનને નથી અને તે દર્શન કરવામાં રુચિ ઉત્પન્ન થાય છે તે જેમ ઔષધ રુચિ ઉત્પન્ન કરનાર હોય છે, તેના સામર્થ્યથી રુચિ ઉત્પન્ન થાય છે, તેવી રીતે એક વખત તેમનું દર્શન કરવાથી જ ક્યારે પણ તેમના દર્શનની તૃપ્તિ થતી નથી; તેથી હમેશાં તેમના દર્શનની રુચિ રહ્યા જ કરે છે; તોપણ શરીરમાં ઘણો જ દોષ થયો હોય ત્યારે ઔષધ પણ લઈ શકાતું નથી, તેમ ભગવાનથી વિમુખ થવાથી ભક્તિના અભાવરૂપ દોષ ઉત્પન્ન થયા હોય, તેથી દરેક તેમના દર્શનમાં

જોડાતા નથી. તેમાં દૃષ્ટિને તેજોરૂપપણું છે. અને સૂર્ય, ચક્ષુ, ઇંદ્રિય અને રૂપ, એ તેજથી જુદું નથી. અને "દરેક સ્થળે સ્થળે મારું જ તેજ છે" એમ ભગવાને ગીતાજીમાં કહેલું છે; માટે જે દૃષ્ટિમાં ભગવાનના સંબંધવાળું તેજ હોય છે, તે દૃષ્ટિ ભગવાનના દર્શનમાં પ્રીતિવાળી હોય છે.

જો કે દરેક દૃષ્ટિ તેજોરૂપ હોવાથી બહિર્મુખની દૃષ્ટિ પણ તેજોરૂપ માનવી જોઇએ, તોપણ જેમ ચાંડાલનો અગ્નિ જો કે અગ્નિ જ છે પણ તેને દુષ્ટનો સંસર્ગ થવાથી તે અગ્નિનો ઉપયોગ વૈદિક કર્મમાં આવતો નથી, તેમ દૃષ્ટિને પણ બહિર્મુખનો સંસર્ગ થવાથી તે દૃષ્ટિ ભગવાનના દર્શનમાં રુચિવાળી થતી નથી, એમ યથાર્થ નિર્ણય કરતાં જણાય છે.

અને ધર્મના વિચારમાં તો ધર્મનો કરનાર જેવી રીતે ધર્મનો સંબંધ માનતો હોય, તેવી રીતે તેને ધર્મ પ્રાપ્ત થાય છે, તેમ બહિર્મુખ પુરુષને ભગવાનમાં સાધારણ મનુષ્યના જેવો ભ્રમ હોવાથી તેને લીધે તેની દૃષ્ટિમાં દોષ આવે છે; તેથી તે દોષવાળી દૃષ્ટિ ભગવાનને જોઇ શકતી નથી. તેવો દોષ દ્વારકાવાસીઓમાં નથી, એમ બતાવવા માટે કહે છે કે તેઓ હમેશાં દ્વારકામાં જ રહે છે.

દ્વારકા શબ્દનો અર્થ એવો થાય છે કે, દ્વારને જે કહેનારા હોય તે દ્વારકા કહેવાય છે, તેથી તે દ્વારકાપુરી જ ભક્તિરૂપ સાધનને બતાવે છે. તેમાં ભગવાનનું દર્શન કરવું તે પણ ભક્તિરૂપ જ છે. તે સાધન હમેશાં ત્યાં થયા કરે છે; તેથી ત્યાં કોઇ જાતનો દોષ નથી: દરેક દોષનું નિવારણ થયેલું છે. અને "આ ઇંદ્રિયો ભગવાનને ગ્રહણ કરે તેવી રીતે સર્જેલ જ નથી" એમ વેદમાં કહ્યું છે, ત્યાં તેનું દર્શન કરવામાં સહજ દોષ આવે છે તે, ભગવાન સાક્ષાત્ થઇને પોતે જ દર્શન આપે છે, તેથી નિવૃત્ત થાય છે. ઇંદ્રિયો તેનું ગ્રહણ ન કરે તેવો દોષ ભગવાન પોતેજ દૂર કરે છે ત્યારે દૂર થઇ શકે તેમ છે; બીજા કોઈ સાધનથી તે દોષ મટે તેવો નથી: તે અહીં ભગવાને પ્રકટ થઇને મટાડેલો છે.

ત્યાં શંકા કરે છે કે ભગવાન તો રસાત્મક છે તેથી અમૃતરૂપ ઔષધની પેઠે સર્વે દોષની નિવૃત્તિ અને તૃપ્તિ એ બન્ને સિદ્ધ કરવાપણું ભગવાનમાં કેમ નથી ?

તેવી શંકાનું સમાધાન કરે છે કે વિશેષે કરીને દૃષ્ટિ તૃપ્ત થતી નથી, એ અભિપ્રાય યોગ્ય જ છે, કેમકે જ્યારે દર્શન થાય છે ત્યારે તૃપ્ત જ થાય છે; પણ બીજી ક્ષણમાં પ્રથમ કરેલા દર્શન વડે રુચિ ઉત્પન્ન થયેલી છે, તેથી ફરીથી આગળ દર્શન કરવાની રુચિ ઉત્પન્ન થયા કરે છે એટલે તૃપ્તિ થતી નથી. જો કે દરેક ઠેકાણે તે તે પદાર્થ જ રુચિને ઉત્પન્ન કરે છે એવો નિયમ છે,

તેથી અહીં પણ ભગવાનનું દર્શન થાય છે ત્યારે રુચિ ઉત્પન્ન થાય છે; તેથી દૃષ્ટિના વિષયરૂપ ભગવાન જ રુચિ ઉત્પન્ન કરે છે, તોપણ તેના આનંદને જાણીને રુચિ થાય છે; તેથી તેમાં જ્ઞાનની મુખ્યતા કહેલી છે; માટે વિષયથી જ્ઞાન પ્રબળ હોવાથી વધારે તૃપ્તિ થતી નથી.

વળી મૂળમાં **દૃશઃ** એમ ઘણી દૃષ્ટિઓ લખેલી છે, તેથી ભગવાનનું સ્વરૂપ એક જ હોવાથી એકથી ઘણાની તૃપ્તિ થતી નથી એમ જણાવ્યું છે. જો કે ભગવાનનું રૂપ એક છે અને તે અનુભવ યોગ્ય છે, તોપણ તે લક્ષ્મીના સ્થાન-રૂપ છે; તેથી ભગવાન લક્ષ્મી સહિત છે, એટલે દૃષ્ટિરૂપ બીજી સ્ત્રીઓને તૃપ્ત કરનાર નથી. પુરુષ જ્યારે સ્ત્રીઓમાં પ્રવેશ કરે ત્યારે સ્ત્રીઓને તૃપ્તિ થાય છે. તે ભગવાનમાં નથી; કારણ કે ભગવાન અચ્યુત છે; તેથી દર્શનના વિષયરૂપ ભગવાનનો વિચાર કરીએ તોપણ દૃષ્ટિ તૃપ્ત થાય તેવી સંભાવના નથી. (૨૫)

લક્ષ્મીજીનું સ્થાન તો કેવળ વક્ષઃસ્થળ જ છે; માટે તે સિવાયનાં બીજાં અંગોનું દર્શન કરીને તૃપ્ત થાઓ એવી શંકા થાય ત્યાં કહે છે:

**श्रियो निवासो यस्योरः पानपात्रं मुखं दृशाम् ।**
**बाहवो लोकपालानां सारङ्गाणां पदाम्बुजम् ॥२६॥**

**શબ્દાર્થ**:—જેનું વક્ષઃસ્થળ લક્ષ્મીના નિવાસરૂપ છે, જેનું મુખ દૃષ્ટિઓનું પાન કરવાનું પાત્ર છે, બાહુઓ લોકપાલોના નિવાસરૂપ છે, અને ભક્તોના નિવાસ માટે જે પ્રભુનું ચરણકમળ છે.

**ભાવાર્થ**:—કોઇપણ ભાગ તેવો નથી કે જે લક્ષ્મીજી વગેરેએ ગ્રહણ કરેલો ન હોય અને તેમાં લક્ષ્મીજીએ પોતાની સ્થિતિથી અને દૃષ્ટિથી ઉપરનો ભાગ ગ્રહણ કરેલો છે. એમ કહે છે કે લક્ષ્મીજીના નિવાસરૂપ ભગવાનનું વક્ષઃસ્થળ છે, અને તેની જ દૃષ્ટિઓને પાન કરવાનું પાત્ર ભગવાનનું મુખારવિંદ છે. લક્ષ્મીજી ભગવાનના સ્વરૂપમાં જ રહેલાં છે, તેથી તેની સ્થિતિ જુદી ન હોવાથી તેનું ભોક્તાપણું નથી; માટે લક્ષ્મીજીના નેત્રમાંથી નીકળેલી દૃષ્ટિઓ જ તેને ભોગવનારી થઇ છે. અને તેને ભોગવવામાં સાધનની અપેક્ષા જોઇએ, તો ત્યાં લાવણ્યરૂપી અમૃત રહે છે, તે જ દૃષ્ટિને ભોગવવાનું સાધન છે. મુખને પાનપાત્રપણું શ્રુતિમાં સિદ્ધ કરેલું છે, કેમકે તેમાં પાત્ર શબ્દનો પ્રયોગ કરેલો છે. દૃષ્ટિઓ ઘણી છે તેને પીવાનું પાત્ર એક મુખારવિંદ જ હોવાથી લક્ષ્મીજીની દૃષ્ટિઓને પણ તૃપ્તિ થવી દુર્લભ થઇ છે, ત્યાં બીજાઓની દૃષ્ટિને તૃપ્તિ ક્યાંથી હોય? ત્યારે બીજા અંગમાં દૃષ્ટિને લગાડો, એમ કોઈ કહે, ત્યાં કહે છે કે ભગવાનના શ્રીહસ્ત ભેટવા જેવા છે; તેમાં દૃષ્ટિનું આલિં-ગન સારી રીતે જો કે થઇ શકે, તોપણ તેનું આક્રમણ બીજાઓએ કરેલું છે;

તેથી ત્યાં પણ દૃષ્ટિ પહોંચી શકે તેમ નથી. તેમ જેણે આક્રમણ કરલું છે તે ઘણા છે અને તે બધા પુરુષો છે; તેથી તે દૂર થઇ શકે તેમ નથી, કારણ કે ત્યાં એક સ્ત્રી બે સ્થાન દબાવીને રહેલ છે. તેનું નિવારણ ન થઈ શક્યું તો, લોકપાળો તો દરેક લોકોનું પાલન કરનારા હોવાથી જરૂરના છે, તેનું નિવારણ શી રીતે થઈ શકે?

ત્યારે તેથી પણ નીચેનાં કોઇ અવયવોમાં દૃષ્ટિનો પ્રવેશ કરો, એવી શંકા કરીને કહે છે કે, મધ્યમાં જે અવયવો છે તે વસ્ત્રાદિકથી વીંટાયેલાં છે; તેથી તેનું દર્શન થઇ શકતું નથી. અને હવે પછી તો ફક્ત બે ચરણનાં દર્શન કરવાં બાકી રહેલાં છે. તેમાં ત્રિવિક્રમ (વામન) ભગવાને બલિરાજા પાસે ત્રણ લોક લેવા માટે ત્રિલોકીનું આક્રમણ કર્યું હતું, ત્યારે એક ચરણ ઉપરના લોકમાં ગયો હતો. તે બ્રહ્માદિકોએ લીધેલો છે, અને તે ચરણ તે લોકની સ્થિતિ માટે ત્યાં જ રહેલો છે અને તે ગંગાજીએ લીધેલો હોવાથી બ્રહ્માંડના છિદ્રમાં રહેલો છે. જો તે ચરણ તે છિદ્રની આડે ન રહે તો જલ વડે સમગ્ર બ્રહ્માંડ પુરાઇ જવાથી સર્વનો નાશ થાય.

ત્યારે હવે એક ચરણ રહ્યો તેનું આક્રમણ ઘણા લોકોએ કર્યું છે. તે કહે છે કે તે ચરણ સારંગના સ્થાનકરૂપ થયો છે. સારંગ એટલે સદાચારવાળા અને કર્મનિષ્ઠ સમજવાના છે. સર એટલે ચાલનાર હોય, તે. તેવા ચાલનારાઓના સમૂહને "સાર" કહે છે. અર્થાત્, રસના સમૂહને **સાર** કહી શકાય ને તે રસના સમૂહનું પાન કરનાર, કર્મફળની ઇચ્છાવાળા વિષયી પુરૂષો, અથવા યોગીઓ સમજવાના છે. અથવા સારને જે જાણે છે તે સારંગ કહેવાય છે, એટલે ભક્ત સમજવાના છે. તેમ જ સર એવું સુદર્શન ચક્રનું પણ નામ છે. તેનાથી યુક્ત ભગવાન **સાર** કહેવાય છે. અથવા આરાએ સહિત જે હોય તે **સાર** કહેવાય છે, એટલે સુદર્શનચક્ર કહેવાય છે. તે ચક્ર કાલરૂપ હોવાથી, કાલથી ભય પામેલા જેઓ જાય છે અથવા ગાન કરે છે તે **सारङ्ग** કહેવાય છે. તે બધા સમાન હોવાથી, ઘણાનો એકશેષ થઇને એક શબ્દ રહે છે. એવી રીતે અનેક પ્રકારના સારંગ છે. તે દરેકના આશ્રયરૂપ એક જ ચરણકમળ છે. તે તેઓનું સ્થાનક હોવાથી, તેઓ બીજે સ્થળે જતા નથી. તેમ 'સારંગ' શબ્દનો સમુદાયાર્થ કરવાથી ભ્રમર-રૂપ પણ અર્થ થાય છે; અને કમળમાં રહેલા મકરંદને તો ભ્રમર જ જાણી શકે છે; તેથી ઉપરનો દરેક અર્થ મેળવીને, જેટલા પ્રકારના સારંગ બતાવ્યા છે તે તમામ ભ્રમરરૂપ સમજવાના છે; તેથી ભક્તો ચરણકમળના રસની ઇચ્છાવાળા છે. તેથી દૃષ્ટિઓને સ્વતંત્ર સ્થાન ન હોવાથી, તેને તૃપ્તિ ન થાય તે યોગ્ય જ છે. (૨૬)

એમ સાધારણપણે દ્વારકાપુરી અને તેમાં રહેલા ભક્તોનું નિરૂપણ કરીને ભગવાનનું વિશેષતાથી વર્ણન કેમ કર્યું? એવી ઇચ્છા થાય ત્યાં કહે છે કે ઉપમાન વસ્તુ નહિ હોવાથી વર્ણન કર્યું; એમ કહે તો ત્યાં કહે છે કે ભક્તની બુદ્ધિ વડે તો અભૂતોમાંથી વર્ણન કરવું જોઇએ એવા સિદ્ધાન્તને કહેવા માટે કહે છેઃ

**सितातपत्रैर्व्यजनैरुपस्कृतः**
**प्रसूनवर्षैरभिवर्षितः पथि ।**
**पिशङ्गवासा वनमालया बभौ**
**घनो यथाऽर्कोडुपचापवैद्युतैः ॥२७॥**

**શબ્દાર્થ**:—ઉપર શ્વેત છત્ર રાખેલું છે, બે બાજુમાં બે ચામર થયા કરે છે, રસ્તામાં પુષ્પોની વૃષ્ટિ થાય છે, પીતાંબર ધારણ કરેલાં છે અને વનમાલા વડે શોભે છે. તે જેમ સૂર્ય ચંદ્ર ઇંદ્રધનુષ અને વીજળીની સાથે રહેતો મેઘ હોય તેવી રીતે ભગવાન શોભે છે.

**ભાવાર્થ**:—ઉપર શ્વેત છત્ર છે. બન્ને બાજુએ ચામર છે. ચોતરફ પુષ્પોની વૃષ્ટિ થઇ રહી છે. ધારણ કરેલા પીતાંબરથી અને વનમાલાથી ભગવાન શોભી રહ્યા છે. પુષ્પો ઘણી જાતનાં છે, અથવા વૃષ્ટિ કરનારા ઘણા હોવાથી પુષ્પની વૃષ્ટિમાં બહુવચન લખ્યું છે. પીતાંબર નિત્ય છે તોપણ રૂપવાળા પદાર્થનું નિરૂપણ કરવું છે, તેમાં કારણરૂપે પીતાંબરનું વર્ણન કરેલું છે. વનમાલાથી સહિત છે. એમ દરેક સામગ્રી વિદ્યમાન છે તોપણ વનમાલાથી જ ભગવાન શોભે છે. જેમ મધ્યમાં નીલરંગવાળો મેઘ હોય, ઉપર સૂર્ય હોય અને બન્ને બાજુમાં બે ચંચલ ચંદ્ર હોય, મધ્ય ભાગમાં સ્થિર થયેલી વીજળી અને ઇંદ્રનું ધનુષ બન્ને મળેલાં હોય ત્યારે તે મેઘ ભગવાનના જેવો દેખાય છે. એ અભૂતોપમા કહી છે; એટલે કોઈ વખત ન થયેલી ઉપમાને અભૂતોપમા કહે છે, તે અહીં થઇ છે. (૨૭)

એમ વર્ણનની સમાપ્તિ કરીને સંબંધીઓનો સ્નેહ વિશેષ છે, તેનું નિરૂપણ કરે છેઃ

**प्रविष्टस्तु गृहं पित्रोः परिष्वक्तः स्वमातृभिः ।**
**ववन्दे शिरसा सप्त देवकीप्रमुखास्तदा ॥२८॥**

**શબ્દાર્થ**:—માતાપિતાના ઘરમાં પ્રવેશ કરાયેલા, પોતાની માતાઓથી ભેટાયેલા, ભગવાને દેવકીજી વગેરે સાત માતાઓને ત્યારે મસ્તક વડે વંદન કર્યું.

**ભાવાર્થ**:—મૂળમાં તુ શબ્દ છે તે પ્રથમના વર્ણનને જુદું પાડે છે. માબાપને કહેનાર **पित्रोः** પદ દ્વિવચનમાં છે; તેથી માતાપણાથી દરેક માતાઓ એક જ ગણમાં છે, કારણ કે દરેક માતાઓનો સ્વભાવ અને ધર્મ વગેરે સરખા જ છે, અને તે માતાઓનું અને પિતા વસુદેવજીનું એક ઘર છે. જુદાં

ઘર કરવામાં કાંઇ કારણુ નથી; કારણુ કે જો સ્ત્રીઓનો ધર્મ અને સ્વભાવ જુદા હોય તો તેને રહેવા માટે જુદાં ઘર જોઇએ. તેમ અહીં નથી; તેથી એક જ ઘર છે. ભગવાને તે ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં ભગવાનની ક્રિયાઓ પહેલાં જ તે માતાઓ વગેરેએ ઊઠીને પ્રભુને આલિંગન કર્યું. ગીતાજીમાં કહેલ છે કે "જેવી રીતે મારે શરણે આવે છે તેને હું તેવી રીતે ભજું છું." તેથી ભગવાન પોતાની માતાઓ પ્રત્યે તો પોતે બાળક જ રહે છે. ભગવાનના ધર્મ કરતાં લૌકિક ધર્મ બહારનું અંગ હોવાથી ભગવાનને નમસ્કાર કરવો જોઇએ. ત્યાં પ્રથમ આલિંગન કર્યું. ત્યાં પિતાની પણુ માતાઓ છે તે માટે અહીં પોતાની માતાએ આલિંગન કર્યું એમ કહ્યું છે. વસુદેવજીને અઢાર સ્ત્રીઓ છે, તેમાં સાત તો દેવકીજી વગેરે બહેનો છે અને અગિયાર બીજી છે. સગી બહેનો હોય તેમાંથી એક જ વરને ઘણી દેવાય છે, તે વર અને કન્યાનો સ્વભાવ એક હોય તો દેવામાં આવે છે; ત્યારે જ તેઓને પત્નીપણું થાય છે; અને ન હોય તો ફક્ત **ભાર્યા** એટલે તે ભરણુપોષણુ કરવા યોગ્ય જ ગણાય છે, કારણુ કે દક્ષપ્રાચેતસની ૬૦ કન્યાઓ હતી તેમાંથી તેર કન્યાઓ કશ્યપના સ્વભાવને અનુસરતી હતી, તે કશ્યપને આપી હતી, એમ તૃતીય સ્કંધમાં ૨૪મા અધ્યાયમાં દિતિએ કશ્યપ ઋષિને કહેલું છે. એવી રીતે એક સ્ત્રીને પતિ ઘણા હોય તેમાં પણુ સમાન ધર્મ અને સમાન સ્વભાવ જ કારણુ છે, તે પ્રચેતાઓ પ્રત્યે ભગવાને કહેલ છે કે તમે દશ ભાઇઓ સમાન ધર્મ અને સરખા સ્વભાવવાળા છો, તેને મળતા સ્વભાવ ધર્મવાળી આ **વાર્ક્ષી** તમારી પત્ની થશે. તેથી જ દેવકી વગેરે સાત માતાઓ એક જ સ્વભાવનાં કહેલાં છે. ભગવાને એકી વખતે દરેક માતાઓને વંદન કર્યું છે. મસ્તકથી સર્વને વંદન કર્યું છે એ ભગવદ્ધર્મને સિદ્ધ કરેલો છે, કારણુ કે શબ્દથી તો બધાંને એક જ વખતે વંદન થઇ શકે, પણુ શરીર વડે સાતેયને એકી વખતે વંદન થઈ શકે નહિ. તે ભગવાનના ધર્મને પ્રકટ કરીને એક જ વખતે દરેકને વંદન કર્યું, એમ સૂચવવા માટે મૂળમાં **तदा** અવ્યય આપેલો છે.

નમસ્કાર કર્યા પછી ભગવાનમાં બાળપણું જ પ્રકટ થયું, તેથી બાલક, પુત્રમાં જે કરવું ઘટે તે તેની માતાઓએ કર્યું છે, એમ બતાવવા માટે કહે છે:

**ताः पुत्रमङ्कमारोप्य स्नेहस्नुतपयोधराः ।**
**हर्षविह्वलितात्मानः सिषिचुर्नेत्रजैर्जलैः ॥२९॥**

**શબ્દાર્થ**:—તે સાત માતાઓ, પોતાના પુત્ર શ્રીકૃષ્ણને ખોળામાં બેસાડીને સ્નેહ વડે સ્તનમાંથી દૂધ ઝરે છે અને હર્ષ વડે જેનું અંતઃકરણ વિહ્વલ થયું છે એવાં, નેત્રોથી ઉત્પન્ન થતા જળ વડે પ્રભુના મસ્તક ઉપર સિંચન કરવા લાગ્યાં.

**ભાવાર્થઃ**—દરેક માતાએ પુત્રને ખોળામાં પધરાવતાં બાળક ઉપરના અસાધારણ સ્નેહથી તે દરેક માતાના સ્તનમાંથી દૂધ સ્રવવા લાગ્યાં. તે દૂધનો કોઈ જાતનો ઉપયોગ તો થયો નથી. ભગવાન મોટા થયા છે અને પ્રૌઢ થયા છે, એમ જાણે છે તોપણ હર્ષ વડે તેઓ વિહ્વલ અંતઃકરણવાળાં થયાં છે, કારણ કે ભગવાન બાળક હતા ત્યારે જે સંસ્કાર હતો તે જ સંસ્કાર તેઓનાં અંતઃકરણમાં અત્યારે પણ દૃઢ રહેલો હતો. દરેક માતાઓ નેત્રમાંથી નીકળતાં હર્ષનાં જળ દ્વારા ભગવાનના મસ્તકનું સિંચન કરે છે. (૨૯)

હવે સ્ત્રીઓની અવસ્થાને કહે છે.

**अथाऽऽविशत्स्वभवनं सर्वकाममनुत्तमम् ।**

**प्रासादा यत्र पत्नीनां सहस्राणि च षोडश ॥३०॥**

**શબ્દાર્થઃ**—દરેક કામનાઓ જેની અંદર છે, જેનાથી કોઈ ઉત્તમ નથી, અને જેમાં પોતાની પત્નીઓના સોળહજાર મહેલો છે, એવા પોતાના રાજભવનમાં ભગવાન પધાર્યા.

**ભાવાર્થઃ**—એક જ મકાનમાં વિશ્વકર્માએ ચતુરાઈ પ્રસિદ્ધ કરવા માટે ૧૬૦૦૦ મહેલો કરેલા છે; એટલા માટે તે ભવનથી બીજું કોઈપણ ઉત્તમ સ્થાન નથી, અને જેમાં દરેક કામનાઓ રહેલી છે, અથવા સર્વ કામનાને પૂરણ કરનાર પદાર્થો જેમાં રહેલા છે, એવા મકાનમાં ભગવાન પધાર્યા. (૩૦)

**पत्न्यः पतिं प्रोष्य गृहानुपागतं**

**विलोक्य सञ्जातमहामहोत्सवाः ।**

**उत्तस्थुरारात् सहसाऽऽसनाशयात्**

**साकं व्रतैर्व्रीडितलोचनाननाः ॥३१॥**

**શબ્દાર્થ**.—વિદેશમાં રહીને ઘેરે પધારેલા પતિનાં દર્શન કરીને, જેને મનમાં મોટો મહોત્સવ થયો છે, એવી ભગવાનની પત્નીઓ પહેલાં તો પતિ પરદેશ પધારેલા હોવાથી અલંકાર ધારણ ન કરવાનું વ્રત હતું, તેથી એકદમ પહેલાં તો દૂરથી જ આસન ઉપરથી ઊભાં થયાં, ત્યારે લજ્જાયુક્ત નેત્ર અને મુખવાળાં થઈને સર્વે એકદમ ઊભાં થયાં.

**ભાવાર્થઃ**—જેમ માતાઓમાં પુત્રપણાથી ભગવાને પ્રવેશ કર્યો છે, તેમ પોતાની સ્ત્રીઓમાં પતિપણાથી પ્રવેશ કર્યો છે, પણ પ્રભુપણાથી કર્યો નથી; તેથી દરેક સ્ત્રીઓનું સાધારણ પતિરૂપથી જ સર્વ કાર્ય છે તે યોગ્ય છે. દૂરથી પતિ પધારતા હતા તે જોઈને મનમાં સારી રીતે તેઓને મોટો ઉત્સવ થયો છે. એવાં દરેક સ્ત્રીઓ પહેલાં તો દૂરથી જ ઊભાં થયાં છે. સાવધાન ન હતાં તોપણ તેમનો દેહ અને આત્મા, આસન અને ચિત્તમાં મગ્ન હતા, તે હમણાં ભગવાન્ પધાર્યા ત્યારે આસન અને અંતઃકરણમાંથી એકદમ દેહ અને

આત્મા બહાર નીકળ્યા. પણ વિશેષ અલંકાર ધારણ કર્યા ન હતા, કારણકે પ્રોષિતપતિકા (જેનો પતિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રી)નાં વ્રતો જે હતાં, એટલે પતિ પરદેશ જાય ત્યારે વિશેષ ઘરેણાં પહેરવાં નહિ, ઇત્યાદિ વ્રતોનું તેઓ પાલન કરતાં હતાં. અને એકદમ પતિ પધાર્યા તેથી શરીર ઉપરની મલિનતા દૂર કરવાનો કે અલંકાર પહેરવાનો વખત નહતો; માટે લજ્જા વડે તેઓનાં મુખ નીચે નમીને સ્થિર થઈ ગયાં છે. ( ૩૧ )

હવે તેઓએ કરેલી ભગવાનની પૂજાનું નિરૂપણ કરે છે:

**तमात्मजैर्दृष्टिभिरन्तरात्मना**
**दुरन्तभावाः परिरेभिरे पतिम् ।**
**निरुद्धमप्यास्रवदम्बु नेत्रयो-**
**र्विलज्जतीनां भृगुवर्य विक्लवात् ॥३२॥**

**શબ્દાર્થ:**—જેના ભાવનો પાર આવતો નથી તેવાં સર્વ સ્ત્રીઓ, ઘેરે પધારેલા તે ભગવાન પતિને પુત્રો વડે, દૃષ્ટિ વડે અને અંતરાત્મા વડે ભેટવા લાગ્યાં અને હે શૌનક, લજ્જા પામતાં સર્વ સ્ત્રીઓનાં નેત્રમાં રોકેલું એવું આનંદનું જળ પણ વિકલપણાથી સ્રવવા લાગ્યું.

**ભાવાર્થ:**—તે ભગવાન પધારતા હતા તે સમયમાં દરેક સ્ત્રીઓ એકી જ વખતે ઊભાં થયાં અને શરીરથી તેમ જ મનથી ભગવાનને ભેટવા લાગ્યાં છે. તેમાં જુદો જુદો પ્રકાર બતાવે છે કે પોતાના નાના પુત્રોને હાથમાં અર્પણ કરતાં હોય, તેમ નજદીકમાં આવીને શરીરથી ભગવાનને ભેટે છે, દૃષ્ટિ વડે દૃષ્ટિ જોડીને આલિંગનનો ભાવ બતાવે છે, અને તે બાબતની ચેષ્ટાથી આલિંગન કરે છે, અને ભગવાનમાં મનનો પ્રવેશ કરાવીને આલિંગન કરે છે.

તેઓનો મનોરથ આલિંગનમાં જ સમાપ્ત થયો છે; તેથી બહારનું કાર્ય કંઈપણ કરેલું નથી. તેમાં કારણ કહે છે કે જેના ભાવનો છેડો દુષ્ટ છે, એટલે ભાવ અંદરનો છે, તે પૂર્ણ થાય ત્યારે બહારની ક્રિયા થઈ શકે છે. તે ભાવ ભગવાન ઘણા દિવસે પધાર્યા છે, તે બાબતનું પોતાના મનમાં માન થયું છે, તે માન જ્યાંસુધી ભગવાન દૂર ન કરે ત્યાંસુધી રહેવાનું છે, તેથી વિકલપણું થયું છે, અને માનની નિવૃત્તિ થયા પહેલાં જ નેત્રમાં આંસુ આવી ગયાં છે, જો કે માનવતીઓએ તે આંસુ રોકયાં છે તોપણ કાંઈક સ્રવવા લાગ્યાં.

માનવતી સ્ત્રીએ નેત્રમાંથી આંસુ પાડવાં યોગ્ય નથી, એમ શૌનકના મનમાં થાય ત્યાં તેની નિવૃત્તિ માટે કહે છે કે તમે ભૃગુકુલમાં ઉત્પન્ન થયા છો; એવું સંબોધન આપ્યું છે; એટલે ભૃગુઋષિએ ભગવાનના માહાત્મ્યનો અનુભવ કરેલો છે; તેના વંશમાં તમે ઉત્તમ છો; તેથી તમને પણ તેમના માહાત્મ્યનું જ્ઞાન હશે. તે માહાત્મ્યથી જ માનવતી ભગવાનની સ્ત્રીઓના

નેત્રમાંથી જળ સ્રવવા લાગ્યું; અર્થાત્ તેને માન રાખવું જોઇએ તેને બદલે વિકળતા થઇ. (૩૨)

એવી રીતે તે સ્ત્રીઓનો અત્યંત ભાવ ભગવાનમાં છે, એમ નિરૂપણ કરીને હમેશાં નિત્યના સહવાસવાળાને તેવો ભાવ રહેવો તે આશ્ચર્ય છે, એવી શંકા થાય ત્યાં કારણ કહે છેઃ

**यद्यप्यसौ पार्श्वगतो रहोगत-**
**स्तथापि तस्याङ्घ्रियुगं नवं नवम् ।**
**पदे पदे का विरमेत तत्पदात्**
**चलापि यच्छ्रीर्न जहाति कर्हिचित् ॥३३॥**

**શબ્દાર્થ**:—જો કે આ ભગવાન બાજુમાં જ રહેલા છે અને એકાંતમાં રહેલા છે, તોપણ તેમનાં બે ચરણારવિંદ નવાં નવાં છે; તેથી ક્ષણક્ષણમાં તેમના ચરણકમલથી કોણ વિરામ પામે? કારણકે લક્ષ્મીજી ચંચલ છે તોપણ કયારે ય તે ચરણનો ત્યાગ કરતાં નથી.

**ભાવાર્થ**:—માનવાળી સ્ત્રીઓને રડવું તે ઉચિત નથી, કારણકે જ્યારે વસ્તુ ન મળે ત્યારે જ માણસ રડે છે પણ ભગવાન તો પાસે જ રહેલા છે, તેમાં પણ પ્રભુ એકાંતમાં મળેલા છે અને જેને એવી ભાવના છે તેને તે પ્રમાણે રહેવાનું ભગવાને જ કહેલું છે તેથી રડવું તે યોગ્ય નથી જ, તોપણ ભગવાનનાં ચરણકમળ નવીન છે, એટલે ભગવાનનાં બન્ને ચરણકમળ પોતાના હૃદયમાં પધરાવવાં એવો તેઓનો અભિપ્રાય છે. તે મનોરથ સંસર્ગથી અત્યંત રસનો આવિર્ભાવ થાય ત્યારે થઈ શકે છે. તે પહેલાં તો ભક્તિ વડે, ધર્મ વડે, કે લોકવડે ચરણારવિંદનું પ્રક્ષાલન કરે અને પછી ચરણારવિંદની સેવા કરે ત્યારે પહેલાં જણાવેલો મનોરથ સિદ્ધ થઇ શકે. પણ ભગવાનનું ચરણારવિંદ તો હમેશાં નવીન છે; તેથી ચરણારવિંદની સેવારૂપ ક્રિયા કરે, તેટલાથી જ પોતાના જન્મની સમાપ્તિ થઈ જાય તેમ છે; કારણકે ચરણારવિંદ તો નિત્ય નવીન હોવાથી એક ચરણારવિંદની સેવા કરી ત્યાં બીજું નવું થયું; તેની સેવા કરી ત્યાં ત્રીજું થયું; આમ વારંવાર તે ચરણારવિંદ નવીન રૂપ ધારણ કરે છે, તેની સેવા કરતાં જાય છે, તેમ સેવા કરવાથી જન્મ સમાપ્ત થઈ જાય છે, તેમાં પોતાનો મનોરથ સિદ્ધ કરવાનો વખત આવતો નથી, માટે રુદન કરવું એ યોગ્ય છે, એમ બતાવવા માટે કહે છે કે ક્ષણક્ષણમાં નવીનથી નવીન થતા તેમના ચરણકમળથી કઈ સ્ત્રી નિવૃત્ત થાય? મનોરથ પૂર્ણ ન થવાથી, એક વખત પણ કોઈ વિરામને પામતી નથી, અથવા ભગવાનનું ચરણારવિંદ ભક્તિરૂપ હોવાથી ભક્તિના વિષયરૂપ તે ચરણારવિંદની પહેલાંની સેવાથી જ્યારે વિરામ પામે ત્યારે આગળના મનોરથનો આરંભ થાય; તેથી કોઇ વિરામ ન પામવાથી આગળનો મનોરથ

સિદ્ધ થતો નથી, અને તે માટે રુદન કરે તે યુક્ત જ છે. તેમાં દૃષ્ટાંત આપે છે કે લક્ષ્મીજી [૧]ચલાયમાન છે તોપણ ક્યારે ય ભગવાનને છોડતાં નથી; એટલે એક સ્થળનું કાર્ય પૂરું થાય ત્યારે બીજે જઈ શકાય, પણ પ્રભુનાં ચરણકમળ હમેશાં નવીન હોવાથી ચરણકમળની સેવારૂપ એક કાર્ય પણ લક્ષ્મીજીથી પૂર્ણ થઇ શકતું નથી, તેથી કોઈપણ વખતે લક્ષ્મીજી ભગવાનને છોડતાં નથી. (૩૩)

જેમ ઉપર જણાવેલી રીતે, લક્ષ્મીજીને અને બીજી સ્ત્રીઓને પોતાનું કાર્ય પૂરું ન થઈ શકે તે પ્રમાણે ભગવાન રાખે છે, છતાં પણ આપણને ભગવાન અપૂર્ણ કાર્યવાળાં રાખે છે, એવું જ્ઞાન તેઓને કોઇને પણ નથી, તેવી રીતે પૃથ્વીનો ભાર હરવા માટે પ્રવૃત્ત થયેલા ભગવાને, અધૂરાં કાર્યને એક જ ક્રિયા વડે સમાપ્ત કર્યું, એમ કહે છે:

**एवं नृपाणां क्षितिभारजन्मना-**
**मक्षौहिणीभिः परिवृत्ततेजसाम् ।**
**विधाय वैरं श्वसनो यथाऽनलं**
**मिथो वधेनोपरतो निरायुधः ॥३४॥**

**શબ્દાર્થ:**—પૃથ્વીના ભાર કારણે જેનો જન્મ છે, અને અક્ષૌહિણી સેનાઓથી જેનું તેજ વધી ગયું છે એવા રાજાઓને પરસ્પર વૈર કરાવીને, પવન જેમ વાંસનો નાશ કરે તેમ, પરસ્પર ઘાત કરાવીને, આયુધ વગરના થઈને શાંત થયા.

**ભાવાર્થ:**—જેમ સ્ત્રીઓ એક કાર્યમાં લાગેલી હોય છે, તેથી બીજે ક્ષણે કામ કરવા માટે પ્રાર્થના કરવી પડતી નથી, પોતાની મેળે જ તે સેવા કર્યા કરે છે, તેમ પૃથ્વીનો ભાર ઉતારવા માટે તે પ્રથમ કાર્યનો આરંભ કર્યો, ત્યારે છેવટ સુધી તે કાર્ય જ ચાલુ રહ્યું છે. જેમ પહેલાં અગ્નિનો સંબંધ થયા પછી, સર્વદાહ (દરેકને બાળવાનું કાર્ય) થતાં સુધી, તે અગ્નિ પોતે જ તેમાં લાગી રહેલો હોય છે, એમ આ ભગવાન પણ અદ્ભુત કર્મ કરવાવાળા છે; તેથી તેની અંદર પોતે પણ લાગી રહેલા છે, પણ લોકની માફક ઉપરથી કામ કરવામાં દેખાતા નથી. પૃથ્વીના ભારરૂપ જે રાજાઓનો જન્મ છે, એટલે પૃથ્વીમાં કોઇ પણ રીતે ભાર ઉત્પન્ન કરવો એ જ જેનું કાર્ય છે, અને તેમાં પણ અક્ષૌહિણીની સંખ્યાવાળી મોટી સેનાઓથી તેઓનું બમણું તેજ થયેલું છે. તેમાં ભગવાનનું કાર્ય શું છે, તે કહે છે કે, ભગવાને તેવા ભારરૂપે રહેલા રાજાઓને પરસ્પર વૈર કરાવ્યું. તે વૈરનું સામર્થ્ય કેવું છે કે અગ્નિ જ્યારે બાળે છે, ત્યારે પવન તો ફક્ત નિમિત્તરૂપે અગ્નિની સહાયતા કરે છે; બાકી બાળનાર તો અગ્નિ જ છે, તે વાંસ પરસ્પર ઘસાવાથી ઉત્પન્ન થઇને સમગ્ર

૧ આ ચંચલ લક્ષ્મીજી લખ્યાં છે, તે બ્રહ્માનંદ લક્ષ્મીજીની વિભૂતિરૂપ છે જે રમા લક્ષ્મી છે તે સમજવાં. બ્રહ્માનંદરૂપ લક્ષ્મી તો પૂર્ણાનંદ પુરુષોત્તમથી જુદાં રહેતાં નથી.

વાંસનાં વનને બાળી મૂકે છે, તેમ આ ભગવાન પણ મતિપૂર્વક પરસ્પરનો નાશ કરાવીને પછી શાંત થયા. જ્યાંસુધી તેઓ જીવતા હોય ત્યાંસુધી ભગવાન વિરામ ન પામે

અગ્નિને જેમ ઇંધણાં આયુધરૂપ છે, તેવી રીતે પરસ્પર મારનાર રાજાઓ સર્વનો વધ કરવામાં ભગવાનને આયુધરૂપ હતા. તે દરેકનો વધ થયો એટલે પછી ભગવાન આયુધ વગરના થયા. એવી રીતે દરેકને સંહાર કરનારા ભગવાન અદ્ભુત પરાક્રમવાળા છે. તેનું દરેક કાર્ય સમાપ્ત થયું. (૩૪)

હવે પછી ભક્તોનો ઉદ્ધાર કરનાર ભાગવત છે, તેના અધિકારીઓના દેહને સિદ્ધ કરવો બાકી રહેલો છે, તે આ પછીના અધ્યાયમાં કહેવાશે. વચમાં ભગવાનનું વિરુદ્ધધર્માશ્રયપણું કહેવા માટે ભગવાનની શૃંગારક્રીડાનું નિરૂપણ કરે છેઃ

**स एव नरलोकेऽस्मिन्नवतीर्णः स्वमायया ।**
**रेमे स्त्रीरत्नकूटस्थो भगवान्प्राकृतो यथा ॥३५॥**

**શબ્દાર્થઃ—પોતાની માયાએ કરીને, મનુષ્યલોકમાં અવતરેલા તે જ ભગવાન પ્રાકૃત પુરુષની માફક, સ્ત્રીરૂપ રત્નોના સમૂહમાં રહીને રમણ કરવા લાગ્યા. સંહારને કરનાર કાળાત્મા ભગવાન્ તે જ છે અને કાળને ભક્ષણ કરવા યોગ્ય મનુષ્યોમાં પોતે મનુષ્યરૂપથી અવતરેલા છે.**

**ભાવાર્થઃ**—તેને જેમ કોઇ જાણે નહિ તેવી રીતે ભગવાન પોતાની માયા વડે, દરેકને મારવામાં કારણરૂપે રહેલાં, સ્ત્રીઓરૂપી રત્નોના સમૂહમાં પોતે જ રહેલા છે, અને તેઓને વશ થતાં પ્રાકૃત પુરુષની માફક તે સ્ત્રીઓની સાથે ક્રીડા કરે છે. જ્યાંસુધી રસમાં પ્રવેશ કર્યો નથી ત્યાંસુધી મનુષ્ય તેના રસને જાણતો નથી, એવી કામશાસ્ત્રની મર્યાદા છે. તેમ જે પદાર્થ પોતાને વશ હોય છે તેનો રસ પોતાને પ્રાપ્ત થાય નહિ, તેથી શૃંગારરસ સિદ્ધ કરવા પોતે સ્ત્રીઓને વશ થયા છે. (૩૫)

એવી રીતે ભગવાન પોતાની ઇચ્છાથી સ્ત્રીઓને વશ થયા છે; તેથી પોતાની ઇચ્છાથી સ્વીકારેલી ગ્લાનિ દોષ માટે નથી એવા ન્યાય મુજબ ભગવાનનું દરેક સ્ત્રીઓ સાથે રમણ છે, વિષયના ધર્મ વડે સ્ત્રીઓને વશ ભગવાન નથી, એમ પ્રતિપાદન કરવા માટે કહે છેઃ

**उद्दामभावपिशुनामलवल्गुहास-**
**व्रीडावलोकनिहतो मदनोऽपि यासाम् ।**
**सम्मुह्य चापमजहात् प्रमदोत्तमास्ता**
**यस्येन्द्रियं विमथितुं कुहकैर्न शेकुः ॥३६॥**

**શબ્દાર્થ:**—જે સ્ત્રીઓનો ઉચ્છૃંખલ ભાવ, તેને સૂચવતું શુદ્ધ મનોહર હાસ્ય, અને લજ્જા વડે જોવું, તેનાથી હણાયેલા કામદેવે પણ સારી રીતે મોહ પામીને પોતાનાં હથિયાર છોડી દીધાં, તે ઊંચા મદવાળી ઉત્તમ સ્ત્રીઓ કપટથી પણ જે પ્રભુનાં ઇંદ્રિયોને મથન કરવા માટે સમર્થ ન થયાં.

**ભાવાર્થ:**—જો કે ભગવાનની તે સ્ત્રીઓ ઘણી જ સમર્થ છે, તોપણ ભગવાનના મનને જીતવા સમર્થ ન થયાં, એમ બતાવવા માટે તેઓનું સામર્થ્ય બતાવે છે કે તેઓનો ભાવ ઉચ્છૃંખલ હતો. જેમાં લજ્જા કે ભય વગેરે કાંઇ પણ ન હતું, તેને સૂચવનારું મનોહર હાસ્ય હતું. અહીં સૂચન કરવામાં **પિશુન** શબ્દ મૂકેલો છે, તેનો અભિપ્રાય એવો છે કે સમય અને સ્થાન સિવાય જેને રહેવાનું ન હોય તેને કહી દે તે 'પિશુન' કહેવાય છે. તેથી દરેક સ્ત્રીઓના આ ઉચ્છૃંખલ ભાવને તેનું હાસ્ય બતાવી આપે છે; તેથી તે **પિશુન** કહેલ છે. એમ હોવા છતાં પણ તે નિર્મળ છે. એટલે સ્વાભાવિક હોવાથી તેમાં દોષ નથી. અથવા જેનું સૂચન કરે છે તેનું પણ હિત કરે છે, તેથી સ્વચ્છ છે, અને પુરુષોના મનને પણ હરનાર હોવાથી તેનું સામર્થ્ય બતાવેલું છે. એવું હાસ્ય પહેલાં શરૂ થયું છે. તે પછી ક્રીડાકાર્ય સિદ્ધ થયા બાદ લજ્જા થઇ છે, કારણ કે તે સ્ત્રીઓ પોતાથી પોતે પ્રવૃત્ત થયાં છે, તે પછી હાસ્યથી પોતે છેતરનારાં છે, તેવી સૂચના થાય તે પ્રમાણે જુએ છે. તેનાથી પણ કામદેવ તો હણાયેલો છે. એટલે દરેકને મોહ કરવા માટે જે કામદેવ તૈયાર થયો છે, તે કામદેવે ભગવાનની સ્ત્રીઓથી દૃષ્ટિનું બળ જાણીને પોતાનાં બાણો છોડી દીધાં છે; કેમકે મારે જે કામ કરવાનું છે, તે તો આ ભગવાનની સ્ત્રીઓ જ કરશે; માટે આપણે બાણ રાખીને શું કરવાનું છે? જ્યાં તેઓ મને મોહ કરે છે ત્યાં તેને જોઇને બીજો મુગ્ધ કેમ નહિ થાય? એવી રીતે કામથી પણ કામની સેના અધિક બળવાળી છે. તે સેનારૂપ જ આ ભગવાનની સ્ત્રીઓ છે, તોપણ જે ભગવાનના ઇંદ્રિયરૂપ મનને જીતવા માટે અનેક પ્રકારનાં કપટ કરે છે, છતાં પણ તે સ્ત્રીઓ જીતવાને સમર્થ થતાં નથી; અર્થાત તે સ્ત્રીઓની દૃષ્ટિ માત્રથી કામ જિતાઇ ગયો છે. અને હાવભાવરૂપી કપટોથી ભગવાનનું મન જીતી શકાતું નથી, કારણકે ભગવાન કાળના પિતામહ (પિતાના પિતા) છે; અર્થાત્ વાસુદેવ પોતાનો અંશ છે. તે વાસુદેવની પ્રદ્યુમ્ન-રૂપે કામદેવ ઉત્પન્ન થયેલા છે; તેથી ભગવાન કામના પિતામહ થાય છે. (૩૬)

એવી રીતે પણ ભગવાનથી પરાજય પામેલી ભગવાનની સર્વ સ્ત્રીઓ ભગવાનને જીતવાને સમર્થ નથી, તોપણ અજ્ઞાનથી પોતાના ધર્મનો આરોપ ભગવાનમાં કરે છે તે કહે છે:

**तमयं मन्यते लोको ह्यसङ्गमपि सङ्गिनम् ।**
**आत्मौपम्येन मनुजं व्यापृण्वानं यतोऽबुधः ॥३७॥**

**શબ્દાર્થ:**—તે સંગ વગરના ભગવાનને પણ, સાધારણ મનુષ્યની માફક વર્તનારા હોવાથી, પોતાનું દષ્ટાંત લઇને, ભગવાન સંગવાળા છે એમ આ દુનિયા માને છે; કારણ કે તે અજ્ઞાની છે.

**ભાવાર્થ:**—લોક ભ્રાંત થયેલો છે, તેથી સંગ વગરના ભગવાનને પણ સંગવાળા માને છે, તેમાં લોક પોતાનું દ્દષ્ટાંત લે છેઃ ભગવાન સંગી છે, વિષયવાળાં ચરિત્રો હોવાથી 'દેવદત્ત'ની માફક એવું અનુમાન કરીને; એટલે પોતે જેમ વિષયોમાં લુબ્ધ થઈને રમણ કરે છે, તેવી રીતે ભગવાનને પણ રમણ કરતા જુએ છે, ત્યારે તે પણ વિષયના સંગવાળા છે એમ માને છે. ભગવાન તે વિષયને ગ્રહણ કરતા નથી, એમ તે લોક જાણતો નથી. તેમાં પોતાનું દ્દષ્ટાંત વિચાર કરનારાઓ પણ ખોટું લે છે. એમાં કારણ કહે છે કે પોતાના ભગવત્સ્વરૂપને લોક જેમ મનુષ્યરૂપ માને તેવી ચેષ્ટા ભગવાન કરે છે, પણ ભગવાન મનુષ્યચેષ્ટા કરે છે તે બીજાને માટે છે. એવા તાત્પર્યને તેઓ ન જાણવાથી આ ભગવાન છે તથા પણ મનુષ્ય છે એમ લોક જાણે છે. કયારેક ભગવાન પોતાનું અજ્ઞાનીપણું બતાવે છે, તેથી લોક તેને અજ્ઞ માને છે. જીવરૂપ ઉપાધિ વિદ્યમાન હોય તો તેમાં તે અજ્ઞાન હોય છે, તે અજ્ઞાન ભગવાનમાં છે, એમ માનનારા લોક અજ્ઞાની છે. (૩૭)

પોતે જાણતા નથી એમ બતાવવાની ક્રિયા જેમ અજ્ઞાનને ઉત્પન્ન કરે છે. તેમ એ ક્રિયા કરનારમાં પણ હીનપણું સિદ્ધ કરે છે, કારણ કે લોકમાં તેમ દેખવામાં આવે છે અને જ્યાં જીવપણું હોય છે ત્યાં અજ્ઞાનાદિક હોય જ છે. અને તે મૂર્છા વગેરેની માફક દોષને ઉત્પન્ન કરનારું છે. આવા સિદ્ધ અનુમાનથી ભગવાનમાં જીવપણું પણ બતાવે છે, તેમ પોતામાં અજ્ઞાન હોવા છતાં પણ અજ્ઞાન બતાવવું, એમ પણ બીજાને ભ્રમ ઉત્પન્ન કરવાથી છેતરવાપણું સિદ્ધ થાય છે, તેથી પણ જીવપણું સિદ્ધ કરે છે. ત્યાં ભગવાનમાં જીવપણું હોય તો પછી છેતરવું વ્યર્થ છે, એમ શંકા ન કરવી, કારણ કે મુક્ત જીવો હોય છે, તે પણ તેવી રીતે કરે છે, એમ જોવાય છે. તેમ મુક્ત જીવોને પોતાને બંધ થાય તેવા ભયથી લોકોને ભ્રમ થાય તેવું આચરણ કરે છે. પણ જયાં પોતાને બંધ થવાનો ભય નથી ત્યાં તેવું આચરણ કરતા નથી. ત્યારે ભગવાનને તેવું આચરણ કરવાનું શું કારણ ? એવી શંકા કરીને જીવથી પોતાનું વિલક્ષણપણું બતાવતાં વિષયનો સંબંધ ભગવાનના જીવપણાને બોધ કરનાર નથી, એમ કહે છેઃ

**एतदीशनमीशस्य प्रकृतिस्थोऽपि तद्गुणैः ।**
**न युज्यते सदाऽऽत्मस्थैर्यथा बुद्धिस्तदाश्रया ॥३८॥**

**શબ્દાર્થ:**—ભગવાન પ્રકૃતિમાં રહેલા છે, તોપણ હમેશાં આત્મામાં રહેલા પ્રકૃતિના ગુણો વડે જોડાતા નથી, જેમ તેમનો આશ્રય કરનારી બુદ્ધિ જોડાતી નથી; એ ઇશ-ભગવાનનું ઐશ્વર્ય છે.

**ભાવાર્થ:**—વિષયના સંબંધથી જીવપણાની શંકા ભગવાનમાં કરાય છે, તે વિપરીત કહેવાય છે, કારણ કે ભ્રમથી વિષયનો સંબંધ હોય તો જીવપણું હોઈ શકે, પણ વિષયને પોતાના તાબામાં રાખીને સંબંધ કરે તો તેમાં ઈશ્વરપણું સિદ્ધ થાય છે. તેમ જીવપણાનાં કેટલાંક કાર્ય તો નક્કી કરેલાં છે. તેવાં નિયમિત કાર્યો ભગવાનનાં નથી. તેમ જીવના ધર્મો ભગવાનને પ્રતિબંધ કરનાર નથી. જે મણિ અને મંત્રાદિકમાં પણ અલૌકિક શક્તિ જોવામાં આવે છે, તે ભગવાનની શક્તિ છે, તેથી ભગવાન પ્રકૃતિમાં રહ્યા છે; વિષયોમાં રમણ કરે છે તોપણ પ્રકૃતિના ગુણો વડે જોડાતા નથી. કર્તાપણું, વશ થવું, પોતાના સ્વરૂપમાંથી હટી જવું, વગેરે દોષને ઉત્પન્ન કરનારા પ્રકૃતિના ગુણો છે! ઉપરથી સાધારણ રીતે અગ્નિનો સ્પર્શ થવાથી દાહ થયો નહિ, માટે હમેશાં અગ્નિનો સંબંધ રાખીશું તોપણ દાહ નહિ થાય એમ માનવા જેવું ભગવાનમાં પણ થશે; એવી શંકા કરીને કહે છે કે તે ગુણો હમેશાં પોતામાં રહેલા છે, કારણ કે ભગવાન સર્વના આશ્રયરૂપ છે. અથવા સંયુક્ત સમવાય સંબંધ (નેત્રની સાથે સંયોગ-સંબંધથી ઘટ રહેલો છે, અને તે ઘટમાં તેનું રૂપ સમવાય-સંબંધથી રહેલ છે, તેથી નેત્રને સંયુક્ત સમવાય-સંબંધથી ઘટના રૂપનો બોધ થાય છે, એ સંબંધ સંયુક્ત સમવાય કહેવાય છે,)-થી હમેશાં આત્મામાં જ પ્રકૃતિના તે ગુણો રહેલા છે, એટલે પ્રકૃતિ સાથે આત્માનો સંયોગ છે. અને પ્રકૃતિમાં તે ગુણો સમવાય સંબંધથી (મૃત્તિકા ઘડામાં અને તંતુઓ લૂગડામાં સમવાય-સંબંધથી રહેલાં છે, તે સમવાય સંબંધ કહેવાય છે) રહેલા છે; તે ગુણો જો પોતાના આશ્રયમાં પોતાનું કાર્ય સંપાદન કરે તો ભગવાનનો આશ્રય કરીને રહેલા ન હોય, કેમકે પ્રકૃતિના ગુણો ભગવાનમાં પોતાનું કાર્ય કરી શકતા હોય તો ભગવાનપણાનો ભંગ થાય, અથવા ભગવાનનો સર્વાશ્રમરૂપ ધર્મ ન હોય; માટે જે ગુણો જેનામાં રહેલા નથી અને તેમાં છે, એમ ભ્રમથી જણાય છે, તે ગુણો જ ભગવાનનું સંગીપણું અને જીવપણું બતાવે છે, પરંતુ નિયમથી આશ્રય કરીને રહેલા ગુણો સંગીપણું અને જીવપણું બતાવતા નથી, કારણ કે ધનાદિક બીજાનું હોય છે અને બીજો લેવાની ઈચ્છા કરે તેમાં દોષ ઉત્પન્ન થાય છે.

તેમ જ કુષ્ઠ (કોઢ) વગેરે રોગ છે તે એકમાં રહેલો હોય તેના સંસર્ગથી બીજાને પણ લાગે છે, તેથી તે દોષને ઉત્પન્ન કરનાર થાય છે, એમ લોકોમાં જોવામાં આવતી સિદ્ધ બાબત છે, તેમ બીજાનો આશ્રય કરીને રહેલા ગુણો

થી જ બીજાને દોષ ઉત્પન્ન થાય છે પણ પોતામાં જે હમેશાં રહેલા છે, તે પોતાને દોષ કરતા નથી. ત્યાં દૃષ્ટાંત આપે છે કે, જેમ અવિદ્યા ભગવાનનો આશ્રય કરીને રહેલી છે, તે ભગવાનમાં દોષ ઉત્પન્ન કરતી નથી, જેમ રાજાએ બીજાને માટે શસ્ત્ર અથવા પાશ વગેરે રાખેલાં છે, તે પોતાના સમીપમાં રહેલાને કાંઈ કરતાં નથી, તેમ અવિદ્યા ભગવાનમાં આશ્રય કરીને રહેલ છે, તોપણ ભગવાનને દોષ ઉત્પન્ન કરી શકતી નથી.

શ્રી ભાગવત દશમ સ્કંધમાં અક્રૂરજીને ભગવાને દર્શન આપ્યાં, ત્યાં કહ્યું છે કે, "શ્રી, પુષ્ટિ, ગિરા, કાંતિ, કીર્તિ, તુષ્ટિ, ઇલા, ઊર્જા, વિદ્યા, અવિદ્યા, શક્તિ, અને માયા વડે ભગવાન સેવાયેલા છે;" તેમ જ એકાદશ સ્કન્ધમાં પણ ભગવાને ઉદ્ધવજીને કહ્યું કે "વિદ્યા અને અવિદ્યા એ બે મારાં શરીર છે," વગેરે વાકયોમાં ભગવાનનો આશ્રય કરીને અવિદ્યા રહેલી છે, એમ નિરૂપણ કરેલું છે.

મતિ તે વિદ્યા છે, તેની સામે તેની બરોબરી કરનારી શોકય તરીકે અમતિરૂપ અવિદ્યા છે. તે અવિદ્યા જેમ ભગવાનમાં પોતાનું કાર્ય કરી શકતી નથી, તેમ એ વિષયો પણ ભગવાનમાં કાંઇ કરતા નથી, એવો અર્થ થાય છે.

શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજીને એકાદશ સ્કંધમાં કહ્યું છે કે "હે મોટી બુદ્ધિવાળા ઉદ્ધવ, એક મારા અંશરૂપ આ જીવને જ અવિદ્યાથી અનાદિ બંધ છે અને તેને વિદ્યાથી મોક્ષ થાય છે." એવું વાકય છે, તેથી વિષયો જેનો આશ્રય કરીને રહેલા છે, તેનું દુષ્ટપણું સંપાદન કરી શકતા નથી. હમણાં શ્રીકૃષ્ણ પોતાની સ્ત્રીઓ સાથે જે રમણ કરે છે, તે રમણ તો શ્રીકૃષ્ણનું ઈશ્વરપણું સિદ્ધ કરે છે. અવિદ્યા જેમ જીવને મોહ કરનારી છે, એમ અજ્ઞાન વગેરે પણ દૈત્યોને મોહ કરનારાં છે; તેથી દૈત્યો ભગવાનના સ્વરૂપને જાણતા નથી. "અજ્ઞાનીઓ દેવાદિદેવ ભગવાનનું અપમાન કરે છે" એવું વાકય છે, તે પ્રમાણે ભગવાનનું સ્મરણ ન થવારૂપ જે દોષ છે તેને દૂર કરવા માટે તો સદ્ધર્મ જ છે. માટે દુષ્ટોના સમક્ષ પોતાનું સ્વરૂપ છુપાવીને તેઓને છેતરવા એ સદ્ધર્મ છે. હરિ ભગવાન્ નિર્દોષ અને પૂર્ણગુણવાળા છે. (૩૮)

લોકો ભમી રહેલા છે, કારણ કે હમેશ જેને શ્રીકૃષ્ણ સાથે સંબંધ છે તેઓ પણ ભ્રમ પામે છે તે કહે છેઃ

**तं मेनिरेऽबला मूढाः स्त्रैणं चानुव्रतं रहः ।**
**अप्रमाणविदो भर्तुरीश्वरं मतयो यथा ॥३९॥**

**શબ્દાર્થઃ**—જ્ઞાનના સાધનરૂપ શાસ્ત્રો જેમ ઇશ્વરને જુદી રીતે જાણે છે તેમ પોતાના પતિના પ્રમાણને નહિ જાણનારી મૂઢ સ્ત્રીઓ, એકાંતમાં પોતાની પાછળ અનુસરનારા શ્રીકૃષ્ણને સ્ત્રીઓને વશ થયેલા તરીકે સ્ત્રૈણ માને છે.

**ભાવાર્થ:**—એ સ્રીઓ અબળા છે અને જ્ઞાનને ઉત્પન્ન કરનાર ક્રિયા કરવામાં સમર્થ નથી. તેથી જ તેઓ મૂઢ છે, એટલે રીત વગરની છે. બીજા માટે ભગવાન કાર્ય કરે છે, ત્યારે ભગવાન પોતા માટે કરે છે, એમ તેઓ માને છે. તે કહે છે, કે ભગવાન સ્રીલંપટ છે. મૂળમાં ચકાર હોવાથી ભગવાન સ્રીઓને વશ થયેલા પણ તેઓ માને છે. તેનું કારણ એ છે કે, એકાંતમાં સ્રીઓની પાછળ જે ભગવાનનું વ્રત છે, એટલે જ્યારે એકાંત સ્થાન હોય ત્યારે ત્યાં ભગવાન પાસે જ હોય છે; તેથી હંમેશાં એકાતમાં રહેવાનો સ્વભાવ છે; માટે પ્રભુ સ્રીલંપટ છે, એમ દરેક સ્રીઓ માને છે.

તે સ્રીઓનું માનવું ખરું જ હશે ? તો ત્યાં ખુલાસો કરે છેઃ તે સ્રીઓ પોતાના પતિ ભગવાનના પ્રમાણને જાણતી નથી. જેમ આંધળા માણસ પાસે હાથી આવ્યો હોય ત્યારે તેના જે અંગનો જે આંધળો સ્પર્શ કરે છે, તે આંધળો તે પ્રમાણે હાથીનું સ્વરૂપ માને છે, એટલે હાથીના પગનો સ્પર્શ કરનાર આંધળો, હાથીને થાંભલા જેવો માને છે, હાથીના પૂંછડાનો સ્પર્શ કરનાર આંધળો, દંડના જેવો હાથી છે એમ માને છે, પેટનો જેણે સ્પર્શ કર્યો હોય તે હાથીને કોઠી જેવો માને છે, અને કાનને સ્પર્શ કરનારો સૂપડા જેવો હાથી માને છે, હાથી તો નેત્રથી જ જાણવા યોગ્ય છે, કાંઇ સ્પર્શથી જાણી શકાય નહિ, તેવી રીતે ભગવાનનાં શાસ્રો વડે જ ભગવાન જાણવા યોગ્ય છે, જુદા જુદા સમયમાં જુદી જુદી રીતે ભગવાન વિરાજતા હોય અને જુદી જુદી ક્રિયા કરતા હોય, તેથી ભગવાન સમજાતા નથી. ભગવાન સ્રીઓની સાથે એકાંતમાં રહે છે તે પણ તે સ્રીઓના સ્વામી તરીકે રહે છે, કારણકે, "ગાફલ ન થઇને તેની રક્ષા કરો" એમ શ્રુતિમાં કહ્યું છે, તે પ્રમાણે શ્રુતિના અર્થનું પ્રતિપાદન કરનાર ભગવાન જ છે, માટે સ્રીઓના સ્વામી હોવાથી તેની સાથે એકાંતમાં રહેવાનો ભગવાનનો સ્વભાવ છે, એટલે તેઓની રક્ષા કરવા માટે ભગવાન તેમ કરે છે, તેનું જ્ઞાન સ્રીઓને નથી જ. તેમાં દૃષ્ટાંત આપે છે કે, જેમ જ્ઞાનનાં સાધનરૂપ શાસ્રો જો કે ભગવાને જ પ્રવર્તાવેલાં છે, તેઓ પોતાની યુક્તિથી ભગવાનને જ વિપરીત માને છે, એટલે નિરીશ્વર સાંખ્યવાદી **ઇશ્વર-જ નથી** એમ માને છે; તેવી જ રીતે બીજા નાસ્તિક મતવાળા પણ માને છે; જૈમિનીયમતવાળા યજ્ઞાદિક જ ઇશ્વર છે એમ માને છે; ઇશ્વર કેવળ કર્તા તરીકે જ છે, એમ ન્યાયશાસ્રમાં વૈશેષિકમતવળાઓ માને છે, અને સાંખ્ય મતમાં એક ભાગ એવો છે કે જે જીવવિશેષ જ ઇશ્વર છે એમ માનનારો છે. એમ દરેક માનનારાઓને મૂળ પ્રમાણરૂપ વેદનું જ્ઞાન ન હોવાથી પોતાની કલ્પનાથી તેવી રીતે માને છે. તેમ જ ભગવાનની સ્રીઓને ભગવાનના સ્વરૂપનું તથા અભિપ્રાયનું જ્ઞાન ન હોવાથી, તેઓ ભગવાનને સ્રીલંપટ માને છે. (૩૯)

**ઇતિશ્રી ભાગવત સુબોધિની-ભાવાર્થમાં પ્રથમસ્કંધમાં ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત અગિયારમો અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૧૨ મો

एवमैकाग्र्यसिद्ध्यर्थं सर्वं कार्यं निरूपितम् ।
अधुना श्रोतृदेहस्य रक्षणं विनिरूप्यते ॥ १ ॥
यथा वेदान्तविज्ञाने पञ्चाग्नौ देहसम्भवः ।
तथा भागवतज्ञाने ब्रह्माग्नौ बोधसंयुते ॥ २ ॥
सर्वलक्षणसंपन्नः सर्वदोषविवर्जितः ।
बीजसंस्कारसहितः श्रोता भागवते मतः ॥ ३ ॥

એવી રીતે એકાગ્રતા સિદ્ધ થવા માટે દરેક કાર્યનું નિરૂપણ કર્યું; હવે આ અધ્યાયમાં શ્રીભાગવતના શ્રોતા પરીક્ષિતના દેહની રક્ષાનું નિરૂપણ થાય છે. (૧) બ્રાહ્મણે નાખેલા બ્રહ્માસ્રરૂપ અગ્નિથી દાહ થયા પછી પરીક્ષિતની રક્ષા કરી, તે કરતાં પહેલાં જ રક્ષા કરવાનો પક્ષ ઠીક હતો, તોપણ દાહ થયા પછી ભગવાને શા માટે રક્ષા કરી? પ્રથમથી જ દાહ થવા દીધો નહોત તો શી હરકત હતી? એવી શંકાનું સમાધાન કરે છે કે પંચાગ્નિમાં દેહ ઉત્પન્ન થાય છે, ત્યારે શુદ્ધ થઇને જેમ વેદાંત જાણવામાં અધિકારી બને છે તેમ જ્ઞાનયુક્ત બ્રહ્માગ્નિમાં દેહ શુદ્ધ થયા પછી ભાગવતજ્ઞાનમાં અધિકારી થાય છે, (૨) કારણકે સર્વલક્ષણોથી યુક્ત, સર્વ દોષોથી રહિત, અને બીજમાં જ જેને તેવો સંસ્કાર થયેલો હોય તેવો પુરુષ જ ભાગવતનો શ્રોતા માનેલો છે. (૩)

શૌનકે ચોથા અધ્યાયમાં પરીક્ષિતના જન્માદિક વિષે પ્રશ્ન કરેલ છે. ત્યારપછી પ્રસંગોપાત્ત વચમાં બીજી કથા આવી ગઈ છે, તેથી શૌનક પાછી પૂર્વની કથાને સંભારી આપવા માટે પૂછે છેઃ

शौनक उवाच ।

अश्वत्थाम्नोपसृष्टेन ब्रह्मशीर्ष्णोरुतेजसा ।
उत्तराया हतो गर्भ ईशेनाऽऽजीवितः पुनः ॥१॥

**શબ્દાર્થઃ**—અશ્વત્થામાએ નાખેલા ઘણા તેજવાળા બ્રહ્માસ્રથી ઉત્તરાનો ગર્ભ નાશ પામતો હતો, તે ઇશ એવા શ્રીકૃષ્ણે ફરીવાર જીવતો કર્યો છે.

**ભાવાર્થઃ**—તમારાં વાકયો પરસ્પર મળી ગયાં હોવાથી અમે એમ જાણ્યું છે કે, અશ્વત્થામા બ્રાહ્મણ છે, અને તેણે નાખેલું બ્રહ્માસ્ર સફળ છે, તેથી ઉત્તરાનો ગર્ભ હણાયો હતો, તે ગર્ભ શ્રીકૃષ્ણ ભગવાને પોતાના સામર્થ્યથી પાછો જીવતો કર્યો છે. પહેલાં પણ કોઇને સમજવામાં ન આવે તેવી રીતે પોતાની શક્તિઓ વડે બીજમાં તેનો પ્રવેશ કરાવીને જીવતો કરેલો છે, હમણાં

પણ તે બીજ બ્રહ્માસ્ત્રથી બળી ગયું છે, ત્યારે ફરી તેને બીજમાં પ્રવેશ કરાવીને જિવાડેલો છે, એમ મૂળમાં **પુનઃ** શબ્દ લખ્યો છે તેનો અર્થ છે. (૧)

એવી રીતે આગળ બનેલી હકીકતનું વર્ણન કરીને હવે પોતાને સાંભળવાનું છે તે કહે છેઃ

**तस्य जन्म महाबुद्धेः कर्माणि च महात्मनः ।**
**निधनं च यथैवासीत्संप्रेत्य गतवान्यथा ॥२॥**
**तदिदं श्रोतुमिच्छामि गदितुं यदि मन्यसे ।**
**ब्रूहि नः श्रद्दधानानां यस्य ज्ञानमदाच्छुकः ॥३॥**

**શબ્દાર્થઃ**—મોટી બુદ્ધિવાળા તે મહાત્મા પરીક્ષિતનો જન્મ, કર્મ અને મરણ જેવી રીતે થયાં છે, તેમ જ મરણ પામીને પણ જેવી રીતે ગયેલા છે તે બધું સાંભળવાની હું ઇચ્છા કરું છું. તે જો આપ કહેવાને યોગ્ય માનતા હો તો અમે સાંભળવામાં શ્રદ્ધા રાખનારા છીએ, તેથી કહો કે જે પરીક્ષિતને શુકદેવજીએ જ્ઞાન આપ્યું છે.

**ભાવાર્થઃ**—તે મોટી બુદ્ધિવાળા હતા, એટલે પ્રથમથી જ તેને જ્ઞાનસિદ્ધ હતું. તે મહાત્મા હતા, એટલે તેમનાં કર્મો પણ સારાં હોવાં જોઇએ, માટે તેમનાં કર્મો કહો. જન્મ અને કર્મથી જે શુદ્ધ હોય છે, તેને મૃત્યુની સંભાવના જ નથી, તેમ તેનું મૃત્યુ તો ગર્ભમાં જ દૂર કરેલું છે, ત્યારે પછી કયા પ્રકારે તેનું મરણ થયું, એમ પ્રશ્ન રહે છે. એટલે જેમ પૂર્વના જન્મમાં તેને જ્ઞાનાદિક સિદ્ધ હતાં, તોપણ તેને ઉત્તરાના ગર્ભનો સંબંધ થયો, તેમ હવે પછી પણ દેહનો સંબંધ થયો હશે! એમ શંકા કરીને કહે છે કે તે પરીક્ષિત રાજા જેવી રીતે શરીર છોડીને ગયેલ છે તે કહો; એવો શૌનકના પ્રશ્નનો અભિપ્રાય છે. (૨)

ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે તેની ઉત્પતિ સ્થિતિ અને પ્રલય તેમ જ તેનું પરલોકમાં ગમન કેવી રીતે થયું, તે વિષયમાં શાસ્ત્રના અર્થનો સંદેહ થવાથી સાંભળવા ઇચ્છું છું. તે કહેવામાં ઘણો સમય લાગવાથી ક્લેશ થાય તેમ હોય તોપણ જરૂર કહેવું જોઇએ એમ તમે માનતા હો તો અમે બધા શ્રદ્ધાવાળા થઇને સાંભળવાને ઇચ્છીએ છીએ. ઇચ્છાથી જે કહેલું હોય તેમાં ભગવાનનું ચરિત્ર છે એમ જણાય છે. તેથી જ કહે છે કે "**આ કહેવું જોઇએ**" એમ જો તમે માનતા હો તો અમે સાંભળવાને તૈયાર છીએ.

પરીક્ષિતના જન્મ તથા કર્મ સંબંધી કથા છે, તે જો કે ભગવાનથી બીજાની કથા છે, તોપણ ભગવાનના ભક્તની કથા તો છે જ; તેથી તે સાંભળવામાં અમારી શ્રદ્ધા છે. જો પરીક્ષિત ભગવદીય ન હોય તો શુકદેવજીએ તેને

જે જ્ઞાન આપ્યું છે તે ન આપે, એટલે તેનો સંભવ પણ ન થાય; માટે પરીક્ષિત ભગવદીય છે એમ અમને નિશ્ચય છે; તેથી તેનું ચરિત્ર કહો. (૩)

પરીક્ષિતના જન્મનું નિરૂપણ કરવું છે, તે માટે તેના વંશ, દેશ અને કાળનું ઉત્તમપણું ત્રણ શ્લોકથી સૂત પૌરાણિક કહે છે:

सूत उवाच

**अपीपलन्महाराजः पितृवद्रञ्जयन्प्रजाः ।**
**निस्पृहः सर्वकामेभ्यः कृष्णपादानुसेवया ॥४॥**

**શબ્દાર્થ**:—શ્રીકૃષ્ણના ચરણારવિંદની સેવા વડે, સર્વ વિષયોથી નિસ્પૃહ થયેલા અને પિતાની માફક રંજન કરનારા યુધિષ્ઠિર રાજા પ્રજાનું પાલન કરવા લાગ્યા.

**ભાવાર્થ**:—યુધિષ્ઠિર રાજા પ્રજાનું પાલન કરવા લાગ્યા છે. સ્વધર્મ અને વિષ્ણુ ભગવાનની ભક્તિ વડે દરેક લોક મહાન થાય છે; તે સિવાય મહાન થતો નથી. અને વિષયોમાંથી તૃષ્ણા જતી રહે એ પ્રભુની સેવા માટે ભક્તિને સૂચવનારું છે. તેમાં પ્રજાનું પાલન કરવું તે રાજાનો ધર્મ છે. ધર્મરાજા, પિતાની માફક પોતાની પ્રજાનું રંજન કરે છે, એમ કહેલું છે. તે યુધિષ્ઠિર જ્ઞાનસહિત રાજ્ય કરે છે, એમ બતાવ્યું છે. જો જ્ઞાનસહિત તે ન હોય તો દરેકમાં ભગવાનની દૃષ્ટિ ન થવાથી પ્રજાનું રંજન થઇ શકે નહિ.

વળી યુધિષ્ઠિર રાજા સ્પૃહા વગરના છે એમ કહેવાથી તેની નિરપેક્ષતા બતાવી છે. શ્રીકૃષ્ણ ભગવાનની સેવાનું તત્ત્વજ્ઞાન સારી રીતે થવામાં શાસ્ત્રાનુસાર જે ભજન થાય છે તે જ કારણરૂપ છે; તેથી શ્રીકૃષ્ણના ચરણકમળની સેવા યુધિષ્ઠરે સારી રીતે કરેલી છે, એમ જણાય છે, કારણકે શાસ્ત્રાનુસાર તેને ફળ થયું પણ છે; એટલે વિષયોમાં તેને વૈરાગ્ય થયું છે, અને પ્રભુની સેવાની સાથે દરેક સ્થળે તેને ભગવાનનો ભાવ થયો છે. તે શ્રીકૃષ્ણની સેવા કરવાનું ફળ છે, એમ નિરૂપણ કરવાનો અભિપ્રાય એવો છે કે, યુધિષ્ઠિર રાજા ઉત્તમ હોવાથી તેનું રાજ્ય, તે સમય, અને તેનો વંશ પણ ઉત્તમ છે, તેથી રાજાના ધર્મ પ્રમાણે જ દરેક પ્રજા ધર્મ કરે છે; એટલે તેના રાજ્યમાં દરેક સ્થળે શ્રીકૃષ્ણ પ્રભુની સેવા જ પ્રસરેલી છે. તેથી દેશ ઉત્તમ છે અને જ્ઞાન ભક્તિ અને કર્મરૂપ ધર્મો પણ તે સમયમાં વિદ્યમાન હોવાથી કાળ પણ ઉત્તમ છે, એમ બતાવ્યું છે. (૪)

યુધિષ્ઠિર રાજાને વૈરાગ્ય ક્યાં થયું છે, કારણ કે રાજ્ય અને વૈરાગ્યને વિરોધ છે! એમ શંકા કરીને યુધિષ્ઠિરને સાધન તરીકે વૈરાગ્ય નથી પણ ભક્તિ છે, તેમાં વૈરાગ્ય આનુષંગિક (પાછળ જોડાય તેવું) છે, એમ નિરૂપણ કરે છે:

**सम्पदः क्रतवो विप्रा महिषी भ्रातरो मही ।**
**जम्बूद्वीपाधिपत्यं च यशश्च त्रिदिवं गतम् ॥७॥**
**किं तेऽकामाः सुरस्पार्हा मुकुन्दमनसो द्विजाः ।**
**अधिजह्रुर्मुदं राज्ञः क्षुधितस्य यथेतरे ॥६॥**

**શબ્દાર્થઃ**—હે બ્રાહ્મણો, સમૃદ્ધિ, યજ્ઞો, પટ્ટરાણી, પૃથ્વી, જંબૂદ્વીપ ઉપરની સર્વોપરિ સત્તા, અને સ્વર્ગ સુધી ગયેલો યશ, એવી રીતે દેવતાઓને યોગ્ય એવા વિષયો યુધિષ્ઠિરે માગ્યા ન હતા, કારણકે તે રાજાનું મન મોક્ષ આપનાર મુકુંદ ભગવાનમાં છે. જેમ ભૂખ્યા માણસને સ્ત્રી વગેરે વિષયો આનંદ કરતા નથી, તેમ યુધિષ્ઠિરનું મન ભગવાનમાં હોવાથી તે વિષયો તેને આનંદ આપનારા થયા નથી.

**ભાવાર્થઃ**—રાજ્ય, ધન, અને ઘોડા વગેરે સંપત્તિનો વધારો છે, રાજસૂયાદિક યજ્ઞો પણ યુધિષ્ઠિરે કરેલા છે. અહીં **हे विप्राः** એમ સંબોધન આપ્યું છે, તે આ બાબતમાં પ્રમાણ માટે છે. દ્રૌપદી યુધિષ્ઠિરની પટ્ટરાણી છે. ભીમ વગેરે ભાઈઓ છે. સમગ્ર પૃથ્વીનું રાજ્ય છે. તે રાજા હોવાથી શાસ્ત્રથી પૃથ્વી પ્રાપ્ત થઈ છે અને તેના પરાક્રમથી દરેક સ્થળે સત્તા પ્રસરેલી છે. એમ પૃથ્વીશપણામાં અને અધિપતિપણામાં ભેદ છે. વળી અર્જુને તો ઈંદ્ર ઉપર પણ ઉપકાર કર્યો છે તેથી તેનો યશ તો સ્વર્ગ સુધી ગયો છે. એ દરેક વિષયો ભગવાનની કૃપાથી પોતાની મેળે જ સિદ્ધ થયા છે, તેથી જ યુધિષ્ઠિરે તે વિષયો માગેલા નથી એમ કહ્યું છે. તે વિષયો રાજાના હૃદયમાં આવ્યા નથી તે માટે પરોક્ષ રીતે **તે વિષયો** કહેલા છે. ખરી રીતે તો તે વિષયો દેવતાઓને યોગ્ય છે, તે કદાચ મનુષ્યને ઇચ્છિત હોય તોપણ ભગવાનના ભક્તને તો તે ઇચ્છિત હોતા જ નથી. જે બહુ ઇચ્છા કરતો હોય અથવા જેને ઘણું પ્રાપ્ત થયું હોય તેને તુચ્છ સાધારણ વિષય પ્રાપ્ત થયો હોય તોપણ તેમાં કામના થતી નથી.

યુધિષ્ઠિરનું મન મુકુંદ ભગવાનમાં લાગેલું છે; એટલે જેનું મન મોક્ષમાં હોય છે તેને પણ આવી રીતે વિષયોમાં અનિચ્છા થાય છે ત્યારે મોહને આપનાર ભગવાનમાં મન લાગેલું હોય તેવા ભક્તને તો બીજા વિષયોમાં મન શા માટે લાગે ? અર્થાત્ ન જ લાગે. અહીં **द्विजाः** એવું સંબોધન આપ્યું છે, તે તેમાં પ્રમાણ બતાવવા માટે છે, એટલે મોક્ષમાં જેનું મન લાગેલું હોય છે, તેને બીજા વિષયોમાં મન લાગતું નથી, તે વિપ્રો સારી રીતે જાણે છે; માટે તે સંપત્તિઓ શું યુધિષ્ઠિરને આનંદ ઉત્પન્ન કરે છે? અર્થાત્ તે આનંદ કરનાર નથી. વળી યુધિષ્ઠિરમાં વિષયો પોતાના ધર્મોને ઉપજાવી શકતા નથી. ત્યાં દૃષ્ટાંત આપે છે કે જેમ કોઈ ભૂખ્યા માણસમાં સ્ત્રી વગેરે વિષયો

પોતાના ધર્મને કરી શકતા નથી, તેમ મોક્ષ આપનાર ભગવાનમાં યુધિષ્ઠિરનું મન લાગેલું હોવાથી સંપત્તિ વગેરે વિષયો તેને આનંદ આપતા નથી. (૫-૬)

આવી રીતે યુધિષ્ઠિર રાજાનું માહાત્મ્ય કહીને તેના વંશમાં સ્વભાવથી જ આ પરીક્ષિત રાજા તેવા છે એમ બતાવવા માટે તેનું વિશેષ માહાત્મ્ય કહે છેઃ

**मातुर्गर्भगतो वीरः स तदा भृगुनन्दन ।**
**ददर्श पुरुषं कञ्चिद्दह्यमानोऽस्त्रतेजसा ॥७॥**

**શબ્દાર્થ**:—હે શૌનક, માતાના ગર્ભમાં રહેલા તે **વીરે**, તે વખતે પોતે **બ્રહ્માસ્ત્રના તેજથી** બળતો હતો ત્યાં કોઈ પુરુષનાં દર્શન કર્યાં.

**ભાવાર્થ**:—મૂળમાં **मातुः** અને **गर्भगतः** એમ જુદાં જુદાં પદ લખ્યાં છે, તેનો અભિપ્રાય એવો છે કે જેમ ઘરમાં જુદી જુદી રીતે માણસ રહે છે, તેમ માતાના ગર્ભમાં તે પરીક્ષિત જુદી રીતે રહેલા છે, માટે તેને ગર્ભ જવાનો કલેશ નથી એમ બતાવ્યું છે, એટલે પ્રથમથી જ તે જ્ઞાન વગેરેની સાથે જ છે અને ગર્ભમાં તો કેવળ પ્રાપ્ત જ થયેલ છે. તે વીર છે એમ કહેવાથી દામણાથી બંધાયેલા નથી પણ પરાક્રમ સહિત જ રહે છે, કારણ કે તેના ઉપર સાક્ષાત્ પરબ્રહ્મની દૃષ્ટિ હોવાથી દેવતાઓએ તેને દોરડાંથી બાંધેલ નથી. જો કે ગર્ભને તો દામ વડે દેવતાઓ બાંધે છે, એવી પ્રસિદ્ધિ બહુ નથી તોપણ "ઉત્પન્ન થતા રાજન્યથી દેવતાઓ ભય પામવા લાગ્યા," એમ તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે ત્યાં ભય થવાનું લખ્યું છે, માટે બંધન પણ ઘટી શકે છે, પણ તે પરીક્ષિત તો વીર હોવાથી તેને બંધનનો ભય નથી એમ બતાવ્યું છે. અહીં વિશ્વાસ લાવવા માટે મૂળમાં **भृगुनन्दन** એવું સંબોધન કરેલું છે. ત્યારે તે બ્રહ્માસ્ત્રના તેજથી બળતો હતો, તે જ સ્થળે તે બ્રહ્માસ્ત્રથી થતા દાહને ન ગણકારીને કોઈ પુરુષનાં તેણે દર્શન કર્યાં. ભગવાન દરેક કાર્ય સિદ્ધ કરીને સર્વે દૈત્યોનો પ્રવેશ ન થાય તે માટે પરીક્ષિતની રક્ષા કરવા માટે સર્વ તત્ત્વોની સાથે ઉદરમાં પ્રવેશ કરીને ભ્રમણ કરી રહ્યા છે; એટલે પ્રભુ તેની રક્ષા કરે છે, એ પોતાનો ઉપકાર તેને જણાવવા માટે પ્રભુએ પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું છે. વેદમાં જેટલાં રૂપો પ્રસિદ્ધ છે, તેમાં જે પ્રથમ રૂપની ભાવના પણ થઇ શકતી નથી તે રૂપ વડે ભગવાન પ્રકટ થાય છે. પરીક્ષિત ગર્ભમાં બ્રહ્માસ્ત્રથી બળતા હતા, તે તેને **તપ** થતું હતું અને તે વીર હતા તે એનો **સ્વધર્મ** હતો. એમ **તપ** અને **સ્વધર્મ** સહિત તે હતા. તેવા પરીક્ષિતે ભગવાનનું દર્શન કર્યું.

"જેના શરીરને તપ થયું નથી તે અપકવ (કાચો) કહેવાય છે; તે પુરુષ તે પદને પામી શકતો નથી," એમ શ્રુતિમાં કહેલ છે, તેથી બ્રહ્માસ્ત્ર વડે

બળવાથી પરીક્ષિતને તપ થયું, ત્યારે ભગવાનનું તેને દર્શન થયું. તેનું વિશેષ વર્ણન થઇ શકે તેમ ન હોવાથી તેણે કોઈ પુરુષને જોયા, એમ કહેલ છે. (૭)

તે રૂપનું વર્ણન કરે છે:

> अङ्गुष्ठमात्रममलं स्फुरत्पुरटमौलिनम् ।
> अपीच्यदर्शनं श्यामं तडिद्वाससमच्युतम् ॥८॥
> श्रीमद्दीर्घचतुर्बाहुं तप्तकाञ्चनकुण्डलम् ।
> क्षतजाक्षं गदापाणिमात्मनः सर्वतोदिशम् ॥
> परिभ्रमन्तमुल्काभां भ्रामयन्तं गदां मुहुः ॥९॥
> अस्त्रतेजः स्वगदया नीहारमिव गोपतिः ।
> विधमन्तं सन्निकर्षे पर्यैक्षत क इत्यसौ ॥१०॥

**શબ્દાર્થ**:—અંગૂઠાના જેવડા પરિમાણવાળા શુદ્ધ, પ્રકાશમાન સુવર્ણના મુકુટવાળા, સુંદર દર્શનવાળા, શ્યામ, વીજળીના જેવાં પીળાં જેનાં વસ્ત્ર છે તેવા, અચ્યુત, શોભાવાળા ચાર લાંબા શ્રીહસ્તવાળા, તપાવેલા સુવર્ણનાં કુંડળને ધારણ કરનાર, રુધિર (લોહી)ના જેવાં લાલ નેત્રવાળા, શ્રીહસ્તમાં ગદા ધારણ કરનારા, પોતાની ચોતરફ ફરતા, અને ઉલ્કા ( ઊંબાડિયા ) જેવી ગદાને વારંવાર ફેરવતા ભગવાનનાં પરીક્ષિતને દર્શન થયાં. જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે છે તેમ પોતાની ગદા વડે તે પ્રભુ બ્રહ્માસ્ત્રના તેજને દૂર કરતા હતા. તેવા ભગવાનને આ કોણ છે, એવી રીતે પરીક્ષિત ચોતરફ જોવા લાગ્યા.

**ભાવાર્થ**:—"અંગૂઠા જેવડા જ પુરુષ છે, અંગૂઠાનો સારી રીતે આશ્રય કરીને રહેલ છે, સર્વના સ્વામી છે, સમગ્ર જગતના પ્રભુ છે, અને સર્વ જગતને ભોગવનાર છે અને તે જ પ્રભુ સર્વને આનંદ કરે છે," એમ વેદમાં કહેલું હોવાથી અંગુષ્ઠ-માત્ર છે તે બ્રહ્મરૂપ છે; તેથી જ ઘણા સ્વચ્છ છે. ગર્ભમાં રહેતા હોય તેને મળનો સંબંધ થવાનો સંભવ હોય છે. તે દૂર કરવા માટે કહે છે કે ભગવાને તપાવેલો સુવર્ણનાં કુંડલો ધારણ કર્યા છે, તેથી એનું ઐશ્વર્ય બતાવ્યું છે. તે પ્રભુનું દર્શન સુંદર છે; એટલે "સ્ત્રીઓને સુંદર પુરુષ પ્રિય લાગે છે" એમ શ્રુતિમાં કહેલ છે, તેથી સુંદરતાની પરીક્ષામાં દરેક સ્ત્રીઓને સુંદર લાગે તે કસોટી છે, માટે સર્વ સ્ત્રીઓને જેનું દર્શન સુંદર લાગે છે, એટલે તે પ્રભુ દરેકને સુંદર લાગે છે, તેથી લક્ષ્મીજીના પણ તે આશ્રયરૂપ છે એમ કહ્યું છે. વૈષ્ણવ સિદ્ધાંતમાં સિદ્ધ થયેલું શ્યામ સ્વરૂપ છે, તેથી ભક્તોના આશ્રય-રૂપ ભગવાન છે તેમ બતાવ્યું છે. તથા વીજળીનાં જેવાં વસ્ત્રો છે એમ કહેવાથી દરેક કાળની વૃષ્ટિ કરનારા પ્રભુ છે એમ બતાવ્યું છે. પ્રભુ અચ્યુત છે, એટલે

પરિભ્રમણ કરે છે તોપણ સમગ્ર દેશના સંબંધવાળા છે, અથવા શંખ અને ચક્રાદિકની સાથે છે; આથી રક્ષા કરવામાં સામર્થ્ય બતાવ્યું છે.

શોભાવાળા ચાર લાંબા શ્રીહસ્ત ભગવાનને છે. સૂક્ષ્મ સ્વરૂપમાં આકાર સારી રીતે સ્પષ્ટ ન થાય, એમ કોઇને શંકા થાય તે માટે લાંબી ચાર ભુજા ભગવાનની છે એમ કહ્યું છે, તેથી ગોઠણ સુધી લાંબા બાહુ બતાવ્યા છે. અને ચાર પુરુષાર્થ આપવા માટે ચાર ભુજાનાં દર્શન કરાવ્યાં છે. ચાર પુરુષાર્થ આપવા વગેરે ક્રિયા એ ગતિ સુધીની છે, એમ બતાવવા માટે શ્રીહસ્ત લાંબા છે એમ કહ્યું છે. ક્રિયા અને ગતિ લક્ષ્મીજીની સાથે હોય તો જ કાર્યની સિદ્ધિ થાય, એમ બતાવવા માટે **श्रीमद्दीर्घचतुर्बाहुम्** (લક્ષ્મીજી યુક્ત ચાર લાંબા બાહુ જેને છે) એમ કહ્યું છે, તેથી આ લોક અને પરલોકનાં ફળ આપે છે એમ સૂચવ્યું છે. તપેલા સુવર્ણના રંગવાળાં બે કુંડલો છે, એટલે સાંખ્ય અને યોગાત્મક બે કુંડલ છે; તેથી દરેક વિદ્યાને આપનારપણું પણ તે સ્વરૂપમાં રહેલું છે. તપાવેલા સુવર્ણની ઉપમા આપવાનો અભિપ્રાય એવો છે કે જ્યારે કલેશથી સારી રીતે તાપ થાય ત્યારે જ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

રુધિર (લોહી) જેવાં લાલ નેત્રવાળા પ્રભુ છે, એમ કહેવાથી બાધક જે બ્રહ્માસ્ત્ર છે તેને દૂર કરવા માટે સહેજ ક્રોધ પ્રકટ કરેલો છે, તેવાં નેત્રોથી યુક્ત છે; તેથી ભક્તોની રક્ષા કરવામાં પ્રભુની આસક્તિ બતાવી છે. ઉગ્રપણું બતાવીને સાવધાનતા કહી છે. ગદા શ્રીહસ્તમાં છે. દ્વાદશસ્કંધમાં કહ્યું છે કે "જે મનની શક્તિ, ઇંદ્રિયોની શક્તિ, અને શરીરની શક્તિયુક્ત મુખ્ય તત્ત્વરૂપ ગદાને ભગવાન ધારણ કરે છે." એવું વાકય હોવાથી આસન્ય પ્રાણયુક્ત તે ગદા છે, માટે તેને પ્રાણ જવાની બીક નથી એમ બતાવ્યું છે. વળી વાયુમાંથી તેજની ઉત્પત્તિ હોવાથી તેજનો લય વાયુમાં થાય છે, એટલે તેજનો ગ્રાસ કરવામાં વાયુ તત્ત્વ જ સમર્થ છે, તેથી બ્રહ્માસ્ત્રના તેજનો ગ્રાસ કરવા માટે વાયુરૂપી ગદાને ભગવાને ધારણ કરી છે, અર્થાત્ તેજ વધી જશે તો શાંત કરી નાખીશ, એવી રીતે નિશ્ચય કરીને શ્રીહસ્તમાં ગદા ધારણ કરી છે. પોતાની સર્વદિશામાં ગદા ફરે તે "સર્વત્ર હું જ છું અને રક્ષા પણ હું જ કરું છું" એમ જીવને બતાવવા માટે છે. અહીં આ વિશેષ બતાવે છે કે આકાશ-માંથી પ્રકાશવાળા તારાઓ પડે છે, તેના જેવી તેજસ્વી ગદાને પ્રભુ ફેરવે છે. તેજમાં પોતાનું કારણપણું બતાવતી તે ગદા પોતાની અંદર રહેલા તેજને પ્રકટ કરે છે, તેથી ઉલ્કા (આકાશમાંથી પડતા ચમકતા તારા અથવા જ્વાળા) જેવી દેખાય છે.

દૈત્યનું નિવારણ કરવા માટે તે ગદાને વારંવાર ફેરવે છે. પોતાની ગદાથી બ્રહ્માસ્ત્રના તેજનો નાશ કરે છે, એટલે તે ગર્ભનો જન્મ થાય ત્યાંસુધી

બ્રહ્માસ્ત્ર રહે તોપણ ગર્ભ બહાર નીકળે ત્યારે ગર્ભ અશુદ્ધ અને મલયુક્ત હોવાથી દૈત્યનું બળ વધે અને કયારેક તેને બાળી નાખે, તે માટે હમણાં જ સ્વરૂપથી નાશ કરે છે, અગ્નિની પેઠે નાશ કરે તોપણ તેના અંશરૂપ ભસ્મ રહી જાય, માટે તેનો કોઇ પણ ભાગ રહે નહિ તેવી રીતે સ્વરૂપથી નાશ કરે છે, એમ બતાવવા માટે દૃષ્ટાંત આપે છે, કે સૂર્ય જેમ ઝાકળનો નાશ કરે છે તેમ તે પ્રભુનું સ્વરૂપ બ્રહ્માસ્ત્રનો નાશ કરે છે. તે ગર્ભને જયારે પ્રભુનું દર્શન થયું, તે વખતે તે બ્રહ્માસ્ત્રનો નાશ કરતા હતા તેવું દર્શન થયું છે.

તે નજદીકમાં છે તેમ કહેવાથી, તેના ઉપર સ્નેહ બતાવ્યો છે. એમ નજીકમાં પ્રભુનાં દર્શન કરીને આ કોણ છે, એમ જાણવાની પરીક્ષિતને ઇચ્છા થઇ, ત્યારપછી તેને સમજવા માટે પરીક્ષા કરી. તે એવી રીતે કે "આ કોણ છે" એમ વિચારપૂર્વક જાણે છે કે, જે હમેશાં વિદ્યમાન છે તે જ પ્રભુ હમણાં મારા અનુભવમાં આવ્યા છે. તે કૃત્રિમ (બનાવટી) નથી, તેમ માયારૂપ, અને કોઇ વખતે દેખાય તેવા નથી. (૮-૧૦)

એમ દરેક કાર્ય કરીને, તેની રક્ષા કરવામાં જ પોતાનો અભિપ્રાય હતો, તે સિદ્ધ થયા પછી વચમાં તેને રાજ્યાદિકનો ભોગ સિદ્ધ થવા માટે ભગવાન અંતર્ધાન થયા તે કહે છેઃ

**विधूय तदमेयात्मा भगवान् धर्मगुब्विभुः ।**
**मिषतो दशमास्यस्य तत्रैवान्तर्दधे हरिः ॥११॥**

**શબ્દાર્થ**:—પ્રમાણમાં આવે નહિ તેવા સ્વરૂપવાળા, ધર્મની રક્ષા કરનારા સમર્થ ભગવાન તે બ્રહ્માસ્ત્રના તેજને ધોઈને દશમાસ સુધીનો તે ગર્ભ જોતા રહ્યો ત્યાં જ પોતે અંતર્હિત થયા, કારણ કે તે પ્રભુ ભકતના દુઃખને હરનારા છે.

**ભાવાર્થ**:—તે બ્રહ્માસ્ત્રના તેજને ધોઇને, ભગવાન અંતર્ધાન થયા ત્યારે પરીક્ષિતે શા માટે તેને રોકી રાખ્યા નહિ, એમ કોઇ કહે ત્યાં કહે છે કે તે ભગવાનનું સ્વરૂપ મનથી પણ જાણી શકાય તેવું નથી તો તેને કોણ રોકી રાખી શકે? અર્થાત્ કોઈ પણ રોકી રાખી ન શકે.

એ પ્રાકૃત નથી એમ બતાવવા માટે **भगवान्** કહ્યા છે. પરીક્ષિત્ દ્વારા ધર્મની રક્ષા કરાવવી છે, તે માટે અંતર્હિત (અપ્રકટ) થયા છે.

તે ગર્ભની રક્ષા કરવાથી જ દરેક કાર્ય શી રીતે સિદ્ધ થશે, એવી શંકા થાય ત્યાં કહે છે કે તે સર્વ કરવાને સમર્થ છે; એટલે પ્રભુ જેવી રીતે ઇચ્છા કરે છે તેવી રીતે જ કરે છે. દશ માસ સુધી ભગવાન રહીને પછી અંતર્હિત થયા છે. અથવા તે ગર્ભને દશ માસ થયા હતા ત્યારે ગયા હતા. તે ગર્ભ જોતો હતો તેમ પ્રભુ અંતર્ધાન થયા છે. તેથી બીજે કોઈ સ્થળે પ્રભુ ગયા હશે,

તેવી શંકા દૂર કરી છે. ભગવાન ત્યાં બીજે સ્થળથી પધાર્યા નહતા, પણ ત્યાં જ પ્રકટ થયા હતા, એમ બતાવવા માટે ત્યાં જ અંતર્હિત થયા છે, એમ કહ્યું છે.

પરીક્ષિત શુકદેવજીની બરોબર છે, પણ તેને પૂર્ણ જ્ઞાન થાય તો શુકદેવજીની માફક જન્મ થવાની સાથે જ ચાલી નીકળે અને તેઓના બંધુઓને દુઃખ થાય; તે માટે ભગવાને પરીક્ષિતને પ્રાકૃત જેવો રાખેલ છે, એમ બતાવવા માટે કહે છે કે ભગવાન્ હરિ છે, એટલે ભક્તોનાં દુઃખને હરણ કરનારા છે. (૧૧)

એવી રીતે ભગવાનની કૃપાને પ્રાપ્ત થઈને મુખ્ય અધિકારીના દેહ વડે મહાપુરુષપણું બતાવવા માટે, મુખ્ય કાળમાં પરીક્ષિતનો જન્મ થયો, તે કહે છેઃ

**ततः सर्वगुणोदर्के सानुकूलग्रहोदये ।**
**जज्ञे वंशधरः पाण्डोर्भूयः पाण्डुरिवौजसा ॥१२॥**

**શબ્દાર્થઃ**—ત્યારપછી સર્વગુણોનું ફળ પ્રાપ્ત થવાનો સમય આવ્યો હતો અને અનુકૂળ ગ્રહોનો જેમાં ઉદય હતો, તેવા સમયમાં પાંડુના વંશને ધારણ કરનાર, તે, મનની શક્તિથી જાણે બીજા પાંડુ થયા હોય તેમ ઉત્પન્ન થયેલા.

**ભાવાર્થઃ**—છેવટમાં ફળ આપનાર જેના સર્વ ગુણો છે એવો જ્યારે સમય આવ્યો ત્યારે પરીક્ષિતનો જન્મ થયો છે. કાળના ઘણા ગુણો છે, તે કયારેક ઉપકાર કરે છે અને આને તો આગળ તે ગુણો ઉપકાર કરશે. એટલે અનુકૂળતાની સાથે ગ્રહોનો જેમાં ઉદય હતો, તેવો તે સમય હતો; તેથી ગ્રહોના ફળથી તે બાળકનું ભવિષ્યફળ જાણી શકાય છે, એમ કહ્યુ છે. વંશને ધારણ કરનાર છે, તેથી તેને આગળ પુત્રો થશે એમ જણાવ્યું છે. પાંડુ રાજાનો વંશ ગયેલો જ હતો તે આ ગર્ભ વડે જ રહેલો છે. એમ નિત્ય સાપેક્ષ હોવાથી, અસમર્થ પદનો સમાસ કરેલો છે. તેમ પાંડુની પહેલાં ધૃતરાષ્ટ્ર ઉત્પન્ન થયા હતા તે આંધળા હતા, અને આંધળાને કોઈ કાર્ય કરવાનો અધિકાર નથી, તેથી ધૃતરાષ્ટ્ર રાજ્યને યોગ્ય ન હતા, માટે રાજ્યમાં યોગ્ય પુત્ર થવાની કામના હતી, ત્યારે પાંડુ રાજાનો જન્મ થયો છે. તેવી રીતે પાંડવોને ભગવાનની સાથે વૈકુંઠમાં જવાની જરૂર છે, માટે પૃથ્વી ઉપર રાજા જોઈએ, તે માટે આ પરીક્ષિતનો જન્મ થયો છે. જેવું ઓજ પાંડુ રાજાનું હતું તેવું પરાક્રમ પરીક્ષિત રાજાનું છે. (૧૨)

તેનું પ્રાસંગિક કાર્ય કહે છેઃ

**तस्य प्रीतमना राजा विप्रैर्धौम्यकृपादिभिः ।**
**जातकं कारयामास वाचयित्वा च मङ्गलम् ॥१३॥**

**શબ્દાર્થ**—જેનું મન પ્રસન્ન થયેલું છે એવા યુધિષ્ઠિર રાજાએ ધૌમ્ય અને કૃપાચાર્ય વગેરે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને તે બાળકનું જાતકર્મ કર્યું.

**ભાવાર્થ**:—જો કે ગર્ભ સંબંધી કે બીજ સંબંધી પાપ તે બાળકને નથી, તોપણ જાતકના નિમિત્તથી બાળકનો સંસ્કાર કરવો, એ પક્ષનો આશ્રય કરીને, અડતાળીસ સંસ્કારનું નિરૂપણ કરવામાં અંદર જાતકર્મ સંસ્કાર પણ આવી જાય છે તેનું નિરૂપણ કરે છે.

યુધિષ્ઠિર રાજાને પટ્ટાભિષેક થયો છે, તેથી પોતાથી તે કર્મ ન થઈ શકે, તે માટે બ્રાહ્મણો પાસે કર્મ કરાવેલ છે. ધૌમ્ય ઋષિ પાંડવોના પુરોહિત છે અને કૃપાચાર્ય પરંપરાથી આવ્યા છે. તે વગેરે બ્રાહ્મણોદ્વારા બાળકનો જાતકર્મ નામનો સંસ્કાર કરાવ્યો. તેમાં પુણ્યાહવાચન પણ કરાવ્યું છે. (૧૩)

જન્મોત્સવનું નિરૂપણ કરે છે:

**हिरण्यं गां महीं ग्रामान्हस्त्यश्वान्नृपतिर्वरान् ।**
**प्रादात्स्वन्नं च विप्रेभ्यः प्रजातीर्थे सतीर्थवित् ॥१४॥**

**શબ્દાર્થ**:—તીર્થના સ્વરૂપને માનનારા બ્રાહ્મણો જેની સાથે છે એવા યુધિષ્ઠિર રાજાએ પુત્રજન્મરૂપ તીર્થમાં બ્રાહ્મણોને સુવર્ણ, ગાય, પૃથ્વી, ગામો, હાથી, ઘોડાઓ, ઇચ્છિત વરદાન અને સારું અન્ન આપ્યું.

**ભાવાર્થ**:—બ્રાહ્મણની આજીવિકા ચાલે તેટલી જમીન આપી છે, ઇચ્છિત વરદાન આપેલ છે, કાચું અન્ન ઘઉં વગેરે આપેલ છે, પુત્રના જન્મરૂપી તીર્થમાં તે દાનો આપ્યાં છે. "દેવતાઓ અને પિતૃઓ ત્યાં પ્રસન્ન થઇને આવે છે" એવું વાક્ય હોવાથી પુત્રના જન્મ વખતે સર્વે દેવતાઓનું સાંનિધ્ય (નજદીકપણું) હોવાથી તે **प्रजातीर्थ** કહેવાય છે. વૈદિક કર્મમાં જ્ઞાનથી જ ફળ થાય છે, માટે પુત્રજન્મ થાય તેની પ્રસિદ્ધિ તીર્થને લીધે નથી, તેથી ફળ પણ ન થાય! એવી શંકા થાય ત્યાં કહે છે કે તીર્થના સ્વરૂપને જાણનારા બ્રાહ્મણો તેની સાથે હતા, તેથી તે બ્રાહ્મણોના ઉપદેશને જાણીને યુધિષ્ઠિર રાજાએ તે પ્રમાણે કરેલ છે. (૧૪)

હવે વધારે સંતોષ જોવા માટે જાતક (જ્યોતિષની બાબત) કહે છે:

**तमूचुर्ब्राह्मणास्तुष्टा राजानं प्रश्रयानतम् ।**
**एष ह्यस्मिन्प्रजातन्तौ कुरूणां पौरवर्षभ ॥ १५ ॥**
**दैवेनाऽप्रतिघातेन शुक्ले संस्थामुपेयुषि ।**
**रातो वोऽनुग्रहार्थाय विष्णुना प्रभविष्णुना ॥ १६ ॥**
**तस्मान्नाम्ना विष्णुरात इति लोके बृहच्छ्रवाः ।**
**भविष्यति न सन्देहो महाभागवतो महान् ॥ १७ ॥**

**શબ્દાર્થ**:—વિનયવાળા તે યુધિષ્ઠિર રાજાને, પ્રસન્ન થયેલા બ્રાહ્મણો કહેવા લાગ્યા કે હે પૂરુવંશમાં શ્રેષ્ઠ, કુરુવંશની પ્રજાના તંતુમાં જેનો ઉપાય થતો નથી એવા

**દૈવથી ગર્ભ મરણ પામ્યો હતો ત્યારે તમારા ઉપર અનુગ્રહ કરવાના પ્રયોજન માટે જ, અત્યંત પ્રભાવવાળા વિષ્ણુએ તે ગર્ભની રક્ષા કરી છે. તેથી લોકમાં મોટા યશવાળો આ પુત્ર ભગવાનનો મહાન્ ભક્ત અને વિષ્ણુરાત નામથી પ્રસિદ્ધ થશે એમાં સંદેહ નથી.**

**ભાવાર્થઃ**—ભગવાને કહેલ, અને કાળે કહેલ, એમ બે પ્રકારનો ઉત્કર્ષ (મોટાઈ) આ બાળકમાં છે. તેમાં જે સર્વજ્ઞ વસિષ્ઠાદિક બ્રાહ્મણો છે તેઓને દાન આપવાથી ઘણા જ પ્રસન્ન થાય છે. તે બ્રાહ્મણો વિનયથી નમ્ર થયેલા યુધિષ્ઠિર રાજાને ભગવાને કરેલો ઉત્કર્ષ કહે છે કે જેના ગુણો આગળ કહેવાના છે તે આ બાળક છે, એમ બતાવે છે. જેમ સોમવલ્લીને વેચનારી આ સ્ત્રી છે એમ બતાવાય છે, તેવી રીતે તે બાળકને બતાવીને કહે છે. આ અર્થને બતાવવામાં મૂલમાં **हि** અવ્યય આપ્યો છે. રાજા બાળક અને વંશમાં ઉત્પન્ન થયેલા બીજાઓને બતાવીને કહે છે કે આ પ્રજાતંતુમાં એટલે પુત્રાદિરૂપ વંશમા આ થયેલો છે. તેની ભગવાને રક્ષા કરી છે. કુરુ રાજાના વંશમાં આ બાળક થયો છે; તેથી કુરુરાજા ભગવદીય હોવાથી તેના વંશની સમાપ્તિ થાય તે યોગ્ય નથી. મુખ્યના નામથી જ વંશ ગણાતો હોય, તેથી વંશ ઘણા દૂર પુરુષથી સમાપ્ત થતો હોય, તોપણ મુખ્યના નામથી જ સમાપ્તિ કહેવાય છે.

**पौरवर्षभ** એવું સંબોધન આપેલું છે, તેનો અભિપ્રાય એવો છે કે પૂરુ રાજાએ પોતાના પિતા યયાતિની જરાવસ્થા (ઘડપણ) લઇને પોતાની યુવાવસ્થા આપી હતી; તેથી તે પિતાના ભક્ત હતા. અને પિતા ઉપર જેને પૂર્ણભક્તિ હોય તેનો વંશ સમાપ્ત થાય નહિ; તેથી વિષ્ણુએ આ બાળકની રક્ષા કરી છે.

તે ગર્ભનો ઉપઘાત (સમીપમાં નાશ) થવામાં કારણ કહે છે. જે પાછું ફરી શકે નહિ તેવા દૈવથી તેનો નાશ થયો હતો; એટલે વંશ કરનારાઓનું અદૃષ્ટ સમાપ્ત થયું હતું. અથવા વંશનો વિચ્છેદ કરે એવું અદૃષ્ટ હતું. અને તે ગર્ભનો સુખપૂર્વક પ્રસવ કરનાર કે બ્રહ્માસ્ત્રરૂપી પ્રતિબિંબને દૂર કરનાર અદૃષ્ટ હતું નહિ; તેથી વંશની સમાપ્તિ જરૂર થવાની હતી.

વંશ રહે તેવું અદૃષ્ટ નહતું અને ભગવાન રક્ષક તરીકે પધાર્યા ત્યારે ત્યાં શું થશે, એમ શંકા થાય ત્યાં ગમે તેમ કરીને વંશ રહેવાથી બન્નેનું સમાધાન થશે, એવી આશંકા કરીને તેનો નિષેધ કરવા માટે કહે છે કે ગર્ભનું મરણ થયું.

નવમ સ્કંધમાં કથા છે કે "યુવનાશ્વ રાજાને સો સ્ત્રીઓ હતી, તેમાંથી કોઇના પ્રારબ્ધમાં સંતતિ નહતી. અને ઋષિઓએ તેને સંતતિ થવા માટે ઇષ્ટિ કરી અને પુંસવનનું અભિમંત્રણ કરેલું જળ એક ઘડામાં આપ્યું. તે જળને રાત્રિમાં તરસ્યા થયેલા રાજાએ પીધું. તે બાબતની ખબર સવારે ઋષિઓને પડી.

ત્યારે ઋષિઓએ કહ્યું કે 'દૈવનું બળ બળવાન છે;' એટલે સો સ્ત્રીઓમાંથી એકના પણ પ્રારબ્ધમાં સંતતિ નહતી, તો ઈશ્વરની પ્રેરણાથી રાજા જ તે જળ પી ગયા. પછી તે રાજાની કુક્ષી (પડખું) ચીરીને પુત્ર ઉત્પન્ન થયો, તે પુત્રનું નામ **માંધાતા** રાખવામાં આવ્યું" વગેરે. ત્યાં દૈવનું બળ વધારે છે એમ કહ્યું છે, તેથી તે ગર્ભ મરણ પામ્યો ત્યાં તેવું અદૃષ્ટ હતું. તેને કાલાદિક પણ અનુકૂળ હતા. તેથી ભગવાને કેવળ અનુગ્રહરૂપ પુષ્ટિમાર્ગનો આશ્રય કરીને જ તેની રક્ષા કરી છે, કારણ કે કોઇ પ્રમાણથી તેની રક્ષા થાય તેમ નહતું. પણ પ્રથમ તમારી ઉપર જે અનુગ્રહ કરેલો હતો, તેનું પ્રયોજન આ ગર્ભની રક્ષા કરવા માટે જ હતું; કેમકે "પુત્ર વગરનાને ઉત્તમ લોક મળતો નથી" એમ વેદમાં કહેલ છે, તેમ "પ્રજાની પાછળ પ્રજારૂપે થવું તે મનુષ્યનું અમૃત છે" એમ પણ વેદમાં કહેલું છે; તેથી વંશની વૃદ્ધિ થવી તે સામાન્ય અમૃત છે. અને ભગવાન અમૃતને સંપાદન કરનાર છે; માટે ભગવાને આ બાળકની રક્ષા કરી છે. તેમ ભગવાને પોતાને માટે પણ આની રક્ષા કરી છે; કારણ કે પોતે ભૂલોકમાંથી અવતારરૂપે તિરોહિત થયા પછી શ્રીભાગવતાદિરૂપે પ્રકટ થવાની પોતાની ઇચ્છા હતી; એટલે સર્વે ભક્તોમાં ભાગવતદ્વારા આવિર્ભાવ કરવામાં જ એક રસરૂપ થયા હતા; તેથી પરીક્ષિતદ્વારા શ્રીભાગવત પ્રસિદ્ધ કરાવવા માટે આ ગર્ભની તે પ્રભુએ રક્ષા કરી છે. માટે વિષ્ણુએ રક્ષા કરેલી છે એવો અર્થ સિદ્ધ થાય તે માટે આ બાળકનું નામ **विष्णुरात** તરીકે લોકમાં પ્રસિદ્ધ થશે.

કેવળ નામના જ શબ્દ કરતાં, જે શબ્દનો અર્થ તેનામાં સિદ્ધ થાય તેવું તેનું નામ હોય, તેમાં તેના અર્થનો ત્યાગ ન થાય, તેથી તેવું નામ મુખ્ય છે; માટે "વિષ્ણુરાત" નામથી આ બાળક પ્રસિદ્ધ થશે. એ તેની ઉત્પત્તિના કારણની મોટાઈ બતાવીને હવે કાર્યથી મોટાઇ બતાવે છે કે આ બાળક મોટા યશવાળો થશે; એટલે તમે બધા કીર્તિવાળા છો, તે દરેક કરતાં તે અધિક કીર્તિવાળો થશે; કારણ કે ભગવાને આવી રીતે કોઈની રક્ષા કરી નથી. તમે કાળનો વિગ્રહ કર્યો નથી, અથવા તમોને ભાગવત પ્રાપ્ત થયું નથી.

ત્યારે મરણ નિપજાવનાર કાલાદિક તેમાં પ્રતિબંધ કરનાર હોવાથી તેમ શી રીતે થશે ? એવી શંકા કરીને કહે છે કે તેમાં સંદેહ નથી, તે ભગવાનનો મહાન્ ભક્ત છે. ભગવાનના ભક્તની મોટાઇ, ભગવાનને પ્રિય હોવાથી થાય છે. તે આ બાળકમાં લક્ષણાદિક જોવાથી જણાય છે. તેથી જ અહીં કાલાદિકને પ્રતિબંધ કરવાનું નથી. એટલે કાલાદિક આ બાળકનું બૂરું કાંઈ પણ કરી શકે તેમ નથી, તે આગળ પૃથ્વી અને ધર્મના સંવાદથી કહેવાશે, તેમ જ કલિયુગનો નિગ્રહ થયો છે તે વખતે કલિયુગ અને પરીક્ષિતના સંવાદથી

કહેવાશે. વળી જેમ કાલાદિકને ભગવાને બળ આપ્યું છે, તેથી આમાં શંકા કરવાની નથી, એમ બતાવવા માટે કહે છે કે આ બાળક **महान्** મોટા છે. (૧૫-૧૬-૧૭)

એવી રીતે મોટાઓએ અર્થનું નિરૂપણ કર્યું તેમાં પ્રથમ "જે તમને દુઃખ થયું છે તે કાળે કરીને થયું છે" એમ જે ભીષ્મપિતામહે કહેલું છે, તેથી કાળથી ભય પામનાર યુધિષ્ઠિર રાજા કાળને જાણનારા જોશીઓને પૂછે છેઃ

**राजोवाच ।**

**अप्येष वंश्यान् राजर्षीन्पुण्यश्लोकान्महात्मनः ।**
**अनुवर्तिता स्विद्यशसा साधुवादेन सत्तमाः ॥ १८ ॥**

**શબ્દાર્થઃ**—હે ઉત્તમ સત્પુરુષો, અમારા વંશમાં પહેલાં થયેલા, પુણ્યયશવાળા, મહાત્મા, રાજર્ષિઓને સારા યશ વડે અને સાધુવાદ વડે આ બાળક અનુસરનાર થશે શું?

**ભાવાર્થઃ**—ભગવાનની કૃપા સિવાય પણ જેમ અમારા વંશના પૂર્વજોની રક્ષા કાળે કરી છે અને તેઓને યશવાળા બનાવ્યા છે, તેમ શું આ બાળક થશે? એ પ્રશ્ન છે. વંશમાં થયેલા પૂર્વજોમાં પણ જે પુરૂરવ વગેરે પવિત્ર યશવાળા થઈ ગયા છે અને તેમાં પણ જે કુરુના જેવા મહાત્માઓ થઈ ગયા છે, તેના જેવો આ બાળક થશે? યશ તો દરેક માણસોમાં પ્રસિદ્ધ હોય છે અને સાધુવાદ સત્પુરુષોથી જ કરાય છે; તેથી યશ અને સાધુવાદ જુદા લખ્યા છે. અથવા યશથી અનુસરનાર થશે, એટલે પૂર્વજોની માફક આ બાળકના ચરિત્રનો ઉત્કર્ષ થશે? અને સાધુવાદથી અનુસરનાર છે, એટલે પૂર્વજોના જેવો આના સ્વભાવનો પણ ઉત્કર્ષ થશે? એમ પૂછેલું છે. તમે વેદના અર્થને દરેક રીતે જાણનાર છો તે માટે **सत्तमाः** સત્પુરુષોમાં પણ ઉત્તમ છો, એવું સંબોધન કરેલું છે. (૧૮)

તેમાં કાલનો સમગ્ર ઉત્કર્ષ છે; તે બ્રાહ્મણો કહે છેઃ

**ब्राह्मणा ऊचुः ।**

**पार्थ प्रजाविता साक्षादिक्ष्वाकुरिव मानवः ।**
**ब्रह्मण्यः सत्यसन्धश्च रामो दाशरथिर्यथा ॥ १९ ॥**

**શબ્દાર્થ**—હે પાર્થ, મનુના પુત્ર સાક્ષાત્ ઈક્ષ્વાકુ હોય તેવો આ પ્રજાનો પાલક થશે અને દશરથના પુત્ર રામચંદ્રજીની માફક, બ્રાહ્મણોનો ભક્ત અને સત્યનું પાલન કરનાર થશે.

**ભાવાર્થઃ**—જો કે ભગવાને એવી રીતે એની રક્ષા કરેલી છે તેમાં સંદેહ કરવો યોગ્ય નથી, તોપણ હે પૃથાના પુત્ર, આ બાળક પ્રજાનું સાક્ષાત

પાલન કરનાર થશે. મંત્રીદ્વારા પ્રજાનું પાલન કરવું અને પોતે સંભાળ પણ લેવી નહિ, તેમ આ બાળક નહિ કરે, પરંતુ પોતે જાતે જ દરેકનું ઇચ્છિત સિદ્ધ કરીને પ્રજાનું પાલન કરશે. જો કે વૈવસ્વત મનુને ઘણા પુત્રો થયા છે, પણ અંતમાં વંશને કરનાર ઈક્ષ્વાકુ જ થયા છે. તે ઇક્ષ્વાકુનું પ્રજાપાલન જેવું અવિચ્છિન્ન હતું, તેવું જ આ બાળકનું પણ થશે. અથવા ઇક્ષ્વાકુએ પોતાના પુત્ર શશાદ(બીજું નામ વિકુક્ષી)ને પણ અપરાધ થતાં ગામમાંથી બહાર કાઢી મૂકયો હતો; તેથી તે શત્રુ અને મિત્રમાં સરખા હતા. તેવી રીતે આ પણ થશે. અથવા સર્વજ્ઞ હોવાથી તેવી રીતે કહે છે.

ઇક્ષ્વાકુ વૈવસ્વત મનુના પુત્ર હતા. અને શ્રી રામચંદ્રજીએ બ્રાહ્મણો-ને જ સર્વસ્વ આપેલું હતું, તેથી બ્રાહ્મણના ભક્ત હતા અને વનવાસ માટે ગમન કર્યું હતું, તેથી તે સત્ય પ્રતિજ્ઞાવાળા હતા. તેવી રીતે આ પણ બ્રાહ્મણોનો ભક્ત અને સત્યપ્રતિજ્ઞાવાળો બાળક થશે. પોતાની ઇચ્છાથી કાળને પણ દંડ દેવાનું કાર્ય ભગવાનમાં છે, તેવી રીતે આ બાળકમાં પણ છે; તેથી ભગવાનનું દષ્ટાંત આપેલ છે. (૧૯)

**एष दाता शरण्यश्च यथा ह्यौशीनरः शिबिः ।**

**यशो वितनिता स्वानां दौष्यन्तिरिव यज्वनाम् ॥ २० ॥**

**શબ્દાર્થઃ**—ઉશીનર દેશના રાજા શિબિની માફક દાતા અને શરણે આવે-લાની રક્ષા કરનાર થશે, દુષ્યંતના પુત્ર ભરત રાજા જેવી રીતે યજ્ઞ કરનારના યશનો વિસ્તાર કરનારા હતા તેમ આ બાળક પોતાના વંશજોનો યશ ફેલાવશે.

**ભાવાર્થઃ**—શિબિ રાજા શરણાગતની રક્ષા કરનાર હતા. મૂળમાં चकार હોવાથી દાતા અને શરણાગતરક્ષક થશે એમ કહ્યું છે અને તે બન્ને રીતે કીર્તિવાળા થશે.

શિબિ રાજા ઉશીનરના વંશમાં થયા હતા. તેની બન્ને બાબતમાં કીર્તિ હતી. તેની પાસે ઇંદ્ર અને અગ્નિ કપોત (હોલું) અને શ્યેન (બાજ) થઇને ગયા હતા. ત્યાં કપોત શિબિ રાજાને શરણે આવતાં તેની રક્ષા માટે રાજાએ પોતાનું માંસ આપીને પણ રક્ષા કરવાનો પ્રસંગ છે, ત્યાં ઇંદ્ર અને અગ્નિના સંવાદમાં તેની કીર્તિ પ્રસિદ્ધ છે.

દુષ્યંત રાજાને શકુંતલામાં થયેલો પુત્ર ભરત હતો. તે તમામ સોમ-વંશીઓના અને યજ્ઞ કરનારાઓના યશને વધારનાર હતો, કારણ કે તેણે સોથી વધારે અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. તેવી રીતે આ બાળક પણ પોતાના પૂર્વજોના યશને વધારનાર થશે. મૂળમાં चकार છે તેથી, દુષ્યંતનો પુત્ર ભરત

રાજા જેમ પૂર્વજો અને યજ્ઞકર્તાઓનો યશ વધારનાર થયો છે તેમ આ પણ બન્નેના યશને વધારનાર થશે, એમ બતાવ્યું છે. (૨૦)

**धन्वीनामग्रणीरेष तुल्यश्चार्जुनयोर्द्वयोः ।**
**हुताश इव दुर्धर्षः समुद्र इव दुस्तरः ॥ २१ ॥**

**શબ્દાર્થ**:—ધનુષ ધારણ કરનારાઓનો અગ્રણી આ થશે. તે અર્જુન અને સહસ્રાર્જુનના જેવો થશે. અગ્નિની માફક કોઈથી ધર્ષણ (ઉલ્લંઘન) થાય નહિ તેવો, અને સમુદ્રના જેવો કોઈથી તરાય નહિ તેવો થશે.

**ભાવાર્થ**:—ધનુષને ધારણ કરનાર તેના પિતામહ અર્જુન અને કાર્તવીર્ય સહસ્રાર્જુન હતા, તેના જેવો આ બાળક થશે. તેમાં પણ આ તો કાળનો પણ નિગ્રહ કરશે, એટલે તે બન્ને અર્જુનથી અધિક થશે, તેવું ચકારથી સૂચવાય છે. અગ્નિનો અતિક્રમ (ઉલ્લંઘન કરવું) કોઈથી પણ થઈ શકે નહિ, તેમ આની આજ્ઞાનું ઉલ્લંઘન કોઈથી થશે નહિ. જેમ સમુદ્ર તરી શકાતો નથી તેમ યુદ્ધમાં આનો કે તેની સેનાનો પરાભવ થશે નહિ. (૨૧)

**मृगेन्द्र इव विक्रान्तो निषेव्यो हिमवानिव ।**
**तितिक्षुर्वसुधेवासौ सहिष्णुः पितराविव ॥ २२ ॥**
**पितामहसमः साम्ये प्रसादे गिरिशोपमः ।**
**आश्रयः सर्वभूतानां यथा देवो रमाश्रयः ॥ २३ ॥**
**सर्वसद्गुणमाहात्म्यः एष कृष्णमनुव्रतः ।**
**रन्तिदेव इवोदारो ययातिरिव धार्मिकः ॥ २४ ॥**
**धृत्या बलिसमः कृष्णे प्रह्लाद इव सद्ग्रहः ।**
**आहर्तैषोऽश्वमेधानां वृद्धानां पर्युपासकः ॥ २५ ॥**
**राजर्षीणां जनयिता शास्ता चोत्पथगामिनाम् ।**
**निग्रहीता कलेरेष भुवो धर्मस्य कारणात् ॥ २६ ॥**

**શબ્દાર્થ**:—સિંહના જેવો પરાક્રમવાળો, હિમાલયના જેવો સેવન કરવા યોગ્ય, પૃથ્વીના જેવો ક્ષમાવાળો, માતાપિતાની માફક અપરાધ સહન કરનાર થશે. સર્વને સમાન દૃષ્ટિ રાખવામાં બ્રહ્માજી જેવો થશે. બીજાને પ્રસન્ન થઈ ઇચ્છિત આપવામાં મહાદેવજી જેવો થશે. અને લક્ષ્મીજીના આશ્રયરૂપ વિષ્ણુ ભગવાનની માફક સર્વના આશ્રયરૂપ થશે. સર્વે સદ્ગુણોના માહાત્મ્યમાં શ્રીકૃષ્ણ ભગવાનની પાછળ જેનું વ્રત છે તેવો થશે. રંતિદેવ રાજા જેવો ઉદાર અને યયાતિના જેવો ધાર્મિક થશે. બલિરાજાની માફક ધીરજ ધારણ કરનારો થશે. પ્રભુમાં ભક્તિનો આગ્રહ રાખનારા પ્રહ્લાદજી જેવો થશે. અશ્વમેધ યજ્ઞો કરનાર અને વૃદ્ધોની ઉપાસના

કરનારો થશે. રાજર્ષિઓને ઉત્પન્ન કરનાર થશે. ઊંધા માર્ગમાં જનારાઓને શિક્ષા કરનાર થશે. અને પૃથ્વી અને ધર્મના કારણથી કલિયુગનો નિગ્રહ કરનારો આ બાળક થશે.

**ભાવાર્થ:**—સિંહ પરાક્રમવાળો હોય છે, એટલે દેહ કરતાં કુશળતા અને બળ તેનામાં અધિક હોય છે, તેવો આ થશે. જેમ હિમાલય મહાદેવાદિક જેવાના પણ આશ્રયરૂપ છે અથવા નિર્દોષ સ્થાનવાળો છે, તેવી રીતે આ પણ દેવાદિકના આશ્રયરૂપ થશે અને નિર્દોષ સ્થાનરૂપ થશે; તેથી જ તેના રાજ્યમાં શૌનકાદિક ઋષિઓનો નિવાસ છે.

દરેક સ્થળે ગુણો બતાવવા માટેજ દૃષ્ટાંત છે. પૃથ્વી જેમ બધું સહન કરનારી છે, તેમ આ બાળક પણ પોતાના અપરાધ કરનારનું પણ સહન કરશે. માતા પિતાની માફક બીજાના દોષને સહન કરનાર થશે, એટલે પોતાનો અપરાધ કરે તેનું પણ સહન કરવામાં પૃથ્વી જેવો થશે. બ્રહ્માજી જેમ દેવો દૈત્યો અને મનુષ્યોમાં સમાન દૃષ્ટિવાળા છે, તેમ આ પણ દરેક ઉપર સમાનદૃષ્ટિ રાખનારો થશે. પાત્રનો વિચાર ન કરતાં મહાદેવજી જેમ વરદાન આપે છે તેમ આ પણ વરદાન આપશે (પાત્રનો વિચાર કર્યા વગર જ કલિયુગને સ્થાન આપેલ છે.) જેમ દરેક અર્થમાં લક્ષ્મીજીના આશ્રયરૂપ અને સર્વ ભૂત પ્રાણીઓના આશ્રયરૂપ ભગવાન છે, તેમ દરેકના આધારરૂપ આ થશે.

સર્વનો આધાર કેવી રીતે થશે, એ સ્પષ્ટ જાણવામાં આવવા માટે ભગવાનનું દૃષ્ટાંત આપે છે. તેમ ધર્માદિકની રક્ષા જેમ ભગવાન કરે છે, તેમ આ પણ કરશે. સત્ય શૌચ વગેરે કેટલા સારા ગુણો છે, તેની ઘણી જ મોટાઇ માટે શ્રીકૃષ્ણ ભગવાનની પાછળ આ બાળકનું વ્રત થશે, એટલે આણે શ્રીકૃષ્ણની ઉપાસના કરી છે, તેથી પ્રભુની તેના ઉપર કૃપા હોવાથી તે ભગવાનની બરોબર થશે.

રંતિદેવ રાજાની કથા નવમ સ્કંધમાં કહેવાશે. રંતિદેવ રાજાને ૪૮ ઉપવાસ થયા પછી ભોજન અને જળ મળ્યું. તેમાંથી ભોજન તો ભિક્ષુક યાચકને આપી દીધું. બાકી કેવળ જળ રહ્યું હતું, તે પણ એક તરસ્યો ચાંડાલ આવ્યો તેને આપી દીધું અને પોતે પ્રસન્ન થયો હતો. તેની માફક આ ઘણો જ ઉદાર થશે. યયાતિ રાજાએ જેવી રીતે શુક્રાચાર્યની દીકરી દેવયાનીને કૂવામાંથી બહાર કાઢી હતી, ત્યારે દેવયાનીએ લગ્ન કરવાની પ્રાર્થના કરી. રાજાને બ્રાહ્મણની પુત્રી સાથે લગ્ન કરવું તે અયોગ્ય છે, તોપણ દૈવયોગથી તે પ્રાપ્ત થઇ છે અને પોતાનું મન પણ તેમાં લાગેલું હતું, તેથી આ વિવાહ ધર્મરૂપ છે એમ જાણીને તેનો સ્વીકાર કર્યો (બૃહસ્પતિના પુત્ર કચનો

દેવયાનીને શાપ હતો, તેથી તેનો બ્રાહ્મણની સાથે વિવાહ થવાનો નહતો, તેથી જ યયાતિનું મન તેનામાં લાગ્યું હતું, કારણ કે તે વિવાહ ધર્મરૂપ હતો ). તેવી રીતે આ બાળક પણ ધર્મના સ્વરૂપને જાણનાર થશે. બલિરાજાની કથા અષ્ટમ સ્કંધમાં કહેવાશે. તેના જેવો ધીરજવાન્ થશે. શ્રીકૃષ્ણમાં જેવી પ્રહ્લાદજીની ભક્તિ હતી અથવા આગ્રહ હતો, તેવી ભક્તિવાળો તથા આગ્રહવાળો થશે. (પ્રહ્લાદજીની કથા સપ્તમ સ્કંધમાં કહેવાશે.) આ બાળક અશ્વમેધયજ્ઞ કરનાર થશે. ઉપર ભરત રાજાનું દૃષ્ટાંત યજ્ઞ કરનારનો યશ વધારવા માટે છે. તો તે બીજા યજ્ઞો કરવાથી પણ યશ વધી શકે છે તે માટે અહીં અશ્વમેધ યજ્ઞ કરવાનું જુદું કહેલ છે. પોતે બીજા બધાઓ કરતાં અધિક ગુણવાળો હોવા છતાં પણ તેને અભિમાન થશે નહિ, એમ બતાવવા માટે કહે છે કે તે વૃદ્ધોની ઉપાસના કરનારો થશે.

પુત્રાદિદ્વારા પણ તેની મોટાઇ બતાવે છે. જનમેજય વગેરે રાજર્ષિ પુત્રોને ઉત્પન્ન કરનાર થશે. પુત્રને પણ દંડ આપે એમ બતાવવા માટે પુત્રને ઉત્પન્ન કરનાર કહ્યા પછી તરત જ અવળે માર્ગ ચાલનારને દંડ આપનાર થશે, એમ કહ્યું છે. ઘણી વખત મર્યાદાનું ઉલ્લંઘન કરે ત્યારે દંડ આપે. શિક્ષાપૂર્વક જે દંડ આપે તે શાસન કહેવાય છે. તેથી પ્રથમ શાસન કરતાં પણ જો અવળે માર્ગે ચાલે તો પછી દંડ જરૂર આપે. કલિયુગનો નિગ્રહ કરશે. તે પણ પૃથ્વી અને ધર્મના કારણ માટે કલિયુગનો નિગ્રહ કરશે, તે હકીકત તેના ચરિત્રમાં સ્પષ્ટ થશે. ( ૨૨–૨૩–૨૪–૨૫–૨૬ )

અંતે તેને વૈરાગ્ય સમીપમાં ફળ આપનાર થશે, એમ કહે છેઃ

**तक्षकादात्मनो मृत्युं द्विजपुत्रोपसर्पितात् ।**
**प्रपत्स्यत उपश्रुत्य मुक्तसङ्गः पदं हरेः ॥ २७ ॥**
**जिज्ञासितात्मयाथात्म्यो मुनेर्व्याससुतादसौ ।**
**हित्वेदं नृप गङ्गायां यास्यत्यद्धाऽकुतोभयम् ॥ २८ ॥**
**इति राज्ञ उपादिश्य विप्रा जातककोविदाः ।**
**लब्धोपचितयः सर्वे प्रतिजग्मुः स्वकान्गृहान् ॥ २९ ॥**

શબ્દાર્થઃ—શમીક બ્રાહ્મણના પુત્ર શૃંગીએ મોકલાવેલા તક્ષકથી પોતાનું મૃત્યુ છે, એમ સાંભળી સંગનો ત્યાગ કરી તે હરિભગવાનના પદને પ્રાપ્ત કરશે. અને વ્યાસજીના પુત્ર શુકદેવજી પાસેથી જાણવાની ઇચ્છાવાળું છે આત્માનું યથાર્થ સ્વરૂપ જેને, એવો આ બાળક, હે યુધિષ્ઠિર, ગંગાજીમાં આ શરીરનો ત્યાગ કરીને સાક્ષાત્ ભગવાનને પ્રાપ્ત થશે. આ પ્રમાણે જ્યોતિષ શાસ્ત્રમાં નિષ્ણાત પંડિતો રાજાને કહીને, રાજા તરફથી જેને દક્ષિણાદિ મળેલ છે, તેવા તે સર્વે પોતાના ઘર પ્રત્યે ગયા.

**ભાવાર્થ**:—આત્મા એટલે દેહનો નાશ તક્ષકથી થવાનો છે અને દ્વિજના પુત્ર શૃંગીએ મોકલેલો તે તક્ષક આવવાનો છે એમ સાંભળીને સંન્યાસ કરીને દરેક સંગનો ત્યાગ કરશે, અને હરિભગવાનના ચરણકમળને પ્રાપ્ત થશે; એટલે ગંગાજીના તીર ઉપર સત્પુરુષોની સભા છે, ત્યાં તેને ભગવાનના ચરણની પ્રાપ્તિ થશે.

વ્યાસજીના પુત્ર શુકદેવજી પાસેથી સારી રીતે વિચારપૂર્વક ભગવાનનો નિર્ણય જાણશે, તેમ જ પોતાના સ્વરૂપનો પણ નિર્ણય સમજશે. ત્યારપછી આ બાળક ભય વગરના પ્રભુને મેળવશે. અહીં છેવટે **આ બાળક** એમ કરીને નિર્દેશ કરેલ છે તે ફરીને બ્રહ્માસ્ત્ર તેને પ્રાપ્ત થશે એમ બતાવવા માટે છે. અત્યાર સુધી મધ્યમાં તેનું કાર્ય હતું તે માટે ભગવાને તેની રક્ષા કરી છે. ફરીને અંતે બ્રાહ્મણે મોકલાવેલ તક્ષકરૂપ બ્રહ્માસ્ત્ર વડે જ પાછો ઉપસંહાર કર્યો છે. એમ આ શરીરને છોડશે. **હે નૃપ** એવું જે સંબોધન આપ્યું છે, તે યુદ્ધમાં નિષ્ઠાવાળા રાજાઓને મોહ થતો નથી એમ બતાવવા માટે છે. નિશ્ચય રીતે, કોઈ સ્થળથી ભય નથી એવા, પ્રભુના ચરણકમળને પ્રાપ્ત થશે.

એકાંતમાં કેવળ યુધિષ્ઠિર રાજાને જ આ હકીકત પંડિતોએ જણાવેલી છે. તે બ્રાહ્મણોને તેવું જ્ઞાન હતું તેમાં કારણ કહે છે કે તેઓ જાતક વિદ્યાને જાણનારા હતા. જાતક એ જ્યોતિઃશાસ્ત્રનો એક ભાગ છે. તે આ પ્રસંગમાં ઘણો જ ઉપયોગી છે; તે માટે પંડિતોને જાતક જાણનારા કહેલા છે. બાકી ખરી રીતે તો તે બ્રાહ્મણો સર્વ અંશને જાણનારા છે. એ બ્રાહ્મણોએ જાતક કહેલ છે, તેથી તેઓને રાજાએ દક્ષિણા વગેરે આપેલ છે. એવા સર્વ બ્રાહ્મણો પૂર્ણમનોરથ થવાથી પોતપોતાને ઘેર ગયા છે, બીજે કયાંય પણ ગયા નથી. જેના ઉપર ભગવાન્ સંતુષ્ટ હોય છે, તેવા પુરુષ માટે ભગવાનના સેવક તરીકે રહેલા કાલાદિકથી આટલું થાય છે, એમ આ કથાના સંદર્ભથી બતાવ્યું છે. (૨૭–૨૮–૨૯)

**स एष लोके विख्यातः परीक्षिदिति यत्प्रभुः ।**
**पूर्वदृष्टमनुध्यायन्परीक्षेत नरेष्विह ॥ ३० ॥**

**શબ્દાર્થ**:—તે આ પરીક્ષિત એ રીતે લોકમાં પ્રખ્યાત છે, કારણ કે ભગવાને તેને સામર્થ્ય દેવાથી પ્રભુ જેવો થયો છે. પહેલાં જેવું દર્શન થયું છે તેનું અહીં પુરુષોમાં ધ્યાન કરે છે; તેથી તે "પરીક્ષિત" નામથી પ્રસિદ્ધ છે.

**ભાવાર્થ**:—જેની રક્ષા ભગવાને કરી છે તેનો હમણાં આગળની કથા માટે અનુવાદ કરાય છે કે તે જ આ પરીક્ષિત્ તરીકે વિખ્યાત થયેલો છે. સર્વજ્ઞ બ્રાહ્મણોનું વચન છે કે આ **વિષ્ણુરાત** નામથી ખ્યાતિ પામશે. **પરીક્ષિત્**

નામથી લોકમાં તો પછી કેમ વિખ્યાત થયા, એમ કોઇ શંકા કરે ત્યાં કહે છે કે જે કારણ માટે આ પ્રભુ છે અર્થાત્ ભગવાને પોતાનું સામર્થ્ય આપવાથી તે ભગવદ્રૂપ થયા છે. પહેલાં ભગવાને જે કરેલ છે, તેના કરતાં હમણાનું ભગવાનનું કામ નજદીકમાં હોવાથી આદર કરવા યોગ્ય છે. તેમ તેની રક્ષા કરવાનું ફળ પણ એ જ છે કે ધર્મની રક્ષા કરવી અને તેનાદ્વારા ભાગવતની પ્રવૃત્તિ થવી. **વિષ્ણુરાત** એવા નામથી પ્રસિદ્ધ છે, તોપણ **પરીક્ષિત** તરીકે જે પ્રસિદ્ધ છે, તેમાં કારણ કહે છે કે પહેલાં ગર્ભમાં જેનું દર્શન કરેલ છે તે પ્રભુનું ધ્યાન કરીને પોતે પરીક્ષા કરે છે, એટલે **પરીક્ષિત્** એવું તેનું નામ તેની ક્રિયાને બતાવનારું છે. એટલે પોતાને **પરીક્ષિત્** સાંભળીને એટલે ભગવાને પોતાની ચોતરફ દૃષ્ટિ કરેલી છે, એમ સાંભળીને ચોતરફ તે ભગવાનને જોયા કરે છે, અથવા ચોતરફથી ભગવાનની દૃષ્ટિને પ્રાપ્ત થયા કરે છે અથવા **પરીક્ષિત્** શબ્દમાં છે તે **इ** **स्व**ના અર્થમાં અવ્યય છે તે પંચસ્કંધમાં આગ્નીધ્ર રાજાએ પૂર્વચિત્તિ નામની અપ્સરાને જે વાક્યો કહ્યાં છે ત્યાં **सर इन्मुखं ते** એમ કહેલ છે ત્યાં પ્રસિદ્ધ છે; એટલે **ईक्ष्** ધાતુ જોવાના અર્થમાં થાય છે તે તેમનો તેમ રાખીને અર્થ કરીએ ત્યારે ચોતરફ ભગવાનનું દર્શન જેને થાય છે તેવા **પરીક્ષિત્** રાજા છે એવો અર્થ થાય છે; એટલે પરીક્ષિત્‌ના સંગથી બીજાને પણ ભગવાનનાં દર્શન થાય છે એમ બતાવ્યું.

પુરુષોમાં પરીક્ષા કરે છે એમ બતાવ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે એકાદશ સ્કંધમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલ છે કે પુરુષ શરીરમાં ભગવાન-ને પ્રકટ જુએ છે, તેથી પુરુષશરીરમાં ભગવાનના દર્શનનો અધિકાર બતાવ્યો છે. અથવા પરીક્ષિત્ તરીકે પ્રસિદ્ધ થયેલ છે, કેમકે ભગવાને એમ જાણ્યું કે આ બાળકે મારા સ્વરૂપનું જેવું દર્શન કર્યું છે તેવા સ્વરૂપને પુરુષશરીરમાં જોઈને, ધ્યાન કરીને પરીક્ષા કરે કે આવા સ્વરૂપનું દર્શન થયું હતું; તેથી તે **પરીક્ષિત્** એવા નામથી વિખ્યાત થયા છે.

"અંગૂઠા જેવડા પુરુષને બળથી જ યમદેવતાએ ખેંચ્યો" એવું એક વાક્ય છે, તેથી જીવ પણ અંગુષ્ઠમાત્ર હોય છે. પણ બીજી વસ્તુ તો નથી, એટલે પરીક્ષિત્‌ને ગર્ભમાં દર્શન આપ્યાં ત્યારે જે સામગ્રી હતી તે સામગ્રી જીવની સાથે નથી, એ વિલક્ષણતાથી જીવના સ્વરૂપથી ભગવાનનું સ્વરૂપ જુદું છે. તે જાણવા માટે **પરીક્ષિત્** એવું નામ છે. આ સંસારમાં આવેલ હોય તેની બુદ્ધિનો નાશ ઘણું કરીને થાય છે. તેમાં તેને ભગવાનનું ધ્યાન રહેશે, એમ બતાવવા માટે **પરીક્ષિત્** એવું નામ છે. (૩૦)

તેનું શરીર અશ્વત્થામાએ નાખેલા અસ્ત્રથી દગ્ધ થયું છે; માટે તેમાં ક્ષીણતા થઇ હશે ! એવી શંકા થાય ત્યાં કહે છે કેઃ

**स राजपुत्रो ववृधे आशु शुक्ल इवोडुपः ।**
**आपूर्यमाणः पितृभिः काष्ठाभिरिव सोऽन्वहम् ॥ ३१ ॥**

**શબ્દાર્થઃ—શુક્લ પક્ષમાં તારાઓનો પતિ ચંદ્રમા વધે તેમ હમેશાં નવીન કલાઓથી પૂર્ણ થતો અને પિતાઓથી પૂર્ણ કરાતો તે રાજપુત્ર પ્રતિદિન વધવા લાગ્યો.**

**ભાવાર્થઃ**—શુક્લ પક્ષમાં તારાનો પતિ ચંદ્રમા જેમ વધે છે તેમ તે રાજપુત્ર વધવા લાગ્યો છે. એમ ચંદ્રમામાં સ્ત્રીઓથી વીંટાયેલાપણું કહ્યું છે, તે સ્ત્રીઓ જ પોષણ કરવામાં ચતુર હોય છે, તે બતાવવા માટે છે.

વળી યુધિષ્ઠિર વગેરે પિતાઓએ તે બાળકને દરેક ઇચ્છિત પદાર્થો આપવાથી પૂર્ણ કરેલ છે. કલાઓથી પૂર્ણ થતો ચંદ્રમા જ જેમ દરરોજ વિલક્ષણ દેખાતો જાય છે તેમ આ રાજપુત્ર દરરોજ વિલક્ષણ દેખાવા લાગ્યો, એમ બતાવવા માટે ચંદ્રમાનું દૃષ્ટાંત આપેલું છે. (૩૧)

આમ પરીક્ષિતનું સર્વ ચરિત્ર કહીને, પહેલાં અશ્વમેધ યજ્ઞ ભગવાને મનથી કરેલ છે, તે ફરીને સમય આવ્યો ત્યારે ભગવાને જ સિદ્ધ કરી આપ્યો, એમ કહેવા માટે તેનો પ્રકાર કહે છેઃ

**यक्ष्यमाणोऽश्वमेधेन ज्ञातिद्रोहजिहासया ।**
**राजालब्धधनो दध्यावन्यत्र करदण्डयोः ॥ ३२ ॥**

**શબ્દાર્થઃ—જ્ઞાતિનો દ્રોહ છોડવાની ઈચ્છાથી, અશ્વમેધ યજ્ઞ વડે યજન કરનાર યુધિષ્ઠિર રાજા કર અને દંડ સિવાય બીજે સ્થળેથી દાન ન મળવાથી વિચાર કરવા લાગ્યા.**

**ભાવાર્થઃ**—જ્ઞાતિનો દ્રોહ દૂર કરવા માટે અશ્વમેધ યજ્ઞ કરવાનો છે; તેથી નવીન કર નાખીને કે દંડ કરીને ધન મેળવવાનું નથી; કારણ કે તેમ કરવાથી ઊલટો પ્રજાનો દ્રોહ થાય છે, અને હમેશાં ચાલતો યોગ્ય કર વગેરે તો આવે છે તે તો રાજ્યને નભાવવા પૂરતું દ્રવ્ય આવે છે. તેમાંથી યજ્ઞ માટે લેવાય નહિ, તેથી યુધિષ્ઠિરને ધન પ્રાપ્ત થયું નથી. ત્યારે હવે "કેમ ધન મેળવીશ" એવા વિચારમાં રાજા તલ્લીન થયા છે. કર અને દંડમાંથી મળેલા ધનનો વિનિયોગ રાજ્યના જરૂરી ખર્ચ માટે છે. અને યુધિષ્ઠિર, રાજા હોવાથી કોઇની પાસેથી પ્રતિગ્રહ કરીને ધન લાવી શકે તેમ નથી. અને મેરુપર્વત વગેરેમાં તો દેવતાઓ રહે છે, તેથી ત્યાંથી પણ લાવ્યા નહિ.

પહેલાં યુધિષ્ઠિરના રાજ્યના વર્ણનમાં (દશમા અધ્યાયના આરંભમાં) તેની મોટાઈ વર્ણવી છે, તે તો પ્રજાની રક્ષા માટે છે; કારણ કે તે તેને પ્રજાની પાસેથી જ પ્રાપ્ત થયેલ છે. તે રાજકીય ધન પોતાના ખાનગી ખર્ચમાં વાપરી શકાય નહિ, અને રાજાને કોઇ પાસે માગવું પણ ઉચિત નથી; તેથી ચિંતા થઈ છે. (૩૨)

**तदभिप्रेतमालक्ष्य भ्रातरोऽच्युतचोदिताः ।**
**धनं प्रहीणमाजह्रुरुदीच्यां दिशि भूरिशः ॥ ३३ ॥**

**શબ્દાર્થઃ**—યુધિષ્ઠિરનો અભિપ્રાય જાણીને, ભગવાનથી પ્રેરણા કરાયેલા તેના ભાઈઓ (ભીમ-અર્જુન વગેરે) ઉત્તરદિશામાં મુકાયેલું ધન લાવ્યા.

**ભાવાર્થઃ**—યુધિષ્ઠિરે ભગવાનની પણ યાચના ન કરી. નહિતો નવું જ ધન ભગવાન તો સિદ્ધ કરી આપત. પણ તેનો અભિપ્રાય જાણીને ભાઈઓ ધન લાવ્યા. પહેલાં તો તેઓપણ ચિંતાથી વ્યાકુલ થયા. પણ પછીથી ભગવાને જ પ્રેરણા કરી તેથી તેઓ ધન લાવ્યા. ભક્તોને થોડી પણ ચિંતા થાય તે ભગવાન સહન કરતા નથી, એમ આ પ્રસંગ ઉપરથી સૂચવ્યું છે. ઉત્તરદિશામાં મુકાયેલું ધન ઘણું હતું. અથવા ઘણું જ નિંદિત હતું; કારણકે તે ધન બ્રાહ્મણોનું હતું. તે ભગવાનની પ્રેરણાથી લાવ્યા છે. યુધિષ્ઠિરનો અભિપ્રાય કોઈને પણ પીડા નહિ કરવાનો હતો, માટે બ્રાહ્મણો વગેરેનું દુઃખ દૂર કરવા માટે આ અશ્વ-મેધયજ્ઞ પ્રવૃત્ત થયો છે તે બ્રાહ્મણોના દ્રવ્ય વડે કરવો યોગ્ય છે; તે માટે ભગવાને પ્રેરણા કરી છે.

ઉત્તરદિશામાં તે ધન હતું એટલે, મરુત્ત નામના રાજાના યજ્ઞમાં દક્ષિણા તરીકે બ્રાહ્મણોને મળેલું હતું, તે ઘણું જ હોવાથી, ભાર થઇ જતાં લઈ શકાયું નહિ, તેથી તે ધન ઉત્તરદિશામાં મૂકી રાખેલું હતું તે લાવ્યા. (૩૩)

**तेन सम्भृतसम्भारो धर्मपुत्रो युधिष्ठिरः ।**
**वाजिमेधैस्त्रिभिर्भीतो यज्ञैः समयजद्धरिम् ॥ ३४ ॥**

**શબ્દાર્થ**—તે ધન વડે જેણે દરેક સામગ્રી ભેળી કરેલી છે, એવા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજાએ, ભયયુક્ત રહી ત્રણ અશ્વમેધયજ્ઞો વડે હરિ ભગવાનનું સારી રીતે યજન કર્યું.

**ભાવાર્થ**:—તે ધનથી ઘી, પશુઓ, પુરોડાશ માટેના પદાર્થો વગેરે વસ્તુઓ મેળવીને યજ્ઞો કર્યા.

બ્રાહ્મણોના ધનથી યજ્ઞ કરવો એ અયુક્ત છે, એમ શંકા થાય ત્યાં કહે છે કે તે ધર્મપુત્ર છે, એટલે કોઈએ છોડી દીધેલું જે ધન પૃથ્વી ઉપર પડેલું હોય છે તે રાજાનુંજ કહેવાય છે. એ ધર્મને તે યુધિષ્ઠિર જાણે છે. દિગ્વિજય કરે ત્યારે અશ્વમેધ થઈ શકે. તે યુદ્ધમાં સ્થિર રહે તેવા હોવાથી અશ્વમેધ સિદ્ધ થશે, એમ બતાવવા માટે રાજાનું નામ **યુધિષ્ઠિર** આપ્યું છે. ત્રણે અશ્વમેધ યજ્ઞો વડે જ પ્રભુનું યજન કર્યું છે. પુરુષસૂક્તમાં કહેલું છે કે "યજ્ઞ વડે યજ્ઞનું યજન દેવતાઓએ કર્યું." તે અર્થ પ્રસિદ્ધ કરવા માટે, યજ્ઞો વડે હરિનું યજન કર્યાનું લખ્યું છે. ભગવાન હરિ હોવાથી બ્રાહ્મણોનાં દુઃખ પણ દૂર કરનારા છે; માટે બ્રાહ્મણોએ જે ધન પૃથ્વી ઉપર છોડી દીધું હતું, તે લાવવા ભગવાને પ્રેરણા કરી તે વિરુદ્ધ નથી. અહીં **आहूतः**[1] ઇત્યાદિ બે શ્લોક પુસ્તકોમાં છે, પણ તે પ્રક્ષિપ્ત છે. (૩૪)

**ઇતિશ્રી ભાગવત સુબોધિની-ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત અગિયારમો અધ્યાય સંપૂર્ણ**

---

૧. એ બંને શ્લોક આ છેઃ

आहूतो भगवान् राज्ञां याजयित्वा द्विजैर्नृपान् ।
उवास कतिचिन्मासान् सुहृदां प्रियकाम्यया ॥ १ ॥

ततो राज्ञाऽभ्यनुज्ञातः कृष्णया सह बन्धुभिः ।
ययौ द्वारवतीं ब्रह्मन् सार्जुनो यदुभिर्वृतः ॥ २ ॥

**શબ્દાર્થઃ—રાજા યુધિષ્ઠિરે જેમને તેડાવ્યા છે, તેવા પ્રભુ રાજાઓથી બ્રાહ્મણો દ્વારા યજ્ઞો યજાવી, મિત્રોને ગમતું કરવાની ઈચ્છાએ ત્યાં કેટલાએક માસ રહ્યા. ત્યાર પછી સગાં અને દ્રૌપદી સહિત રાજાએ ભગવાનને જવાની રજા આપતાં હે બ્રહ્મન્, યાદવોથી વીંટાયેલા પ્રભુ દ્વારિકા પધાર્યા. (૧-૨)**

## અધ્યાય ૧૩ મો

एवं भागवतश्रोतुर्देहोत्पत्तिर्निरूपिता ।
पुरुषत्रयमुक्तिर्हि तन्मुक्त्यर्थं निरूप्यते ॥१॥
पिता पितामहश्चैको धृतराष्ट्रस्ततः परः ।
प्रपितामहमुक्तिर्हि पूर्वं तत उदीर्यते ॥ २ ॥
ततोध्यायद्वयेनैव द्विरूपत्वात्पितामहे ।
सनिमित्तां मुक्तिमाह हेतुकार्यविभेदतः ॥ ३ ॥
अमुक्तपितृका मुक्तिं नाप्नुवन्तीति वार्यते ।
अतो निश्चिन्ततासिद्ध्यै चित्तशुद्धिरिहोच्यते ॥ ४ ॥
ततो द्वयेनेन्द्रियाणां राज्यशौर्यादिवर्णनैः ।
ततो वैराग्यसत्सङ्गावधिकारः फलोन्मुखः ।
ततो भवति पुष्टेऽपि नान्यथेत्यग्रिमा कथा ॥ ५ ॥

એવી રીતે ભગવાન્‌ના શ્રોતા પરીક્ષિતના દેહની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું. હવે તેની મુક્તિ માટે ત્રણ પુરુષોની મુક્તિનું નિરૂપણ કરે છેઃ (૧) પિતા, પિતામહ અને પ્રપિતામહ ધૃતરાષ્ટ્ર એમ ત્રણ પુરુષોની મુક્તિનું નિરૂપણ થવું જોઇએ; તેમાં પિતા અભિમન્યું ચંદ્રનો અંશ હતા, અને યુદ્ધમાં સન્મુખ તેનું મરણ થયું છે, એટલે તે તો મુક્ત જ થયેલા છે. બાકીના પાંચ પિતામહ છે, તેમાં યુધિષ્ઠિર મુખ્ય હોવાથી તે એક, અને ધૃતરાષ્ટ્ર પ્રપિતામહ છે તે, એમ બેની મુક્તિનું નિરૂપણ કરવું છે. તેમાં પ્રથમ આ તેરમા અધ્યાયમાં ધૃતરાષ્ટ્રની મુક્તિનું નિરૂપણ કરે છે. (૨) મુક્તિ થવાનું કારણ અને મુક્તિ-રૂપ કાર્ય એમ બે ભેદ યુધિષ્ઠિરમાં હોવાથી, ચૌદમા અધ્યાયમાં અને પંદરમા અધ્યાયમાં, તેમની મુક્તિનું નિરૂપણ છે. તેમાં ભૂતલ ઉપરથી ભગવાન્ પધાર્યા, એ તેને મુક્તિ થવામાં કારણ છે, અને પછી ઇંદ્રિયો વગેરેના લયની ભાવના કરી, એ મુક્તિરૂપ કાર્યમાં નિયામક છે. અને ભગવાન્‌ના પ્રયાણને સૂચવનારા ઉત્પાત યુધિષ્ઠિરે જોયા, તે નિમિત્તની સાથે ચૌદમા અને પંદરમા અધ્યાયથી યુધિષ્ઠિર વગેરેની મુક્તિનું નિરૂપણ થશે. તેમાં યુધિષ્ઠિરે ઉત્પાત જોયા તે એક અધ્યાયમાં છે. અને બીજા અધ્યાયમાં દરેકનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા અને મુક્ત થયા તેનું નિરૂપણ છે. (૩) જેના પિતા પિતામહ વગેરે મુક્ત ન થયા હોય, તે મુક્ત ન થાય; તે માટે પિતા પિતામહ વગેરેની અમુક્તિ (મુક્તિ ન થવી તે) નું વારણ કર્યું છે; એટલે તેઓ તો મુક્ત થયા છે એમ કહ્યું છે; તેથી રાજા પરીક્ષિતને તે બાબતની નિશ્ચિંતતા સિદ્ધ થઇ છે.

ત્યારે ત્રણ અધ્યાયથી તેના ચિત્તની શુદ્ધિનું નિરૂપણ છે, તે તેની મુક્તિમાં ઉપકાર કરનાર છે, તે માટે તેના કારણપણાથી ત્રણ પુરુષની મુક્તિ પરીક્ષિતની મુક્તિને સિદ્ધ કરનારી છે. (૪) સોળ અને સત્તર એ બે અધ્યાય વડે ઇંદ્રિયોનાં રાજ્ય અને પરાક્રમ વગેરેનું વર્ણન કરેલું છે અને અઢારમા તથા ઓગણીસમા અધ્યાયમાં પરીક્ષિતને વૈરાગ્ય તથા સત્સંગ થયાનું વર્ણવે છે, તે તેને ફળ થવામાં સન્મુખ અધિકાર કરવા માટે છે. ત્યારે પરીક્ષિત શ્રી ભાગવતની કથાના શ્રોતા હોવાથી પુષ્ટ (અનુગૃહીત) થાય છે. જો શુકદેવજીનો સત્સંગ ન થાય તો પરીક્ષિત તેવા પુષ્ટ થાય નહિ, તે માટે ઓગણીસમા અધ્યાયની કથા કહેલી છે. (૫)

તેમાં ધૃતરાષ્ટ્રને તે જ્ઞાન સિદ્ધ થવા માટે વિદુરજીના પ્રસંગનું નિરૂપણ કરે છે. ધૃતરાષ્ટ્રને પહેલાં સનત્સુજાતાદિકે ઉપદેશ કર્યો હતો; તે વિદુરજીએ પાછો સંભળાવી આપ્યો છે. તેમાં વિદુરજી અવાંતર વ્યાપાર રૂપ છે. અથવા વિદુરજી ધર્મ રાજાનો અવતાર હોવાથી તેણે ધૃતરાષ્ટ્રને બોધ કર્યો છે, તેથી તે ગુરુ છે. ઉદ્યોગપર્વમાં ધૃતરાષ્ટ્રને વિદુરજીએ નીતિ કહેલી છે ત્યાં, જ્ઞાનનો ઉપદેશ દેવાનો મારો અધિકાર નથી એમ કહીને સનનત્સુજાતને બોલાવીને તેની પાસે ધૃતરાષ્ટ્રને જ્ઞાનનો ઉપદેશ કરાવ્યો છે. અને અહીં પોતે કેમ ઉપદેશ કર્યો, એવી શંકા થાય, પરંતુ શ્રીકૃષ્ણ ભગવાને પ્રભાસલીલાના સમયમાં વિદુરજીને યાદ કરીને મૈત્રેયને આજ્ઞા કરી હતી કે તમે વિદુરજીને જ્ઞાનનો ઉપદેશ કરજો. તે પ્રમાણે ઉપદેશ મળ્યા પછી તે અહીં આવ્યા છે અને વિદુરજીને શૂદ્રપણાનો તો શાપ સો વર્ષનો હતો તે વર્ષો પૂર્ણ થઈ ગયાં હતાં તેથી તેનામાં ઉપદેશ ન આપી શકવાનો દોષ નિવૃત્ત થઇ ગયો છે. તે વિદુર અને મૈત્રેયનો પ્રસંગ શ્રી ભાગવતમાં પુરાણના લક્ષણરૂપે પ્રતિપાદન કરેલ છે, તેમાં દશ લીલામાંની સર્ગલીલા તથા વિસર્ગલીલારૂપ હોવાથી, તૃતીયસ્કંધ અને ચતુર્થ સ્કંધમાં કહેવાશે. તે કથાના પ્રયોજનરૂપ અહીં તેનો પ્રસંગ કહે છેઃ

**विदुरस्तीर्थयात्रायां मैत्रेयादात्मनो गतिम् ।**
**ज्ञात्वाऽगाद्धास्तिनपुरं तया चात्मविवित्सितः ॥ १ ॥**

**શબ્દાર્થ**:—**તીર્થયાત્રામાં મૈત્રેયથી આત્માની ગતિ જાણીને તે ગતિ વડે આત્માના સ્વરૂપને જેણે જાણેલ છે એવા વિદુરજી હસ્તિનાપુરમાં ગયા.**

**ભાવાર્થ**:—વિદુરજીની તીર્થયાત્રા સમાપ્ત થઈ ત્યારે ચિત્તશુદ્ધિ હોવાથી ઉદ્ધવજીના કહેવાથી મૈત્રેયને મળીને તેની પાસેથી ભગવાનની લીલા જાણીને જ્ઞાનસંપન્ન થયા, અને પછી હસ્તિનાપુરમાં ગયા. ભગવાનની ક્રિયા વડે જ તેને ભગવાનનું યથાર્થ સ્વરૂપ સ્ફુર્યું છે. તે કહે છે કે તે ગતિ વડે જ વિદુરજીએ

આત્માનું સ્વરૂપ વિશેષ રીતે જાણ્યું છે. એટલે વિદુરજીએ મૈત્રેય પાસે જઇને પોતાને સર્વજ્ઞપણું સિદ્ધ થવા માટે ઘણુંયે પૂછયું છે તેમાં "જે જાણવાથી આ બધું જણાય છે" એમ શ્રુતિમાં કહેલું છે, તે ન્યાય વડે ભગવાનનું ચરિત્ર જાણે તો સર્વ જણાય છે, તે માટે તૃતીયસ્કંધ અને ચતુર્થસ્કંધ એમ બે સ્કંધ વડે ભગવાનનું ચરિત્ર વિદુરજીએ જાણ્યું છે. તેમાં એવો અર્થ સિદ્ધ થયો કે બધું ભગવાનને અધીન છે, અને તે ભગવાન જેમ કરશે તેમ જ થશે. માટે કેવળ તેનો આશ્રય રાખીને રહેવું. અને તે જેમ પ્રેરણા કરે છે તેમ કરે છે, એમ સમજીને કરવાનું છે. એમ સમજવાથી વચમાં ધૃતરાષ્ટની મુક્તિ કરવા માટે ભગવદિચ્છાએ વિદુરજીને પ્રેરણા કરી. તેથી ચતુર્થ સ્કંધ પૂર્ણ થયા પછી પંચમ સ્કંધમાં વર્ણવેલાં ચરિત્રો વિદુરજીએ જાણ્યાં નથી, તોપણ અન્યથારૂપ (ઊલટા રૂપને) છોડીને પોતાના સ્વરૂપમાં રહેવું તે મુક્તિનું સ્વરૂપ છે એમ દરેક સ્થળોમાં જાણવામાં આવ્યું છે. તેમ જ ભગવાનનો આશ્રય સિદ્ધ થવા માટે શ્રીભાગવતમાં દશ લીલાનું વર્ણન છે. એમ પણ વિદુરજીના જાણવામાં આવ્યું છે; તેથી પાછા જલદી હસ્તિનાપુરમાં આવ્યા.(૧)

વિદુરજીના જાણવામાં સમગ્ર શ્રી ભાગવતનું ફળ આવી ગયું; તેથી તેણે પહેલાં ઘણા પદાર્થો પૂછયા છે, તે સાંભળ્યા સિવાય જ વિદુરજી આવ્યા છેઃ

**यावतः कृतवान्प्रश्नान्क्षत्ता कौषारवाग्रतः ।**
**जातैकभक्तिर्गोविन्दे तेभ्यश्चोपरराम ह ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—જેટલા પ્રશ્નો વિદુરજીએ મૈત્રેયજીની પાસે કહેલા છે, તેમાંથી ગોવિંદ ભગવાનમાં મુખ્ય ભક્તિ થવાથી બાકીના પ્રશ્નોથી વિદુરજી વિરામ પામ્યા.

**ભાવાર્થઃ**—જનાનાના જે અધ્યક્ષ હોય છે તેને ક્ષત્તા કહે છે. અહીં વિદુરજીનું નામ ક્ષત્તા કહેલ છે; તેથી તે અંતઃપુરના અધ્યક્ષ છે, એમ બતાવવાથી તે ઘણા જ ચતુર છે એમ સૂચવ્યું છે. તેણે મૈત્રેયજી પાસે પ્રશ્ન કરેલ છે, એમ કહ્યું છે ત્યાં મૈત્રેયજીનું નામ **કૌષારવ** લખ્યું છે, એટલે મૈત્રેય કુષારુના પુત્ર છે એમ બતાવ્યું છે. વિદુરજી ઉત્તમ અધિકારી હતા, તેથી સર્ગ વિસર્ગાદિક દશ લીલામાંથી સર્ગ અને વિસર્ગ એમ બે લીલા સાંભળવાથી જ તેમને ભક્તિ થઇ. તેથી ફળ સિદ્ધ થવાથી તે બાકીના પ્રશ્નોથી વિરામ પામ્યા, એટલે સાંભળીને વિરત થયા. (૨)

એવી રીતે વિદુરજી જ્ઞાનવાળા છે, એમ બતાવવા માટે તેની પહેલાંની કથાનો અનુવાદ કરીને વિદુરજી ત્યાં આવેલા છે, તેનું હવે પછીનું કૃત્ય કહે છે. તેમાં હજુ તે કામને વખત છે, તે માટે તેની ત્યાં સ્થિતિ સિદ્ધ થવા માટે તેનો સત્કાર કર્યો છે તેનું નિરૂપણ કરે છે. તે અગિયાર ઇંદ્રિયોની પ્રીતિ માટે અગિયાર શ્લોકોથી નિરૂપણ કરે છેઃ

तं बन्धुमागतं दृष्ट्वा धर्मपुत्रः सहानुजः ।
धृतराष्ट्रो युयुत्सुश्च सूतः शारद्वतः पृथा ॥ ३ ॥
गान्धारी द्रौपदी ब्रह्मन् सुभद्रा चोत्तरा कृपी ।
अन्याश्च जामयः पाण्डोर्ज्ञातयः ससुताः स्त्रियः ॥ ४ ॥

प्रत्युज्जग्मुः प्रहर्षेण प्राणं तन्व इवागतम् ।
अभिसङ्गम्य विधिवत् परिष्वङ्गाभिवादनैः ॥ ५ ॥

मुमुचुः प्रेमबाष्पौघं विरहौत्कण्ठ्यकातराः ।
राजा तमर्हयाञ्चक्रे कृतासनपरिग्रहम् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—હે બ્રાહ્મણ, આવેલા તે બંધુને જોઈને નાનાભાઈઓ સહિત યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, સંજય, કૃપાચાર્ય, કુંતીજી, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા, દ્રોણાચાર્યની સ્ત્રી કૃપી, અને પાંડુની બીજી કુલસ્ત્રીઓ તથા પુત્રો અને ચોતરફથી સ્ત્રીઓ સહિત તેની જ્ઞાતિઓ, ઘણા જ હર્ષ વડે તેમની સામે ગયાં. ત્યાં દષ્ટાંત આપે છે કે જેમ પ્રાણ આવે ત્યારે હાથ પગ વગેરે સર્વ શરીર જાગ્રત થઈ ચાલવા લાગે છે તેમ સર્વે સામાં ઊઠયાં છે. તેમને મળીને આલિંગન તથા અભિવાદન, શાસ્ત્રવિધિ પ્રમાણે યથાયોગ્ય કરીને, વિરહ વડે પ્રેમ વધવાથી અતિ દીન થયેલાં સર્વે પ્રેમનાં આંસુના સમૂહને મૂકવાં લાગ્યાં. તેમને આસન આપ્યું તે ગ્રહણ કર્યા પછી યુધિષ્ઠિર રાજાએ વિદુરજીની પૂજા કરી.

**ભાવાર્થઃ**—દરેક ઇંદ્રિયોની પ્રીતિના કારણને લીધે જે બંધાય છે, તે "બંધુ" કહેવાય છે, અર્થાત્ સુખ, દુઃખ, જ્ઞાન અને મોક્ષ એમાંથી જેનો જેવો અધિકાર છે, તેની સાથે તેવી રીતે જેનાથી બંધાય છે, તેવી રીતના વિદુરજી 'બંધુ' છે. તે ધૃતરાષ્ટ્રની મુક્તિ માટે આવ્યા છે, કાંઇ પાંડવોના કાર્ય માટે આવ્યા નથી, તેથી દૂરથી ખબર આપી નથી. જો પહેલેથી ખબર આપી હોત તો દરેક તેની સામે તેને લેવા જાત. તેથી પાસે આવ્યા ત્યારે તેને જોઈને દરેક ઊભાં થાય છે. સંજય, કૃપાચાર્ય (બાણના ગુચ્છામાંથી થયા છે માટે તેને શારદ્વાન્ કહે છે તે) અને કુંતીજી વગેરે સ્ત્રીઓ સામે ઊઠયાં છે. અહીં સ્ત્રીઓની ગણના કરતી વખતે ब्रह्मन् એવું સંબોધન કર્યું છે, તે તેને વિકાર નથી એમ બતાવવા માટે છે. કૃપી એટલે દ્રોણાચાર્યની સ્ત્રી, અને પાંડુની કુલસ્ત્રીઓ પણ વિદુરજી દીયર હોવાથી તેમની લાજ કરતાં નથી, તેથી તે પણ સામે ઊઠયાં છે. પુત્રો અને ચોતરફથી સ્ત્રીઓ સહિત પુરુષો સામે ઊઠયા છે. અને કુટુંબોની સાથે પુરુષો છે તે બધા તેમના સન્મુખ ઊઠયા છે. ત્યાં દષ્ટાંત આપે છે કે જેમ પ્રાણ આવે ત્યારે હાથ પગ વગેરે

દરેક અવયવો ઊઠે છે તેમ સર્વે ઊઠયાં છે. તેઓ વિદુરજીને મળીને વિધિ પ્રમાણે આલિંગન અને અભિવાદન કરવા લાગ્યા છે, એટલે સમાન વયનાઓએ આલિંગન કર્યું છે અને નાની વયનાઓએ અભિવાદન કર્યું છે. એમ જેને જેમ યોગ્ય હતું તે પ્રમાણે તેને મળ્યા છે. પ્રેમથી નેત્રમાંથી આંસુનો સમૂહ ચાલી નીકળ્યો છે. વિદુરના વિરહમાં જે ઘણો જ પ્રેમ થયો છે, તેથી તેઓ દીન થયા છે. પ્રથમ વિદુરજી ગયા હતા ત્યારે જે પ્રેમ હતો, તે ભગવાનના જેવો આનંદરૂપ નહતો, તેથી તેને ન મળવાથી તે પ્રેમ વડે દીન (ગરીબ) થયેલા છે. આમ દરેકની સ્થિતિ હતી ત્યાં તેની પૂજા કરવામાં, મુખ્યનો અધિકાર હોવાથી યુધિષ્ઠિરે પૂજા કરી છે તેમ કહ્યું છે; તેથી વિદુરજીએ પૂજા કરવામાં મનાઈ પણ કરી નથી; એમ સૂચવ્યું છે. (૩-૪-૫-૬)

વિદેશથી આવેલા માણસનો થાક ઊતરે ત્યારે તેને કુશળ વગેરે સમાચાર પૂછવા જોઇએ, એમ ધર્મશાસ્ત્રમાં લખ્યું છે; તેથી તેમનો શ્રમ નિવૃત્ત થયો છે, એમ કહે છેઃ

**तं भुक्तवन्तं विश्रान्तमासीनं सुखमासने ।**
**प्रश्रयावनतो राजा प्राह तेषाञ्च शृण्वताम् ॥ ७ ॥**

**શબ્દાર્થ**:—જમીને વિશ્રાંતિ કરેલી છે અને આસન ઉપર સુખપૂર્વક વિદુરજી બેઠા છે, ત્યારે તેને બીજાઓ જેમ સાંભળે તેમ વિનયથી નમ્ર થયેલા રાજા યુધિષ્ઠિર પૂછવા લાગ્યા.

**ભાવાર્થ**:—દરેક વિદુરજીને પૂછતા નથી, પણ રાજા યુધિષ્ઠિર જ પૂછે છે, એમ બતાવવા માટે 'તે સર્વે સાંભળે છે' એમ કહ્યું છે. યુધિષ્ઠિરે પૂજા કર્યા પછી તેમ જ વચમાં જે આવ્યા છે તે દરેક સાંભળે છે એમ બતાવવા માટે મૂળમાં ચકાર લખ્યો છે. (૭)

**युधिष्ठिर उवाच**-યુધિષ્ઠિર રાજાએ કહ્યુંઃ

**अपि स्मरथ नो युष्मत्पक्षच्छायासमेधितान् ।**
**विपद्गणाद्विषाग्न्यादेर्मोचिता यत्समातृकाः ॥ ८ ॥**

**શબ્દાર્થ**:—વિષ અને લાક્ષાગૃહના અગ્નિ વગેરે વિપત્તિના સમૂહથી અમે માતા સહિત જે મુક્ત થયા છીએ તેવા, તમારા પક્ષની છાયાથી વૃદ્ધિ પામેલા અમોને શું આપ સંભારો છો?

**ભાવાર્થ**:—તમારા પક્ષની છાયામાંથી વધેલા એવા અમોને શું સંભારો છો? પ્રથમ તો તમે જ અમારી રક્ષા કરી હતી. અમારા તરફ તમારો પક્ષપાત હતો, તેથી તમે અમારું હિત આચરણ કર્યું છે. પક્ષીઓની એવી

વ્યવસ્થા છે કે પોતાની પાંખોની છાયાથી બચ્ચાંઓની વૃદ્ધિ કરે છે. તેથી માતા પિતા અને પુત્રને પણ કાલાંતરમાં ઓળખે છે. તેવી જ રીતે અમને વધારેલા છે, એમ બતાવવા સારુ **पक्षच्छाया** શબ્દ મૂળમાં મૂકેલો છે. વિદુરજીને સ્મરણ થવા માટે તેણે પાલન કરેલી બાબત કહે છે કે અમો વિપત્તિના સમૂહમાંથી છોડાવેલા છીએ. ઝેરના લાડુ આવ્યા હતા ત્યારે અને લાખના (જોગણીના) મહેલોનો દાહ કર્યો ત્યારે, એમ બે બાબત યાદ કરાવી છે, તેમાં ઝેરના લાડુ આપવાનો પ્રસંગ કેવળ ભીમસેન માટે થયો છે, અને લાક્ષાગૃહના દાહની હકીકત દરેકને માટે છે, તે અક્કેક જુદાને અને તમામને પણ સાથે તમોએ જ બચાવેલા છે, એમ બતાવવા માટે છે.

અમો માતાની સાથે બચાવેલા છીએ, એમ કહેવાથી સ્ત્રીઓને મારવામાં પણ શત્રુઓને વિચાર રહેતો નથી એમ બતાવ્યું છે. અથવા અમારી રક્ષા કરનારી માતા સહિત અમારું રક્ષણ કરેલું છે, એમ બતાવ્યું છે. (૮)

એમ વિદુરજીને દયા ઉત્પન્ન કરીને, કલેશથી ઉત્પન્ન થયેલા દુઃખને કહેવાથી દુઃખ ઓછું થાય છે, તે માટે તેની જીવિકા (આજીવિકા–ધંધા)ની હકીકત પૂછે છે:

**कया वृत्त्या वर्तितं वश्चरद्भिः क्षितिमण्डले ।**
**तीर्थानि क्षेत्रमुख्यानि सेवितानीह भूतले ॥ ९ ॥**

**શબ્દાર્થઃ**—આ પૃથ્વીમંડળમાં ફરતાં ફરતાં તમોએ કઈ આજીવિકાથી વર્તન ચલાવ્યું હતું? અને આ ભૂતલમાં ક્ષેત્રો જેમાં મુખ્ય છે એવાં કયાં તીર્થો તમોએ સેવેલાં છે?

**ભાવાર્થઃ**—વર્ણાશ્રમની આજીવિકા જે શાસ્ત્રમાં લખી છે, તેથી વર્ત્યા છો કે ભગવાનની ઇચ્છાથી જે આજીવિકા પ્રાપ્ત થઇ તેનાથી વર્ત્યા છો? તમારે તો જીવતરની ખાસ પરવા ન હોવાથી સ્વતંત્રતા નથી; માટે કર્તા-પણાને બતાવનાર ત્રીજી વિભક્તિ આપી નથી. કેવળ જીવનનાં સાધનો આજીવિકા વગેરેની સાથે સંબંધમાત્ર છે, એમ બતાવવા સારુ મૂળમાં છઠ્ઠી વિભક્તિ લખી છે. અને પૃથ્વી ઉપર ફરવામાં તો પોતાની સ્વતંત્રતા કહેવાની ઇચ્છા રહે છે, તેથી ત્યાં કર્તાના સંબંધમાં ત્રીજી વિભક્તિ આપી છે. પૃથ્વીના મંડળમાં ફરતા હતા એમ કહ્યું છે ત્યાં અત્યંત સંયોગના અર્થમાં બીજી વિભક્તિ છે; તેથી દરેક સ્થળમાં એક પ્રકારનું અન્ન ન હોવાથી ત્યાગની ભાવના કરીને જીવ્યા છો કે અત્યાગની ભાવના કરીને જીવ્યા છો; એમ પૂછવાનો અર્થ છે. આટલા દિવસ જો પરિત્યાગની ભાવના કરીને રહ્યા હોય તો હવે પછી અહીં જ રહેશે એવો યુધિષ્ઠિરનો મનોરથ છે. ક્ષેત્રો

જેમાં મુખ્ય છે એવાં કયાં તીર્થો તમે સેવેલાં છે? જેમાં જળ મુખ્ય હોય તે 'તીર્થ' કહેવાય છે અને સ્થળ જેમાં મુખ્ય હોય તેને 'ક્ષેત્ર' કહેવાય છે. કોઇ સ્થળમાં બન્ને સાથે પણ હોય છે. જેમ પ્રયાગમાં જળની અને સ્થળની એમ બન્નેની મુખ્યતા છે. તેવાં તીર્થો તમોએ આ ભૂતલમાં સેવેલાં છે; તેથી હવે તમારે કોઈ સ્થળે જવાનું રહ્યું નથી; માટે અહીં જ હવે રહેવું, એવો અભિપ્રાય બતાવ્યો છે. (૯)

ફળ સિદ્ધ થયું નથી, તેથી સારી રીતે ચિત્તશુદ્ધિ થાય ત્યાંસુધી તીર્થોમાં ફરવું જ જોઈએ, એમ વિદુરજી કહે તો ત્યાં કહે છેઃ

**भवद्विधा भागवतास्तीर्थीभूताः स्वयं विभो ।**
**तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तःस्थेन गदाभृता ॥ १० ॥**

**શબ્દાર્થઃ—હે સમર્થ, તમારા જેવા ભગવાનના ભક્તો પોતે જ તીર્થરૂપ છે. તેઓ પોતાના હૃદયમાં બિરાજનાર ગદાને ધારણ કરનાર ભગવાન વડે તીર્થોને પણ તીર્થરૂપ કરે છે.**

**ભાવાર્થઃ**—તમારે તીર્થાટન કરવાથી કોઈ ગુણ નથી. તીર્થાટન કરવાના અધિકારીઓ તો જુદાજ હોય છે. અમારા જેવા પણ તીર્થોમાં તો ફરે છે એમ વિદુરજી કહે તો ત્યાં કહે છે કે તે વાત ખરી છે, તમારા જેવાઓ જે જે તીર્થમાં ફરે છે તે પોતાના સ્વાર્થ માટે કાંઈ ફરતા નથી, પણ તીર્થો ઉપર કૃપા કરવા માટે ફરે છે. તે નવમસ્કંધમાં, ભગીરથ રાજાએ ગંગાજીને પૃથ્વી ઉપર આવવાની પ્રાર્થના કરી, ત્યારે ગંગાજીએ કહ્યું કે "હું પૃથ્વી ઉપર આવું ત્યારે લોકો મારામાં પાપ ધુએ, તે હું કયાં ધોઉં?" ત્યારે ભગીરથે કહ્યું છે કે "ભગવાનના ભક્તો તમારામાં સ્નાન કરશે. તે પોતાના અંગના સંગથી તમારાં પાપને દૂર કરશે, કારણ કે તે ભક્તોમાં પાપનું હરણ કરનાર હરિ ભગવાન રહેલા છે," એવું વાકય છે.

તેથી તમારા જેવા ભક્તો તો પોતે જ તીર્થરૂપ છે. તીર્થોને પાપી પુરુષોનો સ્પર્શ થવાથી, તે પાપીઓના દોષો તીર્થમાં આવે છે અને તીર્થો દોષવાળાં થાય છે. તે તીર્થોનો દોષ ભગવાનના ભક્તો ગ્રહણ કરીને, પોતે દોષ લીધો હોય તે પહેલાં જેઓ અતીર્થરૂપ થયાં છે તેઓને તીર્થરૂપ કરે છે.

ત્યારે, તીર્થોમાંનો દોષ જ્યારે ભક્તોમાં આવે છે ત્યારે તે ભક્તોની શી દશા થાય, એવી શંકાનું સમાધાન કરે છે કે ભક્તોના હૃદયમાં ભગવાન ગદા લઇને પ્રકટ વિરાજે છે. તે માટે ગદા તો આસન્ય પ્રાણરૂપ હોવાથી ભગવાનમાં

કે પાપરહિત શુદ્ધ સાધનમાં દોષો રહેતા નથી. વેદમાં આસન્ય પ્રાણને કહ્યાની હકીકત લખી છે. ત્યાં જેમ આસન્ય પ્રાણથી દરેક પાપનો નાશ થવાનું લખ્યું છે તેમ અહીં પણ, આસન્ય પ્રાણરૂપ ગદા લઈને ભગવાન ભક્તોના હૃદયમાં વિરાજે છે, તેથી તેવા ભક્તોનો સ્પર્શ તીર્થોને થતાં તે તીર્થોનાં પાપ ભગવાનની સમીપમાં જ આવીને જતાં રહે છે. આ શ્લોકમાં એવો અભિપ્રાય છે કે ભગવાનની આજ્ઞા હોય તો જ ભક્તે તીર્થાટન કરવું. જો કે ભગવાનની આજ્ઞા ન હોય તો તીર્થાટન ન કરવું, કેમકે ભગવાનનો ભક્ત તીર્થોમાં ફરવા જાય, ત્યાં તીર્થોમાં પાપી પુરુષોના સ્નાનથી જે પાપ લાગેલું હોય, તે ભક્તના હૃદયમાં ભગવાન વિરાજતા હોય, તેને તે પાપ નિવૃત્ત કરવું પડે છે; તેમાં ભગવાનને શ્રમ થાય; માટે બરાબર જાણવામાં આવે એવી ભગવાનની આજ્ઞા થઈ હોય તો જ ભગવદ્‌ભકતે તીર્થમાં જવું; તે સિવાય જવું નહિ. માટે હવે તમારે અહીં જ રહેવું, એમ યુધિષ્ઠિર પોતાનો અભિપ્રાય વિદુરજીને બતાવે છે. (૧૦)

સામા આવેલા વિદુરજીને કુશળપ્રશ્ન પૂછીને, વિદુરજી ભગવાનના ભક્ત હોવાથી ભગવાનનું વૃત્તાંત જાણતા હશે એવી સંભાવના કરીને પૂછે છેઃ

**अपि नः सुहृदस्तात बान्धवाः कृष्णदेवताः ।**
**दृष्टाः श्रुता वा यदवः स्वपुर्यां सुखमासते ॥ ११ ॥**

**શબ્દાર્થ**ઃ—હે તાત, શ્રીકૃષ્ણ જેના દેવતા છે એવા અમારા સ્નેહી બાંધવો યાદવો પોતાની પુરી દ્વારકામાં સુખે રહેલા છે, તે જોયેલા છે અથવા તે તમે સાંભળેલા છે ?

**ભાવાર્થ**ઃ—વિદુરજીની સાથે યાદવોને તેવો સંબંધ નથી, પણ યુધિષ્ઠિરને પોતાને યાદવો સાથે તેવો સંબંધ છે; તેથી 'અમારા બાંધવો' એમ કહ્યું છે. અથવા વિદુરજીને પણ પોતાના આત્મા તરીકે માનીને 'આપણા બાંધવો' એમ કહ્યું છે. 'સુહૃદ્' એટલે મિત્રો છે એમ બતાવે છે. **હે તાત** એવું સ્નેહથી સંબોધન આપ્યું છે, તે વિદુરજીને પણ યાદવમાં સ્નેહ છે એમ બતાવવા માટે છે.

યાદવો સુખથી વસે છે, કારણ કે તેઓના શ્રીકૃષ્ણ જ દેવતા છે. તેથી જ તમે જોયેલા હશે. અથવા તમો તીર્થ કરવા ગયા હતા, તેથી અવધૂતવેષ હોવાને લીધે તેની પાસે જવામાં લાજ થઈ હોય, તેથી કદાચ ન જોયા હોય તોપણ તમો તો ભગવદીય હોવાથી સાંભળેલા તો હશે જ. તેમ તે યાદવો પોતાની પુરી દ્વારકામાં રહે છે, એમ પૂછવાનો અભિપ્રાય એવો છે કે પોતાના ઠેકાણામાં થોડી બાબતથી પણ સુખ થાય છે. યદુ રાજા ભક્ત હતા. તેના

વંશના હોવાથી, યાદવોને પણ સુખ હોવાની સંભાવના છે. આથી ત્રણે પ્રકારનું દુઃખ તેઓને હોવાનું નથી એમ નિવારણ કર્યું છે. તેમાં તેઓના દેવતા શ્રી કૃષ્ણજ હોવાથી, આધિદૈવિક દુઃખ નથી. યદુના વંશના હોવાથી, આધ્યાત્મિક દુઃખ પણ નથી. અને પોતાની પુરીમાં રહેવાથી, આધિભૌતિક દુઃખ પણ નથી. એવી રીતે યાદવોના કુળની સંભાવના છે, તોપણ તમારા મુખથી નિશ્ચય થાય ત્યારે અમને સુખ થાય, એવો યુધિષ્ઠિરના પૂછવાનો અભિપ્રાય છે. (૧૧)

**इत्युक्तो धर्मराजेन सर्वं तत्समवर्णयत् ।**
**यथानुभूतं क्रमशो विना यदुकुलक्षयम् ॥ १२ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે ધર્મરાજા યુધિષ્ઠિરે પૂછયું, ત્યારે વિદુરજીએ જે અનુભવ જેવી રીતે કર્યો હતો તે ક્રમથી, એક યદુકુલના ક્ષયની હકીકત સિવાય બીજું તમામ વર્ણવી બતાવ્યું.

**ભાવાર્થ**:—એવી રીતે પોતાને સંભારવાની હકીકત પૂછી ત્યાંથી આરંભીને કુશળપર્યંત યુધિષ્ઠિરે પૂછયું, ત્યારે વિદુરજીએ જેવા પ્રકારનો અનુભવ થયો હતો તેવી રીતે કુલથી તમામ વર્ણવી બતાવ્યું. પણ **મૌશલ-** લીલા (યાદવાસ્થળી) સિવાય બીજી હકીકત કહી છે. પ્રભાસલીલાની હકીકત ઉદ્ધવજી પાસેથી વિદુરજીએ સાંભળી હતી તે કહી નથી. (૧૨)

" રાજાની સભામાં બોલે નહિ અથવા વિપરીત બોલે તોપણ તે માણસ પાતકી થાય છે " એવું વાકય છે; તેથી સભારૂપ સમાજમાં ધર્મરાજા યુધિષ્ઠિરે પૂછયું તોપણ વિદુરજીએ, પ્રભાસલીલાની હકીકત કેમ ન કહી, એમ શંકા થાય ત્યાં કહે છે:

**नन्वप्रियं दुर्विषहं नृणां स्वयमुपस्थितम् ।**
**नाऽऽवेदयत्सकरुणो दुःखितान्द्रष्टुमक्षमः ॥ १३ ॥**

**શબ્દાર્થ**:—અરે, બહુ જ મુશ્કેલીથી સહન કરી શકાય તેવું અપ્રિય મનુષ્યોને સ્વતઃ આવી પડયું, તે, દુઃખિતોને જોઇ શકવાને સમર્થ નહિ તેવા કરુણાશાળી વિદુરજીએ જણાવ્યું નહિ.

**ભાવાર્થ**:—પૂછયું હોય તો તે સર્વ કહેવું, પણ અપ્રિય કહેવું નહિ. કહ્યું છે કે " સત્ય બોલે, પ્રિય બોલે. જો સત્ય હોય અને અપ્રિય હોય તો તે ન બોલે. તેમ પ્રિય લાગે તેવું ખોટું પણ ન બોલે. એ સનાત્તન ધર્મ છે" એવું વાકય હોવાથી, પૂછેલું હોય અને સત્ય હોય તોપણ અપ્રિય હોય તેવું ન કહેવું. તેમાં પણ જે સહન થઇ શકે નહિ તેવું તો ન જ કહેવું કે જે

સાંભળવાથી શ્રોતા (સાંભળનાર, તરત જ મરી જાય. અર્થાત્ જેને વાત સંભળાવવી હોય, તે સાંભળનારનો નાશ થાય તેવી વાત હોય તો વાત સંભળાવવી નહિ.

જ્યારે તેવી વાત ન કહે, તો તે વાત સાંભળ્યા પછી તેને જે કાર્ય કરવાનું હોય તે કેમ સિદ્ધ થાય, એમ શંકા થાય ત્યાં કહે છેઃ તે તો પોતાની મેળે જ પ્રાપ્ત થયું છે; એટલે પોતાની મેળે જ કોઇ માણસોના કહેવાથી જાણી લેશે. આપણે વચન કહેવાથી શું છે? એમ વિચારીને વિદુરજીએ પ્રભાસ લીલાની હકીકત કહી નથી.

તેમ જ દયાવાળો હોય તે તો તેવી વાત સર્વથા ન કહે, કારણ કે તેવી વાત કહેવાથી સાંભળનાર દુઃખી થાય. તેને જોઇને પોતાને પણ દુઃખ થવાનો સંભવ છે; માટે ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર, અને યુક્તિથી બીજાને દુઃખ થાય તેવું ન કહેવું, કારણ કે દુઃખીઓને જોવામાં તે અસમર્થ છે. (૧૩)

એટલે વિદુરજીના અભિપ્રાયમાં જે કાર્ય છે તે કોઇ પણ ન જાણે, એ તેનો ગુપ્ત અભિપ્રાય છે; એટલે પોતાના વખતની રાહ જોઇને વિદુરજી ત્યાં જ રહ્યા છે તે કહે છેઃ

**कञ्चित्कालमथाऽऽवात्सीत्सत्कृतो देववत्सुखम् ।**
**भ्रातुर्ज्येष्ठस्य श्रेयस्कृत्सर्वेषां प्रीतिमावहन् ॥ १४ ॥**

**શબ્દાર્થ**ઃ—મોટાભાઈ ધૃતરાષ્ટ્રનું કલ્યાણ કરનાર અને દરેકની પ્રીતિ કરનાર, દેવતાની પેઠે સુખ થાય તેમ સત્કાર પામેલા વિદુરજી થોડો વખત ત્યાં વસ્યા છે.

**ભાવાર્થ**ઃ—યુધિષ્ઠિરે પૂછ્યા પછી, જેનો સત્કાર દેવતાની માફક થયો છે એવા વિદુરજી જેમ સર્વે કહે છે અને કરે છે, તેમ પોતે માને છે, કારણ કે દરેકને વિશ્વાસ ઉત્પન્ન કરે છે; માટે પોતાને ત્યાં સુખ થાય છે. જેમ બીજાઓ વિદુરજીનો સત્કાર કરે છે તેમ તે ત્યાં રહેલા છે. ત્યાં રહેવાનું કારણ એ જ છે કે પોતાના મોટા ભાઇ ધૃતરાષ્ટ્રને વૈરાગ્યાદિક સંપાદન કરાવીને મોક્ષ સિદ્ધ કરવા માટે વિદુરજી રહ્યા છે. અને દરેકને પ્રીતિ કરે છે, એટલે વિશ્વાસ માટે અથવા જે દુઃખનો સંભવ છે તે દુઃખ દૂર કરવારૂપ ધર્મ માટે વિદુરજી રહ્યા છે. (૧૪)

ત્યાં શંકા થાય છે કે વિદુરજી ધૃતરાષ્ટ્રથી નાના છે, વળી દાસીના પુત્ર છે, તેમને ઉપદેશ દેવાનો અધિકાર નથી, તેથી તેમનો આપેલો ઉપદેશ શી રીતે મોક્ષને સિદ્ધ કરશે? એવી શંકાનું નિવારણ કહે છેઃ

**अबिभ्रदर्यमा दण्डं यथावदघकारिषु ।**
**यावद्दधार शूद्रत्वं शापाद्वर्षशतं विभुः ॥ १५ ॥**

**શબ્દાર્થઃ**—જ્યાંસુધી શાપને લીધે સો વર્ષ સુધી યમદેવે શૂદ્રપણું ધારણ કર્યું, ત્યાંસુધી પાપકરનાર જીવો ઉપર યથાયોગ્ય દંડ દેવાનું કામ અર્યમાએ કરેલું છે.

**ભાવાર્થઃ**—દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ અને આત્મા, તેઓમાંથી ઉત્તરોત્તરનું જ્ઞાન ન હોવાથી પૂર્વપૂર્વને બલવાન્ ગણ્યાં છે. જેમકે આત્માનું જ્ઞાન ન હોય ત્યાંસુધી અંતઃકરણને બલિષ્ઠ માનેલું છે. અંતઃકરણનું જ્ઞાન ન થાય ત્યાંસુધી પ્રાણની બલિષ્ઠતા છે. પ્રાણનું જ્ઞાન ન થાય ત્યાંસુધી ઇંદ્રિયની બલિષ્ઠતા (જોરાવરપણું) અને ઇંદ્રિયનું જ્ઞાન ન હોય ત્યાંસુધી દેહની બલિષ્ઠતા છે. તેમાં 'અમુક આ હું છું' એમ આત્મા જણાય ત્યારે બીજા ધર્મો દુર્બલ છે. એટલા માટે કાકભુશંડી પણ ઉપદેશક તરીકે થયા છે. કાકભુશંડી પૂર્ણજ્ઞાનવાળા હતા, તોપણ સર્વસ્થળે વગર વિચાર્યે અન્ન ખાવાથી અગર કાગડાની ચર્ચા વડે કાકપણાને પ્રાપ્ત થયા હતા, પણ ઉપદેશ દેવાપણું તેનામાં હતું. તેવી રીતે આ વિદુરજી ધૃતરાષ્ટ્રના નાના ભાઈ કે શૂદ્ર ન હતા, પણ યમ હતા. તે "તે પ્રજાને નિયમમાં રાખનાર યમને માંડવ્ય ઋષિનો શાપ થવાથી સત્યવતીના પુત્ર વ્યાસજીથી પોતાના ભાઇ વિચિત્રવીર્યના ક્ષેત્રરૂપ દાસીમાં થયા છે" એમ તૃતીય સ્કંધમાં કહેવાશે. યમને શાપ થવાથી શૂદ્ર થયા, ત્યારે હમણાં યમલોકમાં અધિકારી કોણ છે, એમ શંકા થાય ત્યાં કહે છેઃ વિવસ્વાન્, અર્યમા, પૂષા ઇત્યાદિક બાર સૂર્યો છે, તેમાંના બીજા અર્યમા છે, તે જ્યારે માંડવ્ય ઋષિના શાપથી યમદેવ શૂદ્ર થયા છે ત્યાંસુધી યમપુરીના અધિકારી તરીકે રહેલા છે, એટલે યમનો અધિકાર અર્યમાએ કરેલો છે. તે જેવાં તેણે પાપ કર્યાં હોય તેને તે પ્રમાણે દંડ આપવામાં અધિકાર ભોગવ્યો છે. અને યમરાજા શૂદ્ર થયા, તે વિદુરજીરૂપે થયા છે. તેમને સો વર્ષનો શાપ પૂરો થયા પછી શૂદ્રપણું નથી, એટલા માટે ઉપદેશ આપવા માટે વિદુરજીને દોષ નથી. (૧૫)

યુધિષ્ઠિરને વિદુરજીનું વિસ્મરણ થવા માટે તે કાંઈક રાજ્યના ભોગમાં લાગી ગયા છે એમ કહે છેઃ

**युधिष्ठिरो लब्धराज्यो दृष्ट्वा पौत्रं कुलन्धरम् ।**
**भ्रातृभिर्लोकपालाभैर्मुमुदे परया श्रिया ॥ १६ ॥**

**શબ્દાર્થઃ**—જેણે રાજ્ય મેળવેલું છે, એવા યુધિષ્ઠિર કુલને ધારણ કરનાર પૌત્ર પરીક્ષિતને જોઇને, ઇંદ્રાદિક લોકપાલના જેવી જેની કાંતિ છે એવા ભાઇઓ વડે અને ઉત્તમ લક્ષ્મી વડે ખુશ થયા.

**ભાવાર્થ**:—રાજ્યને મેળવીને, અને રાજ્યને યોગ્ય પૌત્ર (દીકરાનો દીકરો) તેને જોઇને ઇંદ્ર વગેરેના જેવા પોતાના ભાઇઓની સાથે યુધિષ્ઠિર રાજા, ઇંદ્ર વગેરેને પણ ન મળી શકે તેવી લક્ષ્મી વડે, અથવા બ્રહ્માજીની બરોબર લક્ષ્મી વડે હર્ષવાળા થયા છે. "રાજ્યવંશ ભાઇઓ અને ધન એ અજ્ઞાનના કારણરૂપ છે" તે સુખમાં તેને બીજું કોઇ જ્ઞાન રહ્યું નથી. (૧૬)

તેમ થવાથી શું થયું ? ત્યાં કહે છેઃ

**एवं गृहेषु सक्तानां प्रमत्तानां तदीहया ।**
**अत्यक्रामदविज्ञातः कालः परमदुस्तरः ॥ १७ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે ઘરમાં આસક્ત થયેલા, અને તેની જ ચેષ્ટા વડે ગાફેલ રહેલા પાંડવોને, નહિ જાણેલો એવો ઘણો જ દુઃખેથી તરી શકાય તેવો સમય પ્રાપ્ત થયો.

**ભાવાર્થ**:—ભગવાન ભૂતળ ઉપર બિરાજતા હતા ત્યારે જ પૌત્ર પરીક્ષિત્ જુવાન થયા હતા. ત્યારે પાંડવોએ દ્વારકામાં જઇ ભગવાનને પૂછયું હતું અને પ્રભુની આજ્ઞા પ્રમાણે પૌત્ર એવા પરીક્ષિતને રાજ્યમાં સ્થાપ્યા હતા અને હમેશાં ભગવાનનું ચિંતન કરતા હતા. ભગવાનની ભક્તિ કરવામાં જ દીક્ષિત થવા માટે યોગ્ય હતા. ભગવાનની ભક્તિમાં જોડાઇ જવું તે ભગવત્સત્ર-માં દીક્ષિત થયા તેમ કહેવાય છે. તેથી પાંડવોનું રાજ્ય દોષથી થયું નથી તે કહે છે કે પાંડવોએ છત્રીસ વર્ષ સુધી રાજ્ય કર્યું. સોળ વર્ષ પછીજ પરીક્ષિત્ રાજ્ય કરવાને યોગ્ય થયા હતા, તોપણ ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ ઘરના કામમાં આસક્ત થયા હતા; એટલે ઘરસંબંધી કાર્યોમાં જ વ્યગ્ર રહેલા હતા; તેથી પોતાના કામમાં સાવધાન ન હતા. તે પાંડવોને ખબર વગર જ કાલ ગયેલો છે, એટલે તેઓએ જાણ્યું કે હમણાં જ ગાદી ઉપર બેઠા છીએ. (૧૭)

એ કાલનું સ્વરૂપ કેટલોક વખત રહેવાથી વિદુરજીએ જાણ્યું ત્યારે વિચાર્યું કે આ પાંડવો પોતાના કામમાં ગાફેલ થયા છે; તેથી તેઓ કાલથી ગળી જવાશે. તેઓ જો સ્વાર્થમાં ગાફેલ ન રહે અને ભક્ત થાય તો અયોધ્યાની માફક આખું શહેર વૈકુંઠમાં જાય તો ધૃતરાષ્ટ્રને કાંઇ કર્તવ્ય ન રહે, કારણ કે પાંડવો સાથે આખું નગર વૈકુંઠમાં જાય તે સાથે ધૃતરાષ્ટ્ર પણ જાય. તેમ તો થયું નહિ, એમ નિશ્ચય કરીને કલિયુગનો પ્રવેશ થશે ત્યારે દરેકની બુદ્ધિનો નાશ થવાથી એક બીજાને મારશે ત્યારે ભીમથી ધૃતરાષ્ટ્રને મોટો ભય થશે ! એવી શંકા કરીને ધૃતરાષ્ટ્રને બોધ આપવા માટે વિદુરજી પ્રસન્ન થયા છે, તે કહે છેઃ

**विदुरस्तदभिप्रेत्य धृतराष्ट्रमभाषत ।**
**राजन्निर्गम्यतां शीघ्रं पश्येदं भयमागतम् ॥ १८ ॥**

**શબ્દાર્થઃ**—તે હકીકત જાણીને વિદુરજી ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યા કે હે રાજન્, તમે જલદી નીકળી જાઓ. આ આવેલા ભયને જુઓ.

**ભાવાર્થઃ**—કલિયુગરૂપ કાલ ઘણો જ દુસ્તર છે એમ કહેલું છે; તેથી કાલના તેવા અંશ ઘણા ગયા છે; માટે સર્વનો નાશ કરનારા કાલના મધ્યમાં ધૃતરાષ્ટ્ર પડેલા છે, એમ જાણીને તે પ્રત્યે વિદુરજી બોલ્યા કે હે રાજન્, જલદી તમે ઘરમાંથી નીકળો, કારણ કે રાજ્યને લીધે હમેશાં ઘણો અધર્મ થાય છે; તેથી કાલના ભક્ષણમાં રાજાઓ જલદી આવી જાય છે. તેમાં વળી જલદી નીકળવામાં કારણ કહે છે કે આ આવેલા ભયને તમે જુઓ; એટલે કાલ જેમ ભગવાનનો અધિકારી છે, તેમ કાલની પુત્રી જરા તેને વરવા ગઈ હતી, અને કાલનો ભય નામનો કોઈ અનુચર પણ છે તે ચતુર્થ સ્કંધમાં કહેવાનું છે-તે હમણાં ભગવાન ભૂતલ ઉપરથી પધાર્યા ત્યારે જે ભગવાનના ભક્તો છે તેઓએ પોતાની મેળે જ ઘરમાંથી નીકળી જાવું જોઈએ. જો પોતાની મેળે ન નીકળે તો અષ્ટાવક્ર મુનિએ જેઓને શાપ આપ્યો હતો અને ભોમાસુર જેઓને લાવ્યો હતો તે કુશની સ્ત્રીઓની માફક આ ભયરૂપ અધિકારી દરેકનું ભક્ષણ કરે છે. અથવા ગીતાજીમાં વિશ્વરૂપદર્શન વખતે અર્જુને કહ્યું છે કે "આ સર્વ આપના મુખમાં પેસે છે અને ભય પામેલા કેટલાક હાથ જોડીને આપની સ્તુતિ કરે છે." ત્યાં ભક્ષ્યપણાથી પહેલાં જ નિરૂપણ કરેલું છે, તે પ્રમાણે જેઓ પહેલાં જ ભક્ષ્યપણાથી રહેલા હતા, પણ તેના પર ભગવાનની દૃષ્ટિ હતી, તેથી ભયે તેનું ભક્ષણ કર્યું નહતું; હમણાં તેઓનું ભક્ષણ કરવા માટે ભય આવેલ છે.

વિધિપૂર્વક દીક્ષામાં જેમ ગુરુમાં રહેલું જ્ઞાન ગુરુજી શિષ્યમાં લાવે છે, તાંત્રિક દીક્ષામાં પણ જેમ પોતામાં રહેલો દેવતાનો સંચાર, ગુરુજી શિષ્યમાં કરે છે, તેમ પોતામાં રહેલા જ્ઞાનનો સંચાર ધૃતરાષ્ટ્રમાં કરવાનું સામર્થ્ય વિદુરજીમાં છે, એમ બતાવવા માટે પોતાના સામર્થ્યના બળથી તેને દેખાડીને કહે છે કે આ આવેલા ભયને તમે જુઓ. (૧૮)

ત્યારે પહેલાંની માફક પણ તેનો ઉપાય કરવો, એમ ધૃતરાષ્ટ્ર તરફથી શંકા થાય, ત્યાં કહે છેઃ

**प्रतिक्रिया न यस्येह कुतश्चित्कर्हिचित्प्रभो ।**
**स एव भगवान्कालः सर्वेषां नः समागतः ॥ १९ ॥**

**શબ્દાર્થ:**—હે પ્રભો, જેનો ઉપાય અહીં કોઇથી કયારે પણ ન થઇ શકે તે જ ભગવાન્ આપણા સર્વેના કાલરૂપે આવેલા છે.

**ભાવાર્થ:**—ભગવાન્ ભૂતલ ઉપરથી પધાર્યા એટલે બીજા કોઇથી તે કાલનો ઉપાય નથી. પહેલાં પણ એવી જ વ્યવસ્થા હતી, તે કહે છે. **હે પ્રભો** એવું જે સંબોધન આપ્યું છે, તેનાથી પાંડવોને છેતરવા વગેરે કામમાં તમારું પ્રભુપણું ચાલે, અહીં તે ચાલે તેમ નથી, એમ મશ્કરી કરી છે.

ત્યારે આપણું જ ભક્ષણ કરવા માટે કાલ આવેલ છે કે સર્વનું ભક્ષણ કરવા માટે આવેલો છે? જો સર્વનું ભક્ષણ કરવા કાલ આવ્યો હોય તો દરેક જેમ ઉપાય કરતા નથી તેમ આપણે પણ ઉપાય કરવો ન જોઈએ. અને જો આપણું જ ભક્ષણ કરવા કાળ આવ્યો હોય તો આપણે પાંડવોનો આશ્રય છોડી બીજાનો આશ્રય કરવો જોઇએ.

શા માટે ઉપાય નથી? એમ શંકા કરીને કહે છે કે જે પહેલાં 'કૃષ્ણ' નામવાળા કાલ ભગવાને તમારા પુત્રોને માર્યા તે જ હમણાં તમોને મારવા માટે આવેલ છે. કૃષ્ણ ભગવાન્ ભૂતલ ઉપરથી પધારી ગયા છે એમ ન માનવું, કારણ કે ભગવાન છે તેથી પહેલાં તો બીજા રૂપે રહેલા હતા અને હાલમાં બીજા રૂપે રહેલ છે; તેથી તેનું સ્વરૂપ માત્ર જુદું થયું છે, પણ નામ તથા રૂપ તો તે જ છે, એમ બતાવવા માટે કહે છે કે તે 'કાલ' છે; એટલે સર્વની ગણના કરે છે. પ્રથમ જેમ પાંડવો બચી ગયા હતા તેમ હાલ પણ બચી જશે, તેથી તેઓનો આશ્રય કરવાથી આપણે પણ જીવીશું! એવી આશંકા કરીને કહે છે કે આપણા સર્વેનો કાલ આવેલો છે, એ પહેલાં કરતાં વિલક્ષણતા છે. આ વખતે તો મને પણ લઈ જશે, એમ બતાવવા માટે 'આપણા દરેકનો કાલ આવ્યો છે' એમ કહ્યું છે. (૧૯)

ત્યારે હવે આપણે શું કરવું? એવી શંકા કરીને જે દોષ વડે કાલ ગળી જાય છે તે દોષ છોડવા જોઈએ એમ કહેવા માટે, અહંતા અને મમતાને છોડવી, એવા અભિપ્રાયથી કહે છે:

**येन चैवाभिपन्नोऽयं प्राणैः प्रियतमैरपि ।**
**जनः सद्यो वियुज्येत किमुतान्यैर्धनादिभिः ॥ २० ॥**

**શબ્દાર્થ:**—જે કાલ વડે પરાભવ પામેલો આ માણસ ઘણા જ પ્રિય એવા પોતાના પ્રાણોથી પણ જુદો પડે છે, ત્યારે બીજા ધનાદિકથી જુદો પડે તેમાં તો શું જ કહેવું?

**ભાવાર્થ:**—કાળ તો ખરી રીતે આત્માનો ગ્રાસ કરતો નથી, કારણ કે આત્મા દરેક સ્થળે વ્યાપ્ત છે, પણ પોતે ઉત્પન્ન કરેલ દેહ વગેરેમાં જયારે

પ્રવેશ કરે છે ત્યારે પેશીમાં રહેલા કીડાની માફક તેનું પણ ભક્ષણ કરે છે; તેથી દેહ અને ઇંદ્રિયોમાંથી અહંતા મમતા વગેરે છોડી દેવાં જોઈએ.

દેહાદિક તો રક્ષા કરવાવાળા છે તે કેમ છોડી શકાય? એવી શંકા કરીને કહે છે કે જ્યાંસુધી કાળ આવ્યો નથી ત્યાંસુધી એવી વ્યવસ્થા છે, પણ કાલ આવે છે ત્યારે તો હમેશાં રક્ષા કરનારા પ્રાણ છે, તેઓને પણ છોડવા પડે છે. **च** અને **एवं** એવા બે અવ્યયો મૂકેલા છે, તે રોગાદિક સામગ્રીને સૂચવે છે અને અવશ્ય જવા માટે સૂચના કરે છે. જે પ્રાણના મૂળથી ધન વગેરે છે તે ઘણા જ પ્રિય પ્રાણ પણ છોડાય છે, ત્યાં ધન વગેરે છોડવા માટે તો વિચાર જ શો હોય? કારણ કે કાલ આવે છે ત્યારે પહેલાં મોટી મહેનતે જે દેહાદિકનું પોષણ કરેલું હોય છે, તે પણ છોડી દે છે; દેહ પ્રાણાદિકને છોડીને જાય છે. (૨૦)

જે આપણને છોડતા હોય તેઓમાંની મમતા છોડી દેવી એવો ન્યાય છે; તેથી જ્યારે કાલ આવે ત્યારે જ સર્વને છોડવાં જોઇએ, હમણાં વચમાં છોડવાથી શું ફલ છે, એમ ધૃતરાષ્ટ્ર તરફથી જો શંકા થાય તો કહે છેઃ

**पितृभ्रातृसुहृत्पुत्रा हतास्ते विगतं वयः ।**
**आत्मा च जरया ग्रस्तः परगेहमुपासते ॥ २१ ॥**

**શબ્દાર્થઃ—**પિતા ભાઇ સ્નેહીઓ સંબંધીઓ અને તમારા પુત્રો હણાયેલા છે; તમારી અવસ્થા ગઈ છે અને વૃદ્ધાવસ્થાથી દેહ ગળી ગયેલો છે, તોપણ પારકા ઘરની તમે શામાટે ઉપાસના કરો છો?

**ભાવાર્થઃ—**જેને ભોગવવાના વિષયો સારા હોય તે આવી રીતે બોલે કે કાલ આવશે ત્યારે જઇશું. તમારે તો જીવવા કરતાં મરવું સારું છે; કારણ કે "હમેશાં પ્રવાસ કરનારો એટલે બહાર જ ફરનારો, રોગી, પારકું અન્ન ખાનારો, અને પારકાના સ્થાનમાં શયન કરનાર, જે જીવે છે તે મરવા બરોબર છે, અને જે તેનું મરણ થાય છે તે તેનો એક વિસામો છે," એમ કહેલું છે; તેથી તમારે તો હમણાં જ ત્યાગ કરવો યોગ્ય છે.

તે સિદ્ધ કરે છે કે ભીષ્મ પિતામહ પિતા હતા. ભૂરિશ્રવા વગેરે ભાઇઓ હતા. શલ્ય વગેરે તમારે મિત્રો હતા. દુર્યોધન વગેરે તમારા પુત્રો હતા. તે તમામ નાશ પામ્યા છે. તેટલામાંથી એક પણ જો નાશ પામે તો લાજવાળો તો રહી ન શકે, ત્યારે દરેક હણાયા તો પછી શી રીતે રહી શકાય? તમારું આયુષ પણ ગયું છે. કાલની કન્યા જરાએ દેહને ગળી લીધો છે. એટલું થયા છતાં પણ ઘરની ચોકી કરનારો કૂતરો જેમ પડયો રહે તેમ તમે શત્રુઓને ઘેર પડયા છો. એમ સાધારણ બાબત કહીને વિદુરજીએ ધૃતરાષ્ટ્રને ગ્લાનિ બતાવી છે. (૨૧)

એમ સાધારણ બાબતથી ગ્લાનિ બતાવીને હવે વિશેષ બાબત કહે છેઃ

**अहो महीयसी जन्तोर्जीविताशा यया भवान्।**
**भीमेनाऽऽवर्जितं पिण्डमादत्ते गृहपालवत्॥ २२॥**

**શબ્દાર્થઃ—અહો પ્રાણીને જીવવાની આશા મોટી હોય છે, જે આશા વડે ભીમે છોડેલા અન્નપિંડને ઘરના ચોકીદાર કૂતરાની માફક તમે ખાઓ છો.**

**ભાવાર્થઃ**—જે ભીમસેને તમારા પુત્ર દુઃશાસનનું લોહી પીધું અર્થાત તમારું જ લોહી પીધું છે, તેણે તિરસ્કારપૂર્વક આપેલા અન્નને, બહારના બલિદાનના પિંડની માફક, તમે ખાઓ છો. તેમાં પણ જેમ ઘરના આંગણામાં પડેલા કૂતરાને અન્ન નાખે ત્યારે તે કૂતરો, બીજો કોઈ આવશે તો ખાઈ જશે એવા ભયથી જલદી ખાય છે, તેમ તમે ખાઓ છો. (૨૨)

જેને અભિમાન નથી તેને તો જેમ આવે તેમ ખાવું યોગ્ય છે, એમ જો ધૃતરાષ્ટ્ર કહે તો ત્યાં કહે છેઃ

**अग्निर्निसृष्टो दत्तश्च गरो दाराश्च दूषिताः।**
**हृतं क्षेत्रं धनं येषां तद्दत्तैरसुभिः कियत्॥ २३॥**

**શબ્દાર્થઃ—જેઓના ઉપર અગ્નિ નાખ્યો, જેઓને ઝેર આપ્યું, જેઓની સ્ત્રીઓ દૂષિત કરી, અને જેઓનું ઘર તથા ધન લઈ લીધું, તેઓએ આપેલા પ્રાણથી શું પ્રયોજન છે?**

**ભાવાર્થઃ**—જો તમે તેમનો અપકાર કર્યો ન હોય તો એવી રીતે અભિમાન રહિત થઈને ખાવું ઠીક છે, પણ તમે તો પાંડવોના ઉપર શત્રુવટ કરેલી છે; તેથી ભીમસેને દુઃશાસનનું લોહી પીધું તે યોગ્ય જ કર્યું છે; પણ તમારે તેને ત્યાં ખાવું તે તો યોગ્ય નથી જ; કારણ કે "શત્રુનું અન્ન ખાવું નહિ અને શત્રુને જમાડવો નહિ. શત્રુએ આપેલું અન્ન, આ લોકમાં તેમ પરલોકમાં ફલકારક થતું નથી" એમ સ્મૃતિમાં કહેલું છે. લાક્ષાગૃહમાં તેઓના ઉપર તમે અગ્નિ મૂકયો. ભીમસેનને ઝેરના લાડુ ખવરાવ્યા. અને લાક્ષાગૃહમાં તમે પાંચે પાંડવોનો અપરાધ કર્યો હતો, તેમાં સાધારણ રીતે ભીમસેન પણ જો કે આવી ગયો હતો, તોપણ તેનો અપરાધ વિશેષ કર્યો છે, એમ બતાવવા માટે, ઝેરના લાડુની હકીકત કહી છે. દ્રૌપદીનાં વસ્ત્રો અને કેશ ખેંચ્યાં છે, તે તેને દૂષિત કરેલી છે. પાંડવોને પણ વૃક્ષોની છાલનાં વસ્ત્રો પહેરાવેલાં છે, તે તેઓને દૂષિત કર્યા છે. તેઓનું રહેવાનું સ્થાનક પણ તમે લઇ લીધું હતું. એમ તમે તો તેના ઘણાય અપકાર કરેલા છે; તેથીજ તેઓનાથી તમારા જીવની રક્ષા કરવી, તે લોક અને શાસ્ત્રથી વિરુદ્ધ છે. તે ખાવાનું આપે અને તેનાથી તમારે પ્રાણ રાખવા, તેવા

પ્રાણુથી તમારે શું પ્રયોજન છે? એવી રીતે જીવવાથી કાંઇ પણ પ્રયોજન સિદ્ધ થવાનું નથી, એવો અભિપ્રાય છે. (૨૩)

એવી રીતે પણ હરેકના વિરોધ વડે જેનું પોષણ કરેલું છે, તે દેહ પોતે જ રહેતો નથી એમ કહે છેઃ

**तस्यापि तव देहोऽयं कृपणस्य जिजीविषोः ।**
**परैत्यनिच्छतो जीर्णो जरया वाससी इव ॥ २४ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતના પણ દીન, અને જીવવાની ઇચ્છા રાખનારા તેમ દેહ જવાની ઇચ્છા ન રાખનારા એવા જે તમે, તેનો દેહ જૂના વસ્ત્રની માફક જરા (ઘડપણ) વડે નષ્ટ થાય છે.

**ભાવાર્થ**:—એવી રીતની ગ્લાનિનો તમે અનુભવ કરો છો, તોપણ તમે કૃપણ (દીન) થયા છો. માગવાનો પદાર્થ, માગવાની યોગ્યતા, પોતાનું સ્વરૂપ, અને આપનાર, એ ચારમાંથી એકનું કે તમામનું સ્વરૂપ વગેરે વિચાર્યા વગર જે માગે તે 'કૃપણ' કહેવાય છે. અથવા ભીમસેનની પાસે તમારે માગવું ન જોઇએ. તેની પાસે માગો છો, તેથી તમે કૃપણ છો. હજુ તમને જીવવાની મોટી ઇચ્છા છે. જો કે તમારો દેહ પણ વૃદ્ધાવસ્થાને લીધે નષ્ટ થતો જાય છે. પહેરવાનું વસ્ત્ર અથવા ( ઉપરણો વગેરે ઉપરનું વસ્ત્ર ) વસ્ત્ર જેમ વાપર્યા વગર મૂકી રાખવાથી જીર્ણ થાય છે, ત્યારે સ્પર્શ કરવાથી જ તે નષ્ટ થઈ જાય છે, એટલે ધોવાથી પણ નષ્ટ થઈ જાય છે. (૨૪)

ત્યારે હવે શું કરવું, એ ધૃતરાષ્ટ્ર પૂછે, ત્યાં કહે છેઃ

**गतस्वार्थमिमं देहं विरक्तो मुक्तबन्धनः ।**
**अविज्ञातगतिर्जह्यात् स वै धीर उदाहृतः ॥ २५ ॥**

**શબ્દાર્થ**:—વૈરાગ્ય યુક્ત, અને બંધન છોડનાર પુરુષ, સ્વાર્થ વગરના આ દેહને પોતાની ગતિ કોઇ ન જાણે તેમ છોડી દે છે તે ધીર પુરુષ કહેવાય છે.

**ભાવાર્થ**:—વિષયમાં દોષ જેવાથી જ્યારે વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે આગળ બાધ થતો નથી, તે માટે વૃક્ષના જેવો આ દેહ કહ્યો છે. એટલે જ્યાં કોઈ સ્થળે છોડેલા દેહને કોઈ જાણે નહિ ત્યાં દેહને છોડવો. જ્યાંસુધી દેહનો ત્યાગ કર્યો ન હોય, ત્યાંસુધી જ તે બૂરું કરે છે. જેમ બીજને સેકવાથી પછી તે બીજમાં અંકુર ઉત્પન્ન થવાની શક્તિ રહેતી નથી, તેવી રીતે ત્યાગ કરજો. તે પાછા તેના બીજની ઉત્પત્તિ કરવામાં પ્રતિબંધ કરનાર થાય છે. જ્યાંસુધી આ દેહથી પોતાનું કાર્ય સિદ્ધ થાય ત્યાંસુધી તેની રક્ષા કરવી, અને કાર્ય સિદ્ધ થયા પછી તેને છોડવો, એમ બતાવવા માટે તેમાંથી 'સ્વાર્થ ગયા પછી છોડવાનું' કહેલું છે. એટલે તેમાંથી સ્વાર્થ જાણ્યા પછી

દેહને છોડી દેવો. અથવા પહેલાં કહ્યા પ્રમાણે જ્ઞાન ધર્માદિક રૂપી જે સ્વાર્થ પહેલાં કહેલા ત્યાગથી ગયેલા છે, તેથી આ દેહ બૂરું કરનાર છે. તેમાંથી સ્નેહને છોડીને, અને સ્નેહની સાંકળરૂપ પુત્રાદિકથી છૂટા થઇને, આ દેહ દુષ્ટ હોવાથી તેનો ત્યાગ કરવો. તેમાં તેની સાંકળરૂપ પુત્રાદિકનો ફરીને સંબંધ ન થાય તે માટે કયાં ગયા છે, એવી ખબર પણ ન પડે તે પ્રમાણે દેહ છોડવાનો છે. તેથી જે ફળ થાય છે, તે કહે છેઃ એવી રીતે જે દેહ છોડે છે તે 'ધીર પુરુષ' કહેવાય છે. એટલે ધીરને જે ફળ થાય છે તે તેને મળે છે. "બ્રહ્મની ધારણા વડે પ્રાણને જીતીને, યોગમાં પ્રીતિ રાખીને, દેહ છોડે, અથવા યુદ્ધમાં અગ્રેસર થઈને દેહ છોડે" તેવાં બે મૃત્યુ મળવાં કઠણ છે; તેથી તે ઉત્તમ માનેલાં છે એમ ષષ્ઠ સ્કંધમાં વૃત્રાસુરે કહેલું છે. એ ધૈર્યનું ફળ છે. તેવું ફળ મળવા માટે તેવું જ ધૈર્ય જોઇએ, એમ બતાવવા માટે મૂળમાં નિશ્ચયાત્મક वै અવ્યય મૂકેલો છે. જ્યાં ફળને માટે ધૈર્યની ગણતરી કરેલી છે, ત્યાં નિશ્ચયાત્મક ફળપણાથી એવું ધૈર્ય પણ ગણાવેલું છે; તેથી જેમ ઉપર જણાવેલાં બે પ્રકારનાં મૃત્યુના ધૈર્યનું ફળ છે, તેવું આ ધૈર્યનું પણ ફળ છે. (૨૫)

એવી રીતે દરેક પ્રકારે દેહનો ત્યાગ કરવો એમ કહ્યું; હવે દેહનો ત્યાગ કરવાનો બીજો પ્રકાર પણ કહે છેઃ

**यः स्वकात्परतो वापि जातनिर्वेद आत्मवान् ।**
**हृदि कृत्वा हरिं गेहात्प्रव्रजेत्स नरोत्तमः ॥ २६ ॥**

**શબ્દાર્થઃ**--પોતાનું હિત કરનાર, સંબંધીથી કે શત્રુથી જેને વૈરાગ્ય ઉત્પન્ન થયું છે તેવો પુરુષ ધૈર્યવાન થઇને, પ્રભુને હૃદયમાં કરીને, ઘરમાંથી જે નીકળી જાય છે તે પુરુષ ઉત્તમ છે.

**ભાવાર્થઃ**—ઉપદેશ આપનારો પોતાનો હિત કરનાર બંધુ હોય અથવા શત્રુ હોય તોપણ તે વક્તાના ગુણદોષ મનમાં રાખવા નહિ. આ બાબતમાં કાર્યમાં દૃષ્ટિ દઇને જેને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને જે ઘરમાંથી નીકળે છે તે ઉત્તમ છે. એટલે દેહ તથા ઇંદ્રિયો વગેરેનો અજ્ઞાનથી બીજા માટે વિનિયોગ કરીને તેનાથી સર્વસ્વ (દરેક પોતાનું)નો નાશ થાય તે કરતાં તે દેહનો ત્યાગ કરવો, એ પ્રથમ પક્ષ છે. માટે પણ તેથી જ દેહાદિકનો વિનિયોગ ભોગ માટે નહિ કરીને, અને જેવાં તેવાં વાકયો વડે તૃષ્ણા ન થાય તે માટે જેને વૈરાગ્ય ઉત્પન્ન થયેલું છે, એવો પુરુષ તે દેહાદિકથી સર્વ પરિકરની સાથે ભગવાનને જાણે અને પ્રભુને જાણીને પછી હૃદયમાં પધરાવે, અને ત્યારબાદ દેહત્યાગ કરવાની ઇચ્છાને છોડીને તે દેહથી દુર્લભ એવું ભગવાનનું

સ્મરણ કરતો કરતો બહાર નીકળી જાય. ઘર બાધક હોવાથી ફરીથી તેનો સંબંધ ન થાય તે માટે કર્મથી સંન્યાસી થઇને બહાર જાય. તે પુરુષ દરેક પ્રાણીઓના કરતાં ઉત્તમ છે. (૨૬)

ત્યારે મારે શું કરવું, એમ ધૃતરાષ્ટ્ર પૂછે તો તેને માટે પ્રથમથી જ કહે છેઃ

**अथोदीचीं दिशं यातु स्वैरज्ञानगतिर्भवान् ।**
**इतोऽर्वाक् प्रायशः कालः पुंसां गुणविकर्षणः ॥ २७ ॥**

**શબ્દાર્થ**:—હવે પોતાનાઓને જાણવામાં ન આવે, તેવી રીતે તમે ઉત્તર દિશામાં જાઓ; કેમકે હવે પછી જે કાલ આવવાનો છે, તે ઘણું કરીને પુરુષોના ગુણોને ખેંચનાર છે.

**ભાવાર્થ**:—તમારો બીજો જ માર્ગ છે, એટલે તમારે તો દેહનો ત્યાગ કરવાનો નથી. તેમ બીજા સ્થળમાં વિનિયોગ ન થાય તેમ પણ નથી; માટે આ સ્થાનનો પરિત્યાગ કરવો એ જ ઉત્તમ છે. દેહનો ત્યાગ ન કરવો તેમ બીજા સ્થળમાં દેહનો વિનિયોગ પણ ન કરવો તેમ પણ નથી તો તેવો ત્યાગ કરવાથી શું ફળ છે? એમ ધૃતરાષ્ટ્ર તરફથી શંકા થાય તો કહે છે કે તમે ઉત્તર દિશા તરફ જાઓ; કારણ કે તે મહાપ્રસ્થાન છે. તે પણ એક માર્ગ મૂકેલો છે. "જે ગુણ વગરનો હોય તેને દોષ ન થાય, તે પણ એક ગુણ છે," એ ન્યાયથી અહીં રહેવામાં દોષ થવાનો સંભવ છે; તેથી "ઉત્તર દિશા છે તે દેવતાઓની તથા મનુષ્યોની શાંત દિશા છે," એમ વેદમાં કહેલું છે, તેથી ઉત્તર દિશા ઉત્તમ હોવાથી ત્યાં રહેવામાં દેવતાઓ તેની બુદ્ધિનો નાશ કરતા નથી, તેમ પોતાથી પણ બુદ્ધિનો નાશ થતો નથી, પણ તેમ કરવામાં તેના સંબંધીઓ પ્રતિબંધ કરનારા થાય છે, તેથી તેઓને જેમ જાણવામાં ન આવે, તેમ તમારે જવું જોઈએ. ત્યાર પછી જેવો અધિકાર હોય તે પ્રમાણે કરવાનું આગળ કહીશું, એવો અભિપ્રાય છે. દોષ દૂર થવા માટે જ્યારે જવું હોય ત્યારે અહીં રહીને જ દોષ દૂર કરવો. વિવેક, ધૈર્ય, સત્સંગ, અને ભગવદ્ગુણો અહીં જ થઇ શકે છે; માટે જવાથી શું ફળ છે? એમ શંકા થાય ત્યાં કહે છે કે હવે પછી જે કાલ આવવાનો છે તે પુરુષના ગુણોને ખેંચનારો છે.

સર્વ વાક્યોમાં વિદુરજીએ ક્રિયાપદમાં પ્રથમ પુરુષનું એકવચન આપ્યું છે, તે ધૃતરાષ્ટ્રનું હીનપણું બતાવે છે.

તમારા જ દૃષ્ટાંતથી જોઈએ છીએ તો આ જ સમય દરેક બુદ્ધિનો નાશ કરનારો છે અને હવે પછી જે કાલ આવવાનો છે તે ઘણું કરીને વિવેકાદિ-વાળા સ્વતંત્ર પુરુષોના પણ વિવેકનો નાશ કરનારો છે, તો ત્યાં વિવેકની ઉત્પત્તિ તો શી રીતે થાય? એવો આશય છે. પુરુષ તો પોતાના દેહની જ

અપેક્ષા (ઇચ્છા) રાખે છે, પણ કાલ દોષને ઉત્પન્ન કરનારો હોવાથી, દેશની અપેક્ષા છોડીને જ જવું. તેથી જ પોતાનો દેશ છોડી ઉત્તરદેશમાં જે ઋષિઓ ગયા છે તેઓની બુદ્ધિનો નાશ કાલાદિકથી થઈ શકયો નથી. દેશનો ત્યાગ કર્યા પછી પણ જયારે બુદ્ધિ ભ્રષ્ટ થાય ત્યારે ત્યાગ કરવાની નિરર્થકતા છે! પ્રથમસ્કંધમાં નારદજીએ વ્યાસજીને કહેલું છે કે "જેમ કાળે કરીને વગર મહેનતે દુઃખ મળે છે તેમ સુખ પણ કાળે કરીને મળે છે; માટે તેને સારુ મહેનત ન કરવી; પણ ઉપર અને નીચે ભમતાં જે મળતું નથી તેને માટે જ ડાહ્યો માણસ પ્રયત્ન કરે" એમ કહ્યું છે. ત્યાં સર્વથી ઉત્તમ ફળ મળવામાં કાળને કારણપણું નથી એમ કહ્યું છે; તેમ ત્યાં દેશનું પ્રયોજકપણું કહેલું છે.

અને પંચમસ્કંધમાં બ્રહ્માજીએ પ્રિયવ્રતને કહ્યું છે કે "જેની સાથે કામ-ક્રોધાદિ હોય છે તે ગાફલ પુરુષને વનમાં રહેવામાં પણ ભય થાય છે;" ત્યાં તો ઈશ્વરની ઇચ્છાને જ નિયામકપણું હોય છે; તેથી ત્યાં કાલ અને દેશ સિદ્ધ કરી શકતા નથી એટલું જ ફક્ત કહેલ છે, અને અહીં તો કાલ અને દેશને બાધકપણું કહેલું છે; તેથી અહીં કેવળ ત્યાગ કરીને જવાનું કહ્યું છે. તેમાં ઉપરના વાકયનો વિરોધ આવતો નથી; માટે હમણાં જ આ સ્થાનને છોડીને ઉત્તર દેશમાં જવું એમ સિદ્ધ થયું. (૨૭)

એમ વિદુરજીએ કહેવાથી ધૃતરાષ્ટ્રે તેમ જ કર્યું, તે કહે છેઃ

**एवं राजा विदुरेणाऽनुजेन**
**प्रज्ञाचक्षुर्बोधितो ह्याजमीढः ।**
**छित्वा स्वेषु स्नेहपाशान् द्रढिम्नो**
**निश्चक्राम भ्रातृसन्दर्शिताध्वा ॥२८॥**

**શબ્દાર્થઃ**—એવી રીતે નાનાભાઇ વિદુરજીએ જેને બોધ કરેલો છે, એવા, અજમીઢના વંશમાં થયેલા ધૃતરાષ્ટ્ર, ભાઇએ જેને સારી રીતે માર્ગ બતાવેલો છે તેવા થઇને, પોતાનાઓમાં દૃઢ બંધાયેલા સ્નેહરૂપી પાશને કાપીને ઘરમાંથી નીકળી ગયા.

**ભાવાર્થઃ**—ધૃતરાષ્ટ્ર રાજા છે, તેથી તેવી રીતે કરવાનું તેનું સામર્થ્ય છે એમ કહ્યું છે. બોધ આપનાર નાનાભાઈ વિદુરજી છે, તેથી તેને તે છેતરે તેમ નથી, એમ બતાવ્યું છે. ધૃતરાષ્ટ્ર **प्रज्ञाचक्षुष्** છે, એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે તેને બુદ્ધિરૂપી નેત્ર છે; તેથી ઉત્તમ અધિકાર બતાવ્યો છે. તે અજમીઢના વંશમાં થયા છે તેમ કહેવાથી અજમીઢ રાજાએ પોતાના પિતા હસ્તીએ વસાવેલા હસ્તિનાપુરનો ત્યાગ કર્યો હતો, એટલે પિતાએ કરેલા નગરનો ત્યાગ કરવાથી વંશના દરેક ધર્મનો પરિત્યાગ કરવાનું બતાવ્યું છે. વિદુરજીએ જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે જ તે ગયેલા છે, એમ બતાવવા માટે ધૃતરાષ્ટ્રે

પોતાનાઓમાં ઘણા જ મજબૂત બનેલા, સ્નેહના પાશને કાપી નાખ્યા છે. ભાઈ વિદુરજીએ બહારનો અને અંદરનો માર્ગ તેને બતાવેલો છે. જેમાંથી સ્વાર્થ ગયો છે એવા આ દેહને ભગવાનને હૃદયમાં રાખીને છોડે તે 'ધીર' કહેવાય છે, એમ વિદુરજીએ કહ્યું છે. તે પક્ષમાં રહેલા આ ધૃતરાષ્ટ્ર ધીર છે એમ શ્રીધર તથા બોપદેવ વગેરે માને છે. (૨૮)

સ્ત્રીમાંથી પણ ધૃતરાષ્ટ્રે મોહ છોડ્યો છે, તોપણ સ્ત્રીનો ધર્મ છે કે પતિની સાથે જવું, તેથી તે ગયેલ છે, એમ કહે છેઃ

पतिं प्रयान्तं सुबलस्य पुत्री
पतिव्रता चानुजगाम साध्वी ।
हिमालयं न्यस्तदण्डप्रहर्षं
मनस्विनामिव सत्सम्प्रहारम् ॥२९॥

**શબ્દાર્થઃ**—સાધ્વી અને પતિવ્રતા, એવી સુબલની પુત્રી ગાંધારી, પોતાના પતિ ધૃતરાષ્ટ્રની પાછળ, વીર પુરુષોને સત્પુરુષોનો જેમ પ્રહાર લાગે તેમ, પ્રાણીમાત્ર ઉપરથી જેણે દંડ છોડેલો છે એવા સત્પુરુષોને ઘણો જ હર્ષ જ્યાં થાય છે એવા હિમાલય પર્વતમાં ગયા.

**ભાવાર્થઃ**—ગાંધારી સુબલ રાજાની પુત્રી છે, એમ કહેવાથી ક્ષત્રિયપણાનું તેને અભિમાન છે, તેથી જાતિધર્મ વડે પણ તે તેની પાછળ ગયાં છે એમ કહ્યું છે. તેની પાછળ જવાનું કહેવાથી આગળ ધૃતરાષ્ટ્રના મરણ પછી પણ તે સતી થશે એમ સૂચવ્યું છે. મૂળમાં ચકાર હોવાથી વિદુરજી પણ સાથે ગયા છે એમ સૂચવ્યું છે. પતિવ્રતા હોય તે સાધ્વી જ હોય છે. મૂળમાં સાધ્વી શબ્દ મૂકેલો છે તેનો અર્થ એવો છે કે સંન્યાસ લેતી વખતે દેવતાઓ સ્ત્રીપુત્રાદિકમાં પ્રવેશ કરીને વિઘ્ન કરે છે, તે પ્રમાણે ગાંધારીમાં પ્રવેશ કર્યો નથી. ધૃતરાષ્ટ્રને મોટું ધૈર્ય છે એમ બતાવવા માટે હિમાલયમાં જવાનું કહ્યું છે. જે દેશમાં ઘણું જ દુઃખ થતું હોય તે દેશમાં ચિત્તની સ્થિરતા થાય નહિ, તેથી જેને પરલોકની ઇચ્છા હોય છે તેને તો ચિત્તની સ્થિરતાની જરૂર છે. માટે તેઓ ત્યાં કેમ જાય છે, એવી શંકા થાય ત્યાં કહે છેઃ જેઓએ ભૂતપ્રાણીમાત્ર ઉપરથી દંડ છોડેલો છે, એટલે દરેક પ્રાણીને અભય આપનારા છે, તેઓને વિશેષ હર્ષ જે સ્થળમાં થાય છે એવો હિમાલય પર્વત છે; કેમકે બીજી સર્વ પૃથ્વી જીવોથી વ્યાપ્ત છે; એટલે નાના જીવ તથા મોટા જીવ દરેક સ્થળે હોય જ છે. અને બીજે કોઈપણ સ્થળે જે પુરુષ રહે છે તે પોતાની ઇચ્છા વગર ઘણા જીવોને મારે છે, તેથી તેના વ્રતનો ભંગ થાય છે. અને હિમાલયમાં તો બરફ હોવાથી કોઈ જીવ રહેતો નથી; અર્થાત્ દરેક જીવનો

અધિકાર (હરણ) થાય છે. ત્યાં તો શરીરમાં પણ કૃમિ વગેરે જીવડાંઓ સંબંધ હોતો નથી; તેથી પરમહંસોને હિમાલય ઘણો જ પ્રિય છે. વળી જેણે દરેકનો પરિત્યાગ કરેલો છે અને દેહનો પણ ત્યાગ કરવા માટે તૈયાર થયો છે, તેને તો હિમાલયમાં દેહનો ત્યાગ કરવાનાં સાધનો સુગમ (જલદી મળી શકે તેવાં) હોય છે. જેમ મનસ્વી પુરુષોને યુદ્ધમાં દેહનો ત્યાગ કરવાનાં સાધનો સુગમ હોય છે ત્યાં તો દેહનો પરિત્યાગ કરવાની ઇચ્છાવાળાઓને સારા માણસે કરેલો પ્રહાર પ્રિય થાય છે, તેમ જે પરમહંસોને શરીરનો ત્યાગ કરવો હોય તેઓને હિમાલય પ્રિય છે. યુદ્ધમાં મનસ્વી પુરુષો એવો વિચાર કરે છે કે કાંતો વિજય મેળવીએ છીએ અને કાંતો શસ્ત્રને ધારણ કરનારાઓના શસ્ત્રનું નિશાન થઇએ છીએ. એમ જે હિમાલયમાં જાય છે તે પણ દૃઢ વિચારથી જાય છે. અથવા વીરરસથી આવેશવાળા પુરુષને જેમ યુદ્ધભૂમિ છે તેમ વૈરાગ્ય રસવાળા પુરુષોને વિષય વગરનું સ્થાન હિતકારી છે. એવી રીતે ઉત્તમદેશમાં ધૃતરાષ્ટ્ર ગયા ત્યાંસુધીની વાત કહી. (૨૯)

ત્યારપછી ધૃતરાષ્ટ્રે શું કર્યું તે, નારદજી યુધિષ્ઠિર પ્રત્યે તેનો અનુવાદ કરશે તે ઉપરથી સમજાશે. વિદુરજીના સાક્ષાત્ ઉપદેશ દેવાથી ધૃતરાષ્ટ્ર ગયા છે, એમ જો નારદજી કહે તો યુધિષ્ઠિરના મનમાં એમ આવે કે પહેલાં તો વિદુરજી આપણા ઉપર સ્નેહવાળા હતા અને હવે આપણો દોષ જોવા લાગ્યા છે. તે યોગ્ય ન કહેવાય, કારણકે વિદુરજીનું તાત્પર્ય ધૃતરાષ્ટ્રની મુક્તિ થવામાં છે; તેથી વિદુરજીના ઉપદેશથી ગયા છે એમ નારદજીએ કહ્યું નથી. "જ્યાંસુધી કોઈનું પણ હૃદય સર્વાત્મા વડે જેનામાં લાગેલું હોય ત્યાંસુધી હૃદયવડે બંધન હોવાથી તે ક્યારે પણ મુક્ત થઈ શકતો નથી. એટલા માટે ઇષ્ટવર્ગ સંબંધીઓની ઇચ્છા જેમ નિવૃત્ત થાય તેમ કરવું જોઇએ." ધૃતરાષ્ટ્રમાં તેવું બંધન ન થાય તે પ્રકારે કરું એમ ધારીને ભગવાનના પ્રિય નારદજીએ યુધિષ્ઠિરના મોહનો નાશ કર્યો છે. તેને પોતાની મેળે મોહનો નાશ ન હતો તે માટે યુધિષ્ઠિરના પ્રશ્ન વગેરેની કથા કહેલી છે.

એવી રીતે અર્ધરાત્રિએ ધૃતરાષ્ટ્ર નીકળી ગયા, તેની સૂર્યોદય પછી એક પ્રહર સુધી કોઇને જાણવાની ઈચ્છા ન થઈ, તે કહે છેઃ

अजातशत्रुः कृतमैत्रो हुताग्नि-
　　विप्रान्नत्वा तिलगोभूमिरुक्मैः ।
गृहं प्रविष्टो गुरुवन्दनाय
　　न चाऽपश्यत्पितरौ सौबलीं च ॥३०॥

**શબ્દાર્થ**:—જેણે પ્રાતઃસંધ્યા કરેલી છે, અને અગ્નિમાં હોમ આપેલો છે, એવા મૈત્રીવાળા યુધિષ્ઠિરે તલ, ગાયો, પૃથ્વી, અને સુવર્ણ વડે બ્રાહ્મણોને નમન કરીને ગુરુને વંદન કરવા માટે ઘરમાં પ્રવેશ કર્યો, ત્યાં ધૃતરાષ્ટ્ર વિદુરજી અને ગાંધારીને જોયાં નહિ.

**ભાવાર્થ**:—યુધિષ્ઠિરનું "અજાતશત્રુ" એવું નામ છે; તેનો અર્થ એવો થાય છે કે જેને કોઈ શત્રુ નથી; તેથી નામથી તો યુધિષ્ઠિરને વેર જણાતું નથી. દેવતા, પિતૃઓ, ઋષિ, ભૂતપ્રાણીઓનાં તર્પણ કરવાથી યુધિષ્ઠિરે દરેક સ્થળે મિત્રતા પ્રાપ્ત કરેલી છે.

અથવા પ્રાતઃસંધ્યામાં **मित्रस्य चर्षणी धृताः** એ મંત્રથી સૂર્યનું ઉપસ્થાન થાય છે, અને ગાર્હપત્યાદિક કુંડમાંથી અગ્નિનું ઉદ્ધરણ કરતાં પહેલાં મિત્રનો ચરુ કરવાનું વિધાન છે; તેથી પ્રાતઃસંધ્યાના દેવતા સૂર્ય છે તે કહેલ છે; એટલે જેણે પ્રાતઃકાળનું સંધ્યાવંદન કર્યું છે અથવા વિસર્ગ, ઇંદ્રિય, વાયુના દેવતા મિત્ર હોવાથી મળત્યાગ વગેરે આવશ્યક કાર્ય રાજાએ કરેલું છે; એટલે પહેલાં મળત્યાગ કરવો, પછી સંધ્યાવંદન કરવું અને છેવટે તર્પણાદિ કરવું એવો અનુક્રમ છે.

અગ્નિમાં હોમ કરેલો છે. રાજાએ દાન કરવું જોઇએ. તેમાં પણ તિલપાત્ર, ગાયનું દાન, પૃથ્વીનું દાન, અને સુવર્ણનું દાન, એટલાં દાન તો કરવાં જ જોઇએ. સુવર્ણના દાનમાં આજ્યાવેક્ષણ (ઘીના પાત્રમાં મુખ જોઇને તેનું દાન કરવું) પણ આવી જાય છે. "સત્પાત્રને તલ આપવાથી વિષ્ણુ પ્રસન્ન થાય છે, ગાયનું દાન કરવાથી મહાદેવજી પ્રસન્ન થાય છે, પૃથ્વીનું દાન કરવાથી બ્રહ્મા પ્રસન્ન થાય છે" એમ કહેલું છે. તે તમામ દાન કરીને યુધિષ્ઠિરે બ્રાહ્મણોને નમસ્કાર કર્યા છે. પછી દરરોજના નિયમ પ્રમાણે ઘરમાં મોટાંઓને નમન કરવા યુધિષ્ઠિરે પ્રવેશ કર્યો. તે રાજાનો મહેલ હતો, એટલે યુધિષ્ઠિરે "રાજા" શબ્દનો વ્યવહાર હજુ સુધી ધૃતરાષ્ટ્રમાં રાખ્યો હતો, તેથી તેના ઘરમાં યુધિષ્ઠિરે પ્રવેશ કર્યો.

ગુરુ વગેરેને વંદન કરવું એ પણ નિત્યકર્મ છે. રથના જે ઘોડાઓ હોય તે જો નષ્ટ થયા હોય તો "બીજા અશ્વ હોય તે રથના અશ્વ કહેવાય," એ ન્યાયથી ધૃતરાષ્ટ્રને પિતાપણું અને યુધિષ્ઠિરને પુત્રપણું પ્રાપ્ત થાય છે. બધા ગુરુજનોમાં માતાનું મુખ્યપણું હોવાથી કુંતીજીને નમન કરીને ધૃતરાષ્ટ્ર અને વિદુરજીને નમન કરવા માટે ત્યાં આવ્યા છે; ત્યાં તેને કે ગાંધારીને જોયાં પણ નહિ. ત્યારે નમસ્કાર કરવાનું તો દૂર રહ્યું પણ મોટો ઉદ્વેગ થયો. (૩૦)

**तत्र सञ्जयमासीनं पप्रच्छोद्विग्नमानसः ।**
**गावल्गणे क्व नस्तातो वृद्धो हीनश्च नेत्रयोः ।**
**अम्बा च हतपुत्रार्ता पितृव्यः क्व गतः सुहृत् ॥ ३१ ॥**

**શબ્દાર્થ**:—ઉદ્વેગયુક્ત મનવાળા યુધિષ્ઠિરે ત્યાં બેઠેલા સંજયને પૂછયું કે હે ગવલ્ગણના પુત્ર! વૃદ્ધ અને નેત્ર વગરના અમારા પિતા ધૃતરાષ્ટ્ર કયાં છે? તેમ જ પુત્રો નાશ પામવાથી દુઃખાયેલી માતા ગાંધારી, તેમ જ અમારા ઉપર સ્નેહ રાખનાર કાકા વિદુરજી કયાં ગયા છે?

**ભાવાર્થ**:—યુધિષ્ઠિરને મોટો ઉદ્વેગ થવાથી વિચાર કર્યા વગર સંજયને પૂછયું કે તમે ગવલ્ગણના પુત્ર છો એટલે તમે પિતા વગેરેના ક્રમથી તેના જ સેવક છો, તેમ છતાં આ વખતે ગાફલ કેમ રહ્યા છો? તે અમારા પિતા હોવાથી પરમપૂજ્ય છે. તે વૃદ્ધ હોવાથી તેની સંભાળ લેવી તે ધર્મ છે અને તે નેત્ર વગરના પિતા છે; તેથી તેના ઉપર પોતાની દયા બતાવેલી છે. નેત્ર વડે હીન છે એમ કહેવું જોઈએ તેને બદલે મૂળમાં નેત્ર શબ્દની ષષ્ઠી વિભક્તિ મૂકેલી છે, તે ફક્ત–નેત્ર સાથે સંબંધ માત્ર જ છે, એમ કહેવા માટે કહેલું છે. સ્ત્રી સહિત ધૃતરાષ્ટ્ર ગયા છે, તેમ કહેવાથી જયાં હશે ત્યાં સુખી હશે એમ શંકા થાય તો ત્યાં કહે છે કે ગાંધારી પોતાના પુત્રોના શોક વડે અને પતિવ્રતાના ધર્મના આચરણ વડે દુઃખી છે. તેને કયાંય જવાની સંભાવના-જ નથી. કાકા વિદુરજી શુદ્ધ અંતઃકરણવાળા છે; તેથી તે છેતરે તેમ નથી. માટે તે કયાં ગયા છે? (૩૧)

ધૃતરાષ્ટ્ર વગેરે કયાંય ગયેલા નથી અને જોવામાં આવતા નથી, તેથી ઘર ગંગાજી ઉપર રહેવું હોવાથી તેની ગંગાજીમાં પડવાની સંભાવના કરે છેઃ

**अपि मय्यकृतप्रज्ञे हतबन्धुः स्वभार्यया ।**
**आशंसमानः शमलं गङ्गायां दुःखितोऽपतत् ॥ ३२ ॥**

**શબ્દાર્થ**—જેના પુત્રાદિ બન્ધુઓ નાશ પામ્યા છે, એવા ધૃતરાષ્ટ્ર મારામાં પુત્રબુદ્ધિ ન કરવાથી શું પાપની શંકા કરતા થકા, દુઃખી થયેલા તે ગંગાજીમાં પડયા છે?

**ભાવાર્થ**:—ધૃતરાષ્ટ્રે મારામાં પુત્રબુદ્ધિ ન કરી હોય, અને પોતાના પુત્રો તો મરાયા છે, એમ બન્ને પ્રકારથી તેને પુત્ર ન હોવાથી ધૃતરાષ્ટ્રને દુઃખ થયાની સંભાવના થાય છે, જો કે શાસ્ત્રના નિયમથી અમારામાં પુત્રપણું છે; પરંતુ તે અમને પુત્ર તરીકે ન માનતા હોય તો અમારામાં શત્રુપણું જ તેને દેખાય છે; કારણ કે અમે તેના પુત્રોને મારેલા છે. તેથી ધૃતરાષ્ટ્રના મનમાં એવી શંકા થાય કે જેમ અમારા પુત્રોને માર્યા છે તેમ અમને પણ કદાચ મારશે તો અમારું અપમૃત્યુ (અકાલ મૃત્યુ) થશે. તેના કરતાં ગંગાજીમાં પડીને મરી જવું વધારે ઉત્તમ છે, એમ અપમૃત્યુથી મરવામાં દુઃખી થયેલા ધૃતરાષ્ટ્રના મનમાં એવો વિચાર થયો હશે કે બીજાના હાથે મરવા કરતાં

આપણે ગંગાજીમાં પડીને મરવું એ ઉત્તમ છે. એમ ધારીને શું તે ગંગાજીમાં તો પડયા નહિ હોય! અને વિદુરજી તેની પાસે હતા, તેથી તેની લજ્જા આવવાથી તે પણ કહ્યા વગર ચાલ્યા તો નહિ ગયા હોય! (૩૨)

ધૃતરાષ્ટ્ર ગંગાજીમાં પડે અને વિદુરજી કહ્યા વગર ચાલ્યા જાય એ બન્ને વાત અસંભવિત છે, એમ માનીને કહે છેઃ

पितर्युपरते पाण्डौ सर्वान्नः सुहृदः शिशून् ।
अरक्षतां व्यसनतः पितृव्यौ क्व गताबितः ॥ ३३ ॥

શબ્દાર્થઃ—અમારા પિતા પાંડુ મરણ પામ્યા ત્યારે સ્નેહ કરવા યોગ્ય, અમો બાળકોની દુઃખોથી તો બંને કાકાએ રક્ષા કરી હતી. તેઓ અહીંથી ક્યાં ગયા?

ભાવાર્થઃ—ખરી રીતે ધૃતરાષ્ટ્ર તથા વિદુરજી એ બન્નેએ અમારી રક્ષા કરી છે. લાક્ષાગૃહમાં અગ્નિનો ઉપદ્રવ થયો અને વિરાટ નગરમાં નોકરી કરવી પડી. ત્યાં આવેલા દુઃખોથી પણ તેઓએ અમારી રક્ષા કરી છે. તેમ બીજાં પણ જે જે દુઃખો આવ્યાં ત્યાં તેઓએ જ અમારી રક્ષા કરી છે. (૩૩)

સંજય તો પહેલેથી જ ધૃતરાષ્ટ્ર ત્યાં નથી એમ જાણીને ભયથી મૂર્છા પામેલો જ છે; તેથી તેણે ઉત્તર ન આપ્યો, એમ સૂતપૌરાણિક કહે છેઃ

सूत उवाच ।

कृपया स्नेहवैक्लव्यात्सूतो विरहकर्शितः ।
आत्मेश्वरमचक्षाणो न प्रत्याहातिपीडितः ॥ ३४ ॥
विमृज्य पाणिनाऽश्रूणि विष्टभ्यात्मानमात्मना ।
अजातशत्रुं प्रत्यूचे प्रभोः पादावनुस्मरन् ॥ ३५ ॥

શબ્દાર્થઃ—ધૃતરાષ્ટ્રના વિરહ વડે દૂબળો થયેલો, અને પોતાના સ્વામીને નહિ જોવાથી ઘણો જ દુઃખી થયેલો, સંજય કૃપા વડે સ્નેહથી વિકલ ભાવને પ્રાપ્ત થવાથી કાંઈ બોલ્યો નહિ. હાથ વડે નેત્રનાં આંસુને સાફ કરીને પોતાના મનને અંતઃકરણથી ધીરજ આપીને પોતાના માલેક ધૃતરાષ્ટ્રના ચરણનું સ્મરણ કરતાં કરતાં તેણે યુધિષ્ઠિરને પ્રત્યુત્તર આપ્યો.

ભાવાર્થઃ—દીનપણું હોવાથી કૃપા છે અને સ્નેહ તો તેને સહજ છે; તેથી કૃપા વડે સ્નેહ અધિક થવાથી વૈક્લવ્ય (ગભરામણ) થયું છે. તેમ વળી પોતાના સ્વામીને જોતો નથી તેથી ઘણી જ પીડા થઈ છે, એવી નીતિ છે.

જોકે યુધિષ્ઠિર સ્વામી છે તોપણ સંજયને તો ધૃતરાષ્ટ્ર જ સ્વામી હતા; તેથી તે બોલ્યા નહિ, તેનું કારણ એ કે તેને ઘણી જ પીડા થતી હતી. કાંઈ

અપમાન વગેરે કરવાની ઇચ્છા ન હતી, તોપણ માલેકની સમીપમાં બોલ્યા વગર રહેવું એ અયોગ્ય છે અને ગભરાયેલ હોય તેણે બોલવું નહિ, એમ સ્મૃતિમાં કહેલું છે, તેથી નેત્રમાં આંસુ આવેલાં હતાં તેને હાથ વડે સાફ કર્યાં અને બીજાં પણ તેની પાછળ ચાલ્યાં ન જાય, તે માટે પોતાના મનને ધીરજ આપીને, ઉપદેશ આપનાર કોઇ બીજો ગુરુ નથી, તોપણ પોતે જ ગુરુ થઇને ગફલતને લીધે કાંઈ કહીશું, તોપણ રાજા દંડ નહિ કરે, એમ બતાવવા માટે યુધિષ્ઠિરનું નામ પહેલાં જ મૂળમાં મૂકેલું છે. એટલે યુધિષ્ઠિરને કોઈ શત્રુ થયો જ નથી. યુધિષ્ઠિર સાથે વાત કરવામાં ધૃષ્ટતા, ઉદાસીનતા અને મશ્કરી વગેરે ન થાય, તે માટે પોતાના સ્વામી ધૃતરાષ્ટ્રના ચરણનું સ્મરણ કરીને સંજય બોલ્યા છે; અથવા ભક્તિ વડે પ્રભુનું સ્મરણ કરીને બોલ્યા છે. દંડ ન થવા માટે યુધિષ્ઠિરના પૂછવા કરતાં ઉલટો જવાબ આપ્યો છે. (૩૫–૩૬)

**सञ्जय उवाच** । સંજય બોલ્યા:

**नाहं वेदाऽऽस्मवसितं पित्रोर्वः कुलनन्दन ।**
**गान्धार्याश्च महाबाहो मुषितोऽस्मि महात्मभिः** ॥ ३६ ॥

**શબ્દાર્થઃ**—કુલને આનંદ આપનાર, હે મહાબાહો યુધિષ્ઠિર! તમારાં બન્ને વડીલ ( ધૃતરાષ્ટ્ર અને વિદુર ) તેમ જ ગાંધારીએ શું વિચાર્યું છે, તે હું જાણતો નથી; એ મહાત્માઓએ મને છેતર્યો છે

**ભાવાર્થઃ—હું જાણતો નથી એમ કહેવાથી રાજાનું પ્રિય થાય છે.** ન જાણવામાં કારણ કહે છે કે તેઓએ પોતે જ નક્કી કરેલું છે, કોઇની સાથે કાંઇ પણ વિચાર કર્યો નથી, તેથી હું જાણતો નથી. તેઓએ તો પોતાના મનમાં જ પોતે જ વિચાર કરેલો છે. વિચાર બતાવવા માટે મૂળમાં **वसित** પદ મૂક્યું છે. ત્યાં **अवसित** કહેવું જોઈએ, પણ ભાગુરિ ઋષિ **अ**નો લોપ કહે છે, તે પ્રમાણે અહીં પણ **अवसित**માંના **अ**નો લોપ કર્યો છે. તમારા વડીલનો અભિપ્રાય તમે જાણી શકો, પણ અમારાથી શી રીતે જણાય, એમ બતાવવા માટે તમારા વડીલનો વિચાર હું જાણતો નથી, એમ સંજય કહે છે.

તમે તેના આત્મારૂપ છો, અને તેના કુલને આનંદ આપનારા છો, તેથી પોતે જે કરવાનું વિચાર્યું હોય, તેની સૂચના કદાચ તમને કરેલી હોય અથવા તમે તો કુલને આનંદ આપનારા હોવાથી, તમારા દોષથી કાંઇ ધૃતરાષ્ટ્ર ગયા નથી, એમ બતાવવા માટે **कुलनन्दन** એવું સંબોધન આપ્યું છે. તેમ તમે મોટી ભુજાવાળા હોવાથી તમારામાં ક્રિયાશક્તિ વિશેષ છે. તેમ છતાં ધૃતરાષ્ટ્ર

ક્યાં ગયા છે, તે વાત તમે જાણુતા નથી તો મને તેનું જ્ઞાન શી રીતે હોઈ શકે? એવો અભિપ્રાય બતાવ્યો છે.

તમારા પિતાનો આત્મા મોટો છે, અથવા તેના આત્મામાં કોઇ મોટાનો આવેશ છે; તેથી તેમાં પોતાથી જ બીજાને ભૂલ ખવરાવવાનું સામર્થ્ય છે. અથવા તેઓ ભગવાનના ભક્ત હોવાથી કોઇને ખબર ન પડે તેમ ગયા છે; એટલે હું તો બન્ને પ્રકારથી છેતરાયો છું, એવો આશય છે. (૩૬)

એમ પહેલાંની કથાનું નિરૂપણ કરીને જે કથા કહેવાની ઇચ્છા છે તેનો આરંભ કરેછે. તેમાં સંજયનું વાક્ય સાંભળીને, મોટા મોહમાં પડેલા રાજા યુધિષ્ઠિર આપઘાત વગેરે કાંઇ અનર્થ કરે, એવી શંકા કરીને તેવા પ્રસંગનું સમાધાન કરવામાં પ્રથમથી જ નારદજી જોડાયા છે; તેથી તે અહીં યુધિષ્ઠિરના મનનું સમાધાન કરવા આવ્યા છે, એમ કહે છેઃ

**अथाऽऽजगाम भगवान्नारदः सहतुम्बुरुः ।**
**प्रत्युत्थायाभिवाद्याह सानुजोऽभ्यर्चयन्निव ॥३७॥**

**શબ્દાર્થઃ—હવે તુમ્બુરુ ઋષિની સાથે નારદ ભગવાન્ ત્યાં આવ્યા. તેની સામે ઊઠીને, નમન કરીને, નાનાભાઈઓ સહિત યુધિષ્ઠિર રાજા પૂજા કરતા હોય તેમ બોલ્યા.**

**ભાવાર્થઃ**—યુધિષ્ઠિરને મોહ થયા પછી, તે મોહ દૂર કરવા માટે તરત જ ત્યાં નારદ મુનિ આવ્યા છે, તેની સાથે તુંબુરુ નામના એક ઋષિ પણ આવ્યા છે; કારણકે શોક દૂર કરવામાં બીજાની સંમતિની જરૂર જણાય છે, તેમ જે અધિકાર ઉપર જેનો વિનિયોગ કર્યો હોય અર્થાત્ જેને જે કાર્ય સોંપ્યું હોય, તેને તે સંબંધી કાર્યનો ઉદ્વેગ રહે છે અને તેથી હીનતા થાય છે, તે માટે નારદજીની સાથે તુંબુરુ ઋષિ આવ્યા છે. (૩૭)

યુધિષ્ઠિર રાજા આત્મહત્યા વગેરે પ્રમાદ કરવાનો વિચાર કરતા હતા, તે નારદજીને જોઈને હવે નારદજી નિર્ણય આપશે એમ વિચારીને પહેલાંની મોહાવસ્થાનો ત્યાગ કરીને ઊભા થયા અને ઋષિનું અભિવાદન કર્યું, અને સ્વાગતાદિ પ્રશ્ન કર્યા સિવાય ધૃતરાષ્ટ્રની જ હકીકત પૂછે છેઃ

**युधिष्ठिर उवाच ।**

**नाहं वेद गतिं पित्रोर्भगवन् क्व गतावितः ।**
**अम्बा च हतपुत्रार्त्ता क्व गता सा तपस्विनी ॥ ३८ ॥**

**શબ્દાર્થઃ—અહીંથી અમારા કાકાઓ ક્યાં ગયા, તે સ્થાનને હે ભગવાન્, હું જાણતો નથી. તેમ પુત્રોના નાશ થવાથી દુઃખી થયેલાં તપસ્વિની માતા, ગાંધારી ક્યાં ગયાં છે, તેની પણ મને ખબર નથી.**

**ભાવાર્થ**:—ધૃતરાષ્ટ્રનું કાંઈ અમંગલ થયું છે, એવી યુધિષ્ઠિરના મનમાં ભાવના થઈ છે, તે અયોગ્ય હોવાથી તેણે નારદજીને કહી નથી. ફક્ત મારાં માતા પિતા કયાં ગયાં, એમ જ પૂછયું છે. (૩૮)

જલદી કહેવા માટે કહેછે કેઃ

**कर्णधार इवाऽपारे भगवान्पारदर्शनः ।**

**अथाऽऽबभाषे भगवान् नारदो मुनिसत्तम ॥ ३९ ॥**

**શબ્દાર્થ**:—પાર વિનાના સમુદ્રમાં જેમ નાવિક (વહાણ ચલાવનાર) હોય તેમ તમે પારને બતાવનારા છો. ત્યારે હે મુનિઓમાં ઉત્તમ! નારદ ભગવાન યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.

**ભાવાર્થ**:—તમે વહાણને ચલાવનારા નાવિક જેવા છો, અર્થાત્ અમે તો અત્યારે શોકરૂપી દરિયામાં ડૂબેલા છીએ. તેમાં સર્વજ્ઞપણું નૌકા (વહાણ)-રૂપ છે, તેનો નિર્વાહ કરનાર તમે જ છો. તેમાં પણ કેવળ વહાણને ચલાવ-નારની માફક નહિ, પરંતુ આપ તો સમુદ્રના છેડાને જોનારા પણ છો; એટલે જે સ્થળે જેવું છે તેને આપ જોનારા છો; તેથી તેનું પરિણામ શું થશે તે તમો જાણો છો, એમ હજુ વાકય પૂરું થયું નથી અને અર્ધું કહીને જ યુધિષ્ઠિર બંધ પડયા છે. હવે નારદજી તેને, બોલતા બંધ રહ્યા છે તેનું કારણ જાણીને પોતે જ કહેવા લાગ્યા.

નારદજીને તેનું જ્ઞાન હોવામાં કારણ કહે છે કે તે ભગવાન્ છે, તેમ યુધિષ્ઠિરનો શોક દૂર થાય તેવો ઉપદેશ આપવામાં નારદજી કુશળ છે; એમ બતાવવા માટે 'મુનિઓમાં ઉત્તમ નારદજી છે' એમ કહ્યું છે! 'મુનિસત્તમ' એવું સંબોધન સૂત પૌરાણિકે શૌનક ઋષિને આપેલું છે એમ માનીએ તોપણ તે શૌનકમાં, કહેલી વાતમાં બોધ થવાનું સામર્થ્ય છે, એમ બતાવવા માટે છે.

મૂળમાં બીજો પાઠ હોય તોપણ તેના પ્રકારો કહ્યા છે, તેથી તેનો અભિપ્રાય જે વિચારવાનો હોય તે પોતાની મેળે વિચારી લેવો.

મુનિઓ દયાળુ હોય છે, તેથી નારદજીને નહિ પૂછેલી વાત પણ નારદજીએ દયા કરીને કહી છે, એમ જણાવે છે. (૩૯)

સંસારી જીવોમાં ભગવાન્ જે અજ્ઞાન કરે છે, તેનું કારણ એ છે કે તે તે જીવો એકદમ ઉતાવળથી કોઈ કાર્ય ન કરે તે માટે છે; તેથી તમારે પણ જલદી કાંઈ કાર્ય કરવાનું નથી, પહેલાં તો મોહને દૂર કરો, ત્યારપછી તમારી પૂછેલી બાબત હું તમને કહીશ, એવા અભિપ્રાયથી કહે છેઃ

**नारद उवाच ।**

**मा कञ्चन शुचो राजन्यदीश्वरवशं जगत् ।**

**स संयुनक्ति भूतानि स एव वियुनक्ति च ॥ ४० ॥**

**શબ્દાર્થ:**—હે રાજન્, કોઇનો પણ શોક ન કરો, કારણ કે આ જગત્ ઈશ્વરને વશ છે. તે જ પ્રભુ દરેકને જોડે છે અને તે જ વિખૂટાં પાડે છે.

**ભાવાર્થ:**—તમારે કોઇનો પણ શોક કરવાનો નથી. પહેલાં તો મોહને દૂર કરો. ત્યારપછી તમે પૂછેલી વાતનો ઉત્તર હું આપીશ.

પોતાનો ગેરલાભ સમજીને, તેનાથી થતી પોતાની ન્યૂનતા (ઓછાપણું) તે સિદ્ધ કરનાર, જે અનિષ્ટ પદાર્થ છે, તેનું મનમાં ધ્યાન કરવું, તેને શોક કહેવાય છે. જેમકે કોઇએ પોતાનું અપમાન કર્યું, તેમાં પોતાની હલકાઇ થઈ હોય તેનો વિચાર કરવાથી, તે ન્યૂનતાનું વિશેષ જ્ઞાન થાય છે, ત્યારે શોકનું સ્વરૂપ સમજાય છે. તેથી અનિષ્ટની ભાવના કરીએ ત્યારે જ શોક થવાનો સંભવ છે, માટે કોઈના અનિષ્ટની ભાવના ન કરવી. તમે મોટા કુટુંબવાળા છો, એમ જણાવવા માટે राजन् એવું સંબોધન આપ્યું છે, એટલે જ્યાં મોટાં રાજ્ય હોય ત્યાં હમેશાં ઇષ્ટ (સારું) અને અનિષ્ટ (બૂરું) થયા જ કરે છે, તેમાં જ્યારે શોક કરીએ ત્યારે કયારે પણ રાજ્યનું સુખ ભોગવી ન શકાય; માટે રાજા કયારે પણ શોક કરતો નથી. તેમ જ શોક કરવો નિષ્ફળ પણ છે અને વિરુદ્ધ પણ છે, કારણકે સમગ્ર જગત ઈશ્વરને અધીન છે. ભગવાને દરેક પદાર્થનું નિર્માણ કરેલું છે અને સર્વને કાબૂમાં રાખનાર પણ તે જ પ્રભુ છે. તે ભગવાન્ કોઈના શત્રુ કે મિત્ર નથી. તે પ્રભુ પોતાના માટે અથવા બીજાને માટે આ જગત્ કરે છે, તેમાં બીજાને માટે જગત્ કરે છે એમ માનીએ તો તે પ્રભુ દરેકનું ભલું જ કરે છે એવો નિયમ છે.

અને પોતાને માટે કરે છે એમ માનીએ તો પ્રભુ પોતાની ક્રીડા સિદ્ધ થવા માટે કરે છે, એવો નિયમ થાય છે, તેમાં બીજાને માટે ભગવાન્ જગત્ કરે છે એ પક્ષનો વિચાર કરતાં, ભગવાન્ જીવનું હિત કરે છે, એટલે જીવ શોક કરે વે નિષિદ્ધ (અયોગ્ય છે), અને ભગવાન્ જીવનું હિત કરે છે છતાં પણ જીવ જો શોક કરે તો ભગવાનનો કોપ થાય છે; માટે ભગવાન્ પારકાના માટે જ જગત્ કરે છે, એ પક્ષ પ્રમાણે શોક ન કરવો જોઇએ. અને ભગવાન્ પોતાની ક્રીડા સિદ્ધ કરવા માટે જગત્ કરે છે એવો પક્ષ સ્વીકારીએ તો તેમાં શોક કરવાથી, ભગવાન્ અવશ્ય ક્રોધ કરે છે. તેમ ભગવાન પોતાની ક્રીડા સિદ્ધ કરવા માટે કાંઈ કર્મ કરતા હોય, તેમાં શોક કરવો તે અયોગ્ય ગણાય છે.

ભગવાન્ પારકા માટે જગત્ કરે છે એ પક્ષ પ્રમાણે વિચાર કરતાં "પોતાના પુત્રનો નાશ થાય" વગેરે કાર્યોમાં ભગવાને પોતાનું હિત કર્યું છે એમ કેમ સમજાય? એવી શંકા ન કરવી, કારણકે પોતાને પણ મમતાના સ્થાનકરૂપ જે પુત્રાદિક હોય છે, તેને દૂર કરી ભગવાન્ જીવની મમતા દૂર

કરે છે, તે જીવનું હિત જ કરે છે; માટે ભગવાન્‌ને જ સમગ્ર જગત્ અધીન હોવાથી પોતાનો તેમ જ બીજાનો પણ શોક ન કરવો ! અગ્નિના સંયોગ અને વિયોગથી દુઃખાદિક થાય છે, તેથી શોક થાય છે એમ જો કોઈ કહે, ત્યાં કહે છેઃ તે ભગવાન્ જ દરેકનો સંયોગ અને વિયોગ કરે છે, જેથી જેમ ભગવાન્‌ના કાર્યમાં આપણે શોક કરવો નહિ, તેમ કોઇનો સંયોગ કે વિયોગ થાય તેમાં પણ ઉપરની યુક્તિને ધ્યાનમાં લેવી, અર્થાત પરને માટે ભગવાન્ કોઇનો સંયોગ કે વિયોગ કરે છે તેમાં હિત જ થાય છે. એવી રીતે બન્ને પ્રકારે ભગવાન્ દરેકનું દરેક રીતે હિત કરે છે એમ જાણવું. (૪૦)

ઉપરની બાબતમાં શંકા થાય કે ભગવાન્ પોતાની ક્રીડા સિદ્ધ થવા માટે જગત્ કરે છે, એ પક્ષ પ્રમાણે શોકને શી રીતે છોડી શકાય ? કારણકે ભગવાન્ તો પોતાની ક્રીડા માટે કરે છે, પણ જીવોને અયુક્ત કામમાં જોડેલા હોવાથી જીવોનો દુઃખ વડે શોક કરે જ, તેમ ભગવાનની લીલા લાંબા વખત સુધી ચાલે, ત્યારે જીવને પોતાને તો હમેશાં દુઃખની પરંપરા આવ્યા કરે, તેમાં શોક તો અવશ્ય થવો જોઇએ, એવી શંકા કરીને કહે છેઃ

**यथा गावो नसि प्रोतास्तन्त्यां बद्धाः स्वदामभिः ।**
**वाक्तन्त्यां नामभिर्बद्धा वहन्ति बलिमीशितुः ॥ ४१ ॥**
**यथा क्रीडोपस्कराणां संयोगविगमाविह ।**
**इच्छया क्रीडितुः स्यातां तथैवेशेच्छया नृणाम् ॥ ४२ ॥**

**શબ્દાર્થઃ**—જેમ નાથેલા બળદો દોરડાં વડે રાશમાં બાંધેલા હોય છે અને હાંકનાર જ્યાં લઇ જાય છે ત્યાં જાય છે, તેવી રીતે વેદવાણીરૂપ દોરડીમાં બાંધેલા દરેક જીવો, નિયંતા (માલેક)ને બલિ આપે છે. જેમ પૂતળીઓ વગેરે રમતના પદાર્થોને સંયોગ અને વિયોગ રમત કરનારની ઇચ્છાથી થાય છે તેમ ભગવાનની ઇચ્છાથી મનુષ્યોના સંયોગ અને વિયોગ થાય છે.

**ભાવાર્થઃ**—પાંચ માણુસો સાથે જે દુઃખ થાય છે તે દુઃખ ગણાતું નથી, તેથી પોતાની ક્રીડા સિદ્ધ કરવા માટે જ ઇશ્વરે આપણુને સર્જેલા છે, તેથી સ્વામીનું કાર્ય સિદ્ધ કરવાના વખતમાં આપણે તે સ્વામિરૂપ પ્રભુથી વિરુદ્ધ થઇએ, તો સ્વામિદ્રોહ કહેવાય છે. સ્વામી (માલેક)નો દ્રોહ કરવો તે યોગ્ય નથી, એમ સમજીને દુઃખને પણ સહન કરીને, આગળ આપણે કૃતાર્થ થઈશું, માટે પ્રભુની ક્રીડા સિદ્ધ થાય તેમ જ વર્તવું. તેમ ન કરીએ તો, અર્થાત્ ભગવાન પોતાની ક્રીડા કરતા હોય અને આપણે પ્રભુનો દોષ કાઢીએ તો ભગવાન્ વધારે દુઃખ આપે છે.

જેમ ખેડૂતો બળદને જે કામમાં જોડે, તેમાં ન જોડાવા માટે બળદ

હઠ કરે તો, ખેડૂત તેને પ્રહાર કરીને પોતાના કાર્યમાં જોડે છે, તેમ ભગવાનની ક્રીડામાં આપણે જરાય વિરુદ્ધ જઇએ તો આપણને વધારે કષ્ટ મળે છે. જેમ નાકમાં દોરડું નાખે ત્યારે બળદ વશ થાય છે, તેમ વિષયરૂપ નાસિકામાં અહંતા મમતારૂપ દોરડાં વડે પરોવેલા, ઇંદ્રિયયુક્ત જીવો, ભગવાનને તાબે થાય છે.

બળદના દૃષ્ટાંતથી આ બંધનનું સાધારણ રૂપ કહીને હવે વિશેષ બંધન કહે છે કે વેદરૂપી લાંબી દોરીમાં દરેક જીવોને ભગવાને બાંધેલા છે. તેમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયો તો રાંધેલા ભાતની માફક ભગવાનને ભોજન કરવાયોગ્ય છે. અર્થાત્ બ્રાહ્મણ અને ક્ષત્રિયો ભગવાનમાં મળી જઈને સંસારમાંથી છૂટી જાય છે. તેઓની લૌકિક ક્રિયાઓ તો ચોખાનાં ફોતરાં બરાબર છે. તે જેમ ફોતરાંને દૂર કરવાથી ચોખા ઉપયોગમાં આવે છે, તેમ લૌકિક ક્રિયાઓથી બ્રાહ્મણ અને ક્ષત્રિયો ભગવાનના ઉપયોગમાં આવે છે. બીજનો અને યોનિનો સંબંધ ચોખા અને તેના ઘાસપરાળના સંબંધ જેવો છે. ઇંદ્રિયો બળદને ઠેકાણે છે. વેદ બળદને બાંધવાની દોરડીને ઠેકાણે છે. અને ભગવાનની ઇચ્છા તે સ્તંભ (થાંભલો) છે. આવી રીતે છે; તેથી પોતાની ઇંદ્રિયોનો અધ્યાસ (ભ્રમ) હોય ત્યાંસુધી બળદને સ્થાનકે રહેવું પડશે, અને ઇંદ્રિયોના અધ્યાસ સિવાય લૌકિક ક્રિયા કરે તો ચોખાનાં ફોતરાંને ઠેકાણે જીવ રહે છે.

આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક પાપોને છોડવાં એ ફળ છે. ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ રહેલા છે. તેના અધિષ્ઠાનથી ઇંદ્રિયો વૈદિક કર્મમાં પ્રવર્તે છે. તે કર્મ વડે પોતાના દોષની નિવૃત્તિ થાય છે. ત્યારબાદ નિરંતર સમાધિ કરવાથી લૈકિક ક્રિયાઓરૂપી ફોતરાં જતાં રહે છે.

ત્યારે અગ્નિ વડે પાકેલા ચોખા જેમ ભોજન કરવા માટે વધારે યોગ્ય થાય છે તેમ જ્ઞાનરૂપી અગ્નિ વડે પરિપકવ થયેલો જીવ ભગવાનમાં સાયુજ્ય મુક્તિ (જોડાઈ જવું) પામવાને લાયક બને છે.

આ બ્રાહ્મણ છે, આ ક્ષત્રિય છે, આ બ્રહ્મચારી છે, અને આ ગૃહસ્થ છે, એમ નામ વડે દરેક બંધાયેલા છે. તેમાં જેને જ્યાં જોડેલા છે તેઓ ત્યાં જ ભમે છે, અને પ્રભુનું કાર્ય કરે છે, પ્રેરણા કરનાર વેદનું કાર્ય કરતા નથી, કારણકે વેદ તો દરેકનાં કર્તવ્ય બતાવનાર છે, પણ કાર્ય પ્રભુનું છે. માટે દરેક ઇંદ્રિયો ભગવાનને માટે જ સર્જેલી હોવાથી તે ઇંદ્રિયો વડે ભગવાનનું કાર્ય કરવામાં પોતે ખોટો ભ્રમ કરીને શોક ન કરવો; અર્થાત્ હું જોઉં છું, હું સાંભળું છું એમ ઈંદ્રિયોના આવેશથી જે મિથ્યાજ્ઞાન થાય છે તે **ઇન્દ્રિયાધ્યાસ** કહેવાય છે.

વળી ભગવાને તો પોતાની ક્રીડા સિદ્ધ કરવા માટે આપણને સર્જેલા છે. જેમ બાળકો પૂતળાનાં રમકડાંથી રમત રમે છે, તેમાં પોતાની ઇચ્છાનુસાર બાળકો તે રમકડાંને ગોઠવે છે, તેમાં કોઈને સાથે મેળવે છે અને કોઈને જુદાં કરે છે, તેમ સમગ્ર પુરુષો ભગવાનની ક્રીડાનાં પૂતળાં બરોબર છે. તેમાં કોઇનો સંયોગ થાય છે અને કોઇનો વિયોગ થાય છે. તે ભગવાનની ક્રીડા જેમ સિદ્ધ થાય તે પ્રમાણે તે થાય છે; માટે તેમ સમજીને પોતાના સંબંધીઓમાં મમતા રાખીને હર્ષ કે શોક ન કરવા. એમ એકંદર વિવેકનું સ્વરૂપ બતાવ્યું છે. પહેલાં તો દરેક તત્ત્વોનો જુદો જુદો વિવેક કહ્યો હતો.(૪૧–૪૨)

એવી રીતે ઇશ્વરે પોતાની ક્રીડા સિદ્ધ કરવા માટે આ જગત્ કરેલું છે, એ પક્ષ પ્રમાણે પણ તમારે શોક કરવો યોગ્ય નથી એમ કહ્યું છે.

નિરીશ્વરવાદીના મતમાં પણ જેટલા બહારના મતો છે, તેમાં ક્યાંય પણ શોક કરવો એવો કોઈ શાસ્ત્રનો અભિપ્રાય નથી, એ કહે છે:

**यन्मन्यसे ध्रुवं लोकमध्रुवं वा न चोभयम् ।**
**सर्वथा नहि शोच्यास्ते स्नेहादन्यत्र मोहजात् ॥४३॥**

**શબ્દાર્થઃ**—આ લોક નિત્ય છે અથવા અનિત્ય છે, અથવા બન્ને પ્રકારનો નથી એમ માનતા હો તોપણ, મોહથી થયેલા સ્નેહ વગર, દરેક રીતે તે શોક કરવા યોગ્ય નથી; કેવળ સ્નેહથી જ શોક થાય છે.

**ભાવાર્થઃ**—વાદ કરનારા દરેક વાદીઓ ચાર પ્રકારના છે. તેમાં સાંખ્યમતવાળા સર્વને નિત્ય માને છે. તેઓ ઉત્પત્તિને આવિર્ભાવ માને છે અને પ્રલયને તિરોભાવ માને છે. બાહ્યમતવાળા (બૌદ્ધમતાનુયાયી) દરેક કાર્યરૂપ જગત હોવાથી તેને અનિત્ય માને છે એટલે હમેશાં રહેતું નથી એમ માને છે. બાહ્યમતના પેટામાં કેટલાક માધ્યમિક વગેરે છે તે એમ માને છે કે આ જગત હતું નહિ, છે નહિ, અને થશે પણ નહિ, એટલે જગત નિત્ય પણ નથી અને અનિત્ય પણ નથી, અર્થાત્ મિથ્યા છે, એમ માને છે.

અને ન્યાયશાસ્ત્રવાળા (કણાદ અક્ષપાદ) જગતને નિત્ય માને છે તેમ અનિત્ય પણ માને છે. તેમાં પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર, પરમાણુ, અને આકાશાદિક નિત્ય છે અને તે સિવાયનાં અનિત્ય છે, એમ માને છે. એમ ચારેય પક્ષમાં દરેક રીતે તેનો શોક કરવો યોગ્ય નથી; કેમકે નિત્ય હોય તો કાંઈ શોક કરવા યોગ્ય નથી, તેમ પાણીના પરપોટાની માફક જે અનિત્ય છે તે પણ શોક કરવા યોગ્ય નથી. અને સસલાંના શીંગડાની માફક જગતને માનીએ તો તે પણ બિલકુલ શોક કરવા યોગ્ય નથી.

જોકે નૈયાયિકોના પક્ષમાં શોકનો સંભવ છે, કારણ કે તેઓ નિત્ય અને અનિત્ય એમ બન્ને પ્રકારનું જગત માને છે. તેનો ઉત્તર કહે છે કે શત્રુનું મરણ થાય તો શોક કેમ નથી કરતા? અને મિત્રનું મરણ થાય ત્યારે શોક કેમ કરો છો? તે શોક શા કારણથી કરો છો એમ તેને પૂછવું જોઈએ.

મિત્રની સાથે સ્નેહ હોવાથી મિત્રનું મરણ થાય ત્યારે શોક કરીએ છીએ, એમ જો કહેતો હોય તો સ્નેહ જ કેવળ શોકના કારણરૂપ થયો માટે તે સ્નેહ નુકસાન કરનારો હોવાથી તે સ્નેહનો જ ત્યાગ કરવો જોઇએ.

કયારેક સ્નેહથી સુખ થાય છે, તેથી તેનો ત્યાગ શી રીતે થાય? એમ જો કહેતો હોય તો કહેવું કે એ મોહથી ઉત્પન્ન થયેલા સુખમાં સ્નેહ હોતો નથી, કારણ કે અજ્ઞાનથી થયેલો સ્નેહ કેમ સુખ આપી શકે?

સંનિપાતના રોગથી થયેલી શીતલતા તાપને દૂર કરી શકતી નથી, તેથી જેમ મૂર્છા થઈ હોય ત્યારે ઘણુંય દુઃખ હોય, પણ બેભાન હોવાથી તેને સુખરૂપ માને છે; તેથી કાંઈ મૂર્છા સુખરૂપ નથી. જો સુખરૂપ હોય તો તેની નિવૃત્તિ કરવા માટે કોઈ યત્ન કરે જ નહિ. માટે જેમ મૂર્છામાં સુખ માને છે તેવી જ રીતે મોહથી થયેલા સ્નેહથી સુખ છે. તેથી તેવો સ્નેહ છોડવો જ જોઇએ. (૪૩)

હવે નારદજી યુધિષ્ઠિરને ફળરૂપ વાકય કહે છેઃ

**तस्माज्जह्यङ्ग वैक्लव्यमज्ञानकृतमात्मनः ।**
**कथं त्वनाथाः कृपणा वर्तेरन्वनमाश्रिताः ॥४४॥**
**कालकर्मगुणाधीनो देहोऽयं पाञ्चभौतिकः ।**
**कथमन्यांस्तु गोपायेत्सर्पग्रस्तो यथा परम् ॥४५॥**

**શબ્દાર્થ**ઃ—હે અંગરૂપ યુધિષ્ઠિર, સ્નેહથી જ શોક થાય છે એમ ઉપર બતાવ્યું છે. તેથી અજ્ઞાનને લીધે કરેલી અંતઃકરણની વિકલતાનો ત્યાગ કરો. ત્યાં શંકા થાય કે, અનાથ અને દરિદ્રી વનમાં ગયેલા થકા શી રીતે નિર્વાહ ચલાવતા હશે? તો કહે છે કે સર્પથી ગળાયેલો પુરુષ જેમ વગર ગળેલા માણસની રક્ષા કરી શકતો નથી, તેમ કાલ કર્મ અને ગુણને અધીન આ પંચમહાભૂતનો દેહ બીજાની રક્ષા શી રીતે કરી શકે?

**ભાવાર્થ**ઃ—તમે મારું અંગ છો; તેથી તમને હું યથાર્થ હકીકત કહું છું કે ઇંદ્રિયોની અને અંતઃકરણની વિકળતા કેવળ પદાર્થોના અજ્ઞાનથી થયેલી છે અને તમને તો પદાર્થનું જ્ઞાન થયેલું છે; તેથી તે વિકળતાનો તમે નાશ કરો. જો એક ભાગમાં પણ તે વિકળતા રહેલી હશે, તો પાછી બીજી વખત પણ દુઃખ આપશે એવો અભિપ્રાય કહ્યો છે.

વચમાં રાજા શંકા કરે છે કે તેઓની રક્ષા કરનાર કોઇ નથી અને વનમાં રક્ષા કરવાની જરૂર રહે છે. તેમ કોઈ પદાર્થો ન મળવાથી તેઓ દીન (ગરીબ) થયેલા હશે અને વનનો આશ્રય કર્યો છે તે વન તો નપુંસક અને ચેતન વગરનું છે, તેથી તેવું વન તેઓની શી રીતે રક્ષા કરી શકે?

ત્યાં ઉત્તર આપે છે કે તમે તેની રક્ષા કરનાર ત્યાં રહ્યા નથી, તેનો મને શોક થાય છે. તેમ કોઇપણ તેની રક્ષા કરનાર નથી તેથી શોક થાય છે.

ત્યાં પહેલા પક્ષનું નિરાકરણ કરે છે કે જો તમે ત્યાં રહ્યા નથી એ બાબતનો શોક થતો હોય તો તે યોગ્ય નથી, કારણ કે તમે તેની રક્ષા કરનારા છો, એ પક્ષ જ અયુક્ત છે, કારણકે તમે રાજા છો, તેથી રક્ષકપણાનું અભિમાન રાખતા હો તો રાજા શબ્દ તો દેહને કહેનારો છે. એક ઘરથી બીજા ઘરની રક્ષા થઈ શકે નહિ, તો એક દેહથી બીજા દેહની રક્ષા શી રીતે થાય? તેમ વ્યવહારને અનુસરીને તમે રક્ષકપણું માનતા હો તોપણ જે બીજાને અધીન હોય તે રક્ષા શી રીતે કરે?

ત્યારે આ દેહ કાલને અધીન છે, તે કાલની પ્રેરણા સિવાય શી રીતે રક્ષા કરે? તેમ કાળ પણ રક્ષા કરનાર નથી, તે તો રક્ષા કરવામાં ફક્ત નિમિત્ત માત્ર છે, એવો પક્ષ સ્વીકારીએ તો દેહ કર્મને અધીન છે; તેથી કાલની પ્રેરણા વડે જેવું કર્મ કરેલું છે, તેવાં ફલનો ભોગ અવશ્ય કરવાનો છે! કર્મ પણ દેખીતી બાબતની અપેક્ષા (ઇચ્છા) રાખે છે; તેથી તે પણ નિમિત્ત જ છે એમ કહીએ તો તે પક્ષમાં પણ દેખીતી બાબતને પણ કર્મ જ સિદ્ધ કરી શકે છે; ત્યારે પહેલાં કહેલો દોષ તેમાં પણ આવે છે.

ત્યારે કાલ કર્મ સિવાય બીજો કોઈ કારણરૂપ હોય તો તે સ્વભાવરૂપ સત્વાદિક ગુણો છે; એટલે કાલ, કર્મ, અને ગુણ એ ત્રણે દોષથી આ દેહ પ્રાપ્ત છે અર્થાત્ ત્રિદોષથી ઘેરાયલો આ દેહ છે. અને દેહ પોતે પંચમહાભૂતનો વિકાર છે. તેના ભક્ષણ કરનારાં પણ પંચમહાભૂતો જ છે. ત્યારે જે પંચમહાભૂતે પોતાના શરીરનું ભક્ષણ કરેલું છે તેના વિકારરૂપે રહેલો આ દેહ બીજાની રક્ષા કેવી રીતે કરી શકે? દેહાધ્યાસ સિવાયના બીજા હોય, તેની રક્ષા દેહાધ્યાસવાળો કરી શકે નહિ!

મૂલમાં તુ અવ્યય આપેલો છે તેનો અભિપ્રાય એવો છે કે જેઓ ભગવાનના સંબંધવાળા થયા છે તે તો કાળને પણ અધીન નથી. ત્યારે જે ભક્તો કાલને પણ અધીન નથી તેની રક્ષા, કાલને અધીન બનેલા પુરુષથી શી રીતે થઈ શકે? ત્યાં દૃષ્ટાંત આપે છે કે અજગર સર્પથી ગળાયેલો પુરુષ બહાર રહેલા પુરુષની રક્ષા કરી શકતો નથી. માટે ધૃતરાષ્ટ્ર અત્યારે કાલકર્માદિકની આજ્ઞાથી બહાર ગયેલ છે, અને તમે તેની આજ્ઞામાં રહેલા છો;

તેથી તમે તો કાલકર્માદિની આજ્ઞામાં રહેલા છો, તેથી ધૃતરાષ્ટ્ર તમારો શોક કરે એ યોગ્ય છે પણ તમે તેનો શોક કરવાને યોગ્ય નથી. (૪૪-૪૫)

વનમાં ધૃતરાષ્ટ્રને ખાવાનું નહિ મળે, એમ તમારે શંકા ન કરવી, કારણ કે ભગવાને દરેક સ્થળે ખાવાના પદાર્થ રચેલા છે, એવો અભિપ્રાય કહીને કોઈપણ રક્ષક નથી એવા પક્ષમાં દોષ આપે છે, અર્થાત્ કોઈપણ ધૃતરાષ્ટ્રની રક્ષા નહિ કરે, તે પક્ષ ખોટો છેઃ

**अहस्तानि सहस्तानामपदानि चतुष्पदाम् ।**
**फल्गूनि तत्र महतां जीवो जीवस्य जीवनम् ॥ ४६ ॥**

**શબ્દાર્થ**—જે હાથવાળા જીવો છે તેનું જીવન હાથ વગરના જીવો છે, ચાર પગવાળા જીવોનું જીવન પગવગરના જીવો છે, તુચ્છ (નાના) જીવો મોટા જંતુઓનું જીવન છે, એમ એક જીવ બીજા જીવનું જીવન છે.

**ભાવાર્થ**ઃ—પ્રથમ ઉત્પન્ન કરવા લાયક તો જીવો સર્જ્યા છે, તેની સૃષ્ટિ થઈ, એટલે દેહનું નિર્માણ કરી, તેમાં તેનો પ્રવેશ કરાવ્યો, તેમાં આગળ ઉપર સૃષ્ટિની વૃદ્ધિ થાય તે માટે, તેને ખાવા માટે અન્ન ઉત્પન્ન કરવું જોઇએ, ત્યારે તે વખતે જીવ સિવાય બીજું કંઈપણ ન મળવાથી, આખું જગત્ જ, અન્નરૂપે ભક્ષણ કરવા યોગ્ય અને ભક્ષક તરીકે ઉત્પન્ન કર્યું! તેમાં સામાન્ય અને વિશેષ એમ બે પ્રકાર રાખ્યા છેઃ અન્ન અને તે ખાનાર. એ સામાન્ય પ્રકાર લૌકિક છે અને વિશેષ પ્રકાર વૈદિક છે. તેમાં સામાન્ય પ્રકારની વ્યવસ્થા કહે છે કે હાથ વગરના જીવો, હાથવાળા પ્રાણીઓનું ભક્ષ્ય (ભક્ષણ કરવા યોગ્ય) છે.

તે એક ઉદાહરણ તરીકે કહેલું છે, પણ તેનો અભિપ્રાય એવો છે કે બલવાનનું ભક્ષ્ય દુર્બલ બને છે. તે બલ ક્રિયા વડે થાય છે અને તમામ ક્રિયા કરવામાં હાથ કે પગ સાધનરૂપ થાય છે, તેથી અત્રે તે બન્ને હાથપગ બતાવેલા છે. હાથ વગરના અજગર વગેરે, હાથવાળા મનુષ્ય વગેરેનું ભક્ષણ કરે છે, તેમ કોઈ સ્થળમાં, હાથવાળા મનુષ્યો પણ હાથવગરનાં પ્રાણીઓનું ભક્ષણ કરે છે, અર્થાત્ મોટાઓ પણ નાનાં પ્રાણીઓના ભક્ષ્ય થાય છે; જેવી રીતે કીડીઓ વગેરે મોટા સર્પોનું ભક્ષણ કરે છે, તેથી બલના અભિપ્રાયથી કહ્યું છે કે, બલવાનો નબળાંને ખાઈ જાય છે, અથવા સાધારણ રીતે એવો નિયમ હોય છે, તેવા અભિપ્રાયથી અહીં કહ્યું છે.

માછલાં વગેરે હાથ વગરનાં છે, તે હાથવાળાં મનુષ્યોનાં ભક્ષ્ય થાય છે અને પગ વગરનાં તૃણ ઘાસ વગેરે છે તે ચારપગવાળાં પશુઓનાં ભક્ષ્ય થાય છે. કોઈપણ પદાર્થ જીવ વગરનો નથી, અને ઘર વગેરે જીવ વગરના પદાર્થો

છે, તેનું કોઈ ભક્ષણ કરતું નથી. અર્થાત્ જે ખવાય છે તે જીવસહિત છે. તેથી જ ભગવાને દરેક સ્થળે ભક્ષણ કરવા યોગ્ય વસ્તુ રચેલી હોવાથી ધૃતરાષ્ટ્ર વનમાં શું ખાશે, એની ચિંતા ન કરવી, કારણ કે વનમાં પણ વાંસિયા ઘઉં સાંબો વગેરે ધાન્ય અને ફલાદિક ઘણુંયે ભક્ષ્ય હોય છે. (૪૬)

ઉપરની બાબતમાં શંકા થાય છે કે પોતે સર્જેલા જીવને બીજા પાસે ખવરાવે છે, એવી ક્રિયા ભગવાન શામાટે કરે છે? ત્યાં ખાવા યોગ્ય અને ખાનારનો નિર્ણય બતાવે છેઃ

**तदिदं भगवान्राजन्नेक आत्मात्मनां स्वदृक् ।**
**अन्तरोऽनन्तरो भाति पश्य तं माययोरुधा ॥४७॥**

**શબ્દાર્થઃ**—હે રાજન્, સર્વે જીવોના આત્મારૂપ, પોતાથી પ્રકાશમાન, આ જગદ્રૂપ ભગવાન્ એક જ છે. તે અંદર અને બહાર પ્રકાશે છે અને માયાથી ઘણાં રૂપવાળા થયા છે, તેને તમે જુઓ.

**ભાવાર્થઃ**—ભગવાનમાં વિષમતા કે નિર્દયતા નથી. પોતાના આત્માને જ આ જગદ્રૂપ કરે છે એમ બતાવવા માટે કહે છે કે આ જગત્ ભગવાન્ છે. તેમાં કારણ બતાવે છે કે દરેકનું ભક્ષ્ય દરેક છે, તેથી બીજો બીજાને ખાઈ શકે નહિ, તેનો વિશ્વાસ બતાવવા માટે **राजन्** એવું સંબોધન આપેલું છે. તે જે અન્યાય કરે તેને રાજા તરફથી દંડ મળે છે તે બતાવવા માટે છે.

તેથી બીજો બીજાને ખાય તો તેણે અન્યાય કરેલો ગણાય, તેથી તેને રાજા દંડ શિક્ષા વગેરે કરે છે, તેમ ભગવાન પણ શિક્ષા કરે છે.

ભગવાન પોતે પણ ઉત્પન્ન કરીને પોતે જ ભક્ષણ કરે છે, તે પણ યોગ્ય નથી, એવી શંકા થાય ત્યાં કહે છેઃ પ્રભુ તો એક જ છે, અર્થાત્ આ સર્જેલું છે અને આ સર્જનહાર છે એવો ભેદ નથી. તેમ ઉત્પન્ન કરેલા પદાર્થોમાં પરસ્પર ભેદ નથી! ત્યારે તો ભગવાન પોતાના આત્માનું જ ભક્ષણ કરે છે, એમ થાય તે પણ યોગ્ય નથી! એવી શંકાનું સમાધાન કરે છેઃ તે પ્રભુ તો આત્મા છે; એટલે દરેક સ્થળે વ્યાપ્ત થઈને રહે તે આત્મા કહેવાય છે. એવી રીતે ભગવાન્ દરેક સ્થળે વ્યાપ્ત થઈને રહ્યા છે, તેથી બહાર રહેલા જીવને અંદર પ્રવેશ કરાવે છે, અને અંદર રહેલાને બહાર પ્રકટ કરે છે. અર્થાત્ પોતાના સ્વરૂપમાં પોતે અંદર અને બહાર રહે છે. એમ સર્વે વસ્તુની સ્થિતિ છે. તેમાં આ ભક્ષ્ય અને આ ભક્ષણ કરનાર છે એવો વ્યવહાર તો લોકમાં છે. જેમ કાચબો પોતાના પગ વગેરે અંગને બહાર પ્રકટ કરીને પાછો અંદર ખેંચી લે છે તેમાં કાચબાને કોઈ પ્રકારનો વિકાર નથી, તેમ ભગવાનને પણ દરેક વસ્તુ બહાર પ્રકટ કરી પાછી અંદર ખેંચી લેવામાં દોષ પ્રાપ્ત થતો નથી.

અથવા આત્મા એ શબ્દમાં **आत्** અને **मा** એવાં બે પદ રહ્યાં છે, તેનો અર્થ એવો થાય છે કે **आत्** એટલે ભક્ષણ કરવું, એટલે ભક્ષણ કરે છે તેથી જ **मा** એટલે **नेति नेति** વગેરે શ્રુતિઓમાં કહ્યા પ્રમાણે કેવળ નિષેધાત્મક (મના કરનાર) બ્રહ્મ રહે છે. ત્યારે સર્જેલા જીવોનું ભક્ષણ ન કરે તો કેવળ આત્મા જ ન રહે, અર્થાત્ **आत्मा** એવો શબ્દ જ સિદ્ધ થાય નહિ, અને છેવટ જે એક આત્મા રહે છે તે પણ રહે નહિ.

બીજા જીવે જેનું અધિષ્ઠાન કર્યું છે, તેનું ભક્ષણ ભગવાન્ શા માટે કરે છે? એમ શંકા થાય ત્યાં કહે છે: તમામ આત્માઓના આત્મા ભગવાન જ છે. એટલે દરેક ભક્ષણ કરનારાઓનો ઉપસંહાર કરનારા પણ ભગવાન છે, અથવા દરેક જડ પદાર્થોનો ઉપસંહાર કરે છે.

પરંતુ દરેક જીવો રહેલા છે તેથી ભગવાન્ એક જ છે એમ શી રીતે કહેવાય? એમ શંકા કરીને કહે છે કે દરેક આત્માઓનું સ્વરૂપ તે ભગવાન છે.

ત્યારે તો દરેક જીવો ઉપર ભગવાનને દયા આવવાથી ભગવાન તેવી રીતે જીવોનું ભક્ષણ નહિ કરે, એમ કોઈ કહે ત્યાં કહે છે કે તે ભગવાનની દૃષ્ટિ પોતામાં જ રહેલી છે, અર્થાત્ બીજાઓને પણ પોતાના આત્મા તરીકે જ જાણે છે, અથવા પોતાના ભોગ માટે બીજાને જોતા નથી.

તે ભગવાન ક્યાં છે? એમ શંકા થાય ત્યાં કહે છે કે તે પ્રભુ અંદર અને બહાર છે; એટલે અંદરના ભાવથી તેમ જ બહારના ભાવથી તે ભગવાન જ પ્રકાશી રહ્યા છે. તે દરેકના ભક્ષક તરીકે રહેલા છે. એવી રીતે કરેલો ઉપદેશ છે તેથી ભગવાનના ઘણા ભેદ છે. એવા પ્રકારથી યુધિષ્ઠિરના મનમાં સમજાયું હશે, એમ માનીને કહે છે કે તમે તેને જુઓ; અર્થાત્ દરેક સ્થળે પ્રકાશી રહેલા અને સર્વના રૂપ બનેલા છે તે ભગવાન જ છે એમ તમે જુઓ.

જે એક હોય તે અનેક પ્રકારે શી રીતે થાય? ત્યાં કહે છે કે ભગવાન માયાથી ઘણા પ્રકારના થયા છે, કારણ કે માયા છે તે સામું રૂપ બતાવે છે; તેથી તેની સાથે સંબંધ થતાં ઘણાં જળનાં પાત્રોની સાથે ચંદ્રનો સંબંધ થવાથી જેમ ઘણા ચંદ્ર દેખાય છે અને અગ્નિને ઘણાં લાકડાંની સાથે સંબંધ થવાથી અગ્નિ જેમ ઘણા પ્રકારથી પ્રકાશે છે તેમ ભગવાન પણ અનેક રીતે પ્રકાશે છે. (૪૭)

એવી રીતે ધૃતરાષ્ટ્રની રક્ષા કરનાર કોઈ નહિ હોય, એવી આશંકા કરીને સર્વરૂપ વડે ભગવાન જ રક્ષક છે એમ નિરૂપણ કરીને, તે ભગવાન હાલમાં સંહાર કરવાની લીલા કરવામાં તત્પર થયા છે એમ નિરૂપણ કરે છે:

**सोऽयमद्य महाराज भगवान्भूतभावनः ।**
**कालरूपोऽवतीर्णोऽस्यामभवाय सुरद्विषाम् ॥४८॥**

**શબ્દાર્થ**:—હે યુધિષ્ઠિર મહારાજ, દરેક ભૂતપ્રાણી માત્રને ઉત્પન્ન કરનાર તે આ ભગવાન્ હાલમાં દેવતાના દ્વેષીઓનો નાશ કરવા માટે કાલરૂપે આ પૃથ્વી ઉપર અવતર્યા છે.

**ભાવાર્થ**:—'મહારાજ' એવું સંબોધન આપવાથી એવો અભિપ્રાય બતાવ્યો છે કે તમારે ભય કરવાનો નથી. હાલમાં તમારું જેવડું રાજ્ય છે તેના કરતાં પણ તે પ્રભુ અધિક રાજ્ય આપશે. હવે જ્ઞાનદૃષ્ટિથી ભગવાનને બતાવતા હોય તેમ કહે છેઃ તે આ જે કાંઈ દેખાય છે તે ભગવાન છે. ત્યારે ભગવાન અહીં શા માટે પધારેલા છે? તેનું પ્રયોજન બતાવે છે કે તે પ્રભુ સર્વનું પાલન કરનારા હોવાથી પાલન કરવા માટે જ પધારેલા છે. જેમાં જેનો સંહાર કરે છે તેના દોષો દૂર કરીને તેને શુદ્ધ કરે છે; તેથી તે પ્રભુ દરેકના રક્ષણ કરનારા છે એ ભાવના દૂર થતી નથી, તેમ પોતે સ્વતંત્રપણે દરેકનો સંહાર કરનારા છે, તોપણ સંહારરૂપ લીલા કરવામાં વિશેષ અધિકાર કાલને આપેલો છે તેથી પોતે દરેકનું પાલન કરે છે.

એમ બતાવવા માટે જીવોને ભક્તિની સિદ્ધિ થવા માટે, ભગવાન્ કાલના રૂપ જેવું રૂપ ધારણ કરે છે અને દેવતાનો દ્વેષ કરનારા અસુરોના નાશ માટે પ્રભુ અવતરેલા છે. વામન ભગવાન્ પણ તેવી જ રીતે અવતરેલા હતા પણ તે વામન ભગવાને આવી રીતે કામ કર્યું ન હતું, તે બતાવવા માટે કહે છે કે આ પૃથ્વી ઉપર શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રકટ થયા છે. (૪૮)

એવી રીતે શ્રીકૃષ્ણના ચરિત્રનું નિરૂપણ કરીને તેનો ઉપસંહાર કરતી વખતે નારદજી યુધિષ્ઠિર રાજાને ઉપદેશ કરે છેઃ

**निष्पादितं देवकृत्यमवशेषं प्रतीक्षते ।**
**तावद् यूयमवेक्षध्वं भवेद्यावदिहेश्वरः ॥४९॥**

**શબ્દાર્થ**:—દેવતાઓનું કાર્ય પૂર્ણ થયું છે. હવે બાકી રહેલા કાર્યની ભગવાન્ રાહ જુએ છે. માટે જ્યાંસુધી પ્રભુ પૃથ્વી ઉપર વિરાજે છે ત્યાંસુધી તમે તેની પ્રતીક્ષા (વાટ–રાહ) કરો.

**ભાવાર્થ**:—એકાદશ સ્કંધમાં ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે કે "અહીં પૃથ્વી ઉપર દેવતાઓનું સમગ્ર કાર્ય મેં કર્યું છે." તેથી હવે પૃથ્વીના ભારને ઉતારનારાઓનો ભાર દૂર કરવો. હવે બાકી રહેલ છે, તેની રાહ ભગવાન્ જુએ છે. જો કે પ્રભાસમાં યાદવાસ્થળીની લીલા થઈ ગયા પછીની આ હકીકત છે તોપણ તે યાદવાસ્થળીનો પ્રસંગ કહેવાથી યુધિષ્ઠિરના મનમાં વધારે મોહ થાય; તે અટકાવવા માટે કહ્યું છે કે ભગવાન્ વાટ જોઈને રહેલા છે. બાકી ખરી રીતે તો જ્યારે આ નારદજી–યુધિષ્ઠિરનો સંવાદ ચાલે છે ત્યારે ભગવાન્

ભૂતલ ઉપરથી પધારી ચૂકયા છે. ત્યારે ત્યાંસુધી તમે રાહ જુઓ, એમ કહેવામાં નારદજીનો અભિપ્રાય એવો છે કે તે હકીકતનું તમને શ્રવણ થાય ત્યાંસુધી તમે પણ રાહ જુઓ અને તે યાદવાસ્થળીના વૃત્તાંતનું શ્રવણ હવે જરૂર થવાનું છે; તેથી હવે રાહ જોવી જ બાકી છે. ભગવાનની ઈચ્છા પૃથ્વી ઉપર જેને રાખવાની છે, તેના મૃત્યુને દૂર કરવા માટે અથવા મોહને દૂર કરવાને માટે જ્યાંસુધી ભગવાન્ અહીં આવે ત્યાંસુધી તમે રાહ જુઓ.

ભગવન્ તો અમને અહીં રાખીને દ્વારકા પધાર્યા છે, તે અમારા મોહનું નિવારણ કેમ કરશે? એવી શંકા થાય ત્યાં કહે છે કે તે પ્રભુ તો ઈશ્વર છે, તેથી દરેક કરવાને સમર્થ છે. (૪૯)

એવી રીતે ભગવાનની હકીકત બતાવવાથી યુધિષ્ઠિરને મોહનો અભાવ અને ભય પણ ઉત્પન્ન કરીને, હવે ધૃતરાષ્ટ્રના સંબંધમાં જે પ્રશ્ન પુછાયો છે તેનો ઉત્તર નારદજી આપે છે:

**धृतराष्ट्रः सह भ्रात्रा गान्धार्या च स्वभार्यया ।**
**दक्षिणेन हिमवत ऋषीणामाश्रमं गतः ॥५०॥**

**શબ્દાર્થ**:—ધૃતરાષ્ટ્ર ભાઈ વિદુરજી અને પોતાની સ્ત્રી ગાંધારીની સાથે હિમાલય પર્વતની દક્ષિણ તરફે જ્યાં ઋષિઓના આશ્રમો છે ત્યાં ગયા છે.

**ભાવાર્થ**:—હિમાલયની દક્ષિણ દિશા તરફ ઋષિઓના આશ્રમો પહેલાંથી જ સિદ્ધ થયેલા છે, ત્યાં ધૃતરાષ્ટ્ર ગયા છે. ગંગાજીની દક્ષિણ દિશા તરફ પોતાને રહેવાનું રાજગૃહ હતું. તે સ્થળથી હિમાલયના દક્ષિણ તરફના ઋષિઓના આશ્રમમાં ધૃતરાષ્ટ્ર ગયા છે, એમ કહેવાથી તે સ્થળની અધિકતા બતાવી છે.

"ઐરાવત હાથીની સૂંઢમાંથી પડેલું, અને વાયુએ ઘાટું કરેલું, ગંગાજીનું જળ પવિત્ર દેશોમાં પડે છે. તેને હે રામચંદ્રજી, તમે હિમ જાણો." એવું વાકય છે. તેથી હિમ (બરફ)ની સન્મુખ રહેવામાં શીતલતા વધારે હોય છે. તે ઠંડકથી પીડિત થઈને ધૃતરાષ્ટ્ર ત્યાં રહ્યા છે. (૫૦)

ત્યાં ઋષિઓના પ્રભાવનું અને ગંગાજીના સ્વરૂપનું નિરૂપણ કરે છે:

**स्रोतोभिः सप्तभिर्या वै स्वर्धुनी सप्तधा व्यधात् ।**
**सप्तानां प्रीतये नाना सप्तस्रोतः प्रचक्षते ॥५१॥**

**શબ્દાર્થ**:—સાત ઋષિઓની પ્રીતિને માટે સાત પ્રવાહ વડે જ્યાં સ્વર્ગંગા સાત પ્રકારે થયેલ છે તે સ્થળ સપ્તસ્રોત એવા નામથી ઓળખાય છે.

**ભાવાર્થ**:—તે આશ્રમનું નામ સપ્તસ્રોત છે તે યથાર્થ છે, કારણ કે જે આશ્રમમાં ઋષિઓની મોટાઈ પ્રસિદ્ધ કરવા માટે દરેક ઋષિની નજદીકમાં

ગંગાજી પ્રવાહરૂપે આવેલાં છે. વક્રતાથી ( આડો અવળો વાંક ) જવામાં તો ઊંચાઈ અને નીચાઈ થાય, તેથી દરેક ઋષિની પાસે સમાન પ્રવાહ ન આવવાથી, કોઇના મનમાં ઉદાસીનપણું થાય, તે માટે ત્યાં સાત પ્રવાહથી ગંગાજી પ્રત્યેક ઋષિના આશ્રમમાં ગયેલાં છે; અથવા ગંગાજીએ પોતાના સ્વરૂપના સાત ભાગ કરેલા છે.

**स्रोतोभिः** એ વ્યાકરણ શાસ્ત્ર પ્રમાણે કર્મના અર્થમાં તૃતીયા વિભક્તિ છે, તેથી સાત પ્રવાહ કર્યા એવો અર્થ નીકળે છે. સ્વર્ગની ગંગા સાત પ્રવાહથી ત્યાં આવેલ છે એમ કહેવાથી બીજા જળના મિશ્રણ સિવાય આકાશગંગા સ્વતંત્રપણાથી ત્યાં આવેલ છે એમ જણાય છે; તેથી તે જળ અત્યંત પવિત્ર છે, એમ સૂચવ્યું છે.

સાત પ્રવાહને લીધે **सप्तस्रोतः** એવું નામ થયેલું છે. મૂળમાં **नाम्ना** ને બદલે **नाना** એવો પાઠ હોય તો એવો અર્થ થાય છે કે સાત ઋષિઓની પ્રીતિને માટે, તેની ઇચ્છાને અનુકૂળ ભિન્ન ભિન્ન પ્રવાહરૂપ ગંગાજી થયેલ છે. (૫૧)

ત્યાં ધૃતરાષ્ટ્ર શૂન્ય બેસી રહ્યા નથી એમ બતાવવા માટે તેનું કામ બતાવે છે:

**स्नात्वाऽनुसवनं तस्मिन्हुत्वा चाग्नीन्यथाविधि ।**
**अब्भक्ष उपशान्तात्मा स आस्ते विगतैषणः ॥५२॥**

**શબ્દાર્થ**:—ત્યાં આશ્રમમાં પ્રત્યેક સમયનું સ્નાન કરીને, વિધિ પ્રમાણે અગ્નિમાં હોમ કરીને, કેવળ જળનું જ પાન કરી, શાંત ચિત્તવાળા થઈને, ત્રણે પ્રકારની એષણાઓ (ઇચ્છાઓ)થી નિવૃત્ત થઈને ધૃતરાષ્ટ્ર રહેલા છે.

**ભાવાર્થ**:—સ્નાન વગેરે નિયમ કહેવાય છે અને ઉપશાંતિ વગેરે યમ કહેવાય છે. તે બન્ને ધૃતરાષ્ટ્રે કરેલ છે. ત્રણે કાળ સ્નાન પણ કરેલ છે. અથવા ત્રણ કાલની ક્રિયાના બદલામાં તે જળમાં સ્નાન કરેલ છે. ગૃહસ્થાશ્રમના અગ્નિમાં હોમ કરેલો છે. આંધળા મનુષ્યને અગ્નિમાં હોમ કરવાનો ન હોય, તોપણ જેવી રીતે ગૃહસ્થાશ્રમ કરેલો છે તે પ્રમાણે અગ્નિમાં હોમ પણ કરેલો છે. હોમ કરવાથી કેવળ અગ્નિનો જ સંસ્કાર કરેલો છે, કાંઈ ફળ માટે કરતા નથી. તેથી એ કર્મ કેવળ સંસ્કાર પૂરતું જ છે. તે ધૃતરાષ્ટ્રે કરેલું છે. અર્થાત્ અગ્નિનું આધાન (સ્થાપન) કરીને, અગ્નિહોત્રનો હોમ કરીને, વિધિ પ્રમાણે જેમ **પંચાગ્નિનું** વિધાન છે, તેનું ઉલ્લંઘન ન કરતાં જળનું પાન કરીને રહ્યા છે. સ્ત્રીની સાથે ત્યાં ગયા છે, તેથી તેણે વાનપ્રસ્થના ધર્મ પ્રમાણે

વર્તવું જોઇએ. અને વાનપ્રસ્થ આશ્રમમાં ખેડયા વગર પાકેલું અન્ન ખાઇને તે આશ્રમનો આરંભ થાય છે તે કેવળ વાયુનું ભક્ષણ કરવા સુધીના આહાર કહેલા છે તેમાં છેલ્લું વાયુનું ભક્ષણ છે. તેનાથી પહેલું જલપાન છે. ભગવાનના સમીપમાં જેનું અંતઃકરણ શાંત થયેલું છે, અર્થાત્ જ્ઞાનને માટે અથવા તો ભગવાનનો સાક્ષાત્કાર થવા માટે, તેનામાં અંતઃકરણ રહેલું છે. વળી ઇચ્છાઓનો ત્યાગ કરેલો છે, તેથી ધૃતરાષ્ટ્રને મુક્તિની યોગ્યતા છે એમ બતાવ્યું છે. પોતાની વિદ્યમાનતા સિવાય તેનામાં બીજા ધર્મો હવે રહ્યા નથી, એમ आस्ते ક્રિયાપદથી સિદ્ધ થાય છે—ત્રણ પ્રકારની એષણા (ઇચ્છા)માં લોકૈષણા (લોકની પરવા) મુખ્ય છે તેનો ત્યાગ પણ ધૃતરાષ્ટ્રે કરેલો છે. (૫૨)

એવી રીતે યમ નિયમ કહીને હવે અષ્ટાંગ યોગને કહેવા માટે આસન વગેરેનું નિરૂપણ હવે કરે છેઃ

**जितासनो जितश्वासो प्रत्याहृतषडिन्द्रियः ।**
**हरिभावनया ध्वस्तरजःसत्त्वतमोमलः ॥५३॥**
**विज्ञानात्मनि संयोज्य क्षेत्रज्ञे प्रविलाप्य तम् ।**
**ब्रह्मण्यात्मानमाधाय घटाम्बरमिवाम्बरे ॥५४॥**

**શબ્દાર્થઃ**—જેણે આસન અને પ્રાણ જીતેલા છે, છ ઇંદ્રિયોનો જેણે પ્રત્યાહાર (ઇંદ્રિયો બહારના વિષયોને ગ્રહણ કરે છે તે નહિ કરતાં આત્મા તરફ તેને અંદર ખેંચવી તેને પ્રત્યાહાર કહેવાય છે) કરેલો છે, ભગવાનની ભાવના વડે રજસ્, સત્ત્વ અને તમોગુણના મલનો જેણે નાશ કરેલો છે, વિજ્ઞાનાત્માને વિષે જીવાત્માને જોડીને, વિજ્ઞાનાત્માનો ક્ષેત્રમાં લય કરીને, ઘટાકાશનો મોટા આકાશમાં લય કરે, તેમ ક્ષેત્રને આત્મારૂપ અક્ષર બ્રહ્મમાં લીન કરીને ધૃતરાષ્ટ્ર રહ્યા છે.

**ભાવાર્થઃ**—અષ્ટાંગ યોગમાં યમ અને નિયમ પ્રથમ કહ્યા છે, તે કર્યા પછી કહે છેઃ આસનનો અને પ્રાણાયામનો પણ ધૃતરાષ્ટ્રે જય કરેલો છે અને ત્યારપછી પ્રત્યાહાર કરેલ છે. આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એમ ત્રણેય ક્રમવાર કહ્યાં છે. છ ઇંદ્રિયોના પ્રત્યાહાર કરવાનું મૂળમાં લખ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે ઉપરના શ્લોકમાં નિયમનું નિરૂપણ કરેલું છે તેમાં જ કર્મેન્દ્રિયોનો પ્રત્યાહાર થઈ ગયો છે, એટલે બાકી પાંચ જ્ઞાનની ઇંદ્રિયો અને એક મન એમ છ ઇંદ્રિયો રહી, તેને આત્મામાં જોડીને પ્રત્યાહાર કર્યાનું આ શ્લોકમાં કહ્યું છે. ત્યારપછી ધૃતરાષ્ટ્રે હરિ ભગવાનની ધારણા કરી છે. તે ધ્યાન અને ધારણા બન્ને એક જ કરીને નારદજીએ યુધિષ્ઠિરને કહેલું છે, કારણ કે ધ્યાન એક ભાગમાં રહે છે અને ધારણા સમુદાયમાં રહે છે. એવી રીતે ધ્યાન અને ધારણાનો ભેદ છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોના રાગાદિક મલરૂપે

છે, તે મલ ધૃતરાષ્ટ્રના નાશ પામ્યા છે; એટલે ધૃતરાષ્ટ્રે ધારણા સુધી યોગનાં સાતેય અંગો પૂર્ણ કર્યાં છે. હવે નિર્વિકલ્પ સમાધિને માટે કહે છે કે ધૃતરાષ્ટ્રે વિજ્ઞાનમય આત્મામાં જીવાત્માને જોડી દીધો છે. છેવટે તો નિર્વિકલ્પ સમાધિ કરવી જ જોઇએ. આત્માના વિચારમાં ઉત્તરોત્તર પાંચ આત્માઓ છે. તેમાં ઉત્ક્રાંતિ ગતિ વડે ગમન કરનારો જીવ પ્રથમ છે. તેમાં દેહ સંબંધી અને મન સંબંધી, એવા ભેદ વડે જુદો છે છતાં તે એક વ્યષ્ટિરૂપ છે. બીજો બ્રહ્માંડમાં "ચાહું છું" એવું જેને અભિમાન છે એવો વિજ્ઞાન આત્મા સમષ્ટિરૂપે છે. ત્રીજો તેનાથી પર, અને પ્રકૃતિનો અધિષ્ઠાતા થઇને રહેલો પુરુષ છે. ચોથો તેનાથી પણ મોટો અક્ષરબ્રહ્મરૂપે છે. અને પાંચમા તેનાથી પણ શ્રેષ્ઠ પુરુષોત્તમ છે. એવી રીતે પાંચ પ્રકારના આત્માઓ છે. તેમાં પોતાના આત્માને પ્રથમ ક્રમ વડે ઉત્તરોત્તર એક બીજામાં લય કરીને ધૃતરાષ્ટ્ર બ્રહ્મ સુધી ગયા છે. તે કહે છે કે પોતાના આત્માને વિજ્ઞાનાત્મામાં જોડીને, વિજ્ઞાનાત્માને ક્ષેત્રજ્ઞમાં જોડેલો છે. અથવા વિજ્ઞાનાત્મા એટલે મહત્તત્ત્વરૂપ ચિત્તમાં પ્રકટ થયેલા ચૈતન્યને ક્ષેત્રજ્ઞ પુરુષમાં જોડેલ છે અને તે ક્ષેત્રજ્ઞ પુરુષને અક્ષર બ્રહ્મમાં જોડેલ છે.

અક્ષર બ્રહ્મનો પોતાનો આત્મા ન હોવાથી, તેમાં ક્ષેત્રજ્ઞનો લય કરવો એ તો નિરર્થક છે, એમ શંકા થાય ત્યાં કહે છે કે તે અક્ષર બ્રહ્મ તો આત્મારૂપ છે, કારણ કે મૂળમાં પણ **आत्मा** રૂપ કહેલ છે.

પ્રકૃતિના અધિષ્ઠાતા પુરુષ અને અક્ષર બ્રહ્મમાં પરસ્પર વિલક્ષણતા ન હોવાથી પુરુષનો લય અક્ષર બ્રહ્મમાં કરવાથી શું ફલ છે, એમ કોઇ શંકા કરે ત્યાં કહે છે કે માટીના ઘડાને ભાંગી નાખવાથી તેની અંદર રહેલું આકાશ જેમ મોટા આકાશમાં મળી જાય છે તેમ પુરુષમાં રહેલું પ્રકૃતિનું અધિષ્ઠાતાપણું ધૃતરાષ્ટ્રે દૂર કરેલું છે; અર્થાત્ ઉપર પાંચ આત્માઓ ગણાવેલા છે. તેમાંના ચોથા આત્મામાં ધૃતરાષ્ટ્રનો જીવાત્મા લીન થયો છે. (૫૩–૫૪)

તેને અક્ષરબ્રહ્મના ધર્મનો આવિર્ભાવ થવાથી દોષની નિવૃત્તિ થયાની સમાપ્તિ કરે છેઃ

**ध्वस्तमायागुणोदर्को निरुद्धकरणाशयः ।**
**निवर्तिताखिलाहार आस्ते स्थाणुरिवाऽचलः ॥**
**तस्यान्तरायो मैवाभूः सन्यस्ताखिलकर्मणः ॥५५॥**

**શબ્દાર્થઃ**—માયાના ગુણોના પરિણામથી થનારું ફળ જેનું નષ્ટ થયું છે, ઇન્દ્રિયો અને અંતઃકરણના આશયો જેના રૂંધાઈ ગયા છે, દરેક આહાર જેણે છોડી દીધેલ છે, એવા ધૃતરાષ્ટ્ર, સ્તંભ (થાંભલા)ની માફક અચલ રહ્યા છે. હવે દરેક કર્મનો જેણે ત્યાગ કરેલો છે તેવા ધૃતરાષ્ટ્રને તમે વિઘ્નરૂપે ન થશો.

**ભાવાર્થ**:—પ્રકૃતિમાં વિશેષ મોહ થવાથી જે સંબંધ થાય છે તે માયાના ગુણોનું પરિણામ છે. તેવો મોહયુક્ત સંબંધ ધૃતરાષ્ટ્રમાંથી નીકળી ગયો છે. ઇંદ્રિયો અને અંતઃકરણરૂપ જે સાધનોના આશયો છે, તે પાછા ફરીવાર ઊભા ન થાય તેવી રીતે તેઓને રોકવામાં આવ્યા છે. અને દરેક પ્રકારનો આહાર પણ છોડી દીધો છે. તેથી પ્રાણની વૃત્તિનું નિવારણ કરેલ છે. એમ દેહ, ઇંદ્રિય, પ્રાણ, અને અંતઃકરણ બીજરૂપે છે અને માયાના ગુણોની સાથે છે, એટલે એ ચારેયનો વ્યવહાર બંધ થયો ત્યારે તે ધૃતરાષ્ટ્ર અક્ષર બ્રહ્મના રૂપને પ્રાપ્ત થયેલ છે. તેના આત્માને પોતાથી તો કોઈ જાતનો વ્યાપાર ન હોવાથી, થાંભલાની માફક તે અચલ રહેલ છે. બહાર રહેલા વાયુ વગેરેથી પણ તે ચાલી શકે તેમ નથી, એમ કહેવા માટે થાંભલાનું દૃષ્ટાંત આપેલ છે. "વૃક્ષની માફક સ્તબ્ધ થઇને સ્વર્ગમાં એક પુરુષ રહે છે, તેનાથી આ સમગ્ર જગત્ પૂર્ણ છે" એમ શ્રુતિમાં કહેલું છે, તેની બરોબર ધૃતરાષ્ટ્ર અત્યારે થયા છે, એવો પણ અભિપ્રાય છે.

ત્યારે ઘણો વખત ધૃતરાષ્ટ્ર રહેશે એમ વિચારીને તેની સમાધિ નિવૃત્ત થાય ત્યારે તેને પાછા અહીં લાવવા જોઇએ, એવી શંકા યુધિષ્ઠિર કરે તો કહે છે, તે ધૃતરાષ્ટ્રને તમે વિઘ્નરૂપ થશો નહિ, અર્થાત્ તે પુરુષાર્થની સિદ્ધિ થવાની અવસ્થામાં તે ગયા છે તેને વિઘ્ન કરશો નહિ, કારણ કે તમે તેની પાસે જશો તો તમને જોવાથી ધૃતરાષ્ટ્રને મોહ ઉત્પન્ન થશે તો તેનો સર્વનાશ થશે. તેમ તમારે તેની પાસે જઈને તેની ઈંદ્રિયોના વિષયો મેળવવા એ જ કર્તવ્ય હોય તો તેની સંન્યાસીઓને મનાઈ છે એમ બતાવવા માટે કહે છે કે તેણે દરેક કર્મોનો ત્યાગ કરેલો છે. તેથી કાંઈ કર્મ કરવા માટે ધૃતરાષ્ટ્રને પદાર્થ તૈયાર કરી આપવો એવો વિચાર હોય તો તેનું નિરૂપણ કરે છે. (૫૫)

ધૃતરાષ્ટ્રને કોઈ પદાર્થો સિદ્ધ કરી આપવાના ન હોય તો યે તેની રક્ષા કરવા માટે તો પ્રયત્ન કરવો જોઇએ, એવી યુધિષ્ઠિરની શંકાનું નિવારણ કરે છેઃ

**स वा अद्यतनाद्राजन्परतः पञ्चमेऽहनि ।**
**कलेवरं हास्यति स्वं तच्च भस्मीभविष्यति ॥५६॥**
**दह्यमानेऽग्निभिर्देहे पत्युः पत्नी सहोटजे ।**
**बहिः स्थिता पतिं साध्वी तमग्निमनुवेक्ष्यति ॥५७॥**

**શબ્દાર્થ**:—તે ધૃતરાષ્ટ્ર આજના દિવસ પછી, પાંચમે દિવસે, હે રાજા યુધિષ્ઠિર, પોતાના શરીરનો ત્યાગ કરશે અને તે શરીર ભસ્મ થશે. અગ્નિથી પર્ણશાલાની સાથે પતિનો દેહ બળવા લાગશે, ત્યારે બહાર રહેલાં તેનાં પત્ની સાધ્વી ગાંધારી, પોતાના પતિની પાછળ તે અગ્નિમાં પ્રવેશ કરશે.

**ભાવાર્થ**:—પ્રથમ તો ઘણા વખત સુધી તે રહેવાના જ નથી કે તમે ત્યાં જઇને તેની રક્ષા કરો. અને તેનો કયાં વિનિયોગ થવાનો છે તે તો પોતાથી જ સિદ્ધ થયેલો છે, કારણ કે આજથી પાંચમે દિવસે તેનો દેહ પડવાનો છે. **राजन्** એવું મૂળમાં સંબોધન આપેલું છે, તેનો અભિપ્રાય એવો છે કે રાજાને પોતાના સ્વરૂપ પ્રમાણે ત્યાં જવામાં તૈયારી કરવામાં પણ પાંચ દિવસ ચાલ્યા જાય. તેથી તેની રક્ષા કરવા માટે તમે ત્યાં જાઓ એટલા સમય સુધી પણ તેનો દેહ રહેશે નહિ. આજનો દિવસ છોડીને પછીના પાંચમે દિવસે ધૃતરાષ્ટ્ર પ્રાણનો ત્યાગ કરશે. મૂળમાં દિવસે પ્રાણત્યાગ કરવાનું સૂચવ્યું છે, તેથી શુકલ ગતિ પ્રમાણે શુકલપક્ષાદિનું પણ સૂચન કરેલું છે. શરીર છોડવામાં કારણ કહે છે કે તે પોતાનું શરીર છે, તે બળેલા વસ્ત્રની માફક અભિમાન બાકી રહેલો હોવાથી દેખાય છે. તેથી વેદમાં કહ્યું છે કે "અંતે આ શરીરની ભસ્મ થાય છે;" તેથી તે પ્રમાણે ધૃતરાષ્ટ્રનું શરીર ભસ્મરૂપ થશે.

તે અક્ષર બ્રહ્મમાં રહેલ છે તોપણ, કાંઈ પ્રયત્ન બાકી રહેલો હોવાથી પ્રાણ દેહાદિકને ધારણ કરી રહેલ છે. તેનો ત્યાગ કરવાનો સમય થશે, ત્યારે અગ્નિસંબંધી ધારણા કરીને દેહનો ત્યાગ કરશે; તેથી તેનો દેહ ભસ્મ થશે. "અગ્નિનું આધાન કર્યા પછી યજમાન અગ્નિરૂપ થાય છે," એમ વેદમાં કહેલું છે; તેથી અગ્નિ અને પોતે જુદા ન હોવાથી અને તેની ધારણા કરવાની જરૂર ન હોવાથી, અંદર રહેલા અગ્નિને બહાર પ્રકટ કરશે. ત્યારે બહાર રહેલા પદાર્થો સાથે પણ તે અગ્નિમાં સંબંધ થવાથી, પોતાની પર્ણશાળા (પાંદડાંની ઝૂંપડી) પણ બળવા લાગશે. ત્યારે પતિવ્રતા સ્ત્રીને, પતિની પાછળ અગ્નિમાં પ્રવેશ કરવાનું શાસ્ત્રમાં જણાવેલું છે, તેથી ધૃતરાષ્ટ્રનાં સ્ત્રી ગાંધારી પણ બહાર રહેલાં હશે તે પાતિવ્રત્યધર્મથી અગ્નિમાં પ્રવેશ કરશે. યજ્ઞમાં કાર્ય કરવામાં, સ્ત્રી સાથે ઉપયોગમાં આવનારી હોય તેજ સ્ત્રી પત્ની કહેવાય છે. તેવી રીતે ગાંધારી ધૃતરાષ્ટ્રની પત્ની હોવાથી, તે અગ્નિમાં પ્રવેશ કરે, તેથી અગ્નિ ઠંડો પડવાનો નથી; કારણકે તે ગાંધારી સાધ્વી (પતિવ્રતા) છે. તેથી તે અગ્નિમાં પોતાના પતિની પાછળ ગાંધારી પણ પ્રવેશ કરશે. (૫૬–૫૭)

એવી રીતે ધૃતરાષ્ટ્ર અને ગાંધારી એમ બન્ને દંપતીનો વિનિયોગ કહીને તેના કારણભૂત વિદુરજીનો પણ વિનિયોગ કહે છે:

**विदुरस्तु तदाश्चर्यं निशाम्य कुरुनन्दन ।**
**हर्षशोकयुतस्तस्माद् गन्ता तीर्थनिषेवकः ॥ ५८ ॥**

**શબ્દાર્થ**:—હે કુરુનંદન, તે આશ્ચર્યને સાંભળીને, હર્ષ અને શોકથી યુક્ત થયેલા વિદુરજી ત્યાંથી તીર્થોનું સેવન કરવા માટે જતા રહેશે.

**ભાવાર્થ**:—ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની જે અવસ્થા થઈ છે તેવી અવસ્થા વિદુરજીની થઈ નથી, એમ બતાવવા માટે મૂળમાં **तु** અવ્યય મૂકેલો છે.

ત્રણેય સાથે આવેલાં હતાં, તેમાંથી બેની જ તેવી ગતિ કેમ થઇ ? ત્રીજા વિદુરજીની તે ગતિ કેમ ન થઈ ? એવી શંકાનું સમાધાન કરે છે કે-

પહેલાં તો વિદુરજીનું ચિત્ત, ધૃતરાષ્ટ્રનું શું થશે, તેવા પ્રકારની ક્રિયામાં જ આસક્ત હતું. અને તે કાર્ય સિદ્ધ થયા પછી, આશ્ચર્યપણાથી તેને સ્ફૂર્તિ થઇ છે-કાંઈ ધૃતરાષ્ટ્રે દેહત્યાગ કર્યો તેમ મારે પણ કર્તવ્ય છે એવી સ્ફૂર્તિ થઈ નથી, કારણ કે દરેકનું કાંઇ અદ્ભુત કાર્ય થતું નથી.

ત્યારે વિદુરજીએ શું કર્યું ? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે તે તો તીર્થ કરવાને જશે. "કુરુનંદન" એવું સંબોધન આપવાથી એમ સૂચવ્યું છે કે તમે દરેકને ખુશ કરનાર હોવાથી તમારે તેવું કરવાનું નથી.

ધૃતરાષ્ટ્રની બાબતમાં પરલોક સંબંધી વિચાર થયો છે, તેથી તેને હર્ષ થયો છે, અને લૌકિક વિચાર પ્રમાણે પોતાના ભાઈ હોવાથી શોક થયો છે. તે દેશથી પોતાનો દેહ પડશે ત્યાંસુધી વિદુરજીને ફર્યા કરવાનો નિશ્ચય થયો છે, તેથી તે વિધિ પ્રમાણે વિદુરજી પ્રવૃત્ત થયેલા છે, તેથી મહાભારતનું યુદ્ધ થયા પહેલાં જ તે તો તીર્થ કરવા નીકળ્યા હતા. તેના વચમાં પ્રસંગને લઇને પોતાના ભાઈ ધૃતરાષ્ટ્રને બોધ આપી વૈરાગ્ય ઉત્પન્ન કરી તેનો મોક્ષ કરવાનું કાર્ય પૂર્ણ કર્યું છે. અને હવે પછી પહેલાં આરંભેલું, તીર્થયાત્રા કરવાનું કાર્ય પાછું વિદુરજીએ શરૂ કર્યું છે. (૫૮)

નારદજીએ યુધિષ્ઠિરને એવી હકીકત કહેવાથી યુધિષ્ઠિરનો શોક દૂર થયો છે, ત્યારે નારદજી ત્યાંથી ગયા પછી પ્રથમના પ્રસંગની સમાપ્તિ કરે છેઃ

**इत्युक्त्वाऽथाऽऽरुहत्स्वर्गं नारदः सहतुम्बुरुः ।**

**युधिष्ठिरो वचस्तस्य हृदि कृत्वाऽजहाच्छुचः ॥ ५९ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે કહીને, ત્યારપછી તુંબુરુની સાથે નારદજી સ્વર્ગમાં ગયા અને તેના વચનને હૃદયમાં ધારણ કરીને યુધિષ્ઠિર રાજાએ શોકનો ત્યાગ કર્યો.

**ભાવાર્થ**:—મૂળમાં **अथ** અવ્યય મૂકેલો છે, તે જુદો પ્રસંગ બતાવનાર છે. એટલે યુધિષ્ઠરે નારદજીનું પૂજન કર્યું અને તેમનું હૃદય સંતુષ્ટ થયું. ત્યાર પછી પૃથ્વી ઉપર નારદજીનું કાર્ય બાકી રહેલું નથી એમ બતાવે છે; તેથી નારદજી સ્વર્ગ પ્રત્યે ગયા છે. તુંબુરુ ઋષિને પાછળ રાખી જાય તો તે ભગવાનની પ્રભાસની યાદવાસ્થળીની લીલા વગેરે કાંઇ બીજી કથા કહે, એવી શંકા લાવીને નારદજી તુંબુરુ ઋષિને સાથે લઇ ગયા છે. નારદજીએ તે હકીકત યુધિષ્ઠિરને કહી છે તેનું ફળ બતાવે છે કે તેનાં વચનોને ધારણ કરી યુધિષ્ઠિર રાજાએ શોકનો ત્યાગ કર્યો છે, કારણ કે નારદજીનાં વાકયો શોકને દૂર કરનારાં હોવાથી યુધિષ્ઠિરના હૃદયમાં તે વાકયો સ્થિર થયાં; એટલે ઘણા પ્રકારે તેના શોકો દૂર થયા છે. (૫૯)

**ઇતિ શ્રીભાગવત—સુબોધિની-ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં**
**ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત તેરમો અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૧૪ મો

एवं हि धृतराष्ट्रस्य मुक्तिमुक्त्वा त्रयोदशे ।
पाण्डवानामतो द्वाभ्यां हेतुपूर्वमुदीर्यते ॥१॥
तेषां नेष्टो ब्रह्मभावः सायुज्यं परमीप्सितम् ।
तन्न स्याद्भूतले कृष्णे सखिभावेन बाधनात् ॥२॥
अतश्चतुर्दशे हेतुं भगवद्गमनं महत् ।
यो वदेत्तस्य सन्दर्शः प्रश्नश्च विनिरूप्यते ॥३॥
सम्भावनाया हेतुत्वं निश्चये किमुतेति च ।
भगवद्गमनं तस्मादुभयत्रोच्यते द्विधा ॥४॥

એવી રીતે તેરમા અધ્યાયમાં ધૃતરાષ્ટ્રની મુક્તિનું નિરૂપણ કરીને ત્યાર પછી હવે બે અધ્યાય વડે પાંડવોની મુક્તિનું નિરૂપણ કરાય છે: (૧) પાંડવોને અક્ષર બ્રહ્મમાં લીન થવું પસંદ નથી, પણ ભગવાનની સાથે તેઓને સાયુજ્ય મુક્તિ (સાથે રહેવાનો મોક્ષ) જોઈએ છે, તે ભૂતલ ઉપર શ્રી કૃષ્ણ વિરાજતા હોય ત્યાંસુધી તો તેમાં સખ્ય ભાવ હોવાથી બંધન થાય તેથી સાયુજ્ય થઈ શકે નહિ. (૨) તે માટે ચૌદમા અધ્યાયમાં પાંડવોની મુક્તિના કારણરૂપ ભૂતલ ઉપરથી ભગવાનનું પધારવું થયું છે. તે હકીકતને જે કહે તેના દર્શન અને પ્રશ્નનું નિરૂપણ કરવામાં આવ્યું છે. (૩) ભૂતલ ઉપરથી ભગવાનને પધારવાની સંભાવના જ કારણરૂપ છે, ત્યારે નિશ્ચય થયા પછી પાંડવોને વૈરાગ્ય થાય અને પાંડવોનું ઉત્તર દિશામાં જવા માટે કારણરૂપ થાય, તેમાં શું કહેવું ? તેથી બન્ને અધ્યાયમાં બે પ્રકારે ભગવાન પધાર્યા તેનું નિરૂપણ કરે છે. (૪)

એવી રીતે તેરમા અધ્યાયમાં નારદજીએ યુધિષ્ઠિરને કહ્યું છે કે જ્યાં સુધી ભગવાન ભૂતળ ઉપર બિરાજે ત્યાંસુધી તમે વાટ જોઈ રહો. તેથી ભગવાનને ભૂતળ ઉપરથી જરૂર પધારવું તો છે જ. એમ સાંભળીને ધૃતરાષ્ટ્ર ગયા, તેનો કલેશ છોડીને હવે પોતાને જવાના કારણરૂપ, ભગવાનના પધારવાની ચિંતા થઈ. અને તે ચિંતાથી વ્યાકુલ થયેલા યુધિષ્ઠિર તે બાબતનો વિચાર કરે છે, એમ કહેવાને માટે સૂત તેની પીઠિકા કહે છે:

सूत उवाच ।

सम्प्रस्थिते द्वारकायां जिष्णौ बन्धुदिदृक्षया ।
ज्ञातुं च पुण्यश्लोकस्य कृष्णस्य च विचेष्टितम् ॥ १ ॥

व्यतीताः कतिचिन्मासास्तदा पाण्डुसुतो नृपः ।
ददर्श घोररूपाणि निमित्तानि कुरूद्वहः ॥ २ ॥
कालस्य च गतिं रौद्रां विपर्यस्तर्तुधर्मिणः ।
पापीयसीं नृणां वार्तां क्रोधलोभावृतात्मनाम् ॥ ३ ॥
जिह्मप्रायं व्यवसितं शाठ्यमिश्रं च सौहृदम् ।
पितृमातृसुहृद्भ्रातृ-दम्पतीनां च कल्कनम् ॥ ४ ॥
निमित्तान्यत्यरिष्टानि कालेऽत्वनुगते नृणाम् ।
लोभाद्यधर्मप्रकृतिं दृष्ट्वोवाचाऽनुजं नृपः ॥ ५ ॥

**શબ્દાર્થ**:—દ્વારકામાં સંબંધીઓને જોવાની ઇચ્છા વડે, અને પુણ્ય ચરિત્રવાળા શ્રીકૃષ્ણના ચરિત્રને જાણવા માટે, અર્જુનને મોકલ્યા છે. તેને કેટલાક માસ થઈ ગયા છે છતાં ત્યાંથી અર્જુન પાછા આવ્યા નથી, ત્યારે કુરુવંશને વહન કરનાર યુધિષ્ઠિર ભયંકર રૂપવાળાં અપશુકનો જોવા લાગ્યા. અને જેની ઋતુના ધર્મ ઊલટા છે, એવા કાળની ભયંકર ગતિ જોઈ ક્રોધ અને લોભથી જેનો આત્મા વીંટાયેલો છે એવા મનુષ્યોની દુષ્ટ આજીવિકા જોઈને ઘણે અંશે જેમાં કપટ રહેલું છે એવો વ્યવહાર જોયો; શઠતાથી યુક્ત થયેલો સ્નેહ જોયો; પિતા-માતા-સંબંધી ભાઈ અને સ્ત્રીપુરુષ વચ્ચે કજિયો જોયો છે; અને મનુષ્યોની લોભાદિકથી યુક્ત અધર્મવાળી પ્રકૃતિને જોઇને તેમ જ અત્યંત અનિષ્ટ (હાનિ)નું સૂચન કરનાર અપશુકનો જોઇને યુધિષ્ઠિર રાજા, પોતાના નાનાભાઈ ભીમસેનને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

**ભાવાર્થ**—યાદવોને ભગવાનનો શાપ થયા પહેલાં ભગવાન દ્વારકામાં શું કરે છે, તે જાણવા માટે યુધિષ્ઠરે અર્જુનને દ્વારકામાં મોકલ્યા હતા. તેને ગયે પણ ઘણા માસ થઈ ગયા છે. અને તેવા કામમાં કાંઇ વિશેષ રોકાવાનું પ્રયોજન ન હતું. તેમ છતાં અર્જુનને દ્વારકાથી આવતાં વિલંબ થયો છે, અને અપશુકનો દેખાવાથી યુધિષ્ઠરને ચિંતા થવા લાગી છે. તેમાં પણ અર્જુનને આવવામાં વિલંબ થવાથી ચિંતા થઈ છે તે હકીકત બે શ્લોકોથી કહે છે.

અર્જુન દ્વારકામાં જાય ત્યારે કોઈ પ્રકારની ચિંતા નથી, કેમકે ત્યાં પણ સારી રીતે ગયેલ હોય. અને અર્જુનને સસરાનું ઘર હોવાથી તેઓના બોલાવવાથી ત્યાં ગયેલ હોય તો ચિંતા થવાનું કારણ રહે નહિ.

તેમાં પણ પોતે "જિષ્ણુ" છે એટલે જય કરવાવાળા છે, અને વળી દ્વારકામાં સંબંધીઓને જોવા માટે ગયા છે, કલહ માટે ગયા નથી. તેમાં પણ વળી સમગ્ર અનિષ્ટને નિવૃત્ત કરનાર શ્રીકૃષ્ણનું વિશેષ ચરિત્ર જોવા માટે ગયા છે; તેથી પણ કાંઈ ચિંતા થવાનું કારણ નથી. પરન્તુ તેને ગયે સાત માસ

થયા છતાં પણ અર્જુન દ્વારકાથી આવ્યા નથી, ત્યારે યુધિષ્ઠિર પાંડુ રાજાના પુત્ર હોવાથી દીર્ઘદૃષ્ટિવાળા છે અને તેથી તે વિચાર કરવા લાગ્યા. પોતે પ્રજાનું રક્ષણ કરનાર હોવાથી વિચાર કરવાની તેને જરૂર પણ છે. તેવામાં તેને અપશુકનો થવા લાગ્યાં છે. તે અપશુકનો નઠારું ફળ આપીને ભય ઉત્પન્ન કરે એ વાત તો દૂર રહી, પરન્તુ તે અપશુકનો તો જોવા માત્રથી ભય ઉત્પન્ન કરનારાં હતાં. વળી તેમાં કેવળ જોવા માત્રથી ભય ઉત્પન્ન કરે તેટલું જ અનિષ્ટ ફળ ન હતું, પણ શકુનશાસ્ત્રમાં તેનું પ્રતિપાદન કરેલું હોવાથી તે શકુનો વારંવાર અનિષ્ટ(હાનિ)ને સૂચવતાં હતાં.

રાજા યુધિષ્ઠિર કુરુવંશનું વહન કરનારા હોવાથી તેઓ મહાપુરુષના વંશમાં ઉત્પન્ન થયેલા હતા, તેથી તેને પોતાની મેળે પણ જ્ઞાન થવાનો સંભવ છે.

હવે યુધિષ્ઠિરની દૃષ્ટિએ અપશુકનો દેખાયાં છે, તેનું વર્ણન કરે છે કે દુષ્ટ કલિયુગનો પ્રવેશ થવાથી કાળની ગતિ ક્રૂર છે, એમ જ્યોતિષશાસ્ત્રથી જાણ્યું છે. જેમાં ઋતુના ધર્મો પણ ઊલટા થયા છે, તે ઉપરથી પણ કાળની ગતિ દોષવાળી છે એમ જાણ્યું. આપત્તિઓ વગર પણ સત્પુરુષો જેઓની નિંદા કરે એવી પ્રાણીઓની દુષ્ટ આજીવિકા જોવામાં આવી. કાર્ય કરનારાઓની અંદર ક્રોધ અને લોભ જ પ્રકટ જણાવા લાગ્યા. એટલે દરેક કાર્યમાં ક્રોધ અને લોભ એ બન્નેથી ઘેરાયેલું સ્વરૂપ જ મનુષ્યોનું દેખાવા લાગ્યું. એ દોષો કાળના અને કાળમાં રહેલાં પ્રાણીઓના કહેલા છે. હવે વ્યવહારમાં બુદ્ધિનો દોષ બતાવે છે: નિશ્ચયાત્મક બુદ્ધિ અને સર્વ પ્રાણીઓમાં સ્નેહને ઉત્પન્ન કરનારી બુદ્ધિ એમ બે પ્રકારની બુદ્ધિ સારી ગણાય છે. તે બન્ને પ્રકારની બુદ્ધિમાં કુટિલતા અને વંચકતા (છેતરવાપણું) રહેલી છે. બહારની ચેષ્ટાથી બુદ્ધિનું અનુમાન થાય છે, પણ કુટિલ (જેની ચેષ્ટા ન સમજી શકાય તેવી) માણસની બુદ્ધિનું અનુમાન થઈ શકતું નથી: તેમ છેતરનાર પુરુષના સ્નેહનું પણ અનુમાન થઇ શકતું નથી. યુધિષ્ઠિરને તે બન્ને બાબત લોકમાં દેખાવા લાગી. હવે લૌકિક ધર્મમાં દોષ દેખાવા લાગ્યા, તે કહે છે કે પિતા, માતા, સંબંધીઓ ભાઈ અને સ્ત્રીપુરુષોમાં કજિયા દેખાવા લાગ્યા. અર્થાત્ જેઓને પરસ્પર સ્નેહ થવો જોઇએ ત્યાં સહજ કલહ જણાવા લાગ્યો; એટલે પિતા વગેરેને સંબંધીઓ સાથે કલહ થવા લાગ્યો. અને સ્રી પતિને પરસ્પર કલેશ થવા લાગ્યો. આવા પ્રકારનાં અને બીજાં પણ ઘણાં જ અનિષ્ટોને સૂચવનારાં અપશકુનો થવા લાગ્યાં. કાળ અનુકૂળ થવાથી તેમનાં મૂળ દૃઢ થયાં. પ્રથમના યુગમાં બ્રાહ્મણાદિકને જ્ઞાનાદિક ધર્મો જેમ સ્વાભાવિક હતા તેવી રીતે અત્યારે દરેક પ્રાણીઓને લોભાદિક અધર્મો સ્વાભાવિક રીતે જણાવા

લાગ્યા, અર્થાત્ સ્વભાવથી નિંદા કરવા યોગ્ય પણ કાંઈ રહ્યું નથી. એવાં અપશુકનો યુધિષ્ઠિર રાજા જોઈને પોતાના નાનાભાઈ ભીમસેન સાથે વિચાર કરવા લાગ્યા. ભીમસેન આસન્ય પ્રાણવાયુનો અવતાર હોવાથી પાપથી રહિત છે; તેથી તેને કાલાદિક દોષનો સંભવ થવાનો નથી. તે માટે ભીમ સાથે વિચાર કરવો યોગ્ય છે. (૧-૨-૩-૪-૫)

युधिष्ठिर उवाच ।

**सम्प्रेषितो द्वारकायां जिष्णुर्बन्धुदिदृक्षया ।**
**ज्ञातुं च पुण्यश्लोकस्य कृष्णस्य च विचेष्टितम् ॥ ६ ॥**
**गताः सप्ताधुना मासा भीमसेन तवानुजः ।**
**नाऽऽयाति कस्य वा हेतोर्नाहं वेदेदमञ्जसा ॥ ७ ॥**

**શબ્દાર્થ**:—સંબંધીઓને જોવાની ઇચ્છા વડે, અને પુણ્યયશવાળા શ્રીકૃષ્ણનું ચરિત્ર જાણવા માટે અર્જુનને દ્વારકામાં મોકલ્યા છે, તેને આજ સાત માસ વીત્યા છે તોપણ હે ભીમસેન, તમારા નાનાભાઈ અર્જુન શા માટે આવતા નથી, એ મને ખરી રીતે સમજાતું નથી, એમ યુધિષ્ઠિરે કહ્યું.

**ભાવાર્થ**:—મૂળમાં च કહેલો છે તે શ્રીકૃષ્ણનો અભિપ્રાય જાણવા માટે છે અને બીજો च છે, તે બીજા કાલાદિકનું કર્તવ્ય જાણવા માટે અર્જુનને મોકલ્યાનું સૂચવે છે. અર્જુનને પોતાથી કાંઇ અનિષ્ટ નથી, એમ બતાવવા માટે કહે છે કે ભયંકર સેનાવાળા એવા તમે અર્જુનના ભાઇ છો, તમારા પછી અર્જુનનો જન્મ થવાથી તે પણ તેવા જ છે. તેને જે જાણવાનું છે તેમાં તેને કદાચ સંદેહ રહ્યો હોય તોપણ અહીં ન આવવામાં કાંઈ પણ કારણ નથી, તોપણ તે શા માટે આવ્યા નથી તે હું જાણી શકતો નથી. (૬-૭)

યુધિષ્ઠિરનું શુદ્ધ અંતઃકરણ હોવાથી પોતાને જે જે નિમિત્તોની સ્ફૂર્તિ થઇ છે તેની સંભાવના કરીને કહે છે કેઃ

**अपि देवर्षिणाऽऽदिष्टः स कालोऽयमुपस्थितः ।**
**यदात्मनाऽङ्गमाक्रीडं भगवानुत्सिसृक्षति ॥ ८ ॥**
**यस्मान्नः सम्पदो राष्ट्रं दाराः प्राणाः कुलं प्रजाः ।**
**आसन्सपत्नविजयो लोकाश्च यदनुग्रहात् ॥ ९ ॥**
**पश्योत्पातान्नरव्याघ्र दिव्यान्भौमान्सदैहिकान् ।**
**दारुणाञ्छंसतोऽदूराद्भयं नो बुद्धिमोहनम् ॥ १० ॥**

**શબ્દાર્થ**:—ચોતરફથી ક્રીડાના સાધનરૂપ, એવા પોતાના શ્રીઅંગને છોડવાની ભગવાન ઇચ્છા કરે છે એમ નારદજીએ કહ્યું છે તે સમય નજદીકમાં

આવીને ઊભો રહ્યો કે શું? જે ભગવાનથી આપણને સમૃદ્ધિઓ, રાજ્ય, સ્ત્રીઓ, પ્રાણ, કુલ, પ્રજા તેમ જ શત્રુઓનો જય પ્રાપ્ત થયો છે, તે ભગવાનને ભૂતલ ઉપરથી પધારવાનો સમય શું પ્રાપ્ત થયો છે? હે પુરુષોના સિંહરૂપ ભીમસેન! આકાશના, પૃથ્વીના, અને દેહના સંબંધવાળા ભયંકર ઉત્પાતો થોડા જ સમયમાં આપણી બુદ્ધિને મોહ કરનારા ભયને બતાવનારા છે, તેને તમે જુઓ.

**ભાવાર્થ**:—ભગવાનનું શ્રીઅંગ ચોતરફથી ક્રીડાના સાધકરૂપ છે, અથવા લક્ષ્મીજીની ક્રીડાના સાધનરૂપ છે. તેને છોડવા માટે ભગવાન ઈચ્છા કરે છે શું? તે સિવાય આમ થાય નહિ. તેમાં કારણ કહે છે કે જે શ્રીકૃષ્ણ પ્રભુથી આપણને સમૃદ્ધિ, રાજ્ય, સ્ત્રીઓ, પ્રાણ, કુલ, પ્રજા, તેમ જ શત્રુઓનો જય પ્રાપ્ત થયો છે અને જે પ્રભુના અનુગ્રહથી ઉત્તમ લોકો પ્રાપ્ત થયા છે, જે ભગવાનની સહાયતાથી રાજસૂયાદિક યજ્ઞો કરેલા છે. તેથી સ્વર્ગ વગેરે લોકો પ્રાપ્ત થયાનું કહે છે; માટે તે ભગવાનને ભૂતલ ઉપરથી પધારવાનો સમય નજદીક આવ્યો છે કે શું?

તમે પુરુષોમાં શ્રેષ્ઠ છો એવું ભીમસેનને સંબોધન આપવાનો અભિપ્રાય એવો છે કે જે ઉત્પાતની હકીકત તેને કહેવાની છે તે ઉત્પાત જોવાથી જ કેવળ ભય ઉત્પન્ન થાય તેમ નથી પણ તે અનિષ્ટ ફળ આપનારા છે. અનિષ્ટને સૂચવનારાં અપશુકનોને ઉત્પાત કહેવાય છે. તે અપશુકનો આકાશનાં, પૃથ્વીનાં અને દેહ સંબંધી એમ ત્રણ પ્રકારનાં છે. તે અપશકુનો સ્વતઃ ક્રૂર છે, તેથી થોડા વખતમાં જ ભયને બતાવે છે. બુદ્ધિ વડે ભયની નિવૃત્તિ થઈ શકે છે, પણ આ ભય તો બુદ્ધિને જ મોહ કરનારો છે. (૮-૯-૧૦)

તેમાં આધ્યાત્મિક અપશુકન કહે છેઃ

**ऊर्वक्षिबाहवो वामाः स्फुरन्त्यङ्ग ! पुनः पुनः ।**
**वेपथुश्चापि हृदये आराद्दास्यन्ति विप्रियम् ॥ ११ ॥**

**શબ્દાર્થ**:—ડાબી સાથળ, નેત્રો, અને હાથ, હે અંગ, વારંવાર ફરકે છે, અને મારા હૃદયમાં કંપ પણ થાય છે, તેથી થોડા વખતમાં તે આપણું અનિષ્ટ કરશે.

**ભાવાર્થ**—વ્યાકરણ શાસ્ત્રના નિયમ પ્રમાણે **ऊर्वक्षिबाहवः** એ બહુવચનાંત પદ છે. તે પ્રાણીનું અંગ હોવાથી એકવચનમાં થવું જોઈએ, તેને બદલે બહુવચનમાં લખવાનો અભિપ્રાય એવો છે કે જુદા જુદા સ્વભાવથી જુદી જુદી રીતે દોષને બતાવનાર છે. હૃદયમાં કંપ થાય છે. મૂળમાં **च** અવ્યય છે તેથી ચિંતા વગેરે થાય છે, એમ પણ સૂચવ્યું છે. તે ઉત્પાતો થોડા જ વખતમાં કાંઈ બૂરું કરશે. (૧૧)

હવે આધિભૌતિક ઉત્પાતો વિષે કહે છેઃ

**शिवैषोद्यन्तमादित्यमभिरौत्यनलानना ।**
**मामङ्ग सारमेयोऽयमभिरौति ह्यभीरुवत् ॥ १२ ॥**
**शस्ताः कुर्वन्ति मां सव्यं दक्षिणं पशवोऽपरे ।**
**वाहांश्च पुरुषव्याघ्र लक्षये रुदतो मम ॥ १३ ॥**
**मृत्युदूतः कपोतोऽयमुलूकः कम्पयन्मनः ।**
**प्रत्युलूकश्च कुह्वानैरनिद्रौ शून्यमिच्छतः ॥ १४ ॥**

**શબ્દાર્થઃ**—જેના મુખમાં અગ્નિ રહેલો છે એવી આ શિયાળ ઊગતા સૂર્યની સામે રડે છે, તેમ હે મારા અંગ ભીમસેન! આ કૂતરો ભય વગરનો થઇને મારી સામે શબ્દ કરે છે. અશ્વ હરિણ વગેરે ઉત્તમ પશુઓ, મારી ડાબી બાજુએ ઊતરે છે. અને બીજાં ગર્દભ વગેરે હીન પશુઓ મારી જમણી બાજુએ શબ્દ કરે છે અને દોડાદોડ કરે છે. હે પુરુષોમાં સિંહ જેવા! મારાં વાહનોને હું રુદન કરતાં જોઉં છું. આ કપોતપક્ષી (હોલો) મૃત્યુના દૂત જેવો લાગે છે. મનને કંપાવનાર ઘુવડ અને કાગડાઓ નિદ્રા વગરના થઇને પોતાના ભયંકર શબ્દો વડે આ જગતને શૂન્ય કરવા ઇચ્છે છે.

**ભાવાર્થઃ**—હાલમાં પણ દેખાતી આ શિયાળ સ્વભાવથી જ મુખમાં અગ્નિની જ્વાળાવાળી છે. તે ચોતરફ ફરતી ફરતી રડે છે. કૂતરો મારી સામો જોઇને ફરતો ફરતો શબ્દ કરે છે, તોપણ મારાથી જરા પણ ભય પામતો નથી. પહેલાં આવી રીતે નિર્ભય થઈને કયારે પણ શબ્દ કરતો નહિ. ઘોડા વગેરે શ્રેષ્ઠ પશુઓ મારી ડાબી બાજુએથી જાય છે. અને ગધેડાં વગેરે હલકાં પશુઓ મારી જમણી બાજુએથી જાય છે. મારાં વાહનો અને ગાયો વગેરે પણ રુદન કરતાં હોય તેમ જણાય છે. મૂળમાં **च** હોવાથી ગાયો વગેરેનો બોધ થાય છે.

હું તમને કહું છું તેમાં તમને શંકા થાય તેમ નથી, એમ બતાવવા માટે મૂળમાં 'તમે પુરુષોમાં સિંહરૂપ છો' તેમ કહ્યું છે. મારા ઘોડાઓ દરેક પ્રકારના સુખથી પૂર્ણ છે, તોપણ રુદન કરતાં હોય તેમ છે. દક્ષિણ દિશામાંથી કપોત પક્ષી (હોલો) આવીને શબ્દ કરે છે. કપોત મૃત્યુનો દૂત છે, માટે મૃત્યુ પાસે લઈ જવા માટે બોલાવવા આવ્યો હોય તેમ નિશ્ચય થાય છે. ઘુવડ અને કાગડાઓ એ બન્ને પરસ્પર વિરોધી છે. અથવા ઘુવડ સાથે વિરોધ કરનાર પ્રત્યુલૂક નામનું બીજી જાતનું એક પક્ષી છે તે બન્ને ખરાબ શબ્દો કરે છે. તેમને નિદ્રા આવતી નથી, એટલે રાતદિવસ શબ્દો જ કર્યા કરે છે; તેથી જગતને શૂન્ય કરવા ઇચ્છે છે. (૧૨-૧૩-૧૪)

धूम्रा दिशः परिधयः कम्पते भूः सहाद्रिभिः ।
निर्घातश्च महांस्तात साकं च स्तनयित्नुभिः ॥ १५ ॥
वायुर्वाति खरस्पर्शो रजसा वि सृजंस्तमः ।
असृग्वर्षन्ति जलदा बीभत्समिव सर्वतः ॥ १६ ॥
सूर्यं हतप्रभं पश्य ग्रहमर्दं मिथो दिवि ।
ससङ्कुलैर्भूतगणैर्ज्वलिते इव रोदसी ॥ १७ ॥
नद्यो नदाश्च क्षुभिताः सरांसि च मनांसि च ।
न ज्वलत्यग्निराज्येन कालोऽयं किं विधास्यति ॥ १८ ॥

**શબ્દાર્થ**:—હે તાત, દિશાઓ ધૂસરી કુંડાળા જેવી થયેલી છે, પર્વતોની સાથે પૃથ્વી કંપે છે, ગુફાઓમાંથી ગર્જનાની સાથે મોટો વીજળીનો પાત થાય છે, રજ વડે અંધારને કરતો તીક્ષ્ણ સ્પર્શવાળો વાયુ વાય છે, મેઘ ચોતરફ ખરાબ પદાર્થની માફક રુધિરનો વરસાદ કરે છે. સૂર્ય કાંતિ વગરનો છે. પરસ્પર થયેલા ગ્રહના યુદ્ધને તમે આકાશમાં જુઓ, મળી ગયેલી પૃથ્વી તથા આકાશમાં રહેલા તારામંડળનો મધ્યભાગ, બળતો હોય તેમ દેખાય છે. નદીઓ, ઝરાઓ, તળાવો, અને મનુષ્યોનાં મન ક્ષોભયુક્ત થયેલાં જણાય છે. ઘી હોમવાથી પણ અગ્નિ પરજળતો નથી, માટે આ કાલ શું કરશે ?

**ભાવાર્થ**:—ધુમાડાની સાથે દિશાઓ કુંડાળા જેવી લાગે છે, અર્થાત મધ્ય ભાગમાં ત્રણ લોકને બાળતો અગ્નિ દેખાય છે. વાદળાં વગર વીજળીઓ પડે છે. મેઘ ન હોવા છતાં ગર્જનાઓ થાય છે. જેનો સ્પર્શ સહન થઇ શકે નહિ તેવો પવન વાય છે. ધૂળની વૃષ્ટિથી તે વાયુ અંધારાને ઉત્પન્ન કરે છે. ખરાબ બિહામણા પદાર્થની માફક લોહીની વૃષ્ટિ થાય છે. આ તેજ વગરના સૂર્યને તો જુઓ. તે ઢંકાયેલા જેવો દેખાય છે. આકાશમાં શુક્ર વગેરે ગ્રહોનાં યુદ્ધ થઇ રહ્યાં છે, તેને પણ તમે જુઓ. તે કેવળ શાસ્ત્રમાં વાંચવાનું નથી, પણ આકાશમાં અત્યારે સ્પષ્ટ દેખાય છે, અથવા ઘાત કરનારા રુદ્રના ગણો મધ્ય ભાગમાં રહેલા છે, તે ઉપરના અને નીચેના ભાગને બળતા કરે છે. ઘણો પવન હોવાથી નદી તળાવ વગેરેનાં જળ જેમ ઊછળે છે તેમ પવન વગેરેના કારણ સિવાય પણ ગારાવાળી તેમ જ જળવાળી નદીઓ તળાવો અને ઝરાઓ ઊછળવા લાગ્યાં છે. આપણા વગેરેનાં મન પણ ખળભળવા લાગ્યાં છે. જળથી અગ્નિ કયારે પણ પ્રજ્વલિત ન થાય, તેવી રીતે ઘી અગ્નિમાં નાખવાથી પણ અગ્નિ બળતો નથી. આમ દરેકનું વિપરીત (ઊલટું) કરનારો કાળ શું કરશે તે સમજાતું નથી. (૧૫-૧૬-૧૭-૧૮)

તે અપશકુનોનું હવે અવાંતર (પેટામાં રહેલું) ફળ કહે છે:

**न पिबन्ति स्तनं वत्सा न दुह्यन्ति च मातरः ।**
**रुदन्त्यश्रुमुखा गावो न हृष्यन्त्यृषभा व्रजे ॥ १९ ॥**
**दैवतानि रुदन्तीव स्विद्यन्ति ह्युच्चलन्ति च ।**
**इमे जनपदा ग्रामाः पुरोद्यानाकराश्रमाः ।**
**भ्रष्टश्रियो निरानन्दाः किमघं दर्शयन्ति नः ॥ २० ॥**

**શબ્દાર્થ**:—વાછરડાં સ્તનપાન કરતાં નથી અને ગાયો દૂધ આપતી નથી. જેના મુખ ઉપર આંસુના રેલા ઊતરેલા છે, એવી ગાયો રુદન કરે છે, અને બળદો વ્રજમાં (નેસમાં) હર્ષ પામતા નથી. દેવતાઓની મૂર્તિઓ રુદન કરતી હોય તેમ પરસેવાવાળી થઇને ચલિત થવા લાગી છે. આ દેશ, ગાયો, નગર, બગીચાઓ, રત્ન વગેરેની ખાણો, અને આશ્રમો શોભા વગરનાં થયાં છે અને આનંદ વગરનાં દેખાય છે, તે કયા દુઃખને ઉત્પન્ન કરનારા પાપની સૂચના કરતાં હશે?

**ભાવાર્થ**:—ગાયોનાં વાછરડાં ભૂખ્યાં છે તોપણ સ્તનપાન કરતાં નથી. ગાયોનાં દૂધ ઉપર દરેકનું જીવન છે, તોપણ ગાયો દૂધ આપતી નથી. ગાયોને નેત્રમાં એટલાં બધાં આંસુઓ આવ્યાં છે કે જેના રેલા મુખ સુધી ગયેલા છે. વ્રજની અંદર રહેતા મોટા મજબૂત સાંઢડાઓ પ્રફુલ્લિત દેખાતા નથી. દેવતાની મૂર્તિઓ પરસેવાવાળી થઇ છે, અને એક સ્થળમાંથી બીજા સ્થળમાં પોતાની મેળે જ જવા લાગી છે. તેમ જ આ દેશ વગેરેની શોભા પણ ભ્રષ્ટ થઇ ગઈ છે અને તેની અંદરનો આનંદ જતો રહ્યો છે; માટે કાંઈક દુઃખને ઉત્પન્ન કરનારાં આપણાં પાપોનું તે સૂચન કરે છે. (૧૯-૨૦)

એ દરેક ઉત્પાત થવાના કારણની સંભાવના કરે છેઃ

**मन्य एतैर्महोत्पातैर्नूनं भगवतः पदैः ।**
**अनन्यपुरुषश्रीभिर्हीना भूर्हतसौभगा ॥ २१ ॥**

**શબ્દાર્થ**:—આવા મોટા ઉત્પાતોથી હું એમ માનું છું કે હરાયેલા ભાગ્યવાળી પૃથ્વી ભગવાનનાં, બીજા કોઈપણ પુરુષને નથી તેવી શોભાવાળાં ચરણકમલથી રહિત થઈ છે.

**ભાવાર્થ**:—આવા મોટા ઉત્પાતોએ કરીને પૃથ્વી ભગવાનના ચરણ-કમળથી હીન થયેલી છે એમ હું માનું છું, કારણ કે તે પ્રભુના ચરણકમળમાં ધ્વજા, વજ્ર, અંકુશ અને કમળ વગેરે, અન્વય (કાર્ય સત્ય હોય તે ઉપરથી કારણની સત્યતા સિદ્ધ કરવી તે અન્વય કહેવાય છે તે પ્રમાણે પૃથ્વીમાં જે સારું હતું તે ભગવાનના વિરાજવાથી હતું) અને વ્યતિરેક (કારણનો અભાવ હોવાથી કાર્યનો અભાવ સિદ્ધ કરવો તે વ્યતિરેક કહેવાય છે)થી પૃથ્વીમાં જે કાંઇ સારાપણું હતું તે ભગવાન શ્રીકૃષ્ણના જ વિરાજવાથી હતું, અને સર્વ રીતે અનિષ્ટ થયું તે પ્રભુનું વિરાજવું ન હોવાથી થયું છે. ઉપરના અન્વય વ્યતિરેકમાં પૃથ્વીનું

સારાપણું એ કાર્ય છે અને ભગવાનનું વિરાજવું તે કારણ છે, એમ નિરૂપણ કર્યું છે (૨૧).

ખરાબ ફળને સૂચવનારાં અપશકુનોનું ફળ તરત જ દેખવામાં આવ્યું છે તે સૂત કહે છેઃ

**सूत उवाच ।**

**इति चिन्तयतस्तस्य दृष्टारिष्टेन चेतसा ।**
**राज्ञः प्रत्यागमद् ब्रह्मन्यदुपुर्याः कपिध्वजः ॥ २२ ॥**
**तं पादयोर्निपतितमयथापूर्वमातुरम् ।**
**अधोवदनमब्बिन्दून् मुञ्चन्तं नयनाब्जयोः ॥ २३ ॥**
**विलोक्योद्विग्नहृदयो विच्छायमनुजं नृप ।**
**पृच्छति स्म सुहृन्मध्ये संस्मरन्नारदेरितम् ॥ २४ ॥**

**શબ્દાર્થઃ**—જ્ઞાન વડે જેણે અરિષ્ટ જોયેલું છે એવા ચિત્ત વડે યુધિષ્ઠિર રાજા ચિંતા કરતા હતા, ત્યાં હે શૌનક, યાદવોની પુરી દ્વારકાથી, અર્જુન આવ્યા. તે હુમેશની રીતથી જુદા પ્રકારે પગમાં પડેલા છે, આતુર થયેલા, જેનું નીચું મુખ થઈ ગયું છે, નેત્રમાંથી જળનાં બિંદુઓને મૂકતા, અને તેજ વગરના એવા નાનાભાઈ અર્જુનને જોઈ ને, જેના હૃદયમાં ઉદ્વેગ થયેલો છે, એવા યુધિષ્ઠિર રાજા નારદજીના વાક્યને સંભારીને દરેક સંબંધીઓના મધ્યમાં અર્જુનને પૂછે છે.

**ભાવાર્થઃ**—જ્ઞાનદૃષ્ટિથી યુધિષ્ઠિરના ચિત્તે દરેક અરિષ્ટ (બૂરું થવાનું) જાણી લીધું છે. તેવા ચિત્તથી રાજા ચિંતા કરતા હતા, ત્યાં દ્વારકાથી અર્જુન આવ્યા છે. અર્જુનની ધ્વજામાં વાનર (હનુમાન્) હોવાથી તે જલદી આવ્યા છે, એમ સૂચવ્યું છે. તે વિપરીતપણાથી આવ્યા છે એટલે આવીને પણ કાંઈ કહ્યા વગર જ યુધિષ્ઠિરના પગમાં પડી ગયા છેઃ જેમ હમેશાં બહાર જઈને આવે છે તેમ આ વખતે આવ્યા નથી, તેમ અર્જુન આતુર અને દૂબળા દેખાય છે. પોતાનું દુઃખ જો કે પ્રકટ કર્યું નથી તોપણ ઘણો વખત દુઃખ વેઠેલું હોવાથી પોતાની મેળે જ તેના નેત્રકમળમાંથી જળનાં બિંદુઓ પડયાં છે. કમળ છે તે જળના આવરણરૂપ છે, તેવી રીતે નેત્રમાં જળ રોકેલું હતું તે પોતાની મેળે પડવા લાગ્યું છે, એમ બતાવવા માટે નેત્રકમળ કહેલ છે. અર્જુનની કાંતિ જતી રહી છે, તેથી કાંતિ વગરના માણસ સાથે બોલવું તે યોગ્ય નથી, તોપણ પોતાનો નાનો ભાઇ હોવાથી યુધિષ્ઠિર રાજા અર્જુનની સાથે બોલે છે. તે રાજા હોવાથી ઘણાં કારણોનું તેને જ્ઞાન હોય છે; તેથી કેવળ જોવા માત્રથી જ ભવિષ્યના અર્થનો નિશ્ચય=જ્ઞાન થઇ શકતું નથી, તે માટે પૂછે છે.

સંબંધીઓના મધ્યમાં પૂછે છે, એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે—એકાંતના જેવા સ્થળમાં પૂછે છે. દેખેલી બાબત અને સાંભળેલી બાબતથી યુધિષ્ઠિરના મનમાં કોઈ અનિષ્ટની શંકા થયેલી છે, તેથી અર્જુનની પેઠે યુધિષ્ઠિર પણ નિસ્તેજ થયા છે, એવો અભિપ્રાય બતાવ્યો છે. વળી યુધિષ્ઠિર ભગવાનૂમાં પૂર્ણ ભાવે પરાયણ છે, એમ દરેક મનુષ્યોમાં પ્રસિદ્ધિ થયેલી છે. તે બતાવવા માટે મૂળમાં **स्म** અવ્યય મૂકેલો છે. (૨૨-૨૩-૨૪)

युधिष्ठिर उवाच ।

**कच्चिदानर्तपुर्यां नः स्वजनाः सुखमासते ।**
**मधुभोजदशार्हार्ह-सात्त्वतान्धकवृष्णयः ॥ २७ ॥**

**શબ્દાર્થ**—યુધિષ્ઠિર કહે છે કે દ્વારકાપુરીમાં મધુ, ભોજ, દશાર્હ, અર્હ, સાત્વત, અંધક, અને વૃષ્ણિકુળના આપણા દરેક સંબંધીઓ કુશળ તો છે ને?

**ભાવાર્થ**:—દ્વારકાપુરીમાં પહેલાં જે અગ્યારમા અધ્યાયમાં છ પ્રકારના યાદવો રક્ષક તરીકે કહેલા છે તે બધા શું કુશળ છે? જો તેઓ સુખી હોય તો દ્વારકામાં રહેલા બીજા યાદવોની કુશળતા પોતાની મેળે જ જણાઈ આવશે. એમ ધારીને યુધિષ્ઠિરે પ્રશ્ન કરેલ છે. (૨૫)

એમ સામાન્ય યાદવોની કુશળતા પૂછીને હવે વિશેષ પ્રકારે સંબંધીઓની કુશળતાં પૂછે છે:

**शूरो मातामहः कच्चित्स्वस्त्यास्ते वाऽथ मारिषः ।**
**मातुलः सानुजः कच्चित्कुशल्यानकदुन्दुभिः ॥ २६ ॥**
**सप्त स्वसारस्तत्पत्न्यो मातुलान्यः सहप्रजाः ।**
**आसते सस्नुषाः क्षेमं देवकीप्रमुखाश्च ताः ॥ २७ ॥**
**कच्चिद्राजाऽऽहुको जीवत्यसत्पुत्रोऽस्य चानुजः ।**
**हृदीकः ससुतोऽक्रूरो जयन्तगदसारणाः ॥ २८ ॥**
**आसते कुशलं कच्चिद्ये च शत्रुजिदादयः ।**
**कच्चिदास्ते सुखं रामो भगवान्सात्त्वतां प्रभुः ॥ २९ ॥**
**प्रद्युम्नः सर्ववृष्णीनां सुखमास्ते महारथः ।**
**गम्भीररयोऽनिरुद्धो वर्धते भगवानुत ॥ ३० ॥**
**सुषेणश्चारुदेष्णश्च साम्बो जाम्बवतीसुतः ।**
**अन्ये च कार्ष्णिप्रवराः सपुत्रा ऋषभादयः ॥ ३१ ॥**
**तथैवाऽनुचराः शौरेः श्रुतदेवोद्धवादयः ।**
**सुनन्दनन्दशीर्षण्या ये चान्ये सात्त्वतर्षभाः ॥ ३२ ॥**

**अपि स्वस्त्यासते सर्वे रामकृष्णभुजाश्रयाः ।**
**अपि स्मरन्ति कुशलमस्माकं बद्धसौहृदाः ॥ ३३ ॥**

**શબ્દાર્થ:**—આપના માતામહ (માતાના પિતા) શૂર કુશળ છે? નાનાભાઇઓ સહિત મામા વસુદેવજી કુશળ છે? તેમની સ્ત્રીઓ દેવકીજી વગેરે સાત બહેનો જે આપણી મામીઓ થાય છે તે પુત્ર અને પુત્રની સ્ત્રીઓ સાથે કુશળ છે? જેનો પુત્ર નથી એવા રાજા ઉગ્રસેન અને તેનો નાનો ભાઇ, તેમ જ પુત્રની સાથે હૃદીક, અક્રૂર, જયંત, ગદ, સારણ, શત્રુજિત વગેરે સર્વે કુશળ છે? યાદવોના સ્વામી ભગવાન્ બળદેવજી, દરેક વૃષ્ણિઓમાં મહારથી એવા પ્રદ્યુમ્ન, અને ગંભીર વેગવાળા ભગવાન્ અનિરુદ્ધ તેમ જ સુષેણ, ચારુદેષ્ણ, જાંબવતીના પુત્ર સાંબ અને ઋષભ વગેરે ભગવાનના બીજા પુત્રો, તે દરેક પોતપોતાના પુત્રોની સાથે કુશળ રહેલા છે? તેમ જ શ્રુતદેવ અને ઉદ્ધવજી વગેરે ભગવાનના અનુચરો અને સુનંદ નંદ જેમાં અગ્રેસર છે એવા બીજા ઉત્તમ યાદવો કે જેઓને બલભદ્રજી અને શ્રીકૃષ્ણની ભુજાઓનો આશ્રય છે તેઓ સર્વે કુશળતાથી રહે છે? આપણી સાથે જેનો સ્નેહ બંધાયો છે એવા તેઓ આપણા કુશળનું સ્મરણ કરે છે?

**ભાવાર્થ:**—આપણા માતામહ શૂર કુશળ છે? શૂરની કુશળતા પૂછવામાં **वा** અવ્યય મૂકેલો છે, તેનો અભિપ્રાય એવો છે કે તે વૃદ્ધ હોવાથી તેની કુશળતા ન હોય તોપણ ચિંતા નથી, તેથી તેની કુશળતા પહેલાં જ પૂછી છે. તેથી વિલક્ષણપણું બતાવવા માટે મૂળમાં **अथ** અવ્યય મૂકેલો છે. એટલે હવે જેના માટે પ્રશ્ન કરે છે તેની કુશળતાની તો જરૂરત છે. વસુદેવજીનું નામ "આનકદુંદુભિ" કહેવાનો અભિપ્રાય એવો છે કે તેમના જન્મ વખતે આનક અને દુંદુભિના શબ્દો પોતાની મેળે જ થયા હતા, તેથી તે ભાગ્યશાળી હતા એમ સૂચના થાય છે. **सहात्मजाः** એ સમસ્ત પદ છે પણ ત્યાં **सह** અવ્યયનો **स** એવો આદેશ થયો નથી. આહુક એ ઉગ્રસેનના પિતાનું નામ છે, પણ તે જીવતા નથી, તેથી પિતાના નામથી અહીં ઉગ્રસેનને આહુક નામથી કહેલા છે. ઉગ્રસેનનો પુત્ર દુષ્ટ હતો અથવા તેને પુત્ર ન હતો, તેથી તેના દુઃખની નિવૃત્તિ કરવા માટે ભગવાને ઉગ્રસેનને રાજ્યનો અધિકાર આપ્યો છે. હૃદીક અને અક્રૂર યાદવ પણ પુત્રો સાથે કુશળ છે કે શું? જયંત વગેરે તેના ભાઈઓ કુશળ છે શું? એ સર્વ યાદવો નવમસ્કંધમાં વિસ્તારથી કહેવાશે.

રામ એટલે બલભદ્રજીની કુશળતા પૂછવાનું કારણ એવું છે કે બલદેવજી પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ત્રણના કારણથી જ સર્વેને સુખ થાય છે; તેથી તે ત્રણેને જુદી જુદી રીતે સ્વતંત્રપણાથી નિરૂપણ કરેલા છે. તેમાં બલદેવજી તથા અનિરુદ્ધને ભગવાન એવું વિશેષણ આપ્યું છે, અને પ્રદ્યુમ્નને મહારથી કહ્યા છે, તે દરેક યાદવોને સુખ કરવામાં કારણરૂપે બતાવ્યા છે. શ્રીકૃષ્ણ

ભગવાન્‌ના પુત્ર જેમાં મુખ્ય છે એવા સુષેણ વગેરે અને પ્રદ્યુમ્ન વગેરેના મિત્રો ઋષભ વગેરે શું કુશળ છે? ભગવાન્‌ના અનુચરોમાં સુનંદ અને નંદ જેમાં શ્રેષ્ઠ છે એવા ભગવદીયોની કુશળતાનો પ્રશ્ન જુદો છે. તે સર્વને બલદેવજી તથા શ્રીકૃષ્ણ ભગનાન્‌ની ભુજાનો આશ્રય છે એમ કહ્યું છે, ત્યાં બલદેવજીમાં ભગવાન્‌નો આવેશ છે, તેથી અથવા સર્વને પ્રતીતિ જેવા પ્રકારની થાય છે તે પ્રમાણે રહેલ છે. જેમ તેઓની કુશળતાને આપણે યાદ કરીએ છીએ તેમ આપણી કુશળતાની તેઓ સંભાવના કરે છે? પોતે ઘણા જ કુશળ હોય ત્યારે બીજાની કુશળતાનું સ્મરણ થાય છે, તેથી પોતાની કુશળતાનું સ્મરણ કરે છે, એમ પૂછવાથી તેમની કુશળતા સિદ્ધ થઇ જાય છે. (૨૬ થી ૩૩)

ભગવાન્‌ની કુશળતા પૂછવી એ યોગ્ય નથી તોપણ બીજા દેશમાં રહેનારા ઘણાઓની રક્ષા કરનાર ભગવાન જ હોવાથી, તેમ જ આરાધના કરવા યોગ્ય જે બ્રાહ્મણો છે, તેઓ કલિયુગને વશ થઈને, પાખંડ માર્ગોની રક્ષા કરવામાં વ્યગ્ર થયેલા હોય તેવો સંભવ થવાથી, ભક્તોને પણ કામવશ થવાથી તેવા પ્રકારની વ્યગ્રતા થવાનો સંભવ છે, તેથી, અને શત્રુઓને મારવા માટે ભગવાન્‌ને બીજે સ્થળે પધારવાનો સંભવ છે, તેમ જ જે યાદવો બહિર્મુખ છે, તેને તો પરસ્પર કલેશ કજિયા થવાનો સંભવ છે, તેથી ભગવાનની કુશળતા પણ જુદા પ્રકારથી પૂછે છેઃ

**भगवानपि गोविन्दो ब्रह्मण्यो भक्तवत्सलः ।**
**कच्चित्पुरे सुधर्मायां सुखमास्ते सुहृद्वृतः ॥ ३४ ॥**

**શબ્દાર્થ**—બ્રાહ્મણોની રક્ષા કરનાર, ભક્તવત્સલ ગોવિંદ ભગવાન્ પણ દ્વારકાપુરીમાં સંબન્ધીઓથી વીંટાયેલા, સુધર્માનામની સભામાં સુખપૂર્વક વિરાજેછે?

**ભાવાર્થઃ**—ભગવાન્ ગોવિંદ હોવાથી અમારા સર્વેના ઇંદ્ર છે અને પ્રભુ બ્રહ્મણ્ય હોવાથી બ્રાહ્મણોનું હિત કરનારા છે, તેથી બહાર પધારવાની સંભાવના કરીને પુરમાં શું વિરાજે છે? એવી રીતે પ્રશ્ન કર્યો છે. સુધર્મા સભામાં વિરાજવાનો પ્રશ્ન કરેલો છે, તે જે યાદવો બહિર્મુખ છે તેઓનું હિત કરવા માટે છે અને સંબંધીઓથી વીંટાયેલા સુખપૂર્વક બિરાજે છે એમ જે પૂછયું છે તે સંબંધીરૂપે રહેલા ભક્તોને સુખ થાય તેવી રીતે બિરાજે છે, એવો અભિપ્રાય સૂચવવા માટે છે, કારણ કે સ્યમંતક મણિના પ્રસંગમાં ભગવાનને શ્રમ થયો છે ત્યારે ભક્તોને દુઃખ થયું છે તેવી સંભાવનાથી તે પ્રશ્ન પૂછેલો છે. (૩૪)

આવી રીતે પ્રશ્ન કરવાનું શું પ્રયોજન છે? એમ અર્જુન શંકા કરે તો યુધિષ્ઠિર કહે છેઃ

**मङ्गलाय च लोकानां क्षेमाय च भवाय च ।**
**आस्ते यदुकुलाम्भोधावाद्योऽनन्तसखः पुमान् ॥ ३५ ॥**

**શબ્દાર્થ**—લોકના મંગળ, કલ્યાણ અને ઉત્પત્તિને માટે, અનંતના સખારૂપ આદ્ય પુરુષરૂપ ભગવાન્ યદુકુલરૂપી સમુદ્રમાં રહેલા છે.

**ભાવાર્થ**:--ભગવાન્ દ્વારકામાં વિરાજે છે, તે દરેક પ્રાણી અને વિશેષ કરીને દ્વારકામાં નિવાસ કરનારાઓના મંગલ માટે વિરાજેલા છે, અને મળેલા સ્થાનની રક્ષા કરવા માટે છે તેમ જ તેનાથી પણ અધિક સ્થાન આપવા માટે છે.

મંગળને ઉત્પન્ન કરે તેવું તેનું ભાગ્ય ન હોય તો ભગવાનના વિરાજવાથી પણ શું થશે ? એવી શંકા કરીને કહે છે કે તે પ્રભુ આદ્ય છે, અર્થાત્ સર્વના મૂલ કારણભૂત છે. "કાલ, કર્મ, અને સ્વભાવને માયાના ઇશ ભગવાને માયા વડે સર્જેલા છે" એવું વાકય હોવાથી સૃષ્ટિના સમયમાં ભગવાને કાર્ય માટે કાલાદિકનું ગ્રહણ કરેલું છે; તે પછી જીવોને જોઇને તેને માટે અદૃષ્ટરૂપ કર્મનો વિભાગ કરેલો છે, તેથી સૃષ્ટિના સમયમાં ભગવાને કાલાદિક સર્વને મંગળરૂપે જ સર્જેલા છે; અથવા કાલ કર્મ અને સ્વભાવના જેમ ભગવાને પહેલાં વિભાગ પાડેલા છે, તેમ હાલમાં પણ વિભાગ કરનારા પોતે હોવાથી પોતાની ઇચ્છા વડે વિભાગ થઈ શકે છે.

ત્યાં શંકા થાય છે કે કાલ તો પોતપોતાના સ્થાનમાં રહેલા દરેકને ખેંચે છે ત્યાં ભગવાનથી કલ્યાણ શી રીતે થાય ? તો ત્યાં સમાધાન કરે છે કે તે પ્રભુ અનંતના સખા છે, અર્થાત્ અનંત જે કાલ છે તેના સખા ભગવાન્ છે; તેથી ભગવાનની ઇચ્છા જેના સ્થાનને ખેંચવાની ન હોય, તેને કાલ ખેંચતો નથી, ત્યારે પ્રકૃતિના પરિણામ પ્રમાણે પ્રકૃતિ સંબંધી પદાર્થની ઉત્પત્તિ પ્રથમથી જ સિદ્ધ થાય છે તે પ્રમાણે કાલ, કર્મ, અને સ્વભાવની પ્રથમથી જેવી ઉત્પત્તિ થયેલી હોય તેવી જ રહે છે. તેમાં હાલમાં તેની નવીન ઉત્પત્તિ કેમ થાય ? ત્યાં કહે છે કે ભગવાન્ પુરુષ છે, એટલે પુરુષના અધિષ્ઠાન વડે જ નિત્યરૂપ પ્રકૃતિનું તેવા પ્રકારનું પરિણામ થાય છે, ત્યારે હમણાં તે પુરુષરૂપે રહેલા છે, તેથી તેના સંગ વડે, પ્રકૃતિ પણ તે પ્રમાણે પરિણામવાળી થશે. તેથી ભગવાનની દ્વારકામાં સ્થિતિ તેટલા માટે જ છે, તેથી તે કાર્ય માટે ભગવાન્ બિરાજે છે કે નહિ, એ યુધિષ્ઠિરનો પ્રશ્ન છે ભગવાનના કર્તવ્યને કોઈ જાણી શકતું નથી એમ પ્રથમ નવમા અધ્યાયમાં કહેલું છે, તેથી તેમને દ્વારકામાં સ્થિતિ કરવામાં કલેશ નથી એમ ધ્વનિથી સૂચવેલ છે. ભગવાન્ અનંતના સખા છે. એટલે શેષશાયી ભગવાન્ જેમ સમુદ્રમાં રહે છે, તેમ આ ભગવાન્ યદુકુલરૂપી સમુદ્રમાં રહ્યા છે. (૩૫)

**यद्बाहुदण्डगुप्तायां स्वपुर्यां यदवोऽर्चिताः ।**
**क्रीडन्ति परमानन्दं महापौरुषिका इव ॥ ३६ ॥**

શબ્દાર્થ:—જેના બાહુરૂપી દંડથી રક્ષા કરાયેલી પોતાની પુરી દ્વારકામાં સારી રીતે પૂજાયેલા, સર્વ યાદવો મહાપરાક્રમી હોય તેમ પરમાનંદની પ્રાપ્તિપૂર્વક ક્રીડા કરે છે)

ભાવાર્થ:—ઉપર કહેલી બાબતમાં પુરુષ અને સ્ત્રીઓનો દાખલો બે શ્લોકથી આપે છે; તેમાં પહેલા શ્લોકમાં પુરુષોને કહે છે. દ્વારકામાં સર્વે યાદવો, સારી રીતે પૂજાયેલા જ છે, કારણ કે દ્વારકામાં ચોરની દૃષ્ટિ કે શત્રુનો ભય, અથવા દેશનો ભય નથી. પોતાની નગરી હોવાથી તેને બીજું કાર્ય પણ નથી; તેથી ભોજન કરવું અને શયન કરવું વગેરે પણ ક્રીડાની માફક કરે છે. જેવી રીતે પરમ આનંદ મળે તે પ્રમાણે તેઓ ક્રીડા કરે છે, અને ક્રીડા કરવાવાળાઓના સ્વરૂપનો જેમ પરસ્પર વિનિયોગ થાય છે, તે એક બીજાને માટે પરમાનંદનો પણ વિનિયોગ કરે છે. તેઓનો ભગવાન્‌માં આત્મભાવ સારી રીતે મજબૂત હોવાથી, જે કાર્ય ભગવાને કર્યું છે તે પોતે જ કરેલું માને છે; તેથી તે યાદવો મહાપુરુષથી યુક્ત થયા હોય તેમ શંકા વગરના થઈને ક્રીડા કરે છે. (૩૬)

હવે સ્ત્રીઓનું દૃષ્ટાંત આપે છે:

यत्पादशुश्रूषणमुख्यकर्मणा
सत्यादयो द्व्यष्टसहस्रयोषितः ।
निर्जित्य सङ्ख्ये त्रिदशाँस्तदाशिषो
हरन्ति वज्रायुधवल्लभोचिताः ॥ ૯૭ ॥

શબ્દાર્થ:—જેમના ચરણારવિંદની સેવારૂપ મુખ્ય કર્મ વડે, સત્યભામા વગેરે સોળ હજાર સ્ત્રીઓ સંગ્રામમાં દેવતાઓને જીતીને ભગવાને લાવેલા, ઇંદ્રાણીને યોગ્ય પારિજાતકાદિક મનોરથોને મેળવે છે.

ભાવાર્થ:—ભગવાનના ચરણકમળની સેવા કરવી એ જ મુખ્ય કર્મ છે. બાકી ભગવાનની સાથે ક્રીડા કરવી એ તો લૌકિક છે, અને લૌકિકની અપેક્ષાએ શાસ્ત્રમાં કહેલું હોય તે મુખ્ય રીતે કરવું જોઈએ, તેથી સ્વર્ગ ભોગવવાનું હોય તો ધર્મ છોડીને સ્વર્ગનો ભોગ ન થાઓ, એવા અભિપ્રાયથી ભગવાનના ચરણારવિંદની સેવાના બળથી સત્યભામા વગેરે ભગવાનની પટરાણીઓ સ્વર્ગને અહીં દ્વારકામાં જ લાવેલાં છે. ભગવાનનને સોળ હજાર સ્ત્રીઓ છે, તેમાં આઠ પટરાણીઓ છે. તેમાંથી ફક્ત સત્યભામાના નામનો ઉલ્લેખ કરવાનો અભિપ્રાય એવો છે કે સત્યભામા ભગવાનને ઘણાં જ વહાલાં છે, એ હકીકત દરેક સ્થળે પ્રસિદ્ધ છે; તેથી સત્યભામાનો ભાવ સમજીને બીજી સ્ત્રીઓ પણ શીખે છે, એમ બતાવવા માટે સત્યભામાજીને સોળ હજાર સ્ત્રીઓમાં

મુખ્ય ગણ્યાં છે. **द्रुपदसहस्र** એ પદમાં સમાહાર સમાસ કરવામાં આવ્યો છે ત્યાં સ્ત્રીપણાને કહેવાની ઇચ્છાનો અભાવ હોવાથી વ્યાકરણના નિયમ પ્રમાણે પ્રત્યય થયો નથી. પોતે જીતીને લાવે છે એટલે પોતાની ઇચ્છા વડે ભગવાને ગરુડજીને પ્રેરણા કરવાથી પારિજાતકાદિક આવેલ છે એમ જણાય છે.

સ્વર્ગમાં સ્ત્રીઓને જે ભોગ મળતા હોય તેની ઇચ્છા અહીં સ્ત્રીઓને થાય છે; તેથી કહે છે કે વજ્ર આયુધવાળા ઇંદ્રની સ્ત્રીને પારિજાતક વૃક્ષ વગેરે યોગ્ય છે, તે પારિજાતકનું વૃક્ષ દ્વારકામાં ભગવાનની સ્ત્રીઓને મળે છે; એમ આ લોક અને પરલોકનું સુખ તેઓ દ્વારકામાં જ ભોગવે છે એમ સિદ્ધ કર્યું છે. (૩૭)

સત્યભામા વગેરે સ્ત્રીઓને આ લોક અને પરલોકનું સુખ એકઠું મળે છે, તેમ પુરુષોને પરલોકનું સુખ મળવાની હકીકત કહી નહિ, તેમ પટરાણીઓની માફક બન્ને સુખ સાથે મળવાનો સંભવ નથી; તેથી પરલોકના સુખની હકીકત જુદી રીતે નિરૂપણ કરે છેઃ

**यद्बाहुदण्डाभ्युदयानुजीविनो**
**यदुप्रवीरा ह्यकुतोभया मुहुः ।**
**अधिक्रमन्त्यङ्घ्रिभिराहृतां बलात्**
**सभां सुधर्मां सुरसत्तमोचिताम् ॥३८॥**

**શબ્દાર્થઃ**— જે ભગવાનના બાહુદંડના અભ્યુદયની પાછળ જેઓનું જીવન છે એવા ઉત્તમ યાદવો, કોઇ પણ સ્થળથી ભય વગરના થઈ ને સ્વર્ગમાંથી લાવેલી અને ઇંદ્રાદિકને યોગ્ય એવી સુધર્મા સભાને બળાત્કારથી પગ વડે વખતોવખત દબાવે છે.

**ભાવાર્થઃ**—બીજું સુખ તો તેને સ્વર્ગની માફક બરાબર સિદ્ધ જ છે પણ સભા બાકી હતી, તેનો ઉપભોગ યાદવોને થયો છે, તે કહે છે કે જે શ્રીકૃષ્ણના બાહુરૂપી દંડના અભ્યુદયની પાછળ દરેક યાદવોનું જીવન સમાયેલું છે, તેવા તે યાદવો સુધર્મા સભામાં બેસે છે; એટલે યાદવોમાં તેઓ શ્રેષ્ઠ છે તેથી નિર્ભયપણે રહેલા છે એમ નથી, પરંતુ યાદવો ભગવાનના સેવક હોવાથી નિર્ભય થઇને રહે છે. સ્વર્ગમાં એક વખત સ્નાન કર્યા બાદ દેવતાઓ સુધર્મા નામની સભામાં એક જ વખત બેસે છે; તેમાં પણ પગનો સ્પર્શ ન થાય તેવી રીતે તેઓ બેસે છે. તે સભાનું યાદવો તો વારંવાર ચરણો વડે આક્રમણ કરે છે, અને તે પણ બળાત્કારથી આક્રમણ કરે છે. લૌકિક ક્રિયા વડે તે સભા મળી શકતી નથી, પણ સો અશ્વમેધ યજ્ઞ કરનારને જ તે સભા પ્રાપ્ત થાય છે, એમ બતાવવા માટે કહે છે કે દેવતાઓમાં પણ ઉત્તમ જે ઇંદ્રાદિક છે, તેઓને જ તે સભા યોગ્ય છે. (૩૮)

એમ દરેકનું કુશળ પૂછીને અર્જુનમાં વિકલતા દેખાય છે, તેના કારણની કલ્પના કરીને યુધિષ્ઠિર પૂછે છેઃ

**कच्चित्तेऽनामयं तात भ्रष्टतेजा विभासि मे ।**
**अलब्धमानोऽवज्ञातः किंवा तात चिरोषितः ॥३९॥**

**શબ્દાર્થઃ**—હે તાત, તારું પણ શું આરોગ્ય છે? તું મને તેજ વગરનો ભાસે છે. શું ઘણો વખત ત્યાં રોકાયો તેથી માન ન મળવાથી કોઈએ તારો તિરસ્કાર કર્યો છે?

**ભાવાર્થઃ**—રોગથી પણ તેજ વગરનું થવાનો સંભવ છે. તે માટે પહેલાં આરોગ્ય પૂછે છે. તારું તેજ પણ જતું રહ્યું છે એમ જણાય છે. તેમાં મારી પોતાની જ દૃષ્ટિ પ્રમાણ છે એમ બતાવવા માટે કહે છે કે મને તે પ્રમાણે ભાસે છે. અંદરનો શોક હોય તો તેજ જતું રહે છે તેમ પાપથી પણ તેજ જતું રહે છે; તેથી પહેલાં અંદરના શોકના કારણની અવગણના કરે છે કે તમને ત્યાં માન મળ્યું નથી?

સસરાના ઘરમાં માન ન મળે તે તો અંદરના તાપના કારણરૂપ છે. તેમાં વળી અવજ્ઞા (તિરસ્કાર) થાય તો વિશેષ થાય છે. તે માટે કહે છે કે શું તારી કોઈએ અવજ્ઞા કરી છે? અવજ્ઞા થવામાં કારણ તો એટલું જ કે તું ત્યાં ઘણો વખત રહ્યો છે; એટલે સસરાને ઘેર વધારે રહેવાથી તિરસ્કાર થાય છે; તેથી સંભાવના કરીને પૂછે છે કે તારી અવજ્ઞા થઈ છે? અથવા ઘણો વખત દ્વારકામાં રહેવાથી શોક થયો છે? એમ અંતઃકરણ અને શરીરથી થયેલા દોષથી તાપ થવાનું પ્રતિપાદન કર્યું છે. (૩૯)

હવે ઇંદ્રિયકૃત દોષનું નિરૂપણ કરે છેઃ

**कच्चिन्नाभिहतो भावैः शब्दादिभिरमङ्गलैः ।**
**न दत्तं युक्तमर्थिभ्य आशया यत्प्रतिश्रुतम् ॥४०॥**

**શબ્દાર્થઃ**—સ્નેહરહિત, અમંગળ શબ્દો વડે તને કોઈએ પ્રહાર કર્યો તો નથી? અથવા તારી પાસે કોઈ માગવા આવ્યો હોય, તેને તેં આપવાની આશા આપી પાછળથી તેને આપ્યું નથી કે શું?

**ભાવાર્થઃ**—સ્નેહ વગરનાં કઠણ વચનો તને કોઈએ કહ્યાં છે? અથવા ગાલિપ્રદાન વગેરે શબ્દોથી તને કોઈએ પરાજિત કર્યો તો નથી? હવે અધર્મ થયાની સંભાવના કરે છે કે આશા વડે જે પ્રતિજ્ઞા કરેલી હોય અર્થાત્ કોઈની આશા પૂર્ણ કરવા માટે "તને હું અમુક પદાર્થ આપીશ" એમ પ્રતિજ્ઞા કરીને પાછળથી તેં ન આપ્યું હોય તો તેમ કરવાથી કોઈની આશાનો ભંગ થાય છે; તેથી તેજની હાનિ થાય છે; કારણકે "દરેક ઇચ્છેલું હોય તે આપેલું

ભોગવે છે.” એમ વેદમાં કહેલું છે. તેથી ઇચ્છિત ન આપવાથી તે જતું રહે છે. (૪૦)

દાન કરવું, અને શરણે આવેલાની રક્ષા કરવી, તે ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે. શરણે આવેલામાં પણ નીચે બતાવેલાઓનું તમે શું પાલન કર્યું નથી? એમ પૂછે છે:

**कच्चित्त्वं ब्राह्मणं बालं गां वृद्धं रोगिणं स्त्रियम् ।**
**शरणोपसृतं सत्त्वं नात्याक्षीः शरणप्रदः ॥४१॥**

**શબ્દાર્થ**:—શરણે આવેલા બ્રાહ્મણ, બાળક, ગાય, વૃદ્ધ, રોગી, સ્ત્રી, અને બીજા કોઈ પણ પ્રાણીને શરણ આપનાર તું હોવાથી, તેનો તેં ત્યાગ તો નથી કર્યો?

**ભાવાર્થ**:—દરેક અવસ્થામાં બ્રાહ્મણનું તેમ જ સ્ત્રીઓનું પાલન કરવું જોઇએ, તેમ જ બીજા કોઈ બાળક, વૃદ્ધ કે રોગી હોય, તો તેનું પણ બરાબર રક્ષણ કરવું જોઇએ. તેમ હરિણાદિક કોઈ પ્રાણી શરણે આવેલ હોય તો તેને પણ તેં છોડયો તો નથી શું? એટલે તેઓને બીજાઓએ પીડા કરેલી હોય અને તે તારે શરણે આવેલા હોય છતાં તેનો તેં ત્યાગ તો કર્યો નથી ને?(૪૧)

ધર્મનો સૂક્ષ્મ અભાવ થયો હોય તો તે પણ પૂછે છે:

**कच्चित्त्वं नागमोऽगम्यां गम्यां वाऽसत्कृतां स्त्रियम् ।**
**पराजितो वाऽथ भवान् नोत्तमैर्नासमैः पथि ॥४२॥**

**શબ્દાર્થ**:—તું પુરુષ થઈને અગમ્ય સ્ત્રી પ્રત્યે ગયો છે? અથવા ગમન કરવા યોગ્ય સ્ત્રીનો તિરસ્કાર કરી, પછી તેની પાસે ગયો છે? અથવા ઉત્તમ પણ નહિ તેમ પોતાની બરાબર પણ નહિ તેવા પુરુષોથી રસ્તામાં તું પરાજય પામ્યો છે?

**ભાવાર્થ**:—ખરો પુરુષ હોય તે અગમ્યા સ્ત્રીમાં ગમન કરતો નથી. તે માટે પૂછે છે કે તું પુરુષ થઇને અગમ્યા સ્ત્રી પ્રત્યે ગયો છે? અર્થાત્ તેં કામવશ થઇને અગમ્યા સ્ત્રીમાં ગમન કર્યું છે, અથવા ગમન કરવા યોગ્ય કોઈ સ્ત્રીનું અપમાન કરીને પછી તેની પાસે ગયો છે?

શત્રુથી પરાજય પણ તેજની હાનિનું કારણ છે. તે માટે તે પણ પૂછે છે. તે હકીકત પહેલાંની હકીકતથી જુદી છે તે બતાવવા માટે મૂળમાં **अथ** અવ્યય મૂકેલો છે. જે તારાથી ઉત્તમ ન હોય તેવા પુરુષોથી અથવા તારા બરોબરિયા ન હોય તેવા પુરુષોથી તેમ જ અધમ પુરુષોથી તારો પરાજય થયો છે? (૪૦)

યાચના કરનારાઓને કે બાળકોને, મિષ્ટાન્ન વગેરે આપ્યા સિવાય ભોજન કરવામાં પણ પાપ છે; તેથી તેજ નાશ પામે છે. તે માટે લૌકિક બાબતની શંકા કરે છે:

**अपिस्वित्पर्यभुङ्क्थास्त्वं सम्भोज्यान्वृद्धबालकान् ।**
**जुगुप्सितं कर्म किञ्चित् कृतवान्न यदक्षमम् ॥४३॥**

**શબ્દાર્થ**:—સારી રીતે જમાડવા યોગ્ય વૃદ્ધ અને બાળકોનો ત્યાગ કરીને શું તું જમ્યો છે? અથવા પાછળથી જે સહન થઈ શકે નહિ એવું કાંઇ નિંદિત કર્મ તો તેં નથી કર્યું ને?

**ભાવાર્થ**:—મૂળમાં **परि** અવ્યય છે તે વર્તન કરવાના અર્થમાં છે; અર્થાત્ સારી રીતે જમાડવાને યોગ્ય વૃદ્ધ અને બાળકો છે, તેઓને જમાડયા સિવાય શું તું જમ્યો છે? કારણ કે તે સારી રીતે જમાડવાને યોગ્ય છે.

**सम्भोज्यावृद्धबालकान्** એવો પાઠ હોય તો "સંભોજ્યા"નો અર્થ આ થાય છે, એટલે આ વૃદ્ધ અને બાળકોને છોડીને તું શું જમ્યો છે? **सम्भोज्य** એમ હ્રસ્વ હોય તો "**अथादावुत्तरे विभागे ह्रस्वं व्यंजनपरे**" એવું પ્રાતિશાખ્યનું સૂત્ર છે. તે આધારથી હ્રસ્વનો દીર્ઘ બોલાય છે. અર્થાત્ ત્યાં જેમ **देवयते** ને બદલે **देवायते यजमानाय शर्म** અને **शीकयते** ને બદલે **शीकायते स्वाहा** એવી રીતે સંહિતાના અધ્યયન ક્રમમાં દીર્ઘ જણાય છે, તે ન્યાયથી અહીં પણ **सम्भोज्य**-ને બદલે **संम्भोज्या** સમજવાનું છે. અથવા વૃદ્ધ અને બાલકપર્યંત સારી રીતે જમાડવા યોગ્ય છે, તેને છોડીને શું તું જમ્યો છે? અથવા પાછળથી નિંદા થાય તેવું કર્મ તેમ જ સહન ન થઇ શકે તેવું કાંઈ પણ કાર્ય તેં કર્યું નથી ને શું? (૪૩)

હવે મુખ્ય કારણની ઉત્પ્રેક્ષા કરે છેઃ

**कच्चित्प्रेष्ठतमेनाथ हृदयेनाऽऽत्मबन्धुना ।**
**शून्योऽसि रहितोऽनित्यं मन्यसे तेऽन्यथा न रुक् ॥४४॥**

**શબ્દાર્થ**:—અથવા અત્યન્ત પ્રિય, અને હૃદયને પ્રેરણા કરનારા, અને આત્મભાવથી બંધુરૂપ થયેલા ભગવાન વડે રહિત થયેલો તું શૂન્ય થયેલો છે, તેથી આ જગતને અનિત્ય માને છે. નહિ તો તને કાંઈ રોગ નથી.

**ભાવાર્થ**:-પ્રથમની કરેલી શંકાઓને દૂર કરવા માટે મૂળમાં **अथ** અવ્યયનો પ્રયોગ કરેલો છે. હૃદયમાં પ્રવેશ કરનાર અંતર્યામી શ્રીકૃષ્ણ છે. આત્મપણાથી પણ તે બધું છે. તે પ્રભુથી રહિત થયેલો હોવાથી તું શૂન્ય થયેલો લાગે છે, કારણ કે આત્મા ગયા પછી દેહાદિકની સ્થિતિ અનિત્ય થાય છે, તેથી તું દરેકને અનિત્ય માની રહ્યો છે. ઘણા શોક થવાનું કારણ તે જ છે. નહિ તો તે સિવાય તને કાંઇ રોગ નથી.

બીજો અવિવેકી હોય તેને ગમે તેવી બાબતમાં પણ ચિંતા થાય છે. પણ તને તે ચિંતા થવાનું આ જ કારણ છે, આમ કહે છે. (૪૪)

**ઇતિ શ્રીભાગવત—સુબોધિની-ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં ઉત્તમાધિકાર પ્રકરણાંતર્ગત ચૌદમો અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૧૫ મો

एवं चतुर्दशे हेतुं सम्भाव्याथ विनिश्चयात् ।
कृतकार्यः शास्त्ररीत्या मुक्तोऽभूदिति वर्ण्यते ॥ १ ॥
भार्याभ्रातृभिरत्रैव सहितो मुक्तिमेयिवान् ।
पञ्चदशे महाराजः कृष्णभक्त्येति रूप्यते ॥ २ ॥
प्रेमोपकारज्ञानानि जिष्णौ राजार्थमाह हि ।
एनं दृष्ट्वैव राजापि तथैवाभूद्यतः परः ॥ ३ ॥

એમ ચૌદમા અધ્યાયમાં કારણુની સંભાવના કરીને નિશ્ચય થયા પછી સર્વ કાર્ય જેણે કરેલું છે, એવા યુધિષ્ઠિર રાજા શાસ્ત્રની રીતિથી મુક્ત થયા છે, તે પ્રકારે હવે વર્ણન કરે છે. (૧)

સ્ત્રી અને ભાઈઓની સાથે યુધિષ્ઠિર રાજા ભગવાનની ભક્તિ વડે અહીં જ મુક્તિને પ્રાપ્ત થયા છે, એમ પંદરમા અધ્યાયમાં નિરૂપણુ થાય છે. (૨)

અર્જુનમાં પ્રેમ, ઉપકાર, અને જ્ઞાનનું નિરૂપણુ કર્યું છે, તે યુધિષ્ઠિર રાજાને માટે સૂત પૌરાણિકે કહ્યું છે, કારણુ કે તે પ્રમાણે અર્જુનને જોઈને યુધિષ્ઠિર પણુ તેવી દશાને પ્રાપ્ત થયા છે. (૩)

પહેલાં અર્જુનના પ્રેમની ઉત્કંઠા બતાવે છેઃ

सूत उवाच ।

एवं कृष्णसखः कृष्णो भ्रात्रा राज्ञा विकल्पितः ।
नानाशङ्कास्पदं रूपं कृष्णविश्लेषकर्शितः ॥१॥
शोकेन शुष्यद्वदनहृत्सरोजो हतप्रभः ।
विभुं तमेवानुध्यायन्नाशक्नोत्प्रतिभाषितुम् ॥२॥

**શબ્દાર્થઃ**—એમ ભાઈ એવા યુધિષ્ઠિર રાજા વડે, નાના પ્રકારની શંકાના સ્થાનરૂપ વિકલ્પ કરાયેલ; શ્રીકૃષ્ણુના સખારૂપ, શ્રીકૃષ્ણુના વિયોગથી કુમળા થયેલા, અને શોક વડે મુખ અને હૃદયકમળ જેનું સુકાઇ ગયું છે, એવા તેમ જ નાશ પામેલી કાંતિવાળા અર્જુન સમર્થ એવા શ્રીકૃષ્ણુનું જ ધ્યાન કરતા હોવાથી પ્રત્યુત્તર આપવાને શક્તિમાન ન થયા.

**ભાવાર્થઃ**—એવી રીતે અર્જુનને નાના પ્રકારની શંકાના સ્થાનક પ્રત્યે જુદો જુદો વિકલ્પ કરીને યુધિષ્ઠિરે પૂછયું, તોપણ અર્જુન બોલવાને સમર્થ ન થયા. એમ બે શ્લોકથી અર્થનો સંબંધ મળે છે.

અર્જુન ભગવાનના સખા હોવાથી તે પ્રભુના સ્મરણથી જ વ્યાકુલ થયા છે. ભગવાન તો જનાર્દન હોવાથી અવિદ્યાને દૂર કરનારા છે. તેથી મુક્તિના સમયમાં તેની જરૂરી છે-તે માટે અર્જુન દ્વારા યુધિષ્ઠિર વગેરેનો ઉપસંહાર કરવા શ્રીકૃષ્ણ પધાર્યા છે, એમ બતાવવા માટે મૂળમાં અર્જુનનું નામ "કૃષ્ણ" કહેલું છે. તેથી જ કૃષ્ણના સખા અર્જુન છે એમ કહ્યું છે. અર્થાત્ અર્જુન કૃષ્ણ સહિત છે. જો અર્જુન દ્વારા યુધિષ્ઠિરનો ઉપસંહાર કરવો ન હોય તો અર્જુનને ભગવાને ગીતાજીનો ઉપદેશ કરેલો છે, તેનું સ્મરણ અહીં આવ્યા પછી અર્જુનને થયું છે તે જયારે ભગવાનનો વિયોગ અર્જુનને થયો હતો ત્યારે તે જ વખતે થયા વગર રહેત નહિ. એટલે ત્યાંથી જ તેને વૈરાગ્ય સિદ્ધ થવાથી પરબારા મહાપ્રસ્થાનમાં અર્જુન ચાલ્યા જાત.

"અર્જુનની સાથે તમે ઇંદ્રપ્રસ્થમાં જજો," એમ ભગવાને યાદવાસ્થળી પછી સારથિ દારુક સાથે કહેવરાવ્યું છેઃ તે વાકય પ્રમાણે પણ ઇંદ્રપ્રસ્થમાં સર્વને રાખીને ત્યાંથી જ પરબારા મહાપ્રસ્થાનમાં અર્જુન જાત, તે યોગ્ય હતું.

પરન્તુ અર્જુન હસ્તિનાપુરમાં આવ્યા છે તે, અર્જુન દ્વારા શ્રીકૃષ્ણ જ આવેલા છે, કારણ કે આ પ્રમાણેના અભિપ્રાયમાં નારદજીએ યુધિષ્ઠિરને કહ્યું છે કે ભગવાન અહીં રહે ત્યાંસુધી તમે રાહ જુઓ. તે પ્રમાણે અર્જુનદ્વારા ભગવાન આવવાથી તે વાત સત્ય થાય છે. તેમ શ્રીકૃષ્ણ અને અર્જુન નારાયણ અને નરના અવતારરૂપ છે; તેથી અશ્વિનીકુમારની માફક બંનેનું સાથે રહેવાનું પણ સિદ્ધ થાય છે. અર્જુનની સાથે ભગવાન રહેતા હોય ત્યારે અર્જુનના પરાજયની અવસ્થા થાય નહિ, એવી શંકા થઈ શકે. પરન્તુ દરેક સ્થળે ભગવાનના તેજથી કાર્યની સિદ્ધિ છે, તે સિવાય નથી, એમ અર્જુનને વિશ્વાસ થવા માટે ભગવાને જ તે લીલા કરી છે, કારણ કે જો અર્જુનની પરાજયની અવસ્થા ન થાય તો અર્જુનના મનમાંથી અહંકાર નિવૃત્ત ન થાય; તેથી તેની મુક્તિ પણ ન થાય; તેથી તેટલું કાર્ય કરવાનું પ્રભુને બાકી રહી જાય.

કદાચ મુક્તિ થવી તે દૈવનું કાર્ય હોવાથી તે આપે નહિ તોપણ કાર્ય બાકી રહેતું નથી. પણ અર્જુનનો અહંકાર નિવૃત્ત ન થાય તો પોતાનું તેજ ગયું છે તે બાબતનો શોક અયોગ્ય કહેવાય, તે સારુ અર્જુનને વિશ્વાસ થવા માટે જ તેનો પરાજય થયો તે પ્રભુની લીલા છે. તેથી જ તેરમા અધ્યાયમાં યુધિષ્ઠિર વગેરે ઘરના કાર્યમાં આસક્ત હતા અને પોતાનું જે સત્યકર્તવ્ય હતું તેમાં તેઓ ગાફેલ હતા, એમ કહ્યું છે. ત્યાં તેને સંસારનો આવેશ પ્રાપ્ત થયો હતો, છતાં પણ મુક્તિ થઈ છે, તે અર્જુનમાં આવેશ

કરી પ્રભુ પધાર્યા છે તેથી તે યોગ્ય જ છે. પહેલાં કહેલી નાના પ્રકારની શંકાઓના સ્થાનરૂપ ઘણા વિકલ્પો યુધિષ્ઠિરે અર્જુન પાસે કરેલા છે. અથવા તે શંકાના સ્થાનકરૂપ અર્જુન જ છે. તે અર્જુન પ્રત્યુત્તર દેવાને સમર્થ થયા નથી, કારણ કે તે શ્રીકૃષ્ણ પ્રભુના વિયોગથી દૂબળા થયેલા છે. એમ ઉત્તર ન આપવામાં દેખીતી બાબત છે.

શોકથી હૃદય ને મુખકમળ સુકાતું જાય છે; તેથી જ અર્જુનની કાંતિ હણાઈ ગઇ છે. જ્યારે અંતઃકરણમાં તાપ હોય ત્યારે બહાર કાંતિનો નાશ થાય છે તે દેખાવમાં આવે છે. યુધિષ્ઠિરના પ્રશ્નોનો ઉત્તર અને શ્રીકૃષ્ણ પ્રભુનું ધ્યાન, બંને અર્જુનના હૃદયમાં એક જ સમયે આવેલાં છે, તોપણ અર્જુન તો પ્રભુનું ધ્યાન કરે છે, તેથી ઉત્તર આપવાને સમર્થ થયા નથી, એમ બતાવવા માટે કહે છે કે સમર્થ એવા તે શ્રીકૃષ્ણ પ્રભુનું જ અર્જુન ધ્યાન કરે છે. તે શ્રીકૃષ્ણ ભગવાન સમર્થ હોવાથી ઉત્તર આપી શકયા નથી. (૧-૨)

ધ્યાનમાં શોક સાથે રહે છે, તેથી અર્જુન શોકને દૂર કરે છે એમ કહે છેઃ

**कृच्छ्रेण संस्तभ्य शुचः पाणिनाऽऽमृज्य नेत्रयोः ।**
**परोक्षेण समुन्नद्धप्रणयौत्कण्ठ्यकातरः ॥३॥**
**सख्यं मैत्रीं सौहृदं च सारथ्यादिषु संस्मरन् ।**
**नृपमग्रजमित्याह बाष्पगद्गदया गिरा ॥४॥**

**શબ્દાર્થઃ**—ઘણા જ કષ્ટથી, શોકને રોકીને, હાથ વડે નેત્રને સાફ કરીને, પરોક્ષપણે ભગવાન્ પોતાનામાં આવિષ્ટ થતાં, સ્નેહની ઉત્કંઠાથી વિહ્વલ થયેલા અર્જુન, ભગવાનનું સારથિ-કર્મ કરવા વગેરેમાં સખ્ય, મૈત્રી, અને સ્નેહને યાદ કરીને, આંસુઓથી ગદ્‌ગદ થયેલા કંઠ વડે મોટાભાઈ યુધિષ્ઠર રાજાને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

**ભાવાર્થઃ**—સ્મરણથી શોક થાય છે, તેથી જ્યાંસુધી સ્મરણ થતું હોય ત્યાંસુધી શોક દૂર થઇ શકે નહિ, તોપણ ભગવાનના જે ધર્મથી શોક થાય છે, તેવા ધર્મયુક્ત ભગવાનને, તે ધર્મોથી જુદા કરીને, જે ધર્મો વડે પહેલાં આનંદ થતો હતો, તેવા ધર્મોની સાથે જોડીને અર્જુને શોકને દૂર કરેલો છે, એમ બતાવવા માટે "કષ્ટથી શોકને રોકયો છે" એમ કહ્યું છે. અંતરમાંથી શોકનાં આંસુ આવે છે, તેને અંતરમાં જ રોકી રાખ્યાં છે, અને નેત્રમાં આવેલાં આંસુને હાથ વડે બરાબર સાફ કરેલાં છે. એમ કરવાથી પહેલાં આનંદના સમયમાં ભગવાનના જે ધર્મો વડે પોતાને સુખ ઉત્પન્ન થતું હતું, તે ધર્મો ભગવાનમાં જોડયા છે; તેથી તે સમયમાં જેવા ધર્મસહિત ભગવાન હતા,

તેવા જ ભગવાન આ વખતે અર્જુનના હૃદયમાં પધારેલા છે; એટલે ઇંદ્રિયોના સાક્ષાત્ અનુભવમાં ન આવે તે પરોક્ષ કહેવાય છે. જો કે ભગવાન વ્યાપક અને નિત્ય છે, એવો અનુભવ અર્જુનને છે, તેથી તેને તો ભગવાન પરોક્ષ છે એવું ભાન થવું જોઇએ નહિ, તોપણ ભગવાનની પોતાની જ ઇચ્છા વડે પ્રથમ તેઓ ઇંદ્રિયગોચર હતા, પણ હાલમાં તેવી ઇચ્છા ન હોવાથી પરોક્ષ જ રહ્યા છે. તેથી જેમ અગ્નિ વડે લોઢાનો ગોળો આવિષ્ટ થાય, અર્થાત્ અગ્નિરૂપ થઈ જાય, તેવી રીતે ભગવાનથી અર્જુન આવિષ્ટ થયા છે, તેથી પ્રત્યુત્તર આપવામાં તેને બળ પ્રાપ્ત થયું છે. પ્રથમ અર્જુનમાં પ્રવેશ પામેલી ભક્તિ પણ પોતાનું કાર્ય કરે છે. તે માટે કહે છે કે સ્નેહથી જે ઉત્કંઠા અર્જુનને થઇ છે, તેથી કંઠ રૂંધાઈ ગયેલ હોવાથી વિહ્વળતા થઇ છે, એટલે પૂછેલા પ્રશ્નનો ઉત્તર ક્યારે કહીશ એમ આકુળ થયેલ છે. એટલે પ્રભાસલીલાની હકીકત કહેવી જોઈએ એમ ભગવાન કહે છે અને તે હકીકત ન કહેવી એમ ભક્તિ કહે છે; તેથી ઉત્તર આપવામાં અર્જુન વિહ્વલ બન્યા છે. આમ જ્યારે થયું ત્યારે ભગવાનના સ્મરણની પ્રબળતા હોવાથી ભક્તિના કારણરૂપ ભગવાનનું સ્મરણ થયું અને તેમ થવાથી અર્જુનના શરીરમાં ભગવાનનો આવેશ પુષ્ટ થયેલ છે. ત્યારે પ્રભુના આવેશના તેજથી કંઠ રૂંધાઈ ગયો છે તે નિવૃત્ત થતાં આંસુ આવ્યાં. તેનાથી કંઠમાં ગદ્ગદતા થઈ, તે પહેલાં કહી બતાવેલ છે. ત્યારપછી ભક્તિને દૂર કરીને અને ભગવાનને જ મુખ્ય કરીને પહેલાં આનંદ આપનાર પ્રભુના જે ધર્મો હતા, તેના યોગથી ભગવાને કરેલા કાર્યનું સ્મરણ અર્જુન કરવા લાગ્યા.

સ્વભાવ અને વ્યસન સરખાં હોય તેને "સખ્ય" કહેવાય છે, અને ગુહ્ય બાબતને ઢાંકીને ગુણને પ્રકટ કરવા, તેમ જ આફતની વેળાએ પણ ત્યાગ ન કરવો તે "મૈત્રી" કહેવાય છે.

તે બંને બાબતો ભગવાને સારથિ વગેરે થયા ત્યારે કરેલ છે. તેમ જ સત્પુરુષોનું અથવા બંધુઓનું જેવું કાર્ય હોય તેવું કૃત્ય અર્જુનનું ભગવાને કરેલ છે. મૂળમાં ચકાર હોવાથી ભગવાને સ્વામીપણું અને ગુરુપણું પણ કરેલું છે. અને "આદિ" શબ્દથી પાર્ષદપણું, સેવા, દૂતનું કાર્ય, અને કામ કરવામાં વીરાસન, તેમ જ પાંડવોની પછવાડે જવા વગેરેનાં કાર્યો પણ ભગવાને કરેલાં છે. તે તમામ જુદાં જુદાં કાર્યો અર્જુનને તે સમયે યાદ આવ્યાં છે એમ બતાવવા માટે મૂળમાં સમાસ નહિ કરતાં જુદાં જુદાં પદ બતાવેલાં છે.

ત્યારે અર્જુન વાણીથી નીચે પ્રમાણે કહેવા લાગ્યા. શોકમાં દરેક બાબતનો અભિનય ( યથાર્થ સ્વરૂપ દેખાડવાની ક્રિયા ) બતાવવાની ક્રિયા થઈ શકે છે, તોપણ અહીં અર્જુને વાણીથી તે બાબતો કહી છે, અભિનય કર્યો નથી. (૩-૪)

યાદવોનું કુશળ અને અર્જુનને શોક થવાનું કારણ, એમ બે બાબત રાજા યુધિષ્ઠિરે પૂછેલ છે. તેમાં શોક થવાનું કારણ પાછળથી પૂછયું છે. તે તો અર્જુનના સ્મરણમાં હતું, અને ભક્તિનો તિરોભાવ થયો હતો; તેથી પહેલાં શોકનાં કારણોને જ કહે છે તે-**वञ्चितोऽहं** એ પાંચમા શ્લોકથી આરમ્ભીને એકવીશમા શ્લોકમાં–શ્રીકૃષ્ણ ભગવાન સિવાય મારામાં જે પરાક્રમ હતું તે ભસ્મમાં હોમ કર્યા જેવું અને ઊષર (ખારવાળી) જમીનમાં વાવેલા બીજની માફક વ્યર્થ થયું છે–ત્યાંસુધી અર્જુને શોકનાં કારણો બતાવીને શ્રીકૃષ્ણ પ્રભુ વડે હું છેતરાયો છું, તેથી મારી આવી દશા થઇ છે, એમ બતાવ્યું છેઃ

**अर्जुन उवाच।**

**वञ्चितोऽहं महाराज हरिणा बन्धुरूपिणा।**
**येन मेऽपहृतं तेजो देवविस्मापनं महत् ॥ ५ ॥**

**શબ્દાર્થ**:—હે મહારાજ, બંધુરૂપ હરિ ભગવાન વડે હું છેતરાયો છું, જેનાથી દેવને પણ આશ્ચર્ય કરે તેવું મારું મોટું તેજ હરાઈ ગયું છે.

**ભાવાર્થ**:—અર્જુન[1] છેતરાયા છે તેનો પ્રકાર કહે છે કે મારું તેજ દેવતાઓને પણ આશ્ચર્ય કરનારું હતું, તે તેજ હરાઈ ગયું છે.

પરમ કૃપાલુ ભગવાન એવી રીતે કેમ છેતરે, એમ શંકા કરીને કહે છે કે તે તો હરિ છે, એટલે દરેકનું દુઃખ હરનારા છે; તેથી આ સમયમાં ભગવાન્ જો અર્જુનના તેજને ન હરે, તો કાલવશની માફક અર્જુનને પણ ઉદ્ધતાઇ થાય, તેથી તેનો સર્વ નાશ થાય, એટલે મુક્તિ થાય જ નહિ. તે માટે તેના સર્વની રક્ષા કરવા માટે અર્જુનના તેજનું શ્રીકૃષ્ણે હરણ કરેલું છે. તેજ હરણ કરવાના કારણરૂપ ભગવાનનું સન્નિધાન (નજદીક રહેવું) જ કેમ થયું, એમ શંકા કરીને કહે છેઃ તે પ્રભુ બંધુરૂપ હતા. બંધુના રૂપમાં

---

૧ અહીં પુરાણોમાં એવી કથા છે કે યાદવાસ્થળીની હકીકત પહેલાં શ્રીકૃષ્ણે અર્જુનને કહેલ છે કે સમગ્ર યાદવોનો નાશ થયા પછી, તૃષાથી પીડા પામતા માણસની માફક હું તારી પાસે જળ માગીશ, પણ તારે તે આપવું નહિ, કેમકે જો તું મને જળ આપીશ તો તારામાં રહેલું, સમગ્ર પરાક્રમ વગેરેનું તેજ હરાઇ જશે, એમ કહી અર્જુનને દ્વારકામાં રાખી સર્વે યાદવો સાથે શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રભાસમાં પધાર્યા છે. ત્યાં સર્વે યાદવોનો નાશ થયા પછી, અર્જુનને ખબર થયાથી તે પણ ગયા છે, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન પાસે જળ માગ્યું છે તે વખતે શ્રીકૃષ્ણે પહેલાં કહેલી હકીકત અર્જુનના સ્મરણમાં આવી, પરંતુ શ્રીકૃષ્ણ પ્રભુનો ભૂતળમાંથી પધારવાનો આ સમય છે તે વખતે જળ ન આપી મારામાં તેજ રાખવાનું શું પ્રયોજન છે, એવો વિચાર કરી, અર્જુને ભગવાનને જળ આપ્યું કે તરત જ તેનું તેજ હરાઈ ગયું છે. આ પ્રસંગ ઉપરથી શ્રીકૃષ્ણમાં અર્જુનનો કેવો પ્રેમ હતો તે સ્પષ્ટ જણાઈ આવે છે.

પણ ભગવાને અર્જુનને છેતર્યો છે; એટલે શ્રીકૃષ્ણે મામાના પુત્રની માફક બંધુનું રૂપ ગ્રહણ કર્યું હતું, તેથી લૌકિક વ્યવહારથી તેનો પાસે ગયા ત્યારે ભગવાને અર્જુનને છેતરેલ છે.

દેવતાઓ રક્ષા કરનાર હોવાથી અર્જુનમાં તેજ રહેલું હોય તોપણ બૂરું શું થવાનું હતું, એમ શંકા કરીને કહે છે કે અર્જુનનું તેજ દેવતાઓને અતિ આશ્ચર્ય કરનારું હતું, તેથી તેજની આડા દેવતાઓ પણ ન આવી શકે.

વામનજી વિદ્યમાન હોવાથી તે બાબતની કોઇ શંકા કરવાની નથી, એમ શંકા કરીને કહે છે કે તેજ ઘણું મોટું હતું, અર્થાત્ અર્જુનનું તેજ વામનથી પણ દબાવી શકાય તેવું ન હતું. (૫)

અર્જુનમાંથી તેજ ગયું પણ શસ્ત્રાદિક નાખવાના મંત્રો વગેરે તો તેની પાસે વિદ્યમાન હતા, તે માટે યુધિષ્ઠિર શંકા કરે કે તેજ હરાઈ જવાથી તને શી ચિંતા છે? ત્યાં કહે છેઃ

**यस्य क्षणवियोगेन लोको ह्यप्रियदर्शनः ।**
**उक्थेन रहितो ह्येष मृतकः प्रोच्यते यथा ॥ ६ ॥**

**શબ્દાર્થ**—જે તેજના ક્ષણમાત્રના વિયોગથી, મને આલોક જોવામાં પણ અપ્રિય લાગે છે. અને તે તેજ રહિત, મારા જેવો પુરુષ, પ્રાણ વગરના મૃતક જેવો કહેવાય છે.

**ભાવાર્થ**:—જે તેજના ક્ષણ માત્રના વિયોગ વડે આ સમગ્ર લોક મને અપ્રિય થઇ પડયો છે, એટલે જોવો પણ ગમતો નથી, અર્થાત્ તે તેજ હરાઈ ગયા પછી મને તો જગત્‌ને જોવાની પણ ઇચ્છા થતી નથી, ત્યાં મંત્રાદિક રહેલા હોય તેનાથી શું થાય?

ભૂખ ન હોય ને જેમ અન્ન પ્રિય ન લાગે, અને કામ સિવાય જેમ કામિની પ્રિય ન લાગે, તેમ તેજ સિવાય મને જગત્ ગમતું નથી. તે તેજથી હીન આ મારા જેવો પુરુષ પ્રાણ વગરના જેવો લાગે છે, કારણ કે શરીરમાં જેમ પ્રાણ હોય, તેમ પ્રાણના કાર્યરૂપ જે બળ હતું તે તો ગયું છે. તે ગયા પછી વૃક્ષાદિકના જેવો રહેલો પ્રાણ કોઇ ઉપયોગનો નથી. તેમ લોકની દૃષ્ટિમાં હું તેવા જ પ્રકારનો થયેલો છું, એમ બતાવવા માટે કહે છે કે જેમ મરેલું મનુષ્ય હોય તેને લોકો કહે છે કે હવે આ અહીં રાખવા લાયક નથી, પરન્તુ બાળી નાખવાને યોગ્ય છે, અથવા અહીંથી હટાડવા લાયક છે, એવી રીતે તેજ વગરના મારા જેવા મનુષ્યને પણ લોકો કહે છે. તેમ તેજ હરાયા પછી હું તો મૃતકના જેવો જ થયો છું, એમ અર્જુને યુધિષ્ઠિરને કહ્યું. (૬)

ભગવાન છેતરનારા છે એમ જો જાણ્યું હોય તો તેનું સખ્ય (મિત્રતા) શા માટે કર્યું, અથવા તેવા છેતરનારા ભગવાનને ભજવાની શાસ્ત્ર શી રીતે

આજ્ઞા આપે, એમ શંકા કરીને કહે છે કે તે ભગવાને હાલમાં જ મને છેતરેલો છે, પહેલાં કયારે પણ છેતર્યો નથી; એવા અભિપ્રાયથી **यत्संश्रयाद्** એ સાતમા શ્લોકથી ૧૩ મા શ્લોક સુધી કહે છે.

**गुणस्वभावभेदेन कृष्णेनोपकृता वयम् ।**
**गुणैस्तु नवधा योगात्स्वभावेन त्रिधा पुनः ॥ १ ॥**
**एवं द्वादशधा कृष्णः कृतार्थीकृत्य साम्प्रतम् ।**
**अवञ्चयदिति श्लोकं तेनान्यस्य च संक्षयः ॥ २ ॥**
**एवं चतुर्दशश्लोकैः पाण्डवेषु हरेर्गुणाः ।**
**तावद्भिरेव स्वज्ञातैश्चतुर्दशगतिं ययुः ॥ ३ ॥**

ગુણ અને સ્વભાવના ભેદ વડે શ્રીકૃષ્ણ ભગવાને અમારો ઉપકાર કરેલો છે, તેમાં સત્ત્વાદિક ત્રણે ગુણો એક બીજામાં મળવાથી તેના નવ ભેદો થાય છે. તે પ્રમાણે નવ પ્રકારે અને અર્જુનના સ્વભાવથી કરેલો ભેદ ત્રણ પ્રકારનો છે તે ત્રણ પ્રકારે, એમ મળીને એકંદર બાર પ્રકારે અમને કૃતાર્થ કરીને શ્રીકૃષ્ણ ભગવાને હાલમાં અમને છેતરેલ છે, તે હકીકત એક શ્લોકથી કહી છે અને તેજનો ક્ષય થયો છે તે હકીકત એક શ્લોક વડે કહી છે. (૧–૨) એમ ચૌદ શ્લોકથી તે હકીકત નિરૂપણ કરવાનો અભિપ્રાય એવો છે. પાંડવોએ પોતે જે જાણેલા છે, તેટલા જ ચૌદ ભેદ વડે, હરિ ભગવાનના ગુણો, પાંડવોમાં પ્રાપ્ત થયા છે. (૩)

ત્યાં ગુણોના નવ ભેદોના નવ શ્લોકોમાં પહેલાં સત્ત્વગુણના ત્રણ ભેદ કહેવા માટે, રજોગુણથી મળેલા સત્ત્વગુણ વડે, ભગવાને જે ઉપકાર કરેલો છે તે કહે છે. તેમાં રજોગુણનું મિશ્રણ થવાથી દૂર રહીને શ્રીકૃષ્ણ ભગવાને ઉપકાર કરેલ છે અને તેનું ફળ સ્રીની પ્રાપ્તિ થઈ છે, તે કહે છે:

**यत्संश्रयाद् द्रुपदगेहमुपागतानां**
**राज्ञां स्वयंवरमुखे स्मरदुर्मदानाम् ।**
**तेजो हृतं खलु मयाऽभिहतश्च मत्स्यः**
**सज्जीकृतेन धनुषाऽधिगता च कृष्णा ॥ ७ ॥**

**શબ્દાર્થ**—દ્રૌપદીના સ્વયંવરના મુખમાં, દ્રુપદરાજાને ઘેર આવેલા, અને કામદેવનો જેને દુષ્ટ મદ થયેલો છે, એવા રાજાઓનું તેજ શ્રીકૃષ્ણ ભગવાનના આશ્રયથી મેં હરેલું છે, અને સજ્જ (તૈયાર) કરેલા ધનુષ વડે મેં મત્સ્યને વેધીને દ્રૌપદીજી મેળવેલ છે.

**ભાવાર્થ**:—શ્રીકૃષ્ણનો અમે સારી રીતે આશ્રય કર્યો હતો, તેથી અમે શ્રીકૃષ્ણના જ કહેવાતા હતા. જેને ઇંદ્રિયો પહોંચી શકે નહિ તે પ્રભુના આશ્રય સિવાય અતિ-ઇન્દ્રિય પદાર્થનું જ્ઞાન થતું નથી. ત્યાં અમે એકચક્ર

નામના નગરથી નાશીને બ્રહ્મચારિરૂપે રહેલા હતા, ત્યાં અમારી પ્રાપ્તિ થવા માટે જ ભગવાને પ્રતિજ્ઞા કરી હતી, ત્યારે દ્રૌપદીજીના સ્વયંવરના પ્રસ્તાવમાં કોઇથી ન દેખી શકાય તેવા મત્સ્ય (માછલું) નો વેધ (વીંધવું) કરવા સારુ દરેક રાજાઓને બોલાવ્યા હતા. આ બધી ગોઠવણ શ્રીકૃષ્ણ ભગવાને જ અમારું તેજ જગતમાં પ્રકટ કરવા માટે કરેલી હતી; તેથી તે ભગવાનની કૃપા વડે સ્વયંવરમાં આવેલા સમગ્ર રાજાઓનું તેજ અમને પ્રાપ્ત થયેલ છે. તેમ જ જે બીજા રાજાઓ મત્સ્યને જોઈ શકતા ન હતા તે મત્સ્યનું જ્ઞાન અમને થયેલ છે અને દ્રાપદી પણ અમને પ્રાપ્ત થયેલ છે. આમ ત્રણ પદાર્થ અમને મળ્યા છે.

દ્રૌપદીનું નામ "કૃષ્ણા" હોવાથી શ્રીકૃષ્ણ ભગવાને તેને પોતાની બરાબર માનીને, પોતાના સખારૂપ અમારામાં તે કૃષ્ણાને જોડેલાં છે, અર્થાત્ અતિ-ઇન્દ્રિય (ઇન્દ્રિયોથી ન સમજી શકાય તેવા) મત્સ્યનું જ્ઞાન, તે રાજાઓનું તેજ, અને પોતાનું પણ તેજ, શ્રીકૃષ્ણ પ્રભુએ અમારામાં મૂકેલું હતું; એટલે તેમણે પહેલાં જે તેજ આપ્યું હતું, તે તેજ તેમણે જ અત્યારે હરી લીધું છે. તેજ હરવાથી મારામાં જે કાંઈ હતું તે બધુંય હરી લીધું છે, અને તેજના હરાયાથી સર્વનાશ થયો છે. સ્વયંવરના આરમ્ભમાં દરેક રાજાઓને મળવાની રીત છે. તે પ્રમાણે મળેલા રાજાઓનું તેજ તે પ્રભુના આશ્રયથી મેં હરેલું હતું. ભગવાન પરબ્રહ્મરૂપ છે, તો તેમના આશ્રયમાં રહેલા પ્રાણીઓનું અનિષ્ટ કેમ થાય કે જે ભગવાનના આશ્રયથી તમે બીજાઓનું તેજ હરી લીધું ? એમ શંકા થાય ત્યાં કહે છે કે તે રાજાઓને કામદેવ વડે દુષ્ટ મદ હતો, તેથી તે રાજાઓનું તેજ હરવામાં તો તેના દોષરૂપ મદને જ હરેલો ગણાય છે; તેથી તેઓને તો ઉપકાર જ કરેલો છે.

આ બાબતમાં યુધિષ્ઠિરની પણ સંમતિ મેળવવા માટે મૂળમાં खलु અવ્યય મૂકેલો છે. સ્વયંવરનો મત્સ્ય ન દેખાય તેવો હતો. તેને અમે જાણ્યો અને તેનો વેધ પણ કરી નાખ્યો, એ બંને બાબત તે શ્રીકૃષ્ણ પ્રભુના આશ્રયથી થયેલ છે. ધનુષને કેમ તૈયાર કરવું, તે બાબત પણ મેં તે પ્રભુના આશ્રયથી જ જાણેલી છે, એમ બતાવવા માટે મૂળમાં ધનુષ સજ્જ કર્યાની વાત લખેલી છે. ઇન્દ્રપ્રસ્થનું સ્થાન પણ તેમના જ આશ્રયથી મળ્યું છે, એમ મૂળમાં चकार અવ્યયથી સૂચવેલું છે. (૭)

હવે સત્ત્વમિશ્ર સત્ત્વગુણ વડે કરેલા ઉપકારની હકીકત કહે છેઃ

**यत्सन्निधावहमु खाण्डवमग्नयेऽदा-**
**मिन्द्रञ्च सामरगणं तरसा विजित्य ।**
**लब्धा सभा मयकृताद्भुतशिल्पमाया**
**दिग्भ्योऽहरन्नृपतयो बालिमध्वरे ते ॥ ८ ॥**

**શબ્દાર્થ:**—જેના સમીપમાં દેવતાઓના સમૂહની સાથે, ઇંદ્રને જીતીને તેનું ખાંડવવન મેં અગ્નિને આપ્યું. અને અદ્ભુત માયાયુક્ત ચિત્રકામ જેમાં છે, એવી મયદાનવે કરેલી સભા મેં મેળવી હતી, તેમ જ તમારા રાજસૂય યજ્ઞમાં બધી દિશાઓમાંથી સર્વ રાજાઓ ભેટ આપવા માટે આવ્યા હતા.

**ભાવાર્થ:**—સત્ત્વગુણનું મિશ્રણ હોવાથી ભગવાનનું સાન્નિધ્ય છે. હું ક્યાં અને દેવતાઓના ગણની સાથે ઇન્દ્રને જીતીને ખાંડવવનને બાળવારૂપ કર્મ ક્યાં ? એવો તર્ક મનમાં આવવાથી મૂળમાં उ અવ્યય મૂકેલો છે. દેવતાઓનું ખાંડવવન સમગ્ર ઓષધિઓથી યુક્ત હતું, તે અગ્નિએ માગેલું હતું. તે વન ઇન્દ્રનું હોવાથી ઇન્દ્રને જીતીને મેં અગ્નિને આપ્યું હતું. તે ખાંડવવનમાંથી મયદાનવ બચી ગયેલો હોવાથી તેણે રાજસૂયયજ્ઞમાં સભા કરી. મયદાનવના પ્રાણની રક્ષા કરવાથી તેના પ્રાણ મેં બચાવ્યા તેના બદલામાં તેણે સભા કરી આપી હતી. તે સભામાં અદ્ભુત કારીગરી કરી હતી અને દરેક માયામય કાર્ય મયદાનવે તે સભામાં કરેલું હતું. વિશ્વકર્મા કારીગરી ઉપરાંત માયાને પણ જાણે છે. અહીં પણ અમને ત્રણ પદાર્થ મળ્યા છે, તે એ કે અગ્નિને ખાંડવવન આપવાના સામર્થ્યવાળું ગાંડીવ ધનુષ વગેરે, ઇન્દ્રાદિનું તેજ, અને મયદાનવે કરેલી સભા. એમ એ ત્રણ પદાર્થ પ્રાપ્ત થયા છે તે પણ, ભગવાન પાસે વિરાજતા હતા તેનું જ ફળ છે. તેમાંથી તમારો પણ ઉપકાર થયો છે કે તમારા રાજસૂય યજ્ઞમાં દિશાઓના રાજાઓ ભેટ તરીકે અઢળક દ્રવ્ય લાવ્યા હતા. (૮)

નીચેનો શ્લોક ક્ષેપક હોવાથી પ્રમાણરૂપ નથી પણ અધિક છે, તોપણ તેનું વ્યાખ્યાન અત્રે આપીએ છીએ:

**यत्तेजसा नृपशिरोऽङ्घ्रिमहन्मखार्थ-**
**मार्योऽनुजस्तव गजायुतसत्त्ववीर्यः ।**
**तेनाऽऽहृताः प्रमथनाथमखाय भूपा**
**यन्मोचितास्तदनयन् बलिमध्वरे ते ॥ ९ ॥**

**શબ્દાર્થ:**—દશહજાર હાથીના બલ જેટલું જેનામાં પરાક્રમ છે, એવા મારા મોટાભાઈ, અને તમારા નાનાભાઈ ભીમસેને, તમારા યજ્ઞ માટે, રાજાનાં મસ્તક ઉપર જેણે પગ મૂકેલો છે, એવા જરાસંધને, જે શ્રીકૃષ્ણ પ્રભુના તેજ વડે મારેલ છે, તે જરાસંધે મહાદેવજીના યજ્ઞ માટે એકઠા કરેલા રાજાઓને જે મુક્ત કર્યા હતા, તેથી રાજાઓએ તમારા યજ્ઞમાં ભેટ રજૂ કરી.

**ભાવાર્થ:**—રાજાઓના મસ્તક ઉપર જેનો પગ હતો, એવો જરાસંધ ઘણો જ પરાક્રમી હતો. તેને તમારા યજ્ઞને માટે મારા મોટાભાઈ અને

તમારા નાનાભાઈ ભીમસેને મારેલો છે; શ્રીકૃષ્ણ ભગવાનના તેજથી મારેલો છે. ભીમસેનમાં દશ હજાર હાથીના જેટલું બળ હતું તોપણ શ્રીકૃષ્ણનું તેને તેજ પ્રાપ્ત થયું ત્યારે જ તેણે જરાસંધને મારેલો છે; કારણ કે જરાસંધે હરણ કરી રાજાઓને બંદીવાન બનાવ્યા હતા, તે પણ મહાભૈરવને બલિદાન આપવા માટે તે રાજાઓ એકઠા કર્યા હતા. તેઓને જરાસંધના બંધનમાંથી મુક્ત કર્યા; તેથી તેઓએ તમારા પક્ષમાં ભેટ તરીકે ઘણું દ્રવ્ય અર્પણ કર્યું હતું. એટલે ભગવાન સાથે હોવાથી જેમ મને ફળ પ્રાપ્ત થયું હતું, તેમ ભીમસેનને પણ આ શ્લોકમાં બતાવેલું ફળ પ્રાપ્ત થયું હતું. (૯)

હવે તમોગુણથી મળેલા સત્ત્વગુણ વડે કરેલા ઉપકારની હકીકત કહે છેઃ

**पत्न्या स्तवाधिमखक्लृप्तमहाभिषक-**
**श्लाधिष्ठचारुकबरं कितवैः सभायाम् ।**
**स्पृष्टं विकीर्य पदयोः पतिताश्रुमुख्या**
**यस्तत्स्त्रियोऽकृत हतेशाविमुक्तकेशाः ॥ १० ॥**

**શબ્દાર્થ**:—તમારા રાજસૂય યજ્ઞમાં કરેલા મોટા અભિષેક વડે, વખણાયેલા તમારી સ્ત્રીના સુન્દર કેશનો, સભામાં દુષ્ટોએ સ્પર્શ કરવાથી, જેના ચરણમાં પડીને નેત્રમાંથી આંસુનો પ્રવાહ મુખ સુધી ચલાવ્યો હતો, અને જેણે પધારી તેનાં વસ્ત્રો પૂર્યાં હતા, અને તે (દ્રૌપદી)ના કેશનો સ્પર્શ કરનાર દુષ્ટોને મારીને તેમની સ્ત્રીઓને, પતિ મરી જવાથી કેશ વગરની બનાવી હતી.

**ભાવાર્થ**:—દ્રૌપદીની પ્રાપ્તિરૂપ શ્રીકૃષ્ણ પ્રભુનો ઉપકાર રજોગુણથી થયેલ છે, અને જે રજોગુણથી થયેલ હોય તેનો તમોગુણથી નાશ થવો યોગ્ય છે, તોપણ યજ્ઞરૂપ સત્ત્વગુણી કાર્યથી તે દ્રૌપદીને અનર્થ પ્રાપ્ત થયો છે, કારણકે સભામાં દ્રૌપદીના કેશની ઘણી જ પ્રશંસા થઈ હતી, તેથી દુષ્ટોએ તે કેશનો સ્પર્શ કરેલો છે, તોપણ તેનો બદલો ભગવાને દ્રૌપદીના કેશને સ્પર્શ કરનારાઓની સ્ત્રીઓમાં વાળેલો છે. તેમ કહેવામાં કારણ કહે છે કે રાજસૂય યજ્ઞના વચમાં મહાભિષેકનો પ્રસ્તાવ શરૂ થયો, ત્યારે યજમાન અને યજમાનની સ્ત્રીને મોટો અભિષેક થવો જોઈએ તે પ્રમાણે અભિષેક થતાં સમગ્ર સભામાં દ્રૌપદીજીના કેશની પ્રશંસા થઈ, કારણકે તે કેશ ઘણા જ સુન્દર હતા, અને વેદ તથા લોકમાં પણ વખાણવા યોગ્ય હતા, તે કેશનો સ્પર્શ ઠગારા દુષ્ટોએ કર્યો હતો, તે પણ જુગારમાં, હોડમાં મૂકેલ નહિ, છતાં મૂકયાનો આરોપ કરીને, જે સભામાં ભીષ્માદિક બેઠેલા છે, તે સભામાં પાપ પ્રકટ કરવા માટે જ સ્પર્શ કર્યો હતો, તે દુષ્ટોની સ્ત્રીઓને વિધવા કરીને કેશ વગરની કરી છે.

ભગવાને એવી રીતે કર્યું તેનું શું કારણ ? એમ શંકા કરીને કહે છે કે દુષ્ટ પુરુષોએ દ્રૌપદીના કેશનો સ્પર્શ કર્યો ત્યારે તેને દોષનો સંબન્ધ થવાથી તે દોષને દૂર કરવા માટે ભગવાને તેમ કર્યું છે. વળી **"हा नाथ द्वारकावासिन्"** "હે નાથ, હે દ્વારકાના વાસી ભગવાન્" એવી રીતે દ્રૌપદીજીએ ગાઢ ભક્તિવાળા હૃદયથી ભગવાનનું સ્મરણ કર્યું, તે જ વખતે ભગવાન ત્યાં પધાર્યા ત્યારે સભામાં બેઠેલા બીજા સર્વે પાતકીઓ હોવાથી માત્ર દ્રૌપદીજીને જ ભગવાનનાં દર્શન થયાં, ત્યારે દુષ્ટોએ સ્પર્શ કરેલા કેશ પ્રભુના ચરણારવિંદમાં વિખેરીને દ્રૌપદીએ પ્રણામ કર્યા, તે વખતે તેના નેત્રમાં આંસુ આવ્યાં, તે વખતે ભગવાન દ્વારકામાંથી એકદમ પધારીને દ્રૌપદીજી આગળ ઊભા રહ્યા, અને દ્રૌપદી પણ તેમનાં દર્શન કરી તેમનાં ચરણકમળમાં પડી નેત્રમાં આંસુ લાવવા લાગ્યાં, એ જ કારણથી દુષ્ટ કાર્ય કરનારાઓને ભગવાને તેવું ફળ આપ્યું છે.

તેથી જ "હે પ્રભો, દ્રૌપદીજીની રક્ષા કરવામાં જે ઉતાવળ કરી છે તેવી ઉતાવળ કરો," એમ ભક્તોની પ્રાર્થનાનાં વાકયો ઘટે છે. એમ ગુપ્તપણાથી પણ ભગવાન્ હમેશાં આપણું સર્વ હિત કરે છે, એમ જાણવું. (૧૦)

હવે રજોગુણથી મળેલા તમોગુણ વડે જે ઉપકાર કર્યો છે તે કહે છેઃ

**यो नो जुगोप वनमेत्य दुरन्तकृच्छ्राद्**
**दुर्वाससोऽरिविहितादयुताग्रभुग् यः ।**
**शाकान्नमुष्टिमुपयुज्य यतस्त्रिलोकीं**
**तृप्ताममंस्त सलिले विनिमग्नसङ्घः ॥ ११ ॥**

**શબ્દાર્થ**:—જે દુર્વાસા દશ હજાર બ્રાહ્મણોને જમાડીને જમે છે, તેને શત્રુઓએ વનમાં (આપણી પાસે) મોકલેલા હતા, તેના કારણથી ભગવાને વનમાં પધારી, બચેલા શાકાન્નને સ્વીકારી, આપણી રક્ષા કરી છે, કારણ કે કેવળ શાકનો જ ભગવાને સ્વીકાર કર્યો, તેથી જળમાં સ્નાન કરતો ઋષિઓનો સમૂહ ત્રણે લોકને તૃપ્ત થયેલા માનવા લાગ્યો હતો.

**ભાવાર્થ**:—અહીં એવી આખ્યાયિકા છે કે એક વખતે દુર્વાસાએ છ માસના ઉપવાસ કર્યા, અને પારણું કરવાના દિવસે સર્વે દૈત્યોની પ્રાર્થનાથી દુર્વાસા દુર્યોધનને ઘેર ગયા, ત્યારે તેણે અતિથિનો યોગ્ય સત્કાર કર્યો અને સંતુષ્ટ કર્યા, ત્યારે દશ હજાર શિષ્યો સહિત, દુર્વાસાએ દુર્યોધનને વરદાન માગવાનું કહ્યું, તે વખતે ભગવાને દુર્યોધનના અંતઃકરણમાં એકદમ મોહ કર્યો, તેથી એકદમ પાંડવોના નાશની પ્રાર્થના ન કરી શકાય એમ માનીને કોઈ બહાનાથી પાંડવોનો નાશ કરવાની પ્રાર્થના કરીશ એમ વિચારીને દુર્યોધને દુર્વાસાને કહ્યું કે "જેમ શિષ્યો સહિત અમારે ઘેર પધાર્યા છો તેમ અમારા

મોટાભાઇ યુધિષ્ઠિરને ઘેર પણ જવું; પણ દ્રૌપદીએ ભોજન કરી લીધા પછી આપને જવાનું છે. જો દ્રૌપદીના ભોજન કર્યા પહેલાં આપ જશો તો દ્રૌપદી ખેદ પામશે, માટે તેના ભોજન કર્યા પછી જવું;" એવું વરદાન માગ્યું હતું. ત્યારે દુર્વાસાએ તેની વાતનો સ્વીકાર કર્યો અને તે પ્રમાણે વન-વાસમાં પાંડવો હતા ત્યાં ગયા.

પાંડવોને વનમાં ભોજનનો અભાવ હોવાથી ભગવાનના ઉપદેશથી પાંડવોએ સૂર્યની પ્રાર્થના કરી ત્યારે સર્વ અન્નથી પૂર્ણ પાત્ર આપતાં સૂર્યે કહ્યું કે દ્રૌપદીજીના ભોજન કરતાં સુધી આ પાત્રમાં અન્ન કયારે પણ ખૂટશે નહિ. તે દિવસથી આરમ્ભીને ઋષિઓને પોતાને ત્યાં આવવાનો સમય વીત્યા પછી જ દ્રૌપદીજી જમે છે, આવો ક્રમ ચાલૂ થયો છે, ત્યારે એક પ્રહર રાત્રિ ગયા પછી દ્રૌપદી ભોજન કરે છે. એમ યોગબળથી જાણીને તે પ્રમાણે દુર્વાસા પાંડવોને ત્યાં આવ્યા છે, ત્યારે પાંડવો અને દ્રૌપદીએ સર્વનો નાશ પ્રાપ્ત થયો એમ જાણીને શ્રીકૃષ્ણપ્રભુનું ધ્યાન કરતાં પ્રભુ પધાર્યા અને બહારથી દ્રૌપદીને જોયા વગર જ ભગવાને આજ્ઞા કરી કે રસોઇ તૈયાર થઈ છે, જાઓ, સ્નાન કરી આવો.

આવાં પ્રભુનાં વચન સાંભળી આવશ્યક નિત્યકર્મ કરવા માટે દુર્વાસા ગયા પછી ભગવાન્ અંદર પધાર્યા, ત્યાં તો દ્રૌપદીજીની વિકળતા જોઈને એક કોળિયા જેટલું જે બચેલું અન્ન હતું, અને થાળીમાં પણ તેટલું જ શાક બચેલું હતું, તેને ભગવાન્ આરોગ્યા છે, અને સમગ્ર ત્રિલોકી (ભૂલોક ભુવર્લોક અને સ્વર્ગલોક) ને તૃપ્ત કરી છે. તે કહે છે કે જે ભગવાને વનમાં પધારીને આપણી રક્ષા કરેલી છે. જે કષ્ટનો અંત કયારે પણ ન આવે તેવું કષ્ટ આપણને દુર્વાસાથી થવાનું હતું, કારણકે શત્રુ બનેલા દુર્યોધને દુર્વાસાને તેવી પ્રેરણા કરેલી હતી.

દશહજાર બ્રાહ્મણ પહેલાં જમે ત્યારબાદ દુર્વાસા જમતા હતા. પાત્રમાં તો શાકની સાથે એક મૂઠી અન્ન હતું, અથવા પ્રથમથી જ ભગવાનને માટે તેટલું કાઢયા પછી દ્રૌપદીજીને જમવાનો નિયમ હતો, તે દિવસે પણ ભગવાન માટે રાખેલું હતું, તેનો સ્વીકાર કરી ભગવાને આપણી રક્ષા કરેલી છે.

ભગવાને કેવળ શાકાન્નનો કોળિયો જ આરોગવાથી રક્ષા શી રીતે થઈ? એમ જાણવાની ઇચ્છા થાય તો કહે છે કે જે આરોગવાથી ઋષિઓનો સમૂહ પહેલાં આવશ્યક નિત્યકર્મ કરવા ગયો હતો, તે જળમાં મગ્ન હતો, તેણે જળમાંથી નીકળતી વખતે સમગ્ર ત્રણ લોકને તૃપ્ત માન્યા, ત્યારે તેઓ પોતાનો આત્મા તૃપ્ત માને એમાં શું પૂછવું? અર્થાત્ તે ઋષિઓ તૃપ્ત થઈને પરબારા ચાલ્યા ગયા. (૧૧)

હવે સત્ત્વગુણથી મિશ્ર તમોગુણથી કરેલો ઉપકાર કહે છેઃ

**यत्तेजसाऽथ भगवान्खलु शूलपाणि-**
**र्विस्मापितः सगिरिजोऽस्त्रमदान्निजं मे।**
**अन्येऽपि चाहममुनैव कलेवरेण**
**प्राप्तो महेन्द्रभवने महदासनार्द्धम् ॥ १२ ॥**

**શબ્દાર્થઃ**—યુદ્ધમાં જે ભગવાનના તેજ વડે, વિસ્મય પમાડેલા, પાર્વતીજી સહિત ભગવાન્ મહાદેવજીએ પોતાનું પાશુપતાસ્ત્ર મને આપેલું છે, તેમ જ બીજા દેવતાઓએ પણ ત્યારે ત્યાં આવીને પોતાનાં અસ્ત્રો મને આપ્યાં છે, અને આ જ શરીર વડે, ઇંદ્રભવનમાં મેં તેના મોટા આસનનો અર્ધો ભાગ મેળવ્યો છે.

**ભાવાર્થઃ**—પહેલા બે શ્લોકોમાં ભગવાને પોતાની રક્ષા કરવાનું કહ્યું છે. તેમાં દ્રૌપદીનું કારણરૂપ હોવાથી પોતાનું પરાક્રમ ન હોવાથી તેવી બાબતને છોડીને કેવળ પોતાના પરાક્રમથી જ જે ચરિત્ર સિદ્ધ થયું છે તેની હકીકત કહે છે. એમ જુદાઇ બતાવવા માટે મૂળમાં **अथ** અવ્યય મૂકેલો છે. મહાદેવજી પ્રસન્ન થાય તો વરદાન આપે એમ બતાવવા માટે, તેને "ભગવાન્" એવું વિશેષણ આપવામાં આવ્યું છે. અને અપ્રસન્ન થાય તો નાશ કરે તેવા છે, તે બતાવવા માટે **शूलपाणिः** ત્રિશૂળ જેના હાથમાં છે એવા મહાદેવજી છે, એમ કહ્યું છે. એમ સહન ન થઇ શકે તેવા મહાદેવજીને પણ, જે શ્રીકૃષ્ણ ભગવાનના તેજ વડે મેં વિસ્મય પમાડેલ છે.

મહાદેવજી બ્રહ્મરૂપ છે. તે જીવના સામર્થ્યથી વિસ્મય પામે નહિ. અને તેમાં પણ પાર્વતીજીની સાથે મહાદેવજી હતા. અર્થાત્ પાર્વતી પર્વતની પુત્રી છે. તે પર્વતથી પણ અધિક પદાર્થને જોઇને વિસ્મય પામે છે એમ સૂચવેલું છે. અહીં પણ કિરાતાર્જુનીય કાવ્યમાં કહેલી કથાનું અનુસંધાન કરવું. એટલે અર્જુનની પરીક્ષા માટે મહાદેવજી ત્યાં આવેલા હતા, ત્યારે સર્વ-વ્રતના ઉદ્યાપનરૂપ ચિહ્નની સાથે, અર્જુનનાં ચિહ્ન બતાવવા માટે પાર્વતીજીને પણ સાથે લાવ્યા છે. તેમાં શસ્ત્ર, અસ્ત્ર, મુષ્ટિ અને બાહુનાં યુદ્ધ સમાપ્ત થતાં શસ્ત્રયુદ્ધ કરવા લાગ્યા. તેમાં મહાદેવજી પૃથ્વી ઉપર પડયા ત્યારે પોતાના ઉપર પડેલા અર્જુનના વાંસામાં ચિહ્ન હતું તે પાર્વતીજીએ જોયું ત્યારે મહાદેવજી અને પાર્વતીજીને હાસ્ય થયું છે. બન્નેનાં હાસ્યયુક્ત મુખ જોઇને, ભય પામેલા અર્જુને સ્તોત્ર કર્યું, ત્યારે મહાદેવજી પ્રસન્ન થયા અને પોતાનું પાશુપત નામનું અસ્ત્ર અર્જુનને આપ્યું. તે વખતે બીજા ઇંદ્રાદિક દેવોએ પણ ત્યાં આવીને પોતાનાં અસ્ત્રો અર્જુનને આપ્યાં. મૂળમાં **च** કાર હોવાથી શત્રુને જીતવારૂપ વરદાન પણ તેને આપેલ છે, એમ સૂચવ્યું છે.

તેમ તે અસ્ત્રના પ્રયોગની સિદ્ધિને માટે ઇંદ્રે પોતાનો સારથિ માતલિ મોકલ્યો છે. અને તે માતલિની પ્રાર્થનાથી તે માતલિની સાથે જ અર્જુન ઇંદ્રના ભવનમાં ગયા છે. ત્યાં પણ પાંચ વર્ષ સુધી ઇંદ્રના આસનનો મોટો ભાગ અર્જુનને બેસવા માટે મળ્યો હતો. અર્થાત્ ઇંદ્રને બેસવાના ભાગથી પણ વધારે ભાગ અર્જુનને મળ્યો. જે ઇંદ્રાસનનો ભાગ બીજા અલૌકિક શરીરથી ભોગવવાનો હતો, તે તો તેજોમય એવા આ શરીર વડે જ હું પ્રાપ્ત કરી શકયો છું. એવી રીતે અહીં પણ મહાદેવજીનો સંતોષ, અસ્ત્રની પ્રાપ્તિ, અને ઇંદ્રાસનની પ્રાપ્તિ, એમ ત્રણ પદાર્થો મળ્યા છે. (૧૨)

હવે તમોગુણથી મળેલા તમોગુણથી કરેલા ચરિત્રનું નિરૂપણ કરે છેઃ

**तत्रैव मे विहरतो भुजदण्डयुग्मं**
**गाण्डीवलक्षणमरातिवधाय देवाः ।**
**सेन्द्राः श्रिता यदनुभावितमाजमीढ !**
**तेनाऽहमद्य मुषितः पुरुषेण भूम्ना ॥ १३ ॥**

**શબ્દાર્થઃ**—ત્યાં ઇંદ્રભવનમાં હું વિહાર કરતો હતો, તેવામાં ઇંદ્રસહિત દેવતાઓએ, પોતાના શત્રુના વધ માટે, જે ભગવાનના પ્રભાવવાળા, અને ગાંડીવનું જેમાં ચિહ્ન છે એવા મારા બે હાથનો આશ્રય કર્યો હતો, તે ભૂમા પુરુષ ભગવાને, હે યુધિષ્ઠિરજી! મને છેતરેલો છે.

**ભાવાર્થઃ**—તે સ્વર્ગમાં જ હું વિહાર કરતો હતો. ત્યાં દેવતાઓ ચાર ભુજાવાળા હતા અને તેથી વધારેભુજાવાળા પણ કેટલાક હતા, તોપણ તેઓએ મારી બે ભુજાઓનો આશ્રય કર્યો હતો. તેમાં કારણ કહે છે કે મારી ભુજામાં ગાંડીવ ધનુષનું ચિહ્ન હતું. આ ઉપરથી એમ સમજાય છે કે અર્જુનની બન્ને ભુજામાં ગાંડીવ ધનુષનું ચિહ્ન હતું. એટલે યુદ્ધ કરવું, ધનુષનો શબ્દ કરવો, અને ધનુષને તૈયાર કરવું ઇત્યાદિક કાર્યોમાં તેના બન્ને હાથો જોડાયેલા હતા.

અર્જુન ઇંદ્રનો પુત્ર છે. બળ વાયુથી થાય છે અને ગાંડીવ ધનુષ અગ્નિ સંબંધી છે, તેના કરતાં મૂળભૂત ઇંદ્રાદિક જ સ્વર્ગમાં રહેલા છે, તેથી અર્જુનની પાસે તેટલાં સાધનો હોય તેનાથી પણ કાર્ય સિદ્ધ ન થાય, તે માટે બીજું કાંઈક કારણ કહેવું જોઈએ એમ જાણવાની ઈચ્છા થાય ત્યાં કહે છે કે જે ભગવાનના પ્રભાવવાળો મારો ભુજારૂપી દંડ હતો, તેથી ઇંદ્રાદિક દેવતાઓએ પણ તેનો આશ્રય કર્યો હતો. અજમીઢ ત્રણ પુરુષો સાથે મુક્ત થયો હતો, તેવી રીતે તમારી પણ મુક્તિ થશે. તેથી તમારે મનમાં ખેદ રાખવો નહિ, એમ બતાવવા માટે **આજમીઢ** એવું સંબોધન આપેલું

છે. તમોગુણથી મળેલા તમોગુણ વડે છેતરવાનો અભિપ્રાય છે, તેથી પ્રભુના ઉપકારની સમાપ્તિમાં જ તેના કારણરૂપ ગુણનું નિરૂપણ કરેલ છે. માટે કહે કહે છે કે તે ભગવાને મને છેતર્યો છે. છેતરવામાં કારણ કહે છે કે તે પુરુષરૂપ હતા. એટલે પુરુષ તો બ્રહ્માંડવિગ્રહ (શરીર) હોવાથી, તે સ્વરૂપથી ઘણા જ પરોક્ષપણે મોક્ષ આપવા માટે મને છેતરેલ છે; તેથી તેમાં મોક્ષનું કારણ છે. શરીરમાં રોગ હોય તેને દૂર કરવા માટે ઔષધનું સેવન કરાય છે, તે રોગનો નાશ થયા પછી જેમ ઔષધનો ત્યાગ થાય છે, તેમ પૃથ્વીના ભારરૂપ રાજાઓનો નાશ કરવા માટે મારામાં તેજ રાખેલું હતું, તે રાજાઓનો નાશ થયા પછી મારું તેજ હરી લીધું છે.

તેમાં પણ ભગવાનને વ્યાપકપણું હોવાથી જ્ઞાનદ્વારા મોક્ષ આપશે તે માટે હીનતા સિદ્ધ થવા સારુ તેજ હરી લેવાયું છે; તેથી ભગવાનમાં અનાદિપણું નથી એમ બતાવવા માટે કહે છે કે તે પ્રભુ **भूमा** હતા; એટલે દરેક સ્થળે પોતે વ્યાપક હતા. તેથી દરેક પદાર્થો પોતાના હોવાથી બીજાનો પદાર્થ લેવાનો દોષ તે ભગવાનમાં છે જ નહિ.

ખરી રીતે તો **यत्तेजसा** એ નવમા શ્લોકની માફક **पत्न्यास्तव** અને **यो नो जुगोप** એ દશમો શ્લોક તથા અગિયારમો શ્લોક પણ ક્ષેપક છે તેને શિષ્ટપુરુષોએ સ્વીકારેલ નથી; કારણ કે તે શ્લોકોમાં અર્જુનનો કોઇ પણ વિષય નથી અને હકીકત પણ સારી નથી. તેથી રજોગુણ અને તમોગુણથી જ ત્રણ શ્લોકમાં પ્રતિપાદન કરેલ હકીકત વડે ભગવાનનું ચરિત્ર કહ્યું છે. અને આ ચોથા શ્લોકમાં ભગવાને પોતાને છેતર્યાનું કહેલ છે; કેમકે મનુષ્ય, દેવ, અને દૈત્યરૂપ જે ત્રણ લોક છે તેનો જય કરવો એ જ પ્રભુને અભીષ્ટ (ઇચ્છેલું) હતું. તેમાં દૈત્યોનો જય સાધનરૂપ શસ્ત્રોની પ્રાપ્તિ વડે નિરૂપણ કરવો જોઇએ, તોપણ ભોગનું પ્રાધાન્ય હોવાથી, ઈન્દ્રાસનની પ્રાપ્તિરૂપ ભોગનું નિરૂપણ કરેલું છે. શત્રુના વધ માટે ઈન્દ્રાદિક દેવતાઓએ આશ્રય કર્યાનું કહેલું છે, ત્યાં પણ અભિપ્રાયથી તેઃ દૈત્યના વધનું નિરૂપણ આવે છે. તે પણ ભગવાને છેતરેલ છે એમ કહેવામાં આનુષંગિક (એક વસ્તુનું નિરૂપણ કરતાં તેના પેટામાં જે કહેવાનું હોય તે આનુષંગિક કહેવાય છે તે) પણાથી આવે છે, તેનું કારણ એવું છે કે છેતરવું એ માયાનું કાર્ય છે. અને દૈત્યોને માયાની જ પ્રધાનતા હોવાથી, વેદમાં પણ દૈત્યો માયાની ઉપાસના કરે છે એમ લખેલું છે, તેથી અહીં છેતરવા તરીકે કહેલ છે. અને તે પછી આગળ જે ભગવાનનું ચરિત્ર કહ્યું છે તે તેના અવતારનું કાર્ય છે; તેથી અર્જુન ઉપર ઘણો જ અનુગ્રહ કર્યો તેમ સિદ્ધ થતું નથી, કારણ કે પૃથ્વીનો ભાર ઉતારવો એ તો ભગવાનને પણ ઇચ્છિત છે. અને તેથી જ ગીતાજીમાં કહ્યું છે કે " મેં

પ્રથમથી જ તેઓને મારેલા છે, માટે હે અર્જુન! તું તો કેવળ નિમિત્ત થા." તેથી ઉપર બતાવેલા ત્રણ જ ગુણ, અર્જુનમાં ભગવાને કરેલા ઉપકાર તરીકે છે. અને ત્રણ પ્રકારે દોષનો અભાવ આગળના ત્રણ શ્લોકથી કહેવાશે. તેમાં અર્જુનદ્વારા સંહારનું કારણ, પોતે સંહાર કરવો, અને અર્જુનનો કોઈ સંહાર કરે તેને રોકવો, એમ ત્રણ હકીકત ભગવાને પોતે જ કહેલ છે એમ કહેવાય છે. તેમાં ભગવાનને કરવાપણું છે, તે તેમની મોટાઈ બતાવવા માટે છે. દોષના અભાવની સાથે દીનતા થાય ત્યારે શ્રીકૃષ્ણ ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન થાય છે. તેવું જ્ઞાન મુક્તિને આપનારું છે, એમ નિશ્ચય થાય છે. એટલા માટે ત્રણ શ્લોક વડે શ્રી કૃષ્ણ ભગવાનનું માહાત્મ્ય બતાવવું, ત્રણ શ્લોક વડે દોષના અભાવનું નિરૂપણ કરવું, અને અંદર તેમ બહારનાં સાધન હરવાથી બે શ્લોક વડે દીનતાનું નિરૂપણ છે. એમ એ પ્રસંગ ત્યાં ઘણો જ યુક્ત જોઇએ છીએ. (૧૩)

તમોગુણથી મળેલા રજોગુણ વડે કરેલા ચરિત્રનું નિરૂપણ કરે છેઃ

**यद्बान्धवः कुरुबलाब्धिमनन्तपार-**
**मेको रथेन ततरेऽहमनार्यसत्त्वम् ।**
**प्रत्याहृतं पुरु धनञ्च मया परेषां**
**तेजस्पदं मणिमयञ्च हृतं शिरोभ्यः ॥ १४ ॥**

**શબ્દાર્થઃ**—જે શ્રી કૃષ્ણનો બાંધવ એવો હું એક, જેમાં કર્ણાદિક દુષ્ટ ગ્રહની માફક રહેલા છે એવા કુરુઓના સૈન્યને એક રથથી તરી ગયો અને બીજાઓનું ઘણું ધન મેં પાછું લીધું તેમ જ મસ્તકોમાંથી મણિમય તેજનું સ્થાન પણ હરી લીધું.

**ભાવાર્થઃ**—કુરુના સૈન્યને તરવામાં હેતુપણું બતાવવાથી ભગવાનને જ કારણપણું છે તે કહે છે કે જે ભગવાનનો હું બાંધવ હતો, એટલે ભગવાનના બંધુપણાથી જ, ભગવાનનું ભજન કે સંનિધાન (નિરંતર સમીપમાં રહેવું) ન હોવા છતાં પણ હું કુરુના સૈન્યરૂપી સમુદ્રને તરી ગયો છું. સેના દરરોજ નવી આવતી હોવાથી તેને સમુદ્ર કહેલો છે. તે સમુદ્રનો અંત કે પાર ન હતો. અર્થાત્ આટલા ભાગમાં જ સેના છે કે આટલા વખત સુધી સેના રહેશે તેમ ન હતું. તે સેનાની અંદર જે યોદ્ધાઓ હતા, તેઓનો વધ થઈ શકે તેમ ન હોવાથી, અમુક વખત જ તે સેના રહે એમ નિયમ કરેલો પણ ન હતો. અને તે મોટા યોદ્ધાઓનું ઉલ્લંઘન કરી શકાય તેમ પણ ન હતું, તેથી અમુક ભાગ સુધી તે સેના હતી એમ પણ ન હતું.

એવા કુરુના સૈન્યરૂપી સમુદ્રને કોઇની પણ સહાય ન હોવા છતાં હું એકલો તરી ગયો. વિરાટ નગરની ગાયો કૌરવે લીધી હતી, ત્યારે ઉત્તરની

સાથે અર્જુન ગયા હતા. ત્યાં કૌરવોનું સૈન્ય જોઈ ઉત્તરકુમારને ભય થતાં તેને બતાવવા માટે એક રથનું સ્થાપન કરીને ત્યાં અર્જુન રહેલા હતા.

તેને ઉલ્લંઘીને ગયા હશે ? એમ શંકા થાય તો તેને દૂર કરવા માટે કહે છે કે હું રથ વડે તે સૈન્યને તરી ગયો. એટલે રથમાં બેઠેલ હોય તે ઠેક મારી શકે નહિ, તેમ છુપાઇને પણ જઈ શકે નહિ. સમુદ્રમાં જેમ મોટાં માછલાં હોય છે તેમ આ સેનાસમુદ્રમાં દુષ્ટ કર્ણાદિક હતા. તેથી તેવા સમુદ્રમાં પડેલો મનુષ્ય પાછો આવી શકે નહિ, ત્યાં શી રીતે તરી શકાય ? એવો અભિપ્રાય બતાવ્યો છે. સમુદ્રને ઉપરથી તરી જાય, તેમ આ સેનાને તરી ગયા નથી, પણ તેની અંદર રહેલાં રત્નોને પણ લાવેલ છે, એવા અભિપ્રાયથી કહે છે કે તેઓનું ઘણું ધન મેં પાછું લીધું હતું. એટલે ખરી રીતે રાજ્યના સ્વામી અર્જુન હોવાથી તે ધન અર્જુનનું જ હતું, પણ તે કૌરવાદિકોએ બલાત્કારથી જે લીધું હતું તે અર્જુને પાછું લીધું હતું, એમ બતાવવા માટે મૂળમાં **प्रति** અવ્યય લખેલો છે. તેમ મૂળમાં **च**કાર હોવાથી વસ્ત્રો પણ લીધાં છે. અને તેજનું સ્થાન પણ અર્જુને લીધું છે તેનો અભિપ્રાય એવો છે કે તે રત્નાદિકના બહાનાથી તે કૌરવોનું તેજ પણ હરી લીધું હતું અને તે તેજ મણિમય હતું. તેઓનું તેજ હરી લીધું તેમ કહેવાથી તેઓનું સર્વસ્વ તેમ જ સમગ્ર પુરુષાર્થ હરી લેવાનું બતાવ્યું છે.

મૂળમાં **च**કાર હોવાથી મસ્તકમાં રહેલાં રત્નો, અને બીજાં પણ સહજ રત્નો હરી લીધાં હતાં, તેમ જ તે રત્નોના બહાનાથી તે શત્રુઓનાં મસ્તકો પણ હરી લીધાં હતાં તેવો અભિપ્રાય બતાવ્યો છે. અર્થાત્ ત્યારે સંમોહનાસ્ત્ર વડે તેઓને મોહ કરીને સર્વ હરેલું છે. તેમાં ભગવાનના અર્જુન બંધુ હતા તે જ કારણ છે. (૧૪)

હવે સત્ત્વગુણથી મળેલા રજોગુણ વડે કરેલા ચરિત્રનું વર્ણન કરે છેઃ

**यो भीष्मकर्णगुरुशल्यचमूष्वदभ्र-**
**राजन्यवर्यरथमण्डलमण्डितासु ।**
**अग्रेचरो मम विभो रथयूथपाना-**
**मायुर्मनांसि च दृशा सह ओज आर्च्छत् ॥ १५ ॥**

**શબ્દાર્થ**:—ઉત્તમ રાજકુમારોના મંડલથી શણગારેલા ભીષ્મ, કર્ણ, દ્રોણાચાર્ય, અને શલ્યની સેનામાં, મારી આગળ ચાલનારા જે શ્રી કૃષ્ણભગવાને, હે યુધિષ્ઠિર, રથ અને યૂથના પતિઓનાં આયુષ અને મનનું, તેઓની ઇંદ્રિયોની શક્તિ સાથે હરણ કરેલ છે.

**ભાવાર્થ**:—વિરાટ નગરના પ્રસંગમાં પાંડવો ત્યાં રહેલા છે કે નહિ, તેની પરીક્ષા કરવા માટે કૌરવો વિરાટ નગરમાં ગયા હતા, તેથી તેઓ

સાવધાન ન હતા. અને કુરુક્ષેત્રમાં તો યુદ્ધ માટે જ આવેલા હોવાથી શસ્ત્ર અને અસ્ત્રાદિકથી સંપન્ન થઇને આવ્યા હતા, તેમ જ મંત્રાદિકથી યુક્ત કવચવાળા હતા; તેથી કૌરવો કાળથી પણ મારી શકાય તેવા નહતા. અને કાળ, કામ, તેમ જ પરશુરામ વગેરેને પણ જીતનારા હોવાથી, એ જીતી શકાય એવા નથી, એમ માનીને તે ભગવાન મારી આગળ રહેનારા થયા હતા, અને તેમ અગ્રેસર થઇને તેઓનાં આયુષ, મન અને ઉત્સાહશક્તિ ભગવાને હરી લીધી હતી. અને મૂળમાં ચકાર હોવાથી, તેઓનાં વિવેક ધૈર્યાદિકને પણ ભગવાને કેવળ દૃષ્ટિ કરીને જ હરી લીધેલ છે; તે પણ તેઓની ઇંદ્રિયોની શક્તિની સાથે હરેલાં છે, અથવા અંતઃકરણની શક્તિને તેમ જ ઇંદ્રિયોની શક્તિને પણ હરેલ છે.

કૌરવોના ભીષ્મ, કર્ણ, દ્રોણાચાર્ય અને શલ્ય એ ચાર જ સેનાપતિઓ હતા, તેઓની સર્વ સેના હતી. કર્ણમાં ઘણું જ સામર્થ્ય હતું તેમ બતાવવા માટે ભીષ્મ અને દ્રોણાચાર્યની વચમાં કર્ણને ગણાવ્યા છે. વળી તે સેનામાં ઉત્તમ રાજકુમારો પણ એવા હતા કે જેઓને મારવા માટે કાંઈ પણ છિદ્ર મળે તેમ ન હતું. તેવા રાજકુમારોનાં મંડલોથી તે સેના શણગારાયેલી હતી. તેથી તેવી સેનામાં પ્રવેશ કરે તે તેઓને વશ થઇ જાય એમ સૂચવ્યું છે. એમ ચારે સેનાપતિઓની સેનામાં પણ બધું ભગવાને જ કરેલું છે, મેં કાંઈ પણ કર્યું નથી; તેથી ભગવાને પોતે જ આપણું સર્વ કાર્ય કરેલું છે, એમ કહ્યુ છે. (૧૫)

રજોગુણથી યુક્ત રજોગુણ વડે પણ કરેલા ઉપકારને કહે છે અથવા શત્રુઓએ કરેલા અપકારનો પ્રતિબંધ પણ ભગવાને કર્યો છે તેનું નિરૂપણ કરે છેઃ

**यद्दोष्षु मां प्रणिहितं गुरुभीष्मकर्ण–**
**द्रौणित्रिगर्तशलसैन्धवबाह्लिकाद्यैः ।**
**अस्त्राण्यमोघमहिमानि निरूपितानि**
**नोपास्पृशन्नृहरिदासमिवाऽसुराणि ॥ १६ ॥**

**શબ્દાર્થઃ**—દ્રોણાચાર્ય, ભીષ્મ, કર્ણ, અશ્વત્થામા, સુશર્મા, શલ્ય, જયદ્રથ અને બાહ્લિક વગેરેએ મને મારવા માટે નાખેલાં અસ્ત્રો, જોકે સફળ મહિમાવાળાં હતાં, તોપણ જે ભગવાનના શ્રીહસ્ત વડે સ્થપાયેલા મને, તે અસ્ત્રોએ સ્પર્શ કર્યો નહિ, જેમ અસુરે મારેલાં અસ્ત્રોએ પ્રહ્લાદજીને સ્પર્શ કર્યો ન હતો.

**ભાવાર્થઃ**—ભગવાનના હાથ નીચે હું રહેલો હતો, તેથી મને કોઈનાં અસ્ત્રોએ સ્પર્શ કર્યો નથી, એટલે મને મારવા માટે દ્રોણાચાર્ય, ભીષ્મ, કર્ણ, અશ્વત્થામા, સુશર્મા, શલ્ય, જયદ્રથ, અને બાહ્લિક વગેરેએ મારા ઉપર સફળ મહિમાવાળાં અસ્ત્રો નાખ્યાં હતાં, તે અસ્ત્રો તો, મારી નજદીકમાં, મારા

રથ વગેરેને પણ સ્પર્શ કરી શકયાં નથી. મૂળમાં **नोपस्पृशुः** જેવા પાઠ મળે છે, તેને બદલે યોગ્ય **नोपास्पृशन्** એવો પાઠ છે.

પ્રહ્‌લાદજીનું દૃષ્ટાંત આપ્યું છે તે પ્રસિદ્ધ છે. દાસ્યભક્તિ શાસ્ત્રમાં સિદ્ધ કરેલી હોવાથી પ્રહ્‌લાદજીનું દૃષ્ટાંત પ્રમાણના બલરૂપે છે. અને ભગવાનના શ્રીહસ્તની નીચે પોતે રહેલા છે એમ કહ્યું છે તેથી તે પ્રમેયના બલરૂપ છે. એટલે પ્રમેયબળમાં પ્રમાણબળનું દૃષ્ટાંત આપેલ છે, અર્થાત્ અસુરોએ કરેલા ત્રિશૂળ વગેરેના પ્રહારો જેમ પ્રહ્‌લાદજીને લાગ્યા ન હતા, તેમ દ્રોણાદિકે મૂકેલાં અસ્ત્રોએ મારા રથનો પણ સ્પર્શ કર્યો ન હતો. (૧૬)

સત્ત્વાદિક ગુણો વડે કરેલા ઉપકારનું નિરૂપણ કરીને, પોતાના સ્વભાવથી કહેલાં કાર્યોમાં, નીચ કર્મમાં ભગવાનને જોડયા, તે અપરાધ પણ પ્રભુએ તો સહન કર્યો, એમ નિરૂપણ કરે છે:

**सौत्ये वृतः कुमतिनाऽऽत्मद ईश्वरो मे**
**यत्पादपद्ममभवाय भजन्ति भव्याः ।**
**संभ्रान्तवाहमरयो रथिनो भुविष्ठं**
**न प्राहरन् यदनुभावनिरस्तचित्ताः ॥ १७ ॥**

**શબ્દાર્થ**:—સત્પુરુષો મોક્ષને માટે જેના ચરણને ભજે છે, તેવા ભગવાનને દુષ્ટ બુદ્ધિવાળા મેં, સારથિના કામમાં રાખ્યા, તેવા સમયમાં પણ મારા રથના ઘોડા થાકી ગયા હતા, અને હું પૃથ્વી ઉપર ઊભો હતો, ત્યારે જે પ્રભુના પ્રભાવથી જેનાં ચિત્ત નષ્ટ થયાં છે એવા મારા શત્રુઓએ તે વખતે મને ન માર્યો.

**ભાવાર્થ**:—મેં ભગવાનને સારથિના કામમાં રાખ્યા છે તેનું કારણ એટલું જ કે મારી બુદ્ધિ દુષ્ટ હતી. એટલે આનંદરૂપ જે ભગવાન જે ફળરૂપ છે, તે પ્રભુને પોતાની મોટાઈ બતાવવારૂપી સારથિના કામમાં જોડયા, એ જ મારું દુષ્ટબુદ્ધિપણું છે; એવો મારો અપરાધ પણ ભગવાને સહન કર્યો. કારણ કે ભગવાન તો પોતે પ્રસન્ન થયા હોય તો પોતાના આત્માને પણ આપે છે. પછી તે જીવને ભગવાનનો આત્મા પ્રાપ્ત થયેલો હોવાથી ઇચ્છા પ્રમાણે ગમે તે સ્થળે તેનો વિનિયોગ (ઉપયોગ) કરો તેમાં તે પ્રભુ પોતે આડે આવતા નથી.

તેવી રીતે પ્રભુનો મેં સારથિના કામમાં વિનિયોગ કર્યો તે પણ મારી દુષ્ટ બુદ્ધિ છે.

ભગવાનનો આત્મા તમને પ્રાપ્ત થયો તેનો તમે ઈચ્છા પ્રમાણે ઉપયોગ કર્યો, તેમાં તમારો શો દોષ છે? એમ શંકા થાય ત્યાં કહે છે કે તે પ્રભુ તો ઇશ્વર છે, એટલે પોતાના આત્માને પણ આપનાર છે, તોપણ **कर्तुं** (કરવાને), **अकर्तुं** (નહિ કરવાને) અને **अन्यथाकर्तुं** (બીજી રીતે કરવાને) તે

પ્રભુ સમર્થ છે, જેથી મેં તેનો ઘણો અપરાધ કર્યો છે, તેના બદલામાં તે પ્રભુએ મારું તેજ હરી લીધું, તે તો ઘણું જ થોડું ફળ થયું છે. ભગવાનની પાસે સારથિનું કામ કરાવવાથી કાંઈ કાર્ય સિદ્ધ કરવાનું ન હતું, માત્ર પ્રતિષ્ઠા થવા માટે જ તેમ કર્યું છે. તે પ્રભુને તેવા હલકા કાર્યમાં જોડવામાં પોતાની દુષ્ટબુદ્ધિને જાહેર કરે છે કે સત્યપુરુષો મોક્ષને માટે જે પ્રભુના ચરણકમળને સેવે છે. ચરણકમળ સેવવાનું કહેવાનો અભિપ્રાય એવો છે કે ભક્તિમાર્ગ વડે ચરણ સેવે છે, અને ચરણને કમળરૂપ કહેવાનો અભિપ્રાય એવો છે કે સુખપૂર્વક ચરણનું સેવન થાય તેમ છે. અને સેવા કરવામાં આનંદ મળે છે. આની પહેલાના નવમા શ્લોકમાં કહ્યું છે કે "તે પ્રભુના શ્રી હસ્ત નીચે હું રહેલો હતો, તેથી શત્રુનાં અસ્ત્રોએ મને સ્પર્શ કર્યો નથી;" તોપણ લોકની રીત પ્રમાણે સ્પષ્ટ સંભાવના થઇ શકે નહિ, તેથી ફરીને જયદ્રથના વધના સમયમાં બરાબર બપોરના વખતે રથના ઘોડા થાકી ગયા હતા, તેઓને છૂટા કરી થાક ઉતારવા માટે હું રથમાંથી નીચે ઊતરેલો હતો, તે વખતે શત્રુઓએ મને માર્યો નહિ, એ હકીકત કહે છે કે મારા રથના ઘોડાઓ થાકી ગયા તેથી મારી પાસે સાધન ન હતું અને સામે યુદ્ધ કરનારા શત્રુઓ હતા, તેથી તેઓ મને જરૂર મારી નાખે તેવા હતા, તેમ તે શત્રુઓ રથમાં હતા અને હું પૃથ્વી ઉપર હતો, એટલે તેઓ પાસે રથનું સાધન હતું અને મારી પાસે સાધન નહતું, તેમ તેઓ ઘણા હતા અને હું એકલો હતો, તેવી રીતની શત્રુઓની અવસ્થા હતી કે જે મળવાની ઈચ્છા હોય તોપણ મળી શકે નહિ. તેમ હતું તોપણ અર્જુનને મારવો જ જોઈએ, એવા પ્રકારનું તે શત્રુઓને જ્ઞાન તે ભગવાનના અલૌકિક સામર્થ્યથી જ નાશ પામ્યું હતું. એમ સારથિપણાનાં હલકાં કામમાં ભગવાનને જોડીને મેં તે પ્રભુનો અપરાધ કર્યો તોપણ શત્રુ મને મારી શક્યા નહિ, તેવું ફળ સહજ રીતે થયું એમ સૂચવ્યું છે. (૧૭)

એવી રીતે અપરાધ કરનાર હું હતો, તેમાં પણ હાસ્યના પ્રસંગમાં વચન વડે પણ તે ભગવાને મારો અપરાધ કર્યો નથી તે કહે છે:

**नर्माण्युदाररुचिरस्मितशोभनानि**
**हे पार्थ हेऽर्जुन सखे कुरुनन्दनेति ।**
**सञ्जल्पितानि नरदेव हृदिस्पृशानि**
**स्मर्तुर्लुठन्ति हृदयं मम माधवस्य ॥ १८ ॥**

**શબ્દાર્થ**:—હે પાર્થ, હે અર્જુન, હે સખા, હે કુરુનંદન, એવી રીતે ઉદાર અને સુંદર મંદ હાસ્ય વડે શોભાયુક્ત થયેલાં હાસ્યનાં વચનો, હે નરદેવ યુધિષ્ઠિર, મારા હૃદયમાં સ્પર્શ કરી રહ્યાં છે, તે વચનોને હું યાદ કરું છું ત્યાં મારું હૃદય ભેદાઈ જાય છે.

**ભાવાર્થ**:—અપરાધ વગર પણ જેવાં વચનો હૃદયમાં પ્રવેશ કરીને હૃદય ભેદે છે, તેવાં વચન પોતાનું સ્મરણ થવા માટે મને ભગવાને દરેક અવસ્થામાં કહેલાં છે.

મૂળમાં **लुठन्ति** એમ કહ્યું છે ત્યાં **लुनन्ति** એવો પણ પાઠ છે. સુખ ઉપજાવનારાં, હાસ્યનાં વચનોને નર્મ કહેવાય છે. તેમાં અર્થનું અનુસંધાન ન હોય તોપણ સ્વરૂપથી જ તે વચનો સુખ કરનારાં છે. તે કહે છે કે ભગવાનનું ઉદાર અને મનને હરણ કરે તેવું મંદ હાસ્ય છે, તેનાથી તે વચનો સુશોભિત થયાં છે. પુરુષાર્થમાં રસ ન હોય તો તેને પુરુષાર્થપણું ન કહેવાય. વળી મંદ હાસ્યથી થોડો મોહ કરવાનું પણ સૂચવ્યું છે. સ્વભાવ વડે જે સુંદર હોય છે, તેઓને હાસ્યથી વિશેષ શોભા થાય છે. તે દરેકને વશ્ય કરવા માટે થાય છે. તેમ ભગવાને મંદ હાસ્ય કરતાં છતાં પણ હું જ્યારે વશ્ય થતો નથી ત્યારે **पृथा** ( કુંતીજી ) ભગવાનનાં સંબંધી હોવાથી તે સંબંધને લઈને વશ કરવા માટે મને 'હે **પાર્થ**' એવું સંબોધન આપીને બોલાવે છે. તેમ બોલાવવા છતાં પણ હું જ્યારે સ્તબ્ધ રહું છું, ત્યારે 'હે અર્જુન' એવું સંબોધન આપીને મને બોલાવે છે, એટલે 'અર્જુન' શબ્દ આંજણિયાના વૃક્ષને કહેનારો હોવાથી, વૃક્ષ જેમ નમ્રતા નહિ રાખતાં સ્તબ્ધ રહે છે, તેમ 'તું કેમ સ્તબ્ધ રહ્યો છે' એમ સૂચવે છે. છેતરવાનું કામ દૂર કરવારૂપી ધર્મ મારામાં જોઇને મને 'હે સખે' એવું સંબોધન આપીને બોલાવે છે, અને મારામાં ચતુરાઇ નથી એવું જોઇને કુરુ રાજા ખેતરના ખેડનારા હતા તેનો સંબંધ લઇને 'હે કુરુનંદન' એમ બોલાવે છે.

ભગવાનનાં વચનોને **सञ्जल्पित** ( બડબડેલાં ) કહેલ છે તેનો અભિપ્રાય એવો છે કે પોતાના પક્ષની સ્થાપના કરવાની કાંઇ પણ જરૂર ન રાખતાં "પ્રતિવાદીનો જય થવો" એ જ ફળ જેમાં હોય છે, તેને શાસ્ત્રમાં **जल्प** કહે છે. ભગવાનનું વચન તેવા પ્રકારનું છે, એમ જે મૂળમાં કહ્યું છે, તે પણ અર્જુનમાં ચતુરાઈ નથી માટે કહેલું છે.

મૂળમાં યુધિષ્ઠિરને 'હે નરદેવ' એવું જે વિશેષણ આપ્યું છે, તે ભગવાનનો ગૂઢ અભિપ્રાય જાણવા માટે છે.

ભગવાનનાં વચનો સમર્થ અને મર્મને સ્પર્શ કરનારાં હોવાથી તે વચનો મારા હૃદયને સ્પર્શ કરનારાં હતાં. પ્રભુનાં તેવાં વચનો મારા હૃદયને ભેદે છે, કારણ કે ભગવાન મારા સ્વામી છે; તેથી જ તેમનાં વચનો હૃદયનો ભેદ કરે છે. (૧૮)

આ પ્રમાણે અપરાધની નિવૃત્તિ કરવા માટે ઉપાય કરતાં તે જ કારણથી બીજા પણ અપરાધો કર્યા છે તે પણ ભગવાને દૂર કર્યા છે તે કહે છેઃ

शय्यासनाटनविकत्थनभोजनादि-
ष्वैक्याद्वयस्य ऋतवानिति विप्रलब्धः।
सख्युः सखेव पितृवत्तनयस्य सर्वं
सेहे महान्महितया कुमतेरघं मे ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—શય્યા, આસન, ભ્રમણ, વાકયનું કહેવું અને ભોજન વગેરેમાં એકતાથી હે મિત્ર, તમે સત્યવાળા છો, એવી રીતે ભગવાનની મશ્કરી કરીને છેતર્યા હતા, ત્યારે મિત્રના વચનને જેમ મિત્ર સહન કરે અને પુત્રના વચનને જેમ પિતા સહન કરે તેવી રીતે મોટા એવા ભગવાને, પોતાની મોટાઇ વડે દુષ્ટ બુદ્ધિવાળા એવા મારું સર્વ પાપ સહન કર્યું છે.

**ભાવાર્થઃ**—શયનની બાબતમાં અને આસનાદિકની બાબતમાં મારો અપરાધ પ્રભુએ સહન કર્યો છે. શય્યા, આસન અને ફરવું હરવું તે તામસાદિક સ્થાન છે અને ઉતાવળથી પોતાનાં વખાણ કરવાં તે સન્નિપાતનું કાર્ય છે. ભોજનાદિક તે તો આવશ્યક અને લૌકિક કાર્યો છે. તે દરેક કામોમાં એક ભાવ રાખેલો હોવાથી છેતરવારૂપ મશ્કરી થાય છે, કારણ કે એકતા થવાથી પોતારૂપ જ થયા, એટલે પોતાથી કોઈ પણ શંકા ન પામે. ભગવાને પોતાની સાથે મારી એકતા કરી તે તેનો ઉપકાર છે. પણ તેમ ઉપકાર કરવાથી દુષ્ટ હોય તેને મદ થવાનો સંભવ છે. તેમ મને મદ થવાથી મેં ભગવાનને વાંકાં વચન કહીને છેતર્યા છેઃ તે એવી રીતે કે હે મહારાજ, તમે અવસ્થામાં તો મારી બરાબર છો, છતાં તમારી અધિકતા શા માટે ? અને તમારી અધિકતા કેવી રીતની છે ? અથવા તમે સમાન છતાં મિત્ર શી રીતે ? તેમ તમે તો સત્યવાળા છો, અર્થાત્ તમે અસત્ય કરો છો વગેરે વગેરે બોલવું તેવા પ્રકારનાં મારાં વાકયોને પ્રભુએ સહન કર્યાં. રોષ થાય તેને મનમાં રાખવો તેને સહન કહેવાય છે. તે પ્રમાણે ભગવાનને મારાં વચનોને સહન કરેલ છે. સહન થાય એવા દોષનું સહન કરવામાં સખાનું દૃષ્ટાંત આપેલ છે અને સહન ન થાય તેવા દોષો સહન કરવામાં પિતાનું દૃષ્ટાંત આપેલ છે, તેમ જ પિતાથી પણ સહન ન થઇ શકે તેવા દોષ સહન કરવામાં દરેક દોષો સહન કરેલા છે, એમ કહ્યું છે. તે સહન કરવામાં કારણ પોતાનું સ્વરૂપ જ છે એમ બતાવવા માટે પ્રભુ પોતે 'મહાન' છે.

એટલે કીડીઓ વગેરેના અપરાધને હાથી જેમ ગણકારતો નથી, તેવી રીતે મારા અપરાધને ભગવાને ગણકારેલ નથી. તે કાંઈ સ્તુતિ કરીને કે ભેટ આપીને મેં મારા અપરાધો માફ કરાવ્યા નથી, પરન્તુ ભગવાને પોતાની મોટાઇથી જ માફ કરેલ છે. તેમાં વળી બીજું

કારણ બતાવે છે કે હું દુષ્ટ બુદ્ધિનો હતો એમ ધારીને મને સહન કરેલ છે. (૧૯)

આમ દરેક ચરિત્ર કહીને સર્વનો ઉપસંહાર કરવા માટે ભગવાને કરેલી લીલાનું સ્મરણ કરે છે:

**सोऽहं नृपेन्द्र रहितः पुरुषोत्तमेन**
**सख्या प्रियेण सुहृदा हृदयेन शून्यः ।**
**अध्वन्युरुक्रमपरिग्रहमङ्ग रक्षन्**
**गोपैरसद्भिरबलेव विनिर्जितोऽस्मि ॥ २० ॥**

**શબ્દાર્થ**:—હે નૃપેન્દ્ર, મિત્ર, પ્રિય, અને સુહૃદ્ એવા પુરુષોત્તમ પ્રભુ વડે રહિત થતાં હું હૃદયથી શૂન્ય બન્યો છું. તે રસ્તામાં ભગવાનના સ્રીવર્ગની રક્ષા કરનારો હું જેમ સ્રી જિતાય તે પ્રમાણે દુષ્ટ ગોવાળિઆઓ વડે, હે અંગ, જિતાયો છું.

**ભાવાર્થ**:—આગળ કાર્ય કહેવાશે, તેમાં તમારે ઉપાયનો વિચાર અવશ્ય કરવો જોઇએ, એમ બતાવવા માટે 'હે નૃપેન્દ્ર' એમ સંબોધન આપ્યું છે. પુરુષ વડે રહિત સ્રીરૂપી પ્રાણી પણ દરેક કાર્યથી બહિષ્કૃત થાય છે, અર્થાત્ પુરુષ વગરની સ્રીનો બહિષ્કાર થાય છે તો પુરુષોત્તમ વડે જે રહિત હોય તેનો દરેક કાર્યથી બહિષ્કાર થાય તેમાં શું કહેવું ? એમ કહેવાથી ઉત્તમ કાર્યનો ઉપસંહાર બતાવેલો છે, 'સખાથી રહિત' થયો છું એમ કહેવાથી મધ્યમ કાર્યનો ઉપસંહાર બતાવેલો છે, અને પ્રિય વડે રહિત કહેવાથી હીન કાર્યનો ઉપસંહાર બતાવ્યો છે, કારણ કે પ્રિયનું હલકું કાર્ય પણ કરે છે. એવી રીતે પોતામાં રહેલાં કાર્યોના અભાવના હેતુઓ (કારણો) નું નિરૂપણ કરીને ભગવાનમાં રહેલા કાર્યના અભાવને માટે કહે છે કે તે પ્રભુ મારા પ્રિય મિત્ર હતા, તેમનાથી હું રહિત થયો છું. તેમ થવાથી જે ફળ થયું તે કહે છે કે હું હૃદયથી શૂન્ય થયો છે. તેમ થવાથી બીજું પણ કાર્ય થયું છે તે કહેવા માટે પહેલાં યુધિષ્ઠિરે પ્રશ્ન કરેલ કે તારો કોઇએ પરાજય તો કર્યો નથી ? તે સંભાવના સત્ય થઈ છે તે હવે અર્જુન કહે છે:

માર્ગમાં ભગવાનના સ્રીવર્ગની રક્ષા કરતો હું જતો હતો ત્યાં દુષ્ટ ગોવાળિયાઓ વડે હું પરાજય પામ્યો છું. **अङ्ग** એવું કોમલ સંબોધન આપ્યું છે તે કાંઈ પણ ગોપોનો પ્રતિકાર કરી શકયો નથી તેમ બતાવવા માટે છે; તેથી જેમ બળ વગરની નિર્બલ સ્રી હોય, તે જેમ જિતાય તે પ્રમાણે હું જિતાયો છું. (૨૦)

તેમ થવાથી સર્વનાશ થયો છે એમ કહે છે:

**तद्वै धनुस्त इषवः स रथो हयास्ते**
**सोऽहं रथी नृपतयो यत आनमन्ति ।**
**सर्वं क्षणेन तदभूदसदीशरिक्तं**
**भस्मन्हुतं कुहकराद्धमिवोप्तमूष्याम् ॥ २१ ॥**

**શબ્દાર્થ**—તે જ મારું ધનુષ, તે જ બાણો, તે જ રથ, તે ઘોડાઓ, અને રથમાં બેસનારો પણ હું તે જ છું. તે સર્વે સામગ્રીથી સર્વે રાજાઓ ચોતરફથી મને નમતા હતા, તે જ્યારે ભગવાનથી સર્વ રહિત થયું ત્યારે ભસ્મમાં હોમેલું હોય, કપટીની આરાધના કરેલી હોય, અને ઊખર જમીનમાં વાવેલું હોય, તે પ્રમાણે ક્ષણવારમાં અસત્=મિથ્યા થયું.

**ભાવાર્થ**:—જે ગાંડીવ ધનુષનો પહેલાં ઈંદ્રાદિક દેવતાએ આશ્રય કરેલો હતો, તેનું તે ધનુષ છે. ભીષ્મપિતામહના યુદ્ધમાં જ્યારે શિખંડી યુદ્ધ કરતો હતો ત્યારે તેને આડો રાખીને મેં બાણો નાખ્યાં હતાં, તે વખતે "આ બાણો અર્જુનનાં છે" એમ ભીષ્મ પિતામહે કહેલું હતું, તે આ બાણ એનાં એ છે. યુદ્ધમાં જે રથ કોઈથી પણ હણાયો ન હતો, તેનો તે રથ છે. જ્યાં હાંકીએ તે દરેક સ્થળમાં જનારા ઘોડાઓ તેના તે છે અને ભીષ્માદિકને મારનાર રથમાં બેસનારો હું પણ તેનો તે જ છું. વળી જે આ સર્વ સામગ્રીથી દરેક રાજાઓ ચોતરફથી મને નમતા હતા, અથવા **आमनन्ति** એવો પાઠ હોય તો ચોતરફથી મને રાજાઓ માનતા હતા, અથવા મારાં વખાણ કરતા હતા, એમ થયું હતું ત્યાં અંગારામાંથી અગ્નિ જતો રહેવાથી જેમ કોલસા થઈ જાય છે, અને ત્યારે તે કોયલામાંથી રૂપ દેવપણું અને બાળવાની શક્તિ વગેરે જતાં રહે છે, તેમ મારાં ધનુષ બાણ વગેરેમાં જ્યાંસુધી ભગવાન વિરાજતા હતા ત્યાંસુધી તે કાર્ય થયું હતું, પણ ભગવાન તેમાંથી પધારી ગયા એટલે સર્વ નષ્ટ થયું છે. એમ અન્વય વ્યતિરેક વડે વિચાર કરતાં, એટલે તે ધનુષ વગેરેમાં પહેલાં શું પ્રાપ્ત થયું હતું કે સર્વ કાર્ય કરતાં હતાં, અને હવે તેમાંથી શું જતું રહ્યું છે કે તેઓમાં કાર્ય કરવાની શક્તિ નથી, એમ વિચાર કરતાં, દરેક કાર્ય ભગવાને જ કર્યું હતું તેમ સિદ્ધ થાય છે.

જ્યારે તે ધનુષ વગેરે સર્વમાં ભગવાન વિરાજતા હતા ત્યારે તેઓથી દરેક કાર્ય સિદ્ધ હતું, તેનો નિશ્ચય જો કે તે વખતે થતો ન હતો, પણ હાલમાં તો તેમાંથી ભગવાન્ નીકળી ગયા, ત્યારે તે દરેકનું સ્વરૂપ બીજી રીતે સિદ્ધ થયું છે.

કારણ કે કાંઈપણ કામ ધનુષ–આદિકથી થતું નથી. તેથી ફળને સાધવાપણું હવે તેમાં રહ્યું નથી. અથવા ભગવાનની જ તેમાં પ્રસિદ્ધિ હતી. તે ભગવાનનો અભાવ થયો એટલે તે અસત્ (મિથ્યા) થયેલ છે. અસત્ય થવામાં લોક અને વેદ સંબંધી બે દૃષ્ટાંતો આપ્યાં છે. તેમાં લોકમાં પણ પોતાની વૃત્તિ અને સેવા વડે બે દૃષ્ટાંત આપે છે, અને વેદમાં તો મળીને એક જ દૃષ્ટાંત આપે છે, તેથી કુલ ત્રણ દૃષ્ટાંત આપે છે કે જેમ ભસ્મ (રાખ)માં હોમ કરેલો હોય, એટલે શ્રુતિમાં કહ્યું છે કે "જ્યારે પૂર્વની આહુતિ હોમે છે ત્યારે યજમાનનું મરણ થાય, ત્યારે દક્ષિણ તરફ ઠંડી ભસ્મમાં ઉત્તર આહુતિ નાખે અથવા ભસ્મનો સમૂહ લઇ જાય" એમ ભસ્મમાં હોમ લખેલો છે, તે ભસ્મમાં જેમ હોમનો વિનિયોગ ખોટી બાબતમાં થાય છે તેમ ગોવાળિયાઓમાં અમે ધનુષ વગેરેનો વિનિયોગ કર્યો, તે કાંઈ પણ કાર્ય સિદ્ધ કરનારો થયો, ન ઈશ્વરનું આરાધન થયું કે ન ધર્મ થયો. લોકમાં કોઇ રાજા વગેરેનું આરાધન કરાય છે અને તેથી કાર્યની સિદ્ધિ થાય છે, તે રાજા વગેરેની આરાધનાથી કાર્ય સિદ્ધ થયું તેમ કહેવાય છે. તે રાજા વગેરે જો કપટી હોય તો **કુલ્માષ આપ્યાની** માફક તેનું ફળ પણ ખોટું થાય છે.

આમ કહેવાથી ધનુષ વગેરેમાં અધિષ્ઠાન કરીને રહેલી દેવતા જ અસત્ ફળ આપનારી થઇ, તેથી તેનું અસત્પણું બતાવ્યું છે. એવી રીતે ફળ અને સાધ્ય પદાર્થની નિષ્ફળતા બતાવીને હવે સાધનની નિષ્ફળતા બતાવે છે કે જેમ ઊખર (ખારવાળી) જમીનમાં વાવેલું બીજ તે ઊગતું નથી, કારણ કે ઊખર જમીન બીજની શક્તિનો દાહ કરનારી હોય છે, તેથી તેમાં પડેલું બીજ સ્વરૂપથી પણ નષ્ટ થાય છે, એટલે તે બીજ પહેલાં જેવું હતું તેવું પણ વાવ્યા પછી રહેતું નથી, તેમ અહીં પણ મારું લૌકિક રથીપણું પણ ગયું છે, એવો અભિપ્રાય છે. (૩૧)

તેવી રીતે અર્જુનની અસ્વસ્થતા માટે પણ યુધિષ્ઠિરે પૂછેલું છે, તેનો ઉત્તર કહીને યાદવોની કુશળતા માટે પહેલાં જ જે પૂછયું હતું તેનો ઉત્તર આપે છે:

**राजँस्त्वयानुपृष्टानां सुहृदां नः सुहृत्पुरे ।**
**विप्रशापविमूढानां निघ्नतां मुष्टिभिर्मिथः ॥ २२ ॥**

**वारुणीं मदिरां पीत्वा मदोन्मथितचेतसाम् ।**
**अजानतामिवान्योन्यं चतुःपञ्चावशेषिताः ॥ २३ ॥**

શબ્દાર્થઃ—હે રાજન્ યુધિષ્ઠિર, તમે પૂછેલા, આપણા સંબંધીઓની દ્વારકાપુરીમાં રહેલા, તે સર્વે સંબંધીઓ, બ્રાહ્મણના શાપથી ઘણા મૂઢ થયેલા, વારુણી

**મદિરાનું પાન કરી, મદથી જેનાં ચિત્ત મથાઈ ગયાં છે, અને તેથી જ પરસ્પર મૂઠીઓ વડે લડવા લાગ્યા, તે જાણે એક બીજાને જાણતા ન હોય તેમ મારતાં મારતાં ચાર પાંચ જ બાકી બચેલા છે.**

**ભાવાર્થ**:—સંબંધીઓના પુરમાં સંબંધીઓનું કુશળ યુધિષ્ઠિરે પૂછેલું છે, તેનો ઉત્તર એ છે કે તેઓને શાપ થયો હતો, તેથી બ્રાહ્મણના શાપથી તેઓ મૂઢ બનેલા હતા અને પછી બીજા સ્થળમાં તેઓ જઈને સામસામા મૂઠીઓથી લડવા લાગ્યા. તેનું કારણ કે યાદવોએ મદિરાનું પાન કર્યું હતું. અમૃત માટે સમુદ્રનું મથન કર્યું ત્યારે મદિરા નીકળી હતી, તે તાડ વગેરેનાં વૃક્ષમાં રહેલી છે; તેથી તાડ વગેરેના વૃક્ષમાંથી ઉત્પન્ન થયેલી મદિરા **वारुणी** કહેવાય છે. (લોકમાં તેને તાડી કહેવાય છે.) તે મદિરાનો મદ થવાથી તમામ યાદવો-માંથી વિવેક જતો રહ્યો, અને તેમાંથી ફક્ત ચાર પાંચ બચ્યા છે; એટલે ચારની સાથે પાંચ રહ્યા એટલે નવ રહેલા; અર્થાત્ પૃથ્વી, જળ, વાયુ, તેજ, આકાશ, કાલ, દિશા, આત્મા, અને મન, એમ નવ દ્રવ્યથી શરીરનો સંઘાત થાય છે. તેમ યાદવોના શરીરના સંઘાતમાં નવ દ્રવ્ય પ્રવેશ કરી રહેલાં હતાં તેમાં પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર દ્રવ્યનાં પરમાણુઓ સાથે આકાશ વગેરે પાંચ દ્રવ્યો રહેલાં છે; એટલે પૃથ્વી વગેરે ચાર દ્રવ્યો જે સ્થળરૂપે હતાં તે નષ્ટ થઈ જતાં, તેનાં પરમાણુઓ થઇ ગયાં છે, અને આકાશાદિ પાંચ એમનાં એમ રહેલાં છે. યાદવોને પરસ્પર સ્નેહ હતો, તે મારવામાં પણ બાધ કરનારો થાય; તેથી પરસ્પર એક બીજાને કેમ માર્યા એમ શંકા કરીને કહે છે કે જેમ જાણતા ન હોય તેમ સામસામા મારેલા છે. અહીં જાણતા ન હોય, એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે મારવાનું જ્ઞાન હતું પણ કોને મારીએ છીએ, શા માટે મારીએ છીએ, એવું જ્ઞાન ન હતું; એમ બતાવવા માટે મૂળમાં **इव** અવ્યય મૂકેલો છે. (૨૨-૩૩)

આમ યાદવોનો પરસ્પર નાશ થયો તેનો કર્તા કોણ હશે, તેની સંભાવના કરે છેઃ

**प्रायेणैतद् भगवत ईश्वरस्य विचेष्टितम् ।**
**मिथो निघ्नन्ति भूतानि भावयन्ति च यन्मिथः ॥ २४ ॥**

**શબ્દાર્થઃ—ભૂત પ્રાણી માત્ર પરસ્પર એક બીજાને મારે છે અને એક બીજાને ઉત્પન્ન કરે છે તે કાર્ય ઘણું કરીને સમર્થ ભગવાનનું વિશેષ ચેષ્ટિત છે.**

**ભાવાર્થ**:—ભગવાન્ સર્વ કરનારા છે અને સર્વના રક્ષક છે; માટે આ કાર્ય પણ ભગવાને જ કર્યું એમ નિશ્ચય થાય છે. કાળ વડે પણ તે કાર્ય થવાનો **સંભવ છે.** તે માટે ઘણું કરીને ભગવાનનું ચેષ્ટિત (ચેષ્ટા કરાયેલું) **છે, એમ**

મૂળમાં કહ્યું છે; પણ વિચાર કરતાં તો કાળમાં પણ ભગવાન્ રહેલા હોવાથી ભગવાને જ સર્વ કરેલું છે એમ માનવું તે ઉત્તમ કોટી છે. લોકમાં મનુષ્યે કરેલું કાર્ય દેખાય છે તે મનુષ્યે કરેલું નથી, એમ બતાવવા માટે દરેક સમયમાં જે લોક કાર્ય કરે છે તે ભગવાન જ કરે છે, એમ બતાવવા સારુ કહે છે કે ભૂત પ્રાણી માત્રને મારે છે અને ઉત્પન્ન કરે છે તે બધું ભગવાનની ચેષ્ટા છે, કારણ કે પરસ્પર સરખા હોય તેને મારવા કે તેની રક્ષા કરવી એ સર્વ પ્રયોજક કાર્ય છે, એટલે રક્ષણ કરવું એ કાર્ય તો બીજો કોઇ કરાવનાર હોય ત્યારે જ થાય છે, કારણ કે પોતાની મેળે જ કોઇમાં મોટાઇ કે હલકાઈ હોતી નથી.

મૂળમાં ચકાર હોવાથી, પ્રભુ ઉત્પન્ન કરે છે તેમ બીજાને ઉત્પન્ન કરાવે છે, એવો અભિપ્રાય છે. પિતા પુત્રને ઘેર પોતે ઉત્પન્ન થાય છે, ત્યારે પુત્ર-પણાને પામે છે, એટલે વેદાદિકમાં એમ લખેલું છે કે "પોતાની સ્રીમાં પોતે જ ઉત્પન્ન થાય છે તેવી સ્રીનું નામ જાયા કહેવાય છે" તેમ પોતે પુત્રરૂપ થઇને પાછો તેના પુત્રરૂપ થાય છે, એટલે પિતા હોય તે જ પાછો પૌત્રરૂપ થાય છે; તેથી ઘણે ઠેકાણે પિતામહ (દાદા, બાપના બાપ) અને પૌત્રનાં નામ પણ એક હોય છે. (૨૪)

આ યાદવોનો સંહાર કર્યો તે ભગવાને કર્યો એમ કોઈ સ્થળે લખ્યું નથી, ત્યારે તે ભગવાને તે સંહાર કર્યો એમ શી રીતે કહેવાય? તેવી શંકા કરીને કહે છે:

**जलौकसां जले यद्वन्महान्तोऽदन्त्यणीयसः ।**
**दुर्बलान्बलिनो राजन् महान्तो बलिनो मिथः ॥ २७ ॥**
**एवं बलिष्ठैर्यदुभिर्महद्भिरितरान्विभुः ।**
**यदून्यदुभिरन्योन्यं भूभारान्सञ्जहार ह ॥ २६ ॥**

**શબ્દાર્થ**:—જળમાં રહેનારાં મત્સ્યોમાં મોટાં માછલાં જેમ નાનાં માછલાંને ખાય છે, તેવી રીતે હે યુધિષ્ઠિર, અહીં દુર્બલ યાદવોને બલવાન યાદવોએ મારેલા છે, અને મોટા હતા તે પરસ્પર એક બીજાના મારવાથી મરેલા છે; એમ બલવાન મોટા યાદવો વડે નિર્બલ નાના યાદવોને મરાવેલા છે. એમ પૃથ્વીના ભારરૂપ યાદવોનો પરસ્પર યાદવો વડે જ ઉપસંહાર કરેલ છે.

**ભાવાર્થ**:—અગ્નિના શાપ વડે મૂઢ થયેલાં માછલાંઓ જેમ એક બીજાને મારે છે તે પ્રમાણે અહીં **માત્સ્ય ન્યાય**ની માફક થયું છે, એટલે મોટાં માછલાં જેમ નાનાં માછલાને મારે છે તેમ દૂબળા યાદવોને બલવાન્

યાદવોએ માર્યા છે. તેમાં યુધિષ્ઠિરની સંમતિ લેવા માટે **हे राजन्** એવું સંબોધન આપેલું છે, એટલે રાજાઓ તે વાતને જાણે છે એમ બતાવ્યું છે. મોટાઓ હતા તે એક બીજાને મારવાથી જ મરણ પામ્યા છે. હવે તેનો ઉપસંહાર કરે છે કે બળવાન અને મોટા હતા તેઓ વડે નિર્બળને અને નાનાઓને મારેલા છે. એમ પૃથ્વીના ભારરૂપ યાદવોનો યાદવો વડે જ ભગવાને ઉપસંહાર કરેલો છે.

ભગવાને જ સર્વે મારવા લાયક હતા, તે યાદવો પરસ્પર લડીને શા માટે મર્યા? એવી શંકાનું નિવારણ કરે છે કે તે ભગવાન 'વિભુ' હતા, એટલે દરેક કરવાને સમર્થ હતા; તેથી આ યાદવો વડે જ યાદવોને મારેલા છે. મોટો હોય તે સાધનથી કાર્ય કરે છે; ઘણો મોટો હોય તે આજ્ઞા વડે કામ કરે છે, અને વિભુ-સર્વ કરવાને સમર્થ હોય તે ઇચ્છા વડે જ કાર્ય કરે છે. તે યાદવો પરસ્પર મારવા લાગ્યા; એટલે વિવાહમાં કે ઉત્સવાદિકમાં પરસ્પર એક બીજાને પીરસે છે તેમ અહીં એક બીજાને મારેલા છે. (૨૫-૨૬)

એમ સંક્ષેપથી સામાન્યપણે કથા કહીને આ કથા વિસ્તારથી કહેવી જોઈએ એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં ફરીને, ધર્મયુક્ત ભગવાનનો ત્યાગ કરેલ છે તે પ્રભુનું સ્મરણ થવાથી અંતઃકરણમાં વિકલતા થઇ છે તેથી કાંઈ કહી શકાતું નથી એમ કહે છે:

**देशकालार्थमुक्तानि हृत्तापोपशमानि च ।**
**हरन्ति स्मरतश्चित्तं गोविन्दाभिहितानि मे ॥ २७ ॥**

**શબ્દાર્થઃ**—દેશ અને કાલના અર્થથી યુક્ત, અને હૃદયના તાપને શાંત કરનારાં, ભગવાનનાં વચનોનું હું સ્મરણ કરું છું, ત્યાં તે વચનો મારા ચિત્તને હરી લે છે.

**ભાવાર્થઃ**—દેશ અને કાલ વડે જે જે અર્થો વિશેષ હોય છે, તે અર્થોની સાથે નીતિનાં વાકયો હૃદયના તાપને શાંત કરનારાં છે. મૂળમાં **च**કાર મૂકેલો છે, તેથી ભગવાનના માહાત્મ્યને બતાવનારાં પણ ભગવાનનાં વાકયો હતાં તે ભગવાને પહેલાંથી જ મને કહેલાં હતાં એટલે દેશ અને કાલ પ્રમાણે દરેક કરવું જોઇએ, એવાં નીતિનાં વાકયો મને કહેલાં હતાં. આત્મામાં નિષ્ઠા રાખીને બહારના ધર્મોનો ત્યાગ કરવો અને ભગવાનના માહાત્મ્યને જાણીને સંબંધવાળો મોહ છોડવો, એમ ત્રણ પ્રકારનાં વચનો ભગવાને પહેલાંથી જ કહેલાં છે.

તે વાકયોનું હમણાં હું સ્મરણ કરું છું ત્યાં મારું ચિત્ત હરાઈ જાય છે. ભગવાન જેમ બીજું કાર્ય કરતા હોય અને તેમાંથી જેમ બીજું ફળ થાય છે, તેમ ભગવાનનાં વાકયો પણ હું શોક દૂર કરવા માટે સંભારું છું.

ત્યાં તેના અર્થનું અનુસંધાન કરવામાં ઊલટો શોક પેદા કરે છે, તેથી તેના શબ્દની પ્રબળતાથી શોક થાય છે અને હું ચૂપ રહું છું. (૨૭)

આમ ભગવાનના ધર્મસહિત ભગવાનનું સ્મરણ કરતાં ભક્તિ ઉત્પન્ન થઈ છે અને ભક્તિ વડે ભગવાનના ચરણારવિંદનું સ્મરણ થતાં દૃઢ પ્રેમની ઉત્પત્તિ થઇ છે અને તેથી જીવ અને ભગવાનનું સાંનિધ્ય ( નજદીકપણું ) થતાં સત્ત્વગુણના આવેશથી પરમાનંદનો આવિર્ભાવ થયો છે. તેથી રજોગુણ અને તમોગુણના દોષો દૂર થયા છે, ત્યારે શાંત અને નિર્મલ બુદ્ધિ થઈ છે. સત્ત્વગુણ વડે બુદ્ધિ શાંત થઈ છે અને રજોગુણ તમોગુણના દોષો જવાથી બુદ્ધિ નિર્મળ થઇ છે. બુદ્ધિનું સ્વરૂપ વિજ્ઞાનરૂપ છે એમ આગળ કહેવાશે. તેથી સ્વભાવથી જ તેને જ્ઞાનપણું છે. તેવી રીતે જ્ઞાનરૂપ બુદ્ધિ થઈ એમ સૂતજી કહે છેઃ

**सूत उवाच ।**

**एवं चिन्तयतो जिष्णोः कृष्णपादसरोरुहम् ।**
**सौहार्देनातिगाढेन शान्ताऽऽसीद्विमला मतिः ॥ २८ ॥**

**શબ્દાર્થઃ**—એવી રીતે ભગવાનના ચરણકમળનું ચિંતન કરતા એવા અર્જુનની, અત્યંત દૃઢ સ્નેહ વડે, બુદ્ધિ શાંત અને નિર્મલ થઇ.

**ભાવાર્થઃ**—એવી રીતે ભગવાનના ધર્મસહિત ભગવાનનું સ્મરણ થતાં ભક્તિ થઈ અને તેથી પ્રભુના ચરણકમળનું સ્મરણ કરવામાં દૃઢ પ્રેમ ઉત્પન્ન થયો, ત્યારે જીવ અને ભગવાનનું સાંનિધ્ય થતાં સત્ત્વગુણનો આવેશ થયો અને પરમાનંદનો આવિર્ભાવ થવાથી રજોગુણ તમોગુણના દોષો દૂર થયા ત્યારે બુદ્ધિ શાંત અને નિર્મલ થઇ. **बुद्धिर्विज्ञानरूपिणी** એવું વાક્ય હોવાથી સ્વભાવથી જ તેનું જ્ઞાનરૂપ હતું તે સિદ્ધ થયું છે.

સુષુપ્તિ અવસ્થામાં જેમ શોક જતો રહે છે તે મૂળથી જતો નથી, પણ ઉપરથી જતો રહે છે, તેમ અર્જુનને પણ ઉપર ઉપરથી શોક ગયો હોય અને મૂળમાંથી શોક નિવૃત્ત ન થયો હોય તો પાછો શોક થવાનો સંદેહ થાય. તે માટે જ્ઞાનનો પ્રકાશ થયો છે તેનું નિરૂપણ કરે છે. તેમાં આત્મસ્વરૂપનું જ્ઞાન અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન, પ્રમાણ અને પદાર્થને અધીન હોવાથી ઉપદેશની જરૂરતવાળું નથી, પણ પ્રમાણ અને વસ્તુનું આવરણ છે તે દૂર કરવું જોઈએ, તેમાં રજોગુણ અને તમોગુણ જવાથી સત્ત્વ-ગુણ પ્રકટ થયો છે. (૨૮)

એટલે પ્રમાણનું જે આવરણ છે તે દૂર થઇ જવા જેવું થયું છે, અને જીવાત્માનું આવરણ માયા છે, તે તો ભક્તિસહિત જ્ઞાન વડે દૂર થાય છે. વળી ભગવાનનું આવરણ ભગવાનની ઇચ્છા છે, તે આવરણ ભગવાનના માહાત્મ્યને

જાણીને ભગવાનમાં ઉત્તમ પ્રેમ થતાં સેવા કરવાથી જાય છે, ત્યારે નિર્મળ દૃષ્ટિવાળાને જેમ સૂર્યના પ્રકાશનો સાક્ષાત્કાર થાય છે તેમ જીવ અને પરમાત્માનો મન વડે સાક્ષાત્કાર થાય છે, તે પ્રમાણે અર્જુનને બન્ને થયાં છે તે બે શ્લોકથી કહે છે:

**वासुदेवाङ्घ्यनुध्यानपरिबृंहणरंहसा ।**
**भक्त्या निर्मथिताशेषकषायधिषणोऽर्जुनः ॥ २९ ॥**
**गीतं भगवता ज्ञानं यत्तत्सङ्ग्राममूर्धनि ।**
**कालकर्मतमोरुद्धं पुनरध्यगमद् विभुः ॥ ३० ॥**

**શબ્દાર્થ:**—ભગવાનના ચરણકમળના ધ્યાન વડે, ચોતરફથી જેનો વેગ વધેલો છે, એવી ભક્તિ વડે, બુદ્ધિના સમગ્ર કષાય (મેલ) જેના દૂર થયા છે, એવા સમર્થ અર્જુને, સંગ્રામના વખતે ભગવાને ગીતારૂપી જે જ્ઞાન કહેલું હતું તે પાછું મેળવ્યું છે કે જે જ્ઞાન કાળ, કર્મ અને તમોગુણથી રૂંધાયેલું હતું.

**ભાવાર્થ:**—બુદ્ધિ શાંત હતી તોપણ વાસના રહેલી હોવાથી પાછો ફણગો ફૂટે, તે ન થવા માટે વાસુદેવ ભગવાનના ચરણકમળનું જે આલિંગન કર્યું છે, તેવા વેગવાળી ભક્તિથી સમગ્ર બુદ્ધિના દોષો, અર્જુને સ્વરૂપથી જ નાશ કરેલા છે. અર્જુનનો અર્થ સફેત પણ થાય છે, ત્યાં એવો અભિપ્રાય છે કે જેમ વસ્ત્રમાંથી મેલ જતો રહે ત્યારે વસ્ત્ર સ્વચ્છ અને ધોળું થાય છે, તેમ અર્જુન સફેત થયા છે, અર્થાત્ બુદ્ધિની વાસનાઓ ગઇ છે. હવે જીવનું આવરણ દૂર કરવા માટે કહે છે કે જ્યારે અંતઃકરણ શુદ્ધ થાય છે ત્યારે પ્રમાણથી ઉત્પન્ન કરેલું જ્ઞાન આત્માના આવરણને દૂર કરે છે તે તો પહેલાં જ ભગવાને કહેલા **ગીતાજી** નામના પ્રમાણથી જ્ઞાન ઉત્પન્ન થયું જ હતું, પણ ત્યારે ત્રણ ગુણસ્વરૂપ કાળ કર્મ અને તમોગુણથી જ્ઞાનસહિત બુદ્ધિનું આવરણ ( પડદો ) થયેલું હતું તે આવરણ હમણાં દૂર થવાથી જ પોતાની મેળે જ જ્ઞાન થયું, તે કહે છે કે ગીતાજીમાં ભગવાને જે જ્ઞાન કહ્યું હતું તે જ્ઞાન પાછું અર્જુને મેળવ્યું છે. વૃત્તિરૂપ જ્ઞાન એક ક્ષણમાં ઉત્પન્ન થાય છે, બીજી ક્ષણમાં તે જ્ઞાનની સ્થિતિ થાય છે, અને ત્રીજી ક્ષણમાં તે જ્ઞાન નાશ પામે છે; એમ જ્ઞાન ત્રણ ક્ષણ સુધી રહે છે. તેથી કારણની સાથે તે જ્ઞાન પોતાની મેળે જ તિરોહિત ( ન દેખાવું ) થાય છે, તે પાછું જ્ઞાન અર્જુને શી રીતે મેળવ્યું? એમ શંકા કરીને કહે છે કે અર્જુન સમર્થ હતા, તેથી જ્ઞાનનો તિરોભાવ હતો તે દૂર કર્યો, એટલે પ્રકટ થયું. (૨૯–૩૦)

જ્ઞાનનું અનુસંધાન થયા પછી જેવી રીતે આત્માનું આવરણ કર્યું તે ક્રમવાર કહે છે:

**विशोको ब्रह्मसम्पत्त्या संछिन्नद्वैतसंशयः ।**
**लीनप्रकृतिनैर्गुण्यादलिङ्गत्वादसम्भवः ॥ ३१ ॥**

**શબ્દાર્થ**:—બ્રહ્મની સંપત્તિ વડે શોક રહિત, અને જેના દ્વૈતપણાના સંશયો સારી રીતે કપાઈ ગયા છે, એવો અર્જુન થયો, ત્યારે લીન થયેલી પ્રકૃતિથી નિર્ગુણ અવસ્થા થવાથી, લિંગ શરીર જતું રહ્યું; એટલે તેને ફરીવાર સંશય ઉત્પન્ન થવાનો સંભવ રહ્યો નથી.

**ભાવાર્થ**:—જ્ઞાનમાં બ્રહ્મની સંપત્તિ થઈ ત્યારે "બ્રહ્મને જાણનાર હોય તે બ્રહ્મ જ થાય છે" એમ શ્રુતિમાં કહેલ છે; તેથી અર્જુન બ્રહ્મરૂપ થયા. વિષયની પ્રાપ્તિ થઇ છે, એટલે શોકનો અભાવ થયો છે. દરેક વિષયની પ્રાપ્તિ થઇ તે કહે છે કે હું અને આ જુદો છે, એવા દ્વૈતરૂપ દેહ વગેરે પ્રપંચમાં અર્જુનના દરેક સંદેહો કપાઇ ગયા છે, એટલે પોતે બ્રહ્મરૂપ થઇ ગયા હોવાથી સર્વરૂપ થયા છે, ત્યારે કોઇ વાતનો સંદેહ રહ્યો નથી. અથવા દ્વૈતરૂપ પ્રપંચમાં દરેક સ્થળે પોતાના આત્માનો પ્રવેશ થવાથી પહેલાં તો પરિચ્છિન્ન (અમુક ભાગમાં રહેવું) ભાવથી આત્માના સ્વરૂપનો નાશ કરનારા સંશયો દરેક સ્થળે રહેલા હતા, તે આત્માનો બ્રહ્મભાવ થવાથી દરેકની અંદર પ્રવેશ થયો છે. તેમ થવાથી બહારના સંબંધના સંદેહોને અર્જુને દૂર કરેલા છે.

બહારના નિયમો રહેલા છે તેમાં ફરીથી સંબંધ થાય તો પાછળ સંશયો થશે? એવી શંકા કરીને કહે છે કે પ્રકૃતિ એટલે માયા તે લીન થયેલી છે; અર્થાત્ માયા દૂર થવાથી નિર્ગુણ અવસ્થા થઇ છે, તે નિર્ગુણ અવસ્થાથી લિંગ શરીર ગયું છે, ત્યારે મૂળ દોષો હતા તે પણ ગયા છે; તેથી અર્જુનને ફરીવાર સંશયોની ઉત્પત્તિ થશે એવો સંભવ રહ્યો નથી, તેમ સંશયોની ઉત્પત્તિ ન થવાથી અને લિંગ શરીર છૂટી જવાથી બહારના વિષયો સાથે તેનો સંબંધ રહેતો નથી. એમ દરેક દોષની નિવૃત્તિ થવાથી બ્રહ્મભાવ થયો ત્યારે અર્જુનના દરેક દોષો દૂર થયા છે. (૩૧)

આમ અર્જુનની કૃતાર્થતાનું નિરૂપણ કરીને રાજા યુધિષ્ઠિરની કૃતાર્થતા કહેવા માટે તેનો નિશ્ચય કહે છે:

**निशम्य भगवन्मार्गं संस्थां यदुकुलस्य च ।**
**स्वःपथाय मतिं चक्रे निभृतात्मा युधिष्ठिरः ॥ ३२ ॥**

**શબ્દાર્થ**:—ભગવાનના માર્ગને અને યદુકુળના નાશને સાંભળીને દૃઢ અંતઃકરણવાળા યુધિષ્ઠિરે દેવમાર્ગમાં જવા માટે મતિ કરી.

**ભાવાર્થ**:—યુધિષ્ઠિરે ભગવાનનો માર્ગ જાણ્યો છે, એટલે ભગવાન વૈકુંઠમાં પધાર્યા એમ જાણ્યું છે. અને યદુકુળની સંસ્થા જાણી એટલે યદુકુલનો નાશ

થયો તે જાણ્યું છે. ત્યારે દૃઢ અંતઃકરણવાળા યુધિષ્ઠિરે દેવમાર્ગમાં જવા માટે પોતાની મતિ કરી. (૩૨)

ક્રમે કરીને દરેકની મુક્તિ કહેવા માટે કુંતીજીની મુક્તિ થઈ તે કહે છે:

**पृथाऽप्यनुश्रुत्य धनञ्जयोदितं**
**नाशं यदूनां भगवद्गतिञ्च ताम् ।**
**एकान्तभक्त्या भगवत्यधोक्षजे**
**निवेशितात्मोपससार संसृतेः ॥ ३३ ॥**

**શબ્દાર્થ**:—કુંતીજી પણ અર્જુનથી કહેવાયેલા યાદવોના નાશ, અને ભગવાનના પધારી જવાના વૃત્તાંતને સાંભળીને ઇંદ્રિયોનું જ્ઞાન જેનાથી નીચે રહે છે એવા ભગવાનની એકાંત ભક્તિ વડે જેણે આત્માનો નિશ્ચય કરેલો છે, એવાં થઇને જન્મમરણાત્મક સંસારથી નિવૃત્ત થયાં છે.

**ભાવાર્થ**:—કુંતીજીએ તે જ વખતે અર્જુને કહેલી તમામ હકીકત સાંભળીને ભગવાનમાં ચિત્ત જોડીને, ઉત્કટ પ્રેમથી પ્રકટ થયેલા પ્રભુમાં સાયુજ્ય ( સાથે જોડાઈ જવું ) મુક્તિને પામી ગયા અને શરીરનો ત્યાગ કર્યો. (૩૩)

ભગવાને એમ શા માટે કર્યું? એમ શંકા થાય ત્યાં કહે છે:

**ययाऽहरद् भुवो भारं तां तनुं विजहावजः ।**
**कण्टकं कण्टकेनेव द्वयं चापीशितुः समम् ॥ ३४ ॥**

**શબ્દાર્થ**:—કાંટાથી કાંટાને કાઢીને પછી કાંટાનો ત્યાગ કરે છે, તેમ જન્મ વગરના ભગવાને જે શરીર વડે પૃથ્વીનો ભાર દૂર કર્યો હતો, તે શરીરને છોડયું, કારણ કે ભારરૂપ શરીર અને યાદવરૂપ શરીર એ બન્ને કાર્ય ભગવાનને સરખાં છે.

**ભાવાર્થ**:—ભગવાને યાદવોનો સંહાર કર્યો, તેમાં ભગવાનને આત્માપણું હોવાથી દોષ નથી એમ કહેવા માટે કહે છે કે સહાયતા માટે લાવેલા જે યાદવોના શરીર વડે ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો તે શરીરનો ત્યાગ કર્યો, કારણ કે પૃથ્વીનો ભાર હરવારૂપ કાર્ય પૂરું થયું. ત્યારપછી યાદવરૂપ શરીર રાખવાનું કાંઈ પ્રયોજન ન હતું તેથી તેમ કર્યું છે. તેમ કરવામાં ભગવાનને अजः અજન્મા કહે છે, એટલે યાદવોનાં શરીર ઉત્પન્ન થયાં તેથી કાંઇ ભગવાન ઉત્પન્ન થયા નથી. ત્યાં દૃષ્ટાંત કહે છે કે શરીરમાં લાગેલા કાંટાને જેમ બીજા કાંટાથી કાઢીને પછી જે કાંટાથી કાંટો કાઢયો હોય તે કાંટાને નાખી દેવાય છે; તેમ યાદવોના શરીર વડે પૃથ્વીનો ભાર ઉતારીને યાદવના શરીરનો ત્યાગ કર્યો છે; તેથી તેમાં દરેક રીતે આત્મીયપણું નથી તેમ સૂચવ્યું છે.

તોપણ યાદવોના શરીરમાં રહેલ અભિમાની જીવોને તેમાં કલેશ થાય છે, તેથી ભગવાને તેમ શા માટે કર્યું? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે પૃથ્વીના ભારરૂપ શરીર, અને તે ભારને દૂર કરવારૂપ શરીર,

એમ બે શરીર છે, તે બંને શરીર દરેકને કાબૂમાં રાખનારા ભગવાનને તો સમાન જ છે. અહીં કાંટાનું દૃષ્ટાંત આપેલ છે અને બંને શરીર સરખાં કહેલાં છે, તેથી પૃથ્વીના ભારરૂપ શરીર અને યાદવના શરીરને સત્યપણું છે, પણ હમેશાં એક જ સ્થાનમાં રહેવાનું નથી, એટલું અનિત્યપણું બતાવ્યું છે. (૩૪)

હવે ભગવાનમાં ઉપરની હકીકતથી કાંઈક વિશેષ કહે છેઃ

**यथा मत्स्यादिरूपाणि धत्ते जह्याद्यथा नटः ।**

**भूभारः क्षपितो येन जहौ तच्च कलेवरम् ॥ ३५ ॥**

**શબ્દાર્થ**:—નટ જેમ સ્ત્રી વગેરેનાં રૂપને ધારણ કરે છે અને છોડે છે, તેમ ભગવાન્ મત્સ્યાદિકરૂપ લે છે અને છોડે છે, તેમ જે શરીર વડે પૃથ્વીનો ભાર ઉતાર્યો તે શરીરનો ત્યાગ કર્યો.

**ભાવાર્થ**:—જેમ નાના પ્રકારની રમત રમવા માટે નટ પોતાના સ્વ-રૂપને જ સ્ત્રી વગેરે રૂપથી બતાવે છે અને કામ પૂરું થયા પછી તે રૂપનો ત્યાગ કરે છે તેવી રીતે પૃથ્વીનો ભાર ઉતારવા માટે ભગવાને જે મનુષ્યવેશ લીધો હતો, તેને છોડી દીધો છે. અહીં જે વેશ લીધો છે તે વાસ્તવિક નથી, તે સ્ત્રી વગેરે વેશને છોડનાર નટનું દૃષ્ટાંત આપે છે, તેથી જણાય છે. તે માટે બ્રહ્માંડ પુરાણમાં કહ્યું છે કે "શ્રીકૃષ્ણે દેહ છોડયો નથી, તોપણ દેહ છોડનાર જીવના દેહની માફક તેના સ્વરૂપ અને આકૃતિની બરોબર તેણે લોકને પોતાનો આત્મા બતાવેલો છે", એવી રીતે અહીં પણ અભિપ્રાય સમજવાનો છે. (૩૫)

ઉપરની હકીકત કહેવાનો અભિપ્રાય ચાલતી બાબતમાં ઉપયોગી થાય છે, તે કહે છેઃ

**यदा मुकुन्दो भगवानिमां महीं**

**जहौ स्वतन्वा श्रवणीयसत्कथः ।**

**तदाऽहरेवाऽप्रतिबुद्धचेतसा-**

**मभद्रहेतुः कलिरन्ववर्तत ॥ ३६ ॥**

**શબ્દાર્થ**:—શ્રવણ કરવા યોગ્ય જેની સારી કથા છે એવા મુકુંદ ભગવાને જ્યારે પોતાની તનુ(શરીર) વડે આ પૃથ્વીને છોડી તે દિવસે જ જેઓનું ચિત્ત જાગ્રત નથી તેઓને અકલ્યાણના કારણરૂપ કલિયુગ પ્રવૃત્ત થયો.

**ભાવાર્થ**:—દરેકને મોક્ષ આપવા માટે ભગવાને અવતાર લીધો છે તે મોક્ષ આપીને પોતે જ્યારે પધારે છે, ત્યારે મોક્ષને પ્રતિબંધ કરનારા કલિ-યુગના ધર્મોનું નિરૂપણ કરેલું છે. અને તે કલિયુગના ધર્મો આવેલા હોય ત્યારે જ તે રહે તો મોક્ષ ન થાય, તેથી હવે અહીંથી બહાર નીકળવું જ શરણ છે, એટલે કલિયુગનો પ્રભાવ જ્યાં પડયો ન હોય તેવા દેશમાં જવું

જોઈએ, તે સિવાયના બીજા દેશોમાં તો ભગવત્સ્વરૂપ અથવા જ્ઞાનનો અભાવ હોવાથી રહેવું યોગ્ય નથી; માટે યુધિષ્ઠિરે ભગવાનની સાથે જ જવાનો નિશ્ચય કર્યો છે, તે કહે છે.

"કાળના મલરૂપ કલિયુગ છે, સર્વ જગત્ કાલરૂપ છે, અને કાલના સ્વામી માધવ છે, માટે જે દેશમાંથી ભગવાન તિરોહિત થાય છે, તે દેશની હીનતા ગણાય છે. ત્યાં દૃષ્ટાંત આપે છે કે જેમ અગ્નિ દૂર થયા પછી લાકડામાં રાખ થઈ જાય છે, તે તેની હીનતા કહેવાય છે, તે પ્રમાણે દેશમાંથી ભગવાન્ પધારી જવાથી દેશની હીનતા થઈ છે. કાષ્ઠમાં અગ્નિ રહેલો હોવથી તેને રાખની માફક હીનપણું નથી, તેવી રીતે જે દેશમાં ભગવાન્ તિરોહિત ન થયા હોય તે દેશ હીન ગણાતો નથી.

યુધિષ્ઠિરને બીજા દેશમાં જવાની બુદ્ધિ થઇ છે, તેમ યુધિષ્ઠિર ભક્ત હોવાથી તેના હૃદયમાં ભગવાન વિરાજે છે, તોપણ જેમ અરણી ( એક જાતનું લાકડું ) માં અગ્નિ રહેલો હોય છે, તોપણ બીજા લાકડાથી જ્યારે અરણીનું મથન કરે ત્યારે તેમાં અગ્નિ સિદ્ધ થાય છે, તેવી રીતે યુધિષ્ઠિરમાં ભગવાન્ બિરાજે છે, તોપણ બીજા દેશમાં જવાથી ભગવાનનો પ્રકાશ થશે; માટે યુધિષ્ઠિરને જવા નિશ્ચય થયો છે."

ભગવાન્ મુકુંદ હોવાથી મુક્તિને માટે જ ભગવાનનો અવતાર છે, એટલે હવેથી ભગવાને મુક્તિનો ઉપસંહાર કર્યો છે. જોકે ભગવાનનો દરેક સ્થળમાં નિત્યસંબંધ હોવાથી કોઈ સ્થળે પણ ભગવવાનનો ત્યાગ નથી, તોપણ પ્રકટ થયેલું એવું પરમાનંદસ્વરૂપ પરિચ્છિન્નપણાથી ( અમુક સ્થળમાં દેખાય તેવું ) બતાવેલું હતું; માટે તે સ્વરૂપથી પૃથ્વીનો ત્યાગ કર્યો છે એમ કહેલું છે, બાકી અપરિચ્છિન્નતા ( સર્વત્ર રહેલું ) થી તો દરેક સ્થળે બિરાજે છે.

એ બતાવવા માટે મૂળમાં **तन्वा जहौ** ( શરીર વડે છોડેલ છે ) એમ કહેલું છે. તનુની સાથે પૃથ્વીને છોડી દે એમ કેટલાક અર્થો કરે છે, તે અર્થ યોગ્ય નથી, કારણ કે પૃથ્વીને છોડવાની હકીકત પહેલાં કહી નથી પણ નટની માફક શરીરના ત્યાગ કરવાની હકીકત કહી છે; તેથી છોડેલા શરીરને વસ્તુપણું ( વાસ્તવિકતા ) નહિ હોવાથી, અપૂર્વ વિધિ[1], અથવા અનુવાદમાં[2] સહના અર્થમાં તૃતીયાવિભક્તિ[3] સંભવતી નથી!

---

૧. અત્યંત અપ્રાપ્તિ હોય ત્યાં અપૂર્વ વિધિ થાય છે, એટલે સ્વર્ગની બિલકુલ અપ્રાપ્તિ છે ત્યાં **ज्योतिष्टोम** યાગ કરવાનો વિધિ છે તે અપૂર્વ વિધિ કહેવાય છે.

૨. એક વખત કહેલું હોય તેને બીજી વખત કહેવું તેને અનુવાદ કહેવાય છે.

૩. શિષ્યો સહિત ગુરુ આવ્યા એમ કહેવાય છે, ત્યાં શિષ્યની તૃતીયાની માફક, ભગવાને તનુસહિત પૃથ્વી છોડી એમ અર્થ અહીં સંભવતો નથી.

ભગવાને પૃથ્વીને છોડી ત્યારે તે પછી ઉત્પન્ન થયેલા ભક્તોનો ઉદ્ધાર શી રીતે થશે ? એમ શંકા કરીને કહે છે કે જેની સારી કથા સાંભળવા યોગ્ય છે, એટલે ભૂતળ ઉપરથી ભગવાન્ પધાર્યા પછી તે પ્રભુની કથા ભક્તોનો ઉદ્ધાર કરનારી છે, એમ સૂચવ્યું છે. જે દિવસે ભગવાન્ ભૂતળ ઉપરથી પધાર્યા, તે દિવસે પ્રાતઃકાળમાં પધાર્યા છે, એમ સંપ્રદાયને જાણનારા કહે છે. તે જ દિવસે પ્રાતઃકાળે કલિયુગ પ્રવૃત્ત થયો છે. જેના ઉપર ભગવાનનો કૃપા-કટાક્ષ પડયો છે, એવા ભગવાનના માર્ગમાં રહેનારા ભક્તો વિદ્યમાન છે તોપણ કલિયુગની પ્રવૃત્તિ કેમ થઈ? ત્યાં કહે છે કે જેનું ચિત્ત જાગતું નથી તેઓને કલિયુગ અકલ્યાણ કરનારો છે, એટલે દરેકને માટે કાંઇ કલિયુગનું આવવું નથી, જે ગાફલ છે તે માટે કલિયુગ આવ્યો છે, પણ જે હમેશાં વિકાસવાળાં જ કમળો રહે છે, જેઓને બીડાઈ જવાનો ભય નથી, તેઓને સૂર્ય અસ્ત થાય તોપણ કાંઇ હાનિ થવાની નથી, અને તે સિવાયનાં કમળોને તો સૂર્ય અસ્ત થવાથી અંધકાર વગેરેથી તેમાં કીડા વગેરેનો નિવાસ થયો છે, તેવી રીતે જ્ઞાન વડે જેનું ચિત્ત ખીલેલું છે, અને પ્રભુની ભક્તિ હોવાથી જેને સંકોચ પામવાનો સંભવ જ નથી તેઓનું અનિષ્ટ કલિયુગ કરી શકતો નથી.(૩૬)

ત્યારે યુધિષ્ઠિર હોવાથી તેઓને કાંઈ પણ ચિંતા નથી, એવી શંકા કરીને કહે છેઃ

**युधिष्ठिरस्तत्परिसर्पणं बुधः**
**पुरे च राष्ट्रे च गृहे तथात्मनि ।**
**विभाव्य लोभानृतजिह्महिंसना-**
**द्यधर्मचक्रं गमनाय पर्यधात् ॥ ३७ ॥**

**શબ્દાર્થ**:—પુરમાં અને દેશમાં કલિયુગ ફેલાઇ ગયો છે, તે અને લોભ, ખોટું બોલવું, કુટિલતા, અને હિંસા કરવી, વગેરે અધર્મનું ચક્ર જોઇને, કલિયુગની પ્રવૃત્તિ થઇ છે એમ જાણીને ત્યાગ કરવા માટે, ડાહ્યા એવા યુધિષ્ઠિર રાજાએ વિચાર કર્યો.

**ભાવાર્થ**:—વિકલપણું વગેરે નહિ થતાં દૃઢ સ્થિતિ રહેવાથી, કાલજ્ઞાનનો વિકાસ માનતો નથી, તે કલિકાળ તો યુધિષ્ઠિરાદિકને પણ જ્ઞાનના અપ્રકાશવાળા માને છે, તેથી તેના દેશોમાં પણ મોટા અને નાનાના ભેદથી જુદાં થયેલાં, દેશ, નગર, ગૃહ અને શરીરમાં કાલે પ્રવેશ કર્યો છે, પણ યુધિષ્ઠિર ડાહ્યા હોવાથી થોડા વિકાસથી પણ તે હકીકત જાણી ગયા છે. તેમાં પણ કલિયુગ અહીં રહેવા આવેલ છે કે જોવા આવેલ છે એમ યુધિષ્ઠિરને વિચાર કરતાં નિશ્ચય થયો છે કે કલિયુગ પોતાની સામગ્રી સહિત આવેલ છે, માટે રહેવા જ આવ્યો છે, તે અહીંથી જવાનો નથી. કલિયુગની સામગ્રીમાં પ્રથમ તો સમગ્ર દોષોના આશ્રયરૂપ લોભ છે, તે અંતઃકરણનો ધર્મ છે. ખોટું બોલવું તે વાણીનો

દોષ છે, તે ઘણું કરીને સ્વરૂપનો નાશ કરનારો છે, કેમકે પોતાના શરીરને નભાવનાર તો પ્રામાણિકપણું છે, તે ખોટું બોલવાથી જતું રહે છે; એટલે સ્વરૂપનો નાશ થાય છે. કુટિલતા તે બુદ્ધિનો દોષ છે, અને હિંસા તે શરીરનો દોષ છે. અહીં ક્રમમાં બાકી રહેલા દોષ પોતાની મેળે સમજી લેવાના છે. મૂળમાં "આદિ" શબ્દ કહેલો છે, તેથી રોગ વગેરે બીજા દોષો પણ જોવામાં આવે છે એમ સૂચવ્યું છે. આવું હિંસાદિક અધર્મનું ચક્ર જાણીને યુધિષ્ઠિરે જવા માટે પહેલાં કહેલી મતિ કરેલી છે. (૩૭)

શક્તિ વગરના માણસે પરિત્યાગ કરવો તે ઉચિત નથી, કારણ કે ત્યાગ કરેલો પદાર્થ વાસનાને ઉત્પન્ન કરે છે, માટે કલિયુગના ભયથી, યુધિષ્ઠિર રાજાએ બહાર નીકળી જવું તે યોગ્ય નથી, એવી શંકા કરીને કહે છેઃ

**स स्वपौत्रं विनयिनमात्मनोऽनवमं गुणैः ।**
**तोयनीव्याः पतिं भूमेरभ्याषिञ्चद् गजाह्वये ॥ ३८ ॥**
**मथुरायां तथा वज्रं शूरसेनपतिं ततः ।**
**प्राजापत्यां निरूप्येष्टिमग्नीनपिबदीश्वरः ॥ ३९ ॥**

**શબ્દાર્થઃ**—તે યુધિષ્ઠિરે ગુણ વડે પોતાથી ન્યૂન નહિ તેવા, વિનયવાળા, પોતાના પૌત્ર(પુત્રના પુત્ર) પરીક્ષિતનો હસ્તિનાપુરમાં જળરૂપ વસ્ત્રના આવરણવાળી પૃથ્વીના પતિને સ્થાને અભિષેક કર્યો, તેમ મથુરામાં શૂરસેન દેશના પતિ તરીકે વજ્રનાભનો અભિષેક કર્યો, ત્યારબાદ પ્રજાપતિ સંબંધી ઇષ્ટિ (યાગ) કરીને, સમર્થ એવા યુધિષ્ઠિરે અગ્નિનું પાન કર્યું.

**ભાવાર્થઃ**—કલિયુગનું નિરાકરણ કરવામાં યુધિષ્ઠિર અસમર્થ હતા, અને તેથી જ ઘરમાંથી નીકળી ગયા તેમ નહતું, કારણ કે કલિયુગનું નિરાકરણ કરવામાં પોતાના પૌત્ર પરીક્ષિતને રાજ્યમાં સ્થાપેલા છે, પણ ત્યાગ કરવાનું શાસ્ત્રમાં કહેલું છે, તેથી યુધિષ્ઠિર નીકળી ગયા છે; એવા અભિપ્રાયથી કહે છે કે પરીક્ષિત્ પોતાના પૌત્ર હતા તેનો અભિષેક કરેલો છે. મનુ ભગવાને કહેલું છે કે "એકથી ઉત્પન્ન થયેલા ભાઈઓમાં એક પુત્રવાળો હોય તેથી સર્વે ભાઈઓ પુત્રવાળા કહેવાય છે" એ ન્યાયથી અને પરીક્ષિતને રાજ્ય આપવાથી યુધિષ્ઠિર કલિયુગના ભયથી ગયા નથી. તેમ પરીક્ષિત્ અર્જુનના પૌત્ર હોવા છતાં પણ પોતાના પૌત્ર કહેવાનો પણ એ જ અભિપ્રાય છે. પુત્ર નામનું સ્થાપન કરવા માટે પૌત્ર શબ્દનું ગ્રહણ કર્યું છે, અને પૌત્ર પરીક્ષિત્ ભગવદીયત્વાદિ ગુણોથી યુધિષ્ઠિરથી ન્યૂન નથી, તેથી પરીક્ષિતમાં દોષનો અભાવ છે એમ કહ્યું છે. રાજ્યાસન ઉપર હીન વ્યક્તિનું સ્થાપન કરવાથી પ્રજાનો શાપ લાગે છે.

સમુદ્રના જળનું જે પૃથ્વીને આવરણ છે, તેથી સમુદ્ર તે પૃથ્વીના પતિ સ્થપાયેલા છે. એટલે કોઇ સ્ત્રીએ પોતાના એક ભાગમાં ચરણ ચાંપવા વગેરેથી વસ્ત્રરહિત સ્ત્રીઓનું પણ પતિપણું બીજા રાજાઓ માને છે, એમ મૂળમાં **નીવી** (અંદરનું વસ્ત્ર) શબ્દથી સૂચવેલું છે. ભગવાને પરીક્ષિતને પૃથ્વીનું રાજ્ય કરવા માટે જ કરેલા હોવાથી મૂળમાં યુધિષ્ઠિરે પતિ નીમ્યા છે, એમ કહ્યું છે. એ માત્ર અનુવાદ કરેલો છે. જો અનુવાદ માટે "પતિ" શબ્દ ન મૂકેલો હોય તો પતિપણા માટે પોતાના પૌત્રનો અભિષેક કર્યો એમ અર્થ થાય; માટે યુધિષ્ઠિરે અભિષેક માત્ર જ કરેલ છે. બાકી પૃથ્વીના પતિ તો ભગવાને જ નીમેલા છે.

તેવી રીતે વજ્રનાભને પણ અભિષિક્ત કરેલ છે, એટલે અનિરુદ્ધના પુત્ર વજ્રનાભ હતા, તેનો શૂરસેન દેશના પતિને ઠેકાણે અભિષેક કર્યો છે. આથી મર્યાદામાં જેટલો દેશ હતો તેટલો દેશ તેમને આપ્યો છે એમ કહ્યું છે. તે પછી તે બન્નેએ રાજ્યનો સ્વીકાર કર્યા પછી પ્રજાપતિના સંબંધવાળી ઇષ્ટિ કરવાનું શાસ્ત્રમાં કહેલું છે, તેથી યુધિષ્ઠિરે પ્રજાપતિ સંબંધી ઇષ્ટિ કરીને પોતાના આત્મામાં અગ્નિનો આરોપ કરેલો છે, કારણ કે તેમ કરવામાં તે સમર્થ હતા. (૩૮–૩૯)

શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યુધિષ્ઠિર રાજાએ ત્યાગ કરેલો છે, તેથી ઘરમાં જ સર્વ પરિત્યાગ કરેલો હોવાથી અને મનની વાસનાનો ત્યાગ કર્યા સિવાય કેવળ ઉપરથી ત્યાગ કરવો, તે તો અંશ (એક તરફી)થી ત્યાગ કહેવાય, તેવા ત્યાગને અશાસ્ત્રીયપણું છે, માટે યુધિષ્ઠિરે દરેકનો પરિત્યાગ કરેલ છે, એમ નિરૂપણ કરવા માટે કહે છેઃ

**विसृज्य तत्र तत्सर्वं दुकूलवलयादिकम् ।**
**निर्ममो निरहङ्कारः सञ्छिन्नाशेषबन्धनः ॥ ४० ॥**

**શબ્દાર્થ**:—કૌશેય (રેશમી) વસ્ત્ર અને કંકણ વગેરે જે સર્વ હતું, તે ત્યાં જ છોડીને, મમતા વગરના થઇને, અહંકાર જેનો નિવૃત્ત થયો છે, એવા યુધિષ્ઠિરે દરેક બન્ધનોને સારી રીતે કાપી નાખેલ છે.

**ભાવાર્થ**:—દેહ સિવાયનો પરિત્યાગ કરવો તે સહેલો છે, તે **आदि** શબ્દથી કહેલ છે. રેશમી વસ્ત્ર અને કંકણ ત્યાગ કરવાનું પણ કહેલ છે, તે યુધિષ્ઠિરની પાસે હમેશાં રહેતાં તે માટે કહેલું છે, કાંઈ શાસ્ત્રમાં કહેલા વિધિવાક્યની આજ્ઞામાં બાકી રહેલ હોય, તે સિદ્ધ કરવા માટે કહ્યું નથી, અને આગળ ફાટેલાં વસ્ત્ર પહેરવાનું કહેવાશે, તે તો ત્યાગ કરવાની બરોબર હોવાથી શાસ્ત્રમાં કહેલી આજ્ઞાને બતાવવા માટે છે. છોડેલા પદાર્થોમાં પણ "આ મારા છે" એવી બુદ્ધિ યુધિષ્ઠિરને નથી એમ બતાવવા માટે "તેણે મમતાનો

ત્યાગ કર્યો" એમ કહેલું છે, એટલે પ્રજાપતિ સંબંધી ઇષ્ટિ કરવાનું લખેલું છે. તેથી જ સંન્યાસનો આરંભ સિદ્ધ થયો છે; એટલે કૌશેય (રેશમી જરીવાળાં વસ્ત્રો) વગેરેમાં મમતા તો પહેલેથી જ દૂર થઈ છે. ત્યારે અહીં મમતા વગરના યુધિષ્ઠિર થયા એમ શા માટે કહ્યું, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ ત્યાગ કરવાનું તેને અભિમાન નથી, એમ બતાવવા માટે અથવા તેને અંદરથી ત્યાગ છે એમ બતાવવા સારુ કહ્યું છે. એ બન્ને બાબત કરવાની હોવાથી એકબીજાના કારણરૂપ છે, તે માટે પણ "મમતા રહિત છે" એમ કહ્યું છે.

હવે પોતાના પરિકરની સાથે દેહના ત્યાગની હકીકત કહે છેઃ તે રાજા અહંકાર વગરના થયા છે, એટલે તેણે દેહમાંથી અહંભાવનો ત્યાગ કર્યો છે. મમતાનો તો સ્વરૂપથી જ નાશ થયેલો હોવાથી, અહંતાની અંદર દેહાદિક રહેલાં છે તેના ત્યાગનો પ્રકાર બતાવે છે કે યુધિષ્ઠિરે દરેક બંધનોને સારી રીતે છોડી નાખ્યાં છે, એટલે બહારના આવરણને સારી રીતે કાપી નાખેલ છે, તેથી "પુત્ર વગેરે પણ આપણો ઉપકાર કરનાર છે" એવી બુદ્ધિ પણ યુધિષ્ઠિરની નિવૃત્ત થઇ છે, તેથી જ હવે પુત્રાદિક યુધિષ્ઠિરને પ્રતિબંધ કરનાર નથી. (૪૦)

હવે માત્ર શરીર જ બાકી રહેલું છે તેનો જ્ઞાનકર્મથી લય કહેવા માટે પહેલાં જ્ઞાનદ્વારા લય કહે છે, તેમાં દેહાદિકનો જન્મ થાય છે તે અજ્ઞાનથી થાય છે, તેથી તે અજ્ઞાન દૂર થવા માટે તત્ત્વનું સ્વરૂપ બતાવવાથી જ્ઞાન સિદ્ધ થાય છે; માટે તત્ત્વાદિકના પ્રકારથી જ અજ્ઞાન નિવૃત્ત થાય છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે "સ્મરણ, જ્ઞાન, અને અજ્ઞાન એ બધું મારાથી થાય છે." એવું વાક્ય છે, તેથી દેહાદિકમાં અહંતા મમતાનો અધ્યાસ રહે છે, તે ભગવાને જ કરેલો છે એવો પક્ષ માનીએ, તો એમાં પણ ભગવાને ઉદ્ધવજીને એકાદશ સ્કંધમાં કહ્યું છે કે "વાણી, મન, પ્રાણ તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખ, અને અંતઃકરણને આત્મા વડે કાબૂમાં રાખ, તો ફરીથી આ સંસારરૂપી માર્ગમાં તું આવીશ નહિ." એ આજ્ઞા પ્રમાણે ત્યાગ કરવો જોઈએ. તેમાં પણ ગીતાજીમાં "કાન વગેરે ઇંદ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે" વગેરે ઘણાય પ્રકારો કહેલા છે, તેમાંથી જે ક્રમ વડે યુધિષ્ઠિરને સર્વનો લય કરવાનું ભગવાને સંપાદન કરેલ છે, તે ક્રમ કહેવો તે ચિત્તને જ્ઞાન કરવા માટે યોગ્ય છે, તે માટે કહે છેઃ

**वाचं जुहाव मनसि तत्प्राण इतरे च तम् ।**
**मृत्यावपनं सोत्सर्गं तत्पञ्चत्वे ह्यजोहवीत् ॥ ४१ ॥**
**त्रित्वे हुत्वा च पञ्चत्वं तच्चैकत्वेऽजुहोन्मुनिः ।**
**सर्वमात्मन्यजुहवीद् ब्रह्मण्यात्मानमव्यये ॥ ४२ ॥**

**શબ્દાર્થ**:—યુધિષ્ઠરે વાણીને મનમાં હોમી, મનને પ્રાણમાં હોમ્યું, પ્રાણને અપાન વાયુમાં, ઉત્સર્ગની સાથે અપાનને મૃત્યુમાં, મૃત્યુને પંચમહાભૂતરૂપ ભગવાનના સ્વરૂપમાં હોમેલ છે, તે પંચપણાને ત્રિગુણાત્મક રૂપમાં હોમીને, તે ત્રિગુણાત્મક રૂપને પુરુષરૂપમાં હોમેલ છે, અને તે પુરુષને નાશ વગરના અક્ષર બ્રહ્મમાં હોમેલ છે.

**ભાવાર્થ**:—વાણીના સંબંધથી શરીરનો સંબંધ છે, તે પુરંજનના આખ્યાનમાં કહેલું છે. મનની સ્ત્રી વાણી છે, તે પ્રકૃતિના સંબંધવાળી છે. અને આત્માની વાણી દેવતારૂપ છે, તેથી દેવતારૂપ અને પ્રકૃતિ સંબંધી, વાણીનું એમ બંનેનું સ્વરૂપ જુદું અહીં બતાવેલ નથી. પ્રકૃતિ સંબંધી વાણી દૂર થશે ત્યારે દેવતારૂપ વાણી પોતાની મેળે જ નિવૃત્ત થઇ જશે, તેનો નિર્બંધ ( આગ્રહ ), “યુધિષ્ઠિરે વાણીને બંધ કરી” એમ આગળ કહેવાના છે. ગીતાજીમાં કહ્યા પ્રમાણે અધ્યાસ પણ ભગવાન જ કરે છે, એ પક્ષમાં દરેકથી અધિક સ્વામી છે તેમાં લય થવો તે મુખ્ય પક્ષ છે. તેમાં વાણી મનની કૃતિ છે, તેથી વાણી મનને અધીન છે. વાક્ નામની દરેક વાણીની કોઇ અધિષ્ઠાત્રી દેવતા છે, તે અભિમાનવાળી છે, જે તેનું હીનપણું માને છે. તેનાથી પ્રજાપતિની માફક તે નિવૃત્ત થાય છે. તેવી રીતે વાણી યુધિષ્ઠિરથી પણ નિવૃત્ત પામશે એવો અભિપ્રાય બતાવ્યો છે. તે મન તે પ્રાણને અધીન છે, તે છાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકમાં શ્વેતકેતુને તેના પિતા ઉદ્દાલકે કહ્યું છે કે “ જેમ સૂત્રમાં બાંધેલું તેતર પક્ષી આકાશમાં સર્વ દિશાઓ ફરીને કોઈ સ્થળે સ્થાન ન મળતાં પાછું પોતાના બંધનના સ્થળનો જ આશ્રય કરે છે, તેવી જ રીતે મન સર્વ દિશાઓમાં ફરીને બીજે સ્થળે આશ્રય ન મળવાથી પ્રાણનો જ આશ્રય કરે છે, કારણ કે પ્રાણની સાથે મન બંધાયેલું છે. ”

તેથી મનના જવા આવવા વગેરેથી મન પ્રાણને અધીન છે, એમ કહેલું છે.

જોકે પ્રાણનો નિરોધ કરવામાં મનનું સાધનપણું છે, તોપણ પ્રાણનો નિરોધ થાય છે ત્યારે તે નિરોધ મનને પણ થાય છે, તેથી મનના નિરોધમાં પણ મનને પ્રાણાધીન તો થવું જ પડે છે એમ સિદ્ધ છે, કારણ કે પ્રાણના નિરોધથી મનનો નિરોધ થાય ત્યારે જ દેહનો પ્રતિબંધ મટે છે, અર્થાત્ દેહનો સંબંધ નિવૃત્ત થાય છે, તેથી યોગશાસ્ત્રમાં “મનોમૂળ દેહ છે” એમ કહ્યું છે, તેવા પ્રાણને યુધિષ્ઠિરે **અપાન** વાયુમાં મૂકેલ છે. મૂળમાં અપાન કહેનારા **इतर** શબ્દમાં સર્વનામ તરીકે તે શબ્દ કહેલો નથી તેનો અભિ-પ્રાય એવો છે કે મળપણાને લીધે આગળ તેનો ત્યાગ કરવાનું કહેવાશે, તેથી સર્વની રીતે તેને ભગવાનપણું રહેવું તે યોગ્ય નથી, તેથી આપાન તે

પ્રાણને કાબૂમાં રાખનાર છે, તોપણ તેમાં પ્રભુની દષ્ટિ કરવાની નથી, એમ સૂચવેલું છે.

ત્યારે અપાનમાં ભગવદ્દષ્ટિ ન કરવી ત્યારે તેમાં હોમ કરવા માટે વિશેષ આવે, એમ શંકા થાય ત્યાં કહે છે કે પંચાગ્નિ વિદ્યા વડે જે શરીરને ઉત્પન્ન કરેલું છે, તેનો બ્રહ્મવિદ્યાના અધિકારમાં ઉપયોગ છે; તેથી યુધિષ્ઠિરના શરીરને પંચાગ્નિ વિદ્યાથી ઉત્પન્ન કરવાપણું નથી, તોપણ ભાવના વડે તેવું શરીર સંપાદન કરવા માટે પૂજામાં દેવમય શરીર કરાય છે, તેવી રીતે શરીર કરવા માટે હોમ કરવાનું કહેલું છે. પ્રયત્ન કરીને વાયુની સાથે પ્રાણને ઊંચો લાવીએ, ત્યાંથી અપાન પાછો પ્રાણને નીચે લઈ જાય છે એમ સિદ્ધ થાય છે. તે વાયુની સાથે પ્રાણને ખેંચવામાં આવે છે. તે વાયુ સાંસર્ગિક છે. તે શ્વાસ વડે બહાર નીકળે છે અને અંદર જાય છે. તેની સાથે પ્રાણાદિકની એકતા નથી. જો પ્રાણાદિકથી શ્વાસાદિકની સાથે એકતા હોય તો શ્વાસ બહાર નીકળે છે તેની સાથે પ્રાણ પણ બહાર નીકળી જવો જોઈએ. તે નીકળતો નથી માટે પ્રાણ અપાન વાયુને અધીન છે એમ સિદ્ધ છે; તેથી યુધિષ્ઠિરે પ્રાણને અપાનમાં હોમ્યો છે. અપાનની ગતિ પ્રયત્નને અધીન છે. તે અપાનને નિયમમાં રાખનાર મૃત્યુ છે, તેથી તે અપાનનો હોમ મૃત્યુમાં કર્યો છે. તે કહે છેઃ યુધિષ્ઠિરે અપાનનો હોમ મૃત્યુમાં કર્યો છે. પ્રાણ ખેંચવા માટે મૃત્યુ અપાનને ઊંચો ખેંચે છે. અપાન ગુદામાં રહેલ છે અને પ્રાણ હૃદયમાં રહેલો છે, તેથી કેટલાક યોગીઓ યોગ વડે પ્રાણને બળવાન કરીને અપાન વડે પ્રાણને ખેંચવાનું કરે છે, ત્યારે પ્રાણનું બળ વધી ગયેલું હોવાથી પ્રાણને ખેંચતી વખતે અપાનની સાથે પ્રાણને ઊંચો ખેંચે છે, ત્યારે બંને બળવાન હોવાથી પરસ્પર ખેંચતાં ખેંચતાં બહાર નીકળી ન જાય, તે માટે બંનેની ગતિને યોગીઓ રોકે છે. આ પ્રકાર ફળની ઇચ્છાવાળાને કરવો પડે છે. પણ યુધિષ્ઠિરને ફળની ઇચ્છા ન હોવાથી અહીં તે પ્રકારનું નિરૂપણ કર્યું નથી. માટે સહેજે આસુર ભાવમાં રહેલા અપાનમાં યુધિષ્ઠિરે પ્રાણનો હોમ કર્યો છે, અને અપાનને મૃત્યુમાં હોમેલ છે. ઉપર લખેલા પ્રકારથી મૃત્યુએ અપાનનું ગ્રહણ કર્યું ત્યારે અપાનમાં મૃત્યુ જવાથી દુર્ગતિ થવાનું શાસ્ત્રમાં લખેલું છે, તેમ થતાં યુધિષ્ઠિરે તે પ્રમાણે હોમ શા માટે કર્યો, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે ઉત્સર્ગની સાથે અપાનનો મૃત્યુમાં હોમ કર્યો છે, એટલે દુર્ગતિ થવાનું લખેલું છે, અને અહીં તો યુધિષ્ઠિરે ઉત્સર્ગની સાથે અપાનને મૃત્યુમાં હોમેલો છે, તેથી અપાનના માર્ગથી મૃત્યુ થતું નથી, માટે દુર્ગતિ-થવાપણું નથી, કારણ કે મૃત્યુનો પણ પોતાના નિયામક (કાબૂમાં રાખનાર) સ્થાનમાં લય કરેલો છે. વેદમાં કહ્યું છે કે "બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બંને

ખાવા માટે રાંધેલો ભાત છે અને મૃત્યુ તેનું ઉપસેચન (મદદગાર) છે, તેવા ઇશ્વરને કોણ જાણે છે?" એમ કહ્યું છે, ત્યાં ભાતને ઠેકાણે દેહ છે, અને ઘીને ઠેકાણે મૃત્યુ છે, તે બન્નેનો ભગવાનમાં લય થાય છે એમ સિદ્ધ થાય છે, તેથી મૃત્યુનો લય પણ બ્રહ્મમાં જ થાય છે. "**अशनया** મૃત્યુ જ છે" એમ વેદમાં કહ્યું છે. તે દરેક પ્રાણીઓમાં રહે છે, તેને પોષણ કરનાર પ્રાણ અને અપાન છે, તે પ્રાણ આહાર આપીને પોષણ કરે છે અને અપાન મળને દૂર કરીને પોષણ કરે છે. તે પ્રાણ અને અપાનનો જો દેહમાં નિરોધ (રોકાણ) થાય તો પછી તેને પોષણ ન મળવાથી દેહમાત્રમાં રહીને મૃત્યુ દેહને અધીન થાય છે ત્યારે દેહનું ભક્ષણ કરવાનો આરંભ કરે છે, ત્યારે દેહને કાબૂમાં રાખનારાં જે પંચમહાભૂતો છે તેનું બંધન કરે છે, તેથી પ્રાણ તથા અપાનને પોતાના સ્વાધીનમાં રાખનાર યોગીનો દેહ વધતો નથી તેમ ઘટતો પણ નથી, કારણ કે મૃત્યુ તેના દેહનું ભક્ષણ કરી શકતો નથી.

એવી રીતે પંચમહાભૂતને અધીન એવો મૃત્યુ ભગવાનના કાર્યરૂપ છે, કારણ કે બ્રાહ્મણ અને ક્ષત્રિયો બંને જેને રાંધેલા ભાતને ઠેકાણે છે, એમ જે શ્રુતિમાં કહ્યું છે, ત્યાં ઘીને ઠેકાણે મૃત્યુ હોવાથી મૃત્યુના નિયામક પણ ભગવાન જ છે એમ પ્રાપ્ત થયું છે અને ભૂતો તેને કાબૂમાં રાખનારાં નથી, તેથી પંચમહાભૂતોમાં ભૂતના અંશને છોડીને તેમાં પ્રવેશ પામેલા ભગવાનને જ પાંચપણું છે એવો નિશ્ચય કરીને તે પાંચ મહાભૂતરૂપે બનેલા ભગવાનમાં મૃત્યુનો હોમ કર્યો છે તેવી યુક્તિ મૂળમાં **हि** અવ્યયથી સૂચવી છે. એવી રીતે પાંચપણામાં પણ પોતાની મેળે ભગવાનને પાંચપણું ન હોવાથી, તેમ જ ગરુડજી અને કાલ એ બંનેનો અતિક્રમ (ઉલ્લંઘન કરવું) થવાથી, પોતે કાલ, અને લક્ષ્મી, એમ ત્રણ સ્વરૂપે પ્રાપ્ત થાય, ત્યારે કાળરૂપ ગરુડને ઓળંગીને બ્રહ્માનંદરૂપ પૃથ્વીમાં ગયા, એ ત્રણપણાને પ્રાપ્ત થયા, અથવા કાળને ઓળંગીને પ્રકૃતિમાં ગયા તે જ આપણા વગેરેના મૃત્યુને ભક્ષણ કરનાર, મહાભૂતરૂપ ભગવાનને, ત્રણ ગુણના રૂપવાળા ભગવાનને હોમેલ છે, કારણ કે પંચમહાભૂત ત્રણ ગુણને અધીન છે, તે પ્રકૃતિ (માયા)ના સ્વરૂપમાં પણ ત્રણ ગુણથી રહેલા ભગવાનને હોમેલ છે, અને તે પ્રકૃતિ પરંપરાથી સર્વકાર્યરૂપે થયેલી છે, તે પ્રકૃતિમાં દરેક કાર્યનો પ્રવાહ પ્રવેશ કરે છે, માટે **सर्व** શબ્દથી જેટલા કહેવાય છે, તેના એકરૂપ જ ભગવાનને પુરુષરૂપ આત્મામાં હોમેલ છે, અને તે પુરુષને કાળાદિકના નિયામક અક્ષર બ્રહ્મમાં હોમેલ છે, કારણ કે અક્ષર છે તે પુરુષના નિયામક છે. મૂળમાં **ब्रह्म** શબ્દ લખ્યો છે તેથી વેદ, બ્રાહ્મણ અથવા બ્રહ્મા વગેરેનો બોધ થાય, તે ન થવા માટે મૂળમાં **अव्यय** પદ લખેલું છે, અથવા અક્ષર

બ્રહ્મને પણ પ્રકૃતિ અને પુરુષપણું થવાથી તેનો પણ નાશ થવાનો સંભવ છે, માટે નાશ વગરના એવા ભગવાનમાં અક્ષર બ્રહ્મનો લય કરેલો છે, એટલે એકત્વનો આત્મા ( અક્ષર બ્રહ્મ ) માં લય કર્યો છે, અને અક્ષર બ્રહ્મનો ભગવાનમાં લય કર્યો છે. (૪૧-૪૨)

એવી રીતે બંને પક્ષમાં નવ આહુતિઓ જેમાં થાય એવા નવ પ્રકારના અગ્નિ ભગવાનના માર્ગમાં છે, તેમાં ક્રમે કરીને યુધિષ્ઠિરે હોમ કરીને, દરેક વસ્તુ ભગવાનમાં અર્પણ કરી છે, જેમાંથી મળતા અંશનો ત્યાગ કર્યો છે, એવા દેહને વનમાં છોડવા માટે તેની બહારની સ્થિતિ કહે છેઃ

**चीरवासा निराहारो बद्धवाङ् मुक्तमूर्धजः ।**
**दर्शयन्नात्मनो रूपं जन्डोमत्तापिशाचवत् ॥ ४३ ॥**
**अनवेक्षमाणो निरगादशृण्वन्बधिरो यथा ।**
**उदीचीं प्रविवेशाऽऽशां गतपूर्वां महात्मभिः ।**
**हृदि ब्रह्म परं ध्यायन्नावर्तेत यतो गतः ॥ ४४ ॥**

**શબ્દાર્થ**:—જૂનાં ફાટેલાં વસ્ત્ર પહેરેલાં છે, આહાર છોડ્યો છે, વાણી બંધ કરી છે, કેશ છૂટા મૂકેલા છે, પોતાનો દેહ જડ, ઉન્મત્ત અને પિશાચની માફક કર્યો છે, ક્યાંય દૃષ્ટિ કરતા નથી, બહેરા હોય તેમ સાંભળતા નથી, એમ યુધિષ્ઠિર રાજા બહાર નીકળ્યા છે, હૃદયમાં પર બ્રહ્મનું ધ્યાન કરે છે, અને પહેલાં જે દિશામાં મહાત્માઓ ગયા છે તેવી ઉત્તરદિશામાં યુધિષ્ઠિર ગયા છે, જ્યાં ગયેલો પાછો ફરતો નથી.

**ભાવાર્થ**:—હવે પછી જો યુધિષ્ઠિરનો દેહ ઉત્પન્ન થશે તો ભગવાનના પાર્ષદની માફક ભગવાનની સેવા માટે બ્રહ્મમય દેહ અથવા ચિન્મય (ચૈતન્યરૂપ) દેહ થશે કે જે પંચાગ્નિમાં બ્રહ્મવિદ્યાને ઉપયોગી દેહની માફક થશે.

આમ કરવાને જે અસમર્થ માણસ હોય તે જો પરિત્યાગ કરે તો તેને તેવો પરિત્યાગ સર્વનાશ કરનારો થાય.

હાટમાં ને રસ્તામાં પડેલાં વસ્ત્રો હોય તે ચીરવસ્ત્ર કહેવાય છે, તેવાં વસ્ત્ર યુધિષ્ઠિરે પહેરેલાં છે, તે એવા દેહમાં પણ રક્ષા કરવી એમ બતાવવા માટે છે. તેણે ત્રણે પ્રકારનો દંડ કરેલો છે તે કહે છે કે આહાર જે છોડયો છે તે પ્રાણનો દંડ છે, વાણી બંધ કરી તે વાણીનો દંડ છે, કેશ છૂટા રાખ્યા છે તે દેહનો દંડ કર્યો છે, અથવા પોતાનું ભ્રાંતપણું બતાવવાથી ચિત્તનો દંડ કરેલો છે.

દંડ કરવાનો અભિપ્રાય એવો છે કે જો સંસારના બીજરૂપ પ્રાણનો આદર કરે તો તે પ્રાણો અંકુરને ઉત્પન્ન કરનારા થાય, એટલે તેમાંથી પાછો સંસાર થાય, એમ સૂચવ્યું છે. સંસારના બીજનો જેણે આશ્રય કરેલો નથી, અને દરેક સાધન–સાંખ્યથી યુક્ત પ્રકાર વડે દેહનો ત્યાગ ન કરે તો ફરીથી તે સર્વ દોષો લાગી જાય, તે માટે કાંઠા તરફ ખેંચતા એવા પ્રવાહમાં પડેલી નૌકામાંથી ઊતરવાની પેઠે દેહમાંથી ઊતરવું જોઇએ, અર્થાત્ તે નૌકાનો ત્યાગ કરે તેમ દેહનો ત્યાગ કરવો જોઈએ, તે માટે દેહત્યાગનો પ્રકાર કહે છેઃ પોતાના દેહને લોકમાં જડ, ઉન્મત્ત અને પિશાચની માફક દેખાડે છે. અંતઃકરણના વિવેકથી શૂન્ય જડભરતની માફક હોય તે જડ કહેવાય છે, મદિરા દારુથી મત્ત થયેલો હોય તેની પેઠે ઈંદ્રિયોથી વિકલ હોય તે ઉન્મત્ત કહેવાય છે, અને ભૂતાદિકથી ગળેલો હોય તેમ દેહથી વિકલ હોય તે પિશાચ કહેવાય છે, એમ દેહ ઇંદ્રિયો અને અંતઃકરણનું બીજાઓ આક્રમણ ન કરે તેવાં કરવાં જોઈએ. તેમ જો ન કરે તો દેહાદિક બીજાંને સ્વાધીન થવાથી સંસારના બીજભાવને પ્રાપ્ત થાય. આ બાજૂ કે તે બાજૂ યુધિષ્ઠિર જોતા પણ નથી, એટલે ચિત્ત પોતાનામાં રાખ્યું છે. દરેક રીતે આત્મામાં જ ચિત્ત રાખ્યું છે તે બતાવવા માટે બહેરા માણસની પેઠે બીજાનું વચન પણ સાંભળતા નથી, એમ કહ્યું છે. એમ યુધિષ્ઠિર દેહ વગેરેના ભયથી છૂટા થયા છે.

તોપણ બળેલા વસ્ત્રની માફક યુધિષ્ઠિરનો દેહ રહેલો છે, તેથી તેના સંસ્કારરૂપ ગુણથી તે ઘરમાંથી નીકળી ગયા છે, શુકદેવજીની માફક બહારની ઇંદ્રિયો વિષયનું ગ્રહણ ન કરે, ત્યારે યુધિષ્ઠિરની માફક બ્રહ્મજ્ઞાનીઓની સ્થિતિ પણ થાય છે, એમ કહ્યું છે.

યુધિષ્ઠિર ઘરમાંથી નીકળીને ક્યાં ગયા છે? તે કહે છે કે પહેલાં મહાત્મા પુરુષો ઉત્તરદિશામાં ગયા છે, તે જ દિશામાં રાજા પણ ગયા છે. જો કે દરેક દેશોમાં યુધિષ્ઠિરનો નાશ થાય તેમ નથી તોપણ ઉત્તરદિશામાં જવાની મર્યાદા છે તેથી ત્યાં ગયા છે. યુધિષ્ઠિરની અપેક્ષાએ પણ પહેલાં જે મહાત્માઓ થઇ ગયા છે તેઓ ઉત્તરદિશામાં ગયેલા હોવાથી યુધિષ્ઠિરને તેઓનું અનુગમન (અનુકરણ) કરવું તે યોગ્ય છે, એવો અભિપ્રાય છે. શૂન્યની માફક તે ગયા નથી, એમ બતાવવા માટે કહે છે કે હૃદયમાં પરબ્રહ્મનું ધ્યાન કરે છે. જો કે બ્રહ્મ પ્રકટ થાય ત્યારે ધ્યાનની પરવા રહેતી નથી, પોતાની મેળે જ બ્રહ્મ સ્ફુરે છે, તોપણ બ્રહ્મ પ્રકટ ન થયું હોય તેવી દશામાં ધ્યાન કરવું જોઈએ પણ મૌનભાવ રાખવો યોગ્ય નથી, તે માટે રાજા બ્રહ્મનું ધ્યાન કરે છે.

કયાં સુધી યુધિષ્ઠિર ગયા ? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે જ્યાં ગયેલો પ્રાણી પાછો ફરતો નથી, એટલે ગળા સુધી બરફમાં અથવા જળમાં ગયા, ત્યાંસુધી દૂર ગયા છે. (૪૩-૪૪)

હવે બીજાઓનું નીકળવું કહે છે:

**सर्वे तमनु निर्जग्मुर्भ्रातरः कृतनिश्चयाः ।**
**कलिनाऽधर्ममित्रेण दृष्ट्वा स्पृष्टाः प्रजा भुवि ॥ ४५ ॥**

**શબ્દાર્થ—પૃથ્વી ઉપર અધર્મના મિત્ર કલિયુગ વડે સ્પર્શ કરાયેલી પ્રજાને જોઇને જેઓએ નિશ્ચય કરેલો છે એવા સર્વે ભાઇઓ યુધિષ્ઠિરની પાછળ નીકળ્યા છે.**

**ભાવાર્થ**:—યુધિષ્ઠિર જે પ્રકારે નીકળ્યા છે તે પ્રમાણે દરેક ભાઇઓ નીકળ્યા છે તે કહે છે. તેમાં લોકના સંવાદવાળી અને શાસ્ત્રના સંબંધવાળી સંમતિ કહે છે કે દરેક ભાઇઓએ નિશ્ચય કર્યો. ભાઈઓમાંથી જે એક કરે તે બીજાઓ પણ કરે છે, એમ લોકમાં રીત છે, અને જે કરવું તે નિશ્ચય કરીને કરવું તે શાસ્ત્રની રીત છે. તેમાં "જે મુખ્ય હોય છે તેમાં શાસ્ત્રની રીત પ્રમણે કરવાનો સંભવ છે" એ ન્યાય વડે દરેક ભાઈઓમાં શાસ્ત્રની રીત પ્રમાણે કરવાનો સંભવ થાય તો સર્વ મુખ્ય થાય. માટે લોકમાં જેમ યુધિષ્ઠિર મુખ્ય છે, અને બીજા ભાઈઓ ગૌણ છે, તેવી રીતે બીજા ભાઈઓ વેદમાં પણ ગૌણ છે તેમ છતાંયે મોટાભાઈ યુધિષ્ઠિરની રીતે દરેકે કેમ કર્યું ? એવી શંકા કરીને કહે છે કે શાસ્ત્રમાં તેઓ ગૌણ છે એવો નિશ્ચય છે તોપણ સ્થૂલ પ્રકાર વડે તેઓનો જે નિશ્ચય છે તે કહે છે કે અધર્મના મિત્ર કલિયુગે દરેક પ્રજાનો સ્પર્શ કરેલો છે, એમ જોઇને દરેક ભાઇઓએ જવા માટે બુદ્ધિ કરી છે. જો કે ભગવાનના ભક્તોને વિષયો બાધ કરતા નથી, કારણ કે ભગવાનના ભક્તો વિષયોમાં આસક્ત થતા નથી, તોપણ દુઃસંગની સાથે રહેતા વિષયો હોય તે બાધ કરનારા થાય છે અને કલિયુગમાં દુઃસંગનો દોષ લાગવાનો ભય છે, તેથી અધર્મના મિત્ર કલિયુગે પૃથ્વી ઉપર દરેક પ્રજાનો સ્પર્શ કરેલો છે એમ જોઇને દરેક ભાઇઓ જવા માટે નિશ્ચયબુદ્ધિવાળા થયા છે, તે એનું વૈરાગ્ય બતાવ્યું છે. (૪૫)

હવે તેઓનું સાધન કહે છે:

**ते साधुकृतसर्वार्था ज्ञात्वाऽऽत्यन्तिकमात्मनः ।**
**मनसा धारयामासुर्वैकुण्ठचरणाम्बुजम् ॥ ४६ ॥**

**શબ્દાર્થ:—સારી રીતે દરેક પુરુષાર્થો જેમણે કરેલા છે, એવા તે દરેક ભાઈઓએ, આત્માનું ખરું સ્વરૂપ જાણીને, મન વડે વૈકુંઠ ભગવાનના ચરણકમળનું ધ્યાન કરેલું છે.**

**ભાવાર્થ:**—ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો જેવી રીતે સારા થાય તે પ્રમાણે તેઓએ કહેલ છે. એ ચાર પુરુષાર્થો પોતાનાં સાધન વડે જેમ સિદ્ધ થાય છે તેમ "જે કર્મ વડે, તપ વડે, જ્ઞાન વડે, અને વૈરાગ્ય વડે થાય છે, તે મારો ભક્ત ભક્તિયોગથી વગર મહેનતે પ્રાપ્ત કરે છે" એમ ભગવાને ઉદ્ધવજીને એકાદશસ્કંધમાં કહેલું છે, તે પ્રમાણે પ્રભુની સેવાથી પણ સિદ્ધ થાય છે, તેમાં પણ ભગવાનની સેવાથી સિદ્ધ કરેલા પુરુષાર્થો, વિઘ્ન ન આવવાથી ઉત્તમતાએ સિદ્ધ થાય છે; માટે તે દરેક ભાઈઓએ પુરુષાર્થ સિદ્ધ કરેલો છે, અથવા સાધુ પુરુષોને વિષે તેઓએ દરેક પુરુષાર્થો સિદ્ધ કરેલા છે, એટલે સાધુ પુરુષોના સમાગમથી જ દરેક પુરુષાર્થો સાધેલા છે. માટે સંસારમાં રહેવું તેમાં અસત્સંગ થાય છે, અને તે અસત્સંગ સાધુ પુરુષના સંગનો વિરોધી છે, તેથી તેમાંયે તેનો ત્યાગ કરેલો છે.

અથવા ભક્તિ પાંચમો પુરુષાર્થ છે, માટે યુધિષ્ઠિરના ભાઈઓએ ચાર પુરુષાર્થોનો તો અનુભવ કરેલો છે, અને પાંચમા પુરુષાર્થરૂપ ભક્તિનો પણ અનુભવ કરેલો છે, તેમાં તારતમ્ય (ઓછાવત્તાપણું) નો વિચાર કરતાં અત્યંત સુખરૂપ અને સુખના કારણરૂપ ભક્તિ જ છે એમ તેઓને અનુભવ થયો છે; માટે ખરા સુખનું કારણ શ્રીકૃષ્ણનું ચરણકમળ જ છે એમ જાણીને મનથી તે ચરણને ધારણ કર્યું છે, પણ બીજી ખરાબ વાસનાનો પ્રકાર મનમાં રાખેલો નથી. (૪૬)

ત્યાર પછી શું થયું? તે કહે છે.

**तद्ध्यानोद्रिक्तया भक्त्या विशुद्धधिषणाः परे ।**
**तस्मिन्नारायणपदे एकान्तमतयो गतिम् ॥ ४७ ॥**
**अवापुर्दुरवापां ते असद्भिर्विषयात्मभिः ।**
**विधूतकल्मषाः स्थानं विरजेनात्मनैव हि ॥ ४८ ॥**

**શબ્દાર્થ:**—તે ભગવાનના ચરણકમળના ધ્યાન વડે વૃદ્ધિ પામેલી ભક્તિ વડે જેઓની બુદ્ધિ શુદ્ધ થયેલી છે, એવા તે સર્વે ભાઇઓ, બ્રહ્માંડરૂપ નારાયણ જેનું પદ છે, એવા, અને ઉત્તમ પુરુષોત્તમમાં જેની ઐકાંતિક મતિ થયેલી છે, અને પાપ ધોવાઈ ગયું છે, એવા તે સર્વે, વિષયમાં આત્માવાળા પુરુષોને ક્યારે પણ ન મળે તેવી ગતિને પામીને, નિર્મલ આત્માથી શુદ્ધ ગતિને પામ્યા છે.

**ભાવાર્થ:**—તે શ્રીકૃષ્ણ પ્રભુના ધ્યાનથી જે ભક્તિ ઉછળેલી છે, એટલે ભક્તિ દરેક અંગમાં પૂર્ણ થઈને બહાર નીકળી છે, તેથી અંદર રહેલા દોષોને બહાર કાઢેલા છે, માટે બુદ્ધિ શુદ્ધ થયેલી છે. તેથી બ્રહ્માંડરૂપ નારાયણ

જેનું પદ છે, એવા પ્રસિદ્ધ પુરુષોત્તમમાં દઢ મતિવાળા પાંડવો થયા છે, અને સંસારમાં દોષ ન હોવાથી વિપરીત બુદ્ધિ થાય છે; માટે સંસારમાંથી બહાર નીકળી જવાનું સામર્થ્ય તેઓને થયું છે, અથવા તેઓ રસ્તે જ પડયા છે; એટલે ગીતાજી વગેરેમાં પ્રસિદ્ધ પુરુષોત્તમનું જે પ્રતિપાદન કરેલું છે, તેમાં જ એકાંત બુદ્ધિ પાંડવોને થવાથી સંસારમાંથી નીકળી જવાનું સામર્થ્ય પણ તેઓને થયું છે. યુધિષ્ઠિરને શાસ્ત્રથી સાધનો કહેલાં છે પણ ફળ કહેલું નથી: અને આ તેના ભાઈઓને તો ફળ પણ કહ્યું છે, અથવા યુધિષ્ઠિરની જ્ઞાન માર્ગથી ગતિ છે, અને બીજાઓની ભક્તિમાર્ગ વડે ગતિ છે.

અથવા લોકથી તિરોભાવ સુધી અસાધારણપણે બહાર જવું કહીને પછી દરેકનું સર્વસાધારણપણાથી ગમન (જવું), સાધન અને ફળ કહેલું છે; માટે દરેક ભાઇઓ શાસ્ત્રમાર્ગને છોડીને કેવળ વિષયાત્માથી પ્રાપ્ત ન થાય તેવી ગતિને પ્રાપ્ત થયા છે, એટલે દરેક ભાઈઓને ભગવાનની પ્રાપ્તિ-રૂપ ફળ થયું છે.

મહાપુરુષોને તેવું ફળ પ્રાપ્ત ન થાય તેમાં કારણ કહે છે કે અસત્પુ-રુષોમાં આચાર હોતો નથી. કદાચ અસત્પુરુષોને જ્ઞાનસિદ્ધિ હોય તોપણ અભિમાન વિશેષ રહેવાથી આચારરહિતપણાથી થયેલો દોષ પ્રાપ્ત થાય જ છે-અને તે અસત્પુરુષો વિષયમાં ઇચ્છાવાળા હોવાથી તેઓમાં અંતઃકરણનો દોષ પણ રહેલો જ હોય છે, એટલે આચારથી રહિતપણું અને અંતઃકરણનો દોષ એ બન્ને દોષ અસત્પુરુષોમાં રહેતા હોય છે. તે દોષો જ તેને સંસાર-માંથી ન નીકળવામાં કારણરૂપ છે. પાખંડી વિષયોને દૂર કરવા માટે તેમાંથી નીકળીને ભગવાનની સમીપમાં જતાં જતાં ક્રમવાર દરેક તત્ત્વોના અંશને ઓળંગીને ત્યારે દરેક અંશને ઓળંગી ગયા ત્યારે તે પાંડવોનાં દરેક પાપો ધોવાઇ ગયાં છે. આત્માની અપેક્ષાએ બીજું બધું પાપરૂપ જ છે, તે તો પાંડવોનું નિવૃત્ત થયેલું છે, ત્યારપછી જે સ્થાન તેઓને મળ્યું છે, તે સ્થાનને અને પોતાના આત્માને એકરૂપપણું થયું છે.

તે કહે છે કે પાંડવો નિર્મળ આત્મા વડે તે સ્થાનને પામ્યા છે. તે અર્થની સાથે છે એમ બતાવવા માટે મૂળમાં हि અવ્યય આપેલો છે, કારણ કે જે અશુદ્ધ હોય તે શુદ્ધમાં જવાને લાયક નથી અને જે શુદ્ધ હોય તેનું સ્થાન અશુદ્ધ હોતું નથી; તેથી તે પાંડવો યથાયોગ્ય સ્થાનને પ્રાપ્ત થયા છે, એવો અભિપ્રાય છે. (૪૭-૪૮)

અધિકાર ઉપર રહેલા ભક્ત હોય તેઓને પણ "જ્યાંસુધી અધિકાર હોય ત્યાંસુધી અધિકારના સ્થાનમાં તેઓને રહેવું જ જોઈએ" એમ વ્યાસ-

સૂત્રમાં કહ્યું છે, એ ન્યાયથી તે અધિકારીઓને ભગવાનની પ્રાપ્તિ થતી નથી, પરન્તુ પોતાના સ્થાનની જ પ્રાપ્તિ થાય છે; માટે વિદુરજીને પોતાના સ્થાનની પ્રાપ્તિ થઈ છે તે પણ કહે છેઃ

**विदुरोऽपि परित्यज्य प्रभासे देहमात्मवान् ।**
**कृष्णादेशेन तच्चित्तः पितृभिः स्वक्षयं ययौ ॥ ४९ ॥**

**શબ્દાર્થઃ**—વિદુરજી પણ પ્રભાસમાં દેહને છોડીને ઇંદ્રિયોની સાથે શ્રીકૃષ્ણ પ્રભુની આજ્ઞા વડે, તેમાં ચિત્ત રાખીને, પિતૃગણની સાથે પોતાના સ્થાન વૈવસ્વત પુર(યમપુરી) માં ગયા.

**ભાવાર્થઃ**—વિદુરજી યમરાજાનો અવતાર હતા. તેના અધિકારના સ્થાનનો માર્ગ પ્રભાસ છે. તે માટે તેણે પ્રભાસમાં દેહ છોડયો છે. વિદુરજી ઇંદ્રાદિકની સાથે ગયા છે અથવા વિદુરજી થયા ત્યારે જે દેહ હતો તે દેહ છોડીને પ્રથમ ધર્મરાજા હતા ત્યારે જે દેહ હતો તેવા દેહની સાથે ગયા છે. તે ભક્ત હતા છતાં પણ મોક્ષનો આગ્રહ ન રાખવામાં કારણ કહે છે કે શ્રીકૃષ્ણ ભગવાનની વિદુરજીને આજ્ઞા હતી, તેથી તે પ્રભુમાં ચિત્ત રાખીને ભગવાનની આજ્ઞા વડે મારો અધિકાર કરું છું, એવું અનુસંધાન રાખીને વિદુરજી ગયા છે. તેને સામા લેવા માટે પિતૃઓના ગણો આવ્યા હતા, તેઓની સાથે વૈવસ્વતપુરમાં તે ગયા છે. અહીં મૂળમાં પોતાના સ્થાનને કહેનારો "ક્ષય" શબ્દ કહેલો છે, તેનો અભિપ્રાય એવો છે કે જે વૈવસ્વતપુરમાં ગયા હોય તેનાં પાપાદિક કર્મનો ક્ષય થાય છે. (૪૯)

હવે દ્રૌપદીની જુદી જ ગતિ થઇ તે કહે છેઃ

**द्रौपदी च तदाज्ञाय पतीनामनपेक्षताम् ।**
**वासुदेवे भगवति ह्येकान्तमतिराप तत् ॥ ५० ॥**

**શબ્દાર્થઃ**—ત્યારે દ્રૌપદીએ પણ, હવે પોતાના પતિઓને પોતાની ઇચ્છા નથી એમ જાણીને વાસુદેવ ભગવાનમાં જેની એકાંત મતિ છે એવાં થઇને તે પ્રભુને પ્રાપ્ત થયાં.

**ભાવાર્થઃ**—તે દ્રૌપદી તો પહેલેથી જ ભગવદીય હતાં, તે પ્રભુના ચરણકમળમાં પ્રવેશ કરવાને તત્પર જ હતા, તોપણ ભગવાને તો પોતાના પતિઓને પોતે આપેલાં હોવાથી પતિઓનું હિત કરવા માટે રહેલાં હતાં. તે પતિઓને હવે દ્રૌપદીની ઇચ્છા નથી એમ જાણીને, પોતાના હૃદયમાં જ પ્રકટ થયેલા ભગવાનમાં તેની એકાંત ગતિ થઇ અને ઇંદ્રિયોના સમૂહમાંથી નીકળીને દ્રૌપદી ભગવાનના ચરણકમળમાં જ પડી ગયાં છે. (૫૦)

એમ બારમા અધ્યાયમાં પરીક્ષિતના જન્મની હકીકત કહ્યા પછી, ૧૩-૧૪-૧૫ એમ ત્રણ અધ્યાયો, તેના પ્રસંગના છે એમ જણાવવા માટે પાંડવોના ચરિત્રોને સાભળવાનું ફળ કહે છેઃ

**यः श्रद्धयैतद् भगवत्प्रियाणां**
**पाण्डोः सुतानामिति सम्प्रयाणम् ।**
**शृणोत्यलं स्वस्त्ययनं पवित्रं**
**लब्ध्वा हरौ भक्तिमुपैति सिद्धम् ॥ ५१ ॥**

**શબ્દાર્થઃ**—જે પુરુષ શ્રદ્ધા વડે, ભગવાનને વહાલા એવા પાંડુરાજાના પુત્રોના, અત્યંત કલ્યાણરૂપ, પવિત્ર, અને સારી રીતના પ્રયાણનું શ્રવણ કરે છે, તે હરિ ભગવાનમાં ભક્તિ મેળવીને સિદ્ધિને પામે છે.

**ભાવાર્થ**—સમગ્ર અંશ સહિત ભગવાનના સર્વ શ્રવણમાં સર્વ ફળ થાય છે, તે માટે અંશ ( અમુક ભાગ )માં થોડું ફળ થાય છે એમ અનુવાદ કરે છે. કોઇ સ્થળમાં થોડું શ્રવણ કરવામાં પણ સર્વફળ થાય છે, તેથી થોડા શ્રવણથી ફળ બતાવવામાં બીજું શ્રવણ નિરર્થક થતું નથી. પાંડવો વૈષ્ણવો હતા, તેથી તેઓમાં શ્રદ્ધા રાખવી જોઇએ. તેઓ પોતાથી પણ સ્વતંત્ર વગેરે ગુણવાળા પણ હતા, એમ બતાવવા માટે પાંડુના પુત્રો કહેલા છે. તે પાંડવોના ચરિત્રોનું શ્રવણ કરવામાં ઇષ્ટ( ઇચ્છેલું)ની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિરૂપ આ લોક સંબંધી ફળ મળે છે, એમ બતાવવા માટે ચરિત્રને અત્યંત કલ્યાણરૂપ અને પવિત્ર કહેલું છે. અને તેમાંથી પરલોકનું ફળ ભક્તિ છે તે પણ થાય છે, તે સાધન છે, અને ભગવાનની પ્રાપ્તિ થવી તે ફળ છે, તે અલભ્ય લાભ છે, એમ બતાવવા માટે "સિદ્ધિને પ્રાપ્ત થાય છે" તેમ કહ્યું છે. (૫૧)

**ઇતિ શ્રીભાગવત-સુબોધિની-ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં**
**ઉત્તમાધિકાર-પ્રકરણાંતર્ગત પંદરમો અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૨૬ મો

मुक्तिर्निरूपिता पूर्वमधिकारनिरूपणे ।
पारलौकिकबन्धस्य निवृत्त्यै पितृहेतुतः ॥ १ ॥
ऐहिकस्यापि बन्धस्य निवृत्तिरधुनोच्यते ।
अधिकारस्य संप्राप्त्या लोकतो बन्धसंभवः ॥ २ ॥
कलिदोषाच्च तेनात्र क्रमेणैव निवार्यते ।
प्रथमं षोडशाध्याये स्वाधिकारेण यद्भवेत् ॥ ३ ॥
भूधर्मरक्षा सर्वापि सामान्येन विशेषतः ।
निरूप्यतेऽन्यथा स्वस्य दोषः स्याद् द्विविधोऽपि हि ॥ ४ ॥
अतः पुत्रान् समुत्पाद्य धर्मरक्षा निरूप्यते ।
आधिदैविकरक्षार्थं कलिनिग्रह ईर्यते ॥ ५ ॥
स्वभावतः स्थापितोऽपि मूलदोषान्न वर्धते ।
मूलनिर्हरणं तस्मात्कर्तव्यमिति निश्चयः ॥ ६ ॥
आधिदैविकरूपाणां साक्षात्कारो यदा नहि ।
भगवच्चरितस्यापि दैविकत्वात्स नैव हि ॥ ७ ॥
अतोऽधिकारसिद्ध्यर्थं दैविकानां निरूपणम् ।
अनुग्रहो निग्रहश्च वरदानं तथैव च ॥ ८ ॥

શ્રીભાગવતના શ્રોતાનું નિરૂપણુ કરવામાં પિતા અને પિતામહ (બાપના બાપ) વગેરેના કારણથી તેને પરલોકસંબંધી બંધન થાય, તેની નિવૃત્તિ સારુ પ્રથમ તેની મુક્તિનું નિરૂપણુ પહેલા અધ્યાયમાં કહેલું છે. (૧)

હવે આ લોકના બંધનની નિવૃત્તિનું નિરૂપણુ કરે છે. તેમાં પરીક્ષિતને રાજ્યનો અધિકાર થવાથી, લોકથી બંધન થવાનો સંભવ છે (૨) અને કલિયુગનો સમય આવવાથી કાલે કરેલા દોષથી બંધન પ્રાપ્ત થવાનો સંભવ છે, તે બન્નેની નિવૃત્તિ બે અધ્યાય વડે કરે છે. તેમાં પ્રથમ સોળમા અધ્યાયમાં પોતાને રાજ્યનો અધિકાર મળવાથી, પૃથ્વીની રક્ષા કરવી અને ધર્મની રક્ષા કરવી વગેરેનું નિરૂપણુ સામાન્યથી કરાય છે. અને વિશેષતાથી અશ્વમેધ વગેરેનું નિરૂપણુ કરે છે. જો તે નિરૂપણુ ન કરે તો પરીક્ષિતને લૌકિક અને વૈદિક બન્ને પ્રકારનો દોષ પ્રાપ્ત થાય. (૩-૪) માટે પુત્રોને ઉત્પન્ન કરીને તેણે ધર્મની રક્ષા કરી તે નિરૂપણુ કરે છે. ધર્મની આધિદૈવિક રક્ષા (ધર્મનાં મૂલ તત્ત્વોની રક્ષા) માટે પરીક્ષિતે કલિયુગનો નિગ્રહ કર્યો, તેનું નિરૂપણુ છે.

(૫) સ્વભાવથી ધર્મનું સ્થાપન કરેલું છે તોપણ ધર્મનું મૂળ તો કાળ છે. તે કાળનો દોષ હોય ત્યાંસુધી ધર્મની વૃદ્ધિ ન થાય; માટે દોષરૂપ મૂળને બાળી નાખવું જોઈએ, એવો નિશ્ચય કરેલો છે. (૬) પૃથ્વી ધર્મ અને કાળ, તેના આધિદૈવિક રૂપનો સાક્ષાત્કાર જ્યારે પરીક્ષિતને થાય નહિ ત્યારે ભગવાનનું ચરિત્ર તો આધિદૈવિક હોવાથી તે ચરિત્રનો સાક્ષાત્કાર પણ રાજાને થાય જ નહિ, (૭) એટલા સારુ ભગવાનના ચરિત્રના આધિદૈવિક સ્વરૂપનો પણ સાક્ષાત્કાર થવાનો અધિકાર સિદ્ધ થવા માટે, પરીક્ષિતને પૃથ્વી અને ધર્મ ઉપર અનુગ્રહ તથા કલિયુગનો નિગ્રહ, અને તેને વરદાન આપવાનું નિરૂપણ કરે છે. (૮)

એવી રીતે પરીક્ષિત્‌ને આ લોકમાં રાજ્ય કરવામાં અને પરલોકની પ્રાપ્તિ થવામાં પાંડવોના તરફથી પ્રતિબંધ થવાનો નથી, તે માટે પંદરમા અધ્યાયમાં પાંડવોની મુક્તિ થયાનું નિરૂપણ કર્યું છે. "આ આત્માને કોઈ આશ્ચર્યની માફક જુએ છે, બીજો આશ્ચર્યની માફક કહે છે અને વળી ત્રીજો આશ્ચર્યની માફક સાંભળે છે, અને સાંભળીને પણ કોઈ એને જાણતો નથી" એમ ગીતાજીમાં કહેલ છે, તે પ્રમાણે સાંભળીને જણાય નહિ તેવું સાંભળવું ન થવા માટે, પહેલાં પૃથ્વી, ધર્મ અને કલિયુગના આધિદૈવિક રૂપનો સાક્ષાત્કાર પરીક્ષિત્‌ને થયો છે, તેમ નિરૂપણ કરવા માટે પરીક્ષિતના જન્મ વખતે બ્રાહ્મણોએ તેના ગુણનું નિરૂપણ કર્યું હતું, તેનો સૂતજી અનુવાદ કરે છેઃ

सूत उवाच ।

**ततः परीक्षिद् द्विजवर्यशिक्षया**
**महीं महाभागवतः शशास ह ।**
**यथा हि सूत्यामभिजातकोविदाः**
**समादिशन् विप्रमहद्‌गुणस्तथा ॥ १ ॥**

**શબ્દાર્થ**:—પરિક્ષિત્‌ને રાજ્ય ઉપર બેસાડીને યુધિષ્ઠિર ચાલી નીકળ્યા પછી જન્મ સમયે જાતકવિદ્યા (જ્યોતિષ) જાણવામાં કુશળ બ્રાહ્મણોએ જેવી રીતે પરીક્ષિતના ગુણનું વર્ણન કર્યું હતું, તેમ બ્રાહ્મણોમાં જેનો મોટો ગુણ છે એવા ભગવાનના ભક્ત, પરીક્ષિત્ રાજા, બ્રાહ્મણોના શિક્ષણ પ્રમાણે પૃથ્વીનું પાલન કરવા લાગ્યા.

**ભાવાર્થ**:—"જે ધર્મ ઇચ્છા વડે કરાય છે તે અધર્મની શાખારૂપ આભાસધર્મ કહેવાય છે" એમ સપ્તમસ્કંધમાં કહેલું છે, તેથી પરીક્ષિત રાજાએ રાજ્યની રક્ષા પણ પોતાની ઇચ્છાથી કરેલી નથી, એમ બતાવવા માટે કહે છે કે બ્રાહ્મણોમાં જે ઉત્તમ છે, તેના શિક્ષણથી રાજા રાજ્ય કરે છે, એટલે ભગવાનના ભક્તો જે બ્રાહ્મણો હોય છે, તે બ્રાહ્મણો ઉત્તમ કહેવાય છે અને "નારાયણ પ્રભુમાં પરાયણ એવો બ્રાહ્મણ ઉત્તમ ધર્મના તત્ત્વને જાણે છે" એવું વાક્ય

છે, તેથી જે બ્રાહ્મણો ભગવાનના ભક્તો હોય છે, તેઓને જ ધર્મનું સૂક્ષ્મ જ્ઞાન હોય છે, માટે તે બ્રાહ્મણોના કહેવા પ્રમાણે રાજ્યની રક્ષા કરે છે. બ્રાહ્મણો ઉપદેશ આપે છે, તે બરાબર હૃદયમાં ઊતરે છે તે માટે કહે છે કે પરીક્ષિત રાજા મહાભાગવત છે એટલે ભગવાનના ભક્તોમાં મોટા છે; આથી ત્રણ બાબત સૂચવેલી છે તે એકે (૧) દરેક સ્થળોમાં ભગવાનના ભજનની પ્રવૃત્તિ કરેલી છે; (૨) ભગવાનની સ્ત્રીરૂપ પણ થયેલી પૃથ્વીનું કાંઈ કારણસર બીજો પાલન કરનારો હોય ત્યારે પણ તેનું નિરાકરણ કરીને ભગવાનના ધર્મની પ્રવૃત્તિમાં પરાયણ થવું. (૩) અને ત્રીજું, ધર્મ ભગવદીય હોવાથી તેનું ચોતરફથી રક્ષણ કરવું, એમ ત્રણ બાબત પરીક્ષિતે કરેલી છે.

મૂળમાં હ્ર અવ્યય લખેલો છે તે આશ્ચર્યને કહેનારો છે, એટલે ભગવાનના ભક્તોને કાર્ય કરવામાં આવેશ થવો તે યોગ્ય નથી, તેમ રાજાએ પૃથ્વીની રક્ષા કરવી એવું ભાગવતનું વાક્ય છે, તોપણ પરીક્ષિત વગેરે ભક્તો તો ભગવાનના સ્વરૂપમાં જ આવેશવાળા રહે છે, તેમ છતાં જો રાજ્યના કાર્યમાં આવેશવાળા થાય તો ઉત્તમ ભગવાનના ભક્ત તરીકે રહી શકાય નહિ, તેમ બન્ને બાબત આ પરીક્ષિત રાજામાં છે. અર્થાત્ રાજ્યકાર્યનો આવેશ હોવા છતાં પણ ભગવાનનું ભક્તપણું રહેલું છે તે આશ્ચર્ય થાય છે, તે આશ્ચર્યને સિદ્ધ કરવા માટે કહે છે કે જન્મ વખતે જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ બ્રાહ્મણોએ જેવી રીતે કહ્યું હતું, તે પ્રમાણે બ્રાહ્મણોમાં જેનો મોટો ગુણ છે, એટલે બ્રાહ્મણ્યપણું (બ્રાહ્મણો જેને વહાલા છે) પરીક્ષિતમાં રહેલું છે, માટે કાલે કરેલા સારાફળની સિદ્ધિ પરીક્ષિતને થઈ છે. (૧)

હવે પરીક્ષિતે પૃથ્વીની રક્ષા કરેલી છે, તેની પરંપરાનો વ્યવહાર ચાલુ રહે તે માટે તેણે પુત્રોને ઉત્પન્ન કર્યા છે, તે કહે છેઃ

**स उत्तरस्य तनयामुपयेम इरावतीम् ।**
**जनमेजयादींश्चतुरस्तस्यामुत्पादयत्सुतान् ॥ २ ॥**

**શબ્દાર્થ**:—તે પરીક્ષિત્ પોતાના મામા ઉત્તર રાજાની ઇરાવતી નામની પુત્રીને પરણ્યા, અને તેમાં જનમેજય વગેરે ચાર પુત્રોને તેણે ઉત્પન્ન કર્યા.

**ભાવાર્થ**:—રાજાઓને મામાની દીકરી પરણવાનું લોકમાં કહેલું છે, અને સ્મૃતિશાસ્ત્રમા તેની મનાઇ કરેલી છે. લૌકિક ધર્મનો દાખલો બેસાડવાના પ્રસંગમાં મામાની પુત્રી પોતાના ભાગરૂપ સ્ત્રી છે એમ લખ્યું છે, ત્યાં સ્મૃતિમાં કહેલું છે કે "મામાની પુત્રી, તેમ જ માતાના ગોત્રવાળી તે કન્યાને, અને પોતાના સમાન ગોત્રવાળી કન્યાને પરણેલ હોય તો તે સ્ત્રીનો ત્યાગ કરી, પરણનારે ચાંદ્રાયણ વ્રત કરવું જોઇએ;" માટે કેવળ ધર્મ માટે તેવો વિવાહ

કરવો જોઇએ; તેથી પોતાની બરાબર બલ સિદ્ધ થવા માટે, પોતાના મામા ઉત્તરની ઇરાવતી નામની કન્યાને પરીક્ષિત પરણ્યા છે.

શ્રી ભાગવત-દશમસ્કંધના ૩૯ મા અધ્યાયમાં અક્રૂરજીને જળમાં પ્રભુએ દર્શન કરાવ્યું છે, ત્યાં શ્રી પુષ્ટિ વાણી કાંતિ કીર્તિ તુષ્ટિ ઇલા ઊર્જા વિદ્યા અવિદ્યા શક્તિ અને માયા એમ ભગવાનની મુખ્ય બાર શક્તિઓ વર્ણવી છે, તેમાં ઇલા પણ શક્તિ ગણેલી છે, અને સંસ્કૃતમાં र અને ल એ બે અક્ષરોનું સામ્ય ગણાય છે, તેથી इला શક્તિવાળી इरावती છે એમ કહીને 'તે ઇરાવતી વૈષ્ણવ' છે તેમ સૂચવ્યું છે, તેમ પૃથ્વીનું નામ પણ ઇલા હોવાથી, તે ઇરાવતી પૃથ્વીના સર્વરસવાળી છે, માટે તેમાં ઉત્પન્ન થાય તેને બળ પ્રાપ્ત થાય છે અને તેનો ઉપભોગ કરવાથી પોતાને પણ બળ અને અલૌકિક સુખ મળે છે, અર્થાત્ પરીક્ષિતને બળ અને અલૌકિક સુખ મળેલું છે. તેમ શ્રુતિમાં દ્યાવાપૃથ્વીપણું ઇરાવતીને કહેલ છે, તેથી ભગવાને તેનું પાલન કરવું જોઇએ તેમ બતાવ્યું છે. તે ઇરાવતી રાણીમાં પરીક્ષિતને ચાર પુત્રો થયા. ક્ષેત્રજ[1] વગેરે પુત્રો થયા નથી, પણ પોતાથી જ થયા છે, એમ બતાવવા માટે મૂળમાં પુત્રને કહેનારો सुत શબ્દ કહેલો છે. ચાર દિશાઓમાં પૃથ્વીની રક્ષા કરવી અને ચાર પુરુષાર્થની સિદ્ધિ થવી તે ચાર પુત્રોથી થશે, તે માટે વધારે પુત્રને ઉત્પન્ન કર્યા નથી. (૨)

જ્યોતિષમાં કહેલા કાલના ગુણથી આધિદૈવિક પ્રકારે પરીક્ષિતે અશ્વમેધ યજ્ઞો કર્યા છે તે કહે છે:

**आजहाराश्वमेधांस्त्रीन् गङ्गायां भूरिदक्षिणान् ।**
**शारद्वतं गुरुं कृत्वा देवा यत्राक्षिगोचराः ॥ ३ ॥**

**શબ્દાર્થ**:—પરીક્ષિત રાજાએ કૃપાચાર્યને ગુરુ કરીને, ગંગાજીમાં ઘણી દક્ષિણાવાળા અશ્વમેધ યજ્ઞો કર્યા, જે યજ્ઞમાં દેવતાઓ પ્રત્યક્ષ થયા હતા.

**ભાવાર્થ**:—ત્રણ અશ્વમેધ યજ્ઞ કરવાથી ત્રણ પ્રકારનો દોષ દૂર થયેલો છે, માટે વિશેષ યજ્ઞો કર્યા નથી. તે યજ્ઞો ગંગાજીની ગર્ભભૂમિ ( ગંગાજીના કિનારા ઉપર આસપાસ ) માં કરેલ છે. તે યજ્ઞો ઘણી દક્ષિણાવાળા કરેલા છે, એટલે યજ્ઞના સ્ત્રી દક્ષિણા છે એમ ચતુર્થ સ્કંધમાં નિરૂપણ કરેલું છે, તે પ્રમાણે સ્ત્રીની સાથે યજ્ઞો પુષ્ટ થયા છે, એમ બતાવવા માટે, 'દક્ષિણાવાળા યજ્ઞો કરેલા છે' એમ કહ્યું છે. ધૌમ્ય ઋષિ કેવળ પાંડવોમાં જ નિષ્ઠાવાળા હોવાથી પરીક્ષિતના કુળના ગુરુ કૃપાચાર્ય છે, તેથી પરીક્ષિતે કૃપાચાર્યને ગુરુ તરીકે માનેલા છે, એમ બતાવવા માટે કહે છે કે शर ( બાણ ) ના

---

૧. સ્ત્રી પતિનું ક્ષેત્ર કહેવાય છે, તે સ્ત્રીમાં અન્ય યોગબલથી કે નિયોગથી જે પુત્ર ઉત્પન્ન થાય તે ક્ષેત્રજ કહેવાય છે.

ગુચ્છામાં થયેલા કૃપાચાર્યને ગુરુ કરેલા છે. એમ ઘણી દક્ષિણાઓ વડે બ્રાહ્મણની સંપત્તિ સિદ્ધ થઈ, ત્યારે રાજાનો યજ્ઞ આધિદૈવિક થયો; તે કહે છે કે જે યજ્ઞમાં દેવતાઓ પ્રત્યક્ષ થયા છે; એટલે હવિષના ભાગ લેનારા દેવતાઓ ભગવાનના અંશરૂપ આધિદૈવિક છે. અને વેદના મંત્રમાં તેઓનુંજ પ્રતિપાદન થાય છે.

જૈમિનીય સૂત્રમાં દેવતા મંત્રમયી લખેલી છે. તે પ્રમાણે મંત્રને મુખ્ય માનીએ તેવા પક્ષથી તે દેવતા આધ્યાત્મિક છે. તે યજ્ઞ જો જ્ઞાન વગરના પુરુષોથી કરાતો હોય તો તે કર્મના શેષભૂત આધિભૌતિક યજ્ઞ છે. તે કેવળ પંચમહાભૂતનો સંસ્કાર કરનારા જ યજ્ઞો કહેવાય છે, અને ભગવાન્ જેમ પ્રત્યક્ષ થાય છે, તેમ ભગવાનના અંશભૂત દેવતાઓ છે તે ઉત્તમ છે અને તે પ્રત્યક્ષ થાય છે. (૩)

એવી રીતે સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મને કહીને, તેનું આધિદૈવિક-પણું પ્રસિદ્ધ કરવા માટે ધર્મના શત્રુઓનો નિગ્રહ કર્યો તે કહે છેઃ

**निजग्राहौजसा वीरः कलिं दिग्विजये क्वचित् ।**
**नृपलिङ्गधरं शूद्रं घ्नन्तं गोमिथुनं पदा ॥ ४ ॥**

**શબ્દાર્થઃ**—ક્યાંય પગ વડે ગાયનાં જોડલાંને મારતો, રાજાના ચિહ્નને ધારણ કરનાર શૂદ્ર એવા કલિયુગનો, વીર પરીક્ષિત રાજાએ પોતાના દિગ્વિજયમાં ઉત્સાહ શક્તિથી નિગ્રહ કર્યો.

**ભાવાર્થઃ**—જો ધર્મના શત્રુઓથી રક્ષા ન કરે તો પાંડવોની માફક પરીક્ષિતને પણ બહાર નીકળી જવું પડે. કાલના પુત્રથી ભય પામીને એટલે કલિયુગનો નિગ્રહ કરવા માટે પૌત્રોને રાજ્ય સોંપીને પાંડવો ચાલી નીકળ્યા હતા, અને પરીક્ષિતે તો આ કલિયુગનો પણ નિગ્રહ કર્યો, તે પાંડવો કરતાં પણ પરીક્ષિત્માં મોટાઈ બતાવે છે. પરીક્ષિતે કુરુક્ષેત્રમાં કલિયુગનો નિગ્રહ કર્યો છે. તે કલિયુગની અવસ્થાનું રૂપ કહે છે કે તે રાજાના રૂપને ધારણ કરનાર હતો. પાપ, શૂદ્ર, અને પાપીઓનો શૂદ્ર રાજા, એમ ત્રણ રૂપ કલિયુગનાં છે. તેમાં પાપ અને શૂદ્રરૂપે રાજા થવાનું રૂપ આધિદૈવિક છે, તે માટે કહે છે કે તે કલિયુગ રાજાના ચિહ્નને ધારણ કરનારો શૂદ્ર હતો. સ્ત્રી અને પુરુષ સાથે હોય તેને જોડલું કહેવાય છે; પણ બળદ તો માતા પ્રત્યે પણ ગમન કરે છે, એમ વેદમાં કહ્યું છે, તેથી પશુઓમાં પુત્રની સાથે ગાય હોય તોપણ તે જોડલું કહેવાય છે; તેથી જ તેનું રૂપ કલિયુગને સ્પર્શ કરવા યોગ્ય છે એમ બતાવ્યું છે. એટલે ગાડામાં બેસીને એક તરફ ગાય અને એકતરફ બળદને જોડીને કલિયુગ પોતાનો એક પગ લાંબો કરીને મારતો હતો, અથવા ગાયના જોડલાને જીતીને, પોતાના દેશમાં લઈ જતો તે રાજા હતો. કલિયુગ પાપનો

અધિષ્ઠાતા હોવાથી, ધર્મ અને પૃથ્વીનું વાક્ય તેણે સાંભળ્યું નથી, અને પરીક્ષિત રાજાએ તો તેનું વાક્ય સાંભળ્યું છે અને તેને જોયેલ પણ છે; તેથી રાજામાં કલિયુગનો નિગ્રહ કરવાનું સામર્થ્ય છે.

હમણાંના રાજાઓને પશુઓની ભાષાનું જ્ઞાન ન હોય તોપણ તેને જુએ અને તેને નિયમમાં રાખી શકે, તે રીતે પરીક્ષિત પણ કરી શકે તેમ છે, તોપણ પરીક્ષિતને વાક્યનું સાંભળવું અને વાક્યનું જ્ઞાન છે. (૪)

આ સૂત પૌરાણિકના વાક્યમાં શૌનકને સંદેહ થયો કે કલિયુગ જુદો છે અને શૂદ્ર જુદો છે, અથવા શૂદ્રમાં કલિયુગનો આવેશ છે, અથવા અન્યાય કરનારને મારે છે. મૂળમાં કલિયુગ અને શૂદ્રને જુદો પાડનાર પ્રકાર નથી તો-પણ નિગ્રહ કરવારૂપ ક્રિયામાં શૂદ્ર અને કલિયુગ બન્નેની પ્રતીતિ શૌનકને થયેલી છે, તે માટે શૌનક પૂછે છે:

**शौनक उवाच ।**

**कस्य हेतोर्निजग्राह कलिं दिग्विजये नृपः ।**
**नृदेवचिह्नधृक् शूद्रः कोऽसौ गां यः पदाऽहनत् ॥ ५ ॥**

**શબ્દાર્થઃ**—રાજા પરીક્ષિતે દિગ્વિજયમાં કલિયુગનો નિગ્રહ શા માટે કર્યો? અને પગ વડે ગાયને જે મારતો હતો તે રાજાનું ચિહ્ન ધારણ કરનાર શૂદ્ર કોણ હતો?

**ભાવાર્થઃ**—દિગ્વજયમાં રાજાઓને જીતવા જોઇએ, પણ કાળનો જય તો કરવો ન જોઇએ, કારણ કે તે પોતાના આધારરૂપ છે; માટે કલિયુગનો વિજય કર્યો તે નિરર્થક છે. કલિ તો સાધારણ કાલ છે અને તેવી જ રીતે કાલનો નિર્ણય છે, તેમ કલિયુગ માટે જ પોતાને રાજ્ય મળ્યું છે, માટે કલિયુગનો નિગ્રહ કરવાનું કાંઇ કારણ દેખાતું નથી. તેમ તે કલિનો નિગ્રહ થઈ પણ શકે નહિ, કારણ કે શરીરનો નિગ્રહ કરવામાં કાંઇ કાલનો નિગ્રહ થતો નથી; તેથી પ્રશ્ન કરે છે. તેમાં પણ કાલમાં રહેનારા માણસોનું પાલન કરનાર તે ( પરીક્ષિત ) રાજા છે, તેથી પરીક્ષિતે કાલનો નિગ્રહ શા માટે કર્યો? એ એક પ્રશ્ન છે, અને શૂદ્ર કલિયુગ હતો, તેમ નહિ જાણવાથી પૂછે છે કે રાજાના ચિહ્નને ધારણ કરનાર તે શૂદ્ર કોણ હતો, શૂદ્રને રાજાનો વેશ શી રીતે થયો, અને તે વેશ ક્યાંથી પ્રાપ્ત થયો, અને તેવા શૂદ્રે ગાયને પગથી શામાટે મારી હતી? એ બીજો પ્રશ્ન છે. (૫)

માટે સંદેહ દૂર કરવા માટે તે કહો એમ કહે છે:

**तत्कथ्यतां महाभाग यदि कृष्णकथाश्रयम् ।**
**अथवाऽस्य पदाम्भोजमकरन्दलिहां सताम् ।**
**किमन्यैरसदालापैरायुषो यदसद्व्ययः ॥ ६ ॥**

**શબ્દાર્થ**:—હે મોટા ભાગ્યવાળા સૂત પૌરાણિક, જો શ્રીકૃષ્ણની કથાના આશ્રયવાળું હોય અથવા એના ચરણકમલના મકરંદનો આસ્વાદ લેનારા સત્પુરુષોની કથાના આશ્રયવાળું હોય તો તે કહો, તે સિવાયના બીજા ખોટા આલાપો (વાતો) વડે શું છે કે જેનાથી આયુષ્યનો ખોટો વ્યય થાય છે ?

**ભાવાર્થ**:—બીજી કથાની મનાઈ કરવા માટે સંબોધન આપે છે કે તમે મોટા ભાગ્યવાળા છો, એટલે ભગવાનની કથામાં તમારો નિયોગ કરેલો છે, અને ભગવત્કથાને તમે જાણનારા છો તેથી તમો મોટા ભાગ્યશાળી છો, માટે અમારા સ્વાર્થથી વિરોધ કરનારું ચરિત્ર ન હોય તો કહેવું. એ જ શૌનક કહે છે કે જો શ્રીકૃષ્ણ ભગવાનની કથાનો આશ્રય એટલે તેની કથામાં જો ભગવાનની કથા આવતી હોય તો કહેવાનું છે.

કદાચિત્ ભગવત્કથાનો આધાર ન હોય તોપણ ખરી રીતે જે ભગવદીય છે, તેના સંબંધવાળી બીજી પણ જે કથા હોય તેનો આશ્રય પણ હોય તો કહેવું, એમ બતાવવા માટે કહે છે કે ભગવાનની કથા ન હોય અને ભગવાનના ભક્તની કથા હોય તોપણ ચરિત્ર કહેવું. ભક્તિના રસનો જેને સ્વાદ હોય તેવાની કથાને કહેવાથી, જે કથામાં ભક્તિરસનો સ્પર્શ નથી તેવી કથાઓ ત્યાં થતી નથી એમ સૂચવેલું છે.

સત્પુરુષોની કથા કહેવી એમ કહેવાથી મોહ કરનારી બીજી કથાની મનાઇ કરેલી છે. મકરંદનો આસ્વાદ લેનારની કથાનું કહ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે જે પુરુષસુખ, બ્રહ્મસુખ અને અર્થસુખને આપે તે મકરંદ કહેવાય છે. તે તો કેવળ એક ભગવાનના ચરણકમળમાં જ રહે છે. પ્રેમથી ભગવાનની સેવા કરે, ત્યારે તેમાં તેના સ્વરૂપનો આવિર્ભાવ થાય છે. કેવળ ભક્તને જ તે ભોગવવા યોગ્ય છે, અને વિશેષપણાથી તેનું લક્ષણ કહી શકાતું નથી. જે મકરંદના સ્વાદ માટે સમગ્ર ભક્તિમાર્ગ અને શાસ્ત્ર છે, તેવી રીતના સ્વાદને લેનારા ભક્તની કથા વડે શાસ્ત્રના અર્થનું જ્ઞાન થાય છે; માટે પ્રમાણની કથા અને પ્રમેયની કથા જો તેવા ભક્તોના આશ્રયવાળી હોય તો કહેવી, નહિ તો નહિ, કારણ કે સંદેહ ઉત્પન્ન કરનારી કથા અસદાલાપ (ખોટી વાતો) છે અથવા અસત્પુરુષોનો તે આલાપ છે. અસદાલાપ અસત્પુરુષોનો આલાપ, તે ભગવાન અને ભગવાનની કથાથી વિરુદ્ધ છે; માટે તેવી કથાથી શું પ્રયોજન છે? ઇચ્છિત આલાપ શરીરની પુષ્ટિ કરનારા છે, તેથી તેવા આલાપથી વખત નીકળે એ જ પ્રયોજન છે એમ કોઇ કહે ત્યાં કહે છે: તેનાથી આયુષનો અન્યાયપણે વ્યય થાય છે, એટલે કરોડો સોનામહોરો આપવાથી જે ક્ષણમાત્રનું પણ આયુષ મળતું નથી.

તેનો અન્યાયે પણ વ્યય થાય, તે યોગ્ય નહિ, માટે બીજી કથાઓ આયુષનો ક્ષય કરનારી હોવાથી તે કહેવી નહિ. (૬)

કારણ કે આ યજ્ઞનો આરંભ છે તે આયુષની વૃદ્ધિ માટે છે તે કહે છેઃ

**क्षुद्रायुषां नृणामङ्ग मर्त्यानामृतमिच्छताम् ।**
**इहोपहूतो भगवान् मृत्युः शामित्रकर्मणि ॥ ७ ॥**
**न कश्चिन्म्रियते तावद्यावदास्त इहान्तकः ।**
**एतदर्थं हि भगवानाहूतः परमर्षिभिः ।**
**अहो नृलोके पीयेत हरिलीलामृतं वचः ॥ ८ ॥**

**શબ્દાર્થ**—હે અંગ! હે સૂત પૌરાણિક! અલ્પ આયુષ્વાળા મનુષ્યો, જેઓ મૃત્યુરૂપ શરીરથી અમૃતની ઇચ્છા કરનારા છે, તેઓ માટે આ યજ્ઞપશુની હિંસારૂપ-કર્મમાં, ભગવાન્ એવા મૃત્યુને બોલાવેલ છે. તેથી જ્યાંસુધી અહીં મૃત્યુ રહેલ છે ત્યાંસુધી કોઈ ન મરે, તેટલા માટે પરમ એવા ઋષિઓએ ભગવાન-રૂપ મૃત્યુનું આહ્વાન કરેલું છે, તેથી આશ્ચર્યથી કહે છે કે અહો હરિ ભગવાનની લીલારૂપ જેમાં અમૃત રહેલું છે, એવું વચન મનુષ્યલોકમાં પિવાય છે.

**ભાવાર્થ**:—પ્રાણીઓ અલ્પ (ઓછા) આયુષવાળા છે, તેનું મરણ જરૂર જ થાય છે અને પ્રાણીઓ મરણનો કલેશ દૂર થાય તે માટે અમૃતની ઇચ્છા કરે છે, તેઓને માટે અહીં મૃત્યુને બોલાવેલ છે, એમ શ્લોકનો સંબંધ છે, અથવા તુચ્છ આયુષવાળાં પ્રાણીઓને બીજા મોટા આલાપોથી શું ફળ થવાનું છે? અર્થાત કાંઇ ફળ નથી, એમ પહેલાના શ્લોકની સાથે સંબંધ છે.

હજાર સંવત્સર (વર્ષ)ના યજ્ઞમાં અમૃત પ્રકટ થાય છે, એમ **विश्वसृजः प्रथमाः** એ શ્રુતિના પ્રસંગમાં હિરણ્યમય પક્ષિરૂપ, બ્રહ્મનો પ્રાદુર્ભાવ સંભળાય છે, તેથી નિશ્ચય થાય છે કે હજાર વર્ષના યજ્ઞમાં રહેલાં પ્રાણીઓને મૃત્યુ બાધ કરનાર છે તેમ તે આધિદૈવિક છે, તેથી યજ્ઞનો ભાગ ભોગવવા માટે અહીં બોલાવેલ છે. દરેક હવિષના દેવતા જુદા જુદા છે, તેમાં યજ્ઞનો ભાગ કયો હશે? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે યજ્ઞને માટે પશુઓ લઇ જવામાં આવે છે તે પશુઓની અવસ્થા મૃત્યુના ભાગરૂપ છે, એમ **मृत्यवे वा एष नीयते यत्पशुः** (જે આ પશુ લઇ જવાય છે તે મૃત્યુને માટે છે) એ શ્રુતિમાં કહેલ છે, તેમ દરેક યજ્ઞોમાં ઘૃત (ઘી) રહેલું છે. અને ઘૃત રુદ્ર કહેવાય છે, તે રુદ્ર મૃત્યુરૂપ છે, એમ વેદમાં કહેલું છે, તેથી ઘૃત ગાયમાં રહેલું હોવાથી ગાયના તમામ પદાર્થ અર્થાત્ પંચ ગવ્યનો (ગાયનું દૂધ, દહીં, ઘી, મૂત્ર અને છાણ) દરેકનો યજ્ઞમાં ઉપયોગ થાય છે; માટે રુદ્રરૂપ મૃત્યુની અવસ્થાથી પણ યજ્ઞમાં તેનો ભાગ આવે છે.

પશુની હિંસા કરવારૂપ જે શામિત્ર કર્મ છે, તે કર્મમાં દેવતાની જરૂર અપેક્ષા છે. તે દેવતારૂપ મૃત્યુ છે, અને તે અધર્મ કોટીમાં નથી એમ બતાવવા માટે મૂળમાં "ભગવાન" એવું વિશેષણ આપેલું છે.

એમ છે તો શું થયું, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે જ્યાંસુધી અહીં મૃત્યુ છે ત્યાંસુધી કોઇ મરે નહિ.

એમ થવાથી પણ શું થયું? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે તેને માટે જ ભગવાનને બોલાવેલા છે; એટલે લોકમાં કોઇ પણ મરો નહિ, અમારા યજ્ઞ વડે પ્રકટ થયેલા અમૃતના પાનથી સર્વે અમર થાઓ, મધ્યમાં પણ કોઇ મરણ ન પામે, એવો વિચાર કરીને આ યજ્ઞમાં અમૃત પ્રકટ થનાર છે એવો નિશ્ચય કરીને કોઇનું મરણ ન થાય તેમ થવા માટે ભગવાનનું આહ્વાન (બોલાવવું) કરવામાં સમર્થ એવા ઋષિઓએ ભગવાનને બોલાવ્યા છે, અને પ્રભુ અદૃશ્ય હોવાથી અહીં કથારૂપે આવેલા છે.

તેથી જ આશ્ચર્ય થાય છે કે લોકમાં હરિ ભગવાનની લીલારૂપ અમૃતવાળાં વચનોનું પાન કરાય છે. અહીં એવો અભિપ્રાય છે કે અમે યજ્ઞનો આરમ્ભ કર્યો, તેમાં પોતાને માટે સર્વે દેવતાઓને બોલાવવામાં અપકીર્તિ થાય અથવા "સર્વ પ્રકારોના પ્રાણ વડે યજ્ઞ કરાય છે" એમ શ્રુતિમાં કહેલ છે, તે પ્રમાણે અપકીર્તિ થાય તેને દૂર કરવી જોઇએ. અને યજ્ઞનો આરમ્ભ કર્યો ત્યાં સર્વે મરવા લાગ્યા, એવી અપકીર્તિ થવાનું કારણ થયું; કારણ કે "જે યજ્ઞ માટે દેવતાઓને બોલાવે છે તે યજ્ઞ કરનાર કેમ ગણાય?" "અને પ્રજાના પ્રાણ વડે યજ્ઞ કરે તે પણ યજ્ઞ કરનાર શી રીતે ન ગણાય?" એમ વેદમાં કહ્યું છે, તેથી યજ્ઞ કરનારની અપકીર્તિ થાય છે, તેથી તે દોષની નિવૃત્તિ કરવા માટે ઋષિઓએ એવો નિશ્ચય કર્યો કે અહીં યજ્ઞમાં ભગવાનનું આહ્વાન કરવું અને યજ્ઞ ભગવાનને અર્પણ કરવો, અને પશુની હિંસારૂપ કર્મમાં મૃત્યુને બોલાવવો, તેથી આપણી અપકીર્તિ દૂર થશે એવો વિચાર કરેલો છે. તે પ્રમાણે ભગવાને સિદ્ધ પણ કરેલો છે. ભગવાન પોતે જ પધાર્યા અને તમારા દ્વારા કથારૂપે પધાર્યા છે એ જ આશ્ચર્ય થયું છે; માટે દેખીતી રીતે પ્રાણીઓનું અમૃત સિદ્ધ થશે, કારણ કે જો અમૃત સિદ્ધ કરવું ન હોય તો અવતારાદિક દ્વારાએ કોઇને ન દેખાય; તેવી જ રીતે તે સિદ્ધ કરે, પણ અહીં તો પ્રભુ પ્રત્યક્ષ પધારેલ છે, તેથી આશ્ચર્ય થયું છે; માટે તમારે ભગવાનનું જ ચરિત્ર કહેવું, બીજું ચરિત્ર કહેવાનું નથી. (૭-૮)

ત્યાં શંકા થાય છે કે પ્રાણીઓ પોતાની મેળે જ મૃત્યુનું નિવારણ કરશે, તેમાં તમારા પ્રયત્નથી શું ફળ થશે? એનું સમાધાન કરે છે:

मन्दस्य मन्दप्रज्ञस्य वयो मन्दायुषश्च वै ।
निद्रया ह्रियते नक्तं दिवा च व्यर्थकर्मभिः ॥ ९ ॥

**શબ્દાર્થ**:—મંદ બુદ્ધિવાળા, અને મંદ આયુષ્યવાળા, મંદ પુરુષનું રાત્રિનું આયુષ નિદ્રા વડે હરાય છે અને દિવસનું આયુષ્ નિરર્થક કાર્યો કરવાથી હરાય છે.

**ભાવાર્થ**:—જેનું આયુષ વ્યર્થ જાય છે તે પોતે આળસુ હોવાથી કાંઈ કર્મ કરી શકતો નથી એમ બતાવ્યું છે. બુદ્ધિ મંદ હોવાથી જ્ઞાન વગરનો છે એમ બતાવ્યું છે. તેવા પુરુષનું રાત્રિના સંબંધવાળું આયુષ નિદ્રાથી હરાઇ જાય છે અને દિવસના સંબંધવાળું આયુષ નિરર્થક કામો કરવામાં હરાઈ જાય છે; માટે સર્વે આયુષનો બીજા સ્થળમાં વિનિયોગ થવાથી મૃત્યુ નિવૃત્ત કરવાનું તેનું સામર્થ્ય નથી. (૯)

એવી રીતે શૌનકે કહ્યું ત્યારે પરીક્ષિત રાજાએ કલિયુગનો નિગ્રહ (તાબે) કર્યો તે હકીકત ભગવાનના આશ્રયરૂપ છે, એમ માનીને સૂત પૌરાણિક તેની પ્રસ્તાવના કરે છેઃ

सूत उवाच ।

यदा परीक्षित् कुरुजाङ्गलेऽवसत्
कलिं प्रविष्टं निजचक्रवर्तिते ।
निशम्य वार्तामनतिप्रियां ततः
शरासनं संयुगशौण्डिराददे ॥ १० ॥

**શબ્દાર્થ**:—કુરુજાંગલ દેશમાં જ્યારે પરીક્ષિત્ રાજા વસતા હતા, ત્યારે પોતાનો હુકમ ચાલે છે તે દેશમાં કલિયુગ પ્રવૃત્ત થયો, એવી પોતાને અપ્રિય લાગે તેવી વાતને સાંભળીને યુદ્ધમાં શૂરવીર એવા પરીક્ષિતે ધનુષ્યને ગ્રહણ કર્યું.

**ભાવાર્થ**:—કુરુ જાંગલ દેશમાં હસ્તિનાપુર આવ્યું છે, તેમાં પરીક્ષિત રાજા વસતા હતા, ત્યારે પોતાના હુકમવાળા દેશમાં કલિયુગે પ્રવેશ કર્યો, એમ સાંભળીને રાજાએ ધનુષ બાણ ગ્રહણ કર્યાં, એમ શ્લોકના અર્થનો સંબંધ છે. પાંડવોએ રાજ્ય સિદ્ધ કરેલું હોવાથી શત્રુ વગરના રાજ્યમાં પરીક્ષિત બેઠેલા હતા, તેથી નામ માત્રના રાજા હતા પણ કાંઇ પરાક્રમ કરેલું નથી, તે બાબતનું રાજાને હૃદયમાં દુઃખ થતું હતું, તેથી કલિયુગનો પ્રવેશ થયો એમ સાંભળીને હવે યુદ્ધ કરવાનું શિક્ષણ પ્રાપ્ત થયું, એવો ઉત્સાહ થયો છે, તોપણ રાજ્યમાં અધર્મ પ્રાપ્ત થયો, તેથી તેવી વાત રાજાને ઘણી જ અપ્રિય હતી. રાજાની આજ્ઞા પ્રમાણે પ્રજા કાંઈ કરે તો કલિયુગ કાંઈ કરી શકે તેમ નથી. અને રાજાની આજ્ઞા પ્રમાણે તેઓ ન કરે તો તેઓને જ મારવા જોઈએ.

પ્રજાને દૈત્યનો પક્ષપાત ન હોય તો અંતઃકરણપૂર્વક રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું સામર્થ્ય થાય નહિ, તેથી જે દૈત્યના પક્ષપાતથી પ્રજામાં તેવું સામર્થ્ય થવાનો સંભવ છે, તે દૈત્યને મારવામાં દોષ નથી એમ ધારીને યુદ્ધમાં રાજા પરીક્ષિતને શૂરપણું થતાં ધનુષને ગ્રહણ કર્યું છે, અર્થાત્ 'ધનુષમાં બાણ નાખીને દૂરથી જ તેઓને મારીશ,' એવો વિચાર પરીક્ષિત રાજાએ કર્યો છે. (૧૦)

**स्वलङ्कृतं श्यामतुरङ्गयोजितं**
**रथं मृगेन्द्रध्वजमास्थितः पुमान् ।**
**वृतो रथाश्वद्विपपत्तियुक्तया**
**स्वसेनया दिग्विजयाय निर्गतः ॥ ११ ॥**

**શબ્દાર્થઃ**—શ્યામ ઘોડાઓ જેમાં જોડેલા છે, અને સિંહની ધ્વજા જેના ઉપર છે એવા શણગારેલા રથ ઉપર બેઠેલા, સહાયતા વગર પણ શૂરવીર, રથ, ઘોડાઓ, હાથી, અને પાયદલથી યુક્ત સેના વડે વીંટાયેલા પરીક્ષિત રાજા દિગ્વિજય કરવા માટે બહાર નીકળ્યા છે.

**ભાવાર્થઃ**—ધોળો રંગ સાત્વિક હોવાથી દેવતાના સંબંધવાળો છે અને દેવતાઓના ઘોડા દૈત્યની સન્મુખ સંભવે નહિ તે માટે રથને કાળા ઘોડા જોડીને તે ઉપર રાજા બેઠેલા છે. પોતાનું રાજાપણું બતાવવા માટે તે રથમાં રત્નાદિક જડેલાં છે. રથ ઉપરની ધજામાં સિંહ ચિત્રેલો છે, તે પોતાનું અસાધારણ ચિહ્ન છે. કલિયુગ હાથીરૂપે છે અથવા ગધેડારૂપે છે, તેથી ધજામાં સિંહનુ ચિહ્ન રાખેલું છે. અથવા શ્રીનૃસિંહરૂપથી ભગવાને હિરણ્યકશિપુ દૈત્યને મારેલ છે અને કલિયુગ દૈત્યરૂપ છે, માટે તે કલિયુગને મારવા માટે ધજામાં સિંહનું ચિહ્ન રાખેલું છે. પોતે પુરુષ છે એટલે કોઈની સહાયતા વગર જ શૂરવીર છે. મૂળમાં **पुमान्** ને સ્થાને **पुरात्** એવો પાઠ હોય તો રાજા નગરમાંથી બહાર નીકળ્યા એવો અર્થ કરવો. યુદ્ધ માટે જ નીકળ્યા છે, કાંઈ પણ બીજો વિચાર કર્યો નથી. દિગ્વિજય કરીશું એટલે કલિયુગને જીતવો વગેરે બીજું જે કાંઈ પણ કરવાનું હશે તે પોતાની મેળે જ થઈ જશે, એમ ધારીને દિગ્વિજય કરવા માટે નીકળ્યા છે એમ કહ્યું છે. (૧૧)

**भद्राश्वं केतुमालं च भारतं चोत्तरान्कुरून् ।**
**किंपुरुषादीनि वर्षाणि विजित्य जगृहे बलिम् ॥ १२ ॥**

**શબ્દાર્થઃ**—ભદ્રાશ્વ, કેતુમાલ, ભારત અને ઉત્તરભાગના કુરુદેશ અને કિંપુરુષાદિક ખંડ, એ સર્વેને જીતીને કર ગ્રહણ કરેલો છે.

**ભાવાર્થઃ**—જંબુદ્વીપના માલેક પરીક્ષિત જ છે. તે જંબુદ્વીપના નવ ખંડ છે, તેમાં પહેલાં ચોતરફ પરિભ્રમણ કર્યું છે. તેમાં પશ્ચિમ ભાગમાં

ભદ્રાશ્વ નામનો ખંડ છે, અને પૂર્વ ભાગમાં કેતુમાલ નામનો ખંડ છે; દક્ષિણુ ભાગમાં ભારત નામનો ખંડ છે, અને ઉત્તર ભાગમાં ઉત્તર કુરુ નામનો ખંડ છે. તે ચારે દિશામાં ફરી તેઓને જીતીને પછી મધ્ય ભાગમાં કિંપુરુષ વગેરે ખંડ છે, તેઓને જીત્યા છે. એમ નવેય ખંડનો વિજય કરીને તે દરેક દેશોમાં પરીક્ષિતે પોતાનો હુકમ વર્તાવ્યો છે. તેમાં પ્રમાણુ કહે છે કે તે દરેક દેશમાંથી પોતે કર લીધો છે. (૧૨)

કલિયુગ તો પછી આવેલો છે એમ જણુાવવા માટે પહેલાં ત્યાં ભગવાનની ભક્તિ હતી એમ નિરૂપણુ કર્યું છેઃ

**तत्र तत्रोपशृण्वानः स्वपूर्वेषां महात्मनाम् ।**
**प्रगीयमानं च यशः कृष्णमाहात्म्यसूचकम् ॥ १३ ॥**
**आत्मानं च परित्रातमश्वत्थाम्नोऽस्त्रतेजसः ।**
**स्नेहं च वृष्णिपार्थानां तेषां भक्तिं च केशवे ॥ १४ ॥**
**तेभ्यः परमसन्तुष्टः प्रीत्युज्जृम्भितलोचनः ।**
**महाधनानि वासांसि ददौ हारान्महामनाः ॥ १५ ॥**

**શબ્દાર્થ**:—જ્યાં જ્યાં પોતે જાય છે, ત્યાં ત્યાં શ્રીકૃષ્ણુના માહાત્મ્યને સૂચન કરનારો પોતાના મહાત્મા એવા પૂર્વજોનો ગવાતો યશ, અશ્વત્થામાના અસ્ત્રથી પોતાની રક્ષા કરી તે, યાદવો અને પાંડવોનો સ્નેહ, અને પાંડવોની શ્રીકૃષ્ણુ ભગવાન્‌માં ભક્તિની હકીકત સાંભળે છે, ત્યારે પ્રીતિથી જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં છે અને મોટું જેનું મન છે, એવા પરીક્ષિત્ રાજા તે વૃત્તાંત કહેનારાઓને ઘણા જ પ્રસન્ન થઈને મોટાં ધનવાળાં વસ્ત્રો અને હારો આપવા લાગ્યા છે.

**ભાવાર્થ**:—પરીક્ષિત જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં, અર્જુનના રથની ગતિ સાંભળેલ છે ત્યાં લોકોએ શ્રીકૃષ્ણુના દર્શન કરેલાં છે, તેથી તેના માહાત્મ્યનું ગીત કરે છે. પાંડવોનો પ્રભુ સાથેનો સંબંધ જાણે છે તેથી તેનું પણુ ગાન કરે છે. ભગવાને બ્રહ્માસ્ત્રથી પરીક્ષિતની રક્ષા કરેલી છે તે પણુ લોકો જાણે છે. પાંડવોની સાથે શ્રીકૃષ્ણુનો સ્નેહ અને શ્રીકૃષ્ણુમાં પાંડવોની ભક્તિ, તે બાબતમાં જેટલું જાણે છે તે દરેકનું લોકો ગાન કરે છે. ત્યાં યશ ગવાય છે, તેને સાંભળતાં પરીક્ષિત ઘણા જ હર્ષવાળા થઈને તે યશ ગાનારાઓને વસ્ત્રાદિક આપે છે, એમ અર્થનો સંબંધ છે. આથી દિગ્વિજયમાં જે ધન મળ્યું છે, તેનો ઉપયોગ ત્યાં જ કર્યો છે એમ સૂચવ્યું છે. પરીક્ષિતને અદેખાઇ નથી, અને તેણે પહેલાં જેવો ધર્મ હતો તેવા ધર્મનું સ્થાપન કરેલું છે.

પ્રીતિ વડે પરીક્ષિતનાં નેત્ર ઘણાં જ પ્રફુલ્લિત થયાં છે, એમ કહેવાથી લોકોના અપરાધને સહન કરવાનું પણુ સૂચવેલું છે, અને રાજા મોટા

મનવાળા છે એમ કહેવાથી તેની કૃતાર્થતા સમજાય છે એમ સૂચવ્યું છે. એ પ્રમાણે પરીક્ષિત્ રાજા વર્તતા હતા. (૧૩-૧૪-૧૫)

**सारथ्यपारषदसेवनसख्यदौत्य-**
**वीरासनानुगमनस्तवनप्रणामम् ।**
**स्निग्धेषु पाण्डुषु जगत्प्रणतिं च विष्णो-**
**र्भक्तिं करोति नृपतिश्चरणारविन्दे ॥ १६ ॥**

**શબ્દાર્થ**:—સારથિપણું, સભ્યપણું, સેવન, દૂતપણું વગેરે કાર્ય કરવામાં વીરાસનથી બેસવું, તેની પાછળ જવું, તેની પ્રશંસા કરવી, અને પ્રણામ કરવા, તેને સાંભળીને, તેમ જ સ્નેહયુક્ત પાંડવોમાં જગતે કરેલા નમનને પણ સાંભળીને, રાજા પરીક્ષિત વિષ્ણુ ભગવાનના ચરણારવિંદમાં ભક્તિ કરે છે.

**ભાવાર્થ**:—એવી રીતે પરીક્ષિત વર્તતા હતા છતાં નજદીકમાં કાંઇ થયું તે કહેશે. પણ વચમાં "**सारथ्य०**" એ શ્લોક ઘણું કરીને ક્ષેપક (પાછળથી કોઇએ બનાવીને મૂકેલો) જેવો છે. "તેને તેવી રીતે સાંભળીને પરીક્ષિત રાજાએ ભગવાનમાં ભક્તિ કરેલી છે, એમ **करोति**ને સ્થાને **कृतवान्** માની વ્યાખ્યાન કરીને કેટલાએક તે શ્લોકની યોજના કરે છે. તેમાં જગતે કરેલા પ્રણામને પણ સાંભળીને અથવા જગત જેને નમેલું છે તેવા ભગવાનના ચરણકમલમાં ભક્તિ કરેલી છે, એ અર્થ આપતો **जगत्प्रणतस्य** પણ પાઠ છે. (૧૬)

એમ કલિયુગના કર્મને દૂર કરીને જગતમાં ધર્મ અને પ્રભુભક્તિનું સ્થાપન કરીને કલિયુગને બંધન કરવા માટે આધિદૈવિક ધર્મમાં પણ તે રાજાએ ઉપકાર કર્યો હતો તે કહે છે:

**तस्यैवं वर्तमानस्य पूर्वेषां वृत्तमन्वहम् ।**
**नातिदूरे किलाश्चर्यं यदासीत्तन्निबोध मे ॥ १७ ॥**

**શબ્દાર્થ**:—પૂર્વજોના આચરણને જે પરીક્ષિત હમેશાં સેવતા હતા, તેની નજદીકમાં જ કાંઈ આશ્ચર્ય થયું તે તમે સાંભળો.

**ભાવાર્થ**:—એવી રીતે પરીક્ષિત વર્તતા હતા છતાં પણ નજીકમાં જે કાંઇ થયું તે તમે સાંભળો એમ સૂતપૌરાણિક શૌનકાદિકને કહે છે, એવો સંબંધ છે. રાજા પોતે વર્તે છે તેથી દૂર નથી. તેની ક્રિયાની અપેક્ષાયે નજદીકના દેશમાં છે. અને કલિયુગે પ્રવેશ કર્યો તે હકીકત તો પહેલાં જ કહેવાયેલી છે. (૧૭)

ધર્મ અને પૃથ્વી રાજાને બોધ કરવા માટે જ તેવા રૂપથી ત્યાં આવેલ છે તે એક બીજાના મુખથી પોતપોતાની વ્યવસ્થાનું નિરૂપણ કરે છે,

પરીક્ષિતે સ્વતંત્ર ધર્મ અને ભક્તિનું સ્થાપન કરેલું છે, એટલે કલિયુગમાં આધ્યાત્મિક રૂપનું નિરાકરણ થયું, તેથી સ્થાનની પ્રાર્થના કરવા માટે તેવા રૂપથી પ્રકટ થયેલ છે. રાજા પૃથ્વી અને ધર્મ પરીક્ષિતને શોધવા માટે જ પ્રવૃત્ત થયાં છે. તે રસ્તામાં મળ્યાં છે, તે કહે છે :

**धर्मः पदैकेन चरन् विच्छायामुपलभ्य गाम् ।**
**पृच्छति स्माश्रुवदनां विवत्सामिव मातरम् ॥१८॥**

**શબ્દાર્થ**:—એક પગે ચાલતો ધર્મ, છાયાવગર અને નેત્રમાંથી આંસુની ધારા જેના મોઢા સુધી ચાલી છે તેવી ગાયની પાસે આવીને, વાછરડાં વગરની માતા હોય તેમ જાણીને, (ધર્મ) પૂછવા લાગ્યા.

**ભાવાર્થ**:—સત્યરૂપી એક જ પગ વડે ધર્મ ચાલે છે. 'એક અંશ (ભાગ) થી ચાલે છે' તેવું વ્યાખ્યાન કરવું તે વૈદિક નથી. અર્થાત્ વેદમાં કહ્યું છેઃ લોકમાં વાછડો એક પગથી ચાલી શકે નહિ પણ ધર્મ તો દેવતા-રૂપ હોવાથી તેની લોકના જેવી બાબત નથી; માટે એક પગથી પણ ધર્મ ચાલે તેમાં કાંઇ અયોગ્ય ન ગણાય.

યુગના ભેદથી અને કલ્પના ભેદથી ધર્મના પગનાં નામ જુદાં જુદાં છે તેમ તેનાં સ્વરૂપો પણ જુદાં જુદાં છે, એમ વ્યવસ્થા કરવી જોઇએ; તેથી કોઇ કાળમાં તપ, શૌચ, દયા અને સત્ય, એ નામના ધર્મના ચાર પગ છે. એમ કલ્પના ભેદથી નામ અને સ્વરૂપનો ભેદ છે. વર્ણ વગરની (રંગ વગરની) ગાય થઇ ગયેલી છે, તે ગાયને ધર્મ પૂછવા લાગ્યો. મૂળમાં 'છાયા વગરની' ગાય લખેલી છે અને છાયા તાપ ન હોય ત્યાં કહેવાય છે. તે અભિપ્રાયથી અહીં એવો અર્થ કરવાનો છે કે પુરુષની નીચે પગ રહે છે, તે છાયાની સાથે રહે છે. તે પ્રમાણે જે નહોય તે 'છાયા વગરનો' કહેવાય છે. તેવી રીતે ગાય છાયા વગરની હતી. તે ગાયનું રૂપ ધારણ કરનાર પૃથ્વી હતી. 'ખેતી વગેરેનો અભાવ હોવાથી છાયા ન હતી' એમ કેટલાક વિદ્વાનો અર્થ કરે છે. અથવા 'કાલને લીધે તે કરમાઈ ગઈ હતી' તેવો અર્થ કરે છે.

તે ગાયના મુખમાં આંસુ આવતાં હતાં, તેથી તેને અંદરનો તાપ હતો એટલે આંસુનું જળ હતું તે જ જળ પૃથ્વી ઉપર પડયું હતું, વરસાદનું જળ કાંઈ ન હતું. ગાયનું હવિષ (પંચગવ્ય) દેવતાને ઉપયોગમાં આવે છે; તેથી વાછડા વગરની ગાય જેમ પિતૃઓને જ ઉપયોગમાં આવે તેવી હોય છે, તેવી રીતે પૃથ્વી પણ મરણને માટે ઉપયોગમાં આવે છે, જીવનને માટે ઉપયોગમાં આવતી નથી, એમ સૂચવવા મૂળમાં **માતા** પદ કહેલું છે. (૧૮)

ધર્મે પૃથ્વીનો રોગ જોયો છે તોપણ વ્યવહાર ને અનુસારે પૂછે છેઃ

कच्चिद् भद्रेऽनामयमात्मनस्ते
विच्छायासि म्लायतेषन्मुखेन ।
आलक्षये भवतीमन्तराधिं
दूरे बन्धुं शोचसि कञ्चनाम्ब ॥१९॥
पादैर्न्यूनं शोचसि मैकपाद-
मुताऽऽत्मानं वृषलैर्भक्ष्यमाणम् ।
अहो सुरादीन्हृतयज्ञभागान्
प्रजा उतस्विन् मघवत्यवर्षति ॥२०॥
अरक्ष्यमाणाः स्त्रिय उर्वि बालान्शोचस्यथो पुरुषादैरिवार्त्तान् ।
वाचं देवीं ब्रह्मकुले कुकर्मण्यब्रह्मण्ये राजकुले कुलाग्र्यान् ॥२१॥
किं क्षत्रबन्धून्कलिनोपसृष्टान्
राष्ट्राणि वा तैरवरोपितानि ।
इतस्ततो वाऽशनपानवास-
स्नानव्यवायोन्मुखजीवलोकम् ॥२२॥

**શબ્દાર્થ**:—હે ભદ્રે, તમારો આત્મા રોગ વગરનો છે? કરમાયેલા મુખ વડે તમે છાયા વગરનાં દેખાઓ છો, તેથી તમને અંદર કાંઇ આધિ (મનની પીડ) હોય તેવી કલ્પના હું કરી શકું છું અથવા કોઈ બન્ધુ દૂર ગયા હોય તેનો શોક કરો છો? અથવા શૂદ્ર રાજાઓ તમને ભોગવે તેનો શોક કરો છો? અથવા યજ્ઞના ભાગ જેના હરાઇ ગયા છે તેવા દેવતાઓનો શોક કરો છો?

અથવા વરસાદ ન વર્ષવાથી પ્રજાનો શોક કરો છો? અથવા હે પૃથ્વિ, જેમ રાક્ષસોથી પિડાયેલાં હોય તેવાં રક્ષા વગરનાં બાલકો અને સ્ત્રીઓનો શોક કરો છો? કે દુષ્ટ કર્મ કરનારા બ્રાહ્મણના કુળમાં વેદવાણી રહેલી છે તેનો શોક કરો છો? કે બ્રાહ્મણોનું અહિત કરનારા રાજાના કુળમાં બ્રાહ્મણો રહેલા તેનો શોક કરો છો? કે કાળના યુગથી વ્યાપ્ત થયેલા ક્ષત્રિયોમાં જે હલકા થઈ ગયેલા ક્ષત્રિયો છે તેનો શોક કરો છો? અથવા તેવા હલકા ક્ષત્રિયોએ વસાવેલા દેશોનો શોક કરો છો? અથવા ગમે ત્યાં ખાવું પીવું રહેવું સ્નાન કરવું અને સ્રીનો સંગ કરવો વગેરેમાં તૈયાર થયેલા જીવલોક (જગતના જીવો)નો શોક કરો છો?

**ભાવાર્થ**:—'હે ભદ્રે' એવું સંબોધન આપ્યું છે, તે પરીક્ષિત રાજા તમારું પાલન કરનાર છે, તેથી તમે કલ્યાણરૂપ છો એમ બતાવવા માટે છે. જોકે વૈકુંઠમાં ભગવાનનાં સ્રી તરીકે તમે સુખથી રહો છો તોપણ પૃથ્વીરૂપે રહેલા તમારા આત્માને કોઇ રોગ તો નથી ને શું? જોકે તમને રોગ તો દેખાતો નથી, પણ અંતરની પીડા હોય તેવો સંભવ દેખાય છે. તે કહે છે કે કાંઇક

કરમાઈ ગયેલા મુખથી તમે છાયા વગરનાં દેખાઓ છો, તેથી તમને કાંઈ અંદરની ચિંતા હોય તેમ હું અનુમાન કરું છું.

દશ ઇંદ્રિયો અને ચાર અન્તઃકરણ, મળી ચૌદ થાય છે. તે ચૌદ શોકના કારણરૂપ હોય છે. તેની ઉત્પ્રેક્ષા કરે છે કે તમારા સ્વામી વરાહ ભગવાન્ દૂર પધાર્યા છે તેથી તમે શોક કરો છો? અથવા મૂળમાં अम्ब એવું સંબોધન આપેલું છે, તે માતાને કહેનારું હોવાથી, પુત્રરૂપ જે હું છું, તેનો તમે શોક કરો છો? કારણ કે હું ત્રણ પગથી ઓછો થયો છું. અથવા તમારા પૃથ્વીરૂપે રહેલા શરીરને શૂદ્રો ભોગવે છે, તે તમારા આત્માનો શોક કરો છો? જેઓના યજ્ઞરૂપી ભાગ હરાઈ ગયા છે તેવા બાહુ (હાથ) રૂપે રહેલા દેવતાઓનો શોક કરો છો? કે વરસાદ ન થવાથી અન્ન વગરની થયેલી ચરણરૂપ પ્રજાનો શોક કરો છો? અથવા હે પૃથ્વી, જેની રક્ષા થતી નથી તેવી સ્ત્રીઓ અને બાળકોનો તમે શોક કરો છો? સંતોષ ન થવાથી મનની વિકળતા થાય છે. અથવા મલ છોડવાનું સ્વરૂપ બતાવ્યું છે. અથવા જેમ રાક્ષસો પીડા કરે તેમ પિડાયેલાં બાળકોનો શોક કરે છો? વેદ નેત્રરૂપ છે, તે વાણી કુકર્મને કરનારા બ્રાહ્મણોમાં રહેલી છે, શું તેનો તમે શોક કરો છો? કે બ્રાહ્મણોનું બૂરું કરનારા રાજાના કુળમાં બ્રાહ્મણો રહેલા છે તે કર્ણ (કાન) ઇન્દ્રિયરૂપે છે, શું તેનો શોક કરો છો? અથવા કલિયુગથી વ્યાપ્ત થયેલા અધમ ક્ષત્રિયો દરેક દોષથી ભરેલા છે, તે નાસિકા (નાક ઇંદ્રિયરૂપે) છે, શું તેનો તમે શોક કરો છો?

અથવા તેવા અધમ ક્ષત્રિયોએ વસાવેલા દેશો વાણીરૂપ છે, તેનો શોક કરો છો? કે આ કરવા યોગ્ય છે અથવા આ કરવા યોગ્ય નથી એવો વિચાર કર્યા સિવાય ગમે ત્યાં ખાવું, પીવું, રહેવું, સ્નાન કરવું, અને સ્ત્રીનું સુખ ભોગવવું, તેમાં સન્મુખ થયેલી આ દુનિયાનો શોક કરો છો? કારણ કે એ જીવલોક બુદ્ધિરૂપે રહેલ છે. (૧૮-૧૯-૨૦-૨૧-૨૨)

ઉપર જણાવેલાં દરેક કારણો પૂર્વપક્ષરૂપે પણ આવી શકે છે, એવા અભિપ્રાયથી કહે છેઃ

**यद्वाम्ब ते भूरिभरावतार-**
**कृतावतारस्य हरेर्धरित्रि ।**
**अन्तर्हितस्य स्मरती विसृष्टा**
**कर्माणि निर्वाणविलम्बितानि ॥२३॥**

**इदं ममाऽऽचक्ष्व तवाधिमूलं**
**वसुन्धरे येन विकर्षिताऽसि ।**
**कालेन वा ते बलिनां बलीयसा**
**सुरार्चितं किं हृतमद्य सौभगम् ॥२४॥**

**શબ્દાર્થ**:—અથવા હે માતારૂપ પૃથ્વી, તમારા ઘણા ભારને ઉતારવા માટે જેણે અવતાર ધારણ કરેલ છે એવા હરિભગવાન પધારી ગયા હોવાથી તેનાં ચરિત્રો પણ મોક્ષ આપવામાં વિલંબ કરનારાં થયાં છે તેથી તે પ્રભુનું તમે સ્મરણ કરો છો અને તે હરિભગવાને જ તમને છોડેલાં છે તેનો શોક કરો છો? એ તમારી ચિંતાનું કારણ તમે કહો. હે વસુંધરે, તમે દૂબળાં થયાં છો, અથવા બળવાનોમાં બળવાન્ એવા કાલ વડે દેવતાઓ પણ જેનું પૂજન કરે છે, એવું તમારું સૌભાગ્ય શું આજે હરાઈ ગયું છે?

**ભાવાર્થ**:—તમારો ઘણો ભાર ઉતારવા માટે જેમણે અવતાર લીધેલો છે એવા વાસુદેવ ભગવાન્ દરેકનાં દુઃખોનું હરણ કરનારા છે. તે પ્રભુ હાલમાં હે પૃથ્વી, પધારી ગયા છે. તેમણે હાલમાં તમારો ત્યાગ કર્યો છે. તે પ્રભુનાં ચરિત્રો ઉદાર છે. અને તે ચરિત્રો હાલમાં યોગ્યતા વગરના માણસોમાં રહેલાં હોવાથી મોક્ષ આપવા માટે વિલંબ કરે છે; એટલે મોક્ષ ન આપતાં ચૂપ રહેલાં છે. તે ચરિત્રો ચિત્તરૂપ છે માટે તેનું સ્મરણ કરીને તમે શોક કરો છો ? એટલે સર્વ રત્નોની સાથે શૃંગાર સજવા તમોને પ્રિય છે, તેથી જે ભગવાન્ વગરનાં થઈને તમે દૂબળાં થયાં છો. તે પોતે જ ધર્મ કહે છે કે જે બળવાન કલિયુગે તમારું સૌભાગ્ય હરી લીધું છે. તમારું સૌભાગ્ય દેવતાઓએ પૂજેલું હતું અને ભગવાનનું વિરાજવું તે જ તમારું સૌભાગ્ય હતું. તે સૌભાગ્યનો શોક કરો છો ? એટલે કાલે કરીને પ્રભુનાં ચરણનાં ચિહ્નો પણ હરાઈ જાય છે. (૨૩-૨૪)

ત્યાં ધર્મે કહેલા દરેક હેતુઓનો સ્વીકાર કરીને તે દરેકનું મૂળ ભગવાન સ્વધામમાં પધારી ગયા છે તે જ છે, તેથી જે ભગવાન વગરનું છે તે દરેકનો હું શોક કરું છું એમ પૃથ્વી કહે છેઃ

**धरण्युवाच ।**

**भवान्हि वेद तत्सर्वं यन्मां धर्मानुपृच्छसि ।**
**चतुर्भिर्वर्तसे येन पादैर्लोकसुखावहैः ॥२५॥**

**શબ્દાર્થ**:—હે ધર્મ, જે તું મને પૂછે છે તે તું બધું જાણે છે, કારણ કે જે ભગવાન્ વડે, તું દરેક લોકને સુખ આપનાર ચાર પગથી રહેલો છે.

**ભાવાર્થ**:—યુક્તિ તો કહેવી જ છે. ધર્મનું જ્ઞાન પણ પ્રમાણરૂપ છે. તે પોતાના આત્મામાં પ્રમાણરૂપ હોવાથી ઉત્પ્રેક્ષા (આમ છે કે શું ? તેવી સંભાવના ) કરેલી હોય તો પછી તે પ્રમાણરૂપ થાય છે; માટે તે હકીકત કહે છે કે દ્વાપર યુગના અંતમાં સ્વભાવથી જ તારા ત્રણ પગ જતા રહ્યા છે; તેમ છતાં તે સમયમાં પણ તું ભગવાનથી જે ચાર પગથી ચાલતો હતો

તે તારા પગ પણ દરેક લોકના સુખના કારણરૂપે છે. તે પગો જો ન હોય તેથી જેમ તું શોક કરવા યોગ્ય છો, તેવી રીતે દરેક પણ શોક કરવા લાયક છે.(૨૫)

ભગવાનમાં રહેલા ગુણો જ શોકમાં અને હર્ષ કરવામાં કારણરૂપે છે; એટલે પહેલાં જ્યારે મારામાં ગુણ હતા ત્યારે મને હર્ષ હતો અને હાલ ગુણ જતા રહ્યા છે એટલે શોક થયો છે. તે ગુણો હંમેશાં ભગવાનમાં જ રહે છે અને તેના સંબંધથી બીજે સ્થળે થાય છે. તે ગુણના પાત્રરૂપે થયેલા ભગવાનનો મને વિયોગ થવાથી આ બધું થયું છે. તેનો હું શોક કરું છું, એમ બતાવવા માટે ભગવાનમાં રહેલા ગુણની પૃથ્વી ગણના કરે છેઃ

**सत्यं शौचं दया क्षान्तिस्त्यागः सन्तोष आर्जवम् ।**
**शमो दमस्तपः साम्यं तितिक्षोपरतिः श्रुतम् ॥२६॥**
**ज्ञानं विरक्तिरैश्वर्यं शौर्यं तेजो बलं स्मृतिः ।**
**स्वातन्त्र्यं कौशलं कान्तिर्धैर्यं मार्दवमेव च ॥२७॥**
**प्रागल्भ्यं प्रश्रयः शीलं सह ओजो बलं भगः ।**
**गाम्भीर्यं स्थैर्यमास्तिक्यं कीर्तिर्मानोऽनहङ्कृतिः ॥२८॥**
**इमे चान्ये च भगवन्नित्या यत्र महागुणाः ।**
**प्रार्थ्या महत्त्वमिच्छद्भिर्न वियन्ति स्म कर्हिचित् ॥२९॥**
**तेनाऽहं गुणपात्रेण श्रीनिवासेन साम्प्रतम् ।**
**शोचामि रहितं लोकं पाप्मना कलिनेक्षितम् ॥३०॥**

**શબ્દાર્થઃ**—સત્ય, પવિત્રતા, દયા, ક્ષમા, દાન, સંતોષ, સરળતા, શાંતિ, ઇન્દ્રિયોનો નિગ્રહ, તપ, સમતા, સહનશક્તિ, ઉપરતિ (વિરામ), શાસ્ત્રોનો અભ્યાસ, જ્ઞાન, વૈરાગ્ય, ઇશ્વરપણું, શૂરવીરતા, તેજ, બળ, સ્મૃતિ, સ્વતંત્રતા, કુશળતા, કાંતિ, ધૈર્ય, મૃદુતા, ચતુરાઇ, વિનય, સુસ્વભાવ, મનની શક્તિ, ઇંદ્રિયોની શક્તિ, શરીરની શક્તિ, ભોગનું સ્થાનક, ગંભીરપણું, સ્થિરતા, આસ્તિકપણું, કીર્તિ, માન અને અહંકાર વગરનો ભાવ, એ તેમ જ બીજા પણ મોટાઇને ઇચ્છતા પુરુષોએ પ્રાર્થના કરવા લાયક મોટા ગુણો હમેશાં જેનામાં રહેલા છે, કયારે પણ જુદા પડતા નથી, ગુણના પાત્રરૂપ અને લક્ષ્મીના નિવાસરૂપ તે ભગવાનથી રહિત હાલમાં લોક થયો અને પાપી કલિયુગે તે લોકને જોયેલો છે તેનો હું શોક કરું છું.

**ભાવાર્થઃ**—યથાર્થ ભાષણ કરવું તે સત્ય કહેવાય છે. શુદ્ધ રહેવું તે શૌચ કહેવાય છે. પારકાનું દુઃખ સહન ન થાય તે દયા કહેવાય છે, જ્યારે ક્રોધ પ્રાપ્ત થાય ત્યારે મનને કાબૂમાં રાખવું તેને શાંતિ કહે છે. માગવા આવનારાઓને છૂટા હાથથી દાન કરવું તે ત્યાગ કહેવાય છે. જે વસ્તુ મળે તેમાં પૂર્ણપણાની બુદ્ધિ તે સંતોષ કહેવાય છે. વાંકાઇ ન રાખવી તે આર્જવ

કહેવાય છે. મનને ચલાયમાન ન કરવું તેને શમ કહે છે. બહારની ઇંદ્રિયોને ચંચલ થવા ન દેવી તેને દમ કહે છે. પોતાના ધર્મ પ્રમાણે વર્તવું તેને તપ કહે છે. શત્રુ કે મિત્રમાં ભાવ ન રાખવો તેને સામ્ય કહે છે. કોઇએ અપરાધ કરેલો હોય તેનું સહન કરવું તેને તિતિક્ષા કહેવાય છે. કોઇપણ જાતનો લાભ મેળવવામાં ઉદાસીનપણું રાખવું તેને ઉપરતિ કહેવાય છે. શાસ્ત્રનો વિચાર કરવો તેને શ્રુત કહેવાય છે. આત્માનું સ્વરૂપ જાણવું તેને જ્ઞાન કહે છે. તૃષ્ણા ન રાખવી તે વિરક્તિ કહેવાય છે. બીજાઓને પોતાના હુકમમાં રાખવા તે ઐશ્વર્ય કહેવાય છે. સંગ્રામ કરવાનો ઉત્સાહ તે શૌર્ય કહેવાય છે. પ્રભાવ થવો તેને તેજ કહેવાય છે. ચતુરાઇને બલ કહેવાય છે. જે કરવાનું છે તેનું અનુસંધાન (યાદી) રહે તેને સ્મૃતિ કહેવાય છે. પરાધીનપણું ન રહે તે સ્વાતંત્ર્ય કહેવાય છે. ક્રિયામાં નિપુણતા એ કૌશલ કહેવાય છે. સુંદરતા એ કાંતિ કહેવાય છે. વ્યાકુલપણું ન રહે તે ધૈર્ય કહેવાય છે. ચિત્તમાં કઠણપણું નહિ તે માર્દવ કહેવાય છે. ઘણી જ પ્રતિભા પડે તે પ્રાગલ્ભ્ય કહેવાય છે. વિનય રાખવો તે પ્રશ્રય કહેવાય છે. સારો સ્વભાવ રાખવો તે શીલ કહેવાય છે. મનમાં શક્તિ રહે તે સહ કહેવાય છે. ઇંદ્રિયોમાં શક્તિ રહે તે ઓજસ કહેવાય છે. શરીરમાં શક્તિ રહે તે બળ કહેવાય છે. ભોગનું સ્થાન તે ભગ કહેવાય છે. કોઈથીપણ ક્ષોભ ન થાય તે ગાંભીર્ય કહેવાય છે. ચંચલપણું ન રહે તે સ્થૈર્ય કહેવાય છે. શ્રદ્ધા રહે તે આસ્તિકય કહેવાય છે. યશ થાય તેને કીર્તિ કહેવાય છે. પૂજ્યભાવ રહે તેને માન કહેવાય છે. ગર્વ ન થાય તેને અનહંકૃતિ કહેવાય છે. એ સર્વે ગુણો અને બીજા બ્રાહ્મણ્યત્વ તથા ભક્તવત્સલતા (ભક્તને વહાલાપણું) વગેરે ગુણો જે પ્રભુમાં નિત્ય સહેજેજ વિરાજે છે. તે પ્રભુમાં સંસર્ગથી કોઇ પણ દોષ આવેલો નથી એમ બતાવવા માટે મૂળમાં ચકાર મૂકેલો છે. તે પરમકાષ્ઠાને પ્રાપ્ત થયેલા સર્વે ગુણો જેનામાં છે, જેમકે જ્ઞાન તો તેમનામાં સર્વથી અધિક છે અને બળ પણ સર્વથી અધિક છે. એમ દરેક ગુણો સમજવા.

ઉપર બતાવેલા ગુણોમાંથી એક ગુણ આવેલો હોય તો જીવ જગતમાં મોટાઈને પ્રાપ્ત થાય છે, તે વિના દરેક રીતે મોટાઇ મળતી નથી. ભક્તિ વડે મોટાઇ મળે છે. તે ભક્તિ તો ભગવદ્રૂપજ છે, માટે તેનાથી મહત્ત્વ મળે તેમાં અડચણ નહિ, પણ તે સિવાય તો ઉપર લખેલા ગુણોમાંથી એક પણ ગુણ હોય તો જ મોટાઇ પ્રાપ્ત થાય છે. તેથી જ તે ગુણો દરેક પ્રાર્થના કરવા યોગ્ય છે. તે સર્વે ગુણો ભગવાનમાંથી કયારે પણ થોડાય ઓછા થતા નથી.

એવી રીતે હવે ગુણોના નિરૂપણનું પ્રયોજન કહે છે કે એક તરફ સર્વે ગુણો છે અને એક તરફ લક્ષ્મીજી છે. તેથી લક્ષ્મીજીનું જુદું નિરૂપણ કરે છે કે

ભગવાન લક્ષ્મીજીના નિવાસરૂપ હતા. તે પ્રભુ ભૂતલ ઉપરથી પધાર્યા ત્યારે તમામ ભગવાનના ગુણો લક્ષ્મીજી અને લક્ષ્મીજીના સર્વે ગુણો નિવૃત્ત થયા છે; તેથી હું શોક કરું છું; અર્થાત્ તે ભગવાનથી રહિત થયેલા લોકનો શોક કરું છું. ગુણો ગયા એટલેથી જ નથી રહ્યું, ઊલટા ગુણોના સમોવડિયા દોષો આવ્યા પણ છે. તે કહે છે કે પાપી કલિયુગે તે લોક ઉપર દૃષ્ટિ કરેલી છે એટલે દરેક પાપોના કારણભૂત તે કલિયુગે તે લોકને જોયા છે; અર્થાત્ આ લોક આપણો છે, એમ કલિયુગે લોકને પોતાનો કરી લીધો છે. (૨૯ થી ૩૦)

તે કહેલા સર્વે ગુણ કલિયુગે જોયેલા છે, તે માટે તેની ગણતરી કરે છે, તેમાં કોણ કોણ દૃષ્ટિગોચર કરેલા છે, એમ જાણવામની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**आत्मानं चानुशोचामि भवन्तं चामरोत्तम ।**
**देवान्पितॄनृषीन्साधून्सर्वान्वर्णांस्तथाऽऽश्रमान् ॥३१॥**

**શબ્દાર્થઃ**—મારા આત્માનો શોક કરું છું અને હે દેવતામાં ઉત્તમ ધર્મ! તારો પણ શોક કરું છું; તેમ દેવો, પિતૃઓ, ઋષિઓ, સાધુઓ, સર્વે વર્ણો અને સર્વે આશ્રમોનો શોક કરું છું.

**ભાવાર્થઃ**—હે દેવતાઓમાં શ્રેષ્ઠ ધર્મ! હું તમારો શોક કરું છું. અહીં **अमरोत्तमम्** એવો પણ પાઠ છે. દ્વિજ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે તેના ઉપર દેવ પિતૃઓ અને ઋષિઓનું આમ ત્રણ પ્રકારનું ઋણ (કરજ) થાય છે, તે અત્યારે કોઈ ચૂકવતું નથી, તેથી તે ત્રણેયનો શોક કરું છું.

દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ એ છ ધર્મનાં કારણો છે, તે છઓની શુદ્ધિ ન હોવાથી ધર્મનું પાલન યથાર્થ રીતે થઈ શકતું નથી. તેનો શોક કરું છું. સદાચારો રહ્યા નથી, તેથી સાધુઓનો શોક કરું છું. વર્ણાશ્રમના ધર્મો રહ્યા નથી, તેથી તેનો શોક કરું છું. (૩૧)

આનું નિરૂપણ ઘણું થયું પણ હું તો મુખ્યપણે મારા આત્માનો જ શોક કરું છું, એમ બે શ્લોકથી કહે છેઃ

**ब्रह्मादयो बहुतिथं यदपाङ्गमोक्ष-**
**कामास्तपः समचरन् भगवत्प्रपन्नाः ।**
**सा श्रीः स्ववासमरविन्दवनं विहाय**
**यत्पादसौभगमलं भजतेऽनुरक्ता ॥३२॥**
**तस्याऽहमब्जकुलिशाङ्कुशकेतुकेतैः**
**श्रीमत्पदैर्भगवतः समलङ्कृताङ्गी ।**
**त्रीनत्यरोचमुपलभ्य ततो विभूतिं**
**लोकान्स मां व्यसृजदुत्स्मयतीं तदन्ते ॥३३॥**

**શબ્દાર્થ—જે લક્ષ્મીજીના કૃપાકટાક્ષ પોતાના ઉપર પડે એવી કામનાવાળા, બ્રહ્માદિક દેવતાઓએ, ભગવાનને શરણે જઇને ઘણા વખત સુધી તપ કરેલું છે, તે લક્ષ્મીજી પોતાના નિવાસરૂપ કમળને છોડીને, ભગવાનના ચરણમાં ઘણાં જ આસક્ત થઈને પ્રભુના ચરણરૂપ સૌભાગ્યની સેવા કરે છે, તે પ્રભુનાં કમળ, વજ્ર, અંકુશ અને ધ્વજા વગેરે ચિહ્નો જેની અંદર છે, એવાં લક્ષ્મીયુક્ત ચરણારવિંદ વડે જેનું અંગ શણગારેલું છે એવી હું, તે પ્રભુના ચરણમાંથી ઉન્નતિને મેળવીને ત્રણ લોકોના ઉપર શોભતી હતી; તેથી મને અભિમાન થતાં તેને દૂર કરવા માટે ભગવાને મારો ત્યાગ કર્યો છે.**

**ભાવાર્થઃ**—ઉપર જણાવેલા સત્ત્વાદિક ગુણવાળા ભગવાનથી રહિત થવું, તે શોકનું કારણ હોવાથી તે ગુણો ભગવાનમાં તો સહજ છે, એમ મૂલ શ્રી ભાગવતથી કહેવું જોઇએ. તેમાં માયાવાદીઓ એમ કહે છે કે તે ગુણો તો માયાના ગુણોના કાર્યરૂપ છે, તે તો ગુણના સંબંધથી ભગવાનમાં આવે છે, તે ગુણો સહજ નથી.

તે માયાવાદીઓને પૂછવું જોઇએ કે તે ગુણો સત્ત્વાદિ ગુણોના છે કે આત્માના છે? કોના છે? જો સત્ત્વાદિ ગુણોના છે એમ કહેશો તો સ્વાતંત્ર્યાદિગુણો જ્યારે સત્ત્વાદિગુણના સંબંધી છે ત્યારે સ્વાતંત્ર્ય વગેરેને ગુણપણું જ નહિ થાય, કેમકે તમોગુણ પ્રલય કરે છે, અને સ્વતંત્રતા એ તમોગુણનું કાર્ય છે, તેમ કુશળતા વગેરે રજોગુણનું કાર્ય છે, અને તમોગુણ તથા રજોગુણ તો ત્યાગ કરવા લાયક છે. તેથી જે ત્યાગ કરવા યોગ્ય હોય તે કાંઈ ગુણ ન કહેવાય. તેમ ઈશ્વરનું શરીર સાત્ત્વિક છે એમ માનો તોપણ સાત્ત્વિક શરીરમાં રજોગુણ અને તમોગુણના કાર્યનો પ્રવેશ થઈ શકે નહિ. તેથી પણ સ્વતંત્રતા અને કુશળતા વગેરેને ગુણપણું થાય નહિ અથવા તે ગુણોનું બાહ્યપણું જ થાય, એટલે સત્ત્વાદિક ગુણોને અસત્પણું હોવાથી સ્વતંત્રતા વગેરેને પણ અસત્પણું થયું. તે ઈશ્વરમાં ન હોય તેથી નિર્ગુણ બ્રહ્મપણું જ થાય છે, પણ તમે જે સગુણ ઈશ્વર માનો છો તે થતું નથી.

અથવા સત્ અને અસત્‌થી જુદા એવા ભગવાનમાં તે ગુણોનો આરોપ કર્યો છે, એમ માનશો તો ગીતાજીમાં "તે બ્રહ્મ સત્ પણ નથી તેમ અસત્ પણ નથી" એમ કહ્યું છે, ત્યારે ગુણો પણ સત્ કે અસત્ ન કહેવાય, તો તે ગુણોને પણ બ્રહ્મપણું પ્રાપ્ત થાય. એ ગુણો ભગવાનમાં આરોપિત કર્યા નથી, પણ આગંતુક ( આવેલા ) છે, માટે નિર્ગુણ બ્રહ્મપણું થતું નથી, પણ ઈશ્વરપણું સિદ્ધ થાય છે; એમ જો કહેશો તો ધોળા વસ્ત્રમાં જેમ લાલ રંગ આવે છે, તે જેમ વસ્ત્રનો રંગ નથી, તેમ તે ગુણો ભગવાનના નથી એમ સિદ્ધ થાય છે, કારણ કે ગુણોનો જ સંબંધ તેને પ્રાપ્ત થાય, તે ગુણો ઈશ્વરના

કહેવાય અને તે સંબંધ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે તે ગુણો ઈશ્વરના ન કહેવાય; ત્યારે સગુણ ઈશ્વર સિદ્ધ થયા નહિ.

ઘીમાં દ્રવત્વ રહેલું છે ( ઓગળી જાય તેવું ) તે અગ્નિના સંબંધથી થાય છે તેમ તે ગુણ ઈશ્વરમાં ઉત્પન્ન થાય છે, એમ કહેશો તો તો ગુણોનો નાશ પણ માનવો જોઇશે, તે પક્ષ તો વૈનાશિક પ્રક્રિયાનો સ્વીકાર કરતો નથી, તેથી ઘટતો પણ નથી તેમ ઉપરના શ્લોકમાં તે ગુણો નિત્ય છે એમ કહ્યું છે તેનો વિરોધ આવે. તેમ શ્લોકમાં જે ગુણો નિત્ય કહ્યા છે તેનો અભિપ્રાય અવતાર રહે ત્યાંસુધી તે ગુણો પણ રહે એમ કહો તો, તે જ શ્લોકના ચોથા પદમાં તે ગુણો કયારે પણ ઓછા થતા નથી એમ કહ્યું છે તે વ્યર્થ થઇ જાય, તે માટે તે વિરોધ ન મટે તેવો છે.

ઈશ્વરમાં ગુણનો હમેશાં સંબંધ છે એમ કહો તો સગુણ ભગવાન માનવાનો પક્ષ તો બીજા અધ્યાયમાં **स एवेदं ससर्जाग्रे** એ શ્લોકમાં અને દશમા અધ્યાયમાં **स वै किलायं पुरुषः पुरातनः** એ શ્લોકમાં નિરાકરણ કર્યું છે, તેમ આગળ પણ તેનું નિરાકરણ કરશે. તેમ ભગવાનમાં જે અઘટિત બાબત આવતી હોય તેને દૂર કરવા માટે સત્ત્વાદિક ગુણો તેઓ કલ્પે છે, તેમાં પણ એટલું વિચારવું જોઇએ કે સત્ત્વાદિક ગુણોની શક્તિ કઇ છે કે જે શક્તિ-વડે ભગવાનમાં નહિ ઘટતી બાબતને પણ તે ગુણો દૂર કરી શકે ? એટલે કદાચિત્ તમે સગુણ ઈશ્વર માનતા હો તોપણ ઈશ્વરમાં ન ઘટે તેવી કઇ યુક્તિ છે કે તેમાં તમારે સત્ત્વાદિક ગુણોની કલ્પના કરવી પડે છે ?

નિર્ગુણ બ્રહ્મમાં જગત્‌ને કરવાપણા વગેરે ધર્મનો યોગ થઇ શકે નહિ અને શ્રુતિમાં તે ધર્મો કહેલા છે, તેવો સંભવ સત્ત્વાદિક ગુણો સિવાય થતો જ નથી, તે માટે સત્ત્વાદિક ગુણોની કલ્પના કરવી પડી છે તેમ કહેશો તો ઠીક છે.

ત્યારે તે સત્ત્વાદિ ગુણોનું સામર્થ્ય કેટલું ? તે વિચાર કરવાનો છે. ભગવાનમાં જે બાબત ઘટતી નથી તેવી બાબતને દૂર કરવા માટે સત્ત્વાદિક ગુણો સમર્થ છે કે નહિ ?

જો સમર્થ છે એમ કહો તો તે મત ઘટતો નથી, કારણ કે સત્ત્વાદિક ગુણો જડ છે. તે ગુણો પોતાની મેળે બ્રહ્મમાં લાગે છે કે કોઇ કારણથી લાગે છે ? જો પોતાની મેળે જ તે ગુણો બ્રહ્મમાં લાગે એમ કહો તો સત્ત્વા-દિક ત્રણે ગુણો પરસ્પર ભેળા થઇ જાય છે, તેથી તેમાં કયા ગુણનો સંબંધ પહેલો થાય, તે નિયમ ન હોવાથી એક જ સમયમાં ત્રણે ગુણોનું કાર્ય આવી જશે, એટલે ઉત્પત્તિ સ્થિતિ અને લયની અવસ્થાનો ભંગ થશે ! રજોગુણ

ચલાયમાન હોવાથી પહેલાં તે સૃષ્ટિ કરે છે, પછી સત્ત્વગુણ પાલન કરે છે અને ત્યાર પછી તમોગુણ પ્રલય કરે છે, એમ ગુણોનો સ્વભાવ જ તેમાં દરેકનું નિયમન કરશે, એમ કહો તો પ્રલયમાં તમોગુણ બળવાન છે તે પ્રલયમાં ચૂપચાપ શી રીતે બેસી રહે ?

જો તે સમયમાં કોઇ વસ્તુ ન હોવાથી પ્રલય પણ કોનો કરે, એમ કહો તો જે ઉત્પન્ન થાય છે તેનો બીજા જ ક્ષણમાં પ્રલય કરે એમ થવું જોઇએ.

સત્ત્વગુણ તમોગુણને રોકે છે, માટે પ્રલય થતો નથી, એમ કહો તો સત્ત્વગુણ બળવાન થયો. ત્યારે હમેશાં દરેક વસ્તુ રહેવી જોઇએ. કયારે પણ પ્રલય થવો ન જોઇએ.

સત્ત્વાદિગુણોનો એવો સ્વભાવ છે કે એક બીજાનું ઉપમર્દન કરીને પોતાનું કાર્ય કરે છે તે પ્રમાણે સત્ત્વગુણનું ઉપમર્દન કરીને તમોગુણ પ્રલય કરી શકે છે, એમ કહો તો વૈનાશિક પ્રક્રિયાનો સ્વીકાર થતો નથી, માટે જે સમયમાં પ્રલય થયો છે તેના બીજા જ ક્ષણમાં રજોગુણથી ઉત્પત્તિ થવી જોઇએ, કારણ કે સ્વભાવ ગયો નથી, તેથી રજોગુણનો સ્વભાવ ઉત્પત્તિ કરવાનો છે. તે તમોગુણનું ઉપમર્દન ( દબાવવું ) કરે નહિ. તેવું બીજું કાંઈ કારણ નથી માટે અમુક વખત સુધી પ્રલય કરે એવો નિયમ છે તેનો ભંગ થવાથી આકસ્મિક ( પોતાની મેળે એકદમ કાર્ય ઉત્પન્ન થવા રૂપી ) વાદની અંદરનો આ **સ્વભાવવાદ** પણ સંગતિ વગરનો થાય છે, કારણ કે ગુણોના સ્વભાવથી જ ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે, એમ માનો તો પછી ઇશ્વરની કાંઇ પણ જરૂર જ રહેતી નથી. એમ ઈશ્વરનું પ્રયોજન નહિ રહે ત્યારે **यतो वा इमानि** ( જેનાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે ) ઇત્યાદિક શ્રુતિઓમાં ઈશ્વરથી જ ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, એમ જે કહ્યું છે તેનો વિરોધ આવે.

જો કાંઇ કારણથી ઈશ્વરમાં સત્ત્વાદિગુણો આવેલા છે, એમ કહો તો જ્યારે ગુણોનો સંબંધ થયો જ ન હતો ત્યારે ઈશ્વર પણ ન હતા એમ થયું, કારણ કે તમે તો ગુણના સંબંધવાળાને જ ઈશ્વર કહો છો; માટે ગુણનો સંબંધ બ્રહ્મને થયો ત્યારે તો ઈશ્વર પણ એક કાર્ય છે એમ થયું, એ તો સાંખ્યશાસ્ત્રનો મત આવ્યો. તેમ શા કારણથી તે ગુણો બ્રહ્મમાં આવ્યા, એ પણ વિચારવા જેવું છે.

જો કાલને પણ પદાર્થ માનો તો બ્રહ્મ અને કાલ એમ બે પદાર્થો જુદા થયા, અને અદ્વૈતપણાની હાનિ થઈ.

આમાં ઈચ્છા જ કારણ માનશો તોપણ અદ્વૈતની હાનિ થશે. તેમ ઇચ્છાને પણ પહેલાં રજોગુણ પછી સત્ત્વગુણ અને પછી તમોગુણ એમ ત્રણે

ગુણોનો સંબંધ બ્રહ્મમાં કરાવવામાં ક્રમની પરવા નહિ કરો તો ત્યાં પણ કારણ જરૂર બતાવવું પડશે.

વળી ગુણોનો સ્વભાવ કહેશો તો પાછો સ્વભાવવાદ આવશે, એટલે ઉપર બતાવ્યા પ્રમાણે તેનો તે દોષ ઊભો રહેશે, તેમ તે સત્ત્વાદિક ગુણો કાંઇ પણ વસ્તુ નથી એમ તો તમે સ્વીકારો છો, તેથી તે સત્ત્વાદિકથી કાંઇ પણ કાર્ય થઇ શકે નહિ એટલે શૂન્યવાદ આવશે, માટે ગુણોના સામર્થ્યનો વિચાર કરીએ છીએ.

ત્યાં ભગવાનમાં તેના સંબંધની કલ્પના કરવી તે સંગતિ વગરનું છે; ત્યાં વાદી શંકા કરે છે કે, ભેદવાદ માનીને તેમ જ સત્ત્વાદિક ગુણોનું ચેતનપણું છે તેને પણ સ્વીકારીને અને તેનો સંબંધ પણ નિત્ય છે, એમ સ્વીકારીને સ્વતંત્રતા વગેરે જે ઉપર ગુણના ધર્મો કહેલા છે, તે તો ભગવાનમાં નિત્ય છે, એમ અમે સ્વીકારીએ છીએ.

જો એમ કહો તો સિદ્ધાંતી કહે છે કે, જેટલો અર્થ અમે બ્રહ્મમાં નિરૂપણ કરેલો છે તેટલો અર્થ ગુણોમાં અથવા માયામાં માનનારા તમે, **मायेत्यासुराः** ( અસુરો માયાને બ્રહ્મ માને છે ) એમ મંડલ બ્રાહ્મણમાં કહેલું છે તે શ્રુતિમાં કહેલા આસુરપક્ષથી જુદા પડતા નથી, તેથી હવે વધારે વિસ્તાર કરવાની કાંઇ જરૂર નથી. અહીં સુધી પ્રસંગે આવેલા શાસ્ત્રાર્થનું નિરૂપણ કર્યું, હવે શ્લોકની વ્યાખ્યા થાય છે.

બ્રહ્માદિક દેવતાઓએ ઘણા કાળ સુધી તપ કરેલું છે. ભગવાને પૃથ્વીનો ત્યાગ કર્યો છે તે બહુ બૂરું થયું તેમ આનો અભિપ્રાય છે. તે ત્યાગ પણ ભગવાને પોતાના સ્વભાવથી જ કરેલો છે કે કોઈ કારણથી કરેલો છે? અને ભગવાને પોતાની મેળે ત્યાગ કરેલો હોય તો તે ત્યાગ તો ભગવાનને અધીન છે તેથી તે કારણ તો નાનકડું કહેવાય, પણ પ્રભુએ, આપણામાં રહેલા દોષોને લીધે ત્યાગ કર્યો હોય તો તે કારણ અધિક કહેવાય, તે માટે તે પ્રભુએ કરેલા ત્યાગનો વિચાર કરે છે. તેમાં જે ભગવદીય હોય છે, તે તો ભગવાન સ્વીકારે છે. પણ ભગવાન જેને છોડે છે તે બધાં અનર્થ માટે જ હોય છે, કારણ કે ભગવાનની અપેક્ષાથી દરેક હીન છે, અને એક છોડે ત્યારે બીજો તેની ઇચ્છા કરે, તેથી બીજો ગ્રહણ કરે તો દરેક અનર્થો થાય. ભગવાનથી જુદા પડયા પછી પણ જયાંસુધી હું અને મારું, એવા સંઘાતમાં પ્રવેશ થયો નથી, ત્યાંસુધી ભગવાને ત્યાગ કરેલો નથી; માટે સંઘાતવાળા જ્યારે આપણી ઇચ્છા કરે, ત્યારે એ ઇચ્છા અનર્થના મૂળરૂપે છે; તેથી હીનની અપેક્ષા જો ભગવદીયમાં થાય તો તેના સ્વરૂપનો જ નાશ થાય છે. એ જ અનર્થ છે, કારણ કે હીન મનુષ્યમાં પોતાની ઇચ્છા બતાવે તો, તે ભગવાનનો મટીને હીનનો થઈ જાય છે, એટલે પોતાનું જે ભગવદીયરૂપ છે તે નાશ પામે છે; માટે ભગવદીય

હોય તેણે બીજાની અપેક્ષા રાખવી નહિ, એમ બતાવવા માટે કહે છે કે સર્વે ભગવદીયોમાં મુખ્ય લક્ષ્મીજી છે. તે બીજાઓનું હીનપણું દૂર કરવામાં સમર્થ છે, તોપણ તેનું સામર્થ્ય કાંઈ કરી શકે તેમ નથી, તેથી તે સામર્થ્ય અને પોતાનું ભગવદીયપણું નભી શકે તેટલા માટે કાર્ય અને કારણમાં ઉદાસીન થઈને ભક્તો ભગવાનને જ ભજે છે.

બીજા બ્રહ્મા વગેરે ભગવાનના સેવકો છો અને પૃથ્વી કહે છે કે હું તે લક્ષ્મીજીના સમાન વૈભવવાળી છું, માટે ભગવાન મારો ત્યાગ કરે તેમાં મોટો અનર્થ છે, એમ કહેવા માટે લક્ષ્મીજીનું કાર્ય કહે છે, તેમાં પણ લક્ષ્મીજીના પણ કાર્યનું વૃત્તાંત કહે છે જે લક્ષ્મીજીના કટાક્ષના મૂકવાની કામનાવાળા બ્રહ્માદિક દેવતાઓ છે. ભગવાનમાં રહેલો સ્નેહ છે તેની સાથે ભગવાનના વિષયવાળો કામભાવ છે. તેની સાથે પોતાના સમર્પણભાવને બતાવવો, તેની સાથે અર્ધી દૃષ્ટિ પોતાના ઉપર થવી તે લક્ષ્મીજીનો કટાક્ષ કહેવાય છે, તેવા કટાક્ષની બ્રહ્માદિક દેવોને ઇચ્છા છે, કારણ કે તેમાં ભગવાન્, ભગવાનના વિષયવાળો કામ, ભગવાનનો સ્નેહ, લક્ષ્મીજી અને લક્ષ્મીજીની દૃષ્ટિ એમ પાંચ પદાર્થો રહેલા છે. તે તમામ એક જ સ્થળે આવવા દુર્લભ છે, તે તો લક્ષ્મીજીની દૃષ્ટિથી સિદ્ધ થાય તેમ છે, એમ જાણીને તેવી દૃષ્ટિ પોતાના ઉપર થવા માટે બ્રહ્માદિક ભગવાનને શરણે ગયા છે, એટલે ભગવાનને હૃદયમાં સ્થાપીને, લક્ષ્મીજીના કટાક્ષની ઇચ્છાવાળા બ્રહ્માદિક દેવતાઓ તપ કરે છે.

લક્ષ્મીજીના એવા કટાક્ષો ક્ષણક્ષણમાં હજારો થાય છે, એવાં માહાત્મ્યવાળાં લક્ષ્મીજી પણ જેનાં ચરણકમળને સેવે છે, તે જ ભગવાન્ તેનો ત્યાગ કરતા નથી.

તેમાં કારણ છેઃ તે ભગવાનનાં ચરણ પણ દુર્લભ છે, તેમાં વળી સેવા માટે ચરણની પ્રાપ્તિ તો બહુ જ દુર્લભ છે, એમ લક્ષ્મીજીનું કાર્ય કહીને, તેણે પોતાના કારણનો પણ ત્યાગ કર્યો છે તે કહે છેઃ લક્ષ્મીજી પોતાના નિવાસરૂપ કમળવનને છોડીને પણ પ્રભુના ચરણને સેવે છે, સોમા ભાગથી પણ જો બીજે ઠેકાણે આસક્તિ થાય તો ભગવાનના ચરણની સેવા મળવી દુર્લભ છે, તે માટે પોતાના જન્મના સ્થાનક[1] રૂપ કમળના વનનો ત્યાગ કરીને પ્રભુના ચરણની સેવા કરે છે. કમળનું વન કહ્યું તેથી તે સેવવા યોગ્ય નથી તેમ કહ્યું છે.

તે લક્ષ્મીજી પ્રભુના ચરણના સૌભાગ્યને જ ભજે છે, એટલે ભક્તિમાં નિષ્ઠાવાળાં થયાં છે; આમ કહેવાથી પૃથ્વીએ એમ સૂચવ્યું છે કે હું ભગવાનના ચરણરૂપ હોવાથી લક્ષ્મીજી પણ મારું સેવન કરે, માટે ભગવદીયોમાં હું ઉત્તમ છું, કારણ કે લક્ષ્મીજી પણ ચરણના સૌભાગ્યવાળાં છે, તે ચરણની પ્રાપ્તિ

---

૧. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે હરિભગવાન્ સૂર્યરૂપે થયા ત્યારે લક્ષ્મીજી કમળમાંથી ઉત્પન્ન થયાં.

માટે અથવા પોતે પ્રભુના ચરણરૂપ થાય તે માટે છે. પોતાને ભગવાનમાં અનુરાગ હતો એમ કહેવાથી લક્ષ્મીજીને અતિ અભીષ્ટ ભાવ બતાવે છે. ભગવાનનું ચરણ મારામાં દરેક સ્થળે હતું તે કહે છે કે તે પ્રભુના ચરણનાં ચિહ્નોથી હું શણગારાયેલી હતી.

આમ ચરણનું માહાત્મ્ય કહીને પણ ફરીને જે પ્રભુનું ચરણ બતાવ્યું છે તે ભગવાન વડે હું શણગારાયેલી હતી એમ બતાવવા માટે છે. સ્વરૂપથી ચરણારવિંદની મોટાઈ કહે છે કે કમલ, વજ્ર, અંકુશ અને ધ્વજા ઇત્યાદિક ચિહ્નો વડે મારું અંગ શણગારેલું હતું.

ભગવાનના ચરણારવિંદમાં કમળના આકારની રેખા છે, તે એક ભાગનું કમળપણું સંપાદન કરનારી છે; તેથી તેમાં મકરંદરૂપી અમૃત હમેશાં રહેલું છે, એમ સૂચવ્યું છે. તેમાં સમગ્ર દોષોથી રહિત બનેલા અધિકારીઓ દુર્લભ છે. તે ફળ, દેહાદિકના સંઘાત (સમૂહ)માં રહેલા હોય તેને ન મળી શકે, એટલે તેઓને તે ફળનો અસંભવ છે, તે માટે સંઘાતમાં રહેલાઓને પણ તેનો અધિકાર થવા માટે પાપરૂપી વજ્રોને કાપનારી, વજ્રના આકારવાળી રેખા ભગવાનના ચરણમાં રહેલી છે, તેથી ચરણારવિંદની સેવામાં સહુથી પહેલાં સમગ્ર પાપોનો ક્ષય થાય છે. તેમ મન નિશ્ચલ થાય ત્યારે તે બધું થઇ શકે તેમ છે. તે મનને યોગાદિક સાધનોથી નિશ્ચલ બનાવે તો બહિર્મુખતા થાય; તેથી સેવકોનાં મનને વશ કરવા માટે ભગવાનના ચરણકમલમાં જ અંકુશનું ચિહ્ન છે, અર્થાત્ અંકુશના આકારવાળી રેખા છે, તેથી પ્રભુના ચરણારવિંદના માહાત્મ્યથી તેવા સેવકોનું મન ત્યાંથી બીજે ઠેકાણે કે માર્ગના વિરોધ વડે ક્યાંય જતું નથી.

ભગવાનનું ભજન કર્યા પછી આ બધું થાય, પણ કાલ, કર્મ, અને સ્વભાવથી ભય થવાનો સંભવ છે, માટે ભજનમાં પ્રવૃત્તિ થવી જ દુર્લભ છે, તેમ હમેશાં જીવને ભય હોવાથી કોઇ સ્થળે પણ સ્વસ્થ થઇ શકતો નથી, એવી શંકા કરીને કહે છે કે ભગવાનના ચરણાવિંદમાં જ અભયને આપનારી પતાકાની રેખા છે તે ચરણારવિંદને કેવળ શરણ આવવા માત્રથી જ કોઇ સ્થળેથી ભય નથી, એમ સૂચવનારી છે, એટલાં જ ચિહ્નો જે ચરણમાં છે, ત્યાં લક્ષ્મીજી પણ રહેલાં છે, તેમના સંગમાં કટાક્ષો અને બ્રહ્માદિક દેવો પણ રહેલા છે, તે કહે છે કે તે ચરણારવિંદો લક્ષ્મીજીથી યુક્ત છે. આ ચરણારવિંદને શરણે આવેલા જીવને અન્યથાભાવ થતો નથી, તે માટે કહે છે કે તે પ્રભુના ચરણારવિંદ વડે હું શણગારાયેલી હતી, એટલે જેનાં અંગો પ્રભુનાં ચરણારવિંદથી સારી રીતે શણગારાયેલાં હતાં. વૈષ્ણવો શંખ ચક્રાદિક ચિહ્નોને ધારણ કરીને જ યોગ્ય થાય છે, તેમ ભગવાનનાં ચરણોનો મને સ્પર્શ થાય એટલે સાત્ત્વિક ભાવ વડે તે ભાગમાં પરસેવો થવાથી રેખા

સહિત ચરણારવિંદ બરાબર પૃથ્વીમાં મંડાયેલાં દેખાય છે. એવી રીતે હું શણગારાયેલી હતી તેમ જ ત્રણ લોકો અથવા બીજા ત્રણની સંખ્યાવાળા જેટલાં પદાર્થો છે, તેમાં તેવો શણગાર ન હોવાથી દરેકને ઓળંગીને હું જ શોભતી હતી; અર્થાત્ દરેકના કરતાં હું વધારે કાંતિવાળી હતી. તેમાં વળી મેં ભગવાનની વિભૂતિ મેળવી હતી એટલે ભગવાન પણ મારા ઉપર પોઢે છે, વિરાજે છે, ભોજન કરે છે, ક્રીડા કરે છે, અને ઐશ્વર્ય કરે છે, એવી રીતે દરેક સૌભાગ્યથી હું યુક્ત થયેલી હતી; તે મને હમણાં ભગવાને છોડી દીધી છે. તેનું કારણ કહે છે કે મને અભિમાન થયું હતું. પૃથ્વીમાં રહેલા યાદવો વગેરેને પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા અન્નના ભોજન વડે અભિમાન થયેલું જોવામાં આવેલ છે, તેથી આ યાદવોના કારણરૂપ પૃથ્વીને પણ અભિમાન થયાનું અનુમાન થાય છે, કારણ કે અન્ન વડે જ દરેક ભાવોની ઉત્પત્તિ થાય છે, માટે તે મારા અભિમાનનો નાશ કરવા માટે જ પ્રભુએ મારો ત્યાગ કર્યો છે. (૩૨-૩)

એવી રીતે ભગવાને પોતાનો ત્યાગ કર્યો, તેમાં મુખ્ય યુક્તિ બે શ્લોક વડે કહીને, બે શ્લોકથી હવે લૌકિક યુક્તિ કહે છેઃ

**यो वै ममातिभरमासुरवंशराज्ञा-**
**मक्षौहिणीशतमपानुदुदात्मतन्त्रः ।**
**त्वां दुःस्थमूनपदमात्मनि पौरुषेण**
**सम्पादयन् यदुषु रम्यमबिभ्रदङ्गम् ॥ ३४ ॥**

**શબ્દાર્થઃ**—મારા ઘણા ભારરૂપ, અસુરવંશમાં ઉત્પન્ન થયેલા, રાજાઓથી, સેંકડો અક્ષૌહિણી સેનાનો જે પ્રભુએ નાશ કર્યો છે, અને પગ વગરના, દુઃખેથી ઊભા રહેનારા તને પણ પોતામાં રહેલા પરાક્રમ વડે પૂર્ણપગવાળો કરનારા જે ભગવાને યાદવોમાં મનોહર સ્વરૂપ ધારણ કર્યું હતું.

**ભાવાર્થઃ**—મને ભારરૂપે રહેલી સેંકડો અક્ષૌહિણી સેનાનો તે પ્રભુએ નાશ કર્યો છે. પૃથ્વીમાં તે ઉત્પન્ન થયેલા જ પૃથ્વીના ભારરૂપ થયા તેમાં કારણ કહે છે કે તેઓ અસુરવંશના રાજાઓ હતા. મૂળમાં वंश પદ કહેલું છે, તેથી તે રાજાઓનાં ગોત્રો અહીં છે, એમ જણાવ્યું છે. તે ભારને દૂર કરવામાં ભગવાનને કાંઈ સાધન જોઈતું નહતું, તે બતાવવા માટે કહે છે કે તે પ્રભુ સ્વતંત્ર છે, તેથી યાદવરૂપી રહેલા ભારને પણ તેમણે હરેલો છે, એમ સૂચવ્યું છે, વાછરડારૂપ ધર્મનો ઉપકાર પણ કર્યો છે તે કહે છે કે જેમ રોગ ફેલાયેલો હોય તેમ અધર્મ ચોતરફ ફેલાઈ ગયો હતો; તેથી ધર્મ દુઃખમાં પણ રહી શકતો નહતો, અને કાલને લીધે ધર્મના પગ ઓછા થયા હતા, તે ધર્મમાં

પોતે અંદર પ્રવેશ કરીને, તેના ગયેલા અંશોને પોતાના પરાક્રમ વડે સારા કર્યો, અર્થાત્ તને સારો કર્યો હતો. તું જેવી રીતે પહેલાં પૂર્ણ હતો તે પ્રમાણે તને પૂર્ણ કર્યો છે એટલે તારાં માટે અને મારા માટે જ યાદવોમાં ભગવાને રૂપ ધારણ કરેલું હતું. તે આપણે બંનેને જ રમણ કરવા યોગ્ય સ્વરૂપ હતું, કારણ કે ભગવદીયો અને ધર્માત્માઓ હોય છે તેઓ જ ભગવાનના સ્વરૂપમાં રમણ કરે છે. (૩૪)

હવે ફલિત શું થયું ? તે કહે છે:

**का वा सहेत विरहं पुरुषोत्तमस्य**
**प्रेमावलोकरुचिरस्मितवल्गुजल्पैः ।**
**स्थैर्यं समानमहरन्मधुमानिनीनां**
**रोमोत्सवो मम यदङ्घ्रिविटङ्कितायाः ॥ ३५ ॥**

**શબ્દાર્થ:**—તે પુરુષોત્તમ ભગવાનના વિરહને કઈ સ્ત્રી સહન કરે ? કારણ કે જેણે પ્રેમયુક્ત જોવું, સુન્દર મંદ હાસ્ય, અને મનને હરણ કરે તેવા ભાષણ વડે મથુરાની સ્ત્રીઓની માનસહિત સ્થિરતાને હરી લીધી હતી, અને જેના ચરણકમળનાં ચિહ્નો મારામાં હોવાથી મને પણ રોમાંચ થતાં હતાં.

**ભાવાર્થ:**—પુરુષોત્તમ ભગવાનના વિરહને કઈ સ્ત્રી સહન કરે ? કોઈ પણ સહન ન જ કરે. પુરુષ માત્રનો પણ વિરહ, સ્ત્રીથી સહન થઈ શકે નહિ, ત્યારે પુરુષમાં જે ઉત્તમ છે તેનો વિરહ તો કયાંથી જ સહન થઈ શકે ?

ભગવાને ઉપકાર કર્યો છે તે પક્ષ તો દૂર રહ્યો, પણ કામ વડે પણ તેનો વિરહ સહી શકે તેમ નથી, તે કહે છે કે પ્રેમ વગેરે ત્રણ સાધનો વડે સાત્ત્વિક તામસ અને રાજસ એમ સર્વ પ્રકારની સ્ત્રીઓ વશ કરેલી છે, તેમાં પ્રભુના પ્રેમયુક્ત જોવાથી સાત્ત્વિક સ્ત્રીઓ વશ કરેલી છે, મનને હરનાર મોહન-રૂપ મંદ હાસ્ય વડે તામસ સ્ત્રીઓ વશ કરેલ છે, અને મધુર વાકયો વડે રાજસ સ્ત્રીઓને વશ કરેલી છે; એટલે સાત્ત્વિક ભક્તોને મોહનો અભાવ તથા જ્ઞાન આપ્યું છે, તામસ ભકતોને મોહનો અભાવ તથા વૈરાગ્ય આપ્યો છે, અને રાજસ ભકતોને યુક્તિ તથા પ્રમાણ આપ્યાં છે. આમ દરેકને આપીને ભગવાને વશ કરેલા છે; તેથી જ મથુરામાં રહેતી સ્ત્રીઓની માનની સાથે સ્થિરતાને હરી લીધી છે; એટલે જે માન વડે સ્ત્રીઓ કામમાં કે માર્ગમાં સ્થિર થઇને રહેલી હતી; અર્થાત્ વેદ વડે, જ્ઞાન વડે પોતાની જે સ્થિતિ હતી તે ભગવાને તે સ્ત્રીઓ પાસે રહેવા દીધી નથી. મૂળમાં **મધુમાનિનીનાં** એવું પદ છે ત્યાં **મધુ** એ જુદું પદ કરીએ તો એવો અર્થ થાય છે કે માનવંતી સ્ત્રીઓનો રસ અને જે સ્થિરતા

હતી, તેનું ભગવાને હરણ કર્યું છે. તેમ મને પણ પ્રભુના ચરણકમળનાં ચિહ્નોથી શણગારેલી હતી તેથી મારાં રુવાડાંમાં આનંદઉત્સવ થયો હતો. (૩૫)

એવી રીતે ભગવાનના વિરહ વડે પૃથ્વી અને ધર્મ ક્લેશ પામેલાં હતાં તેનો સંવાદ થતો હતો, તે ત્યાં નજદીકમાં સાંભળીને દેવતા તથા ધર્મનું સાન્નિધ્ય જાણીને, વિશ્વામિત્રની પૂર્વ દિશાની કુરુક્ષેત્રમાંની સરસ્વતી નદીમાં રાજા પરીક્ષિત ઋષિ હોવાથી આવશ્યક કર્મ કરવા માટે ગયા છે, તે કહે છેઃ

**तयोरेवं कथयतोः पृथिवीधर्मयोस्तदा ।**
**परीक्षिन्नाम राजर्षिः प्राप्तः प्राचीं सरस्वतीम् ॥ ३६ ॥**

**શબ્દાર્થઃ**—તે પૃથ્વી અને ધર્મનો સંવાદ ચાલુ હતો ત્યારે પરીક્ષિત નામના રાજર્ષિ, પ્રાચી સરસ્વતી તરફ ગયા.

**ભાવાર્થઃ**—પૃથ્વી અને ધર્મનો સંવાદ ચાલુ હતો ત્યારે જ પરીક્ષિત નામના રાજા ત્યાં આવ્યા છે, તે જ વખતે રાજા ત્યાં દેખાયા તેથી પૃથ્વી અને ધર્મનો તિરોભાવ ( લોપ થવો ) ન થતાં હાજરી બતાવાઈ છે, તે બરોબર છે, એમ સૂચવ્યું છે. (૩૫)

**ઇતિ શ્રીભાગવત-સુબોધિની-ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં ઉત્તમાધિકાર-પ્રકરણાંતર્ગત સોળમો અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૧૭ મો

ततः सप्तदशे धर्मपृथिवीसान्त्वनं त्विदः ।
भीतस्य स्थानदानं च कलेः शिक्षा च रूप्यते ॥ १ ॥
प्रथमं मारणे भीतिस्तयोः स्वास्थ्यस्य च क्षयः ।
अतः सान्त्वनमग्रे च स्थानदानं विचारतः ॥ २ ॥
विवेकस्थापनायैव धर्मवाक्यं ततोऽस्य हि ।
सर्वसामर्थ्यसंबोधो वैराग्यं वक्तुमद्भुतम् ॥ ३ ॥
मूर्त्तीभूतास्त्रयो राज्ञे स्वखेदख्यापनाय तौ ।
वेषान्तरेऽपि तत्पीडाख्यापनाय स मारकः ॥ ४ ॥
सन्धानं वस्तुभूतस्य कृतं तेनास्य च स्वयम् ।
कृतं भूमेस्तु हेतूनां शोकस्य विनिवारणात् ॥ ५ ॥

ત્યાર પછી સત્તરમા અધ્યાયમાં તેના સ્વરૂપને જાણનાર એવા રાજાથી પૃથ્વી અને ધર્મના સાંત્વનનું નિરૂપણ કરે છે અને ભય પામેલા કલિયુગને સ્થાન આપ્યાં તથા તેને શિક્ષા કરી તેનું નિરૂપણ કરાય છે. (૧) પ્રથમથી જ રાજા પરીક્ષિત જો કલિયુગને મારત તો પૃથ્વી અને ધર્મને ભય થાત, તેમ જ તેના સ્વાસ્થ્યનો પણ ક્ષય થાત; તે માટે પહેલાં પૃથ્વી અને ધર્મનું સાંત્વન કરેલું છે, ત્યાર પછી આ કલિયુગ અધર્મનો બંધુ છે, તેથી તેને સ્થાન નહિ આપીએ અને તેની ઇચ્છા પ્રમાણે સ્થાન ગ્રહણ કરશે તો તે ધર્મરૂપ હશે તોપણ અધર્મરૂપ થશે, માટે કલિયુગને તો ઘણાં જ અધર્મવાળાં સ્થાનો આપવાં એમ વિચારીને કલિયુગને સ્થાન આપેલ છે. (૨) સુખ દુઃખ શાથી થાય છે; એવા સંદેહમાં જુદા જુદા અભિપ્રાયોનાં વાકયો છે, તેથી થતા મોહને દૂર કરનારા વિવેકનું સ્થાપન કરવા માટે જ ધર્મે વચન કહેલાં છે; તેથી પરીક્ષિતને આધિદૈવિક વ્યવહાર જાણવાનું સામર્થ્ય થયું તે ઓગણીસમા અધ્યાયમાં તેનું અદ્ભુત વૈરાગ્ય બતાવેલું છે. તેથી પરીક્ષિતમાં દરેક પ્રકારના સામાર્થ્યોનો સંબંધ કરાવ્યો છે. (૩) પરીક્ષિત્‌માં અલૌકિક સામર્થ્ય કેટલું છે, તે જાણવા માટે પૃથ્વી ધર્મ અને કલિયુગ મૂર્તિવાળાં થઇને આવેલાં છે. તેમાં પોતાનો ભેદ પ્રસિદ્ધ કરવા માટે પૃથ્વી તથા ધર્મ આવેલ છે, અને તે બન્નેને મારનાર કલિયુગ છે તે રાજાના વેશમાં પણ તેને પીડા કરનાર છે; એમ પરિક્ષત્‌ને જણાવવા માટે રાજાના વેશમાં કલિયુગ આવ્યો છે. (૪)

પરીક્ષિત્‌માં અલૌકિક સામર્થ્ય છે એમ જાણવા પછી ધર્મના પગ તેણે સાંધેલા છે તે કથા કહે છે. તેમાં સત્યરૂપી ધર્મનો જે પગ હતો તેનું ગ્રહણ અસત્યથી વધીને કલિયુગ કરતો હતો. તે સત્ય પાછું સ્થિર કર્યું હતું. તેથી ધર્મનું આશ્વાસન પરીક્ષિતે પોતે જ કરેલું છે. અને પૃથ્વીનું આશ્વાસન તેના શોકને દૂર કરવાથી શોકનાં કારણો દૂર થયાં તે પરંપરાથી કરેલ છેઃ તેમાં ધર્મના બીજા પગોને પણ સાંધવાથી પરંપરા દ્વારાયે પૃથ્વીનું આશ્વાસન કરેલું છે. (૫)

એવી રીતે આની પહેલાંના અધ્યાયમાં પૂર્વ દિશા તરફ જતી સરસ્વતી નદીમાં રાજા સ્નાન કરવા માટે ગયા એમ કહ્યું છે ત્યાર પછી ત્યાં રાજાએ અધર્મને જોયો તે કહે છેઃ

**तत्र गोमिथुनं राजा हन्यमानमनाथवत् ।**
**दण्डहस्तं च वृषलं ददृशे नृपलाञ्छनम् ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—ત્યાં અનાથની માફક માર ખાતું એવું ગાયનું જોડલું રાજાએ જોયું અને જેના હાથમાં દંડ(લાકડી) છે એવા રાજાના ચિહ્નવાળા શૂદ્રને પણ જોયો.

**ભાવાર્થઃ**—જોડલાંની માફક ભાસે છે તેથી તેને જોડલું કહ્યું છે. અર્થાત્‌ બળદ અને ગાય એમ બન્નેને જોયાં છે. જેમ અનાથ હોય, ધણી વગરનું હોય તેમ લાગે છે અથવા તેના નાથ (સ્વામી) નથી, કારણ કે ભગવાન્‌ અત્યારે બિરાજતા નથી.

રાજાએ શૂદ્રને પણ જોયો છે એમ કહે છે તે તો મોટા પુરુષોને જોવા માત્રથી જ જાતિનું જ્ઞાન થાય છે એમ બતાવ્યું છે. તે શૂદ્રનાં ચિહ્નો તો રાજાના જેવાં હતાં. એમ પાખંડ ધર્મરૂપી કલિયુગને પણ જોયો. (૧)

તે ગાયનું જોડલું ગરીબ હતું તે બતાવવા માટે તેનું વર્ણન કરે છે કે જો તે દીન (ગરીબ) ન હોય તો પક્ષપાતરૂપ પણ દોષ થાયઃ

**वृषं मृणालधवलं मेहन्तमिव बिभ्यता ।**
**वेपमानं पदैकेन सीदन्तं शूद्रताडितम् ॥ २ ॥**
**गां च धर्मदुघां दीनां भृशं शूद्रपदा हताम् ।**
**विवत्सां साश्रुवदनां क्षामां यवसमिच्छतीम् ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—કમળના જેવો શ્વેત (ધોળો), ભય પામતો હોય તેમ મૂત્રને કરતો, એક પગ વડે કંપતો, શૂદ્ર જેને મારે છે, અને પીડા પામેલો એવા વૃષ (બળદ)ને જોયો. તેમ ધર્મને દોહનારી શૂદ્ર વડે પગથી ઘણી રીતે માર મરાતી, વાછરડાં વગરની, મુખમાં આંસુઓની ધારા જેને આવેલી છે, દૂબળી થયેલી, અને ઘાસને ખાવાની ઇચ્છા કરતી એવી ગાયને જોઈ.

**ભાવાર્થ**:—પહેલાં વર્ણન કરે છે કે તે કમળની માફક સફેત કાંતિવાળો છે, તેથી તે સ્વભાવમાં શુદ્ધ છે એમ સૂચવ્યું છે. તે વૃષરૂપે રહેલા ધર્મનાં પાંચ અંગો કળા વગરનાં છે, તે કહે છે કે તેમાં દરરોજ બહારના ધર્મોનો ક્ષય થતો જાય છે એમ સૂચવ્યું છે. હમેશાં તે મૂત્ર કર્યા કરે છે. અને મૂત્ર કરવું તે કર્મેન્દ્રિયનું કાર્ય છે, તેથી ધર્મનાં કર્મ જે આચાર વગેરે છે તેનો ક્ષય થતો જાય છે.

ભય પામતો હોય તેવો ધર્મ લાગે છે, તેથી તેમાં જ્ઞાનનો અભાવ કહ્યો છે. ભય પામતો હોય તેવો છે, એમ ભયનું અનુકરણ કરવારૂપ **इव** અવ્યય કહેવાથી ભય નથી પણ ભયનું અનુકરણ કરે છે; તેથી માણસોના દેખાડવા પૂરતો ધર્મ રહ્યો છે એમ કહ્યું છે.

અથવા મૂત્રના સ્થાન સિવાયનાં સ્થાનમાંથી મૂત્ર નીકળતું હોય તેમ નીકળે છે; તેથી રોગ સૂચવ્યો છે. તેથી પણ દુષ્ટકર્મના ભોગની સૂચના થવાથી પણ બાહ્યધર્મનો ક્ષય બતાવ્યો છે. એક પગ વડે કંપ થયો છે. ચાર પગવાળાને ત્રણ પગ જતા રહે ત્યારે એક પગ વડે રહેવામાં કંપ થાય છે જ; એટલે જ્ઞાનની સાથે તપ વગેરેનો અભાવ થવાથી કેવળ સત્યમાં જ ધર્મની સ્થિતિ ચપલ થાય છે. જેમ બહુ ટાઢથી કંપ થાય છે તેમ જડતાથી ધર્મ કંપાયમાન થાય છે; એટલે પદાર્થનું પરિજ્ઞાન ન હોવાથી ધર્મની કૃતિ સ્થિર રહી શકતી નથી.

શૂદ્ર ધર્મને મારે છે; એટલે કાળવશથી શૂદ્રે કરેલો ધર્મ પાખંડરૂપ છે, અને તેવા પાખંડ ધર્મથી સાચા ધર્મને પીડા થાય છે, તે તેનું મારવું છે.

અહીં વૃષ (બળદ)રૂપી ધર્મ છે તેનું તાડન (માર મારવો) દંડ વડે થાય છે અને પગ વડે પૃથ્વીનું તાડન થાય છે. કલિયુગ પૃથ્વીને મારવા માટે ઊભો છે અને પાખંડ માર્ગો વડે ધર્મને પીડા કરે છે, તેવા કળિયુગને પરીક્ષિત રાજાએ જોયો, એમ સંબંધ છે.

હવે ગાયનું વર્ણન કરે છેઃ

મૂળમાં **च**કાર હોવાથી ભય અને કંપ પૃથ્વીને પણ થાય છે. સ્વભાવથી પૃથ્વી ઉત્તમ છે તે કહે છે કે તે **कामदुघा** છે; એટલે અગ્નિહોત્રાદિક ધર્મને તે દોહનારી છે. **धर्मदुघा** એવો પાઠ જ્યાં હોય ત્યાં મોક્ષરૂપી દૂધને આપનારી પૃથ્વી છે એમ અર્થ કરવો. એ પૃથ્વીનાં છએ અંગ કલા વગરનાં છે, અર્થાત્ નિર્બળ થયાં છે. તે કહે છે કે જો દેશ વગેરેથી પૃથ્વી સંપન્ન હોય તો પુષ્ટ હોય છે. તે વગર તો કલા વગરની જ રહે છે. ઉત્તમ દેશોમાં દુષ્ટોનો નિવાસ થવાથી, દેશોનો નાશ થયો છે; તેથી પૃથ્વી ઘણી જ ગરીબ થઇ ગઈ છે.

પાંખંડાએ તેનો ઉપભોગ કર્યો છે; તેથી કાલ વડે પૃથ્વી પીડા પામેલી છે. કલિયુગનો પહેલો જ ચરણ હોવાથી મૂળમાં पदा એ એક વચન મૂકયું છે, એમ દેશ અને કાલના દોષોનું નિરૂપણ કર્યું.

હવે તે ગાય વાછરડા વગરની છે, તેથી કર્તાનો અભાવ બતાવ્યો છે. પહેલાં પૃથુરાજાએ પૃથ્વીને દોહી છે, ત્યાં પોતપોતાના ધર્મમાં મુખ્ય વાછરડાઓ કહેલા છે. તે વાછરડાનો હાલમાં અભાવ છે, તેથી જ તેનું મુખ આંસુવાળું થયું છે. એટલે મંત્ર હર્ષરૂપ છે. તે મંત્રોનો અત્યારે અભાવ છે. અને અપશબ્દો બોલાય છે, તે આંસુરૂપે છે. વળી પ્રેમ ન હોવાથી પૃથ્વી દૂબળી થયેલી છે, એટલે જયાં યજ્ઞ છે ત્યાં તેને યોગ્ય દ્રવ્ય પ્રાપ્ત નથી. તે પૃથ્વીરૂપી ગાય ઘાસની ઇચ્છા કરે છે; એટલે બરોબર યજ્ઞાદિક થાય તો તેમાં પૃથ્વીને પણ ભાગ અપાય છે. તે ભાગની ઇચ્છા કરે છે, તેથી કર્મનો અભાવ છે એમ બતાવ્યું છે. એમ પૃથ્વી છએ અંગે વિકળ છે એમ બતાવ્યું છે. એવી રીતે ગાયને પરીક્ષિતે જોઇ છે એમ સંબંધ છે. (૨-૩)

એવી રીતે જોઇને તેને મારનાર કોઈ અપૂર્વ (પહેલાંના જેવો નહિ) લાગે છે, તેથી તેને પૂછે છે. જો પૂછયા વગર તેને મારે તો વગરવિચાર્યે કાર્ય કરનારો ગણાય; તેથી યુદ્ધ કરવાની સામગ્રીને સાથે રાખીને તેને પૂછે છેઃ

**पप्रच्छ रथमारूढः कार्तस्वरपरिच्छदम् ।**
**मेघगम्भीरया वाचा समारोपितकार्मुकः ॥ ४ ॥**

**શબ્દાર્થ**:—સુવર્ણના જેમાં ઉપસ્કરો છે, એવા રથ ઉપર બેઠેલા, અને ધનુષ જેણે તૈયાર કરી રાખેલું છે, એવા રાજા પરીક્ષિત્ મેઘની માફક ગંભીર વાણીથી પૂછવા લાગ્યા.

**ભાવાર્થ**:—પરીક્ષિતના રથને સોનાના ઉપસ્કરો છે એ તેનું રાજાપણું બતાવે છે; તેથી તેની મોટાઇનું જ્ઞાન થવાથી એકદમ તે અપરાધ કરી શકે નહિ, એમ સૂચવ્યું છે. તે પરીક્ષિત રાજાની વાણીમાં કૃપાની દૃષ્ટિ હોવાથી મેઘની ઉપમા આપેલી છે, કારણકે જે દુઃખથી તપેલ હોય તેને કૃપાથી શાંત કરનારી તેની વાણી છે. તેની વાણીને સાંભળતાં જ શત્રુઓ ડૂબી જાય એમ બતાવવા માટે તે વાણી ગંભીર છે એમ કહેલ છે. એવી રીતે પરીક્ષિત્‌ના વાકયમાં દુષ્ટનો નિગ્રહ કરવો અને શિષ્ટ જનનું રક્ષણ કરવું એમ સૂચવ્યું છે. અને અયુક્ત વચન બોલે તો તેટલા માત્રથી જ તેનું જ્ઞાન થાય કે તેને મારવો, એવા અભિપ્રાયથી ધનુષમાં બાણ રોપી રાખેલું જ છે. (૮)

હવે રાજાનો પ્રશ્ન કહે છેઃ અજ્ઞાન અને નિશ્ચય એવા ભેદથી બે શ્લોકથી તે પૂછે છે. અથવા બીજો શ્લોક તેનો તિરસ્કાર કરવાના અભિપ્રાયથી છેઃ

कस्त्वं मच्छरणे लोके बलाद्धंस्यबलान्बली ।
नरदेवोऽसि वेषेण नटवत्कर्मणाऽद्विजः ॥ ५ ॥
कस्त्वं कृष्णे गते दूरं सह गाण्डीवधन्वना ।
शोच्योऽस्यशोच्यान् रहसि प्रहरन्वधमर्हसि ॥ ६ ॥

**શબ્દાર્થ**:—હું જેનો રક્ષક છું એવા લોકમાં, બળવગરનાં પ્રાણીઓને, બળવાળો એવો તું બલાત્કારથી મારે છે તે કોણ છે? નટની માફક વેશથી તો તું રાજા છે પણ કર્મ વડે, બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય નથી. ગાંડીવ ધનુષ્વાળા અર્જુનની સાથે શ્રીકૃષ્ણ દૂર ગયા ત્યારે શોક કરવા યોગ્ય એવો તું કોણ છે? અને શોક કરવાને જેઓ યોગ્ય નથી, તેવાઓને એકાંતમાં તું મારે છે તેથી તું વધને યોગ્ય છે.

**ભાવાર્થ**:—હું જ જેનો રક્ષક છું એવા આ લોકમાં વગર વિધિએ બલાત્કારથી તું મારે છે તેવો તું કોણ છે? જે કોઇના પણ શત્રુરૂપે રહેલા નથી તેવા ગરીબોને તું મારે છે. તું બળવાન છે એટલે તને કોઈ જાતની આફત આવતી નથી, એમ સૂચવ્યું છે.

હું જે છું તે ચિહ્નો વડે જ તમે જાણી શકો છો, એમ કહે તો ત્યાં કહે છે કે તારી પાસે રાજાની કોઇ પણ સામગ્રી છે જ નહિ, તેમ તું રાજા છે એવી તારી પાસે પ્રસિદ્ધિ પણ નથી; તેથી તું તો કેવળ વેશથી જ રાજા છે. તેં નટની માફક વેશ લીધો છે, તેથી ધર્મ અને પૃથ્વીની રક્ષા કરવી જોઇએ તેને બદલે તેઓને તું મારે છે તે વિપરીત છે. તે રાજાઓની મશ્કરી કરવા માટે તેવું રૂપ ધારણ કરીને તું ઊંધું કરે છે, તોપણ તું રાજા નથી તેમ કહે છે. તેમ જ તું કર્મથી દ્વિજ નથી. જે દ્વિજ હોય તે પગથી ગાયને મારે નહિ. કર્મથી તો તું શૂદ્ર છે, એમ કહેવાથી યજ્ઞોપવીત (જનોઈ)ના સંસ્કારરૂપી બીજો જન્મ થાય ત્યારે કર્તવ્ય અને અકર્તવ્યનો વિવેક થાય છે.

તે સિવાય ગાયને પગથી મારે છે એવો પણ અભિપ્રાય છે, એમ પૂછે છે તોપણ શૂદ્ર તો ગાયને માર્યા કરે છે, તેથી તેનો તિરસ્કાર કરે છે કે તું કોણ છે? એ તિરસ્કારનો પ્રશ્ન છે. હું એવો જ છું એમ કહેતો હો તો શ્રી કૃષ્ણ અને અર્જુન પૃથ્વી ઉપર હતા ત્યારે કેમ પ્રકટ ન થયો? ધર્મને કરનાર અને કરાવનારાના ગયા પછી જ તું કોઇ નિંદા કરવા યોગ્ય જ આવ્યો છે.

તેઓના ગયા પછી આ હું આવેલો છું એમ જો કહે તો હો તો તું ચોર છે, કારણ કે તેઓએ રાજ્યમાં તારું કોઇ સ્થળે નિરૂપણ કર્યું નથી. જો બલાત્કારથી તું રાજા થવાની ઇચ્છા રાખતો હો તો તું શોક કરવા લાયક

છે અને અપરાધી છે. વળી તું અપરાધ વગરનાં પ્રાણીઓને એકાંતમાં મારે છે, તેથી તો તું ખરેખર અપરાધી છો. માટે તું વધ કરવાને લાયક છે; બીજો દંડ દેવો યોગ્ય નથી. (૫–૬)

એવી રીતે કલિયુગને મારવાનો વિચાર કરે છે, ત્યાં ઉત્તર નહિ કહેવાથી ગાય અને બળદ કદાચ અપરાધી હશે, એવી આશંકા કરીને તેઓનું સાંત્વન કરવા માટે રાજા પૂછે છેઃ

**त्वं वा मृणालधवलः पादैर्न्यूनः पदा चरन् ।**
**वृषरूपेण किं कश्चिद्देवो नः परिखेदयन् ॥ ७ ॥**

**શબ્દાર્થઃ**—કમળના જેવો ધોળો, ત્રણ પગોથી ઓછો, અને એક પગે ચાલનાર બળદના રૂપ વડે અમને ખેદ કરતો તું શું કોઈ દેવ છે?

**ભાવાર્થઃ**—જે બળદ પ્રાકૃત (પ્રકૃતિથી બનેલો) હોય છે તે કાંતિની સાથે ધોળો હોય અથવા ત્રણ પગે ચાલી શકે તે તો દુર્લભ છે; માટે પ્રાકૃત પશુ તો આ હોઈ શકે નહિ, તેથી તું કોઇ દેવતા છે? પશુરૂપ કોઈ દેવતા નથી એમ કહેતો હો તો ત્યારે બળદના રૂપથી અમને ખેદ કરનારો તું કોઇ દેવ છો?

આ રાજા અમને કેમ જાણશે? એવા વિચારથી પહેલાં પણ શિબિ વગેરે રાજાઓ પાસે અગ્નિ વગેરે દેવતાઓ ગયા હતા એમ સંભળાય છે. (૭)

પગ વડે પૃથ્વીનો સ્પર્શ કરે છે, તેથી આ દેવ નથી એવો નિશ્ચય કરીને કહે છેઃ

**न जातु कौरवेन्द्राणां दोर्दण्डपरिरम्भिते ।**
**भूतलेऽनुपतन्त्यस्मिन् विना ते प्राणिनां शुचः ॥ ८ ॥**
**मा सौरभेयाऽनुशुचो व्येतु ते वृषलाद् भयम् ।**
**मा रोदीदम्ब भद्रं ते खलानां मयि शास्तरि ॥ ९ ॥**

**શબ્દાર્થઃ**—કુરુવંશના રાજાઓના હાથ વડે ભેટાયેલા આ ભૂતલ ઉપર તારા સિવાય બીજાં પ્રાણીઓને, કયારે ય શોકનાં આંસુઓ પડતાં નથી. વળી હે સુરભિના પુત્ર, તું શોક ન કર. શૂદ્રથી થતો ભય તારો જતો રહો. હે માતાજી, તમે પણ રુદન ન કરો. ખળ પુરુષોને શિક્ષા કરનાર હું છું, ત્યાં તમારું કલ્યાણ જ છે.

**ભાવાર્થઃ**—તારા સિવાય બીજો કોઈ આવો દુઃખી અમારા રાજ્યમાં જોયો કે સાંભળ્યો નથી. કોઇને પણ શોકનાં આંસુ પૃથ્વી ઉપર પડતાં નથી. તેમાં પણ કુરુવંશના રાજાઓના હાથરૂપી દંડ વડે જેનું આલિંગન થયું છે, એવા આ ભૂતલ ઉપર તો કોઈનાં શોકનાં આંસુ પડયાં નથી જ! મોટા

રાજાઓ જેનો ઉપભોગ કરતા હોય એવી પૃથ્વી તો કલેશવાળી થાય જ નહિ. આમ કહેવાથી તારું સ્વરૂપ તો અમારાથી સમજાતું નથી એમ બતાવ્યું છે અથવા વૃષના ખેદનું સ્વરૂપ બતાવ્યું છે.

એમ અમારી અવસ્થાનો અનુવાદ કરીને રાજાઓને અમારામાં દોષના આરોપને કહેવો તે યોગ્ય નથી એમ બળદ તરફની શંકા કરીને કહે છે કે તું તો સુરભિ કામધેનુનો પુત્ર છે, એમ કહેવાથી પરીક્ષિતનો મધ્યભાવ કહ્યો છે; એટલે આ વૃષદેવ પ્રાકૃત નથી પણ કામધેનુ ગાયનો પુત્ર છે; માટે તું વૃષભોમાં ઉત્તમ છે; તેથી કહે છે કે તને શોક ન થાઓ; તને જે આ શૂદ્રથી ભય થાય છે તે જતો રહો; અર્થાત્ હું આ શૂદ્રને મારીશ એવો અભિપ્રાય બતાવ્યો છે. એમ વૃષભનું સાંત્વન કરીને હવે સુરભિનું સાંત્વન કહે છે કે હમેશાં તારા દૂધનું પાન કરેલું છે તેથી તું તો માતા છે. અથવા સ્નેહથી સંબોધન આપે છે કે હે માતાજી, તમે રુદન ન કરો. ત્યારે આટલા સમય સુધી તમે અમારું દુઃખ કેમ ન સાંભળ્યું, અથવા જાણ્યું, એમ કહે તો ત્યાં કહે છે કે હું તેને શિક્ષા કરીશ, એટલે તમારું કલ્યાણ થશે. એટલે આટલા સમય સુધી જાણવાનું કાંઇ નિમિત્ત ન હતું, તેથી જાણ્યું નથી. (૮–૯)

અમારા નિમિત્તથી તમારે શા માટે માર મારવો ? એમ શંકા કરીને કહે છેઃ

**तस्य राष्ट्रे प्रजाः सर्वास्त्रस्यन्ते साध्व्यसाधुभिः ।**
**तस्य मत्तस्य नश्यन्ति कीर्तिरायुर्भगो गतिः ॥ १० ॥**

**શબ્દાર્થઃ**—હે સાધ્વિ, જેના રાજ્યમાં, અસાધુઓ વડે સર્વ પ્રજાઓ ત્રાસ પામે છે, પ્રમાદી એવા તે રાજાની કીર્તિ, આયુષ, ભાગ્ય અને પરલોક નાશ પામે છે.

**ભાવાર્થઃ**—અમારું બૂરું કરનાર આ કલિયુગ છે, તેથી અમારા માટે જ તે મારવા યોગ્ય છે. તેનો અપકાર (બૂરું કરવું) કહે છે કે હે સાધ્વિ, જેના રાજ્યમાં અસાધુઓ–દુષ્ટો વડે પ્રજા ત્રાસ પામે છે, તેની ચાર વસ્તુ નાશ પામે છે. તેનું ધ્યાન તેનાથી રહી શકે તેમ નથી એમ બતાવવા માટે કહે છે કે તે રાજા ગાફલ છે. તેની ચાર વસ્તુઓ નાશ પામે છે, તેની ગણના કરે છે કે કીર્તિ, આયુષ, ભાગ્ય અને પરલોક અથવા જ્ઞાન એ ચાર વસ્તુઓ તેવા ગાફલ રાજાની નાશ પામે છે. (૧૦)

વળી પ્રજાનું રક્ષણ ન કરવું તે તો કેવળ દોષ છે, તે માટે પ્રજાનું રક્ષણ કરવું એમ નથી, કારણ કે દોષ ન થવા માટે પ્રજાનું રક્ષણ કરે તે તો રક્ષણ સકામ કહેવાય છે, પણ રાજાને પ્રજાની રક્ષા કરવાનું શાસ્ત્રમાં કહેલ છે તેથી તેને નિત્યપણું છે, માટે શાસ્ત્રમાં કહેલો વિધિ હોવાથી અવશ્ય તે પ્રમાણે કરવું જોઈએ; તેથી હું કરીશ જ એમ કહે છેઃ

**एष राज्ञः परो धर्मो ह्यार्तानामार्तिनिग्रहः ।**
**अत एनं वधिष्यामि भूतद्रुहमसत्तमम् ॥ ११ ॥**

**શબ્દાર્થ:—દુ:ખી મનુષ્યોનાં દુ:ખો દૂર કરવાં, એ રાજાઓનો ઉત્તમ ધર્મ છે; માટે દરેક ભૂત પ્રાણીઓનો દ્રોહ કરનારો આ કલિયુગ ઘણો જ દુષ્ટ છે, તેને હું મારીશ.**

**ભાવાર્થ:**—આંગળીથી ધર્મ બતાવે છે કે એવા પિડાયેલા મનુષ્યોની રક્ષા કરવી એ રાજાઓનો ધર્મ છે. એવા પિડાયેલા જનોની જે પીડા દૂર કરવી તે પ્રજાની રક્ષા કરવા કરતાં પણ રાજાઓનો ઉત્તમ ધર્મ છે. પિડાયલા માણસોને દાન આપવા કરતાં પણ તેની પીડા દૂર કરવી એ રાજાઓનો ઉત્તમ ધર્મ છે.

તે ઉત્તમ ધર્મ છે તેથી શું થયું ? એમ શંકા થાય ત્યાં કહે છે કે તેથી જ સ્વધર્મનું પરિપાલન કરવા માટે જ આ કલિયુગને હું મારીશ.

કલિયુગને સાક્ષાત્ મારવામાં અધર્મ થશે તે સાક્ષાત્ કરેલો ગણાશે અને પ્રજાની રક્ષારૂપ ધર્મ છે તે પરંપરા પ્રમાણે છે; માટે તમો કલિયુગને શા માટે મારશો ? એમ શંકા થાય ત્યાં કહે છે કે આ કલિયુગ સર્વે પ્રાણીઓનો દ્રોહ કરનારો છે, તેથી તેને મારવામાં ઘણાં પ્રાણીઓનું જીવન થશે અને તેને ન મારવામાં ઘણાઓનું મરણ થાશે; માટે લાઘવ (થોડી મહેનતવાળું) થી એકને મારવું તે જ ઉત્તમ છે ! સાક્ષાત્ બીજાને મારવાની મનાઈ છે તે પ્રમાણે આ કલિયુગને મારવો છે અને કલિયુગ બીજાને મારે તો તેનો નિષેધ વિધિ પરીક્ષિત્‌ને લાગુ પડે તેમ નથી; માટે કલિયુગ ઘણાને મારનાર હોવાથી તેને મારવો એમ કહેવું તે કારણ સત્ય નથી, એવી શંકા કરીને કહે છે કે તે કલિયુગ અસત્તમ છે, એટલે ઘણો જ દુષ્ટ છે, માટે આ કલિયુગને મારવામાં અધર્મ નથી, કારણ કે દુષ્ટનો નિગ્રહ કરવાનું શાસ્ત્રમાં લખેલું છે; માટે કલિયુગને મારવામાં દુષ્ટને નિગ્રહ કરવારૂપ શાસ્ત્રના વિધિનું પાલન થાય અને દુ:ખીઓનાં દુ:ખ દૂર કરવારૂપ વિધિનું રક્ષણ થાય છે; એમ ત્રણ બાબત સિદ્ધ થાય છે. (૧૧)

એમ સુરભિને સાંત્વન કરવાના વિધિના પ્રસ્તાવ વડે તે કલિયુગનો વધ કરવો જોઇએ તેમ કહીને, વૃષને માટે કલિયુગનો વધ કરવો જોઇએ તે માટે ફરીને વૃષ (બળદ)ને પૂછે છે:

**कोऽवृश्चत्तव पादांस्त्रीन् सौरभेय चतुष्पद ।**
**मा भूवंस्त्वादृशा राष्ट्रे राज्ञां कृष्णानुवर्तिनाम् ॥ १२ ॥**

**શબ્દાર્થ:—હે ચાર પગવાળા કામદુઘાના પુત્ર ! તારા ત્રણ પગો કોણે કાપ્યા ? શ્રીકૃષ્ણને અનુસરનારા રાજાઓના રાજ્યોમાં તારા જેવા બીજા દુ:ખી ન થજો.**

**ભાવાર્થ**:—તારા ત્રણ પગો કોણે કાપી નાખ્યા ? જેવો અપરાધ હોય તેવો દંડ દેવો જોઇએ, તેમાં આ કલિયુગે ફક્ત સુરભિ ગાયને પગથી મારેલી છે, તે હવેથી નહિ કરે એવો બંદોબસ્ત કરીને કલિયુગને મારવાથી તેનો બદલો થઇ જાય છે, તોપણ આ તારા ત્રણ પગ કાપેલા છે તેનો બદલો તો આ કલિયુગના બે પગ અને એક હાથ કાપવાથી થાય તેમ છે; માટે તારા ત્રણ પગ કોણે કાપ્યા છે, તે કહે. તારા પગ પહેલાં તો અવશ્ય ચાર હતા, એમ બતાવવા માટે મૂળમાં **चतुष्पद** એવું સંબોધન કરે છે.

કલિયુગના પણ પગ કાપવાથી મને કયો પુરુષાર્થ થવાનો છે, એમ ધર્મ તરફથી શંકા થાય ત્યાં કહે છે કે જેવી રીતે તું દુઃખી થયો છો તે પ્રમાણે કલિયુગ જીવતો હોય તો બીજાને પણ દુઃખી કરે; તેમ ન થવા માટે આ કલિયુગનો નિગ્રહ કરવો જોઇએ.

રાજ્યમાં સુખી દુઃખી અને સાધારણ એમ ત્રણ પ્રકારના જીવો હોય છે. તેમાં દરેક રીતે કલિયુગને મારવો એવો આગ્રહ શા માટે કરવો, એમ શંકા થાય ત્યાં કહે છે કે તેવું બીજાઓના રાજ્યમાં થાઓ, પણ ભગવાનના સેવકના રાજ્યમાં રહેનારા દરેક માણસોએ ભગવાન જ સેવવા જોઇએ. અને ઇંદ્રિયો વડે વિકલ હોય તે સેવા કરવાને યોગ્ય નથી, તેવા અંગ વગરનાં પ્રાણીઓ ભગવાનના સેવકોના રાજ્યમાં ન હોવાં ન જોઇએ. (૧૨)

માટે તારા આ ત્રણ પગને કાપનાર કોણ છે, તે સર્વથા તારે કહેવું જ જોઈએ, એમ કહે છેઃ

**आख्याहि वृष भद्रं वः साधूनामकृतागसाम् ।**
**आत्मवैरूप्यकर्तारं पार्थानां कीर्तिदूषणम् ॥ १३ ॥**

**શબ્દાર્થ**:—હે વૃષભ ! તારા શરીરને બેડોળ બનાવનાર અને પાંડવોની કીર્તિને દૂષણ આપનાર કોણ છે, તે કહે. જેણે અપરાધ કર્યો નથી તેવા સાધુરૂપ તમારું કલ્યાણ થાઓ.

**ભાવાર્થ**:—તું વૃષ (બળદ) હોવાથી તારે કાંઇ પણ અયોગ્ય નથી. હું કહીશ તો મને અથવા મારા સંબંધીઓને મારશે એવી શંકા કરવાની નથી; તે માટે કહે છે કે તે તમારું કલ્યાણ જ છે.

આ કલિયુગ જીવે છે ત્યાંસુધી અમારું કલ્યાણ શી રીતે હોય, એમ શંકા કરીને કહે છે કે તમે તો સાધુ પુરુષ છો, એટલે સાધુઓનું કલ્યાણ જ હોય છે. તેમ આ વૃષને શિક્ષા કરવા માટે આ શૂદ્રે દંડ આપેલ છે એવો પક્ષ માનીએ, તો તેમાં પણ જેઓ અપરાધ વગરના હોઇને ધર્મમાર્ગમાં ચાલનારા હોય છે તેઓના દેહને કદ્રૂપો બનાવવો જોઇએ, પણ તેને મારવામાં શું કારણ છે, એવી શંકા થાય ત્યાં કહે છેઃ આ પાંડવોનો અધિકારી દરેકને

દંડ આપે છે, એમ લોકમાં અપવાદ થવાથી પાંડવોની કીર્તિ જે પહેલાંથી જ સિદ્ધ થયેલી છે, તેને દૂષણવાળી કરી છે; માટે તમને પણ તે હકીકત કહેવામાં પાંડવોની કીર્તિનું સ્થાપન થવાથી ધર્મ થાય તેમ છે. (૧૩)

અને મારી પ્રતિજ્ઞા સિદ્ધ રહે છે તે કહે છેઃ

**जनेऽनागस्यघं युञ्जन्सर्वतोऽस्य च मद्भयम् ।**
**अनागस्स्विह भूतेषु य आगस्कृन्निरङ्कुशः ।**
**आहर्त्तास्मि भुजं साक्षादमर्त्यस्यापि साङ्गदम् ॥ १४ ॥**

**શબ્દાર્થ**:—અપરાધ વગરના માણસ ઉપર જે અપરાધ કરે છે, તેઓને મારો ચોતરફથી ભય છે, તેમ જ અપરાધ વગરનાં પ્રાણીઓ ઉપર અપરાધ કરનાર જે અહીં અંકુશ વગરનો છે, તે જો ઇંદ્ર હોય તોપણ, તેનો બાજૂબંધવાળો હાથ પણ હું કાપી નાખીશ.

**ભાવાર્થ**:—અપરાધ વગરના માણસ વિષે અપરાધ કરે છે તે માણસ ચોતરફથી મારો ભય પામે છે; એટલે દેહ, ધન, આલોક અને પરલોક, એમ દરેક રીતે મેં કરેલો ભય તેને પ્રાપ્ત થાય છે, તેમ તેના સંબંધવાળા જે પુત્રાદિક તે પણ ભય પામે છે. એવી રીતે ભય પામવાનો અર્થ એ ઠેકાણે ન કરવો હોય તો એવો અર્થ કરવો કે અપરાધ વગરના મનુષ્યમાં જે અપરાધ જોડે તેને મારાથી ચોતરફ ભય થાય છે.

ખરી રીતે તો **जनोऽनागस्यघं** એ સ્વતંત્ર જુદો અર્ધો શ્લોક છે; અને તે અર્ધા શ્લોકનો સંબંધ ઉપરના શ્લોક સાથે છે.

મારા ત્રણ પગ કોણે કાપ્યા છે તે કહેવાથી તું શું કરીશ, એમ ધર્મ કહે તો ત્યાં કહે છે કે જે નિરપરાધીઓનો અપરાધ કરે છે તેનો હું નાશ કરીશ.

તે કલિયુગ પણ અધિકારી છે, માટે તમારે શામાટે મારવા યોગ્ય છે, એમ શંકા થાય ત્યાં કહે છે કે તે કલિયુગ અંકુશ વગરનો છે, એટલે તેને કોઇ કાબૂમાં રાખનાર નથી, તેથી તે ઊલટા રસ્તે ચાલનારો છે.

ત્યારે તેવો કલિયુગ શી રીતે મારી શકાશે, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે હું ઇંદ્રના હાથને પણ ઉખેડી નાખું તેવો છું. તે અભિચાર (મંત્રના પ્રયોગથી જે મારણ થાય તે) દ્વારા નહિ, પણ સાક્ષાત્ જઈને હાથ કાપી નાખું અને તે પણ બાજૂબંધ વગેરે આભરણ સહિત. હાથ હોય એટલે દરેકે તેની પૂજા કરેલી હોય. તેવા હાથને પણ હું ઉખેડી નાખું, તેવો છું. (૧૪)

કલિયુગને મારવા માટે નિયોગ (યોજના) કરેલ નથી. તારી નિમણૂક તો પ્રજાના પાલન કરવા માટે છે. તે પ્રમાણે તારે તો પ્રજાનું પાલન

કરવાનું છે, કારણ કે અમે તો જયાં ત્યાંથી તારા રાજ્યમાં આવ્યા છીએ, પણ કાંઈ તારા રાજ્યના સંબંધી અમે નથી! એવી શંકા કરીને કહે છેઃ

**राज्ञो हि परमो धर्मः स्वधर्मस्यानुपालनम् ।**
**शासतोऽन्यान्यथाशास्त्रमनापद्युत्पथानिह ॥ १५ ॥**

**શબ્દાર્થઃ**—આફત ન હોય ત્યારે પણ અવળે માર્ગે જનારા જે બીજા છે, તેઓને શિક્ષા કરનાર રાજાનો મુખ્ય ધર્મ, પોતાના ધર્મનું પાલન કરવું એ છે.

**ભાવાર્થઃ**—સહજ ધર્મ અને અધિકારનો ધર્મ એમ રાજાના બે ધર્મો છે. તેમાં પીડા પામેલા માણસની પીડા દૂર કરવી એ સહજ ધર્મ છે અને તે મુખ્ય છે. અને બીજો ધર્મ ગૌણ છે, તેમાં પોતાના રાજ્યમાં કે પારકાના રાજ્યમાં એવો નિયમ નથી. સ્ત્રીને પણ જો મારતો હોય તો નિવારણ કરવા યોગ્ય છે, પણ શક્તિ ન હોય તો ચૂપચાપ રહે.

રાજાને શક્તિ નથી એમ ન હોવાથી, પોતાના ધર્મનું પાલન કરવું તે જ રાજાનો મુખ્ય ધર્મ છે. પોતાના ધર્મથી રહિત થઇને બીજા કેટલાકો કોઇપણ આપત્તિ ન હોવા છતાં પણ અવળે માર્ગે ચાલતા હોય તેવાઓને જે રાજા શિક્ષા કરતો હોય પણ વૈરાગ્ય ન હોય તો, અર્થાત્ દરેક પ્રાણીઓને જેણે અભય આપેલું છે, એટલે પોતાનો શિક્ષારૂપ ધર્મ છોડીને જે વિરક્ત થયો નથી, તેનો તે ધર્મ છે; માટે દુઃખીઓની પીડાઓ દૂર કરવી તે મારો ધર્મ છે, માટે તારા પગને કાપનારાનું નામ કહેવું જોઇએ. (૧૫)

જે બહિર્મુખ હોય અથવા ભગવદીય ન હોય તેનાથી કલિયુગનો જય ન થઇ શકે; જો કે આ રાજા બહિર્મુખ નથી, તેમ ભગવદીય નહિ તેમ પણ નથી, તોપણ ઇંદ્રનો પણ બાજૂબંધવાળો હાથ ઉખેડી નાખું એવું અભિમાન છે, તેથી રાજા બહિર્મુખ ભાસે છે!

માટે તેને અંતર્મુખ કરવો જોઇએ, એવા અભિપ્રાયથી ઉત્તર કહેવા માટે તે રાજાનું ભગવદીયપણું જણાવવા માટે તેને ધર્મ ઉત્સાહયુક્ત કરે છેઃ

**धर्म उवाच ।**

**एतद्वः पाण्डवेयानां युक्तमार्ताभयं वचः ।**
**येषां गुणगणैः कृष्णो दौत्यादौ भगवान्कृतः ॥ १६ ॥**

**શબ્દાર્થઃ**—પાંડવોના વંશમાં થયેલા એવા જે તમે, તેનું આ દુઃખીઓને અભય થાય એવું વચન યોગ્ય છે, જેઓના ગુણોના સમૂહ વડે, શ્રીકૃષ્ણ ભગવાન્ દૂત વગેરેના કાર્યમાં કરાયા છે.

**ભાવાર્થઃ**—પારકા દુઃખને દૂર કરવું એ પરમ કૃપાળુ એવા તમોને યોગ્ય જ છે. જેનાથી દુઃખી જનોને અભય થાય તેવું તમારું વચન છે.

જો કે આ વચન અભિમાનને સૂચવનારું છે, તોપણ પારકાનાં દુઃખને દૂર કરવા માટે તે કહેલ છે, કાંઈ પોતાની બડાઈ બતાવવા માટે કહ્યું નથી; એટલે વચન યોગ્ય છે, પણ કૃતિ તો અયોગ્ય છે, કારણ કે બીજાને પીડા કરીએ તે ધર્મ થાય નહિ. બીજાની પીડા મટાડવી એ ભગવાનના સંબંધવાળા ધર્મને લઈને ભગવાન્ વશ થયા છે; એવા ગુણો તમારામાં હજારો છે. જે ગુણોથી પરમાનંદ શ્રીકૃષ્ણ વશ થયા છે, તે સાક્ષાત્ પુરુષાર્થરૂપ છે અને ભગવાન્ હોવાથી દરેક પ્રમાણો તેનું જ પ્રતિપાદન કરે છે, તે પ્રભુ તમોને વશ થયા છે, તેથી ભ્રમને લીધે કાંઈ થતું હોય તો તેનો આક્ષેપ કરાય છે. માટે અત્યંત બહિર્મુખતા કરાવે તેવા ધર્મમાં નિષ્ઠા હોય તેનો ત્યાગ કરવો એવો અભિપ્રાય છે. (૧૬)

આવી રીતે ભગવાનમાં પરાયણ થઈને રહેવું એમ ઉપદેશ કરીને, હવે પરોક્ષપણે સૂક્ષ્મ ધર્મનો ઉપદેશ કરે છેઃ

**न वयं क्लेशबीजानि यतः स्युः पुरुषर्षभ ।**
**पुरुषं तं न विजानीमो वाक्यभेदविमोहिताः ॥ १७ ॥**

**શબ્દાર્થઃ**—હે પુરુષોમાં શ્રેષ્ઠ! જેનાથી કલેશનાં બીજો થાય છે, તેવા પુરુષને અમો જાણતા નથી, કારણ કે વાકયના ભેદ વડે અમે વિશેષ કરીને મોહિત થયા છીએ.

**ભાવાર્થઃ**—આવો અભિપ્રાય છે કે મારા આ ત્રણે પગ એકદમ એક જણાએ જ નાશ કરેલા નથી, પરંતુ સત્યયુગાદિક પુત્રો ધર્મના પગને આશ્રિત હતા, તે પુત્રો જ્યારે નિવૃત્ત થયા ત્યારે ધર્મનો અકેક પગ લઈને નિવૃત્ત થતા ગયા છે, જેમકે સત્યયુગમાં ધર્મના ચાર પગો હતા તે સત્યયુગ નિવૃત્ત થયો ત્યારે એક પગ લઈને ગયો, એટલે ત્રેતાયુગમાં ધર્મના ત્રણ પગ રહ્યા. એમ અકેક યુગ એક એક પગ લેતો ગયો. તે પ્રમાણે દ્વાપર યુગમાં શ્રુતિ (વેદ) અને સ્મૃતિ એમ પ્રમાણના બે માર્ગો હોવાથી, ધર્મ તે બે પ્રમાણમાં જ રહ્યો હતો.

માટે ખરી રીતે નિર્ણય કરનાર તરીકે પ્રમાણ ન હોવાથી, ખરી રીતે તો કોઇએ પણ કર્યું નથી, કાલે અથવા ભગવાને કરેલું છે; તેથી ધર્મના પગનો નાશ જ થતો જાય એવા સ્વભાવથી પગ ગયા છે; માટે ઉત્તર કહેવો યોગ્ય નથી.

કાલે કર્યું હોય તે ભગવાને કરેલું હોય તો તેમાં પરીક્ષિત કાંઈ પણ કરી શકે તેમ નથી, માટે પ્રમાણથી જો બોધ કરીશું ત્યારે પોતાના અધિકારને અનુસાર પદાર્થો સમજીને તેવી રીતે કરશે; માટે ન કહેવું અથવા સ્પષ્ટ કહેવું તે યોગ્ય નથી. તે માટે કહે છે કે હે પુરુષમાં શ્રેષ્ઠ. એકાદશસ્કંધમાં

ભગવાને ઉદ્ધવજીને કહ્યું છે કે "મારી સરજેલી ઘણી નગરીઓ છે, તેમાં પુરુષના શરીરરૂપ નગરી મને પ્રિય છે, કારણ કે ધીર પુરુષ પુરુષપણામાં જ મને શોધે છે." એ ન્યાયથી પુરુષ માત્રને ભગવાનની દૃષ્ટિ થવી યુક્ત છે. ત્યારે તું તો પુરુષોમાં શ્રેષ્ઠ છે, તેથી તારે તો ભગવાનની દૃષ્ટિ થાય તે યોગ્ય છે.

તેમ કલેશ થવાના બીજરૂપ પાપ છે. અથવા ભગવાનનો અપરાધ છે તે શાથી થાય છે. તે માટે વિચાર કરવો જોઇએ. તેમાં ન્યાય, વૈશેષિક, અને મીમાંસકના મતમાં પુરુષ જ સમવાયિ કારણ છે (જે સાથે રહીને કાર્ય ઉત્પન્ન કરે તે સમવાયિ કારણ કહેવાય છે.)

સાંખ્ય તથા પાતંજલના મતમાં અંતઃકરણ સમવાયિ કારણ છે. પંચમહાભૂતનો સંસ્કાર કરવો, એવા ધર્મશાસ્ત્રના મતમાં શરીર સમવાયિ કારણ છે, અને દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર અને કર્મ, એ નિમિત્તકારણ છે. તેમાં નિયામક (તાબે રાખનાર)નો વિચાર કરવો જોઇએ કે કોણે તાબામાં રાખેલી સામગ્રી કલેશનાં બીજને પેદા કરે છે? તેમાં નિશ્ચય થવાનું કારણ કહે છે કે પુરુષ સિવાય બીજો કોઈ નિયામક ન હોવાથી પુરુષ જ તેનો નિયામક છે. તેના વ્યષ્ટિ, સમષ્ટિ, પુરુષ, કાલ અને પુરુષોત્તમ એમ પાંચ પ્રકારના પુરુષો છે. તેમાં વિચાર કરનારાના અંતઃકરણમાં જુદાં જુદાં વાકયોના ભેદો વડે મોહ ઉત્પન્ન થાય છે, તેથી નિશ્ચય થતો નથી.

અહીં વિચાર કરવામાં દરેક અશક્ત છે, એમ બતાવવા માટે મૂળમાં **वयं**-અમે એમ બહુવચન મૂકેલું છે. એક જ વાકય હોય તેને પોતાની બુદ્ધિ પ્રમાણે અનેક પ્રકારે જોડે છે. તે વાકયના ભેદો કહેવાય છે. તે દરેક ભેદોમાં યુક્તિની સહાયતા છે. (૧૭)

વાકયના ભેદો વડે નિર્ણીત કરેલા પદાર્થો કહે છેઃ

**केचिद्विकल्पवसना आहुरात्मानमात्मना ।**
**दैवमन्ये परे कर्म स्वभावमपरे प्रभुम् ॥ १८ ॥**
**अप्रतर्क्यादनिर्वाच्यादिति केष्वपि निश्चयः ।**
**अत्रानुरूपं राजर्षे विमृश स्वमनीषया ॥ १९ ॥**

**શબ્દાર્થ**ઃ—વિકલ્પનું જેને ઢાંકણ છે. એવા કેટલા એક આત્માના સુખ-દુઃખના કારણરૂપ આત્મા જ છે, એમ કહે છે. બીજાઓ દૈવ કારણ છે એમ કહે છે. કર્મ કારણ છે એમ ત્રીજા કહે છે, અને સ્વભાવ કારણ છે એમ કેટલાક કહે છે; પણ તેનો વિશેષ વિચાર થઈ શકે તેમ નથી, અને યથાર્થ કહી શકાય તેમ પણ નથી. આમ કેટલાએકમાં આવો નિશ્ચય છે, તેમાં હે રાજર્ષે, તમે તમારા અધિકારને અનુકૂળ તમારી બુદ્ધિથી વિચારો.

**ભાવાર્થ**:—માયાવાદી વગેરે કેટલાક વાદીઓ આપણા વગેરેના શરીરમાં રહેલા વ્યષ્ટિરૂપ આત્માને જ સુખદુઃખના કારણરૂપ માને છે, તે માટે દરેક વિકલ્પ (જે કલ્પાયેલું હોય)ને માયા તરીકે આચ્છાદિત કરે છે. એટલે વિકલ્પ વસ્ત્રવાળા તેઓ છે. અથવા જુદા જુદા પ્રકારની કલ્પનારૂપી અજ્ઞાન તેઓનું વસ્ત્ર છે. તેઓ આત્માને નિયામક તરીકે માને છે, કારણ કે "આત્મા જ આત્માનો બંધુ છે" એમ ગીતાજીમાં કહ્યું છે.

આત્માને પણ કારણપણામાં આત્મા સિવાય બીજાં કારણને માયાવાદીઓ માનતા નથી, પણ આત્મા વડે આત્માને સુખદુઃખ વગેરે થાય છે, એમ માને છે.

સમષ્ટિ (વ્યાપક)રૂપ બ્રહ્માંડના અભિમાનવાળાને કારણ તરીકે માનનારા બીજા પૌરાણિકો, જ્યોતિઃશાસ્ત્રને સાથે લેનારા પુરુષ–શરીર બ્રહ્માંડને માનીને, તેમાં ચેષ્ટારૂપ કાલચક્રને સ્વીકારે છે. તેના અવયવ (અંગ) રૂપે રહેલા બુધ વગેરે ગ્રહો વડે અંદર રહેલા દરેક પદાર્થનું જ્ઞાન થવાથી, ગ્રહની સાથે, બ્રહ્માંડના શરીરાભિમાનીને જ વ્યષ્ટિના કારણરૂપે માને છે.

તેથી પણ પુરુષને કારણરૂપ માનનાર, પાતંજલાદિક અથવા પૌરાણિકોમાંના ભેદવાળા કેટલાએક, પ્રકૃતિના અધિષ્ઠાતા તત્ત્વાત્મક પુરુષને કારણ તરીકે માને છે, અને નિયામક તરીકે સહાયભૂત કર્મનો સ્વીકાર કરે છે.

જો કર્મ ન માને તો પ્રકૃતિ અને :પુરુષને નિત્યપણું હોવાથી તેમ જ કાલને પણ નિત્યપણું હોવાથી કર્મ વગેરે કોઈ બીજું કારણ હોય તો સૃષ્ટિ થયા જ કરે અથવા ન જ થાય; માટે કર્મની નિયામક તરીકેની જરૂર છે.

શ્રી ભાગવતમાં કહ્યું છે કે "દૈવે જેનું કર્મ જાગતું કર્યું છે એવા ત્રેવીસ ગુણોએ પુરુષને ઉત્પન્ન કર્યો છે." એ વાક્યને આધારે તેઓ કર્મને સહાયભૂત માને છે. જો કે કાલ અને સ્વભાવ છે તોપણ તે બીજા હોવાથી તથા સર્વને સાધારણ હોવાથી તેને નિયામક તરીકે ગણવા તેવો સંભવ નથી; માટે ક્લેશનાં બીજ થવામાં કર્મની સાથે પુરુષ કારણરૂપે છે.

બીજા વળી, કાળને કારણ તરીકે માને છે, અને તેમાં હેતુ તરીકે સ્વભાવને માને છે. તે કાલ પ્રકૃતિ વગેરેને પ્રેરે છે. તે પોતે સ્વભાવથી જ પરિણામને પામે છે અને સ્વભાવથી જ પ્રકૃતિ વગેરેને પ્રેરે છે, તેમ દશમસ્કંધમાં કાલરૂપ ભગવાનનું વાક્ય છે કે "સુખ દુઃખ, ભવ અને ક્ષેમ, કર્મવડે જ થાય છે." જો કે તે વાક્યને કહેનારા શ્રીપુરુષોત્તમ પ્રભુ જ છે, તોપણ તે સર્વરૂપ હોવાથી તે વખતે કાળરૂપપણું પોતે પ્રસિદ્ધ કરેલું છે, તેથી તે વાક્યોને કાલનાં બાકી બચેલાં વાક્ય તરીકે માનવાનાં છે.

પ્રથમ સ્કંધમાં ભીષ્મપિતામહે જ કહેલ છે કે "વાયુને વશ જેમ મેઘ (વાદળાં)ની પંક્તિ છે તેમ કાલને વશ સર્વે છે અને તે કાલે જ દરેક કરેલું છે." આ વગેરે વાકયથી જ કાલ જ બધું કરે છે એમ માને છે.

બીજા વળી પુરુષોત્તમને કારણરૂપ માને છે. તે શ્રી પુરુષોત્તમ સર્વમાં પ્રવેશ કરીને બધું કરે છે. તે કાલાદિકમાં પણ પેઠેલા છે; જો કે કાલને સર્વનું અધિપતિપણું છે, પણ તેને તે પોતાની મેળે નથી પણ ભગવાનની પ્રેરણાથી છે.

જો તેમ ન હોય તો તે કાલને સર્વાત્મપણું ન હોવાથી વિષમતા (એકનો પક્ષ કરવો) અને નિર્દયતારૂપ દોષ આવે છે. કાલ અને આત્માનું સ્વરૂપ જુદું કરીને તેનું વિવેચન આગળ કરાશે. કાલ દરેકને રાખનાર છે, પણ સર્વપણું નથી, આવો અભિપ્રાય છે.

ત્યારે સર્વમાં પ્રવિષ્ટ રહેલા ભગવાન બધું કરે છે તો તે પ્રભુ જણાતા કેમ નથી, એવી શંકા કરીને કહે છે કે શાસ્ત્રોનાં પ્રમાણથી જો કે સર્વ વસ્તુમાં વસ્તુસ્વરૂપ તે છે, એમ ઉપર ઉપરથી વિચારમાં આવે છે અને તત્ત્વને જાણનાર તો જુએ પણ છે, તોપણ ગાયને શીંગડાંઓથી પકડી લઈએ તેવી રીતે સ્પષ્ટ રીતે તે તર્કમાં આવતા નથી.

ત્યારે તે આવા જ છે એમ જાણનારાઓ પ્રમાણોથી કેમ કહેતા નથી, એમ કોઈ કહે ત્યાં કહે છે કે સાકરમાં રહેલી મિષ્ટતા જેમ અનુભવથી જ જાણી શકાય છે, પણ આવા પ્રકારની મીઠાશ છે એમ કહી શકાય તેમ નથી, તેમ શ્રીપુરુષોત્તમનું સ્વરૂપ પણ કેવળ અનુભવ માત્રથી જ જણાય તેમ છે, સ્પષ્ટતાથી કહી શકાય તેમ નથી, કારણ કે તે બતાવનાર તેવો વિશેષ શબ્દ તેમનામાં નથી.

ઘટપદની શક્તિ (ઘડાના જ્ઞાનની શક્તિ) જેમ કંબુગ્રીવાદિમાન પદાર્થમાં હોવાથી ઘટ શબ્દથી કંબુગ્રીવાદિમાન્ પદાર્થ જાણવો એવો સંકેત છે (એટલે ઘટને ઓળખાવવા માટે કહેવાય કે, શંખની માફક સાંકડા ગળાવાળો, પહોળાઇ વગેરે લક્ષણવાળો ઘટ હોય છે, અને તેમ સમજાવવાથી ઘડાને ન ઓળખનાર માણસ પણ આપેલી નિશાની ઉપરથી ઘડાને ઓળખી શકે છે) તેવો સંકેત શ્રીપુરુષોત્તમમાં નથી, અને તે વ્યવહારમાં પણ આવી શકે તેમ નથી, માટે જોકે વિશેષ આકારથી કહી શકાય તેમ નથી, તેમ જ કોઈપણ જાતની ઉત્પ્રેક્ષા કરીને પણ કહી શકાય તેમ નથી, તોપણ શાસ્ત્ર અને અનુભવ વડે, જ્યાં તેનો નિશ્ચય છે, એવા પુરુષો ઘણા થોડા છે તે કહે છે કે ઉપર જે પાંચ પક્ષો બતાવ્યા છે, તેમાં જેનો જેવો અધિકાર હોય તેને તે પ્રમાણે સમજવામાં આવે છે, માટે તારો પણ જેવો અધિકાર હોય તેને અનુસરી તારે વ્યવસ્થા

કરવી જોઈએ, કે કલેશનાં બીજ કોનાથી થાય છે, તે કહે છે કે તું રાજર્ષિ છે, એટલે રાજા હોવાથી વિચાર કરી શકે અને ઋષિ હોવાથી તું મંત્રને પણ જોઈ શકે છે, તેથી તારા હૃદયના વિચાર વડે જ તું નિર્ણય કર, એમ જણાવ્યું છે. આમાં સંમતિ પૂછવાની જરૂર નથી, કારણ કે ઉપર બતાવ્યા પ્રમાણે એક જ વ્યક્તિ કલેશ કરનાર નથી, અને પોતાના અધિકાર પ્રમાણે કહેવાનો પ્રસંગ છે, માટે તું તારી પોતાની બુદ્ધિ વડે વિચાર કરજે. ( ૧૮–૧૯ )

એવી રીતે ધર્મનું વાકય સાંભળીને તેનો અભિપ્રાય, વચન અને બોલનારનો નિર્ધાર પરીક્ષિતે કર્યો તે કહે છે:

**एवं धर्मे प्रवदति स सम्राड् द्विजसत्तम ।**
**समाहितेन मनसा विखेदः पर्यचष्ट तम् ॥ २० ॥**

**શબ્દાર્થ:—એવી રીતે ધર્મ બોલતો હતો ત્યારે હે બ્રાહ્મણોમાં ઉત્તમ શૌનક ! તે ચક્રવર્તી રાજાએ ખેદ વગરના થઈને સાવધાન મન વડે તેને કહ્યું.**

**ભાવાર્થ**:—તે રાજા સારી રીતે શોભનાર છે, તેથી તેણે વિચાર કર્યો કે ધર્મ સિવાય, બીજો કોઈ આવી રીતે બોલવાને સમર્થ નથી. સૂક્ષ્મ વિચાર કરવામાં તેની સંમતિ મેળવવા માટે સૂતપૌરાણિકે શૌનકને 'હે દ્વિજસત્તમ' (બ્રાહ્મણોમાં ઉત્તમ) તરીકે સંબોધન કરેલું છે. પરીક્ષિત્‌ના મનમાં એવો વિચાર આવ્યો કે વ્યવહાર મુજબ તેને પૂછવા છતાં પણ આ બીજી રીતે જે ઉત્તર આપે છે, તેમાં શું કારણ છે ? શું આપણી પરીક્ષા કરવા માટે પરોક્ષપણે કહેવું, કે પોતાનું વ્યવહારમાં નચાવવાપણું, છેતરવાપણું, અથવા અણુસમજ, એમ ચાર પક્ષોના વિચાર માટે તેનું ચિત્ત જોડાયું, તેમાં પરીક્ષિત્‌ની કુશાગ્ર–બુદ્ધિ (દર્ભના અગ્ર ભાગની માફક તીક્ષ્ણ બુદ્ધિ) હોવાથી, કહેવાનો અર્થ અને વાકયનું જ્ઞાન હોવા છતાં પણ, અભિપ્રાય અને કહેનારનો નિર્ધાર તેણે કહેલા પાંચ પક્ષો હો અથવા તેનો નિર્ધાર હો, તોપણ આ કલિયુગ ઘાત કરનારો છે, અને આ કલિયુગે જ આ બળદને મારેલો છે, તોપણ આજે કહેતો નથી, અને બહાનું કાઢીને બીજું કહે છે; માટે આ ધર્મ જ છે. પ્રથમ યુગના નિરૂપણ કરવાના પ્રસ્તાવમાં વ્યવસ્થા સાંભળી છે માટે પોતાનું પ્રયોજન અને અવસર વિચારીને નિર્ધાર કર્યો. (૨૦)

પરીક્ષિતે જે અર્થનો નિર્ધાર કર્યો છે તે તે કહે છે:

**राजोवाच ।**

**धर्मं ब्रवीषि धर्मज्ञ ! धर्मोऽसि वृषरूपधृक् ।**
**यदधर्मकृतः स्थानं सूचकस्याऽपि तद् भवेत् ॥ २१ ॥**

**શબ્દાર્થ**:—હે ધર્મને જાણનાર! તું ધર્મ કહે છે, માટે બળદના રૂપને ધારણ કરનાર તું ધર્મ છે, કારણ કે અધર્મ કરનારને જે નરકાદિક સ્થાન મળે છે, તે સ્થાન તેના સૂચન કરનારને પણ થાય, એમ સમજીને તું ધર્મ બોલે છે.

**ભાવાર્થ**:—તું ધર્મને જાણનાર છે, તેથી તું ધર્મ જ છે, કારણ કે બીજો બીજાના સ્વરૂપને જાણે નહિ, માટે ધર્મને કહેનાર હોવાથી આ ધર્મ છે. વળી બળદના રૂપને ધારણ કરનાર છે, અને અલૌકિકમાં ધર્મનું બળદ જેવું રૂપ છે, હવે ધર્મને કહેવાનું સિદ્ધ કરે છે કે અધર્મને કરનારાને જે નરકાદિ મળે છે એમ સાક્ષાત્ જે બતાવે છે તેને પણ અધર્મ કરનારને જે મળવાનું નરક છે તે મળે છે, તેથી નરકના ભયથી ધર્મની સૂક્ષ્મ દૃષ્ટિએ ધર્મ કહે છે; માટે તે ધર્મ જ છે. (૨૧)

આજના સમયના મીમાંસકો જેમ વાક્યોના અર્થનો ત્યાગ કરે છે, તેમ અહીં વાક્યોના પોતાના અર્થનો ત્યાગ થાય છે; તેથી આ વિચાર યોગ્ય નથી; માટે વાક્યોનો અર્થ સિદ્ધ રહે તેવી રીતે વિચારવું જોઇએ, એમ જાણવાની ઈચ્છા થાય ત્યાં કહે છેઃ

**अथवा देवमायाया नूनं गतिरगोचरा ।**
**चेतसो वचसश्चापि भूतानामितिनिश्चयः ॥ २२ ॥**

**શબ્દાર્થ**:—અથવા ભૂતપ્રાણી માત્રને દેવમાયાની ગતિ મન અને વચનથી અગોચર છે એવો નિશ્ચય છે.

**ભાવાર્થ**:—જે આ ધર્મે કહ્યું છે કે અમે જાણતા નથી તે તેમ જ છે, કારણ કે શ્રીકૃષ્ણ ભગવાને એકાદશ સ્કંધમાં કહેલું છે કે તમારી માયાનું ગ્રહણ કરીને બોલનારાઓને શું દુર્ઘટ છે? તેથી યુક્તિઓ તેમાં કાંઇ પણ કારણરૂપ ન હોવાથી તેનો નિર્ધાર ન થઇ શકે.

માયા અથવા માયાની પ્રવૃત્તિનો પહેલેથી જ વિચાર કરો, ત્યારબાદ બીજાનું જ્ઞાન થશે! એવી શંકા કરીને કહે છે કે તે માયા ભગવાન સહિત છે અને તેને ભગવાને જ પ્રેરણા કરી છે, અને તે માયા ભગવાનની શક્તિ હોવાથી ભગવાનની બરાબર છે; તેથી તેની ગતિ આપણા જાણવામાં આવી શકે તેમ નથી; તેમ સાધારણ માણસોને તો વેદવાક્યથી પણ જાણી શકાય તેમ નથી, એમ કહેવા માટે મૂળમાં કહ્યું છે કે તે માયાની ગતિ ભૂત પ્રાણીઓથી જાણી શકાતી નથી. (૨૨)

એવી રીતે આ ધર્મ છે, આ પૃથ્વી છે, અને આ કલિયુગ છે, એમ ત્રણેયનો નિશ્ચય કરીને તેઓને યોગ્ય જે કરવું જોઇએ તે કરવાની ઇચ્છા કરીને ધર્મની પાસે જઈને કહે છેઃ

तपः शौचं दया सत्यमिति पादाः कृते कृताः ।
अधर्मांशैस्त्रयो भग्नाः स्मयसङ्गमदैस्तव ॥ २३ ॥
इदानीं धर्म पादस्ते सत्यं निर्वर्तयेद्यतः ।
तं जिघृक्षत्यधर्मोऽयमनृतेनैधितः कलिः ॥ २४ ॥

**શબ્દાર્થ**:—તપ, શૌચ, દયા અને સત્ય એ તારા ચાર પગ છે. તેમાં સ્મય, સંગ, અને મદ, એ અધર્મના અંશો વડે તપ, શૌચ, અને દયા એ તારા ત્રણ પગ ભાંગી ગયા છે. હે ધર્મ ! હમણાં એક સત્ય પગ રહ્યો છે, જેથી તારા આત્માનો નિર્વાહ થાય છે; તે પગને અનૃત (અસત્ય)વડે વધેલો અધર્મરૂપ આ કલિયુગ ગ્રહણ કરવા ઇચ્છે છે.

**ભાવાર્થ**:—તે તે પુત્રને અનુસાર ધર્મનાં રૂપો જુદાં જુદાં હોવાથી તે વખતના ધર્મના પગની ગણના કરે છે. દ્વાદશસ્કંધમાં સત્ય, દયા, તપ, અને દાન, એમ ધર્મના ચાર પગોનું નિરૂપણ કર્યું છે તેનું પ્રયોજન ત્યાં જ કહેવાશે.

કૃચ્છ્રાદિક (તાપ સહન ન કરવા વગેરે) તપ કહેવાય છે. દરેક રીતે શુદ્ધ રહેવું તે શૌચ કહેવાય છે. તેનાં કારણરૂપે આચાર રહેલો છે. પારકાં દુઃખને મટાડવાની ઈચ્છાને દયા કહેવાય છે. અને સત્ય ભાષણ કરવું. એમ ચાર પગો વડે ધર્મ જણાય છે. સત્યયુગાદિકમાં એક એક પગ મુખ્ય રહે છે. તેનો પ્રતિપક્ષી અધર્મ છે, તેના પણ ચાર પગ છે. તે ગધેડાના રૂપે રહેલો છે, અને એક ખરીવાળો છે, એટલે ગધેડાની ખરીમાં ચીરો નથી, એક જ ખરી છે. ધર્મમાં પ્રમાણ અને પ્રવૃત્તિ એમ બે ખરીઓ છે, અને અધર્મમાં કેવળ પ્રવૃત્તિ જ છે, તે એક ખરી છે. શ્રુતિ વગેરેમાં જે કરવા માટે મનાઇ કરેલી છે, તે ઉપરથી અધર્મ જણાય છે; માટે અધર્મમાં પ્રમાણ નથી એમ કેમ કહેવાય ? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં સમજવાનું છે કે તેવાં કાર્યોમાંથી નિવૃત્ત થવા માટે અનુવાદ (કોઇએ કહેલું હોય તેનું તે કહેવું તે અનુવાદ કહેવાય તે) વડે બતાવે છે. જો તેમ ન હોય અને અધર્મ પણ પ્રમાણથી સિદ્ધ થતો હોય તો ધર્મ અને અધર્મ બન્ને પ્રમાણથી સિદ્ધ થયા એ વાક્યભેદ થાય, માટે અધર્મમાં પ્રમાણ નથી, કેવળ પ્રવૃત્તિ જ છે. તેમાં પૃથ્વી તો, ધર્મ અથવા અધર્મ એકને રહેવા યોગ્ય છે, કારણ કે ધર્મ અને અધર્મ બન્ને પૃથ્વીની બરાબર જ વિસ્તારવાળા છે, અને કાળ તો પ્રવૃત્તિ અને નિવૃત્તિના ભેદ વડે ધર્મ અને અધર્મ બન્નેને સ્થાપન કરનાર હોવાથી તે બન્નેને સમાન છે. તેથી યુગની પ્રવૃત્તિમાં ધર્મને અને યુગની નિવૃત્તિ થાય ત્યારે અધર્મને સ્થાપન કરનારો કાળ છે. અધર્મ કાળને વશ હોવાથી તેણે ધર્મના ત્રણેય પગોને દૂર કરીને પોતાના ત્રણ પગનું સ્થાપન કર્યું છે. તે કહે છે કે

ગર્વ, સંગ, મદ, અને અનૃત (જૂઠું બોલવું) એ ચાર પગ અધર્મના છે. તે ચારે પગ બીજી દશામાં ધર્મમાં પ્રવેશ કરે છે; જેમકે ભગવાનના દાસપણામાં અભિમાન, સત્પુરુષમાં સંગ, ભગવાનના ચારિત્રાદિકના ગાનમાં મદ, અને ગાય બ્રાહ્મણ વગેરેની હિંસા થતી હોય, તેમાં અસત્ય બોલવું. એવી રીતે અધર્મના ચારે પગ ધર્મમાં પેસે છે; તેથી મૂળમાં "અધર્મના અંશ" એમ લખેલ છે. એટલે ધર્મના અંશ થઇને, તે ચારે આવે તો ધર્મના પગોનો નાશ ન કરે, પણ અધર્મના અંશ થઇને આવેલ છે, તેથી તેણે અધર્મના પગનો નાશ કરેલો છે.

હવે કલિયુગનો દોષ કહેવા માટે કહે છે: હાલમાં તો તારો એક સત્ય જ પગ છે, જેથી પોતાના સ્વરૂપને હમેશાં તું ચલાવે છે, અથવા સત્યના સંબંધથી તું સમીપમાં આવેલો છે, માટે તને તે સત્ય નભાવે છે. મૂળમાં ધર્મને કહેનાર સંબોધન છે, તેને બદલે ધર્મની વિભક્તિ ફેરવીને દ્વિતીયા કહો તો સત્ય ધર્મને નભાવે છે એવો અર્થ થાય અને જો "હે ધર્મ" એમ સંબોધન કહો તો પોતાના આત્માને સત્ય નભાવે છે, એમ અધ્યાહાર કરી ઉપરથી અર્થ કરવો. તે સત્યરૂપ પગને અધર્મ લેવાની ઇચ્છા કરે છે, અથવા સત્યનાં કારણરૂપ અંતઃકરણને લેવાની ઇચ્છા કરે છે.

અધર્મ ધર્મના પગને લેવાની ઇચ્છા કરે તેમાં કલિયુગનો શો દોષ, એમ શંકા થાય ત્યાં કહે છે કે અધર્મ આ કલિયુગ છે. કાળ અનંત છે એટલે કાળનો છેડો નથી. તેમાં સત્યયુગ છે, ત્રેતાયુગ છે, દ્વાપરયુગ છે, અને આ કલિયુગ છે એમ કહેવાય છે. તે કાળનો વિભાગ કરનાર કાંઇપણ છે. તેથી સત્યયુગાદિક કહેવાય છે તેમાં કાળ કાંઈ પોતે પોતાને જુદો પાડે નહિ, માટે ધર્મ અને અધર્મ કાળને જુદો પાડનાર છે. તેથી સત્યગુણ વગેરે એવો કાળનો વ્યવહાર થાય છે.

તેમાં જેટલો કાળ કેવળ ધર્મ જુદો પાડે છે, તે સત્યયુગ કહેવાય છે, અને કેવળ અધર્મ જુદો પાડે છે તે કલિયુગ કહેવાય છે. વધારે ભાગથી ધર્મ અને થોડા ભાગથી અધર્મ એમ બન્ને જુદા પાડનાર તે ત્રેતાયુગ કહેવાય છે અને સરખે ભાવે ધર્મ અધર્મને જુદા પાડેલા છે તે દ્વાપરયુગ કહેવાય છે. એવી રીતે કાળનો વિભાગ કરનાર ધર્મ તથા અધર્મ છે, તેમાં અધર્મના સમૂહને દૂર કરવા માટે કાળનું આવવું થાય ત્યારે અધર્મનો અંશ પણ ઓળંગીને તે આવે છે; તેથી અધર્મના અંશનો પ્રવેશ થાય છે, એટલે જેમ સંવત્સરરૂપે કાળ ફરે છે તે દરેકને પોતાની અંદર રાખે છે તેના વિભાગના સમયમાં પણ અધર્મના અંશનો પ્રવેશ થાય છે, કારણ કે "જે ચાર સ્તોમ છે તે સત્યયુગ છે અને જે પાંચ તે કલિયુગ છે" એમ શ્રુતિમાં કહેલું છે, તેમાં ચાર સ્તોમાદિક જે જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞો છે તેનું સત્યયુગ

તરીકેનું નિરૂપણ કર્યું છે, માટે સત્યયુગનું ધર્મમાં અવચ્છેદકપણું છે ( વિભાગ કરનાર તરીકે ) અને તે સિવાયના પંચાત્મક જે કાળ છે તે કલિયુગ છે, અર્થાત્ સત્યયુગમાં જે જ્યોતિષ્ટોમાદિક ચાર યજ્ઞો છે, તેના અભાવરૂપ ચાર અને એક તેનાથી જુદાપણું છે, તેથી તે પાંચ પ્રકારે છે.

તે વેદમાં "સમાન દિવસનાં પાંચ પુણ્યરૂપ નક્ષત્રો છે" એમ કહ્યું છે ત્યાં પ્રસંગથી તેનો નિર્ધાર કરેલો છે, એટલે **"देवस्य सवितुः प्रातः"** અનુવાકમાં પ્રાતઃકાળ, સંગવકાળ, મધ્યાહ્નકાળ, અપરાહ્ણકાળ અને સાયંકાળ એમ ૫ પાંચ કાળ છે અને તેના સવિતા, મિત્ર, બૃહસ્પતિ, ભગ અને વરણ, એમ ક્રમવાર દેવતા છે; તેથી તે પુણ્યરૂપ છે, એમ શ્રુતિમાં કહ્યું છે.

ત્યાં અગ્નિષ્ટોમાદિક થવાથી ચારને વીર્યપણું કહીને ચાર કાળ ખરાબ બતાવ્યા છે; ત્યાં ચાર કાળના અવયવોને ઉપર લખેલા અગ્નિષ્ટોમાદિક ચારના અભાવ તરીકે નિર્ધાર કહેલો છે, માટે જેમ આકાશને જુદો પાડનાર તરીકે ઘટ વગેરે છે, તે ઘટમાં રહેલું આકાશ બતાવવામાં ઘટ જ બતાવાય છે, તેમાં ઘટની અંદર અને બહાર આકાશ રહીને મધ્યભાગમાં ઘટ બતાવાય તેમ બન્ને તરફ કાળ રહીને મધ્યભાગમાં અધર્મને બતાવે છે તે અધર્મ કલિરૂપ છે.

ઉપર બતાવેલી શ્રુતિમાં સત્યયુગ અને કલિયુગનું જ નામ હોવાથી બે જ યુગ છે એમ સિદ્ધ થાય છે. તેમાં દ્વાપરયુગમાં સત્યુગની બરોબર જ કલિયુગ હતો; તેથી બે પગ ધર્મના તથા બે અધર્મના હતા, અને ત્રેતાયુગમાં સત્યયુગથી કળિયુગ હીન હતો, તેથી ત્રણ પગ ધર્મના અને એક પગ અધર્મનો હતો. હાલમાં તો ત્રણ પગ અધર્મના પેસેલા છે; તેથી કળિયુગની ઉન્નતિ થઈ છે. તેમાં પણ હમેશાં અસત્યથી પોષણ પામેલો કલિયુગ પોતાના શત્રુરૂપ ધર્મના પગને લેવાને ઈચ્છે છે, કારણ કે શત્રુનો કોઈ પણ અંશ રહેવા દેવો યોગ્ય નથી; માટે જ વેદમાં સત્યયુગ અને કળિયુગ એમ બે જ નામ છે. તેમાં સત્યયુગનો શેષ ( બાકી રહેલો ભાગ ) ત્રેતાયુગ છે અને કલિયુગનો શેષભાગ દ્વાપરયુગ છે. (૨૪)

એમ ધર્મનું સ્વરૂપ કહીને પોતાને પૃથ્વીના સ્વરૂપનું જ્ઞાન થયું છે, તે પ્રકટ કરે છેઃ

**इयं च भूर्भगवता न्यासितोरुभरा सती ।**
**श्रीमद्भिस्तत्पदन्यासैः सर्वतः कृतकौतुका ॥ २५ ॥**
**शोचत्यश्रुकला साध्वी दुर्भगेवोज्झिताऽधुना ।**
**अब्रह्मण्या नृपव्याजाः शूद्रा भोक्ष्यन्ति मामिति ॥ २६ ॥**

**શબ્દાર્થ:**—ભગવાને જેનો ઘણો ભાર ઉતારી નાખ્યો છે એવી સતી આ પૃથ્વી છે, તે શોભાવાળા ભગવાનના ચરણના પધારવા વડે ચોતરફથી જેણે કૌતુક કરેલું હતું, તે હાલમાં ભગવાને છોડેલી છે, તેથી તેના નેત્રમાં આંસુ આવી ગયાં છે, તેવી તે દુર્ભાગિણી હોય તેમ શોક કરે છે કે બ્રાહ્મણના ભક્ત નહિ એવા અને રાજાઓના બહાનાવાળા શૂદ્રો મને ભોગવશે.

**ભાવાર્થ:**—ધર્મ અને પૃથ્વી સિવાય કલિયુગ છે એમ મૂળમાં ત્રણથી પ્રકટ જણાવેલ છે. આ પૃથ્વીના ત્રણ ગુણો છે અને ત્રણ દોષો છે. એમ આ પૃથ્વી છ અંશ (ભાગ) વાળી છે. ભગવાને પૃથ્વીનો ઘણો ભાર ઉતારેલો છે, તેથી પ્રભુએ કરેલો ઉપકાર પૃથ્વીમાં છે, તે જ ગુણ છે અને તેથી તે પૃથ્વી સતી છે, તેથી તે ભગવાનમાં જ એક-નિષ્ઠાવાળી છે અને ભગવાને જ તેને પોતાના અંશ વડે શણગારી છે. તે કહે છે કે શોભાયુક્ત ભગવાનના પધારવા વડે દરેક સ્થળોમાં આશ્ચર્ય કરેલું છે. આથી શૃંગાર રસનો ભાવ પણ બતાવ્યો છે.

હવે પૃથ્વીના દોષો કહે છે: ભગવાને પૃથ્વીનો ત્યાગ કર્યાથી શોક, દુર્ભાગ્યપણું અને અબ્રહ્મણ્ય (શૂદ્રો)ના ભોગથી પહેલાના સ્થાનનો ત્યાગ, એ ત્રણ દોષો છે. નેત્રમાંથી આંસુ સરે છે. જો કે પોતે કરેલો દોષ નથી એમ બતાવવા માટે કહે છે કે તે પૃથ્વી સાધ્વી (સતી) છે. પોતાનું ભાગ્ય નથી એ જ ભગવાને પોતાનો ત્યાગ કર્યો છે તેમાં કારણરૂપ છે. તે કહે છે કે તે પૃથ્વી દુર્ભાગણી જેવી થઇ છે. હાલમાં જ ભગવાને તેનો ત્યાગ કર્યો છે, એમ કહેવાથી ત્યાગ કરવાનો સમય નજદીક જ બતાવ્યો છે.

રાજાઓ પણ ભગવાનનું રૂપ જ છે, તેથી તેઓ પૃથ્વીનો ઉપભોગ કરે તેમાં શો દોષ છે? એમ કોઈ કહે ત્યાં કહે છે કે રાજાના વેશધારી અબ્રહ્મણ્ય શૂદ્રો મને ભોગવશે એમ પૃથ્વી શોક કરે છે. અબ્રહ્મણ્ય કહેવાથી શૂદ્રોમાં ભગવાનના ધર્મોથી વિપરીતપણું બતાવ્યું છે. મનુષ્યનું પાલન કરે ત્યારે સાચો નૃપ કહેવાય છે. તે પ્રમાણે ન હોવાથી નૃપપણું ગૌણ છે.

" શૂદ્ર અસુર છે " એમ વેદમાં કહેલું હોવાથી શૂદ્રો ભગવાનના વિરોધી છે એમ બતાવ્યું છે. તેવા શૂદ્રો મને ભોગવશે, તેથી શોક અને રુદન પૃથ્વીને છે; તેથી પૃથ્વીને રસનો આવિર્ભાવ ન હોવાથી તેઓનો ભોગ સિદ્ધ નહિ થાય એમ સૂચવ્યું છે. (૨૫-૨૬)

હવે ઉપસંહાર કરે છે:

**इति धर्मं महीञ्चैव सान्त्वयित्वा महारथः ।**
**निशातमाददे खड्गं कलयेऽधर्महेतवे ॥ २७ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે ધર્મ અને પૃથ્વીનું સાંત્વન કરીને, મહારથી એવા પરીક્ષિત રાજાએ અધર્મના કારણરૂપ એવા કલિયુગને મારવા માટે સજાવેલી તલવાર ખેંચી.

**ભાવાર્થ**:—તેના સ્વરૂપ અને દુ:ખના જ્ઞાનનો સમુચ્ચય (એકઠું) કરવા માટે મૂળમાં ચકાર છે. કલિયુગનું સાંત્વન કર્યું નથી, માટે મૂળમાં એવકાર છે. પરીક્ષિત્ રાજા મહારથી છે એમ કહેવાથી કલિયુગનો નિગ્રહ કરવામાં તેનું સામર્થ્ય છે એમ બતાવ્યું છે. કલિયુગ દેવતારૂપ હોવાથી સજાવેલી તલવાર વડે તેનું માથું કાપવું તે યોગ્ય નથી, એવી આશંકા કરીને કહે છે કે તે કલિયુગ અધર્મના કારણરૂપ છે, તેથી "મચ્છરને માટે ધુમાડો કરો" એમ કહેવાય છે, ત્યાં મચ્છરને દૂર કરવા માટે જેમ ધુમાડો કરવાનો બોધ થાય છે, તેમ અહીં કલિયુગ માટે તલવાર લીધી છે તેમ કહ્યું છે. ત્યાં કલિયુગની નિવૃત્તિ કરવા માટે ખડ્ગ લીધું છે તેમ સમજવાનું છે. (૨૭)

ધર્મનાં વાક્યો પરીક્ષિતે સાંભળ્યાં છે, તેથી કલિયુગ અદૃશ્ય થઇ ભાગી શકે તેમ નથી, કારણ કે પરીક્ષિત્ રાજાને આધિદૈવિક રૂપનું જ્ઞાન છે; માટે કોઈને ખબર ન પડે તેમ ભાગી જવામાં કાંઇ ફાયદો નથી. અને રાજાનાં તેમ જ ધર્મનાં જે વચનો કલિયુગે સાંભળ્યાં છે તેના અર્થનો વિચાર કરે છે; દરમ્યાનમાં તો " અપરાધ વગરનાં પ્રાણીઓ ઉપર અપરાધ કરનારો જે અંકુશ વગરનો છે, તે કદાચ ઇંદ્ર હોય તોપણ તેનો બાજૂબંધવાળો હાથ પણ હું ઉખેડી નાખીશ " એવાં પરીક્ષિત્નાં વચન સાંભળવાથી રાજામાં જે અભિમાનાદિક છે, તે પોતાનું કુટુંબ છે, એમ જાણીને પોતાના નાશનો ભય છોડીને કલિયુગ રાજાને શરણે ગયો છે, તે કહે છે:

**तं जिघांसुमभिप्रेत्य विहाय नृपलाञ्छनम् ।**
**तत्पादमूलं शिरसा समगाद् भयविह्वलः ॥ २८ ॥**

**શબ્દાર્થ**:—પરીક્ષિત રાજા મારવાની ઇચ્છા કરે છે, એમ જાણીને રાજાના ચિહ્નનો ત્યાગ કરીને, ભયથી વિહ્વલ બનેલો કલિયુગ મસ્તક વડે રાજાના પગમાં પડી ગયો.

**ભાવાર્થ**:—છત્રાદિક ધારણ કરવું અને લોકમાં હુકમ કરવો એ રાજાનું ચિહ્ન છે. તે ચિહ્નો કલિયુગે છોડી દીધાં છે અને રાજાના ચરણના મૂળ પાસે ગયો છે, તેથી પોતે રાજ્યનો શેષ છે, એમ બતાવ્યું છે; અર્થાત્ તમારે શરણે આવેલો તમારો સેવક છું એમ બતાવ્યું છે. અને ભયથી વિહ્વલ બનેલો છે એટલે ધર્મ જો પ્રેરણા કરશે તો રાજા મારશે એવો ભય છે, અથવા કલિયુગની કપટલીલા જાણશે કે ચરણમાં પડવાનાં બહાનાથી તે રાજાનો પણ સ્પર્શ કરે છે, જેથી રાજાને પણ આગળ (હવે પછી) દુષ્ટ બુદ્ધિ થશે;

એવા અભિપ્રાયને રાજા જાણશે, કારણકે રાજાની પાસે ધર્મ હોવાથી તેવો અર્થ સમજી શકાય તેમ છે, તેવો ભય કલિયુગને છે. (૨૮)

કલિયુગ ચરણમાં પડયા પછી જે થયું તે કહે છેઃ

**पतितं पादयोर्वीरः कृपया दीनवत्सलः ।**

**शरण्यो नावधीच्छ्लोक्य आह चेदं हसन्निव ॥ २९ ॥**

**શબ્દાર્થઃ**—શૂરવીર, દીન (ગરીબ) જેને વહાલા છે, શરણે આવેલાની રક્ષા કરનાર અને યશવાળા, એવા પરીક્ષિત રાજા પગમાં પડેલા કલિયુગને જેમ હાસ્ય કરતા ન હોય શું, તેમ આ પ્રમાણે કહેવા લાગ્યા.

**ભાવાર્થઃ**—કલિયુગ પગમાં પડયો છે, એટલે પરીક્ષિતની ગતિનો નાશ થયો છે, એમ સૂચવ્યું છે, કારણ કે પગમાં કોઇ આડે આવે ત્યારે ચાલી શકાય નહિ. તે ગતિનો નાશ પણ ધર્મબુદ્ધિના ઉપકાર માટે થશે, કારણ કે અહીં જ તેને ભગવાનનું સાયુજ્ય (સાથે જોડાઇ જવું) લખ્યું છે. પરીક્ષિતને પોતાના ધર્મનું અનુસંધાન રહ્યું છે, પણ ચાલુ પ્રકરણનો વિચાર રહ્યો નથી, એમ બતાવવા માટે મૂળમાં પરીક્ષિતને 'વીર' કહેલો છે. ધર્મ નજદીક હોવાથી અધર્મને મારવાના સમયમાં પરીક્ષિતમાં દયા વગેરેનો પ્રવેશ થયો છે, તે વગર સમયે થયો છે. એ અધર્મના નજદીક હોવાને લીધે થયો છે. તે કહે છે કે રાજા કૃપા વડે બોલ્યા. આ દયા લૌકિક છે તે બતાવવા માટે કહે છે કે તે દીનવત્સલ છે; એટલે વાછરડાંને લેનાર જેમ પશુ હોય તેમ દીનની બાબતમાં પરીક્ષિત પશુ જેવો છે. અર્થાત્ વાછરડાંને લેતી વખતે પશુને વિચાર થાય નહિ, તેમ કલિયુગ અત્યારે ગરીબ થયો છે, એટલે તેની બાબતમાં પરીક્ષિતે કાંઇ વિચાર કર્યો નહિ કે કોની રક્ષા કરવા મારું મન પ્રવૃત્ત થયું છે. પોતાના પૂર્વજોની કીર્તિની રક્ષા કરવામાં રાજાની બુદ્ધિ ન થઇ, કેવળ પોતાના ધર્મમાં જ બુદ્ધિ થઇ. એમ બતાવવા માટે શરણે આવનારની રક્ષા કરનાર તરીકે રાજાને કહ્યા છે. શરણે આવેલાને મારે તો લોકમાં અપકીર્તિ થાય એવા ભયથી પણ તેને ન મારતાં રાજા આવાં વચન બોલ્યા એમ કહ્યું છે. મૂળમાં રાજાને "યશસ્વી" તરીકે કહેલ છે. આગળ કહેવાશે તેવું વચન રાજા બોલ્યા છે, એટલે કલિયુગનું અનિષ્ટ દૂર કર્યું અને હવે તેને ઇચ્છેલું આપે છે.

હસતા હોય તેવી રીતે રાજાનું મુખ પ્રફુલ્લિત થયું છે. તે કલિયુગને મુખની પ્રસન્નતા બતાવે છે, અથવા પોતામાં અભિમાનના છાંટાનો સંબંધ બતાવે છે (૨૯)

કલિયુગને થતા કંપને જોઈને આ વખતે તો રાજા મને મારતા નથી પણ બીજા કોઈ સમયમાં મને મારશે, એવી શંકા કલિયુગને છે, એવું અનુમાન કરીને તેને દૂર કરવા માટે રાજા તેને કહે છેઃ

राजोवाच ।

न ते गुडाकेशयशोधराणां
बद्धाञ्जलेर्वै भयमस्ति किञ्चित् ।
न वर्तितव्यं भवता कथञ्चन
क्षेत्रे मदीये त्वमधर्मबन्धुः ॥ ३० ॥

**શબ્દાર્થઃ**—હાથ જોડીને ઊભો રહેનારા તને, અર્જુનના યશને ધારણ કરનારા રાજાઓનો કાંઇ પણ ભય નથી; પરંતુ તું અધર્મનો બંધુ છે, માટે કોઇ પણ અંશ વડે તારે મારી હદમાં રહેવાનું નથી.

**ભાવાર્થઃ**—ગુડાકા એટલે નિદ્રા કહેવાય છે. તે અર્જુને જીતી લીધી હતી, તેથી અર્જુનનું નામ "ગુડાકેશ" હતું. અમો અર્જુનના વંશજો છીએ એમ કહેવાથી અમને મોહ નથી, માટે તું અમને ભય કરનાર નથી એમ સૂચવ્યું છે. અમો અર્જુનના યશને ધારણ કરનારા છીએ એમ કહેવાથી યશની લાજથી પણ અમો અધર્મ કરીશું નહિ, એવો ભાવ છે. અથવા પ્રતિજ્ઞા સત્ય રાખવા માટે કહ્યું છે કે યશને રાખનારા છીએ, માટે અમારી પ્રતિજ્ઞા સાચી છે. હું તો અર્જુનનો પૌત્ર છું, પણ બીજાઓ પણ તે અર્જુનના યશને ધારણ કરનારા છે, તેની પાસે પણ જો તું હાથ જોડીને ઊભો રહે તો તને કાંઈ પણ ભય નથી, અર્થાત્ ઈંદ્રાદિક દેવતાઓ પણ તને ભય કરવાને સમર્થ નથી; પણ તારે અમારી આજ્ઞા પાળવી જોઇએ. તે કહે છેઃ તારે કોઇ અંશ (ભાગ) વડે પણ અમારા ક્ષેત્રમાં રહેવું નહિ. પોતાને જંબુદ્વીપનું રાજ્ય છે તે પણ ઓછું હોય તે બતાવવા માટે, પોતાના દેશને 'ક્ષેત્ર' એવા નામથી કહેલ છે. અથવા 'ક્ષેત્ર' કહેવાથી ઉત્પત્તિનું સ્થાન કહેલું છે, તે એટલા માટે કે જે બીજ પડશે તે જ ઉત્પન્ન થશે; તેથી તારે ત્યાં રહેવું નહિ, કેમકે તું અધર્મનો બંધુ છે, તેથી અધર્મનું નિવારણ કરવું હોય અથવા અધર્મને દંડ દેવો હોય ત્યારે તું અપકાર (બૂરું) કરીશ એમ સૂચવ્યું છે; તેથી જ હાલના સમયમાં, પાખંડીઓનું નિરાકરણ કરનારને ભય થાય છે. (૩૦)

પ્રજાને શિક્ષા કરવી તથા દંડ દેવો એ જ રાજાનું કામ છે, માટે હું લાભના કારણરૂપ છું, તેનું નિવારણ શા માટે કરો છો, એમ જો કલિયુગ કહે તો તેના ઉત્તરમાં કહે છે કેઃ

त्वां वर्तमानं नरदेवदेहे-
ष्वनुप्रवृत्तोऽयमधर्मपूगः ।
लोभोऽनृतं चौर्यमनार्यमंहो
ज्येष्ठा च माया कलहश्च दम्भः ॥ ३१ ॥

**શબ્દાર્થ**:—મનુષ્યના દેહમાં તું રહેલો હો ત્યારે તારી પાછળ આ અધર્મનો સમૂહ ઘેરાય છે : લોભ, અનૃત, ચોરી, દુષ્ટતા, પાપ, દરિદ્રતા, કપટ, કલેશ અને દંભ એ બધાં તારી પાછળ આવે છે.

**ભાવાર્થ**:—જો રાજાઓને તેં છોડેલા હોય તો તેઓને લાભ થાય, અને જો પોતે છોડેલા ન હોય તેઓ પણ અધર્મી થવાથી, તેના સ્વરૂપનો નાશ થાય, તેથી લાભ થવાથી શો ફાયદો છે? કારણ કે પોતે પણ અધર્મી થવાથી અધર્મ કરનારને અનુમોદન કરનારો થાય, પણ દંડ દેનારો ન હોવાથી તેને લાભ ન થાય; તેથી જ તું રાજાઓના દેહમાં રહેલો છે; તેથી અધર્મનો સમૂહ તારી પાછળ પણ પ્રવેશ કરે છે.

તે અમારામાં પણ પ્રત્યક્ષ છે તે બતાવવા માટે આ અધર્મનો સમૂહ બેઠેલો છે એમ પ્રત્યક્ષ બતાવે છે. તે અધર્મના સમૂહની ગણના કરે છે કે તેને નવ પ્રાણ છે. તેમાં પહેલાં પારકાના દ્રવ્યની અભિલાષા કરવા માટે લોભ છે. તે પછી લોભની સિદ્ધિ માટે અનૃત છે. એટલે "તેં આમ કર્યું છે. વગેરે." ખોટી નિંદા કરે છે. તેમાં સામો બળવાન્ હોય તો ચોરી કરવાનું પણ થાય છે, એટલે કોઇને ખબર ન થાય તે પ્રમાણે પારકાનું ધન હરવું. અને સામો માણસ દુર્લભ હોય તો, તેમાં અનાર્યપણું પેસે છે, એટલે તેની નજર આગળ જ તેની સ્ત્રી અથવા રત્ન વગેરેનું હરણ કરવું, એ આર્યલોકો-ના સ્વભાવથી વિરુદ્ધ છે, તેથી તેને અનાર્યપણું છે. તે કાંઇક શક્તિમાન હોય તો તેનો અપરાધ એટલે અગ્નિ વડે તેના પદાર્થને બાળી નાખે, દરિદ્રતા મેળવે, અને અકળથી પોતાને પણ દ્રારિદ્ર આવે. અને તેને છેતરવા માટે ચતુરાઈ કરે, તેની સાથે કલેશ કરે, અને ફરીને પોતાનો વિશ્વાસ બેસાડવા માટે દંભ કરે. તેમ કર્યા પછી પણ વધારે કજિયો કરે, અથવા તેને મારે, એમ બતાવવા માટે મૂળમાં બીજો ચકાર છે. (૩૧)

એમ કહીને તેનો ઉપસંહાર કરે છેઃ

**न वर्तितव्यं तदधर्मबन्धो**
**धर्मेण सत्येन च वर्तितव्ये ।**
**ब्रह्मावर्त्ते यत्र यजन्ति यज्ञै-**
**र्यज्ञेश्वरं यज्ञवितानविज्ञाः ॥ ३२ ॥**

**શબ્દાર્થ**:—હે અધર્મના બંધુ! ધર્મ અને સત્યને રહેવા યોગ્ય સ્થાનમાં તારે રહેવું નહિ, કારણ કે તું અધર્મનો બંધુ છે; માટે યજ્ઞના વિસ્તારને વિશેષ જાણનારાઓ યજ્ઞ વડે યજ્ઞેશ્વર પ્રભુનું યજન કરે છે, એવા બ્રહ્માવર્ત દેશમાં તારે રહેવું નહિ.

**ભાવાર્થ**:—તું અધર્મનો બંધુ છે, તેથી તારે રહેવું નહિ, ક્યાં ન રહેવું, એવી શંકા દૂર કરવા માટે કહે છે કે અધર્મના વિરોધી સ્થાનમાં ન

રહેવા માટે કલિયુગને સ્થાન બતાવે છે કે કાયાથી થતા ધર્મ વડે, વચનમાં સત્ય રાખીને રહેવા વડે, અને મૂળમાં જકાર હોવાથી માનસિક ધર્મ વડે જ્યાં વર્તાતું હોય ત્યાં ત્યારે રહેવાનું નથી, એટલે શરીર, વાણી અને મન વડે જે ધર્મનું આચરણ કરે છે, તેને જ રહેવા માટે જે યોગ્ય સ્થાન હોય ત્યાં તારે રહેવું નહિ. જે દેશ કલિયુગને રહેવા માટે યોગ્ય નથી તે દેશ બતાવે છે કે બ્રહ્માવર્ત દેશમાં તારે રહેવું નહિ, કારણ કે બ્રહ્માવર્ત દેશ ધર્મનું ક્ષેત્ર છે. તેમાં જ્યારે નિર્દોષ ધર્મ થાય ત્યારે બીજે સ્થળે અધર્મ થતો હોય તો તેનો પણ નાશ કરે, માટે ધર્મના ક્ષેત્રમાં તારે રહેવું નહિ. ત્યાં કોઈ દિવસ પણ ધર્મ થયા વગર રહેતો નથી, કારણ કે દેવતાઓને પણ દેવયજન કરવાપણું હોવાથી, હમેશાં ત્યાં યજ્ઞ થવાનો સંભવ છે. તે કહે છે કે જ્યાં યજ્ઞો વડે યજન કરાય છે. તેમાં પણ મુખ્ય ધર્મના પ્રકારથી પૂજન કરે છે તે બતાવવા સારુ કહે છે કે યજ્ઞેશ્વરનું પૂજન કરે છે.

તે વેદમાં કહ્યું છે કે "દેવતાઓએ યજ્ઞો વડે યજ્ઞેશ્વરનું યજન કર્યું" એ શ્રુતિનું અહીં અનુસંધાન થાય છે.

"ત્યારે હું પણ એક ભાગમાં રહીશ" એમ જો કલિયુગ કહે તો કહે છે કે તે યજ્ઞ કરનારાઓ યજ્ઞના વિસ્તારને વિશેષ જાણે છે તેથી, તું પ્રવેશ કરીશ તો તે જ વખતે તેઓ જાણશે, એટલે યજ્ઞ કરશે નહિ, એમ સૂચવ્યું છે. (૩૨)

યજ્ઞ કરવાથી શું ફળ છે ? આ લોકની ઈષ્ટની સિદ્ધિ તો તમારે જ કરવી અને પરલોકનો તો વિચાર કરવા જેવો છે, એમ કહે ત્યાં કહે છે કેઃ

**यस्मिन् हरिर्भगवानिज्यमान**
**इज्यात्ममूर्तिर्भजतां शं तनोति ।**
**कामानमोघान् स्थिरजङ्गमाना-**
**मन्तर्बहिर्वायुरिवैष आत्मा ॥ ३३ ॥**

**શબ્દાર્થઃ**—જે દેવયજનમાં અને યજ્ઞમાં પુજાતા, સર્વ દેવોના આત્મારૂપ, અને મૂર્તિરૂપ, તેમ જ વાયુની માફક દરેકની અંદર અને બહાર રહેલા ભગવાન યજન કરનારાઓનાં સુખને વધારે છે અને તેના કાળને સફળ કરે છે.

**ભાવાર્થઃ**—દેવયજનમાં પુજાતા એવા હરિભગવાન્ તે યજ્ઞપુરુષ સાક્ષાત્ વિષ્ણુ જ છે તેમાં ઈંદ્ર અને વાયુ વગેરે દેવાતાઓનું જ યજન થાય છે, ભગવાનનું યજન કયાં થાય છે ? એમ કહે તો તેના ઉત્તરમાં કહે કે યજ્ઞમાં જેટલા દેવોનું યજન થાય છે તે સર્વેના આત્મા અને મૂર્તિરૂપ ભગવાન જ છે.

ભલે તેમ હો તેથી શું થયું, એમ શંકા કરીને કહે છે કે ભક્તિમાર્ગને અનુસારે આ આધિદૈવિક યજ્ઞ છે, તેમાં અદષ્ટ દ્વારા ફળ નથી, પણ દેવતાઓ પ્રસન્ન થઈને ફળ આપે છે; પોતાનો ઉદ્દેશ કાંઈપણ કરતા નથી, પણ ભગવાન જ તેવા સ્વરૂપથી ફળ આપે છે, માટે તે પ્રભુમાં પ્રીતિ થવી તે જ તેનું દ્વાર છે, અને આધ્યાત્મિક યજ્ઞોમાં તો અદષ્ટદ્વરા ફળ થાય છે, તેમ આધિભૌતિક યજ્ઞમાં ભૂતના સંસ્કારદ્વારા ફળ થાય છે. તેમાં બ્રહ્માવર્તમાં યજ્ઞ કરનાર તો આધિદૈવિક યજ્ઞ કરે છે અથવા “ તમામ ફળ ભગવાનથી જ મળે છે, કેમકે તેવી યુક્તિ છે” એવી રીતે વ્યાસસૂત્રમાં કહ્યું છે, તેથી દરેક સ્થળે ફળ આપનાર તો ભગવાન જ છે; અને એમ કહે છે કે યજ્ઞ કરનારનું પ્રભુ કલ્યાણ કરે છે.

યજ્ઞ કરવાથી ધર્મ થાય છે એમ જે માને છે તેના પક્ષમાં તો અદષ્ટદ્વારા ધર્મથી ફળ થાય છે, તેનું જેવું અદષ્ટ હોય તેવું ફળ થાય છે અને આધિદૈવિક યજ્ઞમાં તો ભગવાન પોતે જ તેના કલ્યાણનો વિસ્તાર કરે છે. તેમ ધર્મથી અદષ્ટદ્વારા ફળ થાય છે તે પક્ષમાં કામ સફળ નથી, અને સ્થાવર જંગમને ફળનો સંબંધ નથી, અને અહીં યજ્ઞ કરનારની કામના સફળ થાય છે, તેમ સ્થાવર જંગમને પણ ફળનો સંબંધ થાય છે, માટે વેદમાં જેવી રીતે યજ્ઞ કરવાનું કહ્યું છે, તેવા પ્રકારનો યજ્ઞ બ્રહ્માવર્તમાં જ થાય છે.

વળી યજ્ઞો વડે પ્રસન્ન થયેલા ભગવાન્ જ્ઞાન પણ આપે છે, અને અંદર તથા બહાર પ્રકટ પણ થાય છે. તેમાં દૃષ્ટાંત કહે છે કે જેમ વાયુ હોય તેમ બહાર અને અંદર આત્મારૂપે પ્રકટ થાય છે; એટલે પ્રાણવાયુના નામથી અંદર પ્રકટ થાય છે અને મહાવાયુના નામથી બહાર પ્રકટ થાય છે. એ વાયુ એક જ છે, તેમ અંદર અને બહાર પણ પદાર્થ તરીકે વ્યવહાર કરનારા ભગવાન્ એક જ છે. જે દૃષ્ટાંત આપો છો, તેથી જ તે ભગવાન્ એક જ હોય, કારણ કે સર્વરૂપને ગ્રહણ કરવાનું કાર્ય તો તે પ્રભુ જ કરી શકે છે, એમ કોઇ કહે તો કહે છે કે તે આત્મા છે, એટલે તેને પ્રાણપણું નથી, પણ તે પ્રભુ તો દરેકના આત્મા છે. ભક્તિથી હૃદયમાં સ્ફુરતા ભગવાનને બતાવવા માટે આ ભગવાનન્ દરેકના આત્મા છે, એમ કહ્યું છે. (૩૩)

એવી રીતે જેને જીવનું અભયપણું મળ્યું છે એવો તે કલિયુગ વિશેષ પ્રાર્થના કરવા માટે ફરીથી નમ્રતાપૂર્વક રાજાને છેતરવાનો પ્રારંભ કરે છે, એમ સૂત પૌરાણિક શૌનકને કહે છેઃ

सूत उवाच।

**परीक्षितैवमादिष्टः स कलिर्जातवेपथुः ।**
**तमुद्यतासिमाहेदं दण्डपाणिमिवोद्यतम् ॥ ३४ ॥**

**શબ્દાર્થ**:—પરીક્ષિતે જેને આવી રીતે આજ્ઞા કરેલી છે, એવો કલિયુગ કંપતો થકો જેણે ખડ્ગ (તલવાર) ઉગામેલુ છે એવા, અને હાથમાં દંડ હોય તેવા તત્પર થયેલા રાજા પરીક્ષિતને આ પ્રમાણે કહેવા લાગ્યો.

**ભાવાર્થ**:—પરીક્ષિતે તેને આજ્ઞા કરી છે તેથી કલિયુગને કંપ થવા લાગ્યો કે આ રાજા પોતાની પ્રતિજ્ઞા સત્ય કરશે, તેથી હમણાં જ આપણે જવું પડશે, તેમાં વિલંબ કરવો કે ચૂપ રહેવું બનશે નહિ, કારણ કે રાજાએ ખડ્ગ ઉગામેલું છે, અને પહેલાં મેં અપરાધ કર્યો છે, તેથી અવશ્ય મને દંડ કરશે, એમ બતાવવા સારુ દંડ હાથમાં લીધો હોય તેમ રાજા ઊભેલા છે. એક વખત અપરાધને સહન કરવો જોઈએ, તે પછી મારશે, એમ બતાવવા માટે ખડ્ગ ઉગામેલ છે, એમ કહ્યું છે. (૩૪)

કલિયુગ પ્રાર્થના કરે છેઃ

कलिरुवाच ।

**यत्र क्वाऽथ वत्स्यामि सार्वभौम तवाऽऽज्ञया ।**
**लक्षये तत्र तत्रापि त्वामात्तेषुशरासनम् ॥ ३५ ॥**
**तन्मे धर्मभृतां श्रेष्ठ स्थानं निर्देष्टुमर्हसि ।**
**यत्रैव नियतो वत्स्य आतिष्ठंस्तेऽनुशासनम् ॥ ३६ ॥**

**શબ્દાર્થ**:—તમારી આજ્ઞા વડે જ્યાં કાંય પણ વસું, ત્યાં હાથમાં ધનુષ્-બાણને ધારણ કરનારા તમને જ જોઉં છું, કેમકે તમે ચક્રવર્તી રાજા હોવાથી તમારી આજ્ઞા સિવાયનો કોઈ દેશ નથી જ; માટે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ હે પરીક્ષિત્ રાજા , તમે મને સ્થાન બતાવવાને યોગ્ય છો, જ્યાં તમારી આજ્ઞાને અનુસરીને હું હમેશાં નિવાસ કરીશ.

**ભાવાર્થ**:—હે પરીક્ષિત્ રાજા, બધી ભૂમિ અને હું પણ તમારાં જ છીએ, કારણ કે તમે ચક્રવર્તી રાજા છો, માટે જે પૃથ્વી ઉપર હું રહું છું તેના તમે જ રાજા છો. પહેલાં તો અમારી સ્થિતિ સ્વતંત્રતાવાળી હતી, અને હવે તો તમારી આજ્ઞા પ્રમાણે જ વર્તવું જોઈએ, એમ જુદો ઉપક્રમ બતાવવા સારુ **अथ** શબ્દ મૂળમાં મૂકેલો છે. તમારી આજ્ઞા વડે જ્યાં ત્યાં રહીશ, તેમાં મારી સ્થિતિમાં તો સંદેહ જ નથી. તેમાં તમારે દોષ કરવાનો નથી, કારણ કે જીવતો પણ તમે જ રાખ્યો છે, તે માટે સ્પષ્ટતાથી તમે મારે રહેવાનું સ્થાન બતાવ્યું નથી, તોપણ જીવતો રાખ્યો છે એટલે રહેવાની આજ્ઞા પણ તમે જ આપેલી છે, તેથી જ્યાં હું રહું ત્યાં તમારી આજ્ઞાથી જ રહું છું એમ તમારે સમજવું; પણ મારું કાર્ય જોવાથી તમને ક્રોધ થશે, એમ બતાવવા માટે કહે છે કે જ્યાં હું રહીશ ત્યાં હાથમાં ધનુષવાળા તમને જોઈશ.

આ કલિયુગે એવી ચતુરાઈથી રાજાની પ્રાર્થના કરી છે કે તમને હું જોઉં ખરો પણ ધનુષ બાણ હાથમાં ન હોય એવા તમને જોઉં, એમ કહેવાથી મારા કેવળ જોવા માત્રથી જ તમારે ધનુષ છોડી દેવું એવો ભાવ બતાવ્યો છે. મેં યાચના કરી છે તે તમારે આપવું જોઈએ, એમ સૂચવવા માટે "ધર્મને ધારણ કરનારાઓમાં તમે શ્રેષ્ઠ છો" એવું સંબોધન આપ્યું છે.

જો કે હું ત્યાં રહીશ તોપણ આજ્ઞા તમારે કરવાની છે, એટલે તમારી આજ્ઞાથી જો હું રહું તો જ મારો નિવાસ ટકી શકે છે અને તમારી આજ્ઞાનું પાલન થાય છે. અહીં પણ કલિયુગે પરીક્ષિત્‌ને છેતર્યો છે, કારણ કે "હરકોઈને કાંઈ કર્મ વગેરે બતાવે તેનું ફળ આજ્ઞા કરનારને છે" એવા જૈમિનિના સૂત્રન્યાયથી જે સ્થળમાં હું રહીશ તેનું પાપ તમને જ થશે. હું કાયમ થઈને રહું એમ કહ્યું છે, તેથી ધર્મને માટે પણ જુગાર વગેરે હોય ત્યાં મારો વાસ છે એમ જણાવ્યું છે. (૩૫-૩૬)

કલિયુગની પ્રાર્થનાથી પરીક્ષિતે તે પ્રમાણે જ કર્યું તે સૂત કહે છેઃ

सूत उवाच ।

**अभ्यर्थितस्तदा तस्मै स्थानानि कलये ददौ ।**
**द्यूतं पानं स्त्रियः सूना यत्राधर्मश्चतुर्विधः ॥ ३७ ॥**

**શબ્દાર્થ**:—એ પ્રમાણે કલિયુગે જ્યારે પ્રાર્થના કરી ત્યારે પરીક્ષિત્ રાજાએ જુગાર, મદ્યપાન, સ્ત્રીઓ અને હિંસા એ અધર્મરૂપ ચાર જ્યાં હોય તે સ્થાન કલિયુગને આપ્યાં.

**ભાવાર્થ**:—કલિયુગને અવશ્ય સ્થાન આપવું જોઇએ અને તે અધર્મનો બંધુ છે તેથી જો બીજાં સ્થાન આપીશું તો તે પણ અધર્મનાં સ્થાન થશે, અને જુગાર વગેરે તો અધર્મ છે જ, એમ વિચારીને રાજાએ કલિયુગને જુગાર વગેરે ચાર સ્થાનકો જ આપ્યાં છે. જે પાસાથી રમાય છે તે ઘૂત કહેવાય છે, તે રમવાનું જ્યાં વિધાન છે તે સ્થાન આપ્યું. મદિરાનું પાન, અને સ્ત્રીઓ ઘણી કહેલી છે તેથી સાધારણ સ્ત્રીઓ પણ કલિયુગને સ્થાન તરીકે આપેલ છે. અને હિંસા ચાર સ્થળમાં જ્યાં અધર્મ થતો હોય ત્યાં કલિયુગનું સ્થાન સમજવું. તેમ બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી કરવી, અને ગુરુની સ્ત્રી સાથે દુરાચાર કરવો, એ ચાર પ્રકારનો અધર્મ કહેવાય છે. તેમાં ચોરી કરવી હોય તેમાં જુગાર પણ સાથે રહેલો હોવાથી તે મોટાં પાપ તરીકેનું સ્થાન કહેલું છે. એ ચાર કલિયુગનાં સ્થાન છે. જેઓ તે ચાર સ્થાનનું ગ્રહણ કરે છે, તે સર્વને કલિયુગે ગ્રહણ કરેલાં સમજવાં. "જ્યાં ચાર પ્રકારનો અધર્મ હોય" એમ કહેલ છે તેથી તે પદાર્થને લઈને તેને કલિયુગના સ્થાનક તરીકે કહ્યું નથી, પણ અધર્મને લઇને તેને કલિયુગના સ્થાનકરૂપે માનવાનું છે. (૩૭)

ભેદમાં પાંચ સ્થાન મારાં છે, માટે મને એક વધારે આપવું જોઇએ, એમ કલિયુગ કહે ત્યાં કહે છે:

**पुनश्च याचमानाय जातरूपमदात्प्रभुः ।**
**ततोऽनृतं मदं कामं रजो वैरञ्च पञ्चमम् ॥ ३८ ॥**
**अमूनि पञ्च स्थानानि ह्यधर्मप्रभवः कलिः ।**
**औत्तरेयेण दत्तानि न्यवसत्तन्निदेशकृत् ॥ ३९ ॥**

**શબ્દાર્થ**:—ફરીને યાચના કરતા કલિયુગને, પરીક્ષિત્ રાજાએ સુવર્ણ આપ્યું તેથી, અનૃત (અસત્ય) મદ, કામ, ક્રોધ અને પાંચમું વેર એ પાંચ કામો ઉત્પન્ન થાય છે. એમ ઉત્તરાના પુત્ર પરીક્ષિતે આપેલાં આ પાંચ સ્થાનમાં તેની આજ્ઞાને અનુસરનાર અને અધર્મને ઉત્પન્ન કરનાર કલિયુગ વસ્યો છે.

**ભાવાર્થ**:—એકવાર ચાર સ્થાન આપ્યા પછી ફરીવાર માગણી કરી ત્યારે રાજાએ સોનું આપ્યું. પહેલાં સ્તેય (ચોરી કરવી) આપ્યું હતું તેમાં સાધારણ રીતે સુવર્ણ આપ્યું હતું, અને અહીં સુવર્ણ આપવાનું કહ્યું છે, તેથી સોનાની ચોરી કરવાના ભાવથી સોનું કલિયુગનું સ્થાન છે.

કલિયુગને સોનું સ્થાન તરીકે આપ્યું તે મોટો અનર્થ કર્યો. શા માટે આપ્યું, એમ શંકા થાય છે ત્યાં કહે છે કે તે આપનાર રાજા સમર્થ છે. સ્વતંત્રપણાથી પણ તે સ્થાનો કલિયુગે માગેલાં છે, એ બતાવવા માટે મૂળમાં ચકાર છે. એ સ્થાનકો સ્વતંત્રપણાથી પ્રાપ્ત થાય, તેમાં તેના સ્વરૂપથી કળિયુગને સ્થાનપણું તેમાં નથી, પણ તેના કાર્યથી છે, એમ બતાવવા માટે તેના કાર્યની ગણના કરે છે કે તે સુવર્ણથી અનૃત (અસત્ય), મદ, કામ, ક્રોધ અને વેર, એ ઉત્પન્ન થાય છે. તેનાથી અધર્મ થાય છે. જુગાર રમવો તે અધર્મરૂપ છે. મદિરાનું પાન કરવું તે મદરૂપ છે. સ્ત્રીઓનો ઉપભોગ કરવો તે કામરૂપ છે. કોઇની હિંસા કરવી તે ક્રોધરૂપ છે. અને સુવર્ણ છે તે વેરરૂપે છે. સુવર્ણમાં પણ વેર છે અને હિંસામાં પણ વેર છે, તેથી બે પ્રકારનું વેર બતાવવા માટે મૂળમાં ચકાર આપેલો છે.

આમ હવે અધર્મને ઉત્પન્ન કરનારો કળિયુગ પાંચ સ્થાનોમાં વસ્યો છે. તે સ્થાનો ઉત્તરાના પુત્ર પરીક્ષિત્ રાજાએ આપ્યાં છે. અહીં માતાના નામથી કહેવાનું કારણ, રાજાના અવિવેકને સૂચવનારું છે. તે સ્થાનોમાં કલિયુગે નિવાસ કર્યો છે. તે કલિયુગ પરીક્ષિતની આજ્ઞાને અનુસરનારો છે. (૩૮–૩૯)

એવી રીતે કલિયુગને આપેલાં સ્થાનો બતાવીને તેના પ્રસંગથી ધર્મની આજ્ઞા મુજબ વર્તનારાઓને ઉપદેશ કરે છે:

**अथैतानि न सेवेत बुभूषुः पुरुषः क्वचित् ।**
**विशेषतो धर्मशीलो राजा लोकगुरुः पतिः ॥ ४० ॥**

**શબ્દાર્થ**:—પોતાની આબાદીને ઇચ્છતો પુરુષ એ પાંચ સ્થાનને ક્યારે પણ સેવે નહિ. તેમાં લોકના ગુરુ, અને પાલન કરનાર ધર્મશીલ રાજાએ તો વિશેષે કરીને તેનો ત્યાગ કરવાનો જ છે.

**ભાવાર્થ**:—અનૃતાદિક પાંચ સ્થાનોને અભ્યુદય ઇચ્છનારા પુરુષે સેવવાં નહિ. "એક તરફથી થતા દોષને દૂર કરવો જોઇએ" એ ન્યાયથી ભૂલથી પણ કયારે તે પાંચ સ્થાનને સેવે નહિ, કારણ કે પદાર્થના સ્વરૂપના આચાર વડે ઉપરથી પદાર્થનું જ્ઞાન થાય છે, તેથી તે પદાર્થનો આગ્રહ રાખી જો કયારેક પણ તેનું સેવન કરે તો તેમાં વખતે કલિયુગના સ્થાનને સેવે. તેમ થવાથી તો મોટો અનર્થ થાય; માટે કલિયુગના સ્થાનની શંકા કરીને તે પાંચે સ્થાનોને દૂરથી જ દેવાં જોઇએ.

જયાં આ સ્થાનોનું સેવન કરવું કે નહિ, એવો નિશ્ચય નથી, ત્યાં વિધિ કે નિષેધ નથી. જેમ એકાદશસ્કંધમાં ચમસ યોગેશ્વરના કહેવા પ્રમાણે પોતાની સ્ત્રીનું સેવન પોતાની ઇચ્છાથી જ પ્રાપ્ત થાય છે, તેથી તેમાં વિધિ કે નિષેધ કાંઇ પણ નથી. રાજાને તો તેનું સેવન થવાની સંભાવના છે, તેથી તેને વિશેષપણાથી મનાઈ કરે છે. ધર્મશીલ રાજા અધર્મનો પ્રતિપક્ષી (સામાપક્ષનો) હોવાથી તેણે તે સ્થાનનું સેવન ન જ કરવું.

તેમ જ બીજાઓને ઉપદેશ કરનાર લોકના ગુરુનું આચરણ શિષ્યો શીખે છે, તેથી તે ગુરુએ પણ તે સ્થાનોનું સેવન કરવું નહિ, તેમ રાજાઓના ધર્મો પ્રજામાં આવતા હોવાથી પ્રજાના પરિપાલન (ચોતરફથી રક્ષણ) કરનારાએ પણ તે સ્થાનનું સેવન કરવું નહિ. (૪૦)

એમ કલિયુગને ઠેકાણે પાડીને રાજા પરીક્ષિતે જે કર્યું તે હવે ચાલતા પ્રસંગની હકીકત આપીને કહે છે:

**वृषस्य नष्टांस्त्रीन्पादांस्तपः शौचं दयामिति ।**
**प्रतिसन्दध आश्वास्य महीञ्च समवर्धयत् ॥ ४१ ॥**

**શબ્દાર્થ**:—ધર્મરૂપ બળદના તપ, શૌચ અને દયા-રૂપી ત્રણ પગો નષ્ટ થયા હતા, તે પાછા સાંધીને, તેને આશ્વાસન આપીને, રાજાએ પૃથ્વીને પણ વધારી.

**ભાવાર્થ**:—કાલે કરીને ધર્મના ત્રણ પગ, જે પહેલાં કહેવાયેલા છે, તે નાશ પામેલા છે. તે ત્રણ પગનો અનુવાદ કરીને રાજાએ ફરીથી તપ, શૌચ અને દયાને સારી રીતે સ્થાપેલાં છે. અર્થાત ચાર પ્રકારનો ધર્મ રાજાએ પ્રવૃત્ત કર્યો. ત્યારે પૃથ્વીને પણ આશ્વાસન આપીને તેને વધારી એટલે દરેક સ્થળમાં ભક્તિમાર્ગનો પ્રચાર કરવાથી, ખેતી વગેરે કરવાથી અને પાખંડ દૂર કરવાથી પૃથ્વીને વધારી છે. ધર્મને પણ વધાર્યો છે, એવું મૂળમાં ચકાર હોવાથી જણાય છે. (૪૧)

અત્યારે પરીક્ષિત શાંત થયા છે તોપણ તેની કીર્તિ અને પ્રભાવ તો વિદ્યમાન હોવાથી જ સૂતપૌરાણિક શૌનકને આ કથા કહે છે, તે સમયમાં પરીક્ષિત વિદ્યમાન હોય તેવી રીતે કહે છે; અથવા "વર્તમાનકાળના સમીપમાં વર્તમાનની માફક કહેવાય છે," એ વ્યાકરણશાસ્ત્રના ન્યાયથી શૌનકને વધારે શ્રદ્ધા થવા માટે પરીક્ષિત રાજાની કથા જૂના સમયની નથી પણ નજદીકની જ છે એમ બતાવવા માટે વિદ્યમાન હોય તેવી રીતે નિરૂપણ કરે છેઃ

**स एष एतर्ह्यध्यास्त आसनं पार्थिवोचितम् ।**
**पितामहेनोपन्यस्तं राज्ञाऽरण्यं विविक्षता ॥ ४२ ॥**

**શબ્દાર્થ**:—જંગલમાં જવાની ઈચ્છા કરતા, તેના પિતામહ યુદ્ધિષ્ઠિર રાજાએ આપેલા અને રાજાને યોગ્ય આસન ઉપર તે પરીક્ષિત હાલ બિરાજે છે.

**ભાવાર્થ**:—ભગવાનની સાથે સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત થનારનો, ભગવાનની માફક દરેક સ્થળે આવિર્ભાવ થાય છે, તેથી "આ પરીક્ષિત્" રાજા એમ પ્રત્યક્ષ બતાવેલ છે; તેથી જ તે રાજા હાલમાં પણ રાજાઓને યોગ્ય એવા આસન ઉપર બેઠેલા છે એમ કહ્યું છે. તેના પુત્ર જનમેજય પરીક્ષિત્‌ને સ્થાને બેઠેલા નથી પણ તે પરીક્ષિત જ ભગવદ્રૂપ થઈને ત્યાં બેઠેલા છે, એમ દરેકને જ્ઞાન થયેલું છે; તેથી જ રાજાઓને યોગ્ય આસન ઉપર હાલમાં પણ તે છે. જો તેમ ન હોય તો રાજાઓને યોગ્ય સ્થાન કહ્યું તે નિરર્થક થઇ જાય. બીજા કોઇ સિંહાસન ઉપર બેઠેલા નથી, પણ ત્યાગ કરીને વનમાં જતી વખતે યુદ્ધિષ્ઠિર રાજાએ જે સિંહાસને બેસાડેલા છે તે જ સિંહાસન ઉપર પરીક્ષિત્ રહ્યા છે. (૮૨)

તે પરીક્ષિત્ રાજા હાલમાં રાજ્યાસન ઉપર બેઠેલા છે એમ કહ્યું, તે શું ઉપચાર (કોઈને સારું લગાડવાથી જે કહેવાય તે ઉપચાર) થી કહ્યું છે? એમ શંકા થાય તો ત્યાં કહે છે કે તે ઉપચારથી કહ્યું નથી, તે બતાવે છેઃ

**आस्तेऽधुना स राजर्षिः कौरवेन्द्रश्रियोल्लसत् ।**
**गजाह्वये महाराजश्चक्रवर्ती बृहच्छ्रवाः ॥ ४३ ॥**

**શબ્દાર્થ**:—કૌરવકુલના રાજાઓની લક્ષ્મીથી જેમ શોભે તેમ મોટા રાજ્યવાળા, ચક્રવર્તી અને મોટા યશવાળા, તે રાજર્ષિ હાલમાં હસ્તિનાપુરમાં છે.

**ભાવાર્થ**:—હાલમાં તેવી જ રીતે છે, બીજો દેહ પામીને ત્યાં રહેલા નથી પણ તે જ રાજર્ષિ છે. તેના જેવો કોઈ બીજો હશે એવા ભ્રમને દૂર કરે છે કે કૌરવોના રાજાઓની લક્ષ્મી વડે જેમ સુશોભિત થાય તેમ રાજા રહેલા છે; અથવા રાજ્યની લક્ષ્મીથી શોભતા રાજ્યાસન ઉપર રહેલા છે. તેમાં પણ હસ્તિનાપુરમાં રહેલા છે તે મહારાજા છે. એટલે રાજ્યલક્ષ્મી તેની સેવા કરે છે.

અર્થાત્ સમગ્ર મંડળને રાજ્યના કાર્યમાં પ્રવર્તાવે છે, અને પોત પોતાના કાર્યમાં તત્પર થવા માટે હુકમ રાખે છે. જેવી પહેલાં કીર્તિ હતી, તેવી જ તેની કીર્તિ છે; જેથી બંદિજનો તે રાજાની સ્તુતિ કર્યા કરે છે. (૪૨)

એ પ્રમાણે ભગવાનની કૃપા, અને શ્રી ભાગવતના પ્રતાપ વડે તે રાજા અજરામર (અજર અને અમર) બ્રહ્મભૂત થઇને જ ભગવાનની પેઠે રમે છે, એમ કહી, તેને જોવાની શૌનકને ઇચ્છા ન થવા માટે પરીક્ષિત્‌ના અલૌકિક રૂપનું આ નિરૂપણ છે, પણ લૌકિકનું નથી એવા અભિપ્રાયથી ઉપસંહાર કરે છેઃ

**इत्थंभूतानुभावोऽयमभिमन्युसुतो नृपः ।**
**यस्य पालयतः क्षोणीं यूयं सत्राय दीक्षिताः ॥ ४४ ॥**

**શબ્દાર્થ**:—એવો જેનો પ્રભાવ છે, એવો આ અભિમન્યુનો પુત્ર રાજા છે, જે પૃથ્વીનું પાલન કરતો હતો ત્યાં તમો એ યજ્ઞને માટે દીક્ષા લીધેલી છે.

**ભાવાર્થ**:—પરીક્ષિત મરેલો છે તોપણ જીવતો રહેલો છે, એવા પ્રભાવવાળો તે રાજા છે. અથવા કલિયુગનો જેણે નિગ્રહ કર્યો તેવા પ્રભાવવાળો છે. તે અભિમન્યુનો પુત્ર છે, એમ કહેવાથી તેનું ઘણું જ શૂરવીરપણું બતાવ્યું છે. તેના રાજ્યમાં જ તમોએ યજ્ઞનો પ્રારંભ કરેલો છે. તે કહે છે કે તે પરીક્ષિત રાજા પૃથ્વીનું પાલન કરતા હતા ત્યાં તમે જ યજ્ઞને માટે દીક્ષા લીધેલી છે. જો તેમ ન હોય તો તમે પણ શ્રીભાગવતનું (શુકદેવજી પાસે જે ભાગવત સાંભળ્યું તે) શ્રવણ કરવા જાઓ. તમે સંવત્સરની દીક્ષા કરેલી હોવાથી તે દીક્ષામાં પશુની હિંસા હતી નહિ; તેથી આગળ શૌનક કહેશે કે "જ્યાંસુધી અહીં મૃત્યુ રહેલ છે ત્યાંસુધી કોઈ મરે નહિ" એ વાકયની સાથે વિરોધ આવતો નથી, કારણ કે **અગ્નિષોમીય** યાગનો આરંભ થાય ત્યાં જ પશુની હિંસાનું વિધાન છે.

તે રાજા પૃથ્વીનું પાલન કરતા હતા તે વખતમાં જ હજાર વર્ષના યજ્ઞનો તમે પ્રારંભ કર્યો છે. મોટા પ્રભાવવાળા તે રાજા ન હોય તો નાનકડા રાજાના રાજ્યમાં મોટા કર્મનો પ્રારંભ ઘટે નહિ, એમ કહેવાથી કલિયુગમાં મોટા યજ્ઞનો નિષેધ પણ કરેલો છે. (૪૪)

**ઇતિ શ્રીભાગવત—સુબોધિની—ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં ઉત્તમાધિકાર-પ્રકરણાંતર્ગત સત્તરમો અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૧૮ મો

अथाध्यायद्वयेनास्य वृत्तमुत्तरमीर्यते ।
शापात्प्रायस्ततो राज्ये शापो वैराग्यबोधकः ॥ १ ॥
सङ्क्षेपकथनं पूर्वं श्रोतृप्रीत्यनुसारतः ।
विस्तारोक्त्यै तयोः श्रद्धा श्लाघ्या चान्योन्यमीर्यते ॥ २ ॥
तादृशं फलवन्नान्यदिति स्थापयितुं द्विजात् ।
शापस्तु हरिणा मोक्तस्तक्षकाग्नेरलौकिकात् ॥ ३ ॥
ज्ञानिनो देहनाशाय नान्यथामृतवर्षणात् ।
यादवेभ्यस्तथोत्कर्षः शापमुग्धेभ्य ईर्यते ॥ ४ ॥

હવે પછી બે અધ્યાય વડે પરીક્ષિત રાજાના છેલ્લા વૃત્તાંતનું નિરૂપણ કરે છે. તેમાં બ્રાહ્મણના શાપથી તેણે પ્રાયોપવેશ (બધાંનો ત્યાગ કરીને એક સ્થળે બેસવું) કરેલો છે, તેથી રાજ્યમાં તેને વૈરાગ્ય બતાવનારો શાપ થયો છે. (૧) પ્રથમ સૂતપૌરાણિકે સંક્ષેપથી પરીક્ષિતના ચરિત્રની હકીકત કહેલી છે, ત્યારે મુખ્ય શ્રોતા એવા શૌનકની પ્રીતિ મુજબ વિસ્તાર કરવા માટે સૂત અને શૌનકની શ્રદ્ધા થઈ છે, અને તે બન્નેએ પરસ્પર વખાણ કર્યાં છે તે કહેવાય છે. (૨) બ્રાહ્મણનો શાપ, જેમ પ્રાયોપવેશ કરવાથી, પરીક્ષિતની, વૈરાગ્યથી થતી મોટાઇને બતાવનાર છે, તેમ તેના અધર્મને પણ બતાવનાર છે.

ત્યારે શાપની કથા કહેવાથી પરીક્ષિતની મહત્તા શી રીતે? એવી શંકાના સમાધાન માટે કહે છે કે તેવા ફળવાળું બીજું કાંઇ પણ નથી, એમ સિદ્ધ કરવા માટે ભગવાને જ બ્રાહ્મણ પાસે શાપ કહેવરાવ્યો છે, કારણ કે બ્રાહ્મણ ભગવાનના મુખરૂપ હોવાથી બ્રાહ્મણનું વચન તે ભગવાનનું જ બોલેલું છે એમ સમજવું.

અલૌકિક એવા તક્ષકરૂપ અગ્નિથી જ્ઞાની થયેલા પરિક્ષિતના દેહનો નાશ થવા માટે, તે શાપ ભગવાને અપાવ્યો છે. જો તેમ ન હોય તો શ્રીભાગવતરૂપ અમૃતની વૃષ્ટિ તેના ઉપર થવાથી પરીક્ષિતના દેહનો નાશ ન થાય, માટે પરીક્ષિતને શરણાગતિ સિદ્ધ થવા સારુ ભગવાને શાપ અપાવેલો છે; તેથી તેની મોટાઇની હાનિ થતી નથી. યાદવોને બ્રાહ્મણોનો શાપ થયો ત્યારે તે મુગ્ધ થયા હતા, તેમ પરીક્ષિત મુગ્ધ થયા નથી, અને શ્રીભાગવતનું શ્રવણ કર્યું છે; તેથી યાદવો કરતાં પરીક્ષિતની મોટાઈ સિદ્ધ થાય છે. (૩—૪)

એ પ્રમાણે પરીક્ષિતના રાજ્યની સ્થિતિ કહીને, હવે તેની છેવટની સ્થિતિનું સૂતજી નિરૂપણ કરે છેઃ

सूत उवाच ।

**यो वै द्रौण्यस्त्रविप्लुष्टो न मातुरुदरे मृतः ।**
**अनुग्रहाद् भगवतः कृष्णस्याद्भुतकर्मणः ॥ १ ॥**
**ब्रह्मकोपोत्थिताद्यस्तु तक्षकात्प्राणविप्लवात् ।**
**न सम्मुमोहोरुभयाद् भगवत्यर्पिताशयः ॥ २ ॥**
**उत्सृज्य सर्वतः सङ्गं विज्ञाताजितसंस्थितिः ।**
**वैयासकेर्जहौ शिष्यो गङ्गायां स्वं कलेवरम् ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—જે પરીક્ષિત્ અશ્વત્થામાના અસ્ત્રથી માતાના ઉદરમાં બળેલા છતાં અદ્ભુતકર્મવાળા, શ્રીકૃષ્ણના અનુગ્રહથી મર્યો નહિ, પ્રાણનો જેનાથી નાશ થાય છે એવા બ્રાહ્મણના કોપથી ઉત્પન્ન થયેલો રાજા, ઘણો ભય ઉત્પન્ન કરનારા તક્ષકથી પણ મોહ પામ્યો નહિ, કારણકે તેણે ભગવાનમાં અંતઃકરણ અર્પેલું હતું; તેમ જ જેણે ભગવાનની સ્થિતિને સારી રીતે જાણેલી છે, એવા પરીક્ષિતે દરેકના સંગનો ત્યાગ કરીને શુકદેવજીના શિષ્ય થઇને, ગંગાજીમાં પોતાના શરીરને છોડયું.

**ભાવાર્થઃ**—જે ભગવાને પહેલાં રક્ષા કરેલી હતી, તે પ્રભુએ જ હાલમાં ઉપસંહાર કરેલો છે, એમ બતાવવા ભગવાનને અદ્ભુત કર્મવાળા કહ્યા છે. બ્રહ્માસ્ત્રથી દાહ થયો છતાં રાજા મર્યો નથી અને ભાગવતરૂપ અમૃતનું પાન કર્યા છતાં પણ મૃત્યુ પામેલ છે. ભગવાન્ અને શ્રીકૃષ્ણ એમ બે નામ કહેવાથી, કાળરૂપે કરીને પ્રકટ છે અને સદાનંદરૂપ વડે અપ્રકટ છે એવા બ્રહ્મનાં બે નામ છે.

રાજા માતાના ઉદરમાં ન મર્યો અને ગંગાજીમાં મરણ પામ્યો, એ બધી પ્રભુની અદ્ભુત લીલા છે. અહીં મરણ થવામાં વિશેષ કહે છે કે બ્રાહ્મણના કોપથી તક્ષક ઉત્પન્ન થયો છે, માટે બાળ્યા વગર રહી શકે તેમ નથી. પહેલાં નિષ્ફળ થયેલું બ્રહ્માસ્ત્ર અહીં સફળ થયું છે, એમ કહેવા માટે મૂળમાં **ब्रह्म** પદનો પ્રયોગ કરેલો છે. જેનાથી પ્રાણનો નાશ થાય તેવો તક્ષક નાગ હતો. જે પ્રાણો ભગવાનમાં જોડાઈ ગયા છે તે પ્રાણોનો અગ્નિમાં પ્રવેશ થાય ત્યારે મોટો ઉપદ્રવ થાય; તેથી પ્રાણનો નાશ કરનાર તક્ષક છે એમ કહ્યું છે. અથવા દરેક સ્થળે પ્રાણો કાંઈ અગ્નિનો સ્પર્શ કરતા નથી, અને અહીં અગ્નિનો સ્પર્શ થયો, તેથી 'પ્રાણનો નાશ કરનાર' એમ કહ્યું છે; તેથી જ તે તક્ષકથી ઘણો ભય થાય, તેમ કહેલ છે. એમ હોવા

છતાં પણ પરીક્ષિતને મોહ થયો નથી, તેનું કારણ કહે છે કે તેણે પોતાનું અંતઃકરણ ભગવાનમાં રાખેલું છે. ભગવાનમાં રાખવાનું કારણ એટલું જ કે તક્ષક તે અંતઃકરણનું ગ્રહણ ન કરે; એટલા માટે રાજાએ અંતઃકરણ પ્રભુમાં જ મૂકેલું છે.

હવે રાજાએ દેહ છોડયો તે પ્રકાર કહે છે કે ચોતરફથી સંગનો ત્યાગ કર્યો અને વિશેષમાં રાજાએ ભગવાનની વ્યવસ્થાને સારી રીતે જાણી લીધી છે અને પછી રાજા શ્રીશુકદેવજીના શિષ્ય થયા છે, અને ગંગાજીમાં પોતાનું શરીર છોડી દીધું. એટલે પહેલાં તો દરેકનો ત્યાગ કર્યો, પછી ગુરુની કૃપા થઇ. પછી તેને સંપ્રદાયથી પ્રભુના સ્વરૂપનું જ્ઞાન થયું અને ત્યારપછી ગંગાજીમાં દેહનો ત્યાગ થયો છે. વિશેષપણાથી ભગવાનની વ્યવસ્થા જેણે સારી રીતે જાણેલી છે, એવા પરીક્ષિત રાજાએ દેહ છોડયો. (૧–૨–૩)

રાજાને મોટા ભયમાં સંભ્રમ કેમ થયો ? એવી શંકાના સમાધાનમાં કહે છે કેઃ

**नोत्तमश्लोकवार्तानां जुषतां तत्कथामृतम् ।**
**स्यात्सम्भ्रमोऽन्तकालेऽपि स्मरतां तत्पदाम्बुजम् ॥ ४ ॥**

**શબ્દાર્થઃ**—ભગવાન સંબંધી જ જેને વાર્તાલાપ છે, એવા, અને તે ભગવાનની કથારૂપ અમૃતનું સેવન કરતા, અને તેના ચરણકમળનું હમેશાં સ્મરણ કરતા, એવા પુરુષને અંતકાલ વખતે પણ કાંઇ ભય થતો નથી.

**ભાવાર્થઃ**—હમેશાં લોકના સંબંધવાળી વાર્તામાં પણ જેને ભગવાનનો સંબંધ હોય અને સત્પુરુષો જે હમેશાં ભગવાનની કથા કહે છે, તે કથારૂપી અમૃતનું હમેશાં જેઓ પાન કરે છે, વળી ભગવાનના ચરણારવિંદને હમેશાં સેવે છે, તેવા ભક્તોને અંતકાળમાં પણ ભ્રમ થતો નથી, કારણ કે ભ્રમ થાય તે તો સન્નિપાતનું કાર્ય છે; એટલે શ્રીભાગવતના એકાદશ સ્કંધમાં કામ, ચેષ્ટા, મદ અને તૃષ્ણા વગેરે રજોગુણની વૃત્તિઓ કહેલી છે, તથા ક્રોધ, લોભ, અનૃત (અસત્ય) અને હિંસા વગેરે તમોગુણની વૃત્તિઓ કહેલી છે, તે દોષરૂપ છે અને શમ, દમ, ક્ષમા અને જ્ઞાન વગેરે સત્ત્વગુણોની વૃત્તિઓ કહેલી છે, તે ગુણરૂપ વૃત્તિઓ જ્યારે મળી જાય છે ત્યારે વૈદ્યકશાસ્ત્રમાં જેમ વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષ મળે ત્યારે ત્રિદોષ થાય છે તેમ અહીંપણ ત્રિદોષ થાય છે, ત્યારપછી તે ત્રણે ગુણોની વૃત્તિઓ એકરૂપે થાય છે ત્યારે સન્નિપાત કહેવાય છે, તે "હું અને મારું છે એવા પ્રકારની બુદ્ધિ જે થાય થાય છે, તે હે ઉદ્ધવ, સન્નિપાત કહેવાય છે" એમ ભગવાને ઉદ્ધવને કહેલું છે. તે સન્નિપાત બે પ્રકારનો છે, એક તો હું અને મારું એવા અભિમાન-

રૂપે છે અને બીજો મન, શબ્દસ્પર્શાદિક વિષયો, ઇન્દ્રિયો અને પ્રાણના સ્વાભાવિક વિષયનો સંબંધ જીવતાં સુધી રહે છે, તેથી સન્નિપાતરૂપી વ્યવહાર પણ જીવે ત્યાંસુધી જીવને રહે છે, અને છેવટે તે ગુણોની વૃત્તિઓ તે સન્નિપાતના કાર્યને પ્રાપ્ત થાય છે, અને તે જ મન, શબ્દાદિક વિષયો, ઇન્દ્રિયો, અને પ્રાણ વડે ભગવાનના સંબંધવાળું કાર્ય કરે તો પહેલાંનો થયેલો સન્નિપાત નિવૃત્ત થાય છે. તેમાં લૌકિક વાર્તા તામસી છે, આવશ્યક કરવાની વાર્તા રાજસી છે, અને ભજન સંબંધી ચર્ચા સાત્ત્વિક છે, અને સાત્ત્વિક સ્વભાવ વડે ભગવાનના સંબંધીપણાથી લૌકિકવાર્તા કરાય તો તે લૌકિકવાર્તા પણ સાત્ત્વિક થઇ જાય છે. જરૂરિયાત પ્રમાણે કરાતી વાર્તા રાજસી છે અને કોઈના આગ્રહથી દઢતા થવાથી જે ભજન થાય છે તે તામસ છે.

" જે મન વડે ધ્યાન કરે છે તે જ ક્રિયા થાય છે " એમ શ્રુતિમાં કહ્યું છે, તેથી વાર્તા કરવી એ મનનો ધર્મ છે, માટે નિરંતર શરીર, ઇંદ્રિયો અને અંતઃકરણ વડે, બીજની સાથે જયારે દોષ દૂર થાય, ત્યારે તે ત્રણેનો સ્વભાવ ફરી જવાથી, જેમ સ્પર્શમણિના સ્પર્શથી લોઢું વગેરે સોનું થાય છે, તેમ કોઇ ન મળે તેવી રીતે દરેકને ભગવાનના સ્વરૂપનો ચોતરફથી પ્રવેશ થવાથી ભ્રમ ઉત્પન્ન થઈ શકતો નથી. જો કે અંતકાલના સમયમાં દેહ, ઇંદ્રિયો, અને અંતઃકરણને વિકળતા થઇ જાય છે, તેથી તેનો સ્વભાવ ફરીને ભ્રમ થવાનો સંભવ રહે છે, તોપણ જેનાં દેહ, ઇંદ્રિયાદિક ભગવાનનાં જ થયાં છે તેઓને કાળ મારી શકતો નથી કે મૃત્યુનો સંબંધ પણ તેઓને થતો નથી, કેમકે તે ભકતો ભગવાનની કથારૂપી અમૃતનું પાન કરીને નિત્યરૂપવાળા થયા છે. (૮)

કાલને નિયામકપણું ( કાબૂમાં રાખવાપણું ) કેમ નહિ ? એવી શંકા થાય ત્યાં કહે છેઃ

**तावत्कलिर्न प्रभवेत्प्रविष्टोऽपीह सर्वतः ।**
**यावदीशो महानुर्व्यामाभिमन्यव एकराट् ॥ ५ ॥**

**શબ્દાર્થઃ**—જ્યાંસુધી અભિમન્યુના પુત્ર પરીક્ષિત્ રાજા પૃથ્વી ઉપર ચક્રવર્તી તરીકે હોય ત્યાંસુધી કલિયુગે સર્વે ઠેકાણે પ્રવેશ કર્યો હોય તોપણ તે કાંઇપણ કાર્ય કરવાને સમર્થ ન થાય.

**ભાવાર્થઃ**—પરીક્ષિત્‌ના રાજયમાં પણ કાળનો સંબંધ નથી તો તેનું આયુષ હોય ત્યાંસુધી તો કાળનો સંબંધ શી રીતે હોય ? પરીક્ષિતે આધિદૈવિક કલિયુગનું નિવારણ કર્યું હતું, તેથી કલિયુગના વર્ષની ગણુનામાં અધિકતા થતી નથી, કારણ કે **આધ્યાત્મિક** કાળ તો રહેલો જ છે ! ભગવાનની અપેક્ષાએ પરીક્ષિતમાં રહેલા ગુણો તો હીન હોય છે, તેથી

ભગવાને કરેલા કાલનું નિરાકરણ પરીક્ષિતે કેમ કર્યું, એમ શંકા થાય તેની નિવૃત્તિ માટે કહે છે કે કલિયુગે પ્રવેશ કરેલો છે તોપણ જેમ પ્રતિબંધક મણિ (એક એવો મણિ થાય છે કે તે બળતા લાકડા ઉપર મૂકવામાં આવે તો લાકડું સળગતું નથી, તેને પ્રતિબંધક મણિ કહેવાય છે તે) ની નજદીકમાં અગ્નિનું સ્તંભન (રોકાઇ જેવું) થાય છે, તેમ રાજા પરીક્ષિત્ જ્યાંસુધી વિદ્યમાન હતા ત્યાંસુધી કલિયુગની શક્તિ દબાયેલી રહેલી છે. ભગવદીયપણું સરખું જ છે તોપણ કલિયુગના કાર્ય કરતાં રાજામાં ઉત્તમ ગુણો રહેલા છે, જે દ્વાદશ સ્કંધમાં કહેલા છેઃ "ગુણોને જાણનાર સારભાગી પુરુષો કલિયુગની પ્રશંસા કરે છે, કારણ કે તેમાં એક કેવળ કીર્તન માત્રથી જ સમગ્ર સ્વાર્થ મેળવી શકાય છે." તેથી પરીક્ષિતે કલિયુગને અટકાવેલો છે, પણ પોતાના દેશમાં કલિયુગને દૂર કર્યો નથી. તે કહે છે કે અહીં દરેક સ્થાનમાં કલિયુગે પ્રવેશ કર્યો છે, તોપણ કાર્ય કરવાને સમર્થ થયો નથી, એમ કહેવાથી કોઇ દેશમાં કાલ નથી અને કોઈ દેશમાં છે, એમ દેશનો પરિચ્છેદ દૂર કર્યો છે, એટલે દરેક દેશમાં રહેલો છે.

કાલ તો ભગવાને કરેલો છે તેમાં પરીક્ષિત્‌થી પ્રતિષ્ટંભ (કાલને રોકવો) કરેલો છે તે કેમ થઈ શકે, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે પરીક્ષિત્ ઈશ છે, એટલે ભગવાનનો તેમાં પ્રવેશ થવાથી અથવા ભગવાને ઐશ્વર્ય આપેલું હોવાથી તે રાજા કરવાને, ન કરવાને અને બીજી રીતે કરવાને સમર્થ છે. તેમ ભગવાને કાળ અને રાજા એ બન્નેને અધિકાર આપેલો છે. તેમાં વળી રાજાને મોટો કર્યો છે, તેથી મોટો હોય તે નાનાને અટકાયત કરી શકે તે યોગ્ય જ છે. વળી આ પરીક્ષિત્ ભગવાનના ભાણેજના પુત્ર થાય છે. આ કાળ તો ભગવાનનું વાહન છે, તેથી પણ પરીક્ષિત્‌ની મોટાઇ છે. વળી જંબૂદ્વીપમાં બીજા આઠ ખંડોમાં ત્રેતાયુગના જેવો કાલ પ્રવર્તે છે એમ પંચમ સ્કંધમાં કહ્યું છે, તેથી કલિયુગ એક ભરતખંડમાં જ પ્રવર્તે છે અને આ પરીક્ષિત્ રાજા સમગ્ર જંબૂદ્વીપના રાજા છે, માટે મોટા રાજાથી ખંડ (નાનકડો દેશ) નો રાજા તાબેદાર થાય જ છે; તેથી રાજાએ કલિયુગનો પ્રતિબંધ કરેલો છે. (૫)

કાળમાં જ કલિયુગ પ્રવૃત્ત થયો એમ શા માટે સ્વીકારતા નથી? કારણકે દ્વિતીય સ્કંધમાં શૌનકે કહેલું છે કે "ઉત્તમયશવાળા ભગવાનની વાર્તા વડે જે કાળનો ક્ષણ વ્યતીત કરેલ છે, તે સિવાયના આયુષને ઊગતો તથા આથમતો સૂર્ય લઇ જાય છે;" તેથી જે કાલમાં ભગવાનની વાર્તા થતી હોય તેને સૂર્ય હરી શકતો નથી, એમ કહેવાથી અહીં પણ ઉત્તમશ્લોક પ્રભુની કથાનું સેવન જે કાળમાં થતું હોય તે કાળને સૂર્ય ન લઈ

જઈ શકે એમ કહી શકાય છે. માટે સૂર્યની ગતિથી ગણના કરવામાં કાળનો પરિચ્છેદ (વિભાગ) થાય ત્યારે સત્યયુગ, ત્રેતાયુગ વગેરે વ્યવહાર થાય છે; તેથી "પ્રસંગે આવેલો ઉત્કર્ષ (મોટાઈ) કહેવો જોઈએ" એ ન્યાયથી ભગવાનની વાર્તા કરતા રાજાના આયુષ વડે, અને ભગવાન વડે કાળ જ ઉત્તમ છે, એમ શા માટે કહેવાય નહિ, એવી શંકા કરીને કહે છેઃ

**यस्मिन्नहनि यर्ह्येव भगवानुत्ससर्ज गाम् ।**
**तदैवेहाऽनुवृत्तोऽसावधर्मप्रभवः कलिः ॥ ६ ॥**

**શબ્દાર્થઃ**—જે દિવસે જે સમયમાં ભગવાને પૃથ્વીનો ત્યાગ કર્યો, તે જ સમયમાં જેનાથી અધર્મની ઉત્પત્તિ છે એવો કલિકાલ અહીં શરૂ થયો છે.

**ભાવાર્થઃ**—ખરી વાત છે કે પ્રભુની કથામાં લીન થયેલા રાજાના આયુષ વડે અને ભગવાન વડે કાળની મોટાઈ કરી શકાય છે, તોપણ થઇ નથી. તેમાં દ્વાપરયુગના અંતમાં ભગવાન્ પ્રકટ થયા ત્યારે કલિયુગે પ્રવેશ કર્યો ન હતો, કારણ કે ભગવાન્ વડે સૂર્યની ગતિ ઉત્તમ થાય છે. તે બાબત દશમ સ્કંધમાં કહેલ છે કે "કાળ વડે જેનું ઐશ્વર્ય રસ વગરનું છે અને ભગવાનના ચરણકમળના સ્પર્શથી જેમાં શક્તિ ઉત્પન્ન થઈ છે, એવી પૃથ્વી પણ અમારા સર્વ અર્થને સિદ્ધ કરે છે." એ વાકયમાં દોષની નિવૃત્તિ થવાનું કહેલું છે, તેથી સૂર્યની ગતિ ઉત્તમ થયેલી હતી. તે ભગવાન્ પૃથ્વી ઉપરથી પધાર્યા ત્યારે ઉત્તમ કાર્ય કરનારનો અભાવ થયો અને પરીક્ષિત્ રાજાને તે અધિકાર મળ્યો ન હતો, તેથી કલિયુગે પ્રવેશ કર્યો છે. યુધિષ્ઠિરના રાજ્યમાં કલિયુગ પેઠેલો તેનો નાશ પરીક્ષિત્ કરે તો મર્યાદાનો ભંગ થાય અને કલિયુગને કાઢી મૂકે તો પરીક્ષિત્ ગયા પછી પાછો આવીને તેટલો વખત વધારે રહીને પોતાનું શાસન કરે, એટલે કલિયુગના પ્રારંભ થયા પછી, જેટલાં વર્ષે કલ્કિ ભગવાનનો અવતાર થવા માટે શાસ્ત્રોમાં લખેલું છે, તેટલાં વર્ષોમાં વધારો થવાથી તે સમયનો બાધ આવે; માટે ભગવાનની વાર્તા વડે જ આયુષને વિતાડનારા પરીક્ષિત રાજાને ભગવાનની સાથે, સમાન બળ નહિ હોવાથી કાળમાં ઉત્તમતા નથી. આ અભિપ્રાયથી કહે છે કે જે દિવસે જે ક્ષણમાં ભગવાને પૃથ્વીનો ત્યાગ કર્યો, તે જ સમયે તે ક્ષણમાં કલિયુગ પ્રવર્ત્યો છે. ભગવાનના પધારી જવાની રાહ જોઇને કલિયુગ રહ્યો હતો, તે ભગવાન્ પધાર્યા કે તરત જ પોતે આવીને રહ્યો છે. અને કલિયુગ આવ્યો કે તરત જ સર્વે અધર્મો પ્રવૃત્ત થયા છે. (૬)

એમ આવેલો કલિયુગ દુષ્ટ હોવાથી તેને મારવો કે નહિ, અથવા તેનું નિરાકરણ કરવું અયોગ્ય છે, અને ભગવાને કલિયુગને યુગરૂપે અધિકારી

કહેલો છે, તો પછી ભગવાનની પ્રાર્થના કરવી એ જ યોગ્ય છે, કારણ કે તેમ કરવાથી દરેકનો ઉપકાર સિદ્ધ થાય છે! એવી શંકા કરીને કહે છે:

**नानुद्वेष्टि कलिं सम्राट् सारङ्ग इव सारभुक् ।**
**कुशलान्याशु सिध्यन्ति नेतराणि कृतानि यत् ॥ ७ ॥**

**શબ્દાર્થ**:—જંબૂદ્વીપના અધિપતિ પરીક્ષિત્ રાજાએ, કલિયુગનો દ્વેષ કર્યો નહિ, કેમકે તે રાજા ભમરાની માફક સાર વસ્તુને ગ્રહણ કરનારા હતા. તે સાર કલિયુગમાં એવો છે કે પુણ્યકર્મ જલદી સિદ્ધ થાય છે, અને પાપકર્મો પોતે જે કરેલાં હોય તે જ ભોગવવાં પડે છે (એટલે સંસર્ગથી થયેલો દોષ કલિયુગમાં લાગતો નથી.)

**ભાવાર્થ**:—જો કે રાજા સર્વ કરવાને સમર્થ હતા, તોપણ તેમણે કલિયુગનો દ્વેષ કર્યો નથી એટલે ધર્મ કલિયુગનો દ્વેષ કરે છે તોપણ તેની પાછળ રાજા પોતે તો દ્વેષ કરતા નથી, કારણ કે તે જંબૂદ્વીપના અધિપતિ છે; એટલે પેટા રાજ્યના અધિપતિઓને પરસ્પર દ્વેષ હોય, તેને અનુસરીને મુખ્ય રાજા હોય તે દ્વેષ ન કરે.

કલિયુગ અધર્મને ઉત્પન્ન કરનાર છે, તેથી તેનો દ્વેષ કરવો યોગ્ય છે! એમ કહે તો ત્યાં કહે છે કે તે રાજા સાર વસ્તુને ભોગવનારા છે, એટલે કમોદમાં ફોતરાં હોય છે, તે થાય જ નહિ, તેવી રીતે તેનો ખુલાસો થઈ શકતો નથી, પણ જો ફોતરાં ન થાય તેમ કહે તો પછી ચોખા પણ ન જ થાય, તેમ આ રાજા પણ સારને ગ્રહણ કરે છે. જે સારભૂત હોય છે, તે અસારપણાથી વીંટાયેલો હોય છે, ખુલ્લો રહેતો નથી; તેથી કોઇ પણ ભાગમાં રાજા કલિયુગનો દ્વેષ કરતા નથી. વિષ (ઝેર) અને મધથી મળેલા અન્નનો જેવી રીતે ત્યાગ કરાય છે તેમ ગુણ અને દોષ સરખા હોય તો તે પદાર્થનો ત્યાગ કરવો જોઈએ. ત્યારે કલિયુગમાં તો દોષ વધારે હોવાથી તેનો ત્યાગ શા માટે ન કર્યો? એવી શંકાના ઉત્તરમાં કહે છે: તે રાજા ભમરાની માફક સાર વસ્તુને ભોગવનારા છે. જે સાર (તત્ત્વ)નું ગાન કરે તે "સારંગ" કહેવાય છે,

એટલે પુષ્પના સુગંધથી મસ્ત થયેલો ભમરો ગાન કરે છે, તેમ કેતકી વગેરેનાં પુષ્પો તો બહાર કાંટાથી વીંટાયેલાં હોય છે, પણ તે પુષ્પોમાં મકરન્દ (સુગંધ) વિશેષ હોવાથી અને મકરન્દથી જ ભમરાનું જીવન હોવાથી તે તેમાં રમણ કરે છે, તેવી રીતે પરીક્ષિતને પણ કલિયુગમાં મનુષ્યો ખરેખર ભગવાનમાં પરાયણ થશે, એમ એકાદશ સ્કંધમાં કહ્યા પ્રમાણે ભગવાનના ભક્તો અને ભગવાનના ગુણો સુલભ રીતે મળી શકશે; અને રાજાને પ્રભુના ગુણો અને ભક્તો જ જીવનરૂપ છે.

માટે ભક્તિની સિદ્ધિ થવા માટે રાજાએ કલિયુગનો દ્વેષ કર્યો નથી. સત્ય અને કલિયુગ બન્ને બરોબર હોવાથી પણ કલિયુગનો દ્વેષ કરતા નથી; પણ કલિયુગમાં જે અધર્મનો અંશ છે તેનું નિરાકરણ તો તેનો પ્રતિબંધ કરવાથી પણ સિદ્ધ થાય તેમ છે, અને ભગવાનના ગુણો તેમ ભક્તો તો કલિયુગમાં સુલભ હોવાથી કલિયુગનો દ્વેષ કરતા નથી; સત્ય અને કલિયુગની સમાનતા હોવાથી દ્વેષ કરતા નથી. ત્યાં વળી કહે છે કે "સત્યયુગમાં તે જ વખતે શાપનું ફળ થાય છે; ત્રેતાયુગમાં બારમે દિવસે ફળ થાય છે; દ્વાપરયુગમાં પાપ કર્યા પછી તેનું ફળ એક માસે થાય છે; અને કલિયુગમાં એક વર્ષે પાપનું ફળ મળે છે." અને તેનાથી ઊલટી રીતે ધર્મ સિદ્ધ થાય છે; એટલે સત્યયુગમાં એક વર્ષે ધર્મનું ફળ મળે છે; ત્રેતાયુગમાં એક માસે ધર્મનું ફળ મળે છે; દ્વાપરયુગમાં બારમા દિવસે ધર્મનું ફળ મળે છે; અને કલિયુગમાં તે જ વખતે ધર્મનું ફળ મળે છે. માટે કહે છે કે કલિયુગમાં પુણ્ય તરત જ ફળે છે અને પોતે કરેલાં પાપો હોય તેનું ફળ ભોગવવું પડે છે, પણ ઘણું કરીને સંસર્ગથી ઉત્પન્ન થયેલાં પાપો ભોગવવાં પડતાં નથી એમ જણાવ્યું છે. કારણ કે પોતે જે કરેલું હોય તે જ પાપ ગણાય છે; તેથી લોક ઉપર ઉપકાર કરવા માટે પણ પરીક્ષિત રાજાએ કલિયુગનો દ્વેષ કરેલો નથી. (૭)

વળી આ કલિયુગ દેશમાં રહેલો નથી, પણ પુરુષોમાં પ્રવર્તી રહેલો છે, તેમાં પણ બાળકોમાં રહેલો છે, તેમાં પણ જે બાળકો ગાફલ હોય છે તેવામાં પ્રવર્તે છે; તેથી શિક્ષક તરીકે રાજા પરીક્ષિત્ હોવાથી તેમાં ઉપેક્ષા (અનિચ્છા) કરે છે, પણ દ્વેષ કર્યો નથી; એ કહે છે:

**किन्तु बालेषु शूरेण कलिना धीरभीरुणा ।**
**अप्रमत्तः प्रमत्तेषु यो वृको नृषु वर्तते ॥ ८ ॥**

**શબ્દાર્થ**:—વરુ જાનવરની માફક ગાફલ પ્રાણીઓમાં ચાલાક થઇને, મનુષ્યોમાં જે કલિયુગ વર્તે છે, તે ધીર પુરુષોથી ભય પામનારો કલિયુગ બાળકોમાં શૂરવીર છે.

**ભાવાર્થ**:—દેશમાં કલિયુગનું રહેઠાણ રાખવા માટે પૂર્વપક્ષનું નિરાકરણ તુ અવ્યયથી કરેલું છે. જે બાળકો ધર્મમાર્ગમાં પ્રવૃત્ત થયાં છે તેનામાં જલદી ફળની સિદ્ધિ થવામાં પ્રપંચનો નાશ થાય છે, અને ધર્મ વડે જ્યારે અંતઃકરણ પવિત્ર થાય ત્યારે જ્ઞાનનો ઉદય થાય છે; તેથી દરેકનો ત્યાગ કરવાનો પ્રસંગ આવે છે; તેથી હરકોઇ ફળની સિદ્ધિ કરવા માટે ધર્મ કરનારાઓ છે, તેને પ્રતિબંધ કરવામાં કલિયુગ શૂરવીર છે, અને જેઓ મોક્ષના

અધિકારી ધીર પુરુષો છે તેઓથી કલિયુગ ભય પામે છે. વળી આ કલિયુગ વૈરાગ્યના પણ કારણરૂપ છે, કારણ કે આયુષનો ક્ષય કરનારો હોવાથી ગાફલ પુરુષોમાં કલિયુગ ઘણો સાવચેત રહે છે. તેથી તે પુરુષોનાં આયુષનો ક્ષય કરે છે. એટલા માટે જ કલિયુગમાં થોડાં આયુષવાળાં માણસો થાય છે.

ત્યારે કલિયુગનો આવો સ્વભાવ કેમ છે, એમ જાણવાની ઈચ્છા થાય ત્યાં કહે છે કે તે કલિયુગ વરુ (નારના) રૂપવાળો છે. રાત્રિઓમાં જે પ્રાણીઓ સૂતાં હોય, જેનો કોઈ રક્ષક ન હોય તેઓની જ હિંસા વરુ કરે છે, સિંહની માફક સામો આવીને પોતાના બળથી સર્વનું ભક્ષણ કરતો નથી; તેથી જ વરુને મારવા માટે રાજા વગેરે શિકાર ખેલનારાઓની પ્રવૃત્તિ થતી નથી.

મૂળમાં એકવચન હોવાથી તેને કોઇની સહાયતા નથી એમ સૂચવ્યું છે. તેમાં પણ વિશેષ એ છે કે તે મનુષ્યોમાં પ્રવર્તે છે, પણ મનુષ્યોમાં જે ઉત્તમ ઋષિ વગેરે હોય છે તેઓમાં તે કલિયુગ પ્રવૃત્ત થઇ શકતો નથી; તેથી તે ઉપેક્ષા કરવા યોગ્ય છે. (૮)

એવી રીતે પ્રસંગથી કલિયુગના સ્વરૂપનું નિરૂપણ કરીને હવે તે કથાનો ઉપસંહાર કરે છેઃ

**उपवर्णितमेतद्वः पुण्यं पारीक्षितं मया ।**
**वासुदेवकथोपेतमाख्यानं यदपृच्छत ॥ ९ ॥**

**શબ્દાર્થ**:—જે આખ્યાન તમે પૂછયું હતું તે ભગવાનની કથાથી યુક્ત અને પવિત્ર એવું પરીક્ષિત્ રાજાનું આખ્યાન તમને મેં કહી સંભળાવ્યું છે.

**ભાવાર્થ**:—એવી રીતે વિભાગથી સંક્ષેપમાં નિરૂપણ કરેલું આખ્યાન ભગવાનના શ્રવણ અને કીર્તનને ઉપયોગી નથી. તે આખ્યાન પુણ્યરૂપ છે એમ કહે છે, એટલે જેમ ગંગાજીમાં સ્નાન કરવાથી ધર્મ થાય છે તેમ પરીક્ષિત્ રાજાનું આખ્યાન સાંભળવાથી પણ ધર્મ થાય છે; એટલે ધર્મરૂપ છે, એમ જણાવ્યું છે. તે આખ્યાન કહેવામાં કારણ કહે છે કે તે વાસુદેવ પ્રભુની કથાથી યુક્ત છે. તેમ તમે તે આખ્યાન કહો એમ પૂછયું હતું, તેના ઉત્તરમાં આ આખ્યાન તમને કહ્યું છે. નહિ તો ત્રીજા અધ્યાયમાં જ કહ્યું હતું કે હું તમને ભાગવત સંભળાવીશ, તેથી ભગવાનની જ કથા કહત. પણ આ પરીક્ષિતની કથા પૂછેલી હતી માટે કહી છે. એટલે તે રાજાના આખ્યાનમાં ભાગવતની કથાનો સંક્ષેપથી સાર કહ્યો છે. (૯)

ભગવાનની કથાનું નિરૂપણ પરીક્ષિતના આખ્યાનમાં ન હોવાથી, અમારો પ્રશ્ન જો અયોગ્ય હતો તો તે જ વખતે, અમોને તેનું નિરાકરણ કેમ ન કર્યું? આ પ્રસંગે આવેલી કથા શા માટે કહી? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**या याः कथा भगवतः कथनीयोरुकर्मणः ।**
**गुणकर्माश्रयाः पुम्भिः संसेव्यास्तु बुभूषुभिः ॥ १० ॥**

**શબ્દાર્થઃ**—જેનાં ઘણાંયે કર્મો કહેવાને યોગ્ય છે તેવા ભગવાનના ગુણ, અને કર્મના આશ્રયવાળી જે જે કથાઓ હોય તે તે કથાઓ, પોતાના અભ્યુદય (આબાદી)ની ઇચ્છાવાળા પુરુષોએ સેવવા યોગ્ય છે.

**ભાવાર્થઃ**—આ પરીક્ષિતની કથાને ભગવાનની કથાનો આધાર છે, તેથી તે ઉપયોગ વગરની નથી. જેને ઉત્તમ વસ્તુનો આધાર હોય તે ખરો અધિકારી થાય છે. માટે ભગવાનના ગુણ તથા કર્મનો આશ્રય કરીને જે જે કથાઓ શરૂ થઇ છે તે દરેક સાંભળવા યોગ્ય છે, કારણ કે ભગવાનનાં ચરિત્ર વધારે કહેવાને યોગ્ય છે. બીજી કથા ભગવાનની કથાનું નિરૂપણ કરતી હોય ત્યારે ભગવાનની કથાની અધિકતા કહેવાય છે, અને ભક્તિને ઉત્પન્ન કરનાર તરીકે પણ ત્યારે જ થાય છે. તે વગર તો "સહસ્રનામ"ના પાઠની માફક કર્મમાર્ગમાં ઉપયોગી થાય છે. જેમ વધારે થાય તેમ ભગવાનનાં ચરિત્રો કહેવાને યોગ્ય છે. જેમાં કેવળ લોકની બુદ્ધિનું ભાન થાય તેવાં ભગવાનનાં ચરિત્રો કહેવાં નહિ. તોપણ લૌકિકની બરોબર જણાતાં હોય અને તેમાં ભગવાનનું માહાત્મ્ય હોય તેવાં ચરિત્ર કહેવાં અને તે ચરિત્રોને સાંભળ-નાર સ્વતંત્ર હોવો જોઇએ, તેમ આ સંસારથી પોતાની ઉન્નતિને ચાહનારો જોઇએ. તેવા શ્રોતાને જેમ ઘીવાળું અન્ન પોષણ કરે છે, તેમ ભગવાનના ગુણ અને ચરિત્રવાળી કથાઓ પોષણ કરનારી થાય છે. (૧૦)

એવી રીતે સંક્ષેપથી કથા કહીને સૂતપૌરાણિક નિવૃત્ત થયા, એમ જાણીને તેના અભિપ્રાયમાં આવેલા અર્થને જાણવા માટે, દરેક ઋષિઓ સૂતપૌરાણિકને ઉત્સાહવાળા બનાવે છેઃ

**सूत जीव समाः सौम्य ! शाश्वतीर्विशदं यशः ।**
**यस्त्वं शंससि कृष्णस्य मर्त्यानाममृतं हि नः ॥ ११ ॥**

**શબ્દાર્થઃ**—હે સૂતપૌરાણિક ! તમો ઘણાં વર્ષ સુધી જીવો, કારણ કે મનુષ્ય એવા અમને, શ્રીકૃષ્ણ ભગવાનના અમૃતરૂપ સુંદર યશને તમો કહો છો.

**ભાવાર્થઃ**—બ્રાહ્મણો બહુ પ્રસન્ન થઇને કાંઈ આપવાની ઇચ્છા કરે, ત્યારે તેની પાસે આપવામાં આશીર્વાદરૂપ દ્રવ્ય હોય છે. તે કહે છે કે હે સૂત ! તમો ઘણાં વર્ષ સુધી જીવો.

તમારે તે લાંબા વખત સુધી જીવવાનો ઉપયોગ કયાં છે, એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ તમે સૌમ્ય છો, એટલે સમજનારા છો; અર્થાત્ તમારું જ્ઞાન અને ચતુરાઈ, ઉત્પત્તિને ન્યૂન કરી નાખે તેવી છે; તેથી તમો

ઘણા વખત સુધી જીવો એમાં અમારું મોટું કાર્ય સિદ્ધ થાય તેમ છે. ઘણાં વર્ષો જીવો એમ કહ્યું છે, તેમાં ઘણાંને કહેવા માટે **शाश्वतीः** પદ મૂકેલું છે, તે કાયમની નિત્યતાને બતાવનાર છે.

અને કયારેપણ નાશ ન પામે તેવાં વર્ષો જીવો. તે નિત્ય વર્ષો, અક્ષરબ્રહ્મનાં અથવા બીજા નિત્ય પદાર્થોનાં થાય છે; તેથી ઘણા વખત સુધી તમે જીવો એમ કહ્યું છે. એવી રીતે આશીર્વાદ આપવામાં કારણ કહે છે કે તમે શ્રીકૃષ્ણ પ્રભુનો નિર્મલ યશ અમને કહો છો. કર્મમાર્ગમાં **प्रउग** નામનું એક વચન થાય છે, તે જેમ કેવળ કર્મમાં જ ઉપયોગી છે તેવી રીતે આ ભગવાનનો યશ નથી પણ તે તો અમને અમૃતના જેવો છે, એટલે અમૃતરૂપ જ છે. તે યશ મરણને દૂર કરે છે, સુખ કરે છે, અને પરમાનંદરૂપ છે. તે માટે કહે છે: તે યશ નિર્મલ છે. નિર્મલ કહેવા માટે મૂળમાં **विशदं** એવું વિશેષણ આપ્યું છે. એનો અર્થ એવો થાય છે કે **विश** એટલે સંસારનો પ્રવેશ અને **द** એટલે તેનું ખંડન કરે તે "**વિશદ**" કહેવાય છે; અર્થાત્ ભગવાનનો યશ સંસારના પ્રવેશને દૂર કરે છે, તેથી મરણને દૂર કરે છે. તેમ કહ્યું છે દરેકને સુખ કરે છે અને તે યશ પણ શ્રીકૃષ્ણ પ્રભુનો છે, તેથી પરમાનંદરૂપ છે; કેમકે શ્રીકૃષ્ણ શબ્દ સદાનંદનો (નિરંતર આનંદ અને સત્તા જેમાં રહેલી છે) વાચક છે. શ્રુતિમાં કહ્યું છે કે "સત્તા વાચક શબ્દ **कृष्** છે અને આનંદવાચક શબ્દ **ण** છે. તે બન્ને મળીને **कृष्ण** શબ્દ થાય છે."

તેથી શ્રી કૃષ્ણને જ પરમાનંદરૂપે કહી શકાય છે. (૧૧)

પરીક્ષિતની કથાનો પ્રશ્ન કર્યો, તેમાં સૂત ઉદાસીન થયા ત્યારે અમે આ યજ્ઞ કરીએ છીએ તે કર્મમાર્ગની પ્રવૃત્તિ છે, તે જોઇને ભગવાનની કથાને સૂત કહેશે નહિ ! એવી શંકા કરીને કહે છે:

**कर्मण्यस्मिन्ननाश्वासे धूमधूम्रात्मनां भवान् ।**
**आपाययति गोविन्दपादपद्मासवं मधु ॥ १२ ॥**

**શબ્દાર્થ**:—વિશ્વાસ વગરના આ કર્મમાં, ધુમાડાથી મેલાં શરીરવાળા, અમોને તમો ગોવિંદ ભગવાનના ચરણકમળના મકરંદનું પાન કરાવો છો.

**ભાવાર્થ**:—આ યજ્ઞરૂપી કર્મમાં ફલના નિશ્ચયનો અભાવ હોવાથી વિશ્વાસ રહ્યો નથી. વેદમાં "પરલોકમાં છે કે નહિ, તે કોણ જાણે છે?" એમ કહ્યું છે, ત્યાં સંદેહ ન હોવા છતાં પણ જેમ સંદેહનું વાકય છે, તેવી રીતે અહીં પણ સંદેહનું વચન છે. કર્મમાં વિશ્વાસ ન જ હોવાથી ધુમાડાથી જેનું શરીર મેલું બન્યું છે, એટલે યજ્ઞ કરવામાં મલિનતારૂપ દોષ તો ખુલ્લે-ખુલ્લો છે અને તેથી ફળ થવારૂપી ગુણમાં સંદેહ રહે છે, એવા મોટા

કષ્ટરૂપ કામમાં તમો ગોવિંદ ભગવાનના ચરણકમળના મકરંદનું પાન કરાવો છો.

તમે ભગવાનની કથા કહો છો, તેમાં જે રસનો અનુભવ થાય છે તેવા રસનો અનુભવ, આ હજાર વર્ષના યજ્ઞમાં હજુ સુધી થયો નથી, માટે યજ્ઞના કરતાં તો તમારો જ આદર કરવા જેવો છે. તમે ચોતરફથી તે મકરંદનું પાન કરાવો છો. ઇંદ્રના કોપથી વ્રજની રક્ષા કરી ત્યારે ભગવાનનું **ગોવિન્દ** નામ પ્રસિદ્ધ થયું છે અને અહીં પ્રભુના ચરણકમળના રસનું પાન કરાવવાનું કહ્યું છે, તેથી સાંભળનારાઓના રક્ષક તરીકે તમે છો. ચરણકમળ કહેવાથી ભક્તિ-માર્ગનો પ્રચાર બતાવ્યો છે, એટલે આગળ પણ તેનું પાન થવાનું સૂચવ્યું છે. મકરંદને આસવ કહ્યો છે, તેથી તે દેહાદિકને ભુલાવનાર છે એમ સૂચવ્યું છે. આથી જ્ઞાનનું ફળ અહીં આનુષંગિક (એક કાર્યમાં બીજું પેટાનું કાર્ય થાય તે) છે, તેથી જ્ઞાનથી પણ આ કાર્યની મોટાઈ બતાવી છે. તે મધુ છે એટલે મીઠું છે; તેથી તે સ્વરૂપથી પણ પાન કરવા યોગ્ય છે એમ બતાવ્યું છે.(૧૨).

એવી રીતે કથામાં ઘણો જ આદરભાવ બતાવીને તે સૂતપૌરાણિકમાં પણ ઘણો જ આદરભાવ બતાવે છેઃ

**तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।**
**भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥ १३ ॥**

**શબ્દાર્થઃ**—ભગવાનનો જેને સંગ થયો છે તે ભક્તોના સમાગમ સાથે ક્ષણ બરોબર પણ સ્વર્ગની કે મોક્ષની પણ અમે તુલના કરી શકતી નથી. ત્યારે મનુષ્યોના મનોરથરૂપ રાજ્યાદિકની બરોબરી તો ક્યાંથી જ થઈ શકે?

**ભાવાર્થઃ**—જેઓનો ભગવાનની સાથે સંયોગ છે એવા ભકતોનો જે સંગ થાય તેના એક ભાગ સાથે પણ અમે સ્વર્ગની તુલના કરી શકતા નથી, એટલે તમારા સંગથી ભગવાનની કથારૂપી અમૃતનું પાન કરવામાં જે સુખ અમને થયું છે. તેવું સુખ સ્વર્ગમાં થશે એવી અમો કલ્પના કરતા નથી. જો તેના જેવી કલ્પના કરીએ તો સમાન ન હોય તેની સમાનતાનું પ્રતિપાલન કરવાથી અનાદર થાય છે.

પ્રભુકથા પાસે સ્વર્ગ અને મોક્ષ એ બન્નેની તુલના કરતા નથી એમ કહ્યું ત્યાં સ્વર્ગ અને મોક્ષની સમાનતા બતાવી છે. ત્યાં સ્વર્ગ શબ્દનો અભિપ્રાય લોક તરીકે નથી, પણ વેદમાં કહ્યું છે કે "જેનો ભેદ દુઃખ વડે થતો નથી, તેમ જ કાળ વડે જેનો નાશ થતો નથી, તેવા સુખને સ્વર્ગ કહેવાય છે." એમ કહ્યું છે તેથી જેની અંદર દુઃખ આવતું નથી, એવું સુખ પ્રાપ્ત થાય તેનું નામ સ્વર્ગ છે. તે જીવતે ભોગવવા યોગ્ય છે. અને જીવાત્માના આનંદથી ન્યૂન છે. તે જીવના લિંગશરીરનું આવરણ દૂર થાય તે મોક્ષ કહેવાય છે. તે મોક્ષમાં ફરીને

જન્મ થતો નથી, તેથી તેનું નામ અપુનર્ભવ છે. તે મોક્ષ મનુષ્યના આનંદ કરતાં ઉત્તમ છે, તોપણ બ્રહ્મના આનંદથી હલકો છે; અથવા તેને બ્રહ્માનંદરૂપ જ માનીએ તો એ બન્ને પક્ષમાં આનંદમય ભગવાનની બરોબર તે મોક્ષાનંદ થતો નથી, કારણ કે મનુષ્યના આનંદથી લઈને બ્રહ્મના આનંદ સુધીની ગણના વેદમાં કરેલી છે, તેમાં બ્રહ્માનંદ સુધી ગણાયેલો આનંદ છે, અને ભગવાનનો આનંદ ગણી શકાય તેમ નથી તેમ તે બ્રહ્માનંદ કરતાં જુદા પ્રકારનો જ છે. જો તેમ ન હોય તો જીવને બ્રહ્મભાવ થવાનું લખ્યું છે અને બ્રહ્મભૂત થયેલો હોય તેને ભગવાનમાં પ્રવેશ કરવાનું લખેલું છે તે લખે નહિ.

એક મણ ખોળ (તલને પીલીને તેલ નીંગાળી લીધા પછી જે કૂચો રહે છે તેને ખોળ કહે છે) ખાવામાં એક મૂઠી સાકર ખાવાના રસનો અનુભવ થતો નથી. બ્રહ્માનંદમાં રહેલા બ્રહ્માજી અને પૂર્ણ જ્ઞાનવાળા સનકાદિકને પણ ભગવાનની આકાંક્ષા રહે છે; માટે ભગવાનની સાથે સ્વર્ગ કે મોક્ષની બરોબરી થઈ શકતી નથી. ભગવાનના ભકતોનો સંગ ભક્તિનું સાધન છે, એ પક્ષમાં પણ તેવા સંગની બરોબર મોક્ષ નથી, કેમકે જે બ્રહ્મભૂત થયો હોય તેને પરાભક્તિ મળે છે એમ ગીતાજીમાં કહ્યું છે, તેથી તે મુક્ત થયેલો ભક્ત ભગવાનની પ્રાપ્તિનો અધિકારી છે, કારણ કે તેને ભક્તિ થાય છે અને ભગવાનનો ભક્ત પણ ભક્તિને ઉત્પન્ન કરે છે, માટે તેને મુક્તપણું છે. તે ભક્તિના સ્વરૂપમાં ઉપકાર કરનારું એક અંગ છે અને ભક્તિના અધિકારનું નિરૂપણ કરવામાં મોક્ષ પણ એક અંગ છે, કારણ કે ષષ્ઠ સ્કંધમાં કહેલું છે કે "મુક્ત થયેલા સિદ્ધોમાં પણ ભગવાનમાં પરાયણ થયેલો ભકત તો દુર્લભ છે." તેથી દરેક મુકત થયેલા કાંઈ ભગવાનના આનંદને પ્રાપ્ત થતા નથી, અને ભગવાનના ભકતના સંગનો એક ક્ષણ પણ ભગવાનના આનંદને ઉપજાવે છે; માટે ભગવદ્ભકતનો સંગ તે તો આનંદ આપવામાં સ્વતંત્ર છે અને મોક્ષ તો એકતરફી છે; તેથી તે બન્નેની બરોબરી નથી. કોઇ ભૂલો પડેલો માણસ હોય તે ભલે તેઓની તુલના કરે, પણ અમે તો તેની તુલના કરી શકતા નથી, એમ શૌનકાદિક કહે છે.

ભગવાનના ભક્તના એક ક્ષણની બરોબરીને સ્વર્ગ કે મોક્ષ કરી શકે નહિ, ત્યાં મનુષ્યની આશિષરૂપ પુત્રાદિકની તુલના તો કયાંથી જ કરી શકાય? જો કે લોકમાં પ્રીતિવાળા મનુષ્યોને તેનો વધારે પડતો આદર હોવાથી તેની મનાઇ કરી છે, તેથી લૌકિકતા તથા વૈદિક માર્ગની અપેક્ષાએ પુષ્ટિમાર્ગ –અનુગ્રહમાર્ગ ઉત્તમ છે, એમ અહીં સિદ્ધ કર્યું છે. (૧૩)

એવી રીતે વક્તાને ઉત્સાહનાં વચનો કહીને હવે, અમને તે પ્રભુની કથા સાંભળવામાં ઘણી જ પ્રીતિ છે, તે કહે છેઃ

को नाम तृप्येद् रसवित्कथायां
महत्तमैकान्तपरायणस्य ।
नान्तं गुणानामगुणस्य जग्मु-
र्योगेश्वरा ये भवपाद्ममुख्याः ॥ १४ ॥

**શબ્દાર્થ**:—ઘણા જ મોટાઓના, મુખ્ય અને ઉત્તમ આશ્રયરૂપ એવા ભગવાનની કથામાં રસને જાણનારો કોણ તૃપ્ત થઇ શકે? કારણ કે નિર્ગુણ ભગવાનના ગુણોના છેડાને, મહાદેવજી અને બ્રહ્માજી જેમાં મુખ્ય છે એવા યોગેશ્વરો પણ પામી શકતા નથી.

**ભાવાર્થ**:—એવા અમૃતમાં કોઈપણ તૃપ્ત થતો નથી. પ્રથમાધ્યાયમાં "ઉત્તમશ્લોક પ્રભુના પરાક્રમમાં અમે તૃપ્ત થતા નથી" એમ કહ્યું છે ત્યાં જ તૃપ્તિ ન થવાનો પ્રકાર તો કહેલો છે. તે કથાના સ્વરૂપને રસપણું છે, તોપણ તે ઇચ્છાને સિદ્ધ કરનાર પણ છે એમ કહ્યું છે; તેથી જેમ ઔષધ લેવાથી તૃપ્તિ થઇ જાય છે તેમ અહીં તૃપ્તિનું કારણ નથી. કેવળ તે કથા રસને ઉત્પન્ન કરે છે એટલું જ નહિ પણ તે રસરૂપ જ છે; માટે પોતાનામાં જ તે રુચિને ઉત્પન્ન કરે છે. જો કે સાધારણ રીતે સાંભળનાર માત્રને કથા રસ ઉત્પન્ન કરે છે, તોપણ પરમ (શ્રેષ્ઠ) સંસારના રોગથી જે ઘેરાયેલો હોય છે, તેની અંદર કથાનો રસ પ્રવેશ કરી શકતો નથી. તેવા રોગીને એક વખત પણ તે રસનું જ્ઞાન થયું નથી. તેવાઓને કથામાં પ્રીતિ ન થાય તે બનવા યોગ્ય છે. જેઓ તે રસના જાણકાર છે તે તો કથાથી શી રીતે તૃપ્ત થાય? કથાનો રસ તૃપ્ત કરતો નથી એ બાબત લોકમાં પણ પ્રસિદ્ધ છે. કર્મ અને જ્ઞાનમાં નિષ્ઠાવાળા પુરુષો ભગવાનની કથામાં તૃપ્ત થાય છે, એમ કોઈ શંકા કરે તો ત્યાં કહે છે કે મોટાઓમાં ઉત્તમ હોય છે એટલે જેઓ ભક્તિની સાથે જ્ઞાનવાળા છે તેઓને સારામાં સારું, જે ફળરૂપ પ્રાપ્તિનું સ્થાન છે તે તો ભગવાનની કથામાંથી ક્યારે પણ તૃપ્ત થતા નથી. જોકે મૂળમાં રસને જાણનારા કહેલા છે તેથી કર્મ અને જ્ઞાનની નિવૃત્તિ કરી છે, કારણ કે કર્મી અને જ્ઞાની રસના જાણકાર હોતા નથી, તોપણ લોકની પ્રતીતિ વડે કર્મવાળા પણ કર્મની પૂર્ણતા કરવા માટે ભગવાનના નામનો ઉચ્ચાર તથા સ્મરણાદિક કરે છે, તેથી સાધનરૂપે કર્મમાર્ગવાળાઓને પણ પ્રભુની કથાભક્તિમાં રસ હોય છે અને જ્ઞાનમાર્ગવાળાઓને પણ ભગવાનની ભક્તિ જ્ઞાનને ઉત્પન્ન કરે છે, એવું જ્ઞાન હોવાથી તેઓને પણ સાધનરૂપે તેમાં રસ હોય છે; તેથી જ્યારે તેવાઓથી ઉત્તમ હોય છે તેઓ પણ પોતાને ફળરૂપ હોવાથી ભગવાનની કથામાંથી પાછા ફરતા નથી, ત્યારે પ્રભુને અનુસરનારાઓ તો ક્યાંથી જ નિવૃત્ત થાય? માટે પ્રભુની કથામાંથી દૂર ચાલ્યા જવું તે રસના અજ્ઞાનથી જ બને છે.

બીજી કોઇ રીતથી નથી એમ નિરૂપણ કર્યું છે, તેમાં સંમતિ કહે છે કે નિર્ગુણ ભગવાનના ગુણોના અંતને કોઇ પણ પામી શકયું નથી. જેમ તેમાં પ્રીતિ હમેશાં થાય છે તેવી રીતે તેઓ પ્રભુની કથા કર્યા કરે જ છે. તે કથામાં ગુણની સંખ્યા પૂરી થતી નથી, એટલે હવે પ્રભુના ગુણ પૂરા થઇ ગયા એવી બુદ્ધિ થતી જ નથી.

જે પદાર્થ કોઈથી ઇચ્છાયેલો હોય છે તે પરિચ્છિન્ન (એક ભાગમાં રહેલો) હોય છે, તો તેનાથી માણસ નિવૃત્ત થાય છે. પણ અહીં પ્રમાણ અને પ્રમેય બન્ને નિત્ય હોવાથી તેમ બીજી કોઇ અપેક્ષા ન હોવાથી, વળી તેમાં કોઈ પ્રતિબંધ કરનાર પણ ન હોવાથી તેમાં તૃપ્તિ થવાનો સંભવ નથી! ભગવાન નિર્ગુણ છે, તેના ગુણાનો અંત કોઇ પામતા નથી એમ કહ્યું, ત્યાં નિર્ગુણને ગુણ શી રીતે હોઈ શકે, એવો વિરોધાભાસ છે, તેથી ગુણોને અસંખ્ય બતાવ્યા છે. જે ગુણવાળો હોય તેના ગુણની ગણના થાય છે. જેમ દેવદત્ત વગેરેમાં આટલા ગુણો છે એમ મનુષ્યો ગણના કરી શકે છે, પણ જે નિર્ગુણ હોય છે, તેના ગુણોનો, બ્રહ્મગિરિમાંથી નીકળતા ગોદાવરીના જળની માફક પાર આવે તેમ નથી. તેમ રસનો અનુભવ થાય છે તેથી તે ગુણ મોટા છે એમ પણ કહી શકાતું નથી, કારણ કે પ્રેક્ષાવાળા (જ્ઞાનવાળા)ઓ તેમાં જોડાય છે.

તેમ અદ્વૈતનો ભંગ થાય માટે ભગવાન્ ગુણવાળા છે એમ પણ ન કહી શકાય. વળી ભગવાન્ પોતાના સ્વરૂપથી જ વિકાર પામ્યા વગર જ તેવા ગુણરૂપ થયા છે, એટલે કારણની નિત્યતા હોવાથી ક્ષણ ક્ષણમાં ઉત્પન્ન થનારા ગુણો પાર વગરના છે, તેની ગણના કરવાવાળાનું ગણિત પૂરું જ થતું નથી, તેથી તે અનંત છે. તે કહે છે કે જે યોગેશ્વરો છે તે પણ પ્રભુના ગુણના અંતને પામી શકતા નથી. તેમાં પણ સાધારણ યોગથી તે ગુણો જાણી શકાતા નથી, પણ ભગવાનના યોગથી જ તે જાણી શકાય છે; તે માટે યોગેશ્વરોમાં મુખ્ય મહાદેવજી અને બ્રહ્માજી છે. ભકિત અને યોગમાં મહાદેવજીનું પ્રાધાન્ય હોવાથી તેમનું ગ્રહણ શ્લોકમાં પહેલું કરેલું છે, એટલે પ્રમાણની મુખ્યતાથી મહાદેવજીનું ગ્રહણ છે અને પ્રમેયની મુખ્યતાથી બ્રહ્માજીનું ગ્રહણ કરેલું છે.

**भवतीति भवः** એવી વ્યુત્પત્તિ વડે સ્પષ્ટ થયેલું તે બ્રહ્મનું રૂપ છે, કેમકે શિવપુરાણમાં કહ્યું છે કે "વેદ શિવરૂપ છે અને શિવ વેદરૂપ છે. શિવજી હમેશાં વેદના અભ્યાસી છે. પાષાણ (પથ્થર) પણ વેદાભ્યાસ કરવાથી શિવરૂપ થાય છે." એમ કહ્યું છે તેથી શિવજીને પ્રમાણરૂપે કહેલા છે અને

બ્રહ્માજી ભગવાનની નાભિમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી તે પ્રમેયમાર્ગમાં મુખ્ય છે. (૧૪)

હવે પ્રમાણુરૂપ ભગવાનની કથા છે, પ્રમેયરૂપ ભગવાનના ગુણો છે; અને તેના પ્રમાતા તે રસના જાણકારો છે, તેઓ અનંત ભાવથી યોગ્ય હોવાથી ભગવાનના ગુણો કહો, એમ કહે છેઃ

**तन्नो भवान्वै भगवत्प्रधानो**
**महत्तमैकान्तपरायणस्य ।**
**हरेरुदाराचरितं विशुद्धं**
**शुश्रूषतां नो वितनोतु विद्वन् ॥ १५ ॥**

**શબ્દાર્થ**:—હે વિદ્વન્, ભગવાન જ જેને મુખ્ય છે એવા તમે છો, તેથી ઘણા જ મોટા ભક્તોના ઉત્તમ આશ્રયરૂપ હરિ ભગવાનનું ઉદાર અને વિશુદ્ધ ચરિત્ર હોય તેને સાંભળવાની ઇચ્છા રાખનારા અમોને તે ચરિત્ર સંભળાવો.

**ભાવાર્થ**:—તમારું એટલું જ કામ છે, કારણ કે તમે ખરેખર ભગવાનના મુખ્ય ભક્તોમાં છો. પ્રધાન શબ્દ પ્રકૃતિનો વાચક હોય ત્યાં જ તે નપુંસકલિંગે થાય છે. અહીં પ્રધાન શબ્દને પુંલ્લિગમાં લખવાનો અભિપ્રાય એવો છે કે તમે ભગવદીયોમાં મુખ્ય છો, અથવા ભગવાન જેને મુખ્ય છે એવા તમે છો. અને અમે જેની કથા કહેવાનું કહીએ છીએ તે ભગવાન્ ભક્તોના પરમ પ્રાપ્ત કરવા યોગ્ય ફળરૂપ છે, માટે તમને પણ મોટાઈ સિદ્ધ થવા માટે ભગવાનના ગુણો કહેવા તે જરૂરનું છે. તેમ પ્રભુના ગુણ કહેવામાં તમને કલેશ પણ થવાનો નથી એમ બતાવવા માટે કહે છે કે તે હરિ છે; એટલે ભકતનાં દુઃખ અને પાપને હરનારા છે. ભગવાન સિવાય તેના ગુણો પણ સર્વે પુરુષાર્થોને આપે છે, એમ બતાવવા માટે કહે છે કે તે પ્રભુનું ચરિત્ર ઘણું જ ઉદાર છે. દરેક પ્રયાસ અને સંસ્કાર શુદ્ધિ થવા માટે થાય છે, તો ભગવાનનું ચરિત્ર વધારે શુદ્ધિ કરનારું છે, કારણ કે તેના સાંભળવાથી દરેક શુદ્ધ થાય છે. તેમ અમે સાંભળવાની ઇચ્છા રાખનારા છીએ, તેથી પોતે શ્રોતા છે એમ બતાવ્યું છે. તે ચરિત્રનો તમો વિશેષ વિસ્તાર કરજો એમ પ્રાર્થના કરી છે. તેમ તેને કહેવાને માટે તમે જ યોગ્ય છો, એમ બતાવવા માટે તમે "વિદ્વાન છો" એમ સંબોધન આપેલું છે. (૧૫)

**स वै महाभागवतः परीक्षिद्**
**येनापवर्गाख्यमदभ्रबुद्धिः ।**
**ज्ञानेन वैयासकिशब्दितेन**
**भेजे खगेन्द्रध्वजपादमूलम् ॥ १६ ॥**

**શબ્દાર્થ**:—મોટા ભગવાનના ભક્ત, એવા અને મોટી બુદ્ધિવાળા પરીક્ષિત રાજા, શ્રીશુકદેવજીએ કહેલા જ્ઞાન વડે ભગવાનના ચરણકમળને પ્રાપ્ત થયા.

**ભાવાર્થ**:—જ્યાં સાધન અને ફળમાં ફેરફાર ન હોય તેવું સાંભળવું જોઈએ. તેમાં શ્રીભાગવતને સાંભળનારા પરીક્ષિત્ મુખ્ય અધિકારી છે, એમ બતાવવા માટે મૂળમાં તેને "મહાભાગવત" એવું વિશેષણ આપ્યું છે, એટલે જે ભગવાનનો ભકત હોય છે તે ભાગવત કહેવાય છે, અને ભાગવત હોવાથી, જેનું ગ્રહણ ભગવાને કરેલું હોય, તેવો ભકત, ફળની સન્મુખ ગણાય છે, એટલે મહાભાગવત કહેવાય છે; અર્થાત્ જે ભગવાનની અત્યંત કૃપાથી જોવાયેલો હોય તે શ્રોતા મુખ્ય તરીકે છે એમ સિદ્ધ થયું. તેવા આ પરીક્ષિત રાજા છે. તેમાં કારણ કહે છે કે તે ગર્ભમાં હતા ત્યારે ભગવાનનું જેવું દર્શન થયું હતું તેવાઓની પરીક્ષા મનુષ્યોમાં કરે તેવા તે રાજા હતા, તેથી તેનું નામ બ્રાહ્મણોએ "પરીક્ષિત્" આપેલું છે તે પરીક્ષિત્ રાજા જે ઉપદેશ વડે ગરુડધ્વજ એવા ભગવાનના ચરણના મૂળને પ્રાપ્ત થયા છે તે તમે કહો.

બીજા શાસ્ત્રમાં બ્રહ્મ અને મોક્ષ એમ જે સ્વરૂપ કહેવાય છે, તે જ અમારા શાસ્ત્રમાં વૈકુંઠનામવાળું ચરણપીઠ કહેવાય છે. "તે વિષ્ણુનું પરમસ્થાન છે" એમ વેદમાં કહ્યું છે. ભગવાનનો પરમ ભકત હોય તેને પણ ભગવાનના ચરણકમળમાં જવામાં જે શાસ્ત્ર હોય તે જરૂર સાંભળવું જોઇએ, કારણ કે જેના વિના મોટાઓનું પણ કર્મ સિદ્ધ થતું નથી, તેને મુખ્ય સાધન કહેવાય છે.

તે સાધન જ્ઞાન જ હશે અને તે પ્રસિદ્ધ જ છે. તેને વધારે કહેવાથી શું થાય? એવી શંકા કરીને કહે છે કે પરીક્ષિતની બુદ્ધિ ઘણી હતી; પણ બુદ્ધિરૂપ જ્ઞાન તેનું સાધન નથી, પણ વ્યાસજીના પુત્ર શુકદેવજીએ જે જ્ઞાન કહેલું છે, તે જ્ઞાન નિત્ય સિદ્ધ છે. શુકદેવજીએ તો કેવળ તેનો ઉચ્ચાર જ કરેલો છે. જે ચૈતન્યરૂપ છે અને ભાગવત નામવાળું જ્ઞાન છે, તે જ્ઞાન વડે ગરુડજી જેની ધ્વજામાં છે એવા ભગવાનના ચરણકમળને પરીક્ષિત રાજા પ્રાપ્ત થયા છે. તે પ્રભુની ધ્વજામાં ગરુડજી છે, એમ કહેવાથી "ગરુડજી કાલાત્મક છે," એવું વાકય હોવાથી, કાળનું ગરુડજીને ચિહ્ન છે, અને "તે વિષ્ણુનું પરમપદ છે" એમ શ્રુતિમાં કહેલ છે, તેને અનુસારે આ વ્યાખ્યાન કરેલું છે.

ચરણના મૂળને પ્રાપ્ત થવાનું કહેવાથી તેને પાછું સંસારમાં આવવાનું રહેતું નથી એમ બતાવ્યું છે, કારણ કે "જેના ચરણકમળમાં પોતાનું ઠેકાણું કરેલું હોય તે જીવ પાછો સંસારમાં આવી શકતો નથી;" તેથી ભુવનરૂપ વૃક્ષમાંથી તે ચરણમૂળમાં પ્રવેશ કરવા માટે ચરણનું મૂળ કહેલું છે. (૧૯)

તેવું જ્ઞાન અમને કહો એમ કહે છે:

तन्नः परं पुण्यमसंवृतार्थ-
माख्यानमत्यद्भुतयोगनिष्ठम् ।
आख्याह्यनन्ताचरितोपपन्नं
पारीक्षितं भागवताभिरामम् ॥ १७ ॥

**શબ્દાર્થ**:—ઘણો જ પુણ્યરૂપ, જેમાં અર્થ ઢાંકેલો નથી, જેની યોગનિષ્ઠા અંદર અદ્‌ભુત છે, ભગવાનના ભક્તને આનંદ આપનાર, અને અનંતભગવાનના ચરિત્રથી જોડાયેલું એવું પરીક્ષિત રાજાનું તે ચરિત્ર અમને કહો.

**ભાવાર્થ**:—ધર્મ, અર્થ, કામ, અને મોક્ષમાં જેની ઈચ્છા હોય તેવા પુરુષોએ આ આખ્યાન જરૂર સાંભળવું જોઇએ. તેમાં પુરુષરૂપ આખ્યાન હોવાથી, ધર્મમાં જેને નિષ્ઠા છે એવા પુરુષોએ તો ખાસ સાંભળવું જોઇએ. આમાં અર્થને છુપાવવામાં આવ્યો નથી, તેમ જ આનાથી હવે બીજો કોઈ અર્થ છૂપો રહી શકતો પણ નથી; તેથી આને સાંભળવામાં પણ અર્થ સિદ્ધ થાય છે. આ ચરિત્ર અદ્‌ભુત હોવાથી કામ સિદ્ધ થાય છે અને યોગનિષ્ઠા અદ્‌ભુત હોવાથી મોક્ષ સિદ્ધ થાય છે; તેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોની ઇચ્છાવાળાઓએ તો આ આખ્યાન સાંભળવું જ જોઇએ. વળી તેતે વૃત્તાંતોને પ્રતિપાદન કરનારા તરીકે શબ્દમય ગ્રંથ હોય તેને આખ્યાન કહેવાય છે. તેવું આખ્યાન અનંત ભગવાનના ચરિત્રથી યુકત છે. તે આખ્યાનમાં ઉપર જણાવેલાં વિશેષણો છે. તે વિશેષણ વિશેષ કહેવાય છે; અર્થાત્ પોતાનાં કર્તવ્યોને તે બતાવનારાં છે. જો કેવળ નામમાત્રથી વસ્તુને કહેવાની બાબતમાં વિશેષણ હોય તો અપૂર્વપણાથી (પહેલાં આવું થયું ન હતું) કરેલી કથાનો આક્ષેપ અયોગ્ય થાય; એટલે તમે આખ્યાન કહેશો તો પરીક્ષિતના સંબંધવાળું આખ્યાન છે, એમ પ્રસિદ્ધ થશે. તેવું આખ્યાન ભગવાનના ભકતોને આનંદરૂપ છે, અથવા પરીક્ષિત્‌ના સંબંધવાળું આ આખ્યાન છે એ કહેવાનો અંશ (ભાગ) છે અને બીજો ભાગ કર્તવ્યપણાથી છે, જેથી આખ્યાનમાં ભગવાનના ભકતો ચોતરફથી રમણ કરે છે. (૧૭)

એવી રીતે સૂતપૌરાણિકને શૌનકાદિ ઋષિઓએ ઉત્સાહવાળા કર્યા ત્યારે સૂતપૌરાણિક શૌનકાદિક શ્રોતાઓને વધારે ઉત્સાહિત કરે છેઃ

सूत उवाच ।

अहो वयं जन्मभृतोऽद्य हा स्म
वृद्धानुवृत्त्यापि विलोमजाताः ।
दौष्कुल्यमाधिं विधुनोति शीघ्रं
महत्तमानामभिधानयोगः ॥ १८ ॥

**શબ્દાર્થ**:—આશ્ચર્યથી કહે છે કે અમે વિલોમજાતિથી (ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલા) ઉત્પન્ન થયા છીએ, તોપણ વૃદ્ધ પુરુષોની સેવા વડે આજે પ્રસિદ્ધ

જન્મવાળા થયા છીએ. ઘણા મોટાઓની પ્રભુ-નામ માટે આજ્ઞા થાય છે, તે જલદી ખરાબ કુલને લીધે થયેલી આધિ (મનસંબંધી પીડા)ને ધોઇ નાખે છે.

**ભાવાર્થ**:—અહીં પોતાની શ્લાઘા (વખાણ) કરી છે, તે બીજાઓની સ્તુતિ કરવાના અભિપ્રાયથી છે. જેમ કોઇ મોટા માણસના આવવાથી ગૃહસ્થ કહે છે કે આજે હું તમારા આવવાથી ધન્ય થયો છું, તેમાં પોતાની જે ધન્યતા છે તે આવનાર માણસની મોટાઈ બતાવે છે, તેમ અહીં સૂત પૌરાણિકે પોતાની પ્રશંસા કરી છે, તે શૌનકાદિકની સ્તુતિ કરવા માટે છે. મૂળમાં **अहो** અવ્યય લખ્યો છે, તે આશ્ચર્ય બતાવનાર છે, અને **वयं**-અમે, જે પોતાનું બહુવચન કહ્યું છે તે શ્લાઘાને માટે છે; એટલે આજે અમે સફળ જન્મવાળા થયા છીએ, તે અલભ્ય લાભ બતાવ્યો છે. તે માટે અદ્ભુતપણાને કહેવા માટે **ह** અવ્યય છે અને પ્રસિદ્ધિ બતાવવા માટે **स्म** અવ્યય મૂકેલો છે. અમારો જન્મ અકસ્માત રીતે જ સફળ થયો છે, એ આશ્ચર્ય છે, કારણ કે અસતથી ઉત્પન્ન થયો હોય તે સારા જન્મવાળો ન થાય. ઘણા સત્પુરુષો એકની પ્રાર્થના ન કરે માટે ઘણાઓનો ઉપકાર કરવાથી, ઘણાઓએ નિરૂપણ કરેલું ઘણાપણું એકને થયું છે, અથવા ઘણાઓની સમાન એક જ થયા છે, એ સૂતજીએ પોતાનાં વખાણ કર્યાં છે. પ્રસંગોપાત્ત જન્મ થયો તેમાં દૈવકૃપાથી ફળનો પણ સંબંધ થયો. તે અક્રૂરજીના કહેવા પ્રમાણે "કાળરૂપી નદી જેને ખેંચી જતી હોય તેમાંથી કોઇ વખતે કોઇ તરે છે," એ વાક્યથી અમને ફળનો સંબંધ થયો છે. અમે તો ફળ માટે જ જન્મને ધારણ કર્યો છે, તો-પણ જ્યાંસુધી પવિત્રતા હોય ત્યાંસુધી તે ઉત્તમ ફળનો સંબંધ થાય નહિ, તેવી વ્યવસ્થા પહેલાં બ્રાહ્મ કલ્પમાં હતી, એટલે પૃથુ રાજાના યજ્ઞમાં બૃહસ્પતિની બાબતમાં ઇંદ્રનો પ્રસંગ આવે છે, ત્યાં હવિષ્યાન્નની ભૂલ થવાથી સૂત ઉત્પન્ન થયા છે. તે સૂતની મુખ્ય આજીવિકા પુરાણ કહેવાની છે. જે આવી વ્યવસ્થા બ્રાહ્મ કલ્પમાં હતી તે આજે પણ થઇ છે, પહેલાં કયારે પણ આવી વ્યવસ્થા ન હતી. યુકિત વડે આ અર્થનો બાધ થાય છે માટે આ બાબતને યાદ કરે છે, તેને આશ્ચર્ય કહે છે. એમ નિંદિત વસ્તુને ઉત્તમ તરીકે સર્વ મનુષ્યમાં પ્રસિદ્ધ થવું એ ઘણું જ આશ્ચર્યકારક છે. તેથી ભગવાનૂથી જેમ છ ગુણ પ્રાપ્ત થાય છે, તેમ ભગવાનની કૃપા વડે મારામાં પણ છ ગુણ પ્રાપ્ત થયા છે તે છ શ્લોક વડે કહ્યા છે. ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં જે ઉત્પન્ન થાય તે "સૂત" કહેવાય છે, એમ અમે વિલોમ જ છીએ, તોપણ વૃદ્ધોની સેવા વડે ઉપર બતાવ્યા પ્રમાણે થયા છીએ; તેથી પણ વૃદ્ધોની સેવા કરવી તે સમગ્ર પુરુષાર્થને આપવાવાળી છે. જેમ અમારામાં ગુણ આવ્યા તેમ દોષ પણ અમારા દૂર થયા છે. તે કહે છે કે અમે હીનકુળમાં ઉત્પન્ન થયા છીએ.

પ્રભુની કૃપાથી ઉત્તમ કુલમાં કયારે ઉત્પન્ન થઈશું, એવી જે મનની પીડા હતી તે પણ નિવૃત્ત થઇ છે. ભગવાનનાં ગુણગાન કરવા માટે મોટાઓની જે આજ્ઞા થાય છે, તે જલદીથી જ મનની પીડાને દૂર કરે છે; માટે તમારી સેવા અને આજ્ઞા એ બન્ને મારા દરેક પુરુષાર્થને સિદ્ધ કરનાર તરીકે થયેલ છે. (૧૮)

હવે પછી હું તમારા પ્રશ્નોનો ઉત્તર આપીશ, તેમાં શું ફળ થશે, તે હું જાણુતો નથી, કેમકે પ્રશ્નથી જ એટલી સિદ્ધિ થઇ છે, તે કહે છેઃ

**कुतः पुनर्गृणतो नाम तस्य**
**महत्तमैकान्तपरायणस्य ।**
**योऽनन्तशक्तिर्भगवाननन्तो**
**महद्गुणत्वाद्यमनन्तमाहुः ॥ १९ ॥**

**શબ્દાર્થઃ**—મોટા પુરુષોના ઉત્તમ આશ્રયરૂપ તે પ્રભુના નામનો ઉચ્ચાર કરતો હોય તેને સર્વ પુરુષાર્થ સિદ્ધ થાય તેમાં શું કહેવું? કેમકે તે ભગવાન્ અનંત શક્તિવાળા છે, અને અનંત છે. તે પ્રભુના ગુણો મોટા હોવાથી, અને તેનો પાર નહિ આવવાથી તેને અનંત કહે છે.

**ભાવાર્થઃ**—તે પ્રભુના નામનો ઉચ્ચાર કરે છે તેને પોતે દુષ્ટ કુળમાં થયો છે તેવી મનમાં જે પીડા થયા કરે છે તે કયે સ્થળે રહી શકે? અર્થાત્ તે પીડા નાશ પામે છે. આ હકીકત સૂત પૌરાણિકે પોતાના જ અભિપ્રાયથી કહી નથી, કારણુ કે જો પોતાના અભિપ્રાયથી કહે તો પોતાનાં ઘણાં વખાણુ થવાથી ગર્વ થાય, માટે જે કુલ વગરના પુરુષો છે તેનો ઉદ્ધાર કરવા માટે અને કુલીન પુરુષોને ગર્વ ન થવા માટે કેવળ પ્રભુના નામોનું ઉચ્ચારણુ કરે તેવું જ ફળ કહે છે. ત્યાં એકવચન કહેલું છે તે પણુ પોતાના અભિપ્રાયથી નથી કહ્યું. ભગવાનના નામનું માહાત્મ્ય કહે છે કે જે ઘણા મોટાઓ છે તેને પણુ પોતાને ગમતું સ્થાન હોવાથી નામોચ્ચારણુ કરનારની ઈચ્છા રહે છે, કેમકે તેના મનને એમ થાય છે કે ઘણું કરીને આ અમારા અભીષ્ટ (જે ઈચ્છેલું) હોય) તે જાણે છે; તેથી તે પણુ તેની પાછળ નામોચ્ચારણ કરશે, એવો ભાવ બતાવ્યો છે.

એમ પ્રભુના નામનો ઉચ્ચાર કરનારા ભકતો દરેકને ઉપાસના કરવા યોગ્ય થાય છે એમ તેનું માહાત્મ્ય કહે છે તે કૈમુતિક ન્યાય બતાવવા માટે છે. (જેનું સ્મરણુ પવિત્ર કરે છે તો તે સાક્ષાત્ પવિત્ર કરે તેમાં શું? એને કૈમુતિક ન્યાય કહેવાય છે) તે ન્યાયથી મહાપુરુષો, ભગવાનનું નામ અને ભગવાન્ એમ ઉત્તરોત્તર ઉત્તમ છે, માટે તેમાં નિષ્ઠા રાખે તો તેવી રીતે ફળ થાય છે, એમ બતાવવા માટે તેનું માહાત્મ્ય કહેલ છે. તેમ જો ન હોય

તો નામનો ઉચ્ચાર કરવામાં જ શાસ્ત્ર પૂરું થઇ જાય, તો પછી શ્રી ભાગવત આરંભ કરવાનો પ્રસંગ ન આવે; માટે ભગવાનનું માહાત્મ્ય કહે છે કે ભગવાન્ અનંત શકિતવાળા છે, એટલે જે પ્રભુનું નામ એવા માહાત્મ્યવાળું છે, એવા ભગવાન્ અનંતશકિત છે એમ કહેવું જોઈએ, પણ તેમ કહેવામાં નામની સાથે ભગવાનનું માહાત્મ્ય કહેવાશે એવી શંકાથી ભગવાનના માહાત્મ્યને પહેલાં કહીને ઉત્તરાર્ધમાં કહેલો यद् શબ્દ લઈને અર્થ કરે છે કે મોટાઓનો ભાવ એ માહાત્મ્ય કહેવાય છે. મોટાઈ તો ભગવાનની છે, કારણ કે તેની શકિતઓ, સ્વરૂપ, અને ગુણો છે તે સ્વરૂપથી અનંત છે, તેમ કાર્યથી અને ફળથી પણ અનંત છે.

એટલે ભગવાનની શકિત, સ્વરૂપ અને ગુણ, એઓને ત્રણ ત્રણ પ્રકારે અનંતપણું કહેવાથી ભગવાનમાં તો અનંતપણું નવ પ્રકારનું સિદ્ધ થાય છે. તે કહે છે કે જે અનંતશકિતવાળા છે, એટલે દરેક સ્થળે જેનો પાર આવે નહિ તેવી શકિત છે અથવા જે પ્રભુ અનંત છે તેમાં તેની શકિતઓ છે. એવી રીતે પ્રભુનાં સ્વરૂપો પણ અનંત છે અને ગુણો પણ અનંત છે; એટલે ભગવાનનો છેડો આવતો નથી; માટે ભગવાનમાં જે નિષ્ઠાવાળો ભકત છે તેનો અંત પણ કયારે આવતો નથી. મોટાઈથી અને ગુણપણાથી એમ બે પ્રકારે ગુણો પણ અનંત છે; એટલે સ્વરૂપથી ગુણોનો અંત આવતો નથી, તેમ તેની મોટાઈનો પણ અંત આવતો નથી. અર્થાત્ એક ગુણમાં પણ એટલી મોટાઈ છે કે જેનો અંત આવતો નથી. મૂળમાં चकार હોવાથી ભગવાનની માફક તે ગુણોનો અંત પણ આવતો નથી, તેવા ગુણોના પેટામાં પણ ઘણા ગુણો છે. એવી રીતે વ્યાપકરૂપ એક પ્રકારથી ગુણોનું માહાત્મ્ય કહ્યું, તેવાં માહાત્મ્યો પણ ઘણાં છે એમ પણ સૂચવેલું છે. (૧૯)

હવે બીજું માહાત્મ્ય વિશેષ પ્રકારથી કહેવું જોઇએ એવી ઇચ્છા થાય ત્યાં કહે છે:

**एतावतालं ननु सूचितेन**
**गुणैरसाम्यानतिशायनस्य ।**
**हित्वेतरान्प्रार्थयतो विभूति-**
**र्यस्याङ्घ्रिरेणून् जुषतेऽनभीप्सोः ॥ २० ॥**

**શબ્દાર્થ**:—ગુણો વડે જેની બરોબર કે વધારે કોઇ નથી, એવા જે ભગવાન છે તેનું આટલું સૂચન કરવાથી જ બસ છે, કારણ કે પોતાની પ્રાર્થના કરનારાઓનો ત્યાગ કરીને પણ લક્ષ્મીજી, ભગવાન્ તેની ઇચ્છા કરતા નથી તોપણ તેના ચરણ-કમળની સેવા કરે છે.

**ભાવાર્થ**:—ભગવાનનાં માહાત્મ્ય સ્વભાવથી જ કહી શકાય તેવાં નથી; કેવળ તેની સૂચના જ કરી શકાય તેમ છે. એ માહાત્મ્યનું કહેવું અને સૂચવવું ન હોય તો જેમ મહારાજાધિરાજનું સ્વરૂપ સ્પષ્ટપણે કોઈ કહે તો તે અપરાધી ગણાય છે, તેમ અપરાધ થાય માટે સૂચના બહુ ન જ કરવી. તે કહે છે કે આટલી સૂચના કરવાથી બસ છે, અર્થાત્ આટલી સૂચના પણ કરવી તો ન જોઇએ. તે માટેની સંમતિ સારુ મૂળમાં **નનુ** અવ્યય મૂકેલો છે, તે અંતઃકરણની સંમતિ બતાવે છે. અને પોતે પ્રભુના માહાત્મ્ય-રૂપી રસમાં ચોતરફથી તરબોળ થઇને કહે છે. જ્યારે માહાત્મ્યનું નિરૂપણ કરવું હોય ત્યારે સમાનતા અને અધિકતા વગેરે બતાવીને કહી શકાય છે. તે સમાનતા અને અધિકતા સજાતીય (પોતાની જાતવાળો) કે વિજાતીય (પરજાતિનો) પુરુષ હોય ત્યારે થઈ શકે છે. તેનો સંભવ ભગવાનમાં નથી. તે કહે છે કે ગુણોથી પ્રભુની બરોબર કોઇ પણ નથી, તેમ કોઇ અધિક પણ નથી, તોપણ કાંઈક સૂચના કરીએ છીએ. તે કહે છેઃ લક્ષ્મીજી બીજાઓને છોડીને તે પ્રભુના ચરણની રજને સેવે છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે "લક્ષ્મીજી વિના દેવપણું ક્યાં છે ?" એ ન્યાયથી દરેકનું મૂળ તો લક્ષ્મીજી છે. અને તે લક્ષ્મીજી વિચાર કરનારાં છે. એવી રીતે સ્વરૂપ અને બુદ્ધિથી લક્ષ્મીજી મોટાં છે, તોપણ જ્યારે દરેકનો ત્યાગ કરીને ભગવાનને ભજે છે ત્યારે ભગવાન જ સર્વોત્તમ છે એમ ન કહેવું જોઇએ, કારણ કે તે લક્ષ્મીજી પણ સર્વોત્તમ છે. તે જો પોતાની મેળે રહી શકે તેમ હોય તો પ્રભુનું સેવન શા માટે કરે ? જો લક્ષ્મીજી ભોગ માટે પ્રભુને સેવતાં હોય તો પ્રાર્થના કરનારા એવા મોટા દેવાદિકને છોડીને નહિ ઇચ્છતા ભગવાનને શા માટે ભજે ? અને તેમાં પણ પોતાને ન ચાહનારાના ચરણની એક રજને શા માટે ભજે ? માટે ચરણની એક રજ કરતાં પણ લક્ષ્મીજી હીન છે, અને લક્ષ્મીજી કરતાં બીજા બધાંઓ હીન છે, માટે પ્રભુના માહાત્મ્યનું નિરૂપણ કરવા જેવું નથી, કારણ કે સરસવના દાણા કરતાં મેરુપર્વત તો ઘણોય મોટો છે એમ કોઈ કહેવા બેસે નહિ, કારણ કે એ તો સિદ્ધ જ છે, તેમાં શું કહેવું ? (૨૦)

લક્ષ્મીજીને પ્રકૃતિરૂપપણું અને સ્ત્રીપણું હોવાથી, બુદ્ધિ હશે નહિ, જેથી તે પ્રભુને સેવતાં હશે; માટે મોટા પુરુષો પણ વિચાર કરીને પ્રભુને ભજે છે, તેવી સૂચના કરવા માટે કહેવું જોઇએ, એમ જો શૌનકાદિક ઋષિઓના મનમાં થાય, ત્યાં કહે છે કેઃ

**अथापि यत्पादनखावसृष्टं**
**जगद्विरिञ्चोपहृतार्हणाम्भः ।**
**सेशं पुनात्यन्यतमो मुकुन्दात्**
**को नाम लोके भगवत्पदार्थः ॥ २१ ॥**

**શબ્દાર્થ:**—જોકે ઉપરના શ્લોકમાં લક્ષ્મીજીની હકીકત કહી છે તોપણ બીજી સૂચના કરીએ છીએ કે જેના ચરણકમળમાંથી નીકળેલું, અને બ્રહ્માજીએ કરેલા પૂજનનું જળ, મહાદેવજી સહિત સમગ્ર જગત્‌ને પવિત્ર કરે છે, માટે લોકમાં ભગવાન્ એવા પદનો અર્થ બીજો કોણ છે ?

**ભાવાર્થ:**—જો કે લક્ષ્મીજી વિભૂતિરૂપ છે, તેથી સ્રીપણાથી કરેલો દોષ લક્ષ્મીજીમાં હોઇ શકતો નથી. તે બાબતની યુકિત કહી છે કે જો લક્ષ્મીજીમાં દોષ હોય તો તે પ્રભુના ચરણની રજને ભજે નહિ તોપણ "ભલે દુર્જનની વાત રહો અને તેથી દુર્જન પ્રસન્ન થાઓ" એ ન્યાય વડે બીજા પ્રકારથી માહાત્મ્યનુ સૂચન કરે છે કે બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ એ ત્રણ મોટા દેવો છે. તેમાં વિષ્ણુના ચરણકમળનું પ્રક્ષાલન (ધોવું) કરનારે બ્રહ્માજી છે. અને તે ચરણના જલને ધારણ કરનારા શિવજી છે ત્યારે તેનાથી બીજો કોણ મોટો થાય ? તે કહે છે કે જેના ચરણાવિંદના જળમાંથી નીકળેલું પૂજનનું જળ બ્રહ્માએ અર્પણ કરેલું હતું તે ગંગાજી મહાદેવજી સહિત આખા જગતને પવિત્ર કહે છે. અથવા નખ અને ચરણકમળ એ બન્નેમાંથી નીકળેલું જળ એટલે જયારે વામનજીએ ત્રિવિક્રમ સ્વરૂપને ધારણ કરેલું હતું, ત્યારે ઉપર ચરણારવિંદ ગયું, તેણે બ્રહ્માંડને ભેદી નાખ્યું, તેમાંથી જે આવરણ ( રોકનાર )નું જળ આવ્યું તેનું નામ અલકનંદા પડયું છે, તેનો પણ અહીં સંગ્રહ કરેલો છે. અથવા ભગવાન્ કરતાં જળને ઘણું હીન બતાવ્યું છે કે નખમાંથી જે જળ નીકળેલું છે, એટલે નખનું જળ તો ઘણું જ હીન ગણાય છે; એટલે તે નખોદક (નખનું જળ) શિવજીને પવિત્ર કરે છે. તે હકીકત તૃતીયસ્કંધમાં અઠ્ઠાવીસમા અધ્યાયમાં ચરણકમળનું ધ્યાન લખે છે ત્યાં કરી છે. **शेषं पुनाति** એવો પાઠ હોય તો ભગવાન્ સિવાય બ્રહ્માથી અરંભીને તૃણ પર્યંત દરેક જગતને તે જળ પવિત્ર કરે છે. જયારે ભગવાનના નખના જળથી પવિત્ર થવા માટે બીજાઓને ઇચ્છા રહે છે, ત્યારે "ભગવાન" એવો પદાર્થ બીજો કોણ હોઇ શકે ? અર્થાત્ કોઇ પણ નહિ.

ભલે કોઇ બીજો કોઇ ભગવાન્ ન હોઇ શકે; અક્ષરથી જે પર હોય તેને ભગવાનપણું છે; એમ કહે ત્યાં કહે છે કે લોકમાં બીજો કયો થાય ? એટલે વેદમાં તો તે ભગવાન્ થયા જ છે, પણ લોકસિદ્ધ ભગવાન્ હોય તે કહેવા જોઇએ, કેમકે લોક તો બ્રહ્માંડ માત્રને જોનાર છે; માટે બ્રહ્માંડમાં જે નાયક છે, તે ભગવાન જ છે, એમ કહ્યું છે. "ભગવાન્" એવો શબ્દ છે, એટલે કે જેનાથી કોઈ અધિક નથી તેવા બ્રહ્મને કહેનારો શબ્દ છે. (૨૧)

એમ યુકિત અને પ્રમાણ વડે ભગવાનપણું સ્થાપીને હવે અનુભવ વડે પણ ભગવાનપણું છે તે કહે છે:

यत्रानुरक्ताः सहसैव धीरा
व्यपोह्य देहादिषु सङ्गमूढम् ।
व्रजन्ति तत्पारमहंस्यमन्त्यं
यस्मिन्नहिंसोपरमः स्वधर्मः ॥ २२ ॥

**શબ્દાર્થઃ**—જેમાં આસક્તિવાળા ધીર પુરુષો જલદી દેહાદિકમાં મજબૂત થયેલા સંગને છોડીને, છેવટે પરમહંસને પ્રાપ્ત થવા યોગ્ય પદને પ્રાપ્ત થાય છે, કે જ્યાં અહિંસા અને શાંતિ તે સ્વધર્મરૂપે છે.

**ભાવાર્થઃ**—જેમ બીજા કોઇના નખનું જળ હોય તો તે સર્વ અર્થને નાશ કરનારું છે, તે જ ભગવાનનું નખોદક સમગ્ર પુરુષાર્થને સાધવાવાળું છે, તેમ બીજે સ્થળે સ્નેહ રાખવો તે આત્માનો નાશ કરનાર છે, અને તે સ્નેહ ભગવાનમાં થોડો પણ હોય તો તે સિદ્ધ કરનારો છે. તે કહે છે કે ભગવાનમાં આસકિતવાળા ગમે તે હોય તેમાં કાંઇ બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે હોય તો જ પ્રભુમાં આસકિત રાખી શકે તેવો નિયમ નથી. તેમાં બીજાં સાધનોની પણ જરૂર નથી. કેવળ સ્નેહ હોય તોપણ તરત જ દેહાદિકમાં થયેલા સંગને છોડી દે છે. હવે એક બાધક છે કે કામના બલથી આવેલો વિષયભોગ બાધ કરનારાઓ છે. તેને દૂર કરવા માટે કહે છે કે તે આસકિત રાખનાર ધીર પુરુષો છે. કામનાઓ છે તે ઉપરથી સુખ આપનારી છે પણ ખરી રીતે સુખ આપનારી નથી; માટે વિવેકથી જે ધૈર્ય રાખે છે તેઓને જ ભગવાનમાં આસક્તિ થાય છે. અથવા ભગવાનમાં આસક્તિ રાખનાર ધીર પુરુષો થાય છે, એટલે ભગવાનમાં જે સ્નેહ છે તે કોઈની સહાયતાની પરવા કર્યા સિવાય ઇચ્છિત સાધન અને ફળને સિદ્ધ કરે છે. સ્નેહ અંતઃકરણનો ધર્મ છે. તે પોતાના વર્ગનું પોષણ કરનાર છે, પણ નાશ કરનારો નથી. તે જ્યારે ભગવાનના સંબંધને પ્રાપ્ત થાય ત્યારે ભગવાન તેનો સંસ્કાર કરે છે, એટલે તમામ પોતાના વર્ગનો નાશ કરે છે. ભગવાનના ચરણારવિંદની આસક્તિમાં જે બાધ કરનારો સંસ્કાર કારણરૂપ હોય છે, તે સર્વ પોતાના વર્ગનો નાશ કરીને ભગવાનના પદને પ્રાપ્ત કરે છે. ભગવાનમાં જે સ્નેહ છે તે ભગવાનના સ્વરૂપને બતાવનારો છે; માટે સ્નેહથી ઉપર લખેલું ફલ થાય છે, દોષ વગેરે થતું નથી; માટે દ્વેષ વગેરેથી ભગવાનના પદની પ્રાપ્તિ થાય છે, તેમાં વ્યભિચાર દોષ આવતો નથી. દેહાદિકમાં મજબૂત થયેલો સંગ છે, તે ऊढ કહેલો છે. તેનો અભિપ્રાય એવો છે કે વેદ વડે જેમ સ્રીનો વિવાહ થાય છે, તેવી રીતે દેહાદિકમાં સંગ પણ વેદે જ બતાવેલો છે એમ સૂચવ્યું છે. એટલે "જેમ વિવાહિત સ્રીનો ત્યાગ કરવો નહિ" "દેહાદિકમાં સંગ છોડવો નહિ" "સ્રી અને ધન વડે પણ આત્માની રક્ષા કરવી" "આ

શરીર પ્રથમ નિશ્ચય રીતે ધર્મનું જ સાધન છે" "પુરુષનો આ દેહ સમગ્ર પુરુષાર્થને આપવાવાળો છે," ઇત્યાદિક વાકયોથી દેહાદિકમાં જે બુદ્ધિ લાગેલી હોય તે બુદ્ધિને ભગવાનમાં આસક્તિ રાખવાવાળા પુરુષો છોડી દે છે. તે જ બાબત નારદજીએ ચતુર્થસ્કંધમાં પ્રાચીનબર્હિ રાજાને કહી છે કે "જેના ઉપર ભગવાન્ અનુગ્રહ કરે છે, તે પુરુષ લોકમાં અને વેદમાં રહેલી બુદ્ધિને છોડી દે છે." એ વાકયથી આસક્ત ભક્તો દેહાદિકના સંગનો ત્યાગ કરે છે. જ્ઞાનમાર્ગમાં તો દેહાદિકમાંથી સંગ છૂટયો એજ પુરુષાર્થ છે. તે જ ભક્તિમાર્ગમાં પેટામાં રહેલા વ્યાપારરૂપે છે. તે કહે કે પરમહંસો જ્યાં પ્રાપ્ત થાય છે તે સ્થાનને તે ભક્તો મેળવે છે.

ત્યાં શંકા થાય છે કે ફળમુક્તિમાં વૈશ્વાનરાદિક લોકમાં પણ તે જાય છે તેની માફક આ પણ અવાંતર (મુખ્ય નહિ તે) સ્થાન હશે! ત્યાં કહે છે કે તે તો છેવટનું સ્થાન છે, એટલે "આનંદમય થઇને છેવટે આનંદમય સ્થાનમાં જાય છે" એમ દ્વિતીય સ્કંધમાં કહ્યું છે તે સ્થાનને પ્રાપ્ત થાય છે. ત્યારપછી તેને બીજું કાંઇ પ્રાપ્ત કરવાનું રહેતું નથી.

ત્યાં શંકા થાય છે કે આને ધર્મનું કારણપણું ન હોવાથી તે વેદમાં કહેતું નથી, માટે તેને પ્રમાણ તરીકે મનાશે નહિ; તેથી પહેલાં જેવું નિરૂપણ કર્યું તે સાચો માર્ગ નથી.

ત્યાં કહે છે કે જેમાં અહિંસા રાખવાથી શાંતિરૂપ સ્વધર્મ છે, એટલે વેદના પૂર્વ કાંડમાં ધર્મનું પ્રતિપાદન કરેલું છે, અને ઉત્તર કાંડમાં જ્ઞાનથી અવિદ્યાની શાંતિ થાય છે, એ બન્ને ફળો ભગવાનમાં સ્નેહ રાખનારને સ્વાભાવિક ધર્મ તરીકે છે. જેમ જલમાં રસ છે તે સ્વાભાવિક છે તેમ ભગવાનમાં સ્નેહ રાખનારને તે ધર્મ સ્વાભાવિકપણે રહ્યો છે; માટે સમગ્ર વેદ ભક્તિ અને ધર્મનું પ્રતિપાદન કરનાર હોવાથી ભક્તિમાં વેદના વિરોધની શંકા ન જ કરવી. અહિંસા પદ વડે મુખ્ય ધર્મનું નિરૂપણ કર્યું છે. આલભન (વેદમાં પશુને મારવા માટે કરેલો શબ્દનો પ્રયોગ) એ કાંઇ હિંસા કહેવાતી નથી, એમ પહેલાં કહેલું છે; માટે અહિંસા અને શાંતિ એ જ ભક્તિના સહજ ધર્મ હોવાથી વેદના વિધિની શક્તિ જ ભક્તિના તરફ અટકી જાય છે, પણ વેદનો વિરોધ થતો નથી. (૨૩)

આટલું પ્રતિપાદન કરવાથી ભગવાનનું માહાત્મ્ય અનંત છે, કોઇને પણ કહેવા યોગ્ય નથી, એમ કહ્યું, ત્યારે તમે કેમ કહેશો? એવી શંકા થાય ત્યાં કહે છેઃ

**अहं हि पृष्टोऽर्यमणो भवद्भि-**
**राचक्ष आत्मावगमोऽत्र यावान् ।**

**नभः पतन्त्यात्मसमं पतत्रिण-**
**स्तथा समं विष्णुगतिं विपश्चितः ॥ २३ ॥**

**શબ્દાર્થઃ—હે સૂર્યરૂપ શૌનકાદિ ઋષિઓ! તમે મને પૂછ્યું, તો આ પરીક્ષિત સંબંધી ભગવાનની કથામાં મારું જેટલું જ્ઞાન છે તે પ્રમાણે હું કહીશ, કારણ કે આકાશ મોટું છે, તેમાં પક્ષીઓ પોતાના બળ પ્રમાણે ઊડી શકે છે, તેમ ભગવાનના ગુણ અનંત છે,તેથી જેને જેટલું જ્ઞાન હોય તેટલું તેનું પ્રતિપાદન કરી શકે છે.**

**ભાવાર્થઃ**—હે શૌનકાદિક ઋષિઓ, તમે સૂર્યના જેવી કાંતિવાળા છો; એટલે તમે જ પ્રકાશિત કરેલા અને સ્મરણ કરાવેલા, ભગવાનના ગુણો છે. અથવા પોતાના માહાત્મ્યદ્વારા જ્ઞાન કરેલું છે, તે જ ગુણો મારે તમને કહેવાના છે; તેથી મારે કાંઈ નવીન કહેવાનું નથી, હું તો કેવળ આપે કહેલું હોય તેનો અનુવાદ કરનારો છું. તમે બ્રાહ્મણો છો અને હું સૂત છુ. હું બ્રાહ્મણ નથી તોપણ ઉપદેશ કરું તેમાં દોષ નથી; તેથી જ કહે છે કે ભગવાનના ગુણોનું વર્ણન કરવામાં તમોએ મને આજ્ઞા કરેલી છે, તેથી તમારાદ્વારા જ તે ગુણોને હું કહીશ, પણ મારી બુદ્ધિ જેટલી છે તે પ્રમાણે કહી શકીશ, કારણ કે મારું જ્ઞાન જેટલું છે તે પ્રમાણે કહી શકાશે. "જો કે અર્થને જાણીને જ વાકયની રચના કરવી જોઇએ" એ ન્યાય વડે વાકયનું જ્ઞાન થાય છે તોપણ હાલના લોકો વેદ ભણે છે, તેને અર્થનું જ્ઞાન હોતું નથી, કેવળ વાકયનો ઉચ્ચાર તેઓ કરે છે, તેમ હું નહિ કરું, પણ મને જેટલા અર્થનું જ્ઞાન છે, તે પ્રમાણે જ હું કહીશ, કારણ કે અર્થના જ્ઞાન વગર હાલના ભણનારા જેમ વેદપાઠ કરે છે, તેમ કહેવાથી અર્થનો બોધ થાય નહિ.

ભગવાનના તમામ ગુણોનું નિરૂપણ કરો નહિ, અને તમને જેટલા અર્થનું જ્ઞાન હોય તેટલું જ નિરૂપણ કરો તો શું ફળ થાય? એમ શંકા કરીને કહે છે કે ગરુડ વગેરે પક્ષીઓ છે, તે આકાશમાં પોતાના બળ પ્રમાણે જ ઊડે છે, પણ આકાશની વિશાળતા છે તેટલું ઊડી શકતાં નથી, તોપણ તે પક્ષીઓનું, ખેચરપણું (આકાશમાં ઊડનાર દરેકનો ભાવ) સિદ્ધ થાય છે, તેમ મારા જ્ઞાન પ્રમાણે હું પ્રભુના ગુણોનું વર્ણન કરીશ, તોપણ હું ભગવાનના ગુણોનો વક્તા છું, તે ભાવ તો સિદ્ધ થશે જ.

ત્યાં શંકા થાય છે કે ક્રિયા તો અમુક ભાગમાં જ હોય છે, તેથી આકાશમાં ઊડવું એ તો પોતાની શક્તિ પ્રમાણે ઉડાય છે, પણ જ્ઞાન તો વ્યાપક બાબતનું પણ થાય છે, તો તમને વિશેષ જ્ઞાન કેમ ન હોય?

ત્યાં કહે છે કે જ્ઞાનીઓ પણ વ્યાપક વિષ્ણુ ભગવાનના સ્વરૂપને પોતાની યોગ્યતા પ્રમાણે જ જાણે છે. જો તેમ ન હોય તો, જીવપણાથી અલ્પજ્ઞ કહેવાય છે તે ન કહેવાય, પણ ભગવાનની માફક જીવ પણ સર્વજ્ઞ જ થાય.

તેથી વિષ્ણુની ગતિને પોતાની યોગ્યતા પ્રમાણે તે જાણે છે એમ કહ્યું છે ત્યાં એક ગતિ કહી છે, તેનો અભિપ્રાય એવો છે કે ભગવાનના દરેક ગુણો આકાશની માફક અનંત છે, તેથી એક ગુણ કોઈથી બરાબર જાણી શકાતો નથી; માટે કેવળ મારો જ આ દોષ છે એમ નથી, પણ તે બાબત જ એવી છે. (૨૩)

એવી રીતે પોતાનામાં ન્યૂન વકતા તરીકેના દોષનો પરિહાર કરીને હવે શૌનકના પ્રશ્નનો ઉત્તર આપતાં પરીક્ષિત્‌નું ચરિત્ર કહે છેઃ

**एकदा धनुरुद्यम्य विचरन्मृगयां वने ।**
**मृगाननुगतः श्रान्तोः क्षुधितस्तृषितो भृशम् ।**
**जलाशयमचक्षाणः प्रविवेश तमाश्रमम् ॥ २४ ॥**

**શબ્દાર્થઃ**—એક દિવસ ધનુષ ઉગામીને વનમાં મૃગયાને કરતા કરતા મૃગની પાછળ ગયેલા રાજા ઘણા જ થાકી ગયા, અને ખૂબ ભૂખ્યા તથા તરસ્યા થયા, અને કોઇ જળાશયને ન જોવાથી તેમણે મુનિના આશ્રમમાં પ્રવેશ કર્યો.

**ભાવાર્થઃ**—રાજાના પ્રમાદથી શાપ થયો એમ કહેવા માટે સ્વભાવથી જ રાજાની પ્રવૃત્તિ જ કારણરૂપે હતી. તે બતાવે છે કે રાજા ધનુષને ઉગામીને વનમાં ગયા. ધનુષને ઉગામવાનું કહ્યું છે, તે પશુઓનો વધ કરવા માટે રાજાનો વિચાર થયો છે એમ કહે છે. મૃગયા કરતાં પારાધીની માફક દોડતા મૃગોની પાછળ રાજા ગયા, ત્યાં મૃગના સંગથી તે બાબતનો રાજાને શોક પણ થયો છે. વેદમાં કહ્યું છે કે "જંગલનાં પશુઓ હલકાં છે અને શોકથી તે ઘેરાયેલાં છે;" તેથી પશુની પછવાડે ચાલવાથી રાજા થાકી ગયા છે તે દેહની વિકળતા થઈ છે, તેમ તરસ્યા થયા છે અને ભૂખ્યા પણ થયા છે, એમ ત્રણ દોષ રાજામાં ઉત્પન્ન થયા છે, જો એમ ન હોય તો નિરંતર યુદ્ધ કરવામાં પણ જેનું બળ ઓછું ન થયું, એવા મહાવીર પરીક્ષિત રાજાને શ્રમ વગેરે કેમ થાય? પણ દોષ થવાથી જ તે થયું છે; માટે દુષ્ટની પાછળ ગમન કરવું નહિ તેમ બતાવ્યું છે. એ ત્રણ દોષ થયા તે સહન થઈ શકે તેવા ન હતા એમ બતાવવા માટે મૂળમાં **भृशम्** અવ્યય લખેલો છે. એવી રીતે દોષથી ઉત્પન્ન થયેલો થાક દોષને જ ઉત્પન્ન કરે છે, કાંઇ ગુણ ઉત્પન્ન કરે નહિ, એમ કહેવા માટે, તેવા દોષમાંથી બીજો પણ દોષ થયો છે તે કહે છે કે રાજાને કોઈ જળાશય દેખાયું નહિ, તેનો અભિપ્રાય એવો છે કે જળાશય દેવતારૂપ છે, તેથી તે રાજા પાસે જળાશયો પણ છુપાઈ ગયાં છે. મૂળમાં **प्रविवेश** એવું ક્રિયાપદ છે, ત્યાં **विवेश** એમ કહેવાથી પ્રવેશ કર્યાનો અર્થ થાય છે તોપણ સાથે **प्र** ઉપસર્ગ કહ્યો છે તેનો અર્થ એવો છે કે પૂછયા વગર, આજ્ઞા વગર તે રાજાએ આશ્રમની અંદર પ્રવેશ કર્યો છે.

પ્રસિદ્ધિને બતાવનાર **तद्** શબ્દ લખ્યો છે, તેનો અભિપ્રાય એવો છે કે તે આશ્રમ પ્રસિદ્ધ હતો અને હારેલા અશ્વત્થામાને વિચાર કરવાના સ્થાનકરૂપે તે આશ્રમ હતો. (૨૪)

પોતાથી જ જે દોષથી ઘેરાયેલા હોય છે તેને સત્પુરુષનું દર્શન થયા પછી પણ સદ્‌બુદ્ધિ થતી નથી, જેમ સન્નિપાત રોગ વડે ઘેરાયેલો હોય તેને અમૃતરૂપી ઘી ખવરાવવામાં આવે તો તે મરી જાય છે, તે પ્રમાણે પરીક્ષિતમાં પણ ત્રિદોષ થયો હોવાથી સત્પુરુષમાં તેને સદ્‌બુદ્ધિ ન થઈ, એ વાત સાડા ત્રણ શ્લોક વડે કહે છે, ત્યાં બે શ્લોકથી મુનિનું વર્ણન કરે છેઃ

**ददर्श मुनिमासीनं शान्तं मीलितलोचनम् ।**
**प्रतिरुद्धेन्द्रियप्राणमनोबुद्धिमुपारतम् ॥ २५ ॥**
**स्थानत्रयात्परं प्राप्तं ब्रह्मभूतमविक्रियम् ।**
**विप्रकीर्णजटाच्छन्नं रौरवेणाऽजिनेन च ।**
**विशुष्यत्तालुरुदकं तथाभूतमयाचत ॥ २६ ॥**
**अलब्धतृणभूम्यादिरसम्प्राप्तार्घ्यसूनृतः ।**
**अवज्ञातमिवात्मानं मन्यमानश्चुकोप ह ॥ २७ ॥**

**શબ્દાર્થઃ**—પરીક્ષિત રાજા આશ્રમમાં ગયા, ત્યાં શાંત જેણે નેત્ર બંધ કરેલાં છે, ઇંદ્રિય, પ્રાણ, મન, અને બુદ્ધિનો રોધ કરીને જેણે અંતર્મુખ કરેલ છે તેવા શાંત થયેલા, ત્રણ સ્થાનથી આગળ ગયેલા, બ્રહ્મરૂપ થયેલા, વિકાર વગરના, છૂટેલી જટાવાળા, કાળા મૃગના ચામડાથી વ્યાપ્ત, અને બેઠેલા એવા મુનિને પરીક્ષિત્ રાજાએ જોયા. ત્યારે જેનું તાળવું સુકાઇ ગયું છે, તેવા તે રાજાએ એવા સમાધિવાળા મુનિ પાસે જવાનું ધાર્યું, ત્યારે તે રાજાને બેસવા માટે કાંઇ ચટાઇ કે ભૂમિ વગેરે મુનિએ આપ્યું નહિ તેમ જ અર્ઘ્યાદિકથી પૂજન કે વાણીથી સત્કાર પણ રાજાનો કર્યો નહિ. તેથી પોતાનું અપમાન કર્યું છે એમ માનતા પરીક્ષિત રાજાએ ક્રોધ કર્યો.

**ભાવાર્થઃ**—તેવા મુનિ ઉપર રાજાએ ક્રોધ કર્યો તે રાજામાં અધિક દોષો હતા એમ બતાવે છે. હવે મુનિનું વર્ણન કરે છે. મુનિ હતા એટલે શ્રવણ કરીને મનન કરતા હતા, અર્થાત્ બ્રહ્મના વિષયનું શ્રવણ અને મનન એ તેને સિદ્ધ થયેલાં હતાં. તે મુનિ બેઠેલા હતા તેથી તે નિદિધ્યાસ (મનન)-માં પરાયણ હતા તેમ કહ્યું છે. યોગમાં આસન છે તે ત્રીજું અંગ છે, તેથી પહેલાં શ્રવણ અને મનન સિદ્ધ થાય છે. તે શાંત હોવાથી પ્રાણાયામ વડે તેણે મનને કાબૂમાં રાખ્યું છે. ઋષિએ નેત્ર વીંચેલાં હતાં, તેથી તેને પ્રત્યાહાર (બહારના વિષયનું ધ્યાન ન કરવું) બતાવ્યો છે. ધ્યાનની ધારણા રહેવા માટે પ્રત્યાહાર-ના સ્વરૂપને વધારે સ્ફુટ કરે છે કે ઇંદ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિ

પ્રતિલોમપણાથી તે ઋષિએ અંદર લીધેલાં છે અથવા તેણે નેત્ર મીંચેલાં છે એમ કહેવાથી તે તે વિષયો પ્રતિબંધ કરનારા નથી, એમ બતાવ્યું છે. એમ બહારના વિષય અને અંદરના વિષયોની નિવૃત્તિ કહ્યા પછી પોતાના સ્વરૂપમાં રહેલા ભગવાનમાં તે મુનિ આસક્ત છે, એટલે તે સ્વરૂપ વડે ભગવાનના સેવક થયા છે; આથી તેની ધારણા અને ધ્યાન પણ સૂચવેલું છે.

હવે મુનિની સમાધિનું સ્વરૂપ કહે છે કે જાગ્રત-સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિ એમ ચાર સ્થાન જીવનાં છે. તેમ બહાર અને અંદર એમ બે પ્રકારનું ભગવાનનું કાર્ય છે. તેમાં ગુણ અને સ્વરૂપ ક્રમે કરીને પ્રકટ થયેલાં ભાસે છે. માટે આ મુનિનું જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિથી પર સમાધિને પ્રાપ્ત થયેલું સ્વરૂપ પ્રકાશી રહ્યું છે, તે કેવળ તેનું ભાન જ થાય છે તેમ નથી, પણ તેનું ફળ પણ થયું છે. તે કહે છે કે તે મુનિ બ્રહ્મરૂપ થયેલા છે, કારણ કે "જે બ્રહ્મને જાણે તે જ બ્રહ્મરૂપ થાય છે" એવી રીતે શ્રુતિ અસંપ્રજ્ઞાત (બીજા કોઈ ન જાણી શકે તેવી) સમાધિ જણાવવા માટે કહે છે કે તે સર્વે વિકારથી રહિત છે; તેથી દેહ અને આયુષ વધે કે ઘટે તે પણ તેને છૂટી ગયેલું છે. તેમ જ તે મુનિના મનનો વ્યાપાર પણ નિવૃત્ત થયો છે. કેવળ સ્વરૂપ વડે જ ભગવાનને તે સેવે છે એમ કહ્યું છે. બહારથી પોતાના ઉપર કાંઈ ઘાત થાય તેના નિરાકરણનો પ્રકાર પહેલાં જ કહેલો છે. તે કહે છે કે વિખરાયેલી જટા વડે પોતે ઢંકાયેલા છે. અને ઘણા શીંગડાવાળા મૃગનું નામ રુરુ કહેવાય છે, તેના ચામડા વડે, તથા કાળિયાર મૃગના ચામડા વડે, તે મુનિ ઉપરથી ઢંકાયેલા છે. આમ નિરૂપણ કરવાથી એમ સિદ્ધ થયું કે તે મુનિની બહારની તેમ જ અંદરની વ્યવસ્થા જોતાં કોઈ પણ રીતે તે મુનિ પ્રાર્થના કરવા યોગ્ય નથી જ. તેવા પાસે પણ જઇને રાજાએ પ્રાર્થના કરી. તે કહે છે કે વિશેષે કરીને રાજાનું તાળવું તૃષ્ણાથી સુકાઈ જતું હતું. હમેશાં શોક વડે જ તાળવું સુકાય છે. તેવી રીતના મુનિ પાસે પણ રાજાએ યાચના કરી છે તે યાચના દોષ જ છે. દોષ વડે બીજો દોષ ઉત્પન્ન થયો. તે કહે છે કે "બેસવા માટે ઘાંસની ચટાઈ કે બેસવાની જગ્યા, જળ અને સારી વાણી એ સત્પુરુષના ઘરમાં કયારે પણ નાશ પામતાં નથી," એ સત્પુરુષનો ધર્મ છે, તેવો ધર્મ પરીક્ષિત્ રાજાએ મુનિમાં જોયો નહિ અને પોતે રાજા હોવાથી પોતાને પ્રજા ધર્મમાં વર્તાવવી જોઇએ એ સંભારીને તેને શીખવવા માટે મુનિ ઉપર ક્રોધ કર્યો છે. તે કહે છે કે તે રાજાને તૃણનું આસન ભૂમિ વગેરે કાંઇપણ મળ્યું નથી. તેને જળની જરૂર હતી તે પણ મળ્યું નથી. રાજા વગેરે મોટું માણસ આવે ત્યારે અર્ઘ્ય વડે તેનું પૂજનાદિક કરવું જોઈએ તે મુનિએ કર્યું નથી; તેમ જ સારી વાણી વડે રાજાને આવકાર

પણ આપ્યો નથી. બ્રાહ્મણોને ઘેર રાજા જાય ત્યારે બ્રાહ્મણો રાજાના પગનું પૂજન ન કરે, પણ અર્ઘ્ય આપે, તે અર્ઘ્ય પણ અહીં મળ્યો નથી.

એ પ્રમાણે કહ્યું છે તે ન મળવાથી દોષ વડે બીજા કારણની કલ્પના કરે છે કે તેમણે મારું અપમાન કર્યું છે. મુનિએ અપમાન કર્યું નથી, તોપણ રાજાએ અપમાન થયાનું માન્યું છે, માટે અહીં **इव** અવ્યય લખ્યો છે. જો પોતે જ જલાદિકને ગ્રહણ કરતા તો આપદ્ધર્મ હતો, તેથી દોષ ન થાત; પણ અભિમાન હોવાથી રાજાએ તેમ ન કર્યું. તે કહે છે કે રાજા પોતાના આત્માને મોટો માનતો હતો. દોષથી તેની દૃષ્ટિ ઢંકાઇ ગયેલી હોવાથી તે મુનિનું સ્વરૂપ વિચાર્યા વગર જ કેવળ રાજાએ ક્રોધ કર્યો. ક્રોધ કર્યો તે શિક્ષા કરવા માટે પણ થાય છે અને **मन्यु** (ક્રોધ) તો શત્રુ ઉપર જ થાય છે, તે પરીક્ષિત્‌ને થયો તે આશ્ચર્ય છે, એમ બતાવવા માટે મૂળમાં **ह** અવ્યય મૂકેલો છે. (૨૫-૨૬-૨૭)

ત્યારે તેને બીજા બે પણ દોષ થયા તે કહે છેઃ

**अभूतपूर्वः सहसा क्षुत्तृड्भ्यामर्दितात्मनः ।**
**ब्राह्मणं प्रत्यभूद् ब्रह्मन् मत्सरो मन्युरेव च ॥ २८ ॥**

**શબ્દાર્થ:—હે બ્રહ્મન્! પણ ભૂખ તરસથી જેનો આત્મા પીડિત થયો છે, એવા પરીક્ષિત્ રાજાને કોઈ દિવસે નહિ થયેલો મત્સર (ઇર્ષ્યા) અને ક્રોધ જલદી બ્રાહ્મણ ઉપર થયો.**

**ભાવાર્થ**:—કોઇ દિવસે પણ આવો દોષ પરીક્ષિત્‌ને ઉત્પન્ન થયો નથી કે જે બ્રાહ્મણમાં અદેખાઈ થઇ હોય. જલદી ક્રોધ થયો તેનો અભિપ્રાય એવો છે કે તે રાજાને જરાપણ વિચાર ઉત્પન્ન થયો નથી. દેહના ધર્મો જ બળવાન્ થયા છે. તે કહે છે કે ભૂખ અને તરસ વડે તેના અંતઃકરણને ઘણું દુઃખ થયું હતું. એવી રીતે બ્રાહ્મણોનો અપરાધ કર્યો સાંભળીને શૌનકને લોભ થશે, તે ન થવા માટે તેને **हे ब्रह्मन्** એવું સંબોધન આપ્યું છે. બ્રાહ્મણમાં જ પરીક્ષિત્‌ને મત્સર અને મન્યુ થયો છે. પારકાની મોટાઈ સહન ન થઇ શકે તે 'મત્સર' કહેવાય છે. તે એવી રીતે દશ દોષો પરીક્ષિતમાં ઉત્પન્ન થયા છે. મૂળમાં **च**કાર કહેવાથી તેને લીધે બીજા દોષો ઉત્પન્ન થયા છે એમ સૂચવ્યું છે. (૨૮)

હવે દોષના ફળને કહે છેઃ

**स तु ब्रह्मऋषेरंसे गतासुमुरगं रुषा ।**
**विनिर्गच्छन् धनुष्कोट्या निधाय पुरमागतः ॥ २९ ॥**

**શબ્દાર્થ**:—તે પરીક્ષિત્ તો આશ્રમથી બહાર નીકળતી વખતે,શેષ વડે મરેલા સર્પને ધનુષના છેડાથી તે ઋષિના ખભા ઉપર મૂકીને, પોતાના નગરમાં આવ્યો છે.

**ભાવાર્થ**:—પરીક્ષિતને ગ્લાનિ થયેલી હતી. તેનું કાર્ય થવાથી તે ગ્લાનિ નિવૃત્ત થઈ છે તે બતાવવા માટે મૂળમાં તુ અવ્યય મૂકેલો છે. "પરીક્ષિતે કલિયુગને સ્થાન આપવાથી તેને બ્રાહ્મણાદિકનો અપરાધ કરવામાં બુદ્ધિ થઈ છે." તે બ્રાહ્મણ બ્રહ્મરૂપ અને ઋષિ હતા, તેથી પ્રમેય અને પ્રમાણ બન્ને પ્રકારનું બળ તેનામાં હમેશાં હતું એમ સૂચવ્યું છે. જ્યાં સર્પ નાખતા હતા ત્યાં ઋષિનું મસ્તક તો સાક્ષાત્ બ્રહ્મરૂપ હોવાથી ખભા ઉપર સર્પ પડેલો છે, અર્થાત્ રાજાનો હાથ આગળ ચાલેલો નથી.

ત્યાં સર્પને મારીને, પછી પ્રાણ વગરના તે સર્પને ઉઠાવીને, ત્યાંથી નીકળતી વખતે ધનુષના એક ભાગ વડે ઉપાડી તે ઋષિના ખભા ઉપર મૂકયો અને પછી રાજા પોતાના પુર તરફ આવ્યા છે.

મૃગયા કરવા ગયેલા તે ધનુષનું અને પોતાનું કાર્ય કરીને રાજા આવ્યા છે. તે જો ત્યાં જ બ્રાહ્મણની પાસે ઊભા રહેલા હોત તો તેનો બાળક ક્રોધ કરીને ત્યાં આવત ત્યારે શાંત કરીને પણ પુરમાં આવત, પરંતુ એકદમ પુર તરફ આવવાંથી ઋષિના બાળકને શાંત કરવાનો વખત તેને મળી શકયો નથી.(૨૯)

તેમ કરવામાં રાજાનો શો અભિપ્રાય હશે? એમ જાણનારની ઇચ્છા થાય ત્યાં કહે છેઃ

**एष किं निभृताशेषकरणो मीलितेक्षणः ।**
**मृषासमाधिराहोस्वित् किन्नु स्यात्क्षत्रबन्धुभिः ॥ ३० ॥**

**શબ્દાર્થ**:—શું આ ઋષિ, સમગ્ર ઇંદ્રિયોને નિયમમાં રાખીને રહેલા છે કે જેથી નેત્ર બંધ કરેલાં છે, અથવા તો મિથ્યાસમાધિવાળા છે? અથવા ક્ષત્રિયોના બંધુઓથી શું થવાનું છે, એમ ધારીને રહ્યા છે?

**ભાવાર્થ**:—સમગ્ર ઇંદ્રિયોને કાબૂમાં રાખીને શું ઋષિએ નેત્ર બંધ કરેલાં છે? અથવા આપણને છેતરવા માટે મોટી સમાધિ કરીને નેત્ર મીંચેલાં છે? તેમ કરવાનું કારણ કહે છે કે ક્ષત્રબંધુઓ આવે અગર જાય તેથી આપણું શું થવાનું છે, એમ તર્ક કરે છે અથવા નિશ્ચય કરે છે. આ ક્ષત્રબંધુ છે એમ તે ઋષિએ યોગના બળથી જાણેલ છે. જો ખોટી સમાધિ કરી હોય તોપણ તે બ્રાહ્મણનું કાંઇ કરી શકે તેમ નથી, તથાપિ ચિત્તના સમાધાન માટે રાજાને આવા પ્રકારનો વિચાર કરવો પડયો છે. (૩૦)

એવી રીતે વિચાર કર્યા વગર પરીક્ષિતે કરેલા કૃત્યનું અનર્થરૂપે પર્યવસાન (છેડો, પરિણામ) થયું છે તે કહે છેઃ

**तस्य पुत्रोऽतितेजस्वी विचरन्बालकोऽर्भकैः ।**
**राज्ञाऽघं प्रापितं तातं श्रुत्वा तत्रेदमब्रवीत् ॥ ३१ ॥**

**શબ્દાર્થ**:—તે ઋષિનો ઘણો જ તેજસ્વી પુત્ર, બાળકો સાથે ફરતો હતો, તે, રાજાએ પોતાના પિતાનો અપરાધ કર્યો છે એવું સાંભળીને તે સ્થળે આ પ્રમાણે બોલ્યો.

**ભાવાર્થ**:—પું નામના નરકથી જે રક્ષા કરે છે તે "પુત્ર" કહેવાય છે. તે જો આ પાપથી રક્ષા ન કરે તો પુત્રપણાથી હટી જાય તેમ છે. ઋષિનો પુત્ર ઘણો જ તેજસ્વી હતો, તે સામર્થ્ય બતાવવા માટે કહેલું છે. હવે બાળકનો અવિવેક થયો તેનું કારણ બતાવે છે કે તે સર્વે બાળકોની સાથે આશ્રમની નજદીકમાં ફરતો હતો, તેમ ખુદ પણ બાળક જ હતો, તેથી અવિવેક થયો છે. રાજાએ પોતાના પિતાને અપરાધ અથવા પાપ કરાવેલ છે, કારણ કે મરેલા સર્પને અડકવામાં પાપ લાગે છે, અને "પાપથી મરણ થાય છે" એમ શાસ્ત્રમાં કહ્યું છે, તેથી મરણ થાય છે.

વળી આશ્રમમાં રહેલા સર્પને રાજાએ માર્યો છે તે અપરાધ કર્યો છે એમ ગણીએ તોપણ જેમ આશ્રમનો સર્પ માર્યો, તેમ કદાચ પોતાના પિતાનું મરણ થાય. આ અપરાધ રાજાનો છે, તેનું પરિણામ પોતાના પિતાને આવે છે, કારણ કે બ્રહ્મહત્યા કરનારને જેમ કપાલ ( ખોપરીનો ભાગ ) ધારણ કરાવે છે, તે બ્રાહ્મણના હત્યારાનું ચિહ્ન છે, તેમ સર્પને મારનારને સર્પ ધારણ કરવાનું ચિહ્ન છે, તે પોતે ( રાજાએ ) મારેલા સર્પનો આક્ષેપ ઋષિ ઉપર રાખવા માટે રાજાએ મારેલો સર્પ ઋષિના ખભા ઉપર નાખ્યો છે. તે શમીક ઋષિનો પુત્ર બાળકો સાથે ફરતો હતો, તેનું નામ શૃંગી હતું. તે ત્યાં જે સ્થળમાં આ હકીકત સાંભળી તે જ ઠેકાણે નીચે પ્રમાણે બોલ્યો. (૩૧)

આગળ રાજાને દંડ આપવાનું નિરૂપણ કરવું છે, તે માટે રાજા દંડ દેવાને લાયક છે, એમ ત્રણ શ્લોકથી કહે છેઃ

**अहो अधर्मः पालानां पीव्नां बलिभुजामिव ।**
**स्वामिन्यघं यद्दासानां द्वारपाले शुनामिव ॥ ३२ ॥**
**ब्राह्मणैः क्षत्रबन्धुर्हि द्वारपालो निरूपितः ।**
**स कथं तद्गृहे द्वाःस्थः सभाण्डं भोक्तुमर्हति ॥ ३३ ॥**
**कृष्णे गते भगवति शास्तर्युत्पथगामिनाम् ।**
**तद्भिन्नसेतूनद्याऽहं शास्मि पश्यत मे बलम् ॥ ३४ ॥**

**શબ્દાર્થ**:—મજબૂત બનેલા, બલિને ખાનારા કૂતરાની માફક, પાલન કરનારા ક્ષત્રિયોનો અધર્મ તો જુઓ, જે દ્વારની રક્ષા કરનારા કૂતરાની માફક સ્વામીનો અપરાધ કરે છે. બ્રાહ્મણોએ ક્ષત્રિયોને દ્વારપાલ તરીકે ગણ્યા છે, ત્યારે જેના ઘર

આગળ દ્વારપાળ બેઠેલો હોય તે માલેકની પેઠે એક વાસણમાં જમવાને શી રીતે લાયક થાય? ઊંધા માર્ગે ચાલનારાઓને દંડ આપનારા શ્રીકૃષ્ણ ભગવાન્ પૃથ્વી ઉપરથી પધારી ગયા, ત્યારપછી તે પ્રભુની બાંધેલી મર્યાદાને તોડનારને હું શિક્ષા કરું છું, મારું બળ તમે જુઓ.

**ભાવાર્થ**:—આશ્ચર્યથી કહે છે કે પાલન કરનારાઓનો અધર્મ છે. એટલે ધર્મનું પાલન કરનારા અધર્મનું નિરાકરણ કરનારા છે, પણ અધર્મ કરનારા નથી, તોપણ અધર્મ કરે તે આશ્ચર્ય છે. એમ આશ્ચર્યમાં ગરકાવ થઈને ધ્યાન કરતો તે બાળક વિચાર કરે છે કે આ કાંઇ આશ્ચર્ય નથી, માટે અધર્મના કારણને કહીને વિશેષ સ્થાનને પ્રાપ્ત કરીને, તેનું કારણ બતાવવા માટે ઋષિનો બાળક દૃષ્ટાંત આપે છે કે તેઓ મજબૂત થયા છે, એટલે અધર્મ કરવામાં મજબૂતાઇ જ કારણ છે; એટલે નીચ માણસો રાજ્ય વડે મજબૂત થઈને અધર્મ કરે છે; જેમ બલિદાન વડે મજબૂત થયેલાં કૂતરાઓ, તેને ખાવાનું આપનારને જ કરડે છે, અથવા તેના ઘરમાં પ્રવેશ કરે છે.

બ્રાહ્મણોને તો એક સ્વરાજ્ય અને બીજું બહારનું રાજ્ય એમ બે રાજ્યો છે. બહારનું રાજ્ય બ્રાહ્મણોને ભોગવવાનું ન હોવાથી, સ્વરાજ્ય સિદ્ધ કરવાને તેને જોડેલો છે, એટલા માટે બહારનું રાજ્ય સાંચવવા માટે ક્ષત્રિયોને બનાવેલા છે. બ્રહ્માએ પૃથ્વી બનાવી ત્યાર બાદ કશ્યપે, પરશુરામે અને શ્રીરામચંદ્રજીએ બ્રાહ્મણોને સમગ્ર પૃથ્વી આપી હતી; એમ ત્રણ વાર બ્રાહ્મણોને પૃથ્વી મળી, તોપણ જે બ્રાહ્મણોએ બહારનું રાજ્ય કર્યું નહિ, તે પૃથ્વીની અંદર સ્વરાજ્ય કરવા માટે જ કર્યું નહિ. તે બાબત કહે છે કે દાસ લોકો જે માલેકનો અપરાધ કરે તે કૂતરાની માફક છે. જાતિના દોષથી તેમ જ અવિવેકથી તે અપરાધ થાય છે. દરવાજાની ચોકી કરવા માટે જેની યોજના કરી હોય તે દ્વારપાલ કહેવાય છે. તે જેમ અજ્ઞાનતાથી સ્વામીનું ભક્ષણ કરે છે અથવા ઘરમાં પેસે છે, તેવી રીતે બ્રાહ્મણોએ સમાધિ કરવા માટે જ ક્ષત્રિયોને બહાર રાજા તરીકે નીમેલ છે, તે એમ વિચારીને કે ક્ષત્રિયો સમાધિ ન કરે અને અમે કરીશું. ક્ષત્રિય અમારી પૂજા કરો એવો વિચાર કરી બહારનું રાજ્ય ક્ષત્રિયોને આપ્યું અને સમાધિ કરવાનું કાર્ય બ્રાહ્મણોએ પોતા ઉપર રાખેલું છે. તેમ છતાં પરીક્ષિતે ઋષિની પૂજા ન કરતાં તેની સમાધિમાં વિઘ્ન કર્યું; તેથી રાજાને કૂતરાની માફક ગણેલો છે.

પુરુષવિધ બ્રાહ્મણમાં "ક્ષત્રથી પર કાંઈ નથી, તેથી બ્રાહ્મણ ક્ષત્રિયની નીચેથી ઉપાસના કરે છે." એમ કહ્યું છે; તેથી આ દૃષ્ટાંત વિષમ (સરખું નહિ) છે! એવી શંકાના સમાધાનમાં કહે છે બ્રાહ્મણોએ ક્ષત્રિયને દ્વારપાલ

ગણ્યો છે. આમ કહેવાથી ક્ષત્રિયે સ્વામીનો દ્રોહ કર્યો, એમ સિદ્ધ કરે છે. મૂળમાં હિ અવ્યય છે તે ચાર પ્રકારે નિરૂપણ કરવાનો બોધ કરે છે. આ શરીર વગેરે બહારનો પદાર્થ સમાધિનું દ્વાર છે. ખરી રીતે તો ક્ષત્રિયોને બહારના રાજ્યમાં નિરૂપણ કરનારા ભૃગુકુલના ઋષિઓ છે. માટે જેઓએ ક્ષત્રિયોને સ્થાપિત કરેલા છે તેનાજ ઘરના બારણામાં રહીને હમેશાં દ્વારપાલ તરીકે થઇને તેઓ રસોઈ કરવાના પાત્રમાં રહેલા અન્નને ખાવા માટે શી રીતે યોગ્ય થાય ? એમ એક પ્રકારે દ્રોહનું નિરૂપણ કરીને હવે બીજા પ્રકારથી નિરૂપણ કરે છે કે કશ્યપ વગેરે ઋષિઓએ બ્રાહ્મણોને રાજ્ય આપ્યું હતું તેમ છતાં બ્રાહ્મણોએ ક્ષત્રિયોને રાજ્ય આપ્યું છે, તેથી ક્ષત્રિયો બ્રાહ્મણોની કૃપા વડે જ રાજ્ય કરે છે. તેવા ક્ષત્રિયો બ્રાહ્મણને આજ્ઞા કરવા માટે લાયક નથી. હવે ત્રીજા પ્રકારે દ્રોહનું નિરૂપણ કરે છે કે બ્રહ્માનું ઘર બ્રહ્માંડ છે. તેમાં સમગ્ર પુરુષાર્થ-ના ઉપભોગના સ્થાનરૂપ બ્રાહ્મણો છે. તે બ્રાહ્મણોને હરકત કરનારાઓને હટાવવા માટે ક્ષત્રિયોને કાયમ કરેલા છે. માટે ક્ષત્રિયો દ્વારપાલ તરીકે છે. બલિદાનને ઠેકાણે રાજ્ય છે, તેથી રાજ્ય ઉપર બેઠેલ ક્ષત્રિય ખેડૂતોની પાસેથી કર લે છે, તેવી રીતે બ્રાહ્મણ પાસેથી પણ કાંઈ કર લેવાની ઈચ્છા કરે તે રસોઈના પાત્રમાં રહેલા અન્નને ખાવાની ઇચ્છા કૂતરા કરે તેવું છે.

હવે ચોથા પ્રકારે દ્રોહનું નિરૂપણ કરે છે કે સમાધિમાં રહેલા બ્રાહ્મણનો અપરાધ કરવાથી, દ્વારપાલ ઘરમાં પ્રવેશ કરે છે અને રસોઈના પાત્રમાં રહીને અન્નનું ભોજન કરવાની ઇચ્છા કરે છે, તેવું છે. એમ અપરાધનું પ્રતિપાદન કરીને તેને દંડ આપવાનું પોતાને સામર્થ્ય છે, એમ કહીને બીજો પ્રકાર કહે છે કે સદાનંદ સ્વરૂપ શ્રીકૃષ્ણ પોતાના અનુભવ માટે જ બ્રાહ્મણોની યોજના કરીને પોતપોતાના ધામમાં પધાર્યા છે; તે બ્રાહ્મણોને પોતાનો અનુભવ સંપાદન કરવા માટે પ્રથમ બ્રાહ્મણના પ્રતિપક્ષીઓ (વિરોધીઓ)ને શિક્ષા કરતા હતા, તે પધારી ગયા પછી પાલન કરનારા ક્ષત્રિયો બ્રાહ્મણોના વિરોધી થાય તો બ્રાહ્મણોએ જ તેને દંડ દેવો જોઈએ, કારણ કે પાલન કરવા યોગ્ય અને પાલન કરનાર એ બે કોટી (પરંપરા) જ ભગવાને રાખેલ છે; તેથી ભગવાને કરેલી, ધર્મની મર્યાદાનું પાલન કરવું; અને તેના વિરોધીઓને શિક્ષા કરવી, તે બંને અમારે જ કરવું જોઇએ, એવા અભિપ્રાયથી કહે છે કે જેણે મર્યાદાનો ભંગ કર્યો છે તેને હું શિક્ષા કરું છું; તેથી પરીક્ષિતને શાપ દેવામાં ઋષિના બાળકે પોતાના સ્વાર્થનો ત્યાગ કર્યો છે. કેવળ ધર્મની મર્યાદા રાખવા માટે શાપ આપેલો છે. કયારે પણ મર્યાદાનો ભેદ થયો હોય એમ સાંભળ-વામાં આવતું નથી, એમ કોઇ કહે તો કહે છે કે આજે જ મર્યાદાનો ભંગ થયો છે, માટે આજેજ દંડ કરવો. પોતાનું સામર્થ્ય એવું છે એમ બાળકોને

જણાવે છે કે જુઓ. પોતામાં પ્રકટ થયેલા બ્રહ્મતેજને જોઇને પાસે રહેલા બાળકોને બતાવે છે. (૩૨-૩૩-૩૪)

એવી રીતે નિશ્ચય કરીને તેણે જે કર્યું છે તે કહે છેઃ

**इत्युक्त्वा रोषताम्राक्षो वयस्यानृषिबालकः ।**
**कौशिक्याप उपस्पृश्य वाग्वज्रं विससर्ज ह ॥ ३५ ॥**

**શબ્દાર્થ**:—રોષથી જેની આંખો લાલ થયેલી છે, એવા તે ઋષિપુત્રે મિત્રોને, એમ કહ્યા પછી કૌશિકીના જળનું આચમન કરીને વાણીરૂપ વજ્ર ફેંક્યું.

**ભાવાર્થ**:—રાજાની ભાવના વડે, રાજાને પાલન કરનાર તરીકે ભ્રમ થયો છે, તેથી ઋષિના બાળકની આંખો લાલ થઇ છે, તેથી તેણે બીજો વિચાર નથી કર્યો એમ જણાવ્યું છે. બાળકે કૌશિકી નદીના જળનું આચમન કર્યું. પોતામાં બ્રહ્મભાવને પ્રકટ કર્યો અને તેણે વાણીરૂપી વજ્ર ફેંક્યું એટલે "षट् फट् जहि" વગેરે મંત્રો કહીને વાણીરૂપ વજ્ર નાખ્યું છે. ઇંદ્રની પાસે જે વજ્ર છે તે દધીચિ ઋષિનાં હાડકાંથી બનાવેલું છે અને આ વજ્ર તો બ્રાહ્મણોની મૂળભૂત વાણીરૂપે છે. (૩૫)

તે વાણીરૂપી વજ્રનો અર્થ કહે છેઃ

**इति लङ्घितमर्यादं तक्षकः सप्तमेऽहनि ।**
**धक्ष्यति स्म कुलाङ्गारं चोदितो मे पितृद्रुहम् ॥ ३६ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે જેણે મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, એવા અને પોતાના કુળમાં અંગારારૂપ તેમ જ મારા પિતાનો દ્રોહ કરનારા રાજાને મેં મોકલેલો તક્ષક નાગ સાતમે દિવસે બાળી નાખશે.

**ભાવાર્થ**:—એવી રીતે જે મર્યાદાનો ત્યાગ કર્યો છે એવા રાજાને સાતમે દિવસે તક્ષક નાગ બાળશે. તેમાં પ્રસિદ્ધિ બતાવનાર स्म અવ્યય લખેલો છે; તેથી દરેકની પ્રસિદ્ધિથી તે રાજાનું ભક્ષણ કરશે, તેથી તેનો ઉપાય થઈ શકશે નહિ, એમ બતાવ્યું છે. "માથામાં રહેલા સાત પ્રાણો છે" એમ શ્રુતિમાં કહ્યું છે અને તે બ્રાહ્મણનું માથું છોડીને ખભા ઉપર રાજાએ સર્પ નાખેલો છે, તેથી તેના પ્રાણને ઘાત કરવાપણું આવે છે, તોપણ સાત દિવસ સુધી રાજાને જીવવાનું કહ્યું છે. જો તે સર્પ ઋષિના માથા ઉપર મૂકયો હોત તો તે રાજાનું મૃત્યુ તરત જ થાત.

પાંડવકુલમાં ઉત્પન્ન થયેલા રાજાને તક્ષક શી રીતે કરડશે? એમ શંકા થાય ત્યાં કહે છે કે રાજા કુલમાં અંગારા જેવા છે; તેથી હમણાં જો તેને બાળે નહિ તો એવા બીજા અવશેષો કરીને યાદવોની માફક આખા કુલનો નાશ કરે; માટે પાંડવોના ઉપકાર માટે પણ તે રાજાને બાળશે જ.

રાજા તક્ષકની પ્રાર્થના કરશે તો તક્ષક તેને બાળશે નહિ, એવી શંકા થાય તો કહે છે કે મેં પ્રેરણા કરી છે, માટે તેમાં ફેર પડશે નહિ; અને જો મારા કહેવા પ્રમાણે તક્ષક રાજાને બાળશે નહિ તો હું તક્ષકને પણ બાળી નાખીશ એવો અભિપ્રાય બતાવ્યો છે. એમ તક્ષકને આજ્ઞા કરવામાં કારણ કહે છે કે તે રાજા મારા પિતાનો દ્રોહ કરનાર છે. (૩૬)

આ શાપ આપ્યા પછી તેનામાં રહેલું તેજ શાંત થયું ત્યારે મનુષ્યના ભાવથી તે બાળક રડવા લાગ્યો તે કહે છેઃ

**ततोऽभ्येत्याश्रमं बालो गले सर्पकलेवरम् ।**
**पितरं वीक्ष्य दुःखार्तो मुक्तकण्ठो रुरोद ह ॥ ३७ ॥**

**શબ્દાર્થ**:—ત્યારપછી તે બાળક આશ્રમમાં આવીને, જેના ગળામાં સર્પનું શરીર છે એવા પિતાજીને જોઇને, દુઃખથી પીડિત થયો, અને કંઠ મોકળો કરીને રડવા લાગ્યો.

**ભાવાર્થ**:—તે બાળક હોવાથી સર્પ મરેલો છે કે જીવતો છે તે જાણી શકયો નહિ, એટલે ગળામાં સર્પના શરીરવાળા પિતાને જોઇને દુઃખથી પીડા પામવા લાગ્યો અને મોટા શબ્દથી રોવા લાગ્યો. સર્પ તો પિતાના ગળામાં હતો, પોતાના ગળામાં તો કાંઈ ન હતો, તોપણ રોવા લાગ્યો. મૂળમાં ह અવ્યય છે, તેથી નિશ્ચયપૂર્વક રોવા લાગ્યો. (૩૭)

ત્યારપછી શું થયું, તે કહે છેઃ

**स वा आङ्गिरसो ब्रह्मन् श्रुत्वा पुत्रविलापनम् ।**
**उन्मील्य शनकैर्नेत्रे दृष्ट्वा स्वांसे मृतोरगम् ॥ ३८ ॥**
**विसृज्य पुत्रं पप्रच्छ वत्स कस्माद्धि रोदिषि ।**
**केन वाऽपकृतं सर्वमित्युक्तः स न्यवेदयत् ॥ ३९ ॥**

**શબ્દાર્થ**:—અંગિરસ ગોત્રમાં ઉત્પન્ન થયેલ તે બ્રાહ્મણ, પુત્રનો વિલાપ સાંભળીને, ધીમેથી નેત્ર ઉઘાડીને, પોતાના ગળામાં પડેલા સર્પને જોઇને, તે સર્પને છોડી દઇને, પૂછવા લાગ્યા કે હે પુત્ર, તું શા માટે રડે છે અને તારું બૂરું કોણે કરેલું છે? એમ પૂછયું ત્યારે તે બાળકે સર્વ હકીકત કહી બતાવી.

**ભાવાર્થ**:—તે બ્રાહ્મણ અંગીરાના ગોત્રમાં ઉત્પન્ન થયો છે એમ કહેવાથી તેની સહનશીલતા અને ખાનદાની બતાવી છે. **ब्रह्मन्** એવું સંબોધન આપવાથી બીજી શંકાઓનું નિવારણ કર્યું છે. એટલે બ્રહ્મરૂપ હોય તે બીજું કાંઇ પણ કરે નહિ.

બહુ જ જોરથી શબ્દ કરવામાં આવે તો સ્વપ્નની માફક સમાધિ નાશ પામે છે, ત્યારે ધીમેથી નેત્ર ઉઘાડીને ગળામાં પડેલા સર્પને જોયો. ત્યારે

સ્વભાવથી જ પહેલાં તો તે સર્પને ફેંકી દીધો અને પુત્ર હોવાથી ખોટું નહિ બોલે એમ જાણીને પોતાના પુત્રને મુનિ પૂછે છે કે હે બચ્ચા, તારો અપરાધ કરનાર કોણ છે? એટલે શા માટે રુદન કરે છે? તેમ જ તારું બૂરું કોણે કર્યું છે? એમ બે વાક્યો પૂછ્યાં છે. ત્યારે વિશેષ કહેવાની જરૂર ન હોવાથી સંક્ષેપથી કહે છે. બાળકે જે બન્યું હતું તે બધું કહી સંભળાવ્યું. (૩૯)

ત્યારે શમીક ઋષિ પોતાના પુત્ર શૃંગી ઋષિનું વચન સાંભળીને વિચાર કરીને, તે બાળકે ઠીક ન કર્યું એમ કહે છે:

**निशम्य शापमतदर्हं नरेन्द्रं**
**स ब्राह्मणो नाऽऽत्मजमभ्यनन्दत् ।**
**अहो बतांहो महदद्य ते कृत-**
**मल्पीयसि द्रोह उरुर्दमो धृतः ॥ ४० ॥**

**શબ્દાર્થ:**—શાપને યોગ્ય નહિ એવા રાજાને પોતાના પુત્રે શાપ આપેલો છે એ હકીકત સાંભળોને, તે બ્રાહ્મણ, પુત્રને નહિ વખાણતાં, કહે છે કે હે અજ્ઞાની, થોડા જ અપરાધમાં મોટો દંડ કર્યો એ તેં મોટું પાપ કર્યું છે.

**ભાવાર્થ**—શાપ આપ્યો એ અયોગ્ય કર્યું છે એમ કહે છે. તેનું કારણ કહે છે કે તે રાજા છે. ત્યાં શંકા થાય છે કે અપરાધીને દંડ આપ્યો છે તે તો તેણે યોગ્ય જ કર્યું છે, તો પછી ઋષિએ પોતાના પુત્રને શાબાશી કેમ ન આપી? ત્યાં કહે છે કે પોતે બ્રાહ્મણ છે, એટલે "બ્રાહ્મણો તો ક્ષમા કરવાથી જ પુજાયેલા છે" એમ શાસ્ત્રમાં કહ્યું છે, તેથી બ્રાહ્મણ જો ક્ષમા ન રાખે તો તેનું બ્રાહ્મણપણું જતું રહે, તો આ વખતે તો પુત્રે ક્ષમા ન કરતાં શાપ આપ્યો છે, તેથી તેને વખાણ્યો નથી, એવો તેનો ભાવ છે.

ત્યારે રાજાએ ગળામાં સર્પ નાખ્યો તોપણ તેની ઉપેક્ષા (બેપરવાઈ) કરી, તેમ બાળકે રાજાને શાપ આપ્યો તોપણ તેની પણ રાજાના કાર્યની માફક ઉપેક્ષા કરવી જોઈએ તે કેમ ન કરી? એમ કોઈ શંકા કરે ત્યાં કહે છે કે તે આત્મજ (પુત્ર) છે, એટલે પોતાના શરીરથી ઉત્પન્ન થયેલો છોકરો ઉપેક્ષા (બેપરવાઈ) કરવા યોગ્ય નથી. "જેની મનાઈ ન કરે તે પોતાને અનુકૂળ છે" એવો ન્યાય છે, તેથી જો મુનિ ચૂપચાપ રહે અથવા પુત્રનું કરેલું સ્વીકારે તો દિતિએ તૃતીય સ્કંધમાં પોતાના પતિ કશ્યપને કહ્યું છે કે "બ્રહ્મદંડથી બળી ગયેલ હોય તેના ઉપર નરકના જીવો પણ દયા કરતા નથી" એ ન્યાયથી રાજાનો પરલોક પણ જતો રહે; તેથી પિતાની અનુમતિથી પુત્રે શાપ આપેલો નથી; માટે તેના શબ્દના પ્રત્યેક અર્થમાં

અલ્પતા રહેલી છે, એટલે સાતમે દિવસે તક્ષક નાગ વડે તેનો નાશ થશે એમ તે બાળકના બોલવાનો અભિપ્રાય છે, તે સત્ય છે, પણ તેનું ફળ સત્ય નથી, એટલે બ્રાહ્મણના શાપવાળાને નરકની પ્રાપ્તિ થાય તેમ રાજાને થવાની નથી.

હવે તે બ્રાહ્મણ યુક્તિથી પોતાના પુત્રના ક્રોધને પણ છોડાવે છે. જો તેમ ન કરે તો રાજાનું મરણ દુઃખરૂપે થાય, માટે જેવી રીતે તેને પશ્ચાત્તાપ થાય તેવાં વચનો કહે છે કે રાજાને શાપ આપવો એ પાંચે પ્રકારના પુરુષાર્થોની વિરુદ્ધ છે; તેથી પુરુષાર્થનું નુકશાન થશે. એમ ભય બતાવીને પુત્રને ભય કરે છેઃ તેં અધર્મ કર્યો છે. મુનિએ પહેલાં જ કહ્યું કે તેં મોટું પાપ કર્યું છે, એથી મને મોટો ખેદ થાય છે. તારું કાર્ય મોટા પાપરૂપ છે, પણ અજાણતાં તે કરેલું છે. જો જાણવા છતાં કર્યું હોય તો તેના નિવારણ માટે પ્રાયશ્ચિત્ત પણ ન થાય. તે કહે છે કે તેં થોડા અપરાધને બદલે મોટો દંડ આપ્યો છે. પરિણામનો વિચાર કરતાં કહે છે કે તેં રાજાને શાપ આપ્યો છે તેના કરતાં તેનો અપરાધ ઘણો થોડો છે, કેમકે તેણે આશ્રમમાં રહેલો એક સર્પ મારેલો છે. અને મને તે સર્પનો સ્પર્શ કરાવ્યો છે, તે તો મારે સ્નાન કરવાના કારણરૂપ છે. અર્થાત્ મારે ફક્ત તેથી સ્નાન કરવાનું છે. તેમ જ તેથી તને ભય ઉત્પન્ન કરેલો છે, પણ તે તો તે રાજાના પ્રાણ હરણ કરવા માટેનો જ શાપ આપ્યો છે, એટલે રાજાએ સર્પ માર્યો એટલે રાજાને મારવો એ કાંઇ સર્પની બરોબર રાજા ન ગણાય અને જે ઉપરથી ભય દેખાતો હોય તેની બરોબર કાંઇ મહા ભય ગણાય નહિ, માટે જેવો તેનો અપરાધ છે તેને યોગ્ય તેં દંડ આપ્યો નથી; તેથી જ તેં અધર્મ કર્યો છે. (૪૦)

અમે તો બરોબર જ કર્યું છે, કારણ કે તે રાજાએ પણ મારણ કર્યું, તેને બદલે તેને મરણનો શાપ આપ્યો, સર્પનોસર્પના સ્પર્શની બરોબર સ્પર્શ, અને ભયની બરોબર ભય છે, એમ પરીક્ષિતને તેના કાર્યની બરોબર કરેલું છે, એમ જો બાળક કહે, ત્યારે કહે છેઃ

> न वै नृभिर्नरदेवं पराख्यं
> सम्मातुमर्हस्यविपक्वबुद्धे ।
> यत्तेजसा दुर्विषहेण गुप्ता
> विन्दन्ति भद्राण्यकुतोभयाः प्रजाः ॥ ४१ ॥

શબ્દાર્થઃ—હે કાચી બુદ્ધિવાળા બાળક ! જેનું નામ પર છે એવા રાજાને મનુષ્યોની માફક તું માનવાને યોગ્ય નથી, કારણ કે જેના અસહ્ય તેજ વડે રક્ષા કરાયેલી પ્રજા ક્યાંયથી પણ ભય વગરનાં કલ્યાણોને પ્રાપ્ત કરે છે.

**ભાવાર્થ**:—હે કાચી બુદ્ધિવાળા ! પદાર્થોની સમાનતા હોતી નથી, મનુષ્યોની સાથે જ્યાં રાજા સરખાવાય નહિ, તો ક્ષુદ્ર જીવોની સાથે તો રાજાની સરખામણી શી રીતે થાય ? ગીતાજીમાં કહ્યું છે કે " કૂતરામાં અને ચાંડાલમાં જે સમાનતા જુએ છે તે પંડિતો હોય છે. " કાંઇ બ્રહ્મને જાણનારાઓને તેથી બ્રહ્મની માફક રાજા નથી, એમ કહેવું યોગ્ય નથી, એમ તે ઋષિનો બાળક શંકા કરે તો ત્યાં કહે છે કે ગીતાજીનું આ વાકય તો અક્ષર બ્રહ્મના વિચારથી તમામ જીવોમાં અક્ષર બ્રહ્મ સમાન છે એમ કહે છે, પણ કાંઇ ભગવાનની સાથે જીવોની સમાનતા કહી નથી, કારણ કે રાજા છે તે ભગવાનનો ગુણાવતાર છે એમ દ્વિતીય સ્કંધમાં કહ્યું છેઃ " સ્થિતિમાં ધર્મ, યજ્ઞ, મનુ, દેવતા, અને રાજાઓ ભગવાનના અવતારરૂપ છે; " તેમ " પૃથ્વીનો પતિ પુરુષ વિષ્ણુરૂપ છે " એવું પણ વાકય છે.

રાજાનું સન્માન કરવા એ ગૌણ વાકય છે એમ કહે તો ત્યાં કહે છે કે ચોરાદિકથી સહન ન થાય એવા રાજાના તેજ વડે ચોતરફથી રક્ષા કરાયેલી પ્રજા નિર્ભય થઈને પુષ્કળ કલ્યાણને પામે છે, એટલે સમજુ રાજા જ્યારે પ્રજાનું રક્ષણ કરે તો પ્રજાને કોઈ સ્થળેથી ભયની સંભાવના રહેતી નથી, અને ઘણાં સુખ ભોગવે છે. દરેક સ્થળે જીવ તો સમાન હોવાથી રાજામાં જે તેજ છે, અથવા જે આજ્ઞા કરવાની શક્તિ છે, તેમ જ પોતાના કેવળ સ્વરૂપથી જ. દરેક પ્રજાનો ભય દૂર કરવાને તેજ છે. આ બધા જીવના ધર્મો નથી, પણ તેમાં ઇશ્વરના ધર્મો રહેલા છે, માટે " રાજા વિષ્ણુરૂપ છે " એ વાકય કાંઇ ઔપચારિક નથી, અર્થાત્ સારું લગાડવા માટે નથી, પણ તેવા ગુણો પણ છે. (૪૧)

એવી રીતે અધર્મ કરવાથી ધર્મનો વિરોધ કર્યો છે. હવે અર્થનો વિરોધ કર્યો છે તે કહે છેઃ

अलक्ष्यमाणे नरदेवनाम्नि
रथाङ्गपाणावयमङ्ग लोकः ।
तदा हि चौरप्रचुरो विनङ्क्ष्य-
त्यरक्ष्यमाणोऽविवरूथवत् क्षणात् ॥ ४२ ॥

**શબ્દાર્થ**:—જેનું નામ નરદેવ છે, એવા ચક્રપાણિ ભગવાન જો દેખાય નહિ તો હે અંગ ! જેમાં ઘણા ચોરો છે એવો આ લોક, રક્ષા ન કરાતો થકો ઘેટાંનાં ટોળાંની માફક નાશ પામશે.

**ભાવાર્થ**:—જો એક દિવસ પણ રાજા દેખાશે નહિ તો પ્રજાના અર્થનો નાશ થશે. જો કે નામથી તો તે રાજા છે, પણ ખરી રીતે તો તે હાથમાં ચક્રને ધારણ કરનાર ભગવાન છે. રાજરૂપી પદાર્થનું આ ઋષિના બાળકને

જ્ઞાન થાય તે માટે આગ્રહનો ત્યાગ કરીને તે સાંભળે. તે સારુ "હે અંગ !" એવું કોમળ સંબોધન આપ્યું છે.

રાજાનું સ્વરૂપ જ જો ન દેખાય તો ઘણા ચોરવાળો આ લોક થઈ જાય અને ઘણું કરીને તો શાસક ન હોવાથી બધાયે ચોર થાય, અને નાશ પામે. તેમ જ દરેકની બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ જાય છે. મેંઢાંનાં ટોળાને કોઈ પાલન કરનાર ન હોય તો એક જ ક્ષણમાં તે બધાં વિખેરાઈ જાય છે અને નાશ પામે છે તે પ્રમાણે રાજા વગર તો ક્ષણ માત્રમાં સર્વ પ્રજા નષ્ટ થાય છે, એથી દરેકનો નાશ થવાથી અર્થનો વિરોધ બતાવ્યો છે. (૪૨)

તેઓના અર્થનો વિરોધ થાય તેમાં આપણે શી હાનિ છે? એમ કહે તો ત્યાં કહે છેઃ

> **तदद्य नः पापमुपैत्यनन्वयं**
> **यन्नष्टनाथस्य वसोर्विलुम्पकात् ।**
> **परस्परं घ्नन्ति शपन्ति वृञ्जते**
> **पशून् स्त्रियोऽर्थान् पुरुदस्यवो जनाः ॥ ४३ ॥**

**શબ્દાર્થઃ**—જે આપણા નિમિત્તથી, સ્વાર્થ જેનો નષ્ટ થયો છે એવા લોકના ધનને ચોરનારાના નિમિત્તથી આપણને આ વખતે કારણ વગરનું પાપ પ્રાપ્ત થાય છે, કારણ કે ચોરો ઘણા થાય તે પરસ્પર પ્રજાને મારે છે, ગાળો દે છે, અને પશુઓને, સ્ત્રીઓને તથા ધનને હરી જાય છે.

**ભાવાર્થઃ**—તે કારણથી આ વખત કારણ વગરનું પાપ આપણને લાગે છે. જો કે તે પાપ આપણે કર્યું નથી તોપણ પ્રાપ્ત થાય છે.

આપણે પાપ કરેલું નથી, તોપણ આપણને પાપ કેમ પ્રાપ્ત થાય છે? અને એમ જો વગર કારણે પાપ થતું હોય તો પછી તે પ્રમાણે હંમેશાં થવું જોઇએ! એવી શંકાનો ખુલાસો કરે છે કે પ્રજાનો નાથ જે નષ્ટ થયો છે તેમાં આપણે નિમિત્તરૂપ છીએ. તેના ધનની ચોરી કરનારા લોકોથી પાપ પેદા થાય છે. તે જો કે સાક્ષાત્ પાપ આપણે તો કરેલું નથી, તોપણ લોકના સ્વામિરૂપ રાજાને મારવારૂપી કાર્ય તો આપણે કર્યું છે, તેથી જગતમાં ચોર લોકો વધી જવાના છે, તેથી પાપ થાય છે. તે ચોર લોકો કેવળ ધનનો જ નાશ કરતા નથી, પણ કામનો પણ નાશ કરે છે. તે કહે છે કે જેમાં ઘણા ચોર લોકો થયા છે, એવી પ્રજા પરસ્પર મારે છે, ગાળો આપે છે, અને સ્ત્રી, પશુ વગેરે પદાર્થોને લઇ જાય છે. પશુ, સ્ત્રીઓ અને ધન એ ત્રણ વસ્તુ પ્રાણીઓનું સર્વસ્વ છેઃ પૃથ્વી વગેરે તો એ ત્રણ પદાર્થને સિદ્ધ કરનારાં છે, માટે તે ત્રણનો નાશ થવાથી પ્રાણીઓના સર્વસ્વનો નાશ થાય છે. (૪૩)

પશુ, સ્ત્રીઓ અને ધન, એ ત્રણુનો નાશ થયો, ત્યારે કામના વડે જેનો ઉપયોગ છે, તે દરેકનો નાશ થાય છે, એમ કહે છે:

**तदार्यधर्मश्च बिलीयते नृणां**
**वर्णाश्रमाचारयुतस्त्रयीमयः ।**
**ततोऽर्थकामाभिनिवेशितात्मनां**
**शुनां कपीनामिव वर्णसङ्करः ॥ ४४ ॥**

**શબ્દાર્થ:**—ત્યારે વર્ણ અને આશ્રમના ધર્મવાળો, વેદમય, મનુષ્યોનો ઉત્તમ ધર્મ પણ નાશ પામે છે, ત્યારે અર્થ અને કામમાં જેનું અંતઃકરણ લાગેલું છે એવા મનુષ્યોમાં, કૂતરાં અને વાંદરાંની માફક વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થ:**—સદાચારના લક્ષણવાળો, સત્પુરુષોનો સામાન્ય ધર્મ હોય છે, અને આશ્રમની સાથે રહીને વિશેષ રૂપ થાય છે, અને તેનું જ ફરીને વેદમાં પ્રતિપાદન કરવામાં આવે ત્યારે તે યજ્ઞરૂપ થાય છે. તે ત્રણ પ્રકારનો ધર્મ નાશ પામે છે તેથી શું થયું ? એમ શંકા કરીને કહે છે કે ધર્મ, અર્થ અને કામ એ વર્ગ આ લોકના ફળરૂપ છે, તેમાં ધર્મનો નાશ થયો, એટલે માણસો અર્થ અને કામમાં જ પ્રવૃત્તિ કરનારાં થાય છે. ત્યારે પછી તેમ થવાથી અધર્મના કારણરૂપ વર્ણસંકર પ્રજા થાય છે. તેમાં લજ્જાનો ત્યાગ કરીને ઉપભોગ કરવો એમ બતાવવા માટે કૂતરાં અને વાંદરાંનું દૃષ્ટાંત આપે છે, એટલે તેની આનુપૂર્વી ( કોણ કોનો પુત્ર છે એ) પ્રસિદ્ધ હોતી નથી કે કોણ કોનો પિતા છે અને કોણ કોનો પુત્ર છે એ જાણી શકાય. એવી રીતે બે પુરુષનો પણ વંશ સરખો નહિ થાય, તેથી મનુસ્મૃતિ વગેરેમાં વર્ણસંકર જાતિના ધર્મો લખ્યા છે તે પણ જતા રહેશે.

જેમ વૃક્ષ જીવે છે તેવી રીતે વાંદરાં જીવે છે. તેઓને માતા, બહેન, વગેરેનો વિવેક હોતો નથી. તેઓની વૃદ્ધિ પણ ઘણી હોય છે, તોપણ એક સ્ત્રીમાં સેંકડો પુરુષ પ્રવૃત્ત થાય છે, તેથી એક પુરુષમાં પણ વર્ણધર્મ રહેશે નહિ, એમ સૂચવ્યું છે. ગામનાં તમામ પશુઓને બતાવવા માટે કૂતરાનું દૃષ્ટાંત આપે છે, તેમ જ વનનાં સમગ્ર પશુઓ બતાવવા માટે વાંદરાંનું દૃષ્ટાંત આપે છે; તેથી મૂળ સહિત કામનો નાશ થવાનું કહ્યું છે. (૪૪)

એવી રીતે પરંપરાથી દોષનું નિરૂપણ કરીને હવે સાક્ષાત્ દોષનું નિરૂપણ કરે છે:

**धर्मपालो नरपतिः स तु सम्राड् बृहच्छ्रवाः ।**
**साक्षान्महाभागवतो राजर्षिर्हयमेधराट् ।**
**क्षुत्तृड्श्रमयुतो दीनो नैवाऽस्मच्छापमर्हति ॥ ४५ ॥**

**શબ્દાર્થઃ—તે રાજા ધર્મનું પાલન કરનાર, ચક્રવર્તી, મોટા યશવાળો, સાક્ષાત્ ભગવાનનો મોટો ભક્ત, રાજાઓમાં ઋષિ જેવો, અશ્વમેધ યજ્ઞ કરનાર, ક્ષુધા તૃષા અને શ્રમથી યુક્ત, અને દીન થયેલો હતો, તે આપણે શાપ દેવા યોગ્ય નથી.**

**ભાવાર્થઃ**—એક એક ગુણ પણ આપણને તો દરેક રીતે પૂજવા લાયક છે, તો આ રાજામાં તો સર્વે ગુણો રહેલા છે. તે કહે છે કે તે ધર્મનું પાલન કરનારો હોવાથી ધર્મમાર્ગથી તે રાજા પૂજ્ય છે, નરપતિ હોવાથી નીતિના માર્ગથી પૂજ્ય છે, ચક્રવર્તીની સંપત્તિથી સેવાયેલો હોવાથી દરેક આપવાને તે સમર્થ છે; તેથી કામના માર્ગથી પણ તે રાજા પૂજવા યોગ્ય છે. મોટી કીર્તિવાળો હોવાથી તેની પ્રસિદ્ધિ પણ પૂજાના કારણરૂપ છે. બીજાઓનો તો ગુરુદ્વારા ભગવાન્ અંગીકાર કરે છે ત્યારે તે મહાભાગવત થાય છે, અને આ રાજાના સાક્ષાત્ ભગવાન ગુરુ થયા છે, કેમકે તેની રક્ષા ભગવાને કરેલી છે; તેથી સાક્ષાત મહાભાગવત હોવાથી ભક્તિમાર્ગથી પણ પૂજવા લાયક છે. આ રાજા વેદના અર્થનું પાલન કરનાર અને મંત્ર જોનાર રાજર્ષિ છે, તેથી વૈદિક માર્ગના વિચાર વડે પણ આ પૂજ્ય છે, અશ્વમેધ યજ્ઞો વડે તેણે યજન કરેલું હોવાથી કર્મમાર્ગ વડે પણ પૂજ્ય છે. ધર્મમાર્ગનો વિચાર ન કરીએ તોપણ ભૂખ, તરસ, અને મહેનતથી રાજા દુઃખી થયો છે; તેથી કેવળ લૌકિક વિચારથી પણ તે રાજા પૂજ્ય છે. રાજા ભૂખ્યો અને તરસ્યો હતો, વગેરે હકીકત ઋષિએ યોગમાર્ગથી જાણી છે. તૃષાથી તેનું તાળવું સુકાઈ ગયું હતું; તેથી તે દીન હોવાથી પૂજ્ય છે. તે આપણા શાપને યોગ્ય નથી, માટે પૂજવા યોગ્યની પૂજા આપણે કરી નથી, એ આપણામાં અધર્મ આવ્યો છે. તેમ જ તે રાજામાં કેવળ દોષદષ્ટિ કરવાથી આપણામાં નીચપણું આવ્યું છે. (૪૫)

વળી ભક્તનો દ્રોહ કરવાથી ભગવાનનો ક્રોધ થાય છે. તે થવાથી આપણો સર્વ નાશ થશે, એવા ભયથી ભગવાનની પ્રાર્થના કરે છેઃ

**अपापेषु स्वभृत्येषु बालेनाऽपक्वबुद्धिना ।**
**पापं कृतं तद् भगवन् सर्वात्मा क्षन्तुमर्हसि ॥ ४६ ॥**

**શબ્દાર્થઃ—કાચી બુદ્ધિવાળા બાળકે, પાપ વગરના પોતાના સેવકોમાં જે પાપ કરેલ છે, તે હે ભગવાન્! સર્વાત્મા તમે ક્ષમા કરવાને યોગ્ય છે.**

**ભાવાર્થઃ**—હે ભગવન્, આપના દાસ છે, અથવા આપને પાલન કરવા યોગ્ય જે ભક્તો છે, તેવા ભક્તોમાં વિચાર કરતાં કાંઈ પાપ તો ન જ હતું; તેવા નિષ્પાપ ભક્તોમાં કાચી બુદ્ધિવાળા બાળકે પાપ કર્યું છે, કારણ કે તે બાળક લાંબી નજરવાળો નહતો. બાળકનો ગુણ કે દોષ ગણવામાં આવતો નથી, એમ બતાવવા માટે "તે બાળક હતો" એમ કહ્યું છે. તે બાળકે રાજાને

શાપ આપ્યો તે પાપ કર્યું છે. હવે ક્ષમા કરવામાં કારણુ કહે છે કે આપ સર્વાત્મા હોવાથી પોતાની કે પારકાની વિષમતા આપનામાં નથી.

બ્રાહ્મણોને શો ભય છે? એમ શંકા થાય તો ત્યાં કહે છે કે આપ ભગવાન છો, તેથી જો આપને ક્રોધ થાય તો મોક્ષમાં પ્રતિબંધ આવે, માટે આપ ક્ષમા કરવાને યોગ્ય છો. (૪૬)

ભક્તિનો વિરોધ કહે છે કે તેમાં તે રાજા પણ સામો શાપ આપે તો બન્નેનો અપરાધ સરખો થશે! એવી શંકાનું નિવારણુ કરે છેઃ

**तिरस्कृता विप्रलब्धाः शप्ताः क्षिप्ताः हता अपि ।**
**नास्य तत्प्रतिकुर्वन्ति तद्भक्ताः प्रभवोऽपि हि ॥ ४७ ॥**

**શબ્દાર્થ**:—તિરસ્કાર કરાયેલા હોય, અવજ્ઞા કરાયેલા હોય, તાડન (માર) કરાયેલા હોય, તોપણુ પ્રભુના ભક્તો સમર્થ હોવા છતાં પણ સામો બદલો લેતા નથી.

**ભાવાર્થ**:—ભગવાનના ભક્તને ગાળ આપીને કોઈ તેનો તિરસ્કાર કરે, વાંકાં વચનો કહીને કોઈ તેને છેતરે, જેમ હાલમાં શાપ આપ્યો છે તેપ્રમાણે ભક્તોને કોઇ શાપ આપે, કોઇ તેને તરછોડે, અને કોઈ માર મારે, તોપણુ ભગવાનના ભક્તો તેના બદલા રૂપે કાંઇ કરતા નથી, તેમ જ ગુણુ, ક્રિયા, સ્વરૂપ, અહંકાર અને તેના દેહનો નાશ થાય તોપણુ ભક્તો તેનો પ્રતીકાર કરતા નથી, એટલે વિરુદ્ધ થઇને, તેવું કરનારની સામે કરવું તો દૂર રહ્યું, પણુ કોઈ તિરસ્કાર વગેરે કરે તોપણુ તે પાછો બીજીવાર હવેથી ન કરે તેવો ઉપાય પણુ ભક્તો કરતા નથી. તેનું કારણુ કહે છે કે તે ભગવાનના ભક્ત હોવાથી સમર્થ છે છતાં કાંઈ કરતા નથી. એ અર્થ યોગ્ય છે, કેમકે શક્તિ હોય, તેમાં જ રાખવી યોગ્ય ગણાય છે, એમ બતાવવા માટે મૂળમાં **हि** અવ્યય લખેલો છે. (૪૭)

એવી રીતે તે બાળકના પિતાને પશ્ચાત્તાપ થયો તેનું નિરૂપણુ કરવાથી, રાજાનું નિર્દોષપણું બતાવીને, જે દોષવાળો હોય તેનું અનુમોદન દોષવાળો મનુષ્ય કરે તે યોગ્ય જ છે! એવી શંકા દૂર કરવા માટે સૂતપૌરાણિક ઋષિની સ્તુતિ કરે છેઃ

**सूत उवाच।**

**इति पुत्रकृताघेन सोऽनुतप्तो महामुनिः ।**
**स्वयं विप्रकृतो राज्ञा नैवाघं तदचिन्तयत् ॥ ४८ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે પુત્રે કરેલા અપરાધ વડે તપેલા તે મહામુનિએ, રાજાએ પોતાનો અપરાધ કર્યો છે તે અપરાધનો વિચાર ન કર્યો.

**ભાવાર્થ**:—તે મુનિ, બીજાએ પાપ કર્યું છે તોપણુ તાપથી તપી ગયા છે, તેનું કારણુ તે પોતે મહામુનિ છે. જે શાપ અપાયો છે તે અનુચિત

થયું છે, એ ભગવાને પણ જાણ્યું છે, એવું ભગવાનના હૃદયનું જ્ઞાન, તે મુનિને હોવાથી તેને "મહામુનિ" કહ્યા છે. વળી રાજાએ પોતાના ગળામાં સર્પ મૂકીને પોતાનો અપરાધ કર્યો છે, તેને મનથી પણ તે મુનિએ યાદ કર્યો નથી. પરંપરાથી પણ પાપમાં ભય રાખનારા હોવાથી પણ મુનિને ભગવાનના હૃદયનું જ્ઞાન થયું છે, અને તેણે રાજાનો દોષ જોયો નથી, તેથી તે મોટા મુનિ છે. (૪૮)

તે મુનિ અને પરીક્ષિત્ બન્નેની સમાનતા બતાવીને સૂતપૌરાણિક હવે ઉપસંહાર કરે છેઃ

**प्रायशः साधवो लोके परैर्द्वन्द्वेषु योजिताः ।**
**न व्यथन्ति न हृष्यन्ति यत आत्माऽगुणाश्रयः ॥ ४९ ॥**

**શબ્દાર્થ**:—બીજા કોઇએ, લોકમાં ભૂખ અને દુઃખ વગેરેમાં, સત્પુરુષોને જોડેલા હોય તોપણ તેઓ ઘણું કરીને વ્યથા પામતા નથી, તેમ હર્ષ પણ પામતા નથી, કારણ કે હર્ષશોકાદિ ગુણોના આશ્રયરૂપે આત્મા નથી જ,

**ભાવાર્થ**:—આ હકીકત સત્પુરુષોની કહી છે. તેમાં ચાલુ પ્રસંગમાં રાજા અને મુનિ છે. પણ સામાન્ય રીતે તો સર્વે સત્પુરુષોને લઇને જ આ હકીકત કહે છે કે લોકમાં દરેક ઠેકાણે અસાધુ પુરુષો જ તે ભકતોને સુખદુઃખમાં જોડે છે. જેમ મુનિ ઉપર સર્પ નાખતી વખતે રાજાએ, અને શાપ દઇને મુનિના બાળકે એમ બંનેએ સુખદુઃખના કાર્યમાં જોડેલા છે. અને સાધારણ રીતે તો નીચ પુરુષો સત્પુરુષોને સુખદુઃખ થાય તેવાં કાર્યો કરે છે, તોપણ તેઓ દુઃખમાં જોડાવાથી વ્યથા પામતા નથી અને સુખમાં જોડાવાથી હર્ષ પામતા નથી; તેથી રાજા અને મુનિને પાછળથી ક્ષોભ ન થયો એ યોગ્ય જ છે. તેમાં યુકિત કહે છે કે હર્ષાદિક ગુણોના આશ્રયરૂપે તો અંતઃકરણ છે, આત્મા નથી, માટે તે ભકતોને અંતઃકરણનો અધ્યાસ (જે ન હોય અને તેને માનવું તેવો ભ્રમ) ન હતો, તેથી તેને ક્ષોભ ન થયો તે યોગ્ય જ છે. (૪૯)

**ઇતિ શ્રીભાગવત-સુબોધિની-ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં ઉત્તમાધિકાર-પ્રકરણાંતર્ગત અઢારમો અધ્યાય સંપૂર્ણ**

## અધ્યાય ૧૯ મો

सर्वदोषनिवृत्तिस्तु पूर्वाध्याये निरूपिता ।
प्रमादेऽपीश्वरेच्छातो व्यामोहाभाववर्णनात् ॥ १ ॥
अधुना पूर्णगुणता वैराग्यज्ञानभक्तिषु ।
यशःकर्मसमाजश्रीभावेषु च निरूप्यते ॥ २ ॥
एकोनविंशे वैराग्यात्प्राये मुनिगणागमः ।
तत्र पृष्टार्थसन्देहे शुकागम इतीर्यते ॥ ३ ॥
मुनयो भगवद्भक्तयानं द्रष्टुं हरेः कथाम् ।
श्रोतुं च भावितज्ज्ञानाद्विवादस्तु शुकोमतौ ॥ ४ ॥
वैराग्यस्य प्रकर्षेण प्रकर्षोऽत्र विवक्षितः ।
ज्ञाने तुल्येऽपि देवर्षेस्त्यागाभावान्न वक्तृता ॥ ५ ॥
भार्गवस्यापि रामस्य व्यासस्यापि हरेस्तनोः ।
गुरुणैव स्वरूपातिज्ञानदानान्न वक्तृता ॥ ६ ॥
द्वात्रिंशल्लक्षणोपेतः शुक एव ततो गुरुः ।
एतदर्थं हि भगवानवतीर्णो वृषध्वजः ॥ ७ ॥
बीजाधानोत्तरं रक्षा विष्णोरन्ते शिवात्मना ॥ ७½ ॥

આ અધ્યાયની પહેલાંના અધ્યાયમાં સત્પુરુષોને સુખદુઃખરૂપી દ્વંદ્વમાં અસત્પુરુષો જોડે છે, તોપણ તેને હર્ષ કે શોક થતો નથી એમ કહ્યું છે, ત્યાં સમગ્ર દોષની નિવૃત્તિનું નિરૂપણ કરેલું છે, કારણ કે ઇશ્વરની ઇચ્છાથી કોઇ કાળમાં એ ભૂલ થઈ જાય તોપણ ભગવાનના ભકતોને મોહ થતો નથી, એમ તે શ્લોકના અભિપ્રાયથી સૂચવ્યું છે; માટે પરીક્ષિત્ રાજાએ બ્રાહ્મણના ગળામાં સર્પ નાખ્યો, તે માટે બ્રાહ્મણને મોહ ન થયો, અને બ્રાહ્મણના પુત્રે પરીક્ષિતને શાપ આપ્યો, તેમાં પરીક્ષિતને મોહ થયો નહિ, એમ બતાવ્યું છે. તેથી દોષની નિવૃત્તિ કહેલી છે. (૧) હવે વૈરાગ્ય, જ્ઞાન અને ભકિતમાં પરીક્ષિત્ પૂર્ણજ્ઞાનવાળા છે, કારણ કે યશ, કર્મ, સમાજ અને લક્ષ્મીને ભોગવવામાં પરીક્ષિત મોટા છે. (૨) ઓગણીસમા અધ્યાયમાં વૈરાગ્ય થવાથી પરીક્ષિત્ રાજાએ એક સ્થળે બેસવાનું નક્કી કર્યું છે ત્યારે મુનિઓનો સમૂહ ત્યાં આવ્યો છે. તેમાં પરીક્ષિતે પૂછેલા અર્થમાં સંદેહ થયો, ત્યારે શ્રીશુકદેવજી આવેલા છે, એમ નિરૂપણ કરાય છે. (૩)

ભગવાનના ભકતનું પ્રયાણ પરલોકમાં થવાનું છે તે જોવા માટે, અને

ત્યાં ભગવાનની કથા થશે એમ તે ઋષિઓને ભવિષ્યનું જ્ઞાન હોવાથી કથા સાંભળવા માટે ઋષિઓ ત્યાં આવ્યા છે. તેમાં શ્રીશુકદેવજી શિવજીના અવતાર હોવાથી પરંપરાથી તેને ભગવાનનો અવતાર પ્રાપ્ત થયો છે, અને નારદજી પરશુરામ અને વ્યાસજીને સાક્ષાત્ ભગવાનના અવતારનો ભાવ છે. તેમ હોવા છતાં દરેકના કરતાં મોટા આસન ઉપર શુકદેવજી બેઠા. એ શુકદેવજીની મોટાઈમાં દરેકના મનમાં વિવાદ થાય તેવું છે. (૪) પણ અહીં તો જ્ઞાન આપવામાં જેનું ઉગ્ર વૈરાગ્ય હોય તેની જ મહત્તા કહેવાની છે; તેથી શુકદેવજીમાં વૈરાગ્ય ઘણું જ મજબૂત હોવાથી તેની મોટાઇ થઈ છે, નારદજીમાં જ્ઞાન શુકદેવજીના જેટલું જ હતું, તોપણ નારદજીનો ત્યાગ ન હોવાથી તે વક્તા તરીકે થઇ શકયા નથી. (૫) પરશુરામ અને વ્યાસજી ભગવાનના અવતાર છે, તેથી મોક્ષ આપવા ધારે તો આપી શકે છે, પણ પરીક્ષિતને તો જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે અને તે જ્ઞાન ગુરુથી જ મળી શકે છે, કારણ કે જ્ઞાન થવાથી સ્વરૂપની પ્રાપ્તિ થાય છે, તે જ્ઞાન આપનાર મહાદેવજી છે, એમ બતાવ્યું છે. અને શુકદેવજી મહાદેવજીનો અવતાર છે, એમ કૂર્મપુરાણમાં કથા છે માટે તે વકતા થયા છે, પણ વ્યાસજી કે પરશુરામ વકતા થયા નથી. (૬) બત્રીસ લક્ષણવાળા શુકદેવજી જ પરીક્ષિતને જ્ઞાન આપવામાં ગુરુ થયા છે. તેને માટે જ ભગવાન મહાદેવજીએ અવતાર લીધો છે. (૭)

પરીક્ષિત્ માતાના ગર્ભમાં આવ્યા ત્યાર પછી રક્ષા કરવી એ વિષ્ણુનું કાર્ય હોવાથી વિષ્ણુએ રક્ષા કરી છે, અને સંહાર કરવો એ શિવજીનું કાર્ય હોવાથી, શિવરૂપ શુકદેવજી વડે એનો સંહાર થયો છે. લૌકિક દાહ ન થવા માટે અલૌકિક અગ્નિથી (બ્રહ્મશાપથી) રાજાનો દાહ થયો છે. (૭½)

આની પહેલાંના અધ્યાયમાં રાજાને શાપ થયાનું નિરૂપણ કરેલું છે. હવે અદ્‌ભુત કર્મવાળા ભગવાનથી રાજાને શાપનું ફળ થયું તેનું નિરૂપણ કરે છે, તેમાં ગંગાજી સત્સંગ અને જ્ઞાન, એ ત્રણેનું નિરૂપણ આવે છે. તેમાં પહેલાં પરીક્ષિત્‌ને પશ્ચાત્તાપ થયો તે રૂપી તપ સહિત, રાજ્ય વગેરેમાં તેને કોઈ જાતની ઈચ્છા ન રહી, તે વૈરાગ્યનું ચાર શ્લોકથી નિરૂપણ કરે છે. "જે કાંઈ પાપ થયું હોય તે બાબતમાં, જે પુરુષને પશ્ચાત્તાપ થાય છે, તેણે ભગવાનનું સારી રીતે સ્મરણ કરવું, એ તેનું નિવારણ છે" એમ શાસ્ત્રમાં કહેલું છે— તેવી રીતે ભગવાનના સ્મરણના અંગરૂપે થયેલા પરિતાપનું અહીં નિરૂપણ થાય છે. તેમાં સાધારણ પુરુષને પરિતાપ થાય તો વૈરાગ્યનું અંગ થાય છે, અને ભક્તને જો પશ્ચાત્તાપ થાય તો તે ભક્તિરૂપ હોવાથી ભક્તિના અંગરૂપે થાય છે. તે પ્રમાણે કોઇ પણ જાતની ઇચ્છા રાખ્યા સિવાય પરીક્ષિત્ રાજાને પશ્ચાત્તાપ થયો છે, તેવું સૂતજી નિરૂપણ કરે છેઃ

सूत उवाच ।

**महीपतिस्त्वथ तत्कर्म गर्ह्यं**
**विचिन्तयन्नात्मकृतं सुदुर्मनाः ।**
**अहो मया नीचमनार्यवत्कृतं**
**निरागसि ब्रह्मणि गूढतेजसि ॥ १ ॥**

**શબ્દાર્થ**:—પરીક્ષિત્ રાજા, પોતે કરેલા નિષિદ્ધ કર્મનો વિચાર કરતાં કરતાં સારી રીતે દુષ્ટ મનવાળા થયા ત્યારે પોતે વિચાર કરવા લાગ્યા કે અપરાધ વગરના અને જેનું તેજ ગૂઢ (છુપાયેલું) રહેલું છે એવા બ્રાહ્મણમાં, દુષ્ટ સ્વભાવવાળા માણસની માફક મેં નીચ કર્મ કર્યું, એ આશ્ચર્ય છે.

**ભાવાર્થ**:—રાજા મૃગયા (શિકાર) કરવા ગયા હતા ત્યાંથી આવીને શ્રમ દૂર કર્યા પછી રાજ્ય સંબંધી કાર્ય કરવા માટે કચેરીમાં સિંહાસન ઉપર બેઠા ત્યારે તે પૃથ્વીના પતિ તરીકે થયા, ત્યારે તે જ વખતે પહેલાં પોતે કરેલું કર્મ તેને યાદ આવ્યું કે મેં બ્રાહ્મણના ગળામાં સર્પ નાખ્યો છે. તે સર્પ નાખતી વખતે જે તેના અંતઃકરણનો ભાવ હતો, તે હવે દૂર થયો છે એમ બતાવવા માટે મૂળમાં તુ અવ્યય મૂકેલો છે. તે કર્મ નિષિદ્ધ એટલું જ નહિ પણ અપકીર્તિ કરનારું છે, એટલે આ લોક અને પરલોક બંનેનો નાશ કરનાર છે. બીજો વિચાર છોડી દઈને વિશેષે કરીને તે જ વિચારવા લાગ્યા છે, ત્યારે રાજાનું અંતઃકરણ ઉદાસીન થયું છે, કારણ કે ચોર વગેરેને મારવા માટે દંડ, શિક્ષા કરવી હોય ત્યારે પણ કોઈ માણસની મારફતે કાર્ય કરે છે પણ સાક્ષાત્ કરતા નથી, અને બ્રાહ્મણના ગળામાં તો પોતે સાક્ષાત્ જ સર્પ નાખ્યો છે, તેથી તેમનું મન દુષ્ટ થયું છે અને શોકને ઉત્પન્ન કરનાર હોવાથી તે મનને દુષ્ટ કહેલ છે, અને શોકમાં ભગવાનની સ્ફૂર્તિ થવાથી તેને સારું પણ કહેલું છે.

તેવા શોકમાં જો ભગવાનની સ્ફૂર્તિ થાય તો મૂર્છા જ થાય, પણ ભગવાનની સ્ફૂર્તિ થવાથી રાજાને મૂર્છા થઈ નથી. હવે રાજાને પશ્ચાત્તાપ થવાથી તે બોલવા લાગ્યા છે. તે કહે છે કે આશ્ચર્ય તો જુઓ! હું ભગવાનનો ભક્ત થઈને ધર્મની રક્ષા કરનારો છું, છતાં બ્રાહ્મણના અપરાધરૂપી મેં પાપ કર્યું, તે પણ દુષ્ટ સ્વભાવવાળો માણસ જેમ પાપ કરે તેમ શંકા વગરનો થઈને પાપ કર્યું છે.

જે સ્વભાવથી દુષ્ટ હોય તે પણ બ્રાહ્મણ જેવા મહાત્મામાં અપરાધ ન કરે, એમ બતાવવા માટે તેનું વર્ણન કરે છે કે તે બ્રાહ્મણ અપરાધ વગરના હતા, તેથી પ્રમાણ કે લોકનો વિચાર કરતાં પણ નિરપરાધી મનુષ્યને દંડ

અપાતો નથી, તેમ પ્રમેયનો વિચાર કરીએ તોપણ જીવનો જ દંડ થાય પણ બ્રહ્મનો દંડ ન થાય અને તે બ્રાહ્મણ તો બ્રહ્મરૂપ હતા. નીતિનો વિચાર કરીએ તોપણ જ્યાં સર્વનાશ થવાનો સંભવ નથી ત્યાં દંડ થઇ શકે છે, પણ જ્યાં સર્વનાશ થવાનો સંભવ હોય ત્યાં દંડ થઈ શકતો નથી, અને આ બ્રાહ્મણ તો ગુપ્ત તેજવાળા હતા. ગુપ્ત તેજ હોવાથી તેજ વખતે દાહ થયો નથી. એમ જો ન હોત તો જે વખતે મેં ગળામાં સર્પ નાખ્યો, તેજ વખતે મારો દાહ થઇ જતો, પણ તે મુનિનું ગૂઢ તેજ હોવાથી જ તેમ થયું નથી. (૧)

એમ થયું ત્યારે હવે શું કરવું જોઇએ એમ જાણવા ઇચ્છા થાય ત્યાં કહે છે કે બ્રાહ્મણના અપરાધરૂપ વિષય જ જે કરવાનું હશે તે કરશે; હવે કાંઈ મારે કરવાનું નથી, એમ બતાવવા માટે કહે છેઃ

**ध्रुवं ततो मे कृतदेवहेलनाद्**
**दुरत्ययं व्यसनं नातिदीर्घात् ।**
**तदस्तु कामं त्वघनिष्कृताय मे**
**यथा न कुर्यां पुनरेवमद्धा ॥ २ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે કરેલા દેવના અપરાધથી નિવૃત્ત ન થાય એવું દુઃખ થોડા વખતમાં થશે અને મારા પાપની નિવૃત્તિ કરવા માટે તે સુખેથી થાઓ, કારણ કે પાછું હું સાક્ષાત્ તેવું કાર્ય ન કરૂં.

**ભાવાર્થ**:—તમે વૈષ્ણવ હોવાથી તમને કાંઈ નહિ થાય એવી કોઈ શંકા કરે તો ત્યાં કહે છે કે દેવનો અપરાધ કર્યો છે, એટલે તે મુનિ ભગવાનનું ધ્યાન કરતા હતા, તેથી તેની અંદર ભગવાન્ બિરાજતા હતા, અને તે બ્રાહ્મણ તો દેવાલય (મંદિર)રૂપે હતા, તેથી દેવાલયનો અપરાધ કરવામાં દેવનો અપરાધ કર્યો ગણાય છે. "ભક્ત હોય તે પણ ભગવાનનો દ્રોહ કરે તો નરકમાં જાય" એવો ન્યાય હોવાથી જરૂર મને દુઃખ થશે જ. જે પુરુષાર્થ કરવાની ઇચ્છા છે તેમાં અટકાયત કરવામાં આવે, અને પોતાના વ્યાપારની સાથે ચિત્તની પણ વ્યાકુલતા થાય, એને વ્યસન કહે છે. તે વ્યસન બે પ્રકારનું છેઃ એક તો પોતાના આશ્રયરૂપ દેહાદિકનો નાશ કરનારૂં છે, અને બીજું કોઈ ઉપાયથી તે દૂર થઈ શકે તેવું છે. તેમાં આ વ્યસન એવું થવાનું છે કે અપરાધ કરનારના દેહાદિકનો નાશ કરશે. એમ બતાવવા સારૂં મૂળમાં કહ્યું છે કે જે 'વ્યસનનો દુઃખ વડે પણ નાશ થાય તેમ નથી,' માટે દુઃખરૂપ ફળ આપીને પછી તે વ્યસન જતું રહેશે.

ઘણું જ ઉગ્ર પાપ હોવાથી તે ફળ જલદી થશે. તેજ વખતે દુઃખ ન

થયું, તેટલા માટે કહે છે કે તે વ્યસન થવા માટે ઝાઝો લાંબો વખત થશે નહિ, આટલો વખત થયો છે તે બસ છે.

વ્યસન દૂર થાય તેમ છે કે નહિ, એવું જ્ઞાન ઉપાય કર્યા પછી થાય છે; માટે તે વ્યસનનો ઉપાય કરો એમ કોઈ કહે, ત્યાં કહે છે કે તે વ્યસન તો થાઓ, એટલે જે પુરુષને દેહ વગેરે બહુ જ વહાલાં લાગે છે, અને ભગવાનનો અપરાધ થયો હોય તોપણ જેને દેહાદિક રાખવાનાં છે, તેણે ઉપાય કરવાનો પ્રયાસ કરવો જોઇએ, પણ અમારે તો "જે કરવું જોઇએ તે જ થાય છે," એવો ન્યાય છે, તે અમને મનગમતું જ છે. તે માટે પ્રાર્થના કરે છે કે વ્યસનનો સંકોચ ન થજો, એટલે ઇચ્છા પ્રમાણે વ્યસન થજો, અમારે જ દેહાદિકનો નાશ કરવાનો છે. તેવી રીતે પ્રાર્થના કરવાનું કારણ કહે છે કે તેમ થવાથી કરેલા પાપની નિવૃત્તિ થાય છે. તે નિવૃત્તિ થવા માટે વ્યસનને આવવાની પ્રાર્થના કરી છે, તે વ્યસન પણ સાક્ષાત મને જ થાઓ.

ત્યાં શંકા કરે છે કે અધર્મ તો દેહમાં રહેનારો છે, તેથી તે દેહનો ધર્મ છે અને દેહ ધર્મી છે; તે બન્ને સમાન ન હોવાથી ધર્મ માટે ધર્મીનો નાશ થાય, તે યોગ્ય નથી ! એમ શંકા થાય ત્યાં કહે છે કે હું તેમ ન કરું. જો શરીર વિદ્યમાન હોય તો તે શરીર વડે સાક્ષાત્ પાપ થઈ શકે છે; પણ શરીર ન હોય તો રાજ્ય પુત્રાદિદ્વારા થાય. માટે સાક્ષાત્ અપરાધ મેં કર્યો છે; તેથી મને જ સાક્ષાત તેનું ફળ થાઓ. (૨)

ત્યાં શંકા થાય છે કે અતિ પ્રેમવાળો હોય છે તેનું પણ એમ કહેવું સંભવે છે, તેની નિવૃત્તિ માટે દેહાદિક વિદ્યમાન હોય તો તેના ભ્રમથી કોઈ વખત ફરીને પણ એવો અપરાધ થાય તે પાક્ષિક ( એક તરફના ) દોષની નિવૃત્તિ માટે કહે છેઃ

> **अद्यैव राज्यं बलमृद्धकोशं**
> **प्रकोपितो ब्रह्मकुलानलो मे ।**
> **दहत्वभद्रस्य पुनर्न मेऽभूत्**
> **पापीयसी धीर्द्विजदेवगोभ्यः ॥ ३ ॥**

**શબ્દાર્થ**:—મેં કોપાવેલા બ્રાહ્મણના કુલનો અગ્નિ આજ રાજ્ય, સૈન્ય અને વૃદ્ધિ પામેલા ખજાનાને બાળી નાખો, કારણ કે કલ્યાણ વગરના એવા મને ફરીથી બ્રાહ્મણ, દેવ અને ગાયોને માટે એવી પાપણી બુદ્ધિ થાય નહિ.

**ભાવાર્થ**:—પ્રથમના શ્લોકમાં મન અને વચન થાઓ, એવી પ્રાર્થના કરી છે, તે બાકીનાં રાજ્ય વગેરે રહેવા માટે નથી, પણ પોતાનો કુરુજાંગલ દેશ છે, તે સિવાયના દેશોમાં પોતાનો સાક્ષાત્ સંબંધ ન થવા માટે છે, કારણ

કે તેમાં જો પોતાનો સંબંધ થાય તો પોતાનું પણ તેમાં અકલ્યાણ થાય. તેટલા માટે આજે જ રાજ્ય, સૈન્ય અને ભંડારને બાળી નાખો, એમ કહ્યું છે. સાક્ષાત્ પોતાનો સંબંધ થયો હોય, તે જ અપરાધને ઉત્પન્ન કરનારા અભિમાનમાં કારણરૂપે થઈ શકે, તે માટે બ્રાહ્મણના અપરાધને દૂર કરવા માટે જે કારણથી અપરાધ થયો છે તે તો ક્રોધ અને અદેખાઈને ઉત્પન્ન કરનારું દેશનું રાજ્ય છે; તે માટે રાજ્યનો નાશ થવા માટે પ્રાર્થના કરી છે.

સાત્વિક, રાજસ અને તામસ પુણ્ય કર્યું હોય ત્યારે રાજ્ય સેના અને ધન મળે છે. એ ત્રણેને કોપેલા બ્રાહ્મણનો કુલરૂપી અગ્નિ બાળી નાખો, કારણ કે જો તે અગ્નિ કોપેલો હોય તો તે ત્રણેને બાળી નાખે છે, માટે તે ત્રણે પ્રાપ્ત થવામાં કારણરૂપ જે અદૃષ્ટ છે, તે સમાપ્ત થવાથી કોઈ પણ જાતના વિઘ્ન વગર તે ત્રણેને બાળી નાખો. એમ કહેવાનો અભિપ્રાય કહે છે કે હું અભદ્ર ( કલ્યાણરહિત ) છું, એટલે મારું કલ્યાણ રહેલું નથી. જો કલ્યાણરૂપ અદૃષ્ટ જાગતું વિદ્યમાન હોય તો આવી પાપવાળી બુદ્ધિ જ ઉત્પન્ન ન થાય. "જે ગુણ વગરનો હોય તે દોષ ન કરે, એ જ ગુણ છે," એ ન્યાયથી પુણ્યરૂપ ગુણ ન હોય ત્યારે રાજ્યાદિક દોષને ઉત્પન્ન કરે છે, તેથી તેના અભાવની પ્રાર્થના કરવી તે યોગ્ય જ છે. તે કહે છે કે ફરીને મને તેમ જ થાઓ. એક વખત જે થયું તેના નિમિત્તરૂપનો દાહાદિકમાં ઉપયોગ થાય તો ફરીને તેવી બુદ્ધિ ન થાય, માટે સારું થયું એવા વિચારથી પરીક્ષિતને નિશ્ચિતતા થઈ છે, એમ ત્રણ શ્લોકનો અર્થ કર્યો છે. (૩)

મોટાઓને ફળ પ્રાપ્ત થવામાં ઇચ્છા હોતી નથી એ જ વિલંબ કરે છે, પણ જો તેને ઇચ્છા થાય તો ફળ થવામાં વિલંબ થતો નથી, માટે પરીક્ષિતને ઇચ્છા થયેલી હોવાથી તે ફળ કયારે થશે એમ પરીક્ષિત વિચાર કરતા હતા તેટલામાં જ શાપ થયાની હકીકત રાજાએ સાંભળી, તે કહે છે:

**स चिन्तयन्नित्थमथाशृणोद्यथा**
**मुनेः सुतोक्तो निर्ऋतिस्तक्षकाख्यः ।**
**स साधु मेने नचिरेण तक्षका-**
**नलं प्रसक्तस्य विरक्तिकारणम् ॥ ४ ॥**

**શબ્દાર્થ**:—તે પરીક્ષિત રાજા વિચાર કરતા હતા ત્યાં તે પછી તરત જ મુનિના પુત્રે કહેલો તક્ષક નામવાળો મૃત્યુ છે, એમ તેણે સાંભળ્યું. આ તક્ષકરૂપ મૃત્યુને રાજાએ સારો માન્યો છે, કારણ કે સંસારમાં આસક્ત થયેલાને તે વૈરાગ્ય થવાનું કારણ છે.

**ભાવાર્થ**:—શમીક ઋષિએ રાજાને ખબર આપવા માટે એક બ્રાહ્મણ

મોકલ્યો છે, તેણે રાજાને કહ્યું છે કે તક્ષક નામના નાગથી તમારું સાતમે દિવસે મૃત્યુ થશે; એમ પરીક્ષિતે સાંભળ્યું છે. જો કે એવી રીતે સાંભળવાની હકીકત મૂળમાં નથી, તોપણ જેવી રીતનો મૃત્યુ છે એમ મૂળમાં લખ્યું છે, તેથી તેવા પ્રકારના મૃત્યુને સાંભળ્યો છે, એમ અર્થ થાય છે. સ્વરૂપથી તો પદાર્થ જાણેલો જ હતો; ફક્ત કેવા પ્રકારનું વ્યસન થવાનું છે તે ખબર ન હતી; માટે જે બાબતની ખબર ન હોય તે જ પ્રકાર સાંભળવાનો રહ્યો છે. તે અશ્વમેધ–યજ્ઞના–અવભૃથ સ્નાનમાં "મૃત્યુને ઇચ્છિત હોવાથી દરેક મૃત્યુઓને ઇચ્છિત જ હોય છે" એમ વેદમાં કહ્યું છે, માટે બીજું મૃત્યુ ન હોવાથી તક્ષકને જ મૃત્યુનું કારણપણું નથી, પણ મૃત્યુપણું જ છે, એમ બતાવવા માટે તક્ષક નામવાળો મૃત્યુ સાંભળ્યો, એમ કહ્યું છે.

એમ સાંભળીને જે કર્યું તે હવે કહે છે. તે રાજાએ 'તે' સારું માન્યું. તે રાજા તો પહેલાં જ વિચાર કરતો હતો, એટલે જો સારું માન્યું ન હોય તો તે સાંભળ્યા પછી વિચાર થયો હતો, તેથી આ સારું થયું એમ જલદી માનત નહિ, અને તેથી હવે શું કરવું, તેનો નિશ્ચય ન થવાથી જે સાત દિવસના કાળનું પરિમાણ ( અવધિ ) છે, તેમાં કર્તવ્યનો વિલંબ થાત. તે સારુ કહે છે કે તે સાંભળીને પરીક્ષિતે તેને સારું માનવામાં વિલંબ કર્યો નહિ, પણ તરત જ સારું માન્યું છે. તે તક્ષકરૂપ અગ્નિ સારો છે એમ માનવામાં કારણ કહે છે કે જે વિષયમાં આસક્ત થયો હોય તેને તે વૈરાગ્યના કારણરૂપે છે. વિષયોનો ઉપભોગ વૈરાગ્યનું કારણ નથી, એમ બતાવવા માટે આસક્તિ અને વૈરાગ્યને સમાસાંત નહિ કરતાં જુદાં જુદાં પદ કરેલાં છે. (૪)

એવી રીતે નિરપેક્ષપણાનું નિરૂપણ કરીને રાજાના કર્તવ્યરૂપે સંન્યાસરૂપી વૈરાગ્યનું નિરૂપણ કરે છેઃ

**अथो विहायेममनुं च लोकं**
**विमर्शितौ हेयतया पुरस्तात् ।**
**कृष्णाङ्घ्रिसेवामधिमन्यमान**
**उपाविशत्प्रायममर्त्यनद्याम् ॥ ५ ॥**

**શબ્દાર્થ**:—આ લોક અને પરલોક પ્રથમથી જ વિચાર કરવાથી ત્યાગ કરવા લાયક છે, તેથી તે બન્નેને છોડીને શ્રીકૃષ્ણની સેવાને જ અધિક માનતા પરીક્ષિત્ રાજા નિશ્ચયપૂર્વક ગંગાજીના તટ ઉપર બેઠા.

**ભાવાર્થ**:—આ લોક અને પરલોકના ફળના ભોગનું વૈરાગ્ય રાજાને જ્ઞાન માટે નથી, પણ ભગવાનની સેવા માટે છે, એમ નિરૂપણ કરવા માટે કહે છેઃ તે શ્રીકૃષ્ણની સેવાને અધિક માને છે, તેથી આ લોકનો ત્યાગ કરવાનું

લખ્યું છે, પણ ભોગનો ત્યાગ કરવાનું લખ્યું નથી. ભક્તિમાર્ગ વડે ભગવાનની સેવા કરવી તે કેવળ શરીરથી જ સિદ્ધ થઈ શકે છે. ત્યાં શંકા થાય છે કે પરીક્ષિત્ રાજાએ આવો ત્યાગ કર્યો છે તે તો શાપને લીધે કર્યો છે, માટે તેને ભક્ત શી રીતે કહેવાય ?

ત્યાં કહે છે કે તે રાજાએ તો પહેલેથી જ આ લોક અને પરલોક ત્યાગ કરવા લાયક માન્યા છે, એટલે ભગવાનની સેવા માટે તે બન્ને લોક છોડવાના છે એમ વિચારેલું જ હતું. કેવળ શરીર વડે ભગવાનની સેવા કરીશ, અને તે શરીર બીજી કોઈ ક્રિયામાં ન જોડાય તે માટે રાજાએ અનશન વ્રત (કાંઈ ખાવું પીવું નહિ) લીધું છે. તે કહે છે કે દેવતાની નદી ગંગાજીના તીર ઉપર રાજા પ્રાયોપવેશ કરીને બેઠા છે. બિલકુલ અન્નનો ત્યાગ કરવારૂપી પ્રાયોપવેશ ભગવાનના વ્રત તરીકે રાજાને પસંદ છે, કારણ કે વેદમાં લખેલ છે કે "બે પક્ષીઓ એક વૃક્ષમાં રહેલાં છે, તેમાં એક પક્ષી વિષયોનો સ્વાદ લે છે અને બીજો લેતો નથી, છતાં બળવાન વધારે છે," માટે ભોગ ન કરીને રહેવું એ ભગવાનનું વ્રત છે. મૃત્યુમાં પ્રાયપદની દ્વિતીયા વિભક્તિ કર્મના અર્થમાં છે, નહિતર "પ્રાયને માટે બેઠા" એમ ચતુર્થી વિભક્તિ થાય.

આ શરીર અન્નમય હોવાથી અન્ન સિવાય શરીરનો નાશ થાય છે, તેથી સેવામાં પ્રતિબંધ થશે ! એમ શંકા કરીને દેવતાઓની નદી ગંગાજી ઉપર બેઠા છે. જેને મરણ-ધર્મવાળું શરીર નથી, એવા દેવતાઓની આ નદી છે. દરરોજ અન્નના ભક્ષણ કરવાથી દેહની વૃદ્ધિ અને ક્ષય થયા કરે છે, તેમાં પ્રથમથી સાધન તરીકે ગ્રહણ કરે તો દેહ નાશ પામે અને બીજો દેહ ધારેલું કાર્ય સિદ્ધ કરનાર છે કે નહિ, એમાં સંદેહ હોવાથી ગંગાજીના તીર ઉપર રાજાએ પ્રાયોપવેશ કરેલો છે, કારણ કે યથાયોગ્ય વસ્તુને સ્થાપન કરનારાં ગંગાજી છે. જેને મરવાનું ન હોય તે "અમર્ત્ય" કહેવાય છે; તેથી શ્રીગંગાજીના તીર ઉપર જે ઉત્પન્ન થયા હોય તે "અમર્ત્ય" થાય છે. માટે અમર્ત્યપણું ગંગાજીએ કરેલું છે, તે માટે રાજાએ ગંગાજીના તીર ઉપર જ બેસવાનું નક્કી કર્યું છે. તેનો વિચાર એવો છે કે આ શરીર પણ ઉત્તરોત્તર કેવળ તેજથી જ તૈયાર થયેલું છે, તે ગંગાજીના સંબંધથી દેવતારૂપ થઈ જશે, અને ભગવાનની સેવામાં ફળ સિદ્ધ થાય તેવું યોગ્ય બનશે, તે માટે ગંગાજી ઉપર નિવાસ કર્યો છે.

ત્યાં શંકા થાય છે કે આજના સમયમાં ગંગાજીના કિનારા ઉપર ઘણા માણસો વસે છે, તેઓનું શરીર દેવના ધર્મવાળું થતું નથી; તેથી ગંગાજી દેવભાવને સિદ્ધ કરે છે, એમ કહેવામાં બાધ આવે છે ! એવી શંકાના સમાધાનમાં કહે છે કે આજના સમયનાં માણસો આધિભૌતિક (કેવળ પંચ મહાભૂતના

સંબંધવાળાં ) હોવાથી ગંગાજી પણ તેની પાસે આધિભૌતિક રૂપથી પ્રકટ રહેલાં છે; માટે દેવતારૂપ ફળ સિદ્ધ થતું નથી. (૫)

એમ ગંગાજી યોગ્ય દેહને સિદ્ધ કરનાર હોવાથી તેનો પરંપરાથી ઉપયોગ છે એમ નિરૂપણ કરીને, ભક્તિમાં સાક્ષાત્ ફળરૂપ ઉપયોગ કહે છે:

**या वै लसच्छ्रीतुलसीविमिश्र-**
**कृष्णाङ्घ्रिरेण्वभ्यधिकाम्बुनेत्री ।**
**पुनाति लोकानुभयत्र सेशान्**
**कस्तां न सेवेत मरिष्यमाणः ॥ ६ ॥**

**શબ્દાર્થ:**—શોભાયમાન તુલસી વડે મિશ્રિત, શ્રીકૃષ્ણ પ્રભુના ચરણકમળની રજ જેની અંદર ઘણી છે એવાં જળને વહન કરનારાં જે ગંગાજી પોતાનું સિંચન થવાથી મહાદેવાદિ સાથેના લોકને બહારથી અને અંદરથી પવિત્ર કરે છે, તે ગંગાજીને નજદીક મરણવાળો કયો પુરુષ ન સેવે?

**ભાવાર્થ:**—ભગવાનની સેવા કરવામાં અધિકારવાળું શરીર પ્રાપ્ત થાય, ત્યારે પહેલાં ભગવાનના ચરણને ખૂંચે છે. ગંગાજીની સેવા કરતા હોય ત્યારે ભાવના કરવામાં આવે છે તેમાં ભગવાનના ચરણકમળને ધોયાં છે એવી ભાવના કરાવનાર શ્રીગંગાજીનું જળ છે. તેના તેવા સ્વરૂપ માટે કહે છે કે બ્રહ્મલોકમાં બ્રહ્માજીએ ભગવાનનાં ચરણને ધોયાં હતાં તે પહેલાં લક્ષ્મીજી હરરોજ ચરણકમળને ધોતાં અને હમેશાં તુલસી સમર્પતાં હતાં. એ રીતે લક્ષ્મીજીએ સમર્પેલી તુલસી પ્રભુના ચરણમાં રહેલી હતી. તે જ્યારે બલિ રાજાનો ઉદ્ધાર કરવા અને દેવતાઓને સ્વર્ગ આપવા ભગવાન તૈયાર થયા, અથવા ભગવાનનો જે ચરણ સ્વર્ગલોકમાં ગયો હતો તે વ્યાપાર ( કાર્ય )-વાળો થયો હતો. જો ભગવાન્ વ્યાપારયુક્ત ન થાય તો જીવને સાયુજ્ય મુક્તિ મળે, પણ તેનો દેહ સેવા કરવાને યોગ્ય ન થાય; માટે ભક્તનો દેહ સેવાયોગ્ય સિદ્ધ કરવા માટે ભગવાને પોતાનો ચરણ બ્રહ્મલોકમાં મોકલ્યો છે. તે ચરણકમળ ઉપર લક્ષ્મીજીએ જે તુલસી સમર્પેલી છે, તે તુલસીજીથી મળેલી ચરણની રજ છે. તે રજ ભક્તના દેહને સેવાયોગ્ય બનાવે છે.

જેમકે વ્યાસસૂત્રના ત્રીજા અધ્યાયમાં પ્રારંભના સૂત્રમાં કહ્યું છે કે "પૂર્વજન્મમાં નિષ્કામ યજ્ઞ કરનાર જ્ઞાન વગરનો હોય, અને તેનું મરણ થાય, ત્યારે સમગ્ર વેદના અર્થરૂપ ભગવાનનું સ્વરૂપ છે તેવું જ્ઞાન તેને ન હોવાથી યજ્ઞરૂપ ભગવાનનું પ્રાકટ્ય ન થાય, માટે તે યજ્ઞ તેનાં પંચમહાભૂતોનો સંસ્કાર કરવાવાળો થાય છે, પણ તે નિષ્કામ યજ્ઞ કરેલો હોવાથી દેવતાઓ પ્રસન્ન થઇને તેનો જ્ઞાનયોગ્ય દેહ સિદ્ધ થવા માટે પંચાગ્નિવિદ્યાના પ્રકારથી તેનું શરીર બનાવે છે.

તેવી રીતે પૂર્વજન્મમાં જેણે ભગવાનની કથાનાં શ્રવણાદિક સાધન ભક્તિ બરોબર કરેલ છે, એટલે શ્રવણાદિક કરવાથી મોક્ષ સિદ્ધ થાય છે, એમ જાણીને તંત્ર શાસ્ત્રમાં કહેલી દીક્ષા લે છે, અને ઉપાસના માર્ગનું શ્રવણાદિક જે કરેલું હોય, તે નિષ્કામ પક્ષની માફક, તેના પંચમહાભૂતને સંસ્કાર કરનારું થાય છે.

ત્યારપછી નિષ્કામ યજ્ઞ કરનારને જેમ દેવતાઓનો સંબંધ પ્રાપ્ત થઈને પંચાગ્નિવિદ્યામાં કહેલા હોમના સ્વરૂપ વડે તે યજ્ઞ રહે છે, તેમ શ્રવણાદિક નવ પ્રકારની જે ભક્તિ કરેલી હોય છે, તે પણ, તેને જન્મ આપનારાં તથા પોષણ આપનારાં માતાપિતા જો ભગવાનનાં ભક્ત હોય તો તે દ્વારા તેનું શરીર ઉત્પન્ન કરવા માટે ચરણામૃત વડે અને ચરણની રજરૂપે તેના પંચમહાભૂતો થાય છે, તેવી રીતે પૂર્વજન્મમાં તેવું પુણ્ય કરનારને તેના સંબંધીનું તેવું શરીર સંપાદન કરવા માટે સાક્ષાત્ ભગવાનની સેવા કરવા લાયક દેહ મેળવવા માટે તે શ્રવણાદિક રહેલાં છે. તે દેહ ચરણામૃત અને ચરણની રજના સંબંધવાળો હોય છે.

તે ભગવાનના ચરણની પ્રાપ્તિ થયા પહેલાં જ ચરણામૃત અને ચરણની રજની પ્રાપ્તિને સિદ્ધ કરનાર છે. તે સિદ્ધ કરનાર ગંગાજી જ છે, એમ કહે છે, કારણ કે ભગવાનનો ચરણ બ્રહ્મલોકમાં ગયો, ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે ગંગાજીએ તુલસી સમર્પી હતી, તેનાથી યુક્ત ચરણરજ ગંગાજીમાં રહે છે, તેથી તેના શરીરમાં મર્યાદા ભક્તિ તથા પુષ્ટિ ભક્તિનો સહજ સંબંધ થવામાં તે ચરણની રજ કારણરૂપે થાય છે. પૃથ્વી ઉપર ઘણા ભકતો છે. એવા ભકતોને ઉપર જણાવ્યા પ્રમાણે ભગવદીય શરીર સિદ્ધ કરવા માટે ચોતરફ શ્રીકૃષ્ણના ચરણની રજ જેમાં વધારે છે એવા જળને ગંગાજી વહે છે, ગંગાજળ તથા બ્રહ્માના કમંડલુનું જળ પરિમાણ ( માપ )માં આવે તેટલું છે, અને ચરણની રજ તો ન માપી શકાય તેટલી છે; તેથી રજને ધોવામાં આવે એટલું ગંગાજીનું જળ ન હોવાથી તે જળમાં રજઃકણ જ વધારે છે.

આજના સમયમાં ગંગાજીના જળમાં પણ ભક્ત પ્રત્યે જ તેનો પ્રકાશ ગંગાજી કરે છે, બીજા પ્રત્યે કરતાં નથી, એમ કહેવા માટે ચરણરજને વહેનારાં ગંગાજી છે એમ કહ્યું છે. તેનાં પ્રાસંગિક બે ફળ છે તે કહે છેઃ તે જળ પડવાથી ત્રણ લોકને બહારથી અને અંદરથી પવિત્ર કરે છે.

મૂળમાં **સેશાન્** એવો પાઠ હોય તો મહાદેવાદિક પાલન કરનારા દેવોની સાથે ત્રણે લોકને પવિત્ર કરે છે એવો અર્થ કરવો. આમ નિરૂપણ કરવાથી પૃથ્વી ઉપર ઉત્પન્ન થયેલા ભક્તોને અધિક દોષ થવાનો સંભવ નથી એમ કહ્યું છે, તેથી જે મરવાની તૈયારીમાં હોય છે એટલે પહેલાંના પંચ મહાભૂતનો

દેહ ત્યાગ કરવાની ઇચ્છાવાળો જે હોય છે તેવો કયો પુરુષ ભગવદીય શરીરને ઉત્પન્ન કરતાં ગંગાજીને ન સેવે ? (૬)

એવી રીતે ગંગાજીના તટ ઉપર પ્રાયોપવેશ કરવો જોઈએ એમ નિશ્ચય કરીને પોતે ભક્ત ન હોય તો આધિદૈવિક રૂપનો આવિર્ભાવ ગંગાજી ન કરે, તેથી પોતે વિચારેલા કાર્યને ઉપયોગી ન થાય, તે માટે પાંડવોનો વંશજ હોવાથી તેવા દોષને દૂર કરીને હવે આગળના કર્તવ્યનું નિરૂપણ કરે છેઃ

> **इति व्यवच्छिद्य स पाण्डवेयः**
> **प्रायोपवेशं प्रति विष्णुपद्याम् ।**
> **दध्यौ मुकुन्दाङ्घ्रिमनन्यभावो**
> **मुनिव्रतो मुक्तसमस्तसङ्गः ॥ ७ ॥**

**શબ્દાર્થઃ**—ગંગાજીમાં પ્રાયોપવેશ પ્રત્યે નિશ્ચય કરીને, અનન્ય ભાવવાળા, મુનિવ્રતને ધારણ કરનારા, અને સમસ્ત સંગનો ત્યાગ કરનારા તે, પાંડવોના પુત્ર રાજાએ ભગવાનના ચરણકમળનું ધ્યાન કર્યું.

**ભાવાર્થઃ**—વિષ્ણુનદી જે ગંગાજી છે, તેમાં પ્રાયોપવેશ કરવા માટે, પહેલાં કહેલા પ્રકારથી બીજા પક્ષનું નિરાકરણ કરીને વિશેષથી આ પક્ષનો નિશ્ચય કર્યો છે, અને તે પાંડવોના પુત્ર પરીક્ષિતે ધ્યાન કર્યું, એવી રીતે અર્થનો સંબંધ છે.

કદાચિત્ એ આધ્યાત્મિક પાપ બલવાન્ હોય તો પ્રાયોપવેશ નહિ થાય, તે માટે પહેલાં જ, સહાયરૂપ, ભગવાનના ચરણકમળનું ધ્યાન કરે છે. ભગવાન મોક્ષને આપનારા છે, તેથી સ્વતંત્રતાપૂર્વક ધ્યાનના ઉપયોગનું નિવારણ કરે છે, માટે **अङ्घ्रिम्** ( ચરણકમળને ) એ સ્થળે એકવચનની સંખ્યા વિવક્ષિત ( કહેવાની ઇચ્છાથી કહેલ ) નથી પણ ઘરને સાફ કરે છે એમ કહેવામાં એકવચનની સંખ્યા છે, તે જેમ હોમાદિક કામોમાં બીજા ઘરોનું માર્જન કરવાના કારણથી કહેવાયેલ છે તે પ્રમાણે અહીં પણ પ્રભુના બીજા ચરણકમળના ધ્યાનના ઉપયોગ માટે છે; તેથી સેવાને યોગ્ય શરીરની પ્રાપ્તિના અંગ તરીકે તે ધ્યાન છે. અનન્ય ભક્તિ પુરુષાર્થને સિદ્ધ કરનારી હોવાથી પરીક્ષિતને અનન્ય ભક્તિ થઇ છે. તે કહે છે કે પ્રાયોપવેશ અને ગંગાજી તે રાજાને ઇચ્છિત છે, તેથી પુરુષાર્થ પ્રાપ્ત કરવામાં સ્વતંત્રતા તેને ન થાઓ, એટલે ચરણકમળદ્વારા પુરુષાર્થ થાઓ એમ કહ્યું છે. એમ મનનો દંડ રાજાએ કરેલો છે.

હવે વાણી અને કાયાનો દંડ કહે છે કે રાજાએ મુનિની માફક વ્રત રાખેલું છે; એટલે ફોકટની વાતોને છોડી દેવી તેને મૌન કહેવાય છે. અથવા

મુનિ સિવાય બીજાઓની સાથે ભાષણ કરવાની મનાઇ કરેલી છે. તે, જો કોઇ રીતે બોલવું જ નહિ એવું વ્રત લીધું હોય તો આવેલા મુનિઓને પ્રશ્ન કર્યો છે તેમ શુકદેવજી સાથે ભાષણ થયેલું છે, તેથી લીધેલા વ્રતનો ત્યાગ થાય; માટે મુનિવ્રતનો અર્થ, ફોકટની વાતો છોડવા માટે જ છે. તેમ જ પુત્ર-મિત્રાદિકની સાથેના સંગનો પણ ત્યાગ કરેલો છે. મનથી તો સંગ પહેલાં જ છોડયો હતો, પણ આજ્ઞા આપીને કાર્ય કરાવવારૂપ સંગ પણ રાજાએ છોડયો છે. (૭)

એમ પરીક્ષિતે પોતાનું કર્તવ્ય કર્યું ત્યારે બાકીનું કામ ભગવાન જ સિદ્ધ કરશે તે માટે શુકદેવજી મહાભક્ત છે તેને તે કામમાં જોડવાના છે, પણ સમૂહ થાય ત્યારે જ રસ ઉત્પન્ન થશે એમ ધારીને ભક્તિરસને ઉત્પન્ન થવા માટે ભગવાને કરેલાં મુનિઓનાં આગમનને કહે છે:

**तत्रोपजग्मुर्भुवनं पुनाना**
**महानुभावा: मुनय: सशिष्या: ।**
**प्रायेण तीर्थाभिगमापदेशै:**
**स्वयं हि तीर्थानि पुनन्ति सन्त: ॥ ८ ॥**

**શબ્દાર્થ:**—પૃથ્વીને પવિત્ર કરનાર, મોટા પ્રભાવવાળા મુનિઓ શિષ્યોની સાથે ત્યાં આવ્યા. ઘણું કરીને સત્પુરુષો તીર્થ કરવાના બહાનાથી પોતે જ તીર્થને પવિત્ર કરે છે.

**ભાવાર્થ:**—મૂળમાં उप અવ્યય આપેલો છે. જે સમયે પરીક્ષિતે પ્રાયોપવેશ કર્યો તે જ સમયમાં મુનિઓ ત્યાં આવ્યા છે, એ કાળની સમીપતા બતાવવા માટે છે. આજે જ ભગવાને તેઓને આજ્ઞા કરી અને તે મુનિઓ આવ્યા છે, એમ નથી, પણ પહેલેથી જ લોકોને અને તીર્થોને પવિત્ર કરવા માટે ભગવાને તેઓને જોડેલા છે, તેથી તેઓ તેવી રીતે કરે છે. તે કહે છે કે તે મુનિઓ ભુવનને પવિત્ર કરનારા છે. જો તેમ ન હોય તો મુનિઓને ભુવનો અને તીર્થોને સેવવાપણું બાકી રહે. ભુવનને પવિત્ર કરવામાં મુનિઓનું સામર્થ્ય કહે છે કે તેઓ મોટા પ્રભાવવાળા છે. જે બોલાવેલા ન હોય તેઓને પણ અહીં રહેલું પ્રયોજન જાણવામાં કારણ કહે છે કે તેઓ મુનિઓ છે, એટલે મનન કરવામાં નિષ્ઠાવાળા છે. અને પોતાના શિષ્યોની સાથે આવ્યા છે તેનું કારણ કહે છે કે શિષ્યોને પછી ભગવાનની કથા સમજાવવી ન પડે, અને આગળ ઉપર પણ રસિકતાથી ભગવાનની કથા કરી શકે; તે માટે શિષ્યોને સાથે લાવ્યા છે.

સ્વતંત્રપણે તીર્થમાં જવામાં આશ્રમનો ધર્મ રહ્યો છે. તે આશ્રમધર્મને કરનારાનો નિષેધ કરવા માટે **प्रायेण** પદ મૂકયું છે.

જોકે " શ્રેષ્ઠ પુરુષ જે આચરણ કરે છે, તેનું અનુકરણ બીજો પણ કરે છે" એ ન્યાયથી લોકને શિખામણ આપવા માટે પણ તીર્થમાં જવાનો સંભવ છે, તોપણ તે મુખ્ય પ્રયોજન નથી. તે માટે કહે છે કે તીર્થમાં જવાના બહાનાથી તે મુનિઓ તીર્થને પવિત્ર કરે છે. તેઓના સાધુભાવથી જ તીર્થને પવિત્ર કરવાની શક્તિ રહેલી છે, એમ બતાવવા માટે છેવટે सन्तः (સત્પુરુષો) એવું વિશેષણ આપ્યું છે. (૮)

**अत्रिर्वसिष्ठश्च्यवनः शरद्वान्**
**अरिष्टनेमिर्भृगुरङ्गिराश्च ।**
**पराशरो गाधिसुतोऽथ राम**
**उतथ्य इन्द्रप्रमदेध्मवाहौ ॥ ९ ॥**
**मेधातिथिर्देवल आर्ष्टिषेणो**
**भारद्वाजो गौतमः पिप्पलादः ।**
**मैत्रेय और्वः कवषः कुम्भयोनि-**
**र्द्वैपायनो भगवान्नारदश्च ॥ १० ॥**
**अन्ये च देवर्षिब्रह्मर्षिवर्या**
**राजर्षिवर्या अरुणादयश्च ।**
**तानार्षेयप्रवरान् समेता-**
**नभ्यर्च्य राजा शिरसा ववन्दे ॥ ११ ॥**

**શબ્દાર્થ**:—અત્રિ, વસિષ્ઠ, ચ્યવન, કૃપાચાર્ય, અરિષ્ટનેમિ, ભૃગુ, અંગિરા, પરાશર, વિશ્વામિત્ર, પરશુરામ, ઉતથ્ય, ઇંદ્રપ્રમદ, ઇધ્મવાહ, મેધાતિથિ, દેવલ, આર્ષ્ટિષેણ, ભારદ્વાજ, ગૌતમ, પિપ્પલાદ, મૈત્રેય, ઔર્વ, કવષ, અગસ્ત્ય, ભગવાન્ વ્યાસજી, તથા નારદજી, એ સર્વે ત્યાં આવ્યા. બીજા પણ દેવર્ષિ અને બ્રહ્મર્ષિઓમાં ઉત્તમ અને અરુણ વગેરે શ્રેષ્ઠ રાજર્ષિઓ આવેલા છે. એવી રીતે એકઠા થયેલા, નાનાપ્રકારના ઋષિઓનું પૂજન કરીને રાજાએ મસ્તકથી વંદન કર્યું.

**ભાવાર્થ**:—અત્રિ ઋષિના કુળમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો બ્રાહ્મણોમાં મુખ્ય ગણાય છે, માટે તેને જુદા બતાવ્યા છે. શરદ્વાન એટલે કૃપાચાર્ય. અથવા કૃપાચાર્યનું શારદ્વત નામ હોવાથી શરદ્વાન ગૌતમ પણ કહેવાય છે. ગાધિરાજાના પુત્ર વિશ્વામિત્ર આવ્યા. પરશુરામ આવ્યા. ગૌતમના પિતા ઉતથ્ય ઋષિ વગેરે આવ્યા. એમ બ્રહ્મર્ષિથી લઈને ભગવાનના ભક્ત નારદજી સુધી ગણાવેલા છે. તેમાં અત્રિથી લઇને વિશ્વામિત્ર સુધીના ઋષિઓ જ્ઞાનનું પ્રતિપાદન કરનારા હતા, પરશુરામથી લઇને પિપ્પલાદ સુધી ધર્મનું પ્રતિપાદન કરતા ઋષિઓ હતા, અને મૈત્રેયથી લઈને નારદજી સુધીના ભક્તિનું પ્રતિપાદન

કરનારા ઋષિઓ હતા. તેમાં ત્રણ પ્રકારના ગુણો સાથે ભળવાથી નવ ભેદ થાય છે. તે પ્રમાણે જ્ઞાનને પ્રતિપાદન કરનારા નવ પ્રકારના ઋષિઓ થયા છે. પાંચ પ્રકારનું કર્મ પ્રકૃતિ અને વિકૃતિના ભેદથી દશ પ્રકારનું થાય છે, તેથી ધર્મનું પ્રતિપાદન કરનારા છ ઋષિઓ ભક્તિમાર્ગના છે. મૂળમાં ચકાર હોવાથી નારદજીના શિષ્યો પણ ભક્તિમાર્ગીય ઋષિ તરીકે ગણાવેલા છે. તેઓને કહે છે કે દેવર્ષિ બ્રહ્મર્ષિ અને રાજર્ષિનું અહીં ગ્રહણ કરેલું છે. અરૂણ નામના પણ કોઇ ઋષિ આવ્યા છે. તે બધા ઋષિઓ આવ્યા ત્યારે રાજાએ ઋષિઓનું પૂજન કર્યું. ઋષિના વંશમાં જે શ્રેષ્ઠ હતા અથવા જેઓ યજ્ઞમાં વરાયેલા હતા તે બધા એકી જ વખતે આવેલા હોવાથી એકી જ વખતે દરેકનું પૂજન કર્યું છે. અથવા તેઓની સંમતિ પ્રમાણે જેનું જેવી રીતે પૂજન કરવું યોગ્ય લાગતું હોય તેવી રીતે તેનું પૂજન કર્યું છે. વ્રત કર્યા પછી છેવટે વંદન થાય છે, તેથી પૂજાની સમાપ્તિને સૂચવનારું વંદન છેવટે કરેલું છે. (૯-૧૦-૧૧)

"જે પોતાની ઈચ્છા વડે ધર્મ કરે તે આભાસ કહેવાય છે" એમ સપ્તમ સ્કન્ધમાં કહેલું છે; તેથી તે દોષ દૂર કરવા માટે સર્વે ઋષિઓ વ્યગ્ર ન હતા ત્યારે વિજ્ઞાપન કરવા માટે ફરીને રાજાએ પ્રણામ કર્યા અને પોતાને કર્તવ્ય છે તે કરવું કે ન કરવું, એ નિર્ણય માટે બહારની દૃષ્ટિથી ઉત્તર આપવાના નિરાકરણ માટે અંતરમાં નિષ્ઠા રાખીને વિનય માટે ઊભા થઇને હાથ જોડીને રાજા વિજ્ઞાપન કરવા લાગ્યા, તે કહે છેઃ

**सुखोपविष्टेष्वथ तेषु भूयः**
**कृतप्रणामः स्वचिकीर्षितं यत् ।**
**विज्ञापयामास विविक्तचेता**
**उपस्थितोऽग्रेऽभिगृहीतपाणिः ॥ १२ ॥**

**શબ્દાર્થ**:—તે સર્વે ઋષિઓ સુખેથી બેઠા ત્યારે ફરીવાર તેને પ્રણામ કરી, ચિત્ત એકાંતમાં રાખી, સર્વે ઋષિઓમાં ઊભા થઇને, હાથ જોડીને, પરીક્ષિત રાજા, પોતાને જે ઇચ્છા હતી તે જણાવવા લાગ્યા.

**ભાવાર્થ**:—પૂજાની વ્યગ્રતા નિવૃત્ત થયા પછી દેહાદિના સમૂહથી મનને ખેંચીને આત્મામાં પ્રવેશ કરાવ્યો છે. એવા એ રાજા ઋષિઓની સન્મુખ હાથ જોડીને ઊભા રહ્યા છે. (૧૨)

પહેલાં પોતાનું વૃત્તાંત કહીને બે શ્લોક વડે આ લોકસંબંધી અને પરલોકસંબંધી એવાં બે સાધનની પ્રાર્થના કરે છે. તેમાં ભગવાનની કૃપા અને મોટા પુરુષની કૃપા એમ બે બાબત થયેલ છે, તોપણ ભગવાનની કૃપા થવામાં મહાપુરુષની કૃપા કારણરૂપ છે, તેથી પહેલાં મહાપુરુષની કૃપાનું રાજા નિરૂપણ કરે છેઃ

राजोवाच ।

**अहो वयं धन्यतमा नृपाणां**
**महत्तमानुग्रहणीयशीलाः ।**
**राज्ञां कुलं ब्राह्मणपादशौचा-**
**दाराद्विसृष्टं बत गर्ह्यकर्म ॥ १३ ॥**

**શબ્દાર્થ**:—અહો રાજાઓના મધ્યમાં અમો ઘણા જ શ્રેષ્ઠ છીએ, કારણ કે અત્યંત મોટાઓથી અનુગ્રહ કરવા યોગ્ય સ્વભાવવાળા છીએ. નહિ તો રાજાઓનું કુળ તો નિંદિત કર્મવાળું હોવાથી બ્રાહ્મણના ચરણજળથી પણ દૂર રહે છે. તે ખેદની વાત છે.

**ભાવાર્થ**:—મૂળમાં પોતાનાં વખાણ કરવા માટે **वयं** એમ બહુવચન લખેલું છે. ધન્ય એટલે પુરુષાર્થને જે યોગ્ય હોય તે ધન્ય કહેવાય છે. તેમાં હરેક પુરુષાર્થની પ્રાપ્તિ થાય તે વિશેષ કહેવાય છે. તમે સર્વ પુરુષાર્થરૂપ છો તે અહીં આવ્યા છો એટલે અમો ધન્ય થયા છીએ. આ બાબત આશ્ચર્યકારક હોવાથી મૂળમાં **अहो** અવ્યય આશ્ચર્યને બતાવનારો લખ્યો છે. જે પુરુષાર્થ પ્રાપ્ત થાય તે પોતાને સ્વાધીન હોવો જોઇએ, અને અમે આવવા માત્રથી સ્વાધીન થયા નથી, તેથી પુરુષાર્થની પ્રાપ્તિ શી રીતે ? એવી શંકાના ઉત્તરમાં કહે છેઃ ભગવાનના અંતરંગ ભક્તો મોટાઓમાં પણ ઉત્તમ કહેવાય છે. તેઓ અમારા ઉપર અનુગ્રહ કરે તેવો અમારો સ્વભાવ થયો છે, એટલે તેનો સ્વભાવ ગમે તેવો હોય તોપણ અમે તો તેના પુરુષાર્થને સિદ્ધ કરીશું. એવી રીતે તેના સ્વભાવમાં ઋષિઓએ અનુગ્રહ કર્યો છે; તેથી જ રાજાઓના મધ્યમાં શ્રેષ્ઠ થયા છીએ. રાજા અને બ્રાહ્મણો સમાન હોવાથી એમ થાય તે યોગ્ય જ છે, એમાં શું આશ્ચર્ય છે ? માટે તૃતીયસ્કંધમાં બ્રાહ્મણ ક્ષત્રિયની રક્ષા કરે, અને ક્ષત્રિયો બ્રાહ્મણની રક્ષા કરે, એમ પરસ્પર રક્ષા કરવાનું લખેલું છે ! એવી શંકા થાય ત્યાં કહે છે કે મહાપુરુષોના કાર્યની પ્રશંસા કરવા માટે તે વાક્ય છે, પણ ખરી રીતે તો રાજાઓનું કુળમાત્ર બ્રાહ્મણના ચરણને ધોયેલા જલથી દૂર જ રહે છે, એટલે જ્યાં બ્રાહ્મણો પગ ધોઇને અંદર પ્રવેશ કરે છે, તે શુદ્ધ અને અશુદ્ધના મધ્યમાં વેદિકાના સ્થાને છે તે ચરણજળ પવિત્ર કહેવાય છે ત્યાં સુધી જવા માટે પણ રાજાનું કુલ યોગ્ય નથી, તો અંદર જવું તો દૂર જ રહ્યું છે. તે હાલમાં ઊલટું થયું છે એટલે ઉત્તમોત્તમ થયું છે. તે બાબતનો હર્ષ બતાવનાર **बत** અવ્યય આપેલો છે. બ્રાહ્મણના ચરણજળથી પણ દૂર રહે એવું રાજાનું કુળ હલકું છે, તેનું કારણ કહે છે કે પારકાની હિંસા કરવારૂપી જેનું લક્ષણ છે એવું નિંદિતકર્મ રાજાના કુળનું હોય છે. (૧૩)

એવી રીતે મહાપુરુષની કૃપાનું નિરૂપણ કરીને હવે ભગવાનની કૃપાનું રાજા નિરૂપણ કરે છે:

**तस्यैव मेऽघस्य परावरेशो**
**व्यासक्तचित्तस्य गृहेष्वभीक्ष्णम् ।**
**निर्वेदमूलो द्विजशापरूपो**
**यत्र प्रसक्तो भयमाशु धत्ते ॥ १४ ॥**

**શબ્દાર્થ:—તે પાપરૂપ અને ઘરમાં જેનું ચિત્ત આસક્ત છે એવો જે હું તેને બ્રાહ્મણના શાપરૂપ, વૈરાગ્ય જેનું મૂળ છે, એવા પર અને અવરના ઈશ્વરરૂપ ભગવાન જ પ્રાપ્ત થયા છે, કારણ કે ઘરમાં લાગેલો જે શાપ, તે જલદી ભય ધારણ કરે છે.**

**ભાવાર્થ:**—રાજાઓના કુલમાં કોઈનું નિંદિત કર્મ ન હોઈ શકે, પણ હું તો નિંદિતકર્મવાળો છું જ, માટે એવી રીતે નિંદિતકર્મમાં પણ હું પાપરૂપ થયો છું. પ્રથમ તો મારામાં જે ક્ષત્રિયપણું હતું, તે હાલમાં કુલના અંગારારૂપે હોવાથી પાપપણું થયું છે. એવા પ્રકારનો હું છું તેને પણ બ્રાહ્મણના શાપરૂપે ભગવાન જ પ્રાપ્ત થયા છે. તે બ્રાહ્મણનો શાપ વૈરાગ્યના મૂળરૂપે છે, એટલે તે શાપ ન થયો હોત તો વૈરાગ્ય થાત નહિ, તેમજ તે પ્રભુ બ્રાહ્મણના શાપરૂપે ન થયા હોત તો તે પરના જ ઈશ થાત, પણ અમારા જેવા અવરનો ઉદ્ધાર કરનાર જ થાત નહિ; પણ પ્રભુ તો પર અને અવરના ઈશ્વર હોવાથી અમારા જેવાના પણ ઉદ્ધાર કરનારા થયા છે.

શાપને ભગવદ્રૂપ શા માટે કહ્યો? એવી શંકાનું સમાધાન કરે છે: તે શાપ વૈરાગ્યનું મૂળ છે, એટલે ઐશ્વર્યાદિક છ ગુણો ભગવાનના છે તેમાં વૈરાગ્ય પણ રહેલો છે, તે વૈરાગ્યનું મૂળ ભગવાન્ વિના બીજો થઈ શકે નહિ; માટે ભગવાન અનંત હોવાથી બ્રાહ્મણનો શાપ થયો તે પણ એક ભગવાનનું જ રૂપ છે.

પાપીપણું પ્રભુની કૃપામાં જોડાવનારું નથી, માટે શાસ્ત્રદ્વારા ભગવાન્ વૈરાગ્યના કારણરૂપે શા માટે ન થયા? એવી શંકા થાય ત્યાં કહે છે: ઘરોમાં વિશેષે કરીને મારું ચિત્ત આસક્ત છે. તેમાં પુત્ર વગેરેમાં વધારે આસક્તિ છે તે માટે બહુવચન આપ્યું છે. પોતાને પણ સાધન તરીકે તેમાં જોડાવું પડે છે, એમ બતાવવા માટે "હું વધારે આસક્ત હતો" એમ કહ્યું છે.

હમેશાં ચિત્ત આસક્ત હતું એમ કહેવાથી પ્રભુના શ્રવણમાં પણ વખત મળતો ન હતો એમ બતાવ્યું છે, કારણ કે પંચમ સ્કંધમાં કહ્યું છે કે સ્વપ્નના દૃષ્ટાંતથી ગૃહસ્થાશ્રમનું સુખ છોડવા લાયક છે. એમ પોતાની મેળે તેનું અનુમાન ન થઇ શકે, તેથી તેને તત્ત્વનો નિશ્ચય કરવા માટે શાસ્ત્રની વાણી પણ સમર્થ થતી નથી, માટે ઘરના સુખમાં જે આસક્ત હોય છે, તેને સમજાવવામાં શાસ્ત્ર સમર્થ નથી.

ભગવાન્ સર્વ રીતે સમર્થ હોવાથી ઘરમાં જ જીવોને શા માટે મુક્ત કરતા નથી? એવી શંકાના સમાધાન માટે કહે છે: વૈરાગ્યના મૂળરૂપ ભગવાન્ જો ઘરમાં હાથ લાગે તો જલદીથી હૃદયમાં જ ભય કરે છે, માટે ભયની નિવૃત્તિ કરવા માટે તેવી રીતે થયું છે. (૧૪)

એમ મોટા પુરુષ અને ભગવાનના ઉપકારનું નિરૂપણ કરીને હવે શું કર્તવ્ય છે, તે કહે છે:

**तं मोपयातं प्रतियन्तु विप्रा**
**गङ्गा च देवी धृतचित्तमीशे ।**
**द्विजोपसृष्टः कुहकस्तक्षको वा**
**दशत्वलं गायत विष्णुगाथाः ॥ १५ ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે શરણે આવેલો જે હું તેને, તમે સર્વે બ્રાહ્મણો અને ગંગાજી જાણો. અને પ્રભુમાં ચિત્ત રાખનાર મને, બ્રાહ્મણે મોકલેલો કોઈ ઠગ અથવા તક્ષક એકદમ કરડો, પણ તમે સર્વે વિષ્ણુ ભગવાનની કથાનું ગાન કરો.

**ભાવાર્થ**:—એવી રીતે મારા ઉપર ભગવાનના ભક્તે તથા ભગવાને ઉપકાર કર્યો છે, તે હું તમારે શરણે આવ્યો છું, એમ હે વિપ્રો, તમે જાણો. વિશેષે કરીને પૂર્ણ કરનાર હોય તે "વિપ્ર" કહેવાય છે, તેમ મને પણ પૂર્ણ કરશે એવા અભિપ્રાયથી **વિપ્ર** શબ્દ કહ્યો છે. ગંગાજી જળરૂપ છે, એમ લોકમાં પ્રસિદ્ધ છે, અને જળ અચેતન હોવાથી તેને શરણે જવું તે યોગ્ય નથી; તેથી દેવતારૂપ જે ગંગા છે તેને હું શરણે આવ્યો છું, એમ મને જાણો, એમ બતાવવા માટે **દેવી** શબ્દ મૂકયો છે. ભગવાનના ભક્ત અને ભગવાનનું ચરણકમળ એ બેની શરણાગતિ કરવી, એ ભગવાનના માર્ગમાં વિરોધ કરનાર નથી.

તું શું શાપથી છોડાવવા માટે પ્રાર્થના કરે છે? એમ બ્રાહ્મણો શંકા કરે ત્યાં કહે છે કે મેં તો ભગવાનમાં ચિત્તને ધારણ કરેલ છે, તેથી બ્રાહ્મણના બાળકે મોકલાવેલ બનાવટી રૂપથી કે તક્ષકરૂપથી આવનારો કોઈ ઠગ હોય કે પછી તક્ષક હોય, તોપણ તે મને ખૂબ કરડો, દંશ કરો; તેમાં મારે કોઈ જાતનો વાંધો નથી.

ત્યારે અમારો કયાં ઉપયોગ છે, એમ બ્રાહ્મણો કહે ત્યાં કહે છે કે તમે વિષ્ણુ ભગવાનની કથાનું ગાન કરો. એમ કહેવાથી રાજાનું ચિત્ત બહાર નથી એમ બતાવ્યું છે. પક્ષમાં કોઇ બીજો દોષ હોય તેની પણ શંકા કરવી જોઇએ, તે માટે ચિત્તને ચંચલપણું હોવાથી તેવી પ્રાર્થના કરે છે. (૧૫)

આમ આ લોકસંબંધી પ્રાર્થના કરીને, હવે પરલોકની પ્રાર્થના કરે છે:

पुनश्च भूयाद् भगवत्यनन्ते
रतिः प्रसङ्गश्च तदाश्रयेषु ।
महत्सु यां यामुपयामि सृष्टिं
मैत्र्यस्तु सर्वत्र नमो द्विजेभ्यः ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—ફરીને પ્રાર્થના કરું છું કે હું જે જે સૃષ્ટિમાં જાઉં ત્યાં ત્યાં અનંત એવા ભગવાનમાં પ્રીતિ થાઓ, તેનો જ જેને આશ્રય છે એવા મોટા પુરુષોનો પ્રસંગ થાઓ, અને દરેકની સાથે મૈત્રી થાઓ. હું સર્વ બ્રાહ્મણોને નમન કરું છું.

**ભાવાર્થઃ**—મુનિની સંભાવના નથી તેમ તેની અપેક્ષા પણ નથી, કેમકે મેં બ્રાહ્મણ એવા ભક્તનો અપરાધ કર્યો, તેથી મુક્તિનો સંભવ નથી, તેમ જ હું ભગવદીય હોવાથી મને મુક્તિની ઈચ્છા પણ નથી, કારણ કે રાજ્યરસ અને ભક્તિરસ એ બન્નેમાં ઘણો જ તફાવત છે, તેમ ભક્તિમાં બંધન હો અથવા ન હો, તોપણ ભગવાનની માફક વિરુદ્ધ ધર્મના આશ્રયપણું તો છે. ભક્તિ બંધન કરનારી નથી, માટે જ મને તો ભગવાનમાં જ પ્રીતિ થાઓ. મને રાજ્યાદિકની ઈચ્છા નથી. જન્મ તો અવશ્ય થવાનો છે. તેમાં દેહ, જાતિ, ગુણ અને ક્રિયામાં કોઈ જાતનો રસ નથી, માટે જે જે સૃષ્ટિમાં જાઉં ત્યાં ત્યાં ભગવાનમાં પ્રીતિ થાઓ. સર્વને પણ ભગવદ્રૂપપણું હોવાથી ભગવદ્રૂપ પુત્રાદિકમાં પ્રીતિ તો સિદ્ધ જ છે, માટે તેવી પ્રાર્થના શા માટે કરવી ? એવી શંકા કરીને કહે છે કે મને અનંત ભગવાનમાં પ્રીતિ થાઓ, એટલે દેશ, કાળ, અને વસ્તુથી જેનો વિભાગ થઇ શકતો નથી તે પ્રભુમાં પ્રીતિ થાઓ. પુત્રાદિકમાં તેની વ્યાપકતા નથી.

ભગવાનમાં પ્રીતિ થવાના કારણની પણ પ્રાર્થના કરે છે કે તે પ્રભુમાં જ પ્રસંગ પણ થાઓ. જો તેમ ન હોય તો એક વખત રતિને ઉત્પન્ન કરીને, કાર્યને માટે લાવવામાં આવેલું મોટા પુરુષોના પ્રસંગરૂપી સાધન નષ્ટ થાય. તે રતિની જરૂરત હોવાથી હમેશાં તેવી પ્રીતિ થાઓ એવી પ્રાર્થના કરે તો રતિ મનનો ધર્મ છે, તેની હમેશાં સ્ફૂર્તિ રહે, ત્યારે દેહાદિકનો નિર્વાહ પણ થાય નહિ. ગીતાજીમાં કહ્યું છે કે "જે માણસ અનન્ય (જેનો બીજો કોઈ નથી) થઇને મારી ઉપાસના કરે છે તેના યોગક્ષેમનો નિર્વાહ હું કરું છું." તેથી ભગવાન્ દેહાદિકનો નિર્વાહ કરશે જ ! એમ શંકા થાય ત્યાં સમાધાન કરે છે કે હમેશાં ભગવાનમાં રતિ થાય, તે કોઈ પ્રકારનાં સાધનથી સિદ્ધ થતી નથી; રતિ થવાનું વરદાન મળે તેથી રતિ સિદ્ધ થાય છે. ત્રિશંકુને વિશ્વામિત્રના વરદાનથી સ્વર્ગની પ્રાપ્તિ થઈ ત્યારે દેવતાઓએ તેને સ્વર્ગમાંથી નીચે નાખ્યો, એટલે વિશ્વામિત્રે પડતા ત્રિશંકુને રોકી રાખ્યો, તેથી ત્રિશંકુ આકાશના મધ્યમાં લટકી રહ્યો. તે પ્રમાણે જો થાય તો ભગવદીય ભાવને પ્રાપ્ત

થવાથી સર્વે પુરુષાર્થો સિદ્ધ થાય છે, માટે મુક્તિ મેળવીને ભગવાનના રૂપને મેળવવું એ મને ઇચ્છિત નથી. રતિને તો સ્નેહપણું હોવાથી, અને સ્નેહને અંતઃકરણનો ધર્મ હોવાથી તે અનિત્ય છે, માટે જન્મે જન્મે રતિ પ્રાપ્ત થવાની પ્રાર્થના કરી છે.

ઇચ્છાનો કોઈ ભાગ રતિ છે એમ કહી શકાય નહિ, કારણ કે તે ભાગનું નિરૂપણ કરી શકાતું નથી. તેમ સુખના વિષયવાળી ઇચ્છા હોય તે પણ રતિ કહેવાતી નથી, કારણ કે તો પછી સ્વર્ગની કામનાને પણ રતિ કહેવાશે. અને પુત્રાદિકમાં જે રતિ છે તે ઇચ્છારૂપ ન હોવાથી, તેમાં રતિપણાનો અભાવ આવશે, માટે રતિ જેનું બીજું નામ છે એવો સ્નેહ છે, તે જુદો પદાર્થ જ છે. તે સ્નેહ ભગવાનમાં જ હોવો જોઇએ, અને ભગવાનના વિષયવાળો તે સ્નેહ હોય તે જ્ઞાન અથવા ઐશ્વર્યની માફક ભગવાનનો સંબંધ થવાથી, ભગવાનની નજીક લઈ જાય છે, તેથી તે બીજે સ્થળે પણ તે સ્નેહનો ભાસ થાય છે. જેમ અગ્નિ નજીકમાં હોય તો ત્યારે ગરમીનો ભાસ થાય છે, એમ ભગવાન્ પાસે હોવાથી રતિનો ભાસ થાય છે, એટલે જેમ જેમ ભગવાન્ પાસે હોય તેમ તેમ સ્નેહ વધતો જાય છે.

શરીર સંબંધી આત્મામાં ભગવાનની સાથે ઘણો જ નિકટ (પાસે)નો સંબંધ હોવાથી પરમ સ્નેહ થાય છે, એમ અધ્યાસ (તે ન હોય અને તેને માનવો તે અધ્યાસ)થી બીજે ઠેકાણે જે સ્નેહ છે, તેનું વ્યાસસૂત્રના બીજા અધ્યાયમાં **वाक्यान्वयात्** એ સૂત્રના ભાષ્યમાં, બૃહદારણ્યકમાં મૈત્રેયીને યાજ્ઞવલ્કયે ઉપદેશ કર્યાની હકીકત બતાવી છે ત્યાં સારી રીતે વિવેચન કર્યું છે, માટે ભગવાનની નિકટતાથી જ પરમ સ્નેહ પ્રાપ્ત થાય છે અને ભગવાન્ પાસે બિરાજે તે આપણાથી થઈ શકતું નથી, પણ તેને તો ભગવાનના ભક્તો જ સિદ્ધ કરી શકે છે; માટે તે ભક્તો સાથે હંમેશાં મને પ્રસંગ થાઓ એમ વિચારી એમ કહે છે કે જેને ભગવાનનો આશ્રય છે એવા મહાપુરુષો સાથે જ પ્રસંગ થાઓ. ભગવાનનો આશ્રય બતાવીને ભગવાનનું અતિ નિકટપણું બતાવ્યું છે. કેવળ આશ્રય માત્રથી, બીજાની પાસે ભગવાનનું નિકટપણું મેળવી શકાય નહિ, તે માટે મોટા પુરુષોની સાથે પ્રસંગ થવાનું કહ્યું છે.

મૂળમાં चकार હોવાથી તેવા ભકતોમાં પણ પ્રીતિ થવાની પ્રાર્થના માટે સૂચના કરે છે. એમ સાધનની સાથે ભગવાનમાં રતિની પ્રાર્થના કરી છે. હવે તે રતિનો બાધ ન થાય તેવી પ્રાર્થના કરે છે કે સર્વેમાં મૈત્રી

થાઓ, એટલે "હું ઊંચાં તથા નીચાં દ્રવ્યમાં રહેલો છું" એવું વાકય છે અને "પ્રાણીઓના સમૂહનું અપમાન કરનારને ભગવાન પ્રસન્ન થતા નથી," તેમ "ભક્તિ વડે જ ભગવાન પ્રસન્ન થાય છે," ઇત્યાદિ વાકયો છે, માટે ફળનો પ્રતિબંધ કરનારું અને સ્વરૂપનો પ્રતિબંધ કરનારું તો દરેક પ્રાણીનું અપમાન કરવું તે છે, કારણ કે અપમાન કરનારને ભગવાન પ્રસન્ન થતા જ નથી, અને જયાંસુધી પ્રભુ પ્રસન્ન ન થાય ત્યાંસુધી ભક્તિ થતી નથી, તે માટે દરેકની સાથે મૈત્રીની પ્રાર્થના કરે છે, કારણ કે મૈત્રી હોય તો કોઈનું અપમાન ન થાય. બરોબરીના ભાવમાં પણ કોઇકનું અપમાન થવાનો સંભવ થાય છે, માટે દરેકની મિત્રતા થાઓ. તમે તો બ્રાહ્મણનો અપરાધ કરેલો છે, માટે તમને વરદાન શી રીતે મળે, એમ શંકા થાય, ત્યાં કહે છે કે દરેક બ્રાહ્મણોને હું નમું છું. એટલે મોટાઓના અપરાધ શાંત કરવામાં નમન કરવું તે જ કારણ છે. તેથી જ અપરાધ શાંત કરાવીને નિર્વિઘ્નતાથી ભગવાનમાં રતિની પ્રાર્થના પરીક્ષિત્ રાજા કરે છે. (૧૬)

બ્રાહ્મણોની તે બાબતમાં સંમતિ હોય તે પ્રમાણે બ્રાહ્મણોના મુખની ચેષ્ટા જોઈને એમ જ થશે એમ નિશ્ચય કરીને રાજા નિશ્ચિંત રહ્યા છે એમ કહે છેઃ

**इति स्म राजाऽध्यवसाययुक्तः**
**प्राचीनमूलेषु कुशेषु धीरः ।**
**उदङ्मुखो दक्षिणकूल आस्ते**
**समुद्रपत्न्याः स्वसुते न्यस्तभारः ॥ १७ ॥**

**શબ્દાર્થઃ**—એવા નિશ્ચયવાળો, જેણે પોતાના પુત્રને રાજ્યનો ભાર સોંપ્યો છે, એવો વીર રાજા પરીક્ષિત્ ગંગાજીના દક્ષિણ કિનારા ઉપર પૂર્વ દિશામાં મૂળવાળા દર્ભ ઉપર બેસીને ઉત્તર દિશા તરફ મુખ રાખીને રહેલો છે.

**ભાવાર્થઃ**—પ્રસિદ્ધિ બતાવવા માટે મૂળમાં **स्म** અવ્યય આપ્યો છે, એટલે આ વાત દરેકે જાણેલી છે એમ નિશ્ચય કરીને રાજા બેઠા છે. પૃથ્વી ઉપર સર્વે સ્થળે રાક્ષસો વ્યાપ્ત હોવાથી છેવટમાં રાક્ષસનો આવેશ ન થવા માટે રાજા દર્ભના આસન ઉપર બેઠા છે. ઉત્તમ ભક્તિના અધિકારી દેવતાઓ છે, તે માટે પિતૃપણાની નિવૃત્તિ માટે અને દેવભાવની સિદ્ધિ થવા માટે પૂર્વમાં જેનો અગ્રભાગ છે એવા દર્ભ ઉપર બેઠા છે. તે દર્ભોનાં મૂળિયાં પશ્ચિમ દિશા તરફ છે. તક્ષકાદિકથી કરેલો ભય રાજાને નથી, તેમ બતાવવા માટે તેને ધીર કહ્યા છે. ઉત્તર તરફ મુખ રાખીને બેઠા છે તેથી ગંગાજીની સન્મુખ બેઠા છે. ગંગાજીના દક્ષિણ કાંઠા ઉપર બેઠેલા છે એટલે ગંગાજીની

અંદર વેદીમાં બેઠા છે. અહીં ગંગાજીનું નામ "સમુદ્રનાં પત્ની" લખ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે આ સમયમાં ભગવાનમાં જ એક નિષ્ઠા છે, તેથી અને આ ગંગાજી ભગવાનનું ચરણજળ છે એવી દૃષ્ટિ નથી, તેથી ભગવાનના ચરણજળને છોડીને ભગવાનની પ્રાપ્તિ માટે લક્ષ્મીજીના પતિ એવા ભગવાનમાં નિષ્ઠાવાળા થયા છે. ભગવાન સમુદ્રમાં પોઢે છે તેથી સમુદ્રની સ્ત્રીના દક્ષિણ કાંઠા ઉપર બેસવામાં ભગવાનને પોતાની પાસે લાવે અથવા ભગવાનની પાસે પોતે લઇ જાય, અથવા ભગવાન સમુદ્રની પુત્રી લક્ષ્મીજીના પતિ છે તેથી સમુદ્રના ભગવાન જમાઈ થાય છે માટે વિનંતી કરે; એવી રીતે પરીક્ષિત રાજા ભગવાનમાં લાલસાવાળા થયા છે, એમ બતાવવા માટે સમુદ્રની પત્ની એવાં ગંગાજીના દક્ષિણ કાંઠા ઉપર રાજા રહ્યા છે એમ કહ્યું છે. હવે પોતાને મળેલા રાજ્યની ચિંતાનો ત્યાગ કરવા માટે કહે છે કે રાજાએ રાજ્યનો ભાર પોતાના પુત્ર જનમેજયને સોંપ્યો છે. (૧૭)

પરીક્ષિત્ રાજા રાજ્યની ચિન્તા છોડીને જ્યારે ગંગાજીના તટ ઉપર બેઠા, ત્યારે દેવતાઓએ તેનું અનુમોદન કર્યું તે કહે છેઃ

**एवं तु तास्मिन्नरदेवदेवे**
**प्रायोपविष्टे दिवि देवसङ्घाः ।**
**प्रशस्य भूमौ व्यकिरन्प्रसूनै-**
**र्मुदा मुहुर्दुन्दुभयश्च नेदुः ॥ १८ ॥**

**શબ્દાર્થ**:—આ પ્રમાણે તે મહારાજ પરીક્ષિત પ્રાયોપવેશન કરીને બેઠા ત્યારે આકાશમાં દેવોનાં ટોળેટોળાં રાજાનાં વખાણ કરીને જમીન ઉપર આનંદથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યાં અને વારંવાર દુંદુભિ નગારાં વાગવા લાગ્યાં.

**ભાવાર્થ**:—મૂળમાં **तु** શબ્દ વડે તેના સંદેહનું નિવારણ કર્યું છે. રાજાને નરદેવના પણ દેવ કહેલા છે, તેથી પરીક્ષિત્ ઇંદ્રની બરોબર છે એમ બતાવ્યું છે. આ જ માર્ગ વડે પરીક્ષિત વૈકુંઠમાં જશે, તે માટે મહારાજાના આવવાના નિમિત્તે તેઓએ વાદ્ય વગાડયાં છે. એટલે પરીક્ષિત્ સ્વર્ગને રસ્તે વૈકુંઠમાં જશે, તેથી સ્વર્ગમાં આવે ત્યારે વાદિત્રો વગાડવાં જોઇએ એમ ધારીને દેવતાઓ દુંદુભિનો નાદ કરે છે. તે કહે છે કે સ્વર્ગમાં જ દેવતાઓના સમૂહે પ્રશંસા કરી છે કે "રાજાએ સારું કર્યું," એમ કહીને પૃથ્વી ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી છે. દેવતાઓએ અનુમોદન કરવાથી કાર્યની સિદ્ધિનો નિશ્ચય થયો છે. પરીક્ષિતની ઉત્તમ ગતિ થવામાં આ શુકન થયાં છે, એમ સમજવું.

હર્ષથી દેવતાનાં દુંદુભિ નામનાં વાદ્યો વાગવા લાગ્યાં, એટલે દેવતા-

ઓએ આનંદથી દુંદુભિ વગાડેલાં છે. મૂળમાં ચકાર હોવાથી બીજાં વાજિંત્રો પણ વાગ્યાં છે એમ બતાવ્યું છે, અર્થાત સ્વર્ગમાં ઉત્સવ થયો છે. સ્વર્ગમાં ઉત્સવ થયો તેથી પરીક્ષિતને શાપને લીધે કાંઈ બીજી ગતિ થશે, એવો સંદેહ દૂર થયો છે. (૧૮)

ત્યાં આવેલા મહર્ષિઓના કૃત્યનું નિરૂપણ કરે છેઃ

**महर्षयस्तं समुपागता ये**
**प्रशस्य साध्वित्यनुमोदमानाः ।**
**ऊचुः प्रजानुग्रहशीलसारा**
**यदुत्तमश्लोकगुणाभिरूपम् ॥ १९ ॥**

**શબ્દાર્થઃ**—જે મહર્ષિઓ ત્યાં આવેલા છે, તેઓ પરીક્ષિતે સારું કર્યું એમ પ્રશંસા કરીને અનુમોદન કરતા કરતા, ભગવાનના ગુણોને જે અનુકૂળ છે તે બોલવા લાગ્યા, કેમકે પ્રજા ઉપર અનુગ્રહ કરવારૂપ જે સ્વભાવ તે જ તેઓને સારરૂપે છે.

**ભાવાર્થ**—ત્યાં મહર્ષિઓ સારા પ્રમાણમાં આવ્યા છે એમ મૂળમાં કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે રાજાનું નિર્વાણ (ગમન) થાય ત્યાંસુધી તેનું પૂર્ણ રીતે ભલું કરવું એવા અભિપ્રાયથી ઋષિઓ આવ્યા છે. તે પણ પ્રશંસા કરવા લાગ્યા છે, એટલે જે કાર્યની બ્રાહ્મણોએ પ્રશંસા કરી છે તે કાર્ય અંગ વગરનું હોય તોપણ અંગવાળું થાય છે, એમ સૂચવ્યું છે. પરીક્ષિતે સારું કર્યું તેમ અનુમોદન કરવા લાગ્યા, તેથી પરીક્ષિતે પ્રાયોપવેશ (ગંગાજીના તીરે બેસી જવું) પોતાની ઇચ્છાથી કર્યો છે એવા દોષનું નિવારણ કર્યું છે. મહર્ષિઓએ અનુમોદન કર્યું તેમાં કારણ એ છે કે આ રાજાઓ તે ઋષિઓની પ્રજા છે, તેથી તેના ઉપર અનુગ્રહ કરવો એ જ ઋષિઓનો સ્વભાવ છે. તે સ્વભાવ ઋષિઓનો સાર છે, તેથી ઋષિઓ જો પોતાની પ્રજા-રૂપ રાજા ઉપર અનુગ્રહ ન કરે તો તે સાર વગરના થાય, તેમ સૂચવ્યું છે. એટલે પ્રજા ઉપર રાજા જો અનુગ્રહ ન કરે તો તે રાજા જેમ સાર વગરનો થાય તેમ રાજાઓ ઋષિઓની પ્રજારૂપ છે, તે ઉપર ઋષિઓ અનુગ્રહ ન કરે તો તે ઋષિઓ સાર વગરના થઈ જાય.

વળી પરીક્ષિત્ પરમ ભક્ત છે તેના ઉપર તો અનુગ્રહ કરવો જ જોઈએ એવા અભિપ્રાયથી કહે છે કે ઉત્તમશ્લોક એવા ભગવાનના ગુણોમાં શ્રવણ કરવાને માટે જે યોગ્ય હોય તે બોલવા લાગ્યા છે. અથવા આ પરીક્ષિત ભગવાનના ગુણો વડે સમાન છે, એટલે ભગવાનના ગુણો સાંભળવા માટે જેમ રહેવું જોઈએ તેમ પરીક્ષિતની છેવટની ગતિ જોવા માટે પણ રહેવું જ

જોઇએ. ભગવાનના ગુણોનું શ્રવણ કરવામાં આ પરીક્ષિત મુખ્ય અધિકારી છે; માટે તે શ્રોતા હોવાથી તેની પ્રશંસા કરવી જોઇએ. (૧૯)

હવે ઋષિઓ પરીક્ષિતની પ્રશંસા કરે છે:

**ऋषय ऊचुः ।**

**न वा इदं राजर्षिवर्य चित्रं**
**भवत्सु कृष्णं समनुव्रतेषु ।**
**येऽध्यासनं राजकिरीटपुष्टं**
**सद्यो जहुर्भगवत्पार्श्वकामाः ॥ २० ॥**

**શબ્દાર્થ:**—હે રાજર્ષિમાં ઉત્તમ! શ્રીકૃષ્ણને અનુસરનાર એવા તમારામાં આશ્ચર્ય નથી, કેમકે ભગવાનના પક્ષની ઇચ્છાવાળા જેઓએ રાજાઓના મુકુટ વડે પુષ્ટ થયેલા રાજ્યાસનને જલદી છોડી દીધું છે.

**ભાવાર્થ:**—હે રાજર્ષિમાં ઉત્તમ, દરેકનો પરિત્યાગ કરીને ભગવાનમાં પરાયણ થવું તે કાંઇ તમારામાં આશ્ચર્યકારક નથી, કારણ કે તમે શ્રીકૃષ્ણની પાછળ વ્રત રાખનારા છો. "રાજર્ષિવર્ય" એવું સંબોધન આપવાથી મર્યાદાની ઉત્તમ સીમા સૂચવેલી છે. શ્રીકૃષ્ણની પાછળ જેનામાં વ્રત રહેલું છે, એટલે ભગવાન જેમ દરેક કાર્ય કરીને પધાર્યા તેમ જે ભગવાનનો ભક્ત હોય તેણે પણ કરવું જોઈએ. તેમાં દૃષ્ટાંત આપે છે કે તમારા પિતામહ પાંડવોએ પણ ભગવાનની પાસે જવા માટે તરત જ રાજ્યાસનનો ત્યાગ કર્યો છે, તે રાજ્યાસન પણ સાધારણ ન હતું, પરંતુ અનેક રાજાના મુકુટ વડે સેવાયેલું ચક્રવર્તિ રાજ્ય હતું; અર્થાત્ જે રાજ્યમાં યુદ્ધ કરનાર સામે ન હતું તેવું રાજ્યાસન તમારા પિતામહોએ છોડયું છે, તેમ તમારે પણ ભગવાન પાસે જવું જોઇએ. (૨૧)

એવી રીતે પરીક્ષિતની સ્તુતિ કરીને તેને અનુસરવાનું જ કહેતા હોય તેવો ગૂઢ અભિપ્રાય કહે છે:

**सर्वे वयं तावदिहाऽऽस्महेऽथ**
**कलेवरं यावदसौ विहाय ।**
**लोकं परं विरजस्कं विशोकं**
**यास्यत्ययं भागवतप्रधानः ॥ २१ ॥**

**શબ્દાર્થ:**—ભગવાનના ભક્તોમાં ઉચ્ચ એવા આ રાજા શરીરને છોડીને શોક અને રજોગુણ વગરના ઉત્તમ લોકમાં જશે ત્યાંસુધી આપણે સર્વે અહીં રહ્યા છીએ.

**ભાવાર્થઃ**—આપણે જે કહ્યું છે તે નભાવીને જ જવું જોઇએ, ત્યાંસુધી રહેવું જ જોઈએ. તે કહે છે કે જ્યાંસુધીમાં આ રાજા ભગવાનના સ્થાનમાં જાય ત્યાંસુધી આપણે બધા અહીં રહીશું.

આ રાજા શું કરીને, ક્યાં જશે, એમ જાણવાની ઇચ્છા થાય તો ત્યાં કહે છે કે સાત દિવસ પછી શરીરનો ત્યાગ કરીને, એટલે પંચમહાભૂતના સમૂહનો ત્યાગ કરીને પરલોક એવા વ્યાપિવૈકુંઠમાં જશે; ત્યાં રજોગુણનો સંબંધ જ નથી, તે સ્થાન શુદ્ધ સત્ત્વાત્મક છે. અથવા પ્રકૃતિ (માયા)થી તે પર છે. જ્યાં શોક નથી એટલે તમોગુણ નથી, અથવા તે સ્થાન દોષ વગરનું છે, તે સ્થળમાં ચોક્કસ આ રાજા જશે. તેમાં કારણ કહે છે કે આ રાજા ભગવાનના ભક્તોમાં મુખ્ય છે, અથવા જેને ભગવાનના ભક્તો મુખ્ય છે એવા આ રાજા છે, માટે તે વ્યાપિવૈકુંઠમાં જાય ત્યાંસુધી આપણે રહીશું. (૨૧)

એવી રીતે ઋષિઓનો પોતાના ઉપર અનુગ્રહ છે, તે સાંભળીને ઘણો વખત ઋષિઓ અહીં રહેશે એમ જાણીને, તેટલા વખતમાં મારે દરેક સંદેહો દૂર કરવા જોઈએ એવો વિચાર કરીને, તે માટે પૂછવા માટે જે યત્ન કર્યો તે સૂતજી કહે છે:

> **आश्रुत्य तदृषिगणवचः परीक्षित्**
> **समं मधुच्युद् गुरु चाव्यलीकम् ।**
> **अभाषतैतानभिवन्द्य युक्तं**
> **शुश्रूषमाणश्चरितानि विष्णोः ॥ २२ ॥**

**શબ્દાર્થઃ**—સરખી રીતે જેમાંથી મધ સ્રવે છે, તે સારવાળું અને કપટ વગરનું એવું ઋષિઓના સમૂહનું વચન સાંભળીને, વિષ્ણુ ભગવાનના ચરિત્રોને સાંભળવાની ઇચ્છા રાખનારા રાજા પરીક્ષિત્ તેઓને વંદન કરીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

**ભાવાર્થઃ**—રાજાનું નામ પરીક્ષિત છે. તે ગર્ભમાં હતા ત્યારે તેને ભગવાનનાં દર્શન થયાં હતાં. તે સ્વરૂપનું ધ્યાન રાખી પુરુષોની પરીક્ષા કરનારા હોવાથી તેનું નામ પરીક્ષિત પાડેલું છે, તેથી તેણે ઋષિઓનાં વચન સત્ય છે એમ નિર્ધાર કર્યો છે. ચાર પુરુષાર્થના કારણરૂપ ચાર ગુણો ઋષિઓના વચનમાં છે. તે કહે છે કે પોતાની અને રાજાની સમાનતાથી હિતનું ચિંતન કરવારૂપી સમતા તે વચનમાં છે, અને **निर्दोषं हि समं ब्रह्म** (બ્રહ્મનું સ્વરૂપ દોષ વગરનું અને સમાન છે) એમ ગીતાજીમાં કહેલું હોવાથી ઋષિઓના વચનમાં જ્ઞાનરૂપનો ભાવ કહેલો છે. તે વચન મધને સ્રવનારું છે, એમ કહેવાથી તે વચનમાં મીઠાશ બતાવી છે. તેથી આ રાજા દરેક

રીતે ભગવાનની પાસે જ જશે એમ જે કહ્યું છે તે ઘણું જ મધુર (મીઠું) છે, તેથી તેની ઇચ્છા પ્રમાણે રૂપ પ્રાપ્ત કરવાપણું બતાવ્યું છે. તે વચન ગુરુ છે એટલે તે અર્થમાં ગૌરવ રહેલું છે. અને આ રાજા ભગવાનની પાસે જશે ત્યાં-સુધી આપણે રહીશું એટલે સર્વનું હિત ત્યાંસુધી કરીશું એમ કહ્યું છે, તે અર્થની સમાનતા બતાવી છે. મૂળમાં ચકાર હોવાથી પ્રશંસા કહેલી છે. અને તે વચન કપટ વગરનું છે, એટલે ભગવાનની પાસે જવા માટે કામનાવાળાએ રાજ્યાસનનો ત્યાગ કર્યો, એમ કહેવાથી તે વચનને ધર્મરૂપ કહેલું છે. એમ સર્વ પુરુષાર્થરૂપ એવું ઋષિઓનું વચન સાંભળીને તે ઋષિઓને રાજાએ વંદન કર્યું અને પ્રભુનાં ચરિત્ર સાંભળવાની ઇચ્છાવાળા તે રાજાએ આગળ જણાવ્યા મુજબ વચન કહ્યું. (૨૨)

હવે પરીક્ષિતનું વચન કહે છે:

राजोवाच ।

**समागताः सर्वत एव सर्वे**
**वेदा यथा मूर्तिधरास्त्रिपृष्ठे ।**
**नेहाऽथवाऽमुत्र च कश्चनार्थ**
**ऋते परानुग्रहमात्मशीलम् ॥ २३ ॥**

**શબ્દાર્થ:—સત્યલોકમાં મૂર્તિને ધારણ કરનારા જેમ વેદો છે, તેમ દરેક સ્થળેથી તમે આવ્યા છો, તે સાક્ષાત્ મૂર્તિમાન્ વેદના જેવા છો. બીજા ઉપર અનુગ્રહ કરવો તેવો તમારો સ્વભાવ છે, એ જ અહીં આવવામાં પ્રયોજન છે. તે સિવાય આ લોકમાં કે પરલોકમાં તમને બીજો કોઇ સ્વાર્થ નથી.**

**ભાવાર્થ:**—અહીં સંદેહ થાય તો બીજે ઠેકાણે જવું પડે તેમ નથી, કારણ કે દરેક સ્થળેથી તમો સર્વે આવેલા છો, અને પ્રમાણનો ભાવ તો તમારામાં જ નિર્ણીત થઈને રહેલો છે. તે કહે છે કે સત્યલોકમાં આધિદૈવિક સ્વરૂપવાળા જેમ વેદો છે તેમ તમે છો. તમારા વાકયમાં કાંઈ તમારો સ્વાર્થ નથી. તે કહે છે કે આ લોકમાં તથા પરલોકમાં બીજા ઉપર અનુગ્રહ કરવો તે સિવાય તમારે બીજું કાંઇ પ્રયોજન નથી. તેમ બીજા પર અનુગ્રહ કરવો તે પણ તમારે કોઈ જાતના ઉદ્દેશથી નથી, પણ તે તમારો એક સ્વભાવ જ છે. (૨૩)

માટે પ્રમાણના વિચાર વડે તથા પ્રમેયના વિચાર વડે તમારા વાકયમાં શંકા જ નથી માટે કાંઈક પૂછું છું, એમ રાજા કહે છે:

**ततश्च वः पृच्छ्यमिमं विपृच्छे**
**विश्रभ्य विप्रा इतिकृत्यतायाम् ।**

**सर्वात्मना म्रियमाणैश्च कृत्यं**
**शुद्धं च तत्रामृशताभियुक्ताः ॥ २४ ॥**

**શબ્દાર્થ**:—હે વિપ્રો " આ પ્રમાણે કરવું જોઇએ, " તે નિમિત્તથી, તમારા ઉપર વિશ્વાસ રાખીને, મારે જે પૂછવાનું છે તે નીચે પ્રમાણે પૂછું છું. તે એ કે હમેશાં શુદ્ધ કર્તવ્ય શું છે અને મરણની તૈયારીમાં હોય તેને શુદ્ધ કર્તવ્ય શું છે તેનો ચોતરફથી, તેમાં તમો જોડાયેલા છો, માટે વિચાર કરો.

**ભાવાર્થ**:—"કોઇ પણ પૂછ્યા વગર કાંઈ કહે નહિ," એમ શ્રુતિમાં કહ્યું છે, તેથી જે પૂછવાનું છે તે જ હું તમોને પૂછું છું. મારી બુદ્ધિમાં જે કહેલું છે તે હું વિશેષે કરીને પૂછું છું. કોઈ પણ જાતની યુક્તિનો વિચાર કર્યા સિવાય ફક્ત તમારા ઉપર વિચાર કરીને જ પૂછું છું, કારણ કે તમે વિપ્ર છો, એટલે વિશેષે કરીને પૂર્ણ કરનારા છો, તો મને પણ પૂર્ણ કરશો. આવી રીતે મારે કર્તવ્ય છે એવા નિમિત્તથી હું પૂછું છું—એટલે કર્તવ્યનો નિર્ધાર અને તેના સાધનના પ્રકારનો નિર્ધાર મને કહેવો જોઇએ. કાળને લીધે કર્તવ્ય પૂછે છે કે સર્વ પ્રકારે નિત્યપણાના ભાવથી જીવતા હોઇએ ત્યારે શું કરવું અને અંતકાળ વખતે મરવાની તૈયારી કરનારાએ શું કરવું જોઈએ ? દાન કરવાં વગેરે જે કર્તવ્યો છે તે તો કરનારાની શુદ્ધિમાં છે, પણ અંતકાલે કર્તાની શુદ્ધિ નહિ હોવાથી કર્તવ્યપણામાં સંદેહ રહે છે; માટે શુદ્ધિને માટે કાલ વગેરેની જેમાં પરવા ન હોય તેવું કર્તવ્ય કહેવું જોઇએ, એવો રાજાનો અભિપ્રાય છે. તેનું કાંઈપણ કર્તવ્ય નથી એમ ન કહેવું જોઈએ, કારણ કે તમે તો ચોતરફથી જોડાયેલા છો; માટે તમો એવા અર્થમાં ચોતરફથી પ્રમાણનો વિચાર કરો. (૨૮)

એમ રાજાએ પૂછયું ત્યારે રાજાએ તો દરેકનો ત્યાગ કર્યો છે, તેવા ત્યાગી રાજાને ત્યાગ વગરનો ગુરુ ન થવો જોઇએ, તે માટે તે વખતે ભગવાનની પ્રેરણાથી ત્યાં શુકદેવજી આવ્યા તે સૂતજી કહે છેઃ

**तत्राऽभवद् भगवान् व्यासपुत्रो**
**यदृच्छया गामटमानोऽनपेक्षः ।**
**अलक्ष्मलिङ्गो निजलाभतुष्टो**
**वृतश्च बालैरवधूतवेषः ॥ २५ ॥**

**શબ્દાર્થ**:—તે વખતે ત્યાં પૃથ્વી ઉપર ફરતા, કોઈની અપેક્ષા નહિ રાખનારા, જેનાં ચિહ્નો ઓળખાય તેવાં નથી, પોતાના લાભ વડે જ સંતોષ માનનારા, સ્ત્રીઓ તથા બાળકોથી વીંટાયેલા, અને અવધૂત વેષવાળા ભગવાન્ એવા, વ્યાસજીના પુત્ર શુકદેવજી આવ્યા.

ભાવાર્થ—શ્રી શુકદેવજી ત્યાં જ પ્રકટ થયા છે. એવી રીતે પ્રકટ થવાનું તેનામાં સામર્થ્ય છે તે માટે કહે છે કે તે ભગવાન છે. તે ભગવાન છે તેનાં કારણુ કહે છેઃ તે વ્યાસજીના પુત્ર છે. તે ઋષિઓની દૃષ્ટિમાં તેવા પ્રકારનું ભાન ન થાય તે માટે બીજી રીતે બતાવે છે કે શુકદેવજી પૃથ્વી ઉપર ફરતા હતા. પૃથ્વી ઉપર ફરવું તે પરમહંસનો ધર્મ છે. બીજી કાંઈ ઇચ્છા નથી. તેમાં કાંઈ અપેક્ષા રાખતા નથી, માટે રાજાની માફક ક્રીડા વડે ફર્યા કરે છે. તે શુકદેવજીમાં જે મહાપુરુષોનાં ચિહ્નો છે તે કોઇથી સમજી શકાય તેવાં નથી. તેનામાં બત્રીસે લક્ષણો છે તે જો જાણુવામાં આવે તો લોકો રાજા માની શકે છે. રાજાને સોળ લક્ષણો હોય છે, અને રાજાધિરાજને બત્રીસ લક્ષણો હોય છે. જેનામાં બત્રીસ લક્ષણો હોય તે ભગવાન હોય છે અથવા બ્રહ્મના સ્વરૂપને જાણુનારો હોય છે. તે લક્ષણોનું ફળ કહે છેઃ તેને આત્માનો લાભ થયો છે અને તેને ઘણો જ સંતોષ થયો છે. એ બંને ફળો શુકદેવજીને થયાં છે. આત્માના લાભ વડે તે સંતોષવાળા છે. આત્મલાભ અને સંતોષ એ બન્ને એક બીજાના કારણુરૂપ છે, માટે "આત્મલાભથી પર બીજું કાંઇ નથી" એ શ્રુતિનો વિરોધ નથી. તેમનું ફરવું તે ક્રીડારૂપે છે એમ જણુાવે છે. અને તેમનાં લક્ષણોનું જ્ઞાન થતું નથી તેનું કારણુ કહે છે કે તે બાળકોથી વીંટાયેલાં છે. મૂળમાં ચકાર હોવાથી શુકદેવજી સ્ત્રીઓ વડે અને અજ્ઞાનીઓ વડે પણુ વીંટાયેલા છે એમ બતાવે છે. લક્ષણોની પરીક્ષા ન થાય તે માટે તેમણે અવધૂતનો વેષ ધારણુ કર્યો છે. દેહના સંસ્કાર વગરનો જે જડ હોય તે અવધૂત કહેવાય છે. તેથી શુકદેવજી સંસ્કાર વગરના છે પણુ જડપણાનો અંશ તેમનામાં નથી. તે જણાવવા માટે કહે છે કે અવધૂતનો વેષ રાખેલો છે, અર્થાત્ પોતે ખરી રીતે અવધૂત નથી પણુ વેષ રાખ્યો છે. (૨૫)

બત્રીશ લક્ષણો શુકદેવજીમાં છે એમ કહેવા માટે કહે છેઃ

**तं द्व्यष्टवर्षं सुकुमारपाद-**
**करोरुबाहंसकपोलगात्रम् ।**
**चार्वायताक्षोन्नसतुल्यकर्ण**
**सुभ्र्वाननं कम्बुसुजातकण्ठम् ॥ २६ ॥**

**निगूढजत्रुं पृथुतुङ्गवक्षस-**
**मावर्तनाभिं वलिवल्गूदरं च ।**
**दिगम्बरं वक्त्रविकीर्णकेशं**
**प्रलम्बबाहुं स्वमरोत्तमाभम् ॥ २७ ॥**

श्यामं सदाऽपीच्यवयोऽङ्गलक्ष्म्या
स्त्रीणां मनोज्ञं रुचिरस्मितेन ।
प्रत्युत्थितास्ते मुनयः स्वासनेभ्य-
स्तल्लक्षणज्ञा अपि गूढवर्चसम् ॥ २८ ॥

**શબ્દાર્થ**:—તે શુકદેવજી સોળ વર્ષના છે. પગ, હાથ, સાથળ, ખભા, ગાલ અને શરીર જેનું સુકુમાર છે, સુંદર અને પહોળાં જેનાં નેત્રો છે, ઊંચી નાસિકા છે, સરખા બે કાન, ભ્રુકુટી અને સુંદર મુખવાળા છે, શંખના જેવો સુંદર કંઠ છે, કંઠમાળાનું અસ્થિ ( હાડકું ) હમેશાં ગૂઢ રહેલું છે, પહોળી અને ઊંચી છાતી છે, ઘૂમરીવાળી જેની નાભિ છે, વલી ( વાંક )થી સુંદર જેનું પેટ છે, અને મૂળમાં ચકાર હોવાથી પુરુષના ભાવના ચિહ્નને બતાવનાર છે. એમ બત્રીસ લક્ષણો શુકદેવજીનાં છે. વળી પોતે દિગંબર ( દિશારૂપી જ જેને વસ્ત્ર ) છે. વાંકડિયા વિખેરાઈ ગયેલા તેના કેશ છે, ઘણા જ લાંબા જેના હાથ છે, સારા દેવતાઓમાં ઉત્તમ ભગવાનના જેવી જેની કાંતિ છે. શ્યામ વર્ણ છે, હમેશાં મનોહર અવસ્થા અને અંગની શોભા વડે તેમ જ સુંદર મંદ હાસ્ય વડે સ્ત્રીઓના મનને ગમે તેવા છે, તે શુકદેવજી ત્યાં આવ્યા, ત્યારે તેમનું તે જ છુપાયેલું હતું તોપણ તેમનાં લક્ષણોને જાણનારા ઋષિઓ પોતાનાં આસનો ઉપરથી ઊભા થયા.

**ભાવાર્થ**:—શુકદેવજી બત્રીશ લક્ષણવાળા હતા. તેમાં કેટલાંક લક્ષણો અંદર રહેલાં છે. તેમાંથી સર્વત્ર વ્યાપ્ત થઇને રહેલા છે, તેવું પોતાની ઇચ્છા પ્રમાણે પ્રકટ થવાનું સામર્થ્ય છે. છ ગુણવાળા ઐશ્વર્યની સંપત્તિ છેઃ ભગવદીયપણું છે. પોતાની ઇચ્છા વડે લીલા કરવી, કોઈપણ જાતની અપેક્ષા ન રાખવી તેવો ભાવ, તિરોભાન (છુપાઈ જવાનું) થવાનું સામર્થ્ય, આત્માનો લાભ, અને સંતોષ, એ આઠ ગુણો પહેલાં પચીસમા શ્લોકમાં કહ્યા છે. તે સિવાયના હવે બીજા ગુણો કહે છે કે આઠ દુ સોળ વર્ષ જેમને થયેલાં છે. શરીરને વર્ષ થાય તે, તેની વૃદ્ધિ અને ક્ષયના કારણરૂપ છે, એમ આગળ મૂછનો દોરો ફૂટવાથી નિશ્ચય થાય છે. "મરેલી આ ચામડી અપવિત્ર છે" એમ વેદમાં કહ્યું છે; તેથી કેશ પણ અપવિત્ર ગણાય છે; તોપણ ઉત્પત્તિના અંગ તરીકે કેશ હોવાથી તે મૃતપણાને જણાવનાર નથી. તેથી શુકદેવજીને સોળ વર્ષના સમયનો વૃદ્ધિરૂપી ગુણ જ પ્રાપ્ત થયો છે, પણ કામને ઉત્પન્ન કરનારો દોષ પ્રાપ્ત થયો નથી. એવી રીતે બળ વગેરેની વૃદ્ધિરૂપે ગુણ છે અને કામની ઉત્પત્તિરૂપ દોષનો અભાવ છે. એમ બે ગુણ બતાવવા માટે બે વાર આઠ વર્ષના છે એમ કહ્યું છે, નહિતર સોળ વર્ષના છે એમ જ કહત. પણ બે આઠ વર્ષ કહેલાં છે, તે કામ અને જરા (ઘડપણ) વગેરે દોષની પ્રાપ્તિ નહિ થવા માટે છે, અને જ્ઞાન, ભક્તિ વગેરે જે ગુણો પ્રાપ્ત થયા છે તેના સ્થાપન

માટે દોષના અભાવની સૂચના કરેલી છે. અથવા સોળ વર્ષ પછીનાં વર્ષો છે તે ભગવાનનું વિસ્મરણ થવામાં કારણરૂપ છે, માટે અપવિત્ર ચામડીના સ્પર્શનો અભાવ હોવાથી, બાકીના સમયમાં ભગવાનનું સ્મરણ કરે છે એમ બતાવવા માટે, બે વખત આઠ વર્ષ કહેલાં છે, એટલે તે પછીના બીજા કાળનું શુકદેવજીને સ્મરણ છે, અને આર્ય લોકોમાં તેની પ્રસિદ્ધિ છે. એમ બે ગુણો કહેલા છે.

સારી રીતે કુત્સિત (નિંદવા લાયક)ને મારે તે સુકુમાર કહેવાય છે. તેવી રીતે "સુકુમાર" એટલે દોષરહિત, અને ગુણસહિત, શુકદેવજીના ચરણ વગેરે છે એટલે ચરણ, હાથ, સાથળ, બાહુ, ખંભા, ગાલ વગેરે તેમનાં ઘણાં જ કોમળ છે એવું તેમનું શરીર છે. એ છ ગુણો કહ્યા છે. તેમનાં નેત્ર સુંદર અને મોટાં વિસ્તારવાળાં છે, નાસિકા ઊંચી છે, જેમના બન્ને કાન સમાન અને સુંદર છે. મુખના ઉપર શોભાવાળી બે ભ્રુકુટી છે, અને શંખના જેવો ત્રણ ત્રિવલીવાળો સારો કંઠ છે. એ પાંચ ગુણો કહ્યા છે. કંઠમાળમાં રહેલાં હાડકાંને જત્રુ કહેવાય છે. તે અસ્થિ (હાડકું) શુકદેવજીનું ઘણું જ ગૂઢ છે. વક્ષઃસ્થળ પહોળું અને ઊંચું છે. નાભિની અંદર ચકરી પડેલી છે, અને ઉદર (પેટ) ઉપર ત્રિવલી પડી છે, તેથી પીપળાના પાન જેવું સુંદર ઉદર છે. એ ચાર ગુણો કહ્યા છે. મૂળમાં **च** કાર છે, તે પુરુષપણાનાં ચિહ્નને બતાવનાર છે. એવી રીતે છવ્વીસ લક્ષણો કહ્યાં છે. વળી વચમાં લોકોનો ઉપકાર કરે તેવાં બે કાર્ય કહે છે કે પોતે દિગંબર (નગ્ન) છે; અને વાંકા તથા વિખેરાઇ ગયેલા તેમના કેશ છે. શુકદેવજીને બ્રહ્મભાવ થવાથી ભગવાનની માફક તેમનું શરીર વ્યાપક છે, તેથી વસ્ત્રને ઠેકાણે દિશાઓ જ થાય છે.

જો લૌકિક વસ્ત્ર પહેરે તો અંદર વ્યવધાન પડવાથી વિભાગ પડે, અને લોકને પીડા થાય; તે માટે શુકદેવજી નગ્ન પધાર્યા છે. વાંકા અને વિખેરાઇ ગયેલા જે કેશ છે તે બ્રહ્માજી અને શિવજીરૂપે છે, કારણ કે **क** અને **ईश** એ બે શબ્દો મળીને **केश** શબ્દ થાય છે. તેમાં **क** એ બ્રહ્માજીને કહેનારો શબ્દ છે અને **ईश** એ શિવજીને કહેનારો શબ્દ છે.

તે કેશમાં ઉત્પન્ન કરવા માટે વાંકાપણું છે અને તેના ગ્રાસરૂપે ન થવા માટે વિખેરાયેલા કેશ છે. જો તેમ ન હોય તો બ્રહ્મરૂપ થયેલાને પણ મહાદેવજી ગળી જાય. કેશ વાંકડિયા તે તેમનો ગુણ છે.

તેમના ઘણા જ લાંબા બાહુ (હાથ) છે, એટલે ગોઠણ સુધી લાંબા હાથ છે. સારી રીતે દેવતાઓમાં ઉત્તમ વિષ્ણુ ભગવાન છે. તેમની કાંતિના જેવી કાંતિ શુકદેવજીની છે. શ્યામ રંગ છે. હંમેશાં સ્ત્રીઓને હિત કરનારી તરુણ અવસ્થાથી અંગની શોભા વધેલી છે. તે શોભા સ્ત્રીઓને સુખ કરનારી છે. આ

કાંઈ વર્ણન નથી પણ સુંદરતાની અધિકતા બતાવી છે. સુવર્ણની પરીક્ષા જેમ કસોટીથી થાય છે, તેમ પુરુષની ખૂબસૂરતીની પરીક્ષામાં, સ્ત્રીઓની દૃષ્ટિ કસોટીરૂપે છે. માટે શુકદેવજીનું સૌંદર્ય બતાવવા માટે સ્ત્રીઓના મનને ગમે તેવા છે એમ કહ્યું છે. તેમ જ સુંદર મંદ હાસ્ય વડે સ્ત્રીઓને મનોજ્ઞ કહેલ છે. ચતુર અને અચતુર એમ બે પ્રકારની સ્ત્રીઓ છે, તે બન્નેને શુકદેવજી મનોહર લાગે છે એમ બતાવવા માટે બે વિશેષણ છે.

એમ વાંકડિયા કેશથી લઈને છ લક્ષણો કહેલાં છે. એવા બત્રીસ લક્ષણવાળા શુકદેવજીને જોઈને સર્વે મુનિઓ આસન ઉપરથી ઊભા થયા. તેમાં બીજી રીતે શુકદેવજીને ઓળખવાનું જ્ઞાન નથી. તે કહે છે કે મુનિઓ શુકદેવજીનાં લક્ષણોને જાણનારા હતા. ઊભા થવામાં જ્ઞાન કારણરૂપે છે, અને જ્ઞાન થવામાં મુનિપણું કારણરૂપે છે.

આ શુકદેવજી છે એવું તેમનું લક્ષણ, કોઈ લૌકિક પ્રમાણથી જાણી શકાય તેવું નથી. તે કહે છે કે તેમનું તેજ ઘણું જ ગૂઢ છે. (૨૬-૨૭-૨૮)

રાજાએ સર્વે મુનિઓને પ્રશ્ન કર્યો, તે સમયે જ રાજા પણ ઊભા થયા હતા, ત્યાં શુકદેવજી આવ્યા છે તે કહે છે:

**स विष्णुरातोऽतिथय आगताय**
**तस्मै सपर्यां शिरसाऽऽजहार ।**
**ततो निवृत्ता ह्यबुधाः स्त्रियोऽर्भकाः**
**महासने सोपविवेश पूजितः ॥ २९ ॥**

**શબ્દાર્થ:**—આવેલા અતિથિ એવા શ્રીશુકદેવજીને પરીક્ષિત્ રાજાએ મસ્તકથી પૂજા અર્પણ કરી. ત્યાર પછી તેમની પાછળ વીંટાયેલા, અજ્ઞાની લોકો, સ્ત્રીઓ અને બાળકો પાછાં ફરી ગયાં, અને પુજાયેલા શુકદેવજી મોટા આસન ઉપર વિરાજ્યા.

**ભાવાર્થ:**—મૂળમાં સઃ એમ લખ્યું છે, તે રાજા ઊભા જ છે એમ બતાવ્યું છે. અહીં "વિષ્ણુરાત" એવું પરીક્ષિતનું નામ લખ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે તેટલા જ માટે ભગવાને મારી રક્ષા કરી છે, એવું રાજાને જ્ઞાન છે.

શ્રીશુકદેવજી અતિથિ છે એટલે " અનિત્યપણે તે રહે છે તેથી અતિથિ કહેવાય છે, એવું વચન હોવાથી, શુકદેવજી કોઈ સ્થળે નક્કી કરેલા સમય પ્રમાણે પધારતા નથી જ. તેવા મુનિને શું આપવું, એમ જાણવાની ઈચ્છા થાય ત્યાં આત્માને જ તે મુનિ યોગ્ય છે એમ જાણીને રાજાએ મસ્તક વડે પૂજા અર્પણ કરી છે, અર્થાત્ તેમને પોતાનું મસ્તક અર્પણ કર્યું. ત્યાર પછી બીજી રીતે જણાવવા માટે, અજ્ઞાની લોકો, સ્ત્રીઓ અને બાળકો,

તમોગુણ, રજોગુણ, અને સત્ત્વગુણનાં કાર્યરૂપે, શુકદેવજીએ ગ્રહણ કરેલાં હતાં, તેને ત્યાગ કર્યો તે કહે છે કે ત્યારપછી ગુણના કાર્યરૂપ તે ત્રણે ટોળાં પાછાં ફર્યાં. ત્યાર પછી જેમની પૂજા થયેલી છે તેવા શુકદેવજી મોટા આસન ઉપર એટલે રાજાને બેસવા લાયક આસન ઉપર બેઠા. (૨૯)

ત્યાર પછી સર્વે ઋષિઓ દૂર બેઠા હતા તે પણ ચોતરફ શુકદેવજીની સમીપમાં બેઠા તે કહે છેઃ

**स संवृतस्तत्र महान् महीयसां**
**ब्रह्मर्षिराजर्षिदेवर्षिसङ्घैः ।**
**व्यरोचतालं भगवान् यथेन्दु-**
**र्ग्रहर्क्षतारानिकरैः परीतः ॥ ३० ॥**

**શબ્દાર્થ**:—બ્રહ્મર્ષિ, રાજર્ષિ અને દેવર્ષિના સમૂહ વડે વીંટાયેલા છે, અને જ્ઞાનીઓમાં મોટા એવા ભગવાન શ્રીશુકદેવજી, ગ્રહ નક્ષત્રો અને તારાના સમૂહ-વડે ચંદ્રમા જેમ શોભે તેમ ઘણા જ શોભવા લાગ્યા.

**ભાવાર્થ**:—બ્રહ્મર્ષિ વગેરે સર્વેથી વીંટાઇને બેઠા તેનાં કારણ કહે છે કે શુકદેવજી જ્ઞાનીઓને પણ જ્ઞાન આપનારા છે. બ્રહ્મર્ષિ વગેરેના તેજ વડે, શુકદેવજીમાં તેજનો વધારો થયો છે, પણ તેઓના તેજથી શુકદેવજીના તેજને હાનિ થઇ નથી. તે કહે છે કે શુકદેવજી શોભવા લાગ્યા. તેમના પ્રાકૃત ગુણ નથી, તે કહે છે કે તે ભગવાન છે, એટલે સાક્ષાત્ ભગવાન જ શુકદેવજીના રૂપે પધારેલા છે. ત્યારે તેની મોટાઈ દરેક સ્થળમાં પ્રસિદ્ધ થઈ છે એમ બતાવવા માટે દૃષ્ટાંત કહે છે કે જેમ બુધ વગેરે ગ્રહો વડે અને અશ્વિની વગેરે નક્ષત્રો વડે, તેમ જ બીજા પરચૂરણ તારાઓના સમૂહથી યુક્ત ચંદ્રમા આકાશમાં શોભે છે, તેવી રીતે શુકદેવજી શોભવા લાગ્યા. બ્રહ્મર્ષિ રાજર્ષિ અને દેવર્ષિ એમ ત્રણ પ્રકારના ઋષિઓથી વીંટાયેલા છે તે માટે દૃષ્ટાંતમાં પણ ગ્રહ, નક્ષત્ર અને તારાના સમૂહ વડે વીંટાયેલો ચંદ્ર કહેલો છે ત્યાં પણ ત્રણ ભેદ કહ્યા છે. (૩૦)

પરીક્ષિતે ઋષિઓને પ્રશ્ન કર્યો હતો તે જ સમયમાં શુકદેવજી આવેલા છે માટે શુકદેવજીને જ પૂછવું, બીજાને ન પૂછવું, એમ ભગવાનની ઇચ્છા જાણીને હવે શુકદેવજીને પૂછે છેઃ

**प्रशान्तमासीनमकुण्ठमेधसं**
**मुनिं नृपो भागवतोऽभ्युपेत्य ।**
**प्रणम्य मूर्ध्नाऽवहितः कृताञ्जलि-**
**र्नत्वा गिरा सूनृतयाऽन्वपृच्छत् ॥ ३१ ॥**

**શબ્દાર્થ:**—અત્યંત શાંત, બેઠેલા, જેમની બુદ્ધિ જરા પણ કુંઠિત થયેલી નથી, એવા મુનિ શુકદેવજીને, ભગવાનના ભક્ત રાજા પરીક્ષિત્ સમીપમાં જઇને મસ્તક વડે પ્રણામ કરીને, તત્પર રહ્યા થકા, હાથ જોડીને મધુર અને સત્યવાણી વડે પૂછવા લાગ્યા.

**ભાવાર્થ:**—આ શ્લોકમાં ગુરુ તથા શિષ્યના ધર્મો કહેવાય છે, તેમાં જ્ઞાન, જ્ઞાનનું કર્મ, અવ્યગ્રપણું, અને સાધન, એ ચાર ગુરુના ધર્મો છે તે પહેલાં કહે છે. અત્યંત શાંતિ એ જ્ઞાનનું કાર્ય છે. બેઠા છે એમ કહ્યું છે તે અવ્યગ્રતા બતાવી છે. તેમનું જ્ઞાન કોઈ સ્થળે અટકતું નથી. શુકદેવજીની બુદ્ધિ પ્રાકૃત હશે એમ કોઇ સંભાવના કરે, તે દૂર કરવા માટે અહિં **मेघस्** શબ્દ વાપર્યો છે. અને મુનિ કહેલા છે તેથી, શુકદેવજીનું સાધનરૂપ મનન બતાવ્યું છે. એમ ગુરુના ચાર ગુણો બતાવ્યા છે. હવે શિષ્યોના ગુણ બતાવવા માટે કહે છે કે જ્યારે કોઈ મોટો શિષ્ય હોય ત્યારે તેને ગૂઢ અર્થ પણ કહેવો જોઇએ તે માટે રાજાપણું અને ભગવાનના ભક્તપણું કહેલું છે.

ત્યાર પછી શિષ્યોના છ ધર્મો કહે છે: પ્રથમ તો ગુરુની સન્મુખ જવું, પછી શરીર વડે સાષ્ટાંગ નમસ્કાર કરવા, તે પછી સાવધાનપણે રહેવું, તે પછી પ્રાર્થના કરવા માટે હાથ જોડવા, તે પછી વાણી વડે નમસ્કાર કરવા અને તે પછી મધુર વાણીથી પ્રશ્ન કરવો, અથવા સત્ય વાણીથી પ્રશ્ન કરવો. એ છ ગુણો શિષ્યોમાં જોઈએ ત્યારે શ્રવણ સફળ થઈ શકે છે. (૩૧)

પ્રશ્ન કરવા માટે પહેલાં રાજા શુકદેવજીની સ્તુતિ કરે છે:

राजोवाच ।

**अहो अद्य वयं ब्रह्मन्सत्सेव्याः क्षत्रबन्धवः ।**
**कृपयाऽतिथिरूपेण भवद्भिस्तीर्थकाः कृताः ॥ ३२ ॥**

**શબ્દાર્થ:**—અહો એટલે આશ્ચર્ય છે કે અમો ક્ષત્રબંધુઓ છીએ તોપણ આજ સત્પુરુષોએ સેવવા યોગ્ય થયા, કેમકે તમારાથી કૃપા વડે અને અતિથિના રૂપ વડે અમો તીર્થરૂપ કરાયા છીએ.

**ભાવાર્થ:**—જેમ પ્રથમ ઋષિઓ પાસે પોતાની પ્રશંસા કરી હતી તે ઋષિઓની પ્રશંસા માટે હતી, તેવી રીતે અહીં પણ પોતાની પ્રશંસા કરે છે તે શુકદેવજીની પ્રશંસા કરવા માટે છે. શુકદેવજી બ્રહ્મરૂપ થયા છે, તેનો સાક્ષાત્કાર બહાર થયો છે એ આશ્ચર્ય બતાવે છે. તે માટે **अहो** અવ્યય મૂળમાં કહ્યો છે. "હે બ્રહ્મન્" એવું જે સંબોધન આપ્યું છે તે તમે બ્રહ્મરૂપ છો એમ સિદ્ધ કરે છે. અમે સત્પુરુષોએ પણ સેવા કરવા યોગ્ય થયા છીએ. અને હવે પછી જનક વૈદેહીની માફક ઉપદેશક તરીકે પણ અમને અધિકાર મળશે.

છે કે સ્વભાવથી તો અમો ક્ષત્રબંધુઓ છીએ એટલે જેના ક્ષત્રિયો બંધુરૂપે અર્થાત અમે ક્ષત્રિયના વંશમાં ઉત્પન્ન થયા છીએ પણ અમે ક્ષત્રિયોના ધર્મવાળા નથી. સત્પુરુષોથી સેવ્ય થવું તો દૂર રહ્યું, પણ બ્રાહ્મણોના ચરણ ધોયાનું જળ પડે તે સ્થળથી પણ છેટા રહે એવું રાજાઓનું કુળ છે, એમ પહેલાં કહ્યું છે.

શુકદેવજી આવ્યા તેથી જ સત્પુરુષોને સેવા કરવા લાયક તરીકેની યોગ્યતા તમારામાં શી રીતે થઇ, એમ શંકા થાય ત્યાં કહે છેઃ ગંગાજી વગેરેમાં તમે સ્નાન કરો છો તે તમારા સંબંધને લીધે જેમ ગંગાદિકને તીર્થરૂપ કરો છો, તેમ અમે ઘરમાં રહેલાં છીએ તેને, કૃપા કરીને, અતિથિરૂપે તમે પધારીને તીર્થરૂપ કરેલા છે; તેથી અમારામાં તીર્થપણું ગૌણ (સારું લગાડવા પૂરતું) નથી, પણ મુખ્ય જ છે. (૩૨)

ગંગાદિકમાં સ્નાન કરવામાં તો જલનો અને દેહનો સંયોગ થવાથી, તેમાં પાપી પુરુષો નહાયા હોય, તેનું જે પાપ રહ્યું હોય છે તે સ્નાન દ્વારા સ્નાન કરનારા સત્પુરુષોમાં જાય છે, તેથી તે જળ તીર્થરૂપ થાય છે, અને અહીં ગૃહસ્થને તો કેવળ સત્પુરુષો પધારીને જ કેવી રીતે તીર્થરૂપ કરી શકે, એવી શંકા થાય ત્યાં કહે છેઃ

**येषां संस्मरणात्पुंसां सद्यः शुद्ध्यन्ति वै गृहाः ।**
**किं पुनर्दर्शनस्पर्श–पादशौचासनादिभिः ॥ ३३ ॥**

**શબ્દાર્થઃ**—જેના સ્મરણ માત્રથી જ પુરુષોનાં ઘરો જલદી પવિત્ર થાય છે, ત્યાં તેના દર્શન-સ્પર્શ ચરણનું સજળ અને આસનાદિક વડે ઘર શુદ્ધ થાય તેમાં શું કહેવું ?

**ભાવાર્થઃ**—ઘરમાં રહીને તમારું જે સ્મરણ થાય છે, તે સ્મરણ વડે જેમ સ્પર્શથી અંધકાર દૂર થાય છે તેમ દરેક ઘરોની અશુદ્ધિ દૂર કરાય છે, ત્યાં પછી કરોડો સૂર્યથી પણ અધિક પ્રકાશ કરનારું અને દરેક જ્ઞાનેન્દ્રિયોને પવિત્ર કરનારું તમારું દર્શન થાય, જલની માફક શાક્ષાત્ પાપને દૂર કરનારો તમારો સ્પર્શ થાય, ભગવાનના ચરણજળની માફક અલૌકિક જન્મને આપનાર તમારા ચરણનું જળ પ્રાપ્ત થાય, અને પૂજાના અંગ તરીકે રહેલાં આસનો વગેરે આપને અર્પણ કરાયેલાં હોય છે, તે બધાંય દરેક પુરુષાર્થને સિદ્ધ કરનારાં છે; તે પ્રમાણે આપની પરિચર્યા કરવામાં આવે તો તેથી ઘરની શુદ્ધિ થાય તેમાં શું કહેવું ? માટે ઘરો તીર્થરૂપ થાય તે યોગ્ય જ છે.

જે પાપના નિવારણ માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્તો બતાવ્યાં નથી, તેવાં પાપો સત્પુરુષોના આવવાથી જતાં હોય તો ભલે જાઓ, પણ જે પાપોનાં

પ્રાયશ્ચિત્તો ધર્મશાસ્ત્રોમાં કહ્યાં છે, તેવાં પાપો નિવૃત્ત થતાં નહિ હોય એમ નિશ્ચય થાય છે, કારણ કે તેવાં પાપો સત્પુરુષના કેવળ આવવાથી જ જતાં હોય તો ધર્મશાસ્ત્રમાં જે તેનાં પ્રાયશ્ચિત્તો લખ્યાં છે તે બધાં નિરર્થક થઈ જાય! એવી શંકા કરીને કહે છેઃ

**सान्निध्यात्ते महायोगिन् पातकानि महान्त्यपि ।**
**सद्यो नश्यन्ति वै पुंसां विष्णोरिव सुरेतराः ॥ ३४ ॥**

**શબ્દાર્થઃ**—હે મહાયોગી, વિષ્ણુ નજદીકમાં વિરાજતા હોય તો જેમ દૈત્યો નષ્ટ થઈ જાય છે, તેમ તમારા કેવળ સાન્નિધ્યથી જ પુરુષોનાં મોટાં પાપો પણ જલદી નષ્ટ થઈ જાય છે.

**ભાવાર્થઃ**—દરેક પ્રાયશ્ચિત્તો પ્રમાણબલથી કહ્યાં છે. અહીં પ્રમેય-બલથી પ્રાયશ્ચિત્ત કહે છે કે સત્પુરુષોના સાન્નિધ્યથી જ પાપ દૂર થાય છે. યોગ વડે પોતાનો પુરુષાર્થ સાધનાર હોય, તે યોગી કહેવાય છે અને મહાયોગી તો પોતાના યોગબલ વડે બીજાને પણ સર્વ વસ્તુને સિદ્ધ કરનારા હોય છે. તેમાં પાપની નિવૃત્તિ થવી એ તો તમારું આનુષંગિક (એક મુખ્ય કાર્યમાં બીજું પેટા કાર્ય થાય તે) કાર્ય છે. તે કહે છે કે મહાપાતકો હોય છે તે પણ તમારા કેવળ સન્નિધાનથી જ નષ્ટ થઇ જાય છે. વારંવાર સન્નિધિ અથવા સ્થિતિની પણ અપેક્ષા રાખતાં નથી. તેમાં પ્રમેયબળ જ કારણરૂપ છે એ માટે દૃષ્ટાંત આપે છે કે જેમ વિષ્ણુ ભગવાન્ નજદીકમાં જ વિરાજતા હોય તો દેવતાઓની ઈર્ષ્યા કરનારા મોટા દૈત્યો નાશ પામે છે, તેમ જ તમારા વિરાજવાથી આસપાસનાં પણ દરેક પાપો નષ્ટ થઈ જાય છે. (૩૪)

**अपि मे भगवान्प्रीतः कृष्णः पाण्डुसुतप्रियः ।**
**पैतृस्वस्त्रेयप्रीत्यर्थं तद्गोत्रस्यात्तबान्धवः ॥ ३५ ॥**

**શબ્દાર્થઃ**—હું એવી સંભાવના કરું છું કે પાંડવો જેને પ્રિય છે અને પિતાની બહેન ફોઈબાના પુત્રોની પ્રીતિ માટે, તેઓના ગોત્રનું બંધુપણું જેમણે ગ્રહણ કરેલ છે તેવા શ્રીકૃષ્ણભગવાન્ મને પ્રસન્ન થયા છે.

**ભાવાર્થઃ**—વળી હું ઉપાય નહિ કરું તો, બ્રહ્મદંડ (બ્રાહ્મણના શાપ)થી બળી ગયેલાનો વિસ્તાર થશે નહિ. એમ ધારીને ભગવાને જ આ ઉપાય કરેલો છે. તે પણ ભગવાને પ્રસન્ન થઈને આ ઉપાય કરેલ છે, કારણ કે તેમ કરવામાં પોતાને શ્રમ પડતો નથી, અને બીજાના પાપની નિવૃત્તિ થાય છે. જો તેમ પ્રભુ ન કરે તો તે કાર્ય પોતાને કરવું પડે.

કયા કર્મથી તમારા ઉપર ભગવાન્ પ્રસન્ન થાય, એમ પ્રશ્ન થાય તો ત્યાં કહે છે કે ભગવાનને પાંડુ રાજાના પુત્રો ઘણા જ પ્રિય હતા.

તેમાં તમારે શું લાગે ? એમ શંકા થાય તો કહે છે કે પોતાના પિતાની બહેન કુંતીજી થાય છે, તેથી ફોઇના દીકરાઓ ઉપર પ્રીતિ રાખવા માટે ભગવાન મારી ઉપર પ્રસન્ન થયા છે, તેથી પિતા અને તેમની બહેનની પ્રીતિનો પણ આક્ષેપ થઇ જાય છે કે તે બન્નેની પ્રીતિ માટે મારા ઉપર શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા છે, કારણ કે પાંડવોના કુલનું બંધુપણું શ્રીકૃષ્ણ ભગવાને ગ્રહણ કર્યું છે. અથવા બંધુપણું જ સ્વીકારેલું છે તેની પ્રીતિ સારુ તેના વંશજો ઉપર હિત કર્યું છે. (૩૫)

આ પ્રસંગને સિદ્ધ કરનાર તર્ક કહે છેઃ

**अन्यथा तेऽव्यक्तगतेर्दर्शनं नः कथं नृणाम् ।**
**नितरां म्रियमाणानां संसिद्धस्य वनीयसः ॥ ३६ ॥**

**શબ્દાર્થઃ**—જો ભગવાન્ પ્રસન્ન થયા ન હોય તો નિરંતર મરણ થવામાં તૈયાર થયેલા એવા અમો મનુષ્યોને, સારી રીતે સિદ્ધ થયેલા પુરુષાર્થો માગો, હું આપીશ, એવી યાચના કરનારા, અને જેમની ગતિ જાણવામાં આવતી નથી એવા આપનું દર્શન ક્યાંથી થાય ?

**ભાવાર્થઃ**—લોકમાં જેની ગતિ સ્પષ્ટ નથી, એટલે સ્વસ્થ મનુષ્યને પણ તમારું દર્શન દુર્લભ છે, ત્યાં પછી મૃત્યુએ જેનો ગ્રાસ કરેલો છે તેવાઓને તો તમારું દર્શન કેવી રીતે થાય ? જે અદૃષ્ટને લીધે તુચ્છ એવા પુરુષપણાને અને મૃત્યુના સંબંધને અમો પામ્યા છીએ, તેવાઓને તે બન્ને દૂર કરનાર તમે જ છો. તેનું દર્શન કાંઇ અદૃષ્ટથી સિદ્ધ થવાનું નથી, પણ ભગવાનથી સિદ્ધ થાય તેમ છે. એવી રીતે તુચ્છ નરપણું અને મરણનો સંબંધ એ બન્નેને દૂર કરે એવું આપનું સ્વરૂપ છે. તે કહે છે કે તમે સારી રીતે સિદ્ધ થયેલા છો. ઔષધમાં પણ જે સારી રીતે સિદ્ધ થયેલો રસ હોય તે દરેકના મૃત્યુનું નિવારણ કરી શકે છે, તેમ તમે બીજાનું મૃત્યુ પણ નિવૃત્ત કરનારા થયા છો, અને યાચના કરનારાઓમાં પણ તમે ઉત્તમ છો, એટલે યાચકો તો બીજાના પદાર્થને લઇ જાય છે અને તમે તો ઉત્તમ છો તેથી બીજાઓને ઘેર જઇને " સર્વ પુરુષાર્થો આપીશ, તમો માગણી કરો " એવું બોલનારા છો. તેવા ક્ષુદ્ર નરભાવને દૂર કરનારા એવા આપનું દર્શન થાય થાય તે ભગવાનથી જ સિદ્ધ થાય તેવું છે. (૩૬)

માટે તમારું દર્શન દૃષ્ટ (દેખાય તેવું) ફળ આપવા માટે જ પુરુષાર્થને સાધનારું થાઓ તે માટે કાંઇક પૂછું છું, એમ રાજા કહે છેઃ

**अतः पृच्छामि संसिद्धिं योगिनां परमं गुरुम् ।**
**पुरुषस्येह यत्कार्यं म्रियमाणस्य सर्वथा ॥ ३७ ॥**

**यच्छ्रोतव्यमथो जाप्यं यत्कर्तव्यं नृभिः प्रभो ।**
**स्मर्तव्यं भजनीयं वा ब्रूहि यद्वा विपर्ययम् ॥ ३८ ॥**

**શબ્દાર્થ:—માટે યોગીઓના સારી રીતે સિદ્ધરૂપ પરમ ગુરુ, એવા તમને હું પૂછું છું કે સ્વતંત્ર પુરુષ અને મરણની તૈયારીમાં થયેલા પુરુષને જે કર્તવ્ય હોય તે કહો. જે સાંભળવાનું હોય, જે જપવાનું હોય, જે સ્મરણ કરવાનું હોય અને જે ભજન કરવાનું હોય તે અને જે કાંઈ વિપરીત (ઊલટું) હોય તે પણ કહો.**

**ભાવાર્થ:**—યોગીશ્વરો વિદ્યમાન છે, તેઓને છોડીને મને જ કેમ પૂછો છો, એમ શંકા થાય ત્યાં કહે છે કે યોગીઓની સિદ્ધિરૂપ તો તમે જ છો. અર્થાત્ તમારાથી જ યોગીઓની સિદ્ધિ થાય છે. જેમ ઘણા વખતના યોગથી કોઈ પ્રકારની અલૌકિક સિદ્ધિ થાય છે, તે પ્રમાણે તમે યોગીઓને આવી મળ્યા છો, કેમકે તેઓને સમગ્ર પુરુષાર્થ આપો છો. વળી તમે યોગીઓના જ ગુરુ છો એટલે જ્ઞાન આપનારા છો, અને જ્ઞાન દ્વારા એ મોક્ષ આપનાર પણ તમો છો. યોગીઓને તમે જ પરમ છો; એટલે પર એવા જે વાસુદેવ ભગવાન્ તે જેનાથી જાણી શકાય તે "પરમ" કહેવાય છે. તેવી રીતે તમે ભક્તિ આપો છો. તેથી ભગવાનનું સ્વરૂપ સમજી શકાય છે; માટે તમે પરમ છો. અથવા તમે ભક્તિ આપો છો તેથી ઉત્તમ છો; માટે હું તમને પૂછું છું.

એમ પૂછવામાં કારણ કહીને હવે પૂછે છે કે સાંભળવાં વગેરે કર્મો પાંચ પ્રકારનાં છે. અને તેનાથી ઊલટા વિષયનો પ્રશ્ન છે, એટલે તે કર્મો પાંચ પ્રકારનાં છે. આમ દશ પ્રકારનાં કર્મો તો છે, અને સ્વતંત્ર જીવતો હોય ત્યારે કર્મ કરનાર અને મરવાને તૈયાર થયેલો, એમ બે પ્રકારના કર્તા છે. તે એક એક કર્તાનાં દશ દશ કર્મ છે, તેથી બે કર્તાનાં વીશ કર્મ જો કે થાય તોપણ પાંચ પ્રકારનાં વિપરીત કર્મમાં સંબંધ નથી, એટલે જીવતો હોય તેને કરવાનાં પાંચ કર્મોમાં, મરવાને તૈયાર થયેલા પુરુષનો સંબંધ નથી અને મરવાને તૈયાર થયેલાઓનાં પાંચ કર્મોમાં જીવતા માણસનો સંબંધ નથી.

હવે કર્તા તો બે પ્રકારના નક્કી કરેલા જ છે. તે બે અને અક્કેકનાં પાંચ પાંચ કર્મો મળીને દશ પ્રકારનાં કર્મો તે બાર પ્રકારનાં થાય છે. તેમાં પ્રથમ કહે છે કે અહીં જ ગૃહસ્થાશ્રમમાં રહેલા જીવતા પુરુષને જે કરવાનું હોય તે કહો. બીજું કહે છે કે મરવાને તૈયાર થયેલાને જરૂરિયાતનું જે કર્મ હોય તે કહો. હવે સાધારણપણે કહે છે કે મરવાને તૈયાર થયેલો હોય, અથવા જીવતો હોય, તેને જે સાંભળવા લાયક હોય તે કહો, એટલે કર્ણેન્દ્રિયનો વ્યાપાર કયાં કરવો તે કહો.

આ પ્રશ્નથી બહારની જ્ઞાનેંદ્રિયોના ભેદો કહેલા સમજવાના છે.

હવે બીજી પ્રક્રિયાથી પૂછે છે, એમ બતાવવા માટે **अथो** અવ્યય આપેલ છે; એટલે વાણી તથા મન બન્ને ભેળાં થઈને, જે જપ કરવાનો હોય તે કહો. એટલે જપમાં વાણી તથા મન એકાગ્ર રાખવાં જોઈએ. એમ બે જ્ઞાનેંદ્રિયનું કર્તવ્ય પૂછીને હવે કેવળ કર્મેંદ્રિયનું કર્તવ્ય પૂછે છે કે સાધારણ માણસોએ જે કરવાનું છે તે કહો. તેવી રીતે કહેવામાં તમારું સામર્થ્ય છે એમ બતાવવા માટે **प्रभो** એવું સંબોધન આપેલું છે. એમ વૈદિક માર્ગ વડે ત્રણ પ્રશ્ન કરી, હવે ભક્તિમાર્ગ વડે બે પ્રશ્ન કરે છે કે શું સ્મરણ કરવા યોગ્ય છે, અને શું ભજન કરવા યોગ્ય છે, તે કહો. સ્મરણ કરવું તે અંદરનું કાર્ય છે અને ભજન કરવું તે બહારનું કાર્ય છે. મૂળમાં **वा** અવ્યય છે તેથી એવો પણ નિયમ નથી, પણ અંદર પણ પ્રભુનું ભજન થઈ શકે છે, અથવા નિષેધ-મુખથી કહ્યું એટલે આ કર્તવ્ય નથી એમ કહેવાથી બાકીનાં રહેલાં કર્તવ્ય છે એમ બતાવે છે, તે માટે નહિ કરવાનું કહેશો તે સિવાયનું દરેક કરવાનું છે એમ સમજી શકાશે. જો નહિ કરવાનું કર્મ નહિ કહો તો બન્ને પ્રકારનું કર્તવ્ય પ્રાપ્ત થશે.

પાંચ નખવાળાં પાંચ પશુ ભક્ષણ કરવા યોગ્ય છે, એમ કહેવાથી જેમ બાકી રહેલાં ભક્ષણ કરવા યોગ્ય નથી એમ જણાય છે, અને ઋતુકાલમાં સ્ત્રી સાથે સમાગમ કરવો એમ કહેવાથી ઋતુકાલ સિવાય નહિ જવાનો જેમ બોધ થાય છે, તેમાં નિયમવિધિ માનવાથી કર્તવ્ય અને અકર્તવ્યનો બોધ થાય છે, પણ બન્ને કર્તવ્ય તરીકે છે તેવો બોધ થતો નથી, તે પ્રમાણે અહીં પણ નિયમવિધિ પ્રમાણે કર્તવ્ય બતાવાય તો બન્ને કરવાનું પ્રાપ્ત નહિ થાય, માટે વિપરીત પણ કહો. એવો પ્રશ્ન કેમ કર્યો, એવી શંકા ન કરવી, કારણ કે કેવળ જો કર્તવ્ય જ કહે અને તેમાં નિયમવિધિ માનીએ ત્યારે તે સિવાયનું કાંઈ કર્મ નહિ કરવાનું પ્રાપ્ત થયું, તેમાં આવશ્યક એવા દેહાદિક ધર્મનો પણ બાધ આવે; માટે જે વિપરીત હોય તે પણ કહેવું એમ પૂછયું છે; માટે આ કરવું અને આ ન કરવું એમ સમજાવો. (૩૭-૩૮)

એક સમયમાં જ બધું કેમ પુછાય છે ? ત્યાં કહે છેઃ

**नूनं भगवतो ब्रह्मन् गृहेषु गृहमेधिनाम् ।**
**न लक्ष्यते ह्यवस्थानमपि गोदोहनं क्वचित् ॥ ३९ ॥**

**શબ્દાર્થઃ**—હે બ્રહ્મન્ ગૃહસ્થાશ્રમીઓનાં ઘરોમાં તમારે રહેવાનો સમય તો ગાયને દોહીએ તેટલો વખત પણ રહેતો નથી, એમ હું માનું છું.

**ભાવાર્થ**:—ક્ષોભ ન થવા માટે તમે બ્રહ્મરૂપ છો, એવું સંબોધન આપ્યું છે. ગૃહસ્થાશ્રમીઓનાં ઘરોમાં તમારી સ્થિતિ જણાતી નથી. દૈવગતિ વડે ક્યારેક સ્થિતિ થાય, તોપણ જેટલા સમયમાં એક ગાય દોવાય તેટલો વખત થાય. તે પણ ભિક્ષા લેવા ગયા હો ત્યારે જે ઘરમાં ભિક્ષાનો જવાબ મળ્યો ન હોય, તે ઘરમાં ગાય દોહવાય તેટલો વખત તમે સ્થિતિ કરો છો. જો કે પરમહંસોને ભિક્ષાદિકનો નિયમ નથી, તેમાં વળી યોગીઓને તો ભિક્ષાદિકનો જરૂર નિયમ નથી, તેમાં પણ સાક્ષાત્ ભગવાનના ભાવને પ્રાપ્ત થયેલા મહાનુભાવને તો તે નિયમ છે જ નહિ.

તેમાં પણ જેઓની બુદ્ધિ ઘરમાં જ લાગેલી છે, એટલે કેવળ લોકની પ્રવૃત્તિમાં જ જેઓનો સ્વભાવ છે, તેવાઓના ઘરમાં તો તમારા જેવા ભગવાનના ભાવને પ્રાપ્ત થયેલાઓ ભિક્ષા કરવા જતા જ નથી. તેમાં પણ જેઓને ઘણો જ મોહ રહેલો છે, એવાં પુત્રાદિકવાળાંનાં ઘરમાં પણ તિરસ્કાર થવાનો સંભવ છે, માટે તેઓનાં ઘરોમાં ગાયને દોહવા જેટલો સમય પણ તમારા જેવા રહેતા નથી.

"વાનપ્રસ્થાશ્રમનાં સ્થાનકોમાં સર્વદા ભિક્ષા કરે" એમ પરમહંસના ધર્મનું વાકય છે, તેથી ગૃહસ્થાશ્રમીઓનાં ઘરોમાં તમારી સ્થિતિ હોય જ નહિ, તેમ છતાં કદાચ તમે ભિક્ષાને માટે આવ્યા હો અને ભિક્ષા ન આપે તો ગૃહસ્થાશ્રમીનું બધું પુણ્ય જતું રહે છે, તેવી શંકાથી તે ગૃહસ્થાશ્રમી કોઈ કામમાં જોડાયેલો હશે એવી સંભાવના કરીને ફક્ત ત્યાં ગાયને દોહવા જેટલા વખત તમે રહો છો.

ગૃહસ્થાશ્રમી ધર્મનાં કામમાં રોકાયેલો હોય અને ભિક્ષા આપવામાં વિલંબ થાય એમ જણાવવા માટે ફક્ત ગાયને દોહવા જેટલો સમય તેવાઓને ઘેર ઊભા રહે, તેથી અગ્નિહોત્રવાળા ગૃહસ્થાશ્રમીને ઘેર કયારેક ગાયને દોહવા જેટલો વખત સુધી રહે છે, એમ કહેવાનો અભિપ્રાય છે. (૩૯)

એવી રીતે રાજા પરીક્ષિતે પૂછ્યું ત્યારે ઉત્તર આપવા માટે શુકદેવજીએ યત્ન કર્યો એમ સૂતપૌરાણિક કહે છેઃ

सूत उवाच ।

**एवमाभाषितः पृष्टः स राज्ञा श्लक्ष्णया गिरा ।**
**प्रत्यभाषत धर्मज्ञो भगवान् बादरायणिः ॥ ४० ॥**

**શબ્દાર્થ**:—એવી રીતે રાજા પરીક્ષિતે કોમળ વાણીથી સ્તુતિપૂર્વક પુછાયેલા, ધર્મને જાણનારા, વ્યાસજીના પુત્ર, ભગવાન્ શુકદેવજી ઉત્તર આપવા લાગ્યા.

**ભાવાર્થ**:—રાજા પરીક્ષિતે શુકદેવજીની સ્તુતિ કરી છે અને સ્નેહનો પ્રકાશ કરે તેવી વાણીથી પ્રશ્ન કર્યો છે, કોઇ વક્ર શબ્દથી પૂછયું નથી, ત્યારે પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર શ્રી શુકદેવજીએ દ્વિતીયસ્કંધના પ્રારમ્ભથી આપ્યો છે. શુકદેવજી બ્રહ્મને જાણનારા છે; તેથી તેમને તે પ્રમાણે ઉત્તર આપવામાં કારણ કહે છે કે તેઓ પોતે ધર્મને જાણનારા છે, એટલે "સભામાં પ્રશ્ન થાય ત્યારે જવાબ આપે નહિ અથવા ઊંધો જવાબ આપે તો તે માણસ ઘાતકી થાય છે" એમ મનુસ્મૃતિ વગેરેમાં લખ્યું છેઃ તેના ધર્મને જાણનારા શુકદેવજી છે, અર્થાત્ નહિ બોલવું તેનો નિષેધ છે, તે પોતે જાણે છે. ઉત્તર આપવામાં પણ પોતાને કોઈ જાતની હરકત નથી, એમ જણાવવા માટે કહે છે કે તે ભગવાન્ છે. ઉત્તર આપવાની જરૂરિયાત જણાવવા માટે કહે છે કે તે વ્યાસજીના પુત્ર છે. તે ઉત્તર ન આપે તો વ્યાસજીએ ભાગવત કર્યું છે તે નિરર્થક થઇ જાય, માટે પોતાનું શરીર વ્યાસજીથી ઉત્પન્ન થયું છે તે માટે તેનો બદલો વાળવા માટે પણ શુકદેવજીએ ઉત્તર આપ્યો છે. એવી રીતે શુકદેવજીએ ઉત્તર આપવા માંડયો છે ત્યાંસુધીના કૃત્યનું પ્રથમસ્કંધમાં નિરૂપણ કર્યું છે. (૪૦)

(હવે શ્રીસુબોધિનીજીમાં છેવટે કારિકાઓ શ્રીમદાચાર્યચરણે આપી છે તે અર્થ સહિત લખાય છેઃ)

> आद्यस्कन्धस्य विवृतिः श्रीकृष्णचरणाम्बुजे ।
> निवेदितातियत्नेन वाक्पुष्पाञ्जलिरुज्ज्वला ॥ १ ॥
> सुज्ञेषु हस्तयुगलं पुरतो विधाय
> विज्ञापयामि मुरवैरिपदाब्जनिष्ठः ।
> उच्छृङ्खलापि विवृतिर्मम चिन्तनीया
> श्रीकृष्णपादयुगले विनिवेशितेति ॥ २ ॥

પ્રથમસ્કંધનું વિવરણ કરવા માટે જે ઉજ્જવલ વાણી તે વાણીની પુષ્પાંજલિ, અત્યંત પરિશ્રમ કરીને શ્રીકૃષ્ણ પ્રભુના ચરણકમલમાં નિવેદિત કરી છે. (૧)

હવે શ્રીમદાચાર્યચરણ કહે છે કે મુર દૈત્યના શત્રુ[૧] જે શ્રીકૃષ્ણ ભગવાન છે તેમના ચરણકમળમાં હું નિષ્ઠાવાળો છું; તેથી હું સુજ્ઞ પુરુષોની પાસે, બે

---

૧ સોળ હજાર રાજકન્યાને ભગવાનની પ્રાપ્તિ થવામાં પ્રતિબંધક તરીકે મુર નામનો દૈત્ય હતો. તેના શત્રુ શ્રીકૃષ્ણ છે. તેમ કહેવાથી જેમ તે કન્યાઓને પ્રભુમાં આસક્તિ હતી તો પ્રભુએ પોતે જ મુર દૈત્યને મારીને તેઓનો સ્વીકાર કર્યો, તેવી રીતે જેને શ્રીકૃષ્ણના ચરણકમળમાં આસક્તિ હશે, તેવા ભક્તોને પ્રભુની પ્રાપ્તિ થવામાં કોઈ પ્રતિબંધ આવશે, તેને ભગવાન્ દૂર કરશે, અને તે જીવને સ્વીકારશે. એમ બતાવવા માટે અહીં મુર દૈત્યના શત્રુ એવા શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં નિષ્ઠા બતાવેલી છે.

હાથ આગળ ધરીને વિજ્ઞાપના કરું છું કે મારી કરેલી આ વિવૃતિ ઉચ્છૃં-ખલ કદાચ હોય અર્થાત મર્યાદાને છોડી દેનારી હોય તોપણ તે શ્રીકૃષ્ણ ભગવાનનાં બન્ને ચરણારવિંદમાં પધરાવી છે; તે માટે એ વિવૃતિ ચિંતન કરવા જેવી છે. અર્થાત્ સમગ્ર શ્રીસુબોધિનીજીનું તાત્પર્ય શ્રીકૃષ્ણનાં બન્ને ચરણકમલમાં જ યોજેલું છે; માટે તે વિવરણ વિચારવા લાયક છે. (૨)

(આવી રીતે પુષ્ટિભકતોને શિક્ષણ આપવા માટે આચાર્યશ્રીએ પોતાનું અસાધારણ દૈન્ય પ્રકટ કરેલું છે.)

**ઇતિ શ્રીભાગવત—સુબોધિની—ભાવાર્થમાં પ્રથમ સ્કંધમાં ઉત્તમાધિકાર-પ્રકરણાંતર્ગત ઓગણીસમો અધ્યાય સંપૂર્ણ**

## પ્રથમ સ્કન્ધ સમાપ્ત

# ભાગવત-સ્કંધ ૧ લાની શ્લોકાનુક્રમણિકા

